નુમાન કરવાનું નથી. તેઓ તો ધર્મસહનશીલતાની મૂર્તિ છે. તેમની ધર્મ વિષયક ઉદાર બુદ્ધિથી તો આ આર્ટીકલ શરૂ થયો છે! નહીં તો શું મગદુર કે પ્રાચિન ખ્રીસ્તીઓ ધર્માંધ હતા એટલું સરખું એ સૂચવાય! પરંતુ ખ્રીસ્તીઓએ ધર્માંધતા સર્વથા ત્યાગવાને ઝાઝાં વર્ષ નથી થયાં. આજથી માત્ર ૭૫ વર્ષનીજ વાત છે કે ખુદ ઇંગ્લંડની પાર્લામેંટમાં યાહુદીઓને, બીજા કોઇજ કારણથી નહીં પણ યાહુદીઓ હોવા માટે સભાસદ થવાની બંધી હતી! તેનું કારણ એટલુંજ હતું કે, આજથી ૧૮૧૧ વર્ષ ઉપર વર્તમાન યાહુદીઓની ૫૬ મી પેઢીના માણસોએ ખ્રીસ્તીઓના પૂજ્યપાદ પેગંબર ઇસુ ખ્રીસ્તનો વધ કરાવવામાં આડકતરી મદદ કરી હતી! હજી પણ યાહુદીઓ પ્રતિનો વેર ભાવ યુરોપમાં સર્વથા નષ્ટ નથી થયો. ખ્રીસ્તી ધર્મમાં જે ગ્રીક અથવા ઇસ્ટર્ન (પૂર્વ યુરોપ) ચર્ચને નામે સંપ્રદાય છે, અને જેનો મુખ્ય ધર્માધ્યક્ષ રશીઆનો ઝાર છે તે સંપ્રદાયના વર્ગોને હજી યાહુદીઓ જોડે બાપે માર્યાં વેર છે. બસ. ઇસુને મરાવ્યા કેમ? એ હજી તેમને સાલે છે. જ્યારે પણ લાગ આવતાં રશીઆના ખ્રીસ્તીઓ યાહુદીઓની વિરૂદ્ધ ઉશ્કેરાઇ તેમની કતલ ચલાવે છે, તથા તેમના ઘરમાં લુંટફાટ ચલાવે છે. રશીઆ વારંવાર ફ્રાન્સમાં લોન ઉઘરાવવામાં નિષ્ફલ નીવડ્યાનું એક મુખ્ય કારણ અત્યાર સુધી એજ હતું કે યુરોપના સૌથી ધનાઢ્ય યાહુદી બેરન રોથ્સચાઇલ્ડના કુટુંબીઓ કે જેઓના પૈસા વડેજ સરકારો ટકે છે અને લડાઇઓ તથા લશ્કરના ખરચો નભે છે તે તથા બીજા યાહુદી નાણાવટીઓ, રશીઆમાં પોતાના યાહુદી જાત ભાઇઓ ઉપર દુઃખ પડતું હોવાથી, રશીઆની લોન ઉઘરાવવાની તજવીજને નિષ્ફલ કરતા. તેઓ લોન ન લે એટલે બીજાની લેવાની હીમ્મતજ ન ચાલે! હજી પણ ગમે તેવા સુધરેલા યુરોપીયનોના મોંમાંથી યાહુદી માટે ભુલમાં Damned જ્યુઝ (સત્યાનાસીઓ) બોલાઇ જશે! એ ગાળ દેવાનું પ્રયોજન બીજું કાંઇજ નહીં પણ પોતાના ધર્મપિતા ઇસુ વિરૂદ્ધ યાહુદીઓએ ૨૦૦૦ વર્ષ પર મૂર્તિપૂજક મતની રોમન સરકારને ચાડી ચુગલી કરેલી તેથી તે મહાત્માને ફાંસીએ ચડાવવામાં આવેલા તે! હજી પણ રોમન કેથલીકોમાં અતિશય ધર્માંધતા છે. અને પ્રોટેસ્ટંટો કાંઇ બહુ ગાંજ્યા જાય એવા નથી. અખંડ પ્રતાપી રાજા પંચમ જોર્જે, રાજસિંહાસન ધારણ કરતાં, પ્રોટેસ્ટંટ ધર્મનુંજ પાલન કરવાના શપથ લેતાં તેને જે શબ્દો બોલવાના હતા તેમાં રોમન કેથલીક ધર્મને ગાળો ભાંડવાના શબ્દો કાઢી નાંખવાની, ઘણી નાજુક લાગણી તથા ધર્મોદારતાથી સૂચના કીધી. આયર્લેન્ડના અલ્સ્ટર પ્રાંતના પ્રોટેસ્ટંટો, કે જેઓએ તો રોમન કેથલીક ધર્મ-પાળતા આઇરીશોનાં આયર્લેન્ડને મી. એસ્ક્વીથ સ્વરાજ્ય આપશે તો લડાઇ કરવા સારૂ ફંડ ઉભું કર્યું છે (!) તેઓએ રાજાની એ સૂચનાની વિરૂદ્ધ અનેક ઠરાવો કરીને, કેથલીકોને ચીડવવાનો નવો પ્રસંગ ઉભો કીધો હતો!! પ્રોટેસ્ટંટ પંથનું અસ્તિત્વ થતાં, રોમન કેથલીકોએ તેમના પ્રતિ જે શત્રુતા પ્રગટાવી હતી તેના જેવી તો ઠેઠ નહીં, પણ તેથી ઉતરતા પ્રકારની શત્રુતા મીલ. સ્પેન્સર વગેરે સ્વતંત્ર રેશનેલીસ્ટીક તથા એગ્નોસ્ટીક વિચારકો તથા ફીલસુફો પ્રતિ પ્રોટેસ્ટંટ પાદરીઓ દર્શાવતા રહ્યા હતા. હર્બર્ટ સ્પેન્સર ઇંગ્રેજી વિદ્વાનોની 'એથીનીયમ' ક્લબનો સભાસદ હતો. એક દહાડો તેના ગયા પછી એક બીશપ-ધર્માધ્યક્ષે એક પાદરી સભાસદને સ્પેન્સરવાળા ઓરડામાં ધૂપ કરતાં જોયો. તેને પુછતાં તેણે કહ્યું કે "એ નાસ્તિક, ઇશુનિંદક 'ઇન્ફીડલ' (સ્પેન્સર)ના આગમનથી આ સ્થાન અપવિત્ર થયું છે તે હું શુદ્ધ કરૂં છું!" કપિલાચાર્યને જો હીંદુ આસ્તિકો ઇશ્વરાસ્તિત્વનો સાંખ્ય દર્શનમાં અસ્વીકાર કરતા માને છે તેઓ પણ તેમને ઇશ્વરાવતાર માને છે, તેમના ધર્મોદારતા ક્યાં અને ખ્રીસ્તી પાદરીઓની આ ધર્માંધતા ક્યાં? પરંતુ અપવાદો અવગણી રાખતાં, સ્વીકારવું પડશે કે ઇજીપ્તવાસી...ની

ઓ, જેઓમાંના આપણા રાજકર્તાઓ એક ભાગ છે તેઓ સામાન્ય રીતે ધર્મ વિષે હવે ઘણા સહનશીલ છે. જો તેમ ન હોતે તો પાલીતાણા, શેત્રુંજા વગેરે પવિત્ર સ્થળે લૉર્ડ કર્ઝન જેવા મગરૂર વાઇસરૉય પોતાના બુટની દોરી ઢીલી કરતાં બહુ ઢીલ કરતે. જો તેઓ ધર્માંધ હતે તો પરધર્મીઓનાં દેવાલયો આગળ, તેમની કબરો આગળ તથા શબ સન્મુખ તેઓ ટોપી ન ઉતારતા હતે. પરંતુ આ સહનશીલતા વર્તમાન સમયમાંજ તેઓ શીખ્યા છે. આર્યો જેવી સ્વાભાવિક તેમને તે નહોતી. તેઓ તે **શીખ્યા છે.** હીંદુઓને સ્વાભાવિક હતી. તેમને તે શીખવી પડી નથી, કારણકે તે તેમનો મૂળબીજ ગુણ હતો.

રોમન મહા રાજ્યના મહારાજા કૉન્સ્ટનટાઇને ઇ. સ. ૩૧૩ ની આસપાસની સાલમાં ખ્રીસ્તી ધર્મનો " એન કૅન કારણેન " સ્વીકાર કીધો તે પછી ખ્રીસ્તીઓની સંખ્યા દિન પ્રતિદિન વધવા લાગી. અત્યાર સુધી તેઓ ધર્મ સહનશીલ હતા, અને અખ્રીસ્તી મૂર્તિપૂજકો જેઓનો બહુ મત હતો તેમને તેનો સદુપદેશ પણ કરતા. એ પેગનો એ પણ પોતાના સમયમાં ખ્રીસ્તીઓને અનેક વાર હેરાન કરવામાં તથા તેમનો ધર્મત્યાગ કરાવવાની ચેષ્ટા કરી હતી પરંતુ ઇતિહાસકાર ગીબન કહે છે કે " અનેકઇશ્વરવાદીઓ સર્વત્ર ધર્મસહનશીલ હોય છે જ. " (ડીક્લાઇન એન્ડ ફૉલ ઑફ ધી રોમન એમ્પાયર, વૉ. ૧ પ્રકરણ ૧૫ ); તેનું કારણ સ્પષ્ટ છે. અનેક દેવોને માનવાથી અનેક મતો માટે પણ માન આવેજ; માન ન હોય તોપણ ભય, તથા સંશય તો રહેજ, કે વખત છે હોય અને ન માનશું તો તિરસ્કૃત દેવ આફત મોકલશે! આથી પરધર્મના દેવને માનવા અથવા કમમાં કમ તેમનું અસ્તિત્વ સ્વિકારવા પુરતા સંસ્કાર તો બહુદેવ પૂજકોને પડી ચુક્યા હોય છે. તે સ્થિતિમાં બહુદેવ માનનારા પેગનો ખ્રીસ્તીઓની ઝાઝી વિરૂદ્ધ નહોતા. પાદરીઓએ તેઓ ધર્માંધ હતા તે સિદ્ધ કરવા બહુ બહુ પોથાઓ ભર્યાં છે. ઇતિહાસકાર ગીબન તે પોથાઓનું પૃથક્કરણ કરીને, તે અમાન્ય ઠરાવે છે. આથીજ ગીબનના રોમન રાજ્ય પરના અમર ઇતિહાસની બનતી નિંદા હજીએ પાદરી બહાદુરો કરવા ચુકતા નથી!

યાહુદીઓમાંથીજ ખ્રીસ્તીઓ ઉત્પન્ન થયા છે. બન્ને હજી "ઑલ્ડ ટેસ્ટામેંટ" નામક બાઇબલના પુરાણા ભાગને માને છે. પરંતુ ખ્રીસ્તીઓનાં 'ન્યુ ટેસ્ટામેંટ' ને યાહુદીઓ માનતા નથી, તેમજ યાહુદીઓનાં બીજાં પુસ્તકોને ખ્રીસ્તીઓ માનતા નથી. પ્રાચીન યાહુદીઓ તો ખ્રીસ્તીઓ કરતાં વધારે ધર્માંધ હતા. એ તો હવે એ સર્વવ્યાપક મારવાડીઓની વસ્તી દુન્યામાં થોડીજ લાખની રહી છે તેથીજ તેઓ ડાહ્યા ડમરા અને સીધા પાંસરા થઇ ગયા છે. તેમનો ભટુમન ( મૅજોરીટી ) હતો ત્યારે તેમના સપાટા કેવા હતા તે સાંભળો! તેમનો તો અસલ એવોજ વિચાર હતો કે, પેગન રાજ્યકર્તાઓ મૂર્તિપુજક હોવાથી તેમને કર આપવોજ* ન જોઇએ ! કર ન આપવા તેઓએ રાજવિપ્લવ આરંભ્યો. ધર્માંધતાની સીમા કેટલે સુધી ગઇ કે સીરીન દેશમાં તેઓએ બે લાખ વીસ હજાર પરધર્મી ગ્રીક મનુષ્યોને મારી નાંખ્યા. સાઇપ્રસના ટાપુમાં બે લાખ ચાળીસ હજાર મનુષ્યોને મારી નાંખ્યા તથા ઇજીપ્ત ( મીસર દેશમાં )માં તો તેઓએ માણુસોને પગ પહોળા કરીને ચીરી નાંખ્યા ! અને પોતાના એક આગલા પેગંબર દાઉદ ( ડેવીડ ) પણ એમજ કીધું હતું એ તો વળી તેમનું અભિમાન હતું ! નિષ્કારણ વૈરની હદ કયાં સુધી લઇ ગયા કે તેઓએ બીચારા પરધર્મી નિર્દોષ મૂર્તિપૂજક પેગનોનું માંસ ભોજન કીધું, રૂધિરપાન કીધું અને તેમના શરીરનાં આંતરડાંને પોતાના પેટપર પાટા તરીકે બાંધ્યાં ! ભીમે દુઃશાસનનું રૂધિરપાન કીધું હતું તે માટે તો જાણે ગજબ થઇ ગયો હોય એમ મહાભારતકાર વ્યાસ દેવ સ્થલ

સ્થલાંતરે લખે છે. યાહુદીઓએ તો હજારોનું, બીમથી શતાંશ ક્રોધનું કારણુ ન હોવા છતાં એમ કીધું હતું એમ વ્યાસઝ જાણે તો પ્રાણુ જાણે એમની કલમનું શું થાય ? યાહુદીઓનો એવો દાવો હતો કે ઇશ્વરના હમેજ માનીત્ર પુત્રો છીએ ! આગળ ચાલતાં યાહુદીઓની જગ્યા ખ્રીસ્તીઓએ લીધી. તેમના બહુમત થયા. રોમન રાજાઓએ ખ્રીસ્તી મતને રાજધર્મ તરીકે સ્વીકારતાં ધર્મ સહિષ્ણુતાનાં તેમનાં પૂર્વનાં હિત વચનો વાતાવરણમાં ક્યાંના ક્યાં ઉડી ગયાં. તેઓએ યાહુદીઓ તેમજ પેગનોની શત્રુતા કીધી. ઉપદેશ તથા તરવાર, શાસ્ત્ર તેમજ શસ્ત્ર ઉભયનો એવો આગ્રહ અવરનવર પ્રયોગ કર્યો કે, થોડા સો વર્ષમાં મૂર્તિપૂજક પેગનોનો નાશ થઇ ગયો અને યાહુદીઓ વધારે ચીવટ હતા તેથી તેમનાજ થોડા હજાર કે લાખ આદમીઓ રહેવા પામ્યા. ખ્રીસ્તીઓને શસ્ત્ર પ્રયોગથી ધર્મ પ્રચાર કરવાના એવા દૃઢ સંસ્કારો આ પ્રમાણે પડ્યા કે, પોતાના સુધરેલા વિચારના આગળ પડતા વિચારના ખ્રીસ્તી બંધુઓ ઉપર પણ, જૂના વિચારના ખ્રીસ્તીઓએ તેનોજ પ્રયોગ કીધો હતો ! મૂર્તિપૂજક પેગન પંથના રોમન મહારાજાઓમાં ખ્રીસ્તીઓ મહારાજા ડાયોક્લીશીયન ( ઈ. સ. ૨૪૫ થી ૩૧૩ ) ને સૌથી દુષ્ટ તથા ધર્માંધ કહે છે. પરંતુ ગીબન કે જેના ઇતિહાસમાંથીજ હમે ઘણી ખરી હકીકતો ઉપર ઉધૃત કરી છે તે ( બીજા વોલ્યુમના ૧૬ મા પ્રકરણના અંતમાં ) કહે છે કે, બહુ તો બે હજાર ખ્રીસ્તીઓ તે રાજાએ મારી નંખાવ્યા હશે. પરંતુ એટલાં ખુન તો નેધરલેંડ દેશમાં રોમન કેથલીકોએ પ્રોટેસ્ટંટોને જે સંખ્યામાં મારી નંખાવ્યા હતા તેના પ્રમાણમાં દયા હતી! ફક્ત તે દેશમાં કેથલીકોએ **પાંચ લાખ** નિર્દોષ પ્રોટેસ્ટંટોને મારી નાંખ્યા હતા! ક્યાં આ ભયંકર રોમાંચક અત્યાચાર અને ક્યાં ચક્રવર્તી પ્રથમ બૌદ્ધ મહારાજા અશોકે ખડકના પત્થર ઉપર કોતરાવેલું શાસન કે " પરોક્ષના ધર્મની નિંદા ન કરવી, કારણુ કે સર્વે ધર્મોનો અંતિમ હેતુ આત્મનિયમન અને મનની શુદ્ધિ કરવાનો છે, " એ મહા વાક્ય ક્યાં ? *

ખ્રીસ્તીઓનું બલ રોમન મહારાજા કૉન્સ્ટનટાઇને ૪ થી સદીના પ્રારંભમાં કરેલા ખ્રીસ્તી ધર્મના અંગીકાર પછી, રાજ્યસહાયતાથી ઉત્તરોત્તર એટલું વધવા લાગ્યું કે તેઓ ઓછા હતા તેને બદલે દોઢસો વર્ષમાં બીજા બધા ઓછા થયા. નાટકની રંગભૂમી ઉપર નૃત્ય કરનારી પ્રખ્યાત વેશ્યા થીઓડોરા સાથે લગ્ન કરી તેણીને મહારાણી બનાવનાર ખ્રીસ્તી મહારાજા જસ્ટીનીયને ( ઈ. સ. ૪૮૨ થી ૫૬૫ ) એવીજ આજ્ઞા અંતે પ્રગટ કરી કે " મૂર્તિપૂજક આદિ અખ્રીસ્તીઓએ ૩ માસમાં " પાવન " થવું, નહીં તો તેમને તે પછી દેશનીકાલ કરવામાં આવશે. પેલેસ્ટાઇનના સમરીટનો તે આજ્ઞાની વિરૂધ્ધ થયા. તેમનો રાજાએ તત્કાલ ફેંસલો કર્યો. વીસ હજાર ધર્માભિમાની સમરીટનોને તેણે ચીભડાં પેઠે કાપી નાંખ્યા, બીજા તેટલાને ઇરાન તથા હીંદના લોકોને ( હીંદુઓમાં ગુલામગીરી નથી તેથી આ લોકો બલુચીસ્તાન તરફના હશે ) ગુલામ તરીકે વેચી નાંખ્યા, અને અન્યથા તેમનો નીકાલ કરી નાંખ્યો. ગીબન કહે છે ( વૉલ્યુમ ૫, પ્ર. ૪૭ મું. પૃષ્ટ ૧૩૬ ) કે " એકંદર બાસ્સો લાખ આદમીઓનો સંહાર થયો ! "

પરધર્મીઓનેજ નહીં પરંતુ સ્વધર્મીમાં પણ જેઓ ક્રાઇસ્ટના ગુણ આદિ સંબંધમાં જુદા જુદા મત ધરાવતા હોય તે વર્ગોને પણ એવીજ ક્રુર ધર્માંધતાના ફળનો સ્વાદ ચખાડવામાં આવ્યો હતો. ઉપરોક્ત મહારાજા કૉન્સ્ટનટાઇન તો હજી નવ ધર્મમાં નવોસવો હતો તેથી ધર્મ સહનશીલ હતો. તેણે તો એક પત્રમાં ઇજીપ્તનાં એલેક્ઝાંડ્રિયા બંદરના પાદરીઓ પ્રતિના પોતાના એક

* વીન્સેંટ સ્મીથ કૃત, "ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૧૫૮."

પ્રખ્યાત પત્રમાં, ગ્રીક ફીલસુફોની પેઠે, મીજાસ ખોવા વગર દલીલ પકડી રાખવાનો તેમને આગ્રહ કીધો હતો. પરંતુ બાપથી બેટા સવાયો નીવડ્યો. તેણે ખ્રીસ્તી ધર્મના તે વખતે નીકળેલી એક નવી શાખા જે ઇસુખ્રીસ્તની ઇચ્છાની એકરસના હતી એવો સિધ્ધાંત પ્રતિપાદન કરતી તેને, 'નાસ્તિક', 'ધર્મ પતિત' જાહેર કરી. તે પંથના જેઓ ચુસ્ત રહ્યા તેમને તેણે દેશપાર કર્યા. તેમની સંખ્યા બાર હજારની હતી. તે પંથ હજી છે, અને તુર્કીમાં સ્વતંત્ર રીતે પોતાના મતને માને છે.

આથી લાભ શું થયો છે? મતભેદ તો હજી જોઈએ તેટલો ને તેટલોજ છે! ઉલટું હાલ સૌથી વધારે ફણગાઓ ફુટયા છે. જગત્માં અગણીત દુઃખ, ત્રાસ વધવા શીવાય કશો લાભ એ ધર્માંધતાના જુલમોથી થયો નથી.

બીજા થોડાં દ્રષ્ટાંતો આગામી અંકમાં આપીને આ કરૂણારસિક વિષય શીઘ્ર સમાપ્ત કરીશું. એ નાનદાયક છે. પરંતુ સાથે ગ્લાનિકારક છે, તેથી તે ઝાઝો લંબાવવામાં સાર નથી!

(અપૂર્ણ).

---

## તુંકારાનો બોયકોટ.

**मातृमान् पितृमान् आचार्यवान् पुरुषो वेद ।**

એવા અનેક આર્ષશાસ્ત્રનાં વચનોથી, પ્રાચીન કાળથી આર્ય મહાપ્રજા માતાનું અતિ સન્માન કરતી આવેલી સિદ્ધ થાય છે. શાસ્ત્રાનુસાર સ્ત્રી માત્ર દેવી છે, તેમાં માતા તો મહા દેવી છે. દેવીની મૂર્તિના ઉપાસકો દેવીને માતાજી કહે છે. સિદ્ધાંતમાંજ નહીં પરંતુ વ્યવહારમાં પણ હજુ પણ આપણી જાતિ માતૃપૂજામાં શિથિલ થઇ નથી. અનેક મોટા મોટા પ્રતિષ્ઠિત, વકીલો અને ડોકટરો, વિદ્યા, ધન તથા વયમાં વૃદ્ધ થયા છતાં, પોતાની વયોવૃદ્ધ માતુશ્રીની પ્રદક્ષિણા કરતા હોવાનું આપણે જાણીએ છીએ અને કલકત્તા હાઇ કોર્ટના વાનપ્રસ્થ જજ્જ, ડૉ. સર ગુરૂદાસ બેનરજી પોતાની માતાનું દરરોજ પાદપ્રક્ષાલન કરીને, તેનાં પખાળેલાં પગનાં મલવાળાં જલનું આચમન કરવા માટે પ્રખ્યાત થયા છે. એ પ્રસિદ્ધ છે કે માતાનીજ આજ્ઞાને લીધે તેઓએ પરદેશ ગમન કરવા ના પાડી હતી. પરંતુ આ સુવર્ણના દ્વારમાં લોખંડનો ખીલો છે તે તરફ પણ દ્રષ્ટિ કરવી ઘટે છે! આપણે (હવે જ્યાં ત્યાં 'આપણે' શબ્દનો પ્રયોગ કરીએ ત્યાં સામાન્ય રીતે હીંદુઓ સમજવું) આપણે આપણી માતાઓને "તું"ના તુચ્છકારયુક્ત એકવચની સર્વનામથી સંબોધીએ છીએ! જો મનુ ભગવાન્ કહે છે તેમ, માતા પિતાથી સહસ્ત્રગણી અધિક છે તો, તેણી માટે તો અવશ્ય બહુ વચન હોવુંજ જોઇએ. **मानार्थे बहुवचनम्** એ પાણિનીય સૂત્ર પ્રમાણે શા માટે માતાને પણ "તમે" થી સંબોધન ન કરવું જોઇએ? જો કે માતાનું ભરણ પોષણ કરવાને દરેક આર્યપુત્ર પોતાને બંધાયલો સમજે છે, (કે જેવી અર્ધાંશે પણ બંધાયલા પાશ્ચાત્ય લોકો સમજતા નથી) તો પણ શરમીંદા થઇ સ્વીકારવા વગર ચાલતું નથી કે બીજી રીતે માતા

માટે માનપ્રતિષ્ઠા બહુ ઘટી ગઈ છે ! સ્ત્રી જાતિ સમસ્તની પ્રતિષ્ઠાની હાનિ થાય ત્યાં સાથે સાથે તેનાં એક અંગ રૂપ માતા જાતિની પ્રતિષ્ઠાની પણ હાનિ થાય તે સ્વાભાવિક જ છે. હજી પણ મોટી વયનો પુત્ર માતાને અમુક કામ, કે જે પોતે પણ સહેલાઇથી કરી લઇ શકે, તે કરવાની આજ્ઞા કરતાં અચકાશે નહીં. તેની પાસે પાણી મંગાવવું, પાન કરાવવું ઇત્યાદિ અનેક હલકા દરજ્જાનાં કામ કરાવવાનો તે પોતાને એક હક હોય એમ ગણીને વર્તે છે. માતાની માંદગી દરમીયાન તેની સેવા કરવામાં આર્યપુત્ર જરા પણ પાછી પાની કરતો નથી; તેણીને કટુ વચન કદાપિ કહેતો નથી, બલ્કે તેણી જ્યારે ગમે તેવાં અનુચિત કટુ વચન કહે છે તે શાંતિથી અધોમુખ રાખી સહન કરી લે છે. પરંતુ માતા સાજી હોય ત્યારે તેણી પાસે હલકા દરજ્જાની સેવા કરાવવી, તું આમ કર, તું તેમ કર, એવા હુકમ કરવા, એમાં તે પોતાના માતૃ ધર્મમાં હીનતા આવતી માનતો નથી એ શોકજનક છે.

આ બાબત ઘણાને કદાચ નજીવી જેવી લાગશે. પરંતુ કહેવું જોઇએ કે માતાને તો શું પરંતુ કોઇને પણ તું-તાં થી બોલાવવાના રીવાજને ગુજરાતી પ્રજાએ તાબડતોબ તિલાંજલી આપવી જોઇએ છીએ. એ રીવાજ ગુજરાતી સભ્યતાને એબ લગાડનારો છે. હિંદુસ્તાનીમાં તું શબ્દથી મહા અધમ મનુષ્યોને અને તે પણ ક્રોધમાંજ બોલાવવામાં આવે છે. નહિ તો તુમ (તમે) શબ્દજ વપરાય છે. હીંદીનો આપ શબ્દ તો તેથી પણ વિશેષ માનસૂચક છે. તેનો અર્થ તો સંસ્કૃતના **भवान्** તથા અંગ્રેજીના his honour જેવો થાય છે. ઘણા ગુજરાતીઓ તેને દ્વિતિય પુરૂષનું બહુ વચન સમજીને તેનો પ્રયોગ કરે છે તે ખોટું છે. ગુજરાતીમાં આપ શબ્દ દ્વિતિય પુરૂષના બહુ વચન તરિકે ચાલુ થઇ ગયું છે તે થઇ ગયું છે પરંતુ તે મૂલ હીંદીમાંથી ઉધ્ધૃત થયું છે અને વ્યાકરણ દ્રષ્ટિથી તેનો પ્રયોગ અયોગ્ય છે. કહેવાનું તાત્પર્ય કે ગુજરાતી ભાષામાંજ "તું" શબ્દ ઝાઝો વપરાય છે. હિંદુસ્તાનીઓની સભ્યતા તેમના **तुम** તથા **आप** શબ્દના પ્રયોગથી ચઢીયાતી સિદ્ધ થાય છે. મનની કુદરતમાં દ્વિતિય પુરૂષ એક વચન હસ્તી ધરાવે છે તેથી "તું" શબ્દને વ્યાકરણ તથા કોષમાંથી તો બહીષ્કૃત કરી શકાશે નહિ પણ મનુષ્યોએ વ્યવહારમાં તો તેનો બહીષ્કાર કરવોજ જોઇએ. આપણે આપણાથી નાનાઓને, સ્ત્રીઓને, હલકાઓને તથા માતાઓને તું કરીને બોલાવવાથી તેમના આત્મમાનને જે હાનિ કરીએ છીએ તેનું હવે આપણને ભાન થવાનો વખત આવી લાગ્યો છે. આગલા વખતમાં તો સરખે સરખા ગુજરાતીઓ ગમે તેવા બુઠ્ઠા થતાં તું તાંજ કરતા. વિદ્યાર્થીઓ પણ એક બીજાને તું-તાં કરીને બોલાવતા. અપવાદરૂપેજ સાધારણ માન અથવા તાબેદારીનાં દબાણને લીધેજ તમે શબ્દ ગુજરાતીઓ ૫૦ વર્ષ પર વાપરતા. એક બીજા માટે માન ઓછું હોવાનું આ પરિણામ હતું. પહેલા કરતાં સ્થિતિ બહુ સુધરી ગઇ છે. પણ હવે તેથીએ એક કદમ આગળ વધી સ્ત્રીજાતિ, સંતતી, હીનતર પુરૂષો, સર્વેને એકસરખા "તમે" ની માનપ્રદ પદવીથી એક નિયમ તરીકે બોલાવતાં શીખવાનો વખત આવી લાગ્યો છે. અંગ્રેજી સભ્ય ભાષામાંથી જેમ "થાઉ" (તું) નો પ્રયોગ ૨૦૦-૩૦૦ વર્ષ થયાં નીકળી ગયો છે તેમ ગુજરાતી સભ્ય ભાષામાં પણ શા સારૂ નહીં થવું જોઇએ? અંગ્રેજ પિતા પોતાની સ્ત્રી તેમજ નાનાં બાળકો, ને પોતાની ચાકરડીઓને પણ "યુ" (તમે) થીજ સંબોધન કરે છે. આ સંબોધન જ બાળકનામાં આત્મમાનની લાગણીની સ્ફુરણા કરે છે. "તમે" થી બોલાવાતા જન સાથે પોતાની તુલના

પ્રખ્યાત પત્રમાં, ગ્રીક ફીલસુફોની પેઠે, મીજાસ ખોયા વગર દલીલ પકડી રાખવાનો તેમને આગ્રહ કીધો હતો. પરંતુ આપથી ઊંધો સવાલ નીકળ્યો. તેણે ખ્રીસ્તી ધર્મના તે વખતે નીકળેલી એક નવી શાખા જે ઇસુખ્રીસ્તની ઇચ્છાની એકરસતા હતી એવો સિધ્ધાંત પ્રતિપાદન કરતી તેને 'નાસ્તિક', 'ધર્મ પતિત' જાહેર કરી. તે પંથના જેઓ ચુસ્ત રહ્યા તેમને તેણે દેશપાર કર્યાં. તેમની સંખ્યા બાર હજારની હતી. તે પંથ હજી છે, અને ટર્કીમાં સ્વતંત્ર રીતે પોતાના મતને માને છે.

આથી લાભ શું થયો છે? મતભેદ તો હજી જોઈએ તેટલો ને તેટલોજ છે! ઊલટું દ્વેષ સૌથી વધારે ફણગાઓ ફૂટ્યા છે. જગત્‌માં આટલાં દુઃખ, ત્રાસ વધવા શીવાય કશો લાભ એ ધર્મપિતાના જુલમોથી થયો નથી.

બીજાં થોડાં દ્રષ્ટાંતો આગામી અંકમાં આપીને આ કરૂણરસિક વિષય શીઘ્ર સમાપ્ત કરીશું. એ જ્ઞાનદાયક છે, પરંતુ સાથે ગ્લાનિકારક છે, તેથી તે ઝાઝો લંબાવવામાં સાર નથી!

(અપૂર્ણ).

---

## તુંકારાનો બોયકોટ.

**मातृमान् पितृमान् आचार्यवान् पुरुषो वेद ।**

એવા અનેક આર્યશાસ્ત્રનાં વચનોથી, પ્રાચીન કાળથી આર્ય મહાપ્રજા માતાનું અતિ સન્માન કરતી આવેલી સિદ્ધ થાય છે. શાસ્ત્રાનુસાર સ્ત્રી માત્ર દેવી છે, તેમાં માતા તો મહા દેવી છે. દેવીની મૂર્તિના ઉપાસકો દેવીને માતાજી કહે છે. સિદ્ધાંતમાંજ નહીં પરંતુ વ્યવહારમાં પણ હજુ પણ આપણી જાતિ માતૃપૂજનમાં શિથિલ થઈ નથી. અનેક મોટા મોટા પ્રતિષ્ઠિત, વકીલો અને ડોકટરો, વિદ્યા, ધન તથા વયમાં વૃદ્ધ થવા છતાં, પોતાની વયોવૃદ્ધ માતુશ્રીની પ્રદક્ષિણા કરતા હોવાનું આપણે જાણીએ છીએ અને કલકત્તા હાઈ કોર્ટના વાનપ્રસ્થ જડજ, ડૉ. સર ગુરૂદાસ બેનરજી પોતાની માતાનું દરરોજ પાદપ્રક્ષાલન કરીને, તેનાં પખાળેલાં પગનાં મળવાળાં જળનું આચમન કરવા માટે પ્રખ્યાત થયા છે. એ પ્રસિદ્ધ છે કે માતાનીજ આજ્ઞાને લીધે તેઓએ પરદેશ ગમન કરવા ના પાડી હતી. પરંતુ આ સુવર્ણના હારમાં લોખંડનો ખીલો છે તે તરફ પણ દ્રષ્ટિ કરવી ઘટે છે! આપણે (હવે જ્યાં ત્યાં 'આપણે' શબ્દનો પ્રયોગ કરીએ ત્યાં સામાન્ય રીતે હીંદુઓ સમજવું) આપણે આપણી માતાઓને "તું"ના તુચ્છકારયુક્ત એકવચની સર્વનામથી સંબોધીએ છીએ! જો મનુ ભગવાન્ કહે છે તેમ, માતા પિતાથી સહસ્રગણી અધિક છે તો, તેણી માટે તો અવશ્ય બહુ વચન હોવુંજ જોઈએ. **मानार्थे बहुवचनम्** એ પાણિનીના સૂત્ર પ્રમાણે શા માટે માતાને પણ "તમે"થી સંબોધન ન કરવું જોઈએ? જો કે માતાનું ભરણ પોષણ કરવાને દરેક આર્યપુત્ર પોતાને બંધાયલો સમજે છે, (કે જેથી અર્ધાંશે પણ બંધાયલા પાશ્ચાત્ય લોકો સમજતા નથી) તો પણ શરમિંદા થઈ સ્વીકારવા વગર ચાલતું નથી કે બીજી રીતે માતા

માટે માનપ્રતિષ્ઠા બહુ ઘટી ગઇ છે ! સ્ત્રી જાતિ સમસ્તની પ્રતિષ્ઠાની હાનિ થાય ત્યાં સાથે સાથે તેનાં એક અંગ રૂપ માતા જાતિની પ્રતિષ્ઠાની પણ હાનિ થાય તે સ્વાભાવિક જ છે. હજી પણ મોટી વયનો પુત્ર માતાને અમુક કામ, કે જે પોતે પણ સહેલાઇથી કરી લઇ શકે, તે કરવાની આજ્ઞા કરતાં અચકાશે નહીં. તેની પાસે પાણી મંગાવવું, પાન કરાવવું ઇત્યાદિ અનેક હલકા દરજ્જાનાં કામ કરાવવાનો તે પોતાને એક હક હોય એમ ગણીને વર્તે છે. માતાની માંદગી દરમીયાન તેની સેવા કરવામાં આર્યપુત્ર જરા પણ પાછી પાની કરતો નથી; તેણીને કટુ વચન કદાપિ કહેતો નથી, બલ્કે તેણી જ્યારે ગમે તેવાં અનુચિત કટુ વચન કહે છે તે શાંતિથી અધોમુખ રાખી સહન કરી લે છે. પરંતુ માતા સાજી હોય ત્યારે તેણી પાસે હલકા દરજ્જાની સેવા કરાવવી, તું આમ કર, તું તેમ કર, એવા હુકમ કરવા, એમાં તે પોતાના માતૃ ધર્મમાં હીનતા આવતી માનતો નથી એ શોકજનક છે.

આ બાબત ઘણાને કદાચ નજીવી લાગશે. પરંતુ કહેવું જોઇએ કે માતાને તો શું પરંતુ કોઇને પણ તું—તાં થી બોલાવવાના રીવાજને ગુજરાતી પ્રજાએ તાત્કાલિક તિલાંજલી આપવી જોઇએ છીએ. એ રીવાજ ગુજરાતી સભ્યતાને એબ લગાડનારો છે. હિંદુસ્તાનીમાં તું શબ્દથી મહા અધમ મનુષ્યોને અને તે પણ ક્રોધમાંજ બોલાવવામાં આવે છે. નહિ તો તુમ ( તમે ) શબ્દજ વપરાય છે. દીલીનો આપ શબ્દ તો તેથી પણ વિશેષ માનસૂચક છે. તેનો અર્થ તો સંસ્કૃતના ભવાન્ તથા અંગ્રેજીના his honour જેવો થાય છે. ઘણા ગુજરાતીઓ તેને દ્વિતિય પુરૂષનું બહુ વચન સમજીને તેનો પ્રયોગ કરે છે તે ખોટું છે. ગુજરાતીમાં આપ શબ્દ દ્વિતિય પુરૂષના બહુ વચન તરીકે ચાલુ થઇ ગયું છે તે થઇ ગયું છે પરંતુ તે મુળ દીલીમાંથી ઉત્પન્ન થયું છે અને વ્યાકરણ દ્રષ્ટિથી તેનો પ્રયોગ અયોગ્ય છે. કહેવાનું તાત્પર્ય કે ગુજરાતી ભાષામાંજ "તું" શબ્દ ઝાઝો વપરાય છે. હિંદુસ્તાનીઓની સભ્યતા તેમના તુમ તથા આપ શબ્દના પ્રયોગથી ચરીતાર્થ સિદ્ધ થાય છે. મનની કુદરતમાં દ્વિતિય પુરૂષ એક વચન હસ્તી ધરાવે છે તેથી "તું" શબ્દને વ્યાકરણ તથા કોશમાંથી તો બહીષ્કૃત કરી શકાશે નહિ પણ મનુષ્યોએ વ્યવહારમાં તો તેનો બહીષ્કાર કરવોજ જોઇએ. આપણે આપણાથી નાનાઓને, સ્ત્રીઓને, હલકાઓને તથા માતાઓને તું કરીને બોલાવવાથી તેમના આત્મમાનને જે હાનિ કરીએ છીએ તેનું હવે આપણને ભાન થવાનો વખત આવી લાગ્યો છે. આગલા વખતમાં તો સરખે સરખા ગુજરાતીઓ ગમે તેવા મોટા થતાં તું તાંજ કરતા. વિદ્યાર્થીઓ પણ એક બીજાને તું—તાં કરીને બોલાવતા. અપવાદરૂપેજ કોઇ સાધારણ માન અથવા નાબેદારીનાં દરજ્જાને લીધેજ તમે શબ્દ ગુજરાતીઓ ૫૦ વર્ષ પર વર્તતા. એક બીજા માટે માન ઓછું હોવાનું આ પરિણામ હતું. પહેલા કરતાં સ્થિતિ બહુ સુધરી ગઇ છે. પણ હવે તેથીએ એક કદમ આગળ વધી સ્ત્રીજાતિ, સંતતી, હીનતર પુરૂષો, સર્વને એકસરખા "તમે" ની માનપદ પદવીથી એક નિયમ તરીકે બોલાવતાં શીખવાનો વખત આવી લાગ્યો છે. અંગ્રેજી સભ્ય ભાષામાંથી જેમ "ધાઉ" ( તું ) નો પ્રયોગ ૨૦૦—૩૦૦ વર્ષ પહેલાં નીકળી ગયો છે તેમ ગુજરાતી સભ્ય ભાષામાં પણ હવે સારૂ નહી થવું જોઇએ ! અંગ્રેજ પિતા પોતાની સ્ત્રી તેમજ નાનાં બાળકો, ને પોતાની ચાકરડીઓને પણ "યુ" (તમે) થીજ સંબોધન કરે છે. આ સંબોધન જ બાળકનામાં આત્મમાનની લાગણીની સ્ફુરણા કરે છે. "તમે" થી બોલાવાતા જન સાથે પોતાની તુલના

કરતાં પોતે તેનાથી હીનતર છે એવા ગ્લાનિકારક દુઃખદાયક વિચારથી તે સ્ત્રી, બાળક તેમજ નોકર મુક્ત રહે છે, તેથી તેની છાતી કેટલી બધી પ્રફુલ્લિત રહે છે? તેઓનું ચિત્ત આ સભ્યતાભર્યા વર્તનથી સુસંસ્કારી બને છે. જ્યારે હમે બાળક તથા ચાકરને પણ "તમે" ના માનપ્રદ બહુવચનથી સંબોધવા આગ્રહ તમને કરીએ છીએ, ત્યારે તેમનાથી તો અવશ્ય વિશેષ માન્ય, તમારી પત્નીને પણ "તમે" કરી બોલાવવા આગ્રહ કરીએ તેમાં નવાઈ નથી. પણ આ આર્ટિકલ વાંચીને તે તાત્કાલિક અમલમાં મુકવાનો હમારો મુદ્દલ આગ્રહ નથી। જેઓ તું-તાં તથા લે-લાવ કરતા મોટા થયા છે તેમની જીભપર હવે, તમે શબ્દ આવવો અસંભવિત છે. જુનાં ઝાડોને નવે ઠેકાણે લાવવાં અશક્ય છે. આ સુધારો તરતજ અમલમાં મુકવાનો છેજ નહીં, તેમ કરવું અશક્યવત્ છે. હમે તો માત્ર એક આદર્શ સૂચવ્યો છે જે તરફ પ્રસંગાનુકૂલ ધીરે ધીરે પ્રયાણ કરવાનું સર્વેએ સ્મરણ રાખવું જોઇએ. મનુષ્ય વ્યક્તિ માત્ર ઈશ્વરની દૃષ્ટિએ એક પંક્તિએ છે, તેથીજ સઘળા સાથે સ્ત્રીને પણ "તમે" ના સંબોધનથી બોલાવવી જોઇએ. એ કાંઇ એકજ ફીલસુફી ભર્યું કારણ નથી. મુખ્ય કારણ તો સંતતિ પર માતાનો પ્રભાવ પાડવાનું છે. તમારૂં જોઇનેજ તમારી નકલ કરીનેજ તમારાં પુત્ર પુત્રીઓ પોતાની માતાને "તું-તાં ને લે-લાવ" કરે છે. બાળક ને વાનર સરખાં. બન્ને આબાદ નકલીયાં હોય છે. જે વર્તણુક તમે તમારી પત્નીને આપો છો તેનીજ નકલો બાળકો કરે છે. તેઓ કાંઇ સંબંધભેદ જોતાં નથી! પોતાને પિતાથી કમ સમજતા નથી! નાનપણમાં તેઓ પિતાને, માતાને મારતાં તથા અપશબ્દો કહેતાં વગેરે જોય છે તો જો કે મોટપણમાં તેઓ માતા સાથે તેવી વર્તણુંક તો ચલાવી શકતાજ નથી તોપણ નાનપણના સ્મરણને લીધે માતા સારૂ તેમને પુરતું માન તો રહી શકતુંજ નથી. એ કોણ? બાપા સોટીએ સોટીએ ધબેડતા હતા તેજ કેની! એમ યાદ આવ્યા વગર અને દુઃખ થવા છતાં પણ હસી દેવાયા વગર રહેવાતુંજ નથી. જેમ મોટી બાબતમાં તેમ નાની બાબતમાં, બીજા કોઇ હેતુ સારૂ નહીં તો તમારાં સંતાનોનાં શિક્ષણ, સંસ્કાર, સભ્યતા સારૂ તમારે તેમની માતાનો નિરંતર યોગ્ય આદરસત્કાર, શબ્દો તેમજ વર્તનમાં કરવો ઘટે છે. આપણા લોકોમાં ઘણાંક બાળકો નાનપણથીજ માતાના કહ્યામાં રહેતાં ન હોવાનું, માતાનો તેમના પર ધાક ન હોવાનું એક મુખ્ય કારણ ... ને પિતા ઉપહાસ્ય ઉત્પન્ન થાય એવી દશામાં રાખે છે તે છે, એમ કોઇ પણ નિષ્પક્ષ મ... સ્વીકારશે. યુરોપિયનોમાં એવું બહુજ ઓછું બને છે તેનું કારણ પિતાઓ માતાને સભ્યતાથી બોલાવવા કરવાનું છે. તેમની પેઠે, તેમના જેટલા "શીવર્લસ" થવા, પત્નીઓને ટ્રેન કે ટ્રામમાંથી ઉતરતાં ગભડવાની ધાસ્તી ન હોય તો પણ હાથ આપવા વગેરે હદ બહારની સભ્યતાનું અનુકરણ કરવા હમે કહેતા નથી. સાધારણ ઉપયોગી સાદી સભ્યતાજ આવશ્યક છે, કે જેથી આપણાં પ્રાચીન પુર્વજો પરિચિત હતા.

જો તું શબ્દ વાપરો તો તેની પણ હરકત નથી પણ વાપરો તો સમાન બધાને માટે વાપરો. હાલ તેનો અર્થજ હિનતાસૂચક ધિક્કારદર્શક થઇ પડયો છે તેથીજ તમે શબ્દ સાર્વજનિક કરવાની આવશ્યકતા થઇ છે. રામાયણમાં સીતા રામને "હે રામ! તું આમ કર," અને સીતાને રામ "હે સીતા! તું આમ કર," એમ કહેતાં પરસ્પર ત્વમ્ નોજ પ્રયોગ કરે છે. તે સાદાઇનો જમાનો હમેશને માટે ચાલ્યો ગયો છે, તો પણ હાલની અપમાનભરી વિષમતાનો જે કાંઇક પણ ઉપાય થાય તે કરવો ઘટે છે. મંગલાચરણ તરીકે, તમે કાંઇનહિ તો તમારાં નાનાં બાળકોને, તેમની માતાને

તમે તથા લોલાવો કહેવાની ટેવ પાડો. તમે પોતે તો હવે સુધરી રહ્યા. સુંદરતાની—જવાનીની ઉમર ક્યારની વહી ગઈ. હવે તમારી જીભ તો બહુ બરડ થઇ ગઈ. "તમે" કહેતાં તેના છપ્પન ટુકડા થશે એવું જાણે લાગશે! માટે નવ પલ્લવ, નવજન્મ લેનારાથી, નવી પેઢીથી, એકડેએકથી શરૂ કરનારાથી શરૂ કરો. તમે પોતે કુટુંબમાં તો એ શબ્દ નવો દાખલ કરો. તમે તમારા કુટુંબમાં જેને યાવજ્જીવન તું તાં કરીને બોલાવતા આવ્યા છો તેને માત્ર આ આર્ટીકલની વીજળીક અસરથી 'તમે' કહેતા થઇ જાઓ એ અસંભવિત છે; પરંતુ કુટુંબ બહાર કારીગર, મજુર વગેરે હીન ગણાતાં ગ્રાહિત વર્ગને તો તમેના માનપૂર્વક વચનથી બોલાવી શકો એમ છે. તેમની સાથે તોછડી વર્તણુકથીજ આપણે તેમનામાંથી આત્મમાન હરી લીધું છે. તેથીજ તેઓ દેશની ઉન્નતિ કરવામાં આપણને મદદગાર થવામાં અસમર્થ થઇ પડ્યા છે.

દક્ષિણ ગુજરાત આ બાબતમાં ઉત્તરની અપેક્ષા બહુ વધારે ગુન્હેગાર છે. સુરતીઓની તોછડાઇની ઉત્તરમાં જે નિંદા થાય છે તે યોગ્ય છે. તું સાળો અને તારો બાપ એ તો તેમની જીભ પર અહરંઘમાંથી નિરંતર વહેતો અમીરસ છે! પિતા તથા શેઠ એ બે સિવાય ત્રીજાને ભાગ્યેજ કેટલાક તો તમે કહેતા હશે! અને પોતાને નાનો તથા પાછળ દોલત મુકીને જે સુરતીનો પિતા મરણ પામ્યો હશે તેને તો "તમે" શબ્દના અર્થની પણ વખતે બહુ ખબર નહીં હોય! ગંભીર થઇને કહેવું જોઇએ કે સુધારા વધારાના આ યુગમાં એવી ઉચ્છૃંખલતા તથા બીન જવાબદારી ભરી વર્તણુક કામ આવશે નહિ. ગુજરાત જેવા અન્યથા સૌથી સુધરેલા પ્રાંતે પોતાની એ દુર્બળતાનો ડાઘ ભુંસી નાખવો જોઇએ. સુધારાથી જોખમદારી ઘટતી હોય એમ કેટલાક સુધારાવાદીઓ માને છે તે એક મોટામાં મોટી ભૂલ છે. તેથી તો તે બહુ વંઠી પડે છે. સુધરેલા વિચાર ધારણ કરવાથી જો ૧૦ ખોટી જોખમદારીઓ ઘટતી હશે તો ખરી ૫૦ વધતી હશે. જન માત્ર, શું સ્ત્રી કે શું પુરૂષ, શું બાળક કે શું વૃદ્ધને સભ્યતા તથા માનથી બોલાવવા એ ખરા સુધરેલા આચાર વિચારવાળા મનુષ્યની એક મુખ્ય જવાબદારી છે.

---

## પૃથ્વી પરની જુદી જુદી માનવી જાતોના પોષાક સંબંધી વિચિત્ર રીવાજો—તેની ફીલસુફી.

શરીરને વસ્ત્રથી ઢાંકવાની આવશ્યકતાની લાગણી કેટલી અસ્વાભાવિક છે તે જુદા જુદા દેશોની પ્રજાઓના તે સંબંધી તરેહવાર વિચારોની તુલના કરવાથી આપોઆપ જણાઇ આવે છે. મુસલમાનોમાં ઓરતને માટે સૌથી મુખ્ય સભ્યતા પડદાથી પોતાનો ચહેરો ઢાંકી દેવામાં સમાઇ જાય છે. ચીનાઇ સ્ત્રીઓમાં વળી બીજુંજ અંગ ઢાંકવામાં સભ્યતા છે. તે અંગ તે તેમનાં દબાવી દબાવીને ઝીણાં કરી નાંખેલા પગ છે; અને તે એટલે સુધી કે સ્ત્રીઓમાં તે પગની વાત સુદ્ધાં કરવી, તે પગનું નામ લેવું એ બિભત્સતા ગણાય છે! સુમાત્રા તથા ડચ ઇસ્ટ ઇંડીઝમાં આવેલા સલીબ્સના ટાપુઓમાંની જંગલી ગણાતી પ્રજાઓ, એક રીતે આપણા સુધરેલા હિંદુઓ કરતાં પણ સભ્યતાથી વરે છે, કારણ કે, હિંદુઓ તો, જ્યાં સુધી

રાખવામાં અને ત્યાં સુધી ખંજવાળવામાં અસભ્યતા માનતા નથી ત્યારે તે ટાપુના વતનીઓ, ઘુંટણ ઉઘાડા મેલવા, મહા અસભ્ય વર્તન ગણે છે. મધ્યએશીયા ( પ્રાચીન કાલના અર્ધ ખંડ ) ના લોકો હાથની આંગળીઓના છેડાઓ ઉઘાડા રાખવા તથા સામેઆમાં ( માર- વાડણોથી તદ્દન ઉલટું ! ) દુંટીનાં દર્શન થવા દેવાં એ અસભ્યતાનાં ચિન્હ ગણાય છે. આફ્રી- કાના પ્રખ્યાત જંગલી દેશ તાહીટી તથા ટોગાના લોકોમાં કેવળ નગ્નતા પણ કાંઈ શિષ્ટાચા- રની વિરૂદ્ધ નથી. પરંતુ શરીરે છુંદણા ન છુંદાવે તે બહુ બિભત્સ રીતે અસભ્ય ગણાય છે! છુંદણાં જ વસ્ત્ર માનવામાં આવે છે. કારીબ નામક જંગલી જાતની સ્ત્રીઓ માત્ર કમ્મરની આ- ગળ પછાડી પટો બાંધે છે પણ તે ન બાંધે અને કેવળ કુદરતી અવસ્થામાં વિચરે તેનાંએ વાંધો નથી. પરંતુ શરીર તો રંગવુંજ જોઇએ ! રંગજ તેમનાં વસ્ત્ર છે. એલાસ્કા પ્રાંત જે હવે યુનાઇટેડસ્ટેટ્સનો એક પ્રાંત છે ને થોડા વખત ઉપર તે રશીયાનો હોવાથી રશીયન અ- મેરીકાને નામે ઓળખાતો હતો, ત્યાંની સ્ત્રીઓની સભ્યતા એજ હતી કે હોઠમાં છિદ્ર પાડી તેમાં મોટી સળી ખોસવી. તેજ તેમની વાળી હતી ! યુરોપીયન સ્ત્રીઓ અત્યંત સભ્ય ગણાય છે પરંતુ તેઓ તેમનાજ વિચારથી સભ્ય છે. રાત્રીએ તથા બૉલ વગેરે પ્રસંગે તેઓ અર્ધ સ્તનો પર્યંત ખભા ખુલ્લા મુકે છે તેમાં અસભ્યતા નથી માનતી! પરપુરૂષ સાથે ' બોલ ' ના નૃત્યમાં અર્ધાલિંગન કરવું તેમાં પણ અસભ્યતા નથી માનતી ! બીજી રીતે પણ સભ્યતાના વિચારોમાં કેટલો બધો ભેદ છે તે જુઓ ! નગ્નતાને અંગ્રેજો તથા જૅપાનીઝો જુદા જુદા દ્રષ્ટિબિંદુથી જ જોય છે. જૅપાનીઝોમાં સ્ત્રી પુરૂષો વસ્ત્રરહિત થઇને બાથ વા નદીમાં સમેત સ્નાન કરે છે. તેને તેઓ અસભ્યતા નથી માનતા. અંગ્રેજ સ્ત્રીપુરૂષો ન્હાવાના ખાસ પોશાકમાં સજ્જ થયલા હશે તોપણ તેમ ન્હાશે નહીં. તે છતાં નગ્ન ચિત્રો તથા પુતળાં બનાવવા તથા જોવા એ અંગ્રેજો અસ્લીલ નથી ગણતા, બીજા હાથ પર જૅપાનીઝો તે મહા અશ્લીલ ગણે છે. તમે કદિ જૅપાનીઝોનું બનાવેલું કિંચિત્ પણ ઉઘાડાં અવયવનું ચિત્ર નહીં જ જોયું હોય. વળી જુદે જુદે સમયે વસ્ત્રની સભ્યતામાં ભેદ પડે છે. બૉલ અથવા નાટકમાં રાત્રીએ યુરોપીયન સ્ત્રી પોતાનાં શરીરનો જેટલો ભાગ અસભ્ય ગણાવા વગર ખુલ્લો મુકી શકશે તેટલો દીવસે કે રસ્તામાં નહીં મુકી શકે. વળી તેમનો નહાવાનો પોશાક નદી તટપર સભ્ય ગણાશે પરંતુ નગરમાં અસભ્ય ગણાશે. હીંદુઓમાં બંગાળીઓ માથું ઉઘાડું રાખે છે તથા જાંગ સુધીના ભાગો ધોતીયા- માંથી ખુલ્લા દેખાય તેમાં વાંધો લેતા નથી. ધોતીયું તો પહેરતાજ નથી એમ કહીએ તો ચાલે, પંચીયુંજ પહેરે છે. અન્ય પ્રાંતોના હીંદુઓમાં માથું ઉઘાડું રાખવું એ બહુ અસભ્ય ગણાય છે. મારવાડીઓ એક પાસની છાતી તો ચોક ઉઘાડી રાખે છે ને તે જ મર્દાનગીભરી સભ્યતા માની બેઠા છે. મદ્રાસમાં વેશ્યાઓજ તથા દક્ષિણમાં સૌભાગ્યવતી સ્ત્રીઓજ ચોળી પહેરે છે. તે કેટલી બધી પરસ્પર વિરૂદ્ધતા દર્શાવે છે ? ગુજરાતમાં સ્ત્રીઓ કાંચળી પહેરે છે જેથી સઘળી પીઠ ઉઘાડી દેખાય છે તેમાં કશી અસભ્યતા આવતી નથી. યુરોપીયનોના 'ટાઇટ' પોશાકને લીધે તેમનાં અંગોની આકૃતિ લુપ્ત થતી નથી તેથી આપણે તેમને અસભ્ય કહીએ છીએ, જ્યારે તેઓ આપણાં અનેક અંગો ઉઘાડાં રાખવા માટે આપણને અસભ્ય કહે છે ! તેઓ ઉડતાં લબડતાં ધોતીયાંને અસભ્ય કહે છે, આપણે તેમનાં પાટલુનમાંથી પગાકૃતિ દેખાવા- થી તેમને અસભ્ય કહીએ છીએ. ખરૂં કોણ ? પૃથ્વીપરની જુદી જુદી સુધરેલી, અર્ધ સુધરેલી તથા જંગલી જાતોના પહેરવેસની પદ્ધતિના ઉપરોક્ત અવલોકન ઉપરથી આપણને એજ સાર

ઉપર આવવું પડે છે કે, પોષાકને તો લોકોએ મગજના કાંટાની ચીજ ગણી લીધી છે; શરીરને પોતાના મનથી સુંદર બનાવવા સારૂ તેને ગ્રહણ કીધો છે.

### વસ્ત્ર કેવાં હોવાં જોઇએ.

પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, ત્યારે પોશાક કેવો હોવો જોઇએ? આનો એક ઉત્તર આપવો જો કે સામાન્ય રીતે અશક્ય છે તોપણ કહી શકાશે કે, તે પોત પોતાના દેશની તથા વર્ષની ઋતુ, હવા, સ્થિતિ, ધંધા પ્રમાણે હોવાં જોઇએ; તેમાં મુખ્યકરીને સગવડ સચવાવી જોઇએ, અને સુંદરતાના વિચારે સગવડને આધીન રહેવું જોઈએ, બલ્કે તેને અનુકૂલ જ સુંદરતાના સંસ્કારો પોતાના ચિત્ત ઉપર પાડવા જોઇએ. પહેરવામાં જેથી વિશેષ સુખ પ્રાપ્ત થાય તે તથા સગવડ એ બે પ્રધાન હેતુઓ હોવા જોઇએ, તથા સુંદરતા અને સભ્યતા એ ગૌણ હેતુઓ હોવા જોઇએ. આ દેશની ગરમ આબો હવામાં ગરમ કોટ તથા પાટલુન ઉલટાં શરીરને દુઃખી તથા રોગી કરે છે, જો કે શીયાળા માટે તો તેજ ઉત્તમ છે. તેથી હીંદીઓએ તો યુરોપીયન તેમજ દેશી ઉભય પોશાક શીયાળા તથા ગરમ ઋતુમાં, અવરનવર ધારણ કરવા જોઇએ. અંમુકમાં સભ્યતા છે અથવા નથી એ વિચારજ મનમાં ન લાવવો જોઇએ. પોશાક જેમ હલકો તેમ ઉત્તમ છે, કારણ કે ભાર હમેશાં દુઃખકર છે. આથી પાઘડી હલકી હોવી જોઇએ, બલ્કે ન હોય તોપણ તેની અત્યાવસ્યકતા ફીલસુફીની દ્રષ્ટીએ નથી. તેની આવસ્યકતા માત્ર તાપનાં કીરણથી રક્ષણ કરવા સારૂ છે. અને તે સારૂ તો પાઘડી લગભગ નકામી છે એમ સ્વીકારવું પડશે. થોડા બાહ્ય ભારથી જો શરીર અંદરથી વધારે હલકું લાગે તેજ પોશાકની ઉત્તમતાની કસોટી છે! સ્લીપર હોલબુટ કરતાં હલકાં છે, પરંતુ તે પગને ભાર રૂપ થઇ પડે છે: પરંતુ હોલબુટ પગને એવા 'ફીટ' આવે છે કે તે બીજા નવા પગ રૂપ થઇ જાય છે અને ચાલવામાં તે ઉલ્ટાં પગનું કામ કરે છે અને પગને શ્રમજ લગભગ પડતો નથી. આ પગનો આદર્શ પોશાક છે. બેશક ખર્ચનો સંવાલ જુદો છે. વળી ધંધાથી પણ આવસ્યકતાનો ફેર પડે છે. માટે તે પ્રમાણે વિચાર કરીને દરેકે પોત પોતાને અનુકૂલ પોશાક પહેરવો જોઇએ. આ દ્રષ્ટિથી જોતાં સ્ત્રીઓ તથા પુરૂષોના પોષાકમાં હાલમાં જે ફેર જોવામાં આવે છે તેની સમજ પડી આવે છે. દુનિયાના કોઇ પણ ભાગમાં જાઓ, કોઇ પણ કાળનો ઇતિહાસ તપાસો તો તમને એજ માલમ પડશે કે પુરૂષોના બે પગ જુદા દેખાય એવો પોષાક હોય છે, જ્યારે સ્ત્રીના બે પગ એકત્ર દેખાય એવો ઘાઘરાનો પોશાક હોય છે. જે કોમની સ્ત્રીઓ લેંઘો પહેરે છે તેઓ પણ તે ઘાઘરા જેવોજ કરી દે છે. વળી પોશાકમાં દુન્યાના જુદા જુદા ભાગોમાં આટલો બધો ફરક છે છતાં એક બીજી બાબતમાં પણ અજાયબ જેવું મળતાપણું છે. તે એ કે ઘણું ખરૂં આખી પૃથ્વીમાં સ્ત્રી માત્ર વાળ કતરાવતી નથી, પરંતુ તે વધારે છે, જ્યારે પુરૂષો તે હમેશાં કતરાવે છે! ઘાઘરો તથા ચોટલો એ બે લક્ષણોમાં જગતની સ્ત્રી સનાતન કાળથી એકમતની છે! એનું શું રહસ્ય હશે? હમે તો તે એકજ ધારી શકીએ છીએ, અને તે સ્ત્રી ગૃહિણી હોવાનું છે. તેણીને ઘરમાંજ રહેવાનું હોવાથી, વિશેષ ચાલવાનું, દોડવાનું કે કુદવાનું નથી હોતું તેથીજ ઘાઘરો તેમને પહેરાવ્યો છે, જે પુરૂષના પગને બહાર ફરવા વખતે તથા લડાઇમાં (કે જે પ્રાથમિક જાતિમાં બહુ સાધારણ હોય છે) બહુ અડચણ કર્તા થઇ પડે; વળી ચોટલો પણ ધંધાદારી પુરૂષને પોતાના ધંધામાં બહુ અડચણ કર્તા થઈ પડે. આથીજ સ્ત્રીની કમ્મરે

ઘાઘરો તથા માથે ચોટલો વાળ્યો છે. હજી પણ જે દેશોમાં પુરૂષને બદલે કે, પુરૂષોની પેઠે સ્ત્રીઓ બહારનું કામ કરે છે ત્યાં તેઓ પુરૂષ જેવોજ પ્રમાણમાં ' ટાઇટ ', પોશાક પહેરતી થઇ ગઇ છે. દાખલા તરીકે, બેલ્જીયમમાં જે સ્ત્રીઓ ખાણોમાં ખોદકામ કરે છે, તથા સ્વીટ્ઝર્લેંડમાં જે સ્ત્રીઓ ઢોરો ચરાવે છે તથા ગોવાળનું કામ કરે છે તેઓ લેંઘાજ પહેરે છે, નહીં કે ઘાઘરા. ચીનમાં આ બાબતમાં એક અપવાદ છે. શાંગાહીની ચીના સ્ત્રીઓ સામાન્ય રીતે લેંઘો પહેરે છે, ત્યારે હોંગકોંગની ચીનીઓ ઘાઘરો ધારણ કરે છે. ઘાઘરાની શોભા લેંઘામાં આવી શકતી નથી, તેમજ વાળની શોભા ચોટલા વગર આવતી નથી. કામ વગરની સ્ત્રીઓને એ શોભા પરવડી ને તે તેઓએ ગ્રહણ કરી. જો મનુષ્ય આ પ્રમાણે અનુકૂલતા તથા પ્રસંગ પ્રમાણે દરેક વાતમાં વર્તન કરે તો તે અવશ્ય મહાસુખી થાય. સામાન્ય રીતે કુદરત મનુષ્યને તેમ કરવા પ્રેરે પણ છે તેથી જ આપણે જોઇએ છીએ કે ગરમ દેશોમાં હમેશાં વસ્ત્ર ઓછાં હતાં. બાઇબલ મીસરના તથા પેલેસ્ટાઇનના ગરમ દેશમાં લખાયું હતું. તે ગ્રંથના ' જેનીસીસ ' પ્રકરણ ( ૩-૨૧ ) માં લખ્યું છે કે પેલેસ્ટાઇનના યાહુદીઓને પ્રારંભમાં વડનાં ઝાડનાં પાંતરાંની ઝાળી બસ થતી હતી. અને પાછળથી દેવતાઓએ તેમને ( ભોગ આપેલાં ઢોરોની ) ચામડીઓ આપી. પ્રાચીન કાલના ઇજીપ્શીયનો દુધવાળા લૈયાઓ કમ્મર તથા જાંગ માત્ર ઢાંકવા જેટલું વસ્ત્ર પહેરે છે, તેટલુંજ પહેરતા. ધીમે ધીમે ચડતા વર્ગોમાં વસ્ત્રની લંબાઇ પહોળાઈ વધી હતી, પરંતુ શીવણ જેવું તો છેક અર્વાચીન કાલમાંજ દાખલ થયું હતું. સ્ત્રીની પેઠે આખે શરીરે એકજ વસ્ત્ર પ્રાચીનકાળના હીંદની બહારના સુધરેલા લોકો ધારણ કરતા. ઇજીપ્તમાં એશીયાથી આવેલા એલચીઓનાં જે ચિત્રો તથા કોતર કામો હજી હયાત છે તેમાં પુરૂષોએ દક્ષિણી સ્ત્રીઓ જેવોજ પોષાક પહેર્યો છે ! આરબોની ઇજાર પણ અસલ કમર પરથી લટકાવવાનું લાંબું કપડુંજ હતું, અને હજીએ મક્કે જતા હાજીઓ, પ્રાચીન કાલના સંસ્મરણ તરીકે, સ્ત્રી તેમજ પુરૂષો તેવુંજ વસ્ત્ર ધારણ કરે છે. જુની ચીજો નીકળી જાય છે તો પણ લગ્ન, યાત્રા આદિ પ્રસંગે તો તેજ કાયમ રહે છે તેમ આમાંએ છે. પ્રાચીન કાલના ગ્રીક કે રોમનો પણ લેંઘો કે સુરવાળ ધારણ કરતા નહોતા; ઉલટું જ્યારે તેમના ઉપર ચડી આવનાર એશીયાના લડાયક, જંગલી જાતોને સુરવાળ પહેરેલા તેઓએ જોયા ત્યારે તેઓ ચકિત થયા ! તેઓ એક વસ્ત્ર અથવા ઝભ્ભો વીંટાળી લેતા. હાલનાં સુખ તથા સગવડ ભર્યાં ટ્રાઉઝર્સ તો અર્વાચીન છે, હજારો વર્ષના અનુભવ, સંસ્કાર તથા અનુકૂલતાનું પરિણામ છે. ઠંડા દેશોનું ગરમ દેશોએ એ બાબતમાં અનુકરણ કીધું છે; જો કે ગરમદેશમાં ગરમીથી બચવાના ઉપાય તરીકે તે ઉત્તમ નથી, પરંતુ તેની સગવડને લીધે તેનું અનુકરણ થયું છે.

## પાદરીઓના ઝભ્ભા.

પાદરીઓ જુના વિચારની મૂર્તિ હોય છે. તેથી તેઓએ હજી પણ પોતાના ઝભ્ભા છોડ્યા નથી, અને બનતાં સુધી છોડશે પણ નહીં એ તો સુધારાનો ક્રમજ છે. જુના વિચારવાળાઓ નવા વિચારની સ્વભાવિક ઉત્તમતાને લીધે તે ગ્રહણ તો કરે છે. પરંતુ જુના વિચારનો ત્યાગ કરતા નથી. આપણા જુવાનીયાઓ અંગ્રેજો પેઠે આગળ બાલ રખાવતા થયા છે પરંતુ શિખાને તિલાંજલિ આપી નથી. વિશ્વવિદ્યાલયમાં ગ્રેજ્યુએટોને ઝભ્ભા પહેરવા પડે છે તે પ્રાચિનકાલમાં જ્યારે વિદ્યા વિલાસી ' મુર ' મુસલમાનોએ સ્પેન દેશ જીતી, કાર્ડોવા વગેરે સ્થળે યુનીવર્સીટીઓ

સ્થાપી હતી તે વખતે તેના વિદ્યાર્થીઓ જે આરબ પોષાક પહેરતા તેનું અનુકરણ છે. પવિત્ર તથા અસાધારણ પ્રસંગોમાં તો જૂનુંજ જળવાય છે, તેનો આ બીજો દાખલો છે. અંગ્રેજોમાં પણ અસલ હાલનાં પાટલુન નહોતાં. તેઓ બહુ તો માત્ર ઘુંટણ સુધીની ચડ્ડી જેવું પહેરતા, પછી પગે પટી વીંટાળતા તથા કોટ કે ઝભ્ભો પહેરતા. રાજા આઠમા હેન્રી તથા સોળમી સદી સુધી પગના અંત સુધી પાટલુન પહેરવું અસાધારણ હતું. તેવખત સુધી રાજાઓ પણ પખાલીઓ જેવા તંગીયાજ પહેરતા. તે સમય સુધીના રાજાનાં ચિત્રોમાં તંગીયાજ પહેરેલાં જોવામાં આવે છે. હજી પણ શીકારીઓ તથા સીપાઇઓ વારંવાર તંગીયાજ પહેરે છે. યુરોપમાં પણ લગભગ એમજ હતું. સાંપ્રત ' ટ્રાઉઝર્સ ' સુખ, સગવડ શોભા ઇત્યાદિમાં સર્વોત્તમ છે, કારણ કે હજારો વર્ષના અનુભવનું ફલ તે છે. હાલમાં નવીન જાગૃત થયલાં " રૅશનીલીઝમ " અર્થાત્ બુદ્ધિવાહને તે અનુકૂલ છે. શીત દેશ સારૂ તેમજ શીતકાલ સારૂ તે સર્વોત્તમ છે.

## પાટલુન તથા ધોતીયાં.

હીંદુનું ધોતીયું પણ ઘણા પ્રાચીન કાલનું છે. મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં પણ હીંદુઓ તેજ પહેરતા. તે સૌથી સાદો પહેરવેશ છે. કાછડી પાટલી પણ પાછળના સુધારા વધારા છે. તેની સૌથી પ્રાથમિક હાલતમાં તે મદ્રાસ તરફ જોવામાં આવે છે. તે લાંબુ વધ્યું, તે વધારાનો નીકાલ કરવા આગળ પાછળ છેડા ખોસી દીધા; જેને પાટલી તથા કાછડી એવાં નામ આપ્યાં, અને હવે તેથી સુખ પ્રાપ્ત થાય એવી સુંદર રીતે ધોતીયું પહેરી શકાય છે. તેનું કદ, કુમાસ, પન્હો, પહેરવાની જુદી જુદી રીતિઓ, ઇત્યાદિ હજારો વર્ષના અનુભવનું ફલ છે. જો યુરોપીયન પાટલુન બનાવવામાં ખુબી છે તો ધોતીયું પહેરવામાં ખુબી છે; જો ઝાઝું ચાલવામાં પાટલુન ઉત્તમ છે તો બેસવામાં ધોતીયું ઉત્તમ છે. શીતમાં પાટલુન ઉત્તમ છે તથા ગરમીમાં ધોતીયું ઉત્તમ છે. ઘરની બહાર પાટલુન ઉત્તમ છેતથા અંદર ધોતીયું ઉત્તમ છે. આ દેશમાં ઋતુ મિશ્રિત છે તેથી પોષાક પણ મિશ્રિત પહેરવો એજ બુદ્ધિ પૂર્વક લાગે છે, સાનુકૂલતા તથા સુખ સગવડનો પ્રશ્ન હોય ત્યાં શોભાનો તથા સભ્યતાના વહેમો-કારણ કે તે માત્ર કલ્પિત ખ્યાલો છે-તેનો પ્રશ્નજ રહેતો નથી. આપણી સ્ત્રીઓનો હાલનો સુધારેલો પોષાક સર્વોત્તમ છે એ નિશ્ચિત છે. પોષાકમાં સભ્યતા માત્ર એટલાજ અંશમાં સત્ય છે કે શરીરનાં જે અંગોનાં દર્શન વસ્ત્ર યુગના સમયમાં કામોત્પાદક છે તે સહેલાઇથી બને ત્યાં સુધી ઢાંકવાં જોઇએ. આ સિદ્ધાંતને પરિણામે યુરોપીયન સ્ત્રીઓ બૉલ વગેરે સ્થળે ખભા-છાતી ઉઘાડાં રાખે છે તે અવશ્ય નિન્દનીય છે. એ પ્રસિદ્ધ છે કે વર્તમાન જર્મન શહેનશાહ વીલ્હેમના દરબારમાં ઉઘાડી છાતી વાળી સ્ત્રીને દાખલ કરવામાં આવતી નથી. આ ગરમ દેશને લીધે પગના ભાગ ઉઘાડા રહેવામાં અસભ્યતા નથી અને હોય તો તે ક્ષમ્ય છે. પરંતુ સ્ત્રીજાતિ માટે તે ઓછું ક્ષમ્ય છે, કારણ કે સ્ત્રીમાં કામોત્તેજન કરવાની શક્તિ પુરૂષ સ્ત્રીને કરી શકે છે તે કરતાં અતિ અધિક છે. એમ કહેવામાં આવશે કે સુંદર મુખથી વિકાર સૌથી વિશેષ ઉત્પન્ન થાય છે ત્યારે તે કેમ ન ઢાંકવાં? તેનો ઉત્તર એ છે કે, જ્યાં ચહેરો જોયા વગર મનુષ્યનો વ્યવહાર જ અશક્ય છે, જ્યાં આંખ નાક વગેરે જ્ઞાનેન્દ્રિયોની પ્રક્રિયાજ તે ઢાંકવાથી અટકી પડે છે, જ્યાં મુખદર્શન વિના કાર્ય માત્ર લગભગ અશક્ય થઇ પડે છે ત્યાં કેવળ કામોત્તેજનના ભયથી વ્યવહાર સ્તબ્ધ કરવો એ તો મુર્ખતા થઇ! અને મુખદર્શન કાંઈ કામોત્તેજક

ઘાઘરો તથા માથે ચોટલો વળગ્યો છે. હજી પણ જે દેશોમાં પુરૂષને બદલે કે પુરૂષોની પેઠે સ્ત્રીઓ બહારનું કામ કરે છે ત્યાં તેઓ પુરૂષ જેવોજ પ્રમાણમાં 'ટાઇટ' પોશાક પહેરતી થઇ ગઇ છે. દાખલા તરીકે, બેલ્જ્યમમાં જે સ્ત્રીઓ ખાણોમાં ખોદકામ કરે છે, તથા સ્કોટ-ઝેલેંડમાં જે સ્ત્રીઓ ઢોરો ચરાવે છે તથા ગોવાળનું કામ કરે છે તેઓ લેંઘાજ પહેરે છે, નહીં કે ઘાઘરા. ચીનમાં આ બાબતમાં એક અપવાદ છે. શાંગાહીની ચીના સ્ત્રીઓ સામાન્ય રીતે લેંઘો પહેરે છે, ત્યારે હોંગકોંગની ચીનીઓ ઘાઘરો ધારણ કરે છે. ઘાઘરાની શોભા લેંઘામાં આવી શકતી નથી, તેમજ વાળની શોભા ચોટલા વગર આવતી નથી. કામ વગરની સ્ત્રીઓને એ શોભા પરવડી ને તે તેઓએ ગ્રહણ કીધી. જો મનુષ્ય આ પ્રમાણે અનુકૂલતા તથા પ્રસંગ પ્રમાણે દરેક વાતમાં વર્તન કરે તો તે અવશ્ય મહાસુખી થાય. સામાન્ય રીતે કુદરત મનુષ્યને તેમ કરવા પ્રેરે પણ છે તેથી જ આપણે જોઇએ છીએ કે ગરમ દેશોમાં હમેશાં વસ્ત્ર આછાં હતાં. બાઇબલ મીસરના તથા પેલેસ્ટાઇનના ગરમ દેશમાં લખાયું હતું. તે ગ્રંથના 'જેનીસીસ' પ્રકરણ (૩-૨૧) માં લખ્યું છે કે પેલેસ્ટાઇનના યાહુદીઓને પ્રારંભમાં વડનાં ઝાડનાં પાંતરાંની ઝાળી બસ થતી હતી. અને પાછળથી દેવતાઓએ તેમને (ભોગ આપેલાં ઢોરોની) ચામડીઓ આપી. પ્રાચીન કાલના ઇજીપ્શીયનો દુધવાળા ભૈયાઓ કમ્મર તથા જાંગ માત્ર ઢાંકવા જેટલું વસ્ત્ર પહેરે છે, તેટલુંજ પહેરતા. ધીમે ધીમે ચડતા વર્ગોમાં વસ્ત્રની લંબાઇ પહોળાઈ વધી હતી, પરંતુ શીવણ જેવું તો ઠેઠ અર્વાચીન કાલમાંજ દાખલ થયું હતું. સ્ત્રીની પેઠે આખે શરીરે એકજ વસ્ત્ર પ્રાચીનકાળના હીંદની બહારના સુધરેલા લોકો ધારણ કરતા. ઇજીપ્તમાં એશીયાથી આવેલા ગોલચીઓનાં જે ચિત્રો તથા કોતર કામો હજી હયાત છે તેમાં પુરૂષોએ દક્ષિણી સ્ત્રીઓ જેવોજ પોશાક પહેર્યો છે! આરબોની ઇજાર પણ અસલ કમર પરથી લટકાવવાનું લાંબું કપડુંજ હતું, અને હજીએ મક્કે જતા હાજીઓ, પ્રાચીન કાલના સંસ્મરણ તરીકે, સ્ત્રી તેમજ પુરૂષો તેવુંજ વસ્ત્ર ધારણ કરે છે. જુની ચીજો નીકળી જાય છે તો પણ લગ્ન, યાત્રા આદિ પ્રસંગે તો તેજ કાયમ રહે છે તેમ આમાંએ છે. પ્રાચીન કાલના ગ્રીક કે રોમનો પણ લેંઘો કે સુરવાળ ધારણ કરતા નહોતા; ઉલટું જ્યારે તેમના ઉપર ચડી આવનાર એશીયાના લડાયક, જંગલી જાતોને સુરવાળ પહેરેલા તેઓએ જોયા ત્યારે તેઓ ચકિત થયા! તેઓ એક વસ્ત્ર અથવા ઝભ્ભો વીંટાળી લેતા. હાલનાં સુખ તથા સગવડ ભર્યાં ટ્રાઉઝર્સ તો અર્વાચીન છે, હજારો વર્ષના અનુભવ, સંસ્કાર તથા અનુકૂલતાનું પરિણામ છે. ઠંડા દેશોનું ગરમ દેશોએ એ બાબતમાં અનુકરણ કીધું છે; જો કે ગરમદેશમાં ગરમીથી બચવાના ઉપાય તરીકે તે ઉત્તમ નથી, પરંતુ તેની સગવડને લીધે તેનું અનુકરણ થયું છે.

## પાદરીઓના ઝભ્ભા.

પાદરીઓ જુના વિચારની મૂર્તિ હોય છે. તેથી તેઓએ હજી પણ પોતાના ઝભ્ભા છોડ્યા નથી, અને બનતાં સુધી છોડશે પણ નહીં એ તો સુધારાનો ક્રમજ છે. જુના વિચારવાળાઓ નવાં વિચારની સ્વાભાવિક ઉત્તમતાને લીધે તે ગ્રહણ તો કરે છે. પરંતુ જુના વિચારનો ત્યાગ કરતા નથી. આપણા જુવાનીઆઓ અંગ્રેજો પેઠે આગળ બાલ રખાવતા થયા છે પરંતુ શિખાને તિલાંજલિ આપી નથી. વિશ્વવિદ્યાલયમાં ગ્રેજ્યુએટોને ઝભ્ભા પહેરવા પડે છે તે પ્રાચિનકાલમાં જ્યારે વિદ્યા વિલાસી 'મુર' મુસલમાનોએ સ્પેન દેશ જીતી, ગ્રેનેડા વગેરે સ્થળે યુનીવર્સીટીઓ

સ્થાપી હતી તે વખતે તેના વિદ્યાર્થીઓ જે આરબ પોશાક પહેરતા તેનું અનુકરણ છે. પવિત્ર તથા અસાધારણ પ્રસંગોમાં તો જૂનુંજ જળવાય છે, તેનો આ બીજો દાખલો છે. અંગ્રેજોમાં પણ અસલ હાલનાં પાટલુન નહોતાં. તેઓ બહુ તો માત્ર ઘુંટણ સુધીની ચડ્ડી જેવું પહેરતા, પછી પગે પટી વીંટાળતા તથા કોટ કે ઝભ્ભો પહેરતા. રાજા આઠમા હેન્રી તથા સોળમી સદી સુધી પગના અંત સુધી પાટલુન પહેરવું અસાધારણ હતું. તે વખત સુધી રાજાઓ પણ પખાલીઓ જેવા તંગીયાજ પહેરતા. તે સમય સુધીના રાજાનાં ચિત્રોમાં તંગીયાજ પહેરેલાં જોવામાં આવે છે. હજી પણ શીકારીઓ તથા સીપાઇઓ વારંવાર તંગીયાજ પહેરે છે. યુરોપમાં પણ લગભગ એમજ હતું. સાંપ્રત 'ટ્રાઉઝર્સ' સુખ, સગવડ શોભા ઇત્યાદિમાં સર્વોત્તમ છે, કારણ કે હજારો વર્ષના અનુભવનું ફલ તે છે. હાલમાં નવીન જાગૃત થયલાં "રૅશનીલીઝમ" અર્થાત્ બુદ્ધિવાદને તે અનુકૂલ છે. શીત દેશ સારૂ તેમજ શીતકાલ સારૂ તે સર્વોત્તમ છે.

## પાટલુન તથા ધોતીયાં.

હીંદુનું ધોતીયું પણ ઘણા પ્રાચીન કાલનું છે. મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં પણ હીંદુઓ તેજ પહેરતા. તે સૌથી સાદો પહેરવેશ છે. કાછડી પાટલી પણ પાછળના સુધારા વધારા છે. તેની સૌથી પ્રાથમિક હાલતમાં તે મદ્રાસ તરફ જોવામાં આવે છે. તે લાંબુ વધ્યું, તે વધારાનો નીકાલ કરવા આગળ પાછળ છેડા ખોસી દીધા; જેને પાટલી તથા કાછડી એવાં નામ આપ્યાં, અને હવે તેથી સુખ પ્રાપ્ત થાય એવી સુંદર રીતે ધોતીયું પહેરી શકાય છે. તેનું કદ, કુમાસ, પન્હો, પહેરવાની જુદી જુદી રીતિઓ, ઇત્યાદિ હજારો વર્ષના અનુભવનું ફલ છે. જો યુરોપીયન પાટલુન બનાવવામાં ખુબી છે તો ધોતીયું પહેરવામાં ખુબી છે; જો ઝાઝું ચાલવામાં પાટલુન ઉત્તમ છે તો બેસવામાં ધોતીયું ઉત્તમ છે. શીતમાં પાટલુન ઉત્તમ છે તથા ગરમીમાં ધોતીયું ઉત્તમ છે. ઘરની બહાર પાટલુન ઉત્તમ છે તથા અંદર ધોતીયું ઉત્તમ છે. આ દેશમાં ઋતુ મિશ્રિત છે તેથી પોશાક પણ મિશ્રિત પહેરવો એજ બુદ્ધિપૂર્વક લાગે છે, સાનુકૂલતા તથા સુખ સગવડનો પ્રશ્ન હોય ત્યાં શોભાનો તથા સભ્યતાના વહેમો—કારણ કે તે માત્ર કલ્પિત ખ્યાલો છે—તેનો પ્રશ્નજ રહેતો નથી. આપણી સ્ત્રીઓનો હાલનો સુધારેલો પોશાક સર્વોત્તમ છે એ નિશ્ચિત છે. પોશાકમાં સભ્યતા માત્ર એટલાજ અંશમાં સત્ય છે કે શરીરનાં જે અંગોનાં દર્શન વસ્ત્ર યુગના સમયમાં કામોત્પાદક છે તે સહેલાઇથી બને ત્યાં સુધી ઢાંકવાં જોઇએ. આ સિદ્ધાંતને પરિણામે યુરોપીયન સ્ત્રીઓ બૉલ વગેરે સ્થળે ખભા—છાતી ઉઘાડાં રાખે છે તે અવશ્ય નિન્દનીય છે. એ પ્રસિદ્ધ છે કે વર્તમાન જર્મન શહેનશાહ વીલ્હેમના દરબારમાં ઉઘાડી છાતી વાળી સ્ત્રીને દાખલ કરવામાં આવતી નથી આ ગરમ દેશને લીધે પગના ભાગ ઉઘાડા રહેવામાં અસભ્યતા નથી અને હોય તો તે ક્ષમ્ય છે. પરંતુ સ્ત્રીજાતિ માટે તે ઓછું ક્ષમ્ય છે, કારણ કે સ્ત્રીમાં કામોત્તેજન કરવાની શક્તિ પુરૂષ સ્ત્રીને કરી શકે છે તે કરતાં અતિ અધિક છે. એમ કહેવામાં આવશે કે સુંદર મુખથી વિકાર સૌથી વિશેષ ઉત્પન્ન થાય છે ત્યારે તે કેમ ન ઢાંકવાં? તેનો ઉત્તર એ છે કે, જ્યાં ચહેરો જોયા વગર મનુષ્યનો વ્યવહાર જ અશક્ય છે, જ્યાં આંખ નાક વગેરે જ્ઞાનેન્દ્રિયોની પ્રક્રિયાજ તે ઢાંકવાથી અટકી પડે છે, જ્યાં મુખદર્શન વિના કાર્ય માત્ર લગભગ અશક્ય થઇ પડે છે ત્યાં કેવળ કામોત્તેજનના ભયથી વ્યવહાર સ્તબ્ધ કરવો એ તો મુર્ખતા થઇ! અને મુખદર્શન કાંઈ કામોત્તેજક

આવશ્યક રીતે નથી. ઉત્તમ મુખનાં દર્શન તો ઉલટાં પવિત્ર વિચારને જન્મ આપે છે. સાધુ, સ્ત્રીપુરૂષો, માતાપિતાં, સંબધીઓ આદિનાં દર્શનથી નિર્દોષ આનંદ તથા સંતોષ થાય છે. મુખનાં દર્શન માત્ર સુખ આપે છે. એવી તેની અલૌકિક ઘટના છે. અન્ય અંગો વિષે તેમ કદાપિ કહી શકાશે નહીં. ચહેરાની અંદરની નાજુક ચીજો તો તે મનુષ્યની સત્ય જન્મોત્તરી છે, તેમાંથી તેનું ભૂતભવિષ્ય, વર્તમાન બધું વિદ્વાન્ જ્યોતિષી જાણી લે છે! ચહેરાથી જોઇતિજ જરૂરી વિવેક, ભય, આદિ ગુણો ઉત્પન્ન થાય છે. કેવળ યુવતી સ્ત્રીનાં દર્શનજ કામીને હેરાન કરે છે, પરંતુ તે પુર્ણ યુવાવસ્થાના પ્રથમ વર્ષોમાંજ. જોતાં ટેવ જતાં તે ઉત્પન્ન થતો અટકે છે. સંપૂર્ણ નગ્નતા છતાં મનુષ્ય નીતિમાન રહી શકે છે એમ આપણે ગતાંકમાં જોયું છે. તો મુખનું અંગ નગ્ન રહેવાથી શા જ માટે નીતિમાન ન રહી શકે? જો મનુષ્યનું વસ્ત્ર વગર પણ તેટલીજ ઉત્તમ રીતે શીતતાપનું નિવારણ થઇ શકતે, જો મનુષ્ય વસ્ત્ર વગર પણ ત્વચાસ્પર્શનું સુખ (ઉન, રેશમ, રૂ, ઈત્યાદિ ચામડીને સ્પર્શ કરતાં સુખ પ્રાપ્ત થાય છે) તેટલીજ ઉત્તમ રીતે ભોગવી શકાતું હતે, જો અન્યથા પણ મનુષ્ય પોતાના શરીરને તેટલુંજ સુંદર કરવા સમર્થ હતે તો વસ્ત્ર અનાવશ્યકજ હતે. સભ્યતા માત્ર સારૂ તેની જરૂરજ નહોતી. તે સારૂ તે ધારણ કરવાની પ્રથા પ્રથમથી પડીજ નથી તે ખ્યાલ તો હજારો વર્ષ તે ધારણ કરવાની ટેવ પડી ગયા પછી ઉત્પન્ન થયો છે. અને કેવળ નીતિનાં રક્ષણ માટે પણ વસ્ત્રની જરૂર નહોતી તે આરોગ્ય, સુખ-પ્રાપ્તિ, દુઃખનિવૃત્તિ, સુંદરતા, એ વસ્તુઓ સારૂ કરીને છે. હવે, બેશક સંસ્કારો પડી જવાને લીધે તે વિના નીતિ તથા સભ્યતા પણ ટકવી અશક્ય છે. પરંતુ તે પાછળથી ઉમેરાયલા વસ્ત્રના ગુણો છે, તેના સનાતન નહીં પરંતુ વિશેષ ગુણો છે. જો આ વાત આપણે સ્મરણમાં રાખીશું તો, પહેરવેશના ભેદને લીધે એક પ્રજા બીજી પ્રજાને જંગલી કે અસભ્ય કહીને હસે છે વા ધિક્કારે છે તેમ કરવાનું પ્રયોજન રહેશે નહીં, અને તેના જ્ઞાનથી પ્રજાઓનો પરસ્પર પ્રેમ વધશે.

(સમાપ્ત.)

---

## અમૃત સારૂ દેવ દાનવોએ કરેલા સમુદ્રમંથન તથા વિષ્ણુનાં મોહિની સ્વરૂપના ધારણની પ્રાચીન વાર્તાનું રહસ્ય શું છે?

(ગતાંકથી)

તમે કદાચ કહેશો કે તમારા અલંકારથી અનેક શંકા રહી જશે. વિષ્ણુને સૂર્ય બનાવ્યો તેમ હલાહલ કાલકૂટને શું બનાવશો? તેનો ઉત્તર એ છે કે મંદરાચલ પર્વતને વલોણી બનાવી તે કરતાં તો કાંઇ સારૂંજ બતાવી શકાશે. હવે વર્ષાના આરંભ પર્યંત આપણો અલંકાર આવી પહોંચ્યો છે. વર્ષારંભ થતાં હવા બીની થવાથી વ્યાધિઓની ઉત્પત્તિ થાય છે. તેજ સમુદ્ર (આકાશમાં) માં કાલકૂટની ઉત્પત્તિ છે. તે વિષ કોણ ખાઇ જાય છે? તો કે મહાદેવ. હવે મહાદેવ તો અર્વાચીન શબ્દ છે. મહાદેવનો પ્રાચીન શબ્દ રૂદ્ર અને રૂદ્રનો વાસ્તવ અર્થ વિદ્યુત (વીજળી) જે વાદળાનાં ઘર્ષણથી ઉત્પન્ન થાય છે તે એવો થાય છે. અર્થાત્ વિદ્યુત વિશેષ થઇ પુષ્કળ વર્ષા થાય છે ત્યાર પછી રોગની નિવૃત્તિ થાય છે. તેજ રૂદ્ર (વિદ્યુત)નું વિષપાન છે.

## ઉચ્ચૈઃશ્રવસ્ નામક ઘોડો કોણ?

શ્રવસ્‌નો મૂલ અર્થ શ્રવણ, કીર્તિ, યશ એવો છે અને શ્રવણ વાયુથી થાય છે. ઉચ્ચૈઃશ્રવા નામ વાયુનું છે. વર્ષા ઋતુમાં વાયુનો વેગ અત્યંત હોય છે એ પ્રસિદ્ધ છે, કારણ વાયુ વિના મેઘ મંડલની ગતિજ બંધ પડી જાય. અમુક અમુક દિશાના વાયુઓ વર્ષાને અનુકૂલ હોય છે અને તેના સમાચાર પણ મે માસમાં વર્તમાનપત્રોમાં આપણે વાંચીએ છીએ. તેની પ્રજા બહુ કીર્તિ ગાય છે. તેથી તે વાયુનું નામ ઉચ્ચૈઃશ્રવા છે. હવે તે ઇંદ્રની સેવામાં ગયો એવી સમુદ્રમંથનમાં વાર્તા છે. અને એ પ્રસિદ્ધ છે કે ઇંદ્રનું વાહન વાયુજ છે. ઇંદ્રનો મૂળ સત્યાર્થ શો છે અને વાયુ શા માટે તેનું વાહન છે તે નિશ્ચય કરવાનો આ સમય નથી તેથી આપણે આગળ ચાલીશું. એ વાયુને ઘોડો બનાવવાનો અને ઘોડાનો અલંકાર કરવાનો હેતુ સ્પષ્ટ છે. ઘોડો જેમ મનુષ્યને લઇ જાય તેમ વાયુ વાદળાને લઇ જાય છે.

## ઐરાવત હાથી તે કોણ?

નિરૂક્તમાં લખ્યું છે કે **इरां द्रुणातीति वा इरां ददातीति वा इरां दधातीति वा इरां धारयते इति वा इरां धारयते इति वा** ઇ. ઇરા નામ અન્ન જલ આદિનું છે. આપ્ટેના અંગ્રેજી કોશમાં પણ તેના દુધ ઇ. અનેકાનેક અર્થ આપ્યા છે. હવે ઇરાવાન્‌નો અર્થ એવો થાય છે કે "જે ઇરાનો સ્વામી, ઇરાવાળો હોય તે" ઇરાવાન્‌ના અર્થ અર્વાચીન વિદ્વાન્ સંસ્કૃત કોશકાર આપ્ટે, સમુદ્ર, વાદળાં, તથા રાજા એવા ત્રણ આપે છે. હવે ઇરાવાન્ પરથી ઐરાવત શબ્દ થયો. **इरा आपः तद्वान् इरावान् समुद्रः तस्मादुत्पन्नः ऐरावतः** જે જળથી ભરેલો મેઘ હોય તે ઐરાવત એ મૂલ અર્થ છે. આકાશમાં વિચરતાં કાળાં વાદળાંજ હમેશાં પાણીથી ભરેલાં હોય છે એ પ્રસિદ્ધ છે. તે વાદળાંની કલ્પિત આમડીનો રંગ, આકૃતિ આદિ હાથી સમાનજ હોય છે. વળી તે હાથી પેઠે ધીમે ધીમેજ ચાલે છે. કીરણોની ઉષ્ણતાથી સમુદ્રના જળમાંથીજ એ કાળાં હાથી જેવાં વાદળાં—જેમાંના ઘણાને તો હાથી પેઠે સુંઢ પણ હોય છે તે ઘણાના જોવામાં હશે—ઉત્પન્ન થયા છે તેથી સમુદ્રમંથનમાંથી ઐરાવત ( મેઘ ) હાથીની ઉત્પત્તિ માની તે મૂલ અર્થ તેમજ અલંકાર રૂપે સત્યજ છે.

## પારિજાત વૃક્ષ શું છે?

આ પણ મેઘનીજ કથાનું નિરૂપણ છે. આકાશમાં મેઘ ચારે તરફ ઝાડોની સમાન દેખાવા લાગે છે, તેજ પારિજાત છે। परि—ચારે તરફ અને जात—ઉત્પન્ન થાય તે. પરિજાત શબ્દથીજ પારિજાત શબ્દ બને છે. તેનું નામ "પર્જન્ય" પણ છે.

## કૌસ્તુભ મણિ શું છે?

મણિ નામ પ્રસ્તર ( પત્થર ) નું છે. કુ નામ પૃથ્વીનું છે. સંસ્કૃતમાં સપ્તમીમાં કુનું કૌ થાય છે. **कौ पृथिव्यां पदार्थान् यः स्तोभति स्तभ्नाति हिंसतीति कौस्तुभो मेघपृष्ठः प्रस्तरः** અર્થાત્ પૃથ્વીની ઉપર પદાર્થોને જે હિંસિત કરે તેનું નામ કૌસ્તુભ અર્થાત્ વાદળાંથી પડતા પત્થરનુંજ નામ કૌસ્તુભ ( મણિ ) છે. તે વિષ્ણુનું ભૂષણ છે તેની ના નહીં, કારણકે વિષ્ણુ કહેતાં સૂર્યથીજ તેની ઉત્પત્તિ થવા પામી છે.

## લક્ષ્મી કોણ ?

સમુદ્રમંથનમાં હવે લક્ષ્મી દેવી પ્રગટ થાય છે. અહીં મેઘની શોભાનું નામજ લક્ષ્મી છે. તેનું કારણ પણ સૂર્ય ભગવાન્ છે. તેથી સૂર્યનીજ શક્તિ તે લક્ષ્મી છે. મેઘની શોભા સમુદ્ર (આકાશના પ્રાચીન અર્થમાં) ના મંથનથીજ છે.

## વારૂણી દેવી કોણ ?

તે પણ વર્ષાનુંજ રૂપાંતર છે. જે વર્ષા સર્વને ગ્રહણીય છે તે વારૂણી છે. "વારુણ" ને અર્થ જળ આપણે પણ કીધેલો છે, અને સુંદર સ્વચ્છ જલને સ્ત્રી પ્રત્યય માત્ર લગાડયો છે

આ પ્રમાણે સકલ વાર્તા કુદરતની દરરોજ બનતી એક લીલાના અલંકાર રૂપ હોવાનું સ્પષ્ટ અનુમાન થાય છે. વેદના સંસ્કૃત શબ્દોના મૂલ અર્થો, એજ અલંકાર સાથે અજબ જેવી રીતે મળતા આવે છે. તેથી એજ સત્ય પણ હોવું જોઇએ એમ અનુમાન કરવું ઉચિત છે. જો વસ્તુતઃ એ વાર્તા ઇતિહાસ રૂપે સત્ય માનીશું તો આપણે અનેક અસંભવિત વાતોને પ્રથમ સિદ્ધ કરવી પડશે. વિષ્ણુ કોણ ? પરમાત્મા હોય તો શું તે દેહધારી છે ? દેવો અને દાનવો વિદ્યમાન છે અથવા હતા ? શું ઇશ્વર અવતાર લે છે ? વળી તેના ઉપર છલ કરવા આદિના અનેક આક્ષેપો સ્વીકારવા પડે. માટે તે સાહસનો જોખમ ન લેતાં બંધ બેસતા સુંદર અલંકાર રૂપે તે વાર્તા માનવી વધુ સલામત નથી શું ? મહાભારત તથા પુરાણોની અનેક વાર્તાઓને ઘણા વિદ્વાનો કેવલ કપોલ કલ્પિત કરીને હસી કાઢે છે. તેમના આક્ષેપમાંથી પણ આ વ્યવસ્થા સ્વીકારવાથીજ રક્ષણ થઇ શકશે. તે વાર્તા ઐતિહાસિક રીતે સત્ય નહીં હોવાનો પ્રથમજ દાવો ન કરતાં આલંકારિક રીતેજ સત્ય હોવાનો તમે દાવો કરશો અને તેટલેથી સંતોષ પામશો તો સામો પક્ષ પણ તમને અવશ્ય મળશે; તમારા ધર્મના ગ્રંથોનો આદર કરશે અને મતભેદ મટી જશે !!

અસ્તુ.

---

## કુદરતના કેટલાક કટાક્ષો.

જેને ભાવે તેને મળે નહીં અને મળે તેને ભાવે નહીં એ બે વર્ગો કોણ ? શ્રીમંતો અને ભિખારીઓ. એ બે સંસાર રૂપ વાંસનાં બે છેડાઓ છે. તે ઉભય સંસારને હાનિકારક હોવાથી, કુદરતે તેમને શાપ આપ્યો છે. એકને બદહજમીનો અને બીજાને ક્ષુધાનો ! જો શ્રીમંતો પોતાની વધી પડેલી ચરબી રૂપ ધન એ ભિક્ષુકોને આપે તો સંભવ છે કે, કુદરતનો નાયક પરમાત્મા, તે શ્રીમંતને ભિક્ષુકની ક્ષુધા જે તેને તો શાપ સમાન છે તે શાપનું દાન પેલા શ્રીમંતને અર્પે. એકનો શાપ તે બીજાનો આશીર્વાદ છે ! એકનું વિષ તે બીજાનું અમૃત છે. છતાં કુદરતનો કેવો કટુ કટાક્ષ કે તેઓ પોતપોતાને લાગુ પડેલા શાપ-વિષ પરસ્પરની ઇચ્છા છતાં પરસ્પર બદલી શકતા નથી અને તે રીતે શાપને આશીર્વાદના-રૂપમાં ઉલટાવી નાંખી શકતા નથી. શ્રીમંત ભીખારીને પોતાનું ધન આપે અને ભીખારી શ્રીમંતને પોતાની ક્ષુધા આપે તો ઉભય સુખી થાય, ઉભય આશીર્વાદને પ્રાપ્ત થાય. પરંતુ તેમની સત્તાની તે બહાર છે. રેલ્વેની ટીકીટોની પેઠે ઇશ્વરદત્ત ચીજ-વસ્તુ તે શાપ હો કે આશીષ હો—'નાનટ્રાન્સફરેબલ' છે. તે એકને આપેલી તે બીજાને વાપરવા આપી

શકાતી નથી. અભિમાનીઓને તે કાયદો એક બોધ તથા ધડારૂપ છે. પરમાત્મા તમને જે જે કાંઇ આપે છે તેના માત્ર તમને એક ટ્રસ્ટીજ બનાવે છે. તેના સંપૂર્ણ સ્વામી તમે છોજ નહીં. તમે જો કૂપ મંડુક ન્યાયથી સમજીને મનમાં ને મનમાં ફુલાતા હો કે બધું મારૂંજ છે તો તે નિર્દોષ આનંદ તમને મુબારક છે, પરંતુ કુદરતના જગતમાં તો તમારી ચીજો ઉપર તમારૂં સ્વામીત્વ માત્ર અમુક હદનુંજ છે. સંપૂર્ણ સ્વામીત્વ તો તમને તમારા પોતાના શરીર ઉપર પણ નથી. જો એમ હતે તો ઘણા હદથી જાડા આદમીઓએ કયારનાએ પોતાની ચરબીનું માગે તેને દાન કર્યું હતે. એક વખત વર્તમાનપત્રમાં હમે વાંચ્યું હતું કે માર્ટીન નામનો એક ફ્રેંચમેન જેટલો લાંબો તેટલોજ પહોળો હતો. અર્થાત્ તે ૭ ફુટ લાંબો અને ૭ ફુટ પહોળો (છાતીને માપે ભરતાં) હતો. તે તથા તેનાથી ઓછા કમનસીબ, પોતાની ચરબી જ્યાં ત્યાં ઉંચકી લઇ જવાની મફત મંજુરી કરતાં કંટાળી ગયેલા જાડા આદમીઓએ કયારનાએ પોતાની ચરબીનો, લીલાંઉ કે વેચાણથી નીકાલ કરી નાંખ્યો હતે અથવા મફત આપી દીધી હતે. પણ ગ્રાહક કયાં નથી કે મફત આપે ? ચરબીના શોસથી પીડાતા ક્ષયરોગીઓએ તે જાડા આદમીઓની ચરબી દર તોલે ગીની આપીને કયારની ખરીદી લીધી હતે. હાલ તો કુદરતના કટાક્ષથી અત્યંત જાડા તેમજ અત્યંત પાતળા, બન્ને, પરસ્પર વિરૂદ્ધ રોગો માટે દવા કરે છે !! જાડો પાતળો થવાની દવા ખાય છે અને પાતળો જાડો થવાની દવા ખાય છે !! ઓ ભલા આદમીઓ તમે દીવાના તો નથી ? તમેજ માંહો માંહે આપ લે કરીને કેમ નથી પતાવી લેતા ? નહીં. પણ બને કેમ ? કુદરતે તે માર્ગ બંધ કીધો છે. પોતપોતાના કર્માનુસાર ફલ ભોગવવાંજ પડેજ છે, અને ગમે તેવો શ્રીમંત કે રાજા પણ તેમાં ફેરફાર કરી શકતો નથી. એ કાંઇ માત્ર દંડની શિક્ષા નથી કે દીવાની કોર્ટની ડીક્રી નથી કે, કોઇ પણ દંડ ભરી જઇ શકે અથવા ડીક્રી ચુકવી દઇ શકે. તે તો કારાગ્રહની સજા છે જે સજા પામનારે જાતે પડેજ ભોગવવી જોઇએ. રાજાઓ અને શ્રીમંતો ઉપર એવી જે સજા વીતે છે તે તેમનેજ સહન કરવા વગર છુટકો નથી થતો તો તેઓ બીજાને શું સહાય કરવાની હામ ભીડતા હતા ? આ કુદરતના કટાક્ષો બોધ રહિત નથી. તે અભિમાનીઓને નમનતાઇ શાખવે છે. અત્યંત પક્ષો સંસારને હાનિકારક છે. સંસારના રોગરૂપ છે—તથા મધ્યમ પક્ષજ સામાન્ય રીતે સંસારને હિતકારક છે તે સૂચવે છે તે ઇશ્વરની ન્યાય વ્યવસ્થાની પૂર્ણતા તથા અનુલ્લંઘતા શાખવે છે, અને મનુષ્યોને બે અંતોની મધ્યમાં રહેવામાંજ સુખ છે તે બતાવે છે.



## ઑસ્ટ્રીયાના પ્રખ્યાત પ્રીન્સ જૉન સેલ્વેટરની અદ્‌ભુત જીવનકથા.

પોતાનાં સ્વરૂપવાન અંગોને લીધે, પોતાની સભ્ય વર્તણુકને લીધે, એમીલીના માતાપિતા વિદ્યાર્થી વેશ ધારણ કરનાર પ્રીન્સને પોતાના જમાઇ તરીકે સ્વીકારવા ઘણા ખુશી થયા. થોડાજ વખતમાં પેલા નામધારી વિદ્યાર્થી ઉપર એમીલી પણ વિદ્યાર્થી જેટલીજ પ્રીત થઇ ગઇ. એમીલી અને તેનો ભાવી પતિ ઉભયે પોતપોતાને સ્વર્ગની સીડી ઉપર ચડતા જોવા માન્યા. આ સુખ સ્વપ્નની પૂર્ણાહુતિ પછી થોડાં અઠવાડીયાં રહીને એમીલી અને તેની માતા એક દહાડો લશ્કરની પરેડ જોવા ગયાં. ત્યાં તેઓએ "વિદ્યાર્થી" ને ઝકઝકતા લશ્કરી યુનિફોર્મ પોશાકમાં જોયો, અને તે લેબાશમાં

તેનું સ્વરૂપ જુદુંજ નુર મારતું હતું. આજ શું મારો જમાઇ હશે એમ માતા માની શકી નહીં પરંતુ તેની સુંદર ચાલચાલ જોઇને એ તેજ તેની તેણીને ખાતરી થતાં વાર ન લાગી. એક પાસે ઉભેલાને તેણીએ પૂછ્યું કે એ ભપકાબંધ દમામદાર અમલદાર કોણ છે? તેણે કહ્યું કે "તે આર્ચ-ડ્યુક જૉન છે!"

બીજા દહાડે પોતાની પ્યારીને મળવા "વિદ્યાર્થી" ગયો ત્યારે તેને અસાધારણ આવકાર મળ્યો. કન્યાની માતાએ જુદાં જુદાં નામ આપીને વેશ લઇને પોતાની પુત્રીનો પ્યાર ઠગી લેવા માટે તેને સખત ઠપકો આપ્યો! તેણીએ કહ્યું કે તમારા જેવા સાથે મારી પુત્રીને પરણાવવાથી કશો ફાયદો નથી. ભલે હમારી પુત્રી નિર્ધન અને અપ્રસિદ્ધ હોય, પરંતુ બાદશાહી ડ્યુકના મોહનું રમકડું થઇ પડવા જેટલી તો તે છેક હલકી નથીજ. જૉને અતિ નમ્રતા ધારણ કીધી. તેણે શપથપૂર્વક કહ્યું કે હું તમારી પુત્રીને મારાં જીગરના અંતરથી ચાહું છું. તેણે ખાતરી આપી કે તેણે રાજપદીનો ત્યાગ કર્યો છે અને હવે બીજા જેવોજ સાદો શહેરી હતો. તેને એમીલીનાં પતિ થવા શિવાય જીવનમાં બીજો કશો લાભ તેને હવે રહ્યો નથી. આથી રીસાયલી માતા પાછી શાંત થઇ, અને પુનઃ પ્રીતિ સંપાદન કરી. થોડા સમયમાં તેઓનાં લગ્ન થયાં અને એમીલી પતિ સાથે રાજકુમારની જાગીર ગ્મુદન ખાતે ગઇ, જ્યાં તેઓ અતિ આનંદમાં કાલ નિર્ગમન કરવા લાગ્યાં.

પરંતુ આવું શાંત આળસુ જીવન આર્ચ ડ્યુક સહન કરી શક્યો નહીં. મોહ અને કામના પ્રથમ પ્રહારનો ધર્તિકંપ થઇ રહેતાં તે પાછો જાગૃત થયો. "પુરૂષાર્થ વિના મારૂં જીવન વ્યર્થ છે. જો મને મારા દેશમાં નહીં તો બીજે કોઇ પણ દેશ ઉદ્યોગ કરવા જવુંજ પડશે." તેની માતાનાં અશ્રુઓ અને સમજાવટની તેણે પરવા ન કરતાં, પુરૂષાર્થ પરાયણ પ્રીન્સ ડ્યુકે પોતાની જાગીર અને પોતાના સઘળા હોદ્દાનો સ્વેચ્છાથી ત્યાગ કર્યો. પોતાનું નામ પણ બદલીને તે "જૉન ઑર્થ" રાખ્યું. આમાં તેને તેની વફાદાર મહેરદારની સંપૂર્ણ સંમતિ હતી. તેઓ ગ્મુદનથી ચાલ્યાં ગયાં અને ઘણા કાળ સુધી તેઓ ક્યાં હતા તેની પણ કોઇને ખબર પડી નહીં. તેના ગુમ થવાની ખબર યુરોપમાં વીજળી પેરે પ્રસરી ગઇ, અને અનેક ગપ્પોને જન્મ મળ્યો. કોઇ કહેતું કે નિર્ધનતાને સ્વેચ્છાથી સ્વીકારીને, રશીયાના આગલા રાજા મહાન્ પીટરનું અનુકરણ કરીને તેણે મજુરી કરવા માંડી છે. બીજાઓ કહેતા કે "બર્લીનના ભોજનાલયોમાં ટેબલ લુછનાર તરીકે હમે તેને જોયો છે." કોઇ વળી ગપ લાવતું કે અમેરીકન વર્તમાનપત્રોના રીપોર્ટર તરીકે તે કામ કરે છે! ગમેતેમ હો પણ એ નિશ્ચિત છે કે ૧૮૯૦ ના સાલમાં સ્વપદભ્રષ્ટ આર્ચડ્યુક અને તેની પત્ની લંડનમાં હતાં. ત્યાં તેઓએ ઇંગ્લંડના કાયદાની જરૂરને લીધે પુનઃ લગ્ન કર્યું અને જૉન ઑર્થે પરીક્ષા પસાર કરીને સ્ટીમર હંકારવાનો પરવાનો મેળવ્યો. પછી હેમબર્ગ જઇ એક આશરે ૧૩૦૦ ટનના વજનની લોખંડી સ્ટીમર ખરીદી, તે, સીમેંટનો જથ્થો લઇને પોતાની પત્ની સહિત દક્ષિણ અમેરિકા ઉપડી ગયો. ભીખ માંગીને ભીખારી થયેલો, સંતાપથી તમ થઇ ઍરીબીયન નાઇટસના સીંદબાડથી પણ વધારે સાહસિક બનેલો, આ શુરવીર રાજપુત્ર પોતાની મુસાફરીએથી પાછા ફરતાં તેને વહાણમાં ભરી લાવવાનો માલ મળ્યો નહીં તેથી તેમાં ખાલી ભાર ભરી કીક બંદર પર વચમાં વીસામો લીધો. ત્યાંથી તે એક મીત્રને લખે છે કે "મારી સ્ટીમરનો એક કેપ્ટન માંદો છે, બીજો નાલાયક છે; અને ત્રીજાને રજા આપવી પડી છે અને હાલ તો હુંજ મારા વહાણનો કેપ્ટન છું. આથી અમલદારો વગર મારે કેપ

હૉર્નની સામુદ્રધુનીની પ્રદક્ષિણા કરીને વાલપરેઝો જવું પડશે. " કેપ હૉર્નની આજુબાજુના સાંકડા સમદ્ર અનેક બહાદુર ખલાસીઓનું કબરસ્તાન છે. તે છેલ્લા કાગળ પછી પ્રીન્સ જૉન સેલ્વેટર વિષે એક અક્ષર પણ સંભળાયો નથી. તેથી અનુમાન થાય છે કે તેણે તથા ખલાસીઓએ સ્ટીમર સહિત એ શૃંગાકાર સામુદ્રધુનીની સમીપના જળમાં જળસમાધિ કરી હોવી જોઇએ. અત્યારપૂર્વે આર્ચડયુકે પોતાની માતા ટસ્કનીની આર્ચડચેસને નિયમિત રીતે પત્રો લખ્યા કર્યાં હતા. સ્ટીમર સેંટા આર્ઘેરીટા છકીક અંદરથી ઉપડયા પછીના પુત્રના પત્રની એક લીટી પણ તેણીને મળી નથી તેમજ તેની સાથેના ખલાસીઓનો પણ પત્તો નથી !

પ્રીન્સ જૉન સેલ્વેટર વિશે કશું મહિનાઓ સુધી ન સંભળાવાથી ઑસ્ટ્રીયાના રાજમંડળમાં ચિંતા ઉત્પન્ન થઇ. ઑસ્ટ્રીયાના વર્તમાન મહારાજા ફ્રેન્સીસ જૉસફે તેની તથા તેની સ્ટીમરની શોધ કાઢવા દક્ષિણ અમેરિકાના કાંઠા ઉપર ફરવા એક મનવાર મોકલી જેમાં ઉપડી જનાર મુખ્ય ઑસ્ટ્રીયાની ગાદીનો વારસ આર્ચડયુક ફ્રેન્સીસ ફર્ડીનેંડ પોતે હતો. અઠવાડીયાંઓની તેની તપાસનું કશું પરિણામ આવ્યું નહિ. ખલાસી તો શું પણ સ્ટીમરની કચ્ચર પણ તેમના હાથમાં નજ આવી.

### લોકો પોતાના વ્હાલા પ્રીન્સનું મરણ માનવા નારાજ હતા.

પરંતુ લોકો આવા એક અદ્ભુત પરાક્રમી રાજકુમારના મરણનું અનુમાન કરવા નારાજ હતા—તૈયાર ન હતા. તેઓએ તો એ અનુમાન સ્વીકારવું વધારે પસંદ કર્યું કે જગતની જંજાળની જંજીરથી સર્વથા મુક્ત થવા સારૂ તેણે જગત સાથેનો સંપૂર્ણ વ્યવહાર તજી દેવો એવો નિશ્ચય કીધો અને તે હેતુ સિદ્ધ કરવા તેણે પોતાનું જ નહીં પરંતુ પોતાની સ્ટીમરનું નામ પણ બદલી નાંખ્યું હતું અને તે સ્ટીમર પરખાઇ ન આવે તે સારૂ તેનો રંગ વગેરે પણ ફેરવી નાંખ્યો હતો ! રાજકુમારની પત્ની એમીલી સ્તુબેલ જે તેની સાથેજ અંત પર્યંત હતી તેના એક પત્રથી એ અનુમાનને વજન મળ્યું. તેણી પોતાના એક છેલ્લા કાગળમાં પોતાના માતાપિતાને લખે છે કે, " હમે તો કોઈ મનુષ્ય રહિત દ્વિપમાં નિવાસ કરીશું અને ત્યાં હંમેશાં સંપૂર્ણ સુખમાં કાળ નિર્ગમન કરીશું. "

### રાજકુમારના એટર્નીએ કાયદાનો કરેલો સજજડ ઉપયોગ.

જૉન સેલ્વેટર ઉર્ફે જૉન ઑર્થે ઑસ્ટ્રીયાની સરહદનું ઉલ્લંઘન કરી જવા પૂર્વે પોતાની ખાનગી પૂંજી સ્વીટઝર્લેંડની એક બેંકમાં થાપણ તરીકે મુકી હતી, અને પોતાના એટર્ની ડૉક્ટર વૉન હેબર્સર મારફત ક્વચિત્ ક્વચિત્ તેમાંથી નાણાં ઉપાડતો. આશરે બે વરસ સુધી સ્ટીમર સેંટા માર્ઘેરીટાનો પત્તો ન લાગ્યો ત્યારે, પોતાને મળેલા વકીલાતનામા અથવા હકનામાંની રૂએ, ડૉક્ટર હેબર્સરે બેંકમાંથી પ્રીન્સની થાપણ ઉપાડી લેવા પ્રયત્ન કર્યો પણ બેંકે પ્રીન્સનો દેહાંત થવાથી તેની "પાવર ઑફ એટર્ની" રદ થઇ છે એમ કહીને થાપણું પગાર કરવાના પાડી. ડાક્ટર અને વકીલનો સંગમ થયો. ડૉક્ટરે બેંકને કોર્ટમાં ઘસડી અને કોર્ટે ઠરાવ્યું કે જૉન સેલ્વેટર મરણ પામેલો છે એમ સાબીત થયું નથી તેથી " પાવર " ચાલું છે. અને બેંકને નાણાં ઓકવાં પડ્યાં; નહીં તો પચી જતે ! બીજા હાથ ઉપર ધારાના હીમાયતીઓનીજ સલાહથી, ડૉ. હેબર્સરે પ્રીન્સની જીંદગીનો વીમો ઉતારનારી ચૅાદ ઇન્સ્યુરન્સ કંપનીઓ ઉપર વીમાના પૈસા આપવા માંગણી કરી ! અહીં પ્રીન્સનો દેહાંત થવાનું અનુમાન કામે લગાડ્યું ! વીમા કંપનીઓએ ના પાડી, ફર્યાદીઓ ઠોકાઇ, ને તેમાં એ ડૉક્ટર જીત્યો, અને કંપનીઓને વ્યાજ ખરચ સીફે વીમાની રકમના ૧૧૦૦૦ પાઉંડ તોલી આપવા

પડ્યા. સ્વીટઝર્લેંડની કોર્ટોએ પ્રીન્સ મરેલો હોવાનું સાબીત ન થયલું ગણ્યું ત્યારે જર્મન કોર્ટોએ તે સાબીત થયલું ગણ્યું એટલે ડોકટરને બન્ને ઠેકાણે તડાકો પડી ગયો! શું કાયદાની બારીકાઇની બલિહારી!!

## પ્રીન્સ સેલ્વેટરને લોકો ચિરંજીવ અશ્વત્થામા માને છે!

અનેક સાબીતીઓ, સ્વાભાવિક અનુમાનો તથા કોર્ટોના ચુકાદા છતાં હજી યુરોપમાં ઘણા જણા આર્ચડ્યુકનાં હાડકાં સમુદ્રમાં પડેલ છે એમ માનતા નથી! ફરીથી તે એક વાર પ્રગટ થશે એવી તેમની આશા અને વિશ્વાસ, કદાચ આશ્વાસના છે,—તે શ્રદ્ધાને ટેકો આપનારી અને તાજી રાખનારી એકાદ બે ગપ દર વરસે ઉડતી પણ રહે છે. દુનિયાનો ભાગ્યેજ કોઇએક એવો ખુણો છે કે, જ્યાં તેને કોઇએ જોયલો હોવાની ખબર નહીં મળી ચુકી હોય. બાળવાના નાના સાહેબ હજી નેપાળ તરફ જીવતો છે એમ ઘણાક આ દેશમાં માને છે. ઘણાક દ્વારકાદાસ ધર્મસી, મથુરા ત્યારે કોઇ વળી પેરીસ કે મનીલામાં, કોઇનાં રાબને દ્વારિકાદાસ બનાવીને પોલ થયલો માને છે! તેવીજ માન્યતા યુરોપમાં આ વીર પુરૂષ તથા તેની સતી પત્ની માટે હજી ચાલુ છે. કોઇ કહેતું હતું કે જૅપાનીઝો તરફથી રશીયનો સામે તે બહાદુરીથી લડતો હતો! કેટલાક કહે છે કે પ્રખ્યાત બહાદુર જૅપાનીઝ સેનાપતિ, માર્શલ યામાગાટા બીજો કોઇ નહીં પણ જૉન સૅલ્વેટર છે! એક બીજી ગપ પુરાણ પ્રમાણે તે દક્ષિણ અમેરીકાના ચીલી દેશમાં હતો. જાણીતા ફ્રેંચ ગ્રંથકર્તા મોસ્યુ લેકર પેરીસમાં પ્રગટ કરેલાં એક પુસ્તકમાં એમ સિદ્ધ કરવાનો આત્મસંતોષ લે છે કે તે દક્ષિણ અમેરીકાના આર્જેન્ટાઇનના પ્રજાસત્તાક રાજ્યમાં ડૉન રેમનનું ત્રીજું નવનામ ધારણ કરીને રહે છે. થોડાજ દહાડા પર વર્તમાનપત્રોમાં વાત આવી હતી કે અમેરીકાથી ઇંગ્લંડ ઉપડતા એક વહાણમાં તે ઉતારૂ હતો. તેને એક ભાઇબંધ ઉતારૂએ પારખી કાઢ્યો; અને ચેલેંજ કરી શરત બકી કે તેજ વસ્તુતઃ પ્રીન્સ જૉન સૅલ્વેટર છે. સૅલ્વેટરને, કહે છે કે, આખરે તે કબુલ કરવું પડ્યું! એક વળી એવોજ તુચકો લાગ્યો કે મેં તેને લંડનના રસ્તામાં ચાલી જતાં જોયો! પ્રીન્સ જૉનની માતાએ પણ પોતાના ગર્ભને વીરતાથી પવિત્ર કરનાર પોતાના પુત્રનું મૃત્યુ સ્વીકારી લેવા અંત પર્યંત ના પાડી. તેને આશ્વાસન આપનારને તે ટાણું મારતી કે "મારો પુત્ર મરી ગયો હોય તો તમે આશ્વાસન આપોને! કોઇપણ દહાડો પત્તો લાગશે અને મારો વ્હાલો પુત્ર મને આવી મળશે." માતા પોતાના પુત્રના ખાનગી ઓરડા હમેશાં તે કોઇ પણ ક્ષણે આવી પહોંચવાની આશામાં ને આશામાં સાફસુફ તૈયાર રાખતી કે જેથી તે તેના તરત ઉપયોગમાં આવે. કોઇ દહાડો રાતનાજ આવી પહોંચે તે વખતે તેનાં પગલાં આશાનીથી ઘર તરફ વાળવા સારૂ, મહેલની બારીઓ ઉઘાડી રાખી આખી રાત ત્યાં દીવા બાળવામાં આવતા કે જેથી તેને આવતાં અડચણ પડે નહીં! ગામડાં તથા પહાડોના રહેનારાઓ હજી પણ આ દેશના પરશુરામ અને હનુમાન, અશ્વત્થામા અને નારદ આદિ ચીરંજીવો પેઠે, તેને ગુપ્ત પણે પૃથ્વીના સકલતલ પર વિચરતા માને છે, અને આશા રાખે છે કે "તે કોઇ પણ દીવસ આવશે અને આવશે ત્યારે તેને હમે અસાધારણ આલંકાર આપીશું."

અહીંના ઇંદ્રિયારામ જાગીરદારોએ તેમજ ભાડાંખાઉ શેઠીયાઓ પોતાનાં આલસી જીવનથી કંટાળીને આવી કાંઇક સાહસિકતા બતાવી સ્વદેશીઓની કીર્તિમાં ક્યારે વૃદ્ધિ કરશે?

# મહાન્ અંગ્રેજ ફીલસુફ જૉન સ્ટુઅર્ટ મીલનું જીવનચરિત્ર.

જૉન સ્ટુઅર્ટ મીલ ગઇ સદીનો એક સૌથી મોટો-ઘણાના મત પ્રમાણે ગઇ સદીનો સૌથી મોટો-ફીલસુફ, વિચારક ગણાય છે. તેના જીવનમાં તે કેવી રીતે ફીલસુફ થવા પામ્યો તેજ વિશેષ છે. તે વાત તેણે પોતાના સ્વજીવનચરિત્રમાં દર્શાવી છે. યુરોપના દેશોમાં સ્વજીવનચરિત્ર લખવું તે આત્મશ્લાઘા ગણાતી નથી. તેનો હેતુ આત્મપ્રશંસા કરવાનો નહીં પરંતુ દરેક જણ પોતાની વાતો પોતેજ સૌથી સારી રીતે જાણે છે તેથી તેજ તે સૌથી ઉત્તમ રીતે લખી શકે એવો હોય છે. આપણી ગુજરાતી ભાષામાં એક લાડ જ્ઞાતિના અને મહેતાજીપણું કરનાર એક કાણા અર્ધદગ્ધ લખેલાં હાસ્યજનક સ્વજીવનચરિત્ર શીવાય સ્વચરિત્રો મળતાં નથી. જ્યાં જીવનચરિત્રોજ અલ્પ છે ત્યાં સ્વજીવનચરિત્રનો ક્યાં સંભવ કે અવકાશ ? અને ચારિત્ર્યવાન તથા મહાન કાર્ય કરનારાઓનાંજ ચરિત્રો તો સંભવે છે. જ્યાં ગુજરાતીઓમાં મહાપુરૂષોજ થોડા છે તો તેમનાં સ્વ કે પર હસ્તે લખાયલાં જીવન ચરિત્રો લખવામાં આવવાનો સંભવ રહેતો નથી. પરંતુ ઇંગ્લંડ આદિ યુરોપના અગ્રગણ્ય દેશોમાં મહાપુરૂષોની સંખ્યા આ દેશની અપેક્ષાએ ઘણી મોટી છે. તે સંખ્યા એટલી મોટી છે કે તેમની ખાસ એન્સાઇક્લોપીડીયાઓ તથા ડીક્ષનરીઓ છે ! ત્યાંના મહાપુરૂષોમાં પણ જૉન સ્ટુઅર્ટ મીલ મહાન હતો. અને તત્વવિદ્યાના પોતાના વિષયમાં તો તે અગ્ર અને લગભગ પ્રથમ હતો. અવશ્ય, અર્વાચીન કાલનો તે અરીસ્તોતાલીસ હતો. તેથી તેનું જીવનચરિત્ર અવશ્ય જાણવા જેવું થઇ પડવું જોઇએ. તેણે સ્વજીવન એવું સુંદર લખ્યું છે કે તેના મિત્રોને સાંભળેલી બીનાને આધારે તેનાં જીવનચરિત્ર લખવાની જરૂર રહી નથી. તેથી આ જીવન લખવામાં મેં મુખ્ય કરીને એમનાં સ્વજીવનનોજ આધાર લીધો છે, જો કે બીજાં સાધનોનો પણ ઉપયોગ કીધો નથી એમ નથી.

## ફીલસુફ પિતાનો ફીલસુફ પુત્ર.

જૉન સ્ટુઅર્ટ મીલનો જન્મ ઇ. સ. ૧૮૦૬ ની તા. ૨ જી મેને દીને, લંડનમાં થયો હતો. તેનો પિતા પ્રખ્યાત ફીલસુફ, ઇતિહાસકાર તથા વિદ્વાન જેમ્સ મીલ હતો. પિતા કરતાં સવાયા પુત્રનું વિરલ યુગલ જૉન તથા જેમ્સમાં પ્રાપ્ત થયું હતું. ઇંગ્લંડની દરેક જીવન ચરિત્ર માલા તેમજ એન્સાઇક્લોપીડીયામાં એ ઉભય પિતા પુત્રનાં લંબાણ જીવન ચરિત પ્રગટ કરવા યોગ્ય તેઓ ધારવામાં આવ્યા છે, પરંતુ પુત્રનું જીવન તેની અતિ વિશેષ યોગ્યતાને લીધે પિતાથી દોઢું લાંબુ જોવામાં આવેછે. જૉન મીલનો દાદો એક ખેડુત હતો. બે પેઢીમાં પ્રપુત્ર એક મહાન્ તત્વવેત્તા થાય છે. એવી સ્વતંત્ર અને સ્વચ્છ ઇંગ્લંડની વાતાવરણ છે ! જન્મને બદલે ગુણ કર્મની પ્રધાનતાવાળા દેશમાંજ એવી લીલા સંભવે છે. તેવાજ અખાતમાં માછલાંમાંથી મોતી અને કોલસામાંથી હીરા બની કે મળી શકે છે ! આપણા નાયકના પિતા જેમ્સ મીલે પોતાના સૌથી વડિલ પુત્ર જૉન ઉપર જે ગાઢ સંસ્કારોનું સિંચન કીધું તે ઉપર તેનું પોતાનું જીવન ચરિત્ર પણ ઘણો પ્રકાશ નાંખે છે. જેમ્સ મીલ નિર્ધન હોવા છતાં બહુ જલ્દી પરણે છે; તે માટે પુત્ર તેને પોતાના સ્વજીવન ચરિત્રમાં નરમ ઠપકો આપે છે ! અને અધુરામાં પુરૂં, આ લગ્ન સાધારણ કરતાં કેવડુંપ નીવડ્યું તેથી કુટુંબ નિર્ધનાવસ્થામાં રહ્યું અને કુટુંબના ઉત્પાદકને આખાં જીવનપર્યંત સખત વકીતરૂં કરવું પડ્યું તે માટે પણ જૉન મીલ બળાપો કરે છે. પરંતુ આ

બાર હોલ્સ જેમ્સ મીલ ડગ્યો નહોતો; તે સખત પણ સ્વતંત્ર મીજાસનો હતો. માસિકોમાં લેખો લખી તથા પુસ્તકો લખી તે નિર્વાહ કરતો. તેના પોતાના વિચારો સ્વતંત્ર તથા સુધરેલા હોવાથી તે આબાદી અને જાહોજલાલી ભોગવતા આદમીઓને ઝાઝા પસંદ પડે એવા નહોતા. તે લીબરલોનો પણ લીબરલ, એક હડહડતો રેડીકલ હતો. તે પોતાના સિદ્ધાંત અને મંતવ્યની પુષ્ટિમાંજ લખતો; પછી તે માટે ગ્રાહકી હોય કે નહિ હોય તે તરફ તે તદન બેદરકાર હતો. પ્રજામાં ગમેતેવા અળખામણા વિચાર પણ જો તેને સત્ય ભાસ્યા તો તેનું મંડન કરવા તે તત્પર થઇ જતો. જો કે તેને કલમથીજ કમાવાનું હતું પરંતુ કમાવા ખાતરજ તે કદાપિ લખતો નહોતો. અત્યંત સંભાળ, વિચાર, વાંચન અને પરિશ્રમથીજ તે લખતો તેથી ઓછું લખાતું અને ઓછું દ્રવ્ય મળતું તેમાં તેને અસંતોષ નહોતો. જોન મીલના પિતાને આપણાં હિંદુસ્તાન સાથે પણ સંબંધ છે. તેણે ૧૦ વર્ષ સુધી અખંડ મહેનત કરીને આ દેશનો એક મોટો ઇતિહાસ લખ્યો જે ૧૮૧૮ માં પ્રગટ થયો. તેમાં તેણે ઇસ્ટઇંડિયા" કંપની સરકાર" ની વાણીયાવિદ્યાની સખત ઝાટકણી કાઢી છે; જ્યાં પણ તેને અન્યાય કે પક્ષપાત થયેલો લાગ્યો છે તે શસ્ત્રવડે ઉઘાડો પાડ્યો છે. તેથી ઘણાક અંગ્રેજો તે પુસ્તકને ધિક્કારે છે પરંતુ તે એકંદર એટલું ઉત્તમ અને સંપૂર્ણ છે કે તે પ્રગટ થયાને લગભગ એક સદી થવા આવવા છતાં તેની બરોબરી કરનારો કોઇ ઇતિહાસ પ્રગટ થયો નથી. આથી અદ્યાપિ પર્યંત ૧૮૧૮ ના સાલ સુધીના આ દેશના ઇતિહાસની તે આઇ. સી. એસ. ની પરીક્ષામાં ટેક્સ્ટ બુક હતી.

### પિતા પુત્રને શાળામાં ન મોકલતાં ઘેરજ જાતે શીખવે છે.

આવા એક મહાન પિતાના સંસ્કાર સોળે કળા પુત્ર ઉપર પડ્યા હતા. બલ્કે જેમ્સે પુત્રને કોઇ શાળામાં મોકલ્યોજ નહોતો. પોતેજ તેનો શિક્ષક બન્યો હતો. ૪ વર્ષથી તેને પિતાએજ ગ્રીક શીખવવા માંડ્યું. તેને તેનું ભાષાજ્ઞાન થઇ જતાં આઠમે વર્ષે લેટીન શીખવવું શરૂ કીધું. તે બન્ને પ્રાચીન પદ્ય ભાષાનાં ઉત્તમોત્તમ ગ્રંથકારો પણ પિતાએ પુત્રના હાથમાં મુકયાં. કોઇ પણ વિષય શીખવવા પહેલાં તેનું ઉપયોગીપણું શું છે તે પુત્રના મગજ ઉપર ગુરૂ પિતા ઠસાવવાની ખાસ સંભાળ લેતો. તેથી નાના જોનને તે વિષયનો અભ્યાસ જરા વધતાં બહુ રસ જામતો, અને તેનો હોંસથી અભ્યાસ કરતો.

### આત્મ વિચાર કરાવવાની પિતાની ખાસ સંભાળ.

શીખવવાની જે બીજી ખુબી હતી તે એ, કે, પુત્રને હમેશાં વિચાર કરીને ઉત્તર આપવાની પિતા ફરજ પાડતો. વિદ્યાભ્યાસ દરમીયાન આવતી દરેક મુશ્કેલીનો અંત પોતાનીજ મેળે વિચાર કરીને આણવાનો પુત્રને પિતાનો આગ્રહ હતો તેથી નાના મીલનાં ભેજાને બહુ તસદી આપવી તો પડતી પણ તે કસરતથી ભેજું કસાઇને અંતે મોટપણમાં એક મલ્લ બન્યું ! નાનો મીલ જેવો આવડે તેવો જવાબ આપ્યા પછીજ મોટો મીલ તેમાં ઘટતો સુધારો વધારો બતાવતો. વારંવાર પિતા બાલકની શકિત અને ગતિ ઉપરાંત તેની પાસે જવાબની વ્યર્થ આશા રાખતો. પરંતુ તેથી એકંદર લાભ થયો.

### પિતાના સ્વતંત્ર ધાર્મિક વિચાર.

જેમ્સ મીલ પ્રેસ્બીટીર્યન પંથનો હતો અને તેના પાદરી થવાની તેણે પરીક્ષા આપી પણ હતી. પરંતુ તે સ્વતંત્ર રીતે વિચાર કરવાના સ્વભાવનો હોવાથી તેણે તરત જોયું કે તે શું કે

કોઇ પણ પંથ શું, તે સાથે આપણે મળતા થઇ શકીશું નહીં. બાઇબલ ઇશ્વરકૃત છે એ વાત તેને ગળે જરા પણ ઉતરતી નહીં તેથી પાદરી થઇને કરેએ શું ? તે નાસ્તિક નહોતો, ઉલટું નાસ્તિકતા બેહુદી છે એમ તે માનતો. કોઈ જગત્કર્તા હોવો જોઇએ એમ તે સ્વીકારતો પરંતુ આ દુન્યાનું દુઃખ તથા જગત્માં ચાલતા અન્યાય, જુલમ તથા દુષ્ટતા જોઇને તે જગત્કર્તા ન્યાયી, દયાળુ અને સંપૂર્ણ હોવા વિષે તેને ગંભીર સદેહ હતો. જો પુર્નજન્મના સિદ્ધાંતના રહસ્યનું જ્ઞાન તેને હતે તો જેમ્સ મીલ ઘણું કરીને એક દઢ આસ્તિક થતે. પરંતુ "ઇશ્વરની મરજી" ના ક્રીસ્તી વાદનુંજ તેને જ્ઞાન હતું જે તેની બુદ્ધિથી ઇશ્વરને દોષયુક્ત ઠરાવતું હતું. આથી તે "એગ્નોસ્તિક" મતનો થયો હતો. પુત્ર ધર્મના વિષયમાં પોતાનાજ વિચારનો રહે એ સારૂ પિતાએ પુષ્કળ સંભાળ લીધી હતી. બુદ્ધિથીજ દરેક દરેક વિષયનો ન્યાય વિવેક કરવાનો ઉપદેશ કરતાં પિતા કદિ કંટાળતો નહીં. કોઇ પંથવાદીનાં પુસ્તક તેના હાથમાં આવવા દેતો નહીં. પોતા જોડે વાદવિવાદ કરવાને તે ઉત્તેજન આપતો, અને પુત્ર કહે છે કે "પાછલા વખતમાં વારંવાર તેના કેટલાક વિચારો ફેરવવા હું શક્તિમાન થયો હતો." શું પુત્ર આમ કહી પિતાને ભોગે પોતાની પ્રશંસા કરે છે ? નહીં. તે પિતાની પ્રશંસા કરે છે કે, પિતા સત્યનો તથા સ્વતંત્ર વિચારનો આદર કરવાનો એટલો તો પ્રેમી હતો કે પોતાનાં રક્ત માત્ર રૂપ પુત્ર જેવો પણ સત્ય બતાવતો તો તેની પાસેથી પણ સત્ય સ્વીકારવા, પોતાનાં પિતૃત્વનો ઘમંડ ન રાખતાં તે તત્પર થતો! પિતાના આ સંસ્કાર પુત્ર ઉપર ગાઢ રીતે પડ્યા. પુત્ર હમેશાં પિતા સાથેજ રહેતો, અને ફરવા પણ સાથે જતો. રસ્તામાં પિતા પુત્રને આગલા દહાડના અભ્યાસના સારનું કથન કરી જવા કહેતો, જે પુત્ર કરતો. વળી સંવાદ પણ થતો. આઠ વર્ષની ઉમરે પિતાએ પુત્રના હાથમાં હોમરકૃત ઇલીયડ ( ગ્રીસનું મહાભારત ) મુક્યું, તેથી બાલક બહુ પ્રસન્ન થયો, અને તે પુસ્તક તેણે એટલી હોંસથી વાંચ્યું કે "૨૦–૩૦ વખત મેં તે વાંચી હોવી જોઇએ." મહા પુરૂષોમાં પણ કેટલી વિચિત્રતા છે કે જ્યારે મીલના મનની આ સ્થિતિ હતી અને ગ્લૅડસ્ટન પણ "ઇલીયડ" પાછળ ગાંડો હતો ત્યારે હર્બર્ટ સ્પેન્સર ( જેનું જીવન ચરિત્ર હવે પછી આ પત્રમાં પ્રગટ થશે ) અભ્યાસ ખાતર પણ ઇલીયડ વાંચતા કંટાળતો હતો ! ગ્રીક દેવોના વ્યભિચાર, તેમની દુષ્ટ લડાઇઓ, એ વાંચતાં તેને એટલો કમકમાટ છુટતો કે અનેકવાર તે પુસ્તક શરૂ કરી એવી વાતો આવતાં તે અધવચથી પુસ્તક છોડી દેતો ! પોતાના પિતાની દોરવણી હેઠળ જૉન મીલ બાલ્યાવસ્થામાં ઇતિહાસ વિશેષ વાંચતો. અને સ્વભાવથી તેને રોમ અને ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ વિશેષ આનંદ આપતો. ૧૨ વર્ષની ઉમરે જૉન મીલને ચઢીઆતો અભ્યાસ શરૂ કરાવવામાં આવ્યો. બેકનનાં તર્કશાસ્ત્રનો તેણે પ્રારંભ કીધો. ગ્રીક તથા લૅટીન ભાષાની માહીતીને લીધે મીલને એ ભાષામાં લખાયેલાં પ્રાચીન મહાન ગ્રંથકારોનાં સર્વોત્તમ પુસ્તકોનું વાંચન રમત જેવું સરલ થઇ પડ્યું. ખરાબ દલીલનું ખંડન કરતાં હવે મીલ શીઘ્ર શીખ્યો. આ બાબતમાં મીલ કહે છે કે "મારો પિતા મને જાણે ડ્રીલ કરાવતો." શબ્દ કે વાક્યમાં જરા પણ દ્વિઅર્થ પણું, કે અસ્પષ્ટતા તે સહન કરતો નહીં. તેનું પરિણામ એ આવ્યું કે ભવિષ્યના મીલની વિચારક તરીકેની અસાધારણ શક્તિનો પાયો ઊંડો નખાયો.

યદ્યપિ જેમ્સ મીલે ઇસ્ટ ઇંડીયા કંપનીની વિરૂદ્ધ પોતાના "ઇતિહાસ" માં લખ્યું હતું તોપણ અંગ્રેજ સ્વભાવ અંતમાં કેટલો સત્યપ્રિય અને ન્યાયપ્રિય છે કે, તે કંપનીના ડીરેક્ટરોએ હીંદ સાથના પત્રવ્યવહારના પરીક્ષક અમલદાર તરીકે જેમ્સ મીલની નીમણુક કરી. તે ઓધા ઉપર જેમ્સ પત્રના ખરડા એવી ન્યાયની દ્રષ્ટિથી તૈયાર કરતો કે તેથી હીંદને ઘણો લાભ થયો હતો. તેના

ખડાં રીકરડેરા રદ કરતા નહીં, જેથી વ્યાવહારિક રીતે, ઉતરતા પદ છતાં ચડતા પદવાળાઓની બુદ્ધિ અને સત્તાને પોતાના બુદ્ધિબલથી જેમ્સ મીલ મરજી માફક દોરવતો. ૧૮૧૯ માં જેમ્સ નોકરીએ લાગવાથી પુત્રની કેળવણી ઉપર તે બહુ લક્ષ આપતો બંધ પડયો. જેમ્સ મીલના મિત્રો ઓછા હતા, પણ હતા તે મહાવિદ્વાન્ હતા. રીકાર્ડો જે જમીનના ભાડાના વધારા ઘટાડાના નિયમનું પ્રતિપાદન કરવા માટે અર્થશાસ્ત્રમાં પોતાનું નામ અમર કરી ગયા છે તે, તેમજ પ્રખ્યાત જેરેમી બેન્થામ તેના પિતાના અંગત મિત્રો થતા. એમના બન્નેના સંસર્ગનો લાભ જૉન મીલને મળ્યો. જેથી પણ એના સંસ્કારો હજી પણ પ્રફુલ્લિત તથા સંસ્કૃત થતા ગયા. ૯૭ ટચનું સોનું સો ટચનું થયું.

## ૧૪ વર્ષનો રાક્ષસી વિદ્વાન્.

૧૪ વર્ષની ઉમરે જૉન મીલ ભણી પરવાર્યો ! તેણે નીશાળમાં તો પોતાના બુટની એડી પણ ઘુઠી નહોતી. તે છતાં યુનીવર્સીટીના રેકટર ( ચૅન્સેલરને મળતું આવતું પદ ) તરીકે નીમાવા જેટલો વિદ્વાન્ તે થયો હતો. જૉન મીલ કહે છે કે, " *શાળામાં યોગ્ય પદ્ધતિએ શીખવવામાં* 'આવતું ન હોવાથીજ, મને બીજા વિદ્યાર્થીઓ ઉપર ૨૫ વર્ષ જેટલો લાભ મળ્યો હતો. જે પણ 'હું કરી શક્યો છું તે મારી તીવ્ર ગ્રાહક બુદ્ધિ, શીઘ્ર શક્તિ કે ઉત્તમ સ્મરણશક્તિના પ્રતાપ 'નથી. તેમાં તો હું સરેરાસ કરતાં ચડતો હોવાને બદલે જરા ઉણો ઉતરતો હોઇશ. જેવો હું થયો 'છું તેવો કોઇ પણ સાધારણ શક્તિ તથા સારા આરોગ્યનો છોકરો કે છોકરી (પણ?) થઇ શકે ! " મીલ સૂચવે છે કે "મારી કૃતેહનું ગુપ્ત રહસ્ય એજ હતું કે મને જરા પણ ગોખવા દેવામાં આ'વતું નહીં. બીજાના વિચાર મારા પિતા મને પચાવી દેવા ન દેતા. સ્વવિચારની પુષ્ટિ કે સહાય 'તરીકેજ પરવિચારનું ગ્રહણ કરવામાં આવતું. આથીજ મારી અસલ વિચાર કરવાની શક્તિ ઉંચી 'સ્થિતિએ પહોંચી. "

જૉન સ્ટુઅર્ટ મીલના શીખવા સાથે પોતા પછી આવેલી પોતાની ન્હાની બહેનને પણ શીખવવું પડતું. અને તે પછી જેમ જેમ એક પછી એક બીજા ભાઇઓ અને બ્હેનોના ઘરમાં અવતાર થવા લાગ્યા તેમ તેમ તે સઘળાનો ગુરૂ થવાનો ભાર જૉન મીલના શિર પર ચોંટયો. તેથી તે કંટાળતો, તેમજ એ શિક્ષણ કાંઇ ઉત્તમ નહોતું અપાતું એમ તે સ્વીકારે છે. પણ શીખવવાના અભ્યાસથી જે લાભ થાય છે તે તેને પ્રાપ્ત થયા હતા.

યદ્યપિ જેમ્સ મીલ ધર્મના વિષયમાં સૃષ્ટિનો હેતુ, ઇશ્વર આદિ બાબત " અજ્ઞેય " ધારતો; પરંતુ નીતિના વિષયમાં તેના વિચાર સ્પષ્ટ હતા. પુત્ર ઉપર નીતિના સિદ્ધાંતોની છાપ પાડવા તે ચુક્યો નહોતો. ગ્રીક ફીલસુફ સુકરાતને નીતિના નમુના તરીકે તેણે જૉન આગળ ધર્યો હતો, જેની તેના ઉપર ઉંડી છાપ પાડી હતી અને સદાચારી પુરૂષ તરીકે મીલનું જીવન પોતાના પિતાએ બનાવેલા આદર્શરૂપ સુકાનથી ઉતરતું નહોતું એ વિષે સઘળા વિદ્વાનો એકમત છે. જેમ્સ સુખ તથા આનંદ ભોગવવાની વિરૂદ્ધ નહોતો. પણ તે એમ ધારતો કે ઘણાંખરાં સુખો અને આનંદો તે પ્રાપ્ત કરવા પાછળ જે શ્રમ તથા ખર્ચ કરવામાં આવે છે તેને લાયકનાં નથી. જો કે સુખોત્પાદક કાર્યને જ સત્ય નીતિ માનવાના સિદ્ધાંત ( Utilitarianism ) ના પ્રતિપાદક તરીકે જૉન મીલ પ્રખ્યાત થયો છે; પરંતુ સુખ વિષેના વિચાર વિષેના નાના મીલના મન પોતાના પિતાના મતથી એટલા રંગાયલા હતા કે ક્ષણિક કે સ્થૂલ સુખ પ્રતિ તેનો તિરસ્કાર મરણ પર્યંત કાયમજ રહ્યો હતો.

## ફ્રાન્સમાં મેળવેલું શિક્ષણ.

કૉલેજમાં જે જ્ઞાનનો અભ્યાસ ૨૫ વર્ષની ઉમ્મર સુધીમાં પણ ઉત્તમ કોટિનાજ વિદ્યાર્થીઓ પૂરો કરી રહે છે તે મીલે ઘેર બેઠાં પિતાની મદદથી ૧૪ વર્ષેજ પુરો કીધા પછી તે ફ્રાન્સની યાત્રાએ પર્યટનાર્થે ગયો. સારે ભાગ્યે ઇંગ્લંડ દેશમાં પરદેશગમન કે સમુદ્રપ્રયાન અધર્મ કે પાપ ન ગણાતું હોવાથી મીલ દરિયો ઓળંગી ફ્રાન્સ જઇ શકયો છતાં પતિત થયો નહિ. તે ગ્રંથકાર બેન્થામના ભાઇ જેનરલ સર સેમ્યુઅલ બેન્થામને ત્યાં તે દરમિયાન રહેલો હતો. તેણે પર્વતોમાં પ્રવાસ કર્યો જેથી તેનું હૃદય પ્રફુલ્લિત થયું. ફ્રાન્સમાં રહેવાથી ફ્રેંચ ભાષાનું જ્ઞાન તેને મળ્યું. ફ્રેંચ સાહિત્યમાં પણ તેણે ડુબકી મારી. મોંટપેલીયર ખાતે રસાયનશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, તત્વવિદ્યા, તથા ન્યાય ઉપર જુદા જુદા વિદ્વાનોની ભાષણમાળાનું નિયમિત રીતે શ્રવણ કર્યું, જેથી તેના જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થઇ. ફ્રાન્સની સ્વતંત્ર હવામાં રહેવાથી મીલ પોતાને સૌથી લાભ થયેલો વર્ણવે છે. દક્ષિણ ફ્રાન્સમાં રહી બાદ પેરીસમાં જઇ તેણે એક વિદ્વાન્ અર્થશાસ્ત્રી જે તેના પિતાનો મિત્ર થતો હતો તેને ત્યાં કેટલાક અઠવાડીયાં વાસ કર્યો. ૧૮૨૧ ના જુનમાં "કૉંટીનન્ટ" ની મુલાકાતેથી જૉન પાછો ફર્યો અને પોતાનો અભ્યાસ પાછો ઇંગ્લંડમાં જારી રાખ્યો. પણ હવેનો અભ્યાસ કોઇની દેખરેખ હેઠળ નહોતો. તે પાછો આવ્યો ત્યારે તેના પિતાએ "અર્થશાસ્ત્રનાં મૂલતત્વ" નામનું પુસ્તક જે તેના પુત્રના શબ્દોમાં "તે વખતમાં ઉપયોગી હતું પરંતુ હવે જેનાં ઉપયોગીપણાંનો જમાનો વહી ગયો છે" તે લખીને લગભગ તૈયાર કરી રાખ્યું હતું, તેનો સાર કાઢવાના કામ ઉપર પિતાએ પુત્રને મેલ્યો કે જેથી પિતા તે વિચારોના ક્રમમાં શું સુધારો કરવો તેનો વધારે સારી રીતે વિચાર કરી શકે. તે પછી તેના પિતાએ પ્રખ્યાત ફ્રેન્ચ મહા વિપ્લવ ( રેવોલ્યુશન ) નો ઇતિહાસ પુત્રના હાથમાં મુકયો. આ પુસ્તકથી તેને જાણે ઇશ્વરપ્રણીત જ્ઞાન મળ્યું. અત્યાર સુધી મીલ ધારતો હતો કે, રાજા લુઇ ૧૫ માં તથા ૧૬ માના સામ્રાજ્યનો વિપ્લવથી અંત આવ્યો હતો. પરંતુ આ પુસ્તક વાંચવાથી તેને પ્રતીત થયું કે પ્રજામત સત્તાક સિદ્ધાંતોની તે એક મહાન ફતેહ હતી. તે ઇતિહાસ વાંચવાથીજ તે પછી પ્રજાપ્રધાન રાજ્યમાં મીલ ખાસ હિત ધરાવવા લાગ્યો.

## જૉન મીલને બેરીસ્ટર બનાવવાનો પિતાનો વિચાર.

જેમ્સ મીલને અંગ્રેજી કાયદો જંગલીઓના ગરબડાધ્યાય જેવો લાગતો. તે છતાં બીજા કોઇ ધંધા કરતાં ધારાશાસ્ત્રી તરીકેજ પુત્રને બહાર પાડવો ઠીક પડશે એમ તેને લાગ્યું. પિતાના મિત્ર "જુરીસ્પ્રુડન્સ" ના કર્તા મી. જૉન ઓસ્ટીન સાથે પુત્ર મીલ કાયદાનો અભ્યાસ ૧૮૨૧ના સાલથી કરવા લાગ્યો. કાયદાની ફીલસુફી સમજવા સારૂ મીલના હાથમાં આ પ્રસંગે બેન્થામ કૃત "થીયરી ઑફ લેજીસ્લેશન" નામક પુસ્તક મુકયું. એલ એલ. બી. ના વિદ્યાર્થીઓ આ પુસ્તકનો ફરજીઆત અભ્યાસ કરે છે, છતાં તેમના મન પર કશી અસર થતી નથી. પણ સ્વેચ્છાથી મીલે તે પુસ્તક વાંચ્યું અને તેની કેવી ચમત્કારિક અસર થઇ ? મીલ કહે છે કે મારા જીવનમાં તે પુસ્તકનું વાંચન એક મહાન બનાવ સરખો થઇ પડયો. મારા માનસિક ઇતિહાસમાં તે એક ચક્ર ફેરવનારૂં બિંદુ થઇ પડયું." નીતિ મનુષ્યમાત્રની સુખસાધક અને હોવી જોઇએ એ સિદ્ધાંતના સમર્થનમાં નીતિના તેમજ કાયદાના સઘળા સિદ્ધાંતો બેન્થામે ઘણી અજબ જેવી સરળ રીતે લગાવ્યા હતા. ધર્મથી દુઃખજ છે, દુઃખ વેઠવું એજ ધર્મ છે, સાધુતા અને વૈરાગ્ય જ નીતિ અને સદાચાર છે, એ વૈરાગી વિચારો જે અત્યાર સુધી ઇંગ્લંડની ધાર્મિક વાતાવરણમાં

પ્રચલિત હતા તેનું બેન્થામે આ પુસ્તકમાં ખંડન કીધું છે, અને તે કામમાં, કુમારિલ ભટ્ટને જેમ શંકરાચાર્ય જેવો શિષ્ય મળ્યો, તેમ બેન્થામને મીલ જેવો શિષ્ય મળ્યો. તે પછી મીલે લૉક વગેરે અનેક ફીલસૂફોના ગ્રંથો વાંચ્યા અને તેનો સાર તે ગ્રંથકર્તાર લખી કહાડતો. બાદ પિતાને તે વાંચી બતાવતો, જે તેમાં સુધારા તેમજ દોષ સુચવતો. આથી ફીલસુફીનું મીલનું જ્ઞાન પણ ઘણુંજ પક્વ, દૃઢ અને પુષ્ટ થયું.

(અપૂર્ણ)

## આનંદાનંદાનંદ!!!

છોકરો—આંખ બગડે અને ચશ્મા પહેરે તેમાં અને કાણામાં તો આસમાન જમીનનો ફેર.

બાપ—ફેર સાંકળાનો. બન્ને અંતે સરખા. ફેર હોય તો તારી કાણીને ચશ્મા પહેરાવીને ફેર મટાડી નાંખજે.

છોકરો—કાણી રાણી કરતાં તો કુમારી એકલવાઇ જીંદગી સો દરજ્જે સારી. દુઃખ ખમાય પણ રોજ કાણું કુબડું મોં જોવાનું સંકટ નહિ સહેવાય!

બાપ—એ બધી તો કહેવાની વાતો છે. કેળવાયલાઓને કાણી નથી ગમતી. પણ કેળવાયલા ચશ્મેદાર હોય છે અને ચશ્મેદાર કાણા નહીં તો કાણા કાકા થાય છે. ત્યારે કન્યાઓને કેમ તમે ગમો તેનો વિચાર કીધો?

છોકરો—ચશ્માથી તો ઉલટું નાક અને મોં અને આંખ બધું દીપી નીકળે છે. તેથી કેટલાક તો કોરા કાચના ચશ્મા શોભા સારૂજ પહેરે છે!

બાપ—કેળવાયલા છોકરા કૃત્રિમ કાણા અને છોકરી કુદરતી કાણી એ બેમાં સારૂં નરસું, ઉતરતું ચઢતું કોણ તે નક્કી કરવું કઠણ છે. આ કન્યા કાણી તો કાણી પણ કુળવાન્ છે. વળી એના બાપની એકની એક છે. અને બાપ પાસે બે પૈસાનો જીવ છે. લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ને તું ક્યાં ભમતો ભમે છે? અને ન્યાતમાં હવે બીજી કન્યા ક્યાં છે કે પસંદ નાપસંદ કરવા જેવું હોય!? ન મામા કરતાં કાણા મામા સારા.

છોકરો—પણ આ તો ન બઇરી કરતાં કાણી બઇરી સારી તેવું થાય છે. મામા તો એને ઘેર રહે અને મામીને ભારી. પરંતુ કાણી બઇરી તો ધણીને ભારી પડે તે ન પરવડે! એવી કાણી કુંવારી કરતાં તો જુવાન રાંડીરાંડ સાથે પુનર્લગ્ન કરવાં ઠીક.

બાપ—હેં! શું બોલ્યો? નાતરૂં કરવું છે? પછી કયા ચુલામાં જવું છે!—

છોકરો—હું તો દાખલા ખાલી આપું છું. મારૂં કહેવું એવું હતું કે પર ન્યાતની લાવવી, સાવ સીધણ જેવી કાળી લાવવી. પણ કાણીથી તોબા.

બાપ—પર ન્યાતમાંથી તો કાણી પણ નહીં મળે અને કાળીએ નહીં મળે તેનું ભાન છે કે? બધી ન્યાતોએ એકડા કીધા છે, અને પરસ્પર સોગન ખાધા છે કે બહાર ન્યાત વાળાને આપે તેને ગૌહત્યાનું પાપ! એ વાત કાંઇ ફરના તારમાં થોડીજ આવે છે કે છાપાથી ખબર પડે. સીધા સકણો માન નહીં તો તુળસી સાથે ચોકો કરતાંજ લગ્ન કરવા સુધી વાટ જોવી પડશે!

છોકરાએ જોયું કે બાપ કાંઇ સમજતા નથી, અને એ બીચારા ધર્મસંકટમાં છે. ન્યાતના બંધારણની ખુબીજ એવી છે ત્યાં એનો પણ શું કસુર? તેથી વિચાર કરીને કહ્યું કે, પણ બાપા! પરણું તો ખરો પણ તમને ખબર છે કે બાડામાં બ્હોત્તેર અને કાણામાં છોત્તેર! કાણી કન્યામાં છોત્તેર છીદ્ર અને દુર્ગુણો હશે. તેથી મારી જીંદગી દુઃખી કરશે, અને પહેલાં તો તમારોજ પગ દો મારા ઘરમાંથી કાઢશે! મા મરી ગઇ છે તેથી તમારી સંભાળ કોણ લેશે? હું તો કાણીને થઇ જઇશ અને તેથી તમે રખડી જશો. માટે હાલ તો છું તેવોજ રહેવા દો. ન્યાતમાંની બીજી કન્યાઓ જરા મોટી થાય પછી જોઇ લેવાશે.

બાપને આ દલીલનો ફટકો આખરે આબાદ લાગ્યો અને પુત્રની વિનતિ સ્વીકારી જેથી શાસ્ત્રાર્થની સમાપ્તિ થઇ.

( ૨ )

એક સભામાં એક વક્તાને મેં એવા ઝડપબંધ બોલતાં જોયો, તેનું શું વર્ણન કરૂં, શો ચિતાર આપું? "ક્વીક-ફાયરીંગ" નામની નવામાં નવી શોધની બંદુકોની ગોળીઓ પણ વક્તાના શબ્દોરૂપી ગોળી આટલી ઝડપથી ફુટતી હશે! મને તો પાંચજ મીનીટ સાંભળતાં એવો ભ્રમ થયો કે વડોદરા રેલ્વેએ હાલમાં નવો પંજાબ મેલ કાઢયો તેજ આ વક્તા તો નહીં હોય! પણ આગળ પાછળ એનાંએ જ મકાનો વગેરે સ્તબ્ધ જોયાં તેથી તે શંકા તો ટળી. વક્તાના શબ્દોનો જાણે પાણીનો ફુવારો બાગમાં કેમ ન ફુટતો હોય તેમ થતું હતું. દશ મીનીટના કાંઇ નહીં તો ચાર હજાર શબ્દો બોલતો હશે! પાછલા શબ્દો આગલા શબ્દોની પછી બોલાય છે એમ લાગતુંજ નહિ. કેટલીક વખત તો સાથેજ અને કવચિત્ પાછળથી બોલેલા શબ્દો આગળ બોલતો હોય એવું ઉલટપુલટ લાગતું હતું. એક વિલાયતનો રીપોર્ટર વાત કરતો હતો કે એક દહાડો મને તથા મારા એક ભાઇબંધ રીપોર્ટરને બે વચ્ચે બેસવાની એકજ ખુરશી મળી. ખુરશી પણ ખાસી સાંકડી અને હમે બન્ને પહોળા છતાં અનેક યુક્તિ કરી બેઠાં તો ખરા પણ એવા તો પાસે પાસે સંકડાઇને બેઠા હતા કે હમારાથી એક બીજાની ચોપડીમાં રીપોર્ટ લખાઇ જતો હતો!! તેવાજ આ વક્તાના શબ્દો આગળના પાછળ અને પાછળના આગળ ઉલટપુલટ કાનપર લાગતા. આ એક્સ્પ્રેસ-સ્પેશીયલને કાંઇ દરીઓ કે પુલ કે ડુંગર કે સ્ટેશન આવતુંજ નહીં. પૂર્ણવિરામનો પત્તો નહીં તો બીચારી કોમા કોમાના શા હીસાબ? આખું ભાષણ જાણે એકજ વાક્યનું હોય તેમ મને લાગ્યું. બીજા વક્તાઓ તો વચમાં વચમાં જરા શ્વાસ ખાવા પણ થોભે છે, કારણ કે બોલતાં બોલતાં છાતીમાંની હવા ખપી જાય છે. રેલ્વેના એંજીન પણ વચમાં બળતણ અને પાણી ભરવા ઉભાં રહે છે. પરંતુ આ તો જે કોલાબાથી ઉપડયો તે દીલ્લી પહોંચ્યો ત્યારેજ થોભ્યો. એ ભાષણ એક સલંગ રેચક પ્રાણાયમ હતો! ભાષણમાં કોણ જેના શબ્દોની સંખ્યા ખપી ગઇ. બીજાને જે બોલતાં ૧॥ કલાક લાગે તે આ વક્તાએ અર્ધો કલાકમાં ગાંનું કયાં પતાવી દીધું! શ્રોતાઓમાં જે કટ્ટર સુધારક હતા, રેડીકલ હતા, તેઓ પણ નિશ્વાસ નાખી કબુલ કરતા સંભળાતા હતા કે આટલી બધી ઝડપે તો સંસાર સુધારો પણ થવાની હમે તરફેણમાં નથી! ભાષણ પુરૂં થયા પછી મેં વક્તાને કહ્યું કે, આટલું બધું ઝડપથી બોલવાનું શું કારણ? તેણે કહ્યું કે ૧૯૫૧ ના સાલની અંદર સૌથી ઝડપથી બોલનારાઓની હરીફાઇ થવાની છે તેમાં ભાગ લેવા અને ૧ ઇનામ મેળવવા સારૂ મેં પ્રેક્ટીસ કરવા માંડી છે. મેં સૂચવ્યું કે આવી હરિફાઇ નકામી હોવાથી થવાનો સંભવ નથી. તેણે કહ્યું કે મારી હસ્તીજ એવી હરિફાઇ કરાવવાનું ઘણાંને સૂચવશે. હરીફાઇ નહીં થઇ તો પણ દુન્યાના સૌથી ઝડપબંધ બોલનાર તરીકે હું અમર થઇ જાઉં તો મારૂં જીવન સફલ માનીશ. પીટમેન વગેરેની શોર્ટહેંડ પદ્ધતિને તો મેં કયારની મારે માટે નકામી કરી નાંખી છે. તે પદ્ધતિમાં કુશલ રીપોર્ટરો મને તે ટુંકાક્ષરીથી પકડવા આવ્યા-પરંતુ ક્યાં એ ટુંકાક્ષરી કાચબો અને મારા રૂપ હરિણને જોતાંજ રીપોર્ટરો કલમ ખીસામાં મુકે છે. મેં બ્હીતાં બ્હીતાં એક વધુ સૂચના કરી કે "બહુ ઝડપથી બોલવાના લાભો તમે વર્ણવ્યા એવા નિશ્શંક અને સંગીન છે કે તે વિરૂદ્ધ મારાથી કશું કહેવાય એમ નથી, પણ આવાં ચાલુ સીસોટી જેવાં એક આયકાના ભાષણની કશી અસર શ્રોતાઓ ઉપર થતી નથી. તેઓ પુરૂં સમજી પણ શકતા નથી. વક્તાએ કહ્યું "તે વિષે નિશ્ચિંત રહો. મારા ભાષણમાં સમજવા જેવું કશું હોતું જ નથી. ઝડપથી [illegible]નો એક હેતુ તો તે છુપાવવાનો છે." મને લાગ્યું કે ઝડપથી બોલવાનો એક ગેરલાભ બતાવતાં ઉલટો ફાયદો સિદ્ધ થાય છે, માટે વક્તાને નમસ્કાર કરી ઘેરજ પાછા ફરવામાં શોભા છે.

( ૨ )

## ઇંદ્ર અને મનીઑર્ડરવાળો ટપાલનો સીપાઇ.

( દેશ-સ્વર્ગ, રાજધાની-અમરાવતી. )

ઇંદ્ર—અરે સીપાઇ ! તું તો અંહી અમરતો પણ કેમજ આવી શકે ?

**મ. ઑ. વાળો સીપાઇ**—કેમ વારૂ ? મેં શું કાંઇ પાપ કીધાં છે ?

ઇંદ્ર—પાપ શું પણ પાપનો બાપ ! મારો મહામંત્રી ચિત્રગુપ્ત કહે છે કે તેં તો રૂ. ૩૭,૦૦૦ ના મનીઑર્ડરો તથા વી. પી. ઓનો ઘોટાળો કીધો છે. તું તો નરકાધિકારી છે. સ્વર્ગનાં દર્શનનાં સ્વપ્નનો પણ તું મહા અનધિકારી છે.

**મ. ઑ. નો. સીપાઈ**—મારે ઉધાર ખાતે ભલે ચિત્ર ગુપ્તે ગમે તેટલા રૂપીયા માંડ્યા હોય પણ જમે કેટલા છે તે પણ જરા જોશો !

ઇંદ્ર—ચિત્રગુપ્ત !

**ચિત્ર ગુપ્ત**—ભગવન્ ! આજ્ઞા ?

ઇંદ્ર—આની જમે બાજુ જો.

**ચિત્રગુપ્ત**—એ ટપાલ ઑફીસમાં ૩૨ વરસ હતો. ને રોજ મુંબઇમાં ૭૫-૧૦૦ ઠેકાણે પૈસા વહેંચતો તેથી તેના ૩૨ વરસમાં તો કરોડો રૂપીયા જમે થયા હશે. દર વર્ષના મળી ૩૨ ચોપડાનો સામટો સરવાળો કરવો પડે. તેથી લીધો નથી. પણ ભલે, આંખ મીંચી સમાધિ ધારીને કહું છું. ( આંખ મીંચે છે ને પલકમાં પાછી ઉઘાડે છે ) તે તો રૂ. ૩૮ કરોડ ૩૭,૦૦૦ હજાર થાય છે.

**મ. ઑ. વાળો**—ત્યારે મારી જમે બાજુએ ચોખ્ખા ૩૮ કરોડ રૂપીયા રહ્યા. તેનું પુણ્ય મને મળવું જોઇએ, અને પાપ તો બાદ આપવાથી સાફ થઇ ગયું. મને ખોટો નરક મોકલ્યો તે માટે ઉલટું તમારે પ્રાયશ્ચિત કરવું પડશે.

ઇંદ્ર—એ જમે કાંઇ મળે ખરો નહીં. એ રૂપીયા કાંઇ તારા નહોતા કે તને પુણ્ય મળે.

**મ. ઑ. વાળો**—મારા નહોતા તો જમે કેમ થયા ?

ઇંદ્ર—એ તો હીસાબની ભૂલ હશે. ચિત્રગુપ્ત ! તમે શા માટે જમે કીધા ?

**ચિત્રગુપ્ત**—મેં તો ધારા પ્રમાણે કીધું છે. સનાતન કાલથી એ પરિપાટી ચાલી આવે છે. જે પણ ધન આપે તેને પુણ્ય લાગે. તે ધન બીજાનું હોય તોપણ પુણ્ય લાગે. જોકે બીજાનું ધન આપવાનો હક ન હોય તે જ્યાં તે એ ત્રીજાને આપે તો તેને તે માટે પાપ પણ લાગે પરંતુ મ. ઑ. વાળાને તો બીજાનું ધન આપવાનો હક હતો. તેને તે સારૂ તો પોસ્ટ ઑફીસે પગાર કરી રાખ્યો હતો. તેથી તેને પાપ ન લાગતાં ફક્ત પુણ્યજ લાગ્યું છે. તેથી જમે આપતા વગર છુટકો નહોતો.

ઇંદ્ર—કાયદાની બારીકીનો પોસ્ટ ઑફીસના સીપાઇને અનુચિત લાભ લેવા દેવો ઠીક નહીં. એને સ્વર્ગમાં ભલે મોકલો પણ હવેથી કાયદામાં સુધારો કરવો કે પુણ્યનો ઉપલો નિયમ પોસ્ટ ઑફીસના સીપાઇઓને લાગુ પડશે નહીં.

( ૪ )

જજ અને વીકટોરીયાવાળા વચ્ચે સંવાદ.

જજ—એ! વીકટોરીયાવાળા!! ચલ, ઇન્સાફની અદાલત આવે છે ને? તે જગ્યા તેં જોઇ છે ને?

**વીકટોરીયાવાળો**—નારે સાહેબ! એ જગ્યાનું નામજ નથી સાંભળ્યું.

જજ—શું બકે છે કે બોલે છે? કોરટ નથી જોઇ શું કોરટ?

**વીકટોરીયાવાળો**—તે તો જોઇ છે તો પણ તે ઇન્સાફની અદાલત હોવાની મને ખબર નહીં. હું તો જાણું કે, કોરટો તે જીવતાં ને જીવતાં દાટવાની અને કબરસ્તાનો તે મુવેલાંને દાટવાની જગ્યાઓ હશે!

( ૫ )

મને કાચી જેલ જોવાનું અને તેની અંદરની સ્થિતિનું અવલોકન કરવાનું મન થયું. પરંતુ ત્યાં જવા કોણ દે? અને જવા દે તો પણ રહેવા કોણ દે? મહામુશ્કેલીએ જેલરે જરા જોવા રજા આપી પરંતુ તેટલાથી સઘળી સ્થિતિની વાકેફગારી મળી શકે એમ હતુંજ નહીં. જેલર કહે કે 'તમને જેલમાં તો રાખી શકાયજ નહીં. લાખ રૂપીયા આપો તોપણ નહીં રાખી શકાય, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પ્રીઝન્સને પણ એ સત્તા નથી.' મેં પણ કાચી જેલ ન જોઉં ત્યાં સુધી પાઘડી નહીં પહેરવી એવા સોગન લીધા. મેં મારા વકીલની આ બાબે સલાહ લીધી. વકીલે કહ્યું સલાહની ફી આપો એટલે તમને મફત કહો તેટલા દહાડા ત્યાં રહેવાની ગોઠવણ કરી આપું. ફી આપી. એટલે કહ્યું કે તમારા એક મિત્રની આ મારા વકીલાતનામાં પર સહી લાવો કે થયું. મિત્રે સહી આપી. પછી રૂ. ૧ ની તે મીત્રની તે મિત્ર પાસથી, સલાહ પ્રમાણે, રૂ. ૧ લઇ તેની પ્રોમીસરી નોટ લખી. તે પર વકીલે મારા ઉપર ફર્યાદ માંડી. કોર્ટમાં જઇ દાવો કબુલ કર્યો. મે ડીક્રીના રૂપીયા ભર્યા નહીં. તેથી મારા મિત્રે (મેં) કોર્ટમાં ખાવાડીયાનાં ભથ્થાંના રૂ. ૨-૧૦ ભરી કેસો કઢાવ્યો અને હું જાતે પકડાયો. મને તરત કાચી જેલમાં લઇ જવામાં આવ્યો. જતાં સાથે મેં જેલરને વેંત વેંત વળી સાત વાર સલામેલેકુમ કરી! એને પણ લાગ્યું કે જ્યાં ન જાય રવિ ત્યાં જાય કવિ! જ્યાં ન જાય ઇન્સ્પેક્ટર-જનરલ ત્યાં જાય વકીલ.

રમકડું.

---

**સૌથી ભારે ધાતુ કઇ છે?**—સામાન્ય પ્રજા ધારે છે કે, સીસું કે પારો એ સૌથી ભારે ધાતુ છે. બેશક, સાત ધાતુઓમાં તે સૌથી ભારે છે પણ ધાતુઓ ૭ નથી પણ પચાસ ઉપર છે! દુન્યામાં સૌથી હલકો પદાર્થ 'હાઇડ્રોજન' નામક હવા છે, જે હવામાંના ઓકસીજન વાયુ (પ્રાણવાયુ) સાથે મળતાં જળ રૂપ થઇ જાય છે. તેને વજનનું નાનામાં નાનું માપ ગણતાં, સોનું ૧૯૭, પારો ૨૦૦, તથા સીસું ૨૦૭ ગણું ભારી છે. પરંતુ બીસ્મથ, થોરીયમ, તથા યુરેનીયમ નામની ધાતુઓ તેથી પણ ભારે છે. પરમાણુ દીઠ તેમનું વજન અનુક્રમે, ૨૧૦, ૨૩૦ તથા ૨૪૦ છે.

**મનુષ્યની કારીગીરી**—ધાતુના તાર એટલા પાતળા તાણી શકાય છે કે ૧૨૦૦ તારના દોરાઓનું બંડલ બાંધશો તો તે બંડલ માત્ર એક લીટી કાગળપર દોરી હશે તેવું પાતળું લાગશે!

# અમેરિકા આદિ પરદેશોમાં વિદ્યાર્થીઓ તથા સન્યાસીઓનું ગમન તથા તેમની સ્થિતિનું દિગ્દર્શન–યોગ શીખવાની અમેરિકનોની જીજ્ઞાસા.

ભવિષ્યમાં પંજાબના ગોખલે થવાની આશા આપનાર લાલા હરદયાલ એમ. એ. નાં "અમેરિકામાં હીંદુ" નામના લેખને બાબુ રામાનંદ ચટરજી એમ. એ. એ, પોતાના પત્રમાં અગ્રસ્થાનનું માન આપ્યું છે. આ સુંદર લેખમાં લેખક અમેરિકામાં હીંદીઓની સ્થિતિ કેવી છે તેનું અવલોકન કરીને પોતાના સ્વદેશી બંધુઓને તે દેશમાં વિદ્યાદિ સંપત્તિ પ્રાપ્ત કરવા જવા ભલામણ કરે છે. અમેરિકાની સ્વતંત્ર વાતાવરણથી આત્મા તથા મનને જે શાંતિ તથા તેની જે ઉન્નતિ થાય છે તેનું વર્ણન કરીને, લેખક કહે છે કે એ દેશમાં આવનારા હીંદીઓના ૪ ભાગ પાડી શકાય. તે વિભાગો તે (૧) સન્યાસીઓ, (૨) વિદ્યાર્થીઓ, (૩) મજુરો તથા (૪) હીંદી સરકારના દુતો છે. દુતોના સંબંધમાં લાલા હરદયાલ કહે છે કે, સ્વજાતિય ઉન્નતિ તથા આત્મ પોષણ કરવામાં હીંદીઓ અહીં એટલા બધા મશગુલ હોય છે કે તેમને રાજદ્વારી વિચારો પણ હોતા નથી તો રાજદ્રોહનાં તરકટ તરફ ચિત્ત દોડાવવાની ફુરસદ તો ક્યાંથીજ રહે ? તેઓ તરત પરખાઇ આવે છે.

## સ્વામીઓ–અમેરિકનોની યોગ સંબંધી જીજ્ઞાસા.

અમેરિકનોનો કેળવાયલો વર્ગ હિંદને ધર્મ, ફીલસુફી તથા સીવીલીઝેશનનું પારણું તથા તેની માતાવત્ સમજે છે, તેથી તેમને તે દેશ-અર્થે કાંઇક માન છે. તેઓ એમ ધારે છે કે દરેક હીંદુ તે યોગી છે. અમેરિકનો હીંદી માત્રને હીંદુ કહે છે. ઇંડિયન તો તેઓ પોતાના દેશના અસલ વતનીને કહે છે. બોસ્ટનની મેટાફીઝીકલ કલબમાં દાખલ થતાંજ મને એક જણે પુછ્યું કે તમે યોગથી રોગીનો રોગ નષ્ટ કરી શકો છો ? જે અમેરિકનોને આપણા દેશના ધર્મશાસ્ત્રનું સંપુર્ણ જ્ઞાન નથી તેઓ પણ તે ઉપર વિદ્વત્તાયુક્ત ભાષણોનાં ટાહેલાં કરવા મંડી પડે છે. કેલીફોર્નીયામાં પોઇંટ લોમા ખાતે રાજયોગ શીખવાની એક નિયમિત કોલેજ હસ્તી ધરાવે છે. જેની વડી મીસીસ કેથેરીન ટીંગલી છે. હીંદુ ધર્મ અને બૌદ્ધધર્મને એકાકાર કરી નાંખી, તે ધર્મ માનની હોવાનો ભાસ અનેક શ્રીમંત તથા વિદુષી શ્રીમતીઓ આપે છે અને ઘરમાં શૃંગાર તરીકે રાખેલા ભગવાન બુદ્ધ દેવની મૂર્તિ આગળ ધુપ પણ કરે છે ! કેટલીક અમેરિકન સન્નારીઓએ હીંદુ નામ ધારણ કરીને વેદાંત ધર્મની પ્રેમીણી તથા પ્રચારિકા બની છે તેમાં સૌથી પ્રખ્યાત વિદુષી "ભગિની દેવ માતા" છે. આ બાઇ બે વર્ષ પર હીંદમાં આવી હતી. પ્રાણાયામ તથા વેદાંત પરનાં તેણીનાં ભાષણોથી તેણીને આપણા ધર્મનો ઉંડો અભ્યાસ હોવાનું મને જણાયું. ઉચ્ચતર વર્ગોના એક ભાગમાં હીંદુ ધર્મના વિચારોનો પ્રવેશ આ રીતે થયો છે તે એ સ્વામીઓના પ્રતાપ છે, અને તેથી હીંદને "ફીલસુફીના દેશ"ની ઉપમા મળી છે. હીંદુ માત્ર હોવાથી એ વર્ગોમાં માન મળે છે.

## સ્વામી વિવેકાનંદના સ્વામી શિષ્યો.

સ્વર્ગવાસી સ્વામી વિવેકાનંદના વેદાંતી સ્વામી શિષ્યો આ દેશના અનેક ભાગોમાં છે. બોસ્ટન, ન્યુયોર્ક, વૉશીંગ્ટન, પીટસબર્ગ, સાન ફ્રાન્સીસ્કો તથા લાસ્ એંજેલેસ ખાતે તેઓએ વેદાંત સમાજો તથા શાળાઓ સ્થાપી છે, જે આબાદ હાલતમાં છે અને દરેક સ્થળે અમેરીકનોની એક સારી જેવી સંખ્યા તેમની શિષ્ય થઇ છે. સેન ફ્રાન્સીસ્કો ખાતે તો વેદાંતીઓનું એક મંદિર પણ છે. આ બધી સ્વામી ત્રિગુણાતીત તથા સ્વામી પ્રકાશાનંદ જેવા ધર્માત્મા છે તેમની પ્રસાદી છે. તે મંદિરમાં પરમહંસ રામકૃષ્ણ તથા સ્વામી વિવેકાનંદની છબીઓ છે. તેમાં સ્વામીઓ દર રવિવારે ૩ ભાષણો આપે છે, ગીતાના વર્ગો ચલાવે છે, તથા "વોઇસ ઓફ ફ્રીડમ" નામક માસિક પ્રગટ કરે છે. કેટલાક ગોરા શિષ્યો સંસ્કૃત શીખે છે તથા ગીતા કંઠાગ્ર કરે છે ! કેટલાક તો બ્રહ્મચારી થઇને રહે છે. કેલીફોર્નીયાના પહાડોના એકાંતમાં તેઓએ શાંતિ

આશ્રમ નામક એક મઠની સ્થાપના પણ યોગ સાધકોની સગવડ સારૂ કરી છે, જ્યાં ઘણાક, વર્ષમાં ૧ માસ એકાંત ચિંતન કરવા જાય છે. લાલા હરદયાલ ચેતાવે છે કે " આ વખાણથી મને કોઇએ જીવબ્રહ્મની એક્તા માનનાર વેદાંતી ધારવો નહીં. હું તો તે ફીલ્સુફીને બેવકુફી ભરેલી, જુઠી અને વહેમી માનું છું; પરંતુ દરેક મતના જે પુરૂષો જીવનમાં આદર્શ સિધ્ધાંતોનો પ્રવેશ કરાવવા મથે છે તેમને હું માન આપું છું."

## ઑસ્ટ્રેલીયામાં વિવેકાનંદજીની શિષ્યા.

ઑસ્ટ્રેલીયા ઉપરના પ્રોફેસર જે. નેલસન ફ્રેઝરે લખેલા એક લેખ ઉપરથી જણાય છે કે સ્વામી વિવેકાનંદે વેદાંતનાં વાવેલાં બી અમેરિકામાંજ ઉગી નીકળ્યાં નથી. ઑસ્ટ્રેલીયામાં પોતાની છેલ્લી મુસાફરીમાં પ્રોફેસરને તેમની એક સ્વીડનની વતની શિષ્યા મળી હતી. તેણી તેને સીડનીમાં મળી હતી. કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કરી હતી, અને પુનર્જન્મ ઉપર ભાષણો આપતી હતી. તે બાઇનું નામ ભગિની અવો બારીઆ હતું. એ કઇ ભાષાનું નામ તે પ્રોફેસર કહી શકતો નથી અને હમે કહી શકતા નથી.

## અમેરિકામાં "રામા" બનીને યુનીવર્સીટીમાં ભણતા વિદ્યાર્થીઓ.

કૅલીફોર્નીયા યુનીવર્સીટીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી સારંગધરદાસ ગઇ તા. ૮ મી મે એ રવાના કરેલા એક લાંબા લેખમાં વિદ્યા, સાયન્સ, હુન્નર આદિનો ચઢીયાતો અભ્યાસ કરવા ઇચ્છતા ગરીબ વિદ્યાર્થીઓને જેપાન આદિ દેશોમાં ન જતાં યુનાઇટેડસ્ટેટ્સ જવાની ખાસ ભલામણ કરે છે. તે જણાવે છે કે એ મહા દેશમાં આવેલા હીંદી વિદ્યાર્થીઓનો ૯૦ ટકા જેટલો ભાગ કદાવર ચહેરાના પંજાબીઓનો છે. તેનો પ્રથમ લાભ તેઓ જણાવે છે કે, જૅપાનમાં જેપાનીઝ ભાષામાં શિક્ષણ અપાતું હોવાથી, ૧–૨ વર્ષ નકામા જેવાં ભાષા શીખવામાં તથા તેમાં પ્રોફેસરોનાં અપાતાં ભાષણો ન સમજી શકવાથી ચાલ્યાં જાય છે તેમ અમેરિકામાં થશે નહીં. બીજો સૌથી મોટો લાભ છે કે આ દેશમાં ઘરનું કામ કરનારા માણસોની 'બહુજ અછત છે. ભલા ભલાને હાથેજ રાંધવાનું, ઝાડુનું કામ કરવું પડે છે. કામદારોનો રોજ એટલો મોંઘો છે કે લક્ષાધિપતિની બાયડીઓને પણ તેમને રાખવા મુશ્કેલ પડે છે. "રામા" કે "ઘાટી" તરીકે તળાઇ પાથરવાનું, રકાબીઓ વીછળવાનું (ત્યાં વાસણો રાખથી માંજવાનાં નથી હોતાં)' વગેરે કામ રોજના ૪ કલાક માત્ર કરવાથી રહેવાનું તથા રોજ ત્રણ વખત ખાવાનું મળે છે એટલુંજ નહીં પણ મહીને ૨૦–૨૫ રૂપિયા પણ મળે છે. આથી કૉલેજની ફી તથા કપડા પુરતો ખર્ચ કરી શકાય છે તથા બાકીના વખતમાં કૉલેજમાં અભ્યાસ કરી શકાય છે. જો આખો દહાડો ઘરના કામદાર તરીકે રહો તો ૧ વર્ષમાં એટલું કમાઇને ઉંચુ મુકી શકશો કે ૩–૪ વર્ષ કૉલેજમાં ભણવા જેટલો ખર્ચ નીભાવી શકશો. ઘણા ખરા તેમજ કરે છે. ૧૯૦૪ પછી આશરે ૬૦ વિદ્યાર્થીઓ પેસીફીક મહાસાગરના આ કીનારા તરફ ભણવા આવ્યા છે. હરદ્વાર ગુરૂકુલના રસાયણશાસ્ત્રના વર્તમાન વિદ્વાન પ્રોફેસર સિંહ, એમ. એસ. પણ એમાંનાજ એક છે. વિદ્યાર્થીઓની ટીપ આપી છે તેમાં આ ઇલાકાનો તો એકજ વિદ્યાર્થી છે એ જોઇ મને શોક થાય છે અને તે પણ ગુજરાતી નથી. દક્ષિણી છે, તેનું નામ પાંડુરંગ સદાશિવ ખાનકોજી છે. તે એક પાઇ વગર ૧૯૦૭ માં અમેરિકા ગયો હતો અને મેટ્રીક થયો છે. ૧૯૦૨ માં તે બી. એ. થશે. મથુરાદાસ ભાનીનું નામ પણ જોવામાં આવે છે પણ તે ગુજરાતી છે કે નહિ તે કહી શકાતું નથી.

## ધુતારા ઢોંગી સ્વામીઓ.

સારા અને ખરા ઉપરાંત ઢોંગી ધુતારા સ્વામીઓ પણ હીંદથી અમેરીકા આવે છે. એ ધુતારાઓ ગમે તેવી ગાંડી ગાંડી વાતોનો પ્રચાર કરે છે. કેટલાક મઠો સ્થાપે છે, જેમાં સ્ત્રી પુરૂષો પરસ્પર દર્શન પણ કરતા નથી ! કેટલાક "જનાના" પદ્ધતિ દાખલ કરે છે. કેટલાક યોગનો ઢોંગ કરીને વહેમીઓને, ખાસ કરીને ભોળી સ્ત્રીઓને ધાબડે છે. એક હીંદુ સ્વામી જેણે હીંદમાં હેનરી લૉર્ડ બીચર તરીકે પોતાને ઓળખાવ્યો હતો તે રૂ. ૪૫ માં ૩ ભાષણોથી યોગ શીખવી દેવાનો ઢોંગ કરે છે. તે પોતા સાથે એક "યોગિની" પણ રાખે છે; તેને માટે તે કહે છે કે તે સ્વામી વિવેકાનંદની પિત્રાણી થાય અને હીંદુસ્તાનની એક રાણી છે ! પણ તે તો કોઇ હબસણ શિવાય બીજું કશું નથી ! આવા લોકો હીંદનું સુંદર નામ બગાડે છે.

મી. દાસ કહે છે કે અમેરીકામાં ઉતરતી વખત માત્ર તમારા ગજવામાં ૫૦ ડોલર ( રૂ. ૧૬૦ ) હોવા જોઇએ. તે શીવાય બીજી કશી પંચાત નથી. ત્યાં રહેવા તથા ભણવાના અસાધારણ લાભ વર્ણવીને તેઓ બધાને ત્યાંજ જવાની ભલામણ કરે છે.

## આર્જેન્ટીના( દક્ષિણ અમેરીકા )માં હીંદીઓ.

આ ખીલતા પ્રજાસત્તાક રાજ્યની રાજધાની બ્યુનોસ એરીસમાં જાણકો વસવાટ કરી રહેલા મી. એમ. એ. ફરીઆસ જે મૂળ માંગલોરનો રહીશ હતો, તે લંડનના ઇંડીયા પત્રને લખી જણાવે છે કે, આ દેશમાં હૈદરાબાદ ( સિંધ ) શીવાયના હીંદીઓ શીવાય બીજા હીંદીઓ નથી એ દીલગીરી ભર્યું છે. પૃથ્વીની સર્વ પ્રજા અહીં છે. અહીં ઉદ્યોગ માટે બહોળું ક્ષેત્ર છે. વળી અહીંના સત્તાવાળાઓ પણ હીંદુઓને આવકાર આપવા તૈયાર છે. જો માત્ર તેઓ પોતાને ખરચે અહીં આવે તો સરકાર, જ્યાં સુધી તેઓ નોકરી ધંધે ન વળગે ત્યાં સુધી તેમનું પોષણ કરવાની તજવીજ કરવા તૈયાર છે. ઉત્તર અમેરીકાના કેલીફોર્નીયા બંદર વગેરે સ્થળે હીંદીઓને પગ મુકવા દેવામાં આવતો નથી. ત્યારે શામાટે જ્યાં તેમનો સત્કાર થાય છે ત્યાં તેઓ નથી જતા એ આશ્ચર્યકારક છે.

## પરદેશ ગયલા હીંદીઓ સંબંધી ગયા વર્ષનો સત્તાવાર રીપોર્ટ

હીંદી સરકારે હાલમાં પ્રગટ કર્યો છે. તેપરથી વિદિત થાય છે કે ગયા વર્ષમાં આ દેશમાંથી ક્રેપ કૉલોની ખાતે ૩,૯૧૮ હીંદીઓ ગયા હતા, જે આગલા વર્ષ કરતાં ૧૫૦૦ વધુ હતા. ત્રીનીદાદ ( અમેરીકા ) ખાતે પાંચ વર્ષના વચગાળા પછી ગયે વરસે ૪૭૪ હીંદીઓ ઉપડી ગયા હતા. સીંગાપોર વગેરે સ્ટ્રેટસ સંસ્થાનો તરફ મદ્રાસથી ૮૫,૦૦૦ ઉપર મનુષ્ય ઉપડ્યું હતું. ત્યાં મેલેસ્ટેટોમાં પુષ્કળ નોકરી ધંધાનું ક્ષેત્ર ખાલી પડ્યું છે. ૨૧,૧૧૧ મનુષ્યો હીંદના એક ભાગમાંથી બીજા ભાગમાં જાણકો વસવાટ કરવા ગયા હતા.

## પરદેશગંતાના વિરોધીએ પોતાના ૧૦ વર્ષના બાલકને પરદેશ મોકલ્યો !

મી. પરમેશ્વરલાલ વીલાયતને પ્રવાસેથી પાછા આવ્યા ત્યારે તેમને જ્ઞાતિમાં પાછા લેવાની વિરુદ્ધ તેમની કાયસ્થ જ્ઞાતિના જે સભ્યોએ કમીટી સ્થાપી હતી તે કમીટીનાજ ઉપપ્રમુખ ગયાના લાલા બીરજપ્રસાદે પોતાના ૧૦ વર્ષના પુત્ર બદ્રીદેવપ્રસાદને સીવીલ સર્વીસની પરીક્ષા આપવાના હેતુથી તેની પૂર્વનો અભ્યાસ પણ ઇંગ્લંડમાં કરાવવા સારૂ વીલાયત મોકલ્યો છે ! કેવું પરિવર્તન ! ગયાના સ્ટેશન ઉપર તેને વળાવવા ઘણા જ્ઞાતિજનો એકત્રિત થયા હતા.

## વિદ્યાર્થીઓનું પરસ્પર પરદેશગમન.

' કૉસ્મોપોલીટન સ્ટુડંટ ' પત્રના ગયા એપ્રીલ માસના અંકમાં ખબર આપી છે કે, અમેરીકા તથા કેનેડાના વિદ્યાર્થીઓને ઇંગ્લંડની મુસાફરીએ ૧૨-૧૨ ની ટોળીમાં ભ્રમણ કરવા મોકલવાની ગોઠવણ થઇ ચુકી છે. છોકરા દીઠ માત્ર ૨૫ પાઉંડનો ખર્ચ થશે. જર્મનીના ઇંગ્લંડમાં તથા ઇંગ્લંડના જર્મનીમાં એમ યુનીવરસીટીના વિદ્યાર્થીઓ ભેટ આપવાનું સાધારણ થયું છે. હવે સાગરો નહીં પણ મહાસાગરો પણ વિદ્યાર્થીઓ પરસ્પર દેશની મુલાકાત લેવા એકઠા થયા છે. જ્યારે સહેલ કરવા પણ સમુદ્રગમનનો અન્ય દેશોમાં પ્રતિબંધ નથી ત્યારે અહીં ભણવા જવામાં પણ તેનો પ્રતિબંધ છે !

## પરદેશગમનના પ્રત્યક્ષ લાભ.

કલકત્તેથી આફ્રીકા વગેરે સ્થળે વસવા જનારાઓની સંખ્યા ગયા વરસે ૧૨૮૧૮ જેટલી હતી. એજ વરસમાં સંસ્થાનો છોડી આવનારા આસામીઓની સંખ્યા ૨૭૨૭ જેટલી હતી. જેઓ પોતાની સાથે રૂ. ૪,૧૭,૦૩૩ જેટલી રકમ બચાવી લાવ્યા હતા. આગલે વરસે પરદેશ છોડી આવનારાઓ સાત લાખ રૂપીઆ જેટલી રકમ બચાવી લાવ્યા હતા. પરદેશ ખાનેથી પાછા આવનારાઓની સંખ્યા ઓછી હોવાનું કારણ કેટલેક અંશે તેઓએ બચાવેલી રકમ થોડી હોવાનું પણ જણાય. હમેશ મુજબ બહારદેશ ખાતે વસતા આસામીઓએ હીંદ ખાતે મોકલી આપેલી રકમ કુલ રૂ. ૧૦ લાખ જેટલી હતી. પાપ શાસ્ત્રમાં ભલે તેટલું લાગતું હોય, પરંતુ દરિદ્રતાથી કરવાં પડતાં પાપ તો આ ધન આવવાથી અવશ્ય ઘટતાં આવે છે, તેની કોણ ના પાડી શકશે ?

# ઈંગ્લંડની વસ્તીની છેલ્લી ગણતરી, લગ્ન-જન્મ મરણના અભ્યાસ કરવા લાયક આંકડાઓ-ફ્રાન્સ સાથે તુલના.

સ્વર્ગવાસી જજ રાનાડેએ પોતાના એક ભાષણમાં કહ્યું હતું કે, હીંદુસ્થાન કાંઇ અમેરિકા નથી. અહીં વધારો તથા ઉન્નતિ એટલી ધીમી છે કે દર દસ વરસે તેની ગણના કરવાની જરૂર નથી. દર વીસ વરસેજ તે મહેનત તથા ખર્ચ કરવો જોઇએ. પણ ઇંગ્લંડમાં તો ૧૦ વર્ષનો પણ અંતર અતિ બહુ લાગે છે તેથી દર પાંચ વર્ષે ગણત્રી થાય છે. ગઈ ગણત્રીથી ઘણા જાણવાજોગ તથા અભ્યાસ કરવા તથા આ દેશની સ્થિતિ સાથે મુકાબલો કરવા લાયક આંકડાઓ મળ્યા છે. તે પરથી જણાય છે કે ઇંગ્લંડ તથા વેલ્સની વસ્તી હવે ૩ કરોડ ૬૦॥ લાખ છે. દશ વર્ષમાં આશરે ૧૧ ટકા જેટલી મનુની પ્રજા ત્યાં વધી છે, જ્યારે આગલી દશીમાં તે ૧૨ ટકા જેટલી વધી હતી. જો કે આ પ્રમાણે જન્મના વધારાના પ્રમાણમાં કાંઇક નિર્જીવ ઘટાડો થયો છે પણ તેનો બદલો એકદમ ઘટી ગયલા બાળકોનાં મરણનાં પ્રમાણથી સો ગણો વધી ગયો છે. મુંબઇમાં અર્ધી બાયડીઓ નકામી સુવાવડ સુએ છે. ૫૦ ટકા બાળક ૧ વર્ષની અંદર મરી જાય છે, જેથી નવ માસનાં વિકટ ગર્ભધારણનો શ્રમાદિ સઘળું વ્યર્થ જાય છે. ઇંગ્લંડમાં જે માબાપો પોતાનાં બાળકને સારી રીતે ખવડાવીને ઉછેરી શકે એવી સ્થિતિનાં ન હોય તેમને વિષયભોગ કર્યા કરવા છતાં પ્રજા ઉત્પન્ન થતી કેવી રીતે અટકાવી શકાય તેની યુક્તિ બતાવનારૂં ડૉ. નાઉલ્ટનકૃત ચોપાનીયું નાસ્તિકાચાર્ય મી. બ્રાડલો તથા તે વખતની તેની શિષ્યા તથા સહાયક મીસીસ બીસંટે ૧૮૭૬ માં, આજથી ૩૪ વર્ષ ઉપર પ્રગટ કર્યું હતું. તેનો હેતુ તો માતાપિતા તથા બાળક દુઃખી ન થાય એવો હતો. તે વર્ષે જન્મનું પ્રમાણ દર હજાર માણસે ૩૬ હતું. હવે તે ઘટતાં ઘટતાં ૨૫ ટકા માત્ર છે. ચોપાનીયાંની અસર થઈ છે ખરી! પરંતુ ઓછાં જન્મે તે ખરૂં, પણ જન્મે છે તે મરતાં નથી તેથી એકંદર પ્રજા તો એટલીની એટલીજ છે. માત્ર નિરર્થક જન્મ મરણનાં આંટાના દુઃખની નિવૃત્તિ થઈ છે. જુવો કે પોલીસે વાજબી રીતે અનીતિવર્ધક તરીકે ગણેલાં તે પ્રખ્યાત ચોપાનીયાંના વરસમાં દર હજારે મરણ દર વર્ષે ૨૨॥ જેટલાં થતાં તે ૩૬ વર્ષમાં ઘટીને માત્ર ૧૩॥ જેટલાં રહ્યાં છે. કેળવણી, માવજત, દવા, મ્યુનીસિપલ સુધારા ઇત્યાદિના સંયુક્ત પ્રતાપથી આ સ્થિતિ પ્રાપ્ત થઇ છે. જ્યારે ૩૬ વર્ષ દરમિયાન જન્મ ૩૬ ટકા જેટલા ઓછા થયા છે ત્યારે મરણ ૪૧ ટકા જેટલા ઓછા થયા છે. બીજા શબ્દોમાં કહીએ તો જો ૧૮૭૬ ની સ્થિતિ ચાલુ રહી હતે તો જેટલાં મરણ ગયે વરસે ઇંગ્લંડમાં થયાં તે કરતાં ૩૩૫૦૦૦ આદમીઓ વધારે મર્યાં હતે તથા ૪ લાખ બાળક વધુ જન્મ્યાં હતે. બેશક આથી ૬૫૦૦૦ ની ખોટ આવી, પરંતુ એટલાં ઓછાં જન્મ સાજા મનુષ્યના દેહાંત કરતાં બહુ સારા છે એ દેખીતું છે.

અન્ય સ્થળોથી મેળવેલા લગ્ન, વ્યભિચાર, ફારગતી સંબંધી આંકડા પણ જાણવા જોગ છે. ૧૮૯૨માં ૨૫ વર્ષની અંદરના જે પુરૂષોએ લગ્ન કર્યાં હતાં તેનું દર હજારે જુદા જુદા દેશોમાં આ પ્રમાણ હતુંઃ—ફ્રાન્સ ૨૭; ઇંગ્લંડ ૫૧; શેષ યુરોપ ૩૯. "માલ્થુશીયન લીગ" નો પ્રધાન ડૉ. ડ્રીસેલ કહે છે કે "ફ્રાન્સમાં લગ્ન બહુ મોટી ઉમરે થાય છે, તથા ત્યાં વેસ્યાવાડો પણ ઇંગ્લંડથી અધિક છે." કહે છે કે, પેરીસ તો આખી દુનિયાનું કુટણખાનું છે! ૧૮૯૨ ના વર્ષમાં ફ્રાન્સમાં જન્મેલા વ્યભિચારોત્પન્ન બાળકો દર સોએ ૮.૪ જેટલાં હતાં, ઇંગ્લંડમાં ૫.૩ તથા બાકીના યુરોપમાં ૬.૪

હતાં. ફ્રાન્સ વિશ્વ ભેગની . અનીતિમાં ઇંગ્લંડથી હીન હોવાનું આ આંકડા સિદ્ધ કરેછે. ત્યાં તો બાળકોનાં જન્મનું પ્રમાણ બહુજ ઓછું છે. ઘણુંખરૂં માબાપો ૩ થી વધુ સંતાનો ઉત્પન્ન થવા દેતાંજ નથી. ઘણા તો એકથીજ સમાપ્તિ કરે છે. આથી ફ્રાન્સમાં છેલ્લા ૩૦ વર્ષમાં વસ્તી લગભગ વધીજ નથી. જ્યારે જર્મની તેનાથી બેવડું થઈ ગયું છે. તેની છાયામાં હવે ફ્રાન્સ ઢંકાઈ ગયું છે.

## સ્ત્રી પુરૂષની સંખ્યાની સમતા વિષમતા.

ઉપર જે ૩ કરોડ ૬૦॥ લાખ તથા ૨૬૯ મનુષ્યોની વસ્તી કહી છે તેમાં, ૧,૭૪,૪૮, ૪૭૬ પુરૂષો છે તથા ૧,૮૬,૨૬,૭૯૩ સ્ત્રીઓ છે. સ્ત્રીની સંખ્યા અધિક જણાય છે, પરંતુ પરદેશ તથા સમુદ્રનું સેવન કરતા અંગ્રેજ ખલાસીઓ તથા સિપાહીઓ જો પુરૂષની વસ્તીમાં ઉમેરીએ તો વિષમતા બહુ ઘટી જાય છે. ૧૮૦૧ માં સ્ત્રી પુરૂષની વસ્તીનું પ્રમાણ ઇંગ્લંડમાં દર ૧૦૫૭ સ્ત્રીએ ૧૦૦૦ પુરૂષનું હતું. પછી ધીરે ધીરે દર દસકે ઘટયું હતું ને ૧૮૫૧ માં ૧૦૪૨ સ્ત્રીએ ૧૦૦૦ પુરૂષો થયા હતા. હવે ઘડીયાળનું લોલક સામી બાજુએ જાય છે અને સ્ત્રીઓ વધતાં વધતાં, દર ૧૦૦૦ પુરૂષે ૧૦૬૮ જેટલી ૧૯૦૧ માં થઇ હતી. જો વહાણોમાં નોકરી–મુસાફરી કરતા ખલાસીઓ તથા હીંદમાં નોકરી કરતા સોલજરો ઉમેરો તો ઇંગ્લંડમાં સ્ત્રીઓનું સંખ્યાનું પ્રમાણ ૧૯૦૧ માં હતું તે કરતાં ૧૯૧૧ નું કાંઈક ઓછું આવે છે.

---

# વિદ્યા વિષયક મિશ્રિત સમાચાર.

**કાલીદાસ ક્યારે થઇ ગયો ?**—એ વિષેના પોતાના તર્ક પ્રો. રામાવતાર શર્મા હીંદુસ્તાન રીવ્યુના જુલાઈના અંકમાં આગળ ચલાવે છે. વિક્રમના રાજ્યમાં થએલા નવરત્ન વિષેનો પ્રખ્યાત શ્લોક ( नवरत्नपर्यं ज्योतिर्विदाभरणे यथा धन्वन्तरि। क्षेपणकोऽमरसिंहशंकुवेतालभट्ट-घटकर्पर कालीदासाः। ख्यातो वराहमिहिरो नृपतेः सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य॥) બનાવટી જેવોજ લેખક અમાન્ય ગણે છે. લેખકનો સ્વતંત્ર અભિપ્રાય એવો છે કે કાલીદાસ જ્યોતિષના સંબંધમાં પોતાનું એટલું સંપૂર્ણ જ્ઞાન પોતાના રચેલા પુસ્તકોમાં બતાવે છે કે, તે જ્યોતિષગ્રંથોના પ્રખ્યાત કર્તાઓ આર્યભટ્ટ તથા વરાહમિહિરનો સમકાલિન લગભગ હોવો જોઇએ. અને તેમની પાસેથીજ તે જ્ઞાન તેણે મેળવેલું હોવું જોઇએ. આથી તે પમી સદીની પછી થએલો ન હોવો જોઇએ, તે સાતમીથી તો બહુ પૂર્વે હોવો જોઇએ. કારણ કે તે સદીમાં તો તે એટલો પ્રખ્યાત થઇ ચુક્યો છે કે બાણભટ્ટ હર્ષચરિતમાં તથા રાજા પુલકેશિન્ બીજાના લેખમાં રવિકીર્તિ તે મહાનુભાવ મહાકવિનું નામ લે છે. આ કારણથી કાલીદાસ મહારાજા ચંદ્રગુપ્ત બીજા જેણે વિક્રમ નામ પણ ધારણ કર્યું હતું તેમના, તેમજ તેની પછી ગાદીએ આવનાર મહારાજા કુમારગુપ્તના સમયમાં ( અર્થાત્ ઇ. સ. ની ૪ થી સદીની છેલ્લી પચ્ચીશી તથા ૫ મી સદીની પહેલી પચીશીમાં) થએલો હોવો જોઇએ. ભારવી અને સુબંધુના ગ્રંથ વર્ષ પહેલાં તે થઇ ગયો હતો. જ્યોતિર્વિદાભરણ નામક પુસ્તકમાં ઉક્ત નવરત્નનો શ્લોક આવે છે. પણ તે સત્ય વિરૂદ્ધ છે. એની

પુષ્ટિમાં રા. રામાવતાર કહે છે કે "નિર્માલ્ય સંસ્કૃતમાં જૈનોએ અર્વાચીન કાલમાં કરેલી તે માત્ર એક ફૉર્જરી-નકલ છે!"

**જુલમી રાજા કે પ્રજાસત્તાક?**—આપણો અત્યાર સુધી એવો વિચાર હતો કે ઘણા ખરા મુસલમાન પાદશાહો સૌથી જુલમી તથા આપઅખત્યાર હતા. અલ્હાબાદના ગતાંકનાં માસિકમાં એક વિદ્વત્તાયુક્ત તથા ઐતિહાસિક પ્રમાણોથી પૂર્ણ લેખમાં મી. મુશીર હુસેન કીદવાઇ બેરીસ્ટર ખુલાસો કરે છે કે મહમદ તથા તેમની પછી થયલા, મુસલમાન પૃથ્વીના માલીકો ખાલીફ્રિ-એ તો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું હતું. તેઓ તો હાલના સોશયેલીસ્ટોથી પણ વધારે એકતા, એકત્રતા, સ્વતંત્રતા તથા ભ્રાતૃભાવના વ્યાવહારિક હીમાયતી હતા!! મુસલમાન ધર્મમાં હીંદુની જ્ઞાતિ કે યુરોપીયનોના ચામડી ભેદની સુગનું સ્વપ્ન નથી. તેઓ ગમે તેવા જંગલી તથા કાળા માણસને પણ મુસલમાન કરતા કે તરત રાજા પણ તેને ભાઇ બરોબર ગણતો, અને લગ્ન વ્યવહાર પણ કરતા! એરેબીયનનાઇટ્સના પ્રખ્યાત ખાલીફ હારૂન-ઉર-રશીદનો ભાઇ ઇબ્રાહીમ એક સીધણનો પતિ થયો હતો. મુસલમાનો જગત્ જીતનાં જીતતાં સ્પેન પહોંચી ગયા ત્યારે તેઓ સુધારાની સંપૂર્ણાવસ્થાએ પહોંચ્યા હતા. ત્યાં મુર મુસલમાનોએ એવી યુનીવર્સીટીઓ સ્થાપી હતી કે ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લાંડથી વિદ્યાર્થીઓ આવતા. ત્યાં શિક્ષણ મફત અપાતું. મુસલમાન 'એમ્પાયર' ના ખાલીફ્રિ ક્રમ પ્રમાણે પેગંબરો મહમદ, અબુ બક્કર, ઓમર, ઓસમાન, અને અલી. એઓ મુસલમાન પ્રજાસત્તાક રાજ્યના પ્રેસીડેન્ટ માત્ર હતા. તેઓ પોતાની ઇચ્છાથી કશું કરતા નહીં. સભા ભરી બહુમતથી થતું તેજ કરતા! મહમદ સાહેબે, કુરાને શરીફ કે જે બધાને બહુમાન્ય તથા બંધનકારી થઇ પડયું તેમાં જે લખ્યું છે તે પણ બહુમત પ્રમાણેજ લખ્યું કે કેમ તે મી. કીદવાઇ તરફથી ખાસ જાણવાજોગ થઇ પડશે. મી. કીદવાઇ કહે છે કે એ સમયમાં રાજ્ય તરફથીજ અનાથ, વિધવા તથા દરિદ્ર માત્રનું પોષણ કરવામાં આવતું. કેળવણી બધાને મફત આપવામાં આવતી. કહે છે કે સ્ત્રીને પણ મત આપવાનો હક હતો. હવે તે કયાં ગયો ને કેમ ગુમ થયો તેનો ઇતિહાસ જાણવાજોગ થઇ પડશે. રાજ્યના ખાલીફ (પ્રેસીડંટ) ને માત્ર પોષણ પુરતો પગાર મળતો. ઓમરના ખાલીફ્રા દરમિયાન મહમદના વંશજોથી તે રાજ્યના દરેક સાધારણ આદમી સુધી બધાને ક્રમ પ્રમાણે પેન્શન આપવાનું ખાતું (દીવાન) સ્થાપવામાં આવ્યું હતું. આમાં સત્ય શું છે? મહમદના વખત પછી ધર્મોત્સાહી અને ધર્મપ્રેરિત મુસલમાનોએ અરબસ્થાન ઉપરાંત ઇરાન, ઇજીપ્ટ, વગેરે દેશો જીત્યા. તેની લુટનો અખુટ ખજાનો તેમને હસ્તગત થયો. તીજોરી તર અને ઉભરાવા લાગી, તેની આ પેન્શનથી વ્યવસ્થા કીધી. પણ કર માત્રથી એવી હાજરમી નીપજ પણ કરવી અશકય છે. શાંતિના સમયમાં લુટ વગર એ ઉદારતા દર્શાવવી અસંભવિત છે. એકંદર લેખ ઉત્તમ છે, પરંતુ મુસલમાનોની ઉત્તમતા દર્શાવવા જતાં, અન્યોને અન્યાય કરવામાં તથા પોતાના વાજબીથી અધિક પક્ષપાત કર્યો જણાય છે.

**બનાવટી તથા ખરા પત્થરોનો વિવેક** તથા કસોટી કરવાની વિદ્યાના સંબંધમાં લંડનની રૉયલ સોસાયટી ઑફ આર્ટસ સન્મુખ મી. નોએલ હીટને થોડા દહાડાની વાત ઉપર એક સુંદર નિબંધ વાંચ્યો હતો. તેનો સાર એ હતો કે કાચ વગેરેના બનાવટી કીમતી પત્થરો બનાવવાનો હુન્નર ઘણો પ્રાચીન છે. ઇજીપ્તથી તે કાલમાં તેની ઉત્પત્તિ થઇ હશે. પત્થરનો રંગ એ કાંઇ તેની જાતની બરોબર કસોટી નથી. હજી પણ લોકો એવા ભ્રમમાં છે કે, લાલ પત્થર તે માણેક અને લીલા તે પાનાં છે! સત્ય એ છે કે રંગ તો માત્ર અકસ્માત્ છે. દરેક પારદર્શક કીમતી પત્થર

મૂલ તો રંગરહિત હોય છે, અને તેની શુદ્ધતામાં મેલવાળા પદાર્થોનાં પરમાણુઓ આવવાથીજ તે રંગ પકડે છે! પત્થરની જાત તથા કીમ્મતની ખરી કસોટીનો આધાર તેની કીરણો પાછાં ફેંકવાની શક્તિ ઉપર છે. અત્યાર સુધી એ શક્તિ નિશ્ચિત કરવા મોંઘા યન્ત્રોની જરૂર પડતી પણ હવે એક ડૉ. હર્બર્ટ સ્મીથે શોધેલા 'રીફ્રેક્ટોમીટર' નામક યંત્રથી કીમતી પત્થરની જાત તરત સાધારણ બુદ્ધિનો માણસ પણ ઓળખી શકે છે.

**મી. કાર્નેજીનું ભાષણ**—અમેરીકાના દાનવીર કરોડાધિપતિ મી. એ. કાર્નેજીએ સ્ત્રીઓ સન્મુખના પોતાના એક સાંપ્રત ભાષણમાં જણાવ્યું હતું કે, "હું તો લક્ષાધિપતિને ત્યાં કરતાં ગરીબને ત્યાં જન્મવાનું વધુ પસંદ કરૂં છું. હું મારા વખતમાં અબજો રૂપીયા કમાયો છું, પરંતુ કહેવું જોઈએ કે, ઉપયોગી મહેનત શીવાય બીજી કોઈ રીતે ધન પ્રાપ્ત કરવાનો મનુષ્યને હક નથી. હાલની આપત્તિ એ જ છે કે લક્ષાધિપતિઓના દીકરાઓ પોતાની કોમને ઉપયોગી થઈ પડવાની જરૂર જોતા નથી. મેં તો ગરીબાઈ પણ જોઈ છે. જ્યારે મને જીંદગીને ઉમરે દર અઠવાડીએ પાંચ શીલીંગનો પગાર મળવા માંડ્યો ત્યારે મને ઉપજેલી મગરૂરી અવર્ણનીય છે. પછી તાર માસ્તર તરીકે તે વધીને ૭ શીલીંગનો થયો ત્યારે અપાર આનંદ થયો હતો. એવો આનંદ ધનાઢ્યોને અપ્રાપ્ય છે. લક્ષાધિપતિઓની ઘણી ખરી પત્નીઓ સુખી નથી. તેમને માત્ર મોજ શોખ છે પરંતુ માનસિક સુખનાં સાધનોથી તેઓ રહિત છે તેથીજ નાણું નાહક બરબાદ કરે છે જ્યાં જોઈએ તેટલો આનંદ પ્રાપ્ત કરતા નથી. તમે હમેશાં હસતા રહો, જાતે કામ કરો, મારી માતા પોતાનીજ ધોબણ, દરજણ, અને રાંધનારી હતી. ઉત્તરાવસ્થા પર્યંત તેણી પાસે એક પણ નોકર નહોતો જ્યાં તેણી એક કેળવાયલી સ્ત્રી હતી જેનાજ પ્રતાપથી મારી ફતેહ વિશેષાંશે થઈ છે." અહીંના શુંદયાં શેઠીયાઓ તથા નખ વધારનારી શેઠાણીઓએ આ ઉપદેશ સોનાફુલથી વધાવી લેવો જોઈએ.

**"દો ઝન દર તીફ્લી મુનાઝીયત કર્દન્દ"** વાળી વાર્તા હકાયતે લતીફમાં ફારસી ભાષાને દ્વિતીય ભાષા લેનારા અંગ્રેજી ચોથા ધોરણના વિદ્યાર્થીઓને યાદ હશે. તે વાર્તામાં કાઝીએ જે દાવાદાર માતા બાળકનો અર્ધો ભાગ લેવા તૈયાર થઈ તેનો દાવો રદ કર્યો હતો એમ જણાવ્યું છે. જેપાનીઝ સાહિત્યમાં પણ આને મળતી વાત હોવાનું હાલમાં પ્રગટ થયું છે. તેનો સાર એ છે કે, એક પુરૂષે પોતાની પ્રથમ સ્ત્રીનો ત્યાગ કર્યો. બીજી સ્ત્રી પેલીનો પુત્ર પોતાનો હોવાનું કહીને ગળે પડી. જજે કહ્યું કે એમાંની જે સ્ત્રી બાળકનો હાથ ખેંચીને લઈ જશે તેને હવાલે હું બાળકને કરીશ. બીજી સ્ત્રીએ તો એવો જોરથી ખેંચ્યો કે તેની તરફ બાળક આવી ગયો. પણ તેટલા જોરથી ખેંચતાં પહેલી સ્ત્રીને દયા આવી ને તેને છોડી દીધો, જો કે તેનામાં શારીરિક બલ બીજી સ્ત્રીથી વધુ હતું. જજે તે પરથી અનુમાન કર્યું કે એ બાળક ખરે તેનો હાથ ઉતરી જવાના ભયથી છોડી દેનારનોજ હોવો જોઈએ. હાલમાં ન્યાય આપવાની આ અસલ પદ્ધતિ નથી એ કેટલીક રીતે અવશ્ય અસંતોષકારક છે. હાલના નવીન 'એવીડંસ એક્ટ'થી તો શાહુકાર વારંવાર માર્યો જાય છે ને ચોર ચપાટી જાય છે.

---

**કીડીઓ ગાયના તબેલા રાખે છે!**—"એફીડીઝ" જાતનાં જે કીટ વૃક્ષમાત્રમાં રહે છે તે કીડી રાણીઓની ગાય થાય. તે કીટોની ચામડીને કીડી અડકતાં, તેમાંથી દુધ જેવો પદાર્થ ઝરે છે તેથી કીડીનું પોષણ થાય છે. આ કીટ-ગાયોને કીડીબાઈ પોતાને ઘેર (દરમાં) લઈ જઈને વારંવાર રાખે છે અને તેનું દુધ કાઢીચમન કરે છે!

**આનું નામ તે રસાયણિક ડીસઇન્ફેક્ટંટ**—"અપક્ષપાત" ના માલીક ડા. દીનશા ઘડીયાળીએ પોતાના બાળક પુત્રના શબના કરેલા અગ્નિના સંસ્કાર સંબંધી સમાચાર અન્યત્ર જો-વામાં આવશે. ગઇ તા. ૨૨ મીના 'અપક્ષપાત' માં પોતાની "સોનેરી ચાલાક" (અધિપતિની નોંધ) માં તેઓ વધુ ખબર આપે છે કે "પુત્રના ક્ષયરોગથી થયલા દેહાંતને લીધે મારી જ-ગા (ચીગ્રીક) ને ડીસઇનફેક્ટ કરવાની તંદુરસ્તી ખાતાને જરૂર જણાઇ. હું તો ગભરાયો કે મારૂં ઘર તથા કપડાં 'ડીસીનફેક્ટ' કરશે તો હું રાતે સુઇશ કયાં અને પહેરીશ શું? પણ તેવી કશી અડ-ચણ પડી નહીં. બીચારાઓએ પહેલાંથી પૂછાવ્યું કે તમને કયારે અનુકૂલતા આવશે. મેં કહ્યું કે ચોથે દહાડે. તે પ્રમાણે તેઓ આવ્યા. સોએક ટીકડીઓજ તેઓ લાવ્યા હતા તથા તે તેઓએ સ-ળગાવી. સરસામાનની કીમત એક શીલીંગ માત્ર હતી. કપડાંનાં કબાટનાં ખાનાં ઉઘાડાં મુકી દીધાં અને બારી બારણાં બંધ કરી દીધાં. ૭ કલાક હમને બહાર રહેવું પડયું. કશું જરાક પણ બગડયું નહીં. અહીંનું 'ડીસીનફેકશન' કયાં કે જેમાં સેંકડો રૂપિયાનાં કપડાં, ચોપડીનું ગંધાના પાણીમાં બોળીને સત્યાનાશ કરવામાં આવે અને આ કયાં? જો ઇંગ્લંડમાં અહીંની પેઠે કરતા હોય તો જોવા જેવું ત્યાંના લોકો કરે!

**કાયસ્થ મેટ્રીકયુલેટ કન્યા**—હીંદી મટી ગુજરાતી બનેલી સુરતની કાયસ્થ જ્ઞાતિમાં રા. કીલાભાઇ લલ્લુભાઇ વકીલની પુત્રી શીવાય કોઇ બીજી મેટ્રીકયુલેશનની પરીક્ષામાં ઘણું કરીને બેઠી પણ નથી. પરંતુ ઉત્તર હીંદના કાયસ્થો,તો કન્યા કેળવણીમાં આગળ વધ્યા છે એ સંતોષકારક છે. દહેરાદુનના પ્રખ્યાત કાયસ્થ વકીલ મુનશી જ્યોતિ સ્વરૂપ જેઓએ કન્યા કેળવણીના કામમાં રૂ. ૦ાા લાખ ઉપર દાન આપ્યું છે તેમની પુત્રી અલ્હાબાદ યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષામાં પસાર થઇ છે. તે તે કોમમાં પ્રથમજ છે.

**કયાં ઇજીપ્ટ કયાં ગુજરાત!**—ઇજીપ્ટની કુલ વસ્તી એક કરોડની પણ નથી. વળી ત્યાં કેળવણીનો પ્રચાર કરવાનો પણ ઝાઝો વખત મળ્યો નથી કારણ કે ૧૮૮૩ માં તો તે દેશ અં-ગ્રેજોએ કબજે કીધો છતાં એટલા નાના દેશમાં પ્રજા વાંચવાની કેટલી બધી શોકીન છે તે સાંભળો: ત્યાં ૧૩૪ વર્તમાનપત્રો પ્રગટ થાય છે તેમાંના ૮૪ તો દૈનિક છે, જેમાંના ૩૯ અરબ્બી ભાષામાં પ્રગટ થાય છે, બીજી દેશી ભાષાઓમાં પ્રગટ થાય છે તથા ૩૯ અન્ય અનેક યુરોપીયન ભાષાઓમાં પ્રગટ થાય છે. ગુજરાતની ૨ કરોડની વસ્તીમાં અર્ધો ડઝન ગુજરાતી દૈનિકો નથી. આ પ્રાંતના લો-કોની વિદ્યા તથા જ્ઞાન પ્રતિની અત્યંત બેદરકારીનું આથી ખેદકારક ચિત્ર મળવું અશકય છે.

**ચોપડી ખાતું. અમેરિકનો તથા અંગ્રેજો**—ગુજરાત ઇજીપ્ટ કરતાં પણ વાંચવામાં ઉતરે છે તો અમેરિકાથી ઉતરે એમાં તો શી નવાઇ! તેમાં તો ગુજરાત પાતાલ છે અને અમેરિકન પાતાલ સૌથી ઉત્તરમાં છે! મે માસનું એક માસિક જણાવે છે કે ૧૮૯૮ માં અમેરિકામાં ૪૮૮૫ ચોપડીઓ તથા નવી આવૃત્તિઓ પ્રગટ થઇ હતી. ૧૯૧૦ માં તે ૧૩,૪૭૦ નવાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. ઇંગ્લંડમાં ગયે વર્ષે ૧૦,૩૦૪ નવાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. જર્મનીમાં દર વર્ષે ૧૪,૦૦૦ નવી ચોપડીઓ રચાય છે. જો શાળાની ચોપડીઓ બાદ કરીએ તો, ગુજરાતમાં એકંદર ચોપડીઓની એટલી પ્રતો પણ નહીં ખપતી હોય!

**તબીબી કોંગ્રેસમાં કરેલી એક હીમત ભરી માંગણી**—કેનેડાના પ્રખ્યાત તબીબ સર જેમસ બારે ત્યાંના તબીબોની મોંટ્રીલ નગરમાં મળેલી કોંગ્રેસ મધ્યે ભાષણ આપતાં કેનેડાને આ-

મત કર્યો હતો કે એ દેશમાં ઘણા મજબુત અને બુદ્ધિશાળી લોકોજ વસે તેની સંભાળ લેવી; હલકી સ્થિતિએ ઉતરી પડેલા પરદેશીઓને, હડકાયા કુત્રા સમાન ગણી આવવા નહીં દેવા, અને જેઓ મનશકિતમાં ખામી ભરેલાં હોય તેઓને બચ્ચાંનો જન્મ આપવા નહીં દેવા ! આથીજ સર્વાંગ સુંદર નિરોગી સમસ્ત પ્રજા ભવિષ્યમાં થશે. રોગિષ્ટ મનુષ્યોની સંતતિ રોગિષ્ટ થાય એવાં રોગવાળાં માબાપોને શાસ્ત્રથી પતિને ગર્ભાધાનજ ન થઇ શકે એવો પ્રયોગ તબીબો તરફથી કરવામાં આવે છે. અમેરિકાના અમુક સ્ટેટોમાં તે સંબંધી કાયદો પણ છે. કેનેડામાં પણ તે લાગુ કરવાની આ ભલામણ છે. હીંદુસ્તાનમાં તો ૧૦૦ એ ૨૫ પિતા કે માતા થવા અયોગ્ય છે ! જેઓ સંતતિનું ભરણપોષણ કરવા અસમર્થ હોય તેમને આ કાયદો લાગુ પાડવાની કાંઇ ઓછી જરૂર નથી !!

**પ્રાચીન મહેસુરમાં ચીન !**—મહેસુર રાજ્યના પ્રાચીનવસ્તુશાસ્ત્રીનો પોતાનાં ખાતાં તરફનો ગયા સ્થલનો રીપોર્ટ હાલ પ્રગટ થયો છે તેમાં એક જાણવા જોગ ખબર એ છે કે ત્યાંના "ચંદ્રવલ્લી" નામના પ્રાચીન સ્થળ આગળ આવેલી એક નદીમાંથી એક તાંબાનો સીક્કો મળી આવ્યો છે. સીક્કાના અભ્યાસીઓ તે ઇ. સ. પૂર્વે ૨ જી સદીનો ધારે છે. તે સીક્કા ઉપર ચીનાઇ ભાષા છે, ને હવે ઘણો ઝર્યુ થઇ ગયો છે. મહેસુરમાં પ્રાચીન કાળમાં ચીનાઓ આવતા હોવાનો તથા આ દેશ એક કાળમાં જાન માત્ર સાથે ગાઢ સંબંધ રાખતો હોવાનો આ જેવો તેવો પુરાવો નથી. વળી ચંદ્રવલ્લી નગરની પ્રાચીનતા પણ આથી સિદ્ધ થાય છે. આ દેશનો પ્રખ્યાત ચક્રવર્તી મહારાજા ચંદ્રગુપ્ત જેણે ગ્રીક લોકોને આ દેશમાંથી હાંકી કાઢયા હતા તે વાનપ્રસ્થ થઇને આજ સ્થળે ગયો હતો, અને તે પરથીજ તે નગરનું નામ પડ્યું છે એમ કહેવાય છે.

**પંજાબની પોસ્ટ ઓફીસમાંથી એક એવો નવો ફતવો**—નીકળ્યો છે કે, જે કાગળો ઉપર નાગરી ( બાળબોધ ) ભાષામાં સરનામું કીધું હોય તે કાગળ 'ડેડ લેટર ઑફિસ' ના દોજખમાં મોકલી આપવું. બાળબોધમાં દોજખ શિવાય બીજાં સરનામાં લખાતાંજ નથી કે શું ?

**બંગભાષા દેવીના મુસલમાન પૂજકો**—બંગાળી ભાષામાં દાખલ થવા પામેલા પરભાષાના સકલ શબ્દોનો કોષ રચવામાં, બંગ સાહિત્ય પરિષદ્‌ના ઉમંગી સભાસદ્ મી. વાહેદ હુસૈન બી. એલ. ગુંથાયા છે. તેમાં તે શબ્દોનું વ્યાકરણ તથા વ્યુત્પત્તિની હકીકત પણ આવશે. એ બંગાળાના પહાડી પરદેશોમાં જે અલિખિત ઉપ-ભાષાઓ બોલાય છે તેનો અભ્યાસ કરવામાં તથા તેનું વ્યાકરણ રચવામાં એક બીજા ઉમંગી મુસલમાન ગ્રૅજ્યુએટ મુનશી સદ્દ દૌલા બી. એ રોકાયા છે. ગુજરાતી ભાષાના મુસલમાન પૂજકો બહુ ઓછા છે એ ખેદજનક છે.

**ગુજરાત સાહિત્ય સભા**—નો ૭ મો વાર્ષિક સમારંભ ગઈ તા. ૧૩ મીએ અમદાવાદ ખાતે પ્રેમાભાઇ હોલમાં થયો હતો. આશરે ૫૦૦ સજ્જનોની ઉપસ્થિતિ હતી. સભાના મંત્રી રા. રમણભાઇ મહીપતરામે પ્રથમ સભાનો રીપોર્ટ વાંચ્યો હતો તે પરથી જણાય છે કે સભા ૨૧ સભાસદોથી શરૂ થઇ હતી, અને હાલ તે ૧૨૨ ની છે. ગયા વર્ષમાં ૨૬ સભાઓ મળી હતી. ઉક્ત સભાના પ્રમુખ રા. કમળાશંકર પ્રાણશંકર દ્વિવેદીએ બાદ ગુજરાતી સાહિત્યના જુદા જુદા વિષયોના સંબંધમાં એક લખ્યો નિબંધ વાંચ્યો હતો તેમાં જૂની સૂચનાઓ નવા રૂપમાં કરવામાં આવી હતી.

## કેટલાક ઉપહાસ્યદાયક સમાચાર તથા ટિકા.

**૭ વર્ષના 'મીનોચેહેર' ના દેહાંત તથા અગ્નિદાહ પર ૨૫ કૉલમનો વિચિત્ર લેખ**–મરનારના પિતા સુરતના ડૉ. દીનશા પેસ્તનજી ઘડીયાળીએ પોતાનાં "સ્વતંત્ર, અપક્ષપાત, ફિકાર" વર્તમાનપત્ર "અપક્ષપાત" ના ગઇ તા. ૧૫ મી જુલાઇના પત્રમાં લખ્યો છે. તેનો સાર એ છે કે, "માણેક જોડે મારૂં લગ્ન મુંબઇમાં તા. ૨૨ મી નવેંબર, ૧૯૦૨ ને દિને થયું તે પછી ૨૦ મે દીને સવારે ૫॥ વાગે માણેકે ગર્ભ ધારણ કર્યો! ગર્ભાધાન પછી, તા. ૭ મી સપ્ટેંબર ૧૯૦૩ ની રાત્રે ૧-૭ મીનીટે પુત્રે મારાજ હાથમાં જન્મ લીધો! તેનું ઉપલક નામ મીનોચેહેર રાખ્યું પરંતુ મેં તેને ફીલ્સુફ તથા ધર્મરાજનું નામ આપ્યું. બચપણથીજ તે બાળકને "અદ્રશ્ય ભુવનો" સાથે સંબંધ હતો, જેમાં તે અવરનવર પર્યટન કરતો. તેની અંતર શકિતઓ અદ્ભુત હતી. તેનો એક દાખલો એવો છે કે એક રાતે ધવડાવવા ઇત્યાદિ બનતું સઘળું કરવા છતાં બાળક રડયાજ કરે, પછી એકાએક સાપનું જલેબી જેવું ગુંચળું જમીન પર મીનોચેહેરના મસ્તક આગળ પડી સ્થિર થયું. મેં માણેકને લાકડી લાવવા મોકલી. તે દોડી. મારી પત્ની લાકડી લઇને આવી તે લઇ હું સાપને મારવા ગયો. સાપને નાસવાનું છિદ્ર નહોતું કારણ બધું બંધ હતું. છતાં એક ફટકો પડે તે પહેલાં તે સાપ અલોપ થઇ ગયો! મારા એક વિરોધીએ એ સર્પ વેરશાંતિ કરવા સંકલ્પદ્વારા મોકલ્યો હતો. પણ બાળક પર નિગાહ રાખતી શકિતઓએ તેની મારફતે તેના પિતાનો જીવ બચાવ્યો હતો! (આવા દાખલા તથા આવા અનુમાનથી શું સિદ્ધ થઇ શકે એમ નથી?) મારે પિતા સાથે નહાનપણથી વિરોધ હતો. છતાં, તેમની, મારી કે બાળકની જીંદગી કયારે ખતમ થશે એ વિચારથી તેને તેડી તેમને મળવા મુંબઇ ગયો પણ દાખલ થતાંજ એવો 'આવકાર' મળ્યો કે તરત ત્યાંથી રૂખસદ લેવી પડી! ઇંગ્લંડમાંથી હું ગઇ તા. ૧૨ મી ફેબ્રુઆરીએ નીકળી એડન આવ્યો. તા. ૧૨ મી માર્ચે ત્યાં આકાશમાં એવો લેખ ચેકાયેક આવ્યો કે મારી પુત્રી કરમીશ મૃત્યુ પામી છે. આ સ્થુલ પ્રોજેકશન વાંચતાંજ મેં મારી સ્ત્રીને કાગળ લખ્યો ને તરત પાછો ગયો. જતાં ખબર પડી કે મીનોચેહેરે ચાર દિવસ પર પહેલું બરફ ખાધું હતું જેથી તેની તબીયત બગડી હતી. તેને ક્ષયરોગ લાગુ પડયો. ફ્લાહારી હોસ્પીટલમાં તેને થોડા દહાડા રાખી પાછો લાવવો પડયો. અંતે તે તા. ૧૨ મી જુનને દિને મરણ પામ્યો. આ પછી અગ્નિદાહ કરવાની ગોર્ડર્સ ગ્રીન ખાતેની ભઠ્ઠિમાં તેને બાળવા સારૂ ડૉકટરોની જે સર્ટીફીકેટ જોઇએ છીએ તે ૫ કૉલમમાં ઉતારી છે. બાળકનું સ્વાન પારસી ધર્મક્રિયા સહિત લઇ જવામાં આવ્યું હતું. પારસી મુરદું લઇ જનારાએ સુફેદ કપડાંજ પહેરવાં જોઇએ તે કયાંથી લાવવાં? પણ મેં એક વ્હોરા મિત્રના સફેદ ફાટેલા લેધા લઇ તેની સફેદ ટોપી તથા સફેદ જોડા બનાવ્યા! પચાસ મીનીટમાં બાળક ભઠ્ઠિમાં સંપૂર્ણ બળી ગયું જેની રાખ મેં મારી ત્રીજોરીમાં મુકી છે. જે પુત્ર આખા મકાનમાં દોડતાં રામનો હતો નહીં તે પિતાની ટ્રેઝરીમાં શાંતિમાં બેઠો!" ડૉ. ઘડીયાળી એક ચુસ્ત થીઓસૉફીસ્ટ, સ્વતંત્ર વિચારના અદ્રશ્ય છે તેટલું કહેવાથી ઉપલી વીગતોનો ઘણોક ખુલાસો એની મેળે મળી જશે. સ્વજીવન ચરિત્રમાં જે હદ ફુલાવવામાં આવતી નથી તે ફુલાવી જતાં તેઓ અચકાતા નથી!

**મુસલમાનોના સંબંધમાં કેટલીક વ્યવહારિક નમ્ર સૂચનાઓ!**—કેટલાક મુસલમાન ભાઇઓ હીંદુઓ કરતાં પોતાની જાત રાજ્યને વધારે ઉપયોગી છે એવો દાવો કરી સરકારે તેમને હીંદુઓથી ચઢીયાતા તથા સ્વતંત્ર ખાસ હક આપવા જોઇએ એવો જે બેહુદો દાવો કરે છે તેની એક વિદ્વાન લેખક નીચે પ્રમાણે ઠેકડી કરે છે:—

અમે કેટલીક દલીલો રજુ કરીએ છીએ જેનો જો અમલ કરવામાં આવે તો હીંદી મુસલમાનોને મોટો લાભ થશે:—૧. દરેક મેટ્રીક થએલા મુસલમાનને ગ્રેજ્યુએટ થએલા હિંદુ બરાબર ગણવો જોઇએ. ૨. જો કોઇ પણ વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં મુસલમાન ઉમેદવાર પોતાની જાત હુશીઆરીથી ૪૦ માર્ક મેળવે તો તેને તે કોમની એક 'પોલીટીકલ ઇમ્પોર્ટન્સ' જેનાં તેને ૬૦ માર્ક આપવા જોઇએ. ૩. મુસલમાન વિદ્યાર્થી-

ઓને હિંદુ વિદ્યાર્થીઓ કરતાં મ્હોટી સ્કોલરશીપો મળવી જોઇએ પરંતુ હિંદુ વિદ્યાર્થીઓ જે ફી આપતા હોય તેના ચોથા હિસ્સા જેટલી મુસલમાન વિદ્યાર્થીઓએ આપવી જોઇએ. ૪. જો મુસલમાન વિદ્યાર્થીએ કોલેજના ૪૦ લેકચરોમાં હાજરી આપી હોય તો તેણે ૬૦ લેકચરોમાં હાજરી આપી છે એવી રીતે ગણવું જોઇએ. ૫. જો મુસલમાન, કર તરીકે રૂ. ૪) આપે તો તેણે રૂ. ૬૦) આપ્યા છે એ પ્રમાણે ગણવું. ૬. મુસલમાનોને માટે જુદી નિશાળો, કોલેજો, વિશ્વવિદ્યાલયો, પરીક્ષાઓ, માસ્તરો, પ્રોફેસરો, ઇન્સ્પેક્ટરો, અને પરીક્ષકો રાખવા જોઇએ. આ પરીક્ષાઓમાં જે કોઇ મીંડુ મેળવે તેને પહેલા નંબરનો હરનાદ ગણવો જોઇએ; હર્યાંરાની હીંદુ પદ્ધતિને રૂખસદ આપવી જોઇએ. ૭. મુસલમાનોને માટે એક જુદી ભાષા કે જેની અંદર સંસ્કૃત અગર બીજી કોઇ હિંદી ભાષા ઉપરથી કોઇ શબ્દ ઉતરી આવ્યો ન હોય તેવી રચવી જોઇએ. તેઓને માટે જુદી અદાલતો તથા સરકારી કચેરીઓ હોવી જોઇએ કે જેની અંદર માજીસ્ટ્રેટો, ન્યાયાધીશો, કારકુનો, ભંગીઓ, બેરીસ્ટરો, વકીલો વગેરે મુસલમાનો અગર ઇંગ્લીશ હોઇ શકે. તેઓ ઉપર જુદા લેફટનંટ ગવર્નરો તથા વાઇસરોયો હોવા જોઇએ. ૯. મુસલમાન ગુન્હેગારોની તપાસ જુદા ક્રીમીનલ પ્રોસીજર કોડ તથા પીનલ કોડ પ્રમાણે ચાલવી જોઇએ તથા સજા થવી જોઇએ. અને તેમને જુદા બંદીખાનામાં કેદ રાખવા જોઇએ કે જેના જેલરો તથા વાર્ડરો પણ મુસલમાન અગર યુરોપીયનો હોઇ શકે. ૧૦. તેઓને માટે પાણીના નળ, ડ્રેનેજ, બજારો તથા કોન્ઝરવન્સી વગેરે બધું જુદું હોવું જોઇએ. ૧૧. તેઓને માટે રેલ્વે લાઇનો તથા ટ્રામ લાઇનો જુદી હોવી જોઇએ. ૧૨. શહેરમાં તેમને રહેવાને માટે જુદા લત્તા હોવા જોઇએ. વખત જતાં તેઓને માટે જુદાં ગામો તથા શહેરો મુકરર થઇ જવાં જોઇએ, તેઓને માટે હીંદી મહાસાગરમાં એક નવુંજ દીપ રચાવું જોઇએ કે જ્યાં તેઓ હીંદુઓથી તદન અલગજ રહી શકે, અને તેમ છતાં પણ આ નવા દીપમાં વખતે કોઇ હીંદુ આવી ચઢ્યો હોય તો મુસલમાનોને તેમની માલમીલકત સાથે ખુદના મઠમાં નિવાસ કરવાને વિદાય કરી દેવા જોઇએ, પણ તે તેમને ન રૂચે માટે હીંદુઓને ત્યાં મોકલવા. ૧૩. હીંદુઓ જે હવા, પાણી તથા ખોરાકનો ઉપયોગ કરે છે તેનાથી જુદીજ જાતનાં હવા પાણી, તથા ખોરાક મુસલમાનોને માટે રચાવાં જોઇએ. ૧૪. વરસાદનાં વાદળાંમાં હીંદુ વાદળાં અને મુસલમાની વાદળાં એવા બે ભાગ પડવા જોઇએ જેથી કરીને બેઉ કોમોને સ્વતંત્ર વરસાદ મળી શકે. ૧૫. તેઓને માટે સુર્ય, ચંદ્ર તથા તારા બધું જુદીજ જાતનું હોવું જોઇએ. ૧૬. ગુરૂત્વાકર્ષણનો નિયમ તેમને માટે ઉલટો હોવો જોઇએ જેથી કરીને નીચે નહિ પડતાં ઉંચેને ઉંચેજ ચડયા જાય.

અને એટલું લખવાનું તો ભુલીજ ગયા કે જેમ હીંદુઓ પોતાના પગ ઉપર ચાલે છે તેમ મુસલમાનોએ પોતાના મસ્તકો ઉપર ચાલવું જોઇએ અને જો આ ચાલવાની રીત તેમને અનુકુળ પડે નહિ તો તેમ કરવાને હિંદુઓને સુચવવું જોઇએ.

**ખારવાને બારણે વેશ્યાઓ!**—ભાગ્યશાળી ભીમપોર—સુરતની પાસે ભીમપોર તથા ડુમસનાં નાનાં ગામો જોડે જોડે દરિયા કીનારે આવ્યાં છે. ત્યાં વરસાદમાં ખારવાઓની વસ્તી છે, તથા બાકીના ૮ મહીના ખારવણોની વસ્તી છે, 'સ્ત્રીઆરાજ' છે! પણ એ સ્ત્રીઓ જેવી તેવી નથી. "એમેઝોન" જેવી છે. પોતાની આબરૂનું કોર્ટમાં જતા વગર રક્ષણ કરી શકે એવી છે. હમે હજારો જોઇ હશે પણ એના ગાલ પર કરચલી, ફીકાશ કે દાગડું એકુંજ નહીં. એવી આબાદ હરીયાળી હવા, હીપાઉ મેવો તથા બ્રહ્મચર્યનાં માહાત્મ્ય છે! પ્રચલિત શાસ્ત્રથી વિરૂદ્ધ, તે ખારવાઓ વરસાદનાજ દહાડામાં, જ્યારે દેવો સુઇ જાય છે તેવી બીજ લગ્નાદિ બોધ કરે છે ત્યારે એમનો મજાવે છે! તેમનામાં કેટલાક ટંડેલ, પુલ વગેરેના મોટા કંત્રાટ લેવા લાગવાથી ધનાઢય થઇ પડયા છે, અને સવિધાને લીધે ધન કેમ વાપરવું તે સમજતા નથી. આથી તેઓ લગ્નમાં ખુબ ખર્ચે છે. ભીમપોરમાં ગયા માસમાં ધનજી કેશવજીને ત્યાં લગ્ન હતાં. સુરતથી ખાસ "રાંડનું વાજું" અને મુંબઇથી "ગાનારી" (કેવો નિર્દોષ શબ્દ!) બોલાવવામાં આવી હતી! ખારવાભાઇઓ બસ ખુશ ખુશ! જાણે સાક્ષાત્ દેવી પધાર્યાં! એવા ભાગ્યમથી લગ્ન કર્યાં કે કલકત્તા સુરતથી આવ્યા હતા. [illegible] એન્જીનીયર મી. ડેમોરેન તથા મીસીસ ઉપ્સ પણ આવ્યાં હતાં. જ્યારે શિક્ષિત તથા દ્વિજ વર્ગો પણ વેશ્યાઓને લગ્નમાં બોલાવવી માન સમજે તો બિચારા અજ્ઞ ખારવા લોકો તેમની પુંઠે ચાલે તેમાં શું નવાઇ!

**ભૂલે ચૂકે ભાગમાં હર્બી કે સેંટ લેજરની ટીકીટો લેતા ના!** હેમબર્ગ (જર્મની) બંદરની બે ચાલ્હર્ષ્ટોએ સરખા ભાગમાં લૉટરીની એક ટીકીટ લીધી. સોગજોગે તે પાકી, ને જેના નામ પર તે હતી તેના હાથમાં રૂ. ૨૧,૦૦૦ હજાર આવ્યા. જે તેણે તો ગજવામાંજ મુક્યા. ભાગીયાએ અર્ધા પૈસા (રૂ. ૧૦૫૦૦) મેળવાનો કોર્ટમાં દાવો માંડયો. પ્રતિવાદીએ ભાગ હતો તે સ્વીકાર્યું પણ કોર્ટે ઠરાવ્યું કે, લોટરી પોતે ગેરકાયદેસરની હોવાથી કોર્ટ તે બાબતમાં જેમ તેને કાયદાનું રક્ષણ આપતી નથી તેથી તેમાંથી ઉત્પન્ન થતી કોઈ પણ બાબતમાં પણ તે પોતાનું રક્ષણ આપશે નહીં! ન્યાયાલયમાં હરામીઓને બે ભાગ મળે એ તો કાયદાની મોટી ખામી ગણાય.

**કુમારાઓ ઉપર ધાડ**—ઇલીનોઇસ પ્રાંત (યુનાઇટેડ સ્ટેટ્સ) ની રાજસભાના એક સભાસદ સીનેટર બેલે એવી મતલબનું બીલ રાજસભામાં રજુ કર્યું છે કે, જે પુરૂષ ૩૫ વર્ષની વયે પરણેલો નહીં હોય અને તે માટે સંતોષકારક ખુલાસો આપી નહીં શકે તેની પાસથી કુંવારા રહેવાના હક બદલ વરસે રૂ. ૩૦ નો કર લેવો. બીજી કલમ એવી છે કે એ કરની આવકમાંથી જે સ્ત્રીઓને લગ્નનાં બે વર્ષ બાદ જેટલાં બાલક થાય તે દરેક બાલક દીઠ રૂ. ૩૦૦ નું ઇનામ આપવું, જે દેશમાં સ્વાર્થ પરાયણતા તથા લગ્નને બદલે વ્યભિચાર વધી પડે ત્યાં આડે લાકડે આવા આડા વેહ મુકવા પડે તો તેમાં નવાઇ નથી.

---

## સામાન્ય સમાચાર સંગ્રહ ( સટિક )

**સરકારની ફરજ વિષે નામદાર ગાયકવાડે બે વચનો** લંડનની ઇંડિયા ઑફિસના હીંદુ સભાસદ્ ઑ. સર. કે. એમ. ગુપ્તાને 'નાઇટહુડ' નો ઉપાધિ પ્રાપ્ત મળવાના આનંદમાં 'ઇંડિયન સોશીયલ કલબ' માં કરવામાં આવેલા ખાણા વખતે કહ્યાં હતાં. તે નામદારે કહ્યું કે, જીંદગી તથા મીલકત માત્રનું રક્ષણ કરવામાં સરકારની ફરજનો સમાવેશ થતો નથી. પ્રજાની હાર્દિક દીલસોજી વિના સરકાર ફતેહમંદ થઇ શકે નહીં, અને રાજકારોબારમાં હીસ્સો આપવાથીજ લોકોની દીલસોજી તે છતી શકશે.

**લાલા લજપતરાય પાછા જાહેરમાં**—લાલા લજપતરાય પોતાના પુત્રના ક્ષયરોગથી થયેલા શોકજનક દેહાંતને પરિણામે કેટલોક વખત થયાં એકાંત જીવન ગુજારતા હતા તેઓ હવે જાહેરમાં આવ્યા છે. અનેક જાહેર ભાષણો આપી, તેઓ કેટલાક આગેવાન દ્વેષી હીંદુઓના વિરોધ છતાં બહુમતે લાહોરની મ્યુનીસીપેલીટીના સભાસદ ચુંટી કઢાયા છે. તેમને પ્રજા ચુટી કાઢે તો સરકારને તેમાં વાંધો નથી એવો સરકાર તરફનો પત્ર તેમણે રજુ કર્યો હતો. 'ટ્રીબ્યુન' પત્રમાં એક લેખમાં તેઓ કહે છે કે "જ્યાં સુધી હીંદુ કોમમાં જોઇતા સુધારા તથા એક સંપ નહીં થાય ત્યાં સુધી જો સરકાર પાસથી ઉદાર રાજનીતિ મળે તોપણ તે નકામી છે."

**રેલ્વે અકસ્માતથી મરણો**—હીંદુસ્તાનમાં રેલ્વેના અકસ્માતથી કેટલાં મરણ દર વરસે થાય છે? ગયા સાલનો સરકારી રીપોર્ટ તેનો જવાબ આપે છે કે ગયે સાલ દર દશ લાખ મુસાફરી કરતાં માણસ દીઠ માત્ર ૦.૦૧ જેટલાં મુવાં હતાં એટલે કે આશરે સાડા ચાર અબજ મુસાફરોમાં એકજ મર્યો હતો. ૧૯૧૦ ના વર્ષમાં અકસ્માતથી કુલ ૪૦ માણસનો દેહાંત થયો હતો, જ્યારે ૨૯૨ ને ઇજા થઇ હતી. આ તો કંપનીઓની ભુલ કે હૈરી કારણથી થયાં. પરંતુ મુસાફરની ગફલતી, બદમાસોની બદમાશી વગેરેનાં કારણથી મળી કુલ ૧,૮૫૭ મુવાં હતાં અને ૧,૬૬૪ ને ઇજા થઇ હતી. ઇંગ્લાંડમાં ૨૩,૩૮૦ માઇલ રેલ્વે છે ત્યાં ગયે વર્ષ ૧,૦૩૬ મર્યાં હતાં, અને ૨૮,૩૮૪ જેટલી મોટી સંખ્યાને ઇજા થઇ હતી. હીંદુસ્થાનમાં તેથી ૧૦,૦૦૦ માઇલ વધુ રેલ્વે છે તે જોતાં અકસ્માત્ બહુ નથી.

**હીંદુસ્તાનની નહેરો, નફો અને ફાયદો**—ગઇ તા. ૧૦ મી ના રોજ "ગેઝીટ ઑફ ઇંડિયા" માં હીંદુસ્તાનની નહેરો સંબંધી જાણવા જોગ વીગતો તથા આંકડાઓ આપવામાં આવ્યા છે તે પરથી જણાય છે કે, નેહેરથી દેશને અગણિત લાભ થયો છે. ગયા વર્ષમાં નહેરના પાણીના અમૃતથી રૂ. ૬૦ કરોડનો પાક થયો હતો. જે મોટાં બાંધકામો પાછળ લાગેલા ખર્ચનો હીસાબ રાખવામાં આવે છે તે બાંધકામોની કીમ્મત તેથી અર્ધી, આશરે રૂ. ૩૦ કરોડ લાગી હતી. આશરે ૯રી કરોડ એકરને તેથી પાણી મળ્યું હતું. હીંદમાં મોટી નહેરો ૧૩ છે. વળી નાની નહેરો તથા પાણી પુગાડનારાં બાંધકામોની સંખ્યા ૯૪ છે, જેનો મોટો ભાગ આ ઇલાકા તથા મદ્રાસમાં છે તે પર સારો નફો તથા વ્યાજ ઉપજ્યાં હતાં. એક એકર દીઠ સરેરાસ આશરે રૂ. ૧॥ સરકારે ગ્રહીત લીધું હતું.

**પોલીસ તથા કેળવણી પાછળનો ખર્ચ**—સને ૧૯૦૯-૧૦ ના વર્ષમાં આખા હીંદુસ્તાનમાં પોલીસ પાછળ રૂ. ૬,૩૩,૦૦,૦૦૦ જેટલો ખર્ચ થયો હતો જ્યારે તેજ વરસમાં કેળવણી પાછળ સરકારી મહેસુલમાંથી રૂ. ૨,૫૪,૧૮,૦૦૦ જેટલો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ હીસાબે કેળવણી પરનો ખર્ચ પોલીસથી બે પંચમાંશ માત્ર હતો, જો કે ઉપયોગીતાના પ્રમાણમાં જોઇએ ઉલટો અઢીગણો. એક શિક્ષક સો પોલીસનું કામ ઓછું કરે છે એ સિધ્ધાંત સ્વીકારી સરકારે વર્તવું ઘટે છે. એક શાળા બે કેદખાનાં ઓછાં કરી નાખે છે એ પાશ્ચાત્ય પ્રજાનો સિદ્ધાંત નામદાર સરકારે લક્ષમાં રાખવો ઉચિત છે. તેથી અંતે તો એકંદર સરખો ખર્ચ આવશે, બલકે સરકારને ધન સંબંધી બચાવો થશે.

**ચીન, અફિણ અને લૉર્ડ મોર્લી**—ધર્મ પેઠે વ્યસન પણ હીંદથીજ ચીન ગયું છે. એકથી ઉન્નતિ થઇ બીજાથી તેની પ્રજાની અવનતિ થઇ. ચીને અફીણના વ્યસનથી પાયમાલ થયલી પ્રજાને તેમાંથી મુક્ત કરવા ગંભીર પ્રયત્ન કરવા માંડયા છે. છેલ્લાં પાંચ વર્ષમાં તેણે અફીણના કુલ પાકનો ૭૦ ટકા જેટલો ઘટાડો કર્યો છે, ને બાકીના ૩૦ ટકા પણ ૨ વર્ષમાં નષ્ટ થશે તે પછી ચીનમાં અફીણ સારૂ એક સરસવ ઉગશે નહીં! હીંદના વડા પ્રધાન મહાત્મા લૉર્ડ મોર્લીએ પણ ચીનને આ પુંણ્ય કામમાં સારી હાથ લાકડી આપી છે. હીંદથી ચીન પુષ્કળ અફિણ જાય છે. તે અને ઉગતું ન બંધ થાય ત્યાં સુધી ચીનની કોશીશ ફોકટ હોવાથી, ચીનની પ્રાર્થનાથી લૉર્ડ મોર્લીએ તે હવે ચીન જેટલો પાક ઘટાડે તેટલો હીંદમાં ઘટાડવાની કબુલાત આપી છે. આ નૈતિક સુધારાથી હીંદને રૂ. ૬॥ કરોડની ખોટ જશે. ચીનાઓ કાંઇ આટલા જલદી સુધારવાના નથી અને સુધરે નહીં એ આશામાં વેપારીઓએ ૨૦ હજાર અફીણની પેટીઓ ખરીદી રાખી છે તેની કીમ્મત રૂ. ૬ કરોડ ઉપર થાય છે. તે ખપતી નથી. બીચારાઓ મરી જવાના! છતાં ચીને છ મહીનાની મુદત એ વેપારીઓને માલ ગમે તેમ ખપાવવા આપી છે. લોર્ડ મોર્લીએ હીંદી અફીણ ઉપર જગાત બમણી કરવાની પણ ચીનને રજા આપી છે. જો કે લોર્ડ મોર્લીએ આ જરા પારકે પૈસે દીવાળી કરવા જેવું કીધું છે, તોપણ મનુષ્ય જાતિની ઉન્નતિ એ મનુષ્ય માત્રનું કર્તવ્ય હોવાથી, કોઇ પણ હીંદી, ચીનાઓમાં નૈતિક સુધારો કરવા સારૂ જે ભોગ આપવો પડે તે આપવાની વિરૂદ્ધ નથી.

---

## સામાજીક-સાંસારિક ઉન્નતિના સમાચાર.

---

**મીસીસ એની બીસેંટપર આક્ષેપ કરનારાઓ પર ભયંકર પ્રત્યાક્ષેપ**—તેણી તરફથી જુન માસના મદ્રાસી માસિક "થીઑસૉફીસ્ટ" માં એવો કરવામાં આવ્યો છે કે, "એ તો મેં ખુનામરકી તથા રાજદ્વારી હુલ્લડ આદિ અત્યાચારની વિરૂદ્ધ તથા હીંદ અને ઇંગ્લંડ વચ્ચેની ગાંઠ જારી રાખવામાં મારો વગ વાપર્યો નથી તેઓ નનામી રીતે એમ કરે છે! મદ્રાસના "હીંદુ" તથા મુંબઇના "ગુજરાતી" આદિ

પત્રોએ તેણી મૈત્રેય બુદ્ધનો કૃષ્ણમૂર્તિ નામક ૧૨ વર્ષનો ચંચળ મદ્રાસી છોકરો અવતાર છે અને જગતનું તે તારણ કરનાર છે એવી તેણીની તથા સેંટ્રલ હીંદી કૉલેજના પ્રીન્સિપલ મી. એરંડેલની પીપરીનું સખત ખંડન કર્યું હતું, અને તેમ કરતાં તે પત્રોએ માસીસ એની બીસેંટ ધર્મને નામે અંધેર તથા અંધ શ્રદ્ધા તથા બેહુદી વાર્તાઓનો પ્રચાર કરતી હતી એવી મતલબનાં લખાણ કર્યાં હતાં. એ વફાદાર પરંતુ સ્વતંત્ર પત્રોનો વાજબી જવાબ આપવાને બદલે, તેમના ઉપર, ઉપરના પ્રકારનો હુમલો કરવો એ કરતાં વધારે અનુચિત કર્મ કલ્પવું અશક્ય છે. આથી માસીસ બીસેંટના પક્ષપાતીઓને પણ બહુ શરમાવું પડ્યું છે.

**પ્રબુદ્ધ ભારત**—નામક અંગ્રેજી માસિક સ્વ. સ્વામી વિવેકાનંદ સ્થાપિત રામકૃષ્ણ આશ્રમ તરફથી અલ્મોરા ખાતેથી પ્રગટ થાય છે. ગત માસના મધ્યમાં મળેલા તે પત્રના જુનના અંકમાં ન્યુયોર્કની વેદાંત સભા સમક્ષ સ્વામી વિવેકાનંદની અંતિમ જયંતિ પ્રસંગે મી. હેનરી એફ્વાન હાઉજેને વાંચેલો નિબંધ પ્રગટ થયો છે, જેમાં તે સ્વામી ગૈરવર્ણી વિવેકાનંદનો વિરોધી મટી જોતાવેંત શિષ્ય કેમ થયો તે વર્ણવ્યું છે. નીચલો ફકરો ખાસ જાણવા જોગ છે. " મેં સ્વામીજી આગળ એક વખત તેમનો અનુયાયી વર્ગ બહુ નાનો હોવા માટે દલગીરી દર્શાવી. સ્વામીજીએ કહ્યું 'મને ઇચ્છા હતે તો મારાં ભાષણોમાં હજારો વધુ સાંભળવાને હું આકર્ષી શકતે પણ આ મીશનને શ્રોતાઓની મોટી સંખ્યા નહીં પણ અંતઃકરણ પૂર્વક વર્તતા અભ્યાસીઓજ ફતેહમંદ કરશે. જો એક પણ મનુષ્યને મુક્ત કરવા હું ભાગ્યવાન્ થઇશ તો તેટલેથીજ મારા સકલ શ્રમને સફલ માનીશ." જેઓ બહુ મતથી અમુક વિચાર કે ધર્મ વધારે ઓછો ખરો હોવાનું માને છે, તેમજ અનુયાયીની સંખ્યા માત્ર ઉપરથી સંસ્થાનાં બલનું અનુમાન કરે છે તેઓએ ઉક્ત શબ્દો ગોખી રાખવા ઘટે છે.

**નંબુરી બ્રાહ્મણો અને સંસાર સુધારો**—ત્રાવણકોરના સૌથી જૂનાં વિચારના દેશી રાજ્યમાં સૌથી જૂના વિચારના ગણાતા નંબુરી બ્રાહ્મણોમાં હવે ઘણો સુધારો થવા માંડ્યો છે. શૂદ્ર વગેરે તો શું તામિલ વગેરે બ્રાહ્મણોનો પણ સ્પર્શ કરતાં તેઓ ભ્રષ્ટ થતા એવી તેમની ૨૦ વર્ષ પર માન્યતા હતી। તેથી પોતાનાં ઇલ્લમ (ઘર)ની બહારજ નીકળતા નહીં! ૨૦ વરસ થયાં સુધારો થતાં હવે તેઓ અંગ્રેજી શાળા સ્થાપના કરવાની તરફદારી કરતા થયા છે. છતાં તેઓ કેળવણીમાં સૌથી પછાત છે. ૧૦૦ માં ૫ જેજ વાંચતાં આવડે છે. વીસ વરસ પહેલાં નીશાળમાં નંબુરી વિદ્યાર્થીઓ પાટલી પર બીજા સાથે બેસતા ! તેને બદલે પોતાની મૂર્તિ કે પ્રતિનિધિ તરીકે ચોપડી બેસાડતા! વર્ગમાં તેમનો નંબર ચઢે ઉતરે તો, તો એક કોરે સામટા બેઠેલા તેમને બદલે પેલી ચોપડીઓ ઊંચાનીચા નંબરે જતી આવતી ! એ હક સામે ખ્રીસ્તીઓ પણ વાંધો લેતા નહીં. હવે મામલો બદલાયો છે. એ હક તેઓએ છોડી દીધો છે. સરકારે તેમનાં મંદિરો જપ્ત કીધાં હતાં અને તેની આવક સરકારે તેમને કેળવણી આપવાના કામમાં ખરચવા કબુલાત આપી હતી. તે હવે સરકાર પાળતી નથી. પણ કોમ જાગૃત થવાથી તે તે આવક કેળવણી પાછળ ખર્ચવાં સરકારને આગ્રહ કરે છે. દેશના અભ્યુદયનાં આ સુચિન્હો છે.

**આ તે સત્ય સતીત્વ**—ફ્રાન્સના કાર્ડેનીસ ખાતેની દીવાદાંડીનો રક્ષક મોંસ્યુ મેતેલો ઓચિંતો મરણ પામ્યો. દીવાદાંડીનો દીવો બંધ પડી જવાનો વારો આવ્યો, કારણ બીજા કોઇને તે યંત્ર ચલાવવાની ત્યાં આવડત નહોતી. સ્ત્રીને પણ નહોતી. વળી વૈધવ્યનાં દુઃખનું મિશ્રણ થયું. પરંતુ તેણી હીમ્મત હારી નહીં, મગજ ખોયું નહીં. યંત્રથી દીવો ચલાવતાં ન આવડ્યો તેથી, પોતે હાથે તે ચલાવ્યા કર્યો. વારાફરતી તેનાં સંતાનોએ પણ તે હાથે ચલાવ્યો. જો એમ ન કીધું હતે તો એક રાતમાં અનેક વહાણો દીવાદાંડીના દીવાની ગેરહાજરીમાં ખરાબે લાગી ગયા હતા, અને કદાચ સેંકડો જાન તથા લાખો ફ્રેંકના માલની હાનિ થતે. પતિ મરણના દુખમાં પણ મનુષ્ય સેવા ન ભૂલનારી માદામ મેતેલોને આ પરમાર્થ તથા બહાદુરીનાં કામ સારૂ "લીજીયન ઑફ ઑનરના ક્રોસ"નો ઇલકાબ આપવાની સૂચના કરનારી ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના મહા પ્રધાન પ્રેસીડંટ ફેલીયર્સને જે અરજી ઘડી કાઢવામાં આવી છે તે ઉપર ફ્રાન્સની પાર્લામેંટની નીચલી રાજ સભાના ૧૯૦ સભાસદોએ જેઓ 'ડેપ્યુટી' ને નામે ઓળખાય છે તેઓએ સહી કરી છે.

**લંડનમાં ધર્મશાળા બાંધવા પતિયાળાના રાજાનું ૧૧ લાખનું દાન**—ઇંગ્લંડમાં વસતા શીખો તથા હીંદી અમલદારોનું એક ડેપ્યુટેશન પતિયાળાના જુવાન મહારાજા જેઓ હાલ ત્યાં હીંદી ક્રીકેટ ટીમ જે કમનશીબે વીલાયતમાં બહુ હારે છે તેના કેપ્ટન તરીકે ગયા છે તેમને ડેપ્યુટેશનના આકારમાં કેપ્ટન કોર્ટ ખાતે મળવા ગયા હતા; તેઓની રજુઆતથી મહારાજાએ લંડનમાં એક હીંદુ ધર્મશાળાનો રાજ્યાભિષેકના સ્મરણમાં પાયો નાંખવા સ્વીકાર્યું હતું તથા તેના ફંડમાં રૂ. ૧૧ લાખ આપ્યા હતા. આ ધર્મશાળાનો લાભ શીખ માત્ર નહીં પરંતુ હીંદુ માત્રને મળશે એવી આશા છે.

**ખ્રીસ્તી થયલા હીંદુઓમાં એકદમ વધારો**—છોટાનાગપુરના વિસ્તારમાં ખ્રીસ્તી ધરમમાં વટાળવાનું કામ ઘણી ઝડપથી આગળ વધે છે. તેના રાંચી જીલ્લામાં ૧૮૮૧ માં તેઓની સંખ્યા માત્ર ૩૬,૦૦૦ ની હતી તે વધીને ૧૯૦૧ માં ૧,૨૫,૦૦૦ જેટલી થઈ હતી. છેલ્લી વસ્તીની ગણત્રી પરથી જણાય છે કે, તેમાં દશ વરસમાં ચાળીસ ટકા જેટલો વધારો થયો છે અને એકંદર ખ્રીસ્તીઓની સંખ્યા ૧,૭૭,૦૦૦ જેટલી જણાય છે. ૧૮૮૧ નાં વરસની સંખ્યા સાથે સરખાવતાં હાલમાં ૪૬ ટકા જેટલો વધારો થયેલો જણાયછે. હાલમાં આ જીલ્લાની વસ્તીનો તેર ટકા જેટલો ભાગ ખ્રીસ્તી છે. હીંદુ આચાર્યોએ ન્યાત બહાર મુકવાની ધમાધમી કરવાને બદલે, હીંદુઓ વટલી જાય છે તેનો અટકાવ કરવાની વધારે તજવીજ તેઓએ કરવી જોઇતી નથી શું ?

**વડોદરાની** વસ્તી ૨૦,૩૨,૭૭૮ જેટલી અથવા સને ૧૯૦૧ ની વસ્તી કરતાં ૪ ટકા જેટલી વધારે છે. હીંદુઓમાં ૧૦ ટકા જેટલો વધારો થયો, છે, જ્યારે મહોમેદનો અને જૈનોમાં અનુક્રમે ૨ તથા ૧૦ ટકા જેટલો ઘટાડો થયો છે.

**ત્રાવણકોરની**—વસ્તી ૩૪,૨૮,૯૭૫ જેટલી અથવા સને ૧૯૦૧ ની વસ્તી કરતાં ૧૬ ટકા જેટલી વધારે છે. ખ્રીસ્ત્રીઓમાં ૩૦ ટકા જેટલો, મેહેમેદનોમાં ૧૯ ટકા જેટલો, અને હીંદુઓમાં ૧૨ ટકા જેટલો વધારો થયો છે. દર ૧૦૦ રહેવાસીઓમાં ૬૭ હીંદુ, ૨૬ ખ્રીસ્તી અને ૭ મેહેમેદનો છે.

**કોચીન**—રાજ્યની વસ્તી ૯૧૭૮૭૨ જેટલી છે જે ૧૩ ટકાનો વધારો બતાવે છે. ખ્રીસ્તી અને મેહેમેદનોમાં ૧૭ ટકા જેટલો અને હીંદુઓમાં ૧૧ ટકા જેટલો વધારો થયો છે.

**શુદ્ધિ**—એક યુરોપીયન નામે જ્યોર્જ રોબર્ટસન જે ઘણેક વખત થયાં મુસલમાન થઇ ગયો હતો તેણે પં. ભોજદત્ત સાથે શંકા સમાધાન કરી મુસલમાન ધર્મ ત્યાગવાનું જણાવવાથી તેને તેમણે શુદ્ધ કીધો છે અને તેનું નામ ધર્મદેવ રાખ્યું છે.

**બાસુ બાબુનું બીલ ત્રીજીવારના વાંચનમાંથી પસાર !!**—પાટણના એક વણીકે રૂ. ૨૫૦૦ આપી એક કાઠીઆવાડી છોકરી સાથે 'વિવાહ' કર્યો હતો. તે છોકરીને બદલે એક ગરાસીયાની છોકરીને પરણાવી દીધી તે બદલની તપાસ ઘણા વખતથી ચાલતી હતી તે દરમ્યાન મહેતાપોળના છોટાલાલ દ્વારકાદાસની સ્ત્રી બાઇ સમર્થ પોતાની બહેનનો વિવાહ કરેલો અને તેને બદલે ગરાસીયાની છોકરી પરણાવી દીધેલાનું જણાયાથી પોલીસે પકડી હતી, તેને હાલ જામીન ઉપર છોડી છે.

**સાસુઓનો ત્રાસ**—સુરતના સૈયદપુરા શ્રાવક શેરીની રહેનાર ચંચળ તે કચરાલાલ મગનલાલની સ્ત્રીએ પોતાની સાસુ સાથેની લડાઇથી ક્રોધમાં આવી જઇ તાપી નદીમાં પડી આત્મઘાત કીધો હતો.

**વિધવાનાં પુનર્લગ્ન**—ફરૂખાબાદ ગુરૂકુલના અધિષ્ઠાતા, અને કાન્યકુબ્જ બ્રાહ્મણોમાં કુલીન ખાનદાનના પં. ભગવાનદીનની પુત્રી જે બાળ વયમાં વિધવા થઈ હતી તેનું પુનર્લગ્ન પં. વેણી પ્રસાદના ભત્રીજા જે હૈદ્રાબાદમાં ડૉક્ટર છે તેમની જોડે થયું છે.

**કળિયુગનો પ્રભાવ !**—સચીન સ્ટેટના એક ગામ લાછપોરમાં ફાતમા નામની એક માત્ર દશ વર્ષની બાળકી ઉપર, માત્ર બાર વર્ષના બાળક નામે નુરમહમદે, ખાંડ ખવારવવાની લાલચ આપીને ગામની સડકના ગરનાળા હેઠળ બળાત્કાર ગુજાર્યો હતો. સેસન્સજજ નવાબજાદા નસુરૂલ્લાખાને જુરી સાથે મળતા થઇ તેને

૫ વર્ષની સજા કરી હતી. પણ તેની નાની વયને લીધે તેને ઉદ્યોગશાલામાં મોકલવાની સૂચના કરવામાં આવી છે. ૧૨ વર્ષના છોકરાને આવું જ્ઞાન કેમ થયું, એજ મહા આશ્ચર્ય છે અને બલાત્કાર કર્યો તેનો, તેને જ્ઞાન તો કેટલું પૂર્વનું થઇ ચુકેલું હોવાનું સૂચવે છે. અત્યંત ભ્રષ્ટ સંસ્કારોનું આ પરિણામ છે.

## ફલાહાર અને માંસાહાર.

ફલાહાર તથા માંસાહારના સંબંધમાં જુદાં જુદાં પત્રો પરથી નીચલી કેટલીક ખબર ભેગી કરીને તે વાંચક સમક્ષ રજુ કરીએ છીએ:—

**૧. માછલીમારૂ કલબની** સ્થાપના કરવાની કલકત્તાના એક આગેવાને હાલમાં સૂચના કરી છે. અમુક ખાસ લાયક ગ્રહસ્થોનેજ તેના સભાસદ થવાનું માન આપવામાં આવશે. આ સારૂ તે મહાત્માએ પોતાની જાગીર ઉપર માછલીવાળાં તળાવની સારી જોગવાઇ છે તે કલબ સ્થપાય તો તેને આપવા સ્વીકાર્યું છે. માછલી મારવાની "નિર્દોષ" ગમ્મત. અને પછી તેનું 'નિર્દોષ' ભોજન !

**૨. લાગાના પૈસા માછલી ખાવામાં ન વાપરવા**—ભરૂચના પારસી જીનવાળાઓ પોતે અને વેપારીઓ પાસેથી લઇ હીંદુઓનાં મંદીર, સદાવર્ત વગેરેના ફંડોમાં રૂ. ઉપર અમુક રકમ લાગા તરીકે આપતા આવેલા, પણ તેમાંથી પારસી પંચાયતના ફંડને એક દોકડો પણ નહોતો મળતો. તે પછી પારસી જીનવાળાઓએ હીંદુ મહાજન ઉપર દબાણ કરવાથી આજ ત્રણ ચાર વરસ થયાં જીનવાળાઓ હીંદુ મહાજનને લાગાના જે રૂપિયા આપતા આવે છે તેમાંથી રૂ. ૫૦૦ ની રકમ પંચાયતને પણ આપવાનો ઠરાવ થયો છે. એ રકમ વધીને રૂ. ૭૦૦ ની થઇ છે, અને તે જીનવાળાઓના ગમખારના ફંડ ખાતે જમા કરવામાં આવે છે. તે ઉપરથી મહાજનવાળાઓએ જીનવાળાઓને વીનંતી કરી છે કે ગમખારના જમણમાં દારૂ, ઇંડાં કે માંસ માછલાં વીગેરે ચીજોનો ઉપયોગ કરવો નહીં. આ માંગણી બેશક વાજબી છે.

**૩. સ્વીડનમાં સરકારી ઉત્તેજન**—સ્વિડનની સરકારે પોતાની પ્રજાને અન્ન-ફલ-શાકની રાંધનકલા શીખવવાની ગોઠવણ કરી છે. ૭ વર્ષ થયાં રૂશીઆની રાજ્યધાની સેન્ટપીટર્સબર્ગમાં એક ઓર્ફનેજ હસ્તી ધરાવેછે, જેમાં ગયાં વર્ષથી માંસનો ખોરાક તદન બંધ કરી, બાળકોને માત્ર અન્ન-ફલ-શાકનો ખોરાક આપવામાં આવે છે.

**૪. ગોવધ પ્રતિબંધની કલકત્તા મ્યુનીસીપેલીટીમાં સૂચના**—જુવાન ગાયોનો માંસ કે ચામડા સારૂ વધ થાય છે તેને નિરૂત્તેજન કરવાના તથા તે ગાયો પોતાની ઓલાદને જન્મ આપવામાં કામ આવે એવા બેવડા શુભ હેતુથી, કલકત્તાની મ્યુનીસીપેલીટીના તંદુરસ્તી ખાતાના વડા અમલદારે તેવી ગાયો કાપવા પરનો લાગો ૪ આના છે તે વધારીને રૂ. ૧ કરવાની મ્યુ. કાર્પોરેશનની જેનરલ કમીટીને સૂચના કરી હતી. "તે માટે હજી વખત આવ્યો નથી". એવો ગંભીર ઠરાવ કમીટીના સાહેબોએ કીધો છે. એ ઠરાવથી મુસલમાન ભાઇઓની વફાદારી કમ થઇ જતે એવી દહેશતે કમીટીને બ્હીવરાવી દીધી હતી એમ કહેવાય છે !

# સત્યના સંબંધમાં મળેલા કેટલાક અભિપ્રાયો.

થીઓસોફીકલ સોસાઇટીના હીંદુસ્તાન વિભાગના એ. સેક્રેટરી તથા "થીઓસોફી ઇન ઇંડીયા" નામક માસિકના તંત્રી મી. જહાંગીર સોરાબજી, જેઓ, થીઓસોફીસ્ટો જેવા વિદ્વાન્‌વર્ગમાં પણ એક [illegible] વિદ્વાન્ તથા લેખક ગણાય છે તેઓ તા. ૧૧ મી ઑગસ્ટના પત્રમાં મને નીચે પ્રમાણે લખે છે:—"I congratulate you on your Gujerati monthly. It has a respectable get-up with thoughtful contents." અર્થાત્ "તમારાં ગુજરાતી માસિક સારૂ હું તમને અભિનંદન આપું છું. તે પ્રતિષ્ઠિત સ્વરૂપનું અને સુવિચાર યુક્ત લેખો વાળું છે."

સ્થાનિક સ્મોલ કૉઝીઝ કોર્ટના બીજા જજ મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, કલકત્તાના "મૉડર્ન રીવ્યુ" પત્રમાં નિયમિત રીતે ગુજરાતી સાહિત્યનું અવલોકન કરે છે. તે વિદ્વાન્ સજ્જને આ અલ્પ પત્રના સંબંધમાં તે માસિકના ઑગસ્ટના અંકમાં નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે:—

This new periodical augurs well in every respect for its existence. He (the Editor) is well known for his lucid style, cogent reasoning and argumentative writing. What he says he always says in clear-cut, unmistakable language, and the fund of information on which he draws is really very big. The articles in this issue are very valuable and well thought out, and they range from the serious and sound to the comic and light side of literature. Those on the mistaken idea of a Hindu's frugality and on the real meaning of the traditional *Samudra Manthana* (churning of the ocean) are specially readable. We wish him success, and trust he would be able to keep up the high tone with which he has started.

અર્થ:—આ નવું માસિક દરેક રીતે તેના અસ્તિત્વ માટે સારી આશા આપે છે. તંત્રી પોતાની તેજસ્વી શૈલી સારૂ, બળવાન તાર્કિકશક્તિ સારૂ તથા દલીલબદ્ધ લખાણો કરવા સારૂ પ્રસિદ્ધ છે. તેઓ જે પણ કહે છે તે હમેશાં સ્પષ્ટ તથા સમજવામાં ભ્રમ ન પડી શકે એવી ભાષામાંજ કહે છે અને જ્ઞાનના જે ભંડાર ઉપર તેઓ આધાર રાખે છે તે અવશ્ય ઘણો મોટો છે. આ (જુલાઈના) અંકમાં આવેલા આર્ટીકલો ઘણા કીમતી છે; અને ઘણા વિચારપૂર્વક લખેલા છે, અને સાહિત્યના ગંભીર તથા સંગીનથી તે હાસ્યોત્પાદક તથા મનોરંજન કરનારા વિવિધ વિષયોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. હિંદુઓની ખોટી કરકસર તથા સમુદ્રમંથનના મૂળ રહસ્ય ઉપરના લેખો તો ખાસ વાંચવા જેવા છે. હમે તેમને વિજય ઇચ્છીએ છીએ અને વિશ્વાસ રાખીએ છીએ કે, જે ઉચ્ચ દૃષ્ટિથી તેમણે આરંભ કીધો છે તે ચાલુ રાખવા તેઓ શક્તિવાન થશે.

ગુજરાત કોલેજના વિદ્વાન્ પ્રોફેસર, પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ. તા. ૧૨ મીના પત્રમાં નીચે પ્રમાણે લખે છે:—"સત્યનો જુલાઈનો પ્રથમાંક જોઈ અત્યાનંદ થયો છે. મને હમેશાં એમ લાગતું હતું કે ગુજરાતીમાં ઉચ્ચ કૃતિનું એકે પણ માસિક હસ્તી ધરાવતું નહોતું. બેશક, મરાઠી તથા બંગાલીમાં અનુભવી વિદ્વાનોને હાથે ચાલતાં અનેક ઉત્તમ માસિકો છે. મારી ખાત્રી છે કે તમારૂં પત્ર ગુજરાતી વાંચનારી પ્રજાની એક લાંબા વખતની ખોટ પુરી પાડશે. ગુજરાતીઓ ધાર્મિક તથા સાંસારિક સુધારણામાં જન્મથી ભોળા છે. સત્યનો પ્રકાશ કરવા તથા વહેમો, ખોટા રીવાજો તથા અસત્યનો નાશ કરવા 'સત્ય' માં તમે જે ઉત્તમ લેખો લખ્યા છે તેથી હીંદુ સમાજનો ઘણો ઉપકાર થશે એ મારી ખાત્રી છે."—ઇત્યાદિ

સત્ય અને બીજો અસત્ય તે અદિતિનો પુત્ર દાનવ. અસત્ય - રૂપ દાનવ સત્યરૂપ દેવનું રૂપ ધારણ કરે છે ત્યારેજ તેને દેવ ધારીને લોકો પૂજે છે. અસત્યને પકડ્યા, પીછાન્યા પછી તો તેને બધા ધુત્કારીજ કાઢે છે એ કાંઇ સત્યનો જેવો તેવો મહિમા નથી! ગમે તેવો અસત્યવાદી પિતા, પુત્ર પણ પોતા જેવો અસત્યવાદી થાય એ ચહાતો નથી! એટલું જ નહિ પણ પોતે અસત્યવાદી છે તે પુત્ર પણ જાણે એમ કદી ઇચ્છતો નથી. દુન્યામાં અસત્યનાં ગાડાંગાડાં ચાલે છે તે ખરૂં છે. પરંતુ તે સત્યનેજ આશ્રયે, સત્યમાં ખપી જઇને, સત્યની ખાંધ પર બેસીને. પોતાને પગે તો તે ચાલી શકતાજ નથી. ભૈયાઓ દુધમાં પાણી એટલી હદ સુધીજ નાંખી શકે છે કે જેટલી હદમાં પાણી દુધ રૂપજ દેખાય છે. ચલણી તો સત્યના ચાંદીના અને સોનાના સીક્કાનીજ છે. અને અસત્ય બનાવટી સીક્કા સત્ય સીક્કા જેવાજ સફેદ કે પીળા રંગમાં જૂદી ભાત ન પડી આવે તે સારૂં રંગવા પડે છે, અને તેનાજ જેવા કાપા પણ કોરે પાડવા પડે છે.

## અસત્યની દયાજનક પદવી.

જગતમાં અસત્ય પ્રવર્તમાન છે; પરંતુ તે ગુપ્તપણેજ. અસત્ય હમેશાં શરમાતું, છૂપતું, ભટકતું હોય છે. સત્ય હમેશાં પ્રગટ, નિડર અને સ્થિર હોય છે. સત્યનો લોભ કદિ અસત્યમાં ખપવાનો હોતો નથી—હોઇ શકતોજ નથી. મોર કદિ કાગડામાં ખપવા માંગતો નથી, ને તેનાં પીછાં ધારણ કરતો નથી. અસત્ય, હમેશાં વ્યભિચારિણી સ્ત્રી સુંદર વસ્ત્રના શણગારથી કુલીનમાં ખપવા પ્રયત્ન કરે તેમ; સત્યમાં ખપવા તેના સુનીકાર્મ વેષ ધારણ કરીને તેમાં ભળી–મળી જવા પ્રયત્ન કરે છે. અસત્ય હમેશાં ધોલ્યું હોય છે જેને કોઇ નોતરતું નથી. તેથી તે નોતરેલાંના જેવું અબોટીયું પહેરી પંગતમાં ધુસી જાય છે. તેને પોતાનાં પોકળનું જ્ઞાન છે અને પાછળથી પ્રપંચો ફુટી જાય છે; ત્યારે તે પાતો શરમીંદુ પડી જાય છે અને બહુ વખત શરમીંદુ પડવા પછી અંતે નફટ થઇ જાય છે.

જ્યાં પ્રકાશ છે ત્યાં અંધકાર છેજ, તેમ સત્ય છે ત્યાં અસત્ય પણ છેજ; પરંતુ સત્યનું અસ્તિત્વ હકારમાં છે, અસત્યનું અસ્તિત્વ માત્ર સત્યના નકારમાં છે. અંધકાર પોતે જેમ કાંઇ સ્વતંત્ર વસ્તુ કે ગુણ નથી પરંતુ પ્રકાશનો માત્ર નકાર છે, જેમ પદાર્થશાસ્ત્ર ( Physics ) પ્રમાણે શીતતા પોતે કોઇ સ્વતંત્ર વસ્તુ કે ગુણ નથી પરંતુ ઉષ્ણતાનો નકાર છે, અભાવ માત્ર છે; તેમ અસત્ય પોતે કાંઇ સ્વતંત્ર વસ્તુ કે ગુણ નથી પરંતુ સત્યનો નકાર, અભાવ છે.

## સત્યની એક વિલક્ષણતા સ્વાભાવિકતા.

સત્યનું એક વિલક્ષણ લક્ષણ લક્ષપૂર્વક સાંભળો! સત્યજ કુદરતી, સ્વાભાવિક છે. તમને કોઈ અચાનક આવીને પૂછે છે કે ફલાણી વાતમાં તમે શું કર્યું તો તમને તરતજ, પ્રથમ જે સત્ય હશે તેમ યાદ આવીને તેજ કહી દેવાની ઉર્મી થઈ આવશે. એ તો પછી તમે જવાબ આપતાં પહેલાં મનમાં વિચાર કરશો કે સત્ય કહીશું તો આ પ્રમાણે મારા સ્વાર્થને હાનિકારક પરિણામ આવશે, ત્યારેજ તમે સત્યનું રૂંધન કરીને અસત્ય બોલવા તૈયારી કરવા માંડો છો. અસત્ય કૃત્રિમ હોવાથી, તે કદાપિ એની મેળે અંતઃકરણમાંથી સ્ફુરતું નથી. સત્ય તો હૃદયના કુવામાંથી પાણીનાં ઝરણની પેઠે નીકળ્યાજ કરે છે. અસત્ય બોલવા માટે તમારે અનેક તર્કવિતર્ક અને આંટીયા પાટીયા ગોઠવવા પડશે, બહુ વિચાર કરવો પડશે, તેનું ઘર બાંધવું પડશે, તે પડી ન જાય તે સારૂ અનેક જુઠાણાંનાં ભારોડીયાં ચઢાવવાં પડશે. આથી જવાબ આપતાં બહુ વાર લાગી જશે, જવાબ આપતાં પણ દંભ તોતડાશે, અક્ષરોના અંતસ્વરો ગાયન પેઠે વિચિત્ર લંબાઇ જશે, વાણી

રચના તુટી જશે; એટલેજ પૂછનારની ખાતરી થશે કે આ કૃત્રિમ અસત્ય બોલે છે! ઉલટ પાલટ તપાસમાં અસત્ય જુબાની આપનાર ગમે તેવા ચાલાક સાક્ષીઓ આવી રીતે અનિવાર્ય રીતે વિલંબ લાગવાથીજ અને ગોથા બની જવાથીજ પકડાઇ આવે છે! જુઠું બોલનાર એક દહાડામાં શું બોલેલો તે ગમે તેટલું કંઠસ્થ કરવા છતાં બોલવા જતાં ભૂલી જાય છે; જ્યારે સત્ય બોલનારને વગર ગોખે તે વરસો સુધી યાદ રહે છે! સત્ય તો એક પ્રત્યક્ષ ગુણ માત્ર છે, તે પ્રેરણા માત્ર છે, તેથી તે હુન્નર નથી, વિદ્યા નથી અને તેથી તે શીખવાની ચીજજ નથી. પરંતુ અસત્ય તો એક હુન્નર છે, વિદ્યા છે, અને શીખવી મહા કઠિણ છે! સત્ય સારૂ તપની આવશ્યકતા નથી, અસત્ય સારૂ અનેક તપ કરવાં પડે છે, અનેક કરી પાળવી પડે છે, તે બોલનારને મગજ ચલાવવું પડે છે, હૃદયની પ્રેરણાઓને બલાત્કારથી દબાવવી પડે છે, છુપાવું શરમાવું પડે છે, નષ્ટ થવું પડે છે; એ બધાં અસત્યવાદીને તપવા પડતાં કુતપોજ છે!

### જલ તથા નૌકાનો દૃષ્ટાંત.

સત્ય ઉપરજ અસત્યનું અવલંબન છે તે આપણે ઉપર જોઈ ગયા. તે અવલંબન કેવા પ્રકારનું છે તે હવે આપણે નિશ્ચિત કરીશું. સત્ય સમુદ્રનું જલ છે. અસત્ય તે પર ફરતી નૌકા-જલપર ભાર રૂપ છે અને જલથીજ તરે છે. રીઝીકસનો એ પ્રસિદ્ધ નિયમ છે કે જલ પોતા ઉપર પોતા જેટલાંજ વજનનો ભાર ખમે છે. તરતી ચીજનો, તે ચીજની સપાટી નીચેનાં પાણીથી વિશેષ ભાર થતાં તે ચીજ તરત ડુબી જાય છે. અનેક પશુઓ વગર શીખે પાણીમાં તરે છે તે એજ કારણથી કે જલ કરતાં તેમનો ભાર ઓછો છે. મનુષ્ય પણ વસ્તુતઃ જલથી ઓછો ભારી છે અથવા અમુક સ્થિતિમાં થઇ શકે છે તેથીજ તરી શકે છે. નીમક જલથી વિશેષ ભારી હોવાથી ખારાં પાણીમાં અર્થાત્ સમુદ્રમાં માણસ નદી કરતાં વધુ આસાનીથી તરી શકે છે. કારણ એ છે કે વધારે ભારે ખારૂં પાણી વધારે વજન ઉપાડી શકે છે. ટર્કીના તાબાના એશીયા માઇનોરમાં આવેલો 'ડેડ સી' દુન્યામાં સૌથી ખારાં પાણીનો સમુદ્ર છે, એટલે સુધી કે તે પાણી ઝાઝું હાલી શકતું પણ નથી અને તેથી તેનું નામજ 'મૃત સમુદ્ર' પડ્યું છે. તે સમુદ્રની અંદર મનુષ્ય ડુબી શકતોજ નથી એ જાણી આત્મઘાત કરનારાઓ નિરાશ થશે. આબાદ સત્યની આ સ્થિતિ છે. સત્ય પણ અસત્યનો ભાર પોતા ઉપર પોતાના વજન તથા ઘેરાવા જેટલોજ ખમી શકે છે. સહેજજ અસત્ય દુધમાં આવ્યા જતાં થોડાં પાણી પેઠે તેથીજ ચાલ્યું જાય છે; પરંતુ ઝાઝું અસત્ય તેમાં નાંખશો તો પરિણામ ડુબી જવાનું આવશે. સત્ય અસત્યનો ભાર થોડો ઘણો ઉપાડે છે, પરંતુ વધુ થતાં આખી નૌકા ડુબી જાય છે. દેશમાં જ્યાં સુધી અસત્ય કરતાં સત્ય વિશેષ હોય છે ત્યાં સુધીજ તે દેશની ઉન્નતિ રહે છે પરંતુ જો પાસું બદલાય છે અને અસત્યનું પાસું ઝુકવા માંડે છે તો પછી તે દેશ, અવશ્ય ડુબી જાય છે. સત્યની પ્રધાનતા હોય ત્યાં સુધીજ વ્યક્તિ સમષ્ટિ અને કોઇ પણ ચીજ સપાટી ઉપર રહી શકે છે. જ્યાં પણ અસત્ય પ્રધાન થયું ને સત્ય ગૌણ થયું ત્યાં સપાટીની નીચે તરાપો બુડી જવા વગર અને તે છેક તળીઆમાં ગયા વગર રહેતો નથી. સત્યનો સ્વભાવ વસ્તુ માત્રને સાગરના જલની પેઠે ઉંચે રાખવાનો અને તેનો ભાર સહન કરવાનો છે. તે સર્વેના આધાર રૂપ છે. સર્વેનો શેષનાગ છે. તેને તમે એકજ ચીજથી હંફાવી શકો છો. અને તે ચીજ તે અસત્ય છે. મહાન્ સત્ય રૂપ દેવ દાનવોની સંખ્યા દેવથી વિશેષ થતા જતાં જરૂર હમેશાં હારી જાય છે. પ્રાચીન દંતકથાઓમાં દેવો વારંવાર હારી જવાની જે દંતકથાઓ આવે છે તેમાંથી જો કશો પણ સાર ગ્રહણ કરવાનો હોય

તો તે એજ છે કે, અસત્યની વૃદ્ધિ થવાથી સત્યની હાનિ અને જગતનો નાશ થાય છે. દેવાસુર સંગ્રામ બીજું કાંઇજ નહીં પરંતુ સત્યાસત્ય વચ્ચે ચાલતી સ્પર્ધા તથા તેઓ વચ્ચે ચાલતું તુમુલ યુદ્ધ છે! જ્યારે યુદ્ધમાં દેવો હારી જાય છે ત્યારે વિશ્ણુની સહાય માંગવા દેવો જાય છે તે માત્ર એજ સત્યનું રૂપક છે કે વિશ્ણુ કહેતાં સૂર્ય તેનો પ્રકાશ થતાં દાનવ કહેતાં અંધકાર તેનો નાશ થઇ જાય છે. વાસ્તવિક રીતે તો સત્યનો અસત્યથી પરાભાવ થતોજ નથી. પ્રકાશને અંધકાર નાશ કરતોજ નથી; કારણ કે અંધકાર માત્ર પ્રકાશના તિરોભાવ-અભાવનું નામ છે. એટલુંજ થાય છે કે જેમ સૂર્ય ઉપર વર્ષા ઋતુમાં વાદળ આવી પડતાં અથવા રાત્રી આવી પહોંચતાં, પ્રકાશનો ક્ષણપર્યંત નાશ થાય છે તેમ, અસત્યની પ્રધાનતા થતાં સત્ય માત્ર તિરોભાવને પામે છે. અસત્યનાં વાદળાં ચાલી જાય છે અને અંતે સત્યનો સૂર્ય તો જેમનો તેમ પ્રકાશે છે. અસત્યની ગમે તેમ તમે જીત કરાવો પરંતુ તે અપવાદ રૂપ હોવાથી, કૃત્રિમ અને બલાત્કારનું હોવાથી તે ઝાઝી વાર ટકી શકતું નથી. સત્ય તો એક નિયમજ નહીં પરંતુ સૃષ્ટિનો મહા નિયમ છે. સત્ય શરીર છે અને અસત્ય તેને લાગુ પડતો રોગ માત્ર છે!

### સત્ય એક ઋણ-કર છે.

આપણા શાસ્ત્રો પ્રમાણે મનુષ્યે જીવનમાં પિતૃ, દેવ, અને ઋષિ એ ત્રણનાં ઋણ ચુકવવાં જોઇએ. તે ઉપરાંત જો કોઇ ચોથા ઋણનો ધણી હોય તો તે મનુષ્ય જાતિ છે. સત્ય એ એક સાર્વજનિક કર છે કે જે તમારે મનુષ્ય માત્રને દરરોજ આપવાનો છે. પરમાત્માએ વાણિ તમને સત્ય બોલવાનેજ આપી છે, અને તમે તે વિશેષ સ્વાર્થ સિદ્ધ કરવા ન બોલો તો અવાચક પશુ જેવાજ તમે થયા અને એ ઋણ અથવા કર ચુકવવો કાંઇ મુશ્કેલ નથી. તેમાં તમારે કશો પુરૂષાર્થ કે પરિશ્રમ કરવાનો નથી. ઉલટું અસત્યમાંજ તેની તો આવશ્યકતા પડે છે. ઘોડેસ્વાર મનુષ્ય જીન ઉપર કુદાકુદ કરતો લાગે છે, પરંતુ તે જેમ કુદરતી છે, અને કુદકા પોતાની મેળેજ થાય છે; અને તેથી કાંઇ થકાતું નથી તેમ સત્યનું છે. નિરંતર શ્વાસોશ્વાસ થવાથી કદી નાક દુઃખી આવવાની તેમજ ચાલતી વખત હાથ નિરંતર હાલવાથી કાંઇ કદિ કોઇએ હાથ દુઃખી આવવાની ફરીયાદ કરી સાંભળેલી છે? નહીંજ. તેમજ સત્ય બોલતાં કદિ પુરૂષાર્થ કરવો પડતો નથી. મહેનત તો તે ન બોલવા રૂપ પ્રાણાયામમાં છે! ત્યારે સત્ય ન બોલનારા જેવા મૂર્ખ બીજા કોણ હોઇ શકે? આ પક્ષના સમર્થનમાં પ્રખ્યાત સ્કોચ ફીલસુફ ડયુગાલ્ડ સ્ટુઅર્ટનું એક વચન ઉધ્ધૃત કરીશું:—

That there is in the human mind a natural or instinctive principle of veracity, has been remarked by many outhers; the same part of our constitution which prompts to social intercoarse prompting also to sincerity in our mutual communications. *Truth is always the spontaneous and native* expression of our sentiments; whereas falsehood implies a certain violence done to our nature in consequence of the influence of some motive which we are anxious to conceal.

અર્થ:—અનેક ગ્રંથકારો કહી ચુકયા છે કે માણસના મનમાંજ સત્યનો નિયમ કુદરતી અથવા પ્રેરણાત્મક છે; આપણા અંતઃકરણ ચતુષ્ટયમાં જે વિભાગ આપણને સાંસારિક વ્યવહાર કરવા

પ્રેરે છે તેજ વિભાગ આપણાં પરસ્પરના સંબંધ–સંદેશાઓમાં સત્ય કહેવા પ્રેરે છે. આપણા વિચારોનું સત્ય એ સ્વાભાવિક અને સાહજીક દર્શન છે; જ્યારે અસત્ય, જે હેતુવિશેષ છુપાવવા આપણે ઇંતેજાર છીએ તેને લીધે આપણાં સ્વભાવને બળાત્કારથી બદલીને, બોલવું પડે છે એમ લાગ્યા વગર રહેતું નથી. ( અપૂર્ણ. )

## શ્રી મુંબઇની સુરતી દશા પોરવાડ ન્યાતના નિયમોનો નિબંધ.

મુંબઇમાં વસતા પરંતુ મૂલ સુરતના દશા પોરવાડ જ્ઞાતિના સુધારક વૃત્તિના વિદ્વાન સજ્જનોએ જ્ઞાતિના સ્વીકાર સારૂ–જ્ઞાતિનાં વહીવટ અર્થે તેના નિયમોનો એક નિબંધ–મુસદ્દો છપાવી પ્રગટ કીધો છે. તે સૂચના અર્થે ખાનગીમાં વહેંચાઇ છે, અને તેની એક પ્રત હમારા હાથમાં પણ આવી છે. તે વાંચી જેનાં અનેક તરંગો તથા વિચારો ઉત્પન્ન થયા છે, જેની કેટલીક નોંધ લેવી આવશ્યક લાગે છે. નિયમોનો આ ખરડો નિસ્સંદેહ એટલી સંભાળ પૂર્વક તથા સર્વ દ્રષ્ટિથી રચવામાં આવ્યો છે કે જો જ્ઞાતિ તે સ્વીકારશે તો તે ન્યાતના સીવીલ તેમજ ક્રીમીનલ પ્રોસીજર કોડ તરીકે પુરતો થઇ પડશે. પરંતુ જ્ઞાતિ તે સ્વીકારવા વિષેજ મોટો સંદેહ છે. દરેક જ્ઞાતિ એક છોટી પાર્લામેંટ છે, જેમાં લીબરલ તથા કોન્સર્વેટીવ એવા બે પક્ષ તથા આમ તથા ઉમરાવ એવા બે વિભાગો છે! લીબરલ પાર્ટીની દરખાસ્તો તથા બીલોની સામે થવું એ કોન્સર્વેટીવ પાર્ટી પોતાનું કર્તવ્ય માને છે. આ ખરડો પણ પોરવાડ જ્ઞાતિની લીબરલ પાર્ટીએ રજુ કર્યો છે, તેથી કાંઇ નહીં તો, પક્ષાપક્ષીને ખાતર, પાર્ટીને જય આપવા ખાતર, કોન્સરવેટીવ યાને જૂના વિચારના જ્ઞાતિજનો તેની વિરૂદ્ધ થશે એ વિષે કશો શક લાગતો નથી. આ ખરડો તા. ૧૫ મી જુને પ્રગટ થવા પછી, " આષાઢ શુદ્ધ પૂર્ણિમા પછી જેમ બને તેમ જલદીથી તે પર વિચાર કરવાને ન્યાતનું સાજનું બોલાવવામાં આવશે ". એમ ખરડાની પ્રસ્તાવનામાં ન્યાતના સેક્રેટરી કહે છે. પરંતુ શ્રાવણ ઉતરવા આવવા છતાં સાજનું મળ્યું નથી તેજ તાલભંગ શરૂ થઈ ચુકવાનું સૂચવે છે. હમે સમજી શકતા નથી કે સુધારકો આ નિયમોથી શું સંગીન લાભ મેળવવાની આશા રાખે છે. તેઓમાંના ઘણાક એક પગ મી. દફતરીવાળી કલબમાં તથા બીજો પગ ન્યાતની વાડમાં રાખીને ઉભા છે તે જ્ઞાતિ બંધારણની ઉપયોગિતા વિષે પણ તેમનાં ચિત્તની ડામાડોલ અવસ્થા સૂચવે છે. જો એક વખત તેમની ખાતરીજ થઇ હોય કે, જ્ઞાતિ બંધારણજ નિરર્થક, અશાસ્ત્રીય, તથા દેશોન્નતિબાધક છે તો તો તેઓ જ્ઞાતિ બંધારણને મજબુત કરનારા નિયમો ઘડી આપવામાં પોતાનાં હૃદયનાં મંતવ્યોનો ઘાત કરે છે. બીજા હાથ ઉપર, પોરવાડ આદિ વિભાગો કાલના અંત પર્યંત ચાલવા દેવામાં તેઓ પોરવાડો તથા દેશનું શ્રેય માનતા હોય તો પણ આ નિયમોથીજ તે હેતુને ઝાઝી સિદ્ધિ મળશે એવું કશું નથી, શ્રેય માનનારાઓને આવા નિયમો જોઇતાજ નહોતા અને જોઇતા પણ નથી.

  

જો સમસ્ત જ્ઞાતિઓ આવા નિયમો સ્વીકારે તો તેથી એ સંતોષ પામવાનું કારણ છે. તેથી કાંઇ નહીં તો તેઓ ઉપર નિયમપૂર્વક કાર્ય કરવાના સંસ્કારો પડશે; પરંતુ પ્રથમ તો એ નિયમો સ્વીકારાશે કે કેમ તેજ એક ગંભીર પ્રશ્ન છે, અને બીજું, જો એક વખત સ્વીકારાયા તો પણ તેથી હમેશ માટે તે સ્વીકારનું બંધનકારી કરવાનું શું સાધન જ્ઞાતિના સુધારક પક્ષ પાસે છે? ધારો કે તમને જૂના વિચારવાળાઓ વચન આપશે કે હમે તે નિયમોને પાળીશું. પરંતુ તે વચન પાળવાનું વચન તેઓ ક્યાં આપે છે? આજે પસાર કરી કાલે તે ફેંકી દે તો તેમનો કોણ હાથ પકડે એમ છે? એ તો ધુળ પર લીંપણ અને કાગળ પર શ્યાહી લખાઇ નહીં પણ ધોવાઇ જેવુંજ થયું, અને જ્યાં સર્વોપરી સત્તા નહીં હોય ત્યાં એ વસ્તુસ્થિતિ ઉભી થયા વગર રહે એ માનસશાસ્ત્રની સર્વથા વિરૂદ્ધ છે. લોકો સરકારના કાયદાને એટલાજ સારૂ

માન આપે છે કે, જો તેને નહીં માને તો તેના ઉપર શારીરિક જબરજસ્તી કરીને તેને કાયદા અનુકુલ વર્તવાની ફરજ પાડી શકાય છે. સમસ્ત પોલીસ લશ્કર, તોપખાનું, દારૂગોળો તથા નૌકા સઘળું સરકારની તથા હાઇ કોર્ટની પાછળ આજ્ઞાની વાટ જોતું ઉભું છે તેથીજ તે નિયમો પળાય છે. જ્ઞાતિમાં નિયમોની રક્ષા કરનારૂં એવું કયું ઉપરિ બલ છે? તે છેજ નહીં. ગમે તેટલો નાનો પક્ષ ન્યાતમાં ગમે તેટલા મોટા પક્ષને હંફાવીને તોબા કરી શકે છે. એક પણ ગરમ મીજાજનો ન્યાતની સામે થાય છે તો તેને પાંચ સાત ભાઇબંધ કે સગાઓ મળેજ છે, અને તેટલા ન્યાતનો તરાપો ડુબાડવા અને કાંઇ નહીં વળ્યું તો પોતાનું તડ પાડવા તૈયારજ છે. **જ્યાં સુધી તડ પાડવાની નાના પક્ષની સત્તા ઉપર ન્યાતના બહુ મતનો કશો અંકુશ નથી ત્યાં સુધી ન્યાત સંબંધી સઘળા નિયમોનું એકજ ભવિષ્ય હોઇ શકે.** માન્યા ત્યાં સુધી દેવ નહીં તો પત્થર એવી નિયમોની પરવશ સ્થિતિ છે. જો ચલાય ત્યારે ધોળી પીવાય તેને જરૂર મોડો વહેલો કોઇને કોઇ ધોળી પીનાર મળેજ. અસાધારણ શ્રમ તથા વિચાર તેમજ અમૂલ્ય સમયનો ભોગ આપીને આ નિયમાવલી તૈયાર કરનાર શુભચિંતક જ્ઞાતિજનો નિયમો દ્વારા ભિન્ન ભિન્ન વૃત્તિનાં, નિરંકુશ સત્તાના જ્ઞાતિજનોને બાંધી લેવાની તે તજવીજ કરે છે, તે હમને તો ઉપરોકત કારણસર રેતીનું રજ્જુ બનાવવા જેવો સાહસ માત્ર લાગે છે. હાલમાં પણ જ્ઞાતિના નિયમો નથી એમ નથી. તે દફતરે લખાયલા હોય છે. જ્યાં સુધી તેનો કોઇએ ભંગ નથી કીધો ત્યાં સુધી તે સર્વમાન્ય હોય છે; પરંતુ ભંગ કરતાં સાથે ભંગ કર્તાની શિક્ષાપાત્રતા વિષે મતભેદ ઉભો થાય છે. આ પ્રમાણે દરેક ન્યાતમાં સામાન્ય પ્રસિધ્ધ સર્વસ્વીકૃત નિયમ હોવા છતાં દરરોજ બને છે તો તે નિયમો છપાયા માત્રથી, જ્ઞાતિજનોનો સ્વભાવ એચિંતો સુધરી જશે એમ માનવું કઠણ લાગે છે. પ્રસ્તુત નિયમોમાં પણ નિયમ ભંગ કરનારને વધતામાં વધતી કેટલી શિક્ષા કરવી તેજ જણાવ્યું છે. સહકુટુંબ પરિવાર તથા વ્યવહાર રાખનારા સર્વેને પણ સહકુટુંબ, જીવનપર્યંત જ્ઞાતિ બહિષ્કૃત કરવાની તથા ગમે તેટલી મોટી રકમનો દંડ કરવાની તથા ગમે તેટલી ન્યાતો જમાડવાની અને લહેણુ કરવાની ફરજ પાડવાની જ્ઞાતિની અત્યાર સુધીની સત્તા રદ કરીને આ નિબંધના ૧૫ મા પ્રકરણમાં ૧૫૩-૮ ની ૬ જ કલમમાં ન્યાતના સમસ્ત ફોજદારી શિક્ષાના કાયદાની સમાપ્તિ કરવામાં છે. તેમાં સૌથી ગંભીર અપરાધ કરનાર વ્યકિતનેજ—તેના કુટુંબને કે તેની વ્યવહાર સાથે વ્યવહાર રાખનારને નહીં—વધુમાં વધુ રૂ. ૫૦૦૦ નો દંડ તથા ૧૧ વર્ષની ન્યાત બહારની શિક્ષાની મર્યાદા ઠરાવવામાં છે. જો નિયમનો ભંગ કરવો હોય તો હદ ઘટાડવા છતાં, ભંગ કરવા પુરતું વિશાલ ક્ષેત્ર રહે છે એ દેખીતું છે. સજા કરવાની ન્યાતની સત્તા ઓછી કરવાથી, એક રીતે ન્યાતની સત્તા તથા ન્યાતનો ભય ઉલટો તુટી જશે; નિયમોનો ભંગ કરવામાં શિક્ષાની અનિશ્ચિતતાને લીધે જે ભય હાલમાં રહે છે તે નીકળી જશે; આથી પણ એકંદર જ્ઞાતિમાં અવ્યવસ્થા વધશે, અને નિયમના હેતુને નિયમોજ નિષ્ફળ કરવામાં સહાયભૂત થઇ પડશે.

એક પ્રજાસત્તાક રાજ્યમાં એક પક્ષે બહુ મતથી પસાર કરેલાં બીલને નાનો પક્ષ માન આપે છે તેનું કારણ એજ છે કે રાજ્યનાં તથા ન્યાતનાં તત્વોમાં એક મોટો ભેદ છે. સંસ્કૃતમાં જ્ઞાતિ શબ્દનો અર્થ તપાસતાંજ તે ભેદ જણાઇ આવે છે. જ્ઞાતિનો મૂલ અર્થ “ સગાંવહાલાં ” એવો થાય છે. પિત્રાઇઓ તથા મામા માસીનાં છોકરાં છોકરીઓની ન્યાત બની હોય છે. ઘણીક ન્યાતો મૂલ બેજ કુટુંબોની વંશજ ઠરો. જ્ઞાતિમાં એક રકતતા હોવાથી નિયમ ભંગ કરનારનો પક્ષપાત કરવો તેના સંબંધીઓ પોતાનું કર્તવ્ય ગણે છે, અને તે સ્વાભાવિક છે. પિતાએ ચોરી કરેલી તેની ખાતરી થવા છતાં, કયો પુત્ર તે નિર્દોષ ઠરી છુટી જાય તેનો બનતો પ્રયત્ન નહીં કરે? પ્રજાસત્તાક રાજ્યમાં નાના પક્ષની વ્યક્તિઓ વચ્ચે એવો કશો સકત સંબંધ હોતો નથી. માત્ર સ્વતંત્ર મતભેદથી અકસ્માતથીજ તેઓ ક્ષણપર્યંત જોડાયા હોય છે. બીજી વખતે તેઓમાંના કેટલાક સરકારી પક્ષમાં તથા સરકાર પક્ષના કેટલાક વિરૂધ્ધ પક્ષમાં જઇ મળે છે. પરંતુ જ્ઞાતિઓમાં તો તેવો ફેરફાર થતોજ નથી. સંબંધ તુટવાને બદલે નવા વિવાહો અને લગ્નોથી તે વધારે ગાઢ થતો જાય છે. જ્ઞાતિમાં મમતા એટલી તો અધિક હોય છે કે, નિયમબંધતા, નિષ્પક્ષપાત, પ્રામાણિક મતભેદ માટે અવકાશજ નથી. વળી ‘ મેજોરીટી ’ ને અનુકૂલ વર્તવાની “માઇનોરીટી” ને ફરજ પાડવાનાં સાહિત્યો પણ

ન્યાતિ પાસે હોને તો તે પણ એ નાના પક્ષનું શારીરિક નિકંદનજ કરી શકને. તેને ફેરવી તો શકતેજ નહીં. રક્ત સંબંધ હોય ત્યાં કોન્શ્યન્સનો સવાલ ભાગ્યેજ રહે છે. આ માનસ સિધ્ધાંતની નિયમો ઘડનારાઓ અવગણના કરે છે તેથીજ તેઓ નિયમો રચવામાં આટલો બધો પરિશ્રમ લે છે.

* * *

નિયમોના ઘડનારાઓએ જુના વિચારવાળાઓ તે સ્વીકારે તે સારૂ પોતાના હૃદયના વિચારોને તથા ઇચ્છાઓને વશમાં રાખીને, અનેક સુધારાઓ જ્ઞાતિના નિયમોમાં દાખલ કર્યા નથી એમ અનુમાન કરવાને કારણ મળેછે. દાખલા તરીકે, કેળવાયલા સુધારક વર્ગ માત્રની એ ઇચ્છા છે કે વણિક માત્રમાં લગ્નવ્યવહાર સર્વથા નિર્બાધિત હોવો જોઇએ. તે સારૂ કરો પણ દંડ-કે લહેણારૂપી (ઇંડિયન સોશીયલ રીફોરમરના શબ્દમાં) "જગાત" હોવી ન જોઇએ. પરંતુ જૂના વિચારવાળાઓનો તે વિષે સખત વિરોધ છે. તેમને પ્રસન્ન કરવા પોતાના હૃદય વિરૂદ્ધ આ નિયમોમાં એવી મતલબની કલમો નાખી છે કે, "કોઇએ પોતાની કન્યા પર ચોરામાં આપવી નહીં. આપશે તો તે રૂ. ૫૦૧ સુધીના દંડને પાત્ર થશે. પર ન્યાતમાં કન્યા આપનારને રૂ. ૫૦૦૦ સુધીનો દંડ અથવા ૧૧ વર્ષની (ન્યાત બહારની) સજા અથવા બન્ને કરવામાં આવી શકશે; કોઇ જ્ઞાતિબંધુ કોઇ પણ પરન્યાતની (વણિક) કન્યા પરણી લાવશે તો તેને વધુમાં વધુ રૂ. ૫૦૧ સુધીનો દંડ આપવો પડશે. સમસ્ત નિયમોમાં હમને આ કલમો સૌથી ખેદજનક લાગે છે. કમમાં કમ આ વાત એવી નથી કે જેમાં સુધારકોએ જૂના વિચાર સાથે સહમત થવું જોઇએ. આ કામમાં ન્યાય તેમજ નીતિની વિરૂદ્ધ છે. પોરવાડણ શું એટલી બધી કીમતી છે કે તેનો આંક પાંચ હજાર ઠરાવ્યો? અને બીજી ન્યાતની કન્યાઓનો આંક રૂ. ૫૦૧ ઠરાવ્યો? બીજી ન્યાતોને ગળે એ ન્યાય કેમ ઉતરશે? ખરેખર કન્યા ગમે તેને આપવાની માબાપની સત્તા ઉપર અંકુશ મેલવો એના જેવું કન્યાના સુખને હાનિકર્તા બીજું કશું નથી. જ્ઞાતિજનો માત્ર ન્યાતના ગરીબ છોકરાઓ રવડી નહીં જાય તેની સંભાળ રાખે છે. પરંતુ તેઓ કન્યાઓનાં હિતનો તો કશો વિચાર કરતાજ નથી. જો ગમે તેવા ગરીબ પરંતુ હોશિયાર તથા ભણેલા હશે તો જરૂર તેમને કન્યા મળશેજ. જાણે કન્યા જડ વસ્તુ હોય તેમ બાધા પ્રયોગ કરવામાં આવે છે. "કન્યા આપવી લેવી" એમ કહેવામાં આવે છે ત્યારે "વર આપવો લેવો" એમ પણ શા માટે નથી કહેવાતું? ખરી વાત તો એ છે કે, સ્ત્રીને અર્ધચેતન અર્ધજડ માનીને કામ લેવામાં આવતું હજી બંધ થયું નથી. તે એક લેવા આપવાની ચીજ સમજવામાં આવે છે. જડ વસ્તુ તથા ઢોરોની ગતિ તેજ કન્યાની ગતિ છે. 'દીકરી અને ગાય વળાવે ત્યાં જાય' એ કહેવતમાં કન્યાને આપણા લોકો પ્રાચીનકાળમાં રૂ. ૧૧ ની કીમતની ગણાતી અને દાનમાં મુફત અપાતી ગાય સાથે જે તુલના કરે છે તે તેમના સ્ત્રી સંબંધી વિચારની ખરી કસોટી કરાવે છે. પોરવાડ કે મોઢ કન્યાએ ક્રમ પ્રમાણે પોરવાડ કે મોઢનાજ પ્યારમાં પડવું એવું ન્યાતો જબરજસ્તી ઠરાવે છે! તેમની પોતાની કે પિતામાતાની ઇચ્છા તથા હિત એ ન્યાતને મન કશી ચીજજ નથી! રાજકન્યાઓને રાજકુમારો સાથેજ પ્યારમાં પડવું પડે છે તેમાં તો હજી કાંઇક પણ રહસ્ય છે, જો કે અનેક રાજકન્યાઓ તેમજ રાજકુમારોએ એવા ફરજીયાત પ્યારને બળાત્કાર કરાવવા જેવું માનીને પોતાને મનગમતા સાધારણ પુરૂષ વા સ્ત્રી સાથેજ સ્વતંત્રતાથી લગ્ન કરીને એ રાજનિયમનો ભંગ કર્યો છે. પરંતુ પોરવાડ કે મોઢ એ જ્ઞાતિના છોકરાઓમાં એવી શી વિશેષતા છે કે, તેમની સાથે પરણવાને ન્યાત પોતપોતાની ન્યાતની કન્યાઓને ફરજ પાડવાનું વાજબી ઠરાવી શકે છે? પરંતુ આ વિચાર એટલા તો આગળ વધેલા છે કે, જૂના વિચારના સજ્જનોના લક્ષમાં તે આવી શકે એમ નથી. તેમાં તેમનો કસુર નથી. પોતાના જમાનામાં ન જોયલું સ્વીકારવું અને તેને માટે મહા કઠિન છે. ભલા ભલા સુધારકો પોતાની વૃદ્ધાવસ્થામાં નીકળેલા નવા વિચારોની વિરૂદ્ધ થાય છે તો બીચારા જૂના વિચારવાળાઓ પોતાના સંસ્કારને વશ વર્તે તેમાં નવાઇજ શી? તેમ બીજા હાથ ઉપર એ સ્થિતિ સુધારકો પણ લઇ ચલાવી શકે એમ નથી. સુધારકો આ સૌથી ઉપયોગી બાબતમાં જૂના વિચારવાળાને દોરવવાને બદલે પોતે તેમની પાછળ ઘસડાય છે!

સુધારકો માટે સુધારો કરવાનો એકજ ઉપાય છે. તે એ કે, તેઓએ પ્રસંગ આવે ત્યારે જ્ઞાતિના હાનિકારક બંધનોનો ખામુખા ભંગ કરવો, પોતાના કૌટુંબિકોનો બહાર ન્યાતમાં વિવાહ સંબંધ કરવો ઇત્યાદિ કામો કરવાં, અને પછી જ્ઞાતિને જે અજમાવવું હોય તે અજમાવવા દેવું. હમારો નિશ્ચય છે કે જો ૫-૭ જ્ઞાતિજનો પણ સખ્ત રીતે જ્ઞાતિની સામે થશે અને તડ પાડવા તૈયાર થશે તો આખી જ્ઞાતિ કશું કરી શકશે નહીં. દરેક જ્ઞાતિમાં આખી જ્ઞાતિને હંફાવવા જોઇએ તે કરતાં વધારે સુધરેલા કેળવાયલા ગૃહસ્થો છે. પરંતુ તેઓ મોટે ભાગે આત્મિકબળ વિનાના અને કાયર છે એમ સશોક કહેવું પડે છે. ન્યાત બહાર થવાથી તેઓ જાણે દેશનીકાલ થતા હોય એટલા ડરે છે. ઘણાક તો સાંજનામાં તકરારી સવાલો ઉભા થાય ત્યારે સાંજનામાં જઇ બધાને ધમધમાવી આવવાને બદલે, ઘરમાં ઉલ્ટા ભરાઇ રહે છે. જો દેશની ઉન્નતિ કરવી હોય તો ન્યાતોને માત્ર વિધિસિજક તથા બીજાં ફંડોનો વહીવટ કરવાથી વધુ સત્તા નહીં હોવી જોઇએ. સ્કોટલેંડમાં તથા જેપાનમાં હવે ક્લાનો માત્ર ( તે દેશોની જ્ઞાતિઓ ), ચુંપોમાં, અટકમાં તથા ઇતિહાસમાં રહી ગઇ છે તેમ અહીંની પેટા જ્ઞાતિઓનું થવું જોઇએ. ચાર મુખ્ય વર્ણજ રહેવી જોઇએ. એ વસ્તુ સ્થિતિ આણવામાં સાંજનના નિયમો કરવાથી તો સુધારકોના હાથ ઉલ્ટા બંધાઇ જશે ! નિયમોની થોડી ઘણી ગેરહાજરી, ન્યાતની પક્ષાપક્ષી, ન્યાતના બહુમતને પોતાના ઠરાવોને અમલમાં મુકવાનાં સાધનોની ગેરહાજરી એ વસ્તુઓનો તો સુધારકોનાં ન્યાત બંધારણને શિથિલ કરી નાંખવાનાં સર્વોત્તમ શસ્ત્રો છે. જો જ્ઞાતિ બંધારણ ચાલુજ રાખવું હોય તેમને હમે સુધારક કહેતાજ નથી. વિધવા વિવાહની વિરૂદ્ધ થનાર સુધારક હોઇ શકે, પરંતુ જ્ઞાતિ બંધનોને અંતપર્યંત કાયમ રાખનારને સુધારકમાં ગણના કરવી અશક્ય છે. જો પોરવાડ સુધારકો જ્ઞાતિ બંધનના હીમાયતી હોય તો કશું કહેવાનું નથી. પણ નહીં તો આ તેમની નવી રમતથી તેઓ ઉલ્ટા ફસશે એમ કહ્યા વગર ચાલતું નથી. દાખલ કરેલા થોડાક સુધારા પણ જૂનાં વિચારવાળાને પસંદ આવવાના નથી તેથી ઘણું કરીને તો નિબંધ આખોજ રદ્દ થશે, પરંતુ પસાર થશે તો તેથી અંતમાં તો સંસાર સુધારકના કામને હાનિજ છે. પછી સુધારાનો માર્ગ કાયમનો બંધ થઇ જશે. સુધારકો જ્ઞાતિઓમાં રહેવા છતાં ત્યારેજ મનમાનતો સુધારો કરી તેમજ કરાવી શકશે કે જ્યારે તેઓ નિડર બનીને ઘટતો સુધારો કરીને પછી ન્યાત પૂછે ત્યારે બચાવ અને જરૂર પડે તો લડાઇ કરવાને તૈયાર થશે. તેઓએ હમેશાં 'ડીફેન્સમાં' જ વલણ લેવી જોઇએ કારણ કે નાની સંખ્યા સારૂ હમેશાં તેજ ઉત્તમ માર્ગ છે. ફરયાદ કરવાનું ન્યાતને કારણ આપવું. વાદી તેને થવા દેવી અને સુધારકોએ પ્રતિવાદી થવું. પ્રથમ તો ફરયાદી ચાલવાજ ન દેવી, અથવા ઉડાડી મુકવા પ્રયત્ન કરવો. ધારો કે ન ચાલ્યું. એ નિશ્ચય છે કે, તે છતાં વાદી કશું પ્રતિવાદી પાસેથી વસુલ કરી શકે એમ નથી, કારણ કે તેની ડીક્રી વસુલ કરી આપનાર કોઇ સત્તાધિકારી છેજ નહીં. આવો સરળ રસ્તો મુકીને વિષયોની ભુલભુલામણીમાં તથા જુના વિચારવાળાઓ સાથે, બનાવ બનતાં પહેલાં આગળથી શાસ્ત્રાર્થો કરવાની અથડાઅથડીમાં પડવાની પદ્ધતિ પસંદ કરવી મુશ્કેલ છે.

## દુન્યાની એક સૌથી નાની પરંતુ વિદ્વાન્ પ્રજા–આઇસ લેન્ડરો.

મિશ્ર દેશમાં વસતી પ્રાચીન કાળની યાહુદી પ્રજા પોતાને ઇશ્વરની ખાસ પસંદ કરેલી પ્રજા Chosen People of God માનતી. સ્વર્ગવાસી મહાત્મા રાનડે હીંદુસ્તાનના લોકોને વારંવાર ઇશ્વરના પસંદ કરેલા સંતાનોની ઉપમા આપતા. પરંતુ ન્યાયમૂર્તિ રાનાડેના આ વચનમાં સત્ય કરતાં આશાનું તત્વ વિશેષ હતું કારણ કે ઇશ્વરની કૃપા જે પ્રજા પર ઉતરી હોય, તે ભારતીઓ જેટલા દુઃખી છે તેટલી દુઃખી હોય એ અસંભવિત છે. જે સ્થિતિમાં જે માનસિક તથા શારીરિક આનંદ આઇસલેંડની પ્રજા ભોગવે છે, તે જોતાં ઇશ્વરની માનીતી તો તે પ્રજા હોય એવો ભાસ

થાય છે! આ ટાપુ સ્કૉટલૅંડની અતિ ઉત્તર-પશ્ચિમે, અને અતિશીતકટિબંધ આર્કટીક મંડલની કરોકટ સમીપ આવ્યો છે. તે છતાં પરમાત્માની કૃપાથી તે ટાપુમાં શીત બહુજ ઓછી છે. અનેક કુદરતી ચમત્કારોને લીધે તેને કુદરતે બીન કુદરતી ઉષ્ણતા બક્ષી છે! આટલેથીજ કાંઇ ઇશ્વરની પ્રસાદી પૂર્ણ થઇ જતી નથી. ૧૯૦૧ ની વસ્તીની ગણતરી પ્રમાણે તેની વસ્તી માત્ર ૭૮,૯૨૭, આશરે પોણો લાખ મનુષ્યોની છે. તે છતાં તે વ્યાવહારિક રીતે સ્વતંત્ર છે. તે નામમાં તો ડેન્માર્કને તાબેછે, પરંતુ તેને સંસ્થાનો જેવી સ્વતંત્રતા મળી છે, અને ૩૬ સભાસદોની બનેલી પાર્લામેંટ જે આઇસલૅંડીક ભાષામાં ઑલ્થીંગ કહેવાય છે તેના હાથમાં સઘળી સત્તા છે. રાજ્યની વાર્ષિક ઉપજ ૧૦ લાખ રૂપિયા છે અને ખરચ પણ તેટલોજ છે. પાઈનું "જાહેર દેવું" તેને નથી. ત્યાં નૌકા કે લશ્કરનો પણ ખરચ નથી! જગાત પણ માત્ર દારૂ, તંબાકુ વગેરે હાનિકારક ચીજો પરજ લેવાય છે. ત્યાંની પ્રજા વિદ્વાન્, શાંત, નિરપરાધી અને નિર્દોષ છે! કોઇ પણ દેશ પોતાનાં સુખ અને વૈભવો, નિરૂપાધિ અને શાંતિનું આવું સાફ બજેટ બતાવી શકશે નહીં!

## આઇસ્લૅંડરોની વિદ્વત્તા.

પૃથ્વી ઉપર કોઇ પણ પ્રજા આઇસલૅંડરો જેટલી જ્ઞાની પણ નથી! ગામેગામ પ્રાથમિક શાળાઓ છે, અને જ્યાં નથી ત્યાં શિક્ષકો અવરનવર બાળકોને શીખવવા સારૂ પર્યટન કરતા રહે છે; અને શાળાનો પ્રબંધ ન હોય તો બાળકો ઘેર શીખે છે. એકપણ મનુષ્ય અભણ તો નથીજ, બલ્કે, વધારે મોટો ભાગ વિદ્વાન છે! આઇસ્લૅંડરો જેટલાં પુસ્તકો વાંચવાના તથા વર્તમાનપત્રો વાંચવાના શોખીન છે તેવી દુન્યામાં બીજી કોઇ પ્રજા નથી. પોણો લાખની વસ્તીમાં—જે મુંબઇના ભાયખાલા વૉર્ડથી અડધી છે, તેમની ભાષામાં, અઠવાડીયામાં એક અથવા બે વખત નીકળતાં એક બે નહીં પણ ૧૮ વર્તમાનપત્રો છે, અને તે ઉપરાંત માસિકો તો જુદાં. સૌથી મોટું નગર રેકજાવીક છે, અને તેની વસ્તી માત્ર ૬,૭૦૦ મનુષ્યોની છે. પરંતુ ત્યાં પુસ્તકાલય તથા વિદ્યાલય એવાં છે કે જેવાં આ દેશના લાખ માણસની વસ્તીના શહેરમાં નથી. રાજધાનીમાં જે રાષ્ટ્રિય લાઇબ્રેરી છે, તેમાં ચાલીસ હજાર પુસ્તકો છે, જે સંખ્યા મુંબઇ ઇલાકાની સૌથી મોટામાં મોટી રૉયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખાની ટાઉન હૉલમાં આવેલી લાઇબ્રેરીથી ૧૦,૦૦૦ વધારે છે. તે ઉપરાંત તેમાં ત્રણ હજાર કીમતી મૅન્યુસ્ક્રીપ્ટો છે. વળી એક લૅટીન શાળા, એક ધર્મજ્ઞાન આપનારી શાળા તથા એક મેડીકલ શાળા છે. રાજધાનીથી ઉતરતી વસ્તીવાળું શહેર ઇસફ્જોરેર છે, તેની વસ્તી ફક્ત એક હજારની છે! ત્યાં ૪ ખેતીની શાળાઓ, અનેક હાઇસ્કુલો, તથા ૩ કન્યાશાળાઓ છે! વિદ્યાવિલાસી મંડળો જેવાં કે આઇસલૅંડીક લીટરરી સોસાઇટી, પ્રાચીન વસ્તુશાસ્ત્રની સોસાઇટી વગેરે પણ છે. આ બધો ખેલ, ઇનમીન ને સાડેતીન જેટલા પોણો લાખ માણસની વસ્તીમાં-મુંબઇના એક નાના વિભાગ જેટલી પ્રજામાં! તેઓ પુસ્તકો વાંચવા માત્રના શોખીન નથી. સ્વદેશમાં આવતા કોઈ પરદેશી પાસેથી સઘળા જે પણ નવું જાણવા જેવું હશે તે આનંદથી અને આતુરતાથી શ્રવણ કરશે. એ પ્રજા દુન્યામાં સૌથી જીજ્ઞાસુ છે. કોપનહેગન (ડેનમાર્કની રાજધાની) ની યુનીવરસીટીના આઇસલૅંડમાં ગ્રેજ્યુએટો ઘણા છે.

કોઇ કદાચ કહેશે કે આ પ્રજાની વિદ્યાનું કારણ તેમને મળેલા અનુકુલ સંયોગો હશે; પરંતુ સત્ય એ છે કે પ્રતિકુલ સંજોગોમાં પણ તેઓએ વિદ્યાદેવીની ઉપાસના કરી છે. દેશનો વિસ્તાર

આશરે ૪૦ હજાર ચોરસ માઇલનો છે. તે લંબગોળ છે. તેમાં રેલ્વે જેવું અશક્ય છે, કારણ કે તેમાં સપાટ ભુમી થોડીજ છે. તેમાં ૧૦૭ તો જ્વાલામુખી પહાડો છે! ૧૭૮૩ માં જ્વાલામુખીની રાખ એટલી ઉડી હતી કે તેથી બે લાખ મેંઢાં, ૨૮,૦૦૦ ઘોડા, કહો કે આઇસલેંડરોનાં જંગમ ધનનાં ત્રણ ચતુર્થાંશ નષ્ટ થયો. આ કાંઇ વિદ્યાને અનુકુલતા કરી આપનારી સ્થિતિ તથા બનાવો નથી. એમ કહેવાય છે કે ભટકતા રબારીનો ધંધો વિદ્યાવૃદ્ધિને પ્રતિકૂલ છે, અને ઠરી ઠામનો વ્યાપાર તેને અનુકૂલ છે. બિચારા આઇસલેંડરો તો મોટે ભાગે રબારીજ છે. વસ્તીનો મોટો ભાગ ભરવાડ તથા ઢોર ઉછેરવાનો ધંધો કરે છે. હાલજ કાંઇક વેપાર વધ્યો છે. અનાજ તથા ખોરાકી માત્ર બહારથી આયાત કરવી પડે છે. એવી પ્રતિકૂળ તથા ગરીબ સ્થિતિ છતાં પણ આઇસલેંડરોએ જે વિદ્યાવૃદ્ધિ કરી છે તે શું કોઇ પણ પ્રજા માટે ધડો લેવા લાયક નથી? તેઓ વાંચવાના કેટલા શોખીન છે તેનો ખ્યાલ આપવા એટલુંજ કહેવું બસ થશે કે કવિવર કાલીદાસ કૃત શકુંતલાનું ભાષાંતર પણ તેમની વિદ્યા-તૃષાના શમન સારૂ આઇસલેંડીક ભાષામાં કરવામાં આવ્યું છે! તેઓ કાંઇ સામાન્ય રીતે વિદ્વાન ( Learned અથવા literary ) છે એટલુંજ નહિ પણ તેમનામાં મહાન ગ્રંથકારો, કવિઓ તથા લેખકો પણ પુષ્કળ થયા છે. ઘણાએ તો પોતાના ગ્રંથો માટે આખા યુરોપમાં પ્રખ્યાતિ મેળવી છે. તેમનું પણ આપણા જેવું મહાભારત છે જે "સાગા" નામે પ્રખ્યાત છે. તેમાં, વીરરસ પ્રધાન છે અને તે દેશના પ્રાચીન કાળના વીરો તથા સાહસિકોની અદ્ભુત કથા, સુંદર રીતે તેમાં કહેવામાં આવી છે. તે ટાપુ સ્કેન્ડીનેવીયનોએ ૯ મી સદીના મધ્યમાં શોધ્યો, ત્યાર પછી તેમાં વસવાટ થવા લાગ્યો. તે પછી ૨૦૦ વર્ષની અંદર આ કથાઓ પ્રથમ આલેખાઇ, અને તે વખતથી અત્યાર સુધી એ દેશમાં ગ્રંથકારોની પરંપરા ચાલી આવે છે. સાયન્સ, ધર્મ, ઇતિહાસ ઇત્યાદિ વિષયો ઉપર સેંકડો સ્વતંત્ર પુસ્તકો એ ભાષામાં લખાયાં છે. તેઓ કાંઇ થોડા વર્ષથી નહીં પરંતુ લગ-ભગ પ્રારંભથી સદીઓ થયાં વિદ્વાન છે. દુન્યાની સૌથી ઉત્તરમાં આવેલો એ દેશ વિદ્વાનોનું સ્વ: છે. સ્વતંત્ર પુસ્તકો ઉપરાંત અન્ય ભાષાઓના ઉત્તમ ગ્રંથોના ભાષાંતરોનો પણ તોટો નથી. ી ભાષાના કોષકારો પણ થઇ ગયા છે. પોતાના દેશની દરેક ઝીણી તથા જુની વાતની શોધ ખોળ કરવામાં તથા તે પર ગ્રંથો લખવામાં તેઓએ કશી ખંકાશ રાખી નથી.

આઇસલેંડની પ્રજા કોઇ પણ રીતે ધનાઢ્ય નથી તે છતાં તેઓમાં ધન: પ્રાપ્તિ: આદિ કાર-ણોસર અપરાધો બહુજ ઓછા થાય છે. કોઇ પણ સુધરેલી પ્રજા આઇસલેંડની પ્રજા જેટલી નિ-ર્દોષ ભાગ્યેજ હશે. બીનગુન્હેગાર હોવા માટે તે પ્રજા નામાંકિત છે. તેઓ ધર્મે લ્યુથરના મતના અર્થાત પ્રોટેસ્ટંટ પંથના ખ્રીસ્તીઓ છે. તેઓ ધાર્મિક, નિતિમાન, સંતોષી અને સુખી છે. અન્ય અનેક પ્રજાઓ અનેક વાતોમાં આઇસલેંડની પ્રજાથી સહસ્રગણી ચઢીયાતી હશે, પરંતુ આટલી નાની વસ્તી, સ્વતંત્ર રહીને, આટલી સુખી વિદ્વાન હોવાનો તો ઘણું કરીને જગતના વર્તમાન ઇતિહાસમાં આઇસલેંડનોજ અનુપમ દ્દષ્ટાંત મળશે. અર્વાચીન હીંદુઓએ તેમનું અનુકરણ કરવું ઘટે છે. તેમની વાંચવાની વૃત્તિઓ ખાસ નકલ કરવા જેવી છે. તેમની મંદતા અને મુઢતાનું એક મુખ્ય કારણ પુસ્તકાદિદ્વારા મળતાં સામાન્ય જ્ઞાનથી પણ તેઓ રહિત હોવાનું છે એમ કહેવામાં તેમને હમે અન્યાય કરતા નથી.

---

# વિશ્વ-દર્શન.

( લેખક-પ્રાણજીવન વિ. ગુપ્ત બી. એ. )

## ૧.

### પ્રસ્તાવના.

ઇશ્વરની સૃષ્ટિનો મહિમા અગાધ છે. સૃષ્ટિની નાનાવિધ રચના અને વિશ્વમાંના અનંત બ્રહ્માંડોનો વિચાર કરતાં મનુષ્યની બુદ્ધિ કુંઠિત થઇ જાય છે. આપણી પૃથ્વી ઉપરના સર્વે પદાર્થોનો મનુષ્ય સ્પર્શથી, દર્શનથી અને બીજાં જ્ઞાનનાં સાધનોથી અનુભવ કરે છે. પરંતુ પૃથ્વીની બહારના પદાર્થો—જે માત્ર દર્શનનાજ વિષયો છે તેનો—તેવો અનુભવ થવો અશક્ય છે; અને એટલા માટેજ મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિથી તે આજ સુધી તેને માટે અનેક પ્રકારના પ્રશ્નો મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય છે, હમણા પણ થાય છે, અને હવે પછી પણ થશે. આદિ સૃષ્ટિમાં મનુષ્યની ઉત્પત્તિ જ્યારે થઇ ત્યારે વેદનું જ્ઞાન જેમને મળવાને માટે લાયક હતું તેવા બ્રહ્માદિ ઋષિઓ સિવાય જે જે મનુષ્યો ઉત્પન્ન થયા, અને તે પૃથ્વીના જે જે ભાગ ઉપર થયા, તેમાંનાં સર્વે મનુષ્યોને સરખુંજ જ્ઞાન મળ્યું હોય એવું સંભવનીય નથી. આમાં મનુષ્યોના જ્ઞાનની વંશપરંપરાથી વૃદ્ધિ થતી ગઇ છે અને તે દૃષ્ટિથી જોતાં યુરોપીય સિદ્ધાંત પ્રમાણે આદિ કાળનાં મનુષ્યો અજ્ઞાન હતાં અને મનુષ્યના જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ છે એમ કહેવામાં પણ કંઇ અસત્ય જણાતું નથી. પૃથ્વી પરના દરેક ભાગમાં રહેનારાં સાંપ્રતકાળનાં મનુષ્યોના પૂર્વજોની આદિકાળમાં જ્ઞાન-સમૃદ્ધિ એક સરખી નહોતી અને જે ભાગ ઉપરનાં મનુષ્યો આદિકાળમાં પશુવત્ હતાં તે ભાગનાં મનુષ્યો વિશેષે કરીને જ્ઞાનમાં વૃદ્ધિ કરતા ગયાં હોય તો તે દૃષ્ટિથી જોતાં યુરોપીય સિદ્ધાંત સત્યજ છે; પરંતુ તે અબાધિત નથી. તોપણ એટલું તો ખરૂં કે પ્રાચીન કાળથી આજ સુધી જ્ઞાન મેળવવાનો પ્રયત્ન મનુષ્યો કરતાં આવ્યાં છે છતાં તે અલ્પજ્ઞજ રહ્યાં છે; કોઇપણ મનુષ્ય સર્વજ્ઞ થયું નથી, અને થશે પણ નહિ. આત્મા અને પરમાત્માનો—અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતાનો સંબંધ-ભેદ અનાદિ છે. અને તેટલા માટે તે અનંતકાળ સુધી રહેશે. સારાંશ એજ કે જેમ પ્રાચીનકાળમાં તેમ આજે પણ મનુષ્યના મનમાં આ વિશ્વસૃષ્ટિ વિષે અનેક પ્રકારના પ્રશ્નો ઉત્પન્ન થાય છે. આકાશ એ શું છે? તે કેટલું દૂર છે? આપણી આસપાસ અનેક ચરાચર પદાર્થ આપણને દેખાય છે તે શું છે? કેવી રીતે ઉત્પન્ન થયા છે? શેના બનેલા છે? ઇત્યાદિ અનેક પ્રશ્નો મનુષ્યના મનમાં સહજ ઉત્પન્ન થાય છે. આવા પ્રશ્નો ઉત્પન્ન થવા એ સ્વાભાવિક છે અને વેદોમાં પણ અનેક સ્થળે મહાન ગૂઢ વિષયોનો બોધ પરમાત્માએ પ્રશ્નોત્તર વિધાથીજ કર્યો છે. એક તરફ વૈદિક જ્ઞાનથી અજ્ઞાન એવા પશુવત્ મનુષ્યો અને બીજી તરફ વૈદિક જ્ઞાનથી પરિપૂર્ણ થઇ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી મોક્ષપદારૂઢ થએલા ઋષિઓ એ બેની વચ્ચે અનેક શ્રેણીના મનુષ્યો કહી શકાશે. અને મનુષ્યસૃષ્ટિની આદિથી તે આજ સુધીમાં ઉપલા પ્રશ્નોના ઉત્તરો અનેક શ્રેણીના મનુષ્યોએ પોતપોતાની જ્ઞાનસામગ્રીના આધારે અનેક પ્રકારના આપ્યા છે. મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિથી દરેક શ્રેણીના મનુષ્યોના જ્ઞાનની સ્થિતિ કેવી થતી ગઇ તેનું દૃષ્ટાંત મનુષ્યજાતિની અભ્યુદયપરંપરામાં

કેટલુંક જણાઇ આવે છે. " બા, આભલામાં જવાને કેટલી નિસરણીઓ જોઇએ ? " " એમાંથી વરસાદ પડે છે તે શું તેમાં કાણાં છે તેથી ? " " ચાંદાને સૂરજ કયાંથી આવે છે ને કયાં જાય છે ? " ઇત્યાદિ પ્રકારના પ્રશ્નો બુદ્ધિમાન્ બાળકને મોઢે ઘણા ભાગ્યશાળી માબાપે સાંભળ્યા હશે. ચંદ્રનું આલ્હાદકત્વ જોઇને અને વસ્તુતઃ તે કેટલો મોટો છે, કેવો છે, કયાં છે, તે ન જાણીને નાનાં છોકરાંઓએ તેને પોતાની રમવાની ચીજ માની લીધેલી હોય એવો અનુભવ ઘણાને થયો છે. એ અનુભવને પરિણામેજ કદાચ " મા મને ચાંદલીઓ વહાલો; મા મને રમવાને આલો. " ઇત્યાદિ લખાયું હશે. મનુષ્યના મનની આવી સ્વાભાવિક સ્થિતિ જોઇનેજ પરમાત્માએ વેદમાં પણ એવીજ તરેહના પ્રશ્નો પૂછાવી ઉપદેશ કર્યો છે. **पृच्छामि त्वा परमान्तं पृथिव्याः पृच्छामि यत्र भुवनस्य नाभिः ।** અર્થાત્-પૃથ્વીનો અંત અને ભુવનનો નાભિ હું તને પૂછુંછું. તેમજ **किं स्विदासीदधिष्ठानमारम्भणं कतमत्स्वित् कथासीत् ।** અર્થાત્-આ વિશ્વનું (સર્વનું) અધિષ્ઠાન શું છે, આરમ્ભણ શું છે, અને એની કથા શું છે ? સારાંશ, કે આ સંસારનું અધિષ્ઠાન શું છે, કારણ અને ઉત્પાદક કોણ છે; અને તે કેવે પ્રકારે રચાયો છે, ઇત્યાદિ-પ્રશ્નોત્તર રૂપે જ્ઞાન વેદમાં પણ જડી આવે છે. મતલબ કે વિશ્વનો વિસ્તાર કેટલો છે, વિશ્વમાં શું શું ભરેલું છે, તે શેનું અને કેવી રીતે બનેલું છે, હાલની સ્થિતિ પ્રાપ્ત થતા સુધીમાં તેને કેટલો વખત થયો, તે કયા નિયમથી ચાલે છે, અને તેનું હવે પછી શું થશે, એ વિચાર પ્રાચીનકાલથી મનુષ્ય પ્રાણીના મનમાં આવ્યો છે; અને તેનો નિર્ણય તેણે યથાશક્તિ કરી દીધો છે ! તો પણ તેના વિચાર અને શોધ ચાલુજ છે. અસલના નિર્ણયોથી તેનું સમાધાન થતું આવ્યું નથી, તેથીજ તેની શોધખોળ આગળ ચાલે છે, એ સ્પષ્ટ છે. માટે આ બાબતમાં હાલના સમયમાં માણસ જાતે વિદ્યા ( Science ) ના બળથી જે જ્ઞાન મેળવ્યું છે તેનું કંઇક દિગ્દર્શન કરાવવું એ આ લેખનો ઉદ્દેશ છે, અને તેથી એનું નામ વિશ્વદર્શન એવું આપ્યું છે.

---

૨

## વિશ્વવિસ્તાર.

આરંભકાળનાં મનુષ્યો પાસે વાહન, યન્ત્ર આદિ સ્થલાંતર કરવાનાં સાધનો નહોતાં. તે સાધનોની મનુષ્યોને જેમ જેમ જરૂર પડતી ગઇ અને તે મેળવાનું અને બનાવવાનું જ્ઞાન થતું ગયું તેમ તેમ તે પ્રાપ્ત કરી લીધાં. આપણે ઉપર જોયું તેમ સર્વ મનુષ્યોને સંપૂર્ણ વૈદિક જ્ઞાન મળવું અશક્ય હતું. જે મનુષ્યોને વૈદિક જ્ઞાન મળ્યા છતાં કેટલોક કાળ સુધી વારંવાર વૈદિક ઉપદેશ ન મળતો રહેવાથી જેમનું જ્ઞાન નષ્ટવત્ થયું-જેઓને ઋષિઓનો સમાગમ થયો નહિ અને દૂરના ભાગ ઉપરના જે મનુષ્યોને વૈદિક ઉપદેશ પહોંચી શકયો નહિ-એવા અનેક મનુષ્યો પશુવત્ સ્થિતિમાંજ રહ્યા હતા એમ કહીએ તો ચાલે. તેવા લોકોના વિશ્વના વિસ્તાર વિષેની કલ્પના કેવી હશે તેનો કંઇક વિચાર આપણે કરીએ.

દ્રષ્ટિમર્યાદામાં એટલે વખતે નજરે પડનારો પ્રદેશ, અને ભક્ષ્યાદિ શોધવા માટે જે પ્રદેશમાં ફરવાનો પ્રસંગ આવે તેની આસપાસ નજરે પડનારો પ્રદેશ એજ આરંભકાલીન મનુષ્યોની પૃથ્વી હશે. એટલે આસપાસ ચાર પાંચ કોસની ત્રિજ્યાના વર્તુળમાં આવનારો પ્રદેશ તેજ પૃથ્વી-

ની મર્યાદા રૂપે " રહેલા આસપાસના સમુદ્રમાંથી સૂર્ય ઉપર આવે છે " એવા અર્થના જે ઉદ્‌ગાર પ્રાચીન કાળના કેટલાક લોકોના ગ્રંથમાં જડી આવે છે તે ઉપરથી પૃથ્વી ઉપરથી જેટલો પ્રદેશ નજરે પડે છે. તે પ્રદેશનો છેડો જ્યાં આવે છે તેના કરતાં સૂર્ય વધારે દૂર છે એવું તેમને લાગતું નહોતું. અર્થાત્ પૃથ્વીની મર્યાદા જેટલી છે તેટલુંજ ઉંચું આકાશ છે, અને આ જે દેખાય છે તેટલીજ પૃથ્વી છે અને જે છે તે સર્વ આજ છે-આવી આરંભકાલીન અજ્ઞાની મનુષ્યોની સર્વકલ્પના એટલે વિશ્વકલ્પના હોવી જોઇએ. ( વિશ્વ=સર્વ. )

પણ પછી તરતજ તેમને જણાઇ આવ્યું હશે કે આપણે જ્યાં જ્યાં જઇએ છીએ ત્યાં પૃથ્વી તો છે જ. ગમે ત્યાં જઇએ છીએ પણ ત્યાં તેનો છેડો દેખાતો નથી. કૂવાનો દેડકો કૂવાને જ વિશ્વ માને તો તેમાં દેડકાનો વાંક નથી. કૂવાની બહાર એક વાર તે આવ્યો કે તરત તેનું વિશ્વ મોટું થઇ જાય છે. એવીજ સ્થિતિ આદિકાળના માણસોની થઇ હશે. વિશ્વ મોટું છે એવી ખાત્રી તેમની થતી ગઇ પણ હજી તેમને સત્ય જ્ઞાનની જરૂર હતી. અને તે જ્ઞાન મૂળ રૂપે વેદે ઉપદેશેલું પ્રત્યક્ષ રીતે અથવા મનુષ્યપરંપરાથી તેમને મળ્યું. વિશ્વને ઉદ્દેશીને કરેલા વેદના ઉદ્‌ગાર-" અનંત છે, અપાર છે, " એવા-તેમણે સાંભળ્યા અથવા અનુભવ્યા, અને આખરે વિશ્વ અનંત છે એવું તેમણે માન્યું.

વિશ્વ અનંત છે એવું જ્ઞાન મનુષ્યને આરંભ કાળમાં થયું ખરું, પણ તેના અનંતત્વની સત્ય કલ્પના ઘણો કાળ સુધી સંકુચિતજ રહી હતી. વેદ સર્વ વિદ્યાનું મૂળ છે. વેદમાં વિદ્યાને વૃક્ષ, શાખા અને ફળ નથી. તે જો હોત તો મનુષ્યને બુદ્ધિનો ઉપયોગ કરવાની અને કર્મ કરવાની પણ જરૂર રહેત નહિ. વિશ્વ અનંત છે, અપાર છે, એવી કલ્પના ઘણા ઘણા પ્રાચીન કાળથી મનુષ્યને થએલી હોય એવું નજરે પડે છે. પરંતુ અનંત અને અપાર તે કેવી રીતે તેનો ખરો ખ્યાલ થવાને લાખો વરસો વીતી ગયાં છે ! હાલ પણ લાખો-કરોડો મનુષ્યો હૈયાત છે કે જેમને વિશ્વના અનંતત્વ અને અપારત્વનો ખરો ખ્યાલ નથી. વિશ્વની વાત તો એક બાજુએ જ રહી પણ જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેનોજ ખરો વિસ્તાર અને ખરી સ્થિતિ જાણવા માટે મનુષ્યની ઉત્પત્તિ પછી લાખો વર્ષ થઇ ગયાં છે. આપણાં પુરાણો કે જે પોતે વેદમૂલક છે એમ સ્પષ્ટ રીતે કબુલ કરે છે તેના કર્તાઓને વિશ્વ અનંત છે એવી વૈદિક કલ્પના મળી નથી એમ કહેવુંજ તદ્દન અશક્ય છે. છતાં પણ પુરાણોમાંના પૃથ્વીના વિસ્તાર વિષેના ખ્યાલ, સૂર્ય, ચંદ્ર, તારા આદિ કેટલે દૂર છે તેની કલ્પનાઓ વિશ્વના અનંતપણાના ખ્યાલથી કેટલી દૂર અને કેટલી વિરુદ્ધ છે ! વેદનું ગ્રહણ કરનાર બ્રહ્માદિ ઋષિઓના નિકટ સંબંધમાં આવનાર ભાગ્યશાળી દેશના મનુષ્યોમાંજ જો એક સામાન્ય વૈદિક સિદ્ધાંતમાં જ આટલી બધી અજ્ઞાનતા રહે તો પછી દૂરના દેશોના મનુષ્યોમાં એવા એવા અનેક સિદ્ધાંતો વિષે અજ્ઞાનતા રહે તો તેમાં શું આશ્ચર્ય ? વૈદિક સિધ્ધાંત જાણ્યા છતાં પણ જે દેશના લોકોની આજે એવી સ્થિતિ છે કે જાણે કોઇ પણ વાર તે સિધ્ધાંત તેના જાણવામાં આવ્યાજ નથી, તો મનુષ્ય સૃષ્ટિના આદિ કાળમાં વૈદિક સિધ્ધાંતો અન્ય દેશના મનુષ્યોને મળ્યા હતા છતાં અનેક કારણોથી, અને લાંબો વખત સુધી વૈદિક સિધ્ધાંતો સાથે સંબંધ નહિ રહેવાથી, તેઓ ભુલી ગયા હશે; અને યૂરોપીય મનુષ્યોની પેઠે ફરીથી-જાણે કે પ્રથમથીજ-પશુવત્ સ્થિતિમાં આવેલા મનુષ્યોની પેઠે-તેમણે પાછી ઉન્નતિ કરી હશે અને હમણા પણ કરતા જાય છે. ફરીથી પશુવત્

સ્થિતિ થવાને હજારો વર્ષ નીકળી ગયાં હશે. પણ આ સ્થિતિનેજ મનુષ્ય સૃષ્ટિનો આદિ કાળ હોય એવું માની એવો સિધ્ધાંત ઉત્પન્ન થયો છે કે મનુષ્ય જાતિમાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે. જેમ એક વૃક્ષ કાપી નાખીએ પણ તેનાં મૂળ જમીનમાંથી નહિ ઉખાડયાથી વખત આવે તેમાંથી અંકુર ફૂટી નીકળે છે, તેમ વૈદિક જ્ઞાનનું મૂળ મનુષ્યોની વિચાર ભૂમીમાં, ને ભાષા ભૂમીમાં હતું જ. વખત આવતાં તેમાંથી અંકુર વારંવાર ફૂટતા ગયા અને વૃક્ષ વધ્યાં. જ્ઞાનની વૃદ્ધિનો અર્થ આ રીતે લઇ શકાય એમ છે, અને તે અર્થે સેનાં તે સત્ય છે. જ્ઞાનનું ઉત્ક્રમણ ( Evolution of knowledge ) સંબંધી યૂરોપીય ગ્રંથો તપાસતાં અમે ઉપર કહ્યો છે એવોજ અર્થ " જ્ઞાનની વૃદ્ધિના " સંબંધમાં નીકળી આવે છે. સારાંશ વિશ્વ અનંત છે એ વિચાર ઘણો જુનો છે તે વિચાર આદિ મનુષ્ય સૃષ્ટિના લોકોને મળવાને ઘણો વિલંબ લાગ્યો નહોતો. પરંતુ પૃથ્વીનો ખરો વિસ્તાર આદિથી લઇ વિશ્વના અનંતત્વનાં વિચારની ખરી કલ્પના થવાને અનેક વર્ષ વીતી ગયાં હશે. આપણા પ્રાચીન ગણિત જ્યોતિષ ગ્રંથોમાં પૃથ્વીના વિસ્તાર ઘણો સૂક્ષ્મ રીતે કહેલો છે; પણ મનુષ્યોની ઉત્પત્તિ પછી આ ગ્રંથો બનતાં સુધીમાં કેટલાં લાંબ વર્ષો થઇ ગયાં હશે તે કોણ કહી શકશે ?

## ગ્રહોની સંખ્યા.

આપણી પૃથ્વી જેવા પણ તેના કરતાં કોઇ નાના અને કોઇ મોટા એવા બુધ–શુક્ર આદિ બીજા નવ ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. તે શિવાય સૂર્યમાળામાં નાના ગ્રહ આજ સુધીમાં લગભગ ૩૫૦ જડી આવ્યા છે. ગ્રહોની આસપાસ ફરનારા ઉપગ્રહો આજ સુધીમાં ૨૧ જડી આવ્યા છે. બીજા કેટલા જડી આવશે તે કોણ જાણે છે ! ગ્રહોની દૃશ્યગતિ (apparent movement) નું જ્ઞાન પ્રાચીનકાળમાં ઘણી સારી રીતે જાણીતું હતું. પણ તેની સત્યગતિ (real movement) નું–સૂર્ય વચ્ચેનું અંતર, અને મહત્વ (size) નું મુદ્દલ નહોતું થયું. તે જ્ઞાન હમણાં ૨૦૦ વર્ષમાં થયું છે,

હાલના સમયમાં વિશ્વના અનંતત્વની કલ્પના અથવા વિશ્વના વિસ્તારનું જ્ઞાન કેટલું બધું વધી ગયું છે. તે જુઓ. સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આશરે સવા નવ કરોડ માઇલનું અંતર છે. એકલા આંકડાથી આ અંતરનું જ્ઞાન બરાબર થઇ શકે તેમ નથી. એક વેગવાન ઘોડો અહીંથી નીકળી રાતદિવસ દોડતો જાય તો તેને સૂર્ય ઉપર જવાને માટે એકહજાર વર્ષ થઈ જાય. પંજાબ મેલ જેવી કોઇ ખાસ આગગાડીમાં બેસી જો આપણે સૂર્ય તરફ જવા નીકળીએ તો પાછાં આવતાં ૭૦૦ વરસ થઇ જાય. પૃથ્વી ઉપરના પદાર્થોનો વિસ્તાર, સ્થળો વચ્ચેના અંતરો, ઇત્યાદિ માપવા માટે હાથનાં આંગળાં, હાથ, પગ ( ફૂટ ) ઇત્યાદિ સ્વાભાવિક અને હમેશના સહવાસમાંનાં માપો મનુષ્ય જાતિએ યોજેલાં છે. પણ આ માપોથી જ્યાં કાર્ય થઇ શકતું નથી ત્યાં બીજાં તેવાંજ સ્વાભાવિક અને પરિચિત માપો મનુષ્યોએ શોધી રાખ્યાં છે. આશરે માણસની ઉંચાઇ જેવડું અથવા ધનુષ્યની સાધારણ લંબાઇ જેવડું માપ તે દંડ અથવા ધનુષ્ય છે. કોસ એ માપ માણસે મોટે પાડેલી બૂમ ( કોસ ) જ્યાં સુધી સંભળાય તેની લંબાઇ ઉપરથી નીકળેલું હોવું જોઇએ. અને ઈંગ્રેજી માપ માઇલની ઉત્પત્તિ પણ તેવીજ કોઇ રીતે થએલી હશે. પણ સૂર્ય આદિની વચ્ચેનાં અંતરો માપવા માટે માઇલ અને કોસથી પણ કાર્ય થઇ શકતું નથી. એટલા માટે સૂર્યમાળામાંની જ્યોતીઓનું અંતર માપવા સારૂ ખગોલવેત્તાઓ કોઇ કોઇવાર પૃથ્વીની

ત્રિજ્યાને માનદંડ ( Unit of measurement ) કહે છે, અને તે કરતાં પણ વધારે અંતરો વિષે કહેવું હોય તો સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું જે અંતર છે તે અંતરનો માનદંડ લે છે. સૂર્યમાલામાંનો છેલ્લો ગ્રહ જે વરુણ ( Neptune ) તેની વચ્ચે અને સૂર્ય વચ્ચે અંતર સૂર્ય અને પૃથ્વી વચ્ચેના અંતરના માનદંડ જેટલા ત્રીસ માનદંડ જેટલું છે. ૭૬ વરસે સૂર્યની પ્રદક્ષિણા પૂરી કરનારા ' હેલી 'ના ધૂમકેતુનું મધ્યમ અંતર સૂર્યથી એવા ૩૫ માનદંડ જેટલું છે, અને કેટલાકએક ધૂમકેતુનું અંતર તો ૪૦૦૦ માનદંડો કરતાં પણ વધારે છે ! માઇલમાં જો તે અંતર કહીએ તો તે ૪,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ (ચારસો અબજ) માઇલો કરતાં પણ વધારે છે !

## તારાઓનો પરિવાર !

આ કેવળ આપણી સૂર્યમાળા વિષે કહ્યું. પણ આવી સૂર્યમાળાઓ આકાશમાં કેટલી છે અને તે કેટલે દુર સુધી પથરાએલી છે તેની ગણત્રીજ થઇ શકતી નથી એમ કહીએ તો ચાલે. રાત્રે આકાશમાં જે તેજસ્વી તારાઓ જ્યાં જ્યાં પથરાએલા દેખાય છે તે બધાજ સૂર્યજ છે ! એકલી આંખોએ આકાશમાં આશરે ૬૦૦૦ તારા દેખાય છે, પણ એક સાધારણ દુરબીનમાંથી તેના કરતા ૧૦૦ ગણા એટલે લગભગ ૬ લાખ તારા દેખાય છે; અને મોટી દુરબીનમાંથી આશરે પાંચ કરોડ તારા દેખાય છે ! આટલા બધા તારામાંથી ફક્ત ૧૫-૨૦ તારાઓનું અંતર ખગોળવેત્તાઓએ શોધી કાઢયું છે તે પણ જેવું જોઇએ તેવું નિશ્ચિત થયું છે, એમ નથી. દક્ષિણર્ક્ષ (Southern Bear) માંનો સાતમો તારો " આલ્ફાસેંટોરી " નામનો છે. તે પૃથ્વીની ઘણો પાસે છે. પૃથ્વી અને એ તારા વચ્ચે અંતર ૨,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ વીસ હજાર અબજ માઇલ છે ! પૃથ્વી ઉપરથી તોપનો ગોળો એ તારા તરફ છોડીએ તો ત્યાં જતાં તેને ૨૦ લાખ વર્ષ થશે ! બાકીના તારાઓ એના કરતાં ઘણા દુર હોવાથી તેમના અંતરનો અડસટો તેમના પ્રકાશ ઉપરથી કાઢયો છે. તારાઓના વધતા ઓછા પ્રકાશ ઉપરથી તેમની આશરે ૧૬ પંક્તિ માની છે. જેમનો પ્રકાશ સૌથી વધારે દેખાય છે તે પહેલી પંક્તિના તારા; તેથી ઉતરતા પ્રકાશ વાળા તારાને બીજી પંક્તિના તારા; એ પ્રમાણે ૧૬ પંક્તિ સુધી તારા દેખાય છે તેથી તેની ૧૬ પંક્તિ માની છે. એકલી આંખોએ પહેલી ૬ પંક્તિના તારા દેખાય છે. સાધારણ દુરબીનમાંથી ૧૩ પંક્તિ સુધીના તારા દેખાય છે. તારાઓ વચ્ચેનું અંતર કહેવા માટે માઇલના માપથી કાર્ય થઇ શકતું નથી. બગડા ઉપર તેર મીંડાં મુકયાં છે તે ઉપરથી જોતાં એ વાત સહેજ લક્ષમાં આવે એવી છે. સૂર્ય અને પૃથ્વી વચ્ચેના અંતરના માનદંડ પણ તારાઓ વચ્ચેના અંતર કહેવા માટે નિર્બળ નીવડે છે. એટલા માટે તારાઓના અંતર કહેવા માટે પ્રકાશની ગતિ ઉપરથી માનદંડ નિશ્ચિત કર્યો છે. બ્રહસ્પતિના ઉપગ્રહોને જે ગ્રહણ લાગે છે તે ઉપરથી અને પૃથ્વી ઉપર પ્રત્યક્ષ કેટલાક પ્રયોગો કરી જોયા છે તે ઉપરથી પ્રકાશ કિરણોની ગતિનો વેગ એક સેકંડમાં આસરે ૧૮૫૦૦૦ એક લાખ ને પંચાશી હજાર માઇલ જેટલો છે એમ માલુમ પડયું છે. સૂર્ય પૃથ્વીથી એટલો દુર છે કે તેટલે દુરથી પ્રકાશને અહીં આવતાં ૮ મિનિટ થાય. પણ તારાઓના અંતરનો વિચાર કરીએ તો તે એટલા દુર છે કે સૌથી વધારે તેજસ્વી એટલે પહેલી પંક્તિના તારા ઉપરથી પ્રકાશને અહીં આવતાં ૧૫ વરસ થઇ જાય ! બારમી પંક્તિના તારા ઉપરથી પ્રકાશને અહીં આવતાં ૩૫૦૦ વરસ થાય; અને હર્શલ વાળી મોટી દુરબીનની શક્તિ જ્યાં સુધી પહોંચે છે, એટલે તેમાંથી જે તદ્દન છેલ્લી પંક્તિના તારા દેખાય છે, તે એટલે દુર છે કે ત્યાંથી પ્રકાશને આવતાં

૧૪,૦૦૦ વરસો થાય! આ વર્ષોની સંખ્યાના સેકંડ કરીએ અને તેને ૧૮૫૦૦૦ થી ગુણીએ તો તે તારા કેટલા માઇલ દૂર છે તે સમજાશે!

વિશ્વના વિસ્તારનો ખ્યાલ આટલેથીજ પૂરો થતો નથી. એક પ્રદેશમાંથી બીજા પ્રદેશ તરફ આપણે ઘણાજ ધીમા વેગથી ચાલતા હોઇએ તો આપણી આસપાસના પદાર્થોની સ્થિતિમાં ઘણો વખત સુધી ફેર પડેલો જણાતો નથી; પણ જો આપણે ગાડીમાં બેસી ઝડપથી જતા હોઇએ તો આસપાસના પદાર્થોની સ્થિતિમાં તરત ફેર પડતો જાય છે અને આપણે નવા નવા પ્રદેશમાં પ્રવેશ કરતા હોઇએ એમ જણાય છે. ખરું જોતાં વિશ્વમાં આપણે ઘણી ઝડપથી પ્રવાસ કરીએ છીએ. આપણો સૂર્ય દરરોજ લગભગ પાંચ લાખ માઇલ જેટલા મહાન્ વેગથી, પૃથ્વી આદિ પોતાના પરિવાર સહિત, હેરિ (Hercules) નામના નક્ષત્ર તરફ ચાલ્યો જાય છે. પરંતુ વિશ્વ વિસ્તારના પ્રમાણમાં આ મહાન્ વેગ કેવળ કીડીના વેગ જેવો છે! કારણ હજારો વર્ષ થયાં જ્યારથી મનુષ્ય જાતિએ આકાશની જ્યોતિઓનું અવલોકન કરી તેમાંના તારા સમુદાયને રાશિ આદિનાં નામ આપી આકાશમાંના તારાઓના પરસ્પર અંતર આદિની જે સ્થિતિ નિશ્ચિત કરી છે તે સ્થિતિમાં હજી કંઇ પણ ફેર પડેલો જણાતો નથી! એટલુંજ નહિ, પણ આટલા મહાન્ વેગથી આપણે વિશ્વમાં પ્રવાસ કરીએ છીએ તે છતાં આપણે હજી વિશ્વમાંના કોઇ પણ નવા પ્રદેશમાં પ્રવેશ કર્યો નથી અને નવા પ્રદેશના નવા તારાઓ જોવાને શકિતમાન્ થયા નથી! આજ સુધીમાં જે મોટામાં મોટી શક્તિની દૂરબીનો નીકળી છે, અને તેના કરતાં વધારે શક્તિમાન્ જે દૂરબીન હવે પછી નીકળશે તેથી આપણી દર્શનકક્ષા વધતી જશે; પણ ગમે તેવી શક્તિમાન્ દૂરબીનથી જુઓ, તો પણ એજ વાત સિદ્ધ થશે કે તમે જે જે દિશામાં જુઓ તે દિશામાં વિશ્વનો અંત આવેલો જણાતો નથી; તે અનંત છે, અપાર છે! અને આવા મહાન્ વિશ્વનો વ્યાપક મહતોપિ મહાન્ પરમાત્મા, વેદો કહે છે કે તેને વ્યાપીને દશાંગુલ વધે છે. અર્થાત્ આ જે સ્થૂલ સર્વ—વિશ્વ આપણને જણાય છે તેનો અંત નથી, પણ તે સર્વ—ચક્ષુનો જે વિષય નથી એવા વ્યાપક બ્રહ્મ (બૃહત-મહાન્ પરમાત્મા)ના એક દેશમાં છે!

### વિશ્વની અંદરના ગોળાઓનું દર્શન.

વિશ્વવિસ્તારના અમર્યાદપણાથી—અનંતત્વથી ચકિત ન થતાં હવે આપણે વિશ્વની અંદરના ગોળાઓનું મહત્વ, તેની ઉપરનાં રહેવા લાયક સ્થળો, ઇત્યાદિનો વિચાર કરીશું. આપણે આગગાડીમાં પ્રવાસ કરતા હોઇએ અને આગગાડીનો વેગ મધ્યમ પ્રમાણમાં હોય, તો આસપાસનો ઘણો ભાગ આપણે જોઇ શકીએ છીએ. ધારો કે એક આગગાડી દર કલાકે વીસ માઇલ ચાલે છે, અને એવી ગાડીમાં બેસીને આપણે પૃથ્વી ઉપરનો સઘળો પ્રદેશ જોવાને નીકળ્યા છીએ. ગાડીની બહારનો આસરે એક માઇલ જેટલો પ્રદેશ ઘણીજ સારી રીતે જોઇ શકાય એમ છે. આપણને બધો પ્રદેશ નજરેનજર નિહાળવો હોય તો રાત્રે પ્રવાસ કરેલો કામ લાગશે નહિ; અને દિવસે પણ કેટલોક વખત જમવા ખાવામાં જશે. તોપણ એક દિવસમાં સેંકડો ખેડુતોનાં હજારો ખેતરો, મોટા મોટા બાગો, વન, ઉપવન, નદી, પર્વત વિગેરે આપણી નજરે પડશે. કોઇ કોઇ વાર આપણને પંદર કે વીસ કલાક સૂર્યનું દર્શન થશે. કોઇ કોઇ સ્થળે ૨૪ કલાકમાં પણ રાત્રિ થશે નહિ. કોઇ સ્થળે આખો મહિનો દિવસજ હશે. કોઇ સ્થળે એક સરખી વીસ કલાક, ચોવીસ કલાક, અથવા મહિનાના મહિના સુધી રાત્રિજ હશે, અને તેને લીધે આપણને દિવસ આવતાં સુધી

બેસી રહેવું પડશે. આવી તરેહની હરકતો તરફ લક્ષ ન આપતાં, અને વન, ઉપવન, નદી, પર્વત ઇત્યાદિના વિશેષ ચમત્કાર જોવામાં ન રોકાતાં, દરરોજ લગભગ ૧૦ કલાક આપણી ગાડી ચાલે તો આખી ભુદેવીનું પ્રત્યક્ષ દર્શન કરવાને આપણને ૬૮૫ વરસ થાય ! આખી જીંદગી સુધી એજ કામ કરીએ તો પણ એટલા માટે આપણને આઠ દશ જન્મ લેવા પડશે ! તો પણ એમાં સમુદ્ર દર્શન બાદ કર્યાં છે. ચાર માળના ઘરની ઉપરથી એટલે આશરે ૪૦ ફુટની ઉંચાઇ ઉપરથી આપણને ચારે બાજુએ જેટલો પ્રદેશ દેખાય છે તેટલા દશ લાખ પ્રદેશ જોઇએ તો પૃથ્વી ઉપરની બધી જમીન જોઇએ. સમુદ્રનો ભાગ એના કરતાં ત્રણ ગણો મોટો છે. સમુદ્ર વલયાંકિત પૃથ્વી જેવી હોય તો બધું મળીને ચાર ગણું ફરવું જોઇએ ! આપણો ભૂગોળ એટલો મોટો છે છતાં સૂર્યમાળામાંના કેટલાએક ગ્રહો આગળ તે કંઇ વિસાતમાં નથી. પૃથ્વી જેવડા ૭૦૦ ગોળા ભેગા કરીએ તો શનિ ગ્રહ બને અને ૧૩૦૦ ગોળા એકત્ર કરીએ ગુરૂ ગ્રહ જેટલો ગોળો બને !

સૂર્ય સાથે સરખાવતાં આ પ્રમાણ કંઇજ નહિ જેવું છે. સૂર્યમાળામાંના સર્વ ગ્રહો જે દ્રવ્યોના બન્યા છે તે બધાં ઘટક દ્રવ્યો ભેગાં કરી તેનો એક ગોળો બનાવીએ તો તેવા ૭૫૦ ગોળાઓ જેટલો સૂર્ય મોટો છે. પૃથ્વીના આકારના ૧૩ લાખ ગ્રહો ભેગા કરીએ તો સૂર્ય જેટલો એક ગોળો બને. પૃથ્વીનું પ્રત્યક્ષ દર્શન કરવાની જે કલ્પના આપણે ઉપર કરી તે મુજબ જો સૂર્યનું દર્શન કરવાની કલ્પના કરીએ, તો દર કલાકે ૫૦૦૦ ચોરસ માઇલ જોવા જેવા મોટા વેગથી જોતાં પણ ૫૦ હજાર કરતાં વધારે વરસ થશે ! (અપૂર્ણ).

---

## સમસ્ત પ્રજાને બેવકુફ બનાવનાર રાજા—

### લોખંડી પેટીનો ભરમ !

ઇ. સ. ૧૭૭૮ ની સાલમાં સ્વીડનની પ્રજા આનન્દોત્સવમાં રમમાણ થઇ ગઇ ! દેવાલયોમાં શુભસૂચક ઘંટ નાદ થતા સંભળાતા તથા રસ્તામાં આનંદસૂચક પતાકા પવનમાં ફડફડતા જોવામાં આવતા. સઘળે મંગલ મંગલ જોવામાં તથા સાંભળવામાં આવતું; તેનું કારણ એ હતું કે, સ્વીડનના રાજાને વારસની સઘળી આશા છોડી દેવામાં આવ્યા પછી, વારસ પ્રાપ્ત થયો હતો.

મહારાજા ગસ્ટવેસ ત્રીજો જેને માટે ઇતિહાસકારો કહે છે કે બુદ્ધિબલમાં તે નેપોલીયન બોનાપાર્ટથી પણ બહુ ઉતરતો નહોતો એમ તેને ક્ષેત્ર મળ્યું હતે તો તે બતાવી શકતે, તો એટલો તો પુત્રપ્રાપ્તિના પ્રસંગથી પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો હતો કે તેણે એક ખાસ રાજસભા બોલાવી અને તેના દરેક સભાસદને બાળક યુવરાજના ધર્મ પિતા થવા માંગણી કરી પ્રસન્ન રાજસભાએ પુત્રદાયિની મહારાણીને પ્રજા તરફથી એક લાખ ડોલરની ભેટ કીધી તથા પુત્રનો નામકરણ સંસ્કાર કરવાના તથા રાજ્યમાં આનંદોત્સવ કરવાના કામમાં જોઇતો ખર્ચ કરવા પુરતી રકમની પણ મંજુરી આપી. આ બાળક તે ભવિષ્યનો ગસ્ટવેસ એડોલ્ફસ હતો કે જેના જેવો નિર્બલ અને અધમ રાજા પૂર્વમાં દેવદારની વૃક્ષવાટિકા રૂપ સ્વીડન દેશમાં કદિ થયો નથી અને થવાનો સંભવ પણ નથી.

આ બનાવની બરોબર બાર વર્ષની પૂર્વે મહારાજા ગસ્ટવેસ ત્રીજાએ પોતાની કન્યા ડેન્માર્કની રાજપુત્રી રાજકુમારી સોફાયા મગદલીનાનું લગ્નમંડપમાં પાણીગ્રહણ કર્યું હતું. મહારાજા ગસ્ટવેસ કાંઇ જેવો

તેનો નહોતો. તે તો જન્મથીજ અને સ્વભાવથીજ રાજા હતો. મનોહર કાંતિનો, ક્ષત્રિય ઓજસ અને તેજથી ચકચકિત, સભ્યતાની મૂર્તિ રૂપ અને પ્રજાને પ્રસન્ન રાખવાનાં ગુણ અસાધારણ અંશે તે ધરાવતો હતો. તેની રાણી પણ યુરોપની સમસ્ત શાહજાદીઓમાં એક સૌથી-મનોહારિણી, સુડોલ, સર્વાંગ સુંદર કન્યા હતી. આ જુગલના જોડાણથી સુખના સ્રોતનું સોનેરી પાણી વહેવા સિવાય બીજી કશી આશા રાખી શકાતી નહોતી!

## અસલી અને નકલી પત્રની કહાણી.

પરંતુ ધર્મ ગુરૂએ નવાં પરણેલાં જોડાને આશીર્વાદ આપતાની બીજી ક્ષણે, લગ્નના લેખની સ્યાહી પણ હજી લીલી હતી તે પળે, રાજા ગસ્ટવેસે પોતાની પત્નીનો ત્યાગ કર્યો! હવેથી તે તેની સ્ત્રી નામનીજ હતી. તેઓ હમેશાં તે પછી વર્ષો પર્યંત જુદા જુદા સ્થળોએ રહેતાં, એક બીજા સાથે બોલતાં પણ નહીં, અને રાજ્યકાર્ય તથા રાજ્યક્રિયા પ્રસંગે જ્યારે એક સાથે બેસવું અનિવાર્યજ થઇ પડે તે પ્રસંગો શીવાય તેઓ ભેગાં પણ થતાં નહીં. અહો! આવાં એક અનુપમ આદર્શ સ્ત્રી પુરૂષ વીખુટાં પડવાનું શું કારણ હશે? પ્રજાના આશ્ચર્ય, ક્રોધ અને ખેદનો પાર રહ્યો નહીં. એ ઉખ્યાણું ઉકેલવાના પ્રજાના સઘળા પ્રયત્નો અને તર્કો મિથ્યા ગયા અને ઉખ્યાણુંજ કાયમ રહ્યું. રાજ કુટુંબના વંશનો નાશ નજદીક આવતો તેઓ દરરોજ જોતાં. રાજાના કુટુંબમાં માત્ર તેના શીવાય તેનો ભાઇ સોડરમન્લેંડનો ડયુક હતો. તેના વિના એ વંશ નષ્ટ હતો. આ પ્રમાણે એક બે દિવસ નહીં પણ અખંડ અગ્યાર વરસ ચાલ્યું. એક નિર્જીવ જેવા અકસ્માતથી એકદમ બાજી બદલાઇ ગઇ. ૧૭૭૭ માં એક દીવસે પ્રભાતે, તે વખતે ફીન્લેંડમાં મુસાફરી કરતા રાજાના હાથનો એક પત્ર, ટપાલ વાળાએ, રાજધાની સ્ટૉકહોમમાં રહેતી રાણીના હાથમાં મુક્યો તથા બીજો પત્ર તેણે પોતાની બાજી પર લખ્યો હતો તે પણ તેણીને મળ્યો. હીઅર હુપરનો પોતાનો જવાબ સૉડરમંન્લેંડની ડચેસે લખ્યા પછી તેણી દેરાણીને કહેવા ગઇ કે, તમારા પતિને મેં લખેલો પ્રત્યુત્તર ટપાલવાળો પાછો લઇ જવા ઉપડે છે. તે વખતે તેણીએ જોયું કે દેરાણી (રાણી) પણ સ્વપતિ પર પોતે લખેલો પત્ર પોતાની એક સખીને નકલ કરીને તે નકલ મોકલાવવા તૈયાર કરતી હતી. ડચેસે કહ્યું પણ તમારો પોતાના હાથનો લખેલોજ અસલ પત્ર શા સારૂ બીડતાં નથી? "મારી ખાત્રી છે કે ઠંડી નકલ કરતાં સ્વહસ્ત લિખિત પત્ર મહારાજાને વધુ પસંદ પડશે." મહારાણીએ કહ્યું. "હું તો હમેશાં મારા લખેલા પત્રોની નકલોજ મોકલાવું છું. કારણ, કે મારી સ્વીડીશ ભાષા જોઇને રાજા હસે!" ડચેસે કહ્યુ "પરંતુ આ વખતે નવો પ્રયોગ તો જરા અજમાવી જુઓ!" એમ કહી રમતમાંને રમતમાં અસલ કાગળ દેરાણી પાસેથી ઝુંટવી લઇને તેજ પરબીડીયામાં બીડીને મહારાજા પર રવાને કરી દીધો!

જ્યારે આ અસલ પત્ર રાજા ગસ્ટવેસને મળ્યો ત્યારે તેના આનંદાશ્ચર્યનો પાર રહ્યો નહીં! આગળ તો રાણીના દરેક પત્રમાં ઠંડી ઠંડીજ વાતો આવતી. અમસ્તું જ્યાતરા ગમે તેમ લખેલું તે શીવાય કશું દેખાતુંજ નહીં. પરંતુ આ પત્રમાં તો ઉષ્ણ સ્નેહના ઉભરા જોવામાં આવ્યા. મહારાજા બોલી ઉઠયો, "ખરેખર રાણી મને ચહાય છે એ નહી છે." તેને અનંત આશ્ચર્ય લાગ્યું કે, જે સ્ત્રી પોતા પ્રતિ આટલા બધા વખત સુધી બેદરકાર ભાસતી તે એકદમ પલટાઇને હૃદયથી અત્યંત હેત ધરાવતી થઇ ગઇ! તેણીમાં આવો ફેરફાર ઓચીંતો થઇ જવાનું શું કારણ? કારણ તરત શોધી કઢાયું. રાજાના રસાલામાં રોસેન્સ્ટીજ કરીને એક યુવાન ઉમરાવ હતો. તેણે રાજાને ખબર આપી કે, રાણીની નિકટવર્તી સખીઓએ રાણીને રાજાથી જુદા પાડવાનું તરકટ કર્યું હતું! આ દગો કરનારી ટોળીમાં એક જે ડેનીશ સ્ત્રી હતી. તેણી રાણીના દરેક પત્રની નકલ કરતાં તેની અંદર પ્રીતિ તથા સ્નેહના જે પણ શબ્દ હોય તે ચુંટીચુંટીને કાઢી નાંખતી, જે રાજાને મળતા પત્રમાં તો બધું લુખું લુખુંજ આવતું!

આ શોધ થતાં ગસ્ટવેસના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે એકદમજ તરત સ્ટૉકહોમ મારતે ઘોડે પાછો આવ્યો. તે દુષ્ટ હાનકી ડેનીશ સ્ત્રીને પોતાનું કમીણું કામ કબુલ કરાવ્યું; અને તેણીને તથા તેણી સાથે

તરફટમાં શામેલ થનારી સઘળી શંકાઓ ચોકડીને તેણે એકદમ રૂખસદ આપી ઉનમાર્ગમાં કાઢી મુક્યાં અગ્યાર વરસ સુધી ગેરસમજુતીની ભુલભુલામણીમાં ભમ્યા કીધા પછી રાજા અને રાણી પાછાં જોડાયાં. લગ્નનું સાર્થક્ય બાર અને બારમે વર્ષે થયું. “ શનિશ્ચરની પનોતી ” પુરી થઇ ! એક બીજાને નાણે ઓળખતાં પણ નહોતાં તે મટી તેઓ એક બીજાના પ્રાણપ્યારાં થઇ રહ્યાં. આ શુભ સમાચારથી પ્રજાના આનંદનો પાર રહ્યો નહીં. દેવલોમાં પ્રભુનો પાડ માનવા અનેક બંદગીઓ પણ ભણાઇ. રાજા રાણી પુનઃસંલગ્ન થયા પછી થોડાજ માસમાં રાણી ગર્ભવતી થવાના આનંદદાયક સમાચાર મળ્યા અને એક વર્ષમાં સ્ટૉકહોમનો રાજમહેલ અને રાજધાની કહો કે આખું રાજ્ય ભવિષ્યના મહારાજાના જન્મના સમાચારના આનંદથી ડોલાયમાન થઇ ગયું...

## ભવિષ્યનો સિકંદર.

રાજપુત્રની બાલ્યાવસ્થામાં તો “ ગ્રહ કુંડલી ” અસાધારણ આશાવંત દેખાઇ ને ભવિષ્યનો સીકંદર થશે કે શું એવો લાગ્યો. ચતુર, બુદ્ધિશાળી અને કશી પણ માથા વગરનો તે દીસતો. બાર વર્ષની ઉમરે તો તે પોતાના ગુરૂઓ પાસથી શીખવાને બદલે તેમને વખતે શીખવતો અને તેમની ભૂલો કાઢતો ! એક પ્રોફેસરે પોતાના એક મિત્ર આગળ તેના સંબંધમાં ટોળમાં એવી ટીકા કરી હતી કે “ હમારે તો યુવરાજની તહેનાતમાં હાજર થઇને વૃદ્ધશાસ્ત્રનું શિક્ષણ માત્ર લેવાનું છે, આપવાનું નથી ” આ ગસ્ટવેસ એડૉલ્ફસ નિઃસંદેહ મહા વિદ્વાન થયો. પણ તે અંતે બ્રહ્મરાક્ષસ નીવડ્યો !

## રાજાનું ખુન!

રાજા ગસ્ટવેસ ત્રીજો એટલો તો કાર્યદક્ષ, ચતુર અને બુદ્ધિશાળી હતો કે આખી પ્રજા તથા રાજસભાને તે પોતાના હાથની હથેલીમાં રમાડતો. જે પણ તેના સંબંધમાં આવતું તેને તે રમકડું કરી દઇને રમાડતો. ભલા ભલાનું તેના આગળ કશું ઉપજતું કે નિપજતું નહીં. આથી લોભીઓ અને દ્વેષીઓ ખિન્ન થયા. કેટલાક ઉમરાવોએ તેનું ખુન કરવાનો પ્રપંચ કર્યો. ૧૭૯૨ ના માર્ચ માસમાં ચહેરા પર અંધાર પીછોડો કરીને નાચવાના ખેલના એક મેળાવડા પ્રસંગે, કરી રાખેલી ગોઠવણ પ્રમાણે એંકર સ્ટ્રોમ નામના એક દુષ્ટ રાજાની પીઠપર પાછળથી પીસ્તોલ છોડી. તેમાં કટાઇ ગયેલા ખીલા ભર્યા હતા. ઘાથી પ્રાણ ગયો નહીં પણ ખીલાના કાટથી લોહી ઝેરી થઇ ગયું, જેથી ખુનીનું કાર્ય અંતે સિદ્ધ થયું. રાજાના દેહનો અંત આવ્યો તે પહેલાં ઘણાં અઠવાડીયાં વીતી ગયાં. તે દરમીયાન તેની વેદનાનો પાર નહોતો. તે મુદતમાં માત્ર એકજ વખત રાણીને તેના ઓરડામાં જવા દેવામાં આવી હતી અને તે પણ થોડીકજ પળો સુધી; અને યુવરાજને તો ઓરડામાં દાખલજ થવા દેવામાં આવ્યો નહોતો. સ્વાભાવિક તથા સામાન્ય રીતે તો તેને તથા તેની માતા સોફાયા મહારાણીની મરણ શય્યા ઉપરથી ખસવાં જોઇતાં નહોતાં પરંતુ અહીં તો આ મરણપથારી વાળા ઓરડામાં પગ મુકવાની પણ તેમને રજા નહોતી ! યુવરાજે મરણ પામતા પિતાને મળવા, તેના મુખનું અંતિમ દર્શન કરવા બહુએ પ્રયત્નો કર્યા. આંખમાં આંસુ લાવીને કાલાવાલા કીધા, પરંતુ ઉત્તરમાં, સામી આંગળીજ દેખાડવામાં આવી.

## લોખંડની પેટીમાં મુકાયલા દસ્તાવેજો.

જ્યારે અવસાન કાલ સમીપ આવી પહોંચ્યો ત્યારે ઘાહેલ રાજાએ પોતાના ભાઇ સોડર્મનૅલૅન્ડના ડ્યુકને પોતા પાસે બોલાવ્યો, તેને પોતાનાં અમુક કાગળીઆંઓ એકઠાં કરવા અને તે સંભાળીને એક લોખંડની પેટીમાં ભરીને તેને સીલ મારવા ગંભીર વિજ્ઞપ્તિ કીધી. રાજાના દેખતાં તે પેટીને ઉપરા છાપરી ત્રણ તાળાં મારવામાં આવ્યાં અને તેની ત્રણ કુંચીઓ રાજ્યના રક્ષક રીજંટ તરીકે નીમાયલા રાજાના ભાઇને, ઉપસાલના આર્ચબીશપ તથા ઉપસાલની યુનીવર્સીટીના ચૅન્સેલરને દરેકને એક એક એમ, સીપુર્દ કરવામાં આવી તથા તેમ કરતાં, પરલોકગમન કરતા રાજાએ તેમને તાકીદ કરી કે **આજથી પચાસ વરસ સુધી તે પેટી ઉઘાડવી નહીં** અને તેની અંદરનાં કાગળીઆંઓ કોઇએ જોવાં કે પ્રગટ કરવાં નહીં. !

આટલું કહીને રાજા ગસ્ટેવસ ત્રીજાએ અંતિમ પ્રાણાયામ કર્યો. મોત માથે ભમતું હોવા છતાં, પોતાના ગાદી વારસજ કે જેના ઉપર તે આટલો બધો રીઢો દેખાતો હતો, તેને તેણે 'મળવા સરખો પણ' ન દીધો તેનું શું પ્રયોજન હશે? અને કાગળોને પચાસ વરસ સુધી પેટીમાં ગોંધી રાખવાના હુકમનું શું કારણ હશે? હજી સુધી આ ભરમ ફુટયો નથી. હજી તે કાગળો પેટીમાંની કબરમાં શાંતિથી સુતા છે. જગત્ જાણતું નથી કે તેમાં શી બલા છે!

જો રાજા ગસ્ટેવસ ત્રીજો સંતોષકારક રાજા નહોતો તો તેનો પુત્ર તો છેકજ અસંતોષકારક હતો. તેના પિતાના સઘળા દુર્ગુણો તેનામાં હતા પરંતુ તેના સદ્ગુણોથી તે રહિત હતો. મૂર્ખતાનાં અનેક ઓપેરૂપો-થી યુરોપનાં ઘણાં ખરાં રાજ્યો સાથે સ્વીડનને લડાઇમાં ઉતરવાનો મામલો ઉત્પન્ન થયો. તેનાં અનેક કૃત્યો તથા કુચેષ્ટાઓ એમ માનવાને કારણ આપતાં કે તેની પાંસળી ખસી ગઇ છે. તેને પદભ્રષ્ટ કરીને, ગાદીએ ઇંગ્લંડના રાજા ત્રીજાના અર્ધદગ્ધ પુત્ર ડ્યુક ઑફ ગ્લુસ્ટરને બેસાડવાનો પ્રપંચ અસંતુષ્ટ રાજદ્વારીઓએ કર્યો હતો. જો ઇંગ્લંડનાં પ્રધાન મંડળે તે માંગણી સ્વીકારી હતે તો તે યોજના પાર પણ પડી હતે. એક દહાડો રાજ્યના પચાસેક અમલદારો રાજ્યમહેલમાં ગયા અને રાજાને કેદ કર્યો, તેઓએ તેના કાકાને રીજંટ નીમ્યો, અને પદભ્રષ્ટ રાજાને થોડા વરસ કારાગ્રહમાં રાખીને તેને દેશ નીકાલ કર્યો. તેણે યુરોપમાં અત્યંત દરિદ્ર અવસ્થામાં ભટકીને પોતાની જીંદગી પુરી કરી હતી. રાજ વૈભવનું અચોક્કસપણું આથી કેવું!

પેટીનો ભરમ તો પેટી ખુલશે ત્યારેજ ખુલશે. દરમ્યાન અનેક અટકળો કરવામાં આવી છે. દરેક અટકળની સત્યતાની સાબીતીઓ પણ તે સાથે પુરી પાડવામાં આવી છે તેમાં સૌથી માન્ય એક ડેનીશ લેખકે કરી છે તે છે. સ્વીડનના દરબારના અંતરંગ ઇતિહાસના જ્ઞાની થવાનો તેને સૌથી સારા પ્રસંગો હતા તેથી તેનુંજ અનુમાન સૌથી માન્ય ગણાય છે.

તેના જણાવવા પ્રમાણે રાજા તથા રાણીને જે ગેરસમજુતી દુર થવાની ખબર આપવામાં આવી હતી તે એક ઘોડી પીવાવા પછી ઉડે છે તેવીજ સત્ય ગપ હતી! રાજાએ તો માત્ર એક યુક્તિ કરી હતી!! વિચક્ષણ રાજાને ભાસ્યું કે જો મારે વંશજ નહીં હોય તો ગાદી બીજા વંશમાં ચાલી જશે. આથી તેણે ઉપર જણાવેલી ખોટી ખબરનો ખુટો ઉરાડીને, છુપી રીતે પોતાનાં રાણી સાથનાં લગ્ન રદ કીધાં અને રાણી સાથે ગુપ્ત રીતે છુટ છેડા કીધા. જે ક્ષણે પ્રજાને તો રાજારાણી વચ્ચેનો સંબંધ મન માનતો થવાના સમાચારની ખુશાલીમાં તરેહવાર ધામધુમો તથા મેળાવડા કરતા હતા તથા દેવાલયોમાં પ્રભુનો પાડ માનતા હતા, તેને તેજ ક્ષણે ગુપ્ત રીતે રાજાએ રાણીના છુટાછેડા કર્યા હતા તથા બીજાજ દમમાં તેણીને કાઉંટ મંકે સાથે પરણાવી દીધી હતી! રાજાએ રાણીનું ગુપ્ત રીતે 'કન્યાદાન' કર્યું! કાઉંટ મંકે મહારાજાનો પરમમિત્ર તથા રાજદરબારી હતો; રાણી હવે, જો કે પ્રજાથી અજ્ઞાત રીતે રાણી, હતીજ નહિં; તેણી તો બીચારી મને કે કમને કાઉંટેસ મંકે બની હતી, તેણીને તેમ 'બનાવવામાં' આવી હતી. આ વિચિત્ર પ્રકારના નિયોગથી "સમજુતી" પછી એક વર્ષમાં સંતતિ થઇ હતી જે ગસ્ટેવસ એડોલ્ફસને નામે પ્રખ્યાતિને પામી હતી. તે ગાદી વારસ હતો અને રાજા ગસ્ટેવસ ત્રીજાનો પુત્ર કહેવાતો. પરંતુ પિતાના નહિં, પરંતુ કાઉંન્ટ મંકેના રક્તથી તે ઉત્પન્ન થયો હતો. આ ખુલાસાથીજ તેને મરતા રાજાએ પોતાની હાજરીમાં આવવા દીધો નહિં તેનો સંતોષકારક જવાબ આપોઆપ મળી જાય છે.

દેખીતું છે કે હિંદુસ્તાનમાંજ કાઠિયાવાડ નથી પણ યુરોપમાં પણ છે! ગામડી તથા વિલાયતી કાઠિયાવાડમાં એટલોજ ફેર છે કે, ગામડી કાઠીઓ રાણી પ્રત્યે વધારે દયાળુ હોય છે, અને તેમના સ્વમાન માટે વધારે સંભાળ લે છે, જ્યારે યુરોપના કાઠિઓ તેવા નથી હોતા. તેઓ ગાદી વારસમાં માતા તરફનો રક્ત સંબંધ તો રહેવા દે છે. અહીંના કાઠી રાજાઓ તો નરદમ બહારના, શુદ્ર વર્ગના બાળકને જંગલમાંથી મહેલમાં મંગલ કરાવી દે છે!

# મહાન્ અંગ્રેજ ફીલ્સુફ જૉન સ્ટુઅર્ટ મીલનું જીવન ચરિત્ર.

૨

( ગતાંકથી અનુસંધાન. )

મીલનું જીવન કાંઇ રોમાંચક કે અદ્ભુત બનાવોથી ભરપૂર નથી. તેવા બનાવોના ભૂખ્યાઓને મીલનાં જીવન રૂપ ભોજન કેવળ મીઠાંમરી વગરનું નિસ્વાદ લાગશે. તે જીવન તો મુખ્ય કરીને આત્મશિક્ષણનો એક નમૂનો, એક ધોરણ, એક ક્રમ તરીકે જ વાંચવા તથા મનન કરવા જેવું છે.

હવે જૉન સ્ટુઅર્ટ મીલ, પિતા "મનનું પૃથક્કરણ" નામક પુસ્તક ૧૮૨૨ માં લખવું પ્રારંભ કરે છે તે વાંચે છે. હ્યુમ, રીડ, સ્ટુઅર્ટ અને અન્ય પ્રખ્યાત સ્કૉચ ફીલ્સુફો જેમની ફીલ્સુફીનાં "ડીરેકટીવ લૉઇક" નાં લક્ષણ વિષે, બકલે ઘણું લખ્યું છે. તેમના ગ્રંથો પણ મીલ વાંચે છે. પિતાના એક મિત્ર ફીલીપે, બ્યુશેપનું નામ ધારણ કરીને લખેલું "ધાર્મિક માન્યતાઓની મનુષ્યનાં પ્રાકૃતિક સુખ પર થતી અસર" એ નામક હસ્તલિખિત પુસ્તક મીલ વાંચે છે, જેથી પણ તેના ચિત્ત ઉપર ઘણી છાપ પડે છે. હવે તે પછી કેવલ વાંચવાનો અંત આવે છે. હવે ૧૮૨૨ ના ઉન્હાળાથી લખવાનું પ્રારંભ થાય છે. તે અરસામાં તેણે એક દલીલ મૂલક નિબંધ લખ્યો, જે વિષે તેને પોતાને ઘણું થોડું સ્વજીવન લખતી વખતે યાદ રહ્યું છે. શ્રીમંતો નિર્ધનો કરતાં નીતિવાન્ છે એવી શ્રીમંતોની દલીલોનું તેણે તેમાં ખંડન કર્યું હતું. આ વખે તેની ઉમ્મર માત્ર ૧૭ વર્ષની હતી પરંતુ એમ. એ. માં ફીલ્સુફીમાં પ્રથમ વર્ગમાં પસાર થયેલા પચીસ વરસના વિદ્યાર્થી કરતાં મીલે ઘેર બેઠાં ફીલ્સુફ પિતાની દોરવણી હેઠળ તથા પોતાની નૈસર્ગિક જીજ્ઞાસા તૃપ્ત કરવા ફીલ્સુફીનું વધારે અધ્યયન અને મનન કર્યું હતું; પરંતુ આ નિબંધમાં દલીલ શીવાય બીજું કાંઇજ નહોતું; મીલનો પિતા તે વાંચી પુત્રની શક્તિથી પ્રસન્ન થયો. પછી તેણે તેને વક્તૃત્વ આત્મક લેખ લખવા સૂચના કરી. નાનો મીલ ગ્રીક ઇતિહાસમાં પણ તથા અથેન્સના વક્તાઓની વક્તૃત્વમાં પારંગત હતો તેથી તેણે બે ભાષણો, એક પ્રખ્યાત પેરીકલીસે લેસીડીમોનીયનોએ એ-ટીકા ઉપર હુમલો લાવવા છતાં તેમની સામે લડવા ન ગયો તે માટે તેના ઉપર મુકાયલા દેશદ્રોહના આરોપના બચાવમાં, કીધું હતું તે, તથા એક બીજું ભાષણ એમ લખી કાઢ્યાં. પોતાની શક્તિ તથા આવડત ઉપરાંતના વિષયો ઉપર પણ તે બાદ તેણે અનેક લેખો લખ્યા તેનો સીધો લાભ કાંઇ થયો નહોતો. તે સ્વાભાવિક રીતે કચરાની ટોપલીને શરણાંગત થયા. પણ તેથી આડકતરો લાભ સંગીન થયો. ને લેખો ઉપર નાના મીલને મોટા મીલ સાથે સંવાદ-વિવાદ થતો જે નાના મીલના મગજને અસાધારણ કસરત રૂપ થઇ પડયો. તેનાં ફલ તો ભવિષ્યમાં ચાખવાનું જગતના લલાટમાં હતું. વળી એના પિતાના મિત્રો જેમનાં નામ હાલ પણ ગ્રંથકાર તરીકે પ્રખ્યાત છે તેમની સાથે પણ વાર્તાલાપ તથા સંસર્ગ કરવાનો અલભ્ય લાભ મિલને મળ્યો. પ્રાચીન ગ્રીસનો પ્રખ્યાત ઇતિહાસકાર ગ્રોટ, અર્થશાસ્ત્રી રીકાર્ડો, કાયદાનો આં જોન તેનો ભાઇ ચાર્લ્સ ઑસ્ટીન જોને જોન. મીલ:

મોઢાંએથી પણ વધારે આહોશ કહે છે તેઓ એના પિતાના મિત્ર હતા જે નાના મિલના પણ અંતમાં મિત્ર થઇ પડ્યા.

## ડીબેટીંગ સભાની સ્થાપના-અર્થશાસ્ત્રનો પાયો નંખાયો.

૧૮૨૨-૨૩ ના સાલમાં આ જ્ઞાનવૃદ્ધ યુવાનને પોતાની ફીલસુફીને આકાર આપતાં આપણે જોઇએ છીએ. પિતાના રંગનો પાસ તેને લાગ્યો હતો. ઉપયોગિતા એજ નીતિ તથા રાજદ્વારી વિષયોનું ધારણ-લક્ષ્ય બિંદુ છે એમ મીલે સ્વીકાર્યું, અને તે મહા નિયમ ઉપર તેણે એક પખવાડીક વિવાદ સભા સ્થાપી; તેનું નામજ " યુટીલીટેરીયન સોસાયટી " હતું. અંગ્રેજીભાષામાં "યુટીલીટેરીયન" શબ્દ દાખલ કરનારજ, મીલ પોતે પ્રથમ હતો. આ સભાના પ્રથમ ત્રણજ સભાસદ હતા! હું, તું ને તે!! એક બેન્થામનો ખાનગી સેક્રેટરી હતો, જેણે બેન્થામ પાસેથી બેન્થામના ઘરમાં સભા ભરવાની પરવાનગી મેળવી. આ સભા ૧૮૨૬ સુધી ચાલી અને વધુમાં વધુ સભાસદોની સંખ્યા ૧૦ ની હતી.

## મીલને મળેલી નોકરી.

૧૮૨૩ ના મે માસમાં ૧૮ વર્ષની વયે મીલ નોકરીએ રહ્યો. ઇસ્ટ ઇંડીયા કંપનીની ઓફીસમાં હીંદ ખાતેના પત્ર વ્યવહારના એકઝામીનરની ઓફીસમાં પિતાનાજ હાથ તળે કાર્કુનની જગ્યા મીલને મળી. પહેલાં તો તે છેલ્લે પાટલે સૌથી ઉતરતા વર્ગના કાર્કુન હતો પરંતુ પિતાની સૂચનાઓ, પોતાની આંતરીય શક્તિના વિકાસ તથા ઉદ્યોગને લીધે થોડાજ વખતમાં વહેવારૂ રીતે હીંદના દેશી રાજ્યો ઉપર લખવાના પત્રોના ખર્ડા લખવામાં મુખ્ય હાથ મીલનોજ થઇ પડ્યો. મીલ ૩૩ વર્ષ પર્યંત નામે તો' કલાર્કજ ' રહ્યો. માત્ર ઇસ્ટ ઇંડીયા કંપની લોર્ડ ડેલહાઉસીએ ભરેલા બહુ લાંબા પગલાને પરિણામે રદ થઇ તેની બેજ વરસ આગમચ એટલે કે ૧૮૫૬ માં મીલ એકઝામીનર નીમાયો હતો; પરંતુ પોતાની વિદ્યા તથા જીવનની શુધ્ધતાને પ્રતાપે તેનો પ્રભાવ હલકા દરજ્જા છતાં આખી કંપનીમાં ઘણોજ પડતો અને પોતાના ખાતાં પર તેનો સંપૂર્ણ કાબુ હતો. એક કારકુન પણ તપોબળથી શું અદભુત કામ કરી શકે છે તેનું ઉદાહરણ મીલનું જીવન પુરૂં પાડે છે. હીંદુસ્તાન તાજે કંપની સરકાર પાસેથી લઇ લેવાનો ઠરાવ કરવામાં આવ્યો તેની વિરૂધ્ધ, અને તાજની હકુમતથી હીંદના હકને શા શા હાનિ થશે તે દર્શાવનારી જે અરજી કંપની તરફથી તાજ ઉપર મોકલવામાં આવી હતી તે અરજી ઘડનાર મીલ જ હતો, અને મીલની તેમાં દર્શાવેલી ભવિષ્યવાણિ ખરી પડી છે એમ સર્વે રાજદ્વારીઓ હવે સ્વીકારે છે. મીલની એ અરજીમાંથી આપણા હીંદી રાજદ્વારીઓ અનેક વખત હજી ફકરા ટાંકતા જોવામાં આવે છે.

## લેખો લખી નિર્વાહ કરવો કે નોકરી કરીને?

મીલ કહે છે કે ૨૪ માંથી થોડાક કલાક વિદ્યાવિલાસમાં જેને ગાળવા હોય છતાં જેને નિર્વાહ કરવામાં આપની મુડી કે ચાલુ ધંધા જેવાં સ્વતંત્ર સાધનો નહીં હોય તેમને આવી સહેલ નોકરી કરવીજ ઉત્તમ માર્ગ છે. પુસ્તકથી નિર્વાહ કરવો દુસ્તર છે, કારણ કે પુસ્તક તો પ્રથમ પ્રસિદ્ધિમાં આવતાં ઘણો વખત લાગી જાય છે વળી વર્તમાનપત્રમાં લખીને પેટ ભરવું એ તો વેઠીયાવાડ કરવા જેવું થયું. તેના લેખોથી જીવન ચાલે પરંતુ તે લેખનું જીવન અલ્પ હોય છે. આ વિચારથી થોડા બોજાવાળી નોકરી કરી અમર જીવનનાં પુસ્તકો આસ્તે આસ્તે લખવાં

એજ ઉત્તમ માર્ગ છે એમ મીલ, વિદ્વાન લેખકોને બોધ આપે છે. તે સલાહ તેના પોતાના સંબંધમાં માફકસર થઇ પડી હતી. નોકરીથી મીલને કેટલીક હાનિ સેવવી પડી હતી. " વકીલાતથી બુદ્ધિશાલીને સહજમાં મળતાં માન તથા ધન મને અપ્રાપ્ય થયાં તે માટે હું વિલાપ કરતો નથી. પરંતુ ફ્રાન્સમાં રહેવાથી મને પરદેશ તથા નગરની બહાર રહેવાની જે ઇચ્છા પ્રદીપ્ત થઇ હતી તે અતર્પ્ય થઇ પડી કારણ કે નોકરીને અંગે રવિવાર તથા વર્ષમાં ૧ માસ શીવાય રજા મળતી નહીં. છતાં હું જે રજા મળતી તેનો પુરો લાભ લેતો. દર રવિવારે ગામડાંઓમાં હું ફરવા નીકળી પડતો. લાંબી માસિક રજા ફ્રાન્સ, જર્મની, ર્‌હાઇન નદીના પ્રદેશ આદિમાં પગપાળા અથવા ગાડીમાં, મિત્ર સહિત અથવા રહિત, યાત્રા કરવામાં વ્યતીત કરતો. " વળી એક વખત એણે ત્રણ તથા બીજી વખત ૭ માસની રજા તબીબી સલાહથી લીધી હતી, જે તેણે સ્વીટઝર્લેન્ડ અને ઇટાલીમાં મુસાફરી કરવામાં ગાળી હતી.

મીલને ઇંડીયા ઑફીસમાં મળેલો અનુભવ મનુષ્યના સ્વભાવની વિચિત્રતાના એક અભ્યાસ રૂપ હતો. તેને ઉત્તમમાં ઉત્તમ વિચાર અમલમાં મેલવાની મુશ્કેલીની કદર થઇ. તેને રાજદ્વારી પત્રો લખવાના હતા અને તેમાં દર્શાવેલા વિચાર તથા યોજના પોતાથી ભિન્ન ભિન્ન મતિના અનેકને પસંદ પડે તોજ તેનો સ્વીકાર થઇ શકે. એમ હતું. એ કાંઇ શાસ્ત્ર નહોતું કે લખ્યું તે ચાલે. આ જાતની કેળવણીથી મીલને સ્વીકાર થઇ શકે એવા આકારમાં વિચાર કેમ દર્શાવવા તેનું જ્ઞાન થયું, સમજુતી અને માંડવાલ કરવાની જરૂર પડી, જરૂરીના ભાગનો સ્વીકાર કરાવવા બીન જરૂરી ભાગનો ભોગ આપવાના હુન્નરનું ભાન થયું, મનુષ્યના સમૂહને હલાવવાની મુશ્કેલીઓનું જ્ઞાન થયું, અને પોતાના આગ્રહથી ઓછું પ્રાપ્ત થાય તેમાંએ સંતોષ માનવાની વૃત્તિ ઉત્પન્ન થઇ. " જીવનના સુખ સારૂ એ સામગ્રીઓ પણ આવશ્યક છે. "

## વર્તમાનપત્રોમાં મીલના લેખો.

મીલનું જીવન હવેજ રસમય થાય છે. લેખક અને વિચારક તરીકે હવેજ તે જાહેરમાં મેદાન પડે છે. કૌમારાવસ્થા મટી હવે માનસિક યુવાવસ્થાના રંગ દીપી નીકળે છે. ૧૮૨૨ માં તેણે પ્રથમ ' ટ્રાવેલર ' નામક તે વખતનાં ઇંગ્લંડનાં " સાંજ વર્તમાન " માં પોતાના પિતાએ તથા રીકાર્ડોએ પ્રતિપાદન કરેલા અર્થશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતોના પ્રગટ થયેલા ખંડનનો રદીઓ પિતાનીજ સૂચનાથી લખ્યો. અધિપતિ કર્નલ ટોરેન્સે તેનો પ્રત્યુત્તર આપ્યો જેનો મીલે પાછો રદીયો વાળ્યો. ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ મત દર્શાવવા માટે રીચર્ડ કાર્લાઇલ તથા તેની પત્ની અને બહેન ઉપર આ અરસામાં કોર્ટમાં કામ ચાલતું હતું જેથી પ્રજામાં ઘણી ઉશ્કેરણી ચાલતી હતી: તે સમયમાં ધર્મના તો શું પરંતુ રાજદ્વારી વિષયોમાં પણ સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવાની હાલ જેવી છુટ નહોતી. તેથી મીલે દરેકજણનો પોતાને જે સત્ય લાગે તે દર્શાવવાના હકની શીલસુફી ઉપર " વીકલીફ "નાં તખલ્લુસ–ઉપનામથી પાંચ લેખો લખ્યા. ૧૮૨૩ના આરંભમાં તેમાંના ત્રણ ક્રોનીકલ પત્રે પ્રગટ કર્યાં અને મીલ કહે છે કે બાકીના બેમાં " સત્ય બહુ ઉઘાડું હોવાથી " તે ક્રોનીકલને કામનાં નહોતાં જેથી તે છપાયાંએ નહિં. ૧૮૨૩ના આખા વર્ષમાં ૧૭મું વર્ષ ચાલતું હતું તે દરમ્યાન આમ તેણે લેખો લખ્યા. એ ઉપરોક્ત બન્ને પત્રોમાં છપાતા. મીલ પાર્લામેંટમાં થતી કેટલીક દોઢડાહી વાત, મેજીસ્ટ્રેટોની બેવકુફી અને એવા ફુટકળ વિષયો ઉપર પણ લખતો. ક્રોનીકલ પત્રનો અધિપતિ મી. બ્લૅક મીલના પિતાનો મિત્ર અને શિષ્ય થનો, તથા તેના

ખ્યા હતા તે ખીના સ્વામી રામતીર્થ મહાનોમાં પણ મહાન હતા એમ નિસંદેહ સૂચવે છે. તેમનો અકાલ દેહાંત ભારતને એક શાપ સમાન થઇ પડયો છે. તેમનું જીવન ચરિત્ર તેમની મહત્તાનો આપણને સારો ખ્યાલ આપે છે. જો કે વિશેષ આબાદ ખ્યાલ તો તેમનાં ભાષણોજ આપે છે કે જેથી ગ્રંથનો વધારે મોટો ભાગ ભરવામાં આવ્યો છે. આ ભાષણો ગુજરાતી પ્રજાને અવશ્ય બહુજ ઉપયોગી થઇ પડવાં જોઇએ. ભાષાંતર સરલ તથા સુંદર છે.

**અબલાહિત દર્પણ** એક ભલી નારીના ઉત્સાહનું મર્દન ન કરવાની કર્તવ્યબુદ્ધિથી પ્રગટ થયું હોય તો તે જુદી વાત છે. નહીં તો તેને એક કાયમના ઉપયોગનો ગ્રંથ ભાગ્યેજ ગણી શકાય. બેશક, સ્ત્રીઓ સારુ તે ઉપયોગી છે. કદાચ તેમની દૃષ્ટિથી પણ તે પ્રગટ કરવાનું ઉચિત ધારવામાં આવ્યું હોય તો તે વાજબી છે.

**આર્ય ધર્મનીતિ તથા ચાણક્ય નીતિ સાર**—આ શ્લોકો તથા તેના ભાષાંતરનું અનેરું છે. પ્રાચીન સર્વમાન્ય સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર એ ઉપર સાહિત્ય વર્દ્ધક મંડળ જો સૌથી પ્રથમ લક્ષ આપશે તો તેને તથા પ્રજાને સૌથી વિશેષ લાભ થશે એમ હમે માનીએ છીએ. નવા લેખો કરતાં પ્રાચીન સર્વ સ્વીકૃત સંસ્કૃત લેખકોનાં સસ્તાં ગુજરાતી ભાષાંતરોની અત્યંત વિશેષ આવશ્યકતા છે. અને તે આવશ્યકતાને ચાણક્ય નીતિના સારનું ભાષાંતર એક અંશે પુરી પાડનાર હોવાથી હમે તે વિશેષ આવકારદાયક ગણીએ છીએ. હવે પછી મંડળ બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો, ઉપનિષદો, ગૃહ્યસૂત્રો, તથા સ્મૃતિઓનું, શ્લોક સહ ભાષાંતર પ્રગટ કરશે તો તે બહુ લાભદાયી થઇ પડશે.

**લઘુલેખ સંગ્રહ**—મીસીસ એની બિસેંટ મહાવિદુષી છે. પરંતુ તેણીનાં ભાષણો તથા લેખો તરજુમાને લાયક હોવા વિષે શક છે. તેણીની અસલ ભાષામાં જે મીઠાશ, ઝમક તથા રસ છે તેનો દશાંશ પણ ભાષાંતરમાં રહેવો કઠણ છે. એ વિદુષીના ભાષણમાં મુખ્યત્વયા તેજ છે, અને બીજી વિશેષતા તેણીના સ્વતંત્ર વિચારો છે. પણ તે એટલા વિવાદાસ્પદ છે કે ગુજરાતી પ્રજાને તે જાણીને લાભ હાનિ થવાનો સંભવ નથી. તેણીનાં ભાષણો તો અંગ્રેજી ભાષા જાણનારનેજ ખરાં ઉપયોગી છે. આથી લેખક રા. દોશીનો પ્રયાસ ઉતારી પાડવાનો હમારો આશય નથી. તેમણે તો પોતાનું કર્તવ્ય ઉત્તમ રીતે કીધું છે.

**સંસારમાં સુખ ક્યાં છે?** એ ગ્રંથ સુખ દુઃખની કલ્પનાઓ, ધૈર્ય, ભાવના, બળ, તંદુરસ્તી, વિજય અને શક્તિનું રહસ્ય, આત્મિક શક્તિ ઇત્યાદિ એ પ્રકારના વિષયો ઉપરના ટુંકા સરલ નિબંધોનું બન્યું છે. ગ્રંથ સારો છે, પરંતુ રસ પડે એવો નથી, કારણ કે ઉદાહરણો અલ્પ છે. મહાકાલના રા. છોટાલાલ જીવનલાલના "મહાકાલના" વાંચનારને આ ગ્રંથ મહાકાલની ગયા વરસની ફાઇલ વાંચતા હોય તેવો લાગશે; કારણ ઉભયના વિષયો તથા પ્રતિપાદન શૈલી એકવત્ છે.

**નવાયુગની વાતો**—સ્વેડનબર્ગ વગેરે લેખકોનું અનુકરણ કરીને લખનાર રા. પઢીયારની આ કૃતિ પ્રથમ વર્ગમાં મુકી શકાશે નહીં. આપણે આજ સારુ વધવું જોઇએ? તે પ્રથમ પ્રકરણમાં તેનું કારણ આપતાં આ પ્રકારનાં ઉદાહરણ આપ્યાં છે. એક ગરીબે પ્રશ્ન કર્યો કે મારી પાસે કાંઇ હતું નહીં તેમાં વળી મારું ઝુંપડું બળી ગયું. તેનો ઉત્તર. ઇશ્વર સાથે વાત કરી આવનારે એવો આપ્યો કે, ' જા મારે સારુ ઇંટ લાવ, લાવનાર કોઇ તે, હવેલી લેઇને નહીં લાવ્યો પણ બળેલા ઘરની દીવાલમાંથી લાવ્યો. તે પરથી સાર કાઢ્યો છે કે નકામાનોજ ક્ષય થાય છે. માટે બળ પ્રાપ્ત કરવું. આવા રસિલા ઉદાહરણોથી અસર સારી થાય છે. પરંતુ વાતમાં માલ છે તેના પ્રમાણમાં ગાનાં બહુ ભરાઇ ગયાં છે. એકંદર આ પુસ્તક સર્વ સામાન્ય માટે વાંચવા જેવું છે.

૧૫૦૦ પૃષ્ઠ જેટલાં ૧૨ પુસ્તકો એક વર્ષમાં ઘર બેઠાં આપવાની યોજના અસાધારણ પ્રશંસાને પાત્ર છે. જો સામાન્ય લેખકોને ઉત્તેજન આપવામાં ન આવતાં પ્રખ્યાત થઇ ચુકેલા ગુજરાતી ગ્રંથોની પુનરાવૃત્તિ પ્રગટ કરવામાં, સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર તથા ઉત્તમ અંગ્રેજી ગ્રંથોનું ભાષાંતર પ્રગટ કરવામાંજ આ પુસ્ત-

કાવલીનો ઉપયોગ થશે તો ગુજરાતી પ્રજા યોજકોને અવિસ્મરણીય રીતે આભારી થશે. હમે તેમને ઇંગ્લંડમાં "રેશનેલીસ્ટીક પ્રેસ એસોસીએશન" લગભગ પડતર કીમ્મતે, જ્ઞાનવર્દ્ધક તથા બુદ્ધિવર્દ્ધક પ્રખ્યાત ગ્રંથોની આવૃત્તિઓ છ પેનીની કીમ્મતે છપાવી વેચે છે તેમની પદ્ધતિનું અનુકરણ કરવા વિનંતિ કરીશું.

**भारतवर्षका प्राचीन इतिहास**—કર્તા, હરદ્વાર ગુરૂકુલના પ્રોફેસર રામદેવજી બી. એ.-આ ગ્રંથમાં એકજ મુખ્ય ન્યૂનતા છે અને તે તેના નામમાં કાંઇક ફેરફાર નથી કર્યો તે છે. એ ગ્રંથમાં રાજદ્વારી ઇતિહાસ નહીં જેવો છે. મુખ્ય કરીને તે માત્ર પ્રાચીન ભારતવર્ષિઓનાં 'સીવીલીઝેશન'-ઉન્નતિ અને સભ્યતા-નો ઇતિહાસ છે. અને હાલમાં ઇતિહાસનો અર્થ વિશેષણયુકત શબ્દોની ગેરહાજરીમાં રાજદ્વારી ઇતિહાસ થાય છે. તેથી આ ગ્રંથનું નામ પ્રાચીન કાળના આર્યોની ઉન્નતિ-સભ્યતાનો ઇતિહાસ એવું રાખ્યું હતે તો તે વધારે અર્થદર્શક થઇ પડતે. આ ગ્રંથની અતિપ્રશંસા કરવી અશક્ય છે. પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણોથી આપણા પૂર્વજો, વિચાર તેમજ વિદ્યામાં કેવા આગળ વધેલા,—અનેક અંશે સાંપ્રત યુરોપીયનો કરતાં પણ—તે આ ગ્રંથમાં જેવી ઉત્તમ રીતે સિદ્ધ કર્યું છે તેવું અગાઉ કોઇને હાથે ભાગ્યેજ થયું હશે. આવા ગ્રંથો વાંચવાથી કોઇને વખતે મિથ્યા ઘમંડ આવવાનો ભય છે. પરંતુ બીજાની ગેરસમજ માટે લેખક ઉત્તરદાતા નથી. હીંદુસ્તાનની પ્રાંતિક ભાષાઓમાંજ નહીં પરંતુ અંગ્રેજીમાં આ ગ્રંથનું ભાષાંતર થવાની જરૂર છે. એવા મોટા ગ્રંથનો કિંચિત્ પણ સાર આપવો કમનસીબે અશક્ય છે. ગ્રંથના કદના પ્રમાણમાં કીંમત નામનીજ છે. 'સસ્તું સાહિત્યવર્દ્ધક મંડળ' જેવી કીમ્મત રાખે છે તેવીજ રાખી છે. રૉયલ ૮ પેજી, સ્હેજ ૬૦૦ પાનાનાં પુસ્તકની કીમ્મત માત્ર રૂ. ૧। છે ! આ ગ્રંથમાં પ્રાચીન આર્યોનો પક્ષપાત કર્યેલો લાગે, પરંતુ તેમને અંગ્રેજ લેખકોને હાથે જે અન્યાય થયો છે તે જોતાં તે અતિ અધિક નથી.

**દ્વિતીય બ્રહ્મક્ષત્રિય પરિષદનો હેવાલ**—આ મોટા કદનાં ૧૧૪ પાનાં છપાવવાની કશી ખાસ જરૂર નહોતી. તેમાં બાઇઓનાં ભાષણો આપ્યાં છે પરંતુ તે એટલાં તો ચર્વિતચર્વણ વિષયો વિદે છે કે નવી આવૃત્તિ માટે તો અવકાશ નહોતોજ. જો તેનો સાર છાપ્યો હતે તો તે વિશેષ વંચાતે. ૧૧૪ પાનાં વાંચી જવાં એ કાંઇ રમત નથી.

**સુખકર**—લેખક રા. છગનલાલ મેતાપસિંગ-એમાં મુખ્ય કરીને ૨૬૫ નીતિની શીખામણો છે તે વાતો સાધારણ છે પણ સંગ્રહમાં વિશેષતા છે. લેખકે કવિતા પણ જોડી છે, જેમાં નીચલી કડીમાંથી શું સાર ખેંચવો તે વિષે ઘણુ મતભેદ પડવાનો સંભવ છેઃ—

> 'દેવાલાંથી જો ડરે તો વેપાર ન થાય;
> મરવાથી મનમાં ડરે, તો યુદ્ધે ન જવાય.

હમારા નમ્ર મત પ્રમાણે છાપખાનાં સાથે છુટ લેતાં પહેલાં આ ઉત્સાહી લેખકે ભાષા તથા સાહિત્યનો કેટલોક વધુ અભ્યાસ કરવો ઘટે છે. ૪ આનાની આવાં નાનાં પુસ્તક માટે કીમ્મત પણ વધારે પડતી છે.

**ધર્મવીર લેખરામનું જીવન ચરિત્ર**—કર્તા રા. હરિશંકર મોરારજી વ્યાસ (જેતપુર નિવાસી) માનાધિકારી શિક્ષક, દેવલાલી ગુરૂકુલ-આ રૉયલ ૧૬ પેજી ૩૦ પાનાનાં પુસ્તકમાં, પંજાબમાં આર્ય સમાજની વર્તમાન આબાદ સ્થિતિનો પાયો નાંખનાર પં. લેખરામના જીવનનો ઘણો સારો ચિતાર આપવામાં આવ્યો છે. પંડિત લેખરામ ફાર્સી તથા અરબ્બી ભાષાના વિદ્વાન હતા, અને તેમણે મોહોમેદન ધર્મના ગ્રંથોનો સારો અભ્યાસ કર્યો હતો. તેમનું એક ઝનુનીને હાથે ખુન કરવામાં આવ્યું હતું, તે વખતે આખી લાહોરની હીંદુ પ્રજા તેને અંતિમમાન આપવા ઉઠી હતી. એક આદર્શ ધર્મોપદેશક થવા ઇચ્છનારે પંડિત લેખરામનું આ જીવનચરિત્ર પ્રથમ અવશ્ય વાંચવું ઘટે છે. કીમ્મત માત્ર એક આનો રાખી છે, જેમાંથી કર્તા કશો લાભ ન મેળવતાં તે પુણ્યકાર્યમાં આપવાની ઇચ્છા રાખે છે.

# હીંદુ યુનીવર્સીટીની યોજના અને મેહોમેદન યુનીવર્સીટીની સ્થાપના.

બનારસના નામદાર મહારાજાના અધ્યક્ષપદ હેઠળ ૧૯૦૪ ના સાલમાં કાશી ખાતે મળેલી સભામાં પ્રથમ હીંદુ વિશ્વવિદ્યાલય સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. ઑ. મુન્શી માધોપ્રસાદે તે સારૂ રૂ. ૩ લાખની રકમ આપવા પણ સ્વીકાર્યું હતું. તે પછી અત્યાર સુધી તેના સંબંધમાં કશું કાર્ય થયું નહોતું. પ્રજા તથા વર્તમાનપત્રો તે ઉપર વિચાર માત્ર ચલાવ્યા કરતાં હતાં. હાલમાં મેહોમેદન યુનીવર્સીટી માટે ફંડ ભેગું થવાથી અને તેની પ્રત્યક્ષ સ્થાપના કરવા પગલાં ભરાવાથી હીંદુ વિશ્વવિદ્યાલયની યોજનાના સ્થાપક ઑ. પં. મદનમોહન માલવીયજી પાછા પોતાના કર્તવ્ય પ્રતિ જાગૃત થયા છે. નવા રૂપમાં સુધારાવધારા સહિત યોજના તેમણે ઘડી કાઢી છે, ને પુસ્તક રૂપે તે પ્રગટ પણ કરી છે. જુલાઇના, ગતમાસમાં પ્રગટ થયલા ઇંડીઅન રીવ્યુમાં પોતાની યોજનાની મી. માલવીયાએ એક લાંબો લેખ લખી સમજણ આપી છે. આ લેખમાં મી. માલવીય કહે છે કે "હીંદુઓ માટે વેદ કાંઇ પ્રાચીન માત્ર છે એ દૃષ્ટિથી મૂલ્યવાન નથી. તે તો તેનાં સકળ ધર્મનો આધાર છે. જ્યારે ઇંગ્લંડ અને જર્મનીમાં વેદના અભ્યાસ માટે ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો છે ત્યારે આ દેશમાં તેની કશી વ્યવસ્થા નથી એ શોકકારક છે. આથી હીંદુ યુનીવર્સીટીમાં એક વૈદિક પાઠશાળા સ્થાપવાનો પ્રબંધ કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવશે." મી. માલવીય આમ લખતાં એ વાતને વિસ્મરણ કરે છે, કે હરિદ્વારના ગુરૂકુલમાં વેદ શીખવવાનો ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો છે. પરંતુ દેશ એક નહીં પણ અનેક વૈદિક મહાપાઠશાળાઓ સારૂ પૂરતો વિસ્તૃત છે. " બીજી કૉલેજ ભાષા, ઇતિહાસ, ફીલસુફી આદિ સાહિત્યના વિષયો શીખવવા સારૂ સ્થાપવામાં આવશે, અને કાશીની સેંટ્રલ હીંદુ કૉલેજ તેના મધ્યબીંદુ તરીકે વાપરવામાં આવશે. ત્રીજી કૉલેજ સાયન્સ તથા ટેકનોલોજીના અભ્યાસ સારૂ સ્થપાશે. દેશની ઔદ્યોગિક ઉન્નતિ સારૂ તે અત્યંત આવશ્યક છે. તેનાં અનેક પ્રમાણ મી. માલવીયએ આપ્યાં છે. ચોથી કૉલેજ ખેતીનાં જ્ઞાન સારૂ સ્થપાશે. વળી વેપારની પાંચમી, વૈદકની છઠ્ઠી સ્થાપશે. વૈદકમાં યુરોપિયન સાથે દેશી પણ સાથે સાથે શીખવવામાં આવશે. ગાયન તથા ચિત્રકલા આદિ " ફાઇન આર્ટસ " શીખવવા પણ એક કૉલેજ સ્થપાશે.

### ભાષા.

પ્રથમની યોજનામાં વિષયો હીંદી ભાષામાંજ શીખવવામાં આવશે એમ લખ્યું હતું. હવે તે બદલીને અંગ્રેજી ભાષા દાખલ કરવામાં આવી છે. તેનું કારણ મી. માલવીય એવું આપે છે કે હીંદના જુદા જુદા ભાગોમાં જુદી જુદી ભાષાઓ પ્રવર્તે છે, અને દરેક ભાગમાંથી વિદ્યાર્થીઓ યુનીવર્સીટીનો લાભ લેવા આવનાર હોવાથી હીંદી ભાષાથી અનેક વ્યાવહારિક મુશ્કેલીઓ નડશે. વળી હીંદી તત્વવિદ્યા આદિનાં યોગ્ય પુસ્તકો પણ નથી. પરંતુ એવો વિચાર રાખવામાં આવ્યો છે કે, પ્રાંતિક ભાષાની ઉન્નતિ થતી જાય તેમ શીખવવાનાં સાધન તરીકે પ્રાંતિક ભાષા પણ ધીમે ધીમે દાખલ કરવી. મી. માલવીયનાં કારણો સંગીન લાગતાં નથી. જો હીંદીમાં જોઇએ તેવાં પુસ્તકો નથી તો તે ખાસ તૈયાર કરાવવાં યુનીવર્સીટી માટે મુશ્કેલ નથી. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓને મી. માલવીય ધારે છે તેટલી હીંદીથી મુશ્કેલી નડશે નહીં. કેવલ દ્રવિડ દેશ શીવાય સર્વત્ર હીંદી સમજી શકાય છે. વિદ્યાર્થીઓને તે ભાષામાં પ્રવીણ થતાં થોડા માસ પણ લાગશે નહીં. યુનીવર્સીટીની રાજભાષા કરવાથી

હીંદીને જે સહાયતા મળશે તેની કલ્પના થઇ શકતી નથી. દ્વિતિય ભાષા તરીકે અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપવું પુરતું થઇ પડશે. પરંતુ આ મતભેદની વાત છે અને સ્થાપના થયા પછીજ આવા તર્ક તથા નવા અખતરા કરવાથી એ કામને વધુ લાભ છે.

### એની જરૂર છે?

જ્યારે સરકાર પોતે અનેક કૉલેજ ચલાવે છે ત્યારે હીંદુઓએ શા સારૂ સ્વતંત્ર કૉલેજો સ્થાપવી જોઇએ? જો સાંપ્રત સરકારી તથા ખાનગી કૉલેજોમાં કાંઇ પણ દોષ ન હોય તોપણ એ સુનિશ્ચિત છે કે નવી યુનીવર્સીટીથી જ્ઞાનનો વિશેષ પ્રચાર છે. હાલમાં કેળવણી ખાતાંઓની સંખ્યા તો બહુ ઓછીજ છે. વળી ધાર્મિક તથા નૈતિક શિક્ષણનો જે લાભ સાંપ્રત ખાતાંઓમાં મળતો નથી તે પણ આમાં મળશે. વિદ્યાના કામમાં સહાય આપવાનું એક પવિત્ર અને દિવ્ય પાત્ર, ધનાઢ્ય તથા વિદ્વાન નહીં તો વિદ્યાપ્રચારના પ્રિય હીંદુઓને જડશે, તે તેમની ઉદારતાને પ્રેરશે તથા આકર્ષશે. હીંદુઓ પણ સ્વતંત્ર રીતે પોતાનું કર્તવ્ય કરી શકે છે તેની એક મહાન અને અકાટ્ય સાબીતી તરીકે યુનીવર્સીટી કાયમ રહેશે. તેમના ઉપરનું તે સંબંધી એક કલંક નાબુદ થશે! એમ કહેવાય છે કે આથી હીંદુમુસલમાન વચ્ચે ઉલટું વૈમનસ્ય થશે! કેળવણીના પ્રચારને પ્રતાપે વૈમનસ્ય વિશેષ થવું અશક્ય થશે. ઉલટું બન્ને વચ્ચે મિત્રાચારીભરી સ્પર્ધા થશે. જેથી ઉભયને લાભ થશે! બે દલ તો સ્પર્ધા કરવા અર્થે હમેશાં આવશ્યક છે. જો દેશમાં હીંદુ-મુસલમાન એવાં દલ ન હતે તો હાલમાં જે રાજકીય તેજી છે તે હતે નહીં! કેળવણી કોમ કોમ વચ્ચેનો દ્વેષ ઘટાડનારી ચીજ છે તેથી વૈમનસ્યની ચિંતા રાખવી નકામી છે.

આ કામ સારૂ એક કરોડ રૂપીયાની જરૂર છે. રૂપીયા ભેગા કરવામાં પ્રમાણમાં દરિદ્ર મુસલમાનો વધારે ફાવ્યા છે. પરંતુ નિરાશ થવાની જરૂર નથી. હીંદુઓ જો ચહાય તો સહેલાઇથી તે રકમ ભરી આપી શકે. વીસ કરોડ હીંદુઓમાંનો દરેક જો માત્ર એક આનો આપે તો એકને બદલે સવા કરોડ રૂપીયા થઇ જાય એમ છે!

### અનાથો અને મુસલમાન યુનીવર્સીટી.

કલકત્તાનું મુસલમાન પત્ર 'કૉમ્રેડ' જણાવે છે કે કલકત્તાના મુસલમાન અનાથોની એક સભામાં મુસલમાન યુનીવર્સીટીને તેઓ કેવી રીતે સહાય કરી શકે તે સવાલની ચર્ચા થઇ હતી. એક સૂચના એવી થઇ કે આપણને અનાથોને સગાંઓ કવચિત પૈસા બે પૈસા આપે છે તે યુનીવર્સીટીના ફંડમાં આપી દેવા. ઠરાવ પસાર થયો. બીજો ઠરાવ થયો કે જે જૂનાં કપડાં પહેરીને તેઓ અનાથાલયમાં આવ્યા હતા અને અનાથાલયમાંથી નવો ખાસ પોષાક મળવાથી તે નકામાં પડ્યાં છે તે વેચીને યુનીવર્સીટીને સહાય કરવી. તે પણ પસાર. ત્રીજો ઠરાવ તેથી પણ વધારે આત્મભોગ દર્શક છે. તેઓએ વધુ ઠરાવ્યું છે કે હમને ત્રણ વાર રોજ ભોજન મળે છે પણ સત્તાવાળાઓને જણાવવું કે સવારનો નાસ્તો હવેથી યુનીવર્સીટી સ્થપાય ત્યાં સુધી ન આપવો પણ તેથી જે નાણાં બચે તે યુનીવર્સીટીમાં આપવાં! અનાથો પણ જો કોમનું આત્મભોગથી કલ્યાણ કરી શકે છે તો બીજાઓ ચહાય તો શું નહીં કરી શકે?

### હીંદુ યુનીવર્સીટી ડેપ્યુટેશન.

હીંદુ યુનીવર્સીટી સ્થાપવા માટે તે સારૂ ફંડ એકત્રિત કરવા ઑ. પં. મદનમોહન માલવીયાનાં બડપણ હેઠળ નીકળેલાં ડેપ્યુટેશનને સારી ફતેહ મળેલ દેખાય છે. ફૈઝાબાદ જેવા નાના શહે-

રમાં તેમને રૂ. ૬૨,૦૦૦ મળ્યા છે. કાનપુરમાં તેઓએ આશરે રૂ. ૭૦,૦૦૦ ભરાવ્યા છે. ખેરીમાં ૫૨,૦૦૦ નું વચન આપવામાં આવ્યું છે. જો દરભંગા કે એવા બીજા કોઇ મહારાજા આ ડેપ્યુશનનું વડાપણ લે તો અત્યંત લાભ થાય એ નિસંદેહ છે. મુસલીમ યુનીવર્સીટીનું ફંડ મોટું થવાનું મુખ્ય કારણ એજ છે કે નામદાર આગાખાન જેવા પ્રતિષ્ઠિત શ્રેષ્ઠ પુરૂષે ધર્મ સારૂ ભિક્ષા માગવા ઉતરી પડવામાં પોતાની પ્રતિષ્ઠાની હાનિ માની નહીં. મહમુદાબાદના રાજા 'જોગ એક તારમાં લંડનથી તેઓ જણાવે છે કે "રૂ. ૨૫ લાખ ભેગા કરવા સારૂ ભિક્ષા માગવા શિવાય બીજો ઉપાય નથી. જો મારી તબીયત સારી હતે તો હું પોતે તે કામ સારૂ આવતે." જોઇએ છે હીંદુઓ માટે આવા રાજા મહારાજાઓ!

### ભારતધર્મ મહામંડળની ત્રીજી યોજના.

પ્રથમ ભારતધર્મ મંડળમાંથી પં. મદનમોહન માલવીયાજી તથા તે મંડળના સ્થાપક પં. દીનદયાળ વ્યાખ્યાનવાચસ્પતિ નીકળી ગયા ત્યારથી તે મંડળના ચાલક સ્વામી જ્ઞાનાનંદ તેમની વિરૂદ્ધ કામ કરે છે. આથી વિશ્વવિદ્યાલયની મી. માલવીયની યોજનાની વિરૂદ્ધ પોતાની પ્રતિયોજના કરી છે, જેમાં બધું સંસ્કૃતજ રાખવામાં આવ્યું છે. જ્યાં એક યોજના પ્રગટ થઈ હોય ત્યાં બીજી યોજના રજુ કરવી એ કરતાં હાનિકારક બીજું કશું હોઇ શકે નહીં. પં. માલવીયની સાથે મળતા ન થનારાઓ પણ એવી મુશ્કેલીઓ આવા કટોકટના વખતમાં ઉભી કરતા નથી તે એમના આગલા મિત્રોજ ઉભી કરે છે. સારે નસીબે મહામંડળ ઉપર, જુના વિચારના હીંદુઓનો તેમના પ્રતિનિધિ પોતે હોવાનો દાવો કરવા છતાં, વિશ્વાસ નથી તેથી એ યોજનાથી કશું બ્હીવાનું નથી.

---

## દક્ષિણ અમેરીકાના વતનીઓ–ઉત્તર સાથે તુલના.

મી. સુધિન્દ્ર બોઝે યુનાઇટેડસ્ટેટ્સમાંના આયોવા નગરથી મોકલેલા "મોડર્ન રીવ્યુ" ના અંકમાં યુનાઇટેડ સ્ટેટ્સના દક્ષિણ ભાગના વતનીઓ ઉત્તરથી રીતિનીતિમાં કેવા જુદા પ્રકારના છે તેનું એક ચિત્ર આપ્યું છે. ઉત્તરના અમેરીકનો જાગૃત, ઉદ્યોગી તથા ન્યાયી છે. દક્ષિણ અમેરીકાના લોકો તેથી જુદીજ ઢબના છે. યુનાઇટેડ સ્ટેટ્સના રાજ્યધારણ પ્રમાણે કોઇ પણ મનુષ્ય ઉમરાવપદ ધારણ કરી શકતું નથી. મનુષ્ય માત્ર સરખા છે, એ સિદ્ધાંતને અનુકુળ તેઓ ઉમરાવપદનો માનુષી ભેદ સ્વીકારતા નથી. તે સિદ્ધાંત એટલી હદ બહાર તેઓ લઇ ગયા છે કે ત્યાં રેલ્વે ટ્રેનમાં બેઠીયા વર્ગ માટે પહેલા બીજા વર્ગોજ નથી! એકજ વર્ગ છે પછી તેને પહેલો ગણો કે છેલ્લો ગણો. તે છતાં ચડતા વર્ગને ઉતરતા વર્ગથી ભિન્ન રહેવાની પ્રવૃત્તિ એટલી સ્વાભાવિક છે કે, કાંઇને કાંઇ યુક્તિથી તેઓ, રાજ્યધારણનું પણ ઉલ્લંઘન કરીને ભેદભાવ કરેજ છે. રેલ્વેમાં તેઓ સ્વતંત્ર વર્ગો નથી કાઢી શકતા તો પછી "નીગ્રો" ત્રાવે છે. ઉમરાવ નથી થવાતું, પ્રેસીડંટથી અને તે હેલ પાણીવાળા પર્યંત સઘળાને "મીસ્ટર" થીજ સંતુષ્ટ થવું પડે છે, ત્યારે દક્ષિણ અમેરીકનો તરફથી પોતાના આગેવાન શહેરીઓને "કેપ્ટન" "કર્નલ" અને કાંઇ નહીં તો "બોસ" (આગેવાન માટે અમેરીકન 'સ્લેંગ' શબ્દ)ની ઉપાધિ આપવામાં આવે છે!

## પ્રેમબદ્ધ દક્ષિણ વાસીઓ.

દક્ષિણ યુનાઇટેડસ્ટેટ્સના વતનીઓ મોજીલાઓ પણ ઘણા છે. હરવું ફરવું અને ગમ્મતના રંગ ઉડાવવા એજ તેમનું ખાઇબદ્ધ છે. જુવાનો હમેશાં પ્રેમબદ્ધ હોય છે. પુરૂષ કોઇના આશુક તથા સ્ત્રી કોઇની માશુક અવશ્ય હોય છે! પબ્લીક બાગમાં જે જુવાન જોડાંને તમે જોશો તે તમે લેલેમજનુ, રોમીયો–જુલીયટની સસ્તી આવૃત્તિજ માની લ્યો! તેઓ સ્ત્રીના જબરા ઉપાસક છે. પોતાની નવોઢા (નવી પરણેલી સ્ત્રી) માટે તેઓ શું નહીં કરે? અરે! કીચડવાળી પોળ ઓળંગવાથી, એ નાજુક નાજનીના પગની જોડાની એડી ન ખરડાય તે સારૂ તેના 'પતિ' (તાબેદાર ગુલામ?) કાદવ ઉપર પોતાનો ડગલો ઉતારીને શેતરંજી પેઠે પાથરી દેતાં અચકાતો નથી!!!

રેલ્વેથી તથા તારથી ગમે તેટલું પરદેશો વચ્ચે સંધાન થવા છતાં, વૃત્તિઓના ભેદ તો કાયમજ રહે છે તે યુ. સ્ટેટ્સનાં દક્ષિણ તથા ઉત્તર ભાગો બતાવી આપે છે. ઉત્તરમાં પ્રાથમિક શાળાઓમાં તેમજ કૉલેજોમાં બ્રહ્મચારીઓ તથા બ્રહ્મચારિણીઓ એકજ વર્ગમાં, એકજ ગુરૂને હાથે એકજ પાટલી પર સામટા બેસીને શિક્ષણ ગ્રહણ કરે છે. તેને "કો–એડયુકેશન કહે છે. પરંતુ દક્ષિણમાં જવલ્લેજ પુરૂષની કોઇપણ કૉલેજમાં કન્યાઓને દાખલ કરવામાં આવે છે. દક્ષિણ દેશ હીંદુશાહી વધારે છે!

## દક્ષિણની સ્ત્રીઓ તથા તેની ઉત્તરની ભગિનીઓ.

દક્ષિણ યુનાઇટેડસ્ટેટ્સની નારીઓ પણ ઉત્તરની તેમની ભગિનીઓથી ન્યારીજ છે. દક્ષિણીઓ (સાક્ષરો હમને આ શબ્દ વાપરવાની મંજુરી આપશે એવી આશા છે) પોતાને એક ગૃહના શૃંગાર સમાનંજ સમજે છે. ઘરનું ગોલું કામ કરીને પોતાના કોમળ કરતલને કઠણ અને કાળાં કરવા તે સાફ ના પાડે છે. ભૂખે મરશે પણ હાથે રાંધશે નહીં! તેનું મુખ્ય કારણ એ છે કે, યુ. સ્ટે. ના દક્ષિણ પ્રાંતોમાં શૂદ્ર તરીકે અસલ ગુલામ તરીકે આફ્રીકાથી બાંધી આણેલા પણ અર્ધી શતાબ્દી થયાં સ્વતંત્ર તથા મુક્ત કરેલા અને હવે ખ્રીસ્તી ધર્મમાં 'પાવન થયેલા' આફ્રીકનોજ કામ કરે છે. પ્રેસીડંટ ટેફ્ટની હકુમત હેઠળના દેશમાં રહેતા એક કરોડ ગુલામોમાંથી ૮૦ લાખ ઉપર દક્ષિણ ભાગમાંજ છે. તેઓજ ત્યાંના "ભટ ઘાટીઓ" છે. સ્ત્રીઓ ઘરનું કામ કરવાને સરજાયલી પોતાને માનતીજ નથી. વળી આ આફ્રીકનો ખુશીથી સસ્તામાં કરે છે એટલે બાઇ સાહેબને 'ઇઝી ચેર' પર પડ્યા પડ્યા છાપો ને ચોપાનીયાં વાંચવા શીવાય અને ધણી સાથે મહોબત કરવા શીવાય બીજું કશું કાર્યજ નથી! ગરીબમાં ગરીબ 'દક્ષિણાઓ' ઘેર આફ્રીકનોનું ભરી ગુંથીને પેટ ભરશે પણ રાંધવા તો નહીંજ બેસે! તે તો વેચાતુંજ કરાવશે! 'ઉત્તરાઓ' તેથી વિપરીતજ છે, ત્યાં ગુલામી પહેલેથીજ નહોતી. તેથી ત્યાં 'ભટ ઘાટીઓ'નો જબરો દુષ્કાળ છે. શૂદ્ર વર્ગને રોજ ૫–૭ રૂપીયા મળી શકે છે. અને એવી મોંઘી સહેલ તો લખ્ખોપતિઓને પણ પરવડતી નથી. ઉત્તરના લક્ષાપતિઓની સ્ત્રીઓ પણ ઘરનું સંઘુ કામ આ કારણથી જાતેજ કરે છે. કપડાં પણ હાથે ધોય છે. વાસણ પણ હાથેજ વીછળે છે. (અહીંની પેઠે રાખથી માંજવાનો ત્યાં ધારો નથી કારણ કે કાચનાંજ પાત્રો તેઓ વાપરે છે). તેનું તેમને આળસ કે શરમ જેવુંજ નથી. પુરૂષો પણ તેવાજ છે. લાહોરના મી. સત્યદેવ જેઓ ઉત્તર અમેરીકામાં ૫–૬ વર્ષ અભ્યાસ કરવા રહ્યા હતા, તેઓ થોડા દહાડા ઉપર મુંબઇ પાછા

ફર્યા તેઓ મને કહેતા હતા કે,'ઉત્તરના અમેરીકનો ઘરનું સુથાર કામ, રીપેર કામ વગેરે પણ હાથે કરી લે છે! તેઓ તે માટેનાં ઓજાર તૈયાર ઘરમાં રાખે છે. આનું કારણ એ છે કે કારીગરો એટલા મોંઘા છે, તેમજ લોકોની સુખસગવડ સંબંધી લાગણી એટલી તીવ્ર છે કે, જો પોતે એ કામ ન કરે તો યાતો દેવાળું કાઢવું પડે અથવા તો પોતાનાં સુખ સગવડનો ભોગ આપવો પડે.

## દક્ષિણ હિંદુસ્તાન અને દક્ષિણ યુનાઇટેડસ્ટેટ્સ.

દક્ષિણ યુનાઇટેડ સ્ટેટ્સ દક્ષિણ હીંદુસ્તાનને યાદ કરાવે છે. દક્ષિણ હીંદમાં પારીયા વગેરે અસ્પર્શ્ય જાતિઓની સાથે અમાનુષી વર્તણુક ચલાવામાં આવે છે ને માટે આપણે ઉત્તરના હીંદુઓ તેમની સખ્ત ટિકા કરીએ છીએ. દક્ષિણ હીંદમાં બ્રાહ્મણોને જોઇને રસ્તામાં પારીયા અતિશૂદ્ર બેસી જાય છે કે જેથી તેની છાયા બ્રાહ્મણને દુષિત ન કરે! કેટલેક સ્થળે તેઓને રસ્તામાં થુંકવાની ધાર્મિક ( સરકારી નહીં ) મના છે, જેથી ગળામાં કુલ્લી બાંધીને તેમાં થુંકવું હોય તો રસ્તે ચાલતાં થુંકે છે! તેઓ બ્રાહ્મણલત્તામાંથી પસાર પણ થઇ શકતા નથી. બેશક, આ બધું હવે બ્રીટીશ સરકારનું રાજ્ય થતાં મોટે ભાગે ઘસાઇ ગયું છે પરંતુ દક્ષિણ અમેરિકામાં તો અહીંથી તે સખ્ત છે! સ્વતંત્રતા તથા સમાનતાની અભિમાની એ ભૂમીમાં રેલ્વેમાં ગોરાઓ માટે જુદા તથા કાળા આફ્રીકનો માટે જુદા, વેટીંગરૂમો, તથા ડબ્બાઓછે, દરેક નાટકશાલામાં પણ આફ્રીકન વિભાગ જુદોજ છે. કોઈ પણ ગોરો પાદરી આફ્રીકનના દેવળમાં પ્રાર્થના કે ભાષણ કરશે નહીં. અરે, અત્યાચારની સીમા એટલી બધી છે કે, આફ્રીકનો તેમના સ્વદેશબંધુ અને ધર્મબંધુ છે તે છતાં તેમને સરયામ રસ્તા ઉપર પોતાનાં ચર્ચ પણ બાંધવા દેવામાં આવતાં નથી જેથી તેમને ગલી કુંચીનો આશ્રય લેવા પડયો છે! બાલ્ટીમોર નગરે તો એવો કાયદો ગયે વરસે કીધો છે કે 'કાળાઓએ ગોરાઓના લત્તામાં વસવાટ ન કરવો!' મ્યુનીસીપાલીટીમાં તે કાયદાનો ખરડો રજુ કરનાર સભાસદે કહ્યું કે " જો કાળાઓના લોભ ઉપર અંકુશ નહીં મુકીએ તો બાલ્ટીમોર્યનો ગુન્હાભરી રીતે પોતાના સુખના સંબંધમાં બેદરકાર ગણાશે! "

## હીંદી વિદ્યાર્થીઓ.

તે છતાં કહેવું જોઇએ કે અમેરીકન યુનીવર્સીટીઓમાં હીંદુઓ પ્રતિ અસાધારણ માનની લાગણીથી જોવામાં આવે છે. પ્રોફેસરો તેમના પર ખાસ મમતા રાખે છે. અમેરીકન વિદ્યાર્થીઓ તેમને પોતાના વિશેષ મિત્ર તરીકે ગણે છે. આ બાબતમાં અમેરીકા ઇંગ્લંડના વિદ્યાર્થીઓથી પણ ચડે છે. ત્યાં બેરીસ્ટર થવા માટે વિદ્યાર્થીઓએ પોત પોતાના " ઇન " માં અમુક વખતે સાથે ભોજન કરવું જ જોઇએ એવો નિયમ છે. છતાં અંગ્રેજ વિદ્યાર્થીઓને હીંદીઓ સાથે ભોજન કરવાનો ઉમંગ નથી. માત્ર શિક્ષણ વખતેજ તેઓ સાથે મળે છે. અંગ્રેજો આપણને પોતા સાથે બેસાડીને ભોજન કરાવવા ચહાતા નથી એ જાણીને પરદેશગમનના વિરોધીઓને બેશક આનંદ થશે, કારણ આબરૂ ગઇ તો ગઇ પણ ધરમ તો સચવાયો!!

આફ્રીકનો કાંઇ બુદ્ધિશાલી નથી એમ નથી. તેમની મધ્યમાં રહી, હાઇ કમીશનરનો ઓધો ભોગવનાર પ્રસિદ્ધ સર હેરી જોન્સ્ટન કહે છે કે તેઓને શિક્ષણ આપવામાં આવ્યું છે ત્યાં તેઓ ગોરાઓ જેવાજ બુદ્ધિશાલી નીકળ્યા છે. અભણ કાળાને અભણ ગોરા સાથે સરખાવતાં, આફ્રિકન ખલાસીઓ કાંઇ અંગ્રેજ ખલાસીઓથી ઉતરતા નથી. તેમજ આફ્રીકન લડવૈયાઓએ મહાદીપોની

તથા 'મેડ મુલ્લાઓની' સરદારી હેઠળ યુરોપીયન લડવૈયાઓ કરતાં ઓછી બહાદુરી બતાવી નથી. જન્મથી શ્રેષ્ઠતા માનનારા જુના વિચારના બ્રાહ્મણો કરતાં, ચામડીની વર્ણથી શ્રેષ્ઠતા માનનારા યુરોપીયનો તથા અમેરીકનો ઓછી ટિકાને પાત્ર નથી. ઉભયનાં સ્વાર્થે તેમની અવલોકન શક્તિને અપંગ કરી દીધી છે. અમેરીકામાં જાથુકનો વસવાટ કરી રહેલા આફ્રીકનો તો ગોરાઓ જેટલાજ સુશિક્ષિત છે. તેમાંનો એક ડૉ. બુકર વોશીંગટન તો અમેરીકન કૉલેજનો પ્રીન્સીપલ છે. હઇટીના વેસ્ટ ઈંડીઝમાં આવેલા ટાપુમાં પ્રજાસત્તાક રાજ્ય પ્રવર્તે છે અને ત્યાંના વતનીઓ કાળા આફ્રીકનોજ મોટે ભાગે છે. તેઓમાં કેટલાક મહાવિદ્વાન્ છે. મોંસ્યુ ફર્મીન " મનુષ્યની મહા જાતિઓની સમાનતા " નામક એક અતિ સરલ તથા વિદ્વત્તાયુક્ત પુસ્તકનો કર્તા છે. હઇટીનાં પ્રજાસત્તાક રાજ્યના પ્રેસીડંટ જનરલ લેગ્ઝીટાઇમે શીસ્યુરી ઉપર એક સુંદર પ્રસ્તાવના લખી છે. ડૉ. સ્કોલ્સ નામક એક વેસ્ટ ઈંડીયન નીગ્રોએ તથા ઑનરેબલ જૉન મેન્સા સરબાહ નામક પશ્ચિમ આફ્રીકાના વતનીએ ક્રમવાર જાતિ તથા રાજ્યધારણ પર માન્ય પુસ્તકો લખ્યાં છે. અમેરીકામાં હજારો આફ્રીકનો ગ્રેજ્યુએટ છે (મહાજાતિઓની લંડનમાં કોન્ફરન્સ ભરવાની હીલચાલ ઉભી કરનાર મી. જી. સ્પીલરના લેખ ઉપરથી હમે ઉપલી વીગતો લીધી છે. ) તે છતાં દક્ષિણ યુનાઇટેડસ્ટેટ્સમાં આફ્રીકનો પ્રતિ વિરોધ કેમ ? તેનું કારણ બીજું કાંઇજ નહીં, પણ ચામડીની સુગ તથા સ્વાર્થ !

" હીંદુસ્તાન રીવ્યુ " માં સંત નિહાલસીંગ અમેરીકનો માટે સામાન્ય રીતે ઘણો હલકો અભિપ્રાય આપે છે. તેઓ કહે છે કે અમેરીકનો અત્યંત લોભી છે. પૈસા સારૂ તેઓ નવા અજાણ્યા આદમીઓને ભાગ્યેજ ગમે તેમ મુંડી નાંખતાં બીહે છે. ભાવ ઠરાવ્યા પછી પણ કાંઇ ને કાંઇ બ્હાનું કાઢીને વધારે ઓકાવવા પ્રયત્ન કરશે.

**મી. મીરાન એચ. ફીલ્પનું ભાષણ**—અમેરીકન બેરીસ્ટર મી. મીરાન એચ. ફીલ્પ જે હીંદનો એક હિતેષી છે અને જે હીંદુ વેદાંત ફીલોસોફીનો અનુરાગી છે. તે હાલમાં હીંદમાં આવ્યો છે. તેણે પુનામાં બે ભાષણો આપ્યાં હતાં. એક ભાષણ સાર્વજનીક સભાના હોલમાં અને બીજું કીર્લોસ્કર થીએટરમાં આપવામાં આવ્યું હતું. તે સાદો અને દયાળુ લાગણીવાળો છે. માત્ર માથાની પાઘડી સિવાય તે બધો પોશાક હીંદી પહેરે છે. બંગાળીઓની માફક તે કોઇ પણ જાતની ટોપી પહેરતો નથી. તેણે પોતાનાં ભાષણો દરમ્યાન જણાવ્યું હતું કે, પ્રજાને ઉપયોગી થાય તેવી પંક્તિપર હીંદી પ્રજાને કેળવણી મળતી નથી. ઉદ્યોગ હુન્નરની અને બીજી બધી જાતની કેળવણી અમેરીકામાં લગભગ મફત આપવામાં આવે છે. અમેરીકા દેશ હીંદની માફક ખેતીનો મુલક છે અને તેને લગતી કેળવણી તરફ અમેરીકાના વતનીઓનું ભારે ધ્યાન ખેંચાઇ રહ્યું છે અને ખેતીવાડીની કેળવણીના સંબંધમાં અમેરીકાની બરાબરી દુનિયાનો બીજો કોઇ દેશ કરી સકશે નહીં. અમેરીકાની ખેતીવાડીની પેદાશ ૧૮૦૦૦૦૦૦૦૦૦૦૦ જેટલી છે. હીંદી વીદ્યાર્થીઓ માટે શિક્ષણ મેળવવાને અમેરીકા સર્વથી સાધનવાળું સ્થળ છે, કેમકે અમેરીકાને વેપાર સંબંધી હીંદ સાથે કાંઇ હિત લાગેલું નથી અને તેથી તે કાંઇ છાનું રાખતો નથી. હીંદી વિદ્યાર્થી માટે ત્યાં રૂ. ૩૦૦ થી ૫૦૦ નો માસીક ખરચ આવશે. તેણે પાશ્ચાત્ય ફેશનના ભોગે નહીં થવાને હીંદી વિદ્યાર્થીઓને ચેતવણી આપી હતી અને તેમના સાદા જીવનને અનુસરી રહેવા જણાવ્યું હતું.

## "ગુજરાતી" તથા "સાંજવર્તમાને" કરેલી આ પત્રિકાની સમાલોચનાની સમાલોચના.

આ પત્રિકાના પ્રથમાંકની સ્થાનિક અઠવાડિક પત્ર 'ગુજરાતી'એ પોતાના ગઈ ૬ ટ્ટી ઑગસ્ટના અંકમાં જે સમાલોચના કરી છે તે માટે તેનો ઉપકાર માનતાં, એમ અનુમાન કર્યા વગર રહેવાનું નથી કે તેણે હમારા તથા પત્રના સંબંધમાં કશી ભલી લાગણીઓથી પ્રેરાઈને ટિકા કરેલી દેખાતી નથી. હમને ખોટા પાડવાની, અજ્ઞાન ઠેરવવાની તથા હમારી ખામીઓ પ્રગટ કરવાનીજ દૃષ્ટિથી તે પત્રે પોતાની ટિકા કરી છે. તેમ કરીને તેને જે પરમાનંદ પ્રાપ્ત થયેલા હોવો જોઈએ તેનો હમે દ્વેષ કરતા નથી. તેમજ આ પત્રને હલકું પાડવાનાં તેનાં અકલ્યાણકારી પ્રયત્ન વિષે પણ મૌનજ ધારણ કરવું વધારે પસંદ કરીશું. માત્ર તે પત્રે પોતાનાં શ્રેષ્ઠ જ્ઞાનના જે દાવા કર્યો છે તે વિષેજ મુખ્ય કરીને કાંઇક કહીને સંતોષ પામીશું.

આ પત્રના પ્રયોજન વિષેના પ્રથમાંકમાંના લેખમાં મેં કહ્યું હતું કે "જે કામ દૈનિક પત્રો...કરી શકતાં નથી તે કામ એક સસ્તું માસિક ઉત્તમ રીતે કરી શકે છે." તે પર ગુજરાતી ટિકા કરે છે "લેખક વર્તમાન પત્રોના પરિચયશીલ પોતાને જણાવે છે તો હમારે કહેવું જોઇએ "કે લંડનના સુપ્રસિદ્ધ "ટાઇમ્સે" શી સેવા બજાવી છે તે તે જાણે છે? એ 'થંડરર' ની ગર્જ- "નાથી 'વીલાયતની' પાર્લામેંટના મેમ્બરો પણ ધ્રુજતા હતા અને ધ્રુજે છે." આત્મપ્રશંસાના નિંદક હોવા છતાં મહાન્ જ્ઞાની હોવાની આત્મપ્રશંસા કરવામાં બધાને હરાવી દે એવાં ગુજરાતીનાં ઉપરોક્ત વાક્યોના લેખકને, તેના પ્રશ્નનો એ ઉત્તર છે કે, 'ટાઇમ્સ' પત્ર વિષે હમે સર્વથા અજ્ઞાન નથી, ઉલટું તે પત્ર વિષે તે પોતાનું જ્ઞાન દર્શાવવા જતાં, અજ્ઞાન દર્શાવે છે. 'ગુજરાતી'ના વિચારો જ એક સદી પાછળ હોવાની ફેળાવાયલા વર્ગની માન્યતામાં તેના આ કથનથી સુધારો વધારો કરવાની જરૂર ઉભી થાય છે! તે વિચારમાંજ નહીં પણ જ્ઞાનમાં પણ એક સદી પાછળ છે. 'ટાઇમ્સ' પત્રથી હવે કોઇ એમ. પી. ધ્રુજતો હોવાનું હમારા જ્ઞાનની બહાર છે. એ સ્થિતિ હવે ક્યારની બદલાઇ ગઇ છે. અગાડી જ્યારે હરીફ દૈનિકો લંડનમાં નહોતાં તે વખતે "ટાઇમ્સ," એક સત્તા સમાન હતું; પરંતુ હવે તો તેના હરીફ અનેક પત્રો થઇ પડ્યાં છે, જેની ગ્રાહક સંખ્યા 'ટાઇમ્સ'થી પાંચથી પચ્ચીસ ગણી છે! ડેલીમેલ, ડેલી-ન્યુસ, સ્ટાંડર્ડ, ડેલી ટેલીગ્રાફ એ સર્વે પત્રો 'ટાઇમ્સ'થી ઉતરતાં ગણાતાં નથી. કોઇ ગંભીર મતભેદ કે વિશેષ આગતસર એ વર્તમાનપત્રોના અભિપ્રાયોનો સાર 'રયુટર' તાર માર્ફત મોકલે છે ત્યારે તે કાંઇ 'ટાઇમ્સ'ના મતને વિશેષતા આપતો નથી, એ તેની એજંસીના તાર નિયમિત રીતે વાંચનાર દરેક જણ સારી રીતે જાણતો હશે. ટાઇમ્સની ગ્રાહક સંખ્યા ૩૦ થી ૫૦ હજાર માત્રની છે, જ્યારે બીજાં પત્રોની લાખોની છે, અને દૈનિકની સત્તા તથા બલનો આધાર તો ગ્રાહક સંખ્યા પરજ મુખ્ય કરીને છે તેની કોણ ના પાડશે? 'ટાઇમ્સ' હાલમાં કદાપિ કોઇ પર બખાળા કાઢે છે તો "ધ્રુજવાને" બદલે એમ. પી. ઓ હસે છે! તેના અગ્ર લેખોનું વજન તો જ્યારે પ્રખ્યાત ડીલેન (Do lane) તેનો મહા તંત્રી હતો ત્યારે પડતું. ડીલેને લપકની તબીયતને લીધે ૧૮૭૭ માં રાજીનામું આપવા પછી 'ટાઇમ્સ'ની 'ગર્જના' તેમજ સત્તા તથા બલની જે ઓટ થતી આવી છે તે

વધતીજ જાય છે. તે હવે માત્ર ધનાઢ્ય કૉન્સર્વેટીવ ઉમરાવોનું વાજીંત્ર ગણાય છે. તે પત્ર બહુ ધનાઢ્ય છે, તથા સૌથી જૂનું છે, પૃથ્વીના સમસ્ત પ્રદેશોમાંથી તારથી સમાચાર મંગાવવામાં સૌથી વધુ ખર્ચ કરે છે તેથીજ તેની કીર્તિ ઘણે અંશે ટકી રહી છે. મી.સ્ટેડ "રીવ્યુ ઑફ રીવ્યુઝ" માં વારંવાર તે પત્ર વિરુદ્ધ જે.ટિકા કરે છે તે પરથી સ્પષ્ટ છે કે "ટાઇમ્સ"ને 'થંડરર' ની મળેલી ઉપાધિ માત્ર ઐતિહાસિક છે. જો તેની ગર્જનાથી કશી પણ અસર થઇ હતે તો તેણે મી. સ્ટેડની વિરુદ્ધ ગર્જના કરવામાં કશી બાકાત રાખી નથી, છતાં મી. સ્ટેડ આજે વર્તમાનપત્રકારો તેમજ તટસ્થ રાજદ્વારીઓમાં અસાધારણ શ્રેષ્ઠ પદ ભોગવે છે, અને સામાન્ય પ્રજામાં પણ તે ઘણો પ્રિય થઇ પડ્યો છે. ટાઇમ્સથી જો બધા ધ્રુજતા હોય તો લીબરલસરકાર હસ્તીમાં કેમ આવી શકી? ટાઇમ્સ તો ડીલેનના મરણ પછી, ઘણું ખરૂં 'લીબરલો'ની વિરુદ્ધ સખ્ત લખાણ કરતું રહ્યું છે, છતાં 'ટાઇમ્સ 'ના પક્ષનો હાલમાં પત્તો પણ નથી, અને તેના વિરોધીઓ શાસન કરે છે! અજ્ઞાની ઠરાવવાની ચેષ્ટા કરનારનું 'ટાઇમ્સ' સંબંધી અજ્ઞાન કેટલું ભયંકર છે તે બતાવ્યા પછી, હવે તેને હમારી દલીલ તોડવા સારૂ "ટાઇમ્સ"નો આશ્રય લેવાની જરૂરજ નહોતી તે બતાવીશું.

હમારો એ પક્ષજ નહોતો કે દૈનિકો જે કામ નહીં કરી શકે તે ઉત્તમ સસ્તાં માસિકો કરી શકે છે. પ્રૌઢ તથા જ્ઞાનપૂર્વક વિચારો દૈનિકો કરતાં માસિકો વધારે સારી રીતે દર્શાવે છે એજ હમારો પક્ષ હતો. અન્ય હજારો સેવા " ટાઇમ્સ " વગેરે કરતા હશે, તેનો અસ્વીકાર હમે કર્યોજ નથી. 'ટાઇમ્સ'ના અગ્રલેખોએ ઇતિહાસમાં પરિવર્તન કરે એવું સામર્થ્ય બતાવ્યું છે તેની પણ ના નથી. પરંતુ તે તે અગ્રલેખોના જ્ઞાનપૂર્વક તથા પ્રૌઢ વિચારોને લીધે નહીંજ, પણ ક્ષુલ્લક પરંતુ જોસદાર ઠમકાદાર શૈલીમાં લેખો લખ્યાથી! પ્રજાને ખોટુંખોટું લખીને બોઅરોની સાથે લડાઇ કરવા વગેરે કામમાં ઉશ્કેરવી એ દૈનિકોજ ઉત્તમ રીતે કરી શકે છે તેની ના હતીજ નહીં. પ્રૌઢ વિચારોના પ્રચારથીજ ઐતિહાસિક પરિવર્તન ઓછાં થાય છે, અને શાંતિ વધારે જળવાય છે. દૈનિકોના માત્ર ઉછાળા મારતા લેખો પ્રજાની બુદ્ધિ નહીં પરંતુ તેની મનની વૃત્તિઓ ( emotions ) ને ઉશ્કેરનારા હોય છે. છેલ્લા સો વર્ષમાં ઇંગ્લંડને પરદેશો સાથે જેટલી લડાઇઓ થઇ છે તેનું કાંઈ નહીં તો અર્ધો અર્ધ પાપ લંડનના દૈનિકોને શિર હશે. ઘડીના આવેશમાં અશાંતિ તથા વૈર વધરાવનારા લેખો દૈનિકોજ ઉત્તમ રીતે લખે છે એજ "ગુજરાતી "નું બીજા શબ્દોમાં કથન છે, અને તે હમારા પક્ષને સમર્થન કરે છે, કારણકે માસિકોના લેખો તેથી વિરુદ્ધ, લોકોને ઉશ્કેરવા નહીં પરંતુ તેમને શાંતિપૂર્વક વિચાર કરવા, તેમનામાં શાંતિનો ગુણ પ્રવિષ્ટ કરાવવા લખવામાં આવ્યા હોય છે. હમારૂં ખંડન કરવા જતાં પણ 'ગુજરાતી 'થી અંજાણપણે મંડન થઇ ગયું છે !!

મારા ઉપર આત્મપ્રશંસાનો આક્ષેપ પણ 'ગુજરાતી'ના લેખકે કર્યો છે. મારા જેવા અપ્રસિદ્ધ મનુષ્યને જાહેરમાં આવવા વખતે પોતાની કાંઇક ઓળખ કરાવવાની આવશ્યકતા હતી. તેમજ પોતાનું સાહસ વાજબી ઠરાવવાનો પ્રયત્ન કરવો, તે પણ આવશ્યક હતું. તેથી લાચારીએ કેટલુંક આત્મનિવેદન કર્યું તેને આત્મપ્રશંસા અથવા ગર્વ ગણનાર તો "ગુજરાતી" જ પ્રથમ છે. આત્મજ્ઞાન ( Self-consciousness ) પ્રગટ કરવું એ તો લેખકો માટે અત્યંત સાધારણ છે. પરંતુ 'ગુજરાતી ' નો હેતુ ' રન-ડાઉન ' કરવા સીવાય બીજો હોય તો તે એવી ઝીણી બાબતો પર લક્ષ આપેને !

સૌથી આશ્ચર્યકારક વાત ગુજરાતીએ કહી છે તે તેણે સત્યનું ખંડન કર્યું છે તે છે ! ! 'સત્ય' ઉપર એટલો બધા દ્વેષ કે વિશેષ નામ ઉપરના દ્વેષને લીધે, 'સામાન્ય નામ' નું પણ તેણે ખંડન કર્યું છે ! બેકનને આધારે તે પત્ર કહે છે કે "વ્યવહારમાં સંપૂર્ણ સત્ય અનુપયોગી છે ! 'ગુજરાતી' ના યાદગાર શબ્દોમાં 'સુવર્ણમાં રણકાટને માટે. તાંબુ મિશ્રિત કરવામાં આવે છે, તેજ પ્રમાણે સત્યને માટે સામાન્ય વ્યવહાર પરત્વે એવો અનુભવ ઘણાને હશે." કેટલું હૃદયવિરૂદ્ધ એ વાક્ય લખ્યું છે કે વાક્ય રચના પણ ઢંગધડા વિનાની થઇ પડી છે. બીજા શબ્દોમાં, ગુજરાતી વ્યવહારમાં સત્ય ચાલશે નહીં માટે થોડું અસત્યનું તાંબુ "રણકાટ માટે" ઉમેરવા સારૂ ભલામણ કરે છે ! ! અસત્યની આવી બેશરમ હીમાયત કોઇપણ સ્થળે કરવામાં આવી હશે નહીં. હીંદીઓને જુઠા કહેનાર લૉર્ડ કર્ઝનને 'ગુજરાતી' ના તા. ૬ ઠી ઑગસ્ટ ૧૯૧૧ ના આ લેખનું પૂર્વ સ્વપ્ન તો નહીં આવ્યું હોય ? ગુજરાતી બેધડક લૉર્ડ બેકનની નીતિનો ઉપદેશ કરે છે ! બેકનને 'ગુજરાતી' 'તત્વચિંતક' ની ઉપમા આપે છે. તે સાર્થક છે. ઉભય, કયો પક્ષ લેવામાં તત્વ છે તેનું ચિંતન કરીને તેજ પ્રમાણે માર્ગ ધારણ કરવા સારૂ સરખી રીતે પ્રખ્યાત છે. 'રણકાટ' સારૂ વ્યવહારમાં અસત્ય ન બોલનારને 'ગુજરાતી' મૂર્ખ કહેવામાં જ બાકી રાખે છે. એની હીમ્મતની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. "ગુજરાતી" નાં ઉદાહાર્થ તાંબાના મિશ્રણ તથા સત્યમાંના મિશ્રણ એ બેની તુલના કેટલી હાસ્યાસ્પદ છે તે બતાવવા એટલુંજ કહેવું બસ છે કે સુવર્ણમાં તાંબુ મિશ્રિત કરવામાં આવે છે તે તો ખુલ્લી રીતે કરવામાં આવે છે. સરકાર તથા સોની તેનું પ્રમાણ પણ પ્રગટ કરે છે. વ્યવહારમાં અસત્યનું સત્યમાં મિશ્રણ ખુલ્લી રીતે કરવામાં આવતું નથી. વક્તા તે સો ટચનું સત્ય છે એવી છાપ આપે છે, જેવી છાપ મહોર બનાવનાર સરકાર કે ઘાટ ઘડનાર સોની આપતો નથી. જ્યાં મિશ્રણ પ્રત્યક્ષ હોય ત્યાં તો સત્યમાં સત્યનું મિશ્રણ થયું. અહીં તો સત્યમાં અસત્યનું મિશ્રણ થયું. "ગુજરાતી" વિલાપ કરે છે કે "સત્ય વ્યવહારમાં પ્રચારને માટે સહેજ કઠણ છે." તે કઠણાઇ દૂર કરવા સારૂ તે પોચું બનાવવાને 'ગુજરાતી' એ તેમાં અસત્યરૂપ પાણી ઉમેરવાની બેધડક ભલામણ કરીને ઠીક ફડચો કરી નાંખ્યો છે ! રીકંદર અને તેની 'ગૉર્ડીયન નૉટ' ગુજરાતમાં ઉતરી આવ્યાં છે !

અંતમાં 'ગુજરાતી' કહે છે "એકંદર રીતે માસિકના વિષયો શિક્ષાપ્રદ છે. પરંતુ તંત્રી જે દોષો અન્ય માસિકોમાં જુએ છે તે દોષોથી મુક્ત આ માસિક જણાતું નથી." શું બીલકુલજ મુક્ત નથી જણાતું ? એમ તો કોઇ પણ કહી શકશે નહીં. ત્યારે તેટલું એ શા સારૂ નહીં સ્વીકારવું ? જો બીજાં કેટલાંક માસિકોથી સહજ પણ ઉત્તમ આ પત્ર નહોતું તો તે તેની ૧॥–૧॥। કોલમ જેટલી લાંબી ટિકાને પાત્ર નહોતું. વળી સર્વે દોષોથી મુક્ત હોવાનો જાણે હમે દાવો કીધો હોય તેમ 'ગુજરાતી' લખે છે. તેવો દાવો હમે કદાપિ કીધોજ નથી. માત્ર તે અતિ હમારો પ્રયત્ન છે એથી વિશેષ હમે કહ્યુંજ નથી. પ્રથમાંકમાં માસિકમાં અનેક દોષો છે તે હમે સ્પષ્ટ "સૂક્ષ્મ દર્શક યંત્રમાં" સ્વીકાર્યું છે. તે સ્થિતિમાં હમે બેહુદા દાવા કરતા હોઇએ એમ હમારા વિષે લોકોને ભમાવવાની જે તજવીજ કરવામાં આવી છે તે 'ગુજરાતી' જેવા મોભાવાળા પત્રને કોઇ પણ રીતે યોગ્ય નથી.

આ ઉપરાંત "સાંજ વર્તમાન" પત્રે પણ "સત્ય" ની સમાલોચનાના ૧૨ મી ઑગસ્ટના

અંકમાં કરી છે. તેનાં દુર્બીનમાં વળી નવાજ દોષો દેખાયા છે. એ પત્રને 'સ્ટુપીડ' બનતા વગર મ્હેનજ પડતું નથી. પૂછે છે કે, પ્રથમ રૂ. ૨ા નું લવાજમ રાખીને બીજા અંકમાં રૂા. ૨–૩–૦ રાખ્યું તેમાં સત્ય શું છે? આ તે કાંઇ સમાલોચના છે? સાંજ વર્તમાનના રીપોર્ટર–એડીટરે (મુંબઇના કેટલાંક દૈનિકોમાં રીપોર્ટરજ એડીટરનું કામ રીપોર્ટીંગ કરતાં પણ વધારે ઝડપથી અને સંતોષકારક કરે છે!) લવાજમ વિષેનાં લખાણનાં પાનામાં ઘણું વાંચ્યું કે કાણું તે સમજ પડતી નથી. કાણું વાંચ્યું હતે તો ખબર પડતે કે માત્ર શાબ્દિક ફેરફાર કીધો છે. રૂ. ૨–૪–૦ વી. પી. ના એક આનાનો ખર્ચ ગણીને લખ્યા હતા. અને તે સ્પષ્ટ જણાવ્યું હતું. ભૂલથી કોઇક મ. ઓ. પણ રૂ. ૨–૪–૦ નો મોકલે તેથી મ. ઓ. મોકલનારે તો રૂ. ૨–૩–૦ મોકલવા એ સ્પષ્ટ કરવા સારૂ બીજા અંકમાં રૂ. ૨–૩–૦ લખ્યા. તે જોવા, સમજવા વગર જ લખી માર્યું છે કે લવાજમમાં ફેરફાર કીધો! લેખક કહે છે કે વાર્તા અને ચિત્ર વગર તમારૂં પત્ર ચાલશે નહીં કારણ કે તમારા ધર્મ, વિજ્ઞાન, આદિ વિદ્યાના વિષયો પર નહીં પણ વાર્તા આદિ ઉપરજ પ્રજાની રૂચિ છે. આ ટિકા કરીને પોતા જેવાજ બીજાને એ પત્રનો લેખક ગણે છે; આ પત્રનો હેતુ પણ ગ્રાહક વધારવા ખાતરજ બદલી નાંખવાને તે સૂચના કરે છે! જે પત્ર ગ્રાહક વધારવા પોતાનું પત્ર કાઢવાના હેતુઓ તથા પક્ષ અદલ બદલ કરતા હોય તેમને તે મુબારક છે. પરંતુ બીજાને એવી વર્તણુક ચલાવવાનો ઉપદેશ જાહેરમાં કરવો એ કરતાં વધારે ધૃષ્ટતા તો કલ્પવી પણ અશક્ય છે. "સાંજે" આ પત્રમાં જે છે તેની સમાલોચના કરવાને બદલે જે નથી તેની સમાલોચના કરી છે!

---

## ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિના ઉપયોગી સમાચાર-સટિક.

**તીબેટમાં બૌદ્ધ આર્યાવર્ત**—બંગાલના રૈ. બા. સરત ચંદ્ર દાસ જેઓ તીબેટન ભાષાના વિદ્વાન છે તથા તીબેટ જનાર એકલા પ્રસિદ્ધ હીંદી છે તેમનો "મોડર્ન રીવ્યુ".ના ગતાંકમાં આવેલો લેખ ખાસ આકર્ષક છે. તીબેટમાં તેઓ ૧૮૭૯ ના સાલમાં પ્રથમ ગયા હતા. તશીલ–હૂંપો નગરમાં બૌદ્ધ ધર્મની ચાર કૉલેજોમાં છે જેમાં ૪૪૦૦ સાધુઓ રાત દીવસ ભણવા અને ભક્તિ કરવા શીવાય આખી જીંદગી પર્યંત બીજું કશું કરતા નથી. સ્વામી નારાયણ પંથનું વડતાલ આ વાતથી આપણને યાદ આવે છે. ત્યાં પણ સ્વામી સહજાનંદના સહસ્રો સાધુ તથા પાળા અનુયાયીઓ મુખ્યતયા એજ કાર્ય કરે છે. તશીલ–હૂંપોમાં એક પ્રચંડ પુસ્તકાલય પણ છે, જેમાં સંસ્કૃત તથા તીબેટન ભાષાનાં અસંખ્ય પુસ્તકો છે. ભણનારા બધા સાધુઓજ છે. તેમાંના વિદ્વાનોને વિદ્યોપાધિઓ પણ મળે છે, અને તેઓ જે ભણાવવા ઇત્યાદિથી કમાય છે તે પુસ્તકો, મૂર્તિઓ તથા છબીઓનો સંગ્રહ કરવામાં ખર્ચે છે. તેઓ કોતરતાં પણ શીખે છે, ને કોતર કામ પરથી ચોપડીઓ હાથે છાપે છે, જેથી તે સસ્તામાં વેચી શકાય છે. જ્યારે આર્યાવર્તમાં નલંદ, વજ્રસેન, તક્ષીલ, ઉદ્દનપુરી, વિક્રમશીલ આદિ સ્થળે બૌદ્ધ વિશ્વવિદ્યાલયો હતાં ત્યારે તીબેટના હજારો વિદ્યાર્થીઓ આ દેશમાં આવતા, અને અહીંનાં હસ્તલિખિત ગ્રંથોની નકલો કરી જતા અને તે આર્યાવર્તની બહારના બૌદ્ધોમાં વેચતા. જ્યારે આ દેશમાં જનુની મુસલમાનોનું રાજ્ય થયું ત્યારે રહેલાં સહેલાં વિદ્યામઠો બંધ પડયાં. ઉપરોક્ત ઉદ્દન–પુરી વિહારમાં પાંચ હજાર બૌદ્ધો શિક્ષક યા શિષ્ય હતા. તેઓએ મુસલમાન ધર્મ સ્વીકારવા ના પાડવાથી તેમને મુસલમાનોએ કતલ કરી નાંખ્યા! આખા મગધ દેશમાં આ પ્રમાણે કતલ ચાલવાથી, વિદ્યાને નામે પૂળો મુકાયો. કશ્મીરનો પ્રખ્યાત પંડિત શાક્ય શ્રી એજ અરસામાં મુસલમાનોના ત્રાસથી

મગધથી ભાગી ઓરીસામાં બે વર્ષ ભરાઇ રહ્યા અને ત્યાંથી બંગાલ તથા કુચ-બિહારને માર્ગે ભુતાનની ખીણમાં થઇને તીબેટ પહોંચ્યો. ત્યાં સાંગના લામાઓનો તે ધર્મગુરૂ થયો અને તેઓને તાંત્રિક તથા સૌત્રિક બૌદ્ધ ધર્મ શીખવ્યો. તશીલ-હુંપોમાં હવે ભ્રષ્ટ રૂપમાં વહેમી રીતે વિદ્યા શીખાય છે. છતાં, તમે જાણીને આશ્ચર્ય થશો કે રાય બહાદુર સરતચંદ્રે ત્યાં તીબેટનોને અહીંના કલાપ, સારસ્વત, તથા ચંદ્ર વ્યાકરણોના શ્લોકો કંઠાગ્ર જોયા ! તેઓ પાણિની વિષે પણ જાણે છે. બૌદ્ધ ધર્મની "મહાયાન" શાખાના સાહિત્યની એન સાઇકલોપીડીયામાં પાણિની અષ્ટાધ્યાયીનો સમાવેશ કર્યો છે ! દંડીકૃત કાવ્યાદર્શનું તેની સંસ્કૃત ટિકાસહિત તીબેટન ભાષામાં ભાષાંતર થયલું તે પણ તેમણે આખા તીબેટમાં જોયું હતું. તશીલ-હુંપોની યુનીવર્સીટીના ચેન્સેલર લામા સેંગ-ચેન રીનપોચ જેઓ આપણા દેશના પ્રખ્યાત રસાયણશાસ્ત્રકાર શુદ્ધ નાગાર્જુનના શિષ્ય નાગ બોધિસત્વનાના અવતાર હોવાનું કહેવાય છે. ( તીબેટનો અવતારવાદ હસવા જેવી હદે લઇ ગયા છે એ યાદ રાખવું) તેની અનુજ્ઞાથી મી. દાસને રાજ્યપુસ્તકાલયની હસ્તલિખિત પ્રતો જોવા દેવામાં આવી હતી. તે કપડામાં બાંધી હતી, અને તાડપત્રો પર લખેલી હતી. માત્ર નમન કરવા કરતાં વધારે. ઘુટ અદ્દાણુ તીબેટનો તે હસ્તલિખિત પ્રતો સાચે લેતા નહોતા. લેતા હતે તો તાડપત્રોની ભૂળ પણ થઇ ગઇ હતે.

૧૮૮૧ માં રા. બા. તીબેટની બીજી મુલાકાતે ગયા ત્યારે તેમણે સામયી ખાતેની બીજી મોટી લાઇબ્રેરીની મુલાકાત લીધી હતી. તેનો સ્થાપક એક આર્યાવર્ત નિવાસી હતો ! એક વિદ્વાન બંગાલી બૌદ્ધ શાંત રક્ષિતે ૮ મી સદીના મધ્યમાં તીબેટના રાજાની સહાયતાથી તે સ્થાપી હતી. તીબેટમાં બૌદ્ધ સાધુજીવન જે તીબેટની ઉન્નતિમાં એક કંટક સમાન છે તે તેણેજ પ્રથમ દાખલ કર્યું હતું. મગધનાં ઉદન-પુરી વિહારની આકૃતિની નકલ કરીને તેણેજ સામયીની યુનીવર્સીટી બંધાવી હતી. ત્યાં તીબેટન ભાષામાં સંસ્કૃત ગ્રંથોમાંથી તે પછી ૧ સદી સુધી તરજુમા કરવાનું કામ રાજ્યખર્ચે ચાલ્યું હતું. તીબેટનો તે અર્થે હીંદથી ૧૧ મી સદીના પ્રારંભમાં પુષ્કળ ગ્રંથો કાશ્મીર તથા મગધથી લઇ ગયા હતા. અતીશ એકલો બે હાથી ઉપાડી શકે એટલા ગ્રંથો ઉદનપુરી તથા વિક્રમશીલના મઠોમાંથી લઇ આવ્યો હતો. મુસલમાનોના અત્યાચારથી જ્યારે મગધમાંથી બૌદ્ધ ધર્મની જડ નીકળી ગઇ ત્યારે સેંકડો અને હજારો બૌદ્ધોએ આ દેશને અંતિમ નમન કરીને તીબેટનો આશ્રય લીધો હતો. ૧૨૦૨ ઇ. સ. માં ઉદન-પુરી તથા વિક્રમશીલના યુનીવર્સીટીઓ જે અમૂલ્ય અસંખ્ય પુસ્તકો હતાં, હજારો વર્ષના પવિત્ર પરિશ્રમનાં પરિણામ હતાં તે, બખ્તયારના સરદાર મહમદ બીન સીમે લાઇબ્રેરીના વાડામાંજ સામટો ઢગલો કરાવીને બાળી મુક્યાં ! અફસોસ ! કોઇ પણ વિદ્વાન ગામમાં રહ્યું નહોતું જેઓ ભયથી ભાગ્યા નહોતા તેઓ બળાત્કારથી મર્યા હતા. મહમદને એ પુસ્તકોમાં શું છે તે જાણવાની કુતુહલતા થઇ હતી તેથી તેણે કોઇ "મુંડા" ને તેડી લાવવા ગામમાં માણસ મોકલ્યા પણ એક પણ ગામમાં હતોજ નહીં. વિદ્યાદેવી તીબેટમાં સીધાવી ગઇ. તીબેટનો આ પ્રમાણે આપણા દેશ સાથે ગાઢ સંબંધ છે. ગુજરાતના સાક્ષરો ગુજરાતના કેટલાક કવિઓનાં દસ્કત ઉકેલવામાં તથા શબ્દાર્થ સંબંધ બેસાડવામાં ( જો કે વાતમાં માલ કશો નહીં મળે ) પોતાનો સમય વ્યતીત કરે છે તેને બદલે કોઇ તીબેટ જઇને તે દેશમાં આ દેશના કયા ગ્રંથો ગયા છે તેની ખાસ તપાસ કરે તથા તેની નકલો મેળવે તો તેઓએ દેશ ઉપર ઘણો વધારે સંગીન ઉપકાર કરેલો ગણાશે.

**કલકત્તાનાં સત્યવ્રત સામશ્રમી**—નાં ગત માસમાં થયલાં દેહાંતથી કયા સામવેદાભિમાની દુઃખી થયો નહીં હોય ? સામવેદના તેઓના જેવા વિદ્વાન હીંદમાં વિરલજ હતા. તેમનું મૂલ નામ તો કાલીદાસ હતું. પાંચ વર્ષની વયે એક દીવસે પોતાના કૌટુંબિક નોકર સાથે પિતાની વાડીમાં તે ગયો હશે. ત્યાં પોતે થોડાં ફુલ તોડ્યાં, જે લઇને ચાકર ઘેર ગયો. કાલીદાસના પિતા રામબાબુએ ફુલ તોડવા માટે ચાકરને સખ્ત ઠપકો આપ્યો. ચાકર ખોટો બદનામ થતો જોઇ, તેને અન્યાય થતો સહન ન થઇ શકવાથી બાલક કાલીદાસે પોતાનો અપરાધ સ્વીકારી ચાકરને મુક્ત કર્યો. પુત્રનાં સત્યવક્તૃત્વથી પિતા એટલો પ્રસન્ન થઇ ગયો કે, કામ પ્રમાણે તેનું નામ સત્યવ્રત રાખ્યું. કાલીદાસ મટી તે સત્યવ્રત થયો. પિતાનો લોભ પુત્રને બંગાલના નહીં પણ કાશીનો આદર્શ પંડિત કરવાનો હતો તેથી તેણે યુવાન સત્યવ્રતને એક મહાવિદ્વાન, શતાંશ શતાંશ

સંન્યાસી વિશ્વરૂપ સ્વામીના મોંમાં અધ્યયનાર્થે મુકયો. તે પછી હમારા ગુજરાતી વાંચકો જાણીને અભિમાની થશે કે, કાશીમાં રહેતા ગુજરાતી બ્રાહ્મણ પં. નંદરામ પાસે સત્યવ્રત તથા તેનો ભાઇ અજ્ઞવ્રત સામવેદની રૂચાઓનો શુદ્ધ ઉચ્ચારણ કરતાં શીખ્યા. સામવેદ ગાયન રૂપે હમેશાં બોલાય છે. બંગાળીઓમાં સામવેદ તથા પાણિનીય વ્યાકરણના તેઓજ ખાસ અભ્યાસી હતા. પિતાની ઇચ્છા બંગાલમાં તે વિદ્યા પુત્રદ્વારા દાખલ કરાવવાની હતી. અને તે કેટલેક અંશે પાર પડી હતી. પં. સામશ્રમી એક સંસ્કૃત માસિકના તંત્રી હતા, અને તેનું ટપાલથી તે તંત્રીસુધીનું સઘળું કામ પોતેજ કરતા, એવા તેઓ ઉમંગી તથા ઉદ્યોગી હતા. કાશીના વર્તમાન મહારાજાના પિતા શ્રીમંત ઇશ્વરી નારાયણ સીંગનાં પ્રધાનપદ હેઠળ આર્ય સમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતી તથા કાશીના પંડિતો વચ્ચે જે પ્રખ્યાત ઐતિહાસિક શાસ્ત્રાર્થ થયો હતો તે વખતે પોતાનાં સંસ્કૃત માસિક નંદિની સારૂ તેનો રીપોર્ટ લેવા સામશ્રમીજી હાજર હતા. સ્વામી દયાનંદનો પક્ષ એવો હતો કે "પુરાણોથી કાંઇ મૂર્તિપૂજા સિદ્ધ થતી નથી, વેદમાં બતાવો. પુરાણો તો અર્વાચીન છે. "પુરાણ શબ્દ પ્રાચીન ગ્રંથોમાં જ્યાં આવે છે ત્યાં તેનો અર્થ વિશેષણ તથા પ્રાચીનના અર્થમાં લેવાનો છે." વર્તમાન પુરાણોનો અર્થ ત્યાં કદીજ નથી. તેથી શાસ્ત્રાર્થ તે પર ચાલ્યો. નામ તરીકે પણ સ્વામીએ માન્ય ગણેલા ગ્રંથમાં પુરાણ શબ્દ વાપર્યો છે એવો પંડિતોનો પક્ષ હતો. એક જણે તેવા શ્લોકનું હાથે લખેલું પાનું સ્વામીજીના હાથમાં આપ્યું સ્વામીએ તે હાથમાં લીધું અને તે પર કેટલીક ક્ષણ વિચાર કરતાં તે હાથમાં રાખ્યું. આટલા ઉપરથી પંડિતોના પક્ષેએ સ્વામી દયાનંદની હાર થઇ એમ ગર્જના કરી અને મેદની વિસર્જન થઇ. આ હકીકત સામશ્રમીના માસિકમાં સવિસ્તર પ્રગટ થઇ છે, અને તે વખતે તેની નકલો પુષ્કળ ખપી હતી, કારણ કે તેમણે જાતે તે વખતે "નોટ" લીધી હતી. સ્વામી દયાનંદનું જીવન લખનારે અવશ્ય એ અંક પ્રાપ્ત કરવા પહેલાં જીવન ચરિત્ર પ્રગટ કરવાનું સાહસ ન કરવું જોઇએ. સામશ્રમી પંડિતોની સભામાં દિગ્વિજયજ કરી આવતા. નદીયાની કોલેજના એક પ્રોફેસર તેની વિદ્યાથી એવો ચકિત થયો કે, તેનાથી સામશ્રમીને લગ્નમાં પોતાની મોટી પૌત્રી, તથા તેના ભાઇ સામાધ્યાયીને નાની પૌત્રી આપી દેવાઇ! વળી તેઓ સિદ્ધાંતવાદી પણ જબરા હતા. સુધારક હોવા છતાં કહેતા કે બહુ સ્ત્રી શાસ્ત્રાનુસાર છે. અને કહેવા પ્રમાણે કરી પણ દેખાડયું! પોતાના ભાઇ સામાધ્યાયીને પહેલી પત્ની જીવતાં બીજી સાથે પરણાવ્યો! તેઓ એવા વિદ્વાન હતા કે છેક પંજાબથી કલકત્તા વેર તેની પાસે શીખવાને વિદ્યાર્થીઓ આવતા, જેમને તેઓ બ્રાહ્મણના ધર્મ પ્રમાણે મૂલ્ય વિના મફત ભણાવતા. આર્યાવર્તને આજે એકનિષ્ઠાવાન વિદ્વાનની ખરી ખોટ ગઇ છે, જે પુરાવી મુશ્કેલ છે.

**સ્વામી રામકૃષ્ણ પરમહંસની સમાધિદશામાં અવસ્થા**—ઘણી વિલક્ષણ થઇ જતી. કોઇ પણ મનુષ્ય તેમના સન્મુખ ધર્મ કે પરમાત્માની વાત કરતું તો તેઓ સમાધિ (અથવા સુષુપ્તિ) ની દશાને ઓચીંતા એકદમ પ્રાપ્ત થતા. તરતજ તેમના હાથ સીધા તથા કડક થઇ જતા, અને જાગૃત થતાં ઘણી વાર લાગતી. એક વખત સ્વામી વિવેકાનંદના આ મહાત્મા ગુરૂ એવી દશામાં ધગધગતા કોયલા ઉપર પડયા પરંતુ તેનું તેમને ભાન રહ્યું નહીં, જેથી તેમનાં માંસનો એક ભાગ બળી ગયો. જ્યારે વૈદે આવીને માંસપેશીમાં પેશી ગયલો અંગારનો ટુકડો ખેંચી કાઢયો અને જાગૃતાવસ્થામાં આવ્યા ત્યારેજ તેમને આ ઘાનું ભાન થયું. એક વખત તેઓ સરી ગયા જેથી હાથનું હાડકું ભાગ્યું. વૈદે તેમને તે હાથ આરામ થવા પૂર્વે ઉપયોગમાં ન લેવા સૂચના કરી, પણ તેમને માટે તે અશકય હતું. હાથ તો સમાધિમાં સીધો થઇ જતો જેથી તે પર ફરીથી પાટા બાંધવા પડતા. છેક છ મહીને માંડમાંડ હાથ સારો થયો. ભકતની આ દશાને ઘણાક એક પ્રકારનો જ્ઞાનતંતુનો રોગ માત્ર વર્ણવતા, તેને યોગીની સમાધિ માનવા ના પાડતા. ગમે તેમ હો પરંતુ તેમના જીવનમાં અદ્દભુત અલૌકિકતા તથા શુદ્ધતા હતી. બંગાલના ધાર્મિક સુધારક તથા કૃષ્ણભકત ભગવાન ચૈતન્ય દેવ ગૌરંગને પણ આ પ્રકારની સમાધિ (જેને કેટલાક માત્ર અતિ ભકતોને થતી વ્યાધિ કહે છે) પ્રાપ્ત થતી તેઓ તો પોતે કયાં છે અને શું કરે છે તેનું પણ ભાન ભુલી જતા. કૃષ્ણ અને ગોકુલમાંજ તેનું ચિત્ત હતું. એક વન જોઇ તેમણે એમજ માન્યું કે આજ મારૂં વૃંદાવન છે! જગન્નાથ પુરી ગયા ત્યાં સમુદ્ર જોયો ત્યારે એમજ માન્યું કે તે જમના મૈયા છે, અને તેમ માની

તેમાં સ્નાન પણ અનેકવાર કર્યું હતું (ભક્તોની લીલાં અપાર છે. મહાપુરૂષો તો અપવાદ રૂપ છે, પરંતુ જો દુનિયામાં બધાજ આવી ઉચ્ચ કોટિના ભક્ત થાય તો દુન્યાનો વ્યવહાર બીજું કાંઇ નહીં થાય તો જરૂર અટકી તો પડેજ!)—**પ્રબુધ્ધ ભારત** (અલમોરા-હિમાલય)—જુલાઇ, ૧૯૧૧.

**હીંદી ઉપપ્રધાન અને આપણી વર્ણવ્યવસ્થા**—મહંતનીશ હીંદી પ્રધાન મી. મૉન્ટેગ, જેઓ એક ઉધરતા અને આશા આપનારા જુવાન લીબરલ રાજદ્વારી છે તેમણે એ પાર્લામેંટમાં હીંદીની આવકજાવકનો અડસટો રજુ કરતાં હીંદીઓની રાજદ્વારી આશાઓને ઉત્તેજન આપનારું જે ભાષણ કીધું હતું તેમાં નીચલાં વાકય હીંદુ ધર્મના તથા દેશના અભિમાનીઓ માટે ખાસ વાંચવા જેવાં છે:—" હીંદીઓની ચમત્કારિક ધાર્મિક પ્રેરણા દુર્બલ થાય એવું કશું બોલવા હું ચહાતો નથી, પરંતુ હીંદુઓમાંના આગેવાન વિચારકોને સૂચના કરવા માંગું છું કે તેઓએ પોતાના કેટલાક (સાંસારિક) બંધારણો કયાં સુધી સાંપ્રત સાંસારિક ઉન્નતિ સાથે બંધ બેસતાં છે તે ઉપર સંભાળ પૂર્વક વિચાર ચલાવવો જોઇએ. દાખલા તરીકે વ્યાપારિક વર્ગોમાં જાતં મહેનત કરનારાઓનું લગ્ન સંબંધ દ્વારા નવું રક્ત આમેજ થાય એ ઇષ્ટ છે. " વણિક વણિકમાં લગ્ન સંબંધની બાધા છે તો મી. મૉન્ટેગ માટે વધારે દુરની વાતો કરવી બેહુદી છે. લંડનમાં બેઠા બેઠા અહીંની મુશ્કેલીનો તેમને શું ખ્યાલ હોય ?

**થીઑસૉફીસ્ટ આગેવાનો પાછા એક થયા**—" થીઑસૉફી ઇન ઇંડીયા" પત્રના ગયા ઑગસ્ટ માસનો અંક સાથે ફ્રેંટો વધારો પ્રગટ કરવામાં આવ્યો છે. તે પરથી જણાય છે કે જાણીતા થીઑસોફીસ્ટ આગેવાન તથા લેખક મી. સીનેટે મીસીસ એનીબીસંટના આગ્રહથી, થીઑસૉફીકલ સોસાયટીના ઉપપ્રમુખ થવા સ્વીકાર્યું છે, અને તેઓ તે જગ્યા લઇ શકે તે સારૂ હાલના ઉપપ્રમુખ સર સુબ્રહ્મણ્ય આયરે રાજીનામું આપ્યું છે. મીસીસ એનીબીસંટ તથા મી. સીનેટ વચ્ચે, મંડળના પ્રમુખના હોદ્દા તથા અમુક માન્યતાઓ સંબંધી મતભેદ તથા ખટપટ થઇ હતી અને તે અંતે પાછી સંધાઇ ગઇ જાણીને સંતોષ થાય છે. બીજા આગેવાનોએ રાજીનામાં આપ્યાં હતાં તેમને પણ મીસીસ બીસંટે આગ્રહ કરીને પાછા આમંત્રિત કરવા જોઇએ.

**અવતારો, રૂષિઓ અને મહાત્માઓ**—ઉપર મીસીસ એનીબીસંટે આપેલું ભાષણ સવિસ્તર " થીઑસૉફી ઇન ઇંડીયા " જે હીંદુસ્તાનની સઘળી થીઓસોફીકલ સોસાઇએટીઓની વડી સભાની મુખ પત્રિકા છે તેના જુલાઇ તા. ૧૫ મી એ પ્રગટ થયલો અંકમાં આપવામાં આવ્યું છે. તેનો સાર આ પ્રમાણે છેઃ—(કુટુમી તથા બાવા મોરીયા વગેરે) મહાત્માઓને થીઓસોફીસ્ટો માને છે તે સામે હાલમાં મદ્રાસ, મુંબઇ તથા અલ્હાબાદમાં હીંદુઓએ તોફાન કરી મુક્યું છે. પરંતુ તેનું કશું પ્રયોજન નથી. પ્રાચીન કાલના રૂષિઓ તમે જોયા નથી છતાં કેમ માનો છો ? શું હવે તમે એવા ભ્રષ્ટ થઇ ગયા છો કે જેથી હાલના જમાનામાં રૂષિ હોવા અસંભવિત થઇ ગયા છે ? એમ તો ઇસુ ખ્રીસ્તની હસ્તીનું પણ કશું પ્રમાણ નથી. તેના દેહાંત બાદ ૧૮૦ વર્ષની પૂર્વના કોઇ પણ ગ્રંથમાં તેનું નામ પણ નથી. છતાં તે વિષે કોઇ શંકા કરતું નથી અને મહાત્માઓને તો અનેક થીઓસોફીસ્ટોએ (દાખલા તરીકે મેડમ બ્લેવેટસ્કીએ લંડનના હાઇડ પાર્કમાં, કર્નલ ઓલકોટે મુંબઇમાં તેના પોતાના બંગલામાં) પ્રત્યક્ષ જોયા હતા. તમે જોઇ શકતા નથી તે જુદી વાત ...નો ... હમેશાં મનુષ્યસેવા તથા આત્મભોગજ છે. હમને જે ખરૂં લાગે તે હમે કેમ નહીં માનીએ ... થીઓ... હોય ? સામત્રેદ હીંદમાં મોટી છે તથા તેઓ વગવાળા છે. તેઓ પોત પોતાના ધર્મને સહાય ...ચ વર્ષની વયે એક નેમના સિદ્ધાંતોને તમે હસી કાઢશો તો મદદગાર થઇ પડવાને બદલે તેઓ પોતા-...થાડાં ફુલ તોડયાં, જે લઇને ગ. ધર્માંધ ખ્રીસ્તીઓએ ' સાયન્ટીસ્ટોની વિરૂદ્ધ થવાથી સાયન્ટીસ્ટો ખ્રીસ્તી ધક્કો આપો. ચાકર બેઠા બતા તેવી બાજી રમાશે. "

પોતાનો અપરાધ સ્વીકારી આ

કામ પ્રમાણે તેનું નામ સત્

નહીં પણ કાશીનો આદર્શ

**...વ્યય કરવા સામે " હીંદી જૈન " પત્રનો વાંધો**—તા. ૧૦ મી ઑગસ્ટ ...ના લાભાર્થે હીંદી ભાષામાં પ્રગટ થવા માંડેલું સ્થાનિક સાપ્તાહિક " હીંદી જૈન "

પત્ર ગઇ તા. ૧૭ મીનાં અંકમાં ખબર આપે છે કે "આપણા પરંપવિત્ર પાલીતાણાના તીર્થના આદેશ્વર ભગવાનને વાસ્તે બે લાખ રૂપીયાનો એક મુગટ બનાવવાનો નિશ્ચય થયો છે, અને એ તીર્થના કારોબારીઓ અમદાવાદની આણંદજી કલ્યાણજીની પેઢીએ પોતાનીજ મરજીથી, ટેંડર મંગાવ્યા વગર કે એસ્ટીમેટ કરવા વગર રૂ. ૬,૫૦૧ માં મુકુટ તૈયાર કરવાનું કામ મથુરાના એક ગૃહસ્થને સોંપ્યું છે. આવી અનિયમિત રીતે કામ કરવા સારૂ "હીંદી જૈન" કાર્યકર્તાઓને ઠપકો આપે છે એટલુંજ નહીં પણ કહે છે કે "પવિત્ર પરમાત્માનાં આભુષણ બનાવવામાં હમારો કાંઇ આક્ષેપ નથી, પણ જૈનોની વર્તમાન સ્થિતિ જોતાં, તેવા કામમાં પૈસા ખર્ચ કરવાને બદલે જીર્ણોદ્ધારમાં ધન ખર્ચવું જોઇએ. "તા. ૧૦ મી ઑગસ્ટના તે પત્રના અંકમાં મુંબઇના શ્રી બુદ્ધિસાગરજી એક લેખ લખીને "જૈન ગુરૂકુલ" સ્થાપવાની હીમાયત કરે છે, અને વ્યાજબી વિલાપ કરે છે કે, "જૈનો પાસે જેવી લક્ષ્મી છે તેવી વિદ્યા હોય તો જૈનો ભારતમાં સૌથી અગ્ર ગણાય!" તે જોતાં જૈનો જે ધન બીજાં દાન પાછળ ફાજલ પાડી શકે તે ગુરૂકુલમાં સ્થાપવા સારૂ જ દાન આપવું, એ સર્વોત્તમ છે કે નહીં તે પર મહારાજ બુધ્ધિસાગરના લેખ ઉપરથી જૈનોને ગંભીર વિચાર ચલાવવાનું કારણ મળવું જોઇએ.

**આર્ય સમાજ અને પતિત પાવન**—કર્નાલ (પંજાબ) આર્ય સમાજમાં એક યુરેશીયન કુટુંબે આર્યસમાજનો ધર્મ અખત્યાર કીધો છે. તે કુટુંબમાં ૯ માણસો છે. તેમાંની સ્રી એ. વિલીયમ નામના યુરેશીયનને પરણી અને તેનાથી તેને સાત છોકરીઓ અને બે છોકરા થયાં હતાં. શુદ્ધ થયા બાદ તેમનાં નામ ઇંદ્ર, વિદ્યાલક્ષ્મી, કૌશલ્યા, સરસ્વતી, ચંદ્ર, કમલા અને છોકરાનાં નામ બલબીર સીંગ અને ઇશ્વર ચંદ્ર રાખવામાં આવ્યાં છે! પ્રેમદેવીએ (મીસીસ વિલીયમે) નિવેદન કર્યું હતું કે "હું ચંબા મહાલમાં એક ક્ષત્રીય ઘરની કન્યા હતી અને મને ખ્રીસ્તી મીશનરીઓએ મારી ૧૨ વર્ષની વયે વટલાવી હતી. મને મીશન સ્કુલમાં અભ્યાસ કરવા મોકલી હતી અને ત્યાં હું ખ્રીસ્તી થઇ હતી. હમણાં ચાર માસમાં મારા પતિનો દેહાન્ત થયો અને તે વખતે મેં કયા ધર્મનું શરણ લેવાથી શાન્તિ મળે એ બાબતનો વિચાર કર્યો તો મને વૈદિક ધર્મમાં શ્રદ્ધા બેઠી અને તેથી હું આ ધર્મનો સ્વીકાર કરૂં છું." આર્ય સમાજે પાવન કરતાં પહેલાં કમમાં કમ કયા હેતુથી પરધર્મીઓ સમાજમાં આવે છે તે જોવું જોઇએ. પાછળથી ઘણાનું પોકળ ફુટે છે ને તેઓ પાછા સમાજમાંથી નીકળી, હતા તે ધર્મમાં જાય છે.

**આનું નામ તે વ્યાવહારિક કાર્ય**—કલકત્તામાં નં. ૧૯ કોર્નવાલીસ સ્ટ્રીટમાં રહેતા કાશીના પંડિત કેશવદેવ શાસ્ત્રીના પ્રયાસથી હાલમાં ૧૦૦ કેળવાયલા યુવાનોએ ૨૫ વર્ષની ઉમર થતાં સુધી નહીં પરણવાના અને ૧૬ વર્ષથી નાની ઉમરની કન્યા સાથે લગ્ન નહીં કરવાના સોગંદ લીધા છે; જેઓ પરણી ચુક્યા છે તેવા કેટલાક યુવાનોએ એવા સોગંદ લીધા છે કે અમારી ૨૫ વર્ષની ઉમર થતાં સુધી અને અમારી સ્રીઓની ઉમર ૧૬ વર્ષની થતાં સુધી અમે અમારી સ્રીઓના સમાગમમાં આવીશું નહીં. ધન્ય છે એવું વ્રત લેનારાઓને.

**કોર્ટમાં પરદેશગમન અને કેટલોક સાફ ખુલાસો**—બનારસની કોર્ટમાં પરદેશગમન સંબંધી અગરવાલ વણિકોનો એક કેસ ચાલે છે. જેમાં બરેલીના સબ-જજ બૈજનાથદાસની જુબાની લેવામાં આવતાં, તેણે પરદેશગમનની તરફેણમાં પોતાના વિચારો દર્શાવી જણાવ્યું હતું કે, પ્રતિવાદીઓ જેઓ પરદેશગમનની વિરૂદ્ધ છે તેઓ પણ માંસ-મદિરાનો ખુરાક લે છે. હું અન્ન-ફળ-શાકનો ખુરાક ખાઉં છું અને દારૂ પીતો નથી, છતાં મને ખ્રીસ્તી કે મોહમેદન જોડે બેસી જમવામાં વાંધો નથી. હમારા રાધાસ્વામી પંથમાં પણ ન્યાતિભેદ નથી અને તેમાં ખ્રીસ્તી, મોહમેદન, પારસી અને કાયસ્થો ઉપરાંત અમારાં અધર કુટુંબનાં ત્રણ ગૃહસ્થો છે, જેઓ અલ્લાહાબાદમાં એક પંગતે બેસી જમ્યા હતા, જેમ કરવા માટે હું મગરૂર છું!!

**નિર્દોષ મહારાજા ગાયકવાડ**—મી. ડી૦ એન૦ ચૌધરીએ કલકત્તાની બ્રહ્મોસમાજની મુખ્ય પત્રિકા "ઇંડીયન મેસેન્જર" પર એક પત્ર નીચે મુજબ લખ્યો છેઃ—"સંસાર સુધારાના પોતાના ધોરણોને

ખરા કરવા અરથે અને પોતાની હીંદી રાજાઓમાં પહેલી પદવી હોવા છતાં તે સંબંધી ઓછો અદેશો ન કરતાં ગાયકવાડ એક એવા રાજા સાથે રાજકુંવારીનાં લગ્ન કરવા તત્પર થયા હતા કે જેની વાર્ષિક આમદાની ફક્ત પચાસ હજાર રૂપીયા હતી. રાજકુંવરીની પદવી મુજબનાં સુખ સગવડ રહે તે માટે તેમણે વીશ લાખ રૂપયા તેને પહેરામણી કરવાનો વીચાર રાખ્યો હતો. પરંતુ મહારાણી હદબહાર ગુસ્સે થયાં. કોઇ પણ રીતે તેને મહારાણી પદ આપવા તેઓની ઇચ્છા હતી." પુત્રી પણ માતા સાથે મળતી થાય છે. આ પછી, મહારાજા સિંધીયા સાથનાં ભાવી લગ્ન માટે કોઇએ પણ નામદાર ગાયકવાડને ઠપકો આપવો ઘટતો નથી.

**જળ વગર તડફડતાં માછલાં**—એક દૈનિક પત્રમાં એક દયાળુ હૃદયના ગૃહસ્થ નીચે પ્રમાણે લખે છેઃ—" સાહેબ,—કેટલાક વરસ થયાં લીંબડી ખાતે થોડા ખરચમાં લાખો જીવો બચાવી શકાય તેવી રીતે જીવદયાને લગતું કામ કરવામાં આવે છે. વીગત એવી છે કે ચોમાસાની રૂતુમાં લીંબડી અને તેની આસપાસનાં નાનાં મોટાં ગામોમાં જે જે તળાવો છે તેમાં લાખો માછલાં ઉત્પન્ન થાય છે, પરંતુ લીંબડી સીવાયનાં બીજાં ગામોનાં તળાવ એટલાં નાનાં છે કે તેમાંનું પાણી ચોમાસું ગયા પછી માત્ર થોડા વખતમાં સુકાવા માંડે છે, અને પરીણામે તેમાંનાં માછલાં પાણી વીના તરફડી સુકાઇને મરણ પામે છે. તે મુંગા જીવોની આવી સ્થીતી જોઇને કેટલાક દયાળુ ગૃહસ્થોએ એકત્ર થઇ એવી ગોઠવણ કરી છે કે જે જે ગામોમાં પાણી વીના માછલાં મરી જવા લાગે તે તે ગામોમાં **ખાસ માણુસ મોકલીને, માછલાંને પાણીથી ભરેલાં વાસણોમાં લીંબડી ખાતે લાવવાં અને પછી તેમને લીંબડીના તળાવમાં નાખવાં,** કારણ કે એટલામાં લીંબડીનું એકજ તળાવ એવું છે કે જેમાં પાણી બારે માસ રહી શકે છે. આસપાસના ૧૦-૧૦ કોસમાં આવેલાં લગભગ સઘળાં ગામડામાંથી ખાસ કરીને ઉનાળાની રૂતુમાં સંખ્યાબંધ માછલાં લીંબડીમાં આવે છે, અને તે સઘળું કામ બારે માસના પગારદાર માણસો રાખીને ચલાવવામાં આવે છે. પરંતુ દીલગીરીની વાત માત્ર એટલીજ છે કે આ જીવદયાનું કામ ચલાવવા માટે કાંઇ પણ ખાસ ફંડ નથી." જો પ્રભુની એવીજ ઇચ્છા છે કે માછલાં જળ વગર મરવાં જોઇએ તો તેમાં મનુષ્ય શું કરશે? મનુષ્યે પોતે હાથે કરીને જીવની હિંસા ન કરવી એટલી હદમાં ન રહેતાં જો દયાળુ સજ્જનો તેઓને કુદરતી રીતે મરતાં પણ અટકાવવા બેસશે તો તે ભાગ્યેજ વ્યાવહારિક ગણી શકાશે. રોજ કરોડો જંતુઓ મરે છે ને ઉત્પન્ન થાય છે તેનો હીસાબ કે તે પર અંકુશ રાખવા પ્રયત્ન પણ કરવો-એ વાદળને આંગળથી ઢાંકવાની ચેષ્ટા કરવા બરોબર શું નથી? માછલાં લાવવા માણસોને જે પગાર આપવામાં આવે છે તેની રકમ હાલમાં દુકાળમાં ભૂખે મરતા એક પણ માણસને આપવામાં આવે તો તેથી વિશેષ લાભ છે. **એક માણસ કમમાં કમ એક કરોડ માછલાં બરોબર છે.**

## કેટલાક હાસ્યોત્પાદક સમાચાર-ટિકા સહિત

**બે વર્તમાન પત્રોને માથે આવી પડેલી ગંભીર ફરજ**—સુરતના અપક્ષપાત માસિક પત્રવાળા ડૉ. દીનશા ઘડીયાળીએ ઇંગ્લંડમાં મરણ પામેલા પોતાના ૭ વર્ષના પુત્રનો ભૂમીદાહ ન કરતાં અગ્નિસંસ્કાર કીધા તે સારૂ તેમને "જૈન સમાચાર" તથા "આર્યપ્રકાશ" એ બે ધાર્મિક સાપ્તાહિકોએ ધન્યવાદ આપ્યો હતો. તેના સંબંધમાં ડૉ. ઘડીયાળી તા. ૧૨ મી ઓગસ્ટના અંકમાં ખુલાસો કરે છે કે, ઇંગ્લંડમાં દોખમુ નહોવાથી અને દાહ દફન કરતાં તો ઉત્તમ હોવાથીજ મેં અગ્નિદાહ કર્યો હતો. અંતમાં કહે છે કે,—" દોખમુ હતે તો અગ્નિદાહની પણ સલામ ધને. જ્ઞાતિ જોડે મને લાગતું વળગતું નથી, કેમકે સદા જ્ઞાતિનાં ગાહંબારમાં માંસગોસ્ત ખાવા નહીં જવાથી જ્ઞાતિએ ભલી અક્કલ વાપરીને મને જ્ઞાતિ બાહેર રાખવામાંજ ડહાપણ વિચારેલું છે એટલે

હવે તો એ વિચાર પણ ઉપજે છે કે કદાચ હું જો સુરતમાં આવીને મ્યુનિસિપાલીટીના કરવેરાથી અને બીજા હિતેચ્છુઓની બદદોઆથી ટકી મરી જઈશ તો પારસીઓ કદાચ દોખ્મે ચઢાવવા પણ ના પાડે! જો તેમજ થાય તો હિંદુ ભાઇઓ! તમે મને બેલાશક અગ્નિદાહ કરવા ઉપાડી જજો. હાં! મારૂં મુરદું રખડે નહીં, તે જો જો. જૈન સમાચાર તથા આર્ય પ્રકાશ!!! તમારે મસ્તકે આથી ફર્જ નાંખું છું. રામબોલો રે ભાઇ!"

**ફેંટો કે પાઘડી?**—પ્રસિદ્ધ પંજાબી લેખક સંત નિહાલસિંહ અલ્હાબાદના "હીંદુસ્તાન રીવ્યુ" માંના જુલાઇના અંકમાં પોતાનો અમેરીકન અનુભવ વર્ણવે છે. તેમાં એક સૌથી રમુજી બીના આવે છે. ટ્રામમાં મુસાફરી કરતાં, એક અમેરીકન બાનુએ પંજાબી ફેંટો સંત નિહાલસિંહના માથા પર જોયો તેને મન તે અપૂર્વ દ્રશ્ય હતું જેથી તે વિસ્મય પામી. તેણે તરતજ પ્રશ્ન કર્યો "માથા ઉપર આવો મોટો પાટો બાંધવો પડે એ કેવું ખરાબ? શું તમને કાંઇ અકસ્માત થયો હતો?" હાજરજવાબી સંતે જવાબ આપ્યો "હા, મેડમ; મારો હીંદમાં જન્મ થવાનો તથા ઇગ્લાંડનાથી શાપિત થયલી આ અમેરીકન ભૂમીમાં યાત્રા કરવાનો અકસ્માત થયો હતો"! નિહાલસિંહજીના સમસ્ત લેખનો સાર એ છે કે, નવીનતા જોઇને અમેરીકનો ગાંડા ગાંડા થઇ જાય છે, અને બાનુઓ જેને તેને તેની ઉમર પૂછવાની બહુ શોખીન હોય છે. નહીં કહેવા માંગો તો આડકતરી રીતે પૂછી પછી મનમાં સરવાળા બાદબાકી કરી ગણી કાઢશે! એશીયાવાસીઓને તેઓ હસવાનાં રમકડાં જેવા સમજે છે. અમેરીકન યુનીવર્સીટીમાં શીખવા આવેલા એક ચીનાને એક અમેરીકને કહ્યું કે "આ દેશની સભ્યતા એવી છે કે, 'આ ચમચે પીવી, રોટલા છરીથી કાપવા, રોટલી ચામાં બોળીને ખાવી, સૂપ (નરમ દાળ જેવી ચીજ) કાંટે ખાવો'" ઇ. ઇ. તે બીચારાએ એ વાત ખરી માની દેશ તેવા વેશ કરવાની જરૂર પીછાની, અમેરીકન મંડળીની વચમાં તેમ વર્તવા લાગ્યો. અમેરીકનોને એશીયાવાસીની આવી મશ્કરી થવાથી અપાર આનંદ આવે છે!

**લગ્નનું સાટું તોડવા સારૂ ફરીયાદી, તથા નુકસાની પા. ૧૫ શી. હા!**—પેરીસની એક કન્યાએ કોર્ટમાં એવી મતલબની ફરિયાદ માંડી હતી કે લગ્નનું સાટું થવા પછી, લગ્ન સારૂ આમંત્રણ પત્રિકા પ્રગટ કરવા તથા પોશાકની વરદી પણ આપી દેવા પછી તેનો પ્રતિવાદી ત્યાગ કરી ગયો હતો. પ્રતિવાદી પતિનો બચાવ એવો હતો કે બાઇએ મને એક દહાડો લગ્ન પૂર્વે વાતમાં કહ્યું કે, "મને કાંઇ સંતતિની ઇચ્છા નથી"! આથી હું ચમક્યો. મારી ઇચ્છા પિતા થવાની છે, અને તે થવા દેવાની ઇચ્છામાં તેણીની સહાયની નિરાશા થવાથી લગ્ન કરીને શું લાભ? જજે જણાવ્યું કે પતિપત્ની એક બીજાની બદમાશી પકડીને, પરસ્પર ભયમાં રહે એ ઉત્તમ ધારણા લગ્નનો એક હેતુ છે! જો લગ્ન પૂર્વે તે કેમ થાય તો, શું નુકસાની આપવી લેવી ને આશીર્વાદન સિવા પેઠે પાર્ટીઓ પ્રથમથી પરસ્પર નક્કી કરે તો કોર્ટને નુકસાની આંકવાની પંચાતમાં ઉતરવું ન પડે. હું બાઇને તેણીની નીતિની હાનિ બદલ ૧ શીલીંગ અપાવું છું. તથા પ્રાકૃતિક હાનિ બદલ ૧૫ પાઉંડ ને દશ શીલીંગ અપાવું છું. જજે કયે હિસાબે એ રકમ નક્કી કાઢી તે એજ જાણે!

**જેનો વાંસ તેનોજ વાંસો!**—અમેરિકામાં સ્વદેશી માલની બનાવટને ઉત્તેજન આપવાના હેતુથી પરદેશી માલ પર ભારે જકાત નાંખવામાં આવી છે. તેને લીધે, સારાં પશીલ્લા બનાવનારો એક અમેરીકન શું ખુબી કરી શકતો હતો કે, તે પશીલ્લા તે પોતાના દેશમાં તો

મોંઘી વેચતો હતો, પણ પરદેશ મોકલતો ત્યાં ખેહદ સસ્તી વેચતો. 'ટેરીફ'ની કૃપાથી તે ફાવતો. એક જણે તાલ કીધો. તેનીજ ઘડીયાલો તેણે પરદેશમાં જ્યાં સસ્તી મળતી ત્યાંથી વેચાતી લીધી. અમેરીકન બનાવટ હોવાથી તે પર જગાત માફ થઇ, અને પછી તે સસ્તે ભાવે અમેરીકામાં વેચવા કાઢી! બનાવનારે તે સામે કોર્ટમાં બહુએ અપીલ કરી, પણ તે હારી ગયો. તેથી સ્વદેશમાં મોંઘુ વેચવાની તેની યુક્તિ નિષ્ફળ ગઇ.

**આ તો બલજબરીથી પરણાવે છે!**—કેથલીક સૌથી જૂના વિચારના ગણાય છે. તેથી તેઓ અત્યારસુધી પોતાના બ્રાહ્મણો—પાદરીઓને સૌથી બહુ માન આપતા. પરંતુ હવે બાજી ઉલટાઇ ગઇ છે. કેથલીક ફ્રાન્સે પાદરીઓની સત્તા છીનવી લીધી છે, તેમની શાળાઓ બંધ કીધી છે જેથી હજારો કેથલીક ફ્રેંચ પાદરીઓએ ફ્રાન્સનો કીનારો સદાનો છોડી દીધો છે. પોર્ટુગલ તેથી પણ બે ડગલાં આગલ ગયું છે. ત્યાંના નવા પ્રજાસત્તાક રાજ્યે ચર્ચ (ધર્માલય વિભાગ) ને રાજ્યથી જુદું પાડયું છે. વળી ધર્માલયોની મીલકત હતી તે જપત કરી છે એટલુંજ નહી પણ હવે પછી પણ તેને જે મળે તે સરકારની એમ ઠરાવ્યું છે! કેથલીક પંથના પાદરીઓ હમેશાં બ્રહ્મચારી હોય છે. તેમને લગ્ન કરવાની માગણી કરવામાં આવી છે એટલુંજ નહીં પણ એવી વધુ લાલચ આપી છે કે જો તેઓ પરણશે તો તેમની વિધવા તથા સંતતિને પેન્શન આપવામાં આવશે!!

**નિમાજ ભણતાં મસીદ કોટે વળગી!**—બમનશા જમશેદજીએ પોતાની પત્ની સાથે 'રાહટ વાહટ' (સ્ત્રીના સંબંધ) ભોગવવાનો દાવો તેણી સામે હાઇકોર્ટમાં માંડયો હતો જેની સુનાવણી જજ મી. દાવર સનમુખ થઇ હતી. જજે બમનશાહને પહેલાંથીજ નરમ કરી દીધા. કહ્યું કે કોર્ટની ડીક્રી મળી તો પણ લાભ શો થશે? સ્રી મારફાડનાં કારણસર તમારી સાથે રહેવા ના પાડે છે. પછી ડીક્રીથી બહુ તો તેણીને ૧ માસ જેલમાં જવું પડશે. પછી તે નકામી થઇ પડશે. આથી તેમણે દાવો ખેંચી લીધો, અને દાવામાં સામે થવા સારૂ મીસીસ બમનશાને વકીલ વગેરેનો જે ખરચ થયો તે પારસી કાયદા પ્રમાણે મી. બમનશાએ આપવો એવો ઉલટો હુકમ કોર્ટ પાસેથી મેળવી બમનશા ઘેર આવ્યા!

**હવાલસાની!**—એ એક ક્ષયરોગ પરની દવાનું નામ છે. દેહરાદુનના એક મુસલમાન હકીમે આ દવા શોધી કાઢી છે તેથી ક્ષયરોગ મટી જાય છે એવો તેઓ દાવો કરે છે પણ તે એ શરતે કે હીંદુના હાથની તૈયાર કરેલી કોઇ પણ ચીજ જો દરદી ખાશે તો તેનો ક્ષયરોગ મટશે નહીં! આ પરહેજી ધાર્મિક ધર્માંધતા દવાખાનાં તથા હકીમો સુધી પહોંચી જાય છે તેનો એક દાખલો છે.

**સખાવત કે રૂશ્વત?**—ઇંગ્લંડના નોટીંગહામ વિભાગ તરફના પાર્લામેંટના સભાસદ થવા માટેના છેલ્લા કોન્સર્વેટીવ ઉમેદવારે પોતાના એક હજાર ઉપર ચુંટણી કરનારાઓમાં પોતાના આડત્યાઓ મારફતે નાની નાની રકમો વહેંચી હતી તેથી તેટલાજ વધુ મત લીબરલ ઉમેદવારથી મળ્યા અને તે ચુંટી કઢાયો. લાંચ રૂશ્વતથી તે ચુંટી કઢાયો હતો એ કારણસર તેની ચુંટણી રદ કરવાની કોર્ટમાં અરજી થઇ હતી. તહોમતદાર પક્ષે એ વાત સ્વીકારી અને વધુ કબુલ કીધું કે, ચુંટણી વખતે બીજા ચુંટણી કરનારાઓને રકમો આપવાનું મુલતવી રાખવામાં આવ્યું હતું પણ

ચુંટણી પછી તેમને પણ ખટાવવા વિચાર હતો! તે છતાં નામદાર જજોએ એવો ચુકાદો આપ્યો કે, એ કાંઇ રેસ્વત નથી પણ સખાવત છે. તેથી "પ્રેકટપ્ટ કટીસીઝ એકટ" ની ચુંગાલમાં પ્રતિવાદી આવતો નથી! હવે ધનાઢયોને ઇંગ્લંડની ધારાસભામાં આસન મેળવવા સારૂ માત્ર સખાવતજ કરવાની છે!

**કાયસ્થનું યજ્ઞોપવીત તોડનાર કોર્ટમાં**—જો કે બંગાલમાં કાયસ્થો એક સૌથી કેળવાયલી તથા ઉન્નત કોમ છે છતાં ત્યાંના જૂના વિચારના બ્રાહ્મણો તેમને દ્વિજ માનવા ના પાડે છે અને તેમને શુદ્ર કહી યજ્ઞોપવિતના અનધિકારી ઠરવે છે. આથી કાયસ્થો ઉલટા જનોઇ પહેરવા લાગ્યા છે! ગજેન્દ્રનાથ પાલ નામના એક કાયસ્થદ્વેષીએ બંગદેસ્ય કાયસ્થ સભાના સભાસદ્ બાબુ પંશુપતિનાથ દત્તે ધારણ કરેલાં જનોઇની મશ્કરી તથા નિંદા કરી હતી. તેની સૂચનાથી એક પ્રસન્નો નામના તેના મિત્રે પેલા કાયસ્થની યજ્ઞોપવીત જોતજોતામાં તોડી નાંખી. આથી ફોજદારી કાયદાની બે કલમો (૨૯૫ અને ૩૫૫) પ્રમાણે કાયસ્થે તે બેને કોર્ટમાં ઘસડ્યા છે. કાયસ્થ ગ્રહસ્થની એવી ફરીયાદ છે કે, યજ્ઞોપવિત તુટવાથી પોતે ભ્રષ્ટ થયો છે જેથી તેને પ્રાયશ્ચિત્ત પણ કરવું પડશે. ઉપરોક્ત ૨૯૫ મી કલમની મતલબ એવી છે કે, કોઇ, કોઇ પણ પૂજ્ય, પવિત્ર વસ્તુને તે વસ્તુના સ્વામીના ધર્મનું અપમાન કરવાના હેતુથી નષ્ટ, ભ્રષ્ટ કે અપવિત્ર કરશે તેને વધુમાં વધુ બે વર્ષની સજા થશે. ૩૫૫ મી કલમની મતલબ એવી છે કે જે કોઇ બીજાને ગેરઆબરૂ કરવા સર તેના ઉપર હુમલો કરશે તેને વધુમાં વધુ બે વરસની સજા થઇ શકશે. પ્રથમ આ કજીઓ બીજા વર્ગના મેજીસ્ટ્રેટ આગળ હતો. પણ તેણે કહ્યું કે, "યજ્ઞોપવીતનું રહસ્ય સમજવા અસમર્થ હોવાથી હું આ કજીઓ ચીફ પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ ઉપર મોકલી આપું છું." આનું પરિણામ અધિકાર-અનધિકાર ઉપરના શાસ્ત્રાર્થ રૂપ થઇ પડશે. શાસ્ત્રો કરતાં પીનલકોડનું વજન વધારે પડશે એમ લાગે છે!

**ગોરો, ખુરશી અને માકડ**—હિંદુ મહેતાજીઓવાળી શાળામાં માકડનો કડવો અનુભવ ચાખવો પડેલો હશે કે શું તેથી કેલવણી ખાતાના એક ઇન્સપેકટર જ્યારે શાળાઓની તપાસ અર્થે જાય છે ત્યારે પોતાની ખાનગી ખુરસી સાથે લઇ જાય તે ઉપર બેસે છે. રેલ્વેના વેઈટીંગ રૂમોના બાજઠો અને ખુર્સીઓની હાલત પણ ઘણી વેળા "હિંદુ મહેતાજીઓની ખુર્સી" ના જેવીજ અનુભવવી પડે છે—અપક્ષપાત.

**૯૨ અને ૨૫!**—આ ઉખાણું છોડો! એનો અર્થ એ છે કે ૯૨ વર્ષના એક ડોઢી નામના નાટકકારે ૨૫ વર્ષની કન્યા સાથે નેકા કીધા છે. રશીયાની પ્રખ્યાત મહાન્ મહારાણી કેથરાઇન બીજીએ મરતાં મરતાં ૬૭ વર્ષની ઉમરે (ઇ. સ. ૧૭૯૬) ૩૦ વર્ષના એક જુવાન રશીયનને "રાખ્યો" હતો તેમાં અને આમાં જાતિ ઉલટ પુલટ થાય છે તે શીવાય બીજો બહુ ફેર નથી! યુરોપમાં જે ન થાય તેટલુંજ થોડું!!

## સાયન્સ તથા વિદ્યા વિષયક સમાચાર (સટિક.)

**અમેરીકામાં લડાઈ, કરોડોનો કચ્ચરઘાણ**—આ હેડીંગથી કોઈએ હાંફળાફાંફળા થઈ જવાની જરૂર નથી કારણ કે લડાઈ માણસ જાત સામે નહીં પણ માખી સામે છે! મચ્છરોથી મેલેરીયા, ને ઉંદરથી મરકીનો રોગ ઉત્પન્ન થવાની જેમ શોધ થઇ છે તેમ ભક્ષ અન્ન આદિમાં દરેક જાતના રોગોત્પાદક જંતુને નાખનાર તરીકે ઘરમાં ભમણુતી માખી સિદ્ધ થઇ છે. આથી યુનાઇટેડ સ્ટેટસમાં તે શેતાનજાદીઓ સામે, સરકારનાં તંદુરસ્તી ખાતાં તરફથી દીન દીન કરીને જેહાદ જગાડવામાં આવી છે! બસ; મારો કરોના પોકાર થઇ રહ્યા છે. વર્તમાનપત્રો પણ લોકોને માખી રોગ કર્તા તરીકે હોવાનું પ્રજાને સિદ્ધ કરી આપવા પોતાનું બનતું કરે છે. તેઓ માખીથી સોગણું મોટું માખીનું ચિત્ર પોતાના પત્રમાં પ્રગટ કરે છે ને તેના પગમાં જે અસંખ્ય રોગોત્પાદક જંતુઓ ભેરવાયા હોય છે, ને તે જેના પર બેસે છે તેમાં મુકી જાય છે તે આબેહુબ બતાવે છે. માખી મારનારને ઇનામો પણ મળે છે, અને મારવાની સર્વોત્તમ યુક્તિઓ તથા યંત્રો શોધી કાઢનારને પણ ખાસ ઇનામો હોસ્પીટલ, વર્તમાનપત્રો તરફથી મળવાનું જાહેર થયું છે. એક અઠવાડીયામાં ૬॥ લાખ માખી તે લાલચથી મરી હતી; અને ઇનામ લેતી જનારામાં ૧૦–૧૫ વર્ષનાં નાનાં ૨૫ છોકરા છોકરીઓ પણ હતાં. પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરવાનું પણ લીધું હતું તેમ યુનાઇટેડ સ્ટેટસના આરોગ્ય ખાતાંનાં ડૉ. મરેએ પોતાનો દેશ "નિર્મક્ષિક" કરવાનું પણ લીધું છે. એક જાળીવાળો તાર ઇનામ મેળવવા માંગનારા છોકરાંઓને આપવામાં આવે છે જેમાં માખી આવતાં તે સાફ થઇ જાય છે. આ યંત્રથી એક નાનું છોકરું એક દહાડામાં ૧૦ થી ૧૫ હજાર માખીઓનો પ્રાણ લઇ લે છે! આ માખીનાં મુર્દા તંદુરસ્તી ખાતાંને હવાલે થતાં તે ખાલીને હીસાબે ગણાય છે. લોકો માખીથી એટલા બીધા છે કે, જે ખાણા પીણાની દુકાનમાં માખી જોવામાં આવે છે ત્યાં તેઓ જતા નથી! ગળી વસ્તુ પર માખી બેસાડીને પછી તે પર ગરમા ગરમ પાણી રેડીને તેમને મારી નાંખવાની યુક્તિ પણ ઘણી ફતેહમંદ માલમ પડી છે. આ પ્રમાણે સંહાર કરતી નિર્દય પ્રજાના વ્યક્તિઓના ભાગ્યમાં કોણ જાણે કેટલા યુગ યુગાંતરો પર્યંત જન્મ જન્માંતર કરવાનું નિશ્ચિત થયું હશે તે પરમાત્મા જાણે! મૃત્યુ નીપજાવવા કરતાં જો પ્રથમથી પુરતી સફાઇ રાખવામાં આવે તો તેથી માંખીની ઉત્પત્તિજ થતા ન પામે. તેજ બેહેતર તેમજ દયાપૂર્વક છે.

**એક અપંગનું અદ્ભુત પરાક્રમ**—આંધળાઓને અક્ષરો મીંડાની જુદી જુદી સાથીઓ જેવી આકૃતિઓ પાડીને શીખવવામાં આવે છે. ઇંગ્લંડના બર્મીંગહામ શહેર ખાતેની સરકારી અપંગ શાળામાં તેવી રીતે લખતાં શીખેલા એક અપંગ મી. માયર્સ એક્ઝીટર ખાતે ગયા જુલાઇ માસમાં અપંગ શિક્ષણ પદ્ધતિ પર ચર્ચા ચલાવવા મળેલા કોન્સરન્સમાં થયેલાં ભાષણોનો રીપોર્ટ લીધો હતો! જન્મોત્રી જેવા લાંબા સાંકડા કાગળ ઉપર તેણે તે રીપોર્ટ લીધો હતો, ને કાગળ ફક્ત રાઇમાલનો સલંગ કનકવો બન્યો હતો! અને તે ઉપર આઠ લાખ મીંડાં અપંગે લખી કાઢ્યાં હતાં!! અપંગ હોવા છતાં તે ૧૫૮ શબ્દો (અક્ષરો નહીં હો!) એક મીનીટે લખી શકે છે. અપંગો માટેની મીંડાની બારાખડીનાં શૉર્ટ-હેંડ ઉપરોક્ત દરકતની રચના કરવામાં તેણે ઘણી

સહાયના કરી છે. અભ્યાસ તથા શિક્ષણથી અપંગો જે કામ કરી શકે છે તો કોઇ જેવી બે આંખોવાળા ધારે તો શું જ ન કરી શકે ?

**વરાળ કે અગ્નિ ?**—બંગાળી ડૉ. આઇ. એમ. મલ્લીક એમ. ડી. એ રાંધવાના "સ્ટોવ" ના સંબંધમાં એક ચોપાનીયું પ્રગટ કર્યું છે. તેમાં વિજ્ઞાનશાસ્ત્રના આધારે તેઓ એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે કે, વરાળ પેદા કરીને તેની ગરમીથી ખાવાની ચીજ બાફવી એ પાણીમાં અગ્નિની સીધી ગરમીથી બાફવા કરતાં ઘણું સારું છે. પાણીમાં બાફવાથી, બફાયલી ચીજનાં પોષક તત્વનો ચતુર્થાંશ પાણીમાં સરી જાય છે, અને પક્વ અન્ન નીરસ લાગે છે. વળી પાણીમાં જે ભિન્ન તત્વો હોય છે તે પણ બફાતી ચીજમાં મિશ્રિત થઇને હાનિકર્તા થઇ પડે છે. "ઇક-મીક કુકર" નામનો પોતે જે વરાળદ્વારા રાંધવાનો સ્ટોવ બનાવ્યો છે તેમાં અન્ન સૌથી ઉત્તમ રીતે, સૌથી સસ્તામાં, ઓછા વખતમાં, સૌથી સારી રીતે રંધાય છે એવો તે દાવો કરે છે. જો ડૉ. મલ્લીક ડૉ. મલ્લીક નહીં હતે તો એમની આ 'થીયરી' ને જાહેરખબરજ માનવી પડતે.

**બાલકો કે બ્રહ્માઓ !**—જુલાઇ માસના અમેરીકન મેગેઝીનમાં મી. બ્રુસ નવી પદ્ધતિથી બાલકોને શીખવવાની બાબત ઉપર વિવેચન કરે છે. તે જણાવે છે કે તે પદ્ધતિને પરિણામે ડૉ. સીડીસ પોતાના પુત્રને ૧૧ વર્ષની વયે હાર્વર્ડ યુનિવર્સીટીમાં કૉલેજનો ચડતો અભ્યાસ કરવા દાખલ કરી શક્યો હતો ! પ્રો. લીઓ વીનર પોતાનાં પુત્રોના સંબંધમાં એવાજ ચમત્કારી ફતેહમંદ અખતરા કરે છે. તે કહે છે કે મારો પુત્ર નોરબર્ટ બે વ્હાડામાં ૧૮ મહીનાની ઉમરે બારાખડી શીખી ગયો, ૩૬ મહીનાની ઉમરે તે વાંચી શકતો ને ૬ વરસે તો તે ડાર્વીન વગેરે અનેક સાયેંટીફીક ગ્રંથોનો તેણે અભ્યાસ કર્યો હતો ! ડૉ. સ્ટોનર કહે છે કે મારી સ્ત્રીએ મારી બાળક પુત્રીને પાંચ ભાષાઓ ( એસ્પેરેંટો સહિત ) માં વાતચીત કરતાં શીખવ્યું છે, જો કે પુત્રીની ઉમર હજીનવ વર્ષની નથી. આ પદ્ધતિ યાદ રખાવીને નહિ પણ મગજ ઉપર અમુક છાપ પાડીને શીખવવાની છે. તે છતાં જો ઉપરોક્ત બાલકોમાં પોતાનામાં અસાધ શક્તિ પ્રફુલ્લિત નહિ હતે તો છાપ પાડી શકતે નહીં એ દેખીતું છે.

**કેળવણી આપવાની એક બીજી પદ્ધતિ**—શીખવવામાં પણ દરજીના ડ્રેસ પેઠે ફેશનો યુરોપમાં રોજ બદલાય છે. મીસ જૉન્સને સોપીંગના નાના ગામમાં એક ખાનગી શાળા કાઢી હતી તેમાં તેણીએ વળી નવીજ શીખવવાની પદ્ધતિ કાઢી હતી. તેણી માત્ર કુદરત પર બાલકોનું લક્ષ ખેંચતી, ને તેનો અભ્યાસ કરાવતી—ચોપડીનું તો નામજ ન લેવાડતી. પણ ઇતિહાસમાં તે પ્રત્યક્ષ પ્રમાણ ઉપયોગી નહોતું. તેથી તેણીએ અમુક ઐતિહાસિક બનાવોના નાટક કરવા અને શીખના બાલકોને તેમાં પાત્ર થવા પ્રેરણા કરી. આથી પોતાનો પાઠ ભજવવા હોંસથી તેઓ ઇતિહાસના બનાવોનો અભ્યાસ કરવા લાગ્યા અને તેમને એ રીતે ઉપયોગી ઐતિહાસિક બનાવો આબાદ યાદ રહ્યા !

**મકાન કે મીનારા ?**—અમેરિકાના ચીકાગો તથા ન્યુ યોર્કમાં હાલમાં જ્યાની તાજુને લીધે જે ઘરો બંધાય છે તે જોઇને ચક્કર આવે છે અને ઘણાક તો ઉંચે નજર કરતાં કરતાં ગુરૂત્વાકર્ષણનું શરીરનું મધ્યબિંદુ બદલતાં ચત્તાચપાટ થઇ જવાય એટલાં ઉંચાં છે ! સીંગર કંપનીનું મકાન ૬૧૮ ફુટ એટલે રાજબાઇ ટાવરથી ત્રણ ઘણું ઉંચું છે. અને તે પણ સૌથી ઉંચું હવે રહ્યું નથી. મેટ્રોપોલીટન બીલ્ડીંગ ૭૦૦ ફુટ ઉંચું છે, ને વુલ્વર્થ બીલ્ડીંગ ૭૫૦ ફુટ ઉંચું બંધાયું છે. પહેલાં ચાલીસ મજલાથી હદ થતી તે હવે સીતેર મજલા બંધાય છે. જ્યા તો પુષ્કળ બચે છે, પર-

માળાનું આકાશ મફત વપરાય છે પણ આગ લાગે છે ત્યારે સેંકડો જણાઓ કમોતે મરે છે. આમ વધતાં વધતાં કેટલા હજાર ફુટ મકાનો ઉંચાં થશે તે હાલ કહી શકાતું નથી.

**નિરોગીને પ્રયોગ સારૂ રોગી બનાવનારા ડૉક્ટરો!**—જ્યારે પેરીસના પ્રખ્યાત જંતુશાસ્ત્રી પાસ્ચુર જેવા નામથી તેના સ્મારક તરીકે પેરીસમાં દુન્યાની સૌથી મોટી પશુ પ્રયોગશાળા સ્થાપવામાં આવી છે. તેણે રોગોના ઉપચાર શોધી કાઢવા પૂર્વે જુદા જુદા રોગોનો જુદાં જુદાં પશુઓને ચેપ લગાડવાથી તેની કેવી જુદી જુદી અસર થાય છે તે પ્રત્યક્ષ જોવાની આવશ્યકતા પ્રદર્શિત કરી ત્યારે સાયેન્ટીફીક નિર્દયતાનું નવું પૃષ્ટ ખુલવાનો જે, ભય વિચારશીલ પુરૂષોએ દર્શાવ્યો હતો તે ખરો પડવા આવ્યો છે. રોગીને નિરોગી કરવાનાં બહાનાં હેઠળ, હવે ડૉક્ટરો નિરોગી પશુઓ ઉપરથી નિરોગી મનુષ્યો ઉપર આવ્યા છે; આવા ગુન્હેગાર ડૉક્ટરોને વૈદક વિદ્યાના મોટા ઉન્નતિ કરનારા માનવામાં આવે છે! નીસર નામના એક પરદેશી ડૉક્ટરને વેસ્ટ લંડન મેડીકલ સોસાઇટી તરફથી થોડા વખત ઉપર કેન્સીંગટનના ટાઉન હૉલમાં ભાષણ આપવા બોલાવવામાં આવ્યો હતો. ભાષણનો વિષય ઉપદંશ (સીફીલીસ) ના રોગની સાંપ્રત ચિકિત્સાની ઉત્ક્રાંતિ એવો હતો. મેડીકલ પ્રેસ ઍંડ સર્ક્યુલર પત્ર પ્રમાણે તે ડૉક્ટરને જન્મ પર્યંત દેશનીકાલ કરેલો જોઇએ છીએ. તે દુષ્ટે ઉદ્ગારથી જણાવ્યું હતું કે "સીફીલીસ"ના રોગથી પીડાતા મનુષ્યોનો ચેપ મેં, આઠ નિરોગી મનુષ્યોમાં દાખલ કર્યો હતો, જેમાંના ચારને તો ચેપ આબાદ લાગુ કરવામાં હું ફતેહમંદ નીવડ્યો હતો! એક છોકરીને ચેપની રસી ચામડી દ્વારા દાખલ કરવા પછી ત્રણ વર્ષે તેણીને મગજમાં ઉપદંશ લાગુ પડવાથી તેણી હોસ્પીટલમાં આવી હતી. બીજી ત્રણ છોકરીઓને ચેપ લગાડવા પછી, એક, ૧ માસમાં, બીજી ૭ માસમાં તથા ત્રીજી એક વર્ષમાં તે રોગને ભોગ થઇ પડી હતી." પ્રાચીન કાલના રોમન એમ્પાયરના સમયમાં નાટકપ્રિય લોકોની રસવૃત્તિ એટલી ભ્રષ્ટ અને દુષ્ટ થઇ ગઇ હતી કે નાટકમાં રંગભૂમી ઉપર જો લડાઇઓ તથા આપઘાત ખરેખરા થતા, તોજ તેમને આનંદ આવતો! તેથી નાટકના માલેકો તમાશબીનોને રીઝવવા ગુલામોના ખરેખાત ખુન તથા આત્મઘાતમાં ઉપયોગ કરતા!! એ જમાનાનો પાસ્ચુરના પક્ષપાતી ડૉક્ટરો પુનરુદ્ધાર તો કરવા માંગતા નથી શું? પ્રજા આવા દુષ્ટ ડૉક્ટરોને ટેકો આપે પછી શું જોઇએ!

**કબુતરો કે ફોટોગ્રાફરો?**—એક ડૉક્ટર હમેશાં સંદેશા લઇ જનારાં કબુતરોને ગોઠી બાંધીને, પોતે જે સેનેટેરીયમનો ડાક્ટર હતો તેની સાથે સંદેશા ચલાવતો. કેટલીક વખત તે કબુતરો અલોપ થઇ જતાં અને લાંબા વખત સુધી પાછાં ફરતાં નહોતાં. તેઓ દરમીયાન ક્યાં જાય છે, તે શોધી કાઢવા, ડાક્ટરે એક યુક્તિ કાઢી. કબુતરોની છાતીએ તેણે એક નાનો કેમેરા બાંધ્યો, કે જેથી તે જ્યાં ગયો હોય તેની છબી પડી જવાથી ખબર મળે. આ સૂક્ષ્મ આદિ વિચારની હવે એટલી ઉન્નતિ થઇ છે કે કીલ્લાઓ અને અમુક ગામોનો ફોટો લેવામાં તે કબુતરોજ ફ્રાન્સ તથા જર્મનીમાં કામે લગાડવામાં આવે છે. કૅમેરાની અંદરની રબરની બોલમાંથી ધીમેધીમે હવા એવે ક્રમે નીકળી જાય છે અથવા ઘડીયાળની પદ્ધતિથી એવી યોજના કરી હોય છે કે, અમુક સમયે એ પક્ષી તેજ સ્થળે આવી પહોંચે કે જ્યારે કૅમેરા છબી લેવાની હાલતમાં આવે. આથી જે સ્થળની છબી લેવી હોય તેનું માપ કાઢી, પક્ષીની ઝડપની ગણત્રી કરીને તે પ્રમાણે કૅમેરામાં હવા ભરવામાં આવે છે. તેજ દશ્ય તથા સ્થળે છબી ઉતરે છે!

---

## જાહેરખબરના ભાવ.

| પૃષ્ઠ | ૧૨ માસ | ૬ માસ | ૩ માસ | ૧ વખત |
|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૧ | ૬૦ | ૩૪ | ૧૭ | ૬ |
| ૦॥ | ૩૦ | ૧૭ | ૯ | ૪ |
| ૦। | ૧૫ | ૮ | ૫ | ૨ |

છુટક જાહેર ખબરની રૂ. ૧. ની લીટી ૪. વિશેષ વીગત માટે ખાસ પૂછપરછ કરવી. છુટાં હૅન્ડબીલ વહેંચવાના દરેક વખતના રૂ. ૫

## ચર્ચાપત્રીઓ, લેખકો, ઇ. ને સૂચનાઓ.

૧. આ પત્રિકામાં શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાંચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે.

૨. ચર્ચાપત્ર તથા લેખો જેમ પ્રસંગાનુસાર તથા ટુંકા હશે તેમ તે પર વધુ લક્ષ આપી શકાશે. નહીં તો સામાન્ય રીતે તેના સારજ આપવામાં આવશે.

૩. લખનારાઓ મારી અંગત જાણ માટે પોતાનું ખરૂં નામ ઠેકાણું સાથે લખી મોકલશે નહીં તો તેમનાં લખાણ ઉપર લક્ષ અપાશે નહીં.

૪. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હું બંધાતો નથી. જેમણે જોઈએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવા. મોકલ્યા પછી ૩ મહીના બાદ તે નષ્ટ કરવામાં આવશે.

૫. ઉત્તમ કોટિના રસમય તથા વિદ્વત્તાયુક્ત તથા પ્રમાણયુક્ત લેખો શીવાય બીજા પ્રકારના લેખને સ્થાન આપવામાં આવશે નહીં.

## ગ્રાહકોને ખબર.

૧. આ પત્રિકાનું વાર્ષિક લવાજમ હીંદુસ્તાનના કોઇ પણ ભાગ માટે રૂ. ૨-૩-૦ ટપાલ ખર્ચ સહિત છે; ૬ માસનો રૂ. ૧ા, ત્રણ માસના ૧૦ આના ને છુટક કોપીના ૪ આના. જેઓ આખા વર્ષના ગ્રાહક થવા ચહાતા હશે પરંતુ ગરીબ સ્થિતિને લીધે સામટા રૂ. ૨-૩-૦ આપવા અશક્ત હશે તેઓ આગમચથી દર ૭ માસે રૂ. ૧-૨-૦ મોકલશે તે પણ સ્વીકારવામાં આવશે.

૨. હીંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી. કરી શકતું નથી તથા ટપાલના દર દર ફેરે દીઠ ૧ આનો પડે છે. તેથી ત્યાં આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂ. ૨-૧૨-૦ આગમચથી પોસ્ટલ ઓર્ડરથી મને મોકલી આપ્યા પછીજ, તેમનું ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવશે.

૩. ગ્રાહક થવા પહેલાં જેમને નમુનાની છુટક કોપી જોઇતી હશે તેમને તે માત્ર બે પૈસાની ટીકીટ ટપાલ ખર્ચ સારૂ મોકલી આપેથી મફત મોકલવામાં આવશે.

૪. કોઇપણ માસથી, ગ્રાહક થઇ શકાય છે. પરંતુ વર્ષારંભથીજ ગ્રાહક થવાની ભલામણ છે. જેઓ સ્પષ્ટ નહીં લખે તેમને વર્ષારંભથી ગ્રાહક ગણી પાછલા અંકો પણ મોકલી આપવામાં આવશે.

૫. આખુંય ભારત લવાજમ ઉઘરાવવાની વ્યવસ્થા ન હોવાથી આ પત્રિકા મુંબઇના ગ્રાહકોને પણ ટપાલથીજ મોકલવામાં આવશે, તેમજ તેમનું લવાજમ વી. પી. થી વસુલ કરવામાં આવશે, જે માટે ટપાલ ઉપરાંતની પહોંચ મળશે નહીં.

૬. ગ્રાહકોને હમેશાં પોતાનો નંબર અને આ પત્રિકાની કોઇ પણ વ્યવસ્થા વગેરે સંબંધી પત્ર લખતી વખતે, લખી જણાવવાની વિનંતિ છે. આ પત્રિકા દર માસની તા. ૨૨ મી સુધીમાં ન પહોંચે તોજ તેમની તે ન પહોંચ્યાની ફરિયાદ કરવા વિનંતી છે.

૭. વી. પી. ન કરવું પડે તે સારૂ ગ્રાહકોને પ્રથમથીજ લવાજમના રૂ. ૨-૩-૦ નો મ. ઓ. મોકલવા ખાસ વિનંતિ છે. જેઓ હમને તેને લવાજમ આપી ગયા છે તેમની પાસે પણ વાર્ષિક લવાજમ તરીકે રૂ. ૨-૩-૦ જ લેવામાં આવશે.

મુંબઇ
નં. ૯૨, કાંદાવાડી—ગીરગામ.

મોતીલાલ ત્રિભોવનદાસ દલાલ,
હાઇકોર્ટ વકીલ,
તંત્રી અને વ્યવસ્થાપક "[illegible]"

મકાનનું આકાશ મફત વપરાય છે પણ આગ લાગે છે ત્યારે સેંકડો જણાઓ કમોતે મરે છે. આમ વધતાં વધતાં કેટલા હજાર ફુટ મકાનો ઉંચાં થશે તે હાલ કહી શકાતું નથી.

**નિરોગીને પ્રયોગ સારૂ રોગી બનાવનારા ડાક્ટરો!**—જ્યારે પેરીસનાં પ્રખ્યાત જંતુશાસ્ત્રી પાસ્ચ્યુર જેના નામથી તેના સ્મારક તરીકે પેરીસમાં દુન્યાની સૌથી મોટી પશુ પ્રયોગશાળા સ્થાપવામાં આવી છે. તેણે રોગોના ઉપચાર શોધી કાઢવા પૂર્વે જુદા જુદા રોગોના જુદાં જુદાં પશુઓને ચેપ લગાડવાથી તેની કેવી જુદી જુદી અસર થાય છે તે પ્રત્યક્ષ જોવાની આવશ્યકતા પ્રદર્શિત કરી ત્યારે સાયેન્ટીફીક નિર્દયતાનું નવું પૃષ્ટ ખુલવાનો જે ભય વિચારશીલ પુરૂષોએ દર્શાવ્યો હતો તે ખરો પડવા આવ્યો છે. રોગીને નિરોગી કરવાનાં બહાનાં હેઠળ, હવે ડૉક્ટરો નિરોગી પશુઓ ઉપરથી નિરોગી મનુષ્યો ઉપર આવ્યા છે; આવા ગુન્હેગાર ડૉક્ટરોને વૈદક વિદ્યાના મોટા ઉન્નતિ કરનારા માનવામાં આવે છે! નીસર નામના એક પરદેશી ડૉક્ટરને વેસ્ટ લંડન મેડીકલ સોસાયટી તરફથી થોડા વખત ઉપર કેન્સીંગટનના ટાઉન હૉલમાં ભાષણ આપવા બોલાવવામાં આવ્યો હતો. ભાષણનો વિષય ઉપદંશ ( સીફીલીસ ) ના રોગની સાંપ્રત ચિકિત્સાની ઉન્નતિ એવો હતો. મેડીકલ પ્રેસ એંડ સર્ક્યુલર પત્ર પ્રમાણે તે ડૉક્ટરને જન્મ પર્યંત દેશનીકાલ દઇએ છીએ. તે દુષ્ટે ઉકમાઇથી જણાવ્યું હતું કે "સીફીલીસ"ના રોગથી પીડાતા મનુષ્યોનો ચેપ આઠ નિરોગી મનુષ્યોમાં દાખલ કર્યો હતો, જેમાંના ચારને તો ચેપ આબાદ લાગુ કરવામાં ફતેહમંદ નીવડ્યો હતો! એક છોકરીને ચેપની રસી ચામડી દ્વારા દાખલ કરવા પછી, ત્રણ તેણીને મગજમાં ઉપદંશ લાગુ પડવાથી તેણી હૉસ્પીટલમાં આવી હતી. બીજી ત્રણ છોકરીઓ ચેપ લગાડવા પછી, એક, ૧ માસમાં, બીજી ૭ માસમાં તથા ત્રીજી એક વર્ષમાં તે રોગનો ભોગ થઇ પડી હતી." પ્રાચીન કાલના રોમન એમ્પાયરના સમયમાં નાટકપ્રિય લોકોની એટલી ભ્રષ્ટ અને દુષ્ટ થઇ ગઇ હતી કે નાટકમાં રંગભૂમી ઉપર જે લડાઇઓ તથા ખુન ખરેખરા થતા, તોજ તેમને આનંદ આવતો! તેથી નાટકના માલેકો તમાશગીરોને રીઝવવા ગુલામોના ખરેખાત ખુન તથા આત્મઘાતમાં ઉપયોગ કરતા!! એ જમાનાનો પાસ્ચ્યુરના પંથના ડૉક્ટરો પુનરૂદ્ધાર તો કરવા માંગતા નથી શું? પ્રજા આવા દુષ્ટ ડૉક્ટરોને ટેકો આપે પછી શું?

**કબુતરો કે ફોટોગ્રાફરો?**—એક ડૉક્ટર હમેશાં સંદેશા લઇ જનારા કબુતરોને પાળતો. પોતે જે સેનેટોરીયમનો ડાક્ટર હતો તેની સાથે સંદેશા ચલાવતો. કેટલીક વખત તે અલોપ થઇ જતાં અને લાંબા વખત સુધી પાછાં ફરતાં નહોતાં. તેઓ દરમીયાન ક્યાં જાય છે તે શોધી કાઢવા, ડાક્ટરે એક યુક્તિ રચી. કબુતરોની છાતીએ તેણે એક નાનો કેમેરા બાંધ્યો, તે જ્યાં ગયા હોય તેની છબી પડી જવાથી ખબર મળે. આ સૂક્ષ્મ આદિ વિચારની હવે એટલી પ્રગતિ થઇ છે કે કીલ્લાઓ અને અમુક ગામોના ફોટો લેવામાં તે કબુતરોને ફ્રાન્સ તથા જર્મની ઉપયોગમાં લગાડવામાં આવે છે. કેમેરાની અંદરની રબરની કોથળીમાંથી ધીમેધીમે હવા એવી ક્રમે નીકળે અથવા ઘડીયાળની પદ્ધતિથી એવી યોજના કરી હોય છે કે, અમુક સમયે એ પક્ષી પહોંચે કે જ્યારે કેમેરા છબી લેવાની હાલતમાં આવે. આથી જે સ્થળની છબી લેવી હોય ત્યાંનું માપ કાઢી, પક્ષીની ઝડપની ગણત્રી કરીને તે પ્રમાણે કેમેરામાં હવા ભરવામાં આવે છે, જેથી ક્ષણે તથા સ્થળે છબી ઉતરે છે!

પછી, સુન્ની અને શીયા એવાં બે તીવ્ર પક્ષ પડ્યા હતા અને વખતના વહેવા સાથે તે પક્ષ ઉલટા મજબુત થયા છે. ઇરાનના મુસલમાનો સઘળા શીયા છે, અને તેઓમાં પણ અનેક ઉપપંથો છે; તેમાંના એક ઉપપંથનું નામ 'શયખી' છે. તે પંથના સૈયદ, રશ્તના કાઝીમના બાબી ધર્મના સ્થાપક મીર્ઝા અલી મહમદ શિષ્ય અથવા શાગીર્દ થાય. પોતે બાબ પદ ધારણ કર્યા પછી "નુકતા"(ફારસીમાં 'નુકતા' નો અર્થ Point થાય છે )" અર્થાત્ સર્વેને પહોંચવાનું "બિંદુ" એવું ઉચ્ચતર પદ ધારણ કીધું, અને ખાલી પડેલું 'બાબ' નું પદ તેના શિષ્ય મુલ્લા હુસૈને ધારણ કર્યું.

આ નવીન અને વિચિત્ર દાવાથી, અને દાવાદારના ઉત્સાહ તેમજ ધર્મવિરોધથી ઇરાન ચકિત થયું. રાજ્યપરિવર્તન થઇ જાય એવો ભય ટુંકી દ્રષ્ટિના રાજ્યકર્તાને લાગ્યો, તેથી દાવાદારને તરત કેદ કરવામાં આવ્યો. ૭ વર્ષ તે કેદમાં રહ્યો. પરંતુ કેદ જતાં પહેલાં તો તેણે એવી જ્વાળા પ્રકાશિત કરી દીધી હતી કે તેના પોતાના બુજાવવાથી અગ્નિની શાંતિ થઇ નહીં. તેના શિષ્યોએ તેના નવીન ધર્મ એવા ઉમંગ અને એવી નિડરતાથી પ્રવર્તાવ્યો કે ઇરાનમાં અનેક બખેડા અને હુલ્લડો, જગેજગ, સરકારના વચમાં આવ્યા કરવાથી જાગ્યાં. ઇરાનનો વિચારશીલ તથા વિદ્વાનવર્ગ બાબી ધર્મનો સહાયક, પ્રેરક તથા શિષ્ય બન્યો. વિદુષી સ્ત્રીઓ પણ તે ધર્મની સેવિકાઓ અને પ્રચારિકાઓ બની ! ઇરાનનો શાહ મહમદ શાહ ૧૮૪૮ના સપ્ટેંબરમાં મરણ પામ્યો, તે પછી રમખાણ વધી પડ્યાં. શસ્ત્રાર્થમાંથી શસ્ત્રાર્થ ઉત્પન્ન થયો. ૧૮૪૮ ના ડીસેંબરથી તે ૧૮૪૯ ના જુલાઇ સુધી, ૮ માસ પર્યંત, બારફુરશ ખાતે બાબીઓએ શાહની સેનાને મુલ્લા મહમદલી અને મુલ્લા હુસૈનની આગેવાની હેઠળ હંફાવી. અંતે તેઓ હાર્યાં અને માર્યા ગયા. ૧૮૫૦ માં ઇરાનની વાયવ્યમાં આવેલા મંજાન ખાતે થયલું બંડ પણ ૮ માસ ચાલ્યું. અને જુલમને લીધે બાબીઓ ઇરાનના અન્ય પ્રાંતોમાં પણ સરકાર તથા તેનાં સૈનિક બળની સામે થયા. આ બખેડા ચાલતાં હતાં તે દરમીયાન ધર્મના સ્થાપક મીર્ઝા અલી મહમદ 'નુકતા' ને ચીહીકના કેદખાનામાંથી સરકાર તરફથી બહાર કાઢવામાં આવ્યો; અને કીલાની સામે જાહેર રીતે તેનો ગોળી વીંધીને પ્રાણ લેવામાં આવ્યો. પ્રાણ સમાન નુકતા અને પોતાના બાબના આ કરૂણારસિક દેહાંતથી, ભયથી ત્રાસ પામી જઈ, બાબીઓ ક્ષણ વાર તો શાંત થઇ ગયા. બાબનું શબ, તેના જીવન તથા તેના ધર્મ ઉપર પ્રજાને તિરસ્કાર આવે તે સારૂ કેટલાક દહાડા ખુલ્લું પડી રહેવા દેવામાં આવ્યું. અંતે બાબીઓ તે લાશ ઉપાડી ગયા, અને તેહરાન આગળ એક દર્ગામાં તેનું દફન કીધું, અને ત્યાંથી તે બાદ સલામતી સારૂ ખસેડીને સીરીયામાં એકર ખાતે લઇ ગયા જ્યાં હજી તે છે.

### કેટલાક બાબીઓનો ઇરાનના શાહનું ખુન કરવાનો નિષ્ફળ પ્રયત્ન–એનું ભયંકર પરિણામ.

બે વર્ષની ક્ષણિક શાંતિ પછી બાબીઓ પાછા પ્રગટ થયા. તા. ૧૫ મી ઓગસ્ટ ૧૮૫૨ ને દિને ઇરાનના શાહ નસીરૂદ્દીન, નીયાવરનથી શીકારનો ખેલ ખેલીને પાછા ફરતા હતા. પોતાના ધર્મગુરૂના કાલ ૩૫ થઇ પડેલા જાલમ રાજાનો અંત આણવા તે દિને ત્રણ જુવાની બાબીઓ કટિબદ્ધ થયા. પરંતુ તેઓ પોતાનો શીકાર સહજમાં ચુકી ગયા. આ નિષ્ફળતાનું પરિણામ એ આવ્યું કે બાબીઓ પર પાછો બેશુમાર સીતમ ગુજરવા માંડ્યો. દુષ્ટ પ્રયત્નને ૧૫ મે દિને, તા.

૩૦ મી ઓગસ્ટે, તેહરાનના ભર ચોકમાં ધોળે દીવસે સામટા ત્રીસ બાબીઓને અત્યંત ક્રુરતા ભરી રીતે મારી નાંખવામાં આવ્યા. મરનારમાં એક તો પ્રખ્યાત સ્વરૂપવતી અને બુદ્ધિશાલી યુવતી સ્ત્રી કવિ કુરતુ-અલ-ઐન હતી ! બાબી ધર્મના સૌથી પ્રથમ ઇતિહાસ લખનાર, કુરાનનો વિદ્વાન **હાજી મીર્ઝા જાની** પણ રાજ્યના આ અત્યાચારનો ભોગ થઇ પડ્યો હતો.

## મરાઠા ઇતિહાસનો ઇરાનમાં પડઘો-પેશ્વાગીરીની પુનરાવૃત્તિ.

બાબનો દેહાંત થતાં તેની ગાદીએ **મીર્ઝા અહીંઆ** આવ્યો. આ વખતે તેની ઉમર માત્ર વીસ વર્ષની હતી; હવે ઇરાનમાં તેના જાનની સલામતી નહોતી, તેથી તેને બગદાદ નહાસી જવું પડયું. ત્યાંથી તેણે નવા પંથના વડા પોપ તરીકે હકુમત ચલાવી પરંતુ તે એકાંત પ્રિય હતો. તેથી તેણે પોતાનું કાર્ય પોતાના મોટા સાવકા ભાઇ મીર્ઝા હુસેન અલીને સોંપ્યું. તેણે " બહા-ઉલ-અલ્લાહ " એવા નામ અથવા પદવીનું ધારણ કર્યું. તે શબ્દનો અર્થ " પરમાત્માનું તેજ " એવો થાય છે. કામ કરવાને લીધે સઘળી સત્તા પણ બહા-ઉલ-અલ્લાને અધીન થઇ. શાહુના પેશ્વાની ગતિ તે તેની થઇ. એટલી હદ સુધી તેણે પોતાની સત્તા જમાવી કે ૧૮૬૩ માં તેણે " મન યઝ હીરહુલ્લાહ " ( જેને ઇશ્વર પ્રગટ કરશે તે ) એવું ઉપનામ ધારણ કર્યું અને પોતે પોતાના એ દાવાના સમર્થનમાં અનેક ભવિષ્યવાણિઓ પણ કરી. તે ભવિષ્યવાણિ સત્ય પાડવા તેણે અનેક પ્રયત્નો કર્યા. આ ભવિષ્યવાણિઓને તેના અંધશ્રદ્ધાળુ ભક્તોએ સત્ય માની અને જે પણ બનાવ અકસ્માતથી વા પ્રયત્નથી બનતો તેથી તે વાણિઓ સત્યજ પડતી તેઓ જોઇ શકતા; પરંતુ બાહાઉલ્લાહનો આ નવીન દાવો તેમના પૂર્વના શેઠ મીર્ઝા અહીંઆ સ્વીકારી શક્યો નહીં. તેથી, પથોના ઇતિહાસમાં હમેશાં અનિવાર્ય રીતે બને છે તેમ, બે પક્ષો પડ્યા. પરંતુ થોડાએજ મૂળ બાબની તરફદારી કીધી. ઘણા ખરાએ બાહાઉલ્લાહનેજ સ્વીકાર્યો, અને હવે મીર્ઝા અહીંઆના ભાગે ૧૦૦-૨૦૦ શાગર્દો છે. હજી મીર્ઝા અહીંઆ વિદ્યમાન છે. તેઓ સીપ્રસના દ્વિપમાં જીવે છે પરંતુ તેને કોઇ બાહાઇ માનતું નથી.

## બાહાઇ ધર્મનો વર્તમાન વડો—આચાર્ય.

બાહાઉલ્લાહ ૧૮૯૨ ના મે માસમાં મરણ શરણ થયા. તેનો પુત્ર અબ્બાસ—એફેન્દી તેની ગાદીએ આવ્યો. તેણે ' અબ્દુલ બાહા ' ( બાહા કહેતાં ઇશ્વરી તેજ, તેનો ગુલામ ) એવું નામ ધારણ કર્યું. પરંતુ બાહાઉલ્લાને જે ચાર પુત્રો હતા તેમાંના બીજા એક મહમદઅલીએ પણ પોતેજ પંથનો બાહા અથવા બાબ હોવાનો દાવો કીધો. આથી પાછી પંથમાં પક્ષાપક્ષી ચાલી. પરંતુ બુદ્ધિબલ તથા ચાતુર્યની વિશેષતાને લીધે વિશેષાંશે અબ્દુલ બાહાજ ફાવ્યો છે. બીજા નાના પક્ષને કોઇ જાણું ઓળખતું નથી. આ બે હરીફોની ગરમાગરમ તકરાર સંબંધી ફાર્સીમાંજ નહીં પરંતુ અંગ્રેજીમાં પણ પુષ્કળ સાહિત્ય પ્રગટ થયું છે, કારણ કે ૧૯૦૦ ની સાલ પછી ઘણા અમેરીકનોએ બાહાઇ ધર્મ સ્વીકાર્યો છે. અમેરીકામાં બાહાઇ ધર્મનો પ્રથમ પ્રચાર કરનાર એક ગી. ઇબ્રાહીમ જ્યોર્જ હતો, અને શીકાગોના પ્રખ્યાત પ્રદર્શન ( ૧૮૯૩ ) માં તેણે તેનું મંગળાચરણ કર્યું હતું; તેણે પોતાનું નામ ખેર ઉલ્લાહ રાખ્યું હતું એ અમેરીકનો જેટલા ધર્મ ન ... તેટલા ઓછા; બૌદ્ધ, વેદાંતી, તાંત્રિક સઘળી જાતના ધર્મવાળા તેઓમાં મળી આવશે ! ખેર-ઉલ્લાહએ મહમદ અલીની તરફેણ કરવાથી તેના હરીફ મહમદ એફેન્દીએ અમેરીકા ખાતેના પોતાના શીષ્યો પરપક્ષમાં ન ચાલ્યા જાય તે સારૂ ગુલપાયગાનના વયોવૃદ્ધ અને વિદ્વાન મીર્ઝા

અબુલ-ફઝલ તથા અન્ય ઇરાની બાબી ધર્મ પ્રવર્તકોને અમેરીકા મોકલ્યા. તેને પરિણામે અમેરીકન બાહાઇઓએ માસ્ટર-ગુરુ તરીકે મહમદ એફેન્દીનો સ્વીકાર કર્યો હતો.

## મુંબઇમાં બાહાઇ ધર્મનો પ્રચાર અને કાઉંટેસ ઓરેલીયા.

આ ઇતિહાસ રજુ કરવાનું પ્રયોજન એજ છે કે હાલમાં એ ધર્મની પ્રવર્તિકા બાઇ, કાઉન્ટેસ ઑરેલીયા બેથલીન મુંબઇમાં આવી હતી અને તે ધર્મના સંબંધમાં તેણે અનેક ભાષણો આપ્યાં હતાં. તે ધર્મની ખરી વસ્તુસ્થિતિ તે બાઇએ પોતાનાં ભાષણોમાં દર્શાવી નહોતી. તે પોતે એફેન્દીની શિષ્યા છે, અને પોતાના ધર્મની તથા પક્ષની વૃદ્ધિ ચહાય છે. તેની વિરુદ્ધ જતી વાતો તે પ્રગટ કરે કે સ્વીકારે એ સંભવિત પણ નથી. હીંદુસ્તાનના લોકો પરમાત્મા અથવા તેના દાસ, દૂત, પ્રતિનિધિ, પેગંબર, અંશ, કલા, તથા અવતાર હોવાના દાવાઓથી તથા તે માનવાના પરિણામથી એટલા તો સુપરિચિત છે કે તેઓ આ નવા દાવાથી ભોળવાય કે અચંબો પામે એ સંભવિત નથી; તેમજ એ પણ સત્ય છે કે, તેઓમાંનો એક બહુ મોટો વર્ગ મહા અંધશ્રદ્ધાલુ છે. વિવેકશક્તિરૂપ તેમના ગળાની નળી જ્ઞાનરૂપ મુખથી પણ કદાચ પ્હોળી છે. મોંમાં ન પેસે તે તેમના ગળાના નળામાં ઝટ ઉતરી જાય છે. તેથીજ મુંબઇમાં પધારેલા આ નવા ધર્મનો નવો દાવો સ્વીકારવા પહેલાં સાવચેત રહેવાનો ઘંટનાદ કરવાની હમને આવશ્યક્તા પ્રતીત થાય છે. હાલમાં તે ધર્મનું બલ મુંબઇમાં વિશેષ નથી. માત્ર સ્થાનિક ઉચ્ચ વર્ગના ઇરાનીઓ તથા મોગલોનો એક મોટો ભાગ તે ધર્મનો છે પરંતુ કેટલાક હીંદુઓ તથા પારસીઓ પણ તેમાં સામેલ થયા છે. મારા પૂછવા ઉપરથી તે મંડળના મંત્રીએ કહ્યું હતું કે "હમે કાંઇ બાહાઇ હોલમાં સભાસદોની ટીપ રાખતા નથી પરંતુ અહીં કાંઇ નહીં તો ૫૦૦ ગૃહસ્થો એ ધર્મનો ખાનગી પ્રચાર કરતા હશે. બાહાઇઓનો ઉત્સાહ દંગ કરનારો છે. તેઓ જગતના મનુષ્ય માત્રને બાહાઇ કરવા ચહાય છે. તેમના ગુરુએ એવી ભવિષ્યવાણિ કરી છે કે "૧૯૧૭ ની સાલમાં એક એવો અદ્ભુત બનાવ બનશે, કે જેથી જગત ચકિત થશે." કાઉંટેસ ઑરેલીયા ગયા માસમાં અત્રે પધારેલી હોવાથી અને આ વાણિ ઉપર તે પોતાના દરેક ભાષણમાં અતિશય ભાર મુકતી હોવાથી મેં તેને પ્રશ્ન કર્યો કે એવો તે તે કેવો બનાવ છે? પ્રથમ તો સાફ ઉત્તર ન આપ્યો. બહુ થયું ત્યારે એજ ઉત્તર આપ્યો કે, દુનિયામાં ૧૯૧૭ સુધીમાં દરેક ઘરમાં બાહાઇ ધર્મ સુવિદિત થશે! હમને લાગ્યું, કે એમાં કાંઇ ચકિત થવાનું નથી. અનેક ધર્મો દરેક ઘરમાં ક્યારનાએ સુવિદિત છે છતાં કોઇ ચકિત થતું નથી; પરંતુ ઉડતું તૃણ પવનની દિશા સૂચવે છે. એ માન્યતા તેઓ ધર્મપ્રચાર દેશદેશાંતરમાં કરવા કેવા ઉત્સાહી અને ઇંતેજાર બની રહ્યા છે તેનું સૂચન કરે છે. એ ધર્મના બંધારણના કેટલાક નિયમો ઘણા ઉત્તમ છે. તેના અનેક ઉપદેશકો છે, જેઓને એક જંઇ પણ પગાર આપવાનો ધારો જ નથી. ધનાઢ્ય અમેરીકન બાઇઓ ધર્મોપદેશકનું માનાધિકારી કામ દેશદેશાંતરોમાં કરે છે. આશરે વણ વર્ષ ઉપર મી. હેરીસ નામના એક અમેરીકન બાબી પોતાના ધર્મની ઉત્પત્તિનાં સ્થલ ઇરાન જવા દરમીયાન માર્ગમાં મુંબઇ આવી ઉતર્યા હતા. તેમની સાથે વાતચીત કરવાનો પણ આકસ્માતુથી હમને પ્રસંગ પડયો હતો. તેની દિવ્ય તથા તેજસ્વી કાંતિ તથા પ્રેસીડંટ ટેફ્ટ જેવું કદાવર શરીર જોઇનેજ, તેની સાથે વાત કરનાર અર્ધો શાંત તથા પરાજીત થઇ જાય—એવો તે દેખાવે હતો. તેણે અત્રે જાહેર ભાષણો આપ્યાં હોય તો તે હમારા લક્ષમાં નથી. કાઉંટેસ

ઓરલીયા બેથલીન પણ તેજ ધર્મની સંઘમિત્રા ( મહારાજા અશોકની ઉપદેશાર્થે લંકા જનારી બ્હેનનું નામ ) છે. એ કાઉંટેસ હંગેરીના એક સૌથી પુરાણા ખાનદાન કુટુંબની છે. તેનો વંશ છેક ઇ. સ. ની પૂર્વના વખતથી અખંડિત ચાલ્યો આવે છે ! મધ્યમ વયની, પુષ્ટ પરંતુ નાજુક તથા ઉંચા શરીરની આ બાઈની કાંતિજ તે ઉમરાવજાદી હોવાનું સૂચવે છે. તેનું વય ચાલીસેકનું હશે. પોતે વિધવા છે. અને સ્વદેશનો ત્યાગ કરીને, કાઉંટેસના પદનો ત્યાગ કરીને પોતે મેડમ બેથલીનને સાદે નામે અમેરીકાના ન્યુયોર્ક નગરમાં સ્થાયી નિવાસ કર્યો છે. તેનો એક પૂર્વજ ગેબ્રાયલ બેથલીન ( ઇ. સ. ૧૫૮૦ થી ૧૬૨૯ ) તો યુરોપનો એક પ્રખ્યાત લડવૈયો તથા ટ્રાન્સીલવાનીયા દેશનો રાજા હતો. આવા એક પ્રાચીન રાજવંશની અભિમાનિનીનું નિરભિમાન જોઇને હમને મહા આનંદાશ્ચર્ય થયું હતું ! તે પોતાને મનુષ્ય માત્રની બ્હેન તથા સેવિકા તરીકે ઓળખાવતી અને પોતાનું ભાષણ સાંભળવા આવનાર પ્રત્યેક શ્રોતાને જાતે હસીને શેક–હેંડ કરતી. તે વિદુષી હતી કે વકતા પણ હતી એમ કહી શકાશે નહીં. પરંતુ તે ગુણો સારૂ તેની અમે પ્રશંસા કરતા નથી. યુરોપની સ્ત્રીઓની વિદ્વત્તાનાં નહીં પરંતુ તેમની ત્યાગવૃત્તિ, તેમનાં અદ્ભુત ચારિત્ર્ય, તથા શૌર્ય, તેમનું નિરભિમાન, તેમની સાહસિકતા અને શ્રદ્ધા–દ્રઢતા–હમે તે હૈયાનાં એ અણમોલ ગુણોનાં વખાણ કરીએ છીએ. મેં એ બાઇને પૂછ્યું કે અહીંથી આપ ક્યાં સીધાવશો ? કાઉંટેસે કહ્યું, અહીંથી ઇરાન ! મેં સૂચના કરી કે ઇરાનમાં હાલમાં પદભ્રષ્ટ શાહ મહમદઅલી તથા મજલીસ સરકાર વચ્ચે લડાઇ ચાલે છે, સરકાર અનિશ્ચિત તથા મુશ્કેલીમાં છે, અને તેનો લાભ લઇને ઇરાન દેશમાં બધે લુટફાટ પુષ્કળ ચાલે છે, અંધેર વ્યાપેલું છે ને જાનમાલની સલામતી નથી તેથી જવું સલામત નથી; પરંતુ તે બાઇએ કહ્યું કે તેની મને શી દરકાર છે ? હું તેથી ડરતી નથી; એકલી, દુનિયાના કોઇપણ ભાગમાં મુસાફરી કરવા હું સમર્થ છું. મને કશાનો ભય નથી.

મેં પૂછ્યું કે ત્યાંથી ક્યાં જશો ? ઉત્તર મળ્યો કે ત્યાંથી અરબસ્તાન, એશીયા માઇનોર, બગદાદ, પેલેસ્ટાઇન, ત્યાંથી ગ્રીસ, પછી ટર્કી, અલ્બેનીયા, ટ્રાન્સીલવાનીયા, મારો સ્વદેશ કે જ્યાં મારી જાગીરો છે; પછી બર્લીન, પેરીસ અને લંડન, અને પછી પાછા ન્યુયોર્ક ! અર્થાત્ આ વિધવા ઉમરાવજાદી અબલા એકલી જગતની પ્રદક્ષિણા કરશે ! ત્યાં તે અને ક્યાં ઘેરથી ચાર ડગલાં પણ દુર જવું હોય તોપણ સૈયાનાં પૂછ્યાં વગર કદમ ન ઉપાડનારી મુંબાઇની ભાટીયાણી કે વાણીયાણી શેઠાણી ! જ્યારે આપણી વિધવાઓ તુલસી માતાના ક્યારાનીજ પ્રદક્ષિણા ફરે છે ત્યારે યુરોપીયન વિધવાઓ પૃથ્વી માતાની પ્રદક્ષિણા ફરે છે ! તે છતાં કેટલાએક આપણી સ્ત્રીઓ યુરોપીયન સ્ત્રીઓથી શ્રેષ્ઠ છે એમ કહેવામાં મગરૂરી માને છે; જો એવી મગરૂરી લેવા માત્રથી આપણા દેશની કે આપણી સ્ત્રીઓનાં ભાગ્ય ઉઘડતાં હને તો હમે પણ તે મગરૂરીમાં જરૂર સામેલ થાત.

## બાહાઇ ધર્મના કેટલાક ઉત્તમ સિદ્ધાંતો.

કાઉન્ટેસ ઓરેલીયા બેથલીનને પુછવાથી તેમજ અન્ય સાધનોને આધારે બાહાઇ ધર્મના મુખ્ય સિદ્ધાંતો આ પ્રમાણે હોવાનું જણાય છે. તે સિદ્ધાંતો અન્ય ધર્મો જેવા વીલક્ષણ, સંકુચિત કે મર્યાદિત નથી. મનુષ્ય માત્રને તે ધર્મમાં બધું કહ્યા છે. પ્રભુ તથા મનુષ્ય માત્ર પ્રતિ પ્રેમ એ તેમના ધર્મનું મહાસૂત્ર છે. સર્વે ધર્મમાં સત્ય છે એમ તેઓ માને છે; પરંતુ

સાથે કહે છે કે, દરેક ધર્મના આચાર્યોએ મૂલ ધર્મના મૂલ સિદ્ધાંતોના વિપરીત અર્થ કરવાથીજ તે ધર્મમાંથી સત્યનો લોપ થયો છે. બામી ઈરાનીઓ સ્પષ્ટ એમ નથી કહેતા કે હમે મુસલમાન નથી, પરંતુ તેઓ તથા મુસલમાન સિદ્ધાંતમાં બહુજ થોડી સામાન્યતા છે. તેઓ એકજ નિરાકાર ઈશ્વરને માને છે, તેમજ મૂર્તિ પૂજાના કટ્ટર વિરોધી છે. મહમદને તેઓ પેધંબર માને છે, પરંતુ તેઓ તો દરેક ધર્મના પેધંબર કે આચાર્યને માને છે. જે પંથમાં પોતામાં પેધંબર અથવા તેને મળતો આવતો દાવો કરનારાની હસ્તી હોય તે બીજા ધર્મનાં પેધંબરો હોવાની ના પાડતા જ નથી! બાહાઇઓ માત્ર એટલુંજ કહે છે કે, " હમારા બાહા શ્રેષ્ઠ પેધંબર છે. અને બીજા કોઇ પણ ધર્મના પેધંબર તેના શ્રેષ્ઠ નથી! હમારા બાહાને માનવાથીજ ઈશ્વરની શીઘ્ર પ્રાપ્તિ તમને થશે!" અને એ ધર્મમાં હમને તો આજ ન્યૂનતા, એજ મોટામાં મોટો દોષ લાગે છે. ઈશ્વરના પેધંબર અને પ્રતિનિધિનો સિદ્ધાંત એક નિયમ તરીકે સત્ય માનવાથી, ધૂર્તતા, ખોટા દાવા, જૂઠી ભવિષ્યવાણીની ઉત્પત્તિને કેવી સીધી ઉત્તેજના મળે છે, અને અંતે જુદા જુદા દાવાદારો ગાદી માટે કેવી લડાલડી કરે છે તથા પંથીઓ કોના પક્ષમાં જવું તેની કેવી મુંઝવણમાં આવી પડે છે—એ સઘળી બાબતોનો વિચાર કરતાં, પ્રતિનિધિ અથવા પેધંબર રહિત તેમજ તેની ગાદી રહિત એવા જૈન, પારસી આદિ ધર્મો જ સર્વોત્તમ દીસે છે.* સાંપ્રદાયિકોના મિશ્રણ રહિત પ્રાચીન વેદધર્મ પણ તેવોજ ઉત્તમ છે. એ ધર્મ માત્ર ઋષિઓનો છે. કોઇપણ ઋષિની ગાદી કે તકીયો કે મંદિર કે મઠ કશું નથી. તેમની તો શ્રુત શ્રુતિ તથા કૃત સ્મૃતિઓજ છે. તેજ તેમની ગાદી, તેમની યાદી, તેમની યાદગીરી છે. બાહાઇ ધર્મના અન્ય સિદ્ધાંતો ઉત્તમ છે. પરંતુ સોનાની પેટીમાં ઉપલી લોખંડની મેખ છે! ધાતુનાં પુતળાંના પગ કાદવના છે! મી. એફેન્દીને સર્વ શ્રેષ્ઠ આચાર્ય માનવો એજ તેમનો પ્રધાન સિદ્ધાંત વખત જતાં થઇ પડવાનો તથા બીજા ઉત્તમ સિદ્ધાંતો ગૌણ થવાનો સંભવ છે. ઈશ્વરનાં દ્વાર, દૂત, માર્ગ હોવા વગેરેના બેહુદા દાવાઓને લીધેજ તે ધર્મમાં વિશેષ ફાટફુટ પડવાનો ભય ભવિષ્યમાં રહે છે. અને ફાટફુટ પડી છે તેજ એ દાવાની અવાસ્તવિકતા સિદ્ધ કરી આપે છે. તેથીજ, તે ધર્મ બીજી રીતે વ્યાપક હોવા છતાં, મધ્યમાં તાર જેવો સાંકડો અને સંકુચિત થઇ જાય છે. બાહાઇઓ એક પત્ની બંધનકારી માને છે. તેમના ધર્મનું એક બીજું લક્ષણ એ છે કે કોઇ પણ પ્રકારની [illegible] તેઓ માનતા નથી. પ્રાણિ માત્રને દયા તથા પ્રેમ દર્શાવવાના તેઓ હીમાયતી છે. મેં પૂછ્યું કે ત્યારે બાહાઇઓ માંસ ભોજન કરે છે? કાઉન્ટેસ કબુલ કીધું કે, કરે છે. પરંતુ ઉમેર્યું કે તેઓ તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે, અને ધીમે ધીમે છોડી દેશે. એ જાણી ઘણો સંતોષ થયો. કોઇ પણ ધર્મમાં રહેવા છતાં થીઓસૉફીસ્ટની પેઠે બાહાઈ થઇ શકાય છે. માત્ર " મી. અબ્બાસ એફેંદીજ મનુષ્યનું તથા મહ[illegible] કરશે " અને કૃષ્ણ અને મસિ ખ્રીસ્ત, મહમ્મદ અને બુદ્ધ એ સર્વે કરતાં તેઓ ધર્મપ્ર[illegible]માં મહત્તર છે એમ માનવું જોઇએ! મેં પૂછ્યું કે એનું શું પ્રયોજન? કાઉન્ટેસ કહે કે, 'ઇવોલ્યુશન' ( ઉત્ક્રાંતિના મહા સિદ્ધાંત ) પ્રમાણે મનુષ્યો ઉત્ક્રાંતિ કરે છે તેમ તેમ તેના પેધંબરો પણ મનુષ્યોના પ્રમાણમાં વધારે ને વધારે ઉન્નત તથા ઉત્ક્રાંત હોવા જોઇએ. મેં નમ્રતાપૂર્વક સૂચના કરી કે જો એમજ હોય તો ભવિષ્યમાં [illegible] બાહાથી પણ મહાન પેધંબર ( Manifestation ) ઉત્પન્ન થવો [illegible]. પરંતુ કાઉન્ટેસ એ સૂચનાથી કિંચિત પણ પ્રસન્ન થઇ નહીં અને એટલુંજ કહ્યું કે હવે

* નેતા કે સ્થાપકના અર્થમાં પેધંબર માનવાની હમે વિરૂદ્ધ નથી.

ઉન્નતિનો અંત એણે આણી નાંખ્યો છે. મી. એફેન્દીને માટે કાઉન્ટેસ ખાત્રી આપે છે કે તેઓ દુન્યાના એક સૌથી સાદામાં સાદા માણસ છે; તેમનું વય હાલ પાંસઠેક વર્ષનું છે, અને તમારી ને સર્વ કોઇ સાથે એકજ પંક્તિએ તથા સપાટીએ બેસશે તથા મિત્ર તરીકેજ વાર્તાલાપ કરશે; તેઓ યુરોપમાં ઘણી વાર ગયા છે અને હાલ ત્યાંજ છે. દુન્યામાં શાંતિ જળવાઇ રહે તે સારૂ તેમનો પ્રયત્ન ચાલુજ છે. દુન્યામાં પૂર્વે કરતાં હવે લડાઇઓ કમ છે. તે બાહાઇ ધર્મની જાગ્રતિનેજ આભારી છે એમ કાઉન્ટેસનું કથન છે. લડાઇ માટેની હાલની મહાન તૈયારીઓનું, પ્રચંડ ડ્રેડનોટોનું અને લાખો માણસોના જાયુક તથા અમાનન લશ્કરનું માન પણ તે સાથે તેઓ કેમ નથી લેતા? ખરી વાત એ છે કે તેઓ જરા હદ બહાર દાવાઓ કરે છે; પરંતુ બાહાઇઓનાં અંતઃકરણ શુદ્ધ છે. તેમનામાં જનુન છે પણ તે જલતત્વનું,-શાંતિનું, નહીં કે અગ્નિતત્વનું. પૃથ્વીમાં શાંતિ તથા પ્રેમનીજ તેઓ આકાંક્ષા રાખે છે. તેમના વર્તમાન ગુરૂના અમલમાં તેમના સિદ્ધાંતો ઘણો વ્યાવહારિક ઉપયોગિતા ધરાવતા થયા છે. તે પરજ તેઓ હવે લક્ષ આપે છે. પ્રારંભમાં જે વિચિત્ર દાવાઓ તથા ભવિષ્યવાણિઓ તેઓ કરતા તે હવે બંધ પડ્યા છે. તેઓ હવે મનુષ્યના ભ્રાતૃભાવ, પરસ્પર પ્રેમપાત્રતા તથા પ્રભુભક્તિની એકતા એ સિદ્ધાંતત્રય પરજ પોતાનું બલ એકત્ર કરે છે.

## બાહાઇઓ અને પુનર્જન્મ તથા સ્વર્ગ નરક.

બાહાઇઓ હિંદુઓના પુનર્જન્મનો સિદ્ધાંત માનતા નથી; તેમજ મુસલમાનો તથો ખ્રિસ્તીઓના સ્વર્ગ નરકનો સિદ્ધાંત પણ માનતા નથી. કાઉન્ટેસ કહે છે કે સ્વર્ગ નરક છે ખરાં; પરંતુ તે પ્રાકૃતિક નહીં કિંતુ spiritual છે! મને લાગ્યું કે 'સ્પીરીટ'-ની પેઠે ઉડાવી દેવાની ચીજને, "સ્પીરીચ્યુઅલ" કહેવાતી હશે! તેઓ એમ માને છે કે પાપીઓ પણ અંતે પ્રભુમાં લય થશે, માત્ર પુણ્યાત્માઓ કરતાં તેમને વિલંબ થશે. વળી પશ્ચાત્તાપ કરવાથી પાપ નષ્ટ, ભસ્મ થાય છે એમ પણ તેઓ માને છે. પાપ કરવાને આવાં સિદ્ધાંતથી ઉત્તેજન મળે છે કે નહીં એ એક ગંભીર વિચારને યોગ્ય પ્રશ્ન છે. બાહાઇઓને કેટલાક Agnostic અર્થાત ધર્મનાં ગુઢ તત્વોથી મનુષ્ય અજ્ઞાત છે એવું માનનારા વાદીઓ તરીકે ઓળખાવે છે. બાબી ધર્મના આગલા સિદ્ધાંતોમાં કાંઇક એવા સ્વીકારની પ્રતિ પ્રવૃત્તિ હતી; તેમજ કુદરતના તથા ઇશ્વરના અજ્ઞાન ગુણો તથા લીલાઓ ઉપર તેઓ તર્કના શતમુખી અશ્વો બહુ દોડાવતા નથી તે પણ સત્ય છે. પરંતુ એકંદર તેઓ તે વાદના કહી શકાશે નહીં. મુસલમાન ધર્મમાં સુધારો કરનાર તથા ધર્મની સ્થિતિ જગતમાં સુધારવાનો પ્રયત્ન કરનાર તે એક મંડળ છે. પરંતુ ઇરાનની બહાર હજી તેનો બહુ પ્રચાર નથી. ઇરાનમાં તેમની સંખ્યા બહુ મોટી છે. ૫ થી ૧૦ લાખની હશે. તેઓ ધાર્મિક વૃત્તિના છે, અને ઇરાનની રાજદ્વારી ઉથલપાથલની છેલ્લી ચીલચાલમાં કોઇ પણ પક્ષ-પ્રજા કે રાજા-થી તેઓ અબ્બાસ એફેન્દી ઉર્ફે અબ્દુલ બાહાની આજ્ઞાનુસાર, તટસ્થ રહ્યા હતા. પરંતુ તેઓ અંતઃકરણથી. મજલીસની સ્થાપના ચાહતા હતા. ધર્મના વાડાઓને બને એમ વિસ્તૃત, વ્યાપક કરવાની જે શુભ પ્રવૃત્તિ આ નવા યુગમાં પ્રકાશિત થઈ છે તેનું બાહાઇ અથવા બાબી ધર્મ એક ઉજ્જ્વલ બિંબ છે એમ સૌ કોઇએ સ્વીકારવું પડશે.

## વાયુ દેવતા તેજ બ્રહ્મા છે!

જગતના રચયિતા તરીકે ધર્મ ગ્રંથોમાં વર્ણવેલા ચતુર્મુખી બ્રહ્માના સંબંધમાં કેટલીક એટલી તો વિચિત્ર, અસંભવનીય, જ્ઞાન તથા શાસ્ત્રની વિરૂદ્ધ તેમજ અશ્લીલ તથા અપમાનકારક વાર્તાઓ તથા લોકવાયકાઓ ચાલે છે કે, કાંઇ નહીં તો આર્યશાસ્ત્રોની પ્રતિષ્ઠા જાળવવા ખાતર, એ વાર્તાઓ કયા કારણોથી ઉત્પન્ન થઇ, તે તથા બ્રહ્માનો મૂળ, સત્ય અર્થ શું છે તે બતાવવા પ્રયત્ન કરવો આવશ્યક લાગે છે. બ્રહ્મા સંબંધી વાર્તાઓ બનેલા બનાવો તરીકે, ઇતિહાસનાં પ્રકરણો તરીકે, હાલમાં માનવામાં આવે છે. પરંતુ ખરૂં જોતાં તે માત્ર કુદરતમાં દરરોજ બનતા બનાવો ઉપરથી ફલદ્રુપ તર્કશક્તિવાળા વિદ્વાનોએ પોતાની બુદ્ધિમાંથી ઉપજાવી કાઢેલાં સુંદર કાલ્પનિક ચિત્રો છે. બ્રહ્મા બીજા કોઇ નહીં પરંતુ પ્રત્યક્ષ સર્વવ્યાપક વાયુ દેવતા છે! અને વાયુની દરેક કુદરતી ક્રિયા તથા પ્રક્રિયાને, બ્રહ્માને એક મનુષ્ય કલ્પીને, તેના ગુણકર્મરૂપ બનાવવામાં આવી છે. આપણા આર્યોના ધર્મનાં મૂળ રૂપ વેદથી પ્રારંભ કરતાં એજ અનુમાન ઉપર આપણને આવવું પડશે. વેદસંહિતામાં પરમાત્મા, ઋત્વિક, તપસ્યા, આદિ અર્થોમાં બ્રહ્મા શબ્દનો પ્રયોગ વારંવાર થયો છે પરંતુ એ અર્થસૂચક છે કે, બ્રહ્મા નામનો કોઈ મંત્રનો કોઇ દેવતા નથી. અર્થાત કાંઇ પણ ઋચામાં બ્રહ્માની સ્તુતિ–પ્રાર્થના કરી નથી. ચતુર્મુખધારી બ્રહ્માની ઉત્પત્તિનું સવિસ્તર વર્ણન શ્રીમદ્‌ભાગવતના ત્રીજા સ્કંધમાં કર્યું છે. તેનો સાર એ છે કે જળમાં શયન કરેલા એવા ભગવાન વિષ્ણુના નાભિપ્રદેશમાંથી એક કમલ ઉત્પન્ન થયું. તે કમલમાંથી બ્રહ્મા થયા જે સ્વયંભૂ કહેવાય છે.

तस्यां स चाम्भोरुहकर्णिकायामवस्थितो लोकमपश्यमानः ।
परिक्रमन्व्योम्नि विवृत्तनेत्रश्चत्वारि लेभेऽनुदिशं मुखानि ॥

શ્રીમદ્ ભાગવત, ૩ જો સ્કંધ, ૮ મો અ., શ્લો. ૧૬ મો.

**ભાષાંતરઃ**—તે કમળની કળીમાં બેઠેલા (બ્રહ્મા)એ લોકને નહીં દીઠા તેથી આસપાસના આકાશમાં ચારે દિશાએ નજર કરી તેથી ( તેમણે ) ચાર મુખો મેળવ્યાં.

આ વાર્તામાં આવતા, વિષ્ણુ, સમુદ્ર આદિ શબ્દોના વર્તમાનને બદલે જો પ્રાચીન અર્થ લઇશું તો બ્રહ્માની ઉત્પત્તિનો ખુલાસો સ્વયમેવ મળશે. "સમુદ્રમંથનના રહસ્ય" સંબંધી "સત્ય"ના પ્રથમ બે અંકોમાં બતાવ્યું હતું તેમ વિષ્ણુ એ સૂર્ય દેવતા છે અને 'સમુદ્ર'નો અર્થ જલનો સમુદ્ર નહીં કિંતુ વાયુનો સમુદ્ર અર્થાત આકાશ-અંતરિક્ષ એવો કરવાનો છે. હવે, તમે ચિત્રમાં આવતા વિષ્ણુ તથા વિષ્ણુની નાભિમાંથી ઉગતા કમલનાલ પર આરૂઢ થયેલા બ્રહ્માને મનમાં સ્થાપો! વિષ્ણુ ( સૂર્ય ) સમુદ્ર ( આકાશમાં ) શયન કરે છે તે પ્રત્યક્ષ છે. સૂર્યનાં કીરણ–તેજ કમલનાલ માનો! સૂર્ય ( વિષ્ણુ ) માંથી કીરણ નીકળે છે જે અંતરિક્ષમાં ઉષ્ણતા ઉત્પન્ન કરે છે. કીરણની ઉષ્ણતાથી શું પરિણામ આવે છે? તેથી વાયુ ( બ્રહ્મા ) ઉત્પન્ન થાય છે. પ્રાતઃકાળમાં વાયુ શાંત હોય છે, અને મધ્યાન્હમાં કમલનાલ રૂપ કીરણો જ્યારે પૂર જોરમાં હોય છે, ત્યારેજ વાયુનો એક પ્રકારનો આકાર થાય છે અને તેમાં વેગ આવે છે એ પ્રસિદ્ધ છે.

### બ્રહ્મા ચતુર્મુખી કેમ?

જો બ્રહ્મા માત્ર વાયુ દેવતા હોય તો તેને ચતુર્મુખી કેમ કહ્યા! તેનું કારણ પણ સ્પષ્ટ

છે. चतसृषु दिक्षुमुखं यस्य स चतुर्मुखो वायुः અર્થાત્ જેનું મુખ ચારે દિશાઓમાં હોય તેનું નામ વાયુ છે. પ્રત્યક્ષ છે કે વાયુ કોઇ એકદિશાગામી નથી. વાયુને શરીરધારી કલ્પતાં તેનું મુખ ચારે દિશામાં છે. ચારે દિશાઓજ વાયુનાં મુખરૂપ છે. કોઇ શંકા કરશે કે ત્યારે બ્રહ્માનાં મુખજ ચાર કેમ? બીજાં અંગો પણ કેમ ચાર ચાર કલ્પ્યાં નથી? એ શંકાનું સમાધાન એ છે કે, મુખમાં વાયુનીજ વિશેષતા છે. મુખ એ વાણિનું દ્વાર, વાણિનું સ્થાન છે, અને વાયુ વિના વાણિ અશક્ય છે. મુખ વાયુસ્થાનિય છે. વાયુ અદ્દશ્ય છે, તેથી તેનાં ચરણ આદિ બીજાં અંગો કલ્પવા અશક્ય છે પણ તેમાં મુખની એવી રીતે પ્રધાનતા છે, કે તે ( વાયુ ) જે દિશામાં મુખ કરવા ચહાય છે ત્યાં કરી શકે છે. કોઇ વખત પૂર્વાભિમુખ, કોઇ વેળા પશ્ચિમાભિમુખ, કોઇ વાર ઉત્તરાભિમુખ તો વળી કોઇક સમયે દક્ષિણાભિમુખ તે હોય છે. સૂર્યાદિ કોઇપણ અન્ય દેવતા ( દેવતાથી અહીં શરીરધારી દેવનાનો અર્થ નહીં પરંતુ દેવતાનો "દિવ્યતા વાળી વસ્તુ" એવો ધાત્વર્થ ગ્રહણ કરવાનો છે ) આવી રીતે ચારે દિશામાં મુખ કરતો નથી.

## બ્રહ્મા અને તેની કન્યા સરસ્વતી.

બ્રહ્મા કામાસક્ત થવાની અશ્લીલ લાગતી વાર્તાનો જે સત્ય અર્થ આલંકારિક છે તે ગ્રહણ કરો તો તેમાં કશી અશ્લીલતા રહેતી નથી. ઉલટું દુર્ગંધિને સ્થળે સુગંધ આવે છે. બ્રહ્મા પુત્ર વાયું દેવતા હતા એમ માનવાથી સહજ એ વાર્તાનું સમાધાન થાય છે. મૈત્રેય વિદુરને કહે છે, "હે વિદુર! હમે સાંભળ્યું છે કે, સ્વયંભૂ સૃષ્ટિકર્તા બ્રહ્માજી કામયુક્ત થઇને મનને હરણ કરતી એવી અકામા દુહિતા સરસ્વતીને ચહાવા લાગ્યા. આવી રીતે પિતાને અધર્મમાં બુદ્ધિ કરતા જોઇ બ્રહ્માના પુત્ર મરિચી આદિ મુનિઓએ, અધર્મ કરનાર બ્રહ્માનો ત્યાગ કરીને પિતાને કહે છે, "હે જગદ્ગુરો! नैतत्पूर्वै कृतं त्वद्य न करिष्यंति ये परे, પૂર્વકાળમાં આવું કામ કોઇએ કર્યું નથી અને કોઈ હવે પછી કરશે પણ નહીં' ' હે જગદ્ગુરો! તેજસ્વી વ્યક્તાઓને પણ આ કાર્ય યશોદાયક નથી. એના આચરણ અનુસાર વર્તન કરવાથી લોક કલ્યાણના ભાગી થાય છે તેજ જો અનુચિત કામ કરશે તો ધર્માનુષ્ઠાન નષ્ટ થશે." ઇત્યાદિ બોધવચન મરીચિ આદિ પ્રજાપતિઓએ કરવાથી બ્રહ્મા લજ્જીત થાય છે અને તેણે પુત્રી પ્રતિ કામાસક્ત બની તેની પાછળ દોડવાનું છોડી દીધું. અજમેર નગર પાસેનાં પુષ્કર કે જ્યાં બ્રહ્માની મૂર્તિ છે ત્યાં આ વાતનું ભાન કરાવનારી મૂર્તિ પણ વિદ્યમાન છે. શું જગત્કર્તા બ્રહ્મા પુત્રી પ્રતિ આવું અઘટિત સ્વપ્ને પણ વિચારે એ બુદ્ધિમાનો સ્વીકારશે? સત્ય એ છે કે આ વાર્તા વસ્તુતઃ બની નથી—બની અસંભવિત છે. એવા બ્રહ્મા અને એવી પુત્રી અને પિતાને લજ્જાવનાર એવા પુત્ર હોવા પણ અસંભવિત છે. માત્ર વાયુની વિચિત્ર ક્રિયા-લીલાની આ એક ઘટના છે. આ વાર્તામાં સરસ્વતી માટે વાપરેલો શબ્દ वाच् છે ( वाचं दुहितरं तन्वीं स्वयंभूर्हरतीं मनः ભાગવત. સ્કંધ ૩-અ. ૧૩ શ્લો. ૨૮ ). અહીં સ્પષ્ટ કર્યું છે કે વાક્‌ને બ્રહ્માએ ઉત્પન્ન કીધી. વાણીનાં સંસ્કૃતમાં અનેક નામો છેઃ–બ્રાહ્મીની, ભારતી, ગિરા, વાણી, સરસ્વતી. ભાગવતના ટિકાકાર આ વાણીના સંબંધમાં જે ટીકા કરે છે તે પણ તેમની શુદ્ધબુદ્ધિ દર્શાવે છે. તેઓ કહે છે કે:—

> यां तत्याज विमुर्ब्रह्मा मानुषीं वाक् तु सा स्मृता।
> सरस्वतीं निजामायां दैवीं वाचं तु तां विदुः॥

અર્થાત, જેનો બ્રહ્માએ ત્યાગ કર્યો તે માનુષીવાક્ છે. જે પોતાની ભાર્યા સરસ્વતી છે તે દૈવી વાણી કહેવાય છે.

હવે જુવો, કે વાણીની ઉત્પત્તિ વાયુથીજ થાય છે, અને વાણીને પુનઃ વાયુજ ગ્રહણ કરી લે છે. તમે બોલો છો તે પાછું વાયુમાંજ મળી જાય છે, કે જેનાં મ્હાદિલનો ગ્રામોફોનની રેકર્ડ પર પોતાનાં બીમાં કોતરી આપે છે. અંદરના વાયુની સહાયતાથી વાણિ ઉત્પન્ન થાય છે અને બહારના વાયુમાં તેનો પાછો લય થાય છે! હવે ખરું જોતાં બહાર તથા અંદરનો વાયુ તે એકજ છે. શરીરના અંતરાયથી તે ભેદ થાય છે. ત્યારે વસ્તુ કેવો મહાન્ દેવ છે, કે જે વાણિને ઉત્પન્ન કરે છે એટલુંજ નહી પણ પોતેજ જેને (બોલાયા પછી, જન્મ્યા પછી) ગ્રહણ પણ કરે છે. વાણી મોહિની છે તેની તો કોઈ ના પાડી શકે એમ છેજ નહીં. કદરૂપો મનુષ્ય પણ પોતાની વાણીથીજ માનીતો થઈ પડે છે, અને ગમે એવા મોહક સ્વરૂપનો મનુષ્ય વાણિનાં સાહિત્ય રહિત હોય છે તો તેના પ્રતિ કોઇ આકર્ષાતું નથી. મનુષ્યનાં સ્વરૂપ કરતાં તેની વાણીનું આકર્ષક બળ અતિ વિશેષ છે. વાયુ (બ્રહ્મા), વાણી (સરસ્વતી) ને ઉત્પન્ન કરે છે તેથી તે તેની પુત્રી થઇ, અને તેજ વાયુ (બ્રહ્મ) તેજ સ્વપુત્રી વાણીનું ગ્રહણ કરે છે તેજ તેનો પુત્રી સાથેનો અનુચિત વ્યવહાર છે! વસ્તુતઃ એ કોઇ વ્યક્તિવિશેષનો ઇતિહાસ નથી, પરંતુ વાયુ દેવતા જે નિરંતર લીલા કરે છે તેનો એક અલંકાર છે. બ્રહ્માના ચતુર્મુખ ઉપરથી તેમજ સરસ્વતીનું ગ્રહણ કરવાની વાતોથી, બ્રહ્મા તે વાયુ દેવતા જ છે એમ નિસ્સંદેહ સૂચિત થાય છે.

## બ્રહ્માની બીજી પત્ની સાવિત્રી.

આનો અર્થ પણ સ્પષ્ટ છે. પત્નીનો અર્થ "પોતાની ખરેખરી બૈરી" એવો નથી કરવાનો, પરંતુ પાલયિત્રી શક્તિ એવો ગ્રહણ કરવાનો છે. સાવિત્રીનો ધાત્વર્થ જૂવો. **સાવિતુઃ સૂર્યસ્ય ઇદં** સાવિત્રી અર્થાત્ સવિતા કહેતાં સૂર્ય તેની જે શક્તિ છે તે. હવે સૂર્યની શક્તિ શું છે? તે નિસ્સંદેહ, ઉષ્ણતા છે. સૂર્યથીજ ઉષ્ણતા ઉત્પન્ન થાય છે તેથી આલંકારિક રીતે, ઉષ્ણતા સૂર્યની કન્યા-પુત્રી થઇ. કન્યાનું સૂર્ય વાયુને દાન કરે છે, અર્થાત્ વાયુ સૂર્યનો જમાઇ થાય છે અને સૂર્ય વાયુનો સસરો થાય છે! સાવિત્રી (ઉષ્ણતા) સંપન્ન વાયુ (બ્રહ્મા) દેવતા જગતની સૃષ્ટિ કરે છે. પૃથ્વી પર વસ્તુ માત્રમાં નિરંતર સંયોગવિયોગ થાય છે તે વાયુ તથા ઉષ્ણતાના સંયુક્ત પ્રતાપ છે તે પદાર્થવિજ્ઞાનો એક પ્રખ્યાત મહા નિયમ છે. આજ હેતુથી બ્રહ્મા (વાયુ)ની દ્વિતિય સ્ત્રી સાવિત્રી અર્થાત્ સૂર્યની ઉષ્ણતા કહી છે. પરંતુ વાયુ દેવતાની મુખ્ય શક્તિ તો સરસ્વતીજ છે, જ્યારે વાયુસ્થાનિક બ્રહ્માની પૃથક્ દેવ તરીકે કલ્પના થઇ ત્યારે સ્વાભાવિક રીતે તેની સ્ત્રી તરીકે સાવિત્રીની કલ્પના કરી, કે જેથી વાયુના સર્વગુણ બ્રહ્મામાં ઘટી શકે.

## બ્રહ્માની પ્રથમ પત્ની તો સરસ્વતીજ છે!

જેમ વિષ્ણુની શક્તિ લક્ષ્મી, મહાદેવની પાર્વતી તેમજ બ્રહ્માની શક્તિ સરસ્વતી માનવામાં આવી છે. શું આ સરસ્વતી શક્તિ તદ્દન ગપાષ્ટક છે? નહીં. પાછળથી, અર્થ સમજમાં ન આવવાથી તેના ભલે હાથ પગ કાઢ્યા હો પરંતુ મૂલ સરસ્વતીનો અર્થ સાર્થક છે અને બ્રહ્માની પત્ની-શક્તિ તરીકે તે યથાર્થ ઘટે છે તે નિસ્સંદેહ છે. સરસ્વતીનો વાસ્તવિક અર્થ **વાણી** છે. નિરુક્ત ૧-૧૧ માં "વાણી" નાં ૫૭ નામ આપ્યાં છે. તે ૫૭ ની ટીપમાં સર-

સ્વતી, ઇલા, ભારતી આદિ નામ પણ આપ્યાં છે. અમરકોશમાં પણ એ અર્થ આપ્યો છે—યથા, ब्राह्मी तु भारती भाषा-गीर्वाग्वाणी सरस्वती । અમરકોશમાં જ્યાં વિષ્ણુ અને મહાદેવનાં નામ આવ્યાં છે ત્યાં તેની શક્તિ લક્ષ્મી તથા પાર્વતીનાં નામ છે. પરંતુ બ્રહ્માનાં નામ સાથે ગાયત્રી કે સરસ્વતીનું નામ નથી. એટલુંજ નહીં પણ તે સમસ્ત ગ્રંથમાં બ્રહ્માની પત્ની કે શક્તિ સંબંધી કશુંજ કથન નથી. તેમણે ઇંદ્રાદિ દેવતાઓની શક્તિનું પણ કથન કર્યું છે. તેથી અનુમાન થાય છે કે આપણા પ્રાચીન કાળના જૉન્સન, અમરસિંહના સમય પર્યંત બ્રહ્માની પત્નીની કલ્પના જ થઇ નહોતી. પુરાણોમાં કેટલેક સ્થળે સરસ્વતીને વિષ્ણુની પત્ની માની છે. દેવી ભાગવત કહે છે કે,

सरस्वति गंगा लिक्ष्मा भार्या हरेरपि ।
प्रेम्णा समास्तास्तिष्ठंति सततं हरिसन्निधौ ॥

દેવી ભાગવત, ૯—૬—૧૭.

અર્થાત્ સરસ્વતી, ગંગા આદિ હરિની પત્નીઓ પ્રેમથી તેની સાથે રહે છે ઇત્યાદિ. બીજા પુરાણોથી આ વાત વિરુદ્ધ છે. દેવી ભાગવતની વાતમાં કેવળ સાંપ્રદાયિક પક્ષપાત તે ઉપરથી સિદ્ધ થાય છે. નદીને તથા જુદા જુદા કુદરતી ગુણોને હાથપગવાળા માણસ સાથે ભેળસેળ કરી નાંખવાથીજ મૂળ અલંકારનાં ઘણાં અર્વાચીન શાસ્ત્રોનાં કથનોમાં અટ૨ થઇ ગયાં છે. તેમાં સૂક્ષ્મ સ્થળે માત્ર સ્થૂળ, [illegible] કુદરતની લીલાને બદલે ખરેખરાં આ પુરુષોનીજ લીલા, મૂળ અલંકારથી સ્વતંત્રરીતે [illegible] છે. તે જ્યાં તે સ્થૂળ માનુષી બનાવી દીધેલી વાર્તાઓ મૂળ અલંકારને આધારજ રચાઇ છે તે પણ સ્પષ્ટ બતાવી શકાય છે. ( અપૂર્ણ )

---

## વિશ્વદર્શન.

( લેખક—પ્રાણશંકર વિ. ગુપ્ત બી. એ. )

### વિશ્વની અંદરના ગોળાઓનું દર્શન.

કદાચ વાંચક કહેશે કે વાહવા! ખૂબ કરી! અતિશયોક્તિમાં તો સંસ્કૃત કાવ્યો કરતાં પણ તમે વધ્યા. પણ પ્રિય વાંચક, ઉપર જે વાતો કરી તેમાં એક પણ ખોટી અતિશયોક્તિ કરેલી નથી. બધી સત્ય છે. દુરબીન આદિની સહાયતાથી વિદ્વાનોએ આ વાતો સિદ્ધ કરેલી છે, કેટલીકનો પ્રત્યક્ષ અનુભવ લીધો છે, અને કેટલીક ગણિતથી સિદ્ધ થઇ ચૂકી છે. [illegible] ની ક્રિયા અને તે ઉપરથી નીકળતું તેના પ્રકાશનું કોષ્ટક, શનિ, ગુરુ, સૂર્ય આદિના [illegible] [illegible], ઇત્યાદિ બાબતોનો હિસાબ ગણી જોશો તો આ સર્વ વાતો કબુલ કર્યા [illegible] નહિ.

હવે આપણે સૂર્યજ કુટુંબના રાજ્યમાં પ્રવેશ કરીશું. ધણુંખરું [illegible] દરેકનું અંતર નિશ્ચિત થયું નથી, તો પછી તારાઓનું મહત્વ ( size ) કેવી રીતે સમજાય? માટે અંતરિક્ષના વિસ્તીર્ણ પ્રદેશમાં પ્રવેશ કર્યા વગર ચાલે એમ નથી. તો પણ કલ્પનાના તરંગો કેવળ અનુચિત નહિ થાય.

તારાઓના તેજ ઉપરથી અને કેટલાક તારાઓ વચ્ચેનું અંતર કેટલીક સૂક્ષ્મ રીતે કાઢવામાં આવ્યું છે તે ઉપરથી તેમનાં મહત્વનું જ્ઞાન થોડુંઘણું તો થએલું છે. તારાઓમાંના કેટલાએક તારા આપણા સૂર્ય કરતાં મોટા છે, કેટલાએક સરખા છે, અને કેટલા તો સૂર્ય કરતાં નાના પણ છે.

આપણા સૂર્યની આસપાસ પૃથ્વી જેવા ગ્રહો ફરે છે, તેમ આ તારારૂપી સૂર્યોની આસપાસ છે કે નહિ તે વિષે નિશ્ચયાત્મક કંઇ સમજાયું નથી. પણ તેવા ગ્રહો હોય એ ઘણું સંભવિત છે, અને તે બાબતનાં કેટલાંક પ્રમાણ પણ છે. ગ્રહો અને ઉપગ્રહો મળીને દરેક તારાની આસપાસ ૨૦ ની સંખ્યા માનીએ તો ઓછામાં ઓછા એક અબજ ગોળા આપણને જે આકાશ દેખાય છે તેમાં છે. એ સર્વેનું રજકણુની પેઠે કેવળ ધૂલિદર્શન કરીએ, અને એ એકનું દર્શન કરવા ફક્ત એક મિનિટનો અવકાશ લઇએં તો બધાનું દર્શન કરતાં ૪૫૦૦ વર્ષ થાય! પૃથ્વીની પેઠે તે ગોળાઓ ઉપરના ચમત્કાર, તેમનું સ્વરૂપ, ઇત્યાદિનું જ્ઞાન કરી લેવા માટે દરેક ગોળા ઉપર આપણે એક એક જન્મ લઇએ અને પ્રત્યેક જન્મમાં સો વર્ષ જીવીએ તો પણ એક અબજ જન્મ લેવા પડે. એટલે ૮૪ લાખના ફેરા કરી બીજા કેટલાક લાખ જન્મો થાય! એક કલ્પ સુધી મોક્ષાવસ્થામાં રહેનાર જીવાત્મા કદાચ આ કામ કરવાનું ઇચ્છે તો કરી શકે પણ વિશ્વનો અંત નથી, જે આપણને દેખાય છે તેનુંજ પ્રત્યક્ષ દર્શન કરવાની વાત આપણે કરીએ છીએ. વિશ્વમાં જેમ દૂર ભ્રમણ કરીએ તેમ નવા ગોળાઓ,–વિશ્વનો નવો પ્રદેશ દૃષ્ટિગોચર થતો આવે એ સર્વથા અસંભવનીય છે, એટલે મોક્ષાવસ્થાનો જીવાત્મા પણ આ કામ પુરૂં કરશે કે નહિ તેને માટે શંકાજ રહેશે! એક પરમાત્મા સિવાય અલ્પજ્ઞ જીવાત્મા આનો નિર્ણય કરે એમ જરા પણ લાગતું નથી!

## વિશ્વમાંના પ્રાણીઓની સંખ્યા.

પૃથ્વી ઉપર જેમ પ્રાણી છે તેમ બીજા સર્વે ગોળા ઉપર પણ છે કે નહિ તે વિષે કંઇ નિશ્ચયાત્મક સમજાયું નથી; તોપણ પૃથ્વી જે દ્રવ્યોની બનેલી છે તેજ દ્રવ્યોથી બીજા ગોળા પણ બનેલા છે એ વાત નિઃસંશય થઇ ગઇ છે. જો એવું છે તો પછી કોઇપણ તરેહના પ્રાણી બીજા ગોળા ઉપર વસતાજ નથી એમ કહેવું તે કલ્પનાને માટે સંભવનીય નથી. વિશ્વના વિસ્તારમાં એક રજકણ જેટલો આખી સૂર્યમાળાનો વિસ્તાર, અને તેમાં પણ એક રજકણ જેટલી જે પૃથ્વી તેની ઉપર પ્રાણીઓ વસે અને બીજા અબજો ગોળા ઉપર એક પણ પ્રાણી ન હોય એ કેમ સંભવે? પાંચકોટી સૂર્યમાં, તે અગ્નિવત્ હોવાને લીધે, વસ્તી ન હોય તો પણ તેમની આસપાસ ફરનાર ગ્રહો ઉપર વસ્તી હોવી સર્વથા સંભવિત છે. માટે તે ગ્રહો ઉપર વસ્તી છે એમ માનીએ તો વિશ્વમાં બધા મળીને કેટલા પ્રાણી હશે તેની કલ્પના હવે આપણે કરીએ.

પૃથ્વી ઉપર લગભગ ૧૪૦ કરોડ માણસો છે; ચોપગાં જાનવરોની જાતીઓ આસરે ૨૦૦૦ છે; પક્ષિઓની જાતિ ૮૦૦૦; સર્પની ૧૬૦૦; માછલાંઓની ૮૦૦, અને બીજાં જીવજંતુ વિગેરેની આશરે ૩ લાખ છે એવો આધુનિક પ્રાણીશાસ્ત્રવેત્તાઓએ શોધ કરેલો છે. તે શિવાય જેમનો શોધ હજી સુધી થયો નથી એવી કેટલીક જાતિના પ્રાણી હશેજ. હવે ધારો કે દરેક જાતના પ્રાણીની સરાસરી ૧૦ કરોડની આવે છે. એ પ્રમાણે કલ્પના કરતાં આપણી એક પૃથ્વી ઉપરજ ૩૨૦૦૦ અબજ પ્રાણી છે! અને એ પ્રમાણે હિસાબ કરીએ તો આકાશમાં જે તારાઓ આપણે જોઇએ

તે તારાઓની આસપાસના ગોળાઓ ઉપરજ ૩૨૦૦૦ અબજને એક કરોડે ગુણતાં જેટલી સંખ્યા આવે, એટલે ૩૨ ના અંક ઉપર ૨૧ મીંડા મૂકતાં જે સંખ્યા થાય, તેટલા પ્રાણી છે! અને વળી એટલું ધ્યાનમાં રાખવું કે આટલા પ્રાણીઓ જે છે તે અનંત વિશ્વનો જે ભાગ દુર્બીન આદિની મદદથી જોઇ શકાય છે તેટલામાંજ છે, અને નહિ કે અનંત વિશ્વમાં. અનંત વિશ્વમાં પ્રાણી પણ અનંત હોવા જોઇએ; વનસ્પતિની સંખ્યા તો ગણીજ નથી; અને પ્રાણી તથા વનસ્પતિમાં જે જીવાત્મા છે તો પછી વિશ્વમાં જીવાત્મા અનંત છે એ વાત પણ શું સિદ્ધ નથી થતી?

## આકાશભુવનમાં રહેનારા પ્રચંડ ગૃહસ્થો!

આપણી પૃથ્વી જેવા ગ્રહો, તેમની પ્રદક્ષિણા કરનારા ચંદ્ર જેવા ઉપગ્રહો, ધૂમકેતુ, અને આ સર્વ મંડળનો મેરૂ જે સૂર્ય, એટલાજ આકાશભુવનમાં વાસ કરે છે એવું નથી; પણ તેમના કરતાં પણ મહાન્ પ્રચંડ એવા ગૃહસ્થો હજી કહેવાનાછે. તે ગૃહસ્થો તે **તેજોમેઘ** ( Nebulae ) છે.

કેવળ સ્વચ્છ આકાશમાં રાત્રે નરી આંખોએ શ્વેત મેઘ જેવા અથવા આકાશગંગા ( milky way ) જેવાં નાનાં નાનાં પ્રકારનાં ધાબાં દેખાય છે. દુરબીનમાંથી જોતાં તેમાંના કેટલાંએક તારાઓના લુમખા હોય એમ જણાય છે. એક દુરબીનમાંથી જે કોઇ ધાબુ મેઘ અથવા વાદળાં જેવું દેખાય છે, તો તેજ ધાબુ બીજી વધારે શક્તિમાન્ દુરબીનમાંથી તારાઓનાં લુમખાં જેવું દેખાય છે. પણ એવા પ્રકારનાં કેટલાંએક ધાબાંના વર્ણલેખ (Photographs) લીધા છે તે ઉપરથી એવું જણાય છે કે તેમાંનાં કેટલાંએક ધાબાં અતિપ્રદીપ્ત વાયુ અથવા વરાળના સ્વયંપ્રકાશ પદાર્થ છે. એને આપણે **અગ્નિમેઘ** અથવા **તેજોમેઘ** કહીશું. સૃષ્ટિક્રમ પ્રમાણે તેજોમેઘ **आकाशाद्वायुर्वायोरग्निः**–આકાશથી વાયુ અને વાયુથી અગ્નિની સ્થિતિમાં છે. તેજોમેઘના આકાર જુદી જુદી તરેહના હોય છે. તેમનો વિસ્તાર તો ઘણોજ પ્રચંડ છે. કાલાંતરે કરીને તેજોમેઘનો સંકોચ થતો જાય છે અને તેના તારા બને છે. તારા તે બધા સૂર્યજ છે. આપણો સૂર્ય પ્રથમ તેજોમેઘ હતો; અને તે વખતે તેનો વિસ્તાર સૂર્યમાળામાંનો જે છેલ્લો ગ્રહ **વરૂણ** ( Neptune ) છે ત્યાં સુધી હતો! અર્થાત્ સૂર્યનો આકાર હમણાં જે છે તેના કરતાં ૨૭૦૦૦ કરોડ ગણો આકાર તે જ્યારે તેજોમેઘની સ્થિતિમાં હતો ત્યારે હતો! કેટલાક તેજોમેઘ એથી પણ મોટા છે.

## અશનિ તથા ઉલ્કા.

ઉપર લખેલા તારા–સૂર્યો, ગ્રહો, ઉપગ્રહો, ધુમકેતુ અને તેજોમેઘ શિવાય નરી આંખે અથવા દુરબીનમાંથી પણ નહિ દેખાય એવા નાના નાના પદાર્થો અંતરિક્ષમાં સર્વત્ર પથરાએલા છે. એ પદાર્થને આપણે **અશનિ** નામ આપીશું. મોટી અશનિમાળાઓ પૃથ્વીના માર્ગમાં સપડાઇ જવાથી તેમાંના અશનિ પૃથ્વી તરફ આકર્ષાઇને પેસાય છે ત્યારે તેને આપણે ઉલ્કા ( ખરતા તારા ) કહીએ છીએ. અર્થાત્ અશનિ તે ઉલ્કાનું પૂર્વરૂપ છે. સને ૧૮૮૫ ના નવેંબર માસની ૨૭ મી તારીખે રાત્રે જે મહાન્ ઉલ્કાવૃષ્ટિ–ઉલ્કાપાત થયો હતો તે જેમના જોવામાં આવ્યો હોય એવા હાલ ઘણા માણસો હૈયાત હશે. તે રાત્રે લાખ, પોણો લાખ ઉલ્કા પડી હશે. હમેશ કેટલીક ઉલ્કાઓ પડતીજ હોય છે. એક દિવસ અને રાત મળીને પૃથ્વી તરફ બે કરોડ અશનિ

આવતા હશે એવો અડસટો ખગોલવેત્તાઓએ કર્યો છે. અશનિ બળવા માંડે છે. ત્યારે તેની જે રેષા આપણી નજર પડે છે તે ઉપરથી એવું જણાય છે કે અશનિની કક્ષાઓ (orbits) પૃથ્વીની કક્ષામાં નથી. એવું હોવાથી અશનિમાંના બધાએ અશનિ પૃથ્વીની વાર્ષિક પ્રદક્ષિણામાં તેને મળવાનો સંભવ નથી. એટલું છતાં પણ જે અશનિ મળે છે તેમની સંખ્યા ઘણી મોટી છે. વળી આપણે જોઇ ગયા છીએ કે સૂર્ય રોજ નવા પ્રદેશમાં જાય છે, અને તેમ છતાં પણ અશનિ તો મળ્યાજ કરે છે. એ ઉપરથી અંતરિક્ષમાં સર્વત્ર કેટલા અશનિ હશે તેની કલ્પનાજ કરી શકાતી નથી! વિશ્વના ગોળાઓ સાથે તોલીએ તો તેમનું વજન તદન નજીવું છે. પણ તેમનામાંના કેટલાક પૃથ્વી ઉપરના નાના મોટા ડુંગરો જેવડા પણ છે. તેમનો વ્યાસ ૧૦૦ ફીટ લઇને ૧૩૦૦૦ ફુટ સુધીનો હોય છે એવો અંદાજ કરેલો છે.

## આકાશભુવનનો આકાર અને રચના.

હવે આપણે આકાશભુવનનો આકાર અને તેની રચના કેવી તરેહની છે તે જોઇશું. જ્યાં જોઇએ ત્યાં તારાઓ અથવા તેજોમેઘ દેખાય છે. એ ઉપરથી જોતાં આકાશભુવનનો **આકાર** ગોળ વગર બીજો સંભવનીય લાગતો નથી. ખરું જોતાં તો તેનો આકાર અજ્ઞેય જ છે. પણ ધારો કે આકાશભુવનનો આકાર ગોળ છે અને પૃથ્વી એ ગોળાની મધ્યમાં છે. હવે, જે ગોળાના આકારની મર્યાદાજ આપણને ખબર નથી–જે ગોળાનો વિસ્તારજ અનંત છે–તેનું મધ્ય કિયું, તે કેમ જાણવું? ગમે તે સ્થાનમાં જઇશું તો પણ તે સ્થાન આપણને મધ્યજ છે એમ લાગશે!

આકાશમાં જે તારાઓ દેખાય છે તેમાંના ઘણા ખરા તારા આકાશગંગાના પ્રદેશમાં પથરાએલા છે. આકાશગંગાનો જે પાટ દેખાય છે તેના મધ્યથી બન્ને બાજુએ પંદર પંદર અંશ મળીને, ૩૦ અંશ પહોળાઇનો જે આકાશભુવનનો પ્રદેશ છે તેમાં એકંદર તારાઓમાંના નવદશાંશ તારાઓ આવે છે, અને તેજોમેઘમાંના એક–દશાંશ તેજોમેઘ છે. બાકીના પ્રદેશમાં એટલે આકાશગંગાના પાટની બહાર એક–દશાંશ તારા અને નવ–દશાંશ તેજોમેઘ છે. આકાશગંગાના પ્રદેશમાં પણ તારાઓ એક સરખી રીતે ગોઠવાએલા નથી. ઘણું કરીને તેમના જુદા જુદા અનિયમિત સમુદાય છે. તે સમુદાયની મર્યાદા પણ સરખી આંકેલી છે, એમ પણ નથી. દરેક સમુદાયમાં વચ્ચે વચ્ચે થોડી ઘણી ખાલી જગા છે. આ સમુદાયોમાં તારાઓની સંખ્યા બેથી તે હજારો સુધીની છે. આપણને નરી આંખોએ જે મોટા તારા દેખાય છે તે ઘણું કરીને એકલાજ છે. કેટલાક તો નાના નાના સમુદાય મળીને મોટા સમુદાય બનેલા છે. આકાશગંગાની બહારના પ્રદેશમાં બન્ને બાજુએ તારા ઘણાજ આછા પથરાએલા છે, અને તે પણ આકાશગંગા પ્રદેશના વ્યાસના જેટલા દૂર પથરાએલા નથી; જો છે તો તે ઘણાજ થોડા છે. આકાશગંગા પ્રદેશની બન્ને બાજુએ તેજોમેઘ છે; અને જેમ જેમ દૂર જઇએ તેમ તેમ તે વધારે સંખ્યામાં નજરે પડે છે. આખા આકાશમાં કેટલેક સ્થળે તારકાગુચ્છ છે; તેમાં અત્યંત ઝીણા તારા ખીચોખીચ ભરેલા છે. કેટલાક ગુચ્છો એકલી આંખે ચોથી પંક્તિના તારા જેટલા દેખાય છે; પણ મોટામાં મોટી દુરબીનમાંથી જોઇએ તો ત્યાં લાખો તારા દેખાય છે!

## વિશ્વમાંના ગોળાઓનો મહાન્ વેગ.

ગ્રહ, ઉપગ્રહ, ધૂમકેતુ, તારા તેજોમેઘ, અશનિ ઇત્યાદિનું જે મહાન્ સૈન્ય આકાશમાં પથરાએલું છે તે શું સ્થિર બેસી રહ્યું છે? બીલકુલ નહિ. તારાઓની સંખ્યા, તેમના આકાર તે-

મનું તેજ, ઇત્યાદિ બાબતો જેમ આશ્ચર્યકારક છે તેમ તેમની ચળવળ પણ આશ્ચર્યકારક છે. પૃથ્વી ઉપર ઘણી ઝડપથી ચાલનારી એવી જો કોઇ વસ્તુ આપણી નજરે પડે છે તો તે આગગાડી છે. તેનો વેગ કહેતી વેળાએ આપણે કલાકનો ઉપયોગ કરીએ છીએ. એટલે કે એક કલાકમાં અમુક માઇલનો વેગ છે એમ આપણે કહીએ છીએ. પણ આકાશમાંના ગોળાઓનો વેગ કહેતી વખતે મિનિટ અથવા સેકંડનુંજ કાલમાન સગવડવાળું થાય છે. ઘણીજ ઝડપથી ચાલનારી આગગાડી કલાકમાં ૬૦ માઇલ ચાલે છે. બુધ પોતાની કક્ષામાં એક સેકંડમાં ૩૦ માઇલ ચાલે છે! આવા મોટા સ્થૂલ ગોળાઓ આટલી ઝડપથી ચાલે છે એ જાણીને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

ઇ૦ સ૦ ૧૮૪૩ નો ધૂમકેતુ નીચસ્થાને હતો ત્યારે પણ તે એક સેકંડમાં ૩૫૦ માઇલ ચાલતો હતો. એજ પ્રમાણે ઓછા વધતા વેગથી ઉપગ્રહો પોતાની ધરીની આસપાસ અને ગ્રહોની આસપાસ ફરે છે, ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. સૂર્ય પણ ફરે છે. આપણો સૂર્ય અને બીજા સૂર્યો અર્થાત્ તારાઓ અચલ છે એમ સામાન્યતઃ કહેવામાં આવે છે; પણ ખરું જોતાં તે અચલ નથી. તારાઓને ગતિ હોય છે. પણ તે આપણાથી ઘણા દૂર હોવાને લીધે તેમના એક એક વચ્ચેના અંતરોમાં હજારો વર્ષ થયાં ફરક પડેલો જણાતો નથી! એજ પ્રમાણે સૂર્યની આસપાસના ગ્રહોના પરસ્પર સંબંધ ઉપરથી જોઇએ તો સૂર્ય પણ અચલ છે. એટલે કે આકાશમાં તે કોઇપણ એક દિશા તરફ ચાલ્યા જાય છે, તો પણ તે સપરિવાર—સહકુટુંબ જાય છે તેથી ગ્રહો અને સૂર્ય વચ્ચેના પરસ્પર અંતરો હમેશાં એક સરખાંજ રહેલાં છે એમ કહીએ તો ચાલે. એજ કારણથી સૂર્ય અને તારાઓ અચલ છે એમ સામાન્ય રીતે કહેવામાં આવે છે. તારાઓમાં ગતિ છે એ વાત સિદ્ધ થઇ ચૂકી છે, પણ તેમની ગતિનો કોઈ નિયમ હજી સુધી જણાયો નથી. એટલે બધાએ તારા એક અથવા અનેક સ્થાનોની આસપાસ ફરે છે કે કેમ તે હજી સુધી ખગોળવેત્તાઓ શોધી શક્યા નથી. તે આમથી તેમ ફરે છે એટલુંજ કહી શકાય છે.

તારા આદિની સંખ્યા, તેમના આકાર, તેમનું તેજ, તેમનો મહાન વેગ અને તેમની સ્વચ્છંદ ગતિ તથા સ્થિતિને અવકાશ આપીને પણ વધી પડનારા વિશ્વના અપારત્વનો વિચાર જ્યારે મનમાં આવે છે ત્યારે મન ચકિત થઇ મતિ કુંઠિત થઇ જાય છે.

## વિશ્વના વિસ્તારનું સૂક્ષ્મપણું.

વિસ્તાર માપવાનાં નિત્યના સહવાસમાં આવનારાં માપો કરતાં મોટા પદાર્થો તરફ ઉપર જતાં આપણને આધુનિક કાળમાં જેમ વિશ્વનું અનંતત્વ જણાયું છે તેમ નાના પદાર્થો તરફ નીચે નીચે જઇએ તો આકાશના સૂક્ષ્મત્વનું પણ અનંતત્વ જણાઇ આવ્યું છે. જેમ બહારનું કામ દૂરદર્શક યંત્રે-દુરબીને કર્યું છે, તેમ અંદરનું કાર્ય સૂક્ષ્મદર્શક યંત્રે કરેલું છે. હાથ, ફુટ ઇત્યાદિ માપો, તે કરતાં પણ કેટલાક ગણા મોટાં એવાં બીજાં માપો, અને એથી પણ હજારો ગણા મોટાં માપો, વિશ્વ વિસ્તારના મહિમા ( મોટાપણા ) માટે તે દિશામાં પૂરાં પડયા નથી. એજ પ્રમાણે બીજી દિશામાં એટલે વિશ્વવિસ્તારનો અણિમા ( સૂક્ષ્મપણું ) માપવા માટે હાથનાં આમળાં, આંગળાંના અંશ, અને તેના પણ સૂક્ષ્મ અંશ ગમે તેટલા કરીએ તો પણ તે નકામા પડે છે. તેનાથી એ સૂક્ષ્મ પદાર્થો કેજ! નરી આંખોએ ઇંચના દશમા ભાગ જેટલો નાનો પદાર્થ જેમ આપણને સ્પષ્ટ દેખાય છે, તેમ સૂક્ષ્મદર્શક યંત્રમાંથી એક ઇંચના

લાખમા ભાગ જેવડો નાનો પદાર્થ સ્પષ્ટ દેખાય છે તેમ સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતાથી એક નવીન વિશ્વમાં આપણો પ્રવેશ થયો છે. તેમાં સજીવ અને નિર્જીવ એવા બેઉ પ્રકારના પદાર્થો છે.

આવા સૂક્ષ્મપણાનો ખ્યાલ પણ ઘણા પ્રાચીન કાળથી મનુષ્યના જ્ઞાન-સંગ્રહમાં હતો. **महतोऽपि महान्-अणोरणीयान्**, ઇત્યાદિ ઇશ્વર જ્ઞાન સંબંધી ઉદ્ગારોમાં અણિમાનું જ્ઞાન ઘણા પ્રાચીનકાળથી મૂળ રૂપે-બીજ રૂપે હતું. પણ તેના વૃક્ષ, શાખા, પલ્લવ આદિનું જ્ઞાન થવાને લાખો વર્ષ વીતી ગયાં છે. વળી પાછી વાચકને યાદ દેવડાવવી પડે છે કે વેદ સર્વ વિદ્યાનું મૂળ છે, તેમાં તેનાં વૃક્ષ, શાખા, પલ્લવ આદિ નથી. તેથીજ અણીમાનું જ્ઞાન હતું છતાં અણુસૃષ્ટિ-સૂક્ષ્મસૃષ્ટિનું વાસ્તવિક સ્વરૂપ, તેની સ્થિતિ, અને તેનું પ્રયોગસિદ્ધિવર્ણન પૂર્વે આપણા સ્વપ્ને પણ નહોતું. સૂક્ષ્મદર્શકયંત્રનો શોધ થયા પછી કેવળ આધુનિક કાળમાં કેટલુંક સવિસ્તર જ્ઞાન સૂક્ષ્મસૃષ્ટિના સંબંધમાં જે થયું છે તેનો કંઇક ખ્યાલ નીચે આપ્યો છે.

એક પ્યાલામાં પાણી લઇ તેમાંનું પાણી સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસતાં માલૂમ પડશે કે તેમાં ઇંદ્રિયરહિત, એકપેશીમય ( Single-celled. ) સૂક્ષ્મ જંતુઓ જેને ઇંગ્રેજીમાં અમીબા ( amoeba ) કહે છે તેવા હજારો જંતુઓ નજરે પડે છે ! તે સ્વૈરગતિથી અહીં તહીં સંચાર કરે છે, ખાય છે, પીએ છે અને પ્રજોત્પાદન કરે છે. મોટા સમુદ્રમાં જેમ નાની માછલીઓનો વ્યાપાર અબાધિત રીતે ચાલે છે તેમ આ સૂક્ષ્મ જંતુઓનો વ્યાપાર પ્યાલા જેટલા પાણીના સમુદ્રમાં ચાલે છે. વાતાવરણમાં પણ અનેક સૂક્ષ્મ જંતુઓ બીજરૂપે ઉડતા હોય છે, અને તેમના જીવનને માટે યોગ્ય સ્થાન કે સાધન મળતાંજ તેવા પ્રાણી બને છે. લોહિતાંગ જ્વર, કોલેરા, મરકી, શિતળા ઇત્યાદિ રોગને ઉત્પન્ન કરનારા બીજરૂપી જંતુઓને માનવી શરીરમાં અનુકૂળ સ્થાન મળી જવાથી તે રોગો ફાટી નીકળે છે. કોઇ કોઇ વાર આવા જંતુઓથી ચણા, જુવાર ... ધાન્યના પાક ઉપર રોગ થઇ આવે છે અને તેથી દુકાળ પડે છે.

સૂક્ષ્મદર્શકયંત્રની સહાયતાથી આપણો સૂક્ષ્મસૃષ્ટિમાં જેટલો ઉંડો પ્રવેશ થાય છે તેના ...માં વધારે ઉંડો પ્રવેશ, રસાયનશાસ્ત્રના-અને મુખ્યત્વે કરીને પ્રકાશ, ઉષ્ણતા આદિના-આધુનિક ...ધોથી થયો છે. અતિ સૂક્ષ્મજીવ, અને જીવ શરીરના આદિ રૂપ કરતાં પણ વધારે સૂક્ષ્મ ...—જેવા કે સૂક્ષ્મપ્રકાશ લહરી, અણુ અને પરમાણુના રાજ્યમાં રસાયન શાસ્ત્રની મદદથી ...પણે પ્રવેશ કરીએ છીએ. અહીં ફૂટ, ઇંચ ઇત્યાદિ માપોનો ઉપયોગ થઇ શકતો નથી. એક ... લક્ષાંશ જેટલું માપ પણ ઘણું મોટું પડે છે ! અડધા આંગળ લાંબી, પહોળી અને ઉંડી ...ગામાં વાતાવરણના અણુઓની સંખ્યા ૨૧ ઉપર ૧૮ મીંડા મૂકવાથી થાય છે ! પાણીનું ટીપું જો પૃથ્વી જેટલું મોટું થાય તો તેમાં અણુનો વિસ્તાર ફક્ત એક નારંગી જેટલો મોટો થાય ! પરમાણુઓ ( atoms ) નો અણુ બને છે, અને અણુઓ ( Molecules ) થી પદાર્થ બને છે. એ ઉપરથી જોતાં અણુ અને પરમાણુ કેટલા સૂક્ષ્મ છે તેની કલ્પના કરો ! સારાંશ એજ કે વિશ્વવિસ્તારનો મહિમા ( મોટાપણું ) જેમ અનંત છે તેમ તેનો અણિમા ( સૂક્ષ્મપણું ) પણ અનંત છે.

વિશ્વદર્શનમાં પ્રથમ વિશ્વવિસ્તારના અનંતત્વનો ખ્યાલ હવે વાંચકવૃંદને કંઇક થયો હશે. "અનંત" શબ્દની વ્યાપ્તિ આપણે જોયું કે બે દિશામાં છે. એક દિશા મહત્ત્વ ( મોટાપણા ) તરફની અને બીજી અણુત્વ ( સૂક્ષ્મપણા ) તરફની છે. બન્ને દિશામાં વિશ્વના વિસ્તારનો અંત નથી-તે અનંત છે-અપાર છે !

( અપૂર્ણ. )

# સત્યનું મહાત્મ્ય.

## ( ૩ )

## સત્યની કેટલીક વિશેષ વિલક્ષણતાઓ અને વિશેષતાઓ.

સૂત્ર રૂપે સચોટ સત્ય વર્ણન–વ્યાખ્યા કરવામાં, પાશ્ચાત્ય ગ્રંથકારોમાં શેક્સપીયર અદ્વિતીય છે. સત્યની એક બીજી વિલક્ષણતા સૂત્ર રૂપે શેક્સપીયરે કહી છે તે લક્ષ્ય છેઃ—

Truth is Truth
To the end of reckoning.

અર્થાત્ ગણિતનાં અંતિમ આંકડા ( ના વર્ગ ) પર્યંત, અથવા સૃષ્ટિના અંત પર્યંત સત્ય તો સત્યજ, તેજ રહેવાનું. જો કોઇ પણ બીજાનો પાકામાંપાકો રંગ હોય તો તે સત્યનો છે! તેની એજ વિલક્ષણતા છે કે તેમાં અદલબદલ, ફેરફાર કે પરિવર્તન કદાપિ થતુંજ નથી. તે એક રસ છે. બીજા હાથ ઉપર, અસત્યની સ્થિતિ જુવો! એક વસ્તુનું સત્ય એકજ છે. પરંતુ તેનાં અસત્ય અનેક, અસંખ્ય છે–એક શીવાય બાકીના બધા છે! આકાશ શું છે? તે માત્ર અવકાશ, ખાલી જગ્યા છે–એ એક સત્ય છે. તે જ્યાં સુધી જણાયું નહોતું ત્યાં સુધી તરેહવાર અસત્યો પ્રવર્તમાન હતા. કોઇ કહે કે તે દુન્યાનું છાપરું છે, કોઇ કહેતું કે તે તારા રૂપ હાંડીઓ જડવાનો ચંદરવો છે, જ્યારે વળી યાહુદીઓ કહેતા કે તેમના ખુદા જેહોવાહના ઘરનો તે પાયો છે! અસત્યમાં અનેક કલ્પનાઓ કરી શકાય પરંતુ સત્યમાં તે બીલકુલ ચાલી શકતી નથી કારણ કે તે એક છે, ને તે શોધી કાઢેજ તમારો છૂટકો છે.

### સત્ય અને પ્રકાશ.

સત્ય અને પ્રકાશ વચ્ચે એક અજબ એવું મળતાપણું જોવામાં આવે છે. કોસ્ટ કહે છે કે, Truth, like light, travels only in straight lines, અર્થાત્, પ્રકાશ પેઠે ( એ કુદરતનો એક પ્રસિદ્ધ નિયમ છે ) સત્ય હમેશાં સીધી લીટીમાંજ દોડે છે. કોઇએ કદિ વાંકુ કિરણ જોયું છે! નહીંજ. સત્ય પણ તેવુંજ છે. તે કદિ ગલીકુંચીમાં ભટકતું નથી. સીધું જાય છે. માર્ગમાં મુશ્કેલીઓના અને સ્વાર્થીનાં પહાડો અને ઇર્ષા અને દ્વેષના સમુહો પણ આવે, પરંતુ સત્ય કદાપિ પોતાના માર્ગની સીધી લીટીના પાટા પરથી ઉતરતું કે ખસતું નથી. તે સીધું તેમજ તટાસ્થ હોય છે; તેથી સત્ય કદિ કોઇને નમન પણ કરતું નથી, કારણ કે વાંકુ વળ્યા વગર નમન અશક્ય છે, અને પોતાનો ગુણ છોડવા વગર તે વાંકુ વળી શકતું નથી. બીજા હાથ ઉપર અસત્ય તો વાંકુચુંકુજ જાય છે. ગલીકુંચીઓજ તેને વધારે અનુકૂલ છે.

સત્યની એક ત્રીજી વિશેષતા જુવો. તેની નિડરતા અમાપ છે. તેને માત્ર પોતાની સ્વતંત્રતાજ અને હરવા ફરવાની છુટ જેટલીજ જગ્યા જોઇએ છીએ, અને પછી તે ચહાય તે કરી શકે છે. પ્રાચીન ગ્રીક ગણિતવેત્તા અને તત્વવેત્તા સાયરેક્યુસનો આર્કીમીડીસ એમ કહેવા માટે પ્રખ્યાત થયો છે કે Give me a fulcrum and I will move the world, અર્થાત્ મને ઉભા રહેવાનો આધાર આપો

અને પછી હું પૃથ્વીને પણ ખસેડી શકીશ ! મતલબ કે દુન્યા ઉપર ઉભા રહેવાથીજ દુન્યા ખસેડાતી નથી. તેથી સ્વતંત્ર જુદી જગ્યા ઉપર ઉભા રહીનેજ દુન્યા ઉપર જોર લગાડી શકાય છે. જેનો કે રામમૂર્તિ પણ જે ખુરશી પર બેઠા હશે તે ખુરશી તો જરા હલાવી પણ નહીં શકે. તે ખસેડવા માટે તો તે પરથી ઉઠવુંજ પડશે. મહાન્ આર્ચીમીડીસના શબ્દોનું રૂપાંતર કરીને આપણે એમ કહી શકીશું કે સત્યને ઉભા રહેવાની માત્ર તસુપુર જગ્યા આપો અને પછી તેનું અપ્રમેય બલ જોઇ લ્યો ! વારંવાર એકજ સાધારણ આદમી સમસ્ત મહાન્ સભાને ધ્રુજાવી શકે છે ! તેના શરીરમાં શું ' માતા ' આવે છે ? હા, એ સત્યની માતા છે. પ્રખ્યાત અંગ્રેજ રાજદ્વારી અને વક્તા ચેથામ ( પીટ ) નાજ એ શબ્દોજ છે કે,

The evidence which truth carries with it is superior to all argument; it neither wants the support nor dreads the opposition of the greatest abilities અર્થાત્ સત્યની જુબાની સકળ દલીલોને પસડી જાય છે. સત્યને કોઇનો આશ્રય જોઇતો નથી, તેમજ સૌથી બાહોશ મનુષ્યોના વિરોધનો પણ તેને ભય નથી !

યુનાઇટેડ સ્ટેટ્સની સ્વતંત્રતાના એક મુખ્ય કારણરૂપ ટોમસ પેન કહે છે કે, Such is the irresistible nature of truth that all it wants is the liberty of appearing. The Sun needs no inscription to distinguish him from Darkness. ( પેન કૃત Rights of men, પૃ. ૮૧, આર. પી. એ. શી. સીરીઝ. )

અર્થાત્ સત્ય સ્વભાવેજ એવું દુર્ધર–અપ્રતિહત છે કે તેને માત્ર દેખાતા રહેવાની સ્વતંત્રતાની જરૂર છે. સૂર્ય ભગવાનને અંધકારથી અલાહેદો પાડવા તેના ઉપર લેખ લખવો જોઇતો નથી !

## સત્ય કેવી રીતે પ્રાપ્ત કરવું ?

સત્યની પ્રશંસા સાંભળતાં સાંભળતાં જડ કાન પણ કંટાળ્યા એમ તમે કહેશો. તમે પૂછશો, કે સત્ય ઉત્તમ છે તે તો સૌ કોઇ સ્વીકારે છે; પરંતુ સત્ય જાણવું કેવી રીતે ? એક કહે કે મારી વાત સત્ય છે, અને બીજો કહે કે મારી વાત સત્ય છે–ત્યાં સત્ય કઇ છે તેનો નિર્ણય કેમ કરવો ? સત્ય એકવાર જાણ્યા પછી તે પ્રમાણે વર્તવું સહેલું છે: પરંતુ જાણવા પહેલાં શું કરવું ? તે સંબંધમાં કેટલાક સાદા નિયમો હમે સૂચવીશું. સત્ય જાણવાની જીજ્ઞાસા થાય તો તે પ્રાપ્ત કરવા યોગની પેઠે કેટલાક યમ નિયમ પાળવાં પડે છે. કહો કે પતંજાલિ ભગવાને દર્શાવેલા યમો અને નિયમોનુંજ પ્રથમ પાલન કરેથી સત્ય સાથે તમારો યોગ થઇ શકે છે. સત્યના જીજ્ઞાસુએ વય કે વિદ્વત્તાનું અભિમાન, હઠ, દુરાગ્રહ, પક્ષપાત, ધિક્કાર, રાગદ્વેષ, ધર્માંધતા, અહંકાર, અંધશ્રધ્ધાળુતા તથા સ્વાર્થ એટલી દશ વસ્તુઓનો પ્રથમ ત્યાગ કરવોજ જોઇએ એ ૧૦ નિયમનાં પાલન વગર તો સત્યની સમાધિ ચઢશેજ નહીં. તે પછી બુદ્ધિથી સર્વે માન્યતાઓની કસોટી કરવી, જ્ઞાન માત્ર ગ્રહણ કરવું, પ્રત્યક્ષાદિ પ્રમાણોનાં કીરણો દરેક માન્યતા ઉપર ફેંકવા અને તેને જે અનુકૂલ આવે તેજ માન્યતા ગ્રહણ કરવી. સત્યની એક કસોટી એ છે કે તે કદિ અસત્ય પેઠે પરસ્પર વિરુદ્ધ નથી. એક સત્ય, બીજા સત્ય સાથે સંબંધ ન રાખતું હોય તોપણ કદાપિ પરસ્પર વિરૂધ્ધ તો હોઇ શકશેજ નહીં. એ કસોટીથી અનેક સત્યનાં જવાહીરો તમારે હાથ આવશે. બુધ્ધિ, ઇંદ્રિયનાં, તથા અન્ય સ્વીકૃત જ્ઞાન, એને અનુકૂલ

વાતજ તમારે સત્ય માનવી, અને એજ પદ્ધતિથી તમને સત્ય કટકે કટકે હાથ આવતું જશે. વળી સ્વાર્થીઓ, લોભીઓ તથા દુર્ગુણીઓ ગમે તેવા વિદ્વાન્ હોય તોપણ તેના વચન પર વિશ્વાસ રાખતાં બ્હીવું, તેમ બીજા હાથ ઉપર નિસ્વાર્થી, સત્યપ્રિય વિદ્વાનના વચનને આપ્ત વચન ગણીને તેનો સ્વીકાર કરવો. તેનાં વચન જો તમારી બુદ્ધિથી અસત્ય ન લાગે તો સત્યજ માનવાં. હમેશાં બુધ્ધિ અને જ્ઞાનનો વિકાસ કરતા રહેવું, વિચાર કરતા રહેવું અને સત્યનું અમૃત ટીપે ટીપે તમારા ખોબામાં એકઠું થશેજ.

## સત્યાગ્રહીએ શી શી બાબતોની પરવા ન કરવી જોઇએ ?

એક બીજી વાત યાદ રાખવી. બહુમત અથવા ઝાઝી સંખ્યા અમુક વાત માને છે તેથીજ તે સત્ય છે એમ માનવું નહીં ! તેમજ સેંકડો વર્ષોથી તે વાત ખરી મનાતી ચાલી આવી હોય તેથી પણ તે ખરીજ છે એમ માનવું નહીં. ફીલસુફોએ અમુક વાત માની તેથી પણ તે ખરીજ છે એમ માનવાનો આગ્રહ ન કરવો. બેશક, બહુમત, બહુવર્ષોથી સ્વીકારાતી આવેલી તથા બહુ વિદ્વાનોથી સ્વીકૃત થયલી માન્યતાઓ ખોટીજ છે એમ પણ ન માની લેવું ! તે ખરી હોવાનો ઝાઝો સંભવ છે. પરંતુ કોઇ તે ખોટી સાબીત કરી આપવા તૈયાર થાય તો તેને સાંભળવોજ નહીં એવી વૃત્તિ ન રાખવી. તે સંબંધી નિષ્પક્ષ વિચાર કરવો. તેમાં કાંઈ વાંધો, દોષ, કિંવા બીજા સત્ય સાથે વિરોધ દેખાતો હોય તોજ પ્રાચીન વાતો અસત્ય હોવાની શંકા કરવી. નહીં તો કેવળ પ્રાચીન છે એટલા માટેજ અસત્ય છે એવી પણ વૃત્તિ ન રાખવી. નહીં તો એના એ થવા જેવું, હોલામાંથી ચુલામાં પડવા જેવું થાય તો તો અસત્યને બદલે પ્રાચીનતાના અથવા બહુમતના દ્વેષી થવા જેવું થઇ જાય. હમેશાં મગજ ઉઘાડું રાખવું, open-minded રહેવું. કેટલાક પ્રાચીન વાતો સત્ય માની અર્વાચીન અસત્ય માનેછે તેઓ પોતાના મગજના આગલા દરવાજાને તાળું મારે છે તેમજ જેઓ પ્રાચીન વાતો અસત્ય માની અર્વાચીન સત્ય માને છે, તેઓ મગજના પાછલા દરવાજાને તાળું મારે છે. અર્વાચીનકાળમાં પ્રાચીનકાળ કરતાં એક મોટો લાભ સમાયલો છે. પ્રાચીનકાળ કરતાં, અર્વાચીનકાળના મનુષ્યને જૂની દુન્યાના ઐતિહાસિક, સાંસારિક તેમજ કુદરતી દુન્યાના ઇતિહાસનું જ્ઞાન વિશેષ છે. તેને ભુત કાળના બનાવોની પરસ્પર સરખામણી કરવાનાં સાધન ઘણાં વધારે છે. પ્રાચીનકાળનાં એકત્રિત થયલાં જ્ઞાન પાનનો સઘળો વારસો, વધીને તેના પુત્ર અર્વાચીનકાળને મળ્યો છે જેથી સત્યાસત્યનો તુલના આદિથી નિર્ણય કરવાનાં, તેનાં સાધનો ઘણાં વધારે છે. પરંતુ તેથી પણ કાંઇ અર્વાચીનકાળ સત્યજ શોધી કાઢે છે અને તે અચુક છે અને પ્રાચીન માત્રમાંથી ભૂલચુકજ નીકળે છે એવો કોઇ ખાસ નિયમ નથી. તુલના પણ વારંવાર ઉલટી ભૂલાવો ખવડાવનારી થઇ પડે છે.

## સત્યનું સરોવર ટીપે ટીપે ભરાય છે.

સત્યની કાંઈ ટંકશાળ નથી. તેની તો સોનાની ખાણ છે. અસત્યરૂપ કચરામાં તેનાં કણો ભેળાયલાં મળી આવે છે તે પરથી તે ચાળી નાંખીને કચરાથી નીરાળા કરી એકઠાં કરવાં જોઇએ. તે શોધવાથીજ મળે છે. હાલનાં વિજ્ઞાનનાં શાસ્ત્રોમાં જે અસત્યનો ભંડાર છે તે એજ પ્રમાણે કટકે કટકે અને ટીપે ટીપે ભેગો કરતાં હજારો અને લાખો વર્ષ વીતી ગયાં છે; હજારો અને લાખો જ્ઞાન પર્યાવતાનાં જંતુને અને કુદરતની

ખડ્ગીને અર્પણ કરવાં પડ્યાં છે." "મનુષ્ય માત્રને સ્વતંત્રતાનો સમાન અધિકાર છે" એ સત્ય સિદ્ધ કરતાં અનેક યુગો સુધી યુરોપના વિદ્વાનો અને સુધરેલા વિચારના ધર્માધ્યક્ષોને યુદ્ધ ચલાવવું પડ્યું હતું, અને એમ સત્ય કહેવા સારૂ અનેક મહાપુરુષો ફાંસીએ ચઢ્યા છે. ગેલીલીઓને પૃથ્વી ફરતી કહેવા સારૂ કેદ પકડવામાં આવ્યો હતો, અને શીક્ષક બ્રુનોને ધર્માંધતાનું અસત્ય બતાવી આપવા સારૂ બળી મરવું પડ્યું હતું. દુનિયાનું ભેગું થયલું સમસ્ત સત્ય જ્ઞાન, પુસ્તક અથવા એન્સાઇક્લોપીડીયાના રૂપમાં તમે થોડાક રૂપિયામાં મેળવીને તેનું શાંતિથી શય્યા ઉપર સુતા સુતા પાન અને મનન કરો છો; પરંતુ તે જ્ઞાનની રજ રજ મેળવતાં કેટલાં અસંખ્ય અને અમુલ્ય જીવનો, વર્ષોના ભોગ આપવો પડ્યો, કેટલાં કરોડો પાઉંડોનો અખતરા વગેરેમાં ખરચ કરવામાં આવ્યો તેનો તમે હિસાબ લગાવો તો તમે તમારી આ શય્યા ઉપર પોઢાયમાન સ્થિતિમાં જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રાપ્ત થયેલી પદવીને એક મોટામાં મોટો આશીર્વાદ, ઇશ્વરનો તમારા પોતા ઉપર તમારા તથા તમારા જમાના ઉપર પક્ષપાત થયલો ગણવો જોઇએ!

સત્યની શોધની પદ્ધતિ તથા તેનાં પરિણામ વિષે રસ્કીન અને લોર્ડ મોર્લી ગઇ સદીના ત્રણ સાથી મહાન્ લેખકોમાંના એક કહે છે તેના શબ્દો ટાંકવા જેવા છે. The truth reveals itself in proportion to our patience and knowledge discovers it self kindly to our pleadings, and leads us, as it is discovered, into deeper truths. અર્થાત્ આપણા પોતાના ધૈર્ય અને જ્ઞાનના પ્રમાણમાં સત્ય સ્વપ્રકાશિત થાય છે, આપણી દલીલોને અનુકૂલ થઇ પ્રગટ થાય છે, અને જેમ જેમ તે શોધાતું જાય છે તેમ વધારે અને વધારે ઉંડા સત્ય તરફ દોરવે છે.

### સત્ય શોધકે પરમતની કદિ હિંસા ન કરવી.

તમારો મત એક હોય અને બીજાનો બીજો હોય તેથી તે બીજા મતવાળાને ધિક્કારી કાઢવો અને તેને તે મત દર્શાવતાં અટકાવવો એ કરતાં સત્યને ગળે વધારે કારી છુરી ફેરવનારી બીજી કોઇ ચીજ નથી. મતભેદનો અસહનશીલ કદાપિ સત્યશોધક ગણાઇ કે હોઇ શકેજ નહીં. સત્યશોધકે તો હમેશાં મતભેદ સંતોષથી સહન કરીને, પોતાથી મતભેદ રાખનાર પ્રતિ સભ્ય રહેવું જોઇએ. તે સબંધી ગઇ સદીના એક પ્રખ્યાત અંગ્રેજ ફીલસુફનાં વચનો ટાંકી આજનો આ લેખ સમાપ્ત કરીશું.

જોન સ્ટુઅર્ટ મીલ કહે છે, The peculiar evil of silencing the expression of an opinion is that it is robbing the human race; posterity as well as the existing generation; those who dissent from the opinion still more than those who hold it. If the opinion is right, they are deprived of the opportunity of exchanging error for truth, if wrong, they lose, what is almost as great a benefit, the clearer perception and livelier impression of truth, produced by its collision with error.

અર્થ:—કોઇ પણ મત પ્રદર્શિત કરનારને અટકાવવો એ મનુષ્ય માત્રને, વર્તમાન તેમજ ભવિષ્યની ઓલાદોને લુંટવા બરાબર છે; અને જેઓ તે મતથી જુદા પડતા હોય તેઓ તો તે

દબાવવામાં આવતા મત માનનારાઓથી પણ અધિકારે લુંટાય છે. કારણ કે, જો બોલતાં અટકાવેલો મત ખરો હોય તો, તેનાથી જુદા પડનારાઓને અસત્યનો ત્યાગ કરી સત્યનું ગ્રહણ કરવાની તક જતી રહે છે. જો તે મત ખોટો પણ હોય તો પણ તેનાથી જુદા પડનારાને તેનો અવાજ રુંધાવવાથી લગભગ તેટલુંજ નુકસાન થાય છે. કારણ કે, તે ખોટા મત સાથે ખરો મત અથડાય તો, સત્ય વધારે સ્પષ્ટ દેખાઇ આવે છે અને તેથી વધારે સચોટ છાપ પડે છે.

અત્યાર સુધી તો પાશ્ચાત્ય વિદ્વાનોના સત્ય સંબંધી મતજ આપ્યા છે. આગામી અંકમાં આપણાં શાસ્ત્રો સત્ય વિષે શું કહે છે તે જોઇશું. ( અપૂર્ણ )

---

## મહાન્ અંગ્રેજ ફીલસુફ જૉન સ્ટુઅર્ટ મીલનું જીવન ચરિત્ર.

### ( ૩ )

### મીલના મનપર છવાઈ ગયલાં વાદળાંઓ.

૧૮૨૧ ના શીયાળામાં બેન્થામકૃત ગ્રંથ વાંચ્યા ત્યારથી મીલને જીવનમાં એક હેતુ માલમ પડ્યો. તેનો લોભ જગતના સુધારક થવાનો થયો. તેમાંજ તે સુખ માનવા લાગ્યો. કેટલાંક વર્ષ સુધી જગતને સુધારવાના કામમાં તેને ફતેહ મળતી હતી એમ તેને લાગ્યું અને તેથી તે પોતાને સુખી માનતો. પરંતુ ૧૮૨૬ ના ઉન્હાળામાં સ્વપ્ન પેઠે તે સઘળું ફરવાઇ ગયું ! " પાપી ખ્રીસ્તી " ના જેવો શોક તેને થવા લાગ્યો. ૨૦ વર્ષનો જુવાન ફીલસુફ આત્મપ્રશ્ન કરવા લાગ્યો કે, " તમે જે સઘળા સુધારા કરવા માગો છો તે થાય, તમારા સઘળા મનોરથો અને હેતુઓ પાર પડે, સંસ્થાઓ જોઇએ તેવી હસ્તીમાં આવે અથવા સુધરે, અને તે સઘળું આજેજ થાય તો શું તેથી તમને ઘણોજ આનંદ અને સુખ થશે ? " આત્મભાન તેનો એજ ઉત્તર તેને આપતું કે " ના " ! આ જવાબ અંતઃકરણે આપતાની સાથે " મારૂં હૈયું બરબાદ થઇ ગયું. મારાં જીવનની ઇમારત કુરરભુસ થઇ પડી...હું પ્રથમ આશા રાખતો હતો કે આ વાદળું એની મેળે પસાર થઇ જશે. પણ નહીં. જીવનની નાની ખીજવાટોના પરમ ઉપાય—એક રાત્રીની નિંદ્રા—ની પણ તેના પર અસર થઇ નહીં. મારા દરેક વ્યાપારમાં તથા મંડળોમાં હું ગમગીનીની આ લાગણી સાથે લઇ જતો હતો. દિવસે દિવસે, માસે માસે, આ નિરાશાની લાગણી ઘટ અને ઘટ થવા લાગી. મારાં માનીતાં પુસ્તકોનાં વાંચનથી પણ તે નષ્ટ કરવા હું અસમર્થ થયો. મારા પિતાને મેં મારો આ માનસિક રોગ દર્શાવ્યો નિરૂપયોગી ધાર્યો—મારી દશા તે સમજી શકશેજ નહીં, અને સમજશે તોપણ તે કાંઇ મારા દરદની ચિકિત્સા કરી શકશે નહીં અને વળી તે નાહક દુઃખી થશે એમ ધારી મેં તેને મારી ચિંતા નિવેદન ન કરી. સંસ્કાર તથા સંસર્ગથીજ સુખદુઃખ થાય છે એવું મારાથી અભ્યાસથી મને માલુમ પડ્યું હતું તે પરથી મને સર્વે સુખ કૃત્રિમ લાગ્યાં. તેથી તેમાં આનંદ માનવા હું બુદ્ધિથી અસમર્થ થયો." જાણે ઉંડી શોકસુરીનો ઘા ન હોય એમ મીલ આ પ્રમાણે ૨૦ વર્ષની વયે કલ્પાંત કરતો. પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરતાં, મનોવિકારના તેજાબમાં તેની સઘળી લાગણીઓ ગળી અને ઓગળી ગઇ ! ને જોકે મીલ પોતાના કામધંધામાં તો મચ્યોજ રહેતો હતો પરંતુ તે એક પુતળાં પેઠે દોરીથી ખેંચાતો અને કુદતો રહેતો. શિયાળાની ઋતુની મધ્યમાં એક

દિવસ મારમોન્ટલકૃત "મેમોર્સ" વાંચતાં તેના ચિત્તને ઠરાવનાર એક વાત તેના વાંચવામાં આવી. માર્મોંટલ કહે છે કે 'મારા પિતાનો દેહાંત થતાં કુટુંબને મહા દુઃખ આવી પડયું. યદ્યપિ હું બાલક હતો તોપણ મેં પિતાનું પદ હું પ્રાપ્ત કરીશ, અને કુટુંબને તારીશ એવું પવિત્ર પણ કર્યું.' એક બાળકની હિમ્મત જુવો! આ વૃત્તાંત વાંચવાથી મીલનું કોમલ હૃદય પીગળી ગયું, તેની આંખમાં આંસુ આવ્યાં, તેનાં મનનો ભાર અચાનક એકાએક ઓછો થયો અને પ્રકાશનાં કિરણોનો પ્રવેશ થવા લાગ્યો! મીલને હવે લાગવા માંડયું કે જીવનમાં સામાન્ય બનાવો પણ સુખ આપી શકે છે, બહુ નહી તોપણ આનંદી રહી શકવા પુરતું સુખ આપી શકે છે. જો કે કેટલીક વખત ઉથલો થઇ આવતો પરંતુ તે ઝાઝો ટકતો નહિ અને મીલનાં મન ઉપર છવાયલાં વાદળોને પવનનો ઝપાટો ઉપાડી ગયો. પરંતુ આ નૈરાશ્યની લાગણી પોતાની અસર મીલનાં મન ઉપર જાયુકની કરી ગઇ. જીવનનાં નિયમોનો અંતિમ હેતુ સુખ છે એ દ્રઢ વિચારનો તો મીલે ત્યાગ ન કીધો. પરંતુ તેમાં એટલો સુધારો કર્યો કે **સુખ પ્રાપ્તિ એ સીધો હેતુ ન રાખવો.** અમુક કામ કરવાથી સુખ મળશે તે ખરૂં, પરંતુ સીધો હેતુ તે કામ કરવાનો રાખવાનો અને સુખરૂપ ફલ તો પરોક્ષમાં પેલી તરફ વિચારના પ્રદેશમાં રાખવું. સીધું સુખ શોધવાથી મળતું નથી એમ તેની ખાત્રી થઇ. એક માર્ગે જતાં રસ્તામાંજ સુખ મળે છે. સુખનો સરીયામ કે સ્વતંત્ર રસ્તો નથી. સુખ શોધવા જતાં નાશી જાય છે, અને અનાયાસેજ મળે છે. નૈરાશ્યની લાગણી નષ્ટ કરવા મીલે કવિ બાયરન—ગુજરાતના દયારામ!—ની કવિતા વાંચી. પણ એ હજરત તો પોતા જેવાજ નીકળ્યા, પોતાનાજ—જો કે જુદા કારણથી—દરદથી તે પણ પીડાતો હતો. તે પણ સુખથી કંટાળી ગયો હતો! પછી મીલે વર્ડઝવર્થ હાથમાં લીધો. વર્ડઝવર્થની પરસુરણ કવિતાઓએ તેની નરમઘેંસ જેવી મૃતપ્રાય બનેલી લાગણીઓને ઉત્તેજીત કીધી. સંગીતે તેમાં પોતાના મધુર તાન પૂર્યાં અને મિલનું માનસિક આકાશ પાછું નિર્મળ અને સ્વચ્છ વાદળરહિત માણેકારી પૂર્ણિમાની રાત્રીનાં જેવું બન્યું. વર્ડ[illegible] પણ મીલ જેવોજ અનુભવ થઇ ગયો હતો એમ જાણી મીલને કાંઇક સંતોષ થયો! તેને સહાનુભૂતિ મળી! પર્વતો તથા કુદરતી દેખાવોનાં દ્રશ્યોથીજ તથા એ દ્રશ્ય ચિત્તની જે [illegible]દિપિની લાગણીઓને જન્મ આપે છે તેનાં ઝરણોથીજ મન પ્રસન્ન રહે છે એવો વર્ડઝવર્થનો અનુભવ હતો, તેથી મીલને શાંતિ થઇ અને સઘળું બન્યું ન બન્યું થઇ ગયું.

### પૂજ્ય પિતાના વિચારોનો પણ સત્યને ખાતર ત્યાગ કરનાર પુત્ર.

મીલનું સૌથી જાણવા જોગ લક્ષણ એ છે કે તે વિશેષ જ્ઞાનના પ્રકાશમાં પોતાના ગુરૂ પરંતુ પોતાને જીવન અને વિદ્યાદાન આપનાર પોતાના પિતાના વિચારનો પણ ત્યાગ કરતાં અચકાતો નહીં. રાજ્યબંધારણ ઉપરના તેના પિતાના નિબંધ ઉપર લોર્ડ મેકોલેની ટિકા વાંચીને, પિતાના કેટલાક વિચારો બહુ સાંકડા હતા એમ તેણે માન્યું. વળી ફ્રાન્સના સેંટ સીમોનીયનોની ફીલસુફી મીલને પસંદ પડી તેથી તેનો પણ તેણે અભ્યાસ કર્યો. તેમના ગ્રંથોના અભ્યાસથીજ મીલની ખાતરી થઇ કે ખાનગી મીલકત તથા વારસાના હક અસ્પર્શ્ય રીતે પવિત્ર હોવાનો અરાલી અર્થશાસ્ત્રનો સિદ્ધાંત સુધારાને પાત્ર છે. કાંઇક સોશીયેલીઝમ તરફ મીલ ઢળ્યો. જો કે મીલને "સોશીયેલીઝમ" અવ્યાવહારિક લાગ્યું તોપણ તેના સિદ્ધાંતના પ્રચારથી પ્રજાની, ગરીબોની કંગાલ સ્થિતિ પ્રતિ દયા, ન્યાયવૃત્તિ, નીતિ આદિ ગુણો સુધરશે એમ તેને લાગ્યું. મીલનું મન આ ઉપરાંત અનેક બીજા નવ નવા વિચારોથી. સળગતી ભઠ્ઠી પરની કઢાઇમાંના તેલ પેઠે ઉકળતું રહ્યું હતું.

જે સિદ્ધાંતો તે એક વખત માનતો નહોતો તેમાં તેને સત્ય જણાયું. સંયોગોજ આપણને નચાવે છે અને આપણે માત્ર નિમિત્ત છીએ એવા જે વાદને અંગ્રેજીમાં " ફીલોસોફીકલ નેસેસીટી " કહે છે તથા આ દેશમાં પ્રારબ્ધવાદ કહે છે તેને મીલ નિરાશાની ઋતુમાં શરણ થયો હતો. તે સિદ્ધાંત પણ માયાવી તથા અસત્ય લાગવાથી મીલે ત્યજ્યો. આવશ્યકતા શબ્દજ અને ખોટાં અનુમાન તરફ તથા નૈરાશ્ય તરફ દોરવી જનાર દેખાયો. મીલના તર્કશાસ્ત્રમાંનાં ૭ પુસ્તકોમાં છઠું અને છેલ્લું પુસ્તક એજ " પ્રારબ્ધ વાદ વિરુદ્ધ સ્વતંત્રતા " ના વિષયનું પ્રતિપાદન કરે છે, જે મીલનાં પરિપક્વ અને સાનુભવ વિચારો દર્શાવે છે.

આ પછી મીલ વર્તમાનપત્રો માટે વારંવાર પુષ્કળ લખાણ લખતો, અને રાજદ્વારી એવી સઘળી વિષયોપર તે કલમ ચલાવતો. પરંતુ તે હમેશાં ફીલ્સુફીની દ્રષ્ટીથી લખતો, નિષ્પક્ષ રહેતો, અને દરેક વસ્તુનું મૂલ કારણ શોધતો. પણ આ વિદ્વત્તાયુક્ત લેખો " સાંજવર્તમાન " જેવાં વર્તમાનપત્રો વાંચનારી પ્રજાને યોગ્ય નહોતા. તેની અસરજ કશી થઇ નહીં એમ મીલ કલ્પાંત કરે છે ! વાંચકોની પાત્રતા જોઇને તે પ્રમાણે લખવાનો આ પરથી લખનારાઓએ ઠરાવ કરવો જોઇએ.

૧૮૩૦–૧માં ( ૨૪ વર્ષની વયે ) મીલે અર્થશાસ્ત્ર ઉપરના પોતાના નિબંધો લખ્યા હતા. તે વખતેજ એન્સાઇક્લોપીડીયા બ્રીટેનીકામાં મીલનો જીવનચરિત્રકાર કહે છે તેમ, મીલને પોતાની અદ્ભુત ઉંડો વિચાર કરવાની શક્તિનું આંતર્ભાન થયું હશે. પરંતુ મીલને આત્મવિશ્વાસ નહોતો. તે નિબંધો તેણે પુસ્તકાકારે ખાસ પ્રગટ કરવાને નહીં પરંતુ આત્મ સુધારાના હેતુથી મૂલ લખ્યા હતા. તેણે બાદ, તે એક પ્રગટ કરનારને તે પ્રગટ કરવા આપ્યા, પણ તેણે મીલની કદર કરી તેને પ્રગટ કરવા નાલાયક જણાવી પાછા વાળ્યા ! મીલનું **તર્કશાસ્ત્ર** ૧૮૩૫ માં પ્રગટ થતાંજ મીલ પ્રખ્યાત થઇ ગયો, તેની ગણના તરતજ એક આશા આપતા ફીલ્સુફમાં થવા માંડી. તે પછીજ તેણે **અર્થશાસ્ત્ર** પ્રગટ કર્યું અને અર્થશાસ્ત્ર ઉપર મીલનું ગ્રંથ આજ ૭૦ વર્ષ થયાં એક સર્વોત્તમ ગ્રંથ ગણાય છે. અને હવે પછી ગણાતું રહેશે. તે પુસ્તક ચોપડી પ્રગટ કરનારાએ ના પાસ કર્યું હતું ! મીલે તર્કશાસ્ત્ર રચ્યું તેનું કારણ એજ કે અરીસ્ટોટલીએ દલીલ માત્ર ' સીલોજીઝમ ' થી નિયમિત કરી દેવાનું શીખવ્યું હતું. પરંતુ તેમાંથી નવું સત્ય જડતું નહોતું તેથી નવા સત્ય શોધવા કયા પ્રકારના તર્કના નિયમોને અજાણી રીતે અનુસરીને મન કામે લગાડે છે તે શોધવા મીલે મથન કર્યું. ખરેખર એ સમુદ્રમથન હતું. તે સારૂ તેણે અનેક તર્કશાસ્ત્રો ઉંધા વાળ્યાં. દરેકના વિચાર પર પોતે વિચાર કરવા લાગ્યો પરંતુ તેને કશો પત્તો લાગ્યો નહીં સર જૉન હર્શેલે ખગોલની ગ્રહ આદિ સંબંધી શોધો કેવી રીતે થઇ તે વિષે લખેલું પુસ્તક વાંચવાથી મીલને નવીન સત્ય શોધવા મન કયા નિયમોને વશ વર્તે છે તેની ઝાંખી થઇ. મીલે તે પુસ્તકને ફરીથી વાંચ્યું, અને તે પછી પોતાની પ્રખ્યાત થીયરી લખી.

## મીલે કરેલું નાતરૂં—" મારાં જીવનની સૌથી કીમતી મૈત્રી."

જ્યારે મધ્યાવસ્થામાં આપણા વિધુરો તેમજ બુઢ્ઢાઓ બાળકીઓને પરણીને બન્નેનો ભવ બગાડે છે ત્યારે યુરોપમાં પુરૂષો પોતાની સમાન વયની સ્ત્રી સાથેજ—પછી તે કુમારી હોય કે વિધવા—કૌમાર્ય અને વૈધવ્યના મનુષ્યકૃત અને વિશેષાંશે કલ્પિત ભેદ રાખવા વગર—પરણે છે. આપણા નાયકે પણ તેમજ કીધું હતું. મોટી ઉમરે મોટી ઉમરની કુમારીઓ અને ખાસ કરીને

ઉત્તમ પંક્તિની કુમારિકાઓ મળવી મુશ્કેલ હોય છે તેથી પક્વ વયના પુરૂષો યુરોપમાં વિધવાઓ સાથેજ લગ્ન કરે છે. હાલના જમાનામાં આપણા બાહોશ ગવર્નર સર જૉર્જ સીડનહામ ક્લાર્ક મીસીસ રેનોલ્ડસ નામની વિધવાને પરણ્યા. થોડા વર્ષ ઉપર લૉર્ડ ક્રોમરે પણ વિધવાનેજ પરણ્યો હતો. આપણો નાયક પણ એમજ વર્ત્યો હતો. એ પણ વિચિત્ર છે કે આર્યાવર્તમાં ડાહ્યામાં ખપતા પુરૂષો વિધવા સાથે લગ્ન ન કરવામાં શ્રેષ્ઠતા સમજે છે ત્યારે જગતને માન્ય થયલા શ્રેષ્ઠ પુરૂષો પોતે ખુશીથી વિધવા સાથે પરણે છે ! મી. ટેલરની ૪૨ વર્ષની વિધવાનું મીલે પોતાની ૪૪ વર્ષની ઉમરે પ્રથમ વાર પાણીગ્રહણ કર્યું. ૪૮ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળનારને 'આદિત્ય' (સુર્ય સમાન) બ્રહ્મચારી આપણાં શાસ્ત્રોએ કહ્યા છે. તેવોજ લગભગ મીલ હતો. મીલ આ સ્ત્રી તે દેવી હોય તેમ તે પોતાની અર્ધાંગના થયા પૂર્વે આરાધના કરતો. તે તેને મનજ નહીં પણ વસ્તુતઃ સકલ ગુણસંપન્ન હતી. જેવી સ્વરૂપવતી તેવીજ નીતિમતી હતી. જેવી વિદુષી તેવીજ પતિવ્રતા હતી. મીલને એ બાઇ સાથે તેણી ૨૩ વરસની હતી અને પોતે ૨૫ વર્ષનો હતો (૧૮૩૦) ત્યારે ખાસ ઓળખ પડી હતી. તેણીના પીયેર સાથે મીલનાં કુટુંબને પરંપરાની પીછાન તો હતીજ. મીસીસ ટેલરના દાદાને ઘેર મીલ બાળક હતો ત્યારે વારંવાર રમવા જતો. તે વખતેજ નિર્દોષ મીલને લાગતું કે એ છોકરી મનુષ્યત્વની સંપૂર્ણતાનો એક નમૂનો છે. તે પછી તેનાં કર્નલ ટેલર સાથે લગ્ન થયાં અને કેટલાંક વરસ સુધી તેઓ છૂટાં પડ્યાં. પાછું મોટી વયે ઓળખાણ થયું ત્યારે તેમાં સ્ત્રીનાં સર્વ સદ્‌ગુણો સંપૂર્ણપણે પ્રફુલ્લીત અને પ્રકાશિત થઇ રહ્યા હતા. તે સ્વભાવથીજ આત્મશિક્ષક અને આત્મસુધારક હતી. તેનો પતિ કર્નલ ટેલર એક શૂરવીર, સુશિક્ષિત, ઉદાર વિચારનો પુરૂષ હતો. તેની ન્યૂનતા એટલીજ હતી કે તે કાંઇ મહાન પંડિત નહોતો. તેની પત્ની તો એક વિદુષી નારી હતી. તે તો બીજી એનીબીસેંટ હતી ! મીલ તો કહે છે કે કલ્પના શક્તિના પ્રદેશમાં મહા કવિ શેલી પણ તેણી આગળ બાળકવત્ હતો ! તીવ્ર, ચપલ બુદ્ધિની તે સ્ત્રી તો મીલ જેવાનીજ અર્ધાંગના થવાને યોગ્ય હતી. અને કુદરતની કોઇ ગંભીર ખોડ અને ભૂલથીજ તે એક શસ્ત્રશૂરને સટે રણશૂરની પત્ની થઇ પડી હતી. છતાં મીલ ખાત્રી આપે છે કે, અર્વાચીનકાલની આ મૈત્રેયીને જો કે યાજ્ઞવલ્ક્ય જેવા ઋષિને પ્રાપ્ત કરવા પ્રથમ ભાગ્યશાલી થઇ નહોતી પણ તેને જે પતિ પ્રથમ પ્રાપ્ત થયો હતો તેને તે દેવ તુલ્ય પૂજતી અને તેના દેહાંત પછી તેનો હૃદયથી ખેદ કરતી. મીલ તેની ૨૩ થી ૪૨ વર્ષની ઉમર સુધી વીસ વરસ પર્યંત તેણીનો અંગત, ગાઢ, અને વિશ્વાસુ મિત્ર હતો. પરંતુ આ સંબંધ માનસિક અને આધ્યાત્મિક હતો. તેમનામાં મનોવિકારનો લેશ નહોતો. ઉભય પવિત્ર મૂર્તિ હતાં, ઉભય વિદ્યાના ભ્રમર હોવાથીજ વિદ્યાનાં દાનપ્રદાન, સંપ્રદાન સારૂજ, વાર્તાલાપ તથા સંવાદ, વિવાદ અને વિનોદ સારૂજ ભેગા મળતા અને છુટાં પડતાં. મીલનું જીવન લખનારા સર્વે એક મતે સ્વીકારે છે કે મીલની મીસીસ ટેલર સાથની મિત્રતા કેવલ માનસિક હતી. એક જીવનચરિત્રકારે તો તે મિત્રતાને "પ્લેટનીક" (શ્રેષ્ઠ પ્લેટોએ સ્ત્રી પુરૂષ વચ્ચેના આદર્શ સંબંધ તરીકે સૂચવેલી એવી.) ની ઉપમા આપી છે. કર્નલ ટેલરને કે જગતને કોઇ પણ રીતે શક પણ જાય એવી રીતે તેઓ કદાપિ વર્તતા નહીં. તેના મૃત્યુ પછીજ, મીલ કહે છે કે, તેણીએ મારી સાથે પુનર્લગ્ન કરવા સ્વીકાર્યું, અને તે પોતે પુનર્લગ્ન પછી સાતજ વર્ષ જીવી. પણ એ ૭ વર્ષને મીલ પોતાનાં જીવનનો સૌથી સુખપ્રદ ભાગ, સુવર્ણમય ભાગ કહે છે. ગોરે, શેલી તથા વિચારદીર્ઘતામાં સર્વોત્તમ તથા સૌથી પ્રખ્યાત પોતાના નિબંધ "સ્વતંત્રતા"માં

અર્પેલું પત્રિકાનું માન તે વખતે દેહાંતપદને પામી ચુકેલી પોતાની પત્નીને આપ્યું છે. તેમાં તે કહે છે કે "એ પુસ્તક લખવામાં જેટલો મારો હાથ હતો તેટલોજ મીસીસ મીલનો હતો. સ્વ. રા. ગોવર્દ્ધનરામનાં બ્હેન સમર્થ લક્ષ્મી વિદ્વાન ભાઇનાં "સરસ્વતીચંદ્ર" લખવામાં પ્રોત્સાહિની હતાં તેમ મીસીસ મીલ કાંઇ પ્રોત્સાહિનીજ નહોતી—નહીં. રેડીયમની શોધ જેમ મોંશ્યુ અને મેડેમ કુરીએ સંયુક્ત રીતે કરી હતી તેમ "લીબર્ટી" ગ્રંથ મી. અને મીસીસ મીલે સંયુક્ત લખ્યો હતો. દરેક વાક્ય ઉપર ઉભય સાથે વિચાર કરતાં તથા એક બીજાની સમ્મતિથી તે સુધારતા. મીલ પોતાની પત્નીનો પોતાને અનેક નવા વિચાર માટે ઋણી વર્ણવે છે. તેની સાથનાં લગ્નને તે "એક માન, અને હયાતીના મુખ્ય આશીર્વાદ" કહે છે. પોતાના માનસિક વિકાસમાં મુખ્ય હિસ્સો તેની સાથનોજ વાર્તાલાપ, વિદ્યાભ્યાસ, તથા સંસર્ગ હતા. તેના સંસ્કારોએજ મીલને મીલ બનાવ્યો એમ મીલ ધારે છે. અને આ કાંઇ પત્નીપ્રેમની અત્યુક્તિ કે સ્ત્રીસ્નેહ માત્ર નહોતો પણ શુદ્ધ સત્યજ હતું એમ સ્વતંત્ર લેખકો સાક્ષી પૂરે છે તેથી આપણે તે વાત અમાન્ય કરવાનું પણ કાંઇ કારણ નથી. છતાં હતું ત્યારે આ "નાતરૂં"! "પુનર્લગ્ન" ને નાતરૂં કહીને વગોવનારાંઓને મીલ, ક્લાર્ક અને ક્રેમર જેવા મહાન્ પુરૂષોએ કરેલાં દષ્ટાંત રૂપ પુનર્લગ્નો ઉપરથી કાંઇક સુધરવું ઘટે છે.

ચીનાઇ ભાષામાં કહેવત છે કે "મૂર્ખાઓ અને પથરાઓજ પોતાના વિચાર બદલતા નથી." મીલ પોતાના પ્રથમ વિચારનાં પૂછડાંને વફાદાર રહેનારાઓમાંનો એક નહોતો. તેણે સેંટસીમોનીયનોનાં પુસ્તકો વાંચીને, કાંઇક અંશે અને ભવિષ્યને માટે એક આદર્શ સમાજ સારૂં "સોસીએલીઝમ" મોટે ભાગે ઉત્તમ છે એ પક્ષ સ્વીકાર્યો હતો. તે આપણે અગાડી જોઇ ગયા છીએ. આ અર્સામાં તેણે બીજા વિચારો પણ બદલ્યા. બહુ મતાનુસાર સરકાર ચલાવવાની રાજનીતિનાં અમેરીકામાં આવેલાં પરિણામ ઉપર ફ્રેંચ રાજદ્વારી ફીલસુફ મો. ટોકવીલનું "ડીમોક્રસી ઇન અમેરીકા" નામક પુસ્તક આ અર્સામાં તેના વાંચવામાં આવ્યું. તે વાંચીને તેની ખાતરી થઇ કે પ્રજાસત્તાક રાજ્ય કાંઇ સર્વોત્તમ નથી. પ્રજાના પ્રતિનિધિ દ્વારા, મતના વજન ઉપર રાજતંત્ર ચલાવવાના લાભ તેમજ હાનિઓનું જેવું ઉત્તમ તોલ આ પુસ્તકમાં કર્યું હતું. તેવું મીલે બીજા કોઈ પુસ્તકમાં વાંચ્યું નહોતું. તે પુસ્તક વાંચી સર્વોત્તમ રાજ્યનું તંત્ર કેવું હોવું જોઇએ તે પર વિચાર ચલાવ્યો. તે વિચારો તેણે "કન્સીડરેન્સ ઑન રેપ્રીઝેન્ટેટીવ ગવર્નમેંટ" નામક પુસ્તકમાં દર્શાવીને, પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિની કાળી ગોરી બાજુઓ બતાવીને આદર્શ પદ્ધતિ સૂચવી છે. મહાપુરૂષો બીજાના વિચારોને તે સત્ય જણાતાં પોતાના વિચારો કરતાં જરા પણ શરમાતા નથી એ તો મહાપુરૂષપનાનું એક લક્ષણ છે. ગ્લેડસ્ટન પ્રથમ એમ. પી. થયો ત્યારે તે કોનઝર્વેટીવ હતો અને વડો પ્રધાન થયો ત્યારે તે લીબરલોનો સરદાર હતો, દયાનંદે દીક્ષા લીધી ત્યારે શૈવ હોઇ જયપુરના મહારાજાના તબેલાના ઘોડાઓને પણ રુદ્રાક્ષ ધારણ કરાવીને શૈવ બનાવ્યા હતા! અને તે પછી મનુસ્મૃતિમાં न लिंगं धर्मस्य कारणम् (બાહ્યચિન્હ કાંઇ ધર્મ નથી) એવાં આપ્ત વાક્યોપર વિચાર કરવાથી રુદ્રાક્ષાદિનું ખંડન કરતાં અચકાયા નહોતા. મીલ, દયાનંદ અને ગ્લેડસ્ટન આદિ મહાપુરૂષો એકજ કોટિના હતા.

## માસિકના અધિપતિ તરીકે મીલ.

સર વીલીયમ મોલેસવર્થ જેમાં લક્ષ્મી અને સરસ્વતી ઉભયે કૃપા કરી હતી તેણે "ફી-

સ્રુફ. રેડીકલ " પક્ષની પુષ્ટિ કરવા પ્રગટ કરેલાં "લંડન એંડ વેસ્ટમીનીસ્ટર" નામના માસિક પત્રના અધિપતિ તરીકે કામ કરવા મીલે ૧૮૩૪ માં સ્વીકાર્યું. ૧૮૩૪ થી ૧૮૪૦ સુધી મીલને નોકરીમાંથી મળતો ફુર્સદનો વખત આ માસિકના સંપાદક તરીકેનું કામ કરવામાં જવાથી તે અર્સામાં તે કાંઇ સંગીન પુસ્તક લખી શક્યો નહીં; કારણકે અહીંના માસિકે જેવાં ઇગ્લંડનાં માસિકો હોતાં નથી. પ્રજાના વિચારવંત તથા વગવાળા ભાગના વિચાર દૃઢ કરવામાં કે ફેરવવામાં, માસિકના વિદ્વત્તાયુક્ત તથા તર્કપૂર્વક લેખો ઉપરજ સર્વે આધાર રહે છે. મીલના આ માસિકમાં મુખ્ય લેખ લખનાર તેનો પિતા હતો. પણ પુત્ર પિતાના અનેક વિચારથી ભિન્ન પડતો પણ પિતાના લેખોમાં ફેરફાર કરવા કે કાપકુપ કરવાની મીલને સત્તા નહોતી કે મીલમાં હીમ્મત નહોતી કે તે પુત્ર ધર્મથી વિરૂદ્ધ માનતો—ગમે; તે કારણથી પુત્રને પિતાના લેખો પોતાથી વિરૂદ્ધ મતના હોવા છતાં તે છાપવા પડતા તેથી તેને ખેદ થતો. પિતાપુત્રને પુત્રની બુદ્ધિ પરિપક્વ થવા પછી મતભેદ ઝાઝો થતો. અને પાછળથી તે એટલો બધો વધી પડયો હતો કે, પુત્રપિતા સાથે તેની લાગણી ન દુઃખાવવા સારૂ વાદવિવાદમાં ઉતરતો નહિ. આ મતભેદ કાંઇ ઘર સંસારી બાબત પર, ભાભીએ મારી ઓરડીમાં કચરો હાથે કરીને રહેવા દીધા ને દીવેટ કીધી નહિ એવો નહોતો. પરંતુ જગતના કલ્યાણના સામાન્ય સિદ્ધાંતો કયા તે નક્કી કરવા વિષે હતો! હિંદુ ડોશીઓ કદાચ કહેશે કે એ પર તે તકરાર કરવાની હોય! લગ્ન કે અવરણીમાં, સાડી કે ચૂડા કે રસોઇની બાબત સારૂ બાપ દીકરા લડે તે તેઓ કલ્પી શકશે પણ આવી લડાઇ તો નહિંજ કલ્પી શકે! પુત્ર મીલ સંપાદક હતો તથા પિતા મીલ મુખ્ય લેખક હતો. પત્રના પ્રારંભ પછી જેમ્સ મીલની તબીયત લથડવા માંડી અને ૧૮૩૬ ની તા. ૨૩ મી જુને તેનો દેહ પડયો. અંત પર્યંત તેની બુદ્ધિ જેવી ને તેવીજ તીવ્ર અને ચપલ કાયમ રહી હતી. ખ્રીસ્તિ ધર્મના વહેમો તે નહોતો માનતો છતાં એ "પાપ" સારૂ અવસાન સમયે તેને જરા પણ પશ્ચાત્તાપ થયો નહોતો. પોતે આવ્યો તે કરતાં વધારે સારી સ્થિતિમાં ગમે તેટલા અલ્પ અને કિંચિત અંશમાં પણ જગતને, તે છોડતી વેળા પોતે મુકી ગયો એજ તેનો મરણ શય્યા ઉપરનો સંતોષ હતો. તેનેજ તેણે જીવનતું સાફલ્ય માન્યું. વિશેષ જીવી ન શકવાથી જગતની વધુ સેવા નહીં થઇ શકે એજ તેનો મરતી વખતનો ખેદ હતો. જુના વિચારના પાદરીઓ ગમે તેમ બબડે અને શાપ દે પરંતુ "નાસ્તિક" ગણાતો જેમ્સ મીલ અવશ્ય સ્વર્ગે (સુખધામ) ગયો હોવો જોઇએ. જૉનને તેણે જન્મ આપ્યો તથા પોતાની બદલી તરીકે તેને જગતમાં મુકતો ગયો એ કરતાં સંગીન સેવા બીજી કઇ કોણ કરી શકશે ? જેમ્સ મીલ દુન્યાને પોતાના યશસ્વી પુત્રના રૂપમાં રોકફેલર અને રોન્સચાઇલ્ડો જે મુકી જશે તે કરતાં પણ મોટો વારસો મુકી ગયો હતો. જેમ્સ જગતને જૉનના રૂપમાં દાયભાગ તરીકે એક પાણીદાર રત્ન મેલી ગયો છે, જે રત્નનું તેજ હજી પણ જગતને પ્રકાશિત કરી રહ્યું છે.

પિતાના દેહાંતથી માસિકનો જન્માંતર થયો! પિતાના મરણથી મીલે લેખક તરીકે એક સમર્થ સહાયક ખોયો. પણ તેને સટે તેને સ્વતંત્રતા મળી. તે હવે પોતાના વિચાર સ્વતંત્રપણે નિડરતાથી પ્રગટ કરવા લાગ્યો, કારણ કે પિતાની ઝુસરી હવે ઉતરી ગઇ. વળી માસિકનો માલિક ખોટ આપનો થાકી ગયો અને માનાધિકારી અધિપતિ મીલનો હેતુ એ માસિકને પાર્લામેંટમાં એક સ્વતંત્ર રેડીકલ પક્ષ ઉભો કરવા ઉત્તેજીત કરવાનો હેતુ પાર પાડવાના સાધન તરીકે બનાવવાનો હતો તેથી પોતે તેનો માલિક થયો. પરંતુ તેમાં તેને ધન સંબંધી મોટી હાનિ થઇ,

કારણ કે ઘણાક લેખકોને તેમને લખવાના દામ આપવા પડતા હતા. અને વળી એક ઉપતંત્રીને પગાર આપવો પડતો હતો. આ માસિકમાં કાર્લાઇલ વિગેરે અનેક નામાંકિત લેખકો હતા. પોતાના મૂલ ગુરૂ બેન્થૅમના મૂલ વિચારો સાથે મળતા થવા છતાં, તેનાં સંકુચિત વિચારોથી જૂદા પડવાની અને બેન્થામના મતોને એક પંથ તરીકે પૂજતાં લોકોને અટકાવવાની આ માસિકમાં તેણે તક લીધી હતી. અને ચાલુ ખોટ સહન નહિં થઇ શકવાથી તથા પાર્લામેંટમાં રેડીકલ પક્ષ ઉભો કરવાની નિરાશા થવાથી, મીલે તે માસિક મી. હીકસન નામના એક લેખકને સોંપી દીધું. તે પછી વારંવાર મીલ તે માસિકમાં લેખો લખતો, પરંતુ કેટલીક વાર કેટલાક લેખો "એડીનબરો રીવ્યુ" માં પણ તેની વધારે બહોળી આહકોથી લલચાઇને મોકલી આપતો. પોતાનું આ સ્વાર્થપણું પણ મીલ ગુપ્ત રાખતો નથી.

(અપૂર્ણ.)

---

# સત્યજીત્.

## (એક નવીન વાર્તા.)

લખનાર–રા. પ્રવાસી.

### પ્રકરણ ૧ લું.

#### આનંદ અને શોક એક જગ્યાએ.

"નગર પર શત્રુ ચઢી આવે છે," સર્વે સ્ત્રી પુરૂષો તમે તમારા જાનમાલને સંભાળો" "હમણા આખું નગર લુંટાઇ જશે" આવી અનેક ભયસુચક બુમો જ્યાં દરબાર ભરાવામાં આવ્યો હતો ત્યાં સંભળાઇ.

વાંચક! આ બૂમો કોને પાડી, શા માટે એ બૂમો પાડવામાં આવી હતી એ સર્વ સમજાય છે? એ સર્વ તોફાન શું છે તે જાણવાને માટે એ સ્થળ કયું છે અને ત્યાં એકાએક પ્રકટેલો ભય કેવા પ્રકારનો હતો તે આપણે પ્રથમ જાણવું જોઇએ.

દુનિયામાં વસતા લોકોનો મોટામાં મોટો શત્રુ કોણ છે? શા કારણથી દરિદ્રતાનો ત્રાસ જગતના લોકોને આટલા લાંબા વખતથી સંતાપી રહ્યો છે? આનો જવાબ એકજ શબ્દમાં આપી શકાય એમ છે અને તે શબ્દ તે આળસ છે. આળસે ભલભલા બુદ્ધીવાળા મનુષ્યોને મૂર્ખ બનાવી દીધા છે અને સંપત્તિયુક્ત પુરૂષોને સંપત્તિહીન કરી મૂક્યા છે. આ આળસ જે આર્ય ભૂમી પર કેટલોક વખત થયાં નિવૃત્તિ–કંઇ કામ ન કરવું તે તરીકે ઓળખાય છે તે દ્ર[illegible] ભરપૂર કુસુમપુર નામનું નગર નીલ–પર્વતમાંથી વહેતી હરિના નામની નદીના કાંઠ[illegible] હિંદુસ્તાનના ઉત્તરોત્તર પ્રદેશમાં આવેલું છે. આ શહેર અસલથી સારી સ્થામાં હોવાને લીધે એમાં કંઇક દ્રવ્ય રહ્યું હતું. લોકો ઘણું ખરૂં ખેતીનું કામ કરતા હતા. તેથી ત્યાંના નગરવાસીઓને બીજો ખાસ કોઇ ધંધો કરવાની જરૂર રહેતી નહિ. કુસુમપુરનો

રાજા ચંદ્રસેન જરા લહેરી હોવાને લીધે પ્રજાની સલામતી માટે ખાસ ધ્યાન આપતો નહોતો. ફક્ત દર વરસે રાજ્યને જે આવક થતી તે હમેશ થાય છે કે નહિ તેનીજ એ કાળજી રાખતો. યથા રાજા તથા પ્રજા એ ન્યાયે કુસુમપુરમાં વસ્તી પ્રજા પણ રાજાનો આવો સ્વભાવ જોઇ એનું અનુકરણ કરતાં શીખી હતી. પ્રજાજનો માથા ઉતારનો કર આપતા હતા પણ તે કરનો ઉપયોગ કેમ થાય છે અને રાજ્યના ભલા માટે કોઇ ઉપાયો યોજવામાં આવે છે કે નહિ તેની ખબર રાખ્યા વગર પોતાનું જીવન ગાળતા હતા. આથી કુસુમપુરની પ્રજા—રાજાથી રંક સુધી ફક્ત ખાતાંપીતાં શીખી હતી. નહિ કંઇ નગરના રક્ષણનું ઠેકાણું કે નહિ કંઇ નગર પર અચાનક હલ્લો આવે તો કોઇ કીલ્લાનું ઠેકાણું. નગરના કોટને ખારા પાણીનો લુણો લાગી ગયો હતો અને લશ્કરીઓના હથીયારોને કેટલાક વરસોનો કાટ લાગી ગયો હતો. માત્ર એટલુંજ સારું હતું કે નસીબ જોગે આટલા વખત સુધી કોઇ પણ જાતની વિપત્તિ આવી નહોતી.

આ રાજ્યમાં જે એક ખુબી રહી હતી તે એ હતી કે રાજકુલમાં એવો ધારો પડી ગયો હતો કે રાજકુમારો જ્યાં સુધી મોટા થાય નહિ ત્યાં સુધી તેઓને રાજ–ગુરૂના આશ્રમમાં રાખવામાં આવતા. તેઓને, ત્યાં, રાજ–ગુરૂની ખાસ દેખરેખ હેઠળ વિવિધ વિદ્યાઓ ભણાવવામાં આવતી અને રાજ્ય ચલાવવાને જોઇતી અનેક રીતની યુક્તિઓ શીખવવામાં આવતી. જો કે આ રીતે કુસુમપુરના રાજપુત્રો હમેશા પરીપક્વ બુધ્ધીવાળા થઇને ગાદીપર બેસતા હતા પણ જ્યારે તેઓ અગાડીના રાજાઓની રીતભાતથી વાકેફ થઇને ટેવાઇ જતા હતા ત્યારે તેઓ પોતાના જ્ઞાનનું ભાન ભૂલી જતા હતા.

આજનો દીવસ રાજકુમારોને આશ્રમમાંથી નગરમાં પાછા ફરવાનો હતો. પ્રજા તેઓને અંતઃકરણ પૂર્વક આવકાર આપવાને ગોઠવણો કરવામાં રોકાયલી હતી. આખા રસ્તાપર સુગંધમય જળ છાંટવામાં આવ્યું હતું અને રસ્તાની બન્ને બાજુએ ફુલનાં તોરણો લટકાવવામાં આવ્યાં હતાં. આથી કુસુમપુરની હવા કુસુમમય થઇ ગઇ હતી તેથી જાણે હવા નગરમાં તે કુમારોને શું ભોગવવાનું છે તે સૂચવતી હોય એમ જણાતું હતું.

કુમારો નગરની હદમાં આવ્યા એની ખબર લોકોમાં ફેલાઇ કે આખું નગર મનુષ્યોથી ઉભરાવા લાગ્યું. કંઇક બારી બારણાં ઉઘડી ગયાં. ઓટલાઓપર અને અગાશીઓમાં અનેક મનુષ્યોનાં ઉલ્હાસિત મુખો માલમ પડતાં હતાં. આજનું કુસુમપુર શાંત કે તેજ વગરનું નહોતું. ત્યાં વિચિત્ર હોહાપ થઇ રહી હતી. રસ્તાપર ચાલવાને તલપુર જગ્યા નહોતી. જ્યાં ત્યાં મનુષ્યોનાં ટોળાં આમ તેમ ફરતાં માલમ પડતાં હતાં. આથી જોનારને કુસુમપુરમાં ઘણો ફેરફાર થઇ ગયો હોય એમ લાગતું હતું.

બન્ને કુમારો જેમનું દર્શન કરવાને આખી પ્રજા ઘણી આતુર થઇ ગઇ હતી તેઓ એક સુંદર રથમાં બેસીને, રાજાના કારભારી વર્ગ સહિત લોકોની નિર્મળ દ્રષ્ટિ વચ્ચે થઇ ચાલ્યા આવતા હતા. તેઓમાં એકનું નામ સત્યજીત હતું અને બીજાનું નામ કીશોર હતું. નામ પ્રમાણે તેઓમાં ગુણ હતા. સત્યજીતને કુસુમપુરનો વહીવટ જે રીતે ચાલતો હતો તે ગમતો નહોતો. પોતાના હાથમાં સત્તા આવ્યા પછી બધી ગેરવહીવટ કાઢી નાંખવા એણે નિશ્ચય કર્યો હતો. કીશોર પણ સત્યજીતના વિચારને મળતો હતો પણ જ્યારે સત્યજીત ધીરે ધીરે કામ કરવા માંગતો હતો ત્યારે કીશોર જે ક્ષણે એક કામ કરવાનું મગજમાં આવ્યું તેજ ક્ષણે તેને

આચારમાં મૂકવાના સ્વભાવવાળો હતો. બન્નેની કાંતિ ઘણી મનોહર અને તેજસ્વી હતી; અને તેથી પ્રજા તેઓને નિહાળવાને ગાંડી ઘેલી થઇ જાય એમાં નવાઇ જેવું નહોતું.

આ સમયે સત્યજીત્ અને કીશોર બન્ને આનંદના મહાસાગરમાં ન્હાતા હતા. આખી પ્રજાનો સ્નેહભાવ જોઇ તેઓનાં હૃદયો પીગળ્યા વગર રહ્યાં નહિ. પ્રજા તરફનો સત્કાર સ્વીકારતાં ધીરે ધીરે તેઓ કુસુમપુરની હદપર આવેલો મંડપ જે તેઓને અભિનંદન આપવાને માટે ખાસ ઉભો કરવામાં આવ્યો હતો ત્યાં આવી પહોંચ્યા. તેઓએ દરબારમાં જેવો પગ મૂકયો કે સર્વ દરબારીઓએ ઉભા થઇ તેઓને યોગ્ય માન આપ્યું.

આ વખતે રાજ–મંડપ માણસોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. અનેક મનુષ્યોનાં રોકાંઓ સ્નેહરૂપ પવનને લીધે સમુદ્રનાં મોજાંઓની માફક ઉપર નીચે થતાં હતાં. તેઓની આંખો અને મન રાજ–કુમારોનું નીરિક્ષણ કરવાને માટે કલહ કરતા હતા. આ કલહનો ન્યાય આપતા આપતા સત્યજીત્ અને કીશોર સિંહાસન આગળ જઇ પહોંચ્યા અને રાજ–ગુરૂ રામાનંદ જે અગાડીથીજ સીધા ત્યાં પધાર્યા હતા તેમને ઘણી નમ્રતાથી નમ્યા. ત્યાર પછી તેઓના પિતા જે પોતાના પુત્રોને મળવાને ગાંડા ઘેલા થઇ ગયા હતા તેમને પ્રણામ કરી તેઓ પોતપોતાના આસન પર બેસી ગયા.

ચોમેર ઘોર શાંતિ પ્રસરી રહી. આખા મંડપમાં જે ખળભળાટ થઇ રહ્યો હતો તે બંધ થઇ ગયો. એક ક્ષણવાર તો જાણે સૃષ્ટિમાં જડ વસ્તુનું સામ્રાજ્ય હોય એમ જણાવા લાગ્યું. બીજી ક્ષણે જ્ઞાનભૂષણ રામાનંદ પોતાના આસન પરથી ઉઠયા અને દરબારમાં હાજર રહેલા સર્વે મનુષ્યો પર કૃપાદ્રષ્ટિ ફેરવી બોલવા લાગ્યાઃ—

" કુસુમપુરને દીપાવનાર રાજન્ !—" વાર્તાની શરૂઆતમાં આ શબ્દો પૂરેપૂરા બોલાયા નહિ એટલામાં તો આ વાર્તાની શરૂઆતમાં જે બૂમો આપણે સાંભળી તે મંડપની બહારથી, ઓચિંતી સંભળાઇ. જાણે કુદરતી સત્તા રામાનંદના શબ્દોનો ભાવાર્થ સાંખી શકી ન હોય એમ લાગ્યું. વિશ્વમાન્ય નિતીરીતીથી વિરૂધ્ધ ચાલનાર કયો મનુષ્ય સુખનું દર્શન કરી શકે? જ્યાં જ્યાં વિરૂદ્ધ વર્તન ચાલ્યું છે ત્યાં ત્યાં સુખ શાંતિનો અભાવ થયો છે. મંડપના બધા સભાસદો આંખો ફાડીને જોવા લાગ્યા અને માંહોમાંહી ગભરાયલે મોઢે વાતો કરવા લાગ્યા.

તીવ્ર બુદ્ધિવાળા કુમારો ભયનું સ્વરૂપ સમજી ગયા, ગુરૂ સામું જોયું, ઉભા થયા અને પોતપોતાનાં હથીયાર લેવા પોતાના રથ પ્રતિ દોડયા; પણ તેઓ હથીયાર લઇ પાછા આવ્યા નહિ એટલામાં તેઓએ આખા મંડપને ધુમાડાથી ગુંગળાતો જોયો. સર્વ દરબારીઓ ગાભરા બની ગયા. શું કરવું તે કોઇને સૂઝયું નહિ. મંડપના દરવાજા પર પડાપડી થવા લાગી. કેટલાક રસ્તો શોધી નાસી ગયા; કેટલાક અંદર રહી ગયા; કેટલાક ધુમાડાથી ગુંગળાઇ ગયા; અને કેટલાક રાજા સુધાં બળી મુઆ. આનું કારણ એ હતું કે લુટારૂઓએ એકદમ ધસી આવીને મંડપની પાછળથી આગ લગાડી હતી. રાજગુરૂ પણ કયાં ગયા તે કોઇને ખબર પડી નહિ. આ રીતે સર્વત્ર હાહાકાર મચી રહ્યો અને જેમ વર્ષાદના દીવસોમાં મેઘો દોડાદોડી કરે તેમ આગથી દાઝેલા અને બચેલા લોકો જેને જેમ ફાવ્યું તેમ નગરમાં નાસાનાસ કરવા લાગ્યા.

આપણો સત્યજીત્-વાર્તાનો નાયક-આ વખતે કંઇક જુદાજ કામમાં હતો. આ સંજોગો-માં શહેરને નાશમાંથી બચાવવા પોતે કંઇ કરી શકશે નહિ એમ ધારીને એ પ્રધાન-પુત્રીની મુલાકાત લેવા ગયો-રસ્તામાં અનેક આપદાઓ ભોગવીને પણ ગયો. પ્રધાન-પુત્રી જેનું નામ શોભના હતું તેનો મહેલ દુર આવેલો હતો. થોડા વખતમાં સત્યજીત્ મહેલ નજદીક આવી પહોંચ્યો. પાછળના બાગની વાડ કુદીને સત્યજીત મહેલના બારણા આગળ ગયો અને બહારથી શોભના આવી. બન્ને મળ્યા. આંખમાંથી સુખદુઃખનાં અશ્રુઓ પડયાં. એક ક્ષણ દ્રષ્ટિઓ મળી રહી. પાણીમાં પાણી મળી ગયું. વાત કરવાને વખત નહોતો. પાએક કલાકમાં આખું રામાયણ મહાભારત કહેવાઇ ગયું. બીજી ક્ષણે તેઓ એક બીજાનાં હૃદય લઇ છુટાં પડયાં.

પણ કીશોર કયાં?

( ૧ લું પ્રકરણ સમાપ્ત )

અપૂર્ણ.

---

## આનંદાનંદાનંદ !!!

હીંદુભાઈઓ માને છે કે રામકૃષ્ણાદિક અવતારો થવાનો હેતુજ એ છે કે અવતારી પુરૂષોનાં આદર્શ રૂપ જીવન જોઇને દુનિયા સવળે માર્ગે ચાલે. વાત સોળ આના અને સત્તર પાઇ જેવી! એક બાઇડીથી સંતોષ માનવો હોય તે રામાવતારનો દાખલો લે, અને એહે—અહ—શું કઉં? બે, ચાર, જોઇતી હોય! રામના બાપનો દાખલો લે! હિન્દુભાઇઓના રામચંદ્રજી તો ઠીક ઠીક! બાઇડીની વાત આવે ત્યાં તો બંદા રમતારામને ગલીપચી થઇ આવેજ! પણ મારી અલી એવી તો કડક સ્વભાવની અમે કઠોર હઇડાંની છે કે બીજું લગન તો શું પણ બીજી સ્ત્રીના સંબંધમાં રહેજ વાત કરૂં તો પણ વિકાળ વાઘણની માફક ડોળા ઘુરકાવી મારાં હાજાંજ ગગડાવી નાંખે છે! ઇતિહાસ પુરાણના દાખલા તો વ્હેમી કરીનેજ વખોડી કહાડે! પેલા આર્ય સમાજીઓનાં સુધરેલાં ખેતરમાં વેદનું ઘાસ ચરી આવેલી તે બસ, તેનુંજ પ્રમાણ માંગે! બહુ ગંડ્યડ કરૂં તો કોઇ સારા પશ્ચિમના વિદ્વાનોની સહાદત ટાંકવાનો સપાટો ચલાવે! ભાઇ! 'સત્ય' માસિકમાં કાંઇ પોલીસીથી દંભ તો થોડોજ ચલાવય છે. સેવકનો અભ્યાસ તો અંગ્રેજીનું બટુક-ડુંક, બાંડીયું પુછડું મેળવવા જેટલો આગળ વધેલો, પણ વાંચન ઉંડાં જેટલું! એટલે આવો સવાલ થાય કે બંદાજીનું કોઠું ભેપ! જો કે હશે કે!!

* * * *

સિંહનો જાતિ સ્વભાવ તો એકજ, સીંહણ સાથ રહેવાનો, પણ "વાસ એવો અભ્યાસ." રાજદરબારમાં એક બુંડની પાછળ ભટકતી અનેક બુંડણીઓની માફક તેને પણ જરા આઆક અસર થઇ! સીંહરાજે ડોળા ફેરવી અવલોકન આલેખ્યું! એક નહીં પણ અનેક પશ્ચિમના વિદ્વાનોના મત પ્રમાણેચાલી બે બાયડીઓ કરવાનો આપત્તધર્મ નહીં પણ આનંદકર્મ સિદ્ધ કર્યું! ખોટું બોલે તેને પરમેશ્વર પૂછે-ખાત્રી કરવી હોય તેણે જોઇ લેવા, "ગુજરાતી"ના તા. ૬ ઠી કે ૧૩ મી ઓગસ્ટ ૧૯૧૧ ના અંકો! મારા કીકાલાની મા તો તે વાંચી ને ઠંડીગાર ને સીધી સડકજ

થઇ ગઈ! ". વારા ફેડે વારો ને સોય ફેડે દોરો " આજે તારો હાથ ઉંચો તો કાલે મારો હાથ ઉંચો. કાલે મારું કાહુ ભોપ થઇ ગયું હતું તો આજે મારે નામ ન લેવાય(!) તેનું કાહું ભોપ જે કાતરીયું ગેપ !!

* * * *

પણ મારી એટલી બહાદુરતી બેડી કાદની ગાંઠ જાય નહીં તો! એ બાગડીની હિમાયત વાંચતાની સાથે છછણીને છેડાઇજ પડી ! પહેલાં તો આ દેશનાં પ્રમણોને હડધુત કરતી, પણ હવે તો પશ્ચિમના વિદ્વાનોને પણ ટેમ-હંબા કરીને તુચ્છકારી કહાયા! અલ્લાહની એબાદત કરી, ખુદાના દરબારમાં અપીલ નોંધાવવાજ દોડી ! સંપાદકાચાર્ય ! આ ખુદા બે ચાર કે હજાર સ્ત્રીઓની છુટ આપનારો નહીં, પણ સર્વવ્યાપક, સર્વાંતર્યામી, સર્વેશ્વર, મહાન્ પિતા પરમેશ્વર પોતેજ હતો; અને તેથીજ અપીલના મુદ્દા જોઇ, બન્ને પક્ષની દલીલો સાંભળી, વગર મોંહોડેએ અને વગર શરીરે ઘોર અને ગંભીર વાણીથી ચુકાદો આપતાં જણાવ્યું કેઃ-" અરે દુનિયા કે મનુષ્યો ! દેખો ! યહ જગત મેં કરીબન મેંને દો અબજ મનુષ્ય પેદા કીયે હેં. ઉસમેં સેં આધી સંખ્યા છોટી ઉમર કે બાલ બચ્ચેં હોયગે, બાકી રહે ઉનમેં સ્ત્રી ઔર પુરૂષકી સંખ્યા લગભગ સમાન હે. ઇસલીયે જો એક આદમી એકસે જ્યાદી ઓરત કરેગે તો બડીહી અવ્યવસ્થા હો જાયગી. બીચારે અસંખ્ય આદમી, પિતા પ્રતિજ્ઞા કિયે હુવે પિતામહ ભીષ્મકી સદશ મર જાયગેં, ઔર ઉસકા દોષ જ્યાદી સ્ત્રી કરવાને વાલે પરહી રહેગા. યહી કારણ કે સૃષ્ટિ કી આદિમેં વેદદ્વારા મેંને પ્રકાશિત કિયા હે કે એક પુરૂષ એકહી સ્ત્રીકી સાથ શયાદિ કરે." બસ ! મારી પેથી તો હરખાતી હરખાતી ઘેર આવી, અને હું પણ આનંદ ઉત્સાહથી આજે ખુદાહૂકમનો ઢંઢેરો તમારાં " સત્ય " માં પ્રકટ કરવા માટે સેવામાં હાજર થયો છું. અધિપતિ સાહેબ ! પ્રકટ કરી સેવકને ઉપકૃત કરશો.

* * * *

જુલમ થયો ! ગજબનો ગોરો વળી ગયો !! અધિપતિરાજ ! જાગો છો કે ઉંઘો છો ! ઉઠો ઉભા થાઓ. નદીએ જઇને નાહી નાંખો ! કુવે જઇને સ્નાન કરો ! તળાવમાં જઇને ડુબકી મારો ! સમુદ્રમાં જઇને સચેલ સ્નાન કરી નાંખો ! નદીમાં ઉભા રહી ગાયત્રી જપો ! મહા અઘોર પાપ થયું છે ! કહેછે કે પેલા દેડાઓ બહુ આગ ફાટયા છે ! પેલી વડોદરાની સુંદરેલી સીમમાં બધાં દોર એક લાકડીએ હાંકવાનેજ હાલમાં વા વાયો છે. આગળના ઘરડા તો કહેતા કે,

" દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે
અંગ્રેજના રાજ્યમાં દેડ મારે ધક્કે."

પણ આ તો તેથી પણ વાત આગળ વધી જણાય છે. માટે તે શું કરવું તેની સુજ પડતી નથી. અંગ્રેજીરાજ્યને બદલે દેશી રાજ્યમાં વળી આ પીડા કયાંથી જાગી ! જાગી તો જાગી પણ કુવે ને દુસ્રકે આગળ વધવા લાગી ! જ્યાં જુઓ ત્યાં ઢેડ ! નીશાળમાં તો કહે ઢેડ ! કચેરીમાં તો કહે ઢેડ ! વળી ઓફીસોમાં પુરું લાયબ્રેરીઓ અને પુસ્તકાલયોમાં તેઓ ધુસવા મંડ્યા છે; છતાં ન કોઇ ધણી કે ધોરી ! ન કાંઇ દાદ કે ફરીયાદ !!

* * * *

મારૂં તો મગજ ફાટીને ધુમાડે જાય છે! અરે ધુમાડો તો શું પણ આગનાં ભભુકા ઉઠે છે છતાં અજબ જેવું તો એ છે કે કલેજું ઠંડુગાર જેવું છે! ભાઇસાબ! પેટની તો વાતજ ન પુછવી! એ તો બિચારૂં ભુખ લાગવાથી રડે છે! ભુખ તરસની દરકાર રાખ્યા વગર આવાં ધંસેડ ઓરા કરવા માટે પેટ મહારાજ મને ઠપકા આપી રડતા રડતા મને નીચેનો લલિત છંદ લખાવે છે!

જોગકે સપારો! બંદાની પોલીસીજ એવી કે પેહેલેથી ખાલસા મજાનો દમ દેવો કે પછી કોઇ સું કે ચાંચ કરી શકે નહીં! મારા લલીતમાં કોઇ ભુલજ કહાડે નહીં અને કોઇ બહુ ટેં ટેં કરશે તો કહીશ કે એતો વીસમી સદીમાં નવીન પદ્ધતિથી કુદરતી ઉદગારો લખવાનો તરીકો છે! સાંભળ હવે પેટ મહારાજનો લલીત!

( રાગ-લલીત ! તાલ-એતાલો ! સુર-ભેંસાસુર ! )

અરર હાયરે, પેટ બળે છે રે-વોયવોય રે, ભુખ લાગી છે રે!
તેમ છતાં અરે, હિન્દુભાઇની-અસ્થીતિ દેખી કલમ પકડી છે!
વાણીયા બ્રાહ્મણો, દીકરીયો વેચે-તેમ છતાં તેઓ, દેડાથી અભડાયરે!
બાળ વિધવાને, છુંદી નાંખે રે- " "
જાત્રાએ જઇ, છોકરાં પાડે રે- " "
વેપાર માંહે તો, કાળાં ધોળાં કરે- " "
ઇંગ્લ ડી ગયેલે, મટન અને બોટલ-હોટેલ માંહે જઇ, તેઓ ઉડાવે રે!
ગોરાણ પીંડાળ, સર્વ છે કબુલ,-પણ દેડાઓથી તોબા તોબારે!
હાથે કરીને રે-દુઃખી ન થાય રે! તે તો હિન્દુ ન કહેવાય રે!
૭ કરોડ ગયા, ભલે બીજા પણ જાય-તેમ છતાં અરે, દેડાને કેમ અડાય!
વડોદરા નરેશ, ગાંડા કેમ થયા-હિન્દુઓનો વિનાશ, કેમ અટકાવો રે!
હિન્દુઓને મરવું છે, હિન્દુઓને રડવું છે-હિન્દુઓને ટળવું છે, હિન્દુઓને બળવું છે!
પણ હિન્દુ ભાઇઓ-જરા તો પેખો-આંખ ખોલીને, સ્થીતિને દેખો!
અંત્યજોને ઉચ્ચ-કરશો જો નહીં-તો તમારા નાશનું ભવિષ ભાખું છું!
દેડાને અડવાની-શાસ્ત્ર માંહે તો-મના કાંઇ નથી, સાચું કહું છું રે!
રૂઢીના બાપની, પરવા શીદ કરો-રૂઢીના દાસ થઇ, કમોતે કાં મરો!
આટલું કહું છું, ભલાં તમારાં કાજ-માનવું હોય તો માનો,
નહીંતર જમવાને માટે આ આ આ ચાલ્યો!!

( શું લલીતનું લાલિત્ય ને લટકા!!! )

* * * *

દુનિયામાં બધાં માણસો જમ્યા પછી ખુશમીજાજમાં આવી જાય છે. મારા એક ઓળખીતા પંડ્યા વિદ્યાગુરૂ મેનારૂ એક વચન કહેતા હતા કે બચ્ચા! કોઇ મોટા અમલદાર કે શેઠ પાસેથી કામ કઢાવવું હોય તો તેઓ જમીને બેઠા હોય ત્યારે જઇને અદબવાળી, હાથ જોડી, મશ્કા લગાવી, નમસ્કાર કરીને અરજ કરવી કે બેડો પાર! પેટ ભર્યા પછી રૈયા ગગડાવનો કે બીડીએ ફૂંકી પર્શિ એન્જીન ચલાવવાનાં આનંદના ઓઘ ઉછળે છે!! પણ અધિપતિરાજ! આજે તો મારા દુંદાળા દાદાને ત્યાં ગયો તો બીચારા જમી પરવારીને આનંદમાં એકા ઓકા ઝોંપા વાંચતા

હતા, ત્યાં એકાએક વોય મારે ! કાકના બાપરે ! કરતાકને ચોધાર આંસુએ રડવા લાગ્યા. મારાતો હાજાંજ ગગડી ગયાં ને પેટમાં તો કાંઇ, કાંઇ થવા લાગ્યું ! ઘણું સમજાયું પણ રડતા છાનાજ રહે નહીં ! બહુ કરગરીને પૂછ્યું તો કહે કે ચંદ્રયાગ—ઉંહ આગરામાં—ઉંહ હરમાનજી વોયરે ! —આગરામાં હરમાનજી રૂદન કરે છે–રે મારી માઆઆઆ !! એમ કહીને તાણીને ફુકવો મૂક્યો ને છાપો મારા નાકની ડાંડીની ટીચકી ઉપર અફળાય તેમ ફેંક્યો ! નાક પંપાળતાં મારી આંખમાંએ પાણી આવી ગયાં, પણ છાપો વાંચ્યા પછી જરાક હસી દેવાયું ! આગરામાં કોઇ લોભી દાસ ધુતારાદાસે ઢોંગ મચાવી, હરમાનના માથામાં ખાડો કરી, તેમાં પાણી ભરી, આંખમાંથી જરા જરા પાણી ટપકે તેવી આંખનાં કાણાંની આડા વાળ ગોઠવીને યુક્તિ રચી હતી. લોકોમાં તરેહવાર ગપાટા ઉડી રહ્યા, કોઇ કહે કે દુકાળ ફાટશે જે કોઇ કહે કે મરકી મારશે ! કેટલાક અક્કલના ઓથમીર તો એટલે સુધીની હાંકે કે સત્તાવનના બળવા વખતે પણ આ હરમાનજીના શરીરમાંથી પરસેવો છુટ્યો હતો ! અરે બાપલીયા આ વખતે તો કોણ જાણે શું નું શું થઇ જશે ! મારા દાદા તો બીચારા આ વાંચીને હેબતાઇજ ગયલા ! પણ શું કહું દાદા ! સત્તાવનના બળવા વખતે હરમાનજીને પસીનો છુટ્યો ત્યારે રૂસો જાપાનીઝ વૉર વખતે તેઓને કેમ નહીં છુટ્યો ? આ દુકાળ વખતે રડે છે ત્યારે છપનીઆ વખતે કેમ નહી રડ્યા ? મેં કાકાને કહ્યું કે બીચારા હરમાનને કોઈ ધુતારાએ નકામો બદનામ કર્યો છે. કોઇએ હરમાનજીના મસ્તિષ્કના ફંદનું પોકળ માહાત્મ્ય ઉઘાડું કરી નાંખ્યું, તેથી ધમધોકાર કમાણી ચલાવતો ઘીગંડદાસ પુજારી બીચારો વંઝોજ આપી ગયો !! મારી અલી પણ રાહ જોતી હશે માટે અચ્યુતં, કેશવં, કરૂં છું.

" રમતારામ "

## માસિકોના કેટલાક ખાસ લેખોનો સાર.

(જે માસિક કયા મહીનાનું છે તે જણાવ્યું નહીં હોય તે ગયા સપ્ટેંબર માસનું છે એમ સમજવું)

### અંગ્રેજી.

**ટોકીયોની યુનીવર્સીટી**–ઉપરના " હીંદુસ્તાન રીવ્યુ " ( અલ્હાબાદ )માંના લેખમાં ડૉ. ચાર્લ્સ એફ. સ્વીગ એલ. એલ. ડી. કહે છે કે ૧૮૮૯ માં તેની શરૂઆત થઈ તે પછી તે તથા ક્યોટોની યુનીવર્સીટીએ જાપાનના આશરે દશ હજાર ઉંચા અમલદારો પુરા પાડ્યા છે. તે શિક્ષણ તથા શોધ ( રીસર્ચ ) એવાં બે કામ કરે છે. તેનાં ૫૦ ઉપર માળનો છે. જાપાનીઝો નકલ કરનારા આબાદ છે. તેઓએ આ યુનીવર્સીટી માટે બર્લીન તથા લીપઝીગની યુનીવર્સીટીઓની નકલ કરી છે. જે (યુરોપનો કે અમેરીકાનો) દેશ જે બાબતમાં ઉત્તમ હોય તે પસંદ કરી તેની તેઓ નકલ કરે છે. તે યુનીવર્સીટીના પ્રોફેસરોની સંખ્યા ૧૨૨ છે પણ તેમને પગાર બહુ ટુંકા છે. જાપાનમાં સરકારમાં ઉંચા અમલદારોના પગાર બહુજ નાના છે. પ્રોફેસરોને પણ ફક્ત ૧ થી ૨ હજાર ડોલર દર વરસે મળે છે. જાપાનીઝો ગોખણીયા જબરા છે, તેથી તેમનામાં વિચારક શક્તિની અત્યંત ન્યુનતા છે. તેઓ પારકાના ઉત્તમ ગ્રંથોની માત્ર પરીક્ષા કરીને તેની નકલ, તેનો સ્વીકાર કરી જાણે છે. આ તેમની વિલક્ષણતા છે, પછી તેને વિશેષતા કહો કે ન્યૂનતા કહો. અને એ પ્રસિદ્ધ છે કે જાપાનમાં હજી એક પણ મહાન્ વિચારક (થીંકર) થયો નથી. ચકીયાતી કેળવણીમાં જાપાનીઝોને

ચીનાઇ સાહિત્ય શીખવવામાં આવે છે, જે ઠીક કરતાં બહુ ઉતરતા પ્રકારનું છે. તેથી પણ તેમની વિચાર શકિત કુંઠિત થઈ જાય છે. તેમાં તત્વ બહુ ઓછું છે. ચીનાઇ ભાષાના અક્ષરો અંગ્રેજી કે બાળબોધ જેવા નથી. દરેક શબ્દ તેના અર્થ પ્રમાણે ખાસ રીતે લખાય છે: સેથી તે લખતાં શીખતાંજ ડુચો નીકળી જાય છે! એવા ૫૦ હજાર શબ્દો શીખતાં દમ આખર થઇ જવાય છે. ત્યાં બીજી ખુબી એ છે કે, સરકાર તરફથી કોઇ પણ ધાર્મિક શિક્ષણ આપવાની મનાઇ છે. પ્રોફેસરો પોતે ઘણું ખરું અજ્ઞેયવાદી ( એગ્નોસ્ટીક, મીલ અને સ્પેન્સરના મતના ) છે. એક વખત એક વર્તમાનપત્રે ૩ શાળાઓના વિદ્યાર્થીઓને તેઓ કયા ધર્મના પક્ષપાતી હતા તે પૂછ્યું. ૪૦૭ જવાબોનું પૃથક્કરણ આ પ્રમાણે આવ્યું:—કૉન્ફુશીયન ( પ્રાચીનતમ ચીનાઇ ધમ ) ૧; શીન્ટો ( પ્રાચીનતમ જાપાનીઝ ) ૧; ક્રીસ્તી ૪; બૌધ્ધ ૧૫; નાસ્તિક ૬૦; અજ્ઞેયવાદી ૨૮૨; ખાસ મત આપવા ના પાડનારા ૪૬; જાપાનીઝ વિદ્યાર્થીઓનાં લક્ષણ એ છે કે તેઓ મહા ઉદ્યોગી તથા ઉચ્ચાભિલાષી છે; પરંતુ ગોખણીયા છે. જાપાનમાં શિક્ષણ સંબંધી સૌથી મોટી સત્તા સગાન કુકુઝાવા ગણાય છે. તે પોતે કોઇ ધર્મ માનતો નથી. છતાં કોઇ ધર્મ લોકો માટે જરૂરી છે, એમ સ્વીકારે છે. તે કહે છે કે જેમ ચા જરૂરી છે તેમ ધર્મ જરૂરી છે! સાંપ્રત જાપાનનો પિતા પ્રીન્સ ઇટો તો કહે છે કે ધર્મ તો વહેમ છે; માટે જરૂર ધર્મની નહીં પણ સાયન્સના જ્ઞાનની છે! ધર્મનાં યથાર્થ જ્ઞાનનાં અભાવનુંજ આવી ટિકા પરિણામ છે એ સ્પષ્ટ છે. બેશક તેની ટિકા પ્રચલિત ધર્મોને ઘણે અંશે લાગુ પડે છે. ટોકીયો યુનીવર્સીટીની સાથે વિદ્યાર્થીઓને રહેવા હોસ્ટેલો પણ છે. તે જાપાનમાં બીજાં મકાનો પેઠે ધર્તિકંપના ભયને લીધે લાકડાંની હલકી બાંધેલી છે. ફકત ૬।। હજાર ડોલરની ૧ હોસ્ટેલમાં ૩૦ વિદ્યાર્થીઓ રહી શકે છે.

**અમેરીકનો અને મહેનત**—અમેરીકનો હીંદીની દ્રષ્ટિએ કેવા દેખાય છે? એ મથાળા હેઠળ સંત નિહાલસિંહ **"હીંદુસ્તાન રીવ્યુ"** માં ૧૩ મો લેખ લખે છે. તેઓ કહે છે કે અમેરીકનોને હવે ક્રીસ્તી ધર્મ પર કે પાદરીઓ પર વિશ્વાસ રહ્યો નથી. અમેરીકન હવે માત્ર પ્રકૃતિ પૂજક તથા ધન ભકત બની ગયા છે. તેને ઉંઘમાં પણ ગોલ્ડ ડૉલરનાંજ સ્વપ્ન આવે છે. સુતાં સુધી તે કામજ કરે છે. અમેરીકન વેપારી સવારના ધંધાના કાગળ વાંચતા વાંચતાજ જોડા પાલીસ કરાવે ને નખ ઉતરાવે છે. હજામત કરાવતાં પણ પત્રો લખાવે છે, ને બપોરના નાસ્તો કરતાં કરતાંજ અમલદારો અને છાપાના રીપોર્ટરો જોડે વાત કરી લે છે. ને મોટરકાર પણ ધીમી લાગે છે! કેન્વાસર પણ દીવસના વરદી મેળવી રાતનાજ ટ્રેનમાં ઉંઘે છે. એમ બેવડું કામ એક વખતમાં કરે છે. ને કામ નથી કરતા ત્યારે બસ મઝા મારે છે, બીજું કાંઇજ કરતા નથી. ઘણી સ્ત્રીઓ એટલું હદ બહાર નાચે છે કે 'બોલ' ને અંતે અત્યંત નાચના થાકથી મરણ પામે છે. નું ઉડાવવામાં પણ અહીંના દક્ષિણીઓ તથા પ્રભુઓથી તેઓ ઓછા ઘેલા નથી, કે ઓછા ખર્ચાળુ નથી. ૧૭૭૬ ની તા. ૪ થી જુલાઈએ અમેરીકા ઇંગ્લંડથી સ્વતંત્ર થયું. તે દીવસ તેઓ મહાપર્વ તરીકે પાળે છે. તેની ખુશાલીમાં તે દીવસે યુનાઇટેડ સ્ટેટસના લોકો રૂ. ૬૦ લાખનું દારૂખાનું ફોડી ધુમાડો કરે છે. હવાઇઓ તથા બત્તીઓનો ખર્ચ જુદો. આ દીવાના દેશાભિમાનને અંગે દારૂખાનાની ફડાકણમાં ગયે વરસે ૫૬ જણ બળી મૂવા, ૧૯૯૯ ને ઇજા થઇ, અને રૂ. ૮।। લાખની કીમ્મતની ચીજો તથા ઘરોને આગ લાગીને બળી ગઇ!

**ગૌતમ બુધ્ધનાં અવશેષો**—ની શોધ ખોળ કરતા જે ખોદકામ ગોરખપુર જીલ્લાના કાશીયા ગામ પાસે હાલમાં સરકારનાં પ્રાચીન વસ્તુશાસ્ત્ર ખાતાં તરફથી થયું છે, તે સંબંધી એક લેખ ગત ભાદ્રપદના **"વૈદિક મેગેઝીન"** ( હરિદ્વાર ગુરૂકુલની માસિક મુખ પત્રિકા ) માં જોવામાં આવે છે. બૌદ્ધ શાસ્ત્રાનુસાર મોલ્લ રાજાના કુશીનગર ખાતે બુદ્ધ ભગવાન પરિનિર્વાણને પ્રાપ્ત થયા. કપિલવસ્તુ, વૈશાલી આદિ ૭ દેશાંતરોના રાજાએએ તે મહાપુરૂષના શબની પવિત્ર ભસ્મ સારૂ માંગણી કરી પણ એ અમૂલ્ય વસ્તુની રજ પણ મોલ્લ રાજાએ આપવા ના પાડી! આથી રાખ સારૂ યુદ્ધની તૈયારી રાજાઓ કરવા લાગ્યા! રાખ જેવી ચીજ સારૂ લડાઈ કરવાની મૂર્ખતા પ્રતિ એક દ્રોણ નામક વિદ્વાન્ બ્રાહ્મણે રાજાઓને ઉપદેશ કર્યો.

અને આઠ રાજાઓએ રાખના ૮ હીસ્સા વહેંચી લીધા. મૌર્ય રાજા છેલ્લો આવ્યો તેને ભાગે કોલસા આવ્યા; દ્રોણને રાખનું ખાલી થયલું મટકું મળ્યું તેથી પણ તેણે સૌથી રાજી હોવાથી ગર્વિત માની. આ આઠ રાખનાં વિભાગ પ્રમાણે તેનાં આશ્રમ તરીકે ૮ સ્તુપો બંધાયા. બૌદ્ધ ધર્મનો પ્રચાર કરનાર અશોકે ૮ માંથી ૭ સ્તુપોની નીચેની રાખ ખોદાવી કાઢીને તે ૬ ના ૮૪,૦૦૦ વિભાગ કર્યા અને તે દુરદુર દેશદેશાંતર પોતાના ઉપદેશકો સાથે મોકલ્યા જેનું રક્ષણ કરવા તે દરેક સ્થળે સ્તુપો ચણાયા. ૮૪૦૦૦ માં ભાગ તો કચ્ચર જેટલો પણ ભાગ્યે હશે. પરંતુ શ્રદ્ધા તથા પૂજ્યબુદ્ધિ ચક્ષુ આગળ સ્મારક તરીકે કામ આવે છે. કુશીનગર ( સાંપ્રત કશીયા ) તે સ્તુપોનાં સ્થળમાં મુખ્ય હતું. એ નગરનું સંપૂર્ણ વર્ણન સેંકડો વર્ષ ઉપર અત્રે આવેલા પ્રખ્યાત ચીનાઈ મુસાફરો ફાહીએન અને હુએન ત્સંગે આપ્યું હતું તેને આધારેજ અહીં ખોદ કામ થયું હતું, અને તે મુસાફરો કહેતા હતા તેમ જ્યારેજ ખોદકામ કરતાં બુદ્ધની ૧૦॥ ફુટ લાંબી કાળાં આરસની મૂર્તિ મળી આવી હતી ! ( ઇ. સ. ૧૮૭૭ ); ૧૯૦૪–૫–૬ માં વધુ ખોદ કામ થતાં, અનેક સીક્કાઓ, કીમતી પત્થરો વગેરે મળી આવ્યાં હતાં. સીક્કાપર શ્રી રાજા કુમાર ગુપ્તનું નામ હતું. અને ગુપ્ત રાજાઓના કાળની લિપિમાંજ તે પર લખાણ હતું. આથી તે સ્તુપ ૫ મી સદીમાં બંધાયાનું અનુમાન થયું. વળી એક તાંબાનો ઘડો પણ જડ્યો હતો. તેની અંદર તાંબાની નળી હતી. તે નળીમાં વળી રૂપાની, અને તેમાં ત્રીજી સોનાની નળી હતી, અને તેમાં ધુળ જેવું કાંઈ હતું ! આજ બુદ્ધની તપરાની ભસ્મ માનવામાં આવે છે. રસાયણિક પૃથક્કરણ સારૂ તે સરકારી રસાયણશાસ્ત્રી ઉપર મોકલવામાં આવી છે. એક તામ્ર લેખ પણ જડ્યો છે, અને તેના પર ચડેલો કાટ સંભાળથી કાઢી નાંખવા પછી તે ઉકેલવામાં આવેતાં ઇતિહાસના બૌદ્ધ ભાગ ઉપર ઘણો નવીન પ્રકાશ પડવાનો દરેક સંભવ છે. લેખક મી. ગંગા પ્રસાદ એમ. એ. કહે છે કે મેં આ શોધ ખોળો જોઇ છે તે પરથી પ્રાચીન કુશીનગર તેજ આ કશીયા છે એ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

**દશ અવતારો તથા પરશુરામના સંબંધમાં મી. તેલંગના વિચારો**—સેંટ્રલ હીંદુ કોલેજ મેગેઝીનના ગતાંકમાં જોવામાં આવે છે. મનાતા ૧૦ ઇશ્વરાવતારોના હેતુઓનો સાર આપી તેઓ કહે છે કે "હું તે અવતારો ઐતિહાસિક માનું છું પણ તે સાથે આલંકારિક પણ માનુંછું અને તે બે પરસ્પર વિરૂધ લાગવા છતાં તેની એક વાક્યતા કેમ કરવી તે એક જુદો સવાલ છે જેનો ઉત્તર મેં અન્યત્ર આપ્યો છે." પરશુરામ અવતાર હોય તો તેણે પૃથ્વીને ૨૧ વાર નક્ષત્રી કરી એ વાત તેનાં ઇશ્વરત્વમાં બાધાકારક હોવાથી માર્યના સમાજના પ્રમુખના થીઓસોફીસ્ટ પુત્ર આ લેખમાં તેનો એવો અર્થ કરે છે કે "૨૧ ને માટે ગ્રંથોમાં त्रिसप्तकृत्वा શબ્દ વાપર્યો છે. તે અર્થ સૂચક છે. ક્ષત્રિયો સ્વચ્છંદી થઇ ગયા હતા. તેથી તેમને ત્રણ રીતે અર્થાત તેમનાં પ્રાકૃતિક, આત્મિક તથા માનસિક ( physical, astral and mental, ) શરીરોના સંબંધમાં સાત (૭ × ૩=૨૧ ) વાર ક્ષત્રિયત્વની વિદ્યાનું શિક્ષણ આપ્યું : એજ અર્થ મને વાસ્તવિક લાગે છે " એ અર્થ કબુલ થવો ઘણો અઘરો છે તે હું સમજું છું–પણ તેની ઇચ્છા આંકવી હોય તે આ છે. ક્ષત્રિયોને શીખવવામાં પરશુરામ ઇશ્વરાવતાર ફતેહમંદ ન થયા તેથી રામચંદ્ર થયા જેઓ સત્ય ક્ષત્રિયત્વના નમુના રૂપ હતા " ઇત્યાદિ. રામ અને પરશુરામ એકજ વખતના હતા, અને બન્નેએ યુદ્ધ કરેલું એવી વાર્તા રામાયણમાં છે તેજ વાત મી. તેલંગની ' થીયરીને ખોટી પાડવા પુરતી છે. વળી પરશુરામજી નિષ્ફળ થયા એમ તેઓ સ્વીકારે છે તે ઇશ્વરાવતાર વાદનું અર્ધું ખંડન કરવા બરોબર લાગે છે.

**અમેરીકામાં એક પરમાર્થી હીંદી સોસાઇટી**—ને યુનાઇટેડ સ્ટેટસમાં મીશીગન પ્રાંતનાં મુખ્ય નગર ડેટ્રોઇટ ( જેની વસ્તી લગ ભગ ૧૧ લાખની છે ) નગરની ઇંડીયા સોસાઇટી છે એમ મોડર્ન રીવ્યુ ( કલકત્તા ) માં મીસ મેરી ડેસ્ટનના લેખ પરથી પ્રતીત થાય છે. મીશીગન યુનીવર્સીટીના હીંદુ વિદ્યાર્થીઓએ આ સોસાઇટી સ્થાપી છે. 'સત્ય' ના ગતાંકમાં કહેલ અને હાલ આ દેશમાં હરભજ સન્યાસીના વેશમાં ફરતા વેદાંતી મતના અમેરીકન બેરીસ્ટર મી. કેરા પેરા નર્મદા ઉપર ડેટ્રોઇટ આવ્યા હતા તેમની પ્રે-

ણાથી આ સોસાઇટીને બહુ સહાયતા મળી હતી. હીંદી વિદ્યાર્થીઓ ઉપરાંત મીસ મોડ, તથા બીજા અમેરીકન સ્ત્રી પુરૂષો "ઇંડીયા સોસાઈટીના" સભાસદ તથા હિતૈષી થયા છે તે મંડળનો હેતુ અમેરીકામાં હીંદીઓને કેળવણીને ઉત્તેજન આપવાનો છે. અમેરીકા આવતા હીંદી વિદ્યાર્થીઓને તે સભા યથાશક્તિ ધન, સલાહ વગેરેની સહાયતા આપે છે. મીસ મોડ કહે છે કે, અમેરીકનો હીંદીઓને ચહાય છે પણ હબશીઓ સાથે તેઓ ભેળાઇ ન જાય તે સારૂ પાઘડી પહેરવી !

**શંકરાચાર્ય તે કયા ?**–એ સંબંધી એક નાનો પણ કાંઇક વિચિત્ર લેખ, થીઓસોફીકલ સોસાઇટીના માજી ઉપપ્રમુખ, મદ્રાસના વિદ્વાન ડૉ. સર સુબ્રહ્મણ્ય આયર ગયા ઓગસ્ટના **ઇંડીયન રીવ્યુ**માં લખે છે. તેઓ કહે છે કે ત્રણ મહાત્માઓ જગતમાં ઉધ્ધાર કરવા એક પછી એક આવ્યા, ગૌતમ, બુદ્ધિ તરીકે, કુમાર શંકર રૂપે; અને મહર્ષિ મૈત્રેય ગોપેશ્વર કૃષ્ણના રૂપમાં. આ વાત હું ( થીઓસોફીકલ ) સોસાયટીના ગુરૂઓ ( મહાત્માઓ ) ના આધારથી કહું છું. તેમની શોધોમાં મને સંપૂર્ણ યકીન છે. મુક્તિ સારૂ બ્રાહ્મણ *જન્મવું* જોઇએ, એવા સાંકડા વિચારનું ખંડન બુદ્ધે કીધું. તે પછી શંકર થયા. મારૂં કહેવું એ છે કે તેમનો ( ઇશ્વરનો લેખક કહેવા માગે છે એમ અનુમાન થાય છે ) ઉચ્ચ દરજ્જો જોતાં તેણે વેદાંત સૂત્ર ઉપર ભાષ્ય લખ્યું હોય એ અસંભવિત છે ! તેઓએ તો માત્ર ઉપદેશ કર્યો હતો, જેની જાદુઇ અસર થઇ હતી. પોતેજ જે શીખવે તેના અક્ષર અક્ષર પર પોતેજ ભાષ્ય લખે એ અસંભવિત છે. શંકર કરીને કોઈ ભાષ્યકાર થયો હશે, પરંતુ તે તેજ નામના મહાન ગુરૂની પછી થયલો હોવો જોઇએ. ભાષ્યકાર શંકરના ગુરૂ ગોવિંદના ગુરૂ ગૌડપાદાચાર્યે માંડૂક્ય ઉપનિષદ પર લખેલી કારિકા ઉપર શંકરે ભાષ્ય લખ્યું છે. બૌદ્ધ દાર્શનિક નાગાર્જુન જે ઇ. સ. ની ૨ જી ૩ જી સદીની મધ્યમાં થઇ ગયો તેના ૪૦૦ વર્ષ પછી ગૌડપાદ થઈ ગયો તે નકકી છે. હવે નાગાર્જુનના લેખોનો ગૌડપાદે ઉપયોગ કર્યો છે, અને તેના શબ્દો પણ વાપર્યા છે. પરંતુ તે વાતથી તો એજ સિદ્ધ થાય છે કે શંકરાચાર્ય છેક ઈ. સ. ની સાતમી સદીમાં થઈ ગયા છે. તે પૂર્વે થઇ ગયલા માનો અને વેદાંત પ્રચારક તથા ભાષ્યકાર એવા બે શંકરો માનો તોજ સર સુબ્રહ્મણ્યની દલીલમાં વજન છે. પરંતુ તે તો મૂલજ સિદ્ધ કરવાનું છે. લેખના અંતમાં તેઓ પોતે કહે છે કે "હું તો માત્ર સુચના કરૂં છું." મહાત્માઓનાં કથન માત્ર કરતાં ભાષ્યકાર ઉપરાંત બીજા શંકરનાં અસ્તિત્વ માટે પ્રજાને વધારે સંગીન સાબીતીઓ જોઇએ છે. મહાત્માનેજ જેઓ ન માને તેઓ તેમની વાતને પણ કેમ માને ?

**ચીનમાં ૧૧ મી સદીમાં પ્રાચીન આર્ય–ચોલ રાજાના પ્રતિનિધિઓ**—ગયા હતા. તે સંબંધી વિદ્વત્તાયુક્ત વીગતો આપનારો લેખ કલકત્તાની "નેશનલ કોલેજની" મુખ પત્રિકા, ડૉન ( અર્થ પ્રભાત)ના ગત ( સપ્ટેંબરના ) અંકમાં પ્રગટ થઇ છે. મી. હરણચંદ્ર ચકલદર એમ. એ. પ્રાચીન આર્યોએ કરેલાં સમુદ્રગમનની લેખ માલાના આ મણકામાં કહે છે કે ઇ. સ. ની ૧૩ મી સદીમાં ચીનના પરદેશી વેપારખાતાના ઇન્સ્પેક્ટર ચાઉ–જાન–કુવાએ લખેલાં ચુન્–ફાન–ચીહ ( અર્થઃ–પરદેશી રાષ્ટ્રોનું વૃત્તાંત ) નામક પુસ્તકમાં લખ્યું છે કે, ચીનના રાજાની મુલાકાત લેવા ઇ. સ. ૧૦૧૫ માં ચોલ દેશના લોકો આવ્યા હતા. મહારાજાએ પૂછ્યું કે તમે કેમ આવ્યા ? તેઓએ ઉત્તર આપ્યો કે "ચીનાઇ સીવીલીઝેશનની પ્રશંસા કરવા"–ચીનાઈ દ્વિભાષી ( દુભાશીયા ) એએ તેમ રાજાને કહ્યું. તેઓએ બાદ ચીનાઇ મેહમાનગીરી ચાખી. ઈ. સ. ૧૦૭૭ માં વળી ચોલ દેશથી ૭૩ હીંદુ પ્રતિનિધિઓ ચીનના રાજાને મળવા આવ્યા. ચીનાઈ ગ્રંથ સુગ–શીહમાં તે સંબંધી આપેલાં વર્ણનનો "જર્નલ ઓફ ધી રોયલ એશીયાટીક સોસાઈટીના ( ૧૮૯૬ ) માસિકમાં ડૉ. હર્થ આ પ્રમાણે તરજુમો કરે છેઃ–૧૦૩૩ માં ચોલ દેશથી આવેલ દુતમંડલ મોકલનાર રાજા શ્રીરાજઇંદ્ર ચોલ ( ૧૦૧૮ થી ૧૦૩૫ સુધી રાજ્ય કર્યું ) હતો. ૧૦૭૭ માં દુતમંડલ મોકલનાર દેવકુલ હતા ( ૧૦૭૦ થી ૧૧૧૮ સુધી રાજ્ય કર્યું ); ચીનાઇ રાજાને આર્ય રાજાએ કીનખાબ, કાચ, કપૂર, હાથીદાંત, હીંગ, ગીંગડા વગેરેની ભેટ મોકલી હતી. બદલામાં ચીનાઇ બાદશાહે ૭૨ દુતોને ૮૧,૮૦૦ ત્રાંબાની ધાતુની દોરીઓ ( દરેકની કીમ્મત ૧ ડોલર થતી ) અર્પણ કરી હતી. પ્રાચીનકાળમાંજ નહીં પરંતુ આજથી માત્ર ૮૦૦ વર્ષ ઉપર દુરદુર દેશો પર્યંત આર્યજનો સમુદ્રની પાર જતા તેનું આ

જેવું તેનું પ્રમાણ નથી. ચોલ રાજાઓ તો સમુદ્ર ગમન માટે પ્રખ્યાત હતા. છેક પેગુ પર્યંત તેઓ છતતા છતતા ગયા હતા. કોરોમંડલનો મદ્રાસ તરફનો કીનારો તે ચોલમંડલ શબ્દનોજ અપભ્રંશ છે.

**રામકૃષ્ણનાં બોધન વચનો**—અકબર બાદશાહના વખતમાં દીલ્હીની સમીપ વનમાં રહેતા એક ફકી રને અભ્યાગતોનો સત્કાર કરવા ધન ન હોવાથી તેની યાચના કરવા અકબર પાસે ગયો. અકબર તે વખતે નીમાઝ પડતો હતો અને પ્રાર્થના કરતો હતો કે ' ઈશ્વર મને વધુ દોલત, વધુ દેશ, વધુ સત્તા અર્પણ કર ! " આ સાંભળી ફકીર તો ચાલતોજ થયો. અકબરે તેને અટકાવી જવાનું કારણ પૂછ્યું. ફકીરે કહ્યું કે હું તો તમારી પાસે ધનની ભીખ માંગવા આવ્યો હતો. પણ જ્યારે તમે પોતેજ તેની ભીખ પ્રભુ પાસે માગો છો તો ભીખારી પાસે શી ભીખ માંગવી ? ૨-જમવા પહેલાં પુષ્કળ ઘોંઘાટ હોય છે. પણ પાટલા માંડીને જમવાનું શરૂ થતાં શાંતિ થઈ જાય છે. અને માત્ર કઢી પીરસાતાં સબડકાનો અવાજ સંભળાય છે. તેમજ ઈશ્વર પ્રાપ્તિમાં છે. તે પ્રાપ્ત નથી કીધો ત્યાં સુધીજ તકરાર છે. સમાધિ થતાં શાંતિ થાય છે. તે વખતે જરા પણ ઘોંઘાટ નથી-પ્રબુદ્ધ ભારત.

**રાજા વિરૂદ્ધ પ્રજાસત્તાક રાજ્યનો પ્રેસીડંટ**—એ વિષય ઉપરના " લંડન મેગેઝીન " નામના માસિકમાં પોતાના લેખમાં મી. આર્નલ્ડ વ્હાઇટ ઉભયના લાભાલાભની તુલના કરીને, ત્રાજવાનું પાસું રાજાની તરફેણમાં નમાવે છે. રાજાથી દેશને, તેના કહેવા પ્રમાણે, નીચલા વિશેષ લાભો છે—પરદેશોમાં રાજા તરફના એલચીઓની પ્રજા સત્તાક રાજ્યોના એલચીઓ કરતાં આંટ-પ્રતિષ્ઠા અદ્રશ્યરીતે કાંઈક વધુ રહે છે. (૨) જો રાજ્યકારોબાર સરખો સારો હોય તો પ્રજાસત્તાક રાજ્ય કરતાં રાજાવાળાં રાજ્યના લશ્કરીઓ રાજાને પ્રેસીડંટ કરતાં સ્વાભાવિક રીતે વધારે વફાદાર હોય છે, કારણ કે પ્રેસીડંટ એક ચલાયમાન, આજે છે ને કાલે નહીં એવી ચીજ છે, જ્યારે રાજા તો ઐતિહાસિક પ્રતિષ્ઠા તથા નિશ્ચલતા ધરાવનાર પદવીધર છે. (૩) રાજાઓની જ્ઞાતિની સ્ત્રીઓની પ્રતિષ્ઠા તથા વજન રીપબ્લીકન ઉચ્ચાધિકારીઓની સ્ત્રીઓ કરતાં હમેશાં અન્ય સ્ત્રીપુરૂષો સન્મુખ બહુજ વધારે પડે છે, ( આ તો રાજાની દૃષ્ટિથી લાભ થયો, પ્રજાની દૃષ્ટિથી નહીં ! ) મી. વ્હાઇટ ટિકા કરે છે કે, જ્યારે ફેંચ કાફલો રશીયાના ક્રાન્સટાટ બંદરની મુલાકાતે ગયો ત્યારે ફ્રાન્સના પ્રેસીડંટ ફોરે વગર આનાકાનીએ, રશીયાના ઝાર તથા તેના મેંડલુક પીત્રાઇઓથી પોતે સાંસારિક ઉતરતી પંક્તિનો હોય એમ સ્વીકારી લઈને વર્તન કર્યું હતું. ( ૪ ) રાજાવાળા દેશના નૌકા ખાતામાં તાલીમ ( ડીસીપ્લીન ) બહુ સારી હોય છે કારણ કે રાજાનાં વચન ઉપર તથા સંબંધને લીધે, નૌકાખાતાંના અમલદારો ખુશીથી તાબામાં રહે છે. જે રાજ્યના તાબામાં એશીયાટીક પ્રજાઓ છે તે રાજ્યના તો પ્રેસીડંટ નહીં પણ રાજાઓજ હોવા જોઇએ, કારણ કે એશીયાટીકો માટે તો નિશ્ચલ પ્રાચીનવંશના રાજાનીજ આવશ્યકતા છે.

## ગુજરાતી માસિકો.

**પૂર્ણ આરોગ્યયુક્ત સો વર્ષનું આયુષ્ ભોગવવાનો ઉપાય**-" મહા કાલના " શ્રાવણના અંકમાં નીચે પ્રમાણે બતાવ્યો છે. તે અત્યંત સસ્તો છે. " જ્યાં સુધી મનુષ્યોએ જોડા અથવા વસ્ત્રો પહેરવા માંડયાં ન હતાં ત્યાં સુધી જ્યારે જ્યારે તેઓ હરતા ફરતા, અને રાત્રિએ સુઇ રહેતા ત્યારે ત્યારે બને સમયે તેમને પૃથ્વીનો નિરંતર સાક્ષાત્ સંબંધ રહેતો-તેઓનું શરીર સર્વદા પૃથ્વીને સાક્ષાત્ અડેલું રહેતું. પૂર્વે પૃથ્વી સાથેના આ સાક્ષાત્ સંબંધમાં કોઇ પ્રકારે કશો પ્રતિબંધ નાંખવામાં આવતો ન હતો. એ સ્થળે એક પ્રસંગે કેટલાક રોગીઓ નરમ લીલા ઘાસ ઉપર પહેરણ કે બંડી સરખી પહેર્યા વિના **કેવળ નગ્ન સ્થિતિમાં**, ગોદડાં ઓઢીને આખી રાત્રી સુઇ રહ્યા. રાત્રિએ નિદ્રામાં પૃથ્વીના સંબંધની તેમના શરીર ઉપર જે ચમત્કારિક અસર થઇ, તેથી તેઓ ખુશ ખુશ થઇ ગયા. જો રોગોને મટાડવાને માટે રાત્રે પૃથ્વી ઉપર સુવાનો તથા ઉંઘવાનો રિવાજ એક વાર પાછો લોકો પાડે તો સઘળા વ્યાધિઓનો અને તેમાં પણ જ્ઞાનતંતુની દુર્બલતાના સર્વે વ્યાધિઓનો બળ સમૂલ નાશ પામે છે. " ! ભય પણ નાશ પામે તો વ્યાધિની તો વાતજ શી ?

**વિલક્ષણ દરદો-કોણ ખુલાસો કરશે ?**—" સયાજી "ના ' વૈદ્યકલ્પતરૂ " માં-કચ્છ મુંદ્રા-

ના એક વૈદ્ય નીચલા પાંચ વિલક્ષણ દરદીનાં દરદ વર્ણવે છે:-૧-પુરૂષ ઉમર વર્ષે ૩૮ નો છે. જ્ઞાતે મુસલમાન છે, તેને વર્ષ ૧॥ દોઢ થયું એવું દરદ લાગુ પડેલ છે કે, દર શુક્રવારે મધ્યાહ્ને સમયે બરોબર બાર વાગેથી ઝાડા તથા ઉલટી ચાલુ થાય છે. તે શુક્ર, શની રવી, અને સોમવારના મધ્યાહ્નને બંધ થાય છે, અને સોમવારના મધ્યાહ્ન પછી મંગળ, બુધ, ગુરૂ, અને શુક્રવારના બાર વાગ્યા સુધી કંઇ નહિ, અને પછી પાછા ઉપલાજ ઉપદ્રવો ચાલુ થાય છે. તાત્પર્ય કે, સાડાત્રણ દિવસ આરામ અને સાડાત્રણ દિવસ વ્યાધી. સદરહુ દરદી શરીરે મજબુત છે. તેને દરદ શું હશે? ૨. ઓરત વર્ષ ૩૦ ની છે. જ્ઞાતે બ્રાહ્મણ છે. તેને મૃતવધ્યા (મૃતવત્સા) દોષ છે. પણ જ્યારે રૂતુવતી થાય અને ત્રીજે દિવસે સ્નાન કરે ત્યારે સ્વીવાર હોય. છોકરો જન્મે ત્યારે પણ સ્વીવાર હોય, ને સદરહુ છોકરૂં મરે ત્યારે પણ સ્વીવાર જ હોય છે. ૩. સ્ત્રી ઉમર વર્ષ ૨૨ ની, જ્ઞાતે વૈશ્ય, તેને પ્રથમ છોકરી, પછી વાંદરૂં, સર્પ! (વાત ખરી તેની શી સાબીતી?-તંત્રી 'સત્ય') તે માત્ર દોઢ કલાક સુધી જીવતાં હતાં. ૪. સ્રી, ઉમર વર્ષ ૪૫ ની, જ્ઞાતે વૈશ્ય છે, જેને સ્તનમાં દુધ, શરીર પુષ્ટ, પેટ અને કુલ્લા ઉપર જરા સોજ, મુખમુદ્રા તેજસ્વી, પેટ પણ મોટું; તેમ તે વિધવા છે, ઘણા તબીબો કહે છે કે, તેને અવશ્ય ગર્ભ છે. એ ચિન્હ બરાબર ગર્ભીણી જેવાંજ દર્શાય છે; એને ખાનગી રીતે ઘણીજ પૂછપરછ કરી, ઘણીજ દબાવી, પણ સદરહુ બાઇ શીયલથી ખચ્ચીત ચુકી નથી. પછી મારી ખાત્રી થવા માટે તેણીને સુવાડી. ને ક્લોરોફોર્મ નાના ડોઝમાં આપ્યો કે પેટ સપાટ બની ગયું ને તેનો નીશો ઉતરી જતાં ફરીને ગર્ભનાં ચીન્હ દેખાવા લાગ્યાં. ૫-સ્ત્રી, ઉમર વર્ષ ૧૭, જ્ઞાતિ ક્ષત્રી, પણ વીધવા છે; તેને એક બાલક જન્મ્યું જેના શરીરમાં હાડકાં બીલકુલ નહિજ હોતાં; હાથ, પગ, માથું, નાક, આંખ આંગળા, દરેક અવયવ હતું અને જીવતું હતું, તેને ખેંચવાથી લાંબુ થતું હતું તે જનમ્યા પછી બે કલાકે મરણ પામ્યું.

**યુનીવર્સીટી માટે યોગ્ય શબ્દ કિયો?**-એ મથાળાં હેઠળ અને એ પ્રશ્નનો નિર્ણય કરવા રા. નરસિંહરાવ ભોળાનાથે ૨ આખાં પાનાંનો એક લેખ ગયા અષાઢના (છેલ્લા) અંકમાં લખ્યો છે. આ મહાન્ વિષયનાં વિદ્વત્તાયુક્ત પ્રતિપાદનના અંતમાં વિદ્વાન લેખક એવા સાર ઉપર આવે છે કે "વિશ્વવિદ્યાલય" ને બદલે "રા. કેશવલાલ ધ્રુવે યોજેલો શારદાપીઠ શબ્દ બહુ સુશ્લિષ્ટ અને સુઘટિત જણાય છે. માટે સાક્ષરવર્ગની સમક્ષ એ શબ્દની ભલામણ પૂર્ણ આગ્રહથી હું કરૂં છું." જો દરેક અંગ્રેજી શબ્દ માટે ગુજરાતી શબ્દ વાપરવાના સંબંધમાં આટલી વિદ્વત્તા તથા આટલાં પાનાં રોકવાં પડે તો ગુજરાતના વિદ્વાનોને બીજું કાંઇ લખવા પુરતા કોરા કાગળ રહે કે નહીં તે એક પ્રશ્ન છે.

## હાસ્યજનક, વિચિત્ર તથા અદ્દ્ભુત સમાચારો.

**ત્રણસો કન્યાઓનાં માગાં!**—ન્યુ યૉર્કની સૌથી ધનાઢ્ય વિધવા સ્ત્રી મીસીસ ગ્રીનના પુત્ર કર્નલ ગ્રીનના સંબંધમાં ત્યાંના પત્રોમાં જાહેર થયું છે કે, તેનાં લગ્ન ન કરવાની તેણે પોતાની માતાને આપેલી મુદ્દત થોડા માસમાં ખલાસ થાય છે. લગભગ ૨૦ વર્ષ ઉપર ૨૧ વર્ષની ઉમરે પુત્રે માતાને વચન આપ્યું હતું-કોણ જાણે શા કારણસર આપ્યું હતું-કે હું વીસ વર્ષ સુધી પરણીશ નહીં! અહીંની માતા તો આવું વચન લેવાને બદલે પુત્ર તેવી પ્રતિજ્ઞા લે તો વખતે આત્મઘાત કરે, અને આત્મઘાત ન કરે તો જલ્દી તો જરૂર મરી જાય! વીસ વર્ષની મુદત ખલાસ થવા આવવાથી તેના ઉપર, અમેરિકા, ઇંગ્લંડ વગેરે દુન્યાના અનેક ભાગોમાંથી એક બે નહીં પણ ૩૦૦ પોતાનું હૃદય અને હાથ તેને અર્પણ કરવાનાં માગાં કર્યાં છે? કર્નલ ગ્રીનની માતા ૭૬ વર્ષની છે અને હવે વાનપ્રસ્થ થઇ છે જેથી કરોડોની દોલતનો

વહીવટ કરનાર પુત્ર થશે. એક આખી રેલ્વેનો તે માલીક છે. કર્નલ કહે છે કે " ૪૬ વર્ષની મારી હાલની ઉમર બરોબર લગ્ન કરવા યોગ્યની છે! ભવિષ્યથી મીસીસ ગ્રીન હજી મેં નિશ્ચિત કીધી નથી પરંતુ જે ધન સારૂ નહીં પણ મારા સારૂજ મને વરશે તેનેજ પરણીશ." પણ કર્નલ ગ્રીન તે કદાપિ કેવી રીતે પારખી કાઢી શકશે? તે એક પ્રસન છે. જો અમેરિકામાં "ગુજરાતી"નાં સિંહાવલોકનકારનો તેને ટેકો હોત તો ૩૦૦ એ ૩૦૦ ને પરણી નાખી સર્વેને સંતુષ્ટ કરત! પણ શું કરે ત્યાં " અમુક અંકુશ સહિતનાં " બહુ સ્ત્રીલગ્નની બંધી છે. કર્નલ ગ્રીનની પસંદગી ' સ્વયંવર ' ને બદલે ' સ્વયંકન્યા' કહી શકાય કે નહીં? એ ગુજરાતના સાક્ષરોએ નિશ્ચિત કરવું જોઇએ.

**બીલાડી સામે યુદ્ધ**—માખીઓ સામે અમેરિકામાં ચાલતા યુદ્ધ વિષે હમે ગતાંકમાં ખબર આપી ગયા છીયે. યુનાઇટેડ સ્ટેટસના કાન્સાસ પ્રાંતમાંથી બીલાડી સામે યુદ્ધ કરવાની ખબર મળી છે. બીલાડીની મુછ ને ચોગાયામાંથી ચીકાગોમાં કરેલા અવલોકન પરથી અનેક ખરાબ રોગોત્પાદક જંતુઓ મળ્યા હતા; અને તેથી પાળેલી લાડકી બીલાડીઓની ચુમી લેતાં શેઠાણીઓને સાવચેત રહેવા ભલામણ કરવામાં આવે છે. કારણ કે તેનાં જંતુ ચુંબન લેતાં વળગતાં તેને મરકી વગેરે રોગો લાગુ પડશે! મરકીના ઉપાય તરીકે ઉંદરોનો નાશ કરવા બીલાડી પાળવાની અગેના ડાક્ટરોએ ભલામણ કરી હતી. પણ રોગ કરતાં તેનો ઉતાર ખરાબ લાગે છે!

**ઉંદર બહાદુર**—ઉંદરોની વીયાવાની શક્તિનું માપ કાઢવા સારૂ પેરીસની પ્રયોગ શાળામાં તેના વડા કેપ્ટન બેનરમેને અખતરા કર્યાં હતા. પોતાના રીપોર્ટમાં તે કહે છે કે એક ઉંદર અને એક ઉંદરડી, બે મળીને ૧૬ માસમાં ૮૦૦ બચ્ચાંઓ પરંપરાથી ઉત્પન્ન કરી શકે છે, અને તેમાંનો પોણો ભાગ તો જીવતો રહે છે! આ જોતાં રોજ ૧૦૦૦-૨૦૦૦ ઉંદરો તંદુરસ્તી ખાતું મારે છે તે આકાશને થીંગડું કરવા જેવું લાગે છે!

**પોરવાડ ન્યાતનો નિબંધ જ્ઞાતિમાં રજુ થતાં ઢીલ કેમ થાય છે?**—શ્રી મુંબઈની સુરતી દશા પોરવાડ ન્યાતના નિબંધના સંબંધમાં ગતાંકમાં હમે કેટલુંક વિવેચન કર્યું છે. એ બીલના ખરડાંની પ્રસ્તાવનામાં લખ્યું છે કે " આષાઢ શુદ્ધ પૂર્ણિમા પછી જેમ બને તેમ જલ્દીથી તે પર વિચાર કરવાને ન્યાતનું સાંજનું બોલાવવામાં આવશે. " તેના સંબંધમાં ગતાંકમાં હમે ટિકા કરી હતી કે " પરંતુ શ્રાવણ ઉતરવા આવવા છતાં સાંજનું મળ્યું નથી તે તાસલંગ થઈ થઇ ચુકવાનું સૂચવે છે. " ઢીલનાં કારણના સંબંધમાં, એક ગૃહસ્થ હમને ખબર આપે છે કે " ઉક્ત પોરવાડ જ્ઞાતિના સજ્જનોની એક સભા અથવા મંડળ છે તેના એક મુખ્ય પદાધિકારીની પત્નીનાં સીમંતનો અવસર પાસે આવ્યો છે. નિબંધમાં અધરણીની ન્યાત બંધ કરવાની પણ દરખાસ્ત છે. અને તેથી એ ઉક્ત મહાશયનાં ધર્મપત્નીનાં સીમંતોન્નયન પૂર્વે આ ધારા પસાર થઇ જાય તો તેના પતિ અધરણીની ન્યાત જમાડવાનો લ્હાવો લેતાં અટકી જાય. તેથી તેઓ સીમંત પૂર્વે નિબંધ ન્યાતમાં આવે તો નિબંધની વિરૂદ્ધ થઇને બહુમત પોતા તરફ ખેંચી લાવી શકે એમ છે. એ કારણથીજ સુધારક જ્ઞાતિજનો વખત વિચારીને, સીમંત થઇ જવાની વાટ જુવે છે, કે જેથી કંટક વચમાંજ ન નડે!"

**પતિની ચુંબન કરવાની ફરજ વિષે સ્ત્રી મત!**—એક જુવાની અમેરીકન સ્ત્રીએ, તેનો પતિ લગ્ન થયાં પછી તેને ચુંબન કરતો નથી એ સબબસર છુટાછેડા મેળવવા

ફરીયાદી નોંધાવી છે. તે ખબર અનેક પત્રોમાં પ્રગટ થઈ છે. ચુંબન પતિએ કેટલી કરવી જોઈએ એ વિષય ઉપર, આ પ્રસંગને નિમિત્તે અનેક પ્રખ્યાત સ્ત્રીઓના સાહસિક અમેરિકન પત્રોએ અભિપ્રાય મેળવ્યા છે. મહાન્ ગાનારી માદામ નોડીસ કહે છે કે, પતિએ પત્નીને રોજ ઓછામાં ઓછી પાંચ ચુમી કરવી જોઈએ ! રાત્રે સુતાં, સવારે ઉઠતાં, ઑફીસમાં જતાં, ત્યાંથી ઘેર આવતાં તથા એક ભોજન વખતે સ્ત્રી સુંદર પોષાક પહેરીને બનીઠનીને પીરસવા આવે ત્યારે ! એક પત્રની અધિપતિ અમેરીકન બાનુ કહે છે કે, વૈદકની દ્રષ્ટિથી હોઠચુંબન અટકાવવું જોઈએ. સૌથી સુંદર ચુંબન સ્ત્રીના હાથનું પતિએ લેવું એ છે !

**માકડનો એક નવો રામબાણ ઉપાય**—ખંભાતથી તા. ૨૨ મી ઑગસ્ટના પત્રમાં રા. છગનલાલ મેતાપસીંગ બ્રહ્મભટ્ટ હમને નીચે પ્રમાણે લખી મોકલે છેઃ—"મને મારા ધંધા અર્થે ઘણા ગામોની મુલાકાત લેવી પડે છે, તે દરમ્યાન ઘણાસ્થળોમાં મને રાતના માકડોના જુલમથી ઉજાગરા કરવા પડતા. થોડા વખત પર હું મારા એક મિત્રને મળવા તેમને ગામ ગયો. તે પરમસ્નેહીએ મારો સારી રીતે સત્કાર કીધો. પણ રાતના મારે માટે જે પલંગ બીછાવવામાં આવ્યો તે ખરેખર માકડનો ભંડારજ હતો. મને તે પર સુતાં ૦। કલાક પણ પુરો થયો નહિ એટલામાંતો માકડોએ મારા પર જોર અજમાવવા માંડ્યું. હું આખા શરીરે વલુરી વલુરીને થાકયો, અને નિંદ્રા તો કોણ જાણે કયાં નાસી ગઈ, અને મન માકડોને મારવા ઊદ્યત બન્યું ! તે વખતે મારી 'પાકીટમાં' **લેધર ક્લૉથ** હતું તે મેં મારી તલાઈ ઉપર બીછાવ્યું ને સુઈ ગયો. આશ્ચર્ય પમાડે તેવી રીતે માકડોનો લોપ થઈ ગયો ! ને બાકીની રાત સુખી નિંદ્રામાં વ્યતીત કીધી. ત્યાર પછી તેની ખરાબર ટ્રાઈ કરવા માટે માકડોના ભંડારમાં બે ચાર વખત તેવી રીતે સુઈ ગયો પણ માકડોનો ઉપદ્રવ બીલકુલ થવા પામ્યો નથી." લેધર ક્લૉથ પર ચાલવા જતાં માકડ સરી જતા હશે તેથીજ આ ચમત્કારીક પરિણામ આવ્યું લાગે છે.

**"ઍંટી-ફૉર્જરી" પેનનું પેટંટ લેવા અમેરિકા જનારા સુરતના ડૉ. ધ. ટીવાલી**—પોતાના 'અપક્ષપાત' પત્રમાં નીચલું વિચિત્ર વર્ણન કરે છેઃ—

"એ તમે લંડનમાં પેટંટ લઈને વેચતા દમણુ ગીયા; તમે અમેરિકા જઈને એડીસનને મલીને પુંઠી દઈ દશ વીશ લાખ કમરે બાંધી ઉતરી પડોતી," આવું કંઇક વારંવાર મારો ઇષ્ટ મિત્ર રૂસ્તમ માણેક રેતીવાલા લકબે દેગડાકાકા લખ્યા કરતો તેથી મારાં મનથી હસ્યા કરતો, કે વલી હું મોટો નામચીન નર પડયો તે એડીસન મારા ફરમાસુ પેટંટ વેચાતા લેવાનો ! તે પેટંટીઓનો શાહ, હું મકાઈ પુસ્નો દરબાન; ક્યાં તે, કયાં મારા જેવા ટુંકી દાઢીના કચરાપટી ! એ તો અનઘડ હિંદબાજ "પારસી એડીસન" કરીને તોપ મરાય, બાકી અમેરિકામાં તો બાર બાર વર્ષની પોરીઓ એવી છે કે એડીસનને પણ અજવે ઘાલી દે. હું બધુંએ જોઈ જાણી અનુભવી થઈ ચુકેલો હોવાથી એવા હવાઇ મેહલો તો નહોતા બાંધ્યા, પરંતુ અમેરિકા વિના શેવટે મારો છુટકાનથીજ એમ ત્રણ વર્ષના લંડનના રહેવાશમાં સિદ્ધ કરી ચુકેલો હોવાથી દોસ્તો સાથે બેસી ગપા મારતાં એજ કીડો મસ્તકમાં ફડફડી આવ્યો કે બસ—અમેરિકા હવે તો જવું કારણ કે "મૂર્ધન શાસ્ત્રી" એ કહી મેલેલુંજ હતું કે મારી રવિની ભારી દશા ઉતરીને ચંદ્રની ઉચ્ચ દશા ચઢશે (અગ્યારમે આકારી) કે પંદર વર્ષ આરામ, સુખ, અમન, દ્રવ્ય, કીર્તિ, અને બધું ૧૦૯ા ટચ ઓલ રાઇટ થયા વિના રહેવાનું નથી. વાત પણ ખરી, કે રવિયે કીર્તિ તો આપી, પણ બે વર્ષમાં, છેક્લે પાટલે બે બુચા અને બે હજાર પૌંડને અગ્નિ શરણુ કરતો ગયો- તે પણ ખરૂં. આથી

જેવો ચંદ્રનો પડછાયો નંબર ૫૦ બરોગેડ રોડ, ચીઝીકનાં મારાં મકાન ઉપર પડ્યો કે ૨૭ કલાકમાં અમેરિકા જવુંજ એ નિશ્ચયને હું બાઝી પડ્યો અને પ્યારી દિલારામ માણેકે તેને પીલાંદી ટેકો આપી હિંમતમાં વધારો કરવાથી પાંહોમ નવીન ઝિન્દગીમાં મેં ભુસકો માર્યો. હું સદા અવોંજ છું!"

## વિદ્યા તથા વિજ્ઞાન સંબંધી સમાચાર ( સટિક )

**જુદી જુદી કોમોના ગ્રેજ્યુએટોનું પ્રમાણ**—હીંદુસ્તાનમાં જુદી જુદી કોમો યુનીવર્સીટીની ( યુનીવર્સીટીની ) કેળવણી કેટલા પ્રમાણમાં તથા કયા પ્રકારની લે છે તે સંબંધી કેટલાંક જાણવાજોગ આંકડાઓ હાલ તૈયાર કરવામાં આવ્યા છે. તે પરથી માલમ પડે છે કે, કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓમાં ૭૪ ટકા જેટલા એટલે પોણો ભાગ આર્ટસ કોલેજોમાં શિક્ષણ લે છે. હીંદી કોમોમાં હીંદુ, અને હીંદુઓમાં બ્રાહ્મણ ગ્રેજ્યુએટોનું પ્રમાણ સૌથી વધારે આવે છે, એ હીંદુઓ તથા બ્રાહ્મણો માટે સંતોષકારક છે. ગયા ૧૯૦૯-૧૦ માં લેવાયલી બી. એ. ની પરીક્ષામાં હીંદમાં એકંદર ૧૧૫૦ થયલા ગ્રેજ્યુએટોમાં ૪૬૧ બ્રાહ્મણો, ૪૭૯ બ્રાહ્મણ શીવાયના હીંદુઓ, ૧૦૪ મુસલમાનો, ૪૯ પારસીઓ તથા ૨૮ બીજી કોમોના હતા. ૮૦૧ બી. એસ. સી. ઓમાં ૫૧૬ બ્રાહ્મણો, ૧૮૧ અન્ય હીંદુઓ, ૧૪ મુસલમાનો, ૫ પારસીઓ તથા ૪ બીજી કોમોના હતા. ૬૦૧ એલ. એલ. બી. થયા તેમાં ૨૯૫ બ્રાહ્મણો, ૨૦૯ અન્ય હીંદુઓ, ૬૩ મેહોમેદનો, ૨૦ પારસીઓ તથા ૮ બીજી કોમોના હતા. ૨૮ એમ. બી. ઓ થયા તેમાં તો હીંદુ શીવાય બીજાનો લગભગ પગદંડોજ નહોતો! તેમાં ૧૪ બ્રાહ્મણો તથા ૧૨ અન્ય હીંદુઓ હતા. રૂરકીની સીવીલ એંજીનીયરીંગની પરીક્ષામાં ૧૫ હીંદુઓ તથા ૩ મુસલમાનો પસાર થયા હતા. ચૌતીવાડીના લાઇસેન્શીયેટની પરીક્ષામાં ૬૨ હીંદુઓ તથા ૬ મુસલમાનો પસાર થયા હતા. કેળવણીમાં સંખ્યાના પ્રમાણમાં પણ હીંદુઓ કરતાં મુસલમાનો એટલા બધા પછાત હોવા છતાં તેમને સઘળામાં સરખો હીસ્સો જોઇએ છીએ! આશ્ચર્ય છે કે, પરીક્ષામાં પણ હીંદુઓ જેટલાજ મુસલમાનોને પાસ કરવા જેવી હીમાયત હજી કોઇ અંજુમને ઇસ્લામે કીધી નથી.

**ઇંગ્લંડમાં અગ્નિદાહ**—ગયે વરસે ૮૪૦ જણનો થયો હતો, જ્યારે આગલે વરસે ૫૫૮ નો થયો હતો. પ્રારંભમાં જોતાં આ આંકડો આશા આપનારો છે. ત્યાંની પ્રજા શબને દાટવા કરતાં બાળવું એ આરોગ્યશાસ્ત્રને વધારે અનુકૂલ છે એમ માનવા લાગી છે, એટલુંજ નહીં પણ ખ્રીસ્તી ધર્મ તેની વિરુદ્ધ છતાં તે પ્રમાણે વર્તવા પણ લાગી છે. એથી તેમની કર્તવ્ય બુદ્ધિ માટે ઉંચો વિચાર આવ્યા વગર રહેતો નથી.

**શ્રીમતી સત્યબાળા દેવીનું ન્યુયોર્કમાં ભાષણ**—પ્રખ્યાત બંગાલી બ્રાહ્મણ સંગીત શાસ્ત્રી સત્યબાલા દેવીએ થોડા વખત ઉપર ન્યુયોર્કના કાર્નેજી હોલમાં એક મોટી સભા સમક્ષ હીંદુ સંગીત એ વિષય ઉપર ન્યુયોર્કના આગેવાન ડૉક્ટર સી. એ. વીલરનાં પ્રમુખપદ હેઠળ અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. ભાષણમાં તે બાઇએ વીણાની પ્રશંસા કરી હતી, અને આર્યોનું

સંગીત દૈવી હતું એમ વર્ણવ્યું હતું. સંગીત રત્નાકર. સંગીતસાર, સંગીત પારિજાત, સંગીત-દામોદરાદિ સંસ્કૃત સંગીત વિદ્યાનાં પુસ્તકોમાં સંગીતથી.અનેક દરદો નષ્ટ થવાનું લખ્યું છે. ધ્રૂપતાલ, લક્ષ્મીતાલ વગેરે તાલો યુરોપીઅનો જાણતા પણ નથી. ઘણા ઉપર મલ્લાર રાગિણી હું બેસાડું છું તે અમેરિકાના સંગીતના સમર્થ વિદ્વાનો પણ બેસાડવામાં નિષ્ફળ ઉતર્યા છે. આર્યાવર્તના સંગીતના ઉદ્ધારની આવશ્યકતા આ ભાષણ સ્પષ્ટ દર્શાવી આપે છે. પ્રમુખે સંગીતકલાની કદર સ્વદેશમાં ન થતી હોવા માટે દિલગીરી તથા આશ્ચર્ય બતાવ્યું હતું.

**નવલકથાઓ અને લાઇબ્રેરીઓ.**—આપણા લોકો વાંચવાના શોખીન નથી તેથી જેઓ ખિન્ન રહેતા હશે તેઓ, જેઓ વાંચવાના શોખીન છે તેમાંના પણ ઘણાખરા નવલકથાજ વાંચવાના શોખીન છે એ જાણીને વધારે ખિન્ન થશે. રૉયલ એશીયાટીક સોસાઇટીની મુંબઇની શાખાની સ્થાનિક ટાઉન હૉલમાં આવેલી લાઇબ્રેરી પશ્ચિમ હિંદમાં સૌથી મોટી છે. તેના છેલ્લા રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે, ગયા વર્ષમાં તેમાંથી ૪૪,૦૯૧ ચોપડીઓ વાંચવાને સભાસદો લઇ ગયા હતા. તેમાંથી ૧૯,૧૭૦—લગભગ અર્ધોઅર્ધ નવલકથાઓજ હતી. આથી સ્પષ્ટ છે કે લોકો સંગીન જ્ઞાન સારૂ વાંચતા નથી, પણ વિષયાદિની વાર્તાઓથી માત્ર પોતાનાં જ્ઞાનતંતુઓને તથા ચિત્તને ઉશ્કેરવાનો શંકાશીલ પ્રાકૃતિક આનંદ મેળવવા સારૂજ વાંચે છે. નવલકથાઓથી જ્ઞાન નથી મળતું એમ નથી, પરંતુ તે ઘણુંજ ન્યુન પ્રમાણમાં મળે છે—તેનો મુળ હેતુ જ્ઞાન આપવાનો હોતોજ નથી—અને ઘણીક તો જ્ઞાન હોય તે પણ ચોરી લે એવા પ્રકારની હોય છે. નાટક તથા કવિતાની ચોપડીઓ ૬૩૧ લઇ જવામાં આવી હતી. તે સંખ્યા બીજા વિષયો કરતાં મોટી છે, પરંતુ તેનો હેતુ પણ જ્ઞાન કેળવુદ્ધિનો હોઇ ન શકે એ દેખીતું છે. જીવનચરિત્રોની ૧૩૪૦ ચોપડીઓ વાંચવા લઇ જવામાં આવી હતી એ. કાંઇક સંતોષકારક છે. ૧૪,૩૭૨ માસિકો પણ ગયાં હતાં. ઉપર કહેલી લાઇબ્રેરીનું વાર્ષિક લવાજમ રૂ. ૫૦ છે તે જોતાં ધનાઢય તથા વિદ્વાન વર્ગજ તેનો લાભ લઇ શકે એમ છે એ સ્પષ્ટ છે. જો તેમનો શોખ અને રસજ્ઞતા પણ નવલકથાઓ ઉપરના તેમના પ્રેમઉપરથીઉતરતા પ્રકારની જણાય છે તો બીજાઓ પાસેથી શીજ આશા રાખવી?

**સિંધુમાં બિંદુ.**—હીંદુસ્તાનની ૩૦ કરોડ જેટલી પ્રચંડ આબાદી છે, છતાં તેનું માનસિક ભોજન તો સમુદ્રમાં ટીપાં સમાન છે તે તેનાં પ્રેસ તથા પ્રેસના પુત્રો રૂપ પુસ્તકો તથા પત્રોની અલ્પ સંખ્યા તેમ તેમના અલ્પતર આયુષ્યથી સિધ્ધ થાય છે. ૧૯૧૦ ના માર્ચની તા. ૩૧ મીએ સમસ્ત ભારતવર્ષમાં માત્ર ૨,૭૩૬ છાપાખાનાં હતાં. તે તિથિએ દેશમાં માત્ર ૭૨૬ વર્તમાન પત્રો તથા ૮૨૯ માસિકો ( વગેરે ) પ્રગટ થતાં હતાં. અંગ્રેજી વ. પરદેશી ભાષાઓમાં તે તિથિએ સમાપ્ત થયલા ૧૨ માસમાં ફક્ત ૨,૧૧૨ પુસ્તકો તથા હીંદુસ્તાનની ભાષાઓમાં ૯,૯૩૪ પુસ્તકો પ્રગટ થયાં હતાં. માણસ દીઠ આ આંકડાઓની સંખ્યાના પ્રમાણનું સરેરાસ શોધી કાઢવા અનેક દશાંશના શૂન્યોનો પ્રયોગ કરવો પડે.

**શસ્ત્રવૈદ્યકની તેમજ આત્મભોગની પરાકાષ્ઠા.**—મોજ શોખમાં પડેલા અંગ્રેજો હવે ભ્રષ્ટ થયા છે, મહાસ્વાર્થી બની ગયા છે, સગાં સંબંધીઓની કશી દરકાર કરતા નથી એવા વિચાર ધરાવનારાઓએ નીચલી હકીકતથી પોતાના મનમાં લગરીક ફેરફાર કરવો પડશે એવો હમને ભય છે! ઇંગ્લંડના દક્ષિણ પરગણાના બ્યુશેપ ગામની એક એબુન સ્ત્રી મીસીસ હોકીનું શરીર અકસ્માતથી સળગી જવાથી, હાથ તથા પીઠ દાઝી ગયાં હતાં. ડોક્ટરોએ બાઇને તથા-

સી એવો અભિપ્રાય આપ્યો કે બીજાની નવી ચામડી મુકો તોજ બાઇ સારી થાય. પોતાની ચામડી આપવા, મા, બાપ, પતિ, ચાર ભાઇ, ૩ બ્હેનો. ૪ કાકાઓ, પિત્રાઇઓ તથા અનેક મિત્રો તૈયાર થયાં. દરેકની થોડી થોડી મળીને એકંદર સોજણની થોડી થોડી જીવતી ચામડી કાપી ને તરત બાઇને લગાડી. આ શસ્ત્રવૈદક લાંબો વખત ચાલ્યું અને તે ફત્તેહમંદ નીવડ્યું.

**ધર્મ કે ધાડ ?**—વિદ્યા તથા શોધખોળની ઉન્નતિ અર્થે, જાનવરો પર પ્રયોગ કરવા સારૂ, કાયદાની રૂએ ઇંગ્લંડની સરકાર પાસેથી ખાસ પરવાના લેવામાં આવે છે. સરકાર યોગ્ય જનોનેજ તે આપે છે. ગયા વર્ષમાં ૫૪૨ હિંસક વિદ્વાનોને તે પરવાના આપવામાં આવ્યા હતા. તેમાંના ૧૪૭ ભલા આદમીઓએ પરવાનાનો ઉપયોગ નહોતો કર્યો. બાકીનાઓએ પ્રાણિઓ ઉપર ૯૫, ૭૩૧ પ્રયોગો કર્યા હતા. તેમાંના ૯૦,૭૯૨ પ્રયોગો એવા ગંભીર વ્યથા કરનારા નહોતા કે જેથી બેભાન કરવાની દવા પ્રાણિઓને સુંઘાડવી પડે. બાકીનામાંથી ૨૯૪૨ પ્રાણિઓને દવા સુંઘાડી અખતરો કર્યા પછી હાથે કરીને મારી નાંખવામાં આવ્યા હતા, કારણ કે કાયદો એવો છે કે જો બેભાન કરવા પછી અખતરાને લીધે તેની ખરાબ અસર પ્રાણિપર જાણુક થયલી હોય તો. તેઓ દુઃખી જીવે તે કરતાં મારી નાંખવા ! એ હજારો બેજાન થવાના કિંચિત પ્રમાણમાં પણ વિદ્યાની ઉન્નતિ કે મનુષ્યનાં દુઃખની નિવૃત્તિ થઇ તે બતાવનારૂં કશું પ્રમાણ નથી.

**તુલસીથી મેલેરીયા ભાગે છે !** —મુંબઇ મ્યુનીસીપેલીટીના 'એકસપર્ટ' ડૉ. બેંટલી મેલેરીયાનો નાશ કરવા લોકોના કુવાઓ પુરાવે છે પણ તુલસી વવાવે તો વધારે સારૂં ! ૮ વર્ષ ઉપર આપણા મુંબઇના વાનપ્રસ્થ અંગ્લોઇંડીયન અમલદાર સર જોર્જ બર્ડવુડે 'ટાઇમ્સ' માં એક પત્ર લખી જણાવ્યું હતું કે, મુંબઇમાં વીકટોરીયા ગાર્ડન તથા આલ્બર્ટ સંગ્રહાલય બંધાયા ત્યારે મજુરો મેલેરીયાથી એટલા તો પટકાઇ પડ્યા કે, તેમના હીંદુ ઉપરીએ તે બાગની ચારે પાસ તુલસી વાવી દેવડાવ્યાં. તરતજ મેલેરીયા નષ્ટ થયો !! પંઢરપુરમાં વિઠોબાનાં દેવાલયની આસપાસની જગ્યાનાં આરોગ્યનું કારણ પણ એજ છે કે, તેની ચોતરફ તુલસીનું જંગલ વાવી દીધું છે અથવા અત્યાર સુધી હતું.

---

## મિશ્રિત સમાચાર-સટિક.

---

**મદ્રાસ વગેરે ઇલાકાની વસ્તી**—પોતાના મિત્ર પરના એક પત્રમાં મદ્રાસીઓને "કાળી ચામડી અને ધોળી પાઘડી ધારણ કરનાર" તરીકે મેકોલેએ મશ્કરીમાં વર્ણવ્યા હતા. તેમની વસ્તીના આંકડા હવે પ્રગટ થયા છે. મદ્રાસ ઇલાકાની ( ત્રાવણકોર તથા કોચીનનાં રાજ્યો બાદ કરતાં ) વસ્તી ૧૯૧૧ ની છેલ્લી ગણતરી પ્રમાણે ૪ કરોડ, ૧૮ લાખ ૬૯ હજારની અંકાઇ છે. ૧૯૦૧ ની વસ્તી કરતાં સેંકડે આઠ ટકાનો વધારો છેલ્લી વસ્તી બતાવે છે. પ્રજાની આબાદી તથા સુખની, વસ્તીનો વધારો એક અચુક નીશાની છે. જુદા જુદા ધર્માવલંબીઓનું પ્રમાણ પણ જાણવાજોગ છે. તે ઇલાકામાં હીંદુઓની તેમજ તથા ખ્રીસ્તીઓની વસ્તીનું પ્રમાણ સૌથી વધુ છે. દર સોમાં ૮૯ હીંદુ છે, જ્યારે મુસલમાન ૬ છે અને ખ્રીસ્તી ૩ છે. પરંતુ તે જ-

રાન થયો અને ઉમરાવોની સેનેટરી સભામાં પ્રવિષ્ટ થયો. ૧૮૮૬ માં મી. ગ્લેડસ્ટને તેને મરહુમ મહારાણી વીકટોરીયાના ખીજમતદાર લૉર્ડ—એ દેશની સભ્યતા પ્રમાણે તે એક અભિમાનભરી પદવી ગણાય છે—ની પદવી આપી. બાદ તે વેપાર ખાતાનો ઉમરાવોની સભામાં પ્રતિનિધિ થયો. ૧૮૯૨ માં લીબરલો સત્તાપર આવતાં તેને આયર્લેંડના વાઇસરાયની પદવી મળી. આવા યુવાન બીન અનુભવીને એ પદવી મળવાથી પ્રજામાં વિસ્મય થયો, પણ તેણે પોતાની યોગ્યતા સિદ્ધ કરી આપી. ૧૮૯૫ માં તેને અર્લ ઑફ ક્રુની ચઢીયાતી પદવી મળી. ૧૦ વર્ષ પછી વડા પ્રધાન મરહુમ સર હેનરી કેંપબેલ—બેનમેને તેને કાઉન્સીલનો પ્રેસીડંટ બનાવ્યો. ૧૯૦૮ માં મી. એસ્કીથ વડા પ્રધાન થતાં તેને લૉર્ડ એલ્ગીનની જગ્યાએ સંસ્થાન ખાતાંના પ્રધાનનું પદ આપવામાં આવ્યું. હીંદીઓને ટ્રાન્સવાલમાં થતો અન્યાય દુર કરાવવાનું તેના હાથમાં આ પ્રસંગે હોવા છતાં તેણે તે તક જવા દીધી એ દીલગીરી ભર્યું છે. હવે તેઓ હીંદી પ્રધાનને મહાપદે છે.

૧૮૮૦ માં તેનાં લગ્ન સર ફ્રેડરીક બ્રેહમની પુત્રી સીબીલ મર્શીયા સાથે થયાં હતાં. તેનાથી તેને ૩ પુત્રી થઇ હતી, અને તેની ૧૮૮૭ માં લગ્ન પછી ૭ વર્ષે મરણ પામી હતી. બાદ ૧૨ વર્ષ સુધી લૉર્ડ ક્રુએ બ્રહ્મચર્યનું સેવન કર્યું. તેણે આ એકાંત જીવનમાં શીકાર તથા કલમથી મેળવાય એટલો દિલાસો મેળવ્યો. તેણે ઘણી છુટક કવિતા રચી છે. ૩૫૦૦૦ પુસ્તકોના સુંદર પુસ્તકાલયનો તથા ૨૫૦૦૦ એકર જમીનનો તે સ્વામી છે. વળી કેટલીક ખાણોનો પણ તે માલીક છે. ૧૮૯૯ માં ૪૧ વર્ષની વયે તેણે લૉર્ડની રોઝબરીની સૌથી નાની તથા ૧૬ વર્ષની પુત્રી સાથે લગ્ન કર્યું, જે ઘણી ધામધુમથી કરવામાં આવ્યું હતું. તે લગ્નથી હાલજ તેમને એક સંતાન થયો છે, જે તેમનો વારસ થશે. લૉર્ડ ક્રુ ઉમરાવોની સભામાં લીબરલ પક્ષના વડા છે, ને વિરૂદ્ધ પક્ષ પ્રતિ પણ જે સભ્યતાથી તેઓ વર્તે છે તે સર્વત્ર પ્રશંસાપાત્ર ગણાય છે. હાલમાંજ ગંભીર માંદગીમાંથી તેઓ સાજા ઉઠ્યા છે. આ દેશની લગામ તેમના હાથમાં છે. આ દેશ તથા સ્વદેશને સુખી કરવા તેઓ દીર્ઘાયુ થાઓ એવી કોણ પ્રાર્થના કરશે નહીં?

**મી. રોબર્ટસન ઉર્ફે સ્વામી ધર્મદેવ**—જેઓ એબર્ડીન યુનીવર્સીટીના બી. એસ. સી. છે અને આર્ય સમાજદ્વારા વૈદિક ધર્મ સ્વીકાર્યો છે તેઓ હવે મદ્રાસ ઇલાકામાં અસ્પર્શ્ય જાતિઓનો ઉધ્ધાર કરવા સારૂ ગયા છે. દેશીઓ કરતાં પરદેશીઓનો ઉત્સાહ જુવો! તા. ૧૭ મી તથા તા. ૧૮ મી ઑગસ્ટે એમણે મીરત ખાતે આર્ય સમાજ તથા વેદધર્મની શ્રેષ્ટતા પર જાહેર ભાષણો લાલા ધાસીરામ એમ. એ. નાં પ્રધાનપદ હેઠળ આપ્યાં હતાં. આર્ય સમાજના સભાસદ થવા તેમણે આગ્રહ કરવાથી, મીરતની થીઓસોફીકલ સોસાઇટીના મંત્રી ડૉ. બૈજલ, મી. અયોધ્યા પ્રસાદ બી. એસ. સી. મી. ખુશાલસિંહ બી. એ. વગેરે સભાસદ થયા હતા. એક આગલા યુરોપીયન પ્રીસ્તી તથા હવે આર્ય થઇને મહાશય દેવદત્તનું નામ ધારણ કરનાર સાથે મી. ધર્મદેવ મીરતથી સહરાનપુર ઉપડી ગયા હતા. તેઓ પ્રથમ સ્વામી વિવેકાનંદના સંગમાં આવ્યા હતા. હિમાલયના પ્રદેશોમાં પુષ્કળ ફર્યા છે.

## મદ્ય માંસ નિષેધનું પ્રકરણ

**પારસીઓનાં વાજીંત્ર પત્રનો વિલાપ**—હજુ આ લોકો કેટલા સુધરેલા છે કે ત્યાંના પારસીઓ પણ પોતાનાં હિત સારૂ ખાસ વર્તમાન પત્ર પ્રગટ કરે છે, જેનું નામ " બુચર્સ ટ્રેડ જર્નલ " છે. તે પત્ર વિલાપ કરે છે કે, " કોઇ ભયંકર ચેપી રોગની પેઠે ફલાહારની હીલચાલનો પ્રચાર તથા વૃદ્ધિ દેશમાં થાય છે ! " શું ઉદાહરણ !

**ભયંકર ગોવધ**—મુંબઇ ઇલાકામાં ગાયોનો વધ કેટલા મોટા પ્રમાણમાં થાય છે તે નીચે આપેલા આંકડા ઉપરથી સમજાશે. મુંબઇ ૪૫૪૧૧; જેકોબાબાદ ૬૫૬, દાહોદ ૫૮૦, ગોધરા ૨૧૯૬; સુરત ૧૮૫૧; લારખાન ૧૬૦; કંબર ૧૦૦, અમદાવાદ ૭૯૭૧; અંકલેશ્વર ૧૮૩; જબુસર ૨૫; હૈદ્રાબાદ ૯૭, (?)શપેરા ૧૫, કરાંચી ૨૮૭૯, ખાનદેશ ૪૦૧૫; કરમાળ ૯૫; ખેડા ૪૦૫; નગર ૪૫૮૭; અને સોલાપુરમાં ૪૨૬૯ ગાયો કપાઇ હતી. મુંબઇ ઇલાકામાં ૧૯૦૯–૧૦ ની સાલમાં ગાયો સુમારે ૨૩ લાખ અને આખલા, ભેંસો વિગેરે ૧૮॥ લાખ કપાયાં હતાં ! ગાયોનું માંસ ખાનારાઓને માટેજ મોટે ભાગે આ વધ થાય છે. તેથી ખેડુતોને મોટું નુકશાન થાય છે, એ કરતાં સ્પષ્ટતર કાંઇ નથી.

**શીકાર વિરૂદ્ધ એક અગત્યનો લેખ**—લંડનની પ્રસિદ્ધ સેંટ બાર્થોલોમ્યુ હોસ્પીટલના વડા તબીબ, પ્રખ્યાત ફલાહારી ડૉ. જોશીયા ઓલ્ડફીલ્ડના તંત્રીપણા હેઠળ પ્રગટ થતા, ફલાહારના હીમાયતી પત્ર "હેરલ્ડ ઓફ ધી ગોલ્ડન એજ" (સોનેરી યુગના અગ્રેસર) ના એક અંકમાં, અંગ્રેજ નૌકાનો એક કમેંડર ઉમરાવ પુત્ર ઓનરેબલ ફ્રાન્સ સ્પ્રીંગ રાઇસ, " શીકાર "ની વિરૂધ્ધ એક સખત લેખ લખે છે. શીકારની દુષ્ટ રૂઢીની તરફેણમાં ૪ મુખ્ય દલીલો લાવવામાં આવે છે:— ( ૧ ) ખોરાક મળે છે. ( ૨ ) કસરત થાય છે, ( ૩ ) હરવા ફરવાની ગમ્મત મળે છે, અને ( ૪ ) જ્ઞાનતંતુનું બલ વિકાસ પામે છે. ૧ લી દલીલનો જવાબ લેખક આપે છે કે, મુખ્ય કરીને વધુ ખર્ચને લીધે, ખાસ કરીને મહેનત કરનાર વર્ગ માંસ ભોજન કરીજ શકતો નથી. તેમને તે વગર સારી રીતે ચાલે છે. અંગ્રેજો માટે નેપોલીયનની નૌકાનો નાશ કરનાર પ્રખ્યાત નેલ્સન પણ ફલાહારી હતો. કસરત તથા ગમ્મત શીકાર કરતાં વધારે નિર્દોષ તેમજ વધારે સારી રીતે અનેક રીતે થઇ શકે છે. જ્ઞાનતંતુનું બલ વિકાસ પામવાની વાત પણ લેખક હસી કાઢે છે.

**સમુદ્રમાં દારૂની બદીપર ભાષણ**—કેટલાક પત્રકારોના મતોના વિરોધ હોય છે. " ઇંડીયન સોશીયલ રીફોર્મર " મદીનાઓ થયાં આશુ બીલની પાછળ તેની તરફેણમાં ખાઇ પીને મંડ્યો છે, તેમજ અખબારૂપાન પત્રમાં પણ દારૂની બદી સીવાય બીજા થોડાજ વિષયો આવે છે. અખબારૂપાનના મી. ધરીવાલી દારૂની બદી ઘટાડવા શું કરી રહ્યા છે તે સાંભળો:—

" દીનશાહ પેસ્તનજી ધરીવાલી ગઇ તા૦ ૨ જી ઓગસ્ટે સાઉધેમ્પટનથી સ્ટીમર ઓસીઆનીકમાં ઉપડી ન્યુ યોર્ક તા૦ ૯ મી ઓગસ્ટે જઇ પહોંચ્યા હતા. માર્ગમાં મહાસાગર ઉલ્લંઘતાં, રવિવાર તા૦ ૬ ઠીએ તેઓને, બંદગી કરાવવાનો આગ્રહ થવાથી, બાઇબલમાંથી " પ્રોવર્બસ " નાં વીશમાં પ્રકરણમાંથી " શરાબ ઠેકડી કરનાર છે " એવા પ્રથમ ફકરા ઉપર દીનશાહે વચન

કીધી હતી; જે શ્રોતાઓને એટલી પસંદ પડી હતી કે તેજ બપોરે ત્રણ કલાકે "શરાબની ખરાબી" ઉપર લંબાણથી ભાષણ આપવાનું તેઓને કબૂલ કરવું પડ્યું હતું. તે ભાષણ મી. ધરિયાળીએ પોતાની સમેતાની રૂઢિ મુજબ એવા જોશથી કીધું હતું તથા તેમાં દારૂથી થતો કુટુંબી નાશ એવી મજબુતીથી બતાવ્યો હતો કે કેટલાકોની આંખોમાં આંસુ ભરાયાં હતાં, અને ભાષણ સમાપ્ત થતાં, દારૂનો ત્યાગ કરવાના કસમ લેવા માટે જાણે દોડાદોડ ચાલી હતી. **પરિણામે ૩૩ જણે મદિરા નિષેધનાં પત્રકો ઉપર સહી મેલી હતી,** જેમાં ૨૩ પુરૂષો તથા ૧૦ સ્ત્રીઓ હતી. કબરી વસ્તુએ છોડનારોમાં કેટલાક તો સ્ટીમરના અંગ્રેજ સ્ટુવર્ડો હતા અને ઉતારૂઓમાં નોર્વીજીઅન, જરમન, ફીન, સ્વીડીશ, રશીઅન, આરમીનીઅન, આદિ કોમોના હતા." અપક્ષપાત (સુરત.)

---

**ઇંગ્લંડની દોલતનો કાંઇ હીસાબ કીતાબ છે ?**—ઇંગ્લંડમાં રેલ્વે તથા ડોકના કામદારોએ હડતાલ પાડી તેમાં "સત્ય" ને શું ? પણ તેને પણ તેના છાંટા ઉડ્યા છે ! ઇંગ્લંડનાં વર્તમાન પત્રો પુરાં પાડનાર અત્રેના મેસર્સ તારાપોરવાળાને હમે પૂછાવ્યું કે "હાઉ રીવ્યુ ઓફ રીવ્યુઝ" (લંડન) કેમ નથી મોકલ્યું ? જવાબ આપ્યો કે હડતાલને લીધે પાર્સલ સ્ટીમર પર ચઢાવાયું નથી. પરિણામ એ આવ્યું કે ઓગસ્ટનો અંક તા. ૧૩ મી સપ્ટેંબરે મળવો જોઇએ તેને બદલે તા. ૧૩ મી ઓક્ટોબરે આ છેલ્લા ફોર્મનાં છેલ્લાં પ્રુફ તપાસતી વખતે અને સપ્ટેંબરના અંકની સાથેજ મળ્યું. તે અંકમાં ઇંગ્લંડ પરદેશો ખાતે કેટલી ગંજાવર દોલત વેપાર ધંધામાં રોકે છે તેના આંકડા "ક્વાર્ટર્લી રીવ્યુ" માં ઉદ્ધૃત કીધા છે, જે આશ્ચર્યકારક છે. ઇંગ્લંડની થાપણું નીચે પ્રમાણે રોકાઇ છેઃ—હીંદુસ્તાન અને સીલોનમાં, ૪૩ કરોડ પાઉંડ; ઓસ્ટ્રેલીશીયા ખંડમા પો. ૩૯૫ કરોડ; આફ્રિકામાં પો. ૩૯ કરોડ; કેનેડામાં ૩૬૫ કરોડ બીજી બ્રીટીશ સંસ્થાનોમાં ૭ કરોડ પાઉંડ; સ્વતંત્ર દેશોમાં તેણે રોકેલી મુડીની વીગત અનુક્રમે યુનાઇટેડસ્ટેટસમાં પા. ૬૧ કરોડ; આર્જેન્ટીના (દક્ષિણ અમેરીકાનું પ્રજાસત્તાક) માં ૨૯ કરોડ; મેક્સીકો, જાપાન, ચીલી, ઇજીપ્ટ, યુરગ્વે, ચીન, પેરૂ, કયુબા, મળીને આશરે ૪૦ કરોડ; યુરોપમાં ૧૫ કરોડ (૧૦ વર્ષપર ૨૫ કરોડ હતા તે ઘટ્યા; પરચુરણ દેશમાં) ૮ા કરોડ પાઉંડ: ૧૯૧૦ ની અંતે ઇંગ્લંડે એકંદર ૩ અબજ બોત્તેર કરોડ પાઉંડ (રૂપીયા આશરે પર અબજ હીંદી સરકારની ૪૦ વર્ષની કુલ આવક) માત્ર પરદેશોમાં રોકી છે. દસ વર્ષ પહેલાં તે ફક્ત આશરે એક અબજ પાઉંડ ઓછી હતી. ઇંગ્લંડની વધતી જતી આબાદીની આથી સારી સાબીતી જોઇએ છે ?

## જાહેરખબરના ભાવ.

| પૃષ્ઠ | ૧૨ માસ | ૬ માસ | ૩ માસ | ૧ વખત |
|---|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૧ | ૬૦ | ૩૪ | ૧૭ | ૬ |
| ાા | ૩૦ | ૧૭ | ૯ | ૪ |
| ા | ૧૫ | ૮ | ૪ | ૨ |

છુટક જાહેર ખબરની રૂ.૧.ની લીટી ૪. વિશેષ વીગત માટે ખાસ પત્રવ્યવહાર કરવો. છૂટાં હેંડબીલો વહેંચવાના દરેક વખતના રૂ. ૫

## ચર્ચાપત્રીઓ, લેખકો, ઇ. ને સૂચનાઓ.

૧. આ પત્રિકામાં શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, શાહીથી, તરત વાંચી શકાય એવા અક્ષરે લખેલા લેખો તથા ચર્ચાપત્રો ઉપરજ લક્ષ આપી શકાશે.

૨. ચર્ચાપત્ર તથા લેખોજેમ મુદ્દાસર તથા ટુંકા હશે તેમ તે પર વધુ લક્ષ આપી શકાશે. નહીં તો સામાન્ય રીતે તેનો સાર જ આપવામાં આવશે.

૩. લખનારાઓ મારી અંગત જાણ માટે પોતાનું ખરૂં નામ ઠેકાણું સાથે લખી મોકલશે નહીં તો તેમનાં લખાણ ઉપર લક્ષ અપાશે નહીં.

૪. રદ કરેલા લેખો તથા ચર્ચાપત્રો પાછા મોકલવા હું બંધાતો નથી. જેમણે જોઇએ તેમણે તે સારૂ પોસ્ટેજની ટીકીટ મોકલી મંગાવી લેવા. મોકલ્યા પછી ૩ મહીના બાદ તે નષ્ટ કરવામાં આવશે.

૫. ઉત્તમ કોટિના રસમય તથા વિદ્વતાયુક્ત તથા પ્રમાણ યુક્ત લેખો શિવાય બીજા બહારના લેખને સ્થાન આપવામાં આવશે નહીં

## ગ્રાહકોને ખબર.

૧. આ પત્રિકાનું વાર્ષિક લવાજમ હીંદુસ્તાનના કોઇ પણ ભાગ માટે રૂ. ૨–૩–૦ ટપાલ ખર્ચ સહિત છે; ૬ માસનો રૂ. ૧1, ત્રણ માસના ૧૦ આના ને છુટક કોપીના ૪ આના. જેઓ આખા વર્ષના ગ્રાહક થવા ચહાતા હશે પરંતુ ગરીબ સ્થિતિને લીધે સામટા રૂ. ૨–૩–૦ આપવા અશક્ત હશે તેઓ આગમચથી દર ૭ માસે રૂ. ૧–૨–૦ મોકલશે તે પણ સ્વીકારવામાં આવશે.

૨. હીંદુસ્તાન તથા સીલોનની બહાર વી. પી. જઇ શકતું નથી તથા ટપાલનો દર દર પેકેટ દીઠ ૧ આનો પડે છે. તેથી ત્યાં આ પત્ર, અગાઉથી વર્ષના લવાજમના તથા ટપાલના મળી રૂ. ૨–૧૨–૦ આગમચથી પોસ્ટલ ઓર્ડરથી મને મોકલી આપ્યા પછીજ, તેમનું ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવશે.

૩. ગ્રાહક થવા પહેલાં જેમને નમુનાની છુટક કોપી જોઇતી હશે તેમને તે માત્ર બે પૈસાની ટીકીટ ટપાલ ખર્ચ સારૂ મોકલી આપેથી મફત મોકલવામાં આવશે.

૪. કોઇપણ માસથી, ગ્રાહક થઇ શકાય છે. પરંતુ વર્ષારંભથીજ ગ્રાહક થવાની ભલામણ છે. જેઓ સ્પષ્ટ નહીં લખે તેમને વર્ષારંભથી ગ્રાહક ગણી પાછલા અંકો પણ મોકલી આપવામાં આવશે.

૫. માણસ મારફત લવાજમ ઉઘરાવવાની વ્યવસ્થા ન હોવાથી આ પત્રિકા મુંબઇના ગ્રાહકોને પણ ટપાલથીજ મોકલવામાં આવશે, તેમજ તેમનું લવાજમ વી. પી. થી વસુલ કરવામાં આવશે, જે માટે ટપાલ ઉપરાંતની પહોંચ મળશે નહીં.

૬. ગ્રાહકોને હમેશાં પોતાનો નંબર મને આ પત્રિકાની કોઇ પણ વ્યવસ્થા વગેરે સંબંધી પત્ર લખતી વખતે, લખી જણાવવાની વિનંતિ છે. આ પત્રિકા દર માસની તા. ૨૦ મી સુધીમાં ન પહોંચે તોજ તેમની તે ન પહોંચ્યાની ફરિયાદ કરવા વિનંતી છે.

૭. વી. પી. ન કરવું પડે તે સારૂ ગ્રાહકોને પ્રથમથીજ લવાજમના રૂ. ૨-૩-૦ નો મ. ઓ. મોકલવા ખાસ વિનંતિ છે. જેઓ હમને જાતે લવાજમ આપી જશે તેમની પાસે પણ વાર્ષિક લવાજમ તરીકે રૂ. ૨–૩–૦ જ લેવામાં આવશે.

મુંબઇ
નં. ૯૨, કાંદાવાડી–ગીરગામ.

મોતીલાલ ત્રિભોવનદાસ દલાલ,
હાઇ કોર્ટ વકીલ,
તંત્રી અને વ્યવસ્થાપક "સત્ય"



# RAMJI BHAGWAN & BROS.

GOLDSMITHS SILVERSMITHS JEWELLERS

AND

FINE ART MANUFACTURERS

Beg to call the attention of the public to their large varied and choicest assortment of Gold Ornaments of latest Patterns Carved and Plain Silverware Presentation Articles of every description and an unique selection of Indian and English mounted Jewellery.

*209 Shaik Memon Street, Bombay,* Telephone No 674



## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સોના, રૂપી તથા ઝવેરાતના ચાલુ જમાનાને ધારના સુંદર

દાગીના તથા ભેટ દેવા લાયકની મનહર વસ્તુઓ

બનાવનાર તથા વેચનાર.



૨૦૯, શેખમેમણ સ્ટ્રીટ મુંબઇ



ટેલીફોન નંબર ૬૭૪

## વી. પી. કરવામાં પોસ્ટ ઓફીસની થયલી એક ભુલ.

ગયા સપ્ટેંબર માસનો અંક વી. પી. થી લવાજમ વસુલ કરવા મોકલવામાં આવ્યો હતો. ધણીક તરફથી હમને ફરયાદ થઇ છે કે રૂ. ૨૧ ને બદલે રૂ. ૨-૧૨-૦ નું વી. પી. કેમ આવ્યું ? ધણીક એજ કારણથી સ્વાભાવિક રીતે વી. પી. " રીફ્યુઝ " કર્યું છે. તેના સંબંધમાં ખુલાસો કરવાની જરૂર છે કે, ' ક્લેરીકલ ' મહેનત બચાવવા તેમજ ભૂલ ન થઇ શકે તે સારૂ શરનામાં શીવાય સઘળું વી. પી. ફોર્મનું લખાણ ફોર્મ પર હમે અંગ્રેજીમાં છપાવી દીધું હતું. તેમાં સ્પષ્ટ રૂ. ૨-૪-૦ નું વી. પી. છપાયું હતું. પણ બહાર ગામ મોકલનાં પોસ્ટ ઓફીસ તરફથી કેટલાંક છપેલાં વી. પી. ને બદલે, પોતાને હાથે લખેલાં વી. પી. નાં ફોર્મ મોકલવામાં આવ્યાં હતાં. તેમ કરતાં તેની તરફથી રૂ. ૨૧ ને બદલે રૂ. ૨॥। નું લખવાની ભૂલ કરવામાં આવી હતી. તે ભૂલ હમારી નહોતી. જેમણે એ કારણસર વી. પી. ' રીફ્યુઝ ' કર્યું હોય તેમને વિનંતિ છે કે, રૂ. ૨૧ નું લવાજમ હમને મનીઓર્ડરથી મોકલી આપવું, તથા એક છુટા કાર્ડથી ' રીફ્યુઝ ' કરવાનું ઉપલું કારણ જણાવતાં સપ્ટેંબર તેમજ તે પછીના અંકો તેમને મોકલી આપીને તેમનું નામ ગ્રાહકની ટીપમાં પાછું દાખલ કરવામાં આવશે.

**આ પત્રિકાના સંબંધમાં મળેલો એક વધુ અભિપ્રાય**—આ પત્રિકા સત્ય જ્ઞાનની વૃદ્ધિ કરવા જે અલ્પ પ્રયાસ કરે છે તેની કદર કરનારા અનેક અણમાંગ્યા અભિપ્રાયો પ્રારંભથી મળતા રહ્યા છે તેથી હમને સંતોષ થાય છે તથા હમારો શ્રમ સફલ માનીએ છીએ. એક વધુ અભિપ્રાય " ધન્વંતરિ " નામક જાણીતાં વૈદક માસિક પત્રના તંત્રી રા. **ભોગીલાલ** ... **વકીલ** તરફથી નીચે પ્રમાણે મળ્યો છેઃ—

" આપના તરફથી " સત્ય " માસિક આવે છે, તેમાંના આપના લેખો વાંચી અતિ સંતોષ થાય છે જો આવાજ ઉચ્ચ કક્ષાના લેખો ભવિષ્યમાં પણ પ્રસિધ્ધ થયા કરશે તો ખરે ખર ગુર્જર સાહિત્યમાં આપના માસિકથી સારો ઉમેરો થશે. "

**જરૂરી વિનંતિ**—"વી. પી. થી હમને પત્ર મોકલશો નહીં. હમે મ. ઓ. થી લવાજમ મોકલી આપીશું. " એ પ્રમાણે જે કેટલાક ગ્રાહકોએ વી. પી. ન કરવા સૂચના આપી હતી તેમને હમે સપ્ટેંબરનો અંક વી. પી. થી મોકલ્યો નહોતો. જેઓએ હજી તે પ્રમાણે મ. ઓ. થી રૂ. ૨૧ નું લવાજમ મોકલ્યું નથી. તેમને વિનંતિ છે કે, પોતાનું લવાજમ મ. ઓ. થી હમને બને તેમ શીઘ્ર મોકલી આપવું. અથવા માણુસ સાથે ઘેર અમારા ઓફીસને ઠેકાણે પહોંચાડવું, કે જેથી હીસાબની ચોખવટ થઇ જાય.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥

ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—(चिकितुषे) જ્ઞાની (जनाय) જનને માટે, એ (सुविज्ञानम्) જાણવા જેવું છે કે, (सत्+च, असत्+च) સત્ અને અસત્ (वचसी) વચનો (पस्पृधाते) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, (तयोः) તે બેમાંથી, (यत्+सत्यम्) જે સત્ય છે, (यतरत्) એ બેમાં (ऋजीयः) ઋજુ અકુટિલ છે (तद्+यत्) તેનુંજ (सोमः) પરમાત્મા (अवति) રક્ષણ કરે છે, તથા (असत्+आ+हन्ति) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૧ લું. નવેમ્બર, સન ૧૯૧૨. અંક ૫ મો.

## અન્યોન્યાશ્રય.

અંગ વિના સંગ નહીં,
સંગ વિના ઢંગ નહીં;
ઢંગ વિના રંગ નહીં,
રંગ વિના ચંગ નહીં—
તાપ વિના છાપ નહીં,
છાપ વિના માપ નહીં;
માપ વિના જાપ નહીં,
જાપ વિના આપ નહીં—
જ્ઞાન વિના સાન નહીં,
સાન વિના તાન નહીં;
તાન વિના દાન નહીં,
દાન વિના માન નહીં—
દામ વિના કામ નહીં,
કામ વિના દામ નહીં;
દામ વિના ઠામ નહીં,
ઠામ વિના નામ નહીં—
બુદ્ધિ વિના શુદ્ધિ નહીં,
શુદ્ધિ વિના સમૃદ્ધિ નહીં
સમૃદ્ધિ વિના સીદ્ધિ નહીં,
સીદ્ધિ વિના બુદ્ધિ નહીં—
ધીર વિના સ્થીર નહીં,
સ્થીર વિના વીર નહીં;
વીર વિના મીર નહીં,
મીર વિના વીર નહીં—
મર્મ વિના કર્મ નહીં,
કર્મ વિના નર્મ નહીં;
નર્મ વિના ધર્મ નહીં,
ધર્મ વિના પર્મ નહીં—
વ્યક્તિ વિના શક્તિ નહીં,
શક્તિ વિના યુક્તિ નહીં;
યુક્તિ વિના ભક્તિ નહીં,
ભક્તિ વિના મુક્તિ નહીં—

સુખલાલ પી. દેશી (બોટાદકર).

# બ્રહ્મા તે વાયુ દેવતા છે.

## ( ૨ )

### બ્રહ્માનું વાહન હંસ કેમ?

આપણી ત્વચાનો નિરંતર સ્પર્શ કરીને અત્યંત સુખ આપતા, અબલા જીવને સબલા બનાવનારા, મલ માત્રને લઇ જઇને જગતને નિર્મળ કરતા, અપ્રત્યક્ષ પરંતુ નિરંતર હાજર, વ્યાપક પરંતુ કોઇ વસ્તુનું આગમન થતાં પોતાનું આસન હમેશાં સત્કારાર્થ તેને અર્પણ કરતા, જ્યારે જોઇએ ત્યારે સર્વેની સેવામાં પંખો માત્ર હલાવેથી હાજર થનારા, જડ વસ્તુને શ્વાસરૂપે ચેતન કરનારા, સ્ત્રીથી પણ કોમલ તથા ચપલ, ગમે તેટલા મલીન થવા છતાં સ્વભાવે નિર્મલ અને મલને પણ નિર્મલ બનાવનારા—એવા મહાન, એવા અનેક સદ્ગુણધારી આદિ દેવ વાયુ દેવતા છે! તેમની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે—પણ તેમની તે સ્તુતિ તેમને પ્રસન્ન કરવા નહીં કિંતુ આપણો સાનંદાશ્ચર્ય દર્શાવવાજ કરવાનું સાર્થકય છે. તે વાયુ દેવતાને કાંઇ કાન નથી કે તે સાંભળે. તેઓ તો કાનની શક્તિના દાતા છે. આવા મહાન્ દેવનું વાહન હંસ માન્યું છે. તેનો અર્થ શું છે? હંસ નામ સૂર્યનું છે. भानुर्हंस सहस्रांशु स्तपनः सविता रविः એ આદિ સૂર્યનાં અનેક નામો છે. વાયુનો પ્રચાર તથા વેગ થવાનું કારણ સૂર્યજ છે, સૂર્યની ઉષ્ણતાથીજ તેમાં વેગ આવે છે. આથીજ સૂર્ય પ્રાતઃકાલમાં બાલકવત્ અને દુર્બલ હોય છે તથા તેની ગરમી કમી હોય છે ત્યારે પ્રભાતનો પવન હમેશાં મંદ, શિથિલ હોય છે. સૂર્ય તપવા માંડતાં વાયુ પણ ઉછાળા મારવા માંડે છે, અને બપોરના તે સર્વત્ર જબરી દોડધામ અને કુદાકુદ કરી મૂકે છે. સાયંકાળે પાછો તે જરા શાંત થાય છે. સૂર્યજ તેના વેગનું, તેના ગમનનું કારણ આ પ્રમાણે છે; તેથી સૂર્યને તેનું વાહન કહ્યું તેમાં શું ખોટું છે? ખોટું માત્ર એટલું છે કે હંસનો અર્થ પાછલા કાલમાં બેપગું પંખી કર્યો છે. પ્રોફેસર આપ્ટે પોતાના સંસ્કૃત કોશમાં કહે છે તેમ, The description of this bird as given by Sanskrit writers is more poetical than real, (અર્થાત્) "સંસ્કૃત કવિઓએ એ (હંસ) પક્ષીનું જે વર્ણન કર્યું છે તે સત્ય કરતાં કાવ્યાત્મક વિશેષ છે." તેઓએ હંસને કૈલાસ પર્વત પર હિમાલયની પેલે પાર આવેલાં માનસ સરોવરનાં તીરના મૂલ વતની (એબોરીજીન્સ—Aborigines) કલ્પ્યા છે, અને તેમની કલ્પના પ્રમાણે એ હંસો ગર્ભાધાનકાલે અને વર્ષારંભકાલે તે તરફ ભણી કુચ કરી જાય છે. અન્ય કવિઓ સાથે મહાકવિ કાલીદાસ પણ "અભિજ્ઞાન શાકુંતલ" માં કહે છે કે,

हंसो हि क्षीरमादत्ते तन्मिश्रावर्जयत्यपः। (શાકુંતલા, ६-૨૭)

અર્થઃ—હંસજ ક્ષીર (દુધ) ગ્રહણ કરે છે અને તેમાં મિશ્રિત કરેલાં પાણીનું વર્જન કરે છે.

હવે શુદ્ધમાં શુદ્ધ, અને મુખ્ય કરીને કપાસીયાજ ખાનારી ભેંસનાં જાડાંમાં જાડાં દૂધમાં પણ ૯૦ ટકા શુદ્ધ પાણી છે અને ૧૦ ટકાજ અન્ય નક્કર તત્વો છે એ રાસાયણિક પૃથક્કરણથી સિદ્ધ થયું છે, અને તે એટલે સુધી કે દુધની અંદરનાં નક્કર તત્વો લોટ અથવા પાઉડર—ચૂર્ણ તરીકે પણ સાંપ્રત રાસાયણિક પ્રક્રિયાઓના પ્રતાપથી પૃથક્ કરી શકાય છે. દુધવાળા ઉપાયે આંચળમાંથી દુધ કાઢવા પછી હોમેલું પાણી તથા આંચળમાંથી દુધ સમેત

નીકળેલું પાણી એ બે પાણીમાં કશો ભેદ નથી. ભેંસવાળાઓ વારંવાર દુધ વધારે નીકળે એ-ટલા સારૂ ભેંસને દોહવાની થોડી આગમચ ભેંસને પાણી પાય છે, જે પાણીનો એક ભાગ દોહ-તા સાથે દુધમાં મિશ્રિત થઇને આવે છે. સાંપ્રત રાસાયણિક શોધોના પ્રકાશમાં કવિઓનાં ક-થનમાં સત્ય કરતા તર્ક તથા મધુરતા માત્ર વિશેષ લાગે છે. પરંતુ તેનો મૂળ આધાર તો સત્ય પરજ છે. જો કવિઓના દ્વિપગી હંસને તમે સૂર્યના અર્થમાં ઘટાવો તો તે ઉત્તમ રીતે ઘટશે. સૂર્ય રૂપી શ્વેત પક્ષી સાયંકાલ રૂપી ગર્ભાધાનના સમયે હિમાલયની પેલી તરફ હમેશાં અદ્રશ્ય થઇ જાય છે, જાણે કે તેજ તેનું રાત્રીએ રહેવાનું સ્થલ કેમ ન હોય! વર્ષાઋતુને પ્રારંભે હંસ પક્ષીઓ માનસ સરોવર (હિમાલય) તરફ પ્રયાણ કરે છે એમ કવિઓ કહે છે. હવે, જેમ દિવસનો અંતિમ ભાગ સાયંકાલ છે તેમ વર્ષનો અંતિમ ભાગ વર્ષા ઋતુ છે. સૂર્ય રૂપી પક્ષી પણ પોતાના વર્ષ રૂપી દિવસ (કારણ કે સૂર્યની જ્યોતિષ શાસ્ત્ર રૂપી ચક્ષુની દ્રષ્ટિથી તો ૧ વર્ષ ૧ દિવસ સમાનજ છે) ની સાયંકાલે હિમાલયની પેલી પાર ચાલ્યો જાય છે, અદ્રશ્ય થઇ જાય છે. ઘટનાની સમાપ્તિ આટલેથીજ થતી નથી. ક્ષીરનીરને પૃથક કરવાની કોઇનામાં પણ સૌથી નિર્વિવાદિત શક્તિ હોય તો તે સૂર્ય રૂપ હંસ પક્ષીમાંજ છે! તે નિરંતર દુધ તો શું પણ સમગ્ર વસ્તુમાંથી જલ તત્વને છુટું પાડી નાંખે છે! સમુદ્રના સમુદ્ર તે પી જાય છે, એવી અદ્ભુત તેની જલશોષક શક્તિ છે. એ સમુદ્રપાન કરી જનાર અગસ્ત્ય ઋષિ તે ભગવાન્ સૂર્ય નારાયણ પોતેજ જુદા રૂપમાં છે! કોઇ પણ વસ્તુમાં જલ ગમે તેવું ઓતપ્રોત અને ગુપ્ત ભરાઇ એઠું હશે પરંતુ સૂર્ય પોતાનાં કીરણરૂપ દૂત દ્વારા તેને જરૂર છુટું પાડશે. કોઇ પ્રશ્ન કરશે કે દુ-ધમાં વાસ કરતા જલનેજ છુટા પાડવા ઉપર કવિઓ કેમ ભાર મુકે છે! તેનો ઉત્તર સ્પષ્ટ છે. દુધમાં જળ જેટલું ઓતપ્રોત અને સંપૂર્ણ મળી ગયું હોય છે તેટલું બીજી કોઇ ચીજમાં મળી ગયલું લાગતું નથી. તે છુટું કરવું સૌથી મુશ્કેલ લાગે છે. હંસને જ્યારે સૂર્યથી પૃથક્ કલ્પ્યો ત્યારે પણ સૂર્યની જે શક્તિઓ અને ગુણો છે તેજ હંસમાં કલ્પી છે. એ શું અર્થ સૂચક નથી?

## પક્ષીને કેમ વાહન તરીકે કલ્પ્યું?

એવી પણ શંકા ઘણાને થતી હશે કે જ્યારે અન્ય દેવતાઓનાં વાહનો પશુઓ હોય છે ત્યારે બ્રહ્માનું વાહન હંસ પક્ષી કેમ કલ્પ્યું? તેનો ઉત્તર પણ હંસનો મૂલાર્થ સૂર્ય હતો તે છે. પક્ષી પેઠેજ ગગનમાં રોજ સૂર્ય પૂર્વથી પશ્ચિમમાં ઉડે છે! અને હંસનો રંગ પણ શ્વેત કલ્પ્યો છે તે પણ સૂર્યનાં શ્વેત રંગનું અનુસરણ જ છે!

## બ્રહ્માનું નિવાસસ્થાન અને પુષ્કર તીર્થ.

વિષ્ણુનું નિવાસસ્થાન ક્ષીરસાગર અને રૂદ્રનું નિવાસસ્થાન કૈલાસ પર્વત કલ્પ્યું છે. પરંતુ બ્રહ્માનું તેવું નિવાસ સ્થાન કલ્પ્યું નથી. તેનું કારણ પણ એજ છે કે બ્રહ્મા વસ્તુતઃ વાયુ દેવતા છે, અને પ્રસિદ્ધ છે કે વાયુનું કોઈ નિશ્ચિત નિવાસસ્થાન હોઇ શકેજ નહીં. તે તો નિરંતર ચલાય-માન, અને ગતિમાન છે. તે કદાપિ વિશ્રામ લેતો નથી. વાયુના પરમાણુનો સ્વભાવજ અસ્થિર રહીને નિયુક્ત દિશામાં પર્યટન કરવાનો છે! તેથી તેનું નિવાસ સ્થાન અકલ્પ્ય થઇ પડે છે ટુંકુંજ નહીં પણું બળાત્કારથી કલ્પના કરો તો પણ બ્રહ્માના ગુણનો તેથી ઉલ્ટો વ્યાઘાત થાય એમ છે.

બ્રહ્માનું એક નિવાસસ્થાન છે પદ્મ. અને તે કમલ છે. તે પરથી તેમનું એક નામ कमलासन એવું પણ પડ્યું છે. પરંતુ કમમાં કમ સામાન્ય મનુષ્ય જેવડા બ્રહ્મા નાના સરખા અને કોમલ કમલનાં નાજુક પાંદડાં ઉપર માઇ શકે તેમજ કમલપત્ર તેમનો ભાર ક્ષણભર પણ સહન કરી શકે એ અસંભવનીય છે. તેથી એજ અનુમાન પર આવવું પડે છે કે બ્રહ્મા તેમજ કમલ એ એના વર્તમાનથી કાંઇ જુદાજ અર્થ હોવા જોઇએ. બ્રહ્માનો અર્થ તો નિશ્ચિત કરી ગયા છીએ. કમલનો હવે કરીશું. કમલનું એક નામ "પુષ્કર" છે. विसप्रसून राजीव पुष्करांभोरुहाणि च અર્થાત્ બિસ, પ્રસૂન, રાજીવ, પુષ્કર, અંભોરૂહ આદિ અનેક નામ કમલનાં છે. હવે લક્ષમાં રાખો કે પુષ્કર એ નામ આકાશ અંતરિક્ષનું પણ છે. अंबरम्। वियत् व्योम। वर्हिः। धन्व। अंतरिक्षम्। आकाशम्। आपः। पृथिवी। भूः। स्वयम्भूः। अध्वा। पुष्करम्। सागरः। समुद्रः। अध्वरम्। इति षोडशान्तरिक्षनामानि ( नि. १-३. )

ઋગ્વેદના ૭ મા મંડળના ૩૫-૧૧ માં પણ महाणावेंय्येन विश्वेदेवाः पुष्करेत्वाददन्त। ઇત્યાદિ મંત્રની વ્યાખ્યા કરતાં, ભગવાન યાસ્કાચાર્યજી पुष्करमन्तरिक्षं पोषाति भूतानि। કહીને "પુષ્કર" નો અર્થ અંતરિક્ષજ કરે છે. બ્રહ્માનું નિવાસસ્થાન આ પ્રમાણે કમલ કહેતાં પુષ્કર અને પુષ્કર કહેતાં અંતરિક્ષ ઠર્યું. અને અંતરિક્ષ કોનું નિવાસસ્થાન છે? નિસ્સંદેહ જો તે કોઇનું પણ નિવાસસ્થાન હોય તો તે વાયુ દેવતાનું છે. વાયુ તેજ બ્રહ્મા છે. માત્ર વૈદિક શબ્દોના બહુ અર્થોનો લાભ લઇને, અલંકાર સાથે હદથી જ્યાદે રમત રમવાથી હસવાનું ખસવું થઇ ગયું છે અને મૂલનો ભૂલાવો અને ઘોટાલો થઇ ગયો છે. આટલી ધટનાથી પરિસમાપ્તિ થતી નથી. બ્રહ્માનાં નિવાસસ્થાન તરીકે પ્રારંભમાં કમલને સ્થલે પુષ્કર જ શબ્દ વપરાતો હતો. બ્રહ્માનાં સ્થૂલ મૂર્ત નિવાસસ્થાનનું નામ "પુષ્કર" જ આપ્યું છે કે જે સ્થલ આજમેરથી થોડા માઇલ દુર આવ્યું છે.

## બ્રહ્માની મૂર્તિ કેમ નથી પૂજાતી?

લૌકિક વાયકા એવી છે કે, બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતી સાથે બિભત્સ વર્તન ચલાવ્યું તેથી તેને તેના પુત્રોએ શાપ આપ્યો કે "તમારી આજથી કોઇ પૂજા કરશે નહીં." પરંતુ બ્રહ્મા જેવા મહાજ્ઞાની દેવેશ્વર, એવું કર્મ કરે અને એવા પિતાના પુત્ર પિતાને શાપ દે એ કાંઇ તરત માની લેવા વાત તો નથીજ. જો કે એ દંતકથા સત્ય નથી તોપણ તેનું કારણ સત્ય છે! બ્રહ્માની પૂજા નથી તેનું કારણ બીજું કાંઇ નહીં પરંતુ તેની મૂર્તિ નથી તેજ છે અને તેની મૂર્તિ હોવી અસંભવિત છે. નરનારાયણ, રામકૃષ્ણાદિ દૈવી મહાપુરૂષો ઐતિહાસિક હતા, અને તેમની આકૃતિ હતી તેથી તેમની મૂર્તિ પ્રતિનિધિ રૂપે સંભવે છે. સૂર્યની મૂર્તિ પણ સંભવે છે, કારણ કે તેની આકૃતિ છે. પરંતુ જેને આકૃતિજ નથી, જે દેશ કે દિશાથી બદ્ધ નથી, જેને રંગ, રૂપ, હાથપગ કે અવયવજ નથી, જે જીવનમુક્ત પેઠે, અદ્રશ્ય રીતે ઇચ્છાનુસાર વિચરે છે એવા વાયુ ઉર્ફે બ્રહ્મા દેવતાની મૂર્તિ કેવી રીતે કલ્પી સકાય? કલ્પના ઉદ્‌ભવતી મુશ્કેલ છે. મૂર્તિપૂજાના યુગમાં જો બ્રહ્માને સર્વથા મનુષ્યદેહધારી માનતા હતે તો જરૂર તેની મૂર્તિ ખડી થઇ ચૂકી હતે. પરંતુ મૂર્તિપૂજાના પ્રચારના પ્રારંભમાં આર્ય પ્રજાને બ્રહ્મા તો વાયુ છે એવું કાંઇક પણ સૂક્ષ્મ જ્ઞાન હતું તેથી તેની મૂર્તિ મૂલથીજ નિષિદ્ધ ગણાયલી અને તે વિચારપરંપરા (વાયુનું તે ઉપનામ માત્ર હોવાનું પાછળથી ભૂલાઇ જવા છતાં) તો ચાલુજ રહી. તેથીજ તેની

મૂર્તિ તથા તેની મૂર્તિની પૂજા અટકી ઉલટું "તમારી પૂજા નહીં થાય" એ શાપ આપવાની કલ્પના પાછળથી મૂર્તિપૂજા નહીં થતી જોઇને કલ્પનાપ્રિય કવિઓએ ઘડેલી લાગે છે. લોકમાન્યતા એમ છે કે શાપ પ્રથમ આપ્યો ને પૂજા પછી બંધ થઇ. ઐતિહાસિક અને શાસ્ત્રીય ચક્ષુથી જોતાં પૂજા પ્રથમ બંધ હતી અને શાપ પછી અપાયો ( કલ્પાયો ) એમ લાગે છે.

બ્રહ્માની પૂજા ન હોવાનાં અનેક અન્ય કારણો કલ્પાયાં છે. મહા શિવ પુરાણમાં વળી અવનવું જોવામાં આવે છે. એક લાંબી વાર્તા તેની ૨૭ સંહિતામાં આપી છે, જેનો સાર એ છે કે કે દિવ્ય, અપ્રમેય સ્થંભનો પાર પામી ઇશપણું મેળવવા બ્રહ્માએ વિષ્ણુ સાથની સ્પર્દ્ધા કરી વિષ્ણુ સાથે યુદ્ધ કર્યું, અને વળી અસત્ય બોલ્યા કે મેં તે સ્થંભનો અંત જોયો ! તેવું અસત્ય બોલવા સારૂ તેનો પ્રહાર કરવા શિવે ભ્રકુટિના મધ્યમાંથી ભૈરવ ઉત્પન્ન કર્યો. પછી શિવે શાપ દીધો કે " લોક વિષે તમારો ઉત્સવ તથા સત્કાર થશે નહીં. પરંતુ અગ્નિહોત્ર, તથા યજ્ઞ તમારા વિના નિષ્ફલ જશે ( શિવપુરાણ ૨-૮-૧૯૧ ). આ પ્રમાણેની એક બીજાથી વિરૂદ્ધ જતી વાતો સૂચવે છે કે, હા કહો કે ના કહો, બ્રહ્માની પૂજા થતી નહીં હોય ત્યારેજ તેનું મૂલ કારણ ન જાણનારાઓની જીજ્ઞાસા તૃપ્ત કરવાને ઉપલી જેવી વાર્તાઓ કલ્પવામાં આવેલી અને તેઓની જીજ્ઞાસા ગમે તેવા ખુલાસાથી તૃપ્ત થતી તેથી તે સમયના વિદ્વાનોનું કામ બહુ આસાન થઇ પડેલું હોવું જોઇએ એ નક્કી છે.

બ્રહ્માની મૂર્તિની પૂજા ન હોવાનું એક બીજું મોટું કારણ છે. મૂર્તિપૂજ્ય થવા પૂર્વે તેમાં પ્રાણ પ્રતિષ્ઠાની ક્રિયા કરવી પડે છે. પ્રાણનાં પ્રતિષ્ઠાન પૂર્વે તે શાસ્ત્રીય દ્રષ્ટિથી જડ માનવામાં આવે છે. જૈન બંધુઓનાં તીર્થંકરોની મૂર્તિની પણ પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવે છે. તેજ પ્રમાણે હીંદુ મૂર્તિઓની પણ કરવામાં આવે છે. બીજા દેવોની મૂર્તિમાં પ્રાણનું પ્રતિષ્ઠાન સંભવે છે. પરંતુ પ્રાણરૂપ વાયુમાં પ્રાણનું પ્રતિષ્ઠાન સંભવતું કે ઘટતું નથી. મૂલમાં અમૂર્ત્ત તેની મૂર્તિ અને વળી મૂલમાં પોતે પ્રાણ તેમાં પાછા પ્રાણ નવા તે લાવવા ક્યાંથી? બીજા દેવો તો વાયુપ્રાણથી પૃથક્ છે તેથી તેમનામાં પ્રાણનું આરોપણ સંભવે છે, પરંતુ વાયુમાં નહીં. તે તો પોતાની ખાંધ ઉપર બેસવાવાળી વાત જેવું થયું ! એટલુંજ નહીં પણ વાયુ ચક્ષુ શીવાયની ઇંદ્રિયથી જ્ઞેય છે, નિરંતર સમીપ છે. તેથી પણ તેની મૂર્તિની આવશ્યકતા લાગેલી નહીં; કારણ કે મૂર્તિપૂજાનો પણ પક્ષ એજ છે કે મૂલ દેવ અપ્રત્યક્ષ હોય તો પ્રતિનિધિ તરીકે મૂર્તિ કામમાં આવે છે. પણ વાયુ દેવતા તો રાત્રિદિવસ, નિરંતર સમીપ અને જાતે હાજર છે. તેથી તેને પ્રતિનિધિ જોઇએ શાને ? તે ગેરહાજર હોવાનો સંભવ હોય તોજ પ્રતિનિધિ તો સંભવે ! આમ અનેક કારણોથી બ્રહ્મા ( વાયુ ) ની મૂર્તિપૂજા, મૂર્તિપૂજાના કાલમાં પણ પ્રચરિત થઇ નહીં. સમસ્ત ભારત વર્ષમાં માત્ર ચાર સ્થળે*જ બ્રહ્માનાં મંદિરો છે અને તેમાં તેની મૂર્તિઓ છે. અને એ ચારે સ્થળ વિદ્વાન બ્રાહ્મણોનાં સ્થલ નથીજ. બહુ અર્વાચીન કાલમાંએ મૂર્તિઓ વેદતેમજ પુરાણ ગ્રંથોના અજાણીઓએ સ્થાપેલી હોવી જોઇએ. બ્રહ્માની મૂર્તિ પુરાણાનુસાર વર્જીત છે.

### બ્રહ્મા ઋષિ.

બ્રહ્માને ચારે વેદના જ્ઞાતા માનવામાં આવે છે. વાયુથીજ વાણી માત્ર છે. અને વાણીથીજ

* પુષ્કર, ઇડર ( રજપુતાના ) દુદાહી ( બુંદેલખંડ ) કોટકલ ( મલબાર ) એ ૪ સ્થળે બ્રહ્માની મૂર્તિઓ છે. નવા " ઇમ્પીરીયલ ગેઝીટીયર"માં ક્રુક્સ કુકનો લેખ.

જ્ઞાનનો વ્યવહાર મુખ્ય કરીને થાય છે તેપરથી તેમજ આ પૃથિવી પરની માનવસૃષ્ટિની આદિમાં બ્રહ્મા નામક એક ઋષિ થઇ ગયા તેપરથી, ચતુર્મુખી હીંદુ ત્રિમૂર્તિના બ્રહ્માને પણ વેદજ્ઞાતા ઠેરાવ્યા છે. વસ્તુતઃ વેદજ્ઞાતા બ્રહ્મા તો મનુષ્ય દેહધારી હતા, અને તેમને બ્રહ્મા નામક વાયુ દેવતા સાથે કશો સંબંધ હતો નહીં. છાંદોગ્ય ઉપનિષદ્‌માં લખ્યું છે કે,

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच । प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यः ॥

છા. ઉ. ૩-૧૧-૪; ૮-૧૫-૧.

અર્થઃ—બ્રહ્માએ એ જ્ઞાન પ્રજાપતિને કહ્યું. પ્રજાપતિએ મનુને કહ્યું. મનુએ પ્રજાઓને કહ્યું.

આ પરથી સિધ્ધ થાય છે કે બ્રહ્મા એક પ્રસિદ્ધ ઋષિ હતા. મુંડકોપનિષદ્‌માં ઋષિ બ્રહ્માની આ પ્રમાણે સ્તુતિ-પ્રશંસા કરી છેઃ—

ब्रह्मा देवानां प्रथमः सम्बभूव विश्वस्य कर्त्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥

અર્થઃ—બ્રહ્મા દેવોમાં પ્રથમ થયા, તેઓ વિશ્વના કર્તા તથા ભુવનના રક્ષક હતા. તેમણે સર્વ વિદ્યા પ્રતિષ્ઠા પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વાને કહી.

હવે જો વેદજ્ઞાતા, અને વેદજ્ઞાનના મૂલ પ્રચારક મહર્ષિ બ્રહ્મા તેજ ચતુર્મુખી બ્રહ્મા હતે તો અવશ્ય, યા તો મુંડક ઉપનિષદ્‌માં બ્રહ્માના કેટલેક સ્થળે સાત તો કેટલેક સ્થળે દશ, મરિચી આદિ પુત્રો ગણાવ્યા છે તેનાં નામ હતે, અથવા તો પુરાણોમાં જેવાં એ સાત અથવા દશ પુત્રોનાં નામો આવે છે તેમાં 'પુત્ર અથર્વાનું' નામ જરૂર હતે, કારણકે વિદ્વાન્ પુરાણકારોની કૃતિ કરતાં મુંડક ઉપનિષદ્ સર્વાનુમતે અતિ પ્રાચીનતર છે અને પુરાણકારો એ ઉપનિષદ્‌થી અજ્ઞાન હતા એમ માની શકાશે નહીં. પરંતુ તેમાંનું એકે નથી. કોઇ પણ પુરાણમાં બ્રહ્માના કોઇ પણ પુત્રનું નામ અથર્વા નથી. તેથી સિદ્ધ થાય છે કે બ્રહ્મા નામના એક ઋષિ હતા, અને તેની ખ્યાતિ ત્રિમૂર્તિના બ્રહ્માના ઉપયોગમાં લેવામાં આવે છે.

## સત્ય ત્રિમૂર્તિ.

વેદના શુદ્ધાર્થ સરલ કરનાર પ્રખ્યાત પારમાર્થિક મુનિ યાસ્કાચાર્ય કહે છે કે, तिस्र एव देवता इति नैरुक्ताः । अग्निः पृथिवीस्थानः । वायुर्वेन्द्रोवान्तरिक्षस्थानः । सूर्यो द्युस्थानः । અર્થાત્ નૈરૂકોના કથનાનુસાર ત્રણ દેવતા છે. અગ્નિ દેવતા પૃથ્વી પર છે. અંતરિક્ષમાં વાયુ છે તથા દ્યુલોકમાં સૂર્ય છે. અને એ ત્રણ અગ્નિ, વાયુ અને સૂર્યનાં નામ પાછળથી ફેરવાઇને રૂદ્ર, બ્રહ્મા તથા વિષ્ણુ થયાં છે. બ્રહ્મા સંબંધી ખુલાસો યથાશક્તિ આ લેખમાં કરી ગયા છીએ. જો ખુલાસાની હમારી શૈલી તથા તર્ક હમારા સુજ્ઞ વાચકોને પસંદ છે એમ પ્રતિત થશે તો એજ પ્રમાણે વિષ્ણુ તે સૂર્ય છે તથા મહાદેવ તે મૂલના અગ્નિ દેવતા છે તે સિદ્ધ કરવાનો પ્રયત્ન આગામી અંકમાં આદરીશું.

અંતમાં, સ્વીકારવું જોઇએ કે આ લેખ કાંઇ બધો હમારાજ ભેજામાંથી અને અસલ ગ્રંથાવલોકન કરીને ઉપજાવી કાઢ્યો નથી. મોટે ભાગે ઘણાક વિદ્વાનોના ગ્રંથોનો આધાર લીધો છે.

# આપણા ઘરમાં વસ્તી કેટલીક અમાનુષી પ્રજાઓ-તેનાં અસ્તિત્વનાં કારણો અને નાશના ઉપાયો.

---

બહોળા કુટુંબકબીલા સહિત રહેતા એક અસલી વિચારના હીંદુનાં જૂના પુરાણા ઘરમાં રહેતી અમાનુષી પ્રજાની તમે કોઇક વખત ફુરસદ કહાડીને ગણતરી કરશો તો તમને શું માલમ પડશે? આંકડાથી તમારી પત્થરપાટી જરૂર ભરાઇ જશે. એકાદ મધપૂડો, એકાદ સાપ, આશરે ૨-૩ બીલાડી, ૩૦-૪૦ ઉંદર, ૪૦-૫૦ કરોળીઆ, ૫૦-૭૫ ધીસોડી, ૧૦૦-૧૫૦ વાંદા, ૨૦૦-૩૦૦ કંસારીઓ ૩૦૦-૪૦૦ મચ્છર, ૫૦૦-૭૦૦ માકડ, થોડાક ચાંચડ, થોડાંક મગતરાં, અને અગણિત માખીઓ, એટલાંનો તો જરૂર તમારી 'સેન્સસ' માં સમાવેશ થઇ શકશે. ઘણાક હીંદુ બંધુઓ આ સ્વેદજ, અંડજ યોનિઓ જાણે મનુષ્યના રહેઠાણની સાબીતીઓ હોય તેમ ગણે છે. તેમની હાજરીથી પોતાને ખમવાં પડતાં નાનાં દુઃખો તેઓ, જીવનનાં સુખદુઃખનાં મિશ્રિત અનુભવનો એક કુદરતી ભાગ હોય તેમ વર્તે છે. તેઓની સંખ્યા ભયંકર ન થઇ પડે ત્યાં સુધી તેઓ ગૃહમાં દર, કોતર વગેરે પ્રકારનાં ઉપગૃહ બનાવે અને તેમાં આનંદથી તથા ઉલ્લાસથી હરે ફરે, રમે ફરે, અને વંશની વૃદ્ધિ પણ કરે, તેમાં કશું વાંધા ભર્યું જોતા નથી. એટલુંજ નહીં પણ, પોતાના ઘરમાં લગભગ વગર ખરચે હજારો જીવો પળે છે તે માટે પોતાને પુણ્ય લાગે છે એમ પણ કદાચ કેટલાક માનતા હશે, અને પ્રભુનો, મફતમાં પુણ્ય થવા માટે પાડ પણ માનતા હશે. એ ભલા આદમીઓની દયાલુતા પ્રશંસનીય છે, અને પોતાના સુખનો આત્મભોગ કરવાની વૃત્તિ તેથી પણ વધારે અભિવંદનીય છે. પરંતુ પ્રશ્ન એ થાય છે કે, જીવાતનાં આવાં સંસ્થાનો ઘરમાં વસવા દેવાં એ શું કાંઇ ઘર કે કુટુંબનું ભૂષણ છે? શું ખચીત એવી રીતે જીવ પળે એ ઉત્તમ પક્ષ છે? શું ખરે એથી દયા થાય છે? હમને ભય છે કે અંતમાં એ દયાનો નિર્દયતામાંજ અંત આવે છે. એ નિશાચરો અને મલચરો અને ખટમલોની મધ્યમાં તથા સાંનિધ્યમાં રહેવાથી મનુષ્ય, મલીન, એદી, ફુવડ, રોગી અને ચેપી બને છે. તેનો નાશ તેઓ ચાહતા નથી એમ નથી. જેમને ત્યાં આ આબાદી હોય છે તેઓએ તે જાણે ઇશ્વરકૃત, ઇશ્વરદત્ત અને પરમાત્મા પ્રેરિત હોય એમ માની લીધું હોય છે. જાણે શિવે ક્રોધાવેશની કોઈ ક્ષણે મનુષ્યને તેમના સહવાસનો શાપ આપ્યો હોય અને બ્રહ્માએ તપથી પ્રસન્ન થઇને પારકા ઘરમાં મોજ મજા કરવાનું એ અમાનુષી પ્રજાને વરદાન આપ્યું હોય એમ જાણે માની લઇને તેઓ નાસીપાસ થઈ ગયા હોય છે અને એમ માની લે છે કે, એ બલાઓથી મુક્ત થવું અશક્ય છે. આ લેખનો એમ બતાવવાનો હેતુ છે કે તેવું કશું નથી.

* * * *

હીંદુઓના ઘરમાં, કહો કે હીંદીઓના ઘરમાં, માંકડચાંચડ વિગેરે નાના મોટા જંતુઓનો ઉપદ્રવ હોવાનાં મૂલ કારણો તેઓ પોતેજ છે. તેઓજ તેના બીનકાયદેસરના ઉત્પન્ન કર્તા પિતા છે. તેઓએ ઘર એવાં બંધાવેલાં હોય છે કે, ખુદ પોતા કરતાં માંકડમચ્છર વગેરેને રહેવાની વધારે સગવડ ઘરનો 'પ્લાન' કરતી વખતેજ વધારે લક્ષમાં ન રાખી હોય! વાંદાને રહેવા મોરી,

ઉંદરને તથા કસારીના કુટુંબને રહેવા માળીયાં, ધીલોડીને રહેવા વાંસની છજા, ચાંચડને રહેવા લીંપણની જમીન, માકડને રહેવા ખાખાખોચીયાં તથા ફાટ વાળી ભીંત તથા ફરેકાળ, તથા બે-શુમાર બાકોરાં અને દોરી વાળો પલંગ, ખુરશી તથા હીંચકાનું ફર્નીચર. કહે છે કે દુન્યાના સર્વે દેશો કરતાં જેપાનમાં ધરતિકંપો સૌથી વિશેષ સંખ્યામાં થતા હોવાથી તે વિષયની વિદ્યા ( Seismology—સીસ્મોલોજી ) તે દેશમાં સૌથી ઉન્નત થઇ છે. તેજ શબ્દોમાં કહી શકાય કે આ દેશમાં પણ માકડોની સંખ્યા એટલી પુષ્કળ ઘેર ઘેર છે કે તે સંબંધી વિદ્યા આ દેશમાંજ સૌથી ઉન્નત થઇ છે. તે વિચિત્ર પ્રાણિને વશ કરવા તથા અંકુશમાં આણવા જે વિચિત્ર યંત્રની શોધ થઇ છે તેનું માન પણ આજ દેશની મૂળ શોધક બુદ્ધિવાળી પ્રજાને ઘટે છે. તે યંત્ર તે બીજું કાંઇજ નહિ પણ માકડીયું છે! તેના વજનને હિસાબે ચોડાંઓ દરેક ઘરમાં હોય છે. રાતના તે તકીઆ નીચે મુકીને શેઠ સુઇ જાય છે એટલે માકડની ધારા નીચે ઉતરે છે. કરડવાનું શરૂ કરે છે. શેઠ સુતો સુતો બબડે છે કે, ભલે કરડી લે. કરડતાં કરડતાં કોઇ કર્મકાંડી બ્રાહ્મણ તો એમ મલકાતો હશે કે, યજ્ઞમાં હોમવા પહેલાં લીલા ચણા ખુબ ખવાડીને જાડા કરવામાં આવતા બકરા જેવો એ માકડોનો ઘાટ થાય છે! લોહી ચુસીને માતેલા અને ચાલવા પણ અશક્ત થઇ ગયેલા માકડો તૈયાર મળતાં માકડીયાની ધર્મશાળામાં શેષરાત્રી વિશ્રાંતિ લે છે. સવાર પડતાં દરેક જણનાં છોકરાંઓ માકડોને કાડવા એક બીજાનાં પડોશીના ઘરના ઓટલા પાસે તેઓ આમતેમ ગયા એવો લાગ જોઇને માકડીયાં ઠોકી આવે છે! જેમ માકડની તેમ ઉંદરવાઇના ઉંદરોની પણ અદલાબદલ થતી રહે છે! જ્યાં માકડ કે ઉંદર ગમે તેટલાં માંકડીયાઓ અને ઉંદરવાઇઓ ભરી ભરીને મોકલી આપવા છતાં ઓછાં થતાં નથી. દર વરસે અને દર પેઢીએ તેથી ઘરવાળાઓ આશ્ચર્ય પામ્યા કરે છે કે તેમનામાંથી કોઇ ઓછું થતું કેમ નથી દેખાતું.

* * * *

જો તેઓ આરોગ્ય શાસ્ત્રના નિયમોનું પાલન કરે તો તેમને આશ્ચર્ય પામવાનું કારણ રહે નહીં. એ પ્રસિદ્ધ છે કે ઉચ્ચ વર્ગના યુરોપીયન ઘરોમાં માકડ વગેરે જીવોનું નામ નીશાન ઘણું ખરું હોતું પણ નથી. તેનું કારણ શું છે? માકડ સ્વેદજ અર્થાત પરસીનામાંથી ઉત્પન્ન થાય છે. તેથી પરસીનાનાં બિંદુ મળતાં તેમની ઉત્પત્તિ થાય છે. જો શય્યાપરની ચાદર તથા તકીઆના ગલેફ જે પર હમેશ પરસીનાનાં ટીપાં પડે છે તે દરરોજ નહીં તો બે ત્રણ દીવસે બરોબર ધોઇ નાંખવામાં આવે તો એક મુખ્ય કારણ ઓછું થઇ જાય. હીંદુઓ દરરોજ સ્નાન કરે છે એ તેમની જેવી તેવી સુધના નથી. પરંતુ કમનસીબે પોતાનાં શરીરનેજ તેઓ સ્વચ્છ રાખે છે. આગળ પાછળની ચીજો શરીર જેટલીજ સ્વચ્છ રાખવાની અગત્ય તેઓ પીછાનતા નથી. સ્નાનસંધ્યા કરીને પરસીનાથી તરબોળ બદન અને અંગરખો તેઓ ખુશીથી પહેરશે! જોડામાંના કાદવ તથા પરસીનાના મેલથી બાઝેલા પોપડા તો તે પર પગનાં આંગળાંની આકૃતિની રેખા પડે છે એટલા ગંદા થાય છે! અંગ્રેજ ન્હાશે નહીં પણ એક વખત કપડામાં પરસીનો પચવા પછી તે ધોવાયા વિના તે પહેરશે નહીં. ઉભયે સુધરવાની જરૂર છે. શરીરનાં અંગો તેમજ વસ્ત્ર એક બીજાના સંબંધમાં હોવાથી બન્ને એક સાથે અને એક સરખાં સ્વચ્છ હોય તોજ તેનો લાભ તથા ઉપયોગ છે. એક વગર બીજું લગભગ નિરર્થક છે. શરીર તથા પહેરવા સુવાનાં વસ્ત્રોજ નહીં પરંતુ ઘરની સઘળી ચીજો પણ તેટલીજ સ્વચ્છ હોવી જોઇએ. ઘરનું ફર્નીચર વેચાતું લીધું તે પછી દર વરસે કે દસ વરસે પણ પાલીશ કે વાર્નીશ ભાગ્યે થાય છે. અરૂપાનો એક કપડું ફાટે છે ત્યારેજ બીજું

પહેરે છે. આપણે રાચરચિલાંના સંબંધમાં અહુધાનો જેવાજ છીએ. જો કબાટ ખુરશી પર, દર વર્ષે નહીં તો બે વર્ષે પણ વાર્નીશનો હાથ ફરે તો, તેમાં ઉધઇ, વાંદા કે માકડ થશે નહીં. વાર્નીશના વાસથીજ તેઓ ડરી તોપણ ભાગી જશે. વાસ નષ્ટ થતાંજ તેઓ તેમાં પોતાનાં સંસ્થાન વસાવી શકે છે. ચોપડીની અભરાઇ, વાસણોની અભરાઇ વગેરે પણ આપણી સ્ત્રીઓ રોજ અથવા દર અઠવાડીએ સાફ કરતી નથી. માત્ર અનિયમિત રીતે થતાં ઘણુંજ દીવસે તેના ઉપર હાથ ફરે છે. જો કમનસીબે પાપ ઓછું થાય છે ને ઘણુ મહીનાઓ સુધી થતું નથી તો તો મહીનાઓ સુધી ચીજો જ્યાંની ત્યાં ખાંચરે પડી રહે છે, જેથી તેને હવા લાગી જવા વગર રહેતી નથી અને તેથી ઘર અનેક પ્રકારનાં નાશકારક જંતુઓનો ભોગ થઇ પડે છે.

* * * *

માકડ, મચ્છર, વાંદા, ઉધાઇ આદિ કીટ ન થાય તે સારૂ એક બીજી જરૂરી ચીજ હવા તથા પ્રકાશ છે. ઘરની દરેક ચીજ ઉપર તેનો મારો થોડાક કલાક તો રોજ ચાલવોજ જોઇએ. તેમ થતાં ચીજનું આયુષ્ય વધશે અને તેનો તે કીટો નાશ કરવા તેમાંથી ઉત્પન્નજ થશે નહીં. વાયુ, મલનાં પરમાણુઓને બ્હારી જાય છે અને સૂર્યનાં કીરણ તેમને છિન્ન ભિન્ન તથા નષ્ટ કરી નાંખે છે..

જો મોરીઓના ને ખાળોનાં નળ પહોળા કરી તથા તેનાં આવજાનાં છિદ્ર નાનાં રાખો—તેથી હાલ "દેશ"માં ઉલ્લીજ રીતે વર્ણવામાં આવે છે—તો વાંદા, ઉંદર પણ તેમાં પાણી શકશે નહીં. તે પાણીના મારાથી રોજ ધોઇ નાંખવા માત્રની જરૂર છે.

જીવાત ઘરમાં ન થવા દેવા માટે એક બીજી આવશ્યક બાબત મનુષ્યની વસ્તી છે.' એક ઘરમાં હદથી વધારે આદમી થવાં ન જોઇએ. કુદરત તથા મ્યુનીસીપેલીટી, તેટલી જગ્યામાંથી જેટલો મલ કાઢી શકે તેથી વધારે મલ તેઓ ઉત્પન્ન કરે તો અવશ્ય મલની વૃદ્ધિ થશે અને તદ્દવાર જીવાતને ઉત્પન્ન કરશે.

માળીયા તથા કાતરીયાં એ નાનાં જીવાતનાં કૈલાસ સમાન છે! ઘરના રદ્દ સામાનને કાઢી નાંખવાની, " સંઘર્યો સાપ પણ કામનો " એ કહેવતવાળી વાતોના સંસ્કાર વાળી અનુપત્નીની તે સામાન ગમે તે ભાવે કે મફત આપી દેવાની હામ ચાલતી નથી. એ કચરો સડીને અંદરથી ગમે તે જંતુઓ ઘરમાં ધીંગાણ મચાવે તે કબુલ પણ કચરા જેવા સામાનનો ત્યાગ તો નહીંજ કરે. " માળીયામાં કેટલો બધો સામાન માય છે ! " એ વિચારથી તેની હાનિથી અજાણ હીંદની સ્ત્રી જેટલી ખુશખુશ થાય છે તેટલી બીજા કશાથી થતી નથી. મુંબઇમાં ઓરડી શોધવા નીકળી પડનાર જુગલ જોડામાં સ્ત્રીનાં કાતરીયાંમાં તો એજ વાત હશે કે કાતરીયાં વાળી જગ્યા મળે તો ઘણું સારૂં ! નહીં તો સામાન મુકીશ ક્યાં? કયાં શું ગટરમાં ! રાતના દીવાપર ઉંદર ' ટેનીસ ' રમે, મચ્છરગણ બેંડ બજાવે, કંસારીઓ પીપી વગાડે, તે સઘળું કબુલ પણ માળીયાની જાગીર અને વતનનો કબજો તો નહીંજ છોડે ! જો માળીયો નહીં હોય તો ગળતાં ટમ્બારો, ભાંગેલી સપડીઓ, ટીનના કાળાં મેંસ જેવા મેલી ડબ્બાઓ, ફુટેલી ચીમનીઓ, જુના વગરની શીશીઓ અને શીશી વગરના બુચો, એવી અમૂલ્ય ચીજો તેઓ ક્યાં રાખે? બહાર મૂકે તો તો નજર લાગે ! ! છાજમાં કામડાં તથા ખરાબ જાતનાં લાકડાં વાપરવાથીજ ધીમેડી વગેરે કમકમાટ ઉપજાવે એવાં મલીન, વિષયુક્ત જીવાત પેદા થાય છે. છાજમાં જીવાત થવા બહુ સંભવિત છે,

કારણ કે તેની અંદરના ભાગમાં વાયુનું સંચરણ કે પ્રકાશ અશક્ય છે, તેથી તેમાં તો સુગંધી વાનો ભરો તો પણ તે વિશેષ નથી. જંતુનાશક ચીજો પ્રથમથીજ છજામાં થોડી ભરવી જોઇએ કે જેથી અંદરથી જંતુ થઇને સડો થવાજ ન પામે. ઘણાક યુરોપીયનો તેમ કરે છે. આથીજ તેમના મકાનોમાં જંતુ થઇ શકતા નથી.

ભોંય માટી તથા લીપણની આપણા લોકો કરે છે તેથી સરદી ઓછી થાય છે, એ લાભ છે; પરંતુ બીજા હાથ ઉપર તેની મરામત તથા કડાકુટ બહુ ભારી છે. તેમાં જંતુઓ પુષ્કળ પાકે છે. ચાંચડો તેમાંજ રહે છે, અને વધી શકે છે. સૂક્ષ્મ જંતુઓની પણ તે અનુકૂલ ભૂમિ છે. તેથી લાકડાની અથવા સાફ પથ્થરની જગ્યાજ વધારે પસંદ કરવા લાયક છે. છોની જમીનથી જેને સરદી લાગતી હોય તે જો ઘરમાં કપડાની સપાટ પહેરશે તો પછી સરદી વિશેષ લાગશે નહીં. તાત્પર્ય એ છે કે, જીવાતને વસવા તલપૂર પણ અનુકૂલતા આપવી નહીં. એ પરોણાઓનું કામ પતનુંજ નથી એટલે વિસર્જન થનાજ નથી! તેથી તેમને 'આવો' એટલો પણ આવકાર ન આપવાની ખાસ સંભાળ લેવી જોઇએ.

હીંદુ સ્ત્રીઓ એકંદર રીતે ઘર રાખે છે એટલું ઘણું સાફ રાખે છે પરંતુ ઘરની બહાર પણ સાફ રહે તેની તેમને બહુ ઓછી ચિંતા છે. ઘરની આસપાસ કચરો થવાથી તેમાંથી સડો તથા દુર્ગંધ થાય છે તથા અનેક જંતુઓ પાકે છે અને તેઓ ઘરમાં પ્રવેશ કરે છે. જો ઘરની આસપાસની ખુલ્લી જગ્યા પણ સાફ નહીં રાખો તો ઘરની અંદર સાફ રાખવાનો અર્ધશ્રમ વ્યર્થ સમજવો. એટલુંજ નહીં પણ મહોલ્લામાં પણ તેવુંજ સાફ હોવું જોઇએ, અને નગરમાં પણ એ પ્રમાણે હોવું જોઇએ. મ્યુનીસીપાલીટી પોતાનું કર્તવ્ય કરે તથા ઘરના માલિકો તેમજ ભાડુતો દરેક પોત પોતાનું કર્તવ્ય કરે તો નગરમાં થોડા પણ સાપ, કાનખજુરા, વીછુ આદિ મલ તથા બીનાસથીજ ઉત્પન્ન થતાં પ્રાણિઓ ઘરમાં દર્શન આપે નહીં; પરંતુ હાલ તો ત્રણમાંનું એકે પોતાનું કર્તવ્ય કરતા નથી. વસ્તુતઃ ત્રણે એકજ સપાટી પર છે. રહેવાનું મકાન એ મનુષ્યનાં શરીરનું શરીર છે, મહોલ્લો એ ઘર રહેવાનું શરીર છે, અને નગર તે મહોલ્લાને રહેવાનું શરીર છે. આ પરંપરાના સંબંધને લીધે મનુષ્યે કેવળ આત્મ શરીરની સ્વચ્છતા રાખીનેજ નહીં બેસી રહેતાં સઘળાં શરીરોને સ્વચ્છ રાખવાં જોઇએ.

*     *     *     *

સ્વચ્છતાનો બોધ કરવો સોંઘો તેમજ સહેલો છે. પરંતુ તે કરવો મોંઘો તેમજ અઘરો છે. તેથી નિર્ધનો પાસે શ્રીમંતોની સ્વચ્છતાની આશા રાખી શકાય નહીં. પરંતુ હમારી ફરયાદ ગરીબ વર્ગ સ્વચ્છ નથી તે નથી; પ્રતિકૂલતાને લીધે તેમની અસ્વચ્છતા ક્ષમ્ય છે—જો કે તેઓ પણ ચહાય તો, રાખે છે તેથી ઘણી વધારે સ્વચ્છતા રાખીને, જંતુઓનાઉપદ્રવ ટાળી શકે એટલો અવકાશ છે. કેટલાંક સ્વચ્છતાનાં કાર્ય એવાં છે કે જેમાં દ્રવ્યની નહીં પરંતુ ખંત તથા ઉદ્યોગ માત્રની આવશ્યકતા છે. આપણો શ્રીમંતવર્ગ પણ લગભગ દરિદ્ર જેવોજ માકડ મચ્છર વગેરે જંતુઓના સંબંધમાં ઉદાસીન છે એજ હમારી ફરયાદ છે. તેઓનાં બંધાવેલાં મકાનોમાં પણ દીનતર સૃષ્ટિ પુષ્કળ જોવામાં આવે છે. જંતુઓથી થતું દુઃખ સહન કરવાની તેમની શક્તિ દરિદ્ર વર્ગ જેટલી તીવ્ર હોતી નથી. તેથી તેમનો નાશ કરવાની દવાઓ વધારે છુટથી અજમાવે છે એટલોજ તેઓમાં તથા ગરીબ વર્ગમાં ફેર છે. વળી શોભા કરવા સારુ પણ અકસ્માતથી

જંતુનાશક સ્વચ્છતાનું કામ તેમને હાથે થઈ જાય છે; પરંતુ જંતુ ગૃહમાં હોવાજ ન જોઈએ, થવાજ ન જોઈએ, મૂળથીજ તેની ઉત્પત્તિનો અટકાવ થઈ શકે છે, એ જ્ઞાનનો પ્રકાશ તો હાલજ તેમને થવા માંડ્યો છે. જો મકાન બરોબર બાંધવામાં આવે તો કીડી મંકોડા માટે પણ અવકાશ નથી એ હાલજ તેમના લક્ષમાં આવવા લાગ્યું છે. મહાશય ઇંમ્પ્રુવમેંટ્ટ્રસ્ટને આ જ્ઞાનનો બલાત્કારથી, " બાયોનેટની અણીએ " પ્રચાર કરવા માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે ! ખરચ આથી બેશક વધી ગયો છે, ભાડાં વધ્યાં છે, અને બહુ ગરીબ વર્ગોને ભાડું ભારે પડી ગયું છે; પરંતુ એ નિશ્ચય છે કે રહેવાનાં સ્થાન વધારે સ્વચ્છ, જંતુ રહિત થવાથી જે લાભ મળશે તેના પ્રમાણમાં કાંઈક વધતું ભાડું હશી વીસાતમાં નથી. આ દુઃખ થોડાજ કાળનું જાણવું અને સુખ કાયમનું માનવું.

---

# આરોગ્યતા મેળવવાના પશ્ચિમના નવીન પંથો—આરોગ્યતાની આર્ય વૈદ્યકમાં મળતી ૩ કુંચીઓ.

( લેખક—રા તિલકચંદ તારાચંદ વૈદ—સુરત. )

આજે યુરોપ—એશિઆ—આફ્રિકા, અને અમેરીકા ખંડોના સુધરેલા દેશોમાં આરોગ્યતા રક્ષવી રાખવાના—લાંબું આયુષ્ય ભોગવવાના, ઘડપણ નહી આવવા દેવાના, તરેહવાર શારીરિક, માનસિક અને આત્મિક ઉપાયોની સુચના કરવામાં આવે છે. દરેક સુચના કરનાર પોતાનો સિદ્ધાન્ત સ્થાપન કરે છે. લાખોની સંખ્યામાં લોકો તેને માનનારા તરીકે જોડાય છે, તંદુરસ્ત દેખાય છે, પોતાના મનમાં મલકાય છે, પણ હજુ નક્કી પરિણામ જણાયું નથી. વિદ્યાના જમાનામાં અને કૃત્રીમ યુગમાં સત્ય શોધવું મુશ્કેલ થઈ પડ્યું છે. કેટલાક ખાવાનું ખુબ ચાવીને ખાવા ભલામણ કરે છે. કેટલાક ઉપવાસ કરવાની ભલામણ કરે છે. અને કેટલા શોધવાળાઓ માત્ર કુદરત ( નેચર ) પ્રમાણે ચાલવાનું શીખવે છે; તેઓ પશુના દાખલા આપે છે. જેમ પશુઓ કાંઇ પણ મશાલા વિનાનો ખોરાક ખાય છે, રાંધ્યા વિનાનો ખોરાક ખાય છે. જમીન ઉપર સુઇ રહે છે, ઉઘાડે પગે ફરે છે, તાપમાં રખડે છે, ટાઢ વેઠે છે, અથાત્ કુદરતે નિર્માણ કરેલા આહાર વિહારમાં કાંઇ પણ ફેરફાર કરતા નથી તેથી તેઓ તંદુરસ્ત રહી શકે છે, માટે મનુષ્યોએ પણ તેમજ કરવું જોઈએ. અને તે પ્રથા ઉપર ચાલવા ભલામણ કરે છે અને લોકો તેને પણ અનુસરી ચાલતા થયા છે. પણ હમને તો તેથી પેટ દાબીને હસવું પડે છે ! કારણ કે સુંદરેશી પ્રજાઓ ભવ્ય મકાનો બાંધી વિવિધ ફર્નીચરથી શણગારી, વસ્ત્રાભુષણથી અલંકૃત થઇ જે સુખ ભોગવે છે તેનું શું થશે ! તમામ માણસો ખાડા ખોદી તેમાં સુઇ રહે—ઉઘાડા ફરે, મળ મુત્રના વેગને જરા પણ રોકે નહીં તો પછી વર્તમાનમાં ચાલતો પ્રવાહ નકામો થઇ જાય. હવે આપણે શું કરવું ? માનસિક ઉપચારવાળા, જલોપચારવાળા, ( માટીના ) કાદવ ઉપચારવાળા, કુદરતોપચારવાળા, વિદ્યુતોપચારવાળામાંથી કોનું માનવું ! ઘર બાંધેલાં નહીં, કુવાં પડેલાં નહીં, શરીર ખાવું

નહીં, મળ મૂત્ર કર્યા પછી અપદ્વારની શુદ્ધિ કરવી નહીં, એવી ભલામણો થાય છે. કોની વાત માનવી ?

વર્તમાન કાલમાં જ્યારથી સૂર્ય પશ્ચિમ દીશામાં ઉગ્યો છે ત્યારથી હીંદી પ્રજા પોતાનું ભાન ભુલી આશ્ચર્યથી બેબાકલી બની ગઇ છે. પશ્ચિમથી એક નિયમ પ્રગટ થયો કે તુરત તેને પોતામાં દાખલ કર્યો. તે નિયમ પશ્ચિમના લોકોએ રદ કર્યો, બીજો ગ્રહણ કર્યો એટલે હમે બે નિયમ ગ્રહણ કર્યા ! પોતાનું ભુલતા જવું, નવું માનતા જવું, જુનું ત્યાગતા જવું, પણ વિચારપૂર્વક કોઇજ નિયમ નક્કી કરી શકયા નથી. દાખલા તરીકે, દીવેલના દીવસ ગયા—વિજળીના—એ તેની જગ્યા લીધી, દુધની જગ્યા ચાહે લીધી, રોટલીની જગ્યા બીશકુટે લીધી, પાણીની જગ્યા સોડાવાટરે લીધી, વીગેરે. હિંદી પ્રજાના આહાર વિહાર છુટતા જાય છે, નવા દાખલ થતા જાય છે. હિંદનું વગર સુકાનનું વહાણ કયા બંદરે જઇને પટકાશે તે નક્કી નથી ! એવી અવસ્થામાં હું કાંઈ બોલવા માગું છું.

જે વર્તમાન કાલમાં એક નિયમ ઘડાય છે, અજમાવાય છે, ખોટા પડે છે, બીજો પ્રગટ થાય છે, થીયરી ઉપર થીયરી પ્રગટ થાય છે, એક બીજાનું ખંડન કરે છે, કોઇ પણ રીત નક્કી થઇ નથી તેવા વખતમાં આપણે શું કરવું ? આપણે તો ધીરજ રાખી તમાશો જોવાનું અને આપણું ખોવાયલું આપણા ઘરમાંજ શોધવાનો વિચાર ચલાવવાનું છે. જો તેમ નહીં કરીશું તો આપણે અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થવાના. ઘરનું ગુમાવીશું, પારકું મળશે નહીં માટે મને આરોગ્યતા માટે તે નીયમમાં એક વાત યાદ આવે છે તે તરફ સમસ્ત હિંદી પ્રજાનું ધ્યાન ખેંચું છું. શિષ્ય ગુરૂને પુછે છે કે कोरुक् कोरुक् कोरुक् ? અર્થાત નિરોગી કોણ ? નિરોગી કોણ ? નિરોગી કોણ ? આવા ત્રણ પ્રશ્ન કર્યા. મહાત્મા સદ્‌ગુરૂજીએ કૃપા કરી ત્રણ પ્રશ્નના ત્રણ ઉત્તર આપ્યા કે હિતભુક્-મિતભુક્-अशाकभुक्. એટલે હીત પદાર્થ ખાવાવાલો, મિત ભોજન કરવાવાલો અને અશાક ખાવાવાલો. આ ત્રણ પ્રશ્નને ત્રણ ઉત્તર મળવાથી શિષ્ય પ્રફુલ્લિત લોચનથી ગુરૂના પાદ પદ્મને પ્રણામ કરી એના ગંભીર અર્થનો વિચાર કરે છે. ગુરૂજીના પ્રથમ પ્રશ્નના જવાબમાં એ આવ્યું કે हितभुक અર્થાત પ્રકૃતિને હિત હોય તેજ પદાર્થ ખાવા. હાલમાં આપણે આ નિયમનો ભંગ કરેલો જણાય છે. શેવ મમરા, ભજીયા, ખમણઢોકળાં, ગોપાપુરી, શંકરી, ઘુઘરા, વાલ, માલપુડા, દારૂ, ભાંગ, અફીણ, ભાંગ, ગાંજો તમાકુ, વગેરે ખાદ્યપદાર્થો અને પેય પદાર્થો જો કે મનુષ્યની પ્રકૃતિને જરા પણ હિતાવહ નથી છતાં બેધડક આપણે તેનો ઉપભોગ કરીયે છીએ, અર્થાત હીતને છોડી અહીતનેજ સેવીએ છીએ. તે પછી मितभुक નો વારો આવે છે. હું નથી ધારતો કે ત્રીશ કોડની વસ્તીમાં ૩૦૦ માણસ મિત આહારનો દાવો કરી શકે. એટલે ગમે તેવું સ્વાદ વાલું ભોજન થયું હોય, સરખે સરખા મિત્રો ખાવાને બેઠા હોય, તે વખતે આઠ તોલા કે સોળ તોલા હમેશના ધારા કરતાં અડધો તોલો પણ વધારે નહીં ખાનાર કોણ નીકળશે ? અને ત્રીજો अशाकभुक. એટલે માત્ર મુખમાં ચાવીને ખાતાં ખોરાક અટકી પડે તો જીભમાંથી રસ છુટો પાડવા માટે ખારા—ખાટા—તીખા—કડવા—અને કશાય પદાર્થ જીભને લગાડવા જેથી જીભમાંથી રસ છુટો પડી ખોરાક સાથે મળીને હોજરીમાં જઇને અન્નને પચાવે—એટલા માટે ભોજનમાં શાક, ચટણી, અથાણા, રાઇતા વગેરે પદાર્થ ખાવાને નિર્માણ કરેલા છે. પણ બે રોટલી સાથે ચાર શાક, આઠ રાઇતાં અને સોળ પ્રકારની ચટણી ખાનારાની આપણામાં ખોટ નથી [illegible] તેનો નીયમ પણ ભંગ થયો છે.

મિત્રો ! આપણે આરોગી રહેવા માટે ફાંફાં મારીએ છીએ. હવા ખાવા માટે હવાવાળા સ્થાનમાં જઇએ છીએ. વૈદ્યોનિ માત્રા, ડાક્ટરોની દવા કે હકીમોની માજુન કે યાકુતીઓ ખાઇએ છીએ. શું તેથી આપણે આરોગી રહી શકીયે છીએ ? કદી નહીં. અત્યાર સુધીનાં ચિકિત્સા શાસ્ત્રે ગમે તે જાતની ચિકિત્સા બનાવી હોય પણ જ્યાં સુધી ઉપર કહેલા નિયમ પ્રમાણે માણસો ચાલે નહીં ત્યાં સુધી શારીરિક દવા દારૂઓ, માનસિક આદિલનો, પશુનું જોઇ તે પ્રમાણે ચાલનારાઓ કોઇજ તન્દુરસ્ત રહી શકવાના નથી, કારણ કે મદ્રાસના લોકોના ખોરાકના નિયમો પંજાબને હિતકર્તા થતા નથી. બંગાળનો ખોરાક ગુજરાતને માફક આવતો નથી તો યુરોપ અને અમેરિકાના ખોરાકના નિયમો આપણને શી રીતે બંધ બેસતા આવશે ? એટલા માટે ગુરૂ કહે છે કે **હિતભુક** અર્થાત આપણી પ્રકૃતિને હિત હોય તેજ ખોરાક ખાવો, ગમે તેવો સ્વાદવાલો હોય પણ પ્રકૃતિને હિતકર્તા નહીં હોય એવો ખોરાક કોઇ પણ વખતે ખાવો નહીં–પછી તે ભલે ખાટો, તીખો કે ગળ્યો હોય. અર્થાત્ હવે ધારો કે આપણે આપણી પ્રકૃતિને અનુકુળજ ખોરાક ખાના શીખ્યા તો પણ બીજો નિયમ ' મિતભુક ' નો સચવાવોજ જોઇએ. જીભના સ્વાદથી–પીરસનારના આગ્રહથી–મિત્રોની શરમથી–સરખેસરખાની ઉશ્કેરણીથી આપણા નિયમ કરતાં થોડો પણ વધારે ખોરાક ખાવો નહીં. ઘડીયાળનું લંગર જેમ જરા પણ વજન ખમી શકતું નથી અને કદાચ થોડું પણ વજન મુકવામાં આવે તો આખા ઘડીયાળને જોર પહોંચે તો વખત આપનામાં અવ્યવસ્થિત કરી રોગ રૂપ થઇ જાય છે; તેમ આપણી હોજરી પણ જરા વજન વધારે પડવાથી આખું શરીર અવ્યવસ્થિત ફળ પ્રગટાવે છે. હવે ધારો કે આપણે મિતભુક પણ થઇએ તોપણ "અશાકભુક" ન થવાથી ચાલે એમ નથી. માણસને જીવવા માટે અન્ન ઉત્પન્ન થએલું છે. કયાંય શાક જીવન રૂપ નથી. એક મહીનો માણસ એકલું અન્ન ખાઇને જીવી શકે છે પણ એકલા ભીંડા કે ગુવાર, ગલકાં કે તુરીયાં, ભાજી કે બટાકા ખાઇને જીવન ટકાવી શકાતું નથી તો પછી અન્ન ખાધાનું મુકીને જીભના સ્વાદને માટે ભાજી પાલાનો ચટાકો કરી અન્નની જગ્યા શાકથી પુરીએ તો એટલું પોષણતત્ત્વ ઓછું મળે અને પોષણતત્ત્વ ઓછું મળવાથી મળ કોપ પામી પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન કરે એમાં આશ્ચર્ય શું છે ! માટે આરોગ્યને ઇચ્છનારા તમામ મિત્રોને મારી ખાસ ભલામણ છે કે તમે હીતનુંજ ભોજન કરો. હીત હોય તો પણ મિતાહારી થાઓ અને વધારે શાક તેમાં મુખ્યત્વે કરીને શાકને ચોળીને નીચોવીએ કે પાણી નીકળે તે શાકનો તો સર્વથા ત્યાગ કરો. એટલે તમારે વૈદની માત્રા–ડાકટરની દવા કે હકીમની યાકુતીની જરૂર રહેશે નહીં, તેમ ક્રોમોપથી, હોમ્યોપથી, હાઇડ્રોપથી, ડેસઓપથી, ઓસ્ટ્રોપથી કે નેચરોપથીની ચિકિત્સાની ખુશામત કરી પૈસા બરબાદ કરવા જવું પડશે નહીં, અને જો આ વાત ધ્યાનમાં નહીં રાખી ઉપર બતાવેલા ત્રણે નિયમનો ભંગ કરશો તો તમારે માટે હમારી દુકાનો ખુલ્લી છે. પૈસા લઇને ચાલ્યા આવો, પૈસા આપો, પરેજી કરો. દવા પીઓ ને વહેલા મરી જાઓ.

ત્યાંના એથીઓપીયન રાજા મેનેલીકને મળ, તે તને કોઇ રાજ્યકન્યા આપશે. કદાચ રાજકન્યા તનેજ સ્વયંવરમાં સૌથી યોગ્ય જોઇને સ્વીકારશે, અને તેના વહાલા પ્રીતમને વરમાળ આરોપશે. મિત્રો ત્યાં જવાનો ખર્ચ આપવા તૈયાર હતા, અને આવવાના ખર્ચની તો ગુંચવણ નહોતી. સાસરેથી પહેરામણી એટલી પુષ્કળ મળતે કે જવાનું થર્ડકલાસ થતે પણ આવવાનું તો ફર્સ્ટકલાસમાં ખુશીથી થતે. પણ ધર્મ વટાળ થાય તે ભયથી મેં જવાની સાફ ના પાડી. બીજી મુશ્કેલી એ કે મારી હબસણ ધર્મપત્નીની હબસી ભાષા હું નહીં સમજું ને મારી ગુજરાતી ભાષા એ ન સમજે તેથી હમારા વચ્ચે દુભાષીઓ રાખવો પડે, ને ધણી ધણીઆણીના સંબંધમાં દુભાષીઓ રાખવાની મારી મરજી થઈ નહીં.

❦ ❦ ❦

એક મિત્રે કહ્યું કે, આ દેશમાં ગોરા બહુ થોડા છે, ને હમેશ અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે થોડી ચીજ મોંઘી મળે છે. તેથી લોકોને ગોરા જુવાનીઆને જમાઇ રૂપ જજમાન કરવા બહુ મન થાય છે, ને કાળા બહુ તેથી તેમની ખપત ઝાઝી નથી. મેં કહ્યું કે, પણ ગોરા તો થોડાએ હશે, મારા જેવા બહુ કાળા તો તેથીએ થોડા હશે, માટે મારા પર તેમની અર્થશાસ્ત્રાનુસાર પ્રથમ પ્રસાદી ઉતરવી જોઇએ. મિત્રે કહ્યું, લોકો તો હમેશ ગેટાં પેઠે એકની પાછળ સારટાજ જાય છે. એક આગલું નદીમાં પડયું તો બધાજ પાછલા નદીમાં પડશે તેથી હવે તને દેશીઓમાં ' ચાન્સ ' નથી. કાળી પ્રજામાં તારી કીમ્મત નથી. કરોડો છેક તારા જેવા નહીં તો તેથી ઉતરતે નંબરે તો છેજ. અહીં કાંઈ કાળાની નવાઇ નથી, તેથી મોહ નથી પણ યુરોપીયનોમાં તો બધાજ ગોરા છે, તેથી ત્યાં ગોરાની નવાઇ નથી. તારા જેવાનીજ નવાઇ છે. વળી સાયન્સથી સિદ્ધ થયું છે કે ગોરી ચામડી શોભાયમાન ભલે હો પણ તે જાડી, કઠણ ને કઠોર હોય છે. બીજા હાથ પર, કાળી ચામડીનો બહારનો દેખાવ ગમે તેવો હો પણ તે પાતળી અને કોમળ વધારે હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો ગુણમાં કાળી ચામડીજ ચઢે છે, અને દેખાવ કરતાં ગુણ ચઢે છે. એક તો કાળી ચામડીની મઢાઇની નવાઇ અને બીજું તેના ગુણની શ્રેષ્ઠતા એ બે કારણોને લીધે મડમો તારા પર નહીં તો કોના પર મોહિત થશે ? વળી આપણી માફક કાંઇ સાહેબ લોકોમાં કન્યાની અછત નથી, એટલી છત છે કે, તેમને પતિ શોધ્યા જડતા નથી ને મોટે ભાગે કુમારી રહેવું પડે છે. આથી તને તો અડચણ પડશેજ નહીં. તને વર કરી પરણનાર અહો ભાગ્યવાન્ મડમડી તને સોનામાં સુગંધ મળેલ ગણશે. એ લોકો જ્યાં ત્યાં સફેદ ચામડી જોઇને તેનાથી એટલા કંટાળ્યા છે કે, ઘણું ખરૂં કાળો પોશાક પહેરીને બને તેટલા કાળા પોતાને દેખાડવાનો પ્રયત્ન કરે છે. પણ એ કૃત્રિમતાની તારાં કુદરતી પડ આગળ શી વીસાત છે? તારી બીજી યોગ્યતા તો ઘણા યુરોપીયનોમાં કદાચ હશે પણ આ તો નહીંજ, ઓળો પણ નહીં, છાયા પણ નહીં, માટે તારે જો વખતસર વરવું હોય તો તું જે લત્તા પર યુરોપીયન મડમો ઝાઝી હરતી ફરતી હોય છે, ત્યાં જા ને ફર ને પસંદ પડે તેને પરણી લાવ. મારી પતિત થવાની બ્હીકને એક જણે એમ કહીને ઉડાડી મેલી કે, " હું પરણતાં સાથેજ પતિત પાવન સભાની હું સ્થાપના કરીશ, અને તેનો પહેલો શીકાર તને બનાવીશ પણ પછી તારેજ તે સભા ચલાવવી પડશે. " મેં તે કબુલ કર્યું.

❦ ❦ ❦

મારા છેલ્લા મિત્રે શોધેલું કારણ જેમ મને સૌથી ખરૂં લાગ્યું તેમ તેણે સુચવેલો ઉપાય પણ સૌથી પ્રેકટીકલ લાગ્યો. આથી મેં કોલાબા તરફ ફરવા નિશ્ચય કર્યો. મને શંકા થઇ કે સફેદ

પોશાક પહેરૂં કે કાળો ? મારી ભાવિ વધૂ શાથી વધારે પ્રસન્ન થઇ જશે ? બહુ તર્ક વિતર્ક તથા મિત્રો સાથની ચાલુ મધ્યરાત્રીઓ સુધીની મસલતો પછી એક દહાડો તદ્દન કાળો, બીજે દહાડે તદ્દન સફેદ ને ત્રીજે દહાડે અર્ધો કાળો ને અર્ધો સફેદ એમ અવરનવર અદલ બદલ ડ્રેસ પહેરવાનો નિશ્ચય સર્વાનુમતે થયો-મારી પોતાની બાબત ચર્ચાનો પ્રસંગ હોવાથી હું મત આપવાથી અલગ રહ્યો હતો.

❦ ❦ ❦

આ પ્રમાણે નિશ્ચય કરી હું ફોલાબાની ચોપાટી, ત્યાંની હોટેલની પગથીઓ પર, હોર્નબીરોડ. ભાયખળા ઇત્યાદિ સ્થળો-જ્યાં પણ યુરોપીયન દેવીઓ સમૂહમાં જતી હોય ત્યાં રોન મારવા લાગ્યો. ઘણી સ્ત્રીઓને મેં નિયમિત રીતે રોજ આવતાં જતાં જોઇ. તેઓ મારી સામે જોતી,-ને હું પણ. એક દહાડો જે સ્ત્રી દરરોજ મને ખાસ ટીકી ટીકીને જોતી હતી; તે મને જોઇને જરા હસી ! હસીને વીજળી પેઠે અદ્રશ્ય થઇ ગઇ ! મેં જાણ્યું કે હવે મારૂં કામ પાર ! બીજે દહાડે પણ મને જોઇને એ જરા વધારે હસી. મેં પણ હીમ્મત આણી ને હું સામો હસ્યો, પણ તેટલામાં તો તેની પીઠ પડી તેથી મારૂં મંદ સ્મિતહાસ્ય તેની દ્રષ્ટિમાં આવ્યું નહીં. હવે મેં તેણીને એકાંતમાં મળવાનો નિશ્ચય કીધો. તેની પૂઠે પડીને તેણી રહેતી હતી તે જગ્યા જોઇ લીધી. બીજે દહાડે તેજ જગ્યાએ તેની વાટ જોતો જઇ ઉભો. સંધ્યાકાળે તે ત્યાં આવી પહોંચી. મેં ઝીણે સાદે ' માઇ ડીયર ' કહીને બોલાવી એટલે તો તેણીએ ભવાં ચઢાવ્યાં ને મારૂં નામ પૂછ્યું-મેં નામ કહેતાં પહેલાં ઠેકાણું આપ્યું ને પછી નામ આપ્યું. મેં જાણ્યું કે હવે એ મને વળતી મુલાકાત આપવા આવશે, ને લગ્નનાં મારે આપવાના પલ્લાનું અને મળવાની પહેરામણીનું સઘળું આંકડાની સાથે સેટલ થઇ જશે. ભવાં ચડાવ્યાં તે મેં સ્વાભાવિક રીતે એમ માન્યું કે તેણીની પ્યાર છુપાવવાની એ એક ખરી યુક્તિ છે. પ્યાર ન હતે તો નામ ઠામ શું કામ માંગતે ? પોતાને પણ એ નામ જરા પ્રત્યય ફેર કરીને ધારણ કરવાનું ભવિષ્યમાં ભાગ્ય પ્રાપ્ત થવાનું ધારેલું તેમાંજ મારૂં નામ પૂછેલું. મારૂં નામ તે એનું નામ થઇ પડવાનું તેમાં.

❦ ❦ ❦

બાનુને મળવા અને તેને આવકાર આપવા મેં તથા મારા મિત્રોએ ઘરમાં સઘળી ગોઠવણ રાતોરાત કરી દીધી. સવાર થતાં હું દાતણ કરતો હતો ત્યારે બારીએથી એક ગોરા અંગ્રેજને મેં મારા ઘર તરફ આવતો જોયો: પ્રથમ દૂરથી જોતાં તો મેં ધાર્યું કે, પેલી બાનુજ, પોતાની વાત તરત ન જણાય તે સારૂ મરદના પોશાકમાં છુપી રીતે મને મળવા આવે છે પણ તે સાહેબ નજદીક ઘરને આંગણે આવી લાગતાં, તે તો અસંભવિત લાગ્યું, કારણ કે આ તો જાડો ને ઉંચો હતો. પેલીએ ઉંચી તો હતી પણ આવી જાડી બીલકુલ નહોતી. આ સાહેબે લેંઘા, સફેદ પતરાંની જેવી દેખાતી પાઘડી ને નીચે બદન પહેર્યાં હતાં. પાઘડીના અગ્રભાગ ઉપર લીલું પીત્તળનું પાટીયું માર્યું હતું જે ઉપર P. ઇત્યાદિ અક્ષરો ખાડા ખોદી કોતર્યાં હતા. મારી ખાતરી થઇ કે બાનુ પોતે નથી આવી પણ એણે, શરૂઆતમાં શરમ લાગે તેથી પોતાના બાપને-મારા સસરાને-પહેરામણી વગેરેની શરતો અને કબુલાતો નક્કી કરવા મોકલ્યા છે. મેં તેમને પ્રસન્ન વદને આવકાર આપ્યો. તેણે મને ટીકીટીકીને પગથી માથા સુધી નીહાળ્યો: મારાં મોં સામું ખાસ જોયું. મેં પણ મોંમાં દાતણનો કુંચડો હતો તે આ હસે, મારાં મુખારવિંદની સંપૂર્ણ સુંદરતાનું તે પાન

કરી શકે તે સારૂ કાઢી નાંખ્યો ને મહીંથી પણ જોઇ શકે તે સારૂ બગાસું - આવવાનું - બહાનું કાઢીને, તે વકાસ્યું. મોતીની હાર જેવી દંતાવલીની પુષ્પાવલી પણ તેને દ્રષ્ટિગોચર થઇ, તે મેં જોયું. પછી પેલા સાહેબે મને સવાલ કર્યો કે તમે કોણ છો? મેં કહ્યું, માણસ. સાહેબ—તમે ઢોર હતે તો શી હરકત હતી? હું બોલ્યો—મારે તો એવી કાંઇ હરકત નહોતી, પરંતુ તમારી પુત્રીને બહુ પડતે.

સાહેબ—તમે શું કહેવા માંગો છો?

હું બોલ્યો—તમે ક્યાં જાણતા નથી?

સાહેબ—તમારૂં નામ શ્યામશર્માજ કે?

હું—જી! મારૂં તેજ નામ હોવાનું મને માન છે. આપને તેની ક્યાંથી ખબર પડી?

સાહેબ—એક યુરોપીયન બાનુ કાલે રાતના મને મળવા આવી હતી અને તમારૂં નામ ઠામ આપી ગઇ હતી તે પરથી.

હું—શું, મળવા આવી હતી? વળી આવવાનું શાનું ને જવાનું શાનું? તે બાનુ તે તમારી પુત્રી થાય છે ને?

સાહેબ—નહીં, તે મારી સગી પણ નથી થતી. તમને ક્યાંથી એ ખબર મળી?

હું બોલ્યો—અનુમાનથી મેં જાણ્યું. હમારા શાસ્ત્રોમાં વારંવાર પ્રત્યક્ષ કરતાં પણ અનુમાનનું પ્રબળ વધારે સબળ કહ્યું છે, ને કેટલીકવાર પરંપરાથી સાંભળવામાં આવતી વાતો તો પરંપરાથી, પ્રત્યક્ષ અને અનુમાનથી પણ વધારે માન્ય ગણાય છે.

સાહેબ—તમે કોઇ યુરોપીયન બાનુને કાલે રાતના મળ્યા હતા?

મેં ધાર્યું કે મશ્કરી વગેરે મંગલાચરણ સમાપ્ત કરી હવે સાહેબ પ્રસ્તુત, મુદ્દાના વિષય , યુક્તિથી આવવા માગે છે. તેથી મેં કહ્યું કે, અલબત હું કાલે તેને મળ્યો હતો, અને તેણે પણ મારી સાથે વાતચીત કરવાનું માન મને આપ્યું હતું?

સાહેબ—શું વાતચીત કીધી હતી?

મેં કહ્યું—તે વારે તો બીજી શી કરે? પ્રસંગ નહોતો, અવકાશ નહોતો વળી પહેલીજ મુલાકાત હતી. તે વારે તો તેથી તેણે મારૂં નામજ પૂછવાની મહેરબાની કરી હતી. પણ હમારા વચ્ચે ગમે તે ખાનગી વાતચીત થઇ તે જાણવાનો તમને શું હક છે? તે ખાનગી છે. તમે તો એ બાઇના બાપ કે ભાઇ નથી તેથી તમારી જોડે વાત કરવી ફોકટ છે.

સાહેબ—તમે એ બાઇને અનુચિત સંબોધનથી બોલાવી હતી એમ તેણે મને ફર્યાદ કરી હતી તે વાત ખરી છે?

હું ચોંક્યો. મેં શાંતિ ધારણ કરી કહ્યું—પોતાની વ્હાલીને વ્હાલી કહેવું એ તો કોઇ પણ દેશમાં અનુચિત નથી ગણાતું. મેં તો તેને તમે કહી ઉલટું માન આપ્યું હતું. તે મારા પર પ્યારમાં પડી છે. તેથી મને દરેક હક હતો. તમે કાંઇ તે તરફથી સંદેશો ચલાવવા સત્તા લઇને આવ્યા-હો તો, ઢીલ ન કરો, મને જે આપવું લેવું હોય તે કહી દ્યો. હવે મારી વિલંબ કરવાની જરાએ રૂચિ નથી.

સાહેબ—હું સંદેશો લાવ્યો છું કે તમે નિર્દોષ બાનુઓને અપશબ્દો કહી સતાવો છો, તેમ જો ફરીથી કરશો તો તમારા ઉપર કામ ચલાવવામાં આવશે. તેણે એ પ્રમાણે

પોલીસને ફરયાદ કરી છે, ને તેથી તમને ચેતાવવા પોલીસના અમલદાર તરીકે મારી ફરજની રૂએ આવ્યો છું

હું ભડકયો. હું ધારતો હતો કે સસરો આવ્યો પણ આ તો (પોલીસ) હદોનીકળ્યો!! તોપણ મેં પોલીસની ધમકી મશ્કરીજ માનવા નીશ્ચય કર્યો ને કહ્યું કે, મેં કુંવારેલા એવા અપમાનના શબ્દો તો યુવતી કુંવરીઓના ભાગ્યમાં કયાં છે ? તેઓ તો છૂટે છે કે—

અહીં પેલો અમલદાર ઓચીંતો ઉભો થઇ ગયો ને મને કહ્યું કે તમે મેડ જેવા દીસો છો—જો આ પ્રમાણે ફરીથી કીધું તો દીવાના શાળાના ભાડુત તમને ઠેરાવવા પડશે, જો થાણાના નહીં તો ઉમરખાડીના મહેલમાં તો જરૂર સીધાવવું પડશે. સકણા સકણા તમારે ઘેર બેસી રહો. આમ કહી તે ચાલતો થયો.

મેં શેકહેંડ કરવા હાથ બહાર કાઢયો. પણ રજીને એનો હાથ હું ખેંચી કાઢીશ એ બ્હીક તેને લાગવાથી હાથ આપવા વગર ચાલતી પકડી.

મારો ઘીનો ધાડવો રસ્તામાંજ ઢોળાઇ ગયલો જોઇ મને અનહદ સંતાપ થયો. મેં મારા મિત્રોને આ સઘળી વાર્તા કહી જે તેમને સમજ ન પડવાથી વારંવાર મારી પાસે કહેવડાવતા ને તે પર વિચાર કરતા. તેઓએ મારી બીજી જોગવાઇ કરવાની ખાતરી આપી પણ મેંજ ના પાડીને કહ્યું કે મારો મોહ સંસાર પરથી ઉઠી ગયો છે. હવે, મેં અખંડબ્રહ્મચર્ય જીવનના અંત પર્યંત ગાળવાનો નિશ્ચય કર્યો છે.

**શ્યામશર્મા.**

---

# અંગ્રેજ તત્વવેત્તા જોન સ્ટુઅર્ટ મીલનું જીવનચરિત્ર.

## (૪)

(ગતાંકથી સમાપ્ત)

' રીવ્યુ ' માસિક સાથે છુટા છેડા કીધા પછી મીલને પોતાનું ન્યાયશાસ્ત્ર જે લખવાનું તેણે ૫ વર્ષ થયાં અધુરૂં મુકયું હતું તે પાછું જારી કરવાની ફુરસદ મળી. મીલનું ન્યાયશાસ્ત્ર તેનું સૌથી મોટું પુસ્તક છે. તેથીજ તેની પ્રથમ પંક્તિના ગ્રીન્થોમાં ગણના છે. તે શાસ્ત્ર રચવામાં તેનો હેતુ ન્યાયશાસ્ત્ર વિષેનું પ્રચલિત વિચારબિંદુ ખશેડવાનો હતો. મીલના સમય સુધી વિદ્વાન વર્ગ ધારતો કે જ્ઞાન, નૈસર્ગિક–કુદરતી છે; મીલનો મત એવો હતો કે તે અનુભવ અવલોકનથીજ પ્રાપ્ત થાય છે, અને મન તર્કશાસ્ત્રના અમુક નિયમોને અવલંબીને તે અનુભવ ઉપરથી જ્ઞાનનું અનુમાન–પ્રાપ્તિ કરે છે. તે અમુક નિયમો એક શાસ્ત્રરૂપે પ્રતિપાદન કરનાર મીલ પ્રથમ હતો તે આપણે આગળ જોઇ ગયા છીએ. એ અરસામાં એ વિષય ઉપર કૂંચ ફ્રીલસુક કોમ્ટી તથા ડૉ. વ્હેવેલનાં ન્યાયશાસ્ત્રો નીકળ્યાં તેથી પોતાના સિધ્ધાંતોને વધારે સ્પષ્ટ કરવા એ ગ્રંથકારોના વિરોધી સિદ્ધાંતો તેને બહુ કામ આવ્યા, અને તેના ખંડનથી મીલ પોતાના સિધ્ધાંતો ઘણા વધારે સ્પષ્ટ કરી શકયો. વિરોધી પક્ષ પણ જગતના કલ્યાણ સારૂ આવશ્યક છે તે આ બાબત બનાવી આપે છે. મીલ હમેશાં કોઇ પુસ્તક લખતો તો તે બે વાર લખતો. કા-

લોઇક્ષ તો પસંદ ન પડે ત્યાં સુધી લખતો. હીરા-વર્શીપ તેણે ૧૩ વાર લખી હતી. પણ મીલ એ વાર આખી ફરીથી લખી જતો. પહેલાં તે ખરડો કરતો અને પછી તેમાં સુધારા વધારા કરીને નવેસરથી લખતો. આખું ન્યાયશાસ્ત્ર પણ તેણે એમજ લખ્યું હતું. ૧૮૪૧ માં આ ગ્રંથ પ્રેસ માટે તૈયાર થયો. મરે નામના પ્રખ્યાત ગ્રંથ પ્રગટકર્તાને તેણે તે છાપવા આપ્યો પણ આ મહાગ્રંથને છાપવા નાલાયક ગણી મરે એ તેની હસ્તલિખિત પ્રત પાછી વાળી ! આ પરથી ઉધરતા ગ્રંથકારોએ પોતાને મળેલી નિષ્ફળતા સારૂ ઘણો દીલાસો લેવાનો છે. મીલનો આ ગ્રંથ પ્રજાપ્રિય થવાની તેને આશા નહોતી; કારણ કે તેના વખતમાં તો અનુભવજ્ઞાન વાદના વિદ્વાનો વિરોધી હતા. તથા અવિદ્વાન્ પ્રજાને તો ફીલસુફીની સાથે લેવા દેવાજ શાની હોય ! તે છતાં એ ગ્રંથની થોડાજ વખતમાં અનેક આવૃત્તિઓ થઇ. યુનીવર્સીટીના વિદ્યાર્થીઓની તે હવે સર્વત્ર ટેક્સ્ટ બુક છે. આ દેશમાં તે બી. એ. માં તર્કશાસ્ત્રના વિષયમાં ફરજ્યાત ગ્રંથ છે. મીલ માનતો કે દલીલથી સિધ્ધ થાય, મનથી વિચારી શકાય તેજ સત્ય-જ્ઞાન છે. તે વિના તે સત્ય માનવાને આપણે બંધાયા નથી. પ્રેરણા અથવા આત્મજ્ઞાનથી મનોગ્રાહ્ય સત્ય પણ જ્ઞાત થઇ શકે છે, એ વિચારનો તે વિરોધી હતો અને તે કહે છે કે એ વિચારજ જૂઠા સિદ્ધાંતો અને ખરાબ સંસ્થાઓના સ્થંભરૂપ થઈ પડયો છે. એવા વિચારની મદદથીજ જેનો યુક્તિથી બચાવ ન થઇ શકે તે સત્ય મનાવાય છે. એવાં અસત્યનું ખંડન કરવા તથા અનુભવની પત્થરની ખડક ઉપર જ્ઞાનના મકાનનો પાયો નાંખવાના પરમાર્થી વિચારથી મીલે ન્યાયશાસ્ત્ર લખ્યું. મનુષ્યના મનને સત્ય જ્ઞાન તરફ પ્રેરવા, અસત્ય જ્ઞાનના પાશમાંથી તથા ખોટા સંસ્કારોની આંચમાંથી છોડવવા મીલે આ તર્કશાસ્ત્ર રચ્યું. મીલના વિચાર-તર્ક સત્ય હો કે ન હો તે પ્રશ્ન અહીં નથી. એ ફીલસુફ ફીલસુફી દ્વારા કેટલા વ્યાવહારિક પરમાર્થ ઉપર દૃષ્ટિ કરતો હતો તેનીજ આપણે પ્રશંસા કરવાની છે. મીલે અસત્યને પવિત્ર બનાવનારી તથા કારણરહિત પરંતુ દ્રઢ થઇ ગયલા કુસંસ્કારો તથા તાસુબીઓને ટેકો આપનારી આંતર્જ્ઞાનની ફીલસુફીનું જડ મૂલથી ઉન્મૂલન કરવા પોતાનું ન્યાયશાસ્ત્ર રચ્યું હતું. જો કે આંતર્જ્ઞાનનું તેણે હદપાર ખંડન કીધું છે તોપણ આંતર્જ્ઞાનના વાદનો દુરૂપયોગ કરીને ગમે તે ખોટી વાતને ટેકો આપવામાં તે કામે લગાડવામાં આવતી તેમ છતાં તેણે પોતાનાં ન્યાયશાસ્ત્ર રૂપ પુરતો બાંધીને અટકાવ્યું એ કાંઇ તેણે જગતની કાંઇલી નાની સુની સેવા નથી.

તે પછી મીલનું બીજું માનસિક પરાક્રમ તેનું અર્થશાસ્ત્ર હતું. તેમાં તેનો હેતુ ગરીબ વર્ગોની સ્થિતિ કેવી રીતે સુધારી શકાય, તે અર્થે સરકારે કેવાં પગલાં ભરવાં જોઇએ, તથા કયા કાયદા રદ કરવા તથા નવા કરવા જોઇએ તે બતાવ્યું હતું. મીલનો આ ગ્રંથ બહુ પ્રજાપ્રિય થઇ પડયો કારણ તે કાંઇ માત્ર ફીલસુફી નહોતી, પણ દરરોજના વ્યવહારમાં કામે આવતી બાબતોને લગતો હતો. એક પ્રમાણ તરીકે લેખકો મીલનાં એ ગ્રંથની લીટીઓ પોતાના લેખમાં " ધન્વર્ડ કામા " માં ઉતારતા અને હજી ઉતારે છે.

## મીલના ગ્રંથોમાં મીસીસ મીલનો હીસ્સો.

તે પછી મીલનાં, મીસીસ ટેલર વિધવા થતાં તેની સાથે ૧૮૫૧ ના વસંતમાં લગ્ન થયાં. મીલનાં સુખ તેમજ સુધારાનાં કારણભૂત એ વિદુષી બાઇ હતી. ગ્રંથ લખવામાં તેણી તેને લગ્ન પૂર્વે પણ મદદ કરતી. અર્થશાસ્ત્રમાં અનેક વિષયો તથા પ્રકરણો તેનીજ સૂચ-

નાથી મીલે દાખલ કર્યાં હતા,' અને કેટલીક બાબતો તો તેણે તે બોલેલી તે પ્રમાણે શબ્દે શબ્દ ઉતારી લીધી હતી. એવી એક સ્ત્રી સાથે મીલનું માનસિક લગ્ન તો ક્યારનું થયું જ હતું પરંતુ તે વિધવા થતાં શારીરિક લગ્ન પણ થયું. એ સદાચારી સ્ત્રી-પુરૂષોનો સંબંધ છ વર્ષ રહ્યો. મીસીસ મીલ મરણ પામતાં મીલને આત્મિક પક્ષઘાત થયો. તેનાં આત્મિક બળનો સ્રોત બંધ થઇ ગયો. છતાં મીલ જીવનનું કાર્ય પાર કરવામાં ચલાયમાન થયો નહીં. તે હવે કોઇ મોટું ગ્રંથ લખતો નહીં પણ માસિકોમાં તથા અન્ય પત્રોમાં વિચારશીલ લેખો લખતો. વડા પ્રધાન લોર્ડ પામર્સ્ટનની તરફથી ઇસ્ટ ઇંડીયા કંપનીનો નાશ થયો ત્યારે મીલ વાનપ્રસ્થ થયો. એ મહા પુરૂષને નવા ઇંડીયા હાઉસમાં રાખવા ઇંગ્લંડની સરકાર ખુશી હતી, માંગણી પણ કરી હતી, અને તેના રહેવા માટે મગરૂર થતે. પરંતુ મીલને પોતાને વાનપ્રસ્થ થવું હતું. નોકરી જવા બદલ તેને ઉદાર બદલો મળ્યો તે લઇ તે વાનપ્રસ્થ થયો. નોકરી છોડવા પૂર્વે બે વર્ષ પહેલાં મીલ અને તેની પત્ની " સ્વતંત્રતા " પરનો નિબંધ તૈયાર કરવામાં રોકાયાં હતાં. ૧૮૫૪ માં મીલે તે એક નાના નિબંધ તરીકે લખ્યો હતો. પછી રોમની પ્રાચીન પાર્લામેંટ ( કપીટોલ ) નાં મકાનની સીડી ચડતાં તેને તે એક ગ્રંથ તરીકે વિસ્તૃત કરવાનો વિચાર સ્ફુર્યો. મીલનું એ ગ્રંથ સૌથી વધુ મહેનતનું છે. છાપતાં પહેલાં તેમાં અસંખ્ય સુધારા વધારા કરવામાં આવ્યા હતા. એક વખત તે તૈયાર થયા પછી તે રાખી મેલ્યું હતું. અને વારંવાર અવર નવર મી. અને મીસીસ મીલ તે પોતા સમક્ષ રાખતાં અને તેના દરેકે દરેક વાક્ય ઉપર સાથે વાંચીને, વિચાર કરીને, પરસ્પર ટિકા કરીને, તે સુધારતાં.

## મીસીસ મીલનો દેહાંત—મી. મીલને થયલો અત્યંત શોક.

મીસીસ મીલ એકાએક માંદે સોજી ચડી જવાથી એવીગ્નોન ખાતે મુસાફરી દરમીયાન મરણ પામી. મીલને આ એક પ્રાણઘાતક ફટકો હતો. તે હમેશાં પોતાની પાસે જ છે એ વિચાર તેના મનમાં રહે તે સારૂ મીલે જ્યાં તેને દાટવામાં આવી તેની બની શકે તેટલું નજદીક એક ઝુપડું ખરીદું, અને તેમાં તે તથા પોતાની સાવકી પુત્રી રહ્યાં. મીલે જીવનનો મોટો ભાગ એજ સ્થળે તે પછી ગાળ્યો હતો. પત્નીની મરણભૂમીને તેણે તીર્થ બનાવ્યું અને તે કહે છે કે " તેનું સ્મરણજ મને ધર્મ છે. " તેના આગલા પતિની પુત્રી હવે મોટી થતાં મીલની મિત્ર થઇ. મીલ જેવી પ્રથમ તેની માતાની સલાહ લેતો તથા તેનાથી પ્રેરિત થતો, તેમ હવે પોતાની સાવકી પુત્રીની સલાહ લેતો અને પ્રેરિત થતો. જેમ આગળ લખવામાં તેને મીસીસ ટેલરની અનુપમ સહાયતા અને સલાહ હતી તેમ તેના દેહાંત પછી તેને મીસ ટેલરની સહાયતા અને સલાહ મળી. તે કહે છે કે " મારાં સમસ્ત ગ્રંથો એકજ જણે નહીં પણ ત્રણે જણે લખેલાં સમજવાં. " સ્ત્રીઓ પતિ તથા પિતાને કેટલી ઉપયોગી થઇ પડી શકે છે, તેઓની જાતિ યોગ્યતાની કેટલી પરાકાષ્ટાએ પહોંચી શકે છે તે સિદ્ધ કરવા મીલની પત્ની તથા પુત્રી કરતાં ઉત્તમ ઉદાહરણો જગતના ઇતિહાસમાં મળતાં મુશ્કેલ છે.

મીલે વાનપ્રસ્થાશ્રમમાં લખેલો પ્રથમ ગ્રંથ પ્રજા સત્તાક રાજ્યમાં રાજ્ય સભા તથા પ્રજાની સત્તાની મર્યાદા સુધરવા સંબંધી હતો. તે પછી " સ્ત્રી જાતિની પરતંત્રતા " નામક ગ્રંથ તેણે લખ્યો. આ ગ્રંથમાં સ્ત્રી કુટુંબમાં પુરૂષથી ઉતરતી નથીજ, તે તેને હાલ ઉત-

રતી દેખાય છે તો તે તેને સમાન પ્રસંગ નથી મળ્યા તેથીજ તેમ છે, સ્ત્રીને સમાન અધિકાર મળવા જોઇએ, ઇત્યાદિ સિદ્ધાંતોનું તેણે પ્રતિપાદન કર્યું. તેના આ સિદ્ધાંત પૂર્વથીજ હતા, બલ્કે મીસીસ ટેલર તેના તરફ આકર્ષાવાનું મુખ્ય કારણ તેના આ વિચારોજ હતા. પણ ગ્રંથમાં દર્શાવેલા અનેક વિચારો તથા દલીલો મીસીસ ટેલર પાસેથી પ્રથમ સાંભળેલા મીલ કહે છે. મીલે પત્નીના વિચારોનેજ આકૃતિ તથા ઉપ પુસ્તક રૂપે આપી છે એમ તે પત્નીની પ્રસંસામાં કહે છે. અંગ્રેજોના સ્ત્રી જાતિ વિષેના વિચારો ઉદાર કરવામાં આ ગ્રંથનો હીસ્સો ઘણો અગત્યનો છે.

આ અરસામાં મીલે કરેલું બીજું કામ પ્રસિદ્ધ સ્કોચ ફીલસુફ સર વીલીયમ હેમીલ્ટનની ફીલસુફીના પુસ્તકના ગ્રંથ રૂપે આપેલા રદીયાનું હતું. હેમીલ્ટન પણ આત્મજ્ઞાન વાદ ( intuition ) માનનારો હતો. મીલ અનુભવવાદી હતો. હેમીલ્ટન બહુ પ્રસિદ્ધ ફીલસુફ હતો, તેથી મીલ જો તેનો ઉત્તર ન આપે તો પોતાનો મત ગબડી પડવાની ધાસ્તી હતી. આથી તેણે હેમીલ્ટનનો જવાબ આપ્યો. આ કાંઈ શુષ્ક ફીલસુફી કે વિતંડાવાદ નહોતો. એ મતભેદ બહુજ સકારણ હતો. ઉન્નતિના જમાનામાં મતભેદનું કારણ એજ મૂળ મતભેદ છે. વ્યાવહારિક સુધારક હમેશાં એમ ચહાય છે કે, જે ચીજોની તરફેણમાં લોક લાગણી મજબુત છે તે ચીજ ખરાબ છે એમ બતાવવા એ લાગણીઓ કેવી રીતે ઉત્પન્ન થઇ તે તેને બતાવવું પડે છે. પ્રેરણા વાદીઓને લાગણીની પણ ઉત્પત્તિ હોય એ વિચાર ગમતો નથી. તેથી લાગણીઓની ઉત્પત્તિની શોધના અભ્યાસને તેઓ નિરૂત્સાહિત કરે છે. લાગણીઓને તેઓ તો સ્વયંભુ, સનાતન, તથા પરમાત્માના ગેબી અવાજ રૂપ ગણે છે. આ ફીલસુફીની મદદથી ગમે તેવા ખોટા લોક વિચારો, તથા ખોટી લાગણીઓ કાયમજ રહે છે, અને સુધારાની મોટર ચાલી શકતી નથી. આ પ્રમાણે મીલની ફીલસુફી કાંઇ વિતંડાવાદ નહોતો પણ પરમાર્થના હેતુથી, એક વ્યાવહારિક સુધારકના હેતુની સિદ્ધિ સારૂ ઘડેલું શસ્ત્ર હતું. મીલે હેમીલ્ટનની ફીલસુફીના ગ્રંથમાં, એટલી તો પરસ્પર વિરૂદ્ધ લખેલી વાતો બતાવી આપી અને બીજી રીતે તેનું એવું તો સરસ ખંડન કીધું કે, મીલનો પ્રત્યુત્તર હેમીલ્ટનની ફીલસુફ તરીકેની પ્રખ્યાતિની કબર રૂપ થઇ પડયો.

૧૯ મી સદીના ફ્રાન્સના સૌથી પ્રખ્યાત તથા મહાન ફીલસુફ ઑગસ્ટ કોમ્ટીએ "પૉઝીટીવીઝમ" નામની પોતાની નવીન ફીલસુફીનું પ્રતિપાદન કર્યું હતું. તે ફીલસુફીનો સાર એવો છે કે ઇશ્વર, આત્મા, સૃષ્ટિની ઉત્પત્તિ, હેતુ તથા ભવિષ્ય આદિ બાબતો હદવાળી શક્તિના મનુષ્ય માટે અજ્ઞેય છે. તેથી તે પર નાહક વિચાર કરીને વખત બરબાદ ન કરવો, પરંતુ સાયન્સ આદિના નિશ્ચિત (Positive) તથા જ્ઞેય વિષ વિષયોનીજ શોધખોળ કરીને તેને સંપૂર્ણાવસ્થામાં આણવા પ્રયત્ન કરવો. તે ફીલસુફીમાંની ઘણીક બાબતોથી મીલ મળતો થતો નહોતો. પરંતુ ઘણીક તેને ઉત્તમ લાગી. વળી કોમ્ટી તેને એક મહાન્ તથા ગંભીર ફીલસુફ લાગ્યો. અંગ્રેજી પ્રજા પર તેની તથા તેની ફીલસુફીની કદર કરાવવા મીલે હેમીલ્ટનની પ્રસિદ્ધિનો અંત્યેષ્ટિસંસ્કાર કર્યા પછી પ્રયત્ન કર્યો. પોતાનાં આગલાં માસિક "વેસ્ટમીનીસ્ટર રીવ્યુ," માં કોમ્ટીની ફીલસુફી સંબંધી બે નિબંધો લખ્યા અને પછી એક વિદ્વાનના ઉચિત શ્રાદ્ધમાં નિવાપાંજલી તરીકે તે પુસ્તકાકારે પ્રગટ કર્યા. આ પ્રમાણે મીલની ૧૮૫૯ થી ૧૮૬૫ સુધીની લેખક તરીકેની કારકીર્દી હતી.

મજુર-વર્ગ પણ વાંચી અને મનન કરી શકે એવા મીલના ૩ ગ્રંથો હતાઃ—અર્થ શાસ્ત્રનાં મૂલતત્વો, સ્વતંત્રતાનો નિબંધ તથા પ્રતિનિધિ તત્વવાળી સરકાર. તે વર્ગમાં તે પુસ્તકો વંચાય અને તેમનાં મન સંસ્કારી થાય એ હેતુથી મીલે તે ૩ પુસ્તકોની ખાસ સસ્તી આવૃત્તિ પ્રગટ કરવા નિશ્ચય કર્યો. ઇંગ્લંડના ગ્રંથકારો હમેશાં પ્રગટકર્તાઓ પાસે પોતાનાં પુસ્તકો પ્રગટ કરાવે છે. તેઓ વચ્ચે ઘણું ખરૂં એવી સમજુતી થાય છે કે નફામાં ઉભયે અર્ધો અર્ધ ભાગ વહેંચી લેવો. સસ્તી આવૃત્તિ હજી પણ સસ્તી વેચી શકાય તે સારૂ મીલે પોતાનો અર્ધો ભાગ છોડી દેવા સ્વીકાર્યું. તે છતાં તેની નકલો એટલી તો ખપી કે, તેને સહેજ નફો રહ્યો. જો કે, લાઇબ્રેરી આવૃત્તિથી મળતા પ્રમાણમાં તો તે નિર્જીવ હતો.

## મીલ એક એમ. પી. તરીકે.

એક એકાંત નિવાસી લેખક મટીને મીલ હવે ઉત્તરાવસ્થામાં પાર્લામેન્ટનો સભાસદ થાય છે. છેક ૧૮૫૫ માં કેટલાક આયરીશ આગેવાનોએ આયર્લેંડની તરફેણમાં મીલનો મત હોવાનું જાણીને તેને આયર્લેંડ તરફના એક સભાસદ તરીકે પાર્લામેંટમાં લાવવા માંગણી કરી હતી. પણ ઇંડીયા ઑફીસમાં તે નોકર હોવાથી તે વળી મહા ધારાસભાના સભાસદ તરીકે તેનો શેઠ પણ થાય એ એ વાત અશક્ય હતી. વાનપ્રસ્થ થયા પછી મીલના મિત્રો તે પાર્લામેંટમાં ખીરાજે એમ ચહાતા. મીલ પોતે રાજદ્વારી બાબતોમાં લેખો દ્વારા ઘણી ચર્ચા કરતો, હિત ધરાવતો તથા તેનો લેખનું અસાધારણ વજન પડતું. પરંતુ મીલ એ કારણથી ઉમેદવાર તરીકે બહાર પડવાનું નહીં સ્વીકારતો કે કોઇ પણ રાજદ્વારી પક્ષનું વાજીંત્ર કે પ્રતિનિધિ થવું, પર વિચારોમાં વીણા કે પીપી માત્ર થવું તેને માટે અસહ્ય અને અશક્ય હતું. તેને કાંઇ સામાન્ય પ્રજા સાથે સબંધ નહોતો. વળી તેને ખાતરી નહોતી કે દેશનું ભલું તો એમ. પી. થવા શીવાય બીજી કોઇ વધારે સારી રીતે નહીં થઇ શકે. પરંતુ જ્યારે વેસ્ટમીનીસ્ટરના પરગણાના ચુંટણી કરનારાઓએ પોતે મીલને તેમના સભાસદ થવા સામી માગણી મોકલી ત્યારે મીલને લાગ્યું કે અમુક શરતે તે માગણી સ્વીકારવી જોઇએ. તેણે ચુંટણી કરનારાઓને તથા પત્રોમાં પ્રગટ કરાવ્યું કે હું કાંઇ મારે માટે સભાસદ થવા માગતો નથી. અને હું કાંઇ મત 'કેન્વાસ' કરવાનો નથી તેમજ ચુંટણીને લગતો ખરચ કરવાનો નથી. વળી ચુટા તોએ કાંઇ તમારીજ સ્થાનિક બાબતો પર લક્ષ આપવા બંધાતો નથી. વળી મીલે પોતાના મત મુખ્ય બાબત પર શા હતા તે સ્પષ્ટ જણાવી દીધું. હાલમાં સ્ત્રીઓને પુરૂષો પેઠે મત આપવાનો અધિકાર આપવાની તકરાર ઇંગ્લંડમાં જોશભેર ચાલી છે. પરંતુ મીલના યુગમાં તેનો શ્વાસોશ્વાસ પણ નાસ્તિકતા ગણાતી ! સ્ત્રીના વિષયમાં અંગ્રેજો અર્ધી સદી પર હાલના હીંદીઓથી ચઢતા વિચાર ધરાવતા નહોતા. સ્ત્રીને મત આપવાની શબ્દોમાં પણ તરફેણ કરવાની જેને સભાસદ થવાની ઇચ્છા હોય તે હીમ્મત કરતું નહીં પણ મીલે તો ઉલટા સામા ચેતાવ્યા કે ભાઇઓ ! મારો તો ફલાણો મત છે, અને તે છતાં જો મનેજ ચુંટવાની તમને ગરજ હોય તો મત આપજો ! ધન્ય છે આવા સત્યવક્તાને ! પરંતુ આટલેથી હદ આવી રહી નહીં. ચુંટણીમાં ફતેહ મેળવવાના દરેકે દરેક કાયદાનું મીલે ઉલ્લંઘન કરવાથી તેને ફતેહ મળવાની કશી આશા નહોતી. તેણે તો કદિ મત માગ્યો ન કીધો તેમ પૈની પણ ખરચી નહીં ! ચુંટણી કરનારાઓ સમક્ષ તે પોતાના

વિચારો સ્પષ્ટ સ્પષ્ટ કહી દેતો ને તેમને તે રુચિકર છે કે નહીં તેની જરા પરવા નહોતો કરતો. ઉલટું તેમની રીતિનીતિની નિંદા પણ કરતો. એ દેશમાં ભાષણને અંતે ઉમેદવાર, શ્રોતાઓ જે ઉત્તર માંગે તે આપવો એવો રીવાજ છે. અને તેમાં પણ મીલ ગોલમાલ ન કરતો તેનું એક ઉદાહરણ બસ થશે. પોતાના એક ચોપાનીયા ( થૉટસ ઑન પાર્લામેંટરી રિફોર્મ ) માં મીલે કડકપણે કહ્યું હતું કે જોકે ઇંગ્લંડના કામદારો જુઠું બોલતાં શરમાય છે ખરા અને તે બાબતમાં બીજા દેશોના કામદારોથી જુદા પડે છે તોપણ **તેઓ સામાન્ય રીતે તો જુઠાજ છે!** હવે કામદારો તો મીલને ચુંટનારા, અને તેમને સારૂ મીલનો આ સુવર્ણમય લેખિત મત! વિરોધીઓના હાથમાં મીલનું આ વાક્ય મીલને દાર કરવાના એક ઝેરી ભાલા સમાન થઇ પડ્યું. તેઓએ તો મીલ કામદારો માટે હલકા વિચાર ધરાવે છે એમ સિધ્ધ કરવા તેનાં વાક્યોના ' પ્લેકાર્ડો ' છપાવીને ભીંત ઉપર ચોંટાડ્યાં! આ પ્લેકાર્ડ એક શ્રોતાએ ભર સભામાં મીલના હાથમાં મુકયું અને તેને દમડાવીને પૂછ્યું કે " તમે એમ કહ્યું હતું કે? " જરા પણ બ્હીવા વગર મીલે કહ્યું " હા, મેં કહ્યું હતું. " આની અસર શું થયલી તમે ધારો છો? પોતાને જુઠા કહેનારને તેઓ તો માત્ર " હીસહીસ ", ના અવાજેથી બેસાડીજ દેતે તો તો નરમમાં નરમ શિક્ષા થઇ. પરંતુ મીલના સત્યવકતૃત્વ, તેની સત્યપ્રિયતા તથા તેનાં આત્મિકબળનો આ દ્રષ્ટાંત જોઇ, કામદાર શ્રોતાઓ મીલ ઉપર એટલા તો પ્રસન્ન થઇ ગયા કે તેઓએ તેને હર્ષનાદથી વધાવી લીધો! બીજા ઉમેદવારો જ્યારે આવા ધર્મ સંકટ વખતે જુઠું બોલતા, વ્યર્થ અર્થ કરતા, દ્વિઅર્થ કરતા, માફી માગતા, ત્યારે મીલે તો રોકડુંજ પકડાવ્યું! તેથી કામદારોને લાગ્યું કે આ તો કોઇ ચારિત્ર્યવાન પુરૂષ છે કે જેના ઉપર તેઓ વિશ્વાસ આણી શકે. નિડર સત્યવકતા તરીકે ને મીલની પ્રસિદ્ધિને પ્રતાપે મીલ, પોતાના હરીફ કૅાનઝર્વેટીવ ઉમેદવારથી ઘણા વધુ મતો મેળવીને પાર્લામેંટમાં દાખલ થયો. મીલ જે વિષયો ઉપર બીજાઓ બોલતા તેમાં ટાહેલું કરતો નહીં, જે બીજાઓ નહીં કરી શકે અથવા જે વિષે બીજા બેદરકાર હોય તેજ મીલ કરતો. તે કાંઇ મહાન વકતા નહોતો. ઉલટું તેની જીભ જરા તોતડાતી. શબ્દો શોધવાની દોડધામમાં તેનાં વાક્યો અર્ધાં ઉભાં રહી જતાં. પરંતુ મીલને સભાસદો આતુરતાથી સાંભળતા. તે ઉભો થતાંની સાથે ખાલી બાંકો ભરાઇ જતા, ને તેના શબ્દ સાંભળવા બધા કાન તાણતા. તેના વિચારોનું સઘળા તે જાણે અમૃત કે સોમરસ હોય તેમ પાન કરતા. તેનાં ભાષણોની શૈલી કરતાં તેની ગંભીરતા અને સંગીનપણામાં વિશેષ આકર્ષણ હતું. તેની જાત પ્રતિષ્ઠા અત્યંત હતી. ઉભય પક્ષ તેનો આદર કરતો. એક મૂર્ખ કૅાનઝર્વેટીવ સભાસદને મીલ પ્રતિ હસતાં જોઇ; તે પક્ષના વડા લૉર્ડ સૉલ્સબરીએ તેને વાર્યો કે " મીલ કોણ છે તેનું તને ભાન પણ છે કે " | મીલ તૈયાર તેમજ મોઢેથી ભાષણ આપતો તે સઘળાં વજનદાર હતાં. તે લીબરલ હોવા છતાં, સ્વતંત્ર રીતે વર્તતો. તે પોતે પોતાનાં નવાં બીલો આણતો જેમાંનું એક સ્ત્રીઓને મત આપવાનો હક આપવાને લગતું હતું. લીબરલોમાં પણ તે સૌથી આગળ વધેલા વિચારનો હતો, અને ઘણા તેને ચકરમ પણ ધારતા. જે વિષયો તથા વિચારોની પુષ્ટિ કરતાં બીજા લીબરલો. પ્રજામાં કે અમુક સ્થળે અપ્રિય થઇ પડવાની તથા નામોશી પામવાની બ્હીકથી ડરતા તેજ મીલ ઉપાડી લેતો! રાક્ષસની પુંછડી હલાવવાનું કામ તેણે પોતાનું કરી લીધું હતું! દાખલા તરીકે લીબરલોથી પણ ધિક્કારાતા આયર્લેંડની તરફેણમાં તે હમેશાં મત આપતો. જેનું કોઇ બેલી કે વંશવારસ નહોતું થતું તેનો મીલ થતો! તે નિર્દોષ અને અનાથ વિચારોનો નાથ હતો! મીલ કામદારોથી અનેક બાબતમાં જુદો પડતો. તેઓ

પણ- જીવનની દોરી આવી રહી હતી, અને તેનો ૧૮૭૩ નો તા. ૮ મીને દિને દેહપાત થયો.

કેળવાયલા વર્ગના હૃદયમાં મીલના વિચારોએ જે જગ્યા લીધી છે તે અનુપમ છે. વિદ્વાનોના મનોરાજ્યનો તો એક તાજ વગરનો ચક્રવર્તી રાજા છે. તેના લેખ કરતાંએ તેનાં શુધ્ધ નિષ્કલંક, પવિત્ર જીવને તેને વિશેષ પ્રેમપાત્ર કર્યો છે. વિદ્વાનો મીલને હર્બર્ટ સ્પેન્સરથી મંડન કરવામાં ચઢીયાતો ગણે છે જ્યારે ખંડનમાં સ્પેન્સર તેનાથી ચઢે છે એમ કહે છે. એ ઉભય મહા વિદ્વાનોનાં ઘણાં ખરાં પુસ્તકોનું અવલોકન કરવાનો પ્રસંગ હમને પ્રાપ્ત થયો છે. તે પરથી મારો નમ્ર મત પણ એવોજ બંધાયો છે. સ્પેન્સરમાં ફીલસુફીનું જ્ઞાન કમ હતું પણ સાયન્સમાં તેનું જ્ઞાન મીલથી ઘણું સરસ, અને અદ્વિતીય હતું. વિચારક તરીકેની સ્પેન્સરની શક્તિ મીલ કરતાં ચઢતી હતી, પરંતુ મીલ બે બાજુની તુલના વધારે નિષ્પક્ષરીતે કરતો. મીલની વિશેષતાં તેની તુલનાશક્તિમાં હતી, સ્પેન્સરની વિશેષતા તેના સિધ્ધાંતોની વિશ્વવ્યાપકતામાં હતી. તેમના સઘળા વિચારો સત્ય ઠરે યા ન ઠરે, પરંતુ સત્યને શોધનારી એમના જેવી જોડી ફરીથી અવતરતાં ઘણા જુગો વહી જશે એમ તો આપણને કબુલ કરવુંજ પડશે.

## અસ્પર્શ્ય હિંદુઓનો ઉદ્ધાર.

( લેખક-રા. આત્મારામ રાધાકૃષ્ણ, એજ્યુકેશનલ હેડ ઇન્સ્પેક્ટર,

અંત્યજ શાળાઓ, વડોદરા સ્ટેટ. )

હિંદુ લોકો ઘોડાપર સ્વારી કરે છે. ગધેડા, ઉંટ, બકરી, ગાય, ભેંસ, ઘેટાં; કુતરાં, બિલાડી વગેરે અનેક પશુઓને અડકે છે અને તેમનાથી અનેક પ્રકારનાં કામ લે છે. પણ જો હિંદુ સંસારની પ્રચલિત રીતભાત જોઇએ તો આશ્ચર્ય થયા વગર રહેતું નથી કે જે હિંદુઓ એ પશુઓને અડકવા યોગ્ય માને છે તેઓજ પોતાના હિંદુ કુલમાંજ ઉત્પન્ન થયેલા ૬ કરોડ ભાઇઓ-જે પંજાબમાં રહેતીયા, મેઘ, ઓડ, સંયુક્ત પ્રાંતમાં ડૂમ વગેરે અને ગુજરાત તથા મહારાષ્ટ્રમાં ઢેડ, મહાર, મોચી આદિ નામોથી ઓળખાય છે-ને અડકવા યોગ્ય માનતા નથી.

યજુર્વેદના ૧૬ મા અધ્યાયમાં દુનિયાના તમામ ઉપયોગી ધંધા તથા તે કરનારાઓનું નામ નિર્દેશ કરતાં તે બધા ધંધા કરનારાઓને એટલાજ પ્રેમપૂર્વક વર્તવા યોગ્ય ગણ્યા છે કે જેટલા આજ સમાજના નેતાઓને ગણવામાં આવે છે. જ્યારે વેદની આવી પવિત્ર આજ્ઞાઓ અત્રે વ્યવહારમાં ચાલુ હતી તે વખત અહિંના લોકો મનુષ્ય માત્રને કદી પ્રેમરહિત દૃષ્ટિથી અને અડકવાને અયોગ્ય માનતા નહોતા. અને એજ કારણથી જ્યારે બુધ્ધ ભગવાને અહિંસા અને પ્રેમ ધર્મનો પ્રચાર કીધો ત્યારે તેને વારંવાર કહેવું પડ્યું હતું કે " હે લોકો! હું તમને આર્યોના તે પ્રાચીન ધર્મનુંજ ભાન કરાવુંછું." અસ્તુ. હવે અમે યજુર્વેદના ૧૬ મા અધ્યાયના કેટલાક મંત્ર આપીશું જેથી વાચકોને ખબર પડે કે તે અમારા ઉપરના કથનની પુષ્ટિમાં કેટલે સુધી છે.

नमः सभाभ्यः सभापतिभ्यश्च वो नमो नमोऽश्वेभ्योऽश्व पतिभ्यश्च वो नमो........

અ० ૧૬, મં० ૨૪.

नमस्तक्षेभ्यो रथकारेभ्यश्च वो नमो नमः कुलालेभ्यः कर्म्मारेभ्यश्च वो नमो नमो निषादेभ्यः पुञ्जिष्टेभ्यश्च वो नमो नमः श्वनिभ्यो मृगयुभ्यश्च वो नमः ॥२७॥

આ મંત્રોથી સાફ જણાય છે કે જેટલી આદરબુદ્ધિથી એક સભાના સભાપતિને જોઇએ તેટલીજ આદરબુદ્ધિથી ગાડી બનાવનારા સુતાર, કુંભાર, સિંહ આદિ હિંસ્ર પશુઓને મારી પ્રજાને નિર્ભય રાખનાર નિષાદ અને ખેતરમાંથી પક્ષીઓને ઉડાવી મુકનારા પુંજીષ્ટ વગેરેને પણ જોવાનો પરમાત્મા ઉપદેશ કરે છે.

એ ખરૂં છે કે મોગલ અને મુસલમાની રાજ્ય પૂર્વે આ દેશમાં કોઇ પણ માણસ બીજાનું મેલું ઉંચકવાનું કામ કરતો ન હતો, અને જે લોકો આજે ભંગીના નામથી ઓળખાય છે તેમની અને તેમના ધંધાની હસ્તી તે વખત ન હોતી. બંગાલ, સંયુક્ત પ્રાંત, રાજપૂતાના, પંજાબ, મધ્ય હિંદુસ્તાન, ગુજરાત, દક્ષિણ અને મદ્રાસ સુધી તમે ફરી વળો, તમે તે પ્રદેશોના ગામડે ગામડે અને શહેરે શહેરની સરેરાસ કહાડશો તો તમને જણાશે કે સેંકડે અઠાણું ઘર સંડાસ વગરનાં છે. હિંદુસ્તાનનાં બધાં ગામોમાં હજી પણ સેંકડે ૯૮ માણસો શૌચ માટે જંગલમાંજ જાય છે. દિશા, જંગલ, શૌચ, દિશાએ જવું, જંગલ જવું વગેરે જુદા જુદા પ્રદેશોમાં વપરાતા શબ્દો પણ એજ બતાવે છે કે પહેલાં ઘરમાં સંડાસ રાખવાનો રીવાજ ન હોતો. પાયખાનું અને જાજરૂ એ શબ્દોજ ફારસી ભાષાના છે અને તે એ, નવીન રીવાજ સાથે આપણી ભાષામાં સામેલ થયા છે. पाये-खाना એટલે ઘરની નિચેનો ભાગ, અને जायेजरुर એટલે આવશ્યક-જરૂરની જગા. એ શબ્દાર્થજ બતાવે છે કે મુસલમાન લોકોએ પોતાની પરદાનશીન બેગમોને ઘરમાંજ ઝાડે ફરવા જવા સારૂ સંડાસો પ્રથમ બનાવ્યાં હોવાં જોઇએ અને એ લોકોએજ એ પદ્ધતિ પ્રથમ દાખલ કરી હોવી જોઇએ તથા તેનું દેખાદેખી અનુકરણ પાછળથી હિંદુ અમીર ઉમરાવોએ પણ મોટા મોટા શહેરોમાં કરવા માંડ્યું અને તે દિવસથી સૃષ્ટિક્રમ વિરૂદ્ધ માણસનો મળ ઉપાડવાનું કામ માણસોનેજ માથે નાંખવાનો જુલમ શરૂ થયો. અને તે લોકોને મહેતર તથા ભંગી નામ મળ્યાં ( મેતર એ ફારસી શબ્દનો અર્થ ગુજરાતીમાં ' મોટો ' થાય છે. ) ચંડાલ અને અંત્યજને નામે ઓળખાતા લોકો આજે જે ધંધા કરે છે તે શું પ્રથમ તેઓ નહોતા કરતા અને જો કરતા હતા તો રસ્તા ઝાડનારા માણસને બુદ્ધદેવે પોતાનો શિષ્ય નહોતો બનાવ્યો ? અવશ્ય બનાવ્યો હતો. પણ તે શિષ્ય બનેલો માણસ કે તે વખતમાં બીજો કોઇ પણ માણસ, માણસનો મળ ઉંચકવાનો ધંધો કરતો હોય એવું પ્રમાણ કોઇ પણ જગોએથી મળી આવતું નથી. રસ્તા ઝાડવા, અને મળ ઉપાડવો એ બે કામ તદ્દન જુદાં જુદાં છે. ચંડાળ અને અંત્યજ શબ્દના અર્થોમાં મળ ઉંચકનારા અર્થનો સમાવેશ થતો નથી. અંત્યજ શબ્દ વેદમાં પણ કોઇ ઠેકાણે આવ્યો નથી તે સ્વામીઓ નિત્યાનંદ અને વિશ્વેશ્વરાનંદજીએ બનાવેલા વૈદિક શબ્દસૂચીથી સ્પષ્ટ માલમ પડે છે. અને નવીન પ્રજાજ તે શબ્દનો વ્યવહાર કરવા લાગી છે, પણ નવીન લેખકોએ પણ અંત્યજનો અર્થ મળ ઉપાડનારો એવો નથી કીધો. ' શબ્દસ્તોમ મહાનિધિ ' કોશમાં રજક, ચર્મકાર, નટ, વરુડ, કૈવર્ત, મેદ, ભીલ, એ સાતને

"કોણ? શોભના! તું પણ આ જગ્યાએ કુદરતને લજાવવા આવે છે કે શું!"

"જી, હા. ઘરમાં કંઇ સ્હેન ન પડે ત્યારે મન અને શરીરને ખીલવવા હું ઘણીવાર બહાર નીકળું છું. આજે ઇશ્વરની મરજી હશે કે શું તે હું અહીં આવી પહોંચી."

"તું હમેશ આવે તો ખરેખર આ કુદરતની શોભામાં વધારો થાય ખરો."

"જો આપની ઇચ્છા હશે તો મને અત્રે આવવા કંઇ અડચણ નથી. મ્હારા મનમાં કે હજુ આપ પ્રથમ આશ્રમમાં છો અને તેથી કદાચ સ્ત્રીનું મુખ જોતાં આપને પ્રતિબંધ આવે અને વખતે ઉર્વશીની માફક વનસ્પતિ જેવા રૂપમાં ફેરવાઇ જવાનો પ્રસંગ આવે. એ ભયથી હું આ જગ્યાએ આવતાં સંકોચ ધરતી હતી."

"એવો ભય રાખવાની જરૂર નથી. હું પ્રથમ આશ્રમમાં છું તેથી મારૂં મન પણ પ્રથમ આશ્રમમાં હોવુંજ જોઇએ એવું કંઇ નથી. આશ્રમોનું બંધારણ શાસ્ત્રોએ રચેલું છે પણ મન કયાં એવાં શાસ્ત્રોના બાંધેલા નિયમોના પાંજરામાં પૂરાઇ રહે એવું છે? માટે શોભને! તારે અત્રે આવવા લેશ પણ સંકોચ સેવવો નહિ. તારા આ જગ્યાએ આવવાથી મને ઘણો આનંદ થયો છે."

"જેવી આપની આજ્ઞા. હવે આપની હું રજા લઇશ"

"ભલે જાઓ."

આ રીતે શોભનાને મળવાની આતુરતાથી સત્યજીત ઘણુંખરૂં બહાર ફરતો હતો અને જ્યારે શિષ્યવર્ગ એને શોધવા આવતો ત્યારે જ એ પાછો ફરતો હતો. આ પ્રમાણે એકાંત જંગલમાં સત્યજીત અને શોભનાને વારંવાર મળવાનું થતું હતું. તેઓ વચ્ચે નિર્દોષ પ્રેમ બંધાઇ ગયો હતો પણ તેની દિશા કઇ હતી તેનું ભાન કોઇને નહોતું.

એક વખતે રામાશ્રમની નજદીક એક નવીન પ્રસંગ બન્યો. એક હરણ હાંફતું હાંફતું દોડયું આવતું હતું અને તેનું માંસ ખાવાને આતુર એક ભૂખ્યો વાઘ પાછળ મોટી છલંગો મારતો ધસતો હતો. પોતાનો જીવ બચાવવાની આશાથી તે હરણ સત્યજીત તરફ આવવા લાગ્યું. પણ તેમ કરવાથી હરણ અને વાઘ વચ્ચેનો અંતર તદન ઘટી ગયો. હરણની દોડ જોકે વીજળીના વેગ જેવી હતી તોપણ ઘણા લાંબા વખત સુધી દોડવાને લીધે તે ગરીબ પ્રાણી થાકીને પડી જવાની અણી પર આવ્યું હતું. આથી તેના પ્રાણ જવાને એકજ ક્ષણ બાકી રહી હતી; પણ તેજ ક્ષણે સત્યજીતે પોતાના ધનુષપર બાણ ચડાવી તેના વડે વાઘને વીંધી નાંખ્યો. હરણ સત્યજીતના પગપર લપેટાઇ ગયું અને વાઘ જમીન સાથે લપેટાઈ ગયો. એકનો જીવ બચ્યો અને એકનો જીવ ગયો. આ બાબત, પાસે ફરતા વિદ્યાર્થીઓને ઠીક લાગી નહી. **अहिंसापरमोधर्म:** એ સિદ્ધાંતનું ખંડન થયું અને તેટલા માટે સત્યજીતને દોષ દેવા તેઓ તેની આગળ પાછળ ફરી વળ્યા.

"બંધુ સત્યજીત! શું આ શ્રી ગુરૂની આપેલી વિદ્યાનું પરિણામ છે કે?" શંકારીલે પ્રશ્ન કર્યો.

"પ્રિય બંધુ! શ્રી ગુરૂની સમીપ રહેવા છતાં આપણા કોઇથી અઘટિત ક્રિયા થવાનો સંભવ છે કે"? સત્યજીતે જવાબ ઉડાવ્યો.

"પણ એમાં ઘટિત અને અઘટિત વાતજ ક્યાં છે? શરણે આવેલાને રક્ષણ આપવું એતો આપણો સ્વભાવસિદ્ધ ધર્મ છે." કીશોરે જવાબ વાળ્યો.

"અરે વાહ? એકનો પ્રાણ હરવો એ જો સ્વભાવસિદ્ધ ધર્મ સ્વીકારાય તો પછી આ સૃષ્ટિમાં બાકી શું રહે"? સર્વેએ શંકાશીલને ઝીલી રાખ્યો.

એટલામાં આશ્રમવાસીઓને હમેશનો પરિચિત પાવડીનો અવાજ સંભળાયો. આકાશમાં મેઘ ગર્જના થવાથી જેમ ચાતક પક્ષીઓ ઉંચે જુએ તેમ જે દિશા તરફથી તે અવાજ આવતો હતો તે તરફ શિષ્ય મંડળ જોવા લાગ્યું. દીવ્ય મૂર્તિ રામાનંદ મંદ મંદ હસતા ધીરે ધીરે ચાલ્યા આવતા હતા. સર્વ શિષ્યોએ પોતાના ચાલક પાલક એવા રામાનંદને જોઇ ભક્તિ પૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેથી કરીને જેમ સરિતાઓ સમુદ્રમાં એક થઇ જાય તેમ તેઓની મનોવૃત્તિઓ શ્રીગુરુના ચરણારવિંદમાં લય પામી. આ વખતે રામાનંદ આખી સૃષ્ટિમાં પરમ પુરૂષ રૂપે બિરાજી રહ્યા હોય એમ લાગતું હતું. તેઓશ્રીની આજ્ઞા થવાથી સર્વે શિષ્યો પોતપોતાના સ્થાને બેસી ગયા અને રામનો આનંદ જેનામાં રમી રહ્યો છે એવા પુરૂષવર્ય શ્રીરામાનંદ પોતાના દર્ભના આસનપર બેઠા. બીજી ક્ષણે દુનિયાનો વ્યવહાર ચાલુ થયો.

"આજે શી ચર્ચા ચાલી રહી છે?" રામાનંદે પૂછ્યું.

"ભગવન્! આપની ગેરહાજરીના અંધકારમાં રમણ સિવાય બીજું શું હોઇ શકે?" સત્સજીતે જવાબ આપ્યો.

"ભાઈ! અંધકારમાં રમણ પછીજ આપણને આવું ચમત્કારીક માનવ-તનુ મળે છે; માટે તમારી ચર્ચા મારી આગળ ચલાવવામાં લેશ પણ સંકોચ તમારે ધરવો નહિ. અંતમાં તે ફળદાયકજ નીવડશે." ગુરૂએ ચર્ચા જાણવા આગ્રહ કર્યો.

"હે કરૂણેશ! આપણી ઇચ્છા છે તો હું અહીં શું બન્યું તે આપને કહું છું. થોડા સમય અગાઉ એક હરણ પોતાની પાછળ એક વાઘ પડવાથી સત્સજીત્ જે એના રસ્તામાં ઉભા હતા તેની તરફ દોડતું આવતું હતું. તેનો પ્રાણ જવાને ઝાઝો વખત નહોતો. તે નિરાધાર પ્રાણીની દયા આવવાથી પોતાના સ્વધર્મને અનુસરી સત્સજીતે વાઘને બાણવતી ઘાયલ કીધો. આ હિંસા આપણા શંકાશીલને રૂચી નહિ અને તેથી ગુરૂબંધુના હકની રૂએ ભાઇને ઠપકાના રૂપમાં જ્ઞાન આપતા હતા." કિશોરે પૂરણી કીધી. "હે દેવ! આવી રીતની હિંસા દુનિયામાં ધર્મને નામે થાય તો પછી કેટલો અનર્થ થવાનો સંભવ આવે! આવી જાતનું કર્મ ધર્મરૂપ છે એવું મેં કદાપિ સાંભળ્યું નથી." શંકાશીલે પોતાના વિચાર જણાવ્યો. "મ્હારા પરમપ્રિય શિષ્યો! તમારી ચર્ચા ખચ્ચીત રસજનક છે. મ્હારા વિચાર પ્રમાણે શરણે આવેલા પ્રાણિને ગમે તેટલા ભોગે રક્ષણ આપવું એમાં શાસ્ત્રની આજ્ઞાનું ઉલંઘન કરવા જેવું કંઇ નથી. જ્યારે જ્યારે ઋષિઓ આપત્તિમાં આવવાથી રાજાઓને શરણે જતા ત્યારે તેઓશ્રી તેમનું અનેક યુક્તિઓથી સંરક્ષણ કરતા હતા અને તેમ કરવામાં કોઇપણ જાતનો ધર્મનો બાધ જોતા નહિ. આવી જાતના પ્રસંગો ધર્મપુસ્તકોમાં અનેક ઠેકાણે, આપણા શંકાશીલના વાંચવામાં આવ્યા હશે તે છતાં પણ એ ભાઇએ એવા પ્રસંગોમાંથી નીકળતો બોધ પોતાને માટે ખેંચી લીધો નથી એ આશ્ચર્યજનક છે. હિંસાના ડરથી જે મનુષ્ય અણીની વખતે અચકાય છે તે મનુષ્ય

# ગુજરાતી નવલકથાનું સાહિત્ય-ગ્રંથાવલોકન.

(લખનાર—એક ગ્રેજ્યુએટ.)

"ગુજરાતી નવલકથાનું સાહિત્ય" એ નામનું આશરે સવાબસો પૃષ્ઠનું પુસ્તક રા. મણીભાઇ નારણજી તંત્રી; બી. એ. એમણે હવણાજ બહાર પાડી ગુજરાતી આલમને સ્વરચિત ઐતિહાસિક ગ્રંથોનું વાચન પૂરૂં પાડવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. ઠેઠ ઇ. સ. ૧૮૬૭ થી —"કરણ ઘેલો" પ્રસિદ્ધ થયાથી –શરૂ કરી તે ઇ. સ. ૧૯૧૦ ની સાલ પર્યંતની વાંચવાયોગ્ય નવલકથાઓનું કોઇ ઠેકાણે સવિસ્તર તો કોઇ ઠેકાણે સંક્ષિપ્ત વિવેચન કરવામાં આવ્યું છે. ગુજરાતી સાહિત્યમાં વિવેચન દ્રષ્ટિથી સાહિત્યના એક ભાગનો ઇતિહાસ આ પુસ્તકમાં આજે પહેલ વહેલોજ લખાયો છે જાણી, સર્વ ગૂર્જર સાહિત્યપ્રેમીને આનંદ થયા સિવાય રહેશે નહીં, એવી હમારી ખાત્રી છે. આવા પ્રકારના પુસ્તકની ઘણી ખોટ છે એમ સર્વની જાણ બહાર ન હોવા છતાં અદ્યાપિ પર્યંત જાણીતા ગુજરાતી સાક્ષરોએ એ દિશામાં કશો પ્રયત્ન કરેલો નથી એ પણ જરા આશ્ચર્યજનકજ છે. માન્ય સાક્ષરોને હાથેજ આવાં પુસ્તકો લખાવાં જોઇએ, અને તેમ થાય તોજ તેની કીંમત થાય, એવા ભ્રમને લીધે કદાચ રા. તંત્રીનો આ પ્રથમ પ્રયાસ હોવાથી એમની કૃતિવિષે અનાદર કે અવગણના કરવામાં આવે તો તેમાં કંઈ નવાઇ જેવું નથી પણ રા. તંત્રીનાજ શબ્દમાં કહીએ તો "દાઢીની લંબાઇથી બુદ્ધિની વ્હોળાઇ માપવાની ભૂલ પણ ન કરવી જોઇએ;" અલબત્ત આથી અમારૂં કહેવું એવું નથી કે રા. તંત્રીમાં દાઢીની લંબાઇ ન હોવા છતાં બુદ્ધિની વ્હોળાઇ પણ વ્યાપેલી છે, અર્થાત્ આ એમની કૃતિ સર્વાંશે બુધ્ધિની વ્હોળાઇનુંજ પરિણામ છે; પણ સમગ્ર પુસ્તકનું નિષ્પક્ષપાત અવલોકન કરતાં, કેટલાક સૂક્ષ્મ દોષો અને કેટલુંક મતવૈચિત્ર્ય બાદ કરતાં, એકંદરે આ પુસ્તક ઘણા અનુભવી લેખકોને પણ સુબોધ આપનારૂં, નવીન માર્ગ દર્શાવનારૂં, બીકણ લેખકોને ઉત્સાહી કરનારૂં, અને વિવેચન સાહિત્યમાં તેમજ ઐતિહાસિક સાહિત્યમાં અન્ય ભાવી એવી કૃતિ ઉપજાવનારૂં થઇ પડશે એમાં તો કંઈ શક નથી. હું મને આશા છે કે જરૂર આ પુસ્તકના પ્રોત્સાહનથી ગુજરાતી પદ્ય અને ગદ્ય સાહિત્યનો ઇતિહાસ લખવાની શરૂઆત થશે. આપણાં દુર્બળ સાહિત્યમાં હજુ સુધી ભાષાંતરો અને પ્રતિકૃતિઓથીજ જે ઘણો ઉમેરો કરવામાં આવે છે, તેને બદલે સ્વરચિત કૃતિઓ દિવસે દિવસે વધારે થવાની આવશ્યકતા સર્વ ગૂર્જર સાહિત્યપ્રેમીના લક્ષમાં આવી તેવી કૃતિઓ થવા માંડશે. અને તેનો જ્યારે ભાવી ઇતિહાસકાર ઇતિહાસ લખશે ત્યારે રા. તંત્રીના આ પુસ્તકનું ખરૂં મૂલ્ય અંકાશે એમ કહીએ તો એમાં કંઈ અતિશયોક્તિ જેવું નથી. હાલ પણ એનું મૂલ્ય ન થાય એમ નથી. એ પુસ્તકનું સ્થૂલ મૂલ્ય બે રૂપીયા જે રાખવામાં આવેલું છે તે અલબત્ત આપણા વાચક વર્ગની સંખ્યા તેમજ પુસ્તકનું કદ જોતાં નિ:સંશય ઘણું વધારે છે, પણ એનું વાસ્તવિક મૂલ્ય તો એથી ઘણુંજ વધારે છે. હમે ગ્રંથકારને તરતજ, કાંઇ નહીં તો કિમ્મત અર્ધી કરી નાંખવા ભલામણ કરીએ છીએ.

રા. તંત્રીએ નવલકથાના ત્રણ વિભાગ પાડ્યા છે. (૧) ઐતિહાસિક, (૨) સ્થિતિસૂચક અને

(૩) દાર્શનિક. પહેલા બે વિભાગ વિષે કંઇ વાંધો લેવા જેવું. નથી. પણ ત્રીજા વિભાગનું નામ "દાર્શનિક" આપવાને બદલે "દ્રશ્ય" આપ્યું હત તો ઠીક થાત. દર્શનનો અર્થ તત્ત્વજ્ઞાન એવો રૂઢ થયલો છે અને તે ઉપરથી નીપજતું વિશેષણ ભૂલાવો ખવરાવે એવું છે. જો કે ગ્રંથકર્તાએ ઉપલી ભૂલ અટકાવવાનો પ્રયત્ન કરેલો છે ખરો પણ "દાર્શનિક" કરતાં "દ્રશ્ય" શબ્દમાં વધારે સ્પષ્ટ અર્થસૂચકતા રહેલી છે, એટલે અહીંયાં "દાર્શનિક"નો અસ્વીકાર વધારે શાસ્ત્રીય થઇ પડતે. નવલકથાનાં સાધનો તરીકે, દેશ, કાલ, પાત્ર અને સંપ્રદાય ઠેરવ્યાં છે તે ઠીક છે. એ ચારના વર્ણનથી ઉપજતી સાક્ષાત્કારતા વિષે પણ ઠીક ઉહાપોહ કરવામાં આવ્યો છે, પણ સર્વાનુભવરસિકતા, અને સ્વાનુભવરસિકતાનાં દ્રષ્ટાંત આપવામાં-રા. તંત્રી નિષ્ફળ નિવડયા છે. કોઇ જાતે ઉપજાવી કાઢેલાં દ્રષ્ટાંત આપવા કરતાં કોઇ માન્ય વર્ણનકારના ગ્રંથમાંથી અવતરણ કીધું હોત તો ઠીક પડત. પદબંધ વિષે જે ભાર મૂકીને જણાવવાનો પ્રયત્ન કીધો છે તેને અમારું અનુમોદન છે. નવલકથાના અંશોમાં કલ્પના, જન સ્વભાવચિત્ર, અને બોધકહેતુ એમ ત્રણ ઠેરવ્યાં છે. આ વિષે તકરાર કરવાને કોઇને કારણ મળે એમ નથી. નવલકથાના અંતર્ગત અને પરીણામક ભાવ "કૌતુકમાત્ર" દર્શાવ્યો છે. એ ભાવ પ્રત્યે અમારે વાંધો નથી; પણ એ શબ્દપ્રયોગ ભયંકર લાગશે એવી બ્હીક છે. ગ્રંથકર્તાએ નવલકથાનો મહિમા પણ વિવેચક દ્રષ્ટિથી બતાવવાનો પ્રયત્ન કર્યો છે ખરો, પણ "વિકર ઓફ વેકફીલ્ડ"ના વાચનથી જર્મન કવિગેટીથી (Goethe) ઉપર થયેલી અસર ટાંકી બતાવી તેને અનુમોદન આપવામાં અતિશયોક્તિ ભરેલો જ અભિપ્રાય દર્શાવાઇ ગયો છે. નવલકથાનું વાચન તો સામાન્ય બુદ્ધિ અને કેળવણીવાળાને તથા "નવરા બેઠા નખ્ખોદ વાળવાનો" ધંધો કરવા કરતાં કાળક્ષેપ કરવાનું ઉત્તમ સાધન છે; એ સિવાય ગંભીરજ્ઞાન, નીતિ સુધાર વિગેરેમાં નવલકથા સહાયકારી થઇ પડે એમ અમે તો માની શકતા નથી. નવલકથા કાંઇ મગજનો ખરો ખોરાક નથી. એ તો ચા, કાફી પેઠે માત્ર ક્ષણિક શાન્તિ કે આનંદ આપનારી વસ્તુ છે.

સિંહાવલોકનમાં વર્ણવેલી નવલકથાની ઉત્પત્તિ અને ગુજરાતી ગદ્યનું ટુંક વિવેચન વાંચવા યોગ્ય છે તેમજ ગ્રંથકારો અને તેમનાં સંક્ષિપ્ત લક્ષણોની નોંધ પણ કાબેલ કલમને શોભાવે એવી છે. નવલકથાઓના સવિસ્તર અવલોકનમાં "સરસ્વતીચંદ્ર" ઉપર જે લગભગ ત્રીસ પૃષ્ઠ રોકવામાં આવ્યાં છે તે વ્યાજબીજ કર્યું છે. પણ સરસ્વતીચંદ્રને પુરાણ ઠેરવવાના પ્રયત્ન વિષે કંઇ ઇસારો સરખો પણ કીધો નથી એ જરા નવાઇ જેવું છે. સદ્‌ગત સા. શ્રી ગોવર્ધનરામની આ ઉત્તમ કૃતિ વિષે સાક્ષાત્કારતા અને બોધક હેતુ વિષે જે લખવામાં આવ્યું છે તે યથાન્યાય જણાય છે. બુદ્ધિધન જેવાં પાત્રની સમીક્ષા રા. વિશ્વનાથ અને રા. રમણભાઇના કરતાં વધારે સારી રીતે થઇ છે. સરસ્વતીચંદ્ર સિવાય બીજી નવલકથાઓના અવલોકનમાં મુખ્ય દોષ તો સંક્ષિપ્તતાનો લાગે છે. હજુ વધારે સંખ્યામાં અને વધારે વિસ્તારમાં અવલોકન થયું હોત તો ઠીક થાત. કેટલીકને થોડી લીટીમાં જ પતાવી દેવાનો પ્રયત્ન ઠીક જણાતો નથી. અત્રે અવકાશ ભયે આગે સર્વ અવલોકનનું અવલોકન કરી શકીએ એમ નથી. રા. ગો. કે. દેલવાડાકર કૃત "નીલમ અને માણેકનું" વિવેચન પણ ઠીક કર્યું છે. અને માટે વધારે પાનાં રોકવામાં બીજે ઠેકાણે બતાવેલી કંજુસાઇનો ત્યાગ કર્યો એ ઘણું સારું કર્યું છે. નવલકથાકારની જવાબદારી દર્શાવવાનો રા. તંત્રીનો આ સ્તુત્ય પ્રયાસ છે.

જોડણી અને ભાષા વિષે આપેલા અભિપ્રાયો અમને સર્વાંશે રૂચિકર નથી. અને એ વિષે અન્ય સ્થળે પણ ઘણો મતભેદ પડશે. પણ એ વિષયને ગૌણ ગણી પુસ્તકના બંધારણ ઉપર લક્ષ આપીશું તો રા. તંત્રીનું આ પુસ્તક અનેકધા ગુજરાતી સાહિત્યમાં સંગીન વધારો કરનારું છે. એ વિષે બે મત થશે નહીં. હરેક બુદ્ધિમાન્ નવલકથા લખવાની અભિલાષા રાખનારે તેમજ બુદ્ધિમાન નવલકથા વાંચનારે આ પુસ્તક વાંચવાની જરૂર છે. પુસ્તકની ભાષા જરૂરી કરતાં નાહક વધારે અઘરી અને ક્લિષ્ટ સ્થળે સ્થળે કરી છે એમ પણ હમને લાગ્યા વગર રહેતું નથી.

એક ગ્રેજ્યુએટ.

## સાયન્સ તથા વિદ્યા સંબંધી સમાચાર.

**હોમથી વાયુ શુદ્ધિ**—આર્ય ધર્મના કેટલાક 'હિતૈષીઓ' કહેઓ કહે છે કે, " પ્રાચીન કાલના આર્યો માત્ર અજ્ઞાન અને વહેમી હતા, અને ભયને લીધે કલ્પિત દેવ દાનવોને પ્રસન્ન કરવાનાજ હેતુથી હોમ કરતા. તેમાં વાયુ શુદ્ધિનો ઉદ્દેશ હતોજ નહીં, અને હવનથી વાયુ શુદ્ધિ થાય છે એ તો હસવા જેવું છે. " તેમને તા. ૬ ઠી સપ્ટેંબરનાં " પાયોનીયર " ( અલ્હાબાદ ) નો પ્રથમ આર્ટીકલ ( લીડર ) વાંચવાનો હમારો નમ્ર આગ્રહ છે. તે પત્ર કહે છે કે " માત્ર અકસ્માતથીજ લાકડાના **ધુમાડાથી જંતુઓ નાશ પામે** છે. એ શોધ પશ્ચિમમાં હાલમાંજ થઇ હતી. વિકાર પામતી વસ્તુથી ઉત્પન્ન થતાં તથા વિકારોત્પાદક જંતુઓ ધુમાડાથી નાશ પામે છે. મોંસ્યુ ટ્રીલરને અખતરાથી માલમ પડ્યું છે કે, ખાંડનો મોટો જથ્થો બાળવાથી " ફોર્મિક એલ્ડે હાઇડ " નામક બળવાન્ જંતુનાશક રાસાયણિક તત્વની વરાળો ઉત્પન્ન થાય છે. અને એ તત્વ લાકડાની ઘણી ખરી ધુણીમાં હોય છે. બે રતલ લાકડામાં ૩૨ થી ૩૫ સેંટીગ્રામ એલ્ડે હાઇડ, ૭૦ સેંટીગ્રામ ખાંડ તથા ૧૮ સેંટીગ્રામ જેટલો ગુગળ ( incenso ) હોય છે. હોમ કરનારા પ્રાચીન આર્યો જંગલી હતા એમ કહેનારાઓ હવે પસ્તાશે ખરા?

**પ્રાચીન ગ્રંથોમાં વીજળી**—વીજળીને લગતી શોધો હાલમાં પશ્ચિમેજ કરી છે એ માન્યતા હવે નષ્ટ થવી જ જોઇએ. " વિદ્યુજ્જ તંત્ર " નામક આર્ય ગ્રંથ જે અનેક શતાબ્દીઓ પૂર્વે લખાયું છે તેમાં નીચલો શ્લોક આવે છે:—**विद्युत्तु त्रिविधा प्रोक्ता संघर्षणसमुद्भवा । अयस्कांतप्रसूता च तथा संसर्गसंभवा ॥**

અર્થાત્ વીજળી ૩ રીતે ઉત્પન્ન થાય છે. ઘર્ષણ, આકર્ષણ તથા સંસર્ગ. આ માટે અંગ્રેજી પારિભાષિક શબ્દો, friction, magnatism તથા contact છે.

**અનાવટી વર્ષાદ**—એક ડાકીના બગીચાવાળો અંગ્રેજ મી. જેમ્સ સ્ટેન્સ ખબર આપે છે કે " દક્ષિણ હીંદના કુડાપ્પા જીલ્લામાં કેટલાક વખત, ઉપર કૃત્રિમ વરસાદ લાવવાના પ્રયોગ મારી હાજરીમાં કરવામાં આવ્યા હતા. ૧૯૦૫ ના જુલાઇમાં મને લાગ્યું કે જો આ ભેજાં મળતાં વાદળાંઓ ઉપર દારૂખાનું છોડવામાં આવે તો જરૂર વરસાદ થાય. તેથી હવાઇ અનુકુલ સંજોગોમાં દર પાંચ મીનીટને આંતરે છોડવાનું શરૂ કીધું. અકસ્માતથી કે ગમે તે

કારણથી તે વખતથી હવાઇ છોડતાં. હમેશાં દુકાળ ન પડે ને ડોડીના છોડ સુકાઇ ન જાય એટલો વર્ષાદ તો હમને મળેજ છે." કેટલાંક વખત ઉપર યુનાઇટેડ સ્ટેટસનાં હવામાન ખાતાંના વડાએ તોપના ગોળા આકાશ તરફ છોડવાના અખતરા કર્યા હતા. પણ આકાશને કે વાદળાને પહોંચ્યા નહોતા, અને વાદળાં ભેગાં થયાં નહોતાં. વળી દક્ષિણ આફ્રિકામાં કરેલા આવા અખતરા પણ નિષ્ફળ ગયા છે. યુરોપના ઘણા દેશોમાં પણ અખતરા નિષ્ફળજ થયા હતા.

**ઑસ્ટ્રીયામાં બ્રહ્મચારિણીઓની નવાઈ નથી**—ઑસ્ટ્રીયામાં હવે કન્યાઓ એટલા તો મોટા પ્રમાણમાં કૉલેજની કેળવણી લે છે કે તેઓની નવાઇ નથી રહી. વીએનાની એક કન્યા પોતાની એક અમેરિકન બહેનપણીને લખે છે કે "હવે અમેરિકા પેઠે અહીં પણ કૉલેજમાં ભણતી કન્યાઓની નવાઇ નથી. ગયા વર્ષના કેલેંડર પરથી જણાય છે કે ૩ ઑસ્ટ્રીયન યુનીવર્સીટીઓમાં ભણતા ૨૪,૮૦૪ વિદ્યાર્થીઓમાં ૧,૯૯૩, આશરે ૮ ટકા કન્યાઓ હતી. વૈદક કૉલેજમાં ૨૭૧ કન્યા ભણતી હતી અને શીલ્પુરી શિક્ષક વિગેરેનું શિક્ષણ આપનારી કૉલેજમાં ૧૯૪૯ હતી. ૪૪ કાયદાનો અભ્યાસ કરતી હતી. હવે તેમને જોઇને કોઇ આંખ ટકરકાવતું નથી!" આસ્ટ્રીયા પ્રથમ પંક્તિનાં રાજ્યોમાં એક સૌથી ઉતરતું હોવા છતાં તે પણ આટલો વધારો કરે છે ત્યારે હીંદમાં હજી ૮ ટકા કન્યા પ્રાથમિક કેળવણી પણ લેતી નથી!

**ભલા વનવાગોળીયા**—લોકો વનવાગોળીઆનો તિરસ્કાર કરે છે. પણ તે ખેડુતોને બહુ લાભદાયી છે. તે ખેતીનાશક જંતુઓનો નાશ કરે છે, અને પોતે ખેતીને કશી હાનિ કરતું નથી. છતાં યુરોપમાં તેમના પ્રતિ એટલો તિરસ્કાર છે કે લોકો તેમને દેખે છે ત્યાંથી મારે છે.

**કાવેરીનો કે પૈસાનો ધોધ?**—સાયન્સથી શું સિદ્ધ થતું નથી! કાવેરીના ધોધમાંથી વીજળીક બળ ઉત્પન્ન કરવાની યોજના માઇસોર રાજ્યે અમલમાં મુકી છે. ગયે વર્ષે તે બળ વેચવાથી તેને રૂ. ૧૬ લાખ ૪૩ હજાર ઉપજ્યા ને ખર્ચ ફક્ત ૬ લાખ ૧૮ હજાર રૂપીયા આવ્યો. યોજના પાછળ ખર્ચ રૂ. ૮૨ લાખ ૭૬ હજાર થયો હતો.

**સંયુક્ત પ્રાંતોની નહેરો**—સાયન્સની વળી બીજી ફતેહ સાંભળો. સંયુક્ત પ્રાંતના લગતા નહેરોના રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે બુદેલખંડ પ્રાંતમાં દુકાળનાં રક્ષણ અર્થે કરવામાં આવતાં બાંધકામને લગતી ઢસાન વીર નહેર અને બટવા નહેરની હમીરપુર શાખા પુરી કરવામાં આવી છે. એ ઉપરાંત પાહુજ અને ગરમાન નહેરોમાં સારો વધારો કરવામાં આવ્યો છે અને કેન નહેરને લગતું બાંધકામ હાથ ધરવામાં આવ્યું છે. ૨૨,૫૦,૦૦૦ એકર જેટલા ભાગને પાણી પુરું પાડવામાં આવ્યું હતું. સર્વે મળીને **સતાણું લાખ રૂપિયાની મોહેસુલ ઉપજી હતી.** નહેરના પાણીથી લગભગ **અગીયાર કરોડ રૂપીયાનો પાક** ઉતર્યો હતો. ખરીફના પાકમાં ૧૧,૪૨૨ ગામડાંઓને તથા રવીના પાકમાં ૧૨,૨૯૦ ગામડાંઓને નહેરનું પાણી પૂરું પાડવામાં આવ્યું હતું. સર્વે મળીને આવક એક કરોડ રૂપીયા ઉપર થઇ હતી જ્યારે કામ પાછળ ખર્ચ ૩૮,૨૫,૦૦૦ થયો હતો. ચોખો નફો ૬,૭૦,૦૦૦ રૂપીયાનો થયો હતો, કે જેથી કરીને થાપણ ઉપર સેંકડે ૫)૮૬ ટકાનો નફો થયો હતો.

**ઇંગ્લંડમાં પંજાબ**—પંજાબીઓ કેળવણી સારૂ ઇંગ્લંડ જવામાં બહાદુર છે. તેમને પ્રથમથીજ પરદેશગમનનો બાધ નહોતો. નાનકે પ્રથમથીજ તે દેશ પર કૃપા કરી હતી. ગયા વર્ષમાં ૧૨૮ પંજાબી વિદ્યાર્થીઓ ઇંગ્લંડ ઉપડી ગયા હતા. તેમાં ૭૨ હીંદુ, ૩૩ (સર્ખો હીસ્સો માગનારા) મુસલમાનો, અને ૨૧ શીખ હતા. હવે હેતુ સાંભળો. બેરીસ્ટર થવા માટે ૭૫; એંજીનીયરીંગ ૨૦, વૈદક માટે ૧૩, તાર માટે ૧, ખેતીવાડી સારૂ ૫, વગેરે.

**ચીનમાં ફલાહાર!**—ચીન માંસાહાર સારૂ પ્રખ્યાત છે. તેમના જેટલા "ફાસ્ટ" તો દેડકાનાં ભજીયાંખાઉ ફ્રેંચો પણ નથી થયા. મોરીનાં નાપાક જંતુઓ પણ એ જાત છોડતી નથી! જમાનો તેમને પણ સુધારે છે. શાંગાહીમાં 'રેશનલ ડાયેટ સોસાઇટી' હાલમાં સ્થપાઇ છે. માંસાહાર ઉપરાંત તંબાકુ દારૂ વગેરેનો પણ આ મંડળી નિષેધ કરે છે. ભોજરામાં પણ કીરણ દાખલ થયાં છે!

**બાળલગ્નનું ખરૂં કારણ-ઇટલીનું ઉદાહરણ**—મુસલમાનોના અત્યાચારને લીધે લોકો બાળલગ્નમાં પ્રવૃત્ત થયા એવું જે બાળલગ્નનું કારણ આપવામાં આવે છે તે હમે કદિ સ્વીકાર્યું નથી. ઇટલીનો ઇતિહાસ આ બીના ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. મધ્યકાળમાં ઇટલી મહા અધોગત દશાને પ્રાપ્ત હતું—હીંદ જેવી તેની સ્થિતિ હતી. ત્યાં પણ તે વખતે અહીંની પેઠેજ બાળલગ્નોની રીતિ પ્રચલિત થઇ ગઇ હતી—અષ્ટવર્ષા भवेत् गौरी એવો શ્લોક બનવાનોજ ત્યાં બાકી રહ્યો હતો. વીલીયમ બોલ્ટન કહે છે કે "કુટુંબો વચ્ચેનો સંબંધ દૃઢ કરવા તથા તેઓ વચ્ચેનો કલહ દૂર કરવાનાં કારણસર કન્યાનાં લગ્નની વય ૧૨ થી ૧૩ જેટલી નાની થઇ પડી. વળી ઇટલીની બહાર રહેલા વેપારીઓ પણ પાછા ફરીને પોતાની બૈરી તરીકે નિર્દોષ જુવાન Fresh (ફ્રેશ) કન્યાઓ વધુ પસંદ કરતા. આથી કેટલીકવાર તો પાંચ વર્ષની ઇટલીયન કન્યાનાં લગ્ન થઇ જતાં, ને ૧૬ ની તો Old Maid (ઘરડી કુમારી) ૧૨ મી તથા ૧૩મી સદીમાં ગણાતી."

---

## કેટલાક માસિકોના ખાસ લેખોનો સાર.

**જાપાનીઝ કેળવણીઃ**—ની કેટલીક જાણવાજોગ વીગતો આપતાં, સપ્ટેમ્બરના "ઇંડીયન રીવ્યુ" (મદ્રાસ) માં મી. રોર્બુડ એડી કહે છે કે જેપાનમાં પ્રાથમિક શાળાએ જવા લાયક ઉમરની છોકરીઓમાંની ૯૬ ટકા જેટલી પ્રાથમિક શાળામાં ભણે છે; જ્યારે હીંદમાં માત્ર ૭ (સત્તડે સાત) જ ટકા જાય છે. વળી તે દેશમાં બાલલગ્ન કાયદાથી બંધ રહે છે. જેપાનીઝ કન્યા ૧૫ વર્ષથી ઓછી વયે, ને છોકરો ૧૭ થી ઓછી વયે લગ્ન કરી શકતો નથી. સામાન્ય રીતે કન્યા તથા છોકરાઓ ૨૦ તથા ૨૫ વર્ષની વય પૂર્વે લગ્ન કરતા નથી.

**અંધ્ર દેશનો ઇતિહાસઃ**—દક્ષિણહીંદના પ્રખ્યાત પ્રાચીન અંધ્ર દેશના ઇતિહાસ ઉપર વિવેચન

કરનાર મી. સોમ યત્તલુ ઇંડિયન રીવ્યુના અંકમાં કહે છે કે, સંસ્કૃત અંધ (આંધળો) શબ્દ પરથી આંધ્ર શબ્દ ઉત્પન થયો છે, કારણ કે, પ્રાચીનકાળમાં તે દેશ અંધકાર વ્યાપ્ત જંગલ જેવોજ હતો.

**ભારતસ્ત્રીમંડલ:**—સંબંધી ઘણી જાણવાજોગ વીગત આપનારો એક લેખ અકટોબરના "મૉડર્ન રીવ્યુ" માં તે મંડલની વિદુષી મહાધિકારિણી મંત્રિણી શ્રીમતી સરલાદેવી રામભજદત્ત, બી. એ. એ લખ્યો છે. ૧૯૦૯ માં લાહોરમાં મળેલી સાંસારીક પરિષદની સ્ત્રીસભા પ્રતાપગઢનાં મહારાણી સાહેબનાં પ્રમુખપણા હેઠળ મળી હતી, તે વખતે આ સભાની સ્થાપના કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હતો. પરંતુ મુંબઈના સંસાર સુધારકોને સુધારક પરિષદથી સ્વતંત્ર સ્ત્રી સભા મળે તે રૂચ્યું નહીં તેથી તેઓએ અલ્હાબાદમાં ૧૯૧૦ માં સુધારક પરિષદ્ મળી તે પ્રસંગે કોઇએ પણ તેને સહાયતા ન કરવી એવું કહેણ મોકલ્યું. પણ ભારતસ્ત્રીમંડળ તો આમંત્રણ પત્રિકા પણ કાઢી ચૂક્યું હતું. તે ન ભરાય તે સારૂ સુધારકોએ બનતું કર્યું. સામી પોતાની સ્ત્રી સભા ભરી. પણ ભારતસ્ત્રીમંડલની આગેવાન સ્ત્રીઓ કાંઇ તેથી ગાંજી જાય એવી નહોતી. તેઓએ પણ ભરી ત્યારેજ રહી! અને જંઝરાની બેગમ સાહેબાને પ્રમુખપદ આપ્યું. મંડલની મંત્રી મીસીસ સરલા દેવી પોતે છે, અને તેની હેડ-ઓફીસ લાહોરમાં છે. તેની શાખાઓ કલકત્તા, અલ્હાબાદ, વગેરે સ્થળે સ્થપાઇ છે. મંત્રિણી પોતે પશ્ચિમ તથા દક્ષિણ હીંદુસ્તાનમાં મુસાફરી કરીને શાખાઓ સ્થાપવાનો વિચાર કરે છે. હાલ તે મંડલના લગભગ ૫૦૦ સભાસદો છે. ફી ઓછામાં ઓછી વાર્ષિક રૂ. ૧ છે, જે કોઇપણ રીતે ભારે નથી. આ મંડલના હેતુઓ સ્ત્રીઓની સાંસારિક તથા નૈતિક ઉન્નતિ કરવાનો અને તેના સંબંધમાં સ્ત્રીઓને ઘેર બેઠાં સ્ત્રીને ખરતું શિક્ષણ આપવાનો, સ્ત્રીઉપયોગી સાહિત્યનાં સ્વભાષાનાં પુસ્તકોને ઉત્તેજન આપવાનો, સ્ત્રીકૃત ભરત કામ વગેરે ચીજો વેચવા બતાવવા માટે ગોઠવણ કરવી, સ્ત્રી સંબંધી સભાઓને આ મહાસભાના આશ્રય હેઠળ એકત્ર કરવી, ઇત્યાદિ છે. કલકત્તાની આ સભાની શાખા સારું કામ કરે છે. ત્યાં એપ્રિલથી ૬ શિક્ષિકાઓએ ૧૦ કુટુંબોમાં ૧૮ કન્યાઓને ઘેર શિક્ષણ આપવું શરૂ કર્યું. મીસીસ સરલા દેવી ફરીયાદ કરે છે કે કમનસીબની એ છે કે આ અધ્યાપિકાઓમાં કેટલેક પડદાનો ત્યાગ કર્યો છે તેઓ પણ ચાલતાં જવા ના પાડે છે તેથી, રોજ હમને રૂ. ૪-૫ નું તો ગાડીભાડુંજ થઇ જાય છે! જાન મારામાં ૫૦ કન્યાઓને ૯ બાનુઓ શીખવતી હતી. આ સઘળું ઠીક છે પણ પ્રજા તરફથી આ બાબતમાં એટલો બધો નિરૂત્સાહ જોવામાં આવે છે કે કોઇ પણ સ્ત્રી સભા લાખો રૂપિયાના ફંડ વગર શી શકે એ અસંભવિત છે. બે ચાર દસ સ્ત્રી ગ્રેજ્યુએટોના ઉત્સાહ માત્રથી શું વળ્યું?

**ચંદ્રગુપ્તના સમયમાં આર્યાવર્તના માર્ગોની સ્થિતિ કેવી હતી?**—એ વિષય ઉપર શ્રીયુત નરેન્દ્રનાથ લૉ, એમ. એ. નો અકટોબરના 'મોડર્ન રીવ્યુ' માંનો લેખ ખાસ ધ્યાન ખેંચનારો છે. મહારાજ ચંદ્રગુપ્તનું રાજ્ય બંગાળના અખાતથી અરબ્બી સમુદ્ર પર્યંત હતું. તે ઉત્તરથી દક્ષિણ હીંદથી પણ વિસ્તીર્ણ હતું. એ રાજ્યની રાજનીતિ તથા રાજ્યવ્યવહાર ઉપર રાજમંત્રી ચાણક્યકૃત ગ્રંથ અદ્ભુત પ્રકાશ પાડે છે. રાજ્યના જુદાજુદા ભાગો વચ્ચે વ્યાપાર તથા વ્યવહાર એટલો વિસ્તીર્ણ હતો કે રાજ્ય તરફથી દરેક જાતના વ્યવહાર માટે ખાસ જુદા માર્ગો નિર્માણ કર્યા હતા; ઉદાહરણાર્થ, વણિક્પથ trade-route; ચક્રપથ (ગાડાં, ગાડીના રસ્તો) પાદપથ, અંસપથ, ખરોષ્ટ્રપથ (જાનવરોનો રસ્તો). તે દરેક માર્ગ ૬૪ ફુટ (૮ દંડ) પહોળો હતો. **રથચર્યાસંચાર** એ માર્ગ રથોને ચાલવાને લાકડાંના પાટીયાનો બનાવેલો હતો. રથો અમુક નમુનાનાજ રાજ્યમાં ફરે તે જોવા સારૂ **રથાધ્યક્ષ** રાજ્ય તરફથી નીમાતો. ઓછામાં ઓછા ૭ જાતના રથ તે વખતે હતા, તે રથ ૧૦ ફુટ લાંબાથી ૬ થી ૧૨ ફુટ પહોળા હતા. સૌથી આશ્ચર્યજનક બીના એ છે કે, ચંદ્રગુપ્તના સમયમાં **સંયાનપથ** અર્થાત્ પરદેશો સાથે સમુદ્રપાર થવાના માર્ગ નિર્માણ કર્યા હતા. મહાસાગર પાર જતા વહાણોનું નામજ ખાસ હતું. તે નામ તે **સંયાત્યનાવ** હતું અને તેમાં જનાર વેપારીનું નામ **સાંયાત્રિક** હતું. અમરકોશમાં સાંયાત્રિકનો અર્થ પણ Merchantman,-પોતવણિક એવો આપ્યો છે. કૌટિલ્યનાં અર્થશાસ્ત્રના આ પ્રમાણું પછી, કાશીના સબળજે

**નવીનકાન્ત**—ખરૂં કહો છો, મહાત્મા. શ્રી કૃષ્ણે અર્જુનને આપેલા ઉપદેશ જેવો આપનો ઉપદેશ મને થઇ પડયો છે. આપની મતિ આગળ પાશ્ચાત્ય મોટા વિદ્વાનોની-કહેવાતા વિદ્વાનોની મતિ પાણી ભરે છે. તેઓ ઇલેકટ્રિસિટીનો નિયમ વર્ણભેદમાં જોઇ ન શકયા ! તેઓ પાણી ઉપર આગબોટો ચલાવે છે, આકાશમાં વિમાન ઉડાડે છે, પણ ઇશ્વરના કારખાનામાં વ્હીમ્સહર્ટનાં મશીન તથા ડાઇનેમો છે જેનાથી તે દરેક માણસમાં ઇલેકટ્રિસિટી ભરે છે એ શોધ આપ જેવા હિંદુત્વના મુકુટમણિજ કરી શકે. જય જ્ઞાતિ ! (જ્ઞાતિધ્વજ)

**સાક્ષરો સાક્ષર અથવા ઘુર્ઘુરાયતે!**—પોતા ઉપર ગર્ભિત રીતે થયેલી સાક્ષર રા. મોહનલાલ પાર્વતીશંકર દવેની ટિકા ન રૂચવાથી તેના ઉપર સાક્ષર નરસિંહરાવે ટિકા કરેલી તેના ઉત્તરમાં **વસંત**ના છેલ્લા ભાદ્રપદના અંકમાં એક ત્રીજા સાક્ષર રા. મોહનલાલનો નીચે પ્રમાણે બચાવ કરે છેઃ—

" વળી રા. મોહનલાલ આગળ જતાં દર્શાવે છે કે " એ ગલિમેદાનમાં મંડયા રહેતાં આવડવું જોઇએ. સામો લેખક પાછો જવાબ આપે તો તેને ફરી પાછો આપણી કરડી-મજબુત-જોરદાર શૈલીમાં જવાબ આપવોજ કરવો, અને તેજ થઇને અટકે ત્યાંસુધી આપણે આપણાં કર્ત્તવ્યમાં મંડયાં રહેવું." વ્યંગ્ય રીતે રા. મોહનલાલ એમ સુચવે છે કે ટીકાઓ અણછાજતી રીતે લંબાવવી એ યુક્ત નથી અને છેલ્લો જવાબ આપે તેજ વિજયવાન્ એવું માનવું ભૂલ ભરેલું છે. ગુજરાતી માસિકોનું આધુનિક સાહિત્ય વાંચનારને આ ટીકા કેટલી બધી અસરકારક ને સંગીન લાગવી જોઇએ તે મારે સિદ્ધ કરવાની જરૂર નથી; પણ અત્ર બતાવવામાં આવેલા નિયમનો રા. નરસિંહરાવ જેવા લેખક હર્ષથી ભંગ કરે છે ને તેમાં પોતાનું ગૌરવ સમજે છે એ ઘણીજ શોચનીય વાત છે ને પોતે તેમ સમજતા હોવાથી તેમને રા. મોહનલાલની ટીકા ન રૂચે એ તદન સ્વભાવિક છે; છતાં રા. મોહનલાલની ટીકા તદન આવશ્યક છે એમ સહુ કોઇ કબુલ કરશે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં રા. નરસિંહરાવ અનેક સાક્ષરોની સાથે નકામી તકરારોમાં દાખલ થયા છે ને તેમાં એમની વૃત્તિ ચોખ્ખી રીતે જણાઇ આવે છે કે " ઉપલો હાથ મારેજ રહેવો જોઇએ." તેઓને તકરાર રૂચતી નથી, તેઓ તકરાર સાંભળતા નથી; માત્ર કોઇના પણ દોષ કાઢી તેને ઉત્તર પ્રત્યુત્તરની શૈલીથી અન્તે ચૂપ કરવો એમાંજ એ ગૌરવ સમજે છે. આજ કારણને લીધે સાક્ષરો એમને ઉત્તર આપવાનું પણ અયોગ્ય ધારે છે; " મૈનાષ્ટક "નો દાખલો આ વાત સાબીત કરે છે."

## કેટલાક હાસ્યજનક, વિચિત્ર તથા અદ્‌ભુત સમાચારો.

કોણ જીત્યું ?—એક વાણીયો ગંગાજીના કીનારા ઉપર ન્હાતો હતો. દરમ્યાન એક બ્રાહ્મણ મહારાજ આવી પહોચ્યા; પણ તેમની પાસે ચંદન તિલક કરવાનું નહોતું, છતાં જજમાન પાસેથી દક્ષિણા લેવીજ હતી જેથી એક કાંકરાને ઘસી તેનું વાણિયાના કપાળમાં તિલક ખેંચી દીધું. એ જોઈ વાણિયો વિચાર કરવા લાગ્યો કે-" મહારાજે પેચ કર્યો. હશે ઠીક છે, પૂછીયે તો ખરા." એમ ધારી મહારાજને પૂછ્યું-" કાંકરો ઘસીને કેમ તિલક કર્યું ?" મહારાજ બોલ્યા-" ગંગાજીની કાંકરી તો ચંદન સમાનજ હોય છે. " એ સાંભળી વાણિયાએ તરત ગંગા જળમાં ડૂબકી મારી દેડકીને પકડી લઇ મહારાજના હાથમાં મૂકી કહ્યું-" મહારાજ ! ગંગાજીની દેડકી ગૌદાન સમાન હોય છે તે સ્વીકારી આનંદ કરો. " મહારાજ ચુપ થઇ રહ્યા; કેમકે પોતાનુંજ પ્રપંચી પગલું પોતાનેજ નડયું. વાર્તાનો સાર ખુલ્લોજ છે—**ધન્વંતરી**

**પાણીથી ધારી ગળે ઉતારવી પડી !**—મુંબઇ સમાચારનો સુરતનો ખબરપત્રી તે

પત્રને ખબર આપે છે કે અત્રેની સુરતી દસાપોરવાડ ન્યાતનો ઓચ્છવ ગઇ આઠમને દીને શાહપોરમાં આવેલી ન્યાતની વાડીમાં થયો હતો અને જમણ ધારી દુધપાકનું કરવામાં આવ્યું હતું. બાઇડીઓની પંગત જમી ઉઠયા પછી મરદોની પંગત જમવા બેસવાની હતી તે દરમિયાન આશરે પાંચેક મણ દુધપાક તપેલામાં રહ્યો હતો તેમાં કોઇ નહીં જણાયલા શખશે એળીઓ નાંખેલો માલમ પડયો હતો! જેથી ન્યાતના મરદો તે દુધપાકને ઉપયોગમાં ન લેતાં દુધપાક વીનાની ધારીનું ભોજન લઇ ચાલી ગયા હતા.

**ગજબ!**—એક સસલી ચાર વર્ષની મુદતમાં ૧,૨૭૮,૮૪૦ કુટુંબીઓ ધરાવી શકે છે. આ પછી સસલાની જાતને ગમે તેવી મશ્કરીમાં કોણ વાંઝીયું કહી શકશે ?

**ફલિત જ્યોતિષનાં ગોળગોળ લખાણનો નમૂનો**—વીલાયતમાં હડતાળ પડતાંની સાથે પાશ્ચાત્ય જ્યોતિષીઓએ ભૂતકાલની એ વીગતની 'ભવિષ્ય વાણિ' કરી છે. તેમની મુખપત્રિકા "મોડર્ન એસ્ટ્રોલોજી" આ પ્રમાણે વદે છેઃ–મંગળનો ગ્રહ હાલમાં પ્રજાનો રાજા છે, અને તેનો અવધિ ૩૩ વર્ષ છે! મંગળની મુદ્દત હમેશાં વિગ્રહ, અને જબરજસ્તીની હોય છે. પૃથ્વી ઉપર અતિશય કર હોય તથા મહાપ્રજાઓ મુશ્કેલીઓના ગુચવાડામાં હોય ત્યારે મંગળ રાજા હોય છે. આ ભવિષ્યવાણીથી તે માનવાના પ્રમાણમાં પ્રજા નિરુત્સાહી અને નિરાશ જરૂર થશે.

**તારી હા, મારી ના–પરમાર્થનો ચરિતાર્થ**—મહાન રાજ્યોએ પરમાર્થ બુદ્ધિથી ઇંગ્લંડને વિનંતિ કરી કે તમારા રાજ્યમાં અફીણ ઉગે છે, ને તેનાં વેચાણથી ચીન વિગેરે અનેક દેશની પ્રજાઓનું સત્યાનાશ થાય છે. માટે તેની ઉગ તથા વ્યાપાર બંધ કરવાને આપણે કૉન્ફરન્સ ભરીએ તો સારું. ઇંગ્લંડ કબુલ થયું અને અફિણની ઉગ તથા વેપાર ઉપર અંકુશ પણ મુકયો. તેથી હાનિ થઇ હીંદની મહેસુલને. હવે ઇંગ્લંડ કહે છે કે, તમારા દેશમાં મોર્ફીન (અફીણનો અર્ક) તથા કોકેન ધુમ બને છે તેથી પણ અફીણ જેટલુંજ સત્યાનાશ હમારી હીંદી વગેરે રૈયતની નીતિરીતિનું થાય છે. માટે તે બંધ કરવાની બાબત પર પણ વિચાર કરો! તે દેશો તેની તો ના પાડે છે! પોતાના ગજવાપર તરાપ પડે ત્યારે તો પરમાર્થની વાત ભૂલી જવી. પારકાને ભોગે પરમાર્થ કરવા નીકળેલા સુધરેલા દેશો! તમારા સુધારાને તમે શું આવાં વર્તનથી શરમમાં નથી નાંખતા?

---

## નવલ વિક્રમાર્ક શાલ મુબારક!!!

(હરિગિત છંદની ચાલ.)

યોગ[૯] દર્શન[૬] ભક્તિ[૯] ભૂમિ[૧]નાં, નવલ વિક્રમ વર્ષમાં,
ॐ ત્રિપુટી વ્યાપક બ્રહ્મથી, સૌ સતત સુખી રહો હર્ષમાં. (૧)

ૐકાર રૂપી જળ કુંડળાં સમાયાં છે જે મંહી;
નિર્મળ ઉદક યજુર્વેદ રૂપી રહ્યું છે જેમાં વહી. (૨)

દીબાજૂ કિનારા રહેલ, ઋગ, અથર્વ વેદ રૂપી વળી;
ગંભીર ઘોષો સામ્ ( વેદ ) રૂપી રહ્યા જેમાં ગડગડી. (૩)

ન્યાયશાસ્ત્ર રૂપી ઉછળતા જળ તરંગો જે મંહી,
ક્રમપદ રૂપી રેતી પવિત્રજ જે મંહી વ્યાપી રહી. (૪)

વેદાંગ રૂપી મગર જેમાં વ્યાપ્ત થઇને રહ્યાં રમી;
ને પરમપ્રાપ્તિ સ્થાનનું વિજ્ઞાન રહ્યું જ્યાં વિરમી. (૫)

એવી વાણીરૂપ ગંગા સરિતા, વિદ્વાનમાંથી નીકળી;
અનેક માર્ગે ભ્રમણ કરી, બ્રહ્મરૂપ ઉદધિમાં જતી. (૬)

તે વાણી શ્રેય શ્રેય કરો તમારૂં, શ્રેયના માર્ગે ચઢો;
મુશ્કેલી સઘળી દૂર થઇ ઇચ્છીત ફળને ભોગવો. (૭)

શાંતિ તણા ભોક્તા બની, તમ યજ્ઞ સુખ રૂપે બનો;
ભવવાટિકા સુખરૂપ બની, નિર્ભયપણું તેમાં બનો. (૮)

વિદ્યા અને વળી રિદ્ધિ સિદ્ધિમાં, સતત વૃદ્ધિ થતી રહો;
બની પૂજ્ય કાંતિ આપની, કીર્તિ તણા લ્હાવા લહો. (૯)

પરિવાર પત્ની સહિત પોતે, સ્વર્ગનું સુખ ભોગવો,
અંગદભૂતો સાથે વળી તમે દીર્ઘ આયુઃ ભોગવો. (૧૦)

પ્રકૃતિ, જીવ પરમાત્મનું, વિજ્ઞાન પ્રાપ્ત થતું રહો,
વળી આત્મબળ વધતું રહીને, અક્ષયાનંદ ભોગવો. (૧૧)

### ગીતીવૃત્ત.

ઉન્નતિ શૃંગપર ચઢીને, અન્ય તણી ઉન્નતિ કરવા ધારો,
અદલ ફરજ વિચારી, અસ્ત પામતા સ્વદેશને તારો. (૧૨)

દેશ મંહી શું રોગો, પરોક્ષ રીતે ભરાઇને હણતા,
કરી ચિકિત્સા તેની, કોશીશ અખંડ કરો દૂર કરતા. (૧૩)

### દોહરો.

મનઃ કામના પૂર્ણ થઇ, લ્યો આનંદ વધાઇ,
શાંતિ આશ્રમમાં રહો, વદે એમ હરિભાઇ. (૧૪)

તા. ૨૨-૧૦-૧૧ } હરિભાઇ દાહ્યાભાઇ વશી.

# સૂક્ષ્મદર્શક યંત્રમાંથી.

**કોંગ્રેસના પ્રમુખ પં. બિશન નારાયણધર.**

કલકત્તામાં મળનારી આગામી કોંગ્રેસના પ્રમુખ તરીકે પંડિત બિશન નારાયણ ધરને, પ્રયાગમાં તે કાજે મળેલી ઓલ ઇંડીયા કોંગ્રેસ કમીટીએ વધુમતે ચું-ટી કાઢયા છે. બંગાલ તથા બીહાર તરફના પ્રતિનિધિઓ સર હેનરી કોટન (આસામના માજી કમીશનર) ને ચુંટી કાઢવા સર્વાનુમત હતા; જ્યારે, (૧) મુંબઇ, (૨) મદ્રાસ, (૩) સંયુક્ત પ્રાંતો, (૪) બીહાર તથા (૫) પંજાબ એ પાંચ પ્રાંતોએ પંડિત બિશન નારાયણ ધર માટે મત આપ્યા હતા. બાબુ સુરેન્દ્રનાથના શબ્દોમાં, કોંગ્રેસના પ્રમુખનું પદ એક હીંદીને મળી શકતું મોટામાં મોટું માન છે. પંડિતજીને તે માન મળવા માટે અભિનંદન આપીશું. તે છતાં આશ્ચર્ય લાગ્યા વિના રહેતું નથી કે, ઓ. મી. મદોલકર જેવાએ કોંગ્રેસ તથા દેશની વિશેષ સેવા કરી છે તેમને પ્રેમે ભૂલી જવામાં આવ્યા આવ્યા છે. આફ્રિકાના વીરરત્ન મી. ગાંધીને પ્રમુખપદ લેવા કલકત્તાની રીસેપશન કમીટી તરફથી પ્રથમ માંગણી થઇ હતી અને રૂટરે ખબર આપી હતી કે તેમણે સ્વીકાર કર્યો હતો. પરંતુ તે પછી તરત મી. ગાંધીએ અસ્વીકાર કરવાની તારથી કલકત્તે ખબર આપી હતી. તેમની પસંદગી માટે કોંગ્રેસના અમુક તત્વે નાપસંદગી દર્શાવવાનુંજ તે પરિણામ હોવું જોઇએ. હીંદી પ્રજાને દેશ સેવામાં જે નીતિમય વ્યાવહારિક પાઠ, મી. ગાંધીએ પોતાની અદ્ભુત અને અનુપમ વર્તનથી શીખવ્યા છે તે તો મેસર્સ તિલક અને ગોખલેએ પણ શીખવ્યા નથી. મી. ગાંધી તો મહાપુરૂષ તરીકે સિધ્ધ થયા છે; પંડિત બિશન નારાયણ પ્રમાણમાં સાધારણ છે. મી. ગાંધીને કોંગ્રેસનું પ્રમુખપદ ન મળવાથી હીંદી પ્રજાને સામાન્ય શોક થયો છે એ નિસ્શંક છે. પરંતુ કોંગ્રેસ મંડપના દેવતાઓની ગતિ ગહન છે, અને વર્તણુંક વિચિત્ર છે. પં. બિશન નારાયણ લ-ખનોના કાશ્મીરી બ્રાહ્મણ છે અને તે જાતિના વ્યક્તિ માત્ર પંડિત કહેવાય છે. બેરીસ્ટર થનાર પોતાની જ્ઞાતિમાં તેઓ પ્રથમ હતા, અને તેમના સમુદ્ર પાર ગમનથી તેમની જ્ઞાતિમાં તેઓ ૧૮૮૭ માં પાછા આવ્યા પછી બે દલ પડયાં હતાં. ૨૪ વર્ષ ઉપર મદ્રાસમાં તેમણે કોંગ્રેસના રંગભૂમી ઉપર પ્રથમ દર્શન દીધાં હતાં ત્યારથીજ તેમનો પ્રભાવ પડયો હતો. એક મહાન્ વક્તા હોઇ, લેખક તરીકે તેથી પણ પ્રખ્યાત છે. તેઓ બુદ્ધિશાળી, સમતોલ વિચાર કરનારા તથા સાંસારિક સુધારક છે. પ્રાંતિક કોન્ફરન્સના પ્રમુખ તરીકે થોડાજ વખત ઉપર તેમણે ચાલુ રાજદ્વારી વિષયો ઉપર પોતાના પક્વ વિચારો સવિસ્તર પ્રદર્શિત કર્યા હતા. આથી તેમને કોંગ્રેસના પ્રધાન તરીકે તેના તે વિષયો ઉપર પુનઃ બોલવાનું થશે તેથી "નવા લેબાસમાં જુના વિ-ચારો" દર્શાવવામાં ઘણી મુશ્કેલી પડશે તથા કળ વાપરવી પડશે. જો તેઓ કુંકેથી પતાવશે તોજ રંગ રહેશે ! કોંગ્રેસના પ્રધાનોનાં ભાષણોનાં કોલમો વારને હીસાબે ભરાય એટલાં લાંબાં હોય છે. તે ઘણું ખરું લખેલાં વાંચી જવામાં આવતાં હોવાથી મોટે ભાગે કંટાળારૂપ થઇ પડે છે તેમજ ચુંટાયલા પ્રમુખને હવે નવીન કહેવાનું શેષ રહ્યું નથી. તેથી, અલ્હાબાદની આગલી કોંગ્રેસના પ્રમુખ તરીકે વયોવૃદ્ધ સર વીલીયમ વેડરબર્નનું અનુકરણ કરીને તેઓ પણ અર્ધા કલાકમાં આટોપી લેશે, તો "આખાં કરતાં અર્ધું વધુ કીમતી" થઇ પડશે, અને રંગ વધારે રહેશે. જ્યોતિષીઓ જોળાગાળ

ભાગમાં સરસરશે શરતો તથા "જો" અને "પણ"ના પદોમાં વીંટાળીને આવતું ચોમાસું કેવું ફળવાનો "સંભવ છે" તેની ભવિષ્યવાણી કરે છે. અને એટલી અગમચેતી અને સાવચેતીથી કહેવા છતાં પણ ખોટા પડવાનાં તેમનાં કમનશીબ હોય છે. તેઓ જો આવતી કૉંગ્રેસનો પ્રમુખ કોણ કોણમાંથી–કોણ થશે તે કહેવું તો જોખમ ભર્યું છે–થશે તેની ટીપ પ્રગટ કરશે તો ઉમેદવારોને ભાષણ માટે સાહિત્ય ભેગું કરવા વગેરેનું સુગમ પડશે, અને વળી જે ચુંટાશે તેની તરફથી તેનું નામ ટીપમાં મુકનારને ઇનામ પણ મળશે. માટે જોષીઓને કીસ્મત હવે એ દિશામાં અજમાવવાની ભલામણ કરવી અસ્થાને નથી! હાલ તો છેક છેલ્લી ઘડીએ માથું થવાથી કુદરતીરીતે અકળામણ અને મુંઝવણ થાય છે. ભાષણ મુદ્દાસરને બદલે લાંબુ થઇ જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, છેક છેલ્લી ઘડીએ, આગલે મહીને પ્રમુખ નીમવો એ કૉંગ્રેસ તેમજ તેના પ્રમુખને અન્યાયકર્તા છે. રીસેપ્શન કમીટીમાં હાલ હાલ મતભેદ ઝાઝો પડે છે, તેથી બહોળા કામવાળા કૉંગ્રેસમેનોને ઑલ ઇંડિયા કમીટીની પ્રયાગની યાત્રાએ જવું પડે છે. જો આવતી કૉંગ્રેસનો પ્રમુખ સ્પીકરની પેઠે તેની પૂર્વની કૉંગ્રેસ વખતેજ નિશ્ચિત થાય તો એ સઘળી વિટંબણાઓનો અંત આવી જાય. કૉંગ્રેસના બંધારણમાં એટલો સુધારો સત્વર કરવો જોઇએ છે.

* * * *

**સ્વર્ગવાસિની સ્વામિની નિવેદિતા.**

મીસ માર્ગારેટ નોબલ નામની એક અધ્યાપિકાએ લંડનમાં સ્વ. સ્વા. વિવેકાનંદનાં ગીતા ઉપરનાં પ્રવચનોનું શ્રવણ કર્યું. તેનાં જીવનના પ્રવાહમાં તેથી પરિવર્તન થયું. આર્ય ધર્મ તેને ખ્રીસ્તીમતથી અગણિત ઉચ્ચ કક્ષાનો લાગ્યો. તેણે સ્વામી વિવેકાનંદને દંડવત પ્રણામ કર્યા, અને તેની શિષ્યા થઇ: તે સ્વામી સાથે રહીને આર્ય ધર્મનો અભ્યાસ કરતી. તેમની સાથે અમેરિકા આદિ દેશાંતરોમાં પ્રવાસ કર્યો, અને આર્યજાતિની સેવા કરવા તેમની સાથે સ્વદેશ સર્વદાને માટે તજી આ દેશમાં આવી. મીસ નોબલે આર્યધર્મનો અંગીકાર કર્યો, અને સેવાને પોતાનાં જીવનનું વ્રત કર્યું. તદનુસાર પોતે સ્વામિની નિવેદિતા એ નામ ધારણ કર્યું. મુંબઇમાં તે આપેલું એક ભાષણ "ગેઇટીમાં" હમે સાંભળેલું હોવાનું સ્મરણ છે. એક યુવતી, નાજુક, મનોહર સ્વરૂપની, પાતળી અને ઉંચી અંગ્રેજ કુમારિકાએ અનેક સુખ તથા વૈભવનો, કુટુંબ તથા દેશનો ત્યાગ કર્યો, અને દૂરસ્થ આર્યજાતિની સેવા કરવા સ્વીકાર્યું–તે ચિત્ર મનમાં ખડું થતાં હમને તે બાઇ માટે અસાધારણ માન સ્વાભાવિક રીતે પેદા થયું હતું, અને તે પછી તે ઓછું થયું નથી. તેનાં હાલમાં થયલાં અકાલ દેહાંતથી ભારતવર્ષને અવિસ્મરણીય હાનિ થઇ છે. અંગ્રેજી ભાષા ઉપર તેનો કાબુ અદ્ભુત હતો. લલિત ભાષા તો તે પોતાનીજ કહેવડાવતી. મરણ સમયે અને તે પૂર્વે તે, એક સાદું હીંદુ જીવન વ્યતીત કરતી. કલકત્તામાં દેશી લત્તામાં બોઝપરા ગલી નામની સાંકડી શેરીમાં તેણે બંગાળી સ્ત્રીઓના હિતાર્થે એક શાળા સ્થાપી હતી, અને સ્ત્રી કેળવણીનું તે એક કેંદ્ર થઇ પડ્યું હતું. દરિદ્ર વર્ગને સુખી કરવા, પછાત પડેલા વર્ગોને આગળ પાડવા એજ તેનો ધર્મ હતો. કલકત્તામાં પ્રથમ મરકી ફાટી નીકળી ત્યારે તેણે ઉત્સાહી યુવાનો સાથે મળીને નગરમાંથી મળ તથા મરકીનાં ઉત્તેજક તત્વો દુર કરવા તથા આરોગ્યના નિયમોનું લોકોને ભાન કરાવવા અસાધારણ શ્રમ લીધો હતો. બારીસાલ જીલ્લામાં આવેલી રેલથી જાનમાલની જે ભયંકર હાનિ થઇ હતી તે વખતે પણ તેણે ત્યાં જાતે જઇને દુઃખીઓનું સંકટ ટાળવા અસાધારણ શ્રમ લીધો

હતો. એ નિસ્સ્વાર્થપરાયણ બાઈમાં દોષ નહતા એમ નહોતું. હીંદુ મહાજાતિના અનેક સદ્ગુણોથી તે એટલી ચકિત થઇ હતી કે તેમના દુર્ગુણો જોવા તે અસમર્થ થઇ પડી હતી. બાળલગ્ન, વિધવા કેશવપન, બળાત્કારેયુક્ત વિધવાલગ્નપ્રતિબંધ, હીંદુ સ્ત્રીનાં અત્યંત પારતંત્ર્ય એ સર્વેનો તેણે પોતાનાં "Web of Indian Life" નામક હિંદુ રીતી નીતિનો ચિતાર આપનારાં અદ્ભુત મોહક શૈલીમાં લખેલાં પુસ્તકમાં વિચિત્ર બચાવ કીધો છે. જે નામમાત્ર સાધુઓ દ્વારિકાથી જગન્નાથ ને ત્યાંથી હૃષિકેશ અને પાછા દ્વારિકા એમ ત્રિકોણાકારની પ્રદક્ષિણા પારકે પૈસે કર્યા કરવા શીવાય અને માર્ગમાં અનેક પ્રકારની અવાચ્ય બદફેલી કરવા શીવાય બીજું કશું કરતા નથી, તેમને પણ તેમને ભારતવર્ષની સાંસારિક economy નું એક અનિવાર્ય તત્વ વર્ણવ્યું હતું, અને કહ્યું હતું કે દેશમાં ધર્મ તથા ચાલુ સમાચારના જ્ઞાનના મહાપ્રચારક તેઓ છે ! સ્વામી વિવેકાનંદનો દેહાંત થતાં સ્વામિનીને રામકૃષ્ણાશ્રમના સન્યાસીઓએ તેમનું વડું પદ આપવા આગ્રહ કીધો હતો. પરંતુ, પદનાં માનની નિર્લોભી અને કીર્તિની કામના વિનાની એ વિદુષી સ્ત્રીએ તેનો સ્વીકાર કરવા ના પાડી હતી. ભર યુવાવસ્થામાં, ઉપયોગી જીવનના મધ્યાહ્નમાં, મડાંથી એ બાઇનો અકાલ થયો છે. તે માટે અત્યંત શોક થાય છે. પરમાત્મા એના શુદ્ધ આત્માને શાંતિ અને સદ્ગતિ અર્પો !

* * * * * *

**બાલક કન્યાઓનો "વ્યાપાર."**

પુનામાં સ્થપાયલી "બાલકોનું રક્ષણ કરનારી સભા" ના સેક્રેટરી ડૉ. હેરલ્ડ મૅનને એક દહાડો ખબર પડી કે, નામ માત્ર ખ્રીસ્તી માબાપોની ૧૪ વર્ષની એક પુત્રીને એક પઠાણે દેવાના સાટામાં વેચાતી લીધી છે, અને પોતાને ઘેર વ્યભિચાર સારૂ ઉપાડી ગયો છે ! સભાની કમીટીના એક સભ્ય તપાસ કરવા પઠાણને ઘેર સાંજે ગયો તો પેલી કન્યા પઠાણને ઓટલે રડતી બેઠી હતી. કન્યાને રાક્ષસના પંજામાંથી મુશ્કેલીએ છોડાવીને સભા લઇ ગઇ, અને સભાએ પઠાણ ઉપર અનીતિભર્યા કામ સારૂ છોકરી મેળવવાનો ફોજદારી અપરાધ કીધાનો કોર્ટમાં આરોપ મેલ્યો. ન્યાયાધીશ સીટી મૅજીસ્ટ્રેટે એવો ચુકાદો આપ્યો કે પઠાણને કન્યા અનીતિના કામમાં પડશે એમ તેનાં કૃત્યથી જ્ઞાન હોવું જોઇએ; તે પરથી તેને ગુન્હેગાર ઠરાવી સખત સજા કરી. સભા હર્ષ પામી, પણ પઠાણે અપીલ કીધી. અપીલ કોર્ટે ચુકાદો ફેરવી નાંખ્યો, અને સજા રદ કરવાનું એવું કારણ આપ્યું કે, ૧૬ વર્ષથી પણ નાની વયની કન્યાને "ઉપસ્ત્રી" તરીકે પુરૂષ રાખે અને જો તેથી તે અનીતિના ધંધામાં પડવાનો સંભવ માત્ર હોય તેથી કાંઇ તે ગુન્હેગાર ઠરતો નથી. આથી હાલના કાયદાનો અર્થ એ થયો કે ૧૨ વર્ષની ઉપરની કન્યાનું કોઇ પણ કામી વ્યભિચારી ગમે તેવું સત્યાનાશ વાળે અને પછી, તે લગ્નની નહીં પણ રાખેલી હોવાથી "તેને હાંકી કાઢે તો તે બીચારીને કશી દાદ જ ન મળે અને પેલો હરામખોર સલામત છટકી જાય ! ડૉ. મૅનની કમીટીને આ સ્થિતિ એવી ભયંકર ભાસી કે તેણે સરકારને કાયદામાં સુધારો કરવા અરજ કીધી. સરકારે દરેક કોમના આગેવાનના અભિપ્રાય પૂછાવ્યા અને બાદ એવો જવાબ આપ્યો કે, "જુવાન (૧૬ વર્ષની અંદરની) છોકરીઓને રાખતરીકે રાખવાનું ગેરકાયદેસર ઠરાવવાથી તે અનેક સ્વીકૃત રીવાજોની આડે આવશે. અને "સંપૂર્ણ આબરૂદાર વર્ગો તેથી ગુસ્સે થશે અને તેની સામે થશે." કોમોના આગેવાનોએ આપેલા

અભિપ્રાય એ પ્રકારનો છે કે સરકારનો તે સ્વતંત્ર અભિપ્રાય છે ? તે સ્પષ્ટ કરીને, આગેવાનોના અભિપ્રાય સરકારે પ્રગટ કરવા જોઇએ, કે જેથી તેમનો તેવો મત હોવા વિષેની શંકા કેટલાકને થાય છે તે નિર્મૂલ ઠરે. રાખો રાખનારા કે તેમનો પક્ષ લેનારા આબરૂદાર કહેવાતા હોય એ બહુ શરમંદ છે. હજી સમાજની નીતિ એટલી બધી ઓટનાં પાણીએ ગઇ નથી એમ હમે ધારીએ છીએ. એ પ્રસિદ્ધ છે કે ૧૨ વર્ષથી ૧૬ વર્ષની અંદરજ યુવતીઓ અનીતિમાં ફસાય છે. એ તેમનો કટોકટનો સમય છે. જો તેટલો વખત તેમનું રક્ષણ થાય તો તેને દરમીયાન રીધે રસ્તેજ પડવું પડે છે, અને તે પછી તેની નીતિ માટે ધાસ્તો રહેતો નથી. વેશ્યા કે તેનાથી ઉતરતા દરજ્જાની, વેશ્યા થવાની નીસરણી રૂપ ઉપસ્ત્રી થવાની ૧૩ થી ૧૬ વર્ષની વયમાં ઉપસ્ત્રી તરીકે રાખનાર પુરૂષને કાયદા ધકીને અપરાધી ઠરાવવામાં આવે તો અનીતિને જેવો તેવો ફટકો પડે નહીં. ઇગ્લંડમાં સમ્મતિ વય મી. સ્ટેડની લડતને પરિણામે આ દેશથી વધારે થઇ છે. તે વય પછીથી અને ૧૪ થી ૧૮ નીજ વયમાં, સ્ત્રીઓ વેશ્યા થઇ જાય છે. તાજી જુવાની તેમને લલચાવે છે. પાછળથી તે ધંધામાં પડનારી થોડીજ છે. તેજ કારણથી મેંચેસ્ટરમાં મળેલી સુધારક અંગ્રેજ સ્ત્રીઓનાં ફીડરેશને સમ્મતિ વયની મર્યાદા વિસ્તારીને ૧૮ વર્ષની લઇ જવાની સૂચના કરી હતી કે જેથી યુવાન દરિદ્ર સ્ત્રીનું એ માર્ગ તરફ વળવાનું ચાર વરસનું ચોઘડીયું—" વેશ્યાકાલ "—વ્યતીત થઇ જાય. આ દેશમાં પણ લગ્ન શીવાયના સ્ત્રીસંબંધનો કાલ ક્રમમાં કમ ૧૬, અને બને તો ૧૮ વર્ષનો કાં ન ઠરાવવો ? સુજ્ઞ પ્રજા તેવા કાયદાનો કદાપિ વિરોધ કરશે નહીં. તે વેશ્યાતત્વ જેમ બને તેમ ઘટાડવાજ ઉત્સુક છે. સરકારે પુનાની બાલક રક્ષક સભાની સૂચનાને પાણીથી ભીંજેલી ધાબલી ઓઢારવાને બદલે તેને પોતાના ટેકાનો ગરમાટો આપવો ઘટે છે, પ્રજાએ પણ સભાઓ આદિ દ્વારા પુનાની સોસાઇટી સાથે સહમત છે એમ સિધ્ધ કરી આપવું ઘટે છે.

* * * *

**ગુજરાતમાં દુષ્કાલ.** ગુજરાતના ઉત્તર ભાગોમાં-ખેડા, અને વિશેષ કરીને પંચમાહાલ તથા અમદાવાદ જીલ્લાઓમાં તથા કાઠીયાવાડમાં દુષ્કાલ પડ્યો છે. પાણીની તંગી અન્નથી પણ વધારે વ્યથાકર થઇ પડી છે; અને પશુઓ માટે ઘાસ મેળવવું મનુષ્યો માટે અન્ન મેળવવાથી પણ વિશેષ દુર્ઘટ થઇ પડ્યું છે. પશું તેમજ પશુપાલકો ઉભય, ક્ષુધા અને તૃષાથી વ્યાકુલ છે. તેમનો જીવ બચાવવા અનેક પરમાર્થી હીલચાલો થઇ ચુકી છે. અનેક ગામોમાં ફંડો થયાં છે; સસ્તું અનાજ વેચવાની દુકાનો ઉઘડી છે; પાંજરાપોળોએ ઢોરો પાળવા સ્વીકાર્યાં છે. " ગુજરાતી " એ પરમાર્થ બુદ્ધિથી આના ફંડ ખોલ્યું છે. સરકારે તગાવી આપી છે, અને સંકટ નિવારણ બાંધકામ પણ શરૂ કર્યાં છે. ઓ. મી. ગોખલેના પટ્ટશિષ્ય પરમાર્થી મી. દેવધર એમ. એ. વાડીયા ચેરીટીઝ ટ્રસ્ટ તરફથી સ્થિતિનું અવલોકન કરવા દુષ્કાલપીડિત ભાગોમાં ફર્યા હતા, અને તેમનો રીપોર્ટ સાંભળવા ત્યાંની પ્રેસીડન્સી એસોશીએશનના દીવાનખાનામાં આગેવાનોની એક સભા મળી હતી. અમદાવાદમાં શહેરના બજારમાં તેમણે ઉત્તમ જાનવરો, સાધારણથી ચોથે ભાવે વેચાતાં જોયાં હતાં. તેમણે કહ્યું કે પશુ બચાવવા તેમને જંગલમાં મોકલવાં (૨) ખેડુતોને મફત ઘેર ઘાસ પુરાવવું અથવા તે સોંઘે ભાવે વેચવું તથા (૩) પશુ શાળાઓ સ્થાને સ્થાને સ્થાપવી. તે ભાગોના લોકોપ્રમદ

કરવા તૈયાર હતા. દારૂ ફુંકા કરવાના તથા બીજાં કારણને લીધે માણસ ભૂખે મરતાં નથી પણ બબેકારીથી તેમ પણ થવા માંડશે. માટે સવેળા ઉપાય લેવાની જરૂર છે. ઘરની વ્યવસ્થા કરવા તથા ફંડ ઉઘરાવવા, પરિણામે એક કમીટી નીમાઇ છે. આપણે અંતઃકરણથી આશા રાખીશું કે, તેના ફંડમાં મુંબઇવાસીઓ ઉદારતાથી પોતાની નામના પ્રમાણે પોતાનો હીસ્સો આપવા ચુકશે નહીં. દુષ્કાલ અંગે દાન કરવાનું પુણ્ય, ( લાભ ) સામાન્ય રીતે છે તેથી દશ ઘણું છે, કારણ કે જેમના પ્રાણ બચે છે તેઓને ક્ષણિક મદદ જોઇએ છીએ અને થોડેથી ઘણાનું રક્ષણ થઇ જાય છે. તેથીજ ભવિષ્ય પુરાણે " દુષ્કાલમાં ૧ કોળીયો અન્ન આપવાથી અને ગ્રીષ્મ ઋતુમાં બિંદુ જેટલું જલ આપવાથી લાખો યજ્ઞનું ફલ થાય છે," એ અત્યુક્તિ યુક્ત શબ્દો કૃષ્ણના મુખમાં યુધિષ્ઠિરને કહેવાને મુકયા છે. દેશી રાજ્યોએ પણ જાગૃત થવું જોઇએ. જામ સાહેબે ફંડ ખોલ્યું તેમાં રૂ. ૨૫૦૦૦ મળ્યા પરંતુ તેનો કયા સંકટના નિવારણમાં ઉપયોગ થયો તેનું વૃત્તાંત પ્રગટ થવાની જરૂર છે, કે જેથી બીજાં દેશી રાજ્યોની પણ આંખ ઉઘડે અને સુઝ પડે. પોરબંદર માટે મુંબઇમાં લગભગ ૦ા લાખ, અહીં વસતા પોરબંદરીઓએ ભર્યા છે એ શુભ વાર્તા છે. પોત પોતાના વતન માટે મુંબઇની વ્યક્તિઓએ એજ પ્રકારે વર્તવું જોઇએ. એક સભામાં " ટાઇમ્સ ઓફ ઇંડીયા" ના તંત્રી ડો. રીડે કહ્યું હતું કે આપણે અમદાવાદ સારૂ કશું કરવું જોઇએ નહીં; કારણ કે અમદાવાદીઓ ધનાઢ્ય છે, અને પોતાનું કોડી લેવાની સ્થિતિમાં છે. આ ટિકા થવાને લગભગ બીજેજ દહાડે ખબર મળી હતી કે અમદાવાદીઓની સભા ભરાઇ હતી અને તેમાં ફંડ થયું હતું. પરંતુ ટીપ જોતાં દલગીરી સાથે કહેવું પડે છે કે, ત્યાંના શેઠીયાઓએ પોતાની દોલતના તેમજ દુષ્કાલના વિસ્તારના પ્રમાણમાં બહુજ હલકી રકમો ભરી છે. દસ લક્ષની પુંજી ધરાવનારાઓએ રૂ. ૧૦૦૦ માં પતાવી દીધું છે ! અમદાવાદ લક્ષાધિપતિઓનું નગર છે. તેઓ ગરીબોનાજ પસીનાથી કમાયા છે. જો તેઓ ન કમાયા હોત તો ગરીબો તથ તેમનાં ઢોર આજે ભૂખે મરતાં ન હોત. આશા છે કે તેઓ પોતાની રકમનો પહેલો આંકડો ફેરવવાની ઉદારતા બતાવશે. દુષ્કાલ પડવાથી કાશ્મીરના એક રાજાએ તો આત્મઘાત કર્યો હતો એમ " રાજ તરંગિણી " માં લખ્યું છે. શેઠીયાઓ તથા અનાજનો વેપાર કરનારાઓને, રાજા પેઠે આપઘાત કરવાની ભલામણ કોઇ કરતું નથી. જો તેઓ આવે પ્રસંગે વ્યાપારી દ્રષ્ટિથી નહીં પરંતુ માનવ બાન્ધુ ભાવની દ્રષ્ટિથી વર્તે તો પુરતું છે. દુર્ભિક્ષમાં તો એકતાનો ક્રમ ફેરવીને વિદ્યાદાન કરતાં પણ અન્નદાન વધારે ફલદાયી થઇ પડે છે એ સત્ય સ્મરણમાં રાખીને અનેક પ્રકારનો પરમાર્થ કરનારાઓએ બીજા પરમાર્થ શિથિલ કરીને અન્નજલથી પ્રાણ રક્ષણ કરવાના પરમાર્થ ઉપર પોતાની પ્રવૃત્તિઓ એકત્ર કરવી જોઇએ.

* * * *

**બહાઇધર્મ-કેટલીક વધુ હકીકત**

બહાઇ ધર્મ ઉપર ' સત્ય ' ના ઓકટોબર માસના અંકમાં પ્રગટ થયલો લેખ વાંચીને, મી. નારાયણ આર. વકીલ બી. એ. નામના એક બહાઇ મતાવલંબી નવસારીથી પોતાના ગઇ તા. ૪ થીના પત્રમાં કેટલીક વધુ વિગતો લખી મોકલે છે. તેનો સાર નીચે પ્રમાણે છે:—"બહાઇ ધર્મનાં પુસ્તકો ફારસી તથા અરબ્બીમાં અસલ લખાયાં છે. તેમાંની ઘણીક ચોપડીઓના તરજુમા અંગ્રેજીમાં થયા છે, અને તે બહાઇ ચીકાગો ( પોસ્ટ બૉક્સ નં. ૨૮૩ ) ની

"બહાઇ પબ્લીશીંગ કંપની" પાસેથી ( હમે ધારીએ છીએ કે વેચાતાંજ ) મળી શકશે. તમે લખો છો કે "**મીર્ઝાહુસેન અલીએ** પોતાના દાવા ( ઇશ્વર પ્રગટ થશે તે ) ના સમર્થનમાં અનેક ભવિષ્ય વાણીએ કરી. તે ભવિષ્ય વાણી સત્ય પાડવા તેણે પ્રયત્નો કર્યા." જો તમે મી. ડીલીએ પ્રગટ કરેલું પુસ્તક "ડૉન ઑફ નૉલેજ" વાંચશો તો તમને માલમ પડશે કે, બહા-ઉલ્લ-અલ્લા એ બીજાઓ ઉપરાંત ફ્રાન્સના રાજા ત્રીજા નેપોલીયનને અને જર્મનીના રાજા ફ્રેડરીકને અક્કાના કેદખાનામાંથી લખેલા પત્રોમાં જે ભવિષ્યવાણીઓ કરી હતી તે ખરી પડી હતી. તે ખરી પાડવા બાહાઇઓ કશું કરી શકે એમ નહોતું. પણ ભવિષ્ય વાણીઓ કાંઇ એકલી સાબીતીઓ નથી. કેટલાકને તે છે ને કેટલાકને તે નથી. અબ્દુલ બહા ખ્રીસ્ત, કૃષ્ણ આદિથી મહત્તર ગણાવામાં આવે છે એવું કાઉન્ટેસસ ઑરેલીયા ; બેથલીને કહ્યું હોય એમ હું માનતો નથી; કારણ કે તેમનો તે દાવો નથી. તેણીએ કદાચ એમ કહ્યું હોય ખરૂં કે કૃષ્ણાદિ પેગંબરો કરતાં બહાઉલ્લાહનું ધર્મશિક્ષણ ચઢીયાતું છે. પણ તેનું કારણ જ્ઞાન પ્રગટીકરણના મહા નિયમને અનુસરીને વધતું જાય છે તેજ છે.

અબદુલ-બહા અનેક વખત યુરોપ ગયાનું તમે કહો છો તે ભુલ છે. ખરી વાત તો એ છે કે, તેમના પિતા સાથે તેઓ બગદાદ, અદ્રિયાનોપલ, સ્તંબુલ તથા અક્કા ગયા હતા કે જ્યાં તેમને દેશપાર કરવામાં આવ્યા હતા. અક્કામાં અબદુલ બાહા ૪૦ વર્ષ કેદમાં રહ્યા હતા, અને છેક ૧૯૦૮ ની ગ્રીષ્માંજ તેમને ટર્કીની રાજસભાએ મુક્ત કર્યા હતા. ગત વર્ષમાં મિશ્રદેશની તેમણે મુલાકાત લીધી હતી અને હવે તેઓ પ્રથમજ વાર યુરોપ ગયા છે.

બાબી ધર્મની હીલચાલ ઇરાનમાંજ નથી. યુનાઇટેડસ્ટેટ્સમાં ૨૫ કે તેથી વધુ બાહાઇ મંડલો છે. કેટલીક કેનેડામાં પણ છે. લંડન તથા બીજે સ્થળે ઇંગ્લંડમાં પણ તે છે. પેરીસમાં એક છે. જર્મની પણ તેથી રહિત નથી. રશીયામાં તો ઘણા અનુયાયીઓ છે. ત્યાં તો એક દેવળ પણ તેમનું છે, જે કાંઇ ન્યારીજ તરાહથી બાંધ્યું છે. ચીકાગો ( ઇલીનૉઇસ પ્રાંતમાં ) મંદિર બાંધવાને જમીન ખરીદાઇ છે. મિશ્રદેશની રાજધાની કેરો, પોર્ટ સૈયદ, એલેકઝાંડ્રીયા આદિ સ્થળે પણ બાહાઇઓ છે. હિંદમાં પણ મુંબઇ, કલકત્તા વિગેરે સ્થળે બહાઇ સભાઓ છે. બ્રહ્મદેશમાં રંગુન, માંડલે, તથા કુંજનગુન ખાતે સભાઓ સ્થપાઇ છે. વિશેષ ખબર માટે લંડનના "સ્પેક્ટેટર" માં આવેલું મી. ટેમ્પલનું ભાષણ વાંચો. મુંબઇના તા. ૧૦ મી સપ્ટેંબર ૧૯૧૦ ના ઇંડીયન સ્પેક્ટેટરમાં તે ગૃહસ્થ જે બાહાઇ નથી ( પણ તેની ભત્રીજી બહાઇ છે ) તેમના ભાષણનો બાહાઇ ધર્મના પ્રચાર સંબંધી મેં ઉતારો આપ્યો છે, હું તમારા માસિકને, અંતમાં દરેક ફતેહ ઇચ્છું છું." મી. વકીલના લેખનો સંપૂર્ણ સાર ઉપર પ્રમાણે છે. ત્રુટી વીગતો પુરી પાડવા તથા હમારા લેખમાં સુધારો વધારો કરવા માટે હમે તેમનો ઉપકાર માનીએ છીએ. હમારા મૂળ લેખમાં દર્શાવેલા વિચાર ફેરવવા જેવું મી. વકીલના પત્રમાં કશું નથી. હમે એ નવીન ધર્મના ગેરકદર હિતૈષી છીએ તે કહેવાની આગેજ જરૂર છે.

## "અપક્ષપાત"નો "સત્ય" વિષે અભિપ્રાય.

"સત્ય", ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા અન્ય વિષયો ઉપર ચર્ચા કરનારૂં તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી તથા ઉત્તમ માસિકો વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં, ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રકટ થતું માસિક પત્ર—તંત્રી અને વ્યવસ્થાપક, મોતીલાલ મનસુખરામ દલાલ, હાઈકોર્ટ વકીલ, મુંબઈ.—ઉક્ત માસિકનો ગયા જુલાઈ માસથી આરંભ થયો છે અને તેના ગયા ઓક્ટોબર સુધીના ચાર અંકો નિયમાનુસાર દર માસે બાહેર પડી ચુક્યા છે. એ માસિકમાં કેવા પ્રકારના વિષયો અને ચર્ચા હાથ ધરવામાં આવે છે તે માસિકનાં નામ ઉપરજ દર્શાવી દીધામાં આવેલું હોવાથી તે વિષે ફરીથી બોલવાની આવશ્યકતા રહેતી નથી. હવે જોવાનું જે રહે છે તે એ છે કે, હાથ ધરવામાં આવતી બાબતોને કેવા રૂપમાં ઇન્સાફ આપીને વાચક વર્ગ સમક્ષ મેલવામાં આવે છે, તથા ઉક્ત માસિક બાહેર પાડવાને તંત્રી અને વ્યવસ્થાપક ખાસ ઉદ્દેશ શો ધરાવે છે. પ્રથમ સવાલ તપાસતાં અને માસિકના એક છેડેથી બીજે છેડે સુધી ચક્ષુ ફેરવતાં, હાથ ધરવામાં આવતા વિષયોની ચુંટણી કાળજી પૂર્વક ઉપયોગી અને વ્યવહારિક અનુભવથી કરેલી જણાય છે; અને તે બાબતોને બની શકતી ઉચ્ચ કૃતિએ યોગ્ય ઇન્સાફ આપવામાં આવે છે. ઉદ્દેશ જોતાં, ઇચ્છવા જોગ યા નહિ ઇચ્છવા જોગ, પરંતુ જે તરફ પ્રજાનો વધુ પ્રમાણમાં પવન ફુંકાતો હોય તેવી બાબતોની વાર્તા આદિ ટાહેલાં આપી યા થોડાક ખુશામદના લેખો આદિ દાખલ કરી, માત્ર કમાણીનાં સાધન તરીકે ગ્રાહકોની સંખ્યા વધારવાથી સાહિત્યની સેવા સંપૂર્ણ થઇ જતી હોય એવી નેમ એ પત્રની બિલકુલ જણાતી નથી. પરંતુ ગુજરાતી વાચક વર્ગ સુશિક્ષણ દ્વારે સીધે માર્ગે મેલાય અને ઘણો યા થોડો દરેક જન પોતાની સમજ પ્રમાણે ફાયદોજ હાસિલ કરી શકે એ હેતુ ખાસ માલુમ પડે છે. હિંદમાં ચાલતી અન્ય ભાષાઓમાં, કસાયલા અનુભવી વિદ્વાનોને હસ્તે જેવાં ઉમદા માસિકો બાહેર પડે છે, તેવાં ગુજરાતી ભાષામાં અદ્યાપિ નહિ હોવાથી "સત્ય" તે ખોટ પુરવાને સામર્થ્યવાન થશે એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી. એમ તેના અદ્યાપિ બાહેર પડેલા અંકો ઉપરથી સ્પષ્ટ અનુમાન ખેંચી શકાય છે. ઉચ્ચ કેળવણી લઇ જ્ઞાન સંપાદન કરી બાહેર આવતા વર્ગમાંથી મહત્ ભાગ પોતાનાં ઉચ્ચ જ્ઞાનનો ઉપયોગ માત્ર "પેટની વેઠ" માંજ લાવી મેલી તેથી સંતોષ માની બેસે છે અને પોતાની ઉચ્ચ કેળવણી તથા અનુભવનાં ફલ તેવી ઉચ્ચ કેળવણીથી બેનસીબ રહેલા પોતાના દેશબાંધવોને ચખાડવાની ફરજને બાજુએ હડસેલી મેલે છે તે દિલગીરી ભર્યું છે. વળી જેઓ એક યા બીજા રૂપે પ્રકટે છે તેઓ ઘણોએ ઉપર જણાવેલી નેમને અનુસરતી પદ્ધતિ ધારણ કરતા હોવાથી કહેવત મુજબ "કાગ કયાં? તો જ્યાંના ત્યાં." એજ સરવાળો છેવટે આવી રહે છે. "સત્ય"ના વિદ્વાન સંપાદકે શુભ નેમથી ગુજરાતી વાચક વર્ગની લાંબા વખતની ખોટ પુરી પાડવાનું જે બીડું ઝડપ્યું છે તે કાર્ય પ્રસંશાને પાત્ર ઠરે છે. "પ્રેમઘેલી પ્રિયા", "શીરીનફરહાદનો ઈશ્ક", "રતનકુંવરના લગ્ન" અને "શ્યામકશાહના લગ્ન" વગેરે અને હીડી હાસ્ય આદિ વાર્તા રૂપી લેખો સિવાય સુવિચાર આપનારૂં માસિક ગુજરાતીમાં વાચવાનું મળતું નથી એવી ફર્યાદ ઉઠાવનાર સમજુ વાચક વર્ગ હવે એ માસિકને કેવા પ્રકારનું અનુમોદન આપી તેને ઉત્તેજન રૂપ થઇ પડે છે તે જોવાનું રહ્યું છે. જાણવું જોઇએ કે, એક લેખકની ગમે તેટલી શુભ નેમ અને ખંત, પણ તેમાં જો તેને વાચક વર્ગ તરફથી ઉત્તેજન રૂપી યથાયોગ્ય ખુરાક પુરો પાડવામાં નહિ આવે તો તેને જીવનની દોરી લંબાવવી, પોતાના પગ ઉપર ઉભાં રહેવાની શક્તિ રહેવી કઠિન થઇ પડે છે; અને ગુજરાતી વાચકવર્ગના એવીજ રહેલી ખોટને લીધે ઉમદા લેખકોની કલમો સાહિત્યના મેદાનમાંથી ખાંચકી ખાઇ પાછી હટેલી હોય તો કાંઇ નવાઇ છે? એ વિષેના અમોને પ્રત્યક્ષ અનુભવ હોવાથી વધુ બોલવાની જરૂરત રહેતી નથી. ખામી વિનાના ઇનસાનને મરવું ઘટારત નથી અને આપણે સઘળાં મૃત્યુ પામનારાં માનવી હોવાથી ખામી રહિત હોઇ શકીએ નહિ, તેમ "સત્ય" પણ ભુલ વિનાનું હોઇ શકે નહિ, પરંતુ એની અનેક ખુબીઓ આગળ થોડીક ખામીઓ ઢંકાઇ જાય છે. અમે એની ફતેહ ઇચ્છીએ છીએ અને સમજુ વાચકવર્ગને ભલામણ કરીએ છીએ કે, એના ગ્રાહક થઇ પોતાની ઓલાદના હસ્તમાં મેલવાથી વર્ષે કાંઇ પણ મેળવવાનુંજ રહેશે પરંતુ ગુમાવવાનું રહેશે નહિ.

અપક્ષપાત ( સુરત ) તા. ૧૧મી નવેમ્બર ૧૯૧૧.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥

ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—(चिकितुषे) જ્ઞાની (जनाय) જનને માટે, એ (सुविज्ञानम्) જાણવા જોગ છે કે, (सत्+च, असत्+च) સત્ અને અસત્ (वचसी) વચનો (पस्पृधाते) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, (तयोः) તે બેમાંથી, (यत्+सत्यम्) જે સત્ય છે. (यतरत्) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે (तद्+यत्) તેનુંજ (सोमः) પરમાત્મા (अवति) રક્ષણ કરે છે, તથા (असत्+आ+हन्ति) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૧ લું. ડીસેમ્બર, સન ૧૯૧૧. અંક ૬ ઠ્ઠો.

## હું છું સર્વ હિન્દુસ્તાન !

હિમાલય મસ્તક મ્હારે છે મુજ શીરમાંથી ગંગા વ્હેછે,
બ્રહ્મપુત્રા ને સિંધુ મહાન, હું છું સર્વ હિન્દુસ્તાન.
વિંધ્યાચલ મુજ કમર પટો છે, ન્હાની નદીયો મ્હારી નસો છે,
છાતિ છે મુજ રજપુસ્તાન, હું છું સર્વ હિન્દુસ્તાન.
કોરોમાંડલ પગ જમણો છે, ડાબો મેં મલબાર ગણ્યો છે,
પાદુકા લંકાને જાણુ, હું છું સર્વ હિન્દુસ્તાન.
હાથ પુર્વ પશ્ચિમ પ્રસાર્યા, હૃદય ચાંપવા બધુ મ્હારા,
અહા ! મુજ કેવુ અંગ મહાન, હું છું સર્વ હિન્દુસ્તાન.

"નવલ."

## સત્ય મહાત્મ્ય.

### (૪)

### સત્યના બે પ્રકાર.

આગલા લેખોમાં એક જબરો ઘોંટાળો થયો છે ! સત્યના બે બહુજ જુદા પ્રકાર છે તે સ્પષ્ટ પૃથક કર્યા વગરજ તેનું માહાત્મ્ય ગાઇ ગયા છીએ. હવે તે ' ભૂલ ' પ્રથમ સુધારીશું. સત્ય જાણવું તથા સત્ય બોલવું એ બે વિભાગ છે. અને તે બે વચ્ચે બહુ ભેદ છે. એક ભાઇ નિરક્ષર રહી બાહુબલ માત્રથી પોતાના દેશનો સેનાપતિ થાય અને બીજો સાક્ષર બની પ્રખ્યાત ગ્રંથકર્તા થાય એ બે વચ્ચે જેટલો અંતર છે તેટલો સત્ય જાણવા તથા સત્ય બોલવા વચ્ચે છે. સામાન્ય રીતે અથવા વારંવાર સત્યનો અર્થ પાળ્યા, બોલવાનાજ સંકુચિત અર્થમાં વપરાય છે. મનમાં જે હોય, અથવા જે વસ્તુતઃ તમે જાણતા હો, અથવા જેવું સાંભળ્યું અથવા કીધું હોય તેજ કહી દેવું એવું નામ સત્ય છે. જો કે તે પણ મહા કઠિન કામ છે, પરંતુ તે પ્રમાણમાં સહજ છે. સત્ય જાણવું એ તે બોલવા માત્ર કરતાં બહુ વધારે કઠિન કામ છે. કેટલાંક સત્ય તો સપાટી પર હોય છે. સાદી બુદ્ધિ અને ઉઘાડી આંખ તેને જોઇ શકે છે. પરંતુ કેટલાંક સત્યો સપાટી પર નહીં પરંતુ તલેટીમાં હોય છે. તેની ઉપર અસત્યનાં અને બીજાં એટલાં પડ ફરી વળેલાં હોય છે કે, સત્ય શોધી કાઢવું મહા કઠિન કામ થઇ પડે છે. એવાં સમુદ્રમાં ડુબેલાં અથવા ખાણમાં દટાઇ ગયેલાં સત્યો ઉપર લાવવાં એતો મહાસમર્થ વિદ્વાનોનાંજ કામ છે, જ્યારે સત્યવક્તા થવું એ મનુષ્ય માત્રનું કામ છે. છતાં, મનુષ્યને, સાધારણ બુદ્ધિ, વિદ્વાનોમાં પણ જેઓ જે અમુક વાત સત્ય તરીકે જાહેર કરે છે તે, બીજા વિદ્વાનોના તેની તરફેણના અથવા વિરૂદ્ધના મતની સહાયથી, તે વસ્તુતઃ સત્ય હોવી જોઇએ કે નહીં તેનું અનુમાન કરી શકવા પુરતી, સામાન્ય રીતે પરમાત્માએ પ્રદાન કરી છે. દ્રષ્ટાંત તરીકે, કોઈ વિદ્વાન એમ કહેકે બાળલગ્ન ઉત્તમ છે અથવા તો એમ કહે કે ધર્મ ગુરૂઓ ઇશ્વરના અંશ હોવાથી તેમને અનીતિનો દોષ લાગતો નથી તો તે વાતો અસત્ય છે તે, સાધારણમાં સાધારણ બુદ્ધિના મનુષ્યો પણ સ્વબુદ્ધિથી તેમજ અન્ય વિદ્વાનોના મતની મદદથી, અસત્ય છે એમ જાણી શકવા સમર્થ છે. સ્થુલ સત્યાસત્યનો વિવેક-નિર્ણય કરવાની આપણા આર્યખંડ નિવાસીઓની એટલી એ શક્તિ ચાલી ગઇ ત્યારેજ તેઓને આટલી બધી અધમ સ્થિતિએ પહોંચવાનો વારો આવ્યો. ગુપ્ત સત્ય કેવી રીતે શોધવું જાણવું તેના નિયમો તે તર્કશાસ્ત્ર છે. અને તેનું સાધન, તે વિજ્ઞાનું અધ્યયન છે. ખાસ કરીને વિજ્ઞાન શાસ્ત્રો. ('sciences') નાં, જ્ઞાનની તથા ઇતિહાસનાં જ્ઞાનની અત્યાવશ્યકતા છે. થોડા ઘણા પણ પદાર્થ વિદ્યા તથા સૃષ્ટિ-ક્રમના મહા નિયમોના સામાન્ય જ્ઞાન વિના, સત્ય શોધક હોવું લગભગ અશક્ય છે. તેનાં અજ્ઞાનીઓ સત્યવક્તા ગમે તેવા હોય પરંતુ તેઓ જગતને બહુ ઉપયોગી નથી. એવા શૂન્ય અને કેવલ સત્યવક્તાઓ તો વારંવાર બકરૂં કાઢતાં ઉંટ પેંસાડે એવા નીવડે છે. તેમને સત્ય પણ ક્યાં ન કહી દેવું, સત્ય પણ ક્યાં કઇ શૈલીમાં બોલવું, સત્ય કહેવાથી ઉલ્ટી હાનિ ન થાય તેથી કેવા શબ્દોમાં લપેટવું, તે સૌથી અસરકારક રીતે કહેવાનો પ્રસંગ ક્યારે આવે છે એ કશાનો ખ્યાલ હોતો નથી એટલુંજ નહીં, પરંતુ પોતાનાં તથા અન્યોનાં છિદ્રો ઉઘાડાં પાડવા શીવાય, મૂર્ખ

અજ્ઞાની સત્યવક્તા વારંવાર બીજા કશા ઉપયોગમાં આવતો નથી. રાજાના દુર્ગુણ રાજાને મોએ પણ કહે એવા મહાભારતના પ્રજાગર પર્વમાં વર્ણવેલા વિદુર જેવા સત્યવક્તાની જગતને જેટલી તેની જરૂર નથી. પરંતુ તેઓ સાથે વિદુર જેવા વિદ્વાન્ અને જ્ઞાની પણ હોવા જરૂરી છે. અનેક વહેમોને માનનાર, આલસગ્ન કરનાર, અને તે સઘળાને સત્ય માનનાર પણ મહા સત્યવક્તા હોઇ શકે. તે કદાપિ જુઠું નહીં બોલતો હોય પરંતુ એ ગુણ માત્ર સ્યાહી જેવો છે. કલમથી વિવિધાકૃતિમાં લીંપનાર કોઇ વિદ્વાનની કલમ તે સ્યાહીમાં બોળાવી જોઇએ; ત્યારેજ તેનો ખરો ઉપયોગ છે. નહીં તો તો તે, ધોળાઇ જાઇ કોઇનું મોં, શેતરંજી કે કપડાંજ બગાડે ! બેશક, દ્વાપરમાં પણ એવા કેવલ સત્યવક્તાઓ વિરલ હતા. નહીં તો વિદુરને વિલાપ ન કરવો પડતે કે, " આ લોકમાં પાપી અને મીઠું બોલનારા મનુષ્યો મળી શકે છે, પણ, અપ્રિય પરંતુ હિતકારક સત્ય વચન કહેનારા તેમજ સાંભળનારા મળવા બહુ દુર્લભ છે. " ( સભા પર્વ, અ. ૬૪,શ્લો. ૧૬ ); પરંતુ હરિશ્ચંદ્ર જેવા સત્યવક્તા હોવા સાથે તે સત્ય જાણનારા સત્યજ્ઞાની હોવા અતિ વિશેષ લાભદાયી છે. જે સત્ય ન જાણે તે કુથલીની વાતો શીવાય અથવા ઘરબારની વાતો શીવાય બીજું સત્ય બોલી પણ શું શકશે ? અને એવાં સત્યનો ઝાઝો ઉપયોગ શો ? વળી અજ્ઞાનીઓ સત્ય પણ કહે તોએ તેનું જોઇએ તેવું વજન પડતું નથી, અને વિદ્વાનો અસત્ય પણ કહે તો તેનું વજન પડે છે ! એટલા માટે સત્ય બોલવાથીજ સત્યની પરિસીમા આવી જાય છે.'એવા જન સમાજમાં પ્રવર્તતા સામાન્ય વિચારનો ત્યાગ કરીને પ્રથમથી સત્ય શું છે અને શું નથી, તેનું જ્ઞાન મેળવવા હરહમેશ સર્વએ પ્રયત્નવાન્ રહેવું ઉચિત છે. કોઇ પડોશી અજ્ઞાની સત્યવક્તાને પૂછે કે, મારા પુત્રને શિતલા થઇ છે તેનો શું ઉપાય કરવો ? જો તે અજ્ઞાની હશે તો કહેશે કે એ તો માતા છે કે કાકા છે ! માટે એની દવા ન કરવી, ફક્ત ઘરમાં લીમડો રાખવો ! તે હૃદયથી સત્ય કહે છે, પરંતુ કુદરતમાં સત્ય નથી. આપણને જેની જરૂર છે તે મનોકલ્પિત સત્યની નહીં પરંતુ વસ્તુતઃ તથા જ્ઞાનનિશ્ચિત સત્યની છે. જ્ઞાનપૂર્વક સત્યના વક્તાનીજ ખાસ જરૂર છે.

### અવિદ્વાન પણ સત્યશોધક યથાશક્તિ થઇ શકે છે.

બધાજ કાંઇ જ્ઞાની હોઇ શકે નહીં એ સત્ય છે. પરંતુ સર્વેનો પ્રયત્ન તો તે તરફ હોવોજ જોઇએ. સૌ કોઇ અપેક્ષાથીજ અને સરખામણી માત્રમાંજ જ્ઞાની છે. બાકી બ્રહ્માંડનાં અને બ્રહ્માંડનાં જ્ઞાનની અપેક્ષા તો સૌ કોઇ મહા અજ્ઞાની છે ! ન્યુટન કહેતો કે હું તો સત્ય જ્ઞાનની રજ રૂપ માત્ર દરીયા કિનારા પરનાં કંકરને પામ્યો છું. અને જ્ઞાન રૂપ સમુદ્રનો તલસ્પર્શ પણ નથી કર્યો. પ્રોફેસર ટીંડલને એક પ્રશ્ન કર્યો કે, સૃષ્ટિની લીલા-ક્રમનો કોઇથી સંભવિત ખુલાસો તમે મને આપશો ? તે વિદ્વાન્ સાયન્ટીસ્ટે કહ્યું કે " હજી તો પરમાણુ, વીજળી વગેરે સૃષ્ટિક્રમના કોઇ પણ મહાપદાર્થનો પણ બંધ બેસતો ખુલાસો નથી કરી શકયો તો આવી સૃષ્ટિના ખુલાસાની મારી પાસેથી કેવી રીતે તમે આશા રાખી શકો છો ! " જ્યાં ભલભલા સમર્થ વિદ્વાનો પોતાને અજ્ઞાન માને છે, તો સાધારણ મનુષ્યોએ શા સારૂ નિરાશ થવું જોઇએ અને સત્ય શોધક બુદ્ધિ રૂપ દેવતા છાંડી નાંખવા જોઇએ ? રાક્ષસનાં ભોજનના જથ્થાની વાર્તા સાંભળી કોઇ ભુખ્યા રહેવાની બાધા લેતું નથી. ત્યારે શામાટે મહાન વિદ્વાનોના જ્ઞાનની પ્રસંશાથી અંજાઇ જઇ, સત્ય જ્ઞાનના શોધક થતાં અટકવું જોઇએ ? જેટલું વિશેષ સત્ય તેટલું વિશેષ ફલ. કોઇકે-

લર અને શેઠસ્વાહકોની દોલતનો આંકડો સાંભળી કોઇ પોતાની ગમે તેટલી કંગાલ મુંડી ગટરમાં આપી કે ધર્માદા ફંડમાં પણ આપી આવ્યું નથી. પ્રાચીન કાલમાં પણ કુબેરનું ધન સાંભળી અથવા કારૂન ( જેના ભંડારોની કુંચીઓ ૪૦ ઉંટ ઉપર લધાતી હતી ! ) ની દોલત સાંભળીને પણ કોઇએ પોતાનું ધન વકફ કર્યું સાંભળ્યું નથી. ત્યારે શું સત્યંજ સાથી સસ્તું અને આપી દેવા લાયક લોકોએ માની લીધું છે ? કોઇને પણ પુછીશું કે ફલાણી વાત સત્ય છે કે નહીં તેનો તમે તમારી બુધ્ધિ અને જ્ઞાનથી નિશ્ચય કરો, તો એમજ કહે છે કે એતો વિદ્વાનોનાં કામ ! આપણે શું કહી શકવાના હતા ? સત્ય ગમે તે હોય તેની લોકોને પરવાજ નથી ! પેટ ભરાયું અને પુત્ર પુત્રી પરણ્યાં કે થયું ! જ્યાં સુધી લોકોમાં સત્ય શોધકવૃત્તિ પશ્ચિમના દેશો જેવી સ્ફુરી નથી ત્યાં સુધી આપણા સંસારની શુદ્ધિ થવી મહા કઠિન છે.

## પાશ્ચાત્ય લોકોની સત્ય શોધકતાનું એક ઉદાહરણ.

પશ્ચિમના લોકો કેટલા સ્વતંત્ર સત્ય શોધક છે તેનો એકજ દૃષ્ટાંત બસ થશે. કલકત્તાના સ્ટેટ્સ મેન પત્રના માજી અધિપતિ (જેનું નામ ઘણું કરીને મી. રૈટકલીફ હતું) તેણે કલકત્તામાં "આ દેશના અને પશ્ચિમના વર્તમાનપત્રોની સ્થિતિ " એ ઉપર એક ભાષણ કેટલાક વખત ઉપર આપ્યું હતું. તે ભાષણ તેમજ " રીવ્યુ ઑફ રીવ્યુઝ " પત્રના લેખો વગેરે પરથી જણાય છે કે, હવે અંગ્રેજ લોકો " રાજદ્વારી પક્ષોમાં કયો પક્ષ સત્ય છે તે જાણવા સારૂ વર્તમાનપત્રોના આર્ટીકલો વાંચતા નથી. " તેઓ માત્ર રાજદ્વારી ખબરોજ વાંચે છે. અને તે ઉપરથી પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધે છે કે આ પક્ષ સત્ય છે અને આ નથી, અને તેજ પ્રમાણે મત આપે છે. આગળ કરતાં હાલ ઇંગ્લંડના પત્રોમાં આર્ટીકલ ઓછી ઉત્તમ આવે છે તેનું એજ કારણ છે કે હવે વર્તમાનપત્રના અધિપતિઓ જે પક્ષને સત્ય કહે તેનેજ વાંચકો સત્ય માનશે નહીં એમ પત્રોના માલીકો જાણી ગયા છે, તેથી આર્ટીકલો લખવા ઉત્તમ લેખકો રાખવા પાછળ તેઓ ઝાઝો પગાર ખરચતા નથી. વળી ઉત્તમ લેખકોને પણ તેમના મત માત્રનું વજન પ્રજામાં ન હોવાથી ઉત્તમ લખવાનું ઉત્તેજન નથી. આથી હવે વિલાયતના વર્તમાનપત્રોની દિશાજ ઉલટાઇ ગઇ છે. પ્રથમ સ્વમતદર્શક આર્ટીકલો મોટા ટાઇપમાં અને પુષ્કળ આવતી. તેને સટે હવે તે નાના ટાઇપમાં, ટુંકી, લગભગ નામની આવે છે, અને ખબરો મોટા ટાઇપમાં તથા પુષ્કળ આપે છે. ઉત્તમ લીડર-રાઇટર કરતાં "રંગીન ઇમારત"માં સમાચાર મોકલી આપનાર કોરસ્પન્ડંટની અંગ્રેજી તથા અમેરીકન પત્રોને વધુ જરૂર છે. એનું કારણ બીજું કાંઇજ નહીં પણ એજ કે પાશ્ચાત્ય પ્રજા સત્ય પક્ષ કયો છે તેનો પોતેજ નિર્ણય કરે છે; પોતેજ જરૂરી સત્ય જ્ઞાન મેળવે છે તથા તે પર તથા તે ઉપરથી પોતાના અભિપ્રાય બાંધે છે. સત્ય શોધકતા તે આનું નામ. તેઓ એ શક્તિને પરિણામે એક વખત લીબરલોની તો બીજી વખત કૉન્ઝર્વેટીવોની વિરૂદ્ધ યા તરફેણમાં મત આપે છે, અને તેમનામાં સૌથી ઉત્તમ કામ કરનાર કયો પક્ષ છે તેનો સત્ય નિર્ણય કરીને, તેનેજ પ્રધાન પદે બોલાવે છે તેમજ તે અયોગ્ય જણાતાં તેને નવી ચુંટણી વખતે પદભ્રષ્ટ કરવા પણ ચુકતી નથી.

## વર્તમાન આર્યોની સ્વયં સત્ય ન શોધતાં બીજાના બોલવાપર ભરોસો રાખવાની કુટેવ.

હવે આપણા લોકોની સત્ય શોધકતા જુવો. પ્રથમ તો કશું વાંચનાજ નથી કે દુનિ

કેમ દોરાય છે તેની ખબર પડે. અને વાંચશે તો. શુદ્ધ સમાચારને બદલે આર્ટીકલ-અધિપતિના પોતાના મતજ-મુખ્ય કરીને વાંચશે. ફલાણા અઠવાડીક છાપાએ અહા! કેવું સરસ કેવું આબાદ લખ્યું છે! એજ ઉદ્ગાર તેઓ વાંચીને કાઢશે. તે અક્ષરશઃ સત્યજ છે એમ માનીજ લેશે. અસત્ય છે એમ તો ધારવુંજ લગભગ પાપ. જો રાજદ્વારી તથા સાંસારિક પ્રકરણમાં પણ પ્રજા પોતાના સ્વતંત્ર અભિપ્રાયથી સત્યનું શોધન કરતી નથી, તેમ કરવું લગભગ પાપ સમજે છે તો તેઓ ધાર્મિક પ્રકરણમાં તો ગાંડપર તમાંચા મારી તોબાહ! તોબાહ! જ કરે એમાં શી નવાઇ? તે પ્રકરણમાં તો જે પણ આગલા ધર્માચાર્યો, ગુરૂઓ તથા પંથ પ્રવર્તક મહાત્માઓએ કર્યું છે તે સત્ય છે. તેઓએ તેના આપણે બધાએ પાલણમાં ઝુલતા હતા તે વખતનો નિર્ણય કરી નાંખ્યો છે. જ્યાં ધર્મની વાત આવી અને એ તો ધર્મનો સિદ્ધાંત છે એટલું કહ્યું એટલે બસ. સહેજ પણ વિચાર કર્યા વગર તે સત્યજ માનશે; અસત્ય માનવું એને પાપજ માને ત્યાં પછી શું! આર્ય પ્રજાની સત્યશોધક બુદ્ધિ ધર્મના પ્રતિબંધથી એટલી તો નાશ પામી છે કે તેના કુસંસ્કાર તેમને બીજા દરેક પ્રકરણમાં લાગ્યા છે. આપણામાંના વિદ્વાનો પણ વગર વિચારે પાશ્ચાત્ય ગ્રંથકારોના ઉતારા આપવા, સ્વમત સ્થાપન કરવાને બદલે વધારે પસંદ કરે છે એ તેમને પ્રજાના કુસંસ્કારના ઉડેલા છાંટાનુંજ પરિણામ છે. જીવનના પ્રત્યેક વ્યવહારમાં લોકો સ્વયં સત્યનો નિર્ણય ન કરતાં, માત્ર કોઇ બીજો તે કહે-સંભળાવે તેના પરજ અંધ આધાર રાખીને તે સત્ય માને છે. કશું પણ અસત્ય માનવાની તેમની હીમ્મતજ સાધારણ રીતે ચાલતી નથી! વિચારશીલ વર્ગ પણ તેમનાથી સહેજજ સારો. એટલે સરવાળે પરિણામ તો સઘળા અજ્ઞાનમાં રહેવાનુંજ આવે છે. સત્યના જ્ઞાની તથા સત્યના શોધક બને એટલે અંશે પણ થવા વગર કેવલ સત્યના વક્તા થવું એ એકડા વગરના મીંડા, ગણિતમાં દશાંશમાં આગળ આવતાં શૂન્યોથી સહેજજ વધારે ઉપયોગી છે એ હમારો નમ્ર પક્ષ જો કે ઘણાને અતિ વિચિત્ર લાગશે તો પણ ઉપલી દલીલો સાંભળ્યા પછી હમે નથી ધારતા કે તે સર્વથા ખોટો પક્ષ છે એમ કોઇ કહી શકે.

બેશક, સત્યવક્તા પોતાની સીમામાં બહુ ઉપયોગી છે. તે વિના વ્યવહારની સરલતા નષ્ટ થઇ જાય છે. પરંતુ આ જગતમાં વ્યવહારની સરલતાજ બસ નથી. તે સાથે ઉન્નતિ પણ થવી જોઇએ. બાપદાદા હતા તેવાને તેવા, દ્વીંગના ' રીપ વાન વીંકલ ' જેવાજ, પેઢી દર પેઢી રહેવું કદાચ ઉત્તમ હોય તોપણ હવે પાલવે એમ નથી! જગત્ વધતું જાય છે અને આપણે પણ તેની સાથે વધવુંજ જોઇએ. નહીં તો પાછળ ઘસડાવવું. તે કરતાં જોરથી ખુશીખુશી આગળ ચાલવું શું બહેતર નથી! પોતાની ઉન્નતિ અને વૃદ્ધિ સારૂ આર્ય-આર્યાવર્તનિવાસી પ્રજા માત્રે પરમતને સત્ય ગ્રહણ કરવાની આલસી વૃત્તિનો ત્યાગ કરીને સ્વબુદ્ધિથી સત્યનું શોધન કરીને સ્વતંત્ર મત બાંધવાની શક્તિ ખીલવવી મહા આવશ્યક છે.

સત્યવક્તા થવું, સત્ય રીતે વર્તવું ઇત્યાદિના લાભના હમે અજાણ નથી. તેનું માહાત્મ્ય પણ આપણે આગામી અંકમાં જોઇશું. ( અપૂર્ણ ).

# શું હીંદુઓ ધર્માંધ છે?

( ૩ )

## ઈસ્લામ રાજા ધર્મ વિષયમાં સહનશીલ કેમ થઈ?

'સત્ય'ના ૧ લા અંકમાં હીંદુઓ ધર્માંધ નથી એ પક્ષનું પ્રતિપાદન કરી બીજા અંકમાં પ્રાચીન કાલના ખ્રીસ્તી ધર્મપ્રવર્તકો કેટલા અંશમાં ધર્માંધ હતા, તેનું દિગ્દર્શન કરાવ્યું હતું; આ અંકમાં મુસલમાન ધર્મ વિષે કાંઇક વિવેચન કરીશું. એ સ્મરણ રાખવું કે હમારો હેતુ કાંઇ ગઇ ગુજરી વાતને તાજી કરવાનો નહીં પરંતુ ધર્માંધતા દર્શાવવાથી કેટલી હાનિ થઇ છે તેનું અનુમાનથી માપ માત્ર કરાવવાનો છે. હમે જે કહીશું તેથી હજી પણ બધા મુસલમાનો ધર્માંધ છે એમ કહેવાનો આશય નથી તેમ અનુમાન કરવાનો અવકાશ નથી. અહીં તો ધર્માંધતાના સમગ્ર ઇતિહાસનું આપણે ફીલસુફીની અને નહીં કે ધર્મ પ્રચાર કે પક્ષપાતની દ્રષ્ટિથી અવલોકન કરવાનું છે.

ઇસ્લામ ધર્મના સ્થાપક હઝરત પેગંબર મહમદ ( ઇ. સ. ૫૬૮-૬૩૨ ) કૃત કુરાનમાં ધર્મના મતભેદ સંબંધી અનેક ઉલટાસુલટી વિચારો દર્શાવવામાં આવ્યા છે. અંતઃકરણના મતની સ્વતંત્રતાનો સિદ્ધાંત તેમણે કુરાનમાં સ્વિકાર્યો છે એટલુંજ નહીં કિંતુ ધર્મના મતભેદ સારૂ બલાત્કાર કરવાનું તેમણે ખંડન કર્યું છે. અર્બસ્તાનમાં તેમના સમયમાં અનેક સ્વતંત્ર તાયફાઓ તથા જાતિઓ હતી. સઘળા મૂર્તિપૂજક હતા. મહમદનો મૂર્તિની વિરૂદ્ધ ઘણોજ વિરોધ હતો. તે વિરોધને અંગેજ મુખ્ય કરીને તેને લડાઇ થઈ; મક્કા તેણે હીજરી સાલ ૭ માં પ્રાપ્ત કીધું-મદીના તો તેના હાથમાં હતુંજ, અને મક્કા એ સમસ્ત અર્બસ્તાનનું કેંદ્ર હોવાથી, અર્બસ્તાનના જે ભાગો સ્વતંત્ર હતા તે મહમદનાં થઇ પડ્યા. પરંતુ પશ્ચિમોત્તર તથા ઉત્તરપૂર્વ ભાગો રોમન ( બાઇઝેન્ટાઇન ) તથા ઇરાનની સરકારના હાથમાં હતાં. આખું અર્બસ્તાન સર કરવા તેને એ બે મહાન્ સામ્રાજ્યો સાથે લડાઇમાં ઉતરવું પડે એમ હતું. તે ઉપરથી તેમને જગત્ જીતવાનો પણ વિચાર સુઝ્યો હતો; અને ત્યારથીજ તે સારૂ ધર્મને નિમિત્ત કરવાની પણ સાથે સ્ફુરણા થઇ હશે. તેથીજ કુરાને શરીફના પાછલા પ્રકરણોમાં ધર્મને સારૂ લોહી રેડવાની અસાધારણ તારીફ કરવામાં આવી છે. તેનાં આવાં આવાં વચનો દ્રષ્ટિએ પડે છેઃ—"તરવાર એ બેહેસ્ત અને દોજખની કુંચી છે." "ખુદાની ખીદમતમાં ખુનનું એક બુંદ પણ ઢોળવું, હથીયાર સહિત એક રાત પસાર કરવી એ બે મહીના અપવાસ અને બંદગી કરવા કરતાં વધારે લાભકારક છે." "જે પણ લડાઇમાં પડશે તેનાં પાપ માફ થશે. તેનાં જે અંગ કપાઇ ગયાં હશે તેને બદલે ફરેસ્તાની પાંખો આવશે, તથા ઘા ચકચકિત, સુંદર તથા કસ્તુરી જેવા સુગંધીદાર થઇ પડશે." ઇત્યાદિ. આ પરથી સ્પષ્ટ છે કે, રાજદ્વારી જીત મેળવવાના હેતુથીજ આ પ્રમાણે પોતાના અનુયાયીઓને ઉત્સાહિત તથા ઉત્તેજીત કરવા મહમદે ધર્મને નિમિત્ત કર્યો હતો. ધર્મભાવ બીલકુલ નહોતો એમ નહીં. સ્વધર્મના પ્રચારનો ઉત્સાહ પણ તેને જેવો તેવો નહોતો. છેક હીજરી સાલ ૭ માં, મક્કા લીધું તેની પણ પહેલાં તેને ઇસલામના લીલા પતાકાને આકાશમાં પૃથ્વીના શિર ઉપર ધરીને ફરકાવવા-

નો વિચાર થયો હતો, અને તે અર્થે તેણે તેની જાણમાં આવેલા દુન્યાના સઘળા રાજામહારાજાઓ ઉપર સંદેશા મોકલ્યા હતા કે જો તેઓ ઇસ્લામ ધર્મ સ્વીકારશે તો તેઓ સલામત રહેશે ! અસલ પત્રના શબ્દો હજી કાયમ છે. તેનો બેજ રાજાઓએ મનમાનતો ઉત્તર આપ્યો હતો. અને મિસ્રદેશના એક સુબાએ તો કીમતી ભેટો પણ મોકલી હતી જેમાં જનાનખાના સારૂ બે કોઈક જાતની બાયડીઓનો પણ સમાવેશ થતો હતો ! સંદેશો રોમન અર્બસ્તાનમાં આવેલા બોસ્રાના ગવર્નરને મળતાં, તેને તો એ માગણી એટલી તો ઉદ્ધત લાગી હતી કે તેણે તરતજ તે પેગામ લાવનાર દૂતને યમદૂતને સ્વાધીન કીધો. મહમદે વેર વાળવા તરત ( હીજરી સંવત ૮ ) લશ્કર મોકલ્યું. ૮ મા સાલમાં પોતે ઉત્તર તરફ લશ્કર લઇ ગયા, અને બાઇઝેનટાઇન લશ્કર તેની સામે ન થવાથી ઘણોક મુલક તેની સત્તા હેઠળ આવ્યો હતો. થોડાક દહાડાના તાવથી તેમનો દેહાંત થયો તે વખતે તેઓ સીરીયા દેશ પર ચડાઈ લઇ જવાની તૈયારી કરતા હતા. આ પછી મહમદના સ્થાનાપન્ન કાલીફ, અબુબકર, ઓમર, ઓસમાન, મહમદના જમાતા અલી, એઓએ જે ફત્તેહો દુન્યાના જુદા જુદા દેશો ઉપર મેળવી તે જગજાહેર છે. તેનું સૂત્ર મહંમદનું રચેલું છે. જે દેશોના રાજા કે પ્રજા ઇસ્લામ સ્વીકારતી તેને તેઓ બીલકુલ હેરાન ન કરતા અને લગભગ સ્વતંત્ર રાખતા. પરંતુ જેઓ ના પાડતા તેમને તેઓ હજારો માણસોનો ભોગ આપીને પણ જીતતા. તેમની જીતજ થતી. ઇમાન અને દીનથી ઉત્પન્ન થતાં એટલાં જોશ અને સાથે બુદ્ધિ તથા હોશથી અલ્લાહના નામનો જપ જપતાં તેઓ લડતા કે વિજય દેવી તેમનેજ વરમાળા પહેરાવતી. જો ધર્મ પ્રચારનો આવેશ ન હતે તો જ્ઞાન રહિત લશ્કર જીતને માર્ગે જવાનો સંભવ નહોતો, એટલું તેમને ન્યાય આપવા સ્વીકારવું પડશે. પરંતુ તેથી હજારો અને લાખો મનુષ્યોના જાનમાલની જે ભયંકર હાનિ થઇ છે તેનો પણ હીસાબ ગણવો ઘટે છે; હાનિ તો ગંભીર અને સંગીન થઇ હતી, જ્યારે લાભ તો માત્ર નામનો, કીર્તિનો અર્થાત્ કાલ્પનિક હતો. મુસલમાનોને લુટથી લખલુટ દોલત મળી હતી. પરંતુ તે તો જુગારના લાભ કરતાં પણ વધારે નીતિ રહિત–graceless–હતી. એકને ભોગે, ભોગ જેટલો લાભ જુગારમાં જીતનારને મળે છે. પરંતુ લુટમાં તો લુટનારનું અર્ધું પણ મળતું નથી. ઓછામાં ઓછા અર્ધનો કેવળ માર્ગમાં નાશ થાય છે. એ ઇતિહાસ હવે પૂર્ણ થયો છે. અને તે તરફ શાંત દ્રષ્ટિથી જોતાં એજ અનુમાન પર આવવું પડે છે કે, મુસલમાનોની ચાલુ રહેલી કીર્તિની એક બે સદી જગતના ઇતિહાસમાં એક બે ક્ષણ માત્ર બરોબર છે. તથા એકતાનો લાભ એક બાજુએ મેલતાં જગતને મહા હાનિજ થઇ છે. વિદ્વાન અને વિચારશીલ મુસલમાનો પોતે તે કયાં નથી સ્વીકારતા ? મહંમદનાં ધર્મયુદ્ધ કરવાનાં વચનોએ જગતને કાંઇક અનુભવ શીખવ્યો છે, અને તેનાં ધર્મ સહનશીલતાનાં પ્રથમ વચનોજ સત્ય હતાં તે સિદ્ધ કરી આપ્યું છે.

## ખંડનમાં શ્રેષ્ઠ મહમદ.

મહમદે પોતે નિયમિત ઇશ્વરશાસ્ત્રની રચના કરી નહોતી. તેણે તો અર્બસ્તાનમાં તેના સમયપર્યંત ચાલતા દુષ્ટ રીવાજો તથા રીતિઓનુંજ ખંડન કર્યું હતું. તે એક મહાન ખંડકાચાર્ય હતા. ભ્રુણહત્યાનું તેણે આબાદ ખંડન કર્યું. તેણે નવુંજ ધર્મ વિધાન–ડીસ્પેન્સેશન પ્રજાને આપ્યું, અને તેથી જુનું સઘળું ધસડાઇ ગયું. અસલના સઘળા વહેમો અને વિધિઓની એક સપાટે,

એકજ સૂત્રની તીવ્ર ધારથી તેણે કતલ કરી નાંખી ! તે સૂત્ર એ હતું કે ઈસ્લામથી આગલું બધું રદ્દ સમજવું. માત્ર દેવુંજ અપવાદ રૂપે હતું ! મૂર્તિપૂજા, સગાંઓની મરનારનું વેર લેવાની પવિત્ર ફરજનો ખ્યાલ, ઉંટનાં માંસ સંબંધી ચાલતો વિચિત્ર જુગાર, બહુઓલગ્ન, ઇત્યાદિ અનેક રીવાજો જે તેને ખરાબ લાગ્યા વા હતા, તે તેણે એ મહાસૂત્રથી સાફ કરી નાંખ્યા. નિયમિત બ્રહ્મ-વિદ્યા—થીઑલૉજીનું મંડન તેણે થોડુંજ કીધું હતું–કદાચ સમય કે બીજી કશાની ખોટ હતી. તેમની પછી મુસલમાન વિદ્વાનોએ ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવ ઉપર વિચાર ચલાવ્યો, અને તે ચલાવતાંની સાથે મુસલમાનોમાં ગંભીર મતભેદ થયો ! અત્યંત ધર્મચુસ્તપણું જેમ તેમની પ્રથમ એકતાનું કારણ થઇ પડયું તેમ કુસંપ, અને મતભેદનું પણ તેજ પાછળથી કારણ થઇ પડયું. અલી અને મોઆવીયા વચ્ચેની સીફીનની લડાઇ ઇસ્લામની એકતાના ભંગનો પ્રથમ પ્રસંગ હતો. અલીને વ્યવહારિક રીતે પોતાના હકોના દાવા લવાદી પર લઇ જવાની જરૂર પડી. તેમના ધર્માંધ મદદગારો તેની સામે થયા અને કહ્યું કે " ખુદાની કીતાબ " શીવાય બીજો લવાદ કેમ હોય ! જે મુસલમાનો તે વિચારની વિરૂદ્ધ થયા તેને તેઓએ કાફર જેવા અને મારી નાખવા જેવા ગણ્યા. તેમનામાં પણ " એકસ્ટ્રીમીસ્ટ " અને " મૉડરેટ " મતના બે વિભાગ પડ્યા. " મૉડરેટો " તેમના સરદાર અબદલ્લા ઇબ્ન ઇબાદના નામ ઉપરથી ઇબાદીઓ કહેવાયા, અને તેમનો મત એ હતો કે, ઇસ્લામ ન માનનારાઓને ઉમરે પુરતા મોટા થવા દેવાની અને પછી જો તેઓ ઇસ્લામ થવા ના પાડે તોજ તેમની સાથે સખ્તાઇથી વર્તવું. પરંતુ બીજા એકસ્ટ્રીમીસ્ટ પક્ષે તો કાફરોના ( ઇસ્લામ ન માનનારાઓના ) નિર્દોષ પુત્રોનું પણ હનન કીધું અને જેઓ ઇસ્લામી નહીં હોય તેની સાથે કશો સંબંધ રાખવા તેઓ ના પાડતા. તેઓ પોતાની ટોલી બહાર લગ્ન પણ કરતા નહીં. અલીજ ખરો કાલીફ છે કારણ કે ઇશ્વરનો અંશ તેનામાં છે એમ માનનારાઓ શીયાહ કહેવાય છે. તેઓ જુના વિચારના, " સનાતની " મુસલમાનોની વિરૂધ્ધ અને સુધારક ગણવામાં આવે છે. મુસલમાન રાજ્યનો વિસ્તાર વધતાં ત્રણ સ્થળ ધર્મચર્ચાનાં સ્થલ થઇ પડ્યાં; ડેમેસ્કસ, ( જેનું નામ એરેબીયન નાઇટસમાં પુષ્કલ આવે છે ), મદીના અને ઇરાક આદિ પૂર્વ દેશ ડેમેસ્કસના કાલીફો તો ધાર્મિક મટી "મુફ્તી" બની ગયા હતા એવો " સનાતની " અર્થાત્ જૂના વિચારના મેહોમેદનોનો આક્ષેપ હતો. તેઓ તો વારંવાર ખ્રીસ્તી વિદ્વાન કવિ તથા અમલદાર વર્ગના ખ્રીસ્તીઓનો પક્ષપાત પણ કરતા. ખ્રીસ્તી ધર્મે ત્યાંના મુસલમાનોના સિધ્ધાંતોપર પણ અસર કરી.

## ઇસ્લામીઓમાં વધેલી વિચારસ્વતંત્રતા તથા થયેલો મતભેદ.

ડેમેસ્કસના ખ્રીસ્તી અમલદાર ગ્રીક બ્રહ્મવાદી જોન (મરણ ઇ. સ. ૭૬૭ ની પૂર્વે થયું) તથા તેના પુત્ર થીઓડોરસ અબુકારાએ (મરણ ઇ. સ. ૮૨૬ ) ઇસ્લામ ધર્મ ઉપર વાદ વિવાદનાં પુસ્તકો લખ્યાં છે. તે બતાવે છે કે, ગુજરાતમાં અનંગપાળના સમયમાં બ્રાહ્મણો અને જૈનો વચ્ચે અને હીંદુસ્તાનમાં અકબરના સમયમાં શાસ્ત્રાર્થ થતા તેમ ડેમેસ્કસના ઉદાર વિચારના ખાલીફોના સમયમાં પણ થતું. ધર્મ વિષે અનેક મતભેદ આ વિચારપૂર્વકતા તથા વિચારની સ્વતંત્રતાને લીધે થયા. મુરજીઆનો પંથ ઉભો થયો, અને તેઓનો મત એવો હતો કે માત્ર ઇશ્વર તથા તેના પેગંબરમાં વિશ્વાસ હોવો જોઇએ. પછી પાપ માટે પશ્ચાત્તાપ ન કરો તો પણ હમેશ માટે દોજખ મળશે નહીં. પ્રારબ્ધ તથા પુરૂષાર્થ વિષે પણ મતભેદ ઉત્પન્ન થયો.

જ્યાં સુધી મુસલમાનો પરધર્મીઓ સાથે લડતા હતા ત્યાં સુધી તેમને એ વિષય પર વિચાર કરવાની ફુરસદ નહોતી. નિમિત્તકાલે મરવું અલ્લાએ નિશ્ચિત કીધું છે એ વિચારથી મરણીઆ થઈને તેઓ ઘણી બહાદુરીથી લડતા. પરંતુ નાગરિકનું શાંત જીવન વ્યતીત કરતાં, પ્રીસ્તીઓ સાથે શાસ્ત્રાર્થ કરતાં, પ્રારબ્ધવાદ તેમાંના ઘણાને યુક્તિથી દુર્બલ લાગ્યો. મહમદના પોતાના "મનુષ્યજ ચાહે તેવું ભલું કરી શકે છે, બહાદુરી બતાવી શકે છે" એ વચનોની એકવાક્યતા કરવાની અશક્યતા પ્રતીત થતાં કાદરી મત ઉત્પન્ન થયો. કાદરીઓએ કહ્યું કે કર્મ કરવા મનુષ્ય સ્વતંત્ર છે. પરંતુ પ્રારબ્ધવાદના સંસ્કાર અટલાકદ પડી ચુકયા હતા કે યુક્તિ અને તર્કવાદ નિષ્ફલ ગયા. "સનાતનો"એ જાહેર કીધું કે આ નવ મત સનાતન કુરાનધર્મ વિરૂદ્ધ છે, એ નાસ્તિક મત છે, અને તેના પ્રથમ વિદ્વાન પ્રતિપાદક માબદઉલજુહાનીને ઠાર પણ કર્યો. મદીના મુલ્લ મહમદનું રહેઠાણ અને મરણસ્થલ તેમજ તેના સંબંધીઓનું નિવાસસ્થાન હોવાથી, મુસલમાન જૂના વિચારના કાશી રૂપ હતું. પરંતુ નવા જીતાયલા, જરથોસ્તીઓ, પ્રીસ્તીઓ અને બૌદ્ધોના નિવાસના દેશોમાં તો મુસલમાનોને તેમની સાથે ઉત્તરપ્રત્યુત્તર કરવાજ પડતા. તેથી તેમની બુદ્ધિ તીવ્ર થઇ. પરિણામે તેઓમાંના વિચારશીલ વર્ગે ધર્માંધતાને તિલાંજલી આપીને, બુદ્ધિવાદને અગ્રણ કીધો. સનાતની મુસલમાનો અસલ કુરાનને તેની અક્ષર માત્રા સહિત, અનાદિ, સનાતન માને છે. તે મતથી મુતઝીલ અર્થાત્ જુદા પડવા માટે વાસીલ ઇબ્ન અતાના અનુયાયીઓ મુતઝીલીઓને નામે પ્રખ્યાત થયા. તેઓનો પક્ષ એ હતો કે કુરાન અનાદિ હોવું અસંભવિત છે. માત્ર મહમદે ઇશ્વરની પ્રેરણાથી તે ઉત્પન્ન કર્યું. ઇશ્વરના ગુણકર્મ તેનાથી જુદા અને સ્વતંત્ર વસ્તુ છે. એવા જુના વિચારવાળાના પક્ષને પણ તેમણે નકાર્યો. **Briefly, they ascertained the supremacy of reason (અક્લ) as distinct from faith received by tradition** કેવલ વિદ્વાન અને વિચારશીલ વર્ગજ તેમાં સામેલ થયો પરંતુ મૂર્ખોનો બહુમત હોવાથી, હમેશ બને છે તેમ ચોરે કોટવાલને દંડ્યો ! તેઓ નાસ્તિક, કુફ્ર આદિ કહેવાયા અને તેમના પર મહા જુલમ થયો. ધર્માંધતાએ ઘરમાં વિગ્રહ ઘાલ્યો. પરંતુ ખાલીફ મામુનના રાજ્યમાં તેઓની ચડતી થઇ. તેણે મુતઝીલમત સ્વીકાર્યો. પરંતુ તેઓ પણ કમનશીબે ધર્માંધ બન્યા. તેઓ તેમના મતને ન માનનાર પર જુલમ ગુજારવા લાગ્યા ! સ્માર્ત શ્રૌત હવે ઉભય જુના વિચારના ગણાય છે. પહેલાં નહોતા ગણાતા–તેમ હવે એ ઉભય જૂના વિચારના ગણાય છે પરંતુ તેનો ઇતિહાસ મનોરંજક છે.

## તોત્તેર મુસલમાન પંથો.

મુસલમાનોની જીત વધતાં તેઓ મૂલ નિમિત્ત સારૂ ભૂલી ગયા. ધર્મ સારૂ નહીં પરંતુ મુલ્ક સારૂજ તેઓએ સ્પેન જીત્યું હતું, અને તેથીજ સ્પેનમાં સેંકડો વર્ષ રાજ્ય કરવા છતાં તેઓએ બલાત્કારથી ધર્મનો પ્રચાર કરવાની કદાપિ કોશીશ કીધી નહોતી. આર્યાવર્તમાં જો કે કેટલાક મેહેમુદનો આદશાહોએ બલાત્કાર વાપર્યો હતો, પરંતુ પ્રથમના મેહેમુદનો તો તરવાર અને કુરાનની વચમાંજ, તમારૂં માથું મુકવા ને પછી પૂછવા તેવું કર્યું નહોતું. ઘણું ખરૂં માત્ર ઇસ્લામ ફરતા, લશ્કર આપતા, અને સ્વધર્મીઓનો પક્ષપાત કરતા. લડાઇનો જુસ્સો બંધ પડતાં, નગરમાં રહેતાં થતાં, તેઓ પોતેજ વિચાર કરવા લાગ્યા તો તેમનો પોતામાં મતભેદ થયો તર્કશક્તિ પ્રદીપ્ત થઇ; ત્યાં ધર્માંધતા ક્યાં રહે ? ગોસ્વામી મહારાજોને તેમના પૂર્વજો શાપ

આપો કહેવાય છે કે " દેવાદારજ રહેશે "! ભાવિકો કહે છે કે આચાર્યજી મહારાજો ઘણે ભાગે દેવાદાર રહે છે. કોઇ પણ બુદ્ધિમાન વૈષ્ણવ કે દેવકીનંદાચાર્ય જેવા લેણદાર અને ધનાઢ્ય મહારાજ એ શાપની વાત સ્વીકારતા નથી. પરંતુ અંધશ્રદ્ધા આગળ બુદ્ધિ નિર્બલ છે! રડતી બાયડી આગળ ધણી નિર્બળ થઇ જાય છે તેમ! તેમજ મહમદે એમ શાપ રૂપે એમ કહેલું કહેવાય છે કે, " ઇસ્લામમાં પણ ૭૩ પંથો થશે. તેમાંના ૭૨ નષ્ટ થઇ એકજ અંતે રહેશે. સત્ય એ છે કે ૭૩ જ નહીં પણ મતભેદ વધતાં વધતાં. તેની સંખ્યા સેંકડોની થઇ છે. છતાં તે ભવિષ્યવાણિ ખરી પાડવા, ૭૩ નો મેળ લાવવા, અનુયાયીઓ અજબ તર્ક લડાવી અમુક પંથને માત્ર ઉપવિભાગ આદિ વર્ણવીને જવાબ ઉપરથી દાખલો કેટલાક ચાલાક ગણિતવેત્તાએ બેસાડે છે તેમ, ૭૩ નોજ સરવાળો લાવે છે!

કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે મુસલમાનો પૂર્વે હતા તેવા ધર્માંધ, કેટલાક ધારે છે તેમ રહ્યાજ નથી. " સીવીલીઝેશન " ધર્માંધતાથી એટલું વિરૂદ્ધ છે કે તે ધર્માંધતાને નષ્ટજ કરે છે. **કુદરત બુદ્ધિરૂપ તરવારના બલાત્કારથી ધર્માંધ મનુષ્યોને ધર્મોદાર થવાની ફરજ પાડે છે!** હવે હીંદુઓ અને મુસલમાનો હળીમળીને રહે છે. અનેક દુકાનોમાં તેઓ ભાગ્યા છે! તેઓ વચ્ચે લગ્ન વ્યવહાર તથા ભોજન વ્યવહાર નથી. પરંતુ ભાગીદારીનો તેનાથી પણ વધારે કીમતી વ્યવહાર તો ચાલુ થઇ ગયો છે! જો કોઈ તે વાતની ના પાડે તો તેને હમે કહીશું કે જો ભાગીદારી લગ્નથી વધારે કીમતી તથા ગાઢ વ્યવહાર સૂચવતી નહીં હોય તો શેઠીયાઓ શા માટે પોતાના જમાઇઓને તથા ન્યાતીલાઓને પોતાના ભાગીદાર બનાવતા નથી? આથી કાંઇ હમે એ બે કોમ વચ્ચે એવો સંબંધ આણવાની હીમાયત કરતા નથી. ધર્માંધતાનાં પાણીની ઓટ કેટલી બધી આવી ગઇ છે તે બતાવીએ છીએ. સકલ ધર્માવલંબીઓ હવે એકજ મધ્યબિંદુની સમીપને સમીપ આકર્ષિત થતા જાય છે, અને તે બિંદુ તે મનુષ્યત્વની એકતા અને બંધુતા છે.

આ સુધરેલા જમાનામાં મુસલમાનો પણ હીંદુઓ જેટલાજ ઘણેક અંશે ધર્મ સહનશીલ થયા છે. હમારો પક્ષ એટલોજ છે કે, મુસલમાનો જ્યારે કડવા અનુભવ તથા આંતર્વિગ્રહથી થયા છે, ત્યારે, આર્યો પરાપૂર્વથી સહનશીલ હતા. તેઓ સહનશીલ થયા નથી. કારણ કે ધર્માંધ કદાપિ હતાજ નહીં! હતા, છે અને રહેશે એવી આશા છે. તેમની સહનશીલતા કટાઇ ગઇ છે, તે સ્વીકારવામાં બાધ નથી. હીંદુઓની ધર્મસહનશીલતા કટાઇને ધર્માંધતા જેવી થઇ ગઇ છે, જ્યારે મુસલમાનોની ધર્માંધતા કટાઇને ધર્મ સહનશીલતા જેવી થઇ છે. બન્ને સામ સામે છેડેથી નીકળીને વચમાં, મધ્યમાં, શેકહેંડ કરતા થયા છે! કાનસ ઘસતાંજ મૂલ ધાતુ દ્રષ્ટિગોચર થાય છે. હીંદુ સહનશીલ હતા અને છે તેથી એમ નથી સમજવાનું કે તેઓ ધર્મચુસ્ત નથી. એજ તેમની વિલક્ષણતા છે કે સ્વધર્મપ્રિય હોવા છતાં પરધર્મ સહનશીલ તેઓ છે. તેનું વિશેષ સ્પષ્ટીકરણ હવે પછીના અંકોમાં કરીશું.

## માનવી આનંદ વલ્લભા ( કલ્પનાશક્તિ. )

લેખક—રા. રા. મયારામ સુંદરજી વૈદ્ય—જેતપુર નિવાસી.

મનુષ્યને આનંદ આપનાર મનની કલ્પનાશક્તિની અદ્‌ભુતતા અવર્ણનીય છે. તે મનુષ્યને પોતાની અનેક લીલાભુમિયોની લહેરો લેવરાવે છે, અને વિશાળ કલ્પિત વર્ણનોથી વધાવે છે. મનુષ્યની અર્થદાથી મનની નિર્રુપશક્તિથી, મેળવેલા કરોડો યત્નથી કે દામથી પણ જે અદ્‌ભુત વિકટ રીતે બની શકે, કે વખતે ન પણ બની શકે, અને તેથી જે આનંદ ન લઇ શકાય તે લૌકીક અને અલૌકીક આનંદ કલ્પનાશક્તિથી લઇ શકાય છે. એવા આનંદને આપનાર આ ઇશ્વરદત્ત કલ્પનાશક્તિ એ એક મહાન વિભૂતિ કહીએ તો ચાલે. આજ સુધીમાં જે બુદ્ધિશક્તિ વડે બન્યું છે તેમાં પણ પ્રથમ સહાય કલ્પનાશક્તિની પણ છે.

જેની મનમાં જાણ નથી, ચિંતન નથી, સન્માન નથી એવી આનંદકારી અગણીત અનર્ઘ્ય વિભુતિયોને આ કલ્પનાશક્તિ નાટકી પ્રમાણે હાજર કરે છે ! જો કે કેટલીક કલ્પનાશક્તિજન્ય આનંદ સત્ય નથી હોતો પણ સત્ય પ્રતિત સંસારનો આનંદ પણ કાયમ સાચો ક્યાં છે ! એક જેમ નહાનું સ્વપ્નું છે, ત્યારે બીજું આખા ભવરૂપી મોટું સ્વપ્નું છે, કેમકે તે બેઉ આ દેહ ત્યાગ પછી અનિત્ય થઇ જાય છે. માત્ર તેનું અનુભવ સ્મરણ જે મનમાં રહે છે તેજ કાંઇ ચાર- નિત્યાનિત્ય કહીએ તો કહી શકાય. આમ જોતાં આનંદકારક યોગ્ય કલ્પનાશક્તિને વજન આપવું એ ઘટારત હરે છે. તત્વજ્ઞાનીઓ પણ યોગ્ય કલ્પનાઓને ધિક્કારી શકતા નથી. તો પછી બીજા સાધારણનું શું ગજું છે કે તેનો અનાદર કરી શકે ! વળી—

સૃષ્ટિસિદ્ધ વિદ્યામાં અપૂર્ણ એવાં મનુષ્યોની એક એવી ખાસ્યત થઇ પડી છે કે, જેને જેનો વધારે પરિચય થઇ પડે છે તે પાછળથી સૃષ્ટિસિદ્ધ અસાધારણ આશ્ચર્યકારી સત્ય છતાં પણ તે એને સાધારણ થઇ પડે છે. તે સુરતી સવાભગનું દોણું જુવે છે ત્યાં પણ જ્યારે એ શામળ કવીની મદ્ય પચીશી મધ્યેની એક વાર્તામાં ગાંડ માંડ તણાય એવા ચાભડાના કલ્પિત વર્ણનને સાંભળે છે ત્યારે જાતે ચકીત થઇ આશ્ચર્યમાં પડે છે. તેને ભીમસેન માટે બાર હજારી- ના પીપડાને તેર ઘાણીના તેલની એક ટંકના ભુકતની કલ્પના જોઇ, ટકે દશ શેર જમનાર વજ્ર ચોખાનું જમણ અલ્પ લાગે છે ! આમ જોતાં વિદ્વાન જ્યારે સંભવિત કલ્પનાથી કે સંભવિત અસાધારણ સત્ય બનાવથી રીઝે છે ત્યારે અવિદ્વાન જનસમુદાય અસંભવિત ને અસત્ય કલ્પના વડેજ રાજી થાશે, એ તેની અપૂર્ણ બુદ્ધિને લઇનેછે. આમ સૃષ્ટિજન્ય સંભવાસંભવ ન જાણનાર કેળવણી હીન બહોળો અજ્ઞજન વર્ગ તો આશ્ચર્યકારી પણ અસંભવ કવિકલ્પનાઓ સાંભળ્યા પછી, સૃષ્ટિસિદ્ધ અસાધારણ બાબતોને પણ મહિમાની નજરે જોવા જતુવાનું ભુલી જાય છે ! એટલે તેને આ ચાલતી સિદ્ધસૃષ્ટિ પ્રથમના બાલકાળના જેવી મહીમાવાળી અને આશ્ચર્ય આનંદવાળી જણાતી નથી; પરંતુ ભીમસેનના ભોજનના જેવી સૃષ્ટિના સંભવિત અસાધારણ સત્યથી રાત ભાગી કલ્પનાની કુદરત સૃષ્ટિ માનવી કલ્પનાશક્તિ વડે જે કવિ, વાર્તાકારો વિગેરેથી કલ્પાય છે તેથી રંજવાના સમુહ જ્યાસત્ છતાં તેથી આશ્ચર્ય રંજન થાય છે ! તેથી દુનીઆના રંજનકાર કવિઓને વાર્તાકારો, લૌકીક અને અ-

લોકીકના રૂપમાં, પંડિત હસી પડે ને મુર્ખ મલકાય તેમ સર્વને ચકીત કરે તેવી રીતે કુદરતના કવિયોની કલમથી રૂપક અને મહારૂપકના સ્વરૂપમાં ગદ્યપદ્ય રૂપે વાર્તા કે નાટક રૂપે તથા બીજા અનેક પ્રકારે કલ્પનાશકિત ગોઠવાએલ અને ગોઠવાતી જોવામાં આવે છે, કે જેનું વર્ણન કે ચિત્ર દર્શન જોતાંજ જનસમુદાય હેરત પામે છે, અને તેથી એ પાછળ મોહ થાય છે એટલે આનંદ ઉભરાયા વિના રહેતો નથી !

કવિઓની કલ્પનાશકિતનાં વર્ણનો જોકે કેટલાંક સંભવિત અસાધારણ બનાવ જેવાં અને કેટલાંક અસંભવિત લાગે છે; પણ તે, નવીન સૃષ્ટિના જેવાં લાગે છે તેથી તેમાંની નાનાવિધ ગમ્મત મેળવવાને મન લલચાય છે. અજ્ઞાન મનુષ્યના સમુદાયનો સ્વભાવજ એવો છે કે પ્રથમના બીન અનુભવ જેવું, અનુભવ પછી તે તેને જોયેલું જાણેલું આનંદ પુર્ણ લાગતું નથી ! જેમ વગર દામથી પ્રાપ્ત થએલી ઇક્ષુ, બાળકોને કીમતી અને આનંદ મહીમા સાથે મીઠી લાગે છે, તેમ મોટાંને દામ ખરચવાથી પણ છતાં બાળકના જેવી મીઠી લાગતી નથી. આમ મીઠાશ પેઠે મહિમાં આનંદ ન ઉપજવાથી બાળકો કરતાં મોટી ઉમરનાં તેટલું તે સંબંધી સુખ કમ મેળવે છે એમ કહીએ તો ચાલે.

મનુષ્ય, પોતાના નિત્ય પરિચય સહવાસથી સમીપનો આનંદ, વિદ્વત્તા વિના કે તેની મહત્તા મનમાં રહ્યા વિના, કમ થઇ જાય તેના મનમાં તેની ઓછપ કે કમતાઇ (તુચ્છતા) થઇ જાય છે, અને એનું અસાધારણપણું મટીને સાધારણપણું સમજાઇ જાય છે; ઉપરથી **अति परिचयादवज्ञा** ॥ એ ભર્તૃહરીનું કહેવું યથાર્થ સિદ્ધ થાય છે.

જ્યારે મનુષ્યની નિર્ણયશકિત અમુક વાતનો છેડો લાવી તેનો તોડ કાઢે છે ત્યારે કલ્પનાશકિત આ પૃથ્વી શિવાય બીજા ગ્રહો આદિનું પણ કેટલુંક તેમાં હોય કે નહોય તેમ કેટલુંક કલ્પિ કાઢે છે, કે અટકળે છે. તેમ જોતાં મનુષ્ય જીવની ઘણા કાળની સહવાસિની કલ્પનાશકિત હોય તેમ અટકળાય છે.

મનુષ્યને આનંદ આપનાર કલ્પનાશકિત જીવના મનની બીજી શકિતઓ કરતાં સર્વોપરી છે એમ કહીએ તો યથાર્થ છે. એજ લૌકીક અને અલૌકીક આશા વૃત્તિને આનંદ દઇને પોષે છે. આવી કલ્પનાશકિત સંભવતિ નિયમે કવિઓથી વપરાય ત્યાં સુધી તેને કોઇ પણ ખાળી શકવા સમર્થ નથી.

કલ્પનાશકિતનાં રૂપકોની શી મઝા છે ! કે જેને મૂર્ખથી વિદ્વાન પર્યંત હોંસથી હાથમાં ધરી ધ્યાન દઇ અવલોકે છે, અને તે મધ્યેનાં અસાધ્ય કલ્પિતરૂપક વર્ણન વાંચીને અતુલ આનંદનું રસપાન કરે છે. જો મનુષ્યજીવનમાં આવી જીવશકિત ખુલ્લી રહેવાની ઇશ્વરી બક્ષીસ ન હોત તો, આજે મનુષ્યસમુદાય જે નવી નવી કલ્પનાઓમય વાર્તાઓ વિગેરે નાટકો. કથાનકોના આનંદ અનુભવે છે તે સ્વપ્ને પણ અનુભવત નહીં.

કલ્પનાશકિત જો કે અનંત જેવી છે; પણ જનસમાજની બુદ્ધિબળ પ્રમાણે તે પ્રકાશીત થાય છે. વળી તે કુદરતનું વર્ણન કરનારા મહાન્ કવિયોનાં અકલ્પીત અને કલ્પીત, અસંભવ અને સંભવ વર્ણનો, ગદ્યપદ્યો, વાર્તાઓ ને નાટકો જોવાથી, એના ભાવીજન મનમાં વધારે પ્રકાશિત થાય છે. ઘણું વાંચન પણ તેને અચ્છો ટેકો દે છે. અને વિદ્યા તો તેની માતાજ છે. જેમ અસંભવિત કરતાં સંભવિત કલ્પના ઘડાય તેમ આજે તેની કિંમત વિશેષ અંકાય છે,

અને વિદ્વાનોના જોરે યુરોપાદિ સભ્ય દેશોમાં આજે તેજ ક્રમ ચાલે છે ને યોગ્ય લેખાય છે. આ ભારતવર્ષમાં પણ હવે તેજ ક્રમનો, કલ્પનાશક્તિને માટે સ્વીકાર થતો જાય છે.

કલ્પનાશક્તિનો ઉપયોગ દરેક મનુષ્ય કરી શકે ખરા, પરંતુ તેનો ઉપયોગ કરવાના પણ કાંઇક, બીજી બાબતોની પેઠે નિયમ છે ખરા; તેથી કોઇ રૂપમાં કલ્પનારૂપક બનાવનારા કુદરતના કવિઓએ અને વાર્તાકારોએ એ સંબંધે એટલું યાદ રાખવાનું છે કે, જે કલ્પનાઓથી મનુષ્ય સમુદાય મિથ્યા તરંગી, બીકણ, દૈવમોજી, ધર્મભોળો કે વહેમી થઇ જાય એવું કોઇ પણ કલ્પનારૂપક રચવું ન જોઇએ. આપણા વેદકાળનાં રૂપકોથી જ્યારે આનંદ સાથે જ્ઞાન વધે છે; ત્યારે તે પછીના પાછલા કાળમાં ધર્મ બોધ સાથે જોડી કાઢેલ ઇશ્વરના નામે ચડાવેલ કુતૂહળી કવિકલ્પનાઓથી જ્ઞાનાનંદ મળવા કરતાં અવિદ્યાની વિશેષ પ્રાપ્તિ થઇ છે. એટલે તેથી મનુષ્યવર્ગ બહુ ધર્મભોળો, વહેમી, બીકણ, મોક્ષનો શિઘ્ર મિથ્યા લાલચુ આ-મલા જેવો બનીને આંધળી પરંપરાના માર્ગે આવી પડ્યો છે આમ થવાથી આપણા દેશની ઘણીક અનેકયનામય અનેક જનશ્રેયની પડતી રૂપી હાની થઇ છે ને થાય છે. આમ અસંભવ કલ્પનાઓ ધર્મ સાથે જોડવાથી બન્યું છે. વળી તે કાળે પ્રસ્તાવના લખવાનો અને તે માટે હેતુપૂર્વક મુખ સુદ્ધા જણાવવાનો સાલ ન હતો તેથી પણ તેમ થયું છે. પરંતુ તે પરિણામ તે વખતના કવિયોના ખ્યાલમાં કદિ પણ નહીં હોય. પણ તે ભાન આજે આપણને ઇતિહાસે સુઝાડ્યું છે. અને તે આજે તેઓને લજ્જાવનારી બીના બની ગઇ છે ! તેનું પરિણામ પંચતંત્ર, પંચોપા-ખ્યાન અને દશપનીનિ વિગેરે નામથી જે કલ્પનારૂપકો ઓળખાય છે તેનાથી બન્યું નથી. એનું કારણ ધર્મ સાથે તેઓએ પોતાની કલ્પનાનો લગાવાડ કરેલો નથી, તે છે. તે ભાન આજે પણ કલ્પના કરનારાઓએ તો પ્રથમ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

મનુષ્ય ધર્મભાની છે તેથી એ જો આજના આ દેશના જનસમુદાયના એક ભાગ પેઠે મુર્ખ હોય તો ધર્મ સાથે મેળવેલી રમુજી કલ્પનાઓને પણ પોતાના ભોળાભાવે સાચી માની બેસે છે. તેથી ધર્મજ્ઞાનમાં કલ્પનાનો અસંભિન કે અનર્થકારી મેળ કદિ પણ મેળવવો નહીં. આજે જનશ્રેયકારી કલ્પનાઓજ આજના પ્રાચીન વિદ્યાર્થ્યોના અને આધુનિક વિદ્યાવિસ્તારના કાળમાં સન્માનલાયક ગણાય છે. પરંતુ જેવી જુની કલ્પનાવડે વહેમ પેદા છે; તેવીજ રીતે તેની વિરૂદ્ધ અત્યંત રમુજી કલ્પનારૂપકો જેવાં કે–"ભદ્રંભદ્ર," "હિંદની દેવતાઇ તપાસ" ઇત્યાદિ કલ્પ-નારૂપકો ઉભાં થશે તોજ તે લઢણમાં રાચનાર અગણીતલોકોમાં તેની પ્રવૃત્તિ થઇને તે વડે, બીજાં તેનાં ખંડનો કરતાં, તેવા આદેશે પ્રસરેલા અજ્ઞાનમય વહેમોનો જલદી વિનાશ થશે. તેને માટે આ સર્વોપરી ઉપાય છે. અસંભવ પણ મનુષ્યશ્રેયકારી આવી જોડણી જોડનારાઓને ધન્ય છે ! આવી જોડણી જોડનાર પ્રથમ ગાંડાઓના ટોળા સાથે મળી જાય છે અને પછી તેને પોતાના બ્હાપદુના સંસ્કાર પાડી ડાહ્યા બનાવે છે ! કેમકે તેથી ઉપર કહ્યા ગુણ ઉપજે છે. હવે જોઇએ: [illegible] બગાડે તેવી કલ્પના લખીને કોઇ કલ્પના જોડણી કરે છે તે આજના વિદ્વાન સમૂહમાં ખગ અપમાનને પામે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. [illegible] તે કવિ નથી. છેવટ [illegible] કે, [illegible]ના [illegible]ની અન[illegible] કાળમોથી આશાવૃત્તિને અને તેની કલ્પના જાતને વધારેજ નેકટનો [illegible]બંધ હોય એવું લાગે છે. મનની નિર્ણયશક્તિ ( બુદ્ધિ ) ની કાંઇક હદ છે; પણ તેના કલ્પ-[illegible]શક્તિની હદ નથીજ. તે સાથે બુદ્ધિ મેળવાય તો તે વિશેષ સુંદર રૂપ-ધારણ કરે છે, તથા

" સૅન્ડફર્ડ અને મર્ટન " હતું. આ પુસ્તક અંગ્રેજી બોલનારી પ્રજામાં અજબ રીતે ઘણા લાંબા વખત સુધી લોકપ્રિય રહ્યું હતું, પણ હાલમાં અના વિશેષ સારાં પુસ્તકો એક પછી એક બ્હાર પડવાથી એની લોકપ્રિયતા* ઘણી ઘટી ગઇ છે. પાછળથી જ્યારે એને વાર્તાનાં પુસ્તકો, ( નવલકથા ) વાંચવાનો શોખ થયો, ત્યારે ચોરી છુપીથી " કેસલ ઑફ્ ઑટ્રાન્ટો " ( ઑટ્રાન્ટોનો કીલ્લો ) અને મીસીસ રૅડ્કલીફના નોવલ, રાત્રે સર્વ સુઇ ગયા પછી વાંચતો. અત્રે એની ચોરીથી વાંચવાની રીત રમુજી હોઈ નોંધ કરવા યોગ્ય છે, કારણ એના પિતાને નૉવેલ પ્રતે ઘણો તિરસ્કાર હતો અને એની માતાને એવું શરીર, રાત્રે મોડે સુધી વાંચવાથી ન બગડે તેની બીક હતી. એથી સર્વ જ્યારે સુઇ જાય અને એને સુવાની રજા મળે ત્યારે એના ખાટલાના માથા તરફ એક કબાટ હતું તેમાં એક ખાનામાં મીણબત્તી મૂકી સુતાં સુતાં વાંચતો. જ્યારે એની મા કે બીજું કોઇ આવે ત્યારે તેના પગલાંનો ઘસારો થતો કે તરતજ કબાટનાં બારણાં બંધ કરી દેતો. એટલે દીવો સળગાવેલો છે એમ કોઇ જાણી શકતું નહીં, અને એ ઉંઘી જવાનો ઢોંગ કરી પથારીમાં પડી રહેતો. આથી એ નૉવેલો વાંચે છે એમ એના પિતાની જાણમાં આવેલું નહી. આટલું છતાં એની વૃત્તિ હરહમેશ સાહિત્ય તરફ હોવા કરતાં કુદરત તરફ વિશેષ હતી. તેથી છાપેલાં પૃષ્ટમાંના આનંદજનક વર્ણન વાંચવા કરતાં વનસ્પતિનો વિકાસ નિહાળવામાં અને પતંગીયાની વિલક્ષણ હકીકત પ્રત્યક્ષ કરવામાં એને ઓર આનંદ મળતો. એના કહેવા પ્રમાણે " ઘણાં બાળકો સ્વાભાવિક રીતિજ પ્રાણીશાસ્ત્રી હોય છે " પણ અનેક કારણોથી ઉત્તેજન નહી મળવાથી અને આપણી કૃત્રિમ શિક્ષાપ્રણાલીથી તેમનો ઉત્સાહ મંદ થઇ જાય છે. પણ સ્પેન્સરનો પિતા આમાન્ય માબાપથી વિશેષ ચતુર હોવાથી, તે, એના બાળકમાં પ્રગટ થતા કુદરતી લીલાના પ્રેમની યથેચ્છ વૃદ્ધિમાં આડે આવેલો નહીં, અને ખેતરોમાં તથા દરીયા કીનારે ફરવાની છુટ આપેલી.

જો કે સાત વર્ષની ઉમરથી તે તેર વર્ષ સુધી સ્પેન્સરને સામાન્ય રીતે નિયમિત પણે નિશાળમાં મોકલવામાં આવેલો, પણ ખરૂં શિક્ષણ તો તેના પિતાની દેખરેખ હેઠળ ઘર આગળજ મળેલું. અહીંઆં સીધી રીતે કેળવણી મળવા ઉપરાંત, એના મગજને પુષ્ટિ મળે અને બળવાન્ થાય એવું શિક્ષણ મળવાના અનુકુળ સંજોગો ઘણા હતા. એને ત્યાં દર અઠવાડીયે અને દર મહીને વૈદ્યક વિદ્યાનાં, સાહિત્યનાં અને શાસ્ત્રીય વિષયના વિવિધ પ્રકારનાં ઉત્તમ સામયિક પત્રો આવ્યા કરતા હતા. એ પત્રો વાંચવાની સ્પેન્સરને યથેચ્છ છુટ હતી, પણ તે ઉપરાંત દરરોજ ભોજન સમયે જે વિવિધ વાદ વિવાદ થતા હતા તે એ લક્ષપૂર્વક સાંભળતો, અને થોડા સમય પછી તેમાં ભાગ પણ લેતો. એનો પિતા અને બીજા કાકાઓ તીવ્ર બુદ્ધિશાળી હોવા ઉપરાંત રાજકીય વિષયોમાં ઉદ્દામ પક્ષના હતા અને ધાર્મિક વિચારમાં પણ ઘણા સ્વતંત્ર વિચારના હતા. અને જ્યારે જ્યારે પ્રસંગોપાત્ત કુટુંબના માણસોનો મેળાપ થતો ત્યારે ત્યારે તે વખતે ચર્ચાતા શાસ્ત્રીય, સામાજીક, નૈતિક, ધાર્મિક અને રાજકીય પ્રશ્નો ઉપર ખડ્ડુ છુટથી તકરાર ચાલતી હતી. એથી સ્પેન્સરને જે વિષયો તે વખતે ગંભીર વિચારવંત મનુષ્યનું મગજ રોકી રહ્યા હતા તે સર્વ હજુ વિવાદાસ્પદ છે, એવું માનવાની ન્હાનપણથી આદી

*. આપણે ત્યાં શાળોપયોગી પુસ્તકોની કીંમત તેની લોકપ્રિયતા ઉપર કે બીજા ગુણ ઉપર આધાર રાખતી નથી. છેક ૧૮૯૯ સુધી આ પુસ્તક મેં અને ઘણાએક શાળાઓમાં વાંચેલું.

ટેવ પડી ગઇ. જે વખતે બાળકને સત્તા અને ચાલતા આવેલા રીત રીવાજની કીંમત તેમના કુમળા મગજ ઉપર ઠસાવવામાં આવે છે, તે વખતે એને સર્વ કોઇ પ્રશ્ન ઉપર સ્વતંત્ર ટીકા કરવાનું અને તે ઉપરથી પસંદ પડે એવા નિર્ણય અને ગમે એટલી સંખ્યા સામે હોવા છતાં તેની વિરૂદ્ધ હોય તોપણ બુદ્ધિપૂર્વક મત બાંધવાનું શિક્ષણ મળ્યું. આથી એના સ્વાભાવિક સ્વાશ્રયને ઉત્તેજન મળ્યું, ટીકા કરવાની સૂક્ષ્મ તર્કશક્તિ વિકાસ પામી, દરેક વસ્તુનું સ્વતંત્ર નિરીક્ષણ કરવાની વૃત્તિ વૃધ્ધિગત થઇ અને બહારથી તૈયાર આવેલા અભિપ્રાય ઉપર એનો તિરસ્કાર વધ્યો.

## પિતાનો સ્વતંત્ર ધાર્મિક મત.

આ વખતનો એનો ધાર્મિક શિક્ષણનો ક્રમ પણ વિલક્ષણજ હતો. એનાં માત પિતા જન્મથી બંને " મેથોડીસ્ટ " ( Methodist) * પંથનાં હતાં. પણ એ પંથ ને તેનું શિક્ષણ અને બીજી સાંપ્રદાયીક રૂઢી પસંદ નહીં પડવાથી, એના પિતાએ તેનો ત્યાગ કર્યો, અને " ફ્રેન્ડસ મીટીંગ હાઉસ" ( મિત્રોને મળવાનું ગૃહ ) નો સભાસદ થયો; એ મંડળમાં દાખલ થવાનું કારણ કંઇ એના સિદ્ધાંતો ન હતા, પણ તેનું તીવ્ર વ્યક્તિત્વ અને સાંપ્રદાયીક રૂઢીના અભાવને લીધેજ એ તેમાં જોડાયો હતો. છતાં એની માતા તો છેવટ સુધી " મેથોડીસ્ટ " જ રહેલી. પણ એના પિતાને સ્પેન્સરની ધાર્મિક કેળવણી સંબંધીના માતાના હકની આડે આવવું યોગ્ય નહીં લાગવાથી એ બંનેએ સ્પેન્સર સંબંધે પોતાનો બંનેનો હક કાયમ રાખેલો. એથી લગભગ ત્રણ વર્ષ સુધી સ્પેન્સર દર રવિવારે સવારે એના પિતાની જોડે " મળવાના ગૃહ " માં જતો અને સાંજે એની માતા જોડે " મેથોડીસ્ટ " દેવલમાં જતો. આ વિલક્ષણ ક્રમ સંબંધે ટીકા કરતાં પોતાના સ્વજીવન ચરિત્રમાં સ્પેન્સર લખે છે કે " આથી મારાં મગજ ઉપર કંઇ જાણવા જોગ અસર થઇ હોય એવું મારા ધ્યાનમાં નથી. પણ કદાચ એટલું ખરૂં કે ભિન્ન ભિન્ન પ્રકારના અભિપ્રાય અને રૂઢી જોઈ મારામાં સહનશીલતા વધી. " પણ આપણે એવું અનુમાન કરીએ તો છેક ખોટું નહીં કહેવાય, કે આ વિલક્ષણ ક્રમથી સ્પેન્સરને જે અનુભવ મળ્યો તેથી તેના મનમાં ધાર્મિક સત્તા વિષે કંઇ પણ માન રહ્યું નથી.

## મીલ અને સ્પેન્સર વચ્ચે તુલના.

અત્રે, " સત્ય " ના તંત્રીએ વિશેષ જગ્યા આપી હત તો ગઈ સદીમાં ઈંગ્લાંડે ઉત્પન્ન કીધેલા બે મહાન્ તત્વચિંતકો—આ કથાનો નાયક અને જોન-સ્ટુઅર્ટ મીલ—નો બાળપણનો શિક્ષણક્રમ કેવો ચમત્કારી હતો તે વિષે તુલના કરવા થોડો વખત ઉભા રહેત. પણ એ તુલના ઉપયોગી હોવાથી બેચાર શબ્દો કહી સંતોષ માનીશું: મીલ પણ સ્પેન્સરની માફક ન્હાનપણમાં એના પિતાની દેખરેખ નીચેજ ભણ્યો હતો. તેને પણ ન્હાનપણમાં મોટા વિદ્વાનોના વિવિધ અભિપ્રાયની વિલક્ષણતા અને સ્વાતંત્ર્યનો અનુભવ થયો હતો, અને એણે પણ ન્હાનપણથીજ લાંબા વખત થયાં ચાલતા આવેલા સંપ્રદાય તથા રીત રીવાજ તરફ અવગણના બતાવવા માંડેલી તથા દુનીયાના માનીતા પંથો તરફ ટીકાનું શસ્ત્ર વાપરવા માંડેલું. પણ આ તુલનામાં સ્પેન્સર અને મીલ વચ્ચેનું સામ્ય આટલેથીજ અટકે છે. મીલનું મગજ જાણે કૃત્રિમ ગૃહમાં ઉગાડેલાં વૃક્ષના જેવું

* પ્રોટેસ્ટંટ ક્રીશ્ચીયન ધર્મની એક શાખા.

હતું જ્યારે સ્પેન્સરનું કોઇપણ પ્રકારના બાહ્ય દબાણ સિવાય ખુલ્લી હવામાં પ્રફુલ્લ થયેલું. વળી જ્યારે સ્પેન્સર જે ઉમ્મરે સ્વભાષાની જોડણી કરવા પણ અશક્ત હતો, તે ઉમ્મરે મીલ તો ગ્રીક અને લેટીનમાં પણ ઘણો અભ્યાસ કરીલો હતો. મીલની શિક્ષાપ્રણાલીને પરિણામે તે એવું માનતો કે, લોકપ્રિય ધર્મપંથોમાં આળસુ અને હાસ્યાસ્પદ કથા કહાણીના સંગ્રહ સિવાય બીજું કંઇ જ નથી, જ્યારે સ્પેન્સરના મનમાં એમ હતું કે ધર્મપંથની માન્યતાઓ છેક ખોટી અને હસવા લાયકજ નથી. વળી સામાજીક અને રાજકીય પ્રશ્નોના નિર્ણય સંબંધે મીલ આગ્રહી હતો અને માનતો કે સામાજીક અને રાજકીય ફેરફાર જલ્દીથી અને સમૂળગા થઇ શકે, જ્યારે સ્પેન્સરે એ અને બીજા બધા પ્રશ્નો વિષે કંઇક મધ્યસ્થ વલણ રાખી હતી અને માનતો કે હરેક પ્રશ્ન વિવિધ દૃષ્ટિબિંદુથી જોઇ શકાય છે, એટલે તેની સમીક્ષા નિરનિરાળાં ધોરણે કરી શકાય છે, તેથી છેવટનાં સત્ય કે નિર્ણય ઉપર કોઇ વ્યક્તિએ આગ્રહ કરવો એ ખોટું છે. આ તુલના સવિસ્તર કરી શકાય અને તેથી શિક્ષણશાસ્ત્રને ઉપયોગી સિદ્ધાંતો તારવી કાઢી શકાય પણ અત્રે સ્થળ સંકોચને લીધે અટકવું પડે છે. અત્રે માત્ર એકજ બાબત ઉપર ખાસ લક્ષ આપવા જેવું છે અને તે એજ કે મીલનું લગભગ બધું શિક્ષણ પુસ્તકમાંથીજ હતું, અને સ્પેન્સરનું એથી વિરૂદ્ધજ હતું. મીલે પોતેજ એના સ્વજીવન ચરિત્રમાં પોતે કોઇ પ્રકારનું 'વ્યવહારીક શાસ્ત્રીય શિક્ષણ લીધેલું' નહીં તેને માટે ખેદ બતાવ્યો છે, એ કબુલાત એમના જેવા મહાન્ પુરૂષે કરી છે માટે ઘણી અર્થસૂચક હોઇ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

## ધુની કાકો.

તેર વર્ષની ઉમ્મરે સ્પેન્સરના શિક્ષણક્રમમાં ફેરફાર કરવો યોગ્ય લાગ્યાથી એને એના કાકા રેવરંડ ટોમસ સ્પેન્સરને ત્યાં ( બાથની નજીક હીન્ટન ચાર્ટર હાઉસમાં ) મૂકવામાં આવ્યો. એનો કાકો પણ કુટુંબના બીજા માણસના જેવો વિલક્ષણ પ્રકૃતિ વાળો માણસ હતો. અને અંગ્લીક સંપ્રદાયનો અનુયાયી હોવા છતાં તે વર્ગનો એક વિચિત્ર નમુનો હતો. એને લોકો સહેજ ગાંડો નહીં, તો અત્યંત ધુની ગણતા હતા. જે કાળે સમગ્ર " એસ્ટેબ્લીશ્ડ ચર્ચ " કોન્ઝર્વેટીવ મતનું હતું, તેવા સમયમાં એ અગ્રિમ ઉદ્દામ પક્ષનો, " રેડીકલ " ( Radical ) હતો. જે કાળે ઈંગ્લાંડમાં નિયત આહાર વિહાર મંડળને એક પ્રકારનું સૂક્ષ્મ નાસ્તિક મંડળ માનવામાં આવતું હતું, તેવે સમયે એ પૂર્ણ મદિરાપાન વર્જી હતો; વળી ચાર્ટીસ્ટ, અને યથેચ્છ દેશાંતર વ્યાપારનો હીમાયતી હતો, અને ૧૫૦૦ પાદરી પૈકી માત્ર પોતે એકજ અપવાદ તરીકે એવો બોધ આપતો હતો કે ઇંગ્લાંડના જમીનદારોને નકામા ઘેરવવાને માટે કૃત્રિમ રીતે વધારી દીધેલી કીંમતે ગરીબ લોકોએ તેમના ઘઉં ખરીદવા નહીં તે, વળી શારીરિક, નૈતિક અને સામાજીક પ્રશ્નો ઉપર લોક હિતાર્થે તીવ્ર ઉપદેશ કરનાર અને ખંતીલો લેખક હતો. આ બધાંથી તેના વર્ગના પાદરીમાંથી એ તદ્દન જુદો પડતો હતો. આવા અભિપ્રાય અને લોક કલ્યાણની તીવ્ર લાગણીને લીધે તે વારંવાર એટલો બધા શ્રમ લેતો હતો કે પરિણામે, સત્તાવન વર્ષની ઉમ્મરેજ મરણવશ થવું પડ્યું.

હીન્ટનમાં સ્પેન્સરે ત્રણ શાંત વર્ષ ગાળ્યાં. પણ નૈતિક અને માનસિક વિકાસના દૃષ્ટિબિંદુથી જોઇએ તો આ સમય છેક શાંત અને નિવૃત્ત નહીં હતો. કારણ ઘર આગળ કીધેલા અભ્યાસ કરતાં અહીંયાંનો અભ્યાસ વધારે નિયમપૂર્વક હતો અને અંકુશ પણ વધારે હતો. એના

અભ્યાસમાં જયવિજય તો આગળની માફક જેવા હતા તેવા ને તેવાજ રહ્યા. પાઠ ઉપ્લાગ્ર કરવામાં એને અસહ્ય દુઃખ લાગતું હતું. અને જે કંઇ મહા મહેનતે ઉપ્લાગ્ર થતું, તે બરાબર કદાપિ પણ ભૂલી જવાનું નહીં. પણ જે જે વિષયોમાં અવલોકનશક્તિ અને તર્કશક્તિનો ખપ પડતો, તે તે વિષય શીખવામાં એને ઘણો આનંદ પડતો અને તેમાં આશ્ચર્યજનક બુદ્ધિ દેખાડતો. ગ્રીક, લેટીન અને ફ્રેન્ચ શીખવવામાં એની પાછળ જેટલી મહેનત લેવાઇ તે સર્વ વ્યર્થ ગઇ; કારણ એના કહેવા પ્રમાણે ભાષા પ્રત્યે એના અણગમાનું મુખ્ય કારણ "સર્વનિઃશંકપણે, નિર્વિવાદિત રીતે કહેવાયલા મત ( Dogmentic opinions ) પ્રત્યે તિરસ્કાર" જ હતું. પણ ગણિતશાસ્ત્ર કે યંત્રશાસ્ત્ર જેવા વિષયોમાં યોજકબુદ્ધિનો ખપ પડતો તેમાં એણે ઘણી માનસિક ચપળતા દેખાડી. આ વખતે બનેલો એક ન્હાનો પ્રસંગ એનું માનસિક વલણ બરાબર દેખાડી આપે છે. એક વખત એવું બન્યું કે "આર્નો" ના પદાર્થવિજ્ઞાનના પુસ્તકમાં પદાર્થના જડત્વ સંબંધે એ વાંચતો હતો. તેમાં સમજાવેલી રીત ખોટી છે એમ લાગવાથી એણે ટોમસ કાકાને બેધડક કહ્યું કે આર્નો આ જગાએ ખોટો છે. એના કાકાએ "આર્નો" ની મદદમાં ઘણુંએ કહ્યું પણ એના મનમાં નહીં ઠસવાથી કાકાની વકીલાત કબુલ કીધી નહીં, અને પોતાનો મતજ કબુલ રાખ્યો. શિક્ષક જેવા અધિકારી પદવાળાની સામે થવાનાં ધૈર્ય અને હીંમત થોડાંજ બાળકોમાં હોય છે-જોકે શંકા કાઢે ખરાં પણ શિક્ષકનાં ભવાં ચઢે કે સહેજ સાજ સમજુત આપે તો એ સમજ પડ્યા વિના, હા, સમજ પડી છે એમ કરી તેઓ બેસી જાય છે; તેમ સ્પેન્સર કદિ કરી શક્યો નહીં. આ ઉપરથી એનો સ્વાશ્રય, સત્યમતાગ્રહ અને નિડરતા પ્રત્યક્ષ થાય છે અને તેથી નવાઈ જેવું નથી કે એણે જે દાખલાની સમજુતિ ખોટી કે બરોબર નહીં લાગી તે તે દાખલાના પોતાની મેળે નવી રીતે શોધી કાઢી ઉત્તર આણ્યા છે.

આટલી હકીકત ઉપરથી એના ભાષા સામેનો અણગમો જોતાં ગમે તે કોઇને લાગ્યા વગર રહેતું નથી કે સ્પેન્સર યુનીવર્સીટીની કેળવણી વિદ્યાને માટે બીલકુલ નાલાયક હતો. તેથી કાકાએ અને પિતાએ, એને કેમ્બ્રીજ મોકલવાનો વિચાર રાખેલો હોવા છતાં, પાછળથી માંડી વાળ્યો. અને એથી ઓકસફર્ડ કે કેમ્બ્રીજના વિશ્વ વિદ્યાલયમાં પ્રવિષ્ટ થયા સિવાય, યુનીવર્સીટીની છાપ મેળવ્યા સિવાય, ઇંગ્લંડમાં જે વિરલ તત્ત્વચિંતકો થઇ ગયા છે તેમની સંખ્યામાં સ્પેન્સરે ઉમેરો કીધો.

સ્પેન્સરને યુનીવર્સીટીની કેળવણી નહીં મળવાથી કંઇ ખોટ ગઇ છે એવું એ પોતે કદિ માનતો નહતો, તેમજ આપણને પણ એનું કાર્ય અને અન્ય વિલક્ષણતા જોતાં, માનવાનું કારણ નથી. મી. મેકફર્સન જેવા ઘણા વિદ્વાન એમ ધારે છે કે એ યુનીવર્સીટીમાં ગયો હત તો જગતના સામાજીક સુધારણાના ક્ષેત્રમાં એણે જેટલું મહાન્ કાર્ય કીધું છે તેના કરતાં અધિક કરી શકત. અલબત્ત એટલું ખરૂં કે એના પુસ્તકનો પ્રચાર, એની પાસે દ્વારકાંની છાપ ( બી. એ. કે એમ. એ. ) નહોતી તેથી પ્રારંભમાં ઝાઝો થઇ શક્યો નહીં પણ એ સિવાય કોઇ પણ પ્રકારનું ગંભીર નુકસાન સ્પેન્સરને કે જગતને એ યુનિવર્સીટીના કમભાગ્ય બંધનમાં નહીં પડ્યો તેથી થયું હોય એમ અમે માની શકતા નથી, અને સ્પેન્સર તો પોતે પોતાનો સ્વતંત્રબુદ્ધિ વિકાસ એ શિક્ષણના અભાવને લીધેજ થયો છે એમ ખાત્રીપૂર્વક માનતો હતો. એથી એને કેમ્બ્રીજ નહીં મોકલવામાં આવ્યો એ બહુજ ડહાપણ ભરેલું કાર્ય થયું. ( અપૂર્ણ. )

# સત્યજીત્

( એક નવીન કલ્પિત વાર્તા. )

( ગતાંકથી ચાલુ. )

## પ્રકરણ ૩.

( લખનાર—પ્રવાસી. )

### નવી જીંદગી

વિવિધ સંકલ્પ વિકલ્પ કરતો, શોક અને હર્ષના મોજામાં અથડાતો, વિચારના ભારથી ધીમાં ધીમાં પગલાં મૂકતો સત્યજીત-કુસુમપુરનો પાટવી કુંવર-જંગલમાં એકલો રસ્તો કાપવા લાગ્યો. ટુંક વખતમાં બનેલા અવનવા બનાવથી એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. કયે સ્થળે જવું એ નક્કી નહોતું. જ્યાં પગો ખેંચી જાય ત્યાં જવાનું હતું; કારણ કે સત્યજીત હમણા પોતાના શરીરનો સ્વામી નહોતો. થોડા વખતમાં કુસુમપુરની હદ આવી પહોંચી. દુષ્ટોની દુષ્ટતાને લીધે જુદા દેશોમાં રખડવાનું આવ્યું. જૂનો વખત યાદ આવ્યો અને નીચે પ્રમાણે લવવા લાગ્યોઃ—

" કુસુમપુર ! શું હું ત્હને છોડું છું ? હા. કદાચ ત્હારી મારી સાથની મૈત્રી હાલ ઇશ્વરને પ્રિય નહિ હોય. ત્હારા હાલ અત્યારે શું થતા હશે તે મને માલમ નથી. આવેશમાં ને આવેશમાં હું અહીં નીકળી આવ્યો છું. મંડપના થયલા તોફાનથી ચંદ્રસેનની જીંદગી બચી હશે કે નહિ તે ધારવું મુશ્કેલ છે. રામાનંદની કૃપા પણ શું કરી શકે ? કાગળના બનાવેલા ઘરનો અગ્નિના સ્પર્શથી નાશ થતાં કોણ અટકાવી શકે ? સુમનિ ત્હારૂં રક્ષણ કોણ કરશે ? કોઇ પણ બાબતની કાળજી રાખ્યા વિના આમને આમ ચાલી આવવામાં મેં ખચ્ચીત્ ભૂલ કીધી છે. ખરેખર હું દોષપાત્ર છું. શું તું મને મારા દોષને માટે ક્ષમા આપશે ? તું તો ક્ષમા આપશે પણ જ્યાં સુધી હું ત્હને ત્હારી અસલ સ્થિતિમાં લાવી શકીશ નહિ ત્યાં સુધી મને મ્હારૂં મન માફ કરશે નહિ. કીશોર ! તું પણ ક્યાંથી છૂટો પડી ગયો એ મને યાદ નથી. બસ હવે પાછલો વખત સંભારવામાં માલ નથી. બનવાનું બની ગયું. વિચારના વમળે ચઢવામાં લાભ નથી. કોઇ સત્તાવાળા રાજ્યની હદમાં જઇ ત્યાંના રાજની કોઇપણ વ્યાજબી શરતે મદદ લઇ કુસુમપુર પાછું મેળવવું એજ નિશ્ચય છે. આ અરણ્યનો વીકટ રસ્તો કાપ્યા બાદ કોઇ પણ રાજ્યમાં મને આશ્રય મળશેજ મળશે. "

આ રીતે વિચારો કરતો, વારંવાર કુસુમપુરપ્રતિ દૃષ્ટિ નાંખતો સત્યજીત આગળ ચાલવા લાગ્યો. સત્યજીતની સ્થિતિ બદલાવાથી સૂર્ય પણ આકાશ માર્ગે પ્રયાણ કરતાં નિરાશ થઇ ગયો હોય એમ ખિન્નવદને અસ્ત થઇ ગયો. કુદરતે પ્રકાશનો પડદો ઉંચકી લીધો અને દુઃખરૂપ અંધકાર દરેક મનુષ્યને પોતાની સત્તામાં લેવા લાગ્યો. નવો દેખાવ નવી સૃષ્ટિમાં જણાવા લાગ્યો.

રાત્રીનો સમય થવાથી પક્ષીઓ પોત પોતાનાં માળામાં જવા લાગ્યાં. વાગોળીઆઓ આમ તેમ પાંખ ફફડાવતા ફરવા લાગ્યા. વરૂ, વાઘ, સિંહ શિકારની શોધમાં બહાર નીકળ્યા અને રાંક

જાત જેવી ગાય, ભેંસ, મૃગાદિ ખૂણા શોધવા લાગ્યાં. આ સર્વ વની પ્રજામાં એક ખૂબી માલમ પડતી હતી; અને તે એ હતી કે વરૂ વરૂનો શિકાર કરતો નહોતું: વાઘ વાઘનો શિકાર કરતો ન હોતો: સિંહ સિંહનો શિકાર કરતો નહોતો: એક એકને મળતા કે જાણે પુરાણા મિત્રો હોય એમ એક બીજાપર દ્રષ્ટિ નાંખી પોતપોતાના કામમાં જુદા પડતા. પોતાના જાતભાઇને મારી નાંખવામાં કોઇ પણ **જંગલી** પ્રાણી પોતાનું બળ અજમાવતું નહોતું.

પણ અફસોસ ! મનુષ્ય જે પોતાને સુધરેલું પ્રાણી ગણેછે, તે પોતાના જાત ભાઇને વખત આવ્યે પોતાના પંઝામાં લેવાને કદી છોડતું નથી. મનુષ્ય મનુષ્યનો નાશ કરવાને વિવિધ યુક્તિઓ શોધે છે અને કેટલેક ઠેકાણે તો માણસોનો ઘાણ કેવી સહેલાઈથી નીકળી શકે તેને માટે રાત્રી દીવસ વિચાર ચલાવવામાં આવે છે. કોઇ પણ કહેશે કે મનુષ્ય જંગલના પશુ કરતાં કયે પ્રકારે ચઢીયાતો છે ? એકને કુદરતી બક્ષીસો વધારે મળેલી છે અને એકને કુદરતી બક્ષીસો ઓછી મળેલી છે; પણ મનુષ્ય જેટલો દુરૂપયોગ તે બક્ષીસોનો કરે છે તેના કરતાં પશુ ઘણો ઓછો દુરૂપયોગ કરે છે. હા, પશુ નબળા પ્રાણીઓનો નાશ કરે છે; પણ જ્યારે મનુષ્ય કીર્તિ, દ્રવ્યાદિને માટે યત્ન સેવે છે ત્યારે પશુ પોતાના પોષણાર્થે બીજાને મારે છે. એક વખત પશુનું પેટ ભરાય છે કે તે બીજાને છેડતો નથી પણ મનુષ્ય તો પોતાના પોષણાર્થે બીજાને મારે છે. એક વખત પશુનું પેટ ભરાય છે કે તે બીજાને છેડતો નથી પણ મનુષ્ય તો પોતાની કીર્તિનો વાવટો ગગનમાં ઉડતો હોય અને દશ ખાઇ પૂરાય એટલું દ્રવ્ય એકઠું થયું હોય તોપણ એનું મગજ તો પોતાના માની લીધેલા કર્ત્તવ્યમાંજ ઘુમે છે.

સત્યજીત્ અનેક દેખાવો જોતો, વિવિધ પશુઓને ભય પમાડી નસાડતો, કોઇ રાજ્યની સરહદ હમણાં આવી પહોંચશે એમ આશામાં ને આશામાં અગાડી ચાલવા લાગ્યો. રસ્તો નિર્જન હોવાથી એને કંઈ ભાળ મળી શકી નહિં. રાત્રીના અંધકારથી રસ્તો વધારે ને વધારે વિકટ થતો ગયો અને તેથી આખર કંટાળી જઇ કુમાર કોઇ આરામની જગ્યા શોધવા લાગ્યો.

એટલામાં દૂરથી એક ઉંચો પર્વત દેખાયો. આ પર્વતનું નામ નીલપર્વત હતું અને આજ પર્વતમાંથી હરિતા નદી કુસુમપુર તરફ વહેતી હતી. પર્વત નજદીક કોઇ સારી જગ્યા મળશે એમ ધારીને સત્યજીતે પર્વતની દિશા લીધી. આશાસર્યો થોડા વખતમાં પર્વતની બાજુ આગળ આવી પહોંચ્યો; પણ એટલામાં એના મુખપર દૂરથી તેજ પડયું. સત્યજીત ચમક્યો, સ્વસ્થ થયો, ઉંચુ જોયું અને એક ઉંડો નિશ્વાસ મૂકયો. આવેશને લીધે ક્ષત્રીયનું લોહી આખા શરીરમાં ઉછળી આવ્યું અને એની આંખો મંગલના તારા જેવી લાલચોળ જણાવા લાગી.

જે લુટારૂઓ વિષે પહેલા પ્રકરણમાં વાત આપી છે તેમાંનાજ કેટલાક લુટારૂઓ આ નીલ પર્વતની ખીણમાં રહેતા હતા. આ લોકોની જાત નિહુની હતી અને સર્વ પોતાના સરદાર સિવાય એક બીજાને નિહુ કહીને બોલાવતા હતા. અમુક કારણોને લીધે નિહુઓમાં તકરાર થઇ હતી અને તેથી તેઓમાં બે પક્ષો બંધાઇ ગયા હતા. પહેલો પક્ષ કુસુમપુર તરફ ધસી ગયો. અને બીજો પક્ષ કોઇ બીજીજ હીમત બતાવવાની તૈયારી કરતો હતો. જે પક્ષ નીલપર્વતમાં રહ્યો હતો તે પક્ષના સરદારનું નામ અબકરી હતું અને એની સરદારી નીચે સર્વ લુટારૂઓ પોતાનો ધંધો ચલાવતા હતા. તેઓએ નીલપર્વતની ખીણમાં પોતાનાં ઘરો બાંધ્યાં હતાં અને તે ખીણને ઘણી રચનાથી શોભાયમાન કરી હતી. દરરોજ રાતના બે નિહુઓ ખીણની

અબકરીના ગયા પછી નિહુઓનાં ટોળેટોળાં સત્યજીતને જોવા આવતાં હતાં. આવો પુરૂષ ખીણમાં કદી આવ્યો નથી એમ કેટલાક કહેતાં જણાતાં હતા. અબકરી કરતાં આ મનુષ્ય વધારે સામર્થ્યવાળો છે એમ કેટલાક ધારતા હોય એમ લાગતું હતું. કેટલાકને સત્યજીતની દયા આવતી હતી; પણ અબકરીના હુકમની વિરૂદ્ધ જવા કોઇની હિંમત ચાલતી નહોતી.

સત્યજીતને અન્ન કે પાણી કાંઇ આપવામાં આવતું ન્હોતું અને જો અબકરીના હાથમાં હોત તો તે સરદાર એને હવાનો ઉપયોગ પણ નહિ કરવા ફરમાવત. નીલ-પર્વતની ખીણમાં આવા પ્રસંગો નવીન ન્હોતા. કઇક મનુષ્યો અબકરીની અને એના સાથીઓની નિર્દયતાના ભોગ થઇ પડ્યા હતા અને કંઇક મનુષ્યો ખુવાર થઇ ગયા હતા.

નિર્દયતા! આટલું ત્હારૂં ભયંકર સ્વરૂપ છતાં પણ ત્હારી હદ છે. જેમ ઝેરની સાથે સાથે તેના ઉતાર પણ હોય છે તેમ જ્યાં તું છે ત્યાં દયા પણ છૂપી હોય છે. નિહુઓ ગમે એટલા નિર્દય હતા તે છતાં પણ સત્યજીતની કંગાલ સ્થિતિએ ત્રીજે દીવસે તેઓના હ્રદયપર જેમ પાણીનો ધોધ નીચેનાં ખડકપર કામ કરે તેમ કામ કીધું. તેઓનાં હ્રદયો પીગળ્યાં. કોઇ રીતે નવીન મનુષ્યને એવી દુઃખદ સ્થિતિમાંથી છોડવવો એવો તેઓએ નિશ્ચય કીધો. કેટલાક નિહુઓ એકઠા થયા અને નવા આવેલા માણસને છૂટો કરવા અબકરીને તેઓએ સખ્ત આગ્રહ કીધો. અબકરી વખત વિચારી ગયો. નિહુઓના સ્વભાવથી એ આશ્ચર્ય પામ્યો પણ કાંઇ બોલ્યો નહિ. તેઓને શાંત કરવા નિરૂપાયે સરદારે સત્યજીતને પાંજરામાંથી કાઢી " ગુપ્ત જગ્યા " એ લઇ જવા હુકમ કીધો.

આ હુકમથી આનંદ પામી નિહુઓ જ્યાં સત્યજીતને રાખવામાં આવ્યો હતો ત્યાં ગયા. એક નિહુએ પાંજરામાં જઇ કહ્યું કે અમારા સરદારની તમારાપર મહેરબાની થઇ છે, અને તમને અમુક સ્થળે લઇ જવા અમને આજ્ઞા કરી છે માટે ત્યાં અમારી સાથે આવવા કૃપા કરો.

સત્યજીત નરમ થઇ ગયો હતો તેથી એણે તેઓની સાથે જવા હા કહી. નિહુઓએ સત્યજીતને પાલખીમાં બેસાડ્યો અને ખુશ થતા થતા તેઓ તેઓની " ગુપ્ત જગ્યા " એ લઇ ગયા. જમીનપરથી તેઓએ એક મોટું પાટીયું ખસેડી દીધું. અંદર એક સીડી હતી. સત્યજીત સહીત ચાર નિહુઓ અંદર ઉતર્યા. નીચે એક વિશાળ ઓરડો હતો. ઓરડાની એક બાજુએ એક બારણું હતું. આ બારણું ઉંચે નીચે જઇ શકતું હતું. જ્યારે ઉઘાડવું હોય ત્યારે એક દોરી ખેંચવામાં આવતી અને બારણું ઉઘડી જતું અને જ્યારે દોરી મૂકી દેવામાં આવે ત્યારે બારણું બંધ થઇ જતું હતું.

આ બારણું ઉઘાડવામાં આવ્યું. અંદરનો ઓરડો સમચોરસ સાધારણ શણગારેલો હતો. એક તરફ સુવાને માટે પલંગ હતો અને ત્રણ ખુરશીઓ આમતેમ પડેલી હતી. ઓરડાની અંદર તાજી હવા પુષ્કળ આવતી હતી અને તેથી સત્યજીતને આરામ લેવાને માટે આ જગા ઠીક હતી.

ઓરડાની અંદર બ્હારના બારણાની સ્હામે એક બારણા જેવડો મોટો આરસો હતો અને તેની ઉપર સોનેરી અક્ષરો નીચે પ્રમાણે જણાતા હતા.

" અબકરીની રજા સિવાય આ બારણું ઉઘાડવાને કોઇને હક નથી. જેને પોતાનો જીવ વ્હાલો ન હોય તેણે આ બારણું ઉઘાડવા યત્ન કરવો."

સત્યજીતને આ બારણા સંબંધી કંઇ દરકાર નહોતી. એ પલંગપર પડયો અને એની સાથે આવેલા નિહુઓ " તમને વખતસર ખાવાનું મળશે " એમ કહી બ્હારનું બારણું બંધ કરી ચાલી ગયા.

હાલ તુરત તો સત્યજીતને નિરાંતે આરામ લેવા એકલો મૂકી આપણે દુનીયાના બીજા ભાગોમાં શા રંગ છે તે જોવા પાછા ફરીશું.

( અપૂર્ણ. )

## આનંદાનંદાનંદ !!!

સુધારકો કહે છે કે સ્ત્રીને હીંદુઓ પુરૂષ સરખા અધિકાર આપતા નથી. ભોળીઓને ભમાવવાનીજ આ યુક્તિ મને તો લાગે છે! સુધારકો પણ એટલું તો કબૂલ કરે છે કે, સ્ત્રી અને પુરૂષને તેના તેજ હક અપાય નહીં, કારણ કે બન્નેનાં કર્તવ્ય જૂદાં છે. પણ તેને પુરૂષ સરખાં અધિકાર હોવા જોઇએ. હું પણ તેને " ડીટ્ટો ડીટ્ટો " કરૂં છું. તે સિદ્ધાંત સાથે મળતો થાઉં છું, પણ અધિકાર નથી મળતા એ તહોમત કબુલ કરવા ના પાડું છું. જુવો કે સ્ત્રી ઘરનું કામ કરે છે, અને પુરૂષ બહારનું કામ કરે છે. ઉદુંબર ( ઉમરો ) એ ઉભયનાં રાજ્ય વચ્ચેની બ્રહ્મા નામના ડેલીમીટેશન ( સરહદ નક્કી કરનાર ) કમીશનરે નક્કી કરી આપેલી સરહદ સીમા છે. પુરૂષ ઑફીસ જાય છે, અને સ્ત્રી ઑફીસ રૂપી ઘરમાં રહે છે. તેણીના પોતાનો ઑફીસ-રૂમ કયાં નથી ? રસોડું એ તેની ખાનગી કચેરી સ્વતંત્ર ઓફીસ છે. તેના દરવાજા ઉપર ' નૉટ-એલાઉડ ' નું પાટીયું ઠોકવાની પણ જરૂર નથી, કારણ કે પાકશાસ્ત્રમાં પારંગત તે પંડિતા શીવાય બીજો કોઇનો તમાં પ્રવેશ કરે તે દાઝયા શીવાય પાછોજ નહીં ફરે. આ ઓફીસ કાંઇ જેવી તેવી નથી. તમે કહેશો કે તેમાં ખુરશી ટેબલ, કલમ ખડીયો ઇત્યાદિ ઑફીસનું સાહિત્ય કયાં છે ? તે તમને હમણાંજ આબેહુબ બતાવું છું. તે ફર્નીચર હમણાંજ તમારી આંખો આગળથી સીનેમેટોગ્રાફની ફીલ્મની પેઠે પસાર થશે, માટે તે પરથી પાટા છોડી નાંખો, ને દિવ્યચક્ષુ ધારણ કરી જુવો ! રોટલી વણવાનો આાખળીયો તે ટેબલ છે, જેના પર રોટલી રૂપી કાગળો વણવા રૂપી લેખો સ્ત્રી લખે છે! કલમ તો આારીસ વાળા જોઇને ભડકે એવી મોટી છે ! વેલણ તે કલમ છે !! પાટલો તે ખુરશી છે. કણક તે કાગળનો રીમ છે! અટામણ તેને ચહાય તો રોટલીની ભીનાસ ઓછી કરનારી રેતી કહો, ચહાય તો બ્લોટીંગ પેપર કહો જે કહો તે છે. વાસણો તે જુદી જુદી ફાઇલો અને રેકર્ડો છે. કયાં સુધી કહું, ચ્હુલો તે કોપીઇંગ-પ્રેસ જેવુંજ કાંઇક લાગે છે, અને હોલાને મળતું આવતું તો પુરૂષોની મોટામાં મોટી ઓફીસમાં દેખાતુંજ નથી. કડછી, સાણસો, ચમચો ઇત્યાદિ સ્ત્રીના હાથ તળેના કાર્કુનો નથી તો બીજા કોણ-શું છે ? કોઇક કહે છે કે, તેની ઓફીસમાં કાર્કુનો નથી અને કડછી વગેરે છે તે કાર્કુન નહીં પણ સીપાઇ છે. પણ એ કાંઇ મોટો મતભેદ નથી. એને તમે કદાચ અલંકાર કહેશો, પણ અલંકારની અધિકારી પણ સ્ત્રીજ છે,

માટે સુધારકોએ, જે વાત જાણતા-સમજતા ન હોય તેમાં હવેથી માથું મારી, બીજાનું માથું પકવવું નહીં એવી મારી તેમને નમ્ર સલાહ છે।

  

પૈસાદાર ( ઘણા ખરા ) લોકોની દયાલુતા જોઇને મારું વજ્ર હૃદય ઓગળી પીગળી થઇ જાય છે. અહીંઆંના જ નહીં પણ સઘળા દેશોના તાલેવંત લોકો એક સરખા દયાલુ છે; એ ગુણમાં કોણ વધી જાય એનીજ તેઓમાં હરીફાઇ છે. બીચારા રૂપીયાઓની તે ભાઇઓને બહુજ દયા આવે છે. એ બીચારાઓની નહીં તો શું વલે થાય? રૂપીયાઓ અનાથ છે એ સિદ્ધ છે. તેનાં માબાપ કોણે કદિ જોયાં છે? તે અનાથોને બેંક તથા ત્રીજોરી જેવા પત્થર અને લોખંડના ખાસ બનાવેલા ઓરડાઓમાં રાખે છે, અને તેને સાચવવા રાત દહાડો રામોશીઓ વગૈરેનો પગાર પણ પોતે આપે છે. નહીં તો બીચારા રૂપીયા ઝુંપડામાં અને ગલીઓમાં સડતા સબડતા હતે તે પૈસાદારને ત્યાં અમનચમન કરે છે. રૂપીયાને એકલા ગરીબને ઘેર ગમે નહીં તેથી તેમને તેમના હજારો બંધુઓની ન્યાતમાં સાથે રાખે છે. કોઇ પણ અયોગ્ય માણસની પાસે રૂપીયા ન રહે તેની તેમને ખાસ કાળજી છે. રૂપીયારૂપી એ અનાથે નગ્ન અતિથિઓ માટે તેમનાં દ્વાર પર સદા આવકારના ઉદ્દગાર નીકળતા રહે છે. રૂપીયાનું ( બ્રહ્મ ) તેજ પણ તેમની આંખ સહન કરે છે, અને તેનો ભાર પણ તેમનાં સ્કંધ સહન કરી જાય છે. રૂપીયાને દત્તક પુત્ર કરવામાં તેમને અનેક દત્તક પુત્ર હોવાનો કાયદાનો બાધ પણ તેઓ ગણકારતા નથી. રૂપીયાને સાચવવા તથા પાળવાનું આખી દુન્યાનું સંકટ તેઓએ પોતાને શિર લઇ લીધું છે. આ અનાથના નાથના પણ નિંદકોની ન્યૂનતા નથી! એ નિંદકોની કાછડો મરાય એવી લાંબી -પ્હોળી જીભ કાતરી કાઢીને પૈસાદારોને રૂપીયા ભરવાની કોથળી બનાવવા અર્પણ કરવી જોઇએ! બહુમત તેની તરફેણમાં હશે તો સરકાર બહુમતને માન આપવા બંધાયલીજ છે, અને ઑનરેબલોની મફતીયા પણ-તેથીજ!-કીમતી-અરે, અમૂલ્ય-મદદથી તેને કાયદાનું રૂપ આપવા અચકાશે-અટકશે નહીં. એ નિંદકોએ ખાતરી રાખવી. માટે જો જીવવું હોય તો જીભ ગળાની નળીમાં ખોસી દેવી ને કહેવું કે હમારી જીભ તો ક્યારની કપાઇ ગઇ છે!

  

બધા દેશમાં મેજોરીટીથી કામ ચાલે છે, પણ હિંદુસ્તાનમાં ' માઇનોરીટી ' થી કામ ચાલે છે. હજાર માણસની ન્યાતમાં ૫-૭ શેઠીયાની માઇનોરીટી પ્રમાણેજ મેજોરીટીને ચાલવું પડે છે. સાહેબ લોકોએ આપણને ક્યારની પાર્લામેંટ આપી હોત, પણ તે લોકો તેની એવી શરત કરવા માંગતા હતા કે મેજોરીટીથી કામ લેવું; પણ હિંદુઓએ કહ્યું કે હમારી સનાતન પરિપાટી, હમારી જીનીયસ, હમારી ટ્રેડીશન્સ તેની પ્રતિકુલ છે. હમારી રીતિનીતિ, ઇતિહાસ પુરાણ તેથી સઘળાં ખોટાં પડી જાય. બુદ્ધિમાનો થોડા હોય છે, અર્થાત્ તેમની સ્થાયી માઇનોરીટી હોય છે, ને બાકીના બધા મુર્ખો હોય છે, અર્થાત મેજોરીટી બેવકુફોની હોય છે, ને વકુફોની માઇનોરીટી હોય છે. તે કારણથી થોડા બુદ્ધિમાનો કરોડો નિર્બુદ્ધોને દોરવે-પોરવે, હકિ-હાંકી કાઢે તે વાજબી અને કુદરતીજ છે. ઇશ્વર સૌથી વધુ માઇનોરીટીમાં છે, એકજ છે, છતાં,-કહો કે તેથીજ તે કરોડો આત્માઓ અને પરાર્ધો પૃથ્વીઓની પ્રચંડ મેજોરીટીને દોરવે છે. અંગ્રેજો મેજોરીટીની બડાઇ મારે છે પણ તેઓનાં પોતાનાં આચરણ જુવો! હીંદુસ્તાનમાં દેશીઓની મેજોરીટી છે,

ને અંગ્રેજોની માઇનોરીટી છે. એક અંગ્રેજ ૩૦૦ દેશી હોઇશું, પણ ગોરી માઇનોરીટીજ કાળી મેજોરીટી પર રાજ્ય કરે છે. એમજ હોવું જોઇએ, નહીં તો તો " માઇટ ઇઝ રાઇટ " નો સિદ્ધાંત ચાલુ થઇ જાય, ને થોડા બીચારાને મોટો પક્ષ ગળીજ જાય. સૂર્ય એક છે પણ તે આઠ ગ્રહ પર રાજ્ય ચલાવે છે. આ કારણો, તર્કો અને અનુમાનોથી આપણી હીંદુ સભાઓ, સાજનાઓ, તડાંઓ, દેશી રાજ્યો વગેરે સંસ્થાઓમાં જે નિયમ ચાલે છે તે યોગ્યજ સિદ્ધ થાય છે. માથું નાનું છે પણ પોતાથી મોટાં આખા શરીરને દોરવે છે. તેમ નહીં હોત તો પેટ સૌથી મોટું અવયવ હોવાથી સૌથી પ્રતિષ્ઠિત થાત ને લોકો તે મોંમાથાં પેટે ઉઘાડું રાખતે ને માથે મોંએ ધોતીયું વીંટાળતે ! કવિ વર્ડઝવર્થે પણ કહ્યું છે કે child is the father of man, એટલે કે નાનું બચ્ચું માણસનો બાપ છે. થોડાએ ઝાઝા પર, ઓછાએ વધારે પર, તકેદારી ચલાવવી એજ સૃષ્ટિક્રમને અનુસરતી બીના છે ! એ કાંઇ માત્ર પોતાનો કક્કો ખરો કરવાનો સવાલ નથી !

રમકડું

---

# એક સ્થાનિક સાપ્તાહિકના કેટલાક કુતર્કો.

સહયોગી સ્થાનિક સાપ્તાહિક " ગુજરાતી " એ શૃંગાર રસિકોને પ્રિય એવાં " કુંજ-વિહાર " નામના શિર્ષક હેઠળ ' સત્ય ' ના જુલાઇના અંક વિષે કરેલી સમાલોચનામાં કરેલા કેટલાક મિથ્યા આક્ષેપોના ' સત્ય ' ના સપ્ટેમ્બરના અંકમાં હમે ઉત્તર આપ્યો હતો. તે અંકની પોતાના ગઇ તા. ૨૯ મી અક્ટોબરના અંકમાં સમાલોચના કરતાં ગમે તેવો લુલો લંગડો પરંતુ તમાચા મારીને પોતાના ગાલ લાલ રાખવા જેવો પ્રત્યુત્તર આપવાનો તે પત્રે પ્રયત્ન કર્યો છે અને તેમાં હમારા ઉપર નવા તથા ભળતા આક્ષેપો તથા હુમલાઓ પણ કર્યા છે. તે પત્રે હમારા ઉપર અનેક અંગત હુમલાઓ વિષયાંતર કરીને પણ કીધા છે, તથા ગમે તેવી હલકટ અને તોછડી ભાષા, સભ્યતાની મર્યાદાનું ઉલંઘન કરીને વાપરી છે. હમારા પત્રની સમાલોચના કરનારથી જ્યારે હમારા આક્ષેપોનો ઉત્તર અપાયો નથી, ત્યારે તેણે ગાલિપ્રદાનનો છેવટનો તેની પાસેનો રામબાણ ઉપાય અજમાવ્યો છે ! સપ્ટેંબરના અંકના લેખોમાં કાંઇ છિદ્ર વેને શોધ્યાં જડ્યાં નથી, તો અમુક શબ્દોના પ્રયોગ માટેજ કેવલ બાલિશ વાંધા ઉઠાવ્યા છે. ' સત્યના મહિમા ' ના લેખમાં હમે લખ્યું હતું કે " એ સત્યની આકૃતિ પણ અવલોકન કરવા લાયક છે. " તે ઉપર આ નવિન જમાનાના ટિકાકાર લખે છે કે, સત્ય અને અસત્ય ભાવ વાચક શબ્દો છે. ભાવની આકૃતિ શી? જો ભાવની હોય તો તેની મૂર્તિ પણ થઇ શકે. ભાવને આકૃતિ હોતી નથી તે વાત લેખકના સ્મરણમાંથી સરી ગઇ હોય એમ લાગે છે. " શું મહાન અને ગંભીર ટિકા ! લેખક વળી પૂછે છે કે " કોઇએ દયાનું સ્વરૂપ જોયું છે ?." હમને એ ટિકા લખનારની બુદ્ધિ ઉપર છેકજ હસવું આવે છે. સત્ય ભાવવાચક નામ હોવાની હમને ખબર છે, અને હતી. પરંતુ સત્યની આકૃતિ કહેવાથી તાત્પર્ય તેને એક સ્થૂલવસ્તુ તરીકે, ક્ષણમાત્ર-વાર માત્ર અલંકાર તરીકે કલ્પવાનું હતું. દયાની શું પરંતુ ન્યાયની પણ આકૃતિ અનેક મહાન ચિતારાઓએ કરેલી છે.

"'સ્વતંત્રતા" પણ ભાવવાચક શબ્દ હોવા છતાં તેની સ્રીરૂપી મૂર્તિ કલ્પીને તેનું કાંસાનું રાક્ષસી કદનું બેઠક સહિત-૧૫૧: ફુટ. ૫ ઇંચનું-પુતળું ન્યુયોર્કનાં બારાં આગળ ઉભું કરવામાં આવ્યું છે; અને તેના હાથમાં મસાલ આપી છે. આ 'ભાવવાચક' શબ્દની મૂર્તિની ૧૮૮૬ માં સ્વતંત્રતા પ્રિય ફ્રેંચ મહા પ્રજાએ પોતાના જેવા સ્વતંત્રતા પ્રિય અને સહૃદયની સાક્ષીરૂપે અમેરીકનોને ભેટ આપી હતી. ગંજાવર "ગુજરાતી" ની ટિકા વાંચ્યા પછી હમને ભય છે કે અમેરીકનોને એ 'ભાવવાચક' શબ્દની અકલ્પ્ય મૂર્તિ તોડી પાડ્યા વગર છુટકો થવાનો નથી! 'સત્યની આકૃતિ' કહેવામાં હમારો આશય કેવલ તેનું રૂપક તરીકે વર્ણન કરવાનો સ્પષ્ટ હતો. 'એલ' ના ઉપસાવેલા ટાઇપમાંજ તે લખવું બાકી હતું. છતાં જેઓ હાથે કરીને અથવા તો ભયંકર અજ્ઞાન ધારણ કરીને, ગમે તેટલું દેખીતું પણ ન જૂવે તેમને માટે દયા ખાવા શિવાય બીજો ઉપચાર કરવા લાચાર છીએ.

હમારાં અંગ્રેજીજ્ઞાનનું 'ગુજરાતી'એ 'સર્ટીફિકેટ' આપ્યું છે. કહે છે કે "લેખકનું અંગ્રેજી જ્ઞાન પણ ઘણું કાચું છે. લેખક આત્મજ્ઞાન એને self consciousness (સ્વસંવેદના) કહે છે. સેલ્ફ કૉન્શીયસનેસ એ તત્વવિદ્યાનો પારિભાષિક શબ્દ છે એટલું પણ લેખકને જ્ઞાન નથી." આ તથા તે પછીના કેવલ અંગત હુમલાઓ તથા અમર્યાદિત અને હલકટ શબ્દો વાળી લીટીઓ "ગુજરાતી" ના લેખકે માદક દ્રવ્યનું સેવન કરીનેજ લખી હોયને એમ માનવું પડે છે. નહીં તો આવું યદ્વાતદ્વા ન લખત. ભાંગ પીનારને સુના સુના જળ આકાશ જેવી દેખાય છે; તેમ 'ગુજરાતી' ને કૉન્શીયસનેસ વિષે થયું છે. તેને તે સામાન્ય રીતે સામાન્ય અર્થમાં વપરાતો શબ્દ તત્વવિદ્યાનો અને પારિભાષિક દેખાયો છે! ક્ષાર પણ રસાયણ શાસ્ત્રનો પારિભાષિક શબ્દ ક્યાં નથી? રસાયણ શાસ્ત્રમાંજ સંયોગીકરણ તથા પૃથક્કરણનો વિધિ દર્શાવ્યો છે. પરંતુ દ્વેષના આવેશમાં, તેને જળ આકાશ દેખાય! પૂર્વાપરનો સંબંધ જે જરા પણ જોઈ ન શકે તેમને માટે હમે લાચારજ છીએ. હમે લખ્યું હતું કે, "આત્મજ્ઞાન પ્રગટ કરવું એ લેખક માટે અતિ સાધારણ છે." સહજ સમજાય છે કે અહીં યોગ્યતા સાથે આત્મજ્ઞાનનો સંબંધ હતો. હમારી સ્વલ્પ યોગ્યતાનું આત્મજ્ઞાન એ કહેવાનો ઉદ્દેશ હતો, અને આગલા લેખમાં તેજ પ્રકરણ હતું. હમે સેલ્ફ કૉન્સીયસનેસ શી ચીજ છે તેનું પ્રતિપાદન કરવા બેઠા હોઈએને, એમ "ગુજરાતી" સમજ્યું! પોતાનું પાંડિત્ય દેખાડવા એ શબ્દની કેટલાક તત્ત્વવેત્તાઓએ કરેલી વ્યાખ્યા કોશેથી તફડાવીને ઉધ્ધૃત કરી છે. એક નાના છોકરાએ તેના બાલ મિત્રને પાઇ ઉધાર આપી હતી. પેલો તે પાછી આપતો ન્હોતો. તેથી લેણદાર છોકરાએ ગુજરાતીના લેખક જેવાજ કોઇના વિદ્વાન અને ડાહ્યા પોતાના મોટાભાઇને પૂછ્યું કે "હવે મારે શું કરવું?" મોટાભાઇએ કહ્યું કે 'મુર્ખા, એ તો કાયદાનો મહાન વિષય છે. એ તો લેનદેન થયું. માટે કોઇ સારા જૂના અનુભવી વકીલની સલાહ લેવી જોઇએ!" તેવીજ "ગુજરાતી" ની "કૉન્સીયસનેસ" વિષેની વાત છે.

ભાષાંતર કરવા જેટલું હમારું જ્ઞાન ન હોવા વિષે એટલુંજ કહેવું બસ થશે કે એ "કૉન્શીયસનેસ" શબ્દનો અર્થ સ્વ. પ્રો. આપ્ટે એમ. એ. જેવા મહાન્ સંસ્કૃતજ્ઞ વિદ્વાને પોતાના કોશમાં પણ જ્ઞાનજ કર્યો છે. તેમના સંસ્કૃત અંગ્રેજી તેમજ અંગ્રેજી સંસ્કૃત કોષમાં એજ તરજુમો છે. અજ્ઞાન પ્રો. આપ્ટેનું પણ અંગ્રેજી તેમજ સંસ્કૃત જ્ઞાન ઘણું કાચું હોવું જો-

છએ !" "ગુજરાતી" નું જ્ઞાન ઘણું 'પાકું-પાક પર ચડેલું'!-છે તેની આ કરતાં વધારે પ્રત્યક્ષ સાબીતી તેના ગમે તેવા મિત્ર કે શત્રુ મેળવવાની આશા રાખી શકશે નહીં. વિશેષ કહીશું કે ઉક્ત કોશો જોતાં ગુજરાતીએ કરેલો 'સંવેદ્યતા' શબ્દજ એ કોશોમાં નથી ! પોતાનું અપ્રમેય પાંડિત્ય મપાવવાજ એણે આ શબ્દ બનાવી ઉભો કર્યો છે. તત્ત્વવિદ્યાના કયા સંસ્કૃત શાસ્ત્રમાં એ શબ્દ વાપર્યો છે તે "ગુજરાતી" દર્શાવવાની કૃપા કરશે ? મેસર્સ વ્યાસ અને પટેલ કૃત અંગ્રેજી-ગુજરાતી તેમજ ગુજરાત ટ્રેનીંગ કોલેજના વાઇસ-પ્રીન્સીપલ મી. બલસારે કૃત ગુજરાતી-અંગ્રેજી કોશોમાં પણ એ શબ્દ નથી. "ગુજરાતી" ના શબ્દ જ્ઞાનની મર્યાદા કોશોની ચતુસ્સીમામાં સંકુચિત નથી એવો હીમ્મત ભર્યો ઉત્તર કદાચિત્ તે આપે તો હમે સ્વીકારીએ છીએ કે તેનો પ્રત્યુત્તર હમારી પાસે હાલ તો નથી ! "સ્વસંવેદ્યતા" શબ્દ હમે જોયલી ઉપલી કોઇ ડીક્ષનેરીમાં નથી એટલુંજ નહીં પણ સંવેદ્યતા, કે વેદ્યતા શબ્દ પણ નથી !

"કૉન્શીયસનેસ" સંબંધી ગુજરાતીના લેખકે જે અગડંબગડં લખીને આટો બાફ્યો છે, તે સંબંધી હમે હમારા ઘણાક મિત્રોને પૂછ્યું કે તમે સમજો છો કે ? તેમાંના ઘણા તો ગ્રેજ્યુએટ હતા. તેઓ સઘળાએ એકે અવાજે કહ્યું કે "શું બકે છે તે સમજજ નથી પડતી !"

'કુંજવિહાર' કરનારા શપથ ખાઈને કહે છે કે, "આ (ગુજરાતી) પત્રે વાસ્તવિક અને સત્ય ટિકા લખી છે." આ પણ ત્યારે આત્મપ્રશંસા નહીં તો શું ? આત્મનિંદા હશે. 'ગુજરાતી'ની સત્યપરાયણતાનું પૂછવું શું ? તે તો "નોટોરીયસ" છે. તે પત્રના એકજ અંકમાં પરસ્પર વિરૂદ્ધ લેખો-લગભગ સામસામા-અંગ્રેજી તથા ગુજરાતી ભાષામાં આવવાની લીલા કાંઇ બહુ અસાધારણ, સાપ્તાહિક દસ્ય નથી ! જેનું અંગ્રેજીમાં મંડન તેનું ગુજરાતીમાં ખંડન અને ગુજરાતીમાં મંડન તેનું અંગ્રેજીમાં ખંડન ! સત્યપરાયણ ગુજરાતીનાં એ બેમાં કીયું મુખ સત્ય વદતું માનવું ? બન્ને, કે એક કે કોઇપણ નહીં ? પણ ગુજરાતીનું સત્ય તો એથી પણ વિલક્ષણ છે. સર્પનાં દ્વિમુખ સાથની હરીફાઇમાં તો તે ક્યારનું ઉતરી ગયું છે. 'ગુજરાતીનું' સત્ય તો ચતુર્મુખી છે ! બે ઉપર ગણાવ્યાં. ત્રીજું, તેના પ્રારંભ પછી અનેક વર્ષ તે વિધવા પુનર્લગ્ન, ઇત્યાદિ અનેક સામાજીક તથા ધાર્મિક સુધારાનું સમર્થન કરતું. પણ તે પછી જ ધીમે ધીમે આ સત્યના પતંગે ગોટ ખાધી તે એવી કે પતંગ છાપરા નીચે સુઇ ગયો તે પાછો ઉઠ્યો ત્યારે તેને બીજીજ ફન્ના બાંધેલી ! તે હુંડહુડતા અને અત્યંત હાનિકારક, જુના વિચારોનું છેલ્લાં કેટલાંક વર્ષ થયાં (પોતાનું પત્ર કાઢવાના હેતુ તથા પ્રારંભના અનેક વર્ષોના લેખોના વિરૂદ્ધ, તેના પર આભાદ અંધારૂ કરીને,) મંડન કરે છે. 'ગુજરાતી' નું કીયું સત્ય સત્ય ? પ્રથમના પંદર વર્ષનું કે પાછળના ? તેના કયા વિચાર એક સદી પાછળના છે, પહેલાં ૧૫ વર્ષના કે તે પછીના વર્ષના ? પાછળના હોવાની તેના પાછે છે તેથીજ આ મુંઝવણ ઉભી થાય છે. એ ત્રીજું મુખ. જો તંત્રી કે સ્વામીનું પરિવર્તન થયું હતે તો સત્યના ભાસમાં થયેલા ફેરફાર સમજી શકતે. તેમજ એ પત્રે જો સ્પષ્ટ કહિ લખ્યું હતે કે "ફલાણા ફલાણા કારણું કે હેતુથી હમે હમારી પાઘડી આજની તારીખથી ફેરવી નાંખી છે" તો પણ સમજી શકાતે, પણ તેમ તેણે કદી કરવાનું હમારી જાણમાં નથી. હવે ચોથું મુખ સાંભળો ! સ્વદેશીની ચળવળ પ્રથમ થઇ તે વખતે તે "એકસ્ટ્રીમીસ્ટ" પક્ષનું હતું; પછી તેમાં ધાસ્તી કે શું જોયું તે જેમ સાંસારિક પ્રકરણમાં કીધું તેમજ રાજદ્વારી પ્રકરણમાં કીધું-ગોટ મારી-ફેર ફરકી-અને 'મોડરેટ' બની ગયું !!

આ પ્રમાણે ' સત્યવાદી ' ગુજરાતી રાજ ચતુર્મુખી બ્રહ્મા છે. અસ્તુ. ગમે તેમ હો. પણ કમમાં કમે એટલું તો નક્કી છે કે બ્રહ્મા જેવાજ ડાહ્યા અને સકલના જ્ઞાતા તે પોતાને સમજે છે. દરેકને દર રવિવારે સવારે શાબાશી, ઠપકા, નિંદા, ઇત્યાદિ ઇત્યાદિ સોનારૂપા તાંબાના યોગ્યતા અનુસાર ચાંદિનું લ્હાણું કરે છે. તેનું પાંચમું અને છેલ્લું મુખ તો ઊપલક છે તેથી હજી કહ્યું નથી. પરદેશી કાગળ ઉપર તે સ્વદેશીની સખત હીમાયત કરતું આવ્યું છે.! તેનું શું સત્ય માનવું ? તેનો આચાર કે તેના સિદ્ધાંત ? ગુજરાતનાં " પંડર "–' ટાઇમ્સ ' ની ખાલી ખુરસી આ પ્રાંતમાં તેજ સાચવે છે એમ તેનો પ્રામાણિક મત હોવાથી હમે તેનું તે પદ સ્વીકારીશું–હમને ભૂલેલાને ઉત્તર આપી રસ્તો બતાવશે ત્યારેજ હમારાથી આગળ વધાશે.

હમે લખ્યું હતું કે " કેળવાયલા વર્ગની માન્યતા એવી છે કે ગુજરાતીના વિચાર એક સદી પાછળના છે. " આથી પંચાનન ક્રોધાયમાન થઇ ગયા છે. લાલચોળ આંખો કરીને તે પૂછે છે કે "કેળવાયલા વર્ગમાંના કયા પુરૂષોનો અભિપ્રાય લેવા લેખક મહાશય તેમને ઘેરઘેર ભટકયા હતા ? કે તેમના અભિપ્રાય પત્રથી મંગાવી નિર્ણય ઉપર આવ્યા હતા ?" લેખક પૂછે છે કે કેળવાયલો વર્ગ સત્યના તંત્રી તો નથી ? ના, નથી. માન્યતા કેવી છે તે સારૂં ગુજરાતી લેખિત અભિપ્રાય માગે છે. એક નહીં પણ સેંકડો જણાને મોઢે હમે તે સાંભળ્યું છે. કેળવાયલા વર્ગની કલબ કે સભા કે મિત્ર મંડળમાં જ્યારે પણ ' ગુજરાતી ' વિષે વાત નીકળે છે ત્યારે એજ વાત થાય છે. " ગુજરાતી" ના કેળવાયલા વર્ગો ( કેળવાયલા વર્ગથી હમે ઉંચી અંગ્રેજી કેળવણી લેનારા સમજીએ છીએ ) માં જે પણ ગ્રાહકો છે તે તેના અંગ્રેજી કાલમોને લીધેજ પ્રાયઃ છે, નહીં કે તેના ગુજરાતી લેખો માટે. તેઓ તેના સામાજીક લેખો તો જોતા સરખા પણ નથી. ' ગુજરાતી 'ને અભિપ્રાય જાણવાની બહુજ ઉત્સુકતા હોય તો તેમણે દૂર ભટકવાની કે બીજાને ભટકાવવાની જરૂર નથી. એમના ઘરનાનેજ હમારો ઇન્સાફ સોંપવા હમે કબુલ છીએ ! ' સત્ય 'ના તંત્રી તો એને ઘેર રહ્યા; ' ગુજરાતી ' પત્રનાજ અંગ્રેજી કૉલમના તંત્રી તો કેળવાયલા વર્ગના ખરા કેની? જો તેઓ એમાં લેખિત અભિપ્રાય આપે કે તેના ગુજરાતી કૉલમમાં આવતા ( હમારો કટાક્ષ અંગ્રેજી લેખો શીવાયના પત્ર પર હતો એ દેખીતું હતું ) લેખોમાં દર્શાવવામાં આવતા વિચારો ખાસ કરીને સામાજીક તથા ધાર્મિક વિષયો ઉપરના અપ–ટુ–ડેટ છે અને ૧ સદી પાછળના નથી તો હમે ખુશીથી હમારા શબ્દો પાછા ખેંચી લઈશું. ' અપ–ટુ–ડેટ ' શબ્દ રાખવાની એટલા માટે જરૂર પડે છે કે, નહીં તો જો તેઓ કદાચ કહે કે " નહીં, એક સદી પાછળના નહીં પણ બે સદી પાછળના છે" તો હમારે ખરેખરૂં જીતવાનું છતાં, " ટેકનીકલી " હારી જઇએ!!

' ટાઇમ્સ ' પત્રથી હવે કોઈ એમ. પી. ધ્રુજતો હોવાનું હમારા જ્ઞાનની બહાર છે, એમ હમે ' ગુજરાતી ' એ ગામડી ' ટાઇમ્સ ' થવાના ઇરાદાથી તેણે તેનાં ધ્રુજેલાં બંગલાના રદીયા તરીકે લખ્યું હતું. તે પરથી તે લખે છે કે, હમે વર્તમાનપત્રોથી પરિચયશીલ નથી, અને તેમ કરતાં તેમણે હમારી પાછળી કાળજી તાજી કરી છે, જે બીના એટલું બતાવવાને બસ છે કે તેણે કેટલી ઝેરી દ્વેષબુદ્ધિથી પોતાનો લેખ લખ્યો છે. ધ્રુજે છે તેના પ્રમાણ તરીકે ' ગુજરાતી ' લખે છે કે ' થોડાજ સમય ઉપર ' ટાઇમ્સે ' કુસરે લખેલો પત્ર પ્રસિદ્ધિમાં મૂકયો હતો. આથી એમ. પી. ઓનીજ નહીં પરંતુ કેબીનેટના મેમ્બરોની શી સ્થિતિ થઈ હતી

તે હજી તાજી વાત છે ?' આ વાંચી હસતાં પેટ દુખે છે. એ વાક્યમાં ૪ બીન જરૂરી અંગ્રેજી શબ્દો ગુજરાતી શબ્દો હોવા છતાં અંગ્રેજીનું પાંડિત્ય બતાવવા વાપર્યાં છે. એમાં ટાઇમ્સે શી ધાડ મારી. ન્યાત નાતનું ખાય, મુસાભાઇનું વાને પાણી તેવી વાત છે. ટાઇમ્સે પત્ર પ્રગટ કીધો, તેવીજ રીતે કોઇ બીજા દૈનિક કે માસિક કે સાપ્તાહિકે તે પ્રગટ કીધો હતે તો તેમાંનું કશું ન થતે, અથવા એવી કફોડી સ્થિતિ થતે એમ ' ગુજરાતી'નો ભાવાર્થ શું છે ? લૉર્ડ ટવીડમાઉથ ઉપર જર્મન શહેનશાહે એ પત્ર લખ્યો હતો તેમાં વિશેષતા જર્મન મહારાજાની હતી-નહીં કે " ટાઇમ્સની. " જો ગુજરાતીમાં પણ વર્તમાન જર્મન શહેનશાહનો એ પત્ર છપાયો હતે તો પણ " ટાઇમ્સમાં " તે પ્રગટ થવા જેવીજ સ્થિતિ " પ્રધાનમંડળ ' ની થતે એની હમે ગુજરાતીને સંપૂર્ણ ખાતરી આપીએ છીએ. રૂયુટર જરૂર વીલાયત તેનો તાર કરતે. આશા છે કે આથી હમે તેની મોટાઇની કદર કરીએ છીએ તે તે પોતાનેજ ગુજરાતીની વાત લગ્ન કરાવનાર બ્રાહ્મણે મારેલાં મ્હેણાં " જેવી છે " હું નહીં હોત તો તું કુંવારો મરી જાત. તને પરણાવતે કોણ ? "ટાઇમ્સના" વિવેચનથી-ટિકાથી એમ. પી. ઓ શું ધ્રુજી ગયા તે બતાવાતું નથી ત્યારે તે હવે આમ હાસ્યોત્પાદક " વામાટામા " મારે છે. તે અહીં નહીં ચાલે.

જર્મનીના મહારાજાનો ( લૉર્ડ ટવીડમાઉથ ઉપરનો ) પત્ર ટાઇમ્સે છાપ્યો તેની અસરનું માન " ગુજરાતી " પોતાના ઇષ્ટદેવ " ટાઇમ્સ " ને આપે છે તે સાંભળી ટાઇમ્સ પોતે બરાડશે કે " હમને મિત્રોથી બચાવો ! " ટાઇમ્સ જો એ માન પોતાને લે તો તે એક વાર્તામાં આવતા પેલા છોકરા જેવો છે કે જે કહેતો હતો કે શહેનશાહે મને બોલાવવાનું માન આપ્યું હતું. તેને કોઇએ પ્રશ્ન કર્યો કે શા સારૂ ? ક્યારે તને એ માન મળ્યું અને શું વાત થઇ ? છોકરાએ કહ્યું, એક દહાડો હું રસ્તે જતો હતો. પાછળથી રાજા ઘોડો કુદાવતો આવ્યો. તે લગોલગ આવવા છતાં મેં સીધા ચાલ્યા કીધું ત્યારે રાજાએ હાંક મારી કહ્યું કે " એ હટ ! " જો "ટાઇમ્સ" ગુજરાતીએ કહેલું માન લે તો હમે તેને ઉપલા છોકરા જેવોજ ભોળો માનીશું.

" ગુજરાતી" તો હજી ઉંઘમાં છે. તે કાંઇ " તાજી " વાત નથી. એ વાતને તો ૪ વર્ષનાં વ્હાણાં વાવા આવ્યાં ! એ પત્ર તા. ૬ ઠ્ઠી માર્ચ ૧૯૦૮ ને દિને ' ટાઇમ્સ ' માં પ્રગટ થયો હતો. યુરોપની રાજનીતિનું ચક્ર કેટલું જલ્દી ફરે છે તેનું ' ગુજરાતી'ને લેશ પણ ભાન નથી. તે પછી તો તે બનાવને ઢાંકી દેનારા અનેક બનાવો બન્યા, જેમાંનો મુખ્ય, તેજ મહારાજાએ " ડેલી ટેલીગ્રાફ " પત્રના પ્રતિનિધિને આપેલા " ઇંટર્વ્યુ " માં છુટથી દર્શાવેલા વિચારો હતા. તે ઇંટર્વ્યુ તે પત્રમાં તા. ૨૮ મી અક્ટોબરે પ્રગટ થતાંજ યુરોપમાં જાણે નવો જ્વાળામુખી પ્રગટ્યો, ને જર્મન રાજસભા તો સળગી ઉઠી. તેને પરિણામે એ મહારાજાને ૨ વર્ષ મૌન ધારણ કરવું પડયું. આ વાતની ખબર ન જાણનારને ગઇ ગુજરી " તાજી " લાગે તેમાં નવાઇ નથી. ગુજરાતી ૧ સદી પાછળ હોવાની માન્યતા ખોટી નથી. તેના લેખજ તે બતાવી આપે છે. હમે સત્યજ લખ્યું હતું કે, માસિકો જે કામ કરી શકે છે તે દૈનિકો કરી શકતાં નથી. આમાં કશું વાંધા જેવું નહોતું. નરેણી તે નખરો કાપે, તેમ માસિકનું કામ માસિક કરે. દૈનિકો વગર ચાલે અને તેઓ કમ કામ કરે છે એમ કહેવાનો આશય હતોજ નહીં અને હોઇ શકે જ નહીં. દૈનિકનું કામ તો માસિક કરી શકે છે એમ હમે સૂચવ્યું હતે તો "દૈનિકો"ના વકીલ થવું વાજબી હતું. સત્ય એ છે કે, હમને યેનકેન પ્રકારેણ " તું નહીં તો તારો બાપ "

એ ન્યાયે પણ ખોટા ઠરાવવાનો "ગુજરાતી"નો સંકલ્પ હતો. નહીં તો સ્પષ્ટ સત્ય પર પણ તે આવાં કુતર્ક કરતેજ નહીં.

• ગુજરાતી લખે છે કે "એ માસિક સાથે હમારે વૈરભાવ નથી, એટલે 'લેખકને હલકા પાડવાના અકલ્યાણકારી પ્રયત્નો' અસ્થાને છે." એવી ખાલી ખોટી, 'હા, ના'થી કોઇ છેતરાશે નહીં. ફળ પરથી ઝાડની જાત સમજાય છે. જો વૈરભાવ નથી તો હમારી આગલી પાછલી કાર્કીર્દી "સત્ય"ના કયા અંકમાં આવી હતી કે જેમાંથી ઉતારો કીધો ? દેખીતું છે કે અગાડી હમારે હાથે લખાયલું હમને સ્મરણ નહીં રહ્યું પણ તેમાંના કોઇકે સપાટા, 'ગુજરાતી'ના લેખકને લાગેલા તેના સોળ હજી પંપાળવા પડતા હશે તેથીજ તેનું વૈર વાળવાનો "સત્ય" પ્રગટ થવા માંડવાથી તેને હલકું પાડવાનો સર્વોત્તમ પ્રસંગ હાથ આવ્યો. "ગુજરાતી"નો હમારાથી મતભેદ માત્ર હતે તો હમને તેનો શોક નહોતો. તેની વિરોધી ટિકાની પણ હમને પરવા નથી. પરંતુ "ખુટે દલીલ ત્યારે છુટે ગાળ" તેમ તેણે ગયે તા. ૨૯ મી અકટોબરના અંકમાં કીધું છે. જો હમારૂં પત્ર ખરે નાલાયક છે, હમારૂં જ્ઞાન કાચું છે તો હમારા પત્રની લગભગ ત્રણ ત્રણ કોલમ દસોદસ ઝીણાં ટાઈપમાં સમાલોચના કરવા યોગ્ય કેમ ગણવું જોઇએ ? જો એમજ હોય તો તે ત્રણ લીટીને પણ લાયક ન ગણવું જોઇએ. ખંડનને યોગ્ય પણ ન હોવું જોઇએ! પરંતુ "સત્ય" જેમ સરકારને મન "કોંગ્રેસ" દમ વગરની હતી તેમ અંતઃકરણથી ગુજરાતીને છે. તેથીજ તેના પર ડીટેકટીવ પેઠે આટલી બધી "મીઠી નજર" રાખે છે! જો અંગત હુમલાં ધારીએ તો હમે પણ કરી શકીયે એમ છે. પરંતુ "ગુજરાતી"ની એ ધૃણિત પદ્ધતિનું અનુકરણ હમને ઇષ્ટ નથી. ચર્ચાના રણક્ષેત્રમાં કોઇ પણ પત્ર ઉતરે તેને હમે આનંદથી અને અંતઃકરણથી આવકાર આપીએ છીયે પરંતુ સભ્ય નિયમને ઉલંઘીને લડત ન કરવી જોઇએ. લડત મરદાનગીની અને નહીં કે, અંગત આક્ષેપોની બાયલી હોવી જોઇએ. માત્ર મત પર ટિકા કરવી જોઇએ, નહિ કે મનુષ્ય પર. હમે તો આ લેખમાં પણ પ્રતિધ્વનિ કરવાની લાલચને વશમાં રાખીને અંગત આક્ષેપ કોઇપર કર્યા નથી. આશા છે કે "ગુજરાતી" પોતાની ગંભીર અસભ્યતા માટે પોતાનો હાર્દિક પશ્ચાતાપ પ્રગટ કરશે.

લોર્ડ બેકનની તત્વવિદ્દત્તાની પ્રશંસા કરીને તેની વિદ્વત્તા તથા સત્યવાદ આદિ નીતિનો તે કેવો ઉપાસક હતો તેનું સૂચન પણ 'ગુજરાતી'એ કર્યું છે. બેકન તો જાણે "ગુજરાતી"નાજ લેખકે દુન્યામાં વાંચ્યો હોય તેમ ગર્વથી તે લખે છે. તેણે તેનાં ગ્રંથોનાં બહુ તો થોડાંજ પાનાં વાંચ્યાં છે તે હમે આગામી અંકમાં સિદ્ધ કરીશું, અને બેકન તત્વવિદ્યામાં કેવો નિપુણ હતો, અને તે પોતે નીતિનો અને સત્યનો અને પ્રામાણિકતાનો કેવો ઉપાસક હતો તેના થોડાક નમૂનાઓ બેકનનાજ ગ્રંથોમાંથી આગામી અંકમાં આપીશું.

---

# માસિકોમાંના કેટલાક લેખોનો સારાંશ.

**શીખોનો ગ્રંથ ગુરૂ કેમ થઈ પડયો ?**—તત્વદર્શન તથા ધર્મ ઉપર વિદ્વત્તાયુક્ત લેખો પ્રગટ કરવા માટે પંકાયલાં **હીબર્ટ જર્નલના** અકટોબર માસના અંકમાં રેવરંડ ડૉ. જે. કાર્પેંટરે શીખધર્મ ઉપર એક લેખ લખ્યો છે. તેનો સાર એ છે કે કબીરે જેમ બાદશાહની ગાય જીવતી કરવાનો મોજેજો ( મીરેકલ ) કીધો હતો તેમ નાનકે દીલ્હીના બાદશાહ ઇબ્રાહીમ લોદીના મરેલા હાથીને જીવતો કર્યો હતો! એક સુકાયલાં પાંદડાવાળાં પીપળ તળે બેસતાંજ તે લીલુંછમ થઈ ગયું હતું! હાલમાં જેમ ડાયીઓ છે તેમ અત્યાર પૂર્વે પ્રતિષ્ઠિત ધર્મગુરૂ થવા માટે આવી અદ્ભુત શક્તિની છાપ બેસાડવાની જરૂર હતી. તેમ નાનક વિષે પણ હતું. નાનક અને કબીર સહયોગી હતા, અને ૧૪૯૬ માં પરસ્પર મળેલા પણ હતા. તેમના સિદ્ધાંત એક બીજાને મળતા આવે છે, પરંતુ મળી જતા નથી—જેમ યુરોપમાં રોન અને સોન નદીઓ સરખે અંતરે સાથે સાથે વહે છે પણ મળી નથી જતી તેમ! નાનક કૃત ગ્રંથે ગુરૂનું સ્થાન શીખોમાં કેમ લીધું તેનો ઇતિહાસ આ પ્રમાણે ડૉ. કાર્પેન્ટર આપે છે. જહાંગીરની આજ્ઞાથી ગુરૂ **અર્જુન** ( ૧૬૦૬ ) માં દેહાંતદંડની શિક્ષા પામે છે. **તેગ બહાદૂરે** ઈસ્લામી થવા ના પાડવાથી ઔરંગઝેબ તેને મારી નાંખે છે (૧૬૭૫). દશમા અને છેલ્લા ગુરૂ **ગોવિંદસિંહના** પુત્રોની કતલ થાય છે, અને પોતે ખુનીના ખંજરથી મરણ શરણ થાય છે. તેમ થતાં ગુરૂવંશ નિર્વંશ થવાથી અને ગુરૂવિના પંથની એકતા અશક્ય લાગવાથી, ગુરૂ મરતાં મરતાં આજ્ઞા આપે છે કે "હવેથી તમારો ગુરૂ ગ્રંથ છે. તેને માન આપજો!" આથી શીખધર્મ પુસ્તકધર્મ થઇ પડયો. તેનાં વાંચનથીજ મુક્તિ મનાઇ. અને હરગોવિંદ કહે છે કે ગુરૂની કૃતિ વાંચે તેનાં પાપમાત્ર ભસ્મ થઇ જાય છે!

**ઈંગ્લાંડના ઉમરાવજાદાઓ નટીઓ કેમ પરણે છે ?**—એ સામાજીક ફીલસુફીના પ્રશ્નની મીમાંસા અકટોબરના લંડનમાં મીસ સી. એન. ડેવીડસન ઘણી સુંદર રીતે કરે છે. તે કુમારિકા કહે છે કે, ખરૂં આશ્ચર્ય તો એ છે કે હજી વધારે ઉમરાવો કેમ એ નાટકકાર સ્ત્રીઓના સપાટામાં આવતા નથી? જુવાન ઉમરાવ તો સ્ત્રી રૂપી કરોળીઆએ વણેલા એક સૌથી સુંદર રેશમી જાળામાં માખી માત્ર છે! ઉમરાવજાદો તો જન્મતાંજ પૈસાને પરણેલો હોય છે. તેથી તે બાલકવત્, પ્રાથમિક સ્થિતિના માણસ જેવોજ ઘણે અંશે રહે છે. નાટકકાર સ્ત્રી સાથે તે સ્નેહની પટાબાજી ખેલે છે. પણ દ્વંદ્વમાં એક તરફ વગર આવડતનો ભોળો માણસ અને બીજી તરફ તો મહાકુશલ પટા ખેલનારી ત્યાં પેલો હારે ને પેલી જીતે તેમાં શું જ આશ્ચર્ય? ઉમરાવજાદી તો દસ્તુર પ્રમાણે પરદેશી ભાષાઓ, ગાયન, વાદન, ઇત્યાદિ શીખવામાં મચી રહે છે, પણ નાટકકાર મીસ ડીપલ તો જન્મસ્થક આંખના પલકારા કેમ મારવા તે બેવડી આરસી મુકીને શીખે છે ને એવી મોહક હૃદયંગમી ચાલ ચાલતાં શીખે છે કે બેડો પાર થઇ જાય છે! ને ઉમરાવજાદી તો ગંભીર વિદ્યા શીખવતી મોં વકાસતી રહી જાય છે!

**સિંહલદ્વિપમાં પ્રાચીન હોસ્પીટલો**—સિંહલદ્વિપ ( લંકા ) આર્ય સંસ્થાન પ્રાચીન કાલમાં હતું. ટર્નરના મત પ્રમાણે તે દેશમાં છેક ઇ. સ. પૂર્વ ૪૩૭-૩૬૭ દરમ્યાન રાજ્ય કરનાર રાજા પંડુકા ભયે હોસ્પીટલો બંધાવી હતી. રાજા દત્ત ગમની ( ઈ. સ. પૂર્વે ૧૬૧-૧૩૭ )ના સમયમાં લંકામાં ૧૮ સ્થળે હોસ્પીટલો હતી. બૌદ્ધ આર્ય રાજા અશોકે ઇ. સ. પૂ. ૨૫૬-૭માં પ્રજાના રોગ નિવારણાર્થ હોસ્પીટલ આદિ સંસ્થાઓ સ્થાપી હતી. રાજા લજ્જીતીસ્સે (૧૧૯-૧૦૯ ઇ. સ. પૂર્વ ) દવાઓ પ્રજાને મફત પુરી પાડવાની વ્યવસ્થા કરી હતી. તે પછી અનેક વર્ષ પર્યંત આ સ્થિતિ ચાલી હતી. પ્રાચીન કાલના રાજાઓની વ્યવસ્થા હાલના સમયથી ઉતરતી નહોતી તે બતાવવા ડૌન ( અકટોબર ) ના લેખમાંના આ દાખલા ઓછા નથી. રાજા બુદ્ધદાસના પુત્ર રાજા ઉપતીસ્સેએ ( ઇ. સ. ૩૬૮-૪૧૦ ) તો ગર્ભિણી સ્ત્રીઓ માટે તથા લુલાલંગડા માટે હોસ્પીટલો બંધાવી હતી.

**પર જાતિઓ વચ્ચેનાં મિશ્રિત લગ્નથી લાભ કે હાનિ !**—જ્યારે એકજ શેરીમાં રહેનારી જુદી જુદી વર્ણના, વાણીયા તથા બ્રાહ્મણીનાં લગ્ન થાય તો પાપ કેટલું ઘોર, પ્રાયશ્ચિત્ત શું, વર્ણસંકરતા કેટલી થઇ એવા પ્રશ્નો આ દેશમાં થાય છે ત્યારે જગતના વિદ્વાનો જુદા જુદા ખંડોની, રંગરૂપ, તથા અન્યથા સર્વથા વિજાતિય માનવી જાતિઓના લગ્નથી શા શા લાભ થાય છે તેનું લંડનમાં મળેલી " યુનીવર્સલ રેસીઝ કોંગ્રેસ"માં ગંભીર વિવેચન કરતા હતા એ તેમની કેટલી બધી ધૃષ્ટતા ? આ વિષય પરનાં ભાષણોના સાર આપનારા લેખને **હીંદુસ્તાન રીવ્યુ** (અલ્હાબાદ)ના અક્ટોબર અને નવેંબરના મિશ્રિત અંકમાં અગ્રસ્થાન આપ્યું છે. બર્લીન યુનીવર્સીટીના એંથ્રોપોલોજીના પ્રોફેસર હેર ફેલીક્ષ વોન લુશનના મત પ્રમાણે જુદાં જુદા દેશોનો જાતિભેદ રહેવાથી લાભ છે ને તે રહેશેજ, પરંતુ બીજા વક્તાઓ તેનાથી જુદા પડયા હતા. વીલ્બરફોર્સ યુનીવર્સીટીના હબશી ( અમેરીકન હબશીઓ જેટલા કાળા તેટલાજ પંડિત છે ! ) પ્રોફેસર અર્લ ફીંચે દાખલાઓથી સિદ્ધ કર્યું હતું કે વિજાતિઓ વચ્ચેનાં લગ્નથી લાભ છે–તેથી ફલદ્રૂપતા ઘટવાને બદલે વધે છે. તેણે ભાર મુકીને જણાવ્યું કે " જે હબશીઓએ યુનાઇટેડ સ્ટેટસમાં નામના મેળવી છે તેમાંનો **વધારે મોટો ભાગ** શુદ્ધ હબશી કરતાં મિશ્રિત રક્ત ( અમેરીકામાં પણ ઘણું ખરું બાપ ) ની ઉત્પત્તિનો છે. " તે મિશ્રિતો મલટો કહેવાય છે. તેઓની પ્રજનન શક્તિ શુદ્ધ હબશી કરતાં વધારે છે, જે સાયન્સની દ્રષ્ટિથી લાભ છે.

**અમેરીકનોની વિચિત્રતા ને દુષ્ટતા**—નું વર્ણન સેંટનીહાલસિંગ હકત પત્રમાં આપે છે. ત્યાં લોકોને ખાવાનો પણ વખત નથી. સપાટામાં ખાવા સારૂ ખાસ રસ્ટોરાં હોય છે, ને ૫ મીનીટની અંદર એક હાથમાં પાંઉ ને બીજામાં ચા કાફીનું પ્યાલું રાખીને ઘણા લોકો ઉભા ઉભા ટોપી સમેત ખાઇ નાંખે છે ! આ હોટલોનું નામ પણ " યૌગિક " છે. તેનું નામ ગેટ–ફેડ–ક્વીક " ( ઝડપબંધ ખાવાની ) છે ! મી. સંત ફીરટમસ્ડે પર અમેરીકનો લાખો મરઘાં દયાલુ ઇસુખ્રીસ્તના નિમિત્તથી ખાવા ભોગ લે છે તે સારૂ તેમની યથાર્થ નિંદા કરે છે. એક મોટું બતક પરમાત્માનો ઉપકાર માનવાને ( સારી એવી સારૂ ) દીવસે દર વર્ષે અમેરીકાના પ્રેસીડંટ પર મોકલવામાં આવે છે. અમુક માણસનેજ તે ભેટ કરવાનો અધિકાર હોય છે ને તેને તે તેજ સારૂ ખાસ ઉછેરે છે ! અમેરિકનોની દાધુ મંડળી, ખુશાલ મંડળી જેવી જે તે જાણે પીક–નીક કરવા ઉતરી પડી હોય તેવી હોય છે. ઘણા તો ધારા પ્રમાણે તે વખતે મફત ગાડીમાં બેસવાનું મળે તે સારૂ ગાડીમાં સહેલ કરવાજ જાય છે ! સ્મશાનભૂમીએ જતાં માર્ગમાં આ મંડળી ચોએ છે ને એક પીઠામાં મરનારના કુટુંબને ખર્ચે દારૂ પાવે છે ને ખાય છે. ઘણા તો એટલું પીએ છે કે છાટકા થાય છે. પશ્ચાત્ય સુધારો સોનું તેટલું પીળું નહીં એ કહેવત ચરિતાર્થ કરાવે છે.

**લૉર્ડ મૅકૅાલે અને સ્વામી દયાનંદ**—નાં સુંદર ચિત્રો **ઇંડીયન રીવ્યુ** ( મદ્રાસ ) ના અક્ટોબરના અંકમાં આપ્યાં છે. ઉભયનાં જીવનચરિત્રો પણ છે. મેકાલેનાં જીવનમાં તેણે આ દેશમાં અંગ્રેજી કેળવણીનો કેવી રીતે પાયો નાંખ્યો તેનું વર્ણન છે. આર્ય સમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીનું સંક્ષિપ્ત ( માસિક માટે ) જીવનચરિત્ર મી. વી. એ. **ચંદાવરકરે** લખ્યું છે. સ્વામી દયાનંદને લેખકે મનુષ્યની લાગણીઓ, વિચારો તથા જાગૃતિઓના ચાલક તરીકે વર્ણવ્યા છે.

**૧૪ દીવસની લાંઘણ**–ડો. જે. સ્ટેન્સન એમ. ડી. એ ૫૬ વર્ષની વયે કરી હતી એમ તે **પીયર્સન્સ મેગેઝીન**માં કહે છે. ૧૩ મા ને ૧૫ મા દીવસ શીવાય અપવાસ દરમીયાન તે રોજ ૨૦ માઇલ ચાલતો હતો. લંડનમાં ડૉકટરનો ધંધો પણ દરમીયાન તેણે હમેશ મુજબ કરવો ચાલુ રાખ્યો હતો ને ૧લા સંપ્તાહમાં તેને દુર્બલતા પણ દેખાઇ નહોતી. ૧૪ દહાડે અપવાસ ભંગ કર્યો કારણ કે પગમાં નબળાઇ લાગી. આથી તેને સંપૂર્ણ રોગ નિવૃત્તિ થઇ હતી, અને શરીરમાં બેગો થયલો અનેક વર્ષનો એકત્રિત મલ નીકળી ગયો હતો. અપવાસ રોગીને ઇષ્ટ છે. તેથી નિરોગીને પણ લાંબા અપવાસ ઇષ્ટ છે એમ ધારવું ભ્રમણા છે.

**સ્પેનના ધુર્ત કેથલીક પાદરીઓ**—ગરૂડપુરાણાદિ ગ્રંથોમાં કહ્યું છે કે પલંગ, ઉપાનત્ (જોડા) છત્ર, ઇત્યાદી વસ્તુઓ મૃતકની ઉત્તરક્રિયામાં બ્રાહ્મણને દાન આપનારને શું શું પ્રાપ્ત નથી થતું ? આ કથન માત્ર દાન મેળવવા બ્રાહ્મણોએ સ્વરચિત ગ્રંથોમાં કરેલું છળકપટ છે એમ આપણે કહીએ છીએ. અહીંના બ્રાહ્મણોને તમે ગમે તેવા ખરાબ કહો પરંતુ સ્પેનના કરતાં તો તેઓ સહસ્ત્રગણા સારા છે. તે. **વૈદિક મેગેઝીન** ( હરદ્વાર ગુરૂકુલની પત્રિકા ) ના ગત **કાર્તિક**ના અંકમાં સ્પેનીશ મહા સુધારક ફેરર ( જેને કાવાદાવા કરીને પ્રપંચના આરોપસર કેથલીક પાદરીઓએ થોડા વખત ઉપર ફાંસીએ દેવડાવ્યો ) નાં જીવન સંબંધી, બુદ્ધિનેજ પ્રમાણ માનનારા જાણીતા લેખક મી. જોસફ મેકેએ હાલમાં લખેલાં પુસ્તકનાં કરેલાં અવલોકન ઉપરથી સાફ જણાઇ આવશે. લોકો ધારતા હશે કે મરેલાને હુંડી મોકલવાની ને તેના રૂપીયા અહીં લેવાની જે યુક્તિ 'સેંટ પીટરનું' દેવાલય બંધાવવા પ્રથમ, પોપે કાઢી હતી તે માર્ટીન લ્યુથરના પ્રતાપથી હવે બંધ પડી છે. પણ ભૂલ છે. સ્પેનમાં હજી તે ચાલે છે. કેથલીક ચોપડીની દુકાનોપર હજી "બુલ" ની જાહેરખબરો ચોઢી હોય છે. એક ચોરસ ફુટ જેટલો આર્ચબીશપની સીલ સહી સાથનો ચીંથરા જેવો કાગળ ( બુલ ) ૬ પેનીએ મળે છે. તે ખરીદવાથી પાપ માફ થાય છે, ને બીજું પાપ કરતાં સુધી તે કાગળ ચાલે છે, એમ ત્યાંના બ્રાહ્મણો લોકોને કહે છે; અજ્ઞાન ખેડુતો આ " બુલ " ના કાગળ પુષ્કલ ખરીદે છે, ને પાપ પાછું કરીને પાછા ખરીદે છે. એક બીજી જાતનો " બુલ " તેજ કીંમતે મળે છે, તેથી તમારો મૃત મિત્ર પાછો સ્વર્ગમાં આવી શકે છે ! ત્રીજી જાતના " બુલ " થી, અપવાસ ન કરવાથી પાપ લાગતું નથી. ! ! ચોથી જાતનો " બુલ " ખરીદવાથી, ખરીદનાર પાસે પારકી મીલકત હોય પણ તેના માલીકનું નામ ખબર ન હોય તો તેથી તે તેની થઈ જાય છે. ખીસાકાતરૂઓ ખીસાવાળાનું નામઠામ જાણતા નથી. તેઓ તે બહુ ખરીદે છે. સ્પેન મહાદરિદ્રિ છે. કારણ એ છે કે ત્યાં મંદિરો અત્યંત ધનાઢ્ય છે. ધર્મગુરૂઓ મોજ કરે છે. ઇસુખ્રીસ્તની કુમારિકા માતા મેરીનાં ટોલેન્ડાના દેવલમાં જે કપડાં છે તે લાખોની કીંમતનાં છે. એકજ જામા ઉપર ૮૦ હજાર અનુપમ મોતી છે. સ્પેન ધર્મગુરૂઓનો દેશ છે. તે બીજું તીબેટ છે. કોર્ડીવાની વસ્તી માત્ર ૫૫૦૦૦ છે. છતાં ત્યાં બધા ૬૦૦ ધર્મગુરૂઓ છે. ત્યાંના દેવાલયોની દોલત એટલી મોટી છે કે સેંકડો શાળાઓ ચાલે છતાં સ્પેન યુરોપમાં એક સૌથી અજ્ઞાન દેશ છે. મંદિરોમાં જે ખર્ચ થાય છે તે કેનો પણ નથી કરતા. એક વર્ષનો હીસાબ કાઢતાં મેરીની મૂર્તિ આગળ મંદિરોમાં ૧૫ લાખ પાઉંડનો તો ધુપ અને મીણ બાળવામાં આવ્યું હતું ! એક હાથપર આવી ધર્માંધતા ને બીજા હાથપર ધર્મધૂર્તતા હોય ત્યાં દેશોન્નતિની શી આશા ? આ ઇતિહાસે હીંદુસ્તાનની પણ આંખ ઉઘાડવી જોઈએ.

**પરદેશગમનનો પ્રતિબંધ કેમ થયો ?**—ને વિષે સેંટ્રલ હીંદુ કોલેજ મેગેઝીન ( કાશી )–નવેંબર–નો સંપાદક એવી અટકળ કરે છે કે, પ્રાચીન કાલમાં તો પરદેશગમન હતુંજ. પણ કાલક્રમે કોઈ સ્થાનિક પ્રલય જેવી સ્થિતિ , ભુસ્તરશાસ્ત્રના કોઇ પ્રાચીન યુગમાં ઉભી થતાં, સમુદ્રમાં મહાન વાવાઝોડાં થવા માંડેલાં ને તેથી સમુદ્રગમન સેંકડો વર્ષ ભયંકર થઇ પડેલું તેથી આ પ્રતિબંધ થયેલો ! પણ ૨૦૦૦ શું પણ ૧૦૦૦ વર્ષપર પણ પરદેશગમન હતું. પ્રતિબંધ અર્વાચીન છે. લેખકે એ પ્રલયની કોઇ મીતી નહીં નાંખી એ સર્વોત્તમ કીધું.

**શિતલાની રસીથી લાભ નથી પણ ઉલટી હાનિ છે**—તેના પુરાવામાં **હીંદુસ્તાન રીવ્યુ** ( અકટોબર–નવેંબર ) માં લંડનની શિતલાની રસીની વિરૂદ્ધ લડત ચલાવનારાં મંડલની મંત્રિણી **મીસ એલ. લોટ** નીચે પ્રમાણે આંકડા આપે છે. ૧૯૦૮ માં પુરા થયલાં ૧૫ વર્ષમાં **દર દસ લાખે** જુદા જુદા દેશમાં શિતલાની રસી ન મુકાવનારાઓમાં મરણનું પ્રમાણ આ પ્રમાણે હતું;—જર્મની ૦-૬; આયર્લેંડ ને સ્વીટઝર્લેંડ, ૪; ઇંગ્લંડ ૧૨; ઓસ્ટ્રીયા ૨૮; જેપાન ૩૬; બેલજીયમ ૫૧, ઇટલી ૫૩; ફ્રાન્સ ૬૯. મીસ લોટ પૂછે છે કે આ ઉપરોક્ત, ઓસ્ટ્રીયાથી ફ્રાન્સ સુધીના સઘળા દેશોમાં રસી ફરજ્યાત છે છતાં મરણનું પ્રમાણ કેમ બહુ મોટું આવે છે ? ઇંગ્લંડમાં તો જે રસી મુકાવવી અંતઃકરણ વિરૂદ્ધ માને તેને મુક્ત પણ કરવામાં

આવે છે. છતાં ત્યાં મરણનું પ્રમાણ ઓછું કેમ ? તે એવા સાર ઉપર આવે છે કે રસીનો કશો ગુણ નથી. તે ભ્રમ છે. જર્મનીમાં ઓછું પ્રમાણ આવવાનું કારણ એજ છે કે ત્યાં શિતળાગ્રસ્ત રોગીને વસ્તીથી પૃથક્ કરવામાં આવે છે. અને તેથીજ લાભ છે. શિતળા થવાનું મૂળ કારણ અસ્વચ્છતા છે, ને પ્રચારનું કારણ ચેપ છે. માટે તેનાજ ઉપાય લેવા જોઇએ. કથનમાં ઘણું સત્ય છે.

**ડહાપણ અને જ્ઞાન વચ્ચેની સુંદર તુલના—થીઓસોફી ઇન ઇંડીયા** ( નવેંબર ) માસિકમાં આ શબ્દોમાં કરવામાં આવી છે:—જ્ઞાનના વિકાસ વિના ડહાપણ ( વીઝડમ ) અશક્ય છે. એક ( ડહાપણ ) આંતર જગતનું પ્રવચન કરે છે, બીજું ( જ્ઞાન ) બાહ્ય જગતનું. ડહાપણ આપણને આત્માના પ્રદેશ તરફ લઇ જાય છે અને તે અમર છે, જ્યારે જ્ઞાન બુદ્ધિનો પરિણામ હોવાથી પ્રત્યેક અવતારે નવીન થાય છે. એક ( જ્ઞાન ) અંદરથી બહાર આવે છે, બીજું બહારથી અંદર જાય છે. એક બીજાના સહાયક-પૂરક છે. એક પૃથ્વી રૂપે બીજા આકાશ રૂપને સહાય કરે છે. ડહાપણ જમીનની નીચેનું મૂળ છે, જ્ઞાન તે પરનું લીલું વૃક્ષ છે ! ડહાપણ માણસને ઇશ્વર રૂપ કરે છે ( ! ) જ્ઞાન મનુષ્યને પશુમાંથી મનુષ્ય કરે છે, જ્ઞાન હમેશાં વધારે ઘુંટડા પીવા તરસ્યું હોય છે, પણ ડહાપણને તેવી તૃષા નથી. જ્ઞાનથી સંદેહ, સંવાદ અને વિવાદનો જન્મ થાય, પરંતુ ડાહપણ તો શાંતિમાંજ નિમગ્ન છે. જ્ઞાન મનુષ્યને વિચાર કરતાં શીખવે છે, ડહાપણ તેને ઇશ્વર સાથે એક રૂપ કરે છે. જ્ઞાન તો અતિ એક નદીજ છે, જેના તટ કેટલીક વાર ઉભરાઇ જાય છે. પરંતુ ડહાપણ તો એક મહાસાગર છે, જે નિસ્સીમ છે, અને અખુટ ગ્રાહકશક્તિ ધરાવે છે !

## ગુજરાતી.

**હીપનોટીઝમનો પ્રકાર, હેતુ અને ઉપયોગ.**—હીપનોટીઝમ બે પ્રયોગો કરવામાં ખાસ ઉપયોગી છે, એવું તો યુરોપીયનો પણ માન્ય રાખે છે, અને તેનો તે અંગે છુટથી ઉપયોગ પણ કરે છે. ( ૧ ) માંદા મનુષ્યને વ્હાડ કાપ કરવાનું હોય છે ત્યારે અત્યાર સુધી ' ક્લોરોફોર્મ ' આપવામાં આવતું હતું, પણ હવે તો એ પ્રચાર બંધ પડયો છે, અને એને સ્થાને અમેરિકા અને ફ્રાન્સમાં હીપનોટીઝમનો છુટથી ઉપયોગ કરે છે. ( ૨ ) પડેલાં વ્યસનો મુકાવવા—આ કામમાં પણ આ ઘણે અંશે સફળ થાય છે. હીપનોટીઝમની અસર એવી છે કે મહા બુરામાં બુરૂં વ્યસન હોય તો તેના તરફ વ્યસનીને એવો અભાવ આવે છે કે ફરી તે ચીજને તે વ્યસની અડકતો પણ નથી. આપણા યોગ અને હીપનોટીઝમમાં મુખ્ય મુખ્ય ભિન્નતા એ છે કે હીપનોટીઝમ આપણા યોગ કરતાં ઘણી સ્હેલાઇથી થઇ શકે છે તેમજ આપણા યોગથી જે જે કાર્યો કરવામાં આવતાં, તે તે કાંઇ હીપનોટીઝમથી થઇ શકે એમ નથી. હીપનોટીઝમની સાફલ્યતા, વિધાયક કે વિધેય જે જે સુચના ( Suggestions ) કરે છે તે ઉપર આધાર રાખે છે. અને વિધેય પોતાનું કાર્ય કર્યે જાય છે. હીપનોટીઝમમાં વિધાયક કરતાં વિધેયની શક્તિ ઉપર બધો આધાર છે. અને ખરો કર્તા-પ્રયોક્તા તો વિધેયજ કહી શકાય; વિધાયક તો એક માર્ગદર્શક ( Guide ) જેવોજ છે. એનો ધર્મ એટલોજ કે વિધેય ખોટે રસ્તે દોરવાઇ જતો હોય તો તેને અટકાવવો. હીપનોટીઝમ અને યોગ ઉભયનો આશય તો તદ્દન જુદોજ છે, અને ઉભય વચ્ચે આસમાન જમીન જેટલો ફેર છે, કારણ કે હીપનોટીઝમનો આ લોકમાં સુખ મેળવવાના સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે છે અને આપણા યોગને તો પરલોક સાધવા માટેજ સાધનભૂત કરેલો છે.—**હીંદી જાદુગર**, નવેંબર.

**બૌધ્ધો જાતિભેદ** માનતા નહોતા તેનાં કેટલાંક પ્રમાણો :રા. રમણભાઇ નીલકંઠના તંત્રીત્વ હેઠળ ચાલતાં **જ્ઞાનસુધા** ( અક્ટોબર )માં બૌદ્ધધર્મ પરના ચાલુ લેખમાં આપ્યા છે. **સારીપુત, મોગ્ગાલન** વગેરે બ્રાહ્મણ જેવી રીતે ભિક્ષુસંઘમાં હતા તેવીજ રીતે સોપાક નામનો એક ચંડાળ પણ તેમાં હતો.

" न जच्चा वसलोहोतिन जच्चाहोति ब्राह्मणो ।
कम्मना वसलोहोति कम्मनाहोति ब्राह्मणो ॥ "

**અર્થ:**—જાતિથી કોઈ બ્રાહ્મણ થતો નથી, અથવા જાતિથી કોઇ ચંડાળ થતો નથી; કર્મથી ચંડાળ થાય છે, અને કર્મથીજ બ્રાહ્મણ થાય છે.

આ તત્ત્વ બુદ્ધે ભિક્ષુસંઘને પૂર્ણપણે લાગુ કર્યું હતું. કેટલાક વખત સુધી ભિક્ષુણીનો સંઘ તેણે સ્થાપ્યો નહોતો; પરંતુ વખત જતાં તેની પણ તેણે સ્થાપના કરી. હિંદુધર્મમાં સ્ત્રીઓ અને શૂદ્રોને વેદાધિકાર નથી. તેઓએ પુરાણો ઉપરજ આધાર રાખી રહેવું જોઇએ, એમ બૌદ્ધધર્મમાં નથી. બૌદ્ધસ્ત્રીઓને તમામ ધર્મગ્રંથો વાંચવાની છૂટ છે. હાલ પણ બ્રહ્મદેશમાં ત્રિપિટક ગ્રંથનું અધ્યયન કરેલું હોય એવી ને કરતી હોય એવી પુષ્કળ સ્ત્રીઓ છે. અંગ્રેજ સરકાર તરફથી ત્યાંની રાજ્યની પદ્ધતિને અનુસરીને પાલી ભાષાનાં બૌદ્ધ વાઙ્મયમાં પરીક્ષા લઇને કેટલાંક ઇનામો અપાયાં છે. આ પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને કેટલીક સ્ત્રીઓએ ઇનામો મેળવ્યાનું પણ મરાં જાણવામાં છે.

"મહાકાલનું " વૈદક—"માનસ રસાયન તથા યૌવન પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય– " ની કુંચી મહાકાલના તંત્રી મહોદય નીચે પ્રમાણે બતાવે છે. ' હું જુવાન છું ' એવી જ્યારે તમે મનમાં ભાવના કરો ત્યારે તે ભાવનાને એવી તો સ્પષ્ટ, એવી તો નિશ્ચયાત્મક અને એવી તો બળવાન કરો કે તમારા શરીરનાં પ્રત્યેક અણુ, યૌવન અને બળનાં આંદોલનોથી ઝણઝણી રહેલાં તમને ભાન થાય; અને આ આંદોલનોનું એવું તો ઊંડા ઉતરી ભાન કરવાનો પ્રયત્ન કરો કે આંતર મનના છેક ઊંડા ભાગમાં તેઓ પ્રવેશી જાય. જે નવીકરણની ક્રિયા શરીરને નિરંતર જુવાન રાખે છે તે સત્ય નિશ્ચયને અનુસાર મનને વિચાર કરવાનો અભ્યાસ પડે એટલા માટે નીચેની ભાવના કરવાની પણ અત્યંત અગત્ય છે: 'મારૂં આખું શરીર સર્વદા જુવાન અને નવું હોય છે, કારણ કે કુદરત કોઈ પણ પુદ્‌ગલને મારા શરીરમાં થોડા માસ કરતાં વધારે સમય રહેવા દેતી નથી; તે તેને બહાર કાઢી નાંખે છે. અને તેને સ્થાને નવો પુટ સ્થીને મૂકે છે.' આ ભાવનામાં ' કુદરત દર વર્ષે મને નવું શરીર આપે છે, મારૂં મન દરરોજ સવારમાં નવું હોય છે, અને વસંત ઋતુનાં પુષ્પોની પેઠે મારૂં જીવન, જીવનદાતા પરમેશ્વર તરફથી પ્રતિપળે મને નવું અને તાજું પ્રાપ્ત થયા જ કરે છે, ' એટલાં વાક્યો ઉમેર્યાં હોય તો વધારે સારૂં છે. " આ **अहं ब्रह्मास्मि** જેવુંજ લાગે છે. માત્ર બ્રહ્મને સ્થળે જુવાન શબ્દ યોજ્યો છે.

**પરસ્પર વિરૂદ્ધ લેખો—હીંદુ જાદુગરમાં** એક તરફ મંત્ર, તંત્ર આદિ વહેમોનું ખંડન થાય એવી બાબતો લખાય છે જ્યારે બીજી તરફ " પવિત્ર હિમાલય પર્વત ઉપરની જડી બુટીઓ " ના અને " લગ્ન ઉપરથી નસીબ જોવાની નવી રીત " વગેરેના—આંધળો આંધળાને દોરવે—જેવા લેખો પ્રકટ થાય છે. દાખલા તરીકે, " **હાથાજોડી**—આ જડી બુટીને યથાવિધિ મંત્રથી તૈયાર કરીને પાસે રાખવાથી સરકાર દરબારમાં માન ઇજ્જત મળે છે, પ્રજામાં પ્રતિષ્ઠા વધે છે અને શત્રુ પણ મિત્ર થાય છે. " હવે એ જડી બુટી હિમાલય પર્વત ઉપર ( જાણે હિમાલય પર્વત એક તસુનો ટેકરો હોય ! ) શોધવામાં જિન્દગી ગુજરી તે બુટીને શોધી, યથાવિધિ મંત્રવાળાની શોધમાં નીકળી શત્રુને મિત્ર બનાવવા જવું એ વહેમનું ખંડન કહેવાય કે, બેઅંગનું માપન કહેવાય? એવી પ્રસિદ્ધિથી વાચક વર્ગને શો ફાયદો થતો હશે ? એ "**હાથાજોડી**" પવિત્ર હિમાલયની બુટી કરતાં ઈશ્વરે પવિત્ર આત્મા જોડે ઇન્સાનને, ઉપલા બોલોમાં બોલીએ તો " હાથ-જોડી " બુટી યાને નસના બખ્ખોલી હોય છે તેને સદ્‌ગુરૂ રૂપી મંત્રથી તૈયાર કરી પાસે રાખી હોય તો અકલને ઉપલી સઘળી મકસદ આસાન પાર પડે.—અપક્ષપાત ( સુરત. )

## વિજ્ઞાન, વિદ્યા અને વિદ્યાપ્રચારના સમાચાર.

**પ્રલય શું સમીપ આવે છે !**-પ્રલય જેવી વસ્તુ છે કે નહીં તે વિષે પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓમાં મતભેદ છે. તેઓના પિતામહરૂપ લોર્ડ કેલ્વીનના મતાનુસાર વિશ્વનો પ્રલય કદાપિ નહીં થાય એમ બતાવનારી કોઈ સાબીતી નથી. હાર્પર્સ મેગેઝીન (સપ્ટેમ્બર) માં ભૂતપૂર્વ પ્રોફેસર બીર્કટન તે વાદનું ખંડન કરતાં કહેછે કે શક્તિની ખપત એ તો આ અત્યંત ગુંચવાડા ભરી જગરચનામાં એક તત્વ છે. તેથી શક્તિ ખપી જતાં જગતનો અંત આવશે એવો નિશ્ચિત સિધ્ધાંત સ્થાપિત થતો નથી. આર્યશાસ્ત્રો તો પ્રલયના સિદ્ધાંત વિષે એકમત છે. એ વિષયમાં પાશ્ચાત્ય સાયન્સ હજી એકમત નથી.

**મીઠાંના ભોગ ફરી વળ્યા !**-આપણાં વૈદક શાસ્ત્રમાં કોઇક સ્થળે મીઠું ઝેર બરોબર છે એમ કહ્યું છે. પ્રખ્યાત ઝંડુભટ્ટનો પણ તે મત હતો. અકટોબરના લંડનમાં પણ મી. લેસ્લી વીલ્સન વિસ્તારપૂર્વક મીઠાનું ખંડન કરે છે ! રક્તમાં ક્ષાર તત્વની જરૂર છે, તે વાત ખરી. પણ મીઠાં જેવી કાચી વસ્તુ એમની એમ ખાવાથી તો રક્તનું મિશ્રણ બગડે છે. રક્તનો સ્રાવ થાય છે. મજ્જામાં પ્રવિષ્ટ થાય છે, ને જ્ઞાનતંતુને ઉશ્કેરે છે. એ મીઠું લોહીમાં બરોબર ન ભેળાતાં છુટું જ રહે છે. જો જોડાની કઠણ એડી પણ મીઠાંવાળાં બરફથી છિન્નભિન્ન થાય છે, તો શરીરનું શું જ ન થાય તે આપજ વિચારી લ્યો ! અત્યંત મીઠાંથી તો રક્તમાંના કોર્પસલ્સ નષ્ટ થાય છે. ને દ્રશ્ય જ્ઞાનતંતુઓ નષ્ટ થઇ વખતે આંધળા પણ થઇ જવાય ! તેથી તૃષા લાગે છે, રક્ત પાતળું થઇ જાય છે. તેથી રોગ અટકાવવાની રક્તની તાકાત કમી થાય છે. જે એક માણસે મીઠું નહોતું ખાધું તેણે વર્ષમાં માત્ર ૩૬ ક્વાર્ટઝ પાણી પીધું, જ્યારે સાધારણ રીતે મીઠું ખાનારે ૩૬૫ તથા પુષ્કળ મીઠું ખાનારે ૨૭૩૭ાા ક્વાર્ટઝ પાણી ઢીચ્યું હતું ! ર્‌યુમેટીઝમના દર્દીના પસીનામાંના નક્કર ભાગનો અર્ધો ઉપરાંત ભાગ મીઠાંનો માલમ પડયો છે. મીઠાંના વિરોધી ડોકટરોમાં સૌથી કટ્ટર ડૅ. લેહમન છે. જો આ ખરુંજ હોય તો તો મીઠા પર કર વધારવો જોઇએ ! તેને દારૂ જેવો ગણવો જોઇએ ! મરકી જરાએ મીઠું ખાવાથી લાગુ નથી પડતી એ એક સ્વીકૃત ' થીયરી ' છે, તે મી. વીલ્સન ખરો હોય તો ખોટી પડે છે. મી. વીલ્સન વધારે દલીલો અને પ્રમાણો ન લાવે ત્યાં સુધી પ્રજાની મીઠાનાં માઠાં પરિણામ વિષે ભાગ્યેજ ખાત્રી થશે. તેની કેટલીક હાનિ હશે ખરી પરંતુ તેનો સ્વાદ તથા બીજા લાભના પ્રમાણમાં તે કશી વિસાતમાં નથી. એવી સામાન્ય પ્રજાની સાદી સમજ છે તે ખોટી છે એમ માનવાનું કારણ હજી મળ્યું નથી.

**જડ યાંત્રિક મહેતાજી**-મુંબઇમાં કેટલાક સાહસિક વ્યાપારિઓએ અમેરિકન ' કોમ્પ્યુટીંગ મશીન " નામનું રૂ. ૧૦૮૦ ની કીંમતનું યંત્ર મંગાવ્યું છે; જે યંત્ર રેમીંગ્ટન ટાઇપ રાઇટર મશીન કરતાં નાનો છે અને તેને ૧૩ ચાવીઓ છે. ચાવીઓ દાબવામાંજ સંચાની સઘળી કરામત આવી જાય છે. એ સંચો ૯૯ કરોડ સુધીની રકમનો હીસાબ ચાવી દાબતાં કાગળ ઉપર માંડી આપે છે અને હેન્ડલ ફેરવતાં હીસાબની છેવટ ગણત્રી રજુ કરે છે, મનુષ્ય જાતને હીસાબનો સરવાળો બાદબાકી કરતાં લાંબો વખત જાય છે, તે કામ આ સંચો એક મિનિ-

ટમાં વગર ભુલે કરી આપે છે. ગમે તેવા ગુંચવણ ભરેલા આંકડા આ યંત્ર માંડી શકે છે કે જે માટે આપણે તો ચાવી દબવી પડે છે જે પછી તે યંત્ર સઘળું સરવાળો બાદબાકી, ગુણાકાર અને ભાગાકારનું કામ પોતેજ કરી લે છે. આ સંચો વ્યાજ વટાવ ચાલુ તેમજ દશાંશની રૂઢીએ કરી આપે છે. નાની રકમના હીસાબો એકી વેળા બેવડા ગણી આપવાનું કામ એ સંચો કરી આપે છે. સરવાળો કરવાને આઠ રકમ મેલવા પછી તેમાં એક રકમ ભૂલથી મેલાઇ ગઇ હોય અને તે કાઢી નાંખવી હોય તો તે કામ હેન્ડલથી બની સાત રકમનો સરવાળો આપણી આગળ રજુ થઇ શકે છે. તેથી હીસાબી કામકાજમાં એક હોંશીઆર માણસ કરતાં પણ તે ઉપયોગી થઇ પડે એવી ગરજ તે સારી શકે એમ છે. અમેરીકામાં માણસનું કામ યંત્ર વડે બીજા કોઇ દેશ કરતાં વિશેષ થાય છે. " સેન્સસ " નું કામ પણ યંત્રો કરે છે।

**પ્રાણાયમના લાભ**—દીર્ઘ અથવા લાંબા ( ઉંડો ) શ્વાસ પ્રશ્વાસ લેવાથી અર્થાત પ્રાણાયમ કરવાથી સાયન્સની નજરથી મુખ્ય લાભ આ પ્રમાણે છે. દરેક ફેફસામાં ૨૨૦ ઘન ( કયુબીક ) ઇંચ જેટલી હવા રહે છે. જો પૂરક પ્રાણાયમ કરો તો તેમાં બીજો ૧૧૦ ઘન વાયુ વધે છે. ને બાદ રેચક પ્રાણાયમ કરો તો ૨૩૦ ઇંચ જેટલો ખાલી થાય છે. સામાન્ય રીતે તો શ્વાસમાં ફક્ત ૨૦ ઇંચ જેટલીજ જાય છે. બીજા શબ્દોમાં, પ્રાણાયમથી તમે ફેફસાંની શકિત તથા હવાનો પૂર્ણ ઉપયોગ કરો છો.

**વિદ્યાર્થી પતિને થનારી શિક્ષા**—આલસમના દહાડા ગયા. હવે તો વિદ્યાર્થી વયમાં લગ્ન કરનારાઓને સામી શિક્ષા થાય છે. સેંટ્રલ હીંદુ કોલેજમાં તેમને બોર્ડીંગમાં રાખવામાં આવતા નથી. કલકત્તાની કોલેજોમાં પણ પરણેલા વિદ્યાર્થીઓની ગણના કરવામાં આવે છે. તેમાંના જેમને શિષ્યવૃત્તિઓ મળતી હોય તેમને તે બંધ કરવાના હેતુથી આ ગણતરી કરવામાં આવે છે એમ કહેવાય છે।

**હાલની સાયેન્ટીફીક લડાઇ એટલે શું તે સમજયા ?**—જર્મનીના સોશીયેલીસ્ટ પક્ષનો પ્રખ્યાત વડો કહે છે કે મોરોકકોનાં મુડદાં ચુંથણાં ચુંથતાં જર્મની અને ફ્રાન્સ લડી મરે, તો લડાઇ જાહેર કરવાની તિથિથી જર્મનીને દરરોજ પા. ૨૫ લાખનો રોકડો ખર્ચ કરવો જોઇએ. તેટલોજ ફ્રાન્સને. વળી એ લડાઇને લીધે વાદળ તેમની હદમાં ન તુટી પડે તે સારૂ બીજાં રાજ્યો પણ લશ્કર જમા કરવા માંડે તેનો ખર્ચ પણ તેટલોજ આવે. એટલે રોજ યુરોપને લડાઇ દરમીયાન રૂ. ૧૫ કરોડનો ખર્ચ થાય. ખેતી તથા વ્યાપારનું સત્યાનાશ, લશ્કરીઓની લુટફાટ, ભાંગતોડ ઇત્યાદિની ધનિક તથા માનસિક હાનિ તો જે તેથી ઘણી ભયંકર છે, તે તો જૂદી ! યુરોપ લડાઇ માટે ધમધોકાર તૈયારી કરવા છતાં વાણીયા પેઠે ખરેખાત લડતાં બીહે છે તે ઉપલા ભડકાવનારા આંકડાઓને લીધે !

**અર્ધા હીસ્સાના દાવાદાર મેહોમેડન ભાઇઓની કેળવણી સંબંધી યોગ્યતા**—બંગાળ (સંયુક્ત) માં નીચે પ્રમાણે છે. કલકત્તા યુનીવર્સીટીની સ્થાપનાથી તે અત્યાર સુધીમાં તે સંસ્થા તરફથી એમ. એ. સહિત ૧૩,૮૭૫ ગ્રેજ્યુએટો પાસ થયા તેમાં મુસલમાનો રોકડા ૬૭૫ અર્થાત સોએ ૪.૮૬ ટકા હતા. જો કે વસ્તી બંગાળમાં તો તેમની લગભગ અર્ધી અર્ધ છે. એ ગ્રેજ્યુએટોમાં જેઓએ વિશેષ યોગ્યતા બતાવીને ચાંદો મેળવ્યા છે તેમની સંખ્યા ૫૪૬ ની છે.

તેમાં તો મુસલમાનો રોકડા ૭ છે. ( સોએ સવાટકો પણ પુરો નહીં, ૧.૨૧ ટકા ) પંપ વર્ષમાં ૩ કરોડ મહોમેદનોમાં ૭ મેડેલીસ્ટો ! બંગદેશમાં હાલ કલકત્તા યુનીવરસીટી સાથે યુક્ત ૪૫ કોલેજો છે. તેના પ્રોફેસરોની સંખ્યા ૪૫૯ છે. અરબ્બી તથા ફારસીના પ્રોફેસરો અને તે પણ ઘણા હિંદુ છે—બાદ કરો તો એકજ ઉતરતી પંક્તિનો પ્રોફેસર એ ૪૫૯ માં છે ! તે પ્રોફેસરોમાં ૫૮ યુરોપીયનો તથા ૩૭૯ હીંદુ છે. એ પણ જાણવાજોગ છે કે એ ૪૫ કાલેજમાંથી સાતના સ્થાપક વા ચાલક કેવલ હીંદુઓ છે, પરંતુ એકના પણ મહોમેદનો નથી.! ૧૯૦૯-૧૦ માં પૂર્વ બંગાળામાં કૉલેજમાં અભ્યાસ કરતા મહોમેદનોની સંખ્યા ૪૯૪ ની હતી, જ્યારે હીંદુઓની સંખ્યા ૬૫૦૦ ની હતી. હાઇસ્કુલોમાં ૭૪,૫૦૮ હીંદુ છોકરાઓ હતા ત્યારે મુસલમાન ફક્ત ૯,૨૭૧ હતા. પણ તેઓ નિશાળમાં ભણતાજ હતા. "મેટ્રીક" માં પાસ તો હીંદુઓથી અર્ધા પ્રમાણમાંજ થતા હતા. ! અર્થાત્ સંખ્યામાં ઉતરવા ઉપરાંત ભણવામાં પણ તેઓ હીંદુઓ કરતાં બમણા કાચા છે.

**દેશનાં વાતાવરણ ઉપર અપરાધની જાતનો શું આધાર રહે છે ?**—તેની આનુભવિક માનસશાસ્ત્રીઓ હા પાડે છે ! તેથીજ સ્પેન મોટે ભાગે વિશ્વાસઘાતના અપરાધોનું ધામ છે. સ્પેનીશ બદમાશીએ તેજ રૂપ લીધું છે. તેવીજ રીતે રશીયન બદમાશો પણ એજ અપરાધ કરવા માટે પ્રખ્યાત છે. ઇટલીયન હુલ્લો છરી અને રીવોલ્વરનો ઉપયોગ ઝાઝો કરે છે. હંગેરીયનો વિશેષાંશે અસત્ય બોલવા માટે પકડાય છે. જર્મનો ધંધામાં લુચ્ચાઇ કરવામાં શૂરા છે, જ્યારે અંગ્રેજો અને તેમના પિત્રાઇ અમેરીકનો મોટે ભાગે ખીસાકાતરૂ તરીકે કોર્ટમાં દેખાવ આપે છે. ફ્રાન્સની કોર્ટોના અનુભવનું આ પૃથક્કરણ કોન્સ્યુલર રીપોર્ટ ઉપરથી એક ફ્રેંચ પત્રે કર્યું છે. મહાપ્રજાની સમષ્ટિમાં આ નિયમ પ્રવર્તે છે તેમજ વ્યક્તિમાં પણ તેનું સ્થાન છે. અમુક ચોરો અમુક વસ્તુનીજ ચોરી કરવાના પક્ષપાતી હોય છે, તે વાત તો ઉપલા અનુભવથી વધારે પ્રસિદ્ધ છે, તેથી તે વિસ્તારવાની જરૂર નથી.

**વયોવૃદ્ધ પ્રેસીડંટ ઇલીયટ આર્યવર્તની યાત્રાએ**—આ માસની તા. ૧૬ મી એ આવે છે. મદ્રાસ તા. ૧૬ મીએ આવી તા. ૨૪ મીએ મુંબાઇ આવી પહોંચ્યાનું તેમના કાર્યક્રમ પરથી જણાય છે. બરોબર એક માસ આ દેશમાં તેઓ રહેશે. એ ગૃહસ્થ કોઇ અમેરીકન કે યુરોપીયન પ્રજાસત્તાક રાજ્યના નહીં કિંતુ તેથી પણ મહત્તર એવા સાહિત્યનાં રીપબ્લીકમાં અમેરીકાની સૌથી મોટી અને જૂની એવી હાર્વાર્ડ યુનીવર્સીટીના પ્રેસીડંટ છે—કહો કે ગયા વર્ષ સુધી, લાગલાગટ ૪૦ વર્ષ પર્યંત હતા. કેળવણી ઉપર તેઓ એક "ઑથોરીટી" ( સત્તા ) સમાન ગણાય છે. તેઓ આશરે ૮૦ વર્ષના છે પરંતુ દેખાવે તથા શક્તિએ હજી નવ જુવાન છે ! તેમની સાથે તેમનાં પત્નિ તથા પુત્રી પણ આવે છે. પૃથ્વિ ઉપર સુલેહ શાંતિનો પ્રસાર કરવા અને લડાઇને ભવિષ્યના ઇતિહાસમાંથી બોયકોટ કરવા પ્રસિદ્ધ કાર્નેગીએ લાખો રૂપિયાનું જે ફંડ સ્થાપ્યું છે તેના સંબંધમાં ઘટતી માહિતી મેળવવા, તથા તે ઉદ્દેશને આગળ વધારવા તેઓ દુનિયાની મુસાફરીએ નીકળ્યા છે, અને હીંદમાં તેમના આગમનનું તેજ કારણ છે. આપણે ઇચ્છીશું કે તેઓ પોતાની વિદ્વત્તા તથા અનુભવનો લાભ ભાષણો દ્વારા હીંદી પ્રજાને આપશે જ.

**કન્યા ગુરૂકુલ**—હાથરસ ( સંયુક્ત પ્રાંતો ) માં એક કન્યા ગુરૂકુલની સ્થાપના કરવા એક

પરોપકારી સજ્જને બે લાખ રૂપીઆની મીલકત ઉત્સાહી આર્યોપદેશક સ્વામી દર્શનાનંદ દ્વારા દાન આપી છે, છોકરાઓ માટે ગુરૂકુલ સ્થપાયાં છે પરંતુ કન્યાઓ માટે જલંધર શીવાય બીજું ગુરૂકુલ ન હોવાથી તેની મોટી ખોટ હતી. આ દાન તથા ગુરૂકુલ વિષે વધુ વિગત મેળવવા આપણે ઘણા ઈંતેજાર છીએ.

**પ્રોફેસરની અદલા બદલી**—દેશ દેશાંતરો પરસ્પર ધિક્કારવાને બદલે પરસ્પરની ખુબીઓ સમજી શકે અને કદર કરે તથા મિત્રતા વધારે એ હેતુથી ૧૯૦૫ માં જર્મની તથા યુનાઇટેડ સ્ટેટસના તથા જર્મનીની યુનીવર્સીટીઓએ પોતપોતાની યુનીવર્સીટીના પ્રોફેસરોનો પરસ્પર વર્ષ દહાડા સારૂ અદલો બદલી કરવાનો ઠરાવ કીધો હતો. તેના લાભ જોઇને યુનાઇટેડસ્ટેટસની ૬ યુનીવર્સીટીઓએ એવી ગોઠવણ કરી છે, કે ૧૧ા માસ ભાષણો આપવા માટે ૧ જેપાનીઝ વિદ્વાનને આવવા આમંત્રણ કરવું ને બીજે વર્ષે બદલામાં જેપાન ખાતે અમેરિકન પ્રોફેસર મોકલવો. હીંદની યુનીવર્સીટીઓએ પણ આ પ્રમાણે કેમ ન વર્તવું? હીંદુ ને મેહોમેડન યુનીવર્સીટીઓ સ્થપાશે ત્યારે વખતે વળશે. યુરોપમાં તો વિદ્યાર્થીઓની પણ હવે અદલા બદલી થવાનો નિયમ ચાલુ થઇ ચુક્યો છે.

**ગાયના દુધની બલીહારી**—ગાયના અગણિત પરોપકારમાં એક વધ્યો છે. તેના દુધમાંથી હાથીદાંત બનાવવાની શોધ થઇ છે. ખરો હાથીદાંત તો પાછળથી પીળો પડે છે પણ આનો રંગ કાયમ રહે છે! વળી તેની વાસ આવતી નથી ને તે બળી શકતો નથી.

પ્રખ્યાત અમેરીકન સાયેન્ટીસ્ટ અને ફોનોગ્રાફ વગેરેના શોધક મી. એડીસનના નામથી કોણ અજાણ્યું છે? તેઓ હાલમાં અમેરીકાથી યુરોપની મુસાફરીએ ગયા છે "સાયેન્ટીફીક અમેરીકન"માં તેમનું ૪–૫ વર્ષ ઉપર જીવનચરિત્ર આવ્યું હતું તેપરથી જ્ઞાન થાય છે કે તેમની કામ કરવાની રૂઢી વિચિત્ર છે. વર્ષમાં ૭ માસ કામ કરે છે ત્યારે રાત દહાડાનો ફેર પણ ભુલી જાયછે, અને નહીં ત્યારે કંઈ નહીં. તેમના દહાડા, અતિશીત કટિબંધ (arctic zone) ના દેશોમાંના ૭ માસના એક દહાડા તથા ૭ માસની એક રાત્રી જેવા છે! હવે તેમની ૭ માસિક રાત્રીનો પ્રારંભ થયો છે, અને યાત્રાના રૂપમાં આરામ લે છે. તેઓ સૂત્રમાં સચોટ સત્ય (epigrammatic aphorism) કહેવા માટે પ્રખ્યાત છે. ઉક્ત જીવન ચરિત્રમાં ૪–૫ વર્ષ પર વાંચેલો એક લેખ હજી હમને યાદ છે. તેઓ શોધકોની મહાન શોધો અકસ્માત્‌થીજ વગર મહેનતે થઇ જાય છે એવી સામાન્ય પ્રજાની માન્યતા ખોટી પાડતાં જણાવે છે કે, "શોધમાં" ૯૮ ટકા પસીનો છે અને ૨ જ ટકા પ્રેરણા છે" ( 98 percents of perspiration and 2 percents of inspiration. ) યુરોપની ચાલુ મુસાફરી દરમીયાન અવલોકન કરતાં પણ આવાં સત્યો સુત્રરૂપે તેઓ બનાવીને બોલતા જાય છે. ફ્રાન્સની અવનતિનું કારણ તેઓ સીગારેટ હોવાનું કહે છે! તેમના મત પ્રમાણે સીગારથી હાની નથી. પોતે તેના પ્રેમી છે. સીગારેટના તંબાકુથી નહીં પણ તેના રાઇસ પેપરથી હાનિ છે. અમેરીકનો સૌથી ઉદ્યોગી છે એમ કહી તેમની તારીફ કરે છે. એક અમેરીકન ૧૬ વણવાની શાલો; અંગ્રેજ ૧૨; જર્મન ૧૦; ઇટેલીયન ૮ અને ચીનો ત્રણજ શાલો ચલાવી શકે છે. તે હકીકત ઉપરથી તે તે પ્રજાની માનસિક શક્તિનું તે અનુમાન કરે છે. મી. એડીસનને ૧૦૦ વર્ષ સુધી જીવવાની આશા છે. તેનું કારણ તે એવું આપે છે કે "હું મિતાહારી છું અને ખાવામાં ઉદાર નથી." તેનો મત છે કે " જો તમે ઓછું ખાઓ તો કસરત કરવા વગર તમે

શતાયુ થશો. મિતાહારથી શરીરનાં યંત્રોમાં કચરો ભરાતો નથી." એમના જેવા મહાન પુરૂષના વચનોમાંથી ઘણું ગ્રહણ કરવાનું છે તેની કોણ ના પાડી શકશે ?

## સાંસારિક અને ધાર્મિક ઉન્નતિ સંબંધી સમાચાર.

**પરદેશગમનનો નવો અર્થ**–કાય સુધારવાની જરૂર હાલમાં ગઇ તા. ૩ જીથી છઠ્ઠી નવેંબર સુધી દુર્ભંગામાં મળેલી મૈથિલ બ્રાહ્મણોની કોન્ફરન્સે કરેલા એક ઠરાવથી ઉભી થઇ છે. સદાચારની વૃદ્ધિ કરવાનો ઠરાવ કરીને બીજો ઠરાવ તે અર્થે પરદેશ ગમન–સમુદ્રયાન–પ્રતિબંધ કરવાનો કીધો હતો ! તેથી અભક્ષ્યનું ભોજન, અપેયનું પાન થાય છે તથા અશાસ્ત્રીય વર્તન થાય છે એવો કોન્ફરન્સે ઠરાવ કર્યો હતો. બીજા શબ્દોમાં પરદેશગમન અને દુરાચાર એ પર્યાયવાચી શબ્દો સભાએ ઠરાવ્યા હતા. દુર્ભંગેશ્વર મહારાજો સર રામેશ્વર બહાદુર તે મહાસભાના પ્રમુખ હતા અને ઉક્ત ઠરાવના મુખ્ય પ્રેરક હતા. જો તેનના આવા સંકુચિત વિચારો હશે તો હીંદુ યુનીવર્સીટીની નૌકાનું ભવિષ્ય બહુ ભયંકર થઇ પડશે. ઉપનિષદોના મહારાજા જનક વિદેહીની મિથિલાના બ્રાહ્મણો અને તેમનીજ ગાદીના લગભગ વારસ આવા સંકુચિત મતના થાય એનું જનકને જ્ઞાન થાય તો તેઓ અશ્રુપાતનો વર્ષાદજ વર્ષાવે.

**ખાસુ બીલનો અમલ**–ખાસુ બીલ હજી વરઝોળા ખાય છે. તે પસાર થવાની પણ ગરજીલાઓ વાટ જોવા થોભતા નથી ! થોડા વખત ઉપર એક ધનાઢ્ય અમેરીકન હીંદુઓ પેઠે રહીને તેમને ખ્રીસ્તી કરવાના હેતુથી આ દેશમાં પધાર્યો છે. તેણે બ્રધરહુડ ઑફ ધી ઇમીટેશન ઑફ જીસસ નામક નવા લેબાશમાં જુના ખ્રસ્તી ધર્મની સંસ્થાની સંસ્થાપના કરી છે, ને પોતે તેનો આચાર્ય બન્યો છે. ઢોંગ કરવો તો પૂરો એવો તેનો સિદ્ધાંત છે. ઉપરથી ખ્રીસ્તીધર્મ હીંદુ રીતિ નીતિને મળતો આવે તોજ તે હીંદુઓને પ્રિય થઇ પડે એ તેનો મુદ્દો છે. તે ખરા આવવા તે હવે બાયડી પણ હીંદુ પરણવાનો છે. કલકત્તની એક હિંદુ સુંદરી સાથે તેનું વેશવાલ થયું છે, એમ "ઇંડીયન વીટનસ" ખબર આપે છે. તે કહે છે કે, યુરોપીયનો હીદીઓ સાથે લગ્ન નથી કરતા તેથી લોકો એમ સમજે છે કે બંધુભાવમાં ખ્રીસ્તીઓની ખામી છે. વિશ્વબંધુભાવ સિદ્ધ કરવા તથા ખ્રીસ્તી ધર્મની એકતા બતાવવાજ તે આ લગ્ન કરવા તૈયાર થયો છે. ૨– રજપુતાના બેંકના મેનેજર અંબાલાથી ઇંડીયન સોશીયલ રીફૉર્મરને તા. ૫ મી નવેંબરના પત્રમાં ખબર આપે છે કે શીતલ નગરના અગરવાલ વૈશ્ય મી. રામશરણદાસે અને લાહોરની એનજીનીયર ઓરીસના ખત્રી કલાર્ક મી. જસરાજે ગઈ તા. ૩૦ મી એ ડીસ્ટ્રીકટ ઑરીસના હેડકલાર્ક મી. વીલીયમ્સ નામના યુરોપીયનની બે પુત્રીઓ સાથે આર્ય સમાજ પ્રતિપાદિત વેદોક્ત વિધિ અનુસાર કર્નાલમાં લગ્ન કર્યું છે. લગ્ન નિમિત્તે રૂ. ૧૦૦) ઉભયે સામાજીક સંસ્થાઓમાં દાનમાં આપ્યા હતા એ બે કન્યાઓનાં કુટુંબને ગયા મેમાં આર્ય સમાજે વેદ વિધિથી પાવન કર્યાં હતા. ૩–રંગુનના એક શીખે એક બર્મીઝ કન્યાને શીખ ધર્મમાં પાવન કરીને તેની સાથે લગ્ન કર્યાં ને બાદ લશ્કરના પરણીને રહેનારાઓના બરાખ વાળા ભાગમાં પત્ની સાથે રહેવા જગ્યા માંગી–અમલદારે શીખ સરદારોનો મત માગતાં

તેઓએ લગ્ન ધર્મવિરૂદ્ધ વર્ણવ્યું. મલય દ્વિપકલ્પની ખાલસા દિવાન ( શિખ ધર્મ સભા ) ને ખબર પડતાં તેણે શીખ ધર્મમાં ધર્મ પાળનારમાં દેશી પરદેશી જેવો ભેદ નથી એ મતલબની અરજી કરી છે. તે સભા જણાવે છે કે મલયમાં ૧૩ શીખો યુરેઝીયન, જેપાનીઝ, ચીની તથા બીજી જાતની કન્યાઓને ક્યારના પરણ્યા છે ને તેમને ગૃહસ્થીઓના બરાબોમાં જગ્યા મળી છે.

**દારૂની બદી—અને વધુ મતનો ત્રાસ**—યુનાઇટેડ સ્ટેટસમાં દરેક પ્રાંત પોતાના સ્વતંત્ર કાયદા ઘડે છે અર્થાત્ ત્યાં "ડીસેંટ્રલીઝેશન" નો નિયમ પ્રવર્તે છે. મેઇન પ્રાંતે અપવાદ રૂપે કાયદાથી પોતાના પ્રાંતમાં દારૂ બનાવવો, વેચવો એ ગુન્હો ઠરાવ્યો હતો. કેટલાક આ અંકુશથી ખાળી ગયા. વાત વધી પડી. પ્રજા માત્રનો મત પૂછાયો. ઇનમીનને શેકડા વીસ વધુ મત દારૂના પક્ષપાતીઓને મળ્યા ! તેથી તેમની જીત થઇ ! એ કુંડીએ તો દારૂની કુંડી છલકાવી ! આવા કામમાં કોરા વધુ મત નહીં પરંતુ ઓછામાં ઓછા ત્રણ ચતુર્થાંશ જેટલા વધુ મત હોવા જોઇએ. હાલ તો ૧૦૦ ખોટા અને ૧૦૧ ખરા જેવો અનિયમ પ્રવર્તે છે.

**ઇંગ્લંડનું "ઇન્સ્યુરન્સ બીલ"—પ્રધાનની યુક્તિ અને ગરીબોની મુક્તિ**—નાણાં ખાતાના પ્રધાને પાર્લામેંટમાં રજુ કરેલા ઇન્સ્યુરન્સ બીલની કલમો એટલી ગુંચવણ ભરી છે કે આપણી તરફ તેના મુદ્દા બરોબર જણાયા નથી. પણ તેનાં એક ભાષણમાં તેણે થોડા શબ્દોમાં તેની વીગત રજુ કરી હતી તે સ્પષ્ટ છે. આ બીલ મુખ્ય કરીને, કામદારો જ્યારે માંદા પડે, બે રોજગાર થઇ પડે યા બીજી આપત્તિમાં આવે ત્યારે તેમને વૈદ્યક તથા ધન સંબંધી મદદ કરવા માટે છે. બીલ પ્રમાણે કામદારને ૪ પેનીના બદલામાં ૯ પેનીનો લાભ થશે. તેમને સારૂ ઉઘાડવામાં આવનારાં ખાસ ફંડમાં તેમના ફાળા ઉપરાંત દર વરસે તેમને નોકર રાખનારા તથા પ્રજા ૧ કરોડ ૭૦ લાખ પાઉંડ આપશે. તે દ્વારા કામદારને ઘેર બેઠા ડોકટરની મદદ મળશે, તે માંદા હોય ત્યારે દર સપ્તાહે શી. ૧૦ ને જો હમેશ માટે અશક્ત થઇ પડે તો શેષ જીવન પર્યંત શી. ૫ મળશે. જો તેનું કોઇ કૌટુંબિક ક્ષયરોગી થાય તો તેના ઉપચારાર્થે રાજ્ય, ઇગ્લંડના અનેક ભાગોમાં સેનીટેરીઅમો બાંધવા દર વર્ષે પા. ૧૫ લાખ કાઢશે. ને ત્યાં તે કુટુંબનું ફંડમાંથી પોષણ થશે. જ્યારે કામદારની બૈરી જણે ત્યારે કામદારને સુવાવડના ખર્ચ સારૂ શી. ૩૦ મળશે. તે ખર્ચો કરતાં છતાં ફંડમાં દર વર્ષે રૂ. ૩૦ લાખ ફાજલ રહેશે, જેનો ઉપયોગ કામદારો પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનીજ સભાઓ માર્ફત કરી શકશે. એ ઇન્સ્યુરન્સ ફંડમાંની એક પાઇ પણ વ્યવસ્થા માટેના અમલદારોના પગાર આપવામાં વપરાશે નહીં. તે ખર્ચ ખજાનામાંથી થશે. અમુક અચોક્કસ ધંધાના બેરોજગાર થનાર કામદારને પણ બેરોજગારી દરમીઆન કાંઇક આશ્રય આપવાની જોગવાઇ બીલમાં કરી છે. ધન્યવાદ આવા પરમાર્થી પ્રધાનને ! આપણા દેશી રાજ્યનો કોઇ પ્રધાન આવી નામના કરશે ?

**તમને તમાચો મારનારને તમે શું કરો?**—ભગવાન ઇસુ ખ્રીસ્ત કહે છે કે તમને એક ગાલે તમાચો મારનારને તમારે બીજો ગાલ તે તમાચો મારે તે સારૂ ધરવો, અર્થાત્ એવી ઉદાર નિસ્સીમ ક્ષમા તથા સહનશીલ બુદ્ધિ ધારણ કરવી. પ્રખ્યાત શિક્ષક મી. એદલજી ડેરાબજી **તલાટી**એ દેવલાલીમાં જરથોસ્તી બોર્ડીંગ સ્કુલની સ્થાપના કરી છે. તેના નીતિના શિક્ષણના પાઠની નોંધોની એક નાનકડી ચોપડી હમારા હાથમાં આવી છે. તેમાં કહ્યું છે કે, ( પાનું ૩ જું લીટી ૧-૨ ) "લડતાં હકનાં ના—જો કોઇ એક થપડ મારે તો તમે બે મારજો " ! વ્યવહાર-

માં તો પુનઃપ્રાપ્તિનો ખ્રીસ્તી હોવા છતાં એજ નિયમ સ્વીકારે છે પરંતુ તે સિદ્ધાંત તરીકે તો મી. તલારીએજ સ્વીકારવાની હીમ્મત કરી છે. ખરો કીયો તે નિશ્ચિત કરવું એ હમારા જેવાની સામાન્ય બુદ્ધિની પરે છે.

**કેદીઓને સુધારવાનું બોર્સ્ટલ સીસ્ટમ શું છે**—તે નામ ઘણાએ સાંભળ્યું હશે, પરંતુ તેના ઇતિહાસની માહીતી થોડાનેજ હશે. તેનો હેતુ ૧૬ થી ૨૧ વર્ષની વયના અને જેમના દુષ્ટતાના સંસ્કાર હજી પક્વ અને દૃઢ નથી થયા તેમનું હૃદય તથા મન સુધારવાનો છે. ઇંગ્લંડમાં બોર્સ્ટલ નામક એક સ્થળના કેદખાનામાં તે પદ્ધતિનો ૧૯૦૨ માં આરંભ થયો હતો. તે પરથી એ પદ્ધતિનું નામ બોર્સ્ટલ પડયું છે. ૧૨ માસથી વિશેષ શિક્ષાના પાત્ર થનાર અપરાધીઓને તે લાગુ પાડવામાં આવે છે. આત્મસુધાર સારૂ તે કેદીઓ પાસે અમુક નિયમોનું પાલન કરાવવામાં આવે છે. કેદીઓ છુટવા પછી બોર્સ્ટલ એસોસીએશન નામની સભા, તે કેદીઓને, પ્રમાણિક ઉદ્યોગમાં પડે તે સારૂ નોકરી ધંધો શોધી આપવામાં સહાયતા કરે છે. આવી યોજના હીંદના કેદીઓના સંબંધમાં અમલમાં મુકાવાની ખાસ જરૂર છે. બાલક અપરાધીઓ માટે સ્વતંત્ર જુવેનાઇલ કોર્ટની પણ વડોદરાની પેઠે બ્રીટીશ રાજ્યમાં સ્થાપના થવી જોઇએ. અપરાધની અટકાયત વધતી સજા કરતાં આવા ઉપાયોથી વધારે સારી રીતે થાય છે.

**મી. સ્ટેડનો મી. બીપીનચંદ્ર પાલ વિષે ઉંચો અભિપ્રાય**—"રીવ્યુ ઑફ રીવ્યુઝ".ના પ્રખ્યાત સંપાદક મી. સ્ટેડ ગયા માસમાં અત્રે મળેલા તે માસિકના અકટોબરના અંકમાં મી. બીપીનચંદ્ર પાલનો કાંઇક અહેવાલ આપે છે. મી. સ્ટેડ, તેના ઉદાર, દીર્ઘ તથા વિશ્વવ્યાપી વિચારોને લીધે તેને હીંદના "નેશનેલીસ્ટો" માંના એક સર્વોત્તમ તરીકે વર્ણવે છે. તેમની વક્તૃત્વશક્તિનાં પણ વખાણ કરે છે. મી. પાલ અહીં બ્રીટીશ રાજ્યના એક વફાદાર સેવક તરીકે દૃષ્ટિગોચર થાય છે, તેથી સંતોષ થાય છે. મી. પાલે, મી. સ્ટેડને તેણે પોતે કહ્યું હતું તેમ ઇંગ્લંડમાં ૩ વર્ષ સુધી રહીને હીંદી વિદ્યાર્થીઓનો અંગ્રેજી પ્રતિનો અભાવ દૂર કરવાનું સૌથી મુખ્ય કામ કીધું હતું. મી. પાલ સંસ્થાનો જેવું સ્વરાજ્ય આપણે વિદેશી હોવાથી મળી શકે નહીં એમ સ્વીકારે છે. તેઓ દેશની ધાર્મિક અને આત્મિક ઉત્ક્રાંતિથીજ લાભ થશે એમ માને છે.

**અર્બા બેંક અને જૈન ધર્મ**—જેમ બીજી કોમવાળાઓને આ બેંકના બંધ થવાથી ખમવું પડ્યું છે તેમ અમારા જૈન બન્ધુઓને પણ કાંઇ નહીં તો ૩–૪ લાખનો ધક્કો આવ્યો છે. આ ધક્કો મ્હોટા ભાગે અમારા સુરતી જૈન બન્ધુઓને લાગ્યો છે. આ ધક્કામાં ગોડીજીના દેરાસરના દસ હજાર રૂપીઆ અને શેઠ વેણીચંદના કેળવણી ખાતાને ત્રણ હજારનો ધક્કો લાગ્યો છે. વેણીચંદ ભાઇના પૈસા કેળવણી ખાતાના હતા એમ કહેવાય છે. આ પૈસા વ્યાપારમાંજ ગયા છે. આપણે વ્યાજ લેવાનો ઉપાય કર્યો. બેંકવાલાએ ઘાસલેટ અને ચોખાનો વ્યાપાર કર્યો હતો. આ **પૈસે ખરીદાયેલ ઘાસલેટ અને ચોખાના વાવેતરને આપણે ઉત્તેજન આપ્યું નહિ કહેવાય ? ઘાસલેટથી કેટલા અગ્નીકાયનો સંહાર થયો હશે ? ચોખાના વાવેતરથી કેટલા** વાયુકાયનો સંહાર થયો હશે ? શું આ પૈસા આપનાર તેના પાપના ભાગી તો નથી થતા કે ?—

જૈન (અમદાવાદ)

અમદાવાદમાં કતલ—સન ૧૯૧૦–૧૧ ની સાલમાં ઘેટાંબકરાં મળી ૬૪૫૪૮. અને

મ્હોટાં જાનવર ૧૨૧૫૨ મળી કુલ ૭૬૬૯૬ જાનવર કપાયાં હતાં. આ આંકડા ઉપરથી એમ જણાય છે કે લગભગ-પોણો લાખ જેટલાં જાનવરો કપાયાં હતાં અને છેલ્લા આઠ માસમાં ઘેટાં બકરા ૩૦૬૨૩ અને મોટાં જાનવર ૫૬૧૫ મળી ૩૬૨૩૮ કપાયાં હતાં. આ આંકડો કાંઈ ઓછી સંખ્યા બતાવે છે. જો આ સંખ્યા કોઈ ઉપદેશથી માંસ ખાનાર ઘટી હોય તો તે માટે ઉપદેશકનો ઉપકાર માનવો જોઈએ છે, પણ તેવું કારણ અમને જણાતું નથી—જૈન.

**જુદા જુદા દેશોના કેટલાક વિચિત્ર નવા કાયદાઓ.**—ઇંગ્લૅંડની પાર્લામેંટથી ઘડાયલા કેટલાક કાયદાનો ઉપયોગ શેહેરી કૌન્સીલ તરફથી હાલ હદ બાહેર કરવામાં આવતો કહેવાય છે, જેમાંના કેટલાક આ ચાલુ સાલમાં હોમ સેક્રેટરીની પરવાનગીથી ઘડાયલા જોવામાં આવે છે, જે સળગતી મેચીસ તથા સીગારેટ આદિ રસ્તામાં ફેંકતા અટકાવે છે. બીજા કાયદામાં દર્યા કિનારે કોઈએ કોઈની પાછળ કુતરો ભસવા દેવો નહીં અને ભસતાં અટકાવવો. જો તેમ થતાં જોવામાં આવશે તો કાયદા પ્રમાણે કુતરાના ધણીને ચાલીશ શિલીંગ સુધીનો દંડ કરવામાં આવશે. એકસક્સમાં એક વખત એક માણસને બળતી મેચીસ ફેંકવા માટે દશ શિલીંગનો દંડ થયો હતો. જ્યારે થોડાં વર્ષ ઉપર પોર્ટ એરનના એક કમીશનરે પોતાને હસ્તકની જગ્યાના મોહલ્લામાં જગેજગ પાટીયાંઓ ઠોકયાં હતાં કે, "સર્વેને નોટીસ આપવામાં આવે છે કે મોહલ્લામાં ફરતાં જેનાં મરઘાં બતકાં હોય તેણે એકદમ બંધ કરવાં, અને એકદમ તેમાંની નરજાતિનો નાશ કરી નાખવો, કેમકે મરઘીઓ રાતના કુકરે કુક કરીને પોકારે છે તેથી સખ્ત મજુરી કરનારાઓની ઉંઘમાં ખલલ થાય છે. માટે જેમ બને તેમ મરઘાઓને યમપુરી જલ્દી મોકલી દેવા." ગરીબ બાપડા મરઘાઓ! કાયદાના સપાટામાંથી તેઓ પણ નથી છુટતા! પછી આવી ધાડ બાનુઓના માનીતા કોર્સેટ ઉપર. એને વાસ્તે પણ કેટલાક કાયદા ઘડાયલા જોવામાં આવે છે. રોમાન્યાની ગવર્નમેંટે ત્યાંની સ્કુલોમાં જતી છોકરીઓને માટે કાયદો ઘડ્યો કે તેણીઓએ કોર્સેટ નહી પહેરવો, અને કોઈ પણ જાતનો આર્ટીફિશિયલ દેખાવ નહીં કરવો. સ્કુલની હેડ મીસ્ત્રેસ તેમ નહીં કરવાને છોકરીઓને આજ્ઞા ફરમાવે. ઉતરતી માસ્તરણો છોકરીઓનો કોર્સેટ તપાસે અને પછી સ્કુલમાં મોકલે છતાં તે કાયદો એવો ફતેહમંદ નિવડ્યો નહીં, કે જે પ્રમાણે ત્યાંનો મિનિસ્ટર ધારતો હતો. અમેરિકામાં મોટા ઘેરાવાની ટોપી નહીં પહેરવાનો કાયદો ઘડાયો. વધતામાં વધતી દશ ઈંચનો ડાયેમેટર હોવો જોઈએ. એથી વધારે થાય તો પહેરનારને બેથી વીશ પૌંડ સુધીનો કાયદા પ્રમાણે દંડ થાય. પ્રશિયામાં વેલ્ઝાન કૌન્સીલના એક મેમ્બર આગળ બાનુઓની વારંવાર ફરીયાદો ગઈ કે અમારા ધણીઓ, ભાઈઓ રાતે ઘણા મોડા ઘરે આવે છે, અને વળી આવે છે ત્યારે ખૂબ પી ઘરાઈને રોશન બારાદ થઈ આવે છે. આથી દશ વાગ્યામાં દારૂનાં પીઠાં બંધ કરાવવાં, અને ત્યાર બાદ અર્ધા કલાકમાં બઇરાં, છોકરાં, પુરૂષો આદિએ ગૃહે જવું. આ કાયદો પસાર થયો અને તેની સાથે બીજો એક કાયદો એવો ઘડાયો કે કોઈએ પણ મોહલ્લામાં બીડી ફુંકવી નહીં. જો ફુંકતો જોવામાં આવે તો દંડ અને બાંધીમારની સજા તેને માટે ઠરાવી હતી. બર્લીનમાં એક કાયદો એવો પસાર થયો હતો કે બુક બાઈંડરે તારથી ચોપડીઓ બાંધવી નહીં કેમકે કટાયલા તારોની ચોપડીથી સ્કુલોનાં કેટલાંક છોકરાંપોરે ઝેહેર ચહડી જવાની ફર્યાદ થઈ હતી. આથી બુક બાઈન્ડરોએ તેમ કરવું બંધ કર્યું. જો બાંધનાર કોઈ જણાય તો તેને અમુક દંડ થાય—અપક્ષપાતમાં મીસીસ માણેક દીનશા પટીયાલીના લંડનથી તા૦ ૧૦ મી ઓકટોબરે લખેલા લેખ.

પતિ પત્નિના હક્ક—મેસેચુસેટસમાં નારથેમ્પટન નામે ગામ છે. ત્યાં એક જણ બાહેર જવા નીકળ્યો ત્યારે વર્ષાનો હિંગામ થઇ રહેલો હોવાથી તેણે છત્રી માંગી પણ સ્ત્રીએ એવું કહી આપી નહીં કે તેણી બાહેર જવાની હતી અને એકજ છત્રી હોવાથી તેણીનો તે ઉપર પ્રથમ હક્ક પુગતો હતો. ધણીએ જણાવ્યું કે મકાનના તથા કુટુંબના વડા અને પાલક દાખલ તેનો દરજ્જો વધુ ચડતો હતો એટલે તેને છત્રી જોઇએ પણ પેલી સમજે ક્યાંથી? આ ઉપરથી બન્ને વચ્ચે બાઝંબાઝી થઇ ને કોર્ટે ગયાં. જજે મરદની તરફેણમાં મત આપ્યો. સ્ત્રીઓ તેથી તેની વિરૂદ્ધ લેખો લખે છે.

---

## ગ્રંથાવલોકન.

૧—**કેળવણીની કળા,** અથવા, શાળા વ્યવસ્થા તથા શિક્ષણ પદ્ધતિની સામાન્ય માહિતી–મૂલ્ય રૂ. ૦॥, પૃ. ૨૦૮, સુપરરોયલ ૧૬ પેજી ૨ જી આવૃત્તિ (૧૯૧૧)—કર્તા, **રા. ગાંડાભાઇ પ્રાગજીભાઇ દેસાઈ,** વડોદરાની મેલ ટ્રેનીંગ કોલેજના શિક્ષક.

આ પુસ્તક શિક્ષકોને તેમજ શિક્ષણની વિદ્યામાં ખાસ હિત ધરાવનારને અવશ્ય વાંચવા જેવું છે. ટુંક મુદ્દતમાં તેની બીજી આવૃત્તિ બહાર પડી એજ તેની ઉપયોગિતાનો એક સારો પુરાવો છે. શિક્ષણ આપવું એ પણ એક હુન્નર અને વિદ્યા છે એ સિદ્ધાંત હવે સર્વસ્વીકૃત છે; તેથી આ પ્રકારનાં પુસ્તકો ગુજરાતી ભાષામાં હોવાં અનિવાર્ય છે. કર્તાએ પોતાનું પુસ્તક ૬ પ્રકરણોમાં વિભક્ત કર્યું છે. પહેલાં પ્રકરણમાં શિક્ષણ, શિક્ષક તથા શાલાવ્યવસ્થા ઉપર વિવેચન કર્યું છે; બીજામાં કથિત, ત્રીજીમાં ગણિત, ચોથામાં વાચન, પાંચમામાં લેખન અને છઠ્ઠામાં ઇતિહાસ ભૂગોલ પર વિવેચન કર્યું છે. દરેક વિષયના જ્ઞાનના લાભ શા શા છે, તેનો ઉદ્દેશ શો છે, અને તે કેવી રીતે વિદ્યાર્થીના મન પર ઠસાવવું તેની સમજ ગ્રંથકારે ઘણી ક્રમબદ્ધ, નિયમિત રીતે, યોગ્ય વિભાગો પાડીને આપેલી જણાય છે. શિક્ષણ વ્યવસ્થાની ઝીણી બાબતો પણ તેમણે લક્ષમાં રાખીને શિક્ષકને તે સંબંધી સલાહ આપી છે. આ સલાહ સામાન્ય બુદ્ધિને અનુસરીને છે. ઘણું કરીને તીક્ષ્ણ બુદ્ધિવાળા શિક્ષક આત્મબુદ્ધિથીજ તે નિયમો વગર વાંચે પોતાના મનથી ઘડી શકશે. પરંતુ સઘળાજ શિક્ષકો તેવા હોતા નથી. અને ઘણાક નિયમોના ઉદ્દેશ તો કેટલાક અનુભવ વિના લક્ષમાં આવી શકતો નથી. વિદ્યાર્થીને વિદ્યા કષ્ટકર ન થઇ પડે, વિદ્યાભ્યાસ કરતાં તેમના શરીર અને મનને હાનિ ન પહોંચે, ઉભય ઉલટાં સાવધાન અને તંદુરસ્ત બને એવા નિયમોનો સમાવેશ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. શિક્ષક માત્રને તે પુસ્તક વાંચવાની હમે ખાસ ભલામણ કરીશું. મૂલ્ય પુસ્તકના કદ તેમજ તે પાછળ લીધેલા શ્રમ જોતાં બહુ અલ્પ છે.

૨—**વેદાંત આર્ય ભાષાનું** ગુજરાતી ભાષાંતર—મૂલ હીંદીમાં, કર્તા, લાહોરની ડી. એ. વી. કોલેજના સંસ્કૃત ફીલોસોફીના પ્રોફેસર, પંડિત આર્ય મુનિ; ગુજરાતીમાં ભાષાંતર કર્તા શ્રીમતી મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપદેશક, શ્રીમાન્ **શાસ્ત્રી મણિશંકર પ્રાણશંકર શર્મા;** મૂલ્ય રૂ. ૨॥, પૃ. ૩૮૯, રોયલ ૧૨ પેજી. આ ઉપરાંત ૪ પાનાં **શુદ્ધિપત્રક** નાં છે.

આ પુસ્તક લુહાણા જ્ઞાતિના સદ્‌ગત જેઠાભાઇ પ્રેમજીના ટ્રસ્ટીઓ તરફથી સદ્‌ગતના વીલમાં કરેલી આજ્ઞાનુસાર પ્રગટ કરવામાં આવ્યું છે. રા. જેઠાભાઇનો હેતુ પોતાનાં ધન દ્વારા આર્ય ગ્રંથોનો ગુજરાતી પ્રજામાં પ્રચાર થાય એ હતો, અને તે હેતુથી તેઓ પોતાના વીલમાં વ્યવસ્થા કરી ગયા છે. આ હેતુ ટ્રસ્ટીઓ બરોબર બર લાવ્યા નથી એમ કહેવું પડશે. જો પ્રચારજ કરવાનો હેતુ છે તો રૂ. ૨॥ જેટલી ઉંચી કીંમત રાખવી નહોતી. બીજા હાથ ઉપર ગ્રેજ્યુએટ માત્રને તે મફત આપવાનો ઠરાવ તેઓએ કીધો છે. પરિણામ એ આવે કે કેવલ લાઇબ્રેરી જાડી કરવા સારુજ ગ્રેજ્યુએટો તે મેળવવા હાથ લંબાવશે, જ્યારે જે નિર્ધનોને ધર્મજ્ઞાન પર પ્રેમ હશે તેઓ રૂ. ૨॥ જેટલી મોટી રકમ ન આપી શકવાથી તે વાંચવાથી બેનસીબ રહેશે. વેદાંત દર્શન એ આર્ય ધર્મની વ્યવસ્થાનું મૂલ ગણાય છે. સંપ્રદાયોના સ્થાપકોએ તેનાજ ઉપર ધર્મની રચના હોય એમ માનીને તે પરજ ભાષ્ય કર્યું છે. તે વિના આચાર્ય પદવીની પ્રાપ્તિ અશકય હોય એમ મનાય છે. વેદાંત ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવ વર્ણવે છે, અને આચાર્યોનો તેના સૂત્રોનો અર્થ કરવામાં એવા મતભેદ પડ્યો છે કે, આર્ય જાતિ, એ અર્થાંતરોને કારણેજ જુદા જુદા સંપ્રદાયોમાં વિભક્ત થઇ ગઇ છે! દ્વૈત અદ્વૈત, શુદ્ધદ્વૈત, વિશિષ્ટાદ્વૈત પ્રત્યાદિ સૂક્ષ્મવાદોએ હીંદુ સમાજને છિન્નભિન્ન કરી છે. મૂલ સૂત્રો અસ્પષ્ટ હોવાને લીધે એના અર્થ વિષે મતભેદ થવાને કારણુ મળ્યું હોય કિંવા આચાર્યોએ સ્વતંત્ર અર્થ કરીને પોતાનાં પાંડિત્યની સ્થાપના કરવા ભાષ્યો રચ્યાં હોય! ગમે તેમ હો-પરંતુ વેદાંત સૂત્રોમાં કાંઇક વિશેષ ચમત્કૃતિ ન હતે તો તેના પર ટિકા અને અનુટિકાઓ થતે નહીં. પ્રોફેસર આર્યમુનિ શંકરાચાર્યના અદ્વૈતવાદની વિરૂધ્ધ છે અને વેદ ઉપનિષદ્ તથા તેને આધારે રચાયલાં વેદાંતમાં દ્વૈતવાદજ છે એમ સિદ્ધ કરવા આ પુસ્તક રચ્યું છે. તેઓ તેમાં એમ બતાવે છે કે, શંકરાચાર્યે માયાવાદ બૌદ્ધ અને જૈનોના તર્કમાં કિંચિત્ ફેરફાર કરીને તેમનાં તાંટીયા તેમના ગળામાંજ ભેરવવા પ્રયત્ન કર્યો છે. વેદાંતના આધાર રૂપ વેદ તથા ઉપનિષદોનો તે મત નથીજ. તે સિદ્ધ કરવા તેમણે અનેક સબળ પ્રમાણો આપ્યાં છે; અને શંકરના વિરોધી રામાનુજ તથા મધ્વાચાર્યની તેમને સારી સહાયતા મળી છે. વેદાંતના અર્થ ઉપર નિષ્પક્ષ મનન કરનાર માટે આ પુસ્તકનું વાચન અનિવાર્ય છે. ભાષાંતર કર્તાએ હીંદીભાષાનો અનુવાદ, મૂલ શૈલી બને તેમ જેમની તેમ રાખીને કર્યો છે. ભાષાંતરકર્તાએ પોતાનું કામ ઉત્તમ રીતે કર્યું છે.

૩–સુધારેલ ભાગવત—લખનાર "ગુલ ગુલ"–સુધારા સાથે છપાવી, પ્રકાશક, રા. ગણપતિ કેશવલાલ શર્મા–પાટડી. પૃ. ૩૨, મૂલ્ય ૧ આનો. પ્રકાશકનો ઉદ્દેશ પ્રથમ, પ્રસ્તાવનામાં લખવા પ્રમાણે અનાથાશ્રમ સ્થાપવાનો હતો. પણ તે માટે પ્રજામાં પુરતો ઉત્સાહ ન હોવાથી તે વિચાર મુલતવી રાખીને દેશ સેવા કરવાની તેમની વૃતિએ ટ્રેક્ટ ખાતું ખોલવાનું રૂપ લીધું છે, જેનો આ ૧ લો મણકો છે. આનો નફો તેઓ જુદા જુદા ખાતાંમાં આપનાર છે. પુસ્તક નારદ તથા ભગવાન વચ્ચેના સંવાદ રૂપ છે, અને તેનો હેતુ ધાર્મિક તથા સામાજીક કુરીવાજો બતાવી આપવાનો છે. પુસ્તક રસિક રીતે લખાયું છે.

૪–નડિયાદ હીંદુ અનાથાશ્રમનો રીપોર્ટ—૧૯૦૮થી–૧૧ સુધીનો–આ રીપોર્ટની પહોંચ માન સહિત સ્વીકારીએ છીએ. અનાથાશ્રમનો રીપોર્ટ દર વર્ષે બહાર ન પડે. ને પાછળથી અનેક વર્ષનો સંગ્રહ બહાર પડે એ લગભગ નકામું છે. રીપોર્ટ જોઇએ તે કરતાં બહુ મોટો

છાં કેટલાં બાનો વાંચવાનાં પુસ્તક કેવાં છે? અને વાંચનાના પ્રમાણમાં સાંભળ્યું કેવું છે ? તેમાં કેટલાંક આર્ટ પેપર પર ચિત્રો છે. એક ગરીબ અનાથાશ્રમે [illegible] ખર્ચો જોય શા સારૂ કરવો જોઈએ ? આમ કહી હમે એ આશ્રમના કાર્યકરનારાઓને ઉતારી પાડીએ છીએ એમ ધારવાનું નથી. તેઓ તો અસાધારણ ઉમંગી છે, અને ખરા [illegible] છે, તેમને જેટલો ધન્યવાદ આ ખાતું સ્થાપવા તથા નિભાવવા માટે આપીએ તેટલો થોડો [illegible] ૧૭ પર આપેલો સાર નીચે પ્રમાણે છેઃ—

"અનાથોને રાખવાનો આરંભ તા. ૨૪-૫-૧૦ થી કરી શકાયો હતો. હાલમાં એટલે તા. ૧ જુન ૧૯૧૧ સુધીમાં અનાથોની સંખ્યા ૨૪ ની છે. એમાં ૮ બ્રાહ્મણ, ૨ વાણીઆ, ૮ પાટીદાર, ૨ ધારાળા, ૨ લુહાર, ૨ બારોટ છે. આમાંના બે અનાથ અપંગ છે. એકમાં ધારાળાનો વર્ષ ૧૩ નો છોકરો છે તે અમુક અકસ્માતથી કેડેથી તદન ખુંધો થઇ જઇ રોગીષ્ટ અને અશક્ત રહે છે. જ્યારે તે આ અનાથાશ્રમમાં દાખલ થયો ત્યારે તેની શારીરિક તપાસ કરાવતાં ડાક્ટરોએ એવો અભિપ્રાય આપ્યો હતો કે તેનો રોગ અસાધ્ય હોઇ તે મરણનો ભોગ થઇ પડશે. પરંતુ યોગ્ય માવજત અને દવાથી તે સાધારણ રીતે હાલચાલ કરી શકતો થયો છે. એની સંભાળ રાખવામાં અને સુશ્રુષા કરવામાં બંધુભાવથી અન્ય અનાથો જે ઉત્સાહ રાખે છે, તે પ્રશંસનીય છે. ખરેખર બંધુભાવનું એ દ્રશ્ય આદર્શરૂપ છે. બીજો અપંગ અનાથ હાલમાંજ આવ્યો છે અને તે એક કાઠિયાવાડી વાણીઆનો પુત્ર છે. જન્મથી તેના પગ એકપર એક એ પ્રમાણે વળી ચોંટી ગયા છે." દાન મેળવવા જાહેરખબરો દ્વારા આપવાની એ આશ્રમની પદ્ધતિ નવીન છે. "૨૫૦ રૂ. માં અમર નામ", વૉલંટીયરોને ચાંદ. એ સઘળું અધિકારીઓનો ઉત્સાહ દર્શાવે છે. પરંતુ માન ને નામની લાલચ કરતાં ઉચ્ચ પરોપકાર વૃત્તિથી દાન આપવા લેવામાંજ પુણ્ય છે એમ હમે માનીએ છીએ. માત્ર માનની લાલચ આપવી ઉત્તમ પક્ષ નથી. ફંડ જોઇએ તેવું સંતોષકારક નથી. તેની પાસે રોકડા રૂ. ૩ હજાર પણ માંડ હશે. પણ રૂ. ૧૦ હજારનું મકાન છે એ સંતોષકારક છે.

અખૂટ

કૌવત આપનારી.

## આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ ના રૂપિયો ૧.

તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી.

કુદરતી આવેલી કમતાકાતને ઘણી સફાઈથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે.

અખૂટ કૌવત આપનારું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે, પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે.

ત્રીસ વર્ષો થયાં વધારે વધારે મળતી ફતેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્તિના મજબૂત સ્તંભો છે.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

સુખી કરનાર.

## કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠિયાવાડ.

વળી વિદ્યા તણાં અંકુર, ખીલ્યાં જેહથી આજે. (૬)
સકળ સ્થળમાં સદા આનંદ, રહ્યો પ્રસરીજ જેનાથી;
થયા અતિ લાભ ને ઉપકાર, ભરત ભૂમિનેજ જેનાથી. (૭)
અનુપમ ' રામરાજ્ય ' સમું, બ્રિટિશ જે એવું કહેવાયે;
તે બ્રિટિશ રાજ્યના નૃપતિ, કિરિટ ધારણ ક્રિયા થાયે. (૮)
અહો ! ધન્યભાગ્ય ભારતનાં, વરો વિવાહ થકી અવસર;
બિરાજે જ્યોર્જ પંચમ તખ્ત, વધ્યો આનંદ તો અનહદ. (૯)
નિયંતા વિશ્વના તેનું, કરો હમેશ પ્રીતે રક્ષણ;
મહિમા એહનો ઉજ્વળ, વધારો સૂર્ય સમ નિશદિન. (૧૦)
અચળ અમલ રહો એનો, સુયશ વ્યાપક બધે થાઓ;
વિજયનો વાવટો ફરકી, રહો સર્વત્ર દિશાઓ. (૧૧)
અખુટ રિદ્ધિ અને સિદ્ધિ, તણી પ્રાપ્તિ પ્રભુ બક્ષો;
વિમળ વૈભવ, કળા ઉન્નત, કુશળ શુદ્ધિ વળી બક્ષો. (૧૨)
રિપુ સઘળા કરો નિર્મૂળ, વિજેરી ઝુંડ તે સૌનાં;
કરો ક્ષીણ તેમની શક્તિ, દહો સંકલ્પ દુષ્ટોના. (૧૩)
અમરવેલી સમો પરિવાર, આપો વિશ્વના સ્વામિન્!
કુશળ, આરોગ્ય, રાજ સમાજ; રાજેશ્વર રહો નિશદિન. (૧૪)
ચિરાયુઃ એમનું જીવન, બનો અત્યંત શ્રેયસ્કર;
કૃપાની વૃષ્ટિ વરસીને, રહો શાંતિ નિવાસ હરદમ. (૧૫)
મનોરથ મન-ઊર્મિના, પુરણ કરજો જગત આધાર;
" જીવો બહુ જ્યોર્જ ને મેરી, " ' હરિ ' આશીશ જયજયકાર. (૧૬)

પારડી,
તા. ૩-૧૨-૧૧ } હરિભાઇ ડાહ્યાભાઇ વશી

---

## યમુના તટની, સંધ્યાકાળની શોભા.

### ( માલિની )

ગયો સખી સાથે હું સાંજ સમયે યમુના, નિરખ્યાં નભ ચુમ્બીત શિખરો મન્દિરોનાં,
પાસે યમુના આ ઘોર ઘુ ઘુ કરે છે, નીર ગમ્ભીર વ્હેતું મદ ભર્યું ઉછળે છે,
સુન્દર જળમાં આ ડોલતી દેખ હોડી, ચીરી જળ ઉંડું જાય છે જો તે દોડી,
થાકેલો રવિ આ પશ્ચિમે જઈ છુપાયો, જગ હળતો ઇન્દુ પુર્ણિમાનો પ્રકાશ્યો,
શી સુંદર સન્ધ્યા પાણીમાંથી દિસે છે, બુરા નભ પડમાં તારલા ડોલતા છે,
લલકારે રાગો નાવિકો નાવ હેલી, પડતા પ્રતિ ઘોરો પાણીમાં જાય ભેદી,
રણુઝણુ રણુકારા આરતીના થયા જો, ગેબી નાદો આ શંખના વાગીયા જો,
જળ પણ આ પ્રતમ્યું શાન્તતા સર્વ જાગી, ઘડી ભર જગ વિસર્યું પાપ વૃત્તિ વિરામી.

હાથરસ, તા. ૩૦-૧૧-૧૧ ] " નવમ "




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥

ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં ( ऋजीयः ) સરળ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, અ ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૧ લું    જાનેવારી, સન ૧૯૧૨    અંક ૭ મો.

## રાજ-રાજેશ્વર-રાજ્યાભિષેક

( રાગ—ગઝલ—કવ્વાલી )

વિવિધ રાજ્યો જગતનામાં, ગણાતું આગ્રપદમાં જે;
અમલ જેનો અધિક જામ્યો, અતિ ઉત્તમ મનાતું જે. ( ૧ )
નહિ સૂર્યાસ્ત જ્યાં થાતો, રહે તપતેજ હમેશાં.
પ્રબળ સત્તા રહી વ્યાપી; જગતમાં જેની હમેશાં; ( ૨ )
સદા શાંતિ અને સુખો, મળે વિશેષ જેનાથી;
ન્યાય, ભય, ભાગી, નિર્ભયતા સ્થપાઇ છેજ જેનાથી: ( ૩ )
અદલ ઇન્સાફ જ્યાં મળતો, નહિ લવલેશ જ્યાં ખામી;
પીતાં જળ ઘાટ એક ઉપર, અજ ને વાઘ તો જ્યાંહી. ( ૪ )
પ્રજા; ઇચ્છા પ્રમાણે જ્યાં, ગમે તે ધર્મને પાળે:
નથી હરકત તેમાં જ્યાં, ખરે ! નહિ કોઇ તો ખાળે. ( ૫ )
હુનર, ઉદ્યોગ, કળા, કૌશલ્ય, જેનાથી ખીલ્યાં આજે;

વળી વિદ્યા તણું અંકુર, ખીલ્યાં જેહથી આજે. ( ૬ )
સકળ સ્થળમાં સદા આનંદ, રહો પ્રસરીજ જેનાથી;
થયા અતિ લાભ ને ઉપકાર, ભરત ભૂમિનેજ જેનાથી. ( ૭ )
અનુપમ ' રામરાજ્ય ' સમું, બ્રિટિશ જે એવું કહેવાયે;
તે બ્રિટિશ રાજ્યના નૃપતિ, કિરિટ ધારણ ક્રિયા થાયે. ( ૮ )
અહો ! ધન્યભાગ્ય ભારતનાં, વરી વિવાહ થશી અવસર;
બિરાજે જ્યોર્જ પંચમ તખ્ત, વધ્યો આનંદ તો અનહદ. ( ૯ )
નિયંતા વિશ્વના તેનું, કરો હમેશ પ્રીતે રક્ષણ;
મહિમા એહનો ઉજ્વળ, વધારો સૂર્ય સમ નિશદિન. ( ૧૦ )
અચળ અમલ રહો એનો, સુયશ વ્યાપક બધે થાઓ;
વિજયનો વાવટો ફરકી, રહો સર્વત્ર દિશાઓ. ( ૧૧ )
અખુટ રિદ્ધિ અને સિદ્ધિ, તણી પ્રાપ્તિ પ્રભુ બક્ષો;
વિમળ વૈભવ, કળા ઉન્નત, કુશળ બુદ્ધિ વળી બક્ષો. ( ૧૨ )
રિપુ સઘળા કરો નિર્મૂળ, વિખેરી ઝુંડ તે સૈન્યનાં;
કરો ક્ષીણ તેમની શક્તિ, દહો સંકલ્પ દુષ્ટોના. ( ૧૩ )
અમરવેલી સમો પરિવાર, આપો વિશ્વના સ્વામિન્!
કુશળ, આરોગ્ય, રાજ સમાજ; રાજેશ્વર રહો નિશદિન. ( ૧૪ )
ચિરાયુઃ એમનું જીવન, બનો અત્યંત શ્રેયસ્કર;
કૃપાની વૃષ્ટિ વરસીને, રહો શાંતિ નિવાસ હરદમ. ( ૧૫ )
મનોરથ મન-ઉર્મિના, પૂરણ કરજો જગત આધાર;
" જીવો બહુ જ્યોર્જ ને મેરી, " ' હરિ ' આશીશ જયજયકાર. ( ૧૬ )

પારડી,
તા. ૩-૧૨-૧૧ } હરિભાઇ ડાહ્યાભાઇ વશી

---

## યમુના તટની, સંધ્યાકાળની શોભા.
### ( માલિની )

ગયો સખી સાથે હું સાંજ સમયે યમુના, નિરખ્યાં નભ ચુમ્બીત શિખરો મન્દિરોનાં,
પાસે યમુના આ ઘોર ઘુઘુ કરે છે, નીર ગમ્ભીર વ્હેતું મદ ભર્યું ઉછળે છે,
સુન્દર જળમાં આ ડોલતી દેખ હોડી, ચીરી જળ ઉંડું જાય છે જો તે દોડી,
ચાલ્યો રવિ આ પશ્ચિમે જઈ છુપાયો, જળ હળતો ઇન્દુ પુર્ણિમાનો પ્રકાશ્યો,
શી સુંદર સન્ધ્યા પાણીમાંથી દિસે છે, ભુરા નભ પડમાં તારલા ડોલતા છે,
લલકારે રાગો નાવિકો નાવ ઠેલી, પડતા પ્રતિ ઘોષો પાણીમાં જાય ભેદી,
રણુઝણુ રણકારા આરતીના થયા જો, ગેબી નાદો આ સંખના વાગીયા જો,
જળ પણ આ પ્રત્યક્ષ શાન્તતા સર્વ જામી, ઘડી ભર જગ વિસર્યું પાપ વૃત્તિ વિરામી.

હાથરસ, તા. ૩૦-૧૧-૧૧ ] " નવલ "

---

## ઉપસર્ગોત્સર્ગ

(ત્રોટક)

ઘરતી પ્રીત કો ગૃહ નિત્ય જતાં, ઘટી વીત જતું અનીતિથી સદા;
ઘટી જ્ઞાન જતું મુદ સંગ રહે, ઘટી માન જતું મુખ માગતજે—
ઘટી ધર્મ જતો મન ભ્રષ્ટ થયે, ઘટી શર્મ જતી અપકૃત્ય વડે;
ઘટી બુદ્ધિ જતી બહુ ભોજનથી, ઘટી શુદ્ધિ જતી નહિ શૌચ થકી—
ઘટી શાન્તિ જતીજ અતૃપ્તિ વડે, ઘટી કાન્તિ જતી વ્યભિચાર કરે;
ઘટી નેક જતો બદફેલ ચહે, ઘટી ટેક જતી નિજ વેણ ગયે—
ઘટી યોગ જતો શિળ ભંગ થયે, ઘટી ગુણ જતાં નિચ સંગ રહે;
ઘટી શ્રેય જતુંજ અધીર ધરે, વળી પુણ્ય પળે અપકાર કરે—

મુંબઇ તા. ૧૨-૧૧-૧૧ ] સુખલાલ પી. દોશી (બોટાદકર)

## સત્યનું મહાત્મય.

(૫)

### શાસ્ત્રોનાં વચનો.

સત્યની જે એક કસોટી આપણા આદિ ગુરૂ મનુભગવાને આપી છે તે સૂચવનામાં આવતી અનેક કસોટીઓમાં સર્વોત્તમ છે. સુખ દુઃખનાં લક્ષણ તરીકે सर्वं परवशं दुःखम् सर्वमात्मवशं सुखम्॥ અર્થાત્ જેટલી પરવશતા છે તેટલું દુઃખ છે, જેટલું આત્મવશ છે તેટલું સુખ છે એમ અસાધારણ દીર્ઘદૃષ્ટિથી જણાવીને તરતજ નીચલા શ્લોકમાં આર્યશાસ્ત્રના એ અધિપતિ કહે છે કે

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥

મનુસ્મૃતિ અધ્યાય ૪, શ્લો. ૧૬૧

**અર્થ**—જે કામ કરવાથી તમારો અંતરાત્મા (કૉનસ્યન્સ) પ્રસન્ન થાય તે કર્મ યત્નપૂર્વક કરવું અને તેનાથી વિપરીત કર્મનો ત્યાગ કરવો.

આજ સત્યની સર્વોત્તમ કસોટી છે. મીલ અને સ્પેન્સર તેમજ લૉક અને હ્યુમના અન્ય અનુયાયી શીક્ષકો મનુના અંતરાત્મા અર્થાત "કૉન્સ્યન્સ"ને માનતા નથી. પરંતુ હવે પાશ્ચાત્ય વિદ્વાનો તેવી એક ચીજ છે તે સ્વીકારવા લાગ્યા છે. દુષ્ટો અને અસત્‌વાદીઓને અંતરાત્મા દેખાતું નથી તેથી અંતરાત્મા જેવી વસ્તુજ નથી એમ કહેનારાઓને એ ઉત્તર છે કે દુષ્ટો તથા અસદ્વક્તાઓને પણ અંતરાત્મા તો છે, માત્ર તે બહેર મારી ગયું છે. ડીસ્પેપ્શીયાથી પીડાતો દરદી અન્નભોજન ન કરે તેથી જઠરાગ્નિ જેવી વસ્તુજ નથી એમ જેમ સિદ્ધ થતું નથી તેમ અંતરાત્માનું પણ જાણવું. તેને શુદ્ધ અને નિર્મલ રાખ્યું હોય અને

વિશેષ કરીને એ રંગ રહિત પારદર્શક ચીજને જ્ઞાનથી પ્રકાશિત કર્યું હોય છે તો તેના જેવી સત્યાસત્ય, ન્યાયાન્યાયનો સપાટામાં સંપૂર્ણ નિર્ણય કરનારો એકે બીજો ન્યાયાધીશ નથી! જે બાબત પોતાપર અજમાવાય તો પોતાને ન પસંદ પડે તે બીજાપર અજમાવવામાં આવતાં પસંદ નહીં પડે એવો વિચાર કરીને, તેજ પ્રમાણે વર્તનારો અવશ્ય સત્ય પક્ષમાં હોય છેજ. ઇસુ ખ્રીસ્ત Do unto others as you wouldst be done by (જેમ તમારૂં પોતાનું થવા તમે અંતરાત્માથી ઇચ્છો તેવુંજ બીજાને કરો. ) તે બીજા શબ્દોમાં મનુનોજ ભાવ દર્શાવે છે.

અહો! મનુભગવાને સત્યની કેવી પ્રશંસા કરી છે! કહે છે કે "જેમ મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, આકાશના તારા ગણોમાં સૂર્ય, શરીરમાં શિર તેમજ ધર્મમાં સત્ય ઉત્તમ છે." ( આ શ્લોક મનુની કેટલીક પ્રતોમાંજ મળે છે. )

અનેક સ્થળે મનુ સત્યનું ગૌરવ ગાય છે. ચોથા અધ્યાયના ૨૩૭ મા શ્લોકમાં કહે છે કે, **यज्ञोऽनृतेन क्षरति** અર્થાત્ અસત્યથી યજ્ઞનો પણ ક્ષય થાય છે, અર્થાત્ કર્મ માત્ર નિષ્ફલ જાય છે. આઠમા અધ્યાયમાં (શ્લો. ૧૩) કહે છે કે જો સભામાં સત્ય બોલવાની હામ ન હોય તો ભલે ઘેર છાનામાના બેસીરહો, પરંતુ જાઓ તો, સત્યજ બોલવું (**सभा वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समंजसम्।**) કારણ કે સત્ય ન બોલવાથી તેમજ અસત્ય સાંભળી મુંગા રહેવાથી પાપી થવાય છે! વળી એ આદિ રાજર્ષિ ઉમેરે છે કે "સભામાંજ સભાસદોના દેખતાં ધર્મ અધર્મથી, સત્ય અસત્યથી નષ્ટ થાય છે" (અર્થાત્ જે સભાસદો મુંગે મ્હોડે અધર્મ અને અસત્યનો જય થવાદે છે તે સભાસદો ઉપરોક્ત પાપથી પોતે નષ્ટ થાય છે) (અ. ૮ શ્લો. ૧૪).

જો સઘળી સભાઓમાં સભાસદોને આવા શપથ આપવામાં આવે તો અસત્યનું સામ્રાજ્ય આંડામાનના ટાપુઓમાં પણ ચાલવું કઠિન પડી જાય! મનુ ભગવાનનો અસત્યવક્તાઓમાં પણ જુઠી જુબાની આપનારાઓ ઉપર તો સૌથીવધુ તિરસ્કાર છે. મહર્ષિ તેમને શાપ આપે છે (અને તે સત્યજ છે) કે "પાશોથી બદ્ધ તે સો જન્મ પર્યંત પીડાય છે." ઇશ્વરને હાજર "જાણી જે બોલીશ તે સાચું બોલીશ" એમ ઇંટરપ્રીટર કોર્ટમાં હીંદુને સોગન બબડી જવા કહે છે. તેને બદલે જો દરેક ઉપયોગી સાક્ષીને જજજ પોતે ઉપરોકત મનુસ્મૃતિનો શ્લોક ગંભીર વદને કહી સંભળાવે, તો તેની ઘણી વિશેષ અને ચમત્કારિક અસર થવાનો સંભવ શું નથી? મનુસ્મૃતિમાં અસત્ય બોલવાનું પણ વિધાન છે ખરૂં પરંતુ એ શ્લોકો સ્પષ્ટ પ્રક્ષિપ્ત, તથા ઉપરોકતથી વિરૂદ્ધ હોવાથી તેનો ત્યાગજ કરવો ઉચિત છે.

પ્રાચીન શાસ્ત્રકર્તાઓએ અસદ્વર્તીને મૃત્યુ પછી પરજન્મમાં જે શિક્ષા નિર્મિત કરી છે તે અર્વાચીન શાસ્ત્રોએ ઓછી કરી નથી. એ સંતોષજનક છે. પુરાણકારોએ અજ્ઞાની લોકો સીધું ન સમજે તે કારણથી અથવા ગમે તે કારણથી, તેમને અધર્માચરણ કરતાં અટકાવવા ૨૪ નરકોની કલ્પના કાઢીછે. તે નરકોનું ભુગોલમાં તેમજ ખગોલમાં કશું વર્ણન કે 'સૂચન' મળતું નથી, તેથી તે કલ્પનાજ હોવી જોઇએ. પરંતુ ભુગોલ તથા ખગોલનાં અજ્ઞાની લોકોને અધર્મ તથા અસત્ય બોલતા અટકાવવા માટે એ નરકો સત્ય તરીકે મનાવવામાં પુરાણકારોને ઝાઝી અડચણ નડી નહીં. તેઓએ તો તે સત્યજ માન્યાં અને પુરાણકારોએ ઘણી બુદ્ધિમત્તાથી અસત્ય બોલનારાઓ ભયંકર ૨૪ નરકોમાં પણ સૌથી ભયંકર એવાં રૌરવ નરકમાં પડશે એમ કહ્યું છે!

જો નરકો પોતેજ સત્ય ન હોય તો તે સત્ય તરીકે ખપાવનાર પોતાનાજ લખવા પ્રમાણે કયા નરકનો અધિકારી થાય એવો ઉપસ્થિત થઈ શકતો પ્રશ્ન બાજુએ રાખતાં, આમાં હેતુ ઉત્તમ સમાયો છે, તે સ્વીકારવું પડશે: અસત્ય સૌથી મહાન્ અધર્મ છે તેથી તે માટે નરક સૌથી ભયંકરજ હોવું જોઇએ.

શ્રીમદ્ ભાગવત કહે છે કે, " જુબાની, દાન અથવા લેવડદેવડમાં અસત્ય બોલનાર મરણ પછી " અવીચિમાન " નામના નરકમાં સો યોજન ઉંચા પર્વતના શિખર ઉપરથી ઉંધો પડે છે. આ નરકમાં પત્થરની ભૂમિ જલ જેવી ભાસે છે, તેથી તે અવીચિમાન કહેવાય છે." (શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૫, અ. ૨૬, શ્લો. ૨૮) પુરાણકારો હમેશાં સત્યનો પક્ષપાત કરતા એ તેમને ન્યાય આપવા સારૂ કહેવું જોઇશે. પુરાણોના દેવો વિષ્ણુ સુદ્ધાં અસત્ય બોલે છે એ શોકજનક છે, પરંતુ એ કાંઇક દીલાસો છે કે, અસત્ય બોલનારા, ગમે તેવા મહાન્ દેવ હોવા છતાં, તેમને પણ કાંઇને કાંઇ શિક્ષા જરૂર સહન કરવી પડે છે. અસત્ય બોલવા માટે રાજા હરિશ્ચંદ્રને પણ ઉદર વૃધ્ધિનો રોગ લાગુ પડયો છે. તેને પુત્ર આપનાર વરૂણને પ્રતિજ્ઞા અને શરત પ્રમાણે હરિશ્ચંદ્ર યજ્ઞમાં પોતાના પુત્ર રોહિતને આપતો નથી, અને હજી મારા રોહિતને દાંત નથી આવ્યા, હજી બાલક છે ઇત્યાદિ અસત્યોથી ઉડાવ્યા કરે છે. અંતે જ્યારે હરિશ્ચંદ્રે બીજાના પુત્રને વેચાતો લઇ તેનો યજ્ઞ કીધો ત્યારેજ તેની ઉદરવૃધ્ધિ મટી એવી શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધમાં વાત આવી છે. જો કે એક દોષ મટાડતાં બીજો ઉમેરવા જેવી આ વાત થઇ છે, તોપણ શાસ્ત્રમાલાનાં એ અર્વાચીન પુષ્પ એવાં પુરાણોમાં પણ અસત્યનું અત્યંત ખંડન જોવામાં આવે છે.

ચંદ્રગુપ્તનો મંત્રી અમાત્ય ચાણક્ય પોતે સત્યની મૂર્તિ ન હતો. તેનું બીજું ઉપનામ કુટિલ છે, અને તેનું નીતિશાસ્ત્રનાં "કૌટિલ્ય શાસ્ત્ર" એવાં અન્ય નામથી પ્રખ્યાત છે. તે ઉપરથી તેઓ સત્યના સૌથી પ્રેમી નજ હોવા જોઇએ એટલું સૂચવાય છે પરંતુ સત્યની પ્રશંસામાં તો તેમની જોડી મળવી મુશ્કેલ છે. તેઓ કહે છે કે,

> सत्येन धार्यते पृथिवी सत्येन तपते रविः।
> सत्येन याति वायुश्च सर्वं सत्यं प्रतिष्ठित ॥

ચાણક્ય નીતિ, અ. ૫, શ્લો. ૧૯.

**અર્થઃ**—પૃથ્વી સત્યથીજ ધારણ થાય છે, સૂર્ય સત્યથીજ તપે છે, વાયુ પણ સત્યનેજ લીધે વાય છે અને સર્વમાં સત્યજ પ્રતિષ્ઠિત છે.

પરમાત્માના સત્ય સનાતન મહાનિયમો અટલ છે, તેજ પૃથ્વી સૂર્ય તથા વાયુ આદિ મહાન્ તત્વો અને દેવોની ગતિ તથા કૃતિનું ખરૂ કારણ છે તે ઉપલા શ્લોકમાં ચાણક્ય સુંદર રીતે દર્શાવે છે. સત્યની શ્રેષ્ઠતાની સંગતિ તેઓ સમસ્ત સૃષ્ટિની ગતિની નિયમિતતા સાથે કરે છે !

લિંગ પુરાણમાં શંકરના મુખમાં શિવરાત્રીનાં વ્રત માહાત્મ્યની વાત મુકવામાં આવી છે. તે વ્રત મહાદેવના શબ્દોમાં " અત્યંત ગુપ્ત હોવા છતાં " તેઓ પાર્વતીને કહી સંભળાવે છે. તેની અંતર્ગત મૃગલી અને પારધિ વચ્ચેનો સુંદર સંવાદ આવે છે. તે સર્વ સ્પષ્ટ કલ્પિત છે, કારણ કે, મૃગલી પશુ કાંઇ બોલી શકે નહીં. એવું છંદોબદ્ધ સંસ્કૃત તો ભલાભલા મહામહો-

પાધ્યાયો નથી બોલી શકતા, તે જો મૃગલા મૃગલીઓ બોલતાં થશે તો જોઈશું શું ? સત્ય એ વાતો છે કે તે ઇસપનીતિ અથવા પંચતંત્રમાં બોલતાં પશુ પાત્રોના જેવી સુબોધક વાર્તાઓ છે. તેનો કેટલોક ભાગ સાર રૂપે અત્યંત ગ્રહણ કરવા જેવો છે. તેમાં સત્યનું મંડન ઉત્તમ રીતે કરવામાં આવ્યું છે. કલ્પિત હોવા છતાં સારાંશની ઉત્તમતા ન્યુન થતી નથી. ઉપરોક્ત મહાદેવોક્ત વાતોનો સારાંશ એ છે કે પારધિને મૃગલી એવી પ્રતિજ્ઞા કરીને જાય છે કે હું તારે હાથે ધ્વંસ થતાં પહેલાં મારાં કુટુંબને મળી આવું. તે વિચાર કરે છે કે " હું પ્રતિજ્ઞા પ્રમાણે પારધિને ત્યાં જાઉંછું તો પ્રતિજ્ઞા ભંગ થાય છે. સ્ત્રી, પુત્ર અને પોતાનોનાશ પણ બહેતર છે પરંતુ સત્યનો ત્યાગ ન કરવો. કારણ સત્ય છોડવાથી કલ્પપર્યંત રૈરવ નરકમાં રહેવું પડે છે. "

सत्येनार्कः प्रतपति सत्येनाप्यायते शशिः ।
सत्येनामृतमुद्धतम् सत्ये लोकः प्रतिष्ठितः ॥

એ શ્લોક લિંગપુરાણકાર મૃગલીની જીભ ઉપર, શંકર દ્વારા, દેખીતી રીતે ચાણક્યમાંથી ઉતારી-સુધારીને મુકે છે. તેનો અર્થ લગભગ ઉપર કહ્યો તેવોજ થાય છે. તેથી ફરીથી ભાષાંતર આપતા નથી.

ઘણાક શ્રદ્ધાળુ બંધુઓની એવી માન્યતા છે કે એકાદશી આદિ વ્રતો કરવાથી અસત્ય આદિનાં સઘળાં પાપો નાશ થાય છે. તે માન્યતાને ઉત્તેજન આપનારી વાતો કેટલાક આધુનિક ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં છે એ ખેદજનક છે. એવી માન્યતાથી તો અસત્યને ઉત્તેજનજ મળે એમ છે. પરંતુ એ માન્યતા સત્ય નથી તે " વ્રતરાજ " જે વ્રત ઉપર પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે તે પરથીજ સિધ્ધ થાય છે. " વ્રતરાજ " માં સ્પષ્ટ કહ્યું છે કે " સત્યવાદી ઇત્યાદિ સદ્‌ગુણ ધરાવનારનેજ વ્રત ફ્લે છે. " લોકો તો સદ્‌ગુણો વગર ફ્લ મળે તે સારૂં વ્રત કરે છે ! અને તેઓ તદન ગેરવાજબી પણ નથી. સદ્‌ગુણ હોય તો વ્રતની આવશ્યકતા પણ ઝાઝી રહેતી નથી, કારણ કે સદ્‌ગુણનાં પુણ્ય ફ્લતો પ્રાપ્ત થયા વગર રહેતાંજ નથી. સત્ય એ છે કે એકાદશી આદિ તો સ્થૂલ વ્રતો છે. તેનો મૂલ હેતુ કદાચ શરીરને નિરોગી કરવા માત્રનો હશે અને તેની હવે અત્યુક્તિ કરવામાં આવી છે. સૂક્ષ્મ અને સત્ય વ્રત તો સત્ય છે !. અને તે કાંઇ જેવા તેવા શાસ્ત્રનું નહીં પરંતુ વેદનું વચન છે. યજુર્વેદમાં કહ્યું છે કે,

अग्ने व्रतपते चरिष्यामि तच्छकेयं तन्मेराध्यताम् ।
इदमहमनृतसत्यमुपैमि ॥

યજુર્વેદ અ. ૧; મં. ૫.

અર્થ:—હે પરમાત્માન્ ! સત્ય ધર્માચરણ પ્રાપ્ત થાય એવું સત્યનું વ્રત અનુષ્ઠાન કરવામાં મને સહાય થાઓ ! તે વ્રત પ્રમાણે હું અવશ્ય વર્તીશ, તેમાં મને સંપૂર્ણ સહાય કરો !

નિશ્ચય, સત્ય વ્રત કરતાં કોઇપણ વ્રત ઉત્તમ હોવું અશક્ય છે. જેને સત્ય જ્ઞાન થાય તથા જે સત્ય વચન બોલે તેને બીજા કશા વ્રતની અપેક્ષા નથી. તેમજ જેનામાં તે નથી તે ગમે તેટલાં વ્રત કરે તેને તે નિષ્ફ્લ છે. એમ અનેક વ્રતનો મહિમા ગાનારા પુરાણગ્રંથો પોતે સ્વીકારે છે. છતાં શ્રદ્ધાળુ પ્રજા તેના એક ભાગને માની અરૂચિકર બીજો ભાગ જાણે સાંભળ્યો જ ન હોય તેમ છોડી દે છે !

મહાભારતમાં સત્યનો મહિમા કેવો છે તેનું આગામી અંકમાં અવલોકન કરીને આ લેખ સમાપ્ત કરીશું.

## વેદની ઋચાઓમાં શું પ્રાચીન હીમયુગનું વૃત્તાંત છે?

વિદ્વાન્ બાલ ગંગાધર તિલકે, ટિકાકારની દ્રષ્ટિથી "આર્યન" તથા "આર્કટીક હોમ ઓફ ધી આર્યન્સ ઇન ધી વેદઝ" નામક પુસ્તકો લખવાથી, વેદાર્થ કરવાની શૈલીમાં ઘણું પરિવર્તન થઇ ગયું છે. અમુક સિદ્ધાંતનો પક્ષ કરીને તદનુસાર અર્થાંતર કરવાની સ્વતંત્રતાની મર્યાદા તેથી છુટી ગઇ છે. અતિ પ્રાચીન કાલથી વેદના અર્થ વિષે મતભેદ ચાલ્યો આવે છે. વેદની ઋચાઓમાં કઠિન તથા સંદિગ્ધ અર્થોનું સ્પષ્ટીકરણ કરનાર જ્ઞાત પ્રથમ ઋષિ તે ભગવાન્ યાસ્કાચાર્ય છે. અને નિરુક્ત ઉપરની પોતાની કારિકા નિઘંટુમાં તેઓ તેમના સમયમાં વેદાર્થ વિષે બે પક્ષ હતા એમ સ્વીકારે છે. તેમનો પોતાનો પક્ષ એ હતો કે, વેદમાં ઐશ્વરવાદનું પ્રતિપાદન છે; તે ઇતિહાસ નથી, પરંતુ દેશકાલમાં એકરસ એવું ઇશ્વરીય જ્ઞાન માત્ર છે. તેમના મતથી વિરૂદ્ધ જેઓ હતા તેમને તેઓ "ઐતિહાસિકો" કહે છે. દેખીતી રીતે પુરાણ પ્રયોગે ઐતિહાસિકોનો પક્ષ લીધો છે. અને ઉત્તરોત્તર આચાર્યો તથા પંડિતોએ વેદને આધારે પોતપોતાના વિચારોનું મંડન કર્યું છે. દરેક તેની મોકળી ઋચાઓમાં પોતાના વિચારનો અર્થ, જોઇ, ખોળી અથવા ઘાલી શકયા છે!

સાયણાચાર્ય મૂર્તિપૂજા જોઇ શકયા છે. મહીધરાચાર્ય શાક્ત-વામ મત બતાવી શકયા છે; ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર પશુ તથા મનુહિંસા તેમાંથી કાઢી શકયા છે; પ્રો. મૅક્સ મ્યુલરે તેમાંથી હીનાથીઝમ, અર્થાત્ વસ્તુઇશ્વરવાદ અને ઉત્તરમાંથી-મધ્ય એશીઆમાંથી-જતા કરતા દક્ષિણ તરફ આવેલા આર્યો પંજાબમાં સિંધુ અને સરસ્વતી ઉપર સંસ્થાનો વસાવતા તથા પરમાત્માની લીલાને દેવકૃત માનતા હોવાનું આપણને બતાવ્યું છે. મી. રોમેશચંદ્ર દત્તે ઋગ્વેદના બંગાલી ભાષાંતરમાં મોટે ભાગે પ્રો. મેકસ મ્યુલરનું અનુકરણ કર્યું છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ મુખ્ય કરીને પ્રાચીન કાલના યાસ્કાચાર્ય તથા વેદને દેશકાલ આદિ બાધિત કેવલ સત્ય જ્ઞાનનાં પુસ્તક તરીકે માનીને, તેનાં યજુર્વેદનું તથા ઋગ્વેદના પ્રથમ સાત મંડલોનું ભાષાંતર કર્યું છે. રા. તીલકે વેદમાં આર્યોને ઉત્તર ધ્રુવના પ્રદેશમાંથી તે પ્રાંતોમાં હીમયુગ પ્રવર્તવાથી ઓછા શીત ભાગો તરફ પ્રયાણ કરવું પડયું તેનું છે એમ કહ્યું વર્ણન છે, અને હવે સૌથી છેલ્લા વેદાભ્યાસી બેંગ્લોરના વિદ્વાન્ શેસન્સ જજ મી. ટી. પરમશિવ આયરે The Riks or Primeval Gleams of Light and Life નામક હાલમાં પ્રગટ કરેલાં પુસ્તકમાં, મી. તિલકની થીયરીથી બે ડગલાં આગળ વધીને, વેદમાં હીમયુગનુંજ વર્ણન છે એમ સિદ્ધ કરવા સવિસ્તર પ્રયત્ન કર્યો છે! આ લેખકનો આશય તે પુસ્તકનો સાર માત્ર આપવાનો છે.

મી. પરમશિવના વિચાર અનેક સ્વીકૃત સિદ્ધાંતોથી એટલા વિરૂદ્ધ છે કે તે વેદ માનનારી જનસમાજમાં સ્વીકારાવાનો સંભવ ઘણો અલ્પ છે. તેમના મત પ્રમાણે આરંભમાં જ્યારે હીમ

હતું. અને પૃથ્વી મનુષ્યથી અનિવાસ્ય હતી તથા ધીમે ધીમે બરફ ઓગળીને નક્કર સ્તરો કે જેના પર વનસ્પતિ તથા મનુષ્ય ઉત્પન્ન થઇ શકે, તે ઉત્પન્ન થતી ગઇ, તે સમયના કુદરતી ઇતિહાસનું ઋષિઓએ પ્રત્યક્ષ જોયલું વૃત્તાંત તેઓએ મનુષ્ય કલ્યાણાર્થે વૈદિક ઋચાઓ દ્વારા પ્રગટ કર્યું છે! પુરાણોની અંદર સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી જે અદ્દભુત વાર્તાઓ છે તે ઋચાઓની પણ પૂર્વે જગતની જે સ્થિતિ હતી તેનું આલંકારિક વર્ણન કરે છે; જો કે વર્ણન ઋચાઓ પછી કર્યું છે, પણ વર્ણન છે ઋચાની પૂર્વેની સ્થિતિનું, એ મી. પરમશિવનો સિદ્ધાંત છે.

પૌરાણિક વાર્તા એવી છે કે વૃત્ત-અહિ (સર્પ) પૃથ્વીને ગળી ગયો ત્યારે તેણે વિશ્વકર્માને તેનો ઉદ્ધાર કરવા વિજ્ઞપ્તિ કરી. વિશ્વકર્માએ પૃથ્વી, અંતરિક્ષ તથા આકાશ એ ત્રણે સ્થળોએ દેવતાઓ ઉત્પન્ન કર્યા. વૃત્ત-અહિ સાથે યુદ્ધ કરીને પોતાની શકિતનો યજ્ઞ કીધો તથા પરિણામે જલમાં ગતિ, તથા પૃથ્વીમાં ગરમી આણી. એ યજ્ઞ કરીને તથા એ યજ્ઞમાંથી મનુષ્યોને ઉત્પન્ન કર્યાં પછી તેણે પૃથ્વીનું કશ્યપ સાથે લગ્ન કર્યું. પ્રથમ તો પૃથ્વી એ લગ્નની વિરુદ્ધ હતી અને સમુદ્રમાં ડુબી જઇ આત્મઘાત કરવાનો ભય આપ્યો. પરંતુ અંતે પરણી અને જણી!

## ઉપલાં ઉખ્યાણાંનો ઉત્તર.

મી. પરમશિવ ઉપરોકત વાત અલંકાર છે એમ સમજાવે છે. અને કહે છે કે પૃથ્વીને ગળી જનાર વૃત-અહિ તે બીજુ કોઇ નહીં પણ હીમનું પડ-સ્તર છે. પૃથ્વીના હીમયુગમાં આચ્છાદિત કરનાર હીમનાં પડો ઘણાં પ્રચંડ હોય છે. તે અનેક રીતે સર્પના ગુણ તથા ગતિને મળતા આવે છે. તે પહાડો અને ડુંગરો જેવા હોય છે અને જેમ ઓગળતા જાય છે તેમ સર્પ પેઠે સરતા જાય છે. કવિ શેલી અને વિજ્ઞાનવેત્તા ટીંડલે પણ હીમના ડુંગરો (ગ્લેશીયરો) ની સર્પ સાથે તુલના કરી છે. તે વચનો મી. પરમશિવ ઉદ્ધૃત કરે છે. મી. પરમશિવનું કથન જો સત્ય હોય તો તેમાં એક બાધા આવે છે. તે સમયે સર્પો હતા તેની શી સિદ્ધિ છે? અને હોય નહીં તો તુલ્યની અનુપસ્થિતિમાં તુલના કેવી? દેવના ઉત્પાદક **વિશ્વકર્મા** તેણે તે સર્પને નષ્ટ કીધો તે કોઇ નહીં પણ પૃથ્વીના ગર્ભમાંની ઉષ્ણતા જ હતી, અને તેના પુત્રો દેવો તે બીજા કોઇ નહીં પણ એ ઉષ્ણતાથી ઉત્પન્ન થયલા જ્વાલામુખી પર્વતો છે!!! સોની, લુહાર, સુથાર આદિ પાંચાલ જ્ઞાતિનાઓ, જેઓ વિશ્વકર્માથી પોતાનો મૂલ ઉત્પન્ન થયલો માને છે તેઓને નવો મૂલ પિતા, જો આ વાત સત્ય હશે તો, શોધવા નીકળવું પડશે! વળી દેવતા માનનારાઓને પણ તેમની મૂર્તિઓ તથા છબીઓ છોડીને, જ્વાલામુખીઓની શોધ કરાવવી પડશે! કશ્યપ તે બીજો કોઇ નહીં પણ પૃથ્વી દેવીનો પતિ સૂર્ય છે, જ્યારે તેનાં ગર્ભમાંની ઉષ્ણતા રૂપ વિશ્વકર્મા, તેના પિતા રૂપ છે. તે દેવીનાં **દબાણથી** પિતા (વિશ્વકર્મા-ગરમી) જ્વાલામુખી પર્વતો (દેવતાઓ) ઉત્પન્ન કરે છે. જે પર્વતોનાં મુખમાંથી નીકળતો પ્રવાહી (લાવા) હીમના ડુંગરો (સર્પો) ને નષ્ટ કરે છે; તેથી જલની નદીઓ વહેવા માંડે છે, પૃથ્વી ફલદ્રુપ થાય છે; અને પૃથ્વી અંતે પોતાના પતિ સૂર્યને પાછી ભેટે છે. જ્વાલામુખીની પ્રવાહી (lava) થી ભૂમી અસાધારણ ફલદ્રુપ થાય છે એ તો પ્રસિદ્ધ નિયમ છે.

## ઇંદ્ર પણ જ્વાલામુખીજ છે!

પુરાણોમાં ઇંદ્ર અનેક સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરવાની વીગતવાર વાર્તાઓ આવે છે.

આની વાર્તાઓની ખીરિતીઓ સમીક્ષા કરે છે, ત્યારે જુના વિચારના મહામહોપાધ્યાયોને, તેનો બચાવ કરતાં બહુ ભારી પડી જાય છે. તેઓ જાણીને આનંદ પામશે કે હવે તેમને બચાવ કરવા માટે ભેજું કસવાની જરૂર રહી નથી. ઇંદ્ર તો સૌથી નિર્દોષ હતો અને છે. તે વ્યભિચાર કરે એ કુદરતી રીતે અશક્ય હતું. તે દેવ કે મનુષ્ય નથી, ચેતનજ નથી, પરંતુ જડમાં જડ એવા જ્વાલામુખીનું નામ છે, એમ મી. પરમશિવ કહે છે.

## સોમરસ તે ઘાસલેટ છે!!

ઇંદ્રને સોમપા વર્ણવ્યો છે.પરંતુ વેદનો સોમ તે સાધારણ રીતે અને ખાસ કરીને પ્રો. મૅક્સમ્યુલર કહે છે તે સોમવલ્લી નથી. તેના સમર્થનમાં ઋગ્વેદના દશમા મંડલની એક ઋચાનો અર્થ તેઓ આપે છે. યથા-" તેઓ એક છોડને છુંદી તેનો રસ કાઢી પીએ છે. ને ધારે છે કે હમે સોમપાન કીધું, પરંતુ જે બ્રાહ્મણોને જે સોમ વિષે જ્ઞાન છે તેનું કોઈ પાન કરતું નથી " મી. પરમશિવની શોધ પ્રમાણે એ સોમ તે પેટ્રોલીયમ, બાઇટ્યુમેન છે! સોમરસ પીવાથી અમર થવાય છે, એમ કહેવાય છે, પરંતુ જો તે પેટ્રોલીયમજ હોય તો તો મરીજ જ-વાય છે! એ પણ એક જાતની અમરતા તો છે! પેટ્રોલીયમ તથા સોમમાં કેટલુંક મળતાપણું છે. ઉભયમાં વેદક ગુણો છે.

## ગાયત્રી, ત્રિષ્ટુપ અને જગતી.

સોમના ત્રણ પુત્રો તે ગાયત્રી, ત્રિષ્ટુપ અને જગતી કહ્યા છે. એ ત્રણ પુત્રો પણ તે હવાથી પણ હલકા એવા હાઇડ્રો-કાર્બન ગાસ માત્ર છે! તે ત્રણ ગાસ તે, અનુક્રમે, માર્શ-ગાસ, એસીટીન, અને એથીલીન છે. ગાયત્રીનાં છંદ તે ગૅસોલીન જાતનો મોટરકારમાં વા-પરવામાં આવતો સ્પીરીટ છે એવી મી. પરમશિવની કલ્પનામાં કિંચિત્ પણ સત્ય હશે તો સં-ધ્યા ગાયત્રીનું શું થશે એ વિચાર કરતાં કંપારી છુટે છે!

## સોમ તથા ઇંદ્ર વચ્ચેનો સંબંધ.

સોમ ( પેટ્રોલીયમ ) તથા ઇંદ્ર ( જ્વાલામુખી ) વચ્ચેનો સંબંધ મી. પરમશિવ આ પ્રમાણે વર્ણવે છે:-" વેદકાર ઋષિઓએ પોતાના વર્તમાન પુત્રોના લાભાર્થે એ સત્ય પાઠ શીખવ્યો છે કે, પેટ્રોલીયમથી જ્વાલામુખી ઘણા અંશમાં વશમાં રહી શકે છે. પેટ્રોલીયમની પાછળ પાછળ ભુખ્યા ઘોડા પેઠે જ્વાલામુખીની પ્રનાલીનું વહન થાય છે."

## વિષ્ણુ પણ " લાવા " જ છે! તેના અવતારો એ પ્રાકૃતિક તત્ત્વો છે!

વિશ્વકર્માથી બલવત્તર ગણાતો વિષ્ણુ-એ બેસાલ્ટીક લાવા છે! " બ્રહ્મા તે વાયુદેવતા છે". એ લેખમાં હમે વૈદિક દેશને આધારે વિષ્ણુ સૂર્યનું નામ છે એમ કહ્યું હતું. તે માટે દેશ આધાર હતો, પણ મી. પરમશિવનો આધાર ભુસ્તરવિદ્યા છે.

વિષ્ણુ ઉપર એક આખું પ્રકરણ પુસ્તકમાં રોકયું છે. એક બીજા પ્રકરણમાં દસ અવતારોને પણ મી.પરમશિવે ઉધડા લીધા છે! મહારાજા રામચંદ્ર olivine basalt નામના એક જડ રસાયણિક દ્રવ્ય શીવાય બીજું કશું નથી! કૈલાસ પર્વતની ૪૦૦૦ ફીટ ઉપર મહાન માંધતૃ રાજા પોતાનું શિર રાખે છે તેની આંખ નીચે રામ જન્મ્યા હતા એ કથા તેઓ તે ઉક્ત પદાર્થ માત્ર હોવાની પુષ્ટિમાં આપે છે. એ પદાર્થ લીલા પત્થર જેવો છે, અને જમીનની દ્રવરૂપતાનાં સકલ

પ્રાકૃતિક-જડ તત્વો તેમાં છે! અને ફુલદુપ જમીનમાંજ તે જોવામાં આવે છે. જે કૃષ્ણને હમેશાં શ્યામ કહેવામાં આવે છે તે નદીઓ સાથે ઘસડાઇ આવતો "એલ્યુમીનમ" માત્ર છે!

વેદમાંજ કુદરતી અને વિશેષે કરીને જ્વાલામુખી પર્વતોની ગતિઓનાં વર્ણન છે, એટલુંજ નહીં પરંતુ ખ્રીસ્તીઓનાં ઓલ્ડ ટેસ્ટામેંટમાં પણ એજ વર્ણન છે, એમ ગ્રંથકાર કહે છે.

આગેજ કહેવાની જરૂર છે કે, વૈદિક ઋચાઓના આ અર્થ અત્યંત વિચિત્ર અને અમાન્ય છે. વેદની અમુક ઋચાના અર્થ કરતાં બીજી ઋચાઓ સાથે જે અસંબંધ થઇ જાય છે તેનો મી. આયરે કશો ખુલાસો કરવાની જરૂર જોઇ નથી, કે તકલીફ લીધી નથી. એટલુંજ નહીં કિંતુ ઐતિહાસિક દૃષ્ટિથી પણ તે મહા અસંભવિત છે. જો કુદરતનાં તત્વોનું વર્ણન માત્ર હતે તો ઋષિઓ તે સીધે સીધું કેમ નહીં લખતે? અલંકાર માત્ર શા માટે વાપર્યા? કોઇ સમજી ન જાય એજ તેમની મતલબ હતી શું? પ્રાચીન કાલના કોઇપણ આર્ય વિદ્વાનોએ તેના આવા અર્થ કેમ ન કર્યા? તેઓને તો એ પ્રાથમિક કાલની વિશેષ સમીપ હોવાથી તેની અલબત્ત ઘણી વિશેષ માહીતી હોવી જોઇએ. વેદના હાલ જે અર્થ સામાન્ય પંડિતો કરે છે તે સર્વથા યથાર્થ નહીં હોય, પરંતુ પ્રાચીન કાલના અર્થ પણ અસત્ય હોવાનું કશું પ્રમાણ મી. પરમશિવ આપી શકયા નથી. માત્ર થોડાંક તત્વોનાં રંગરૂપ તથા ગુણમાં કિંચિત્ મળતાપણું આવવાથી, તેજ રામ, કૃષ્ણ, સોમ, ઇંદ્ર આદિ છે, એ અનુમાન કરવું એ સાહસ માત્ર પ્રતીત થાય છે. એક મહાન્ ધર્મપુસ્તકની મશ્કરી કરવા જેવુંજ આ તો લાગે છે. એ દેવતાઓના સંબંધમાં જે વાર્તાઓ છે તે સઘળી ખોટી ઠરે છે; તે વાર્તાનો અલંકાર રૂપે અર્થાંતર કરવાનો પણ તેથી અવકાશ રહેતો નથી. જ્યાં સુધી એ વાર્તાઓને મી. પરમશિવના મૂલ અર્થો દ્વારા ન સમજાવી શકાય ત્યાં સુધી એમની થીયરી અમાન્યજ ગણાવી જોઇએ. તે છતાં તે એટલી નૂતન, વિચિત્ર તથા હીમ્મતભરી છે કે વિદ્વાનોએ તેનો તિરસ્કાર ન કરતાં તે પર વિચાર કરવો અવશ્ય ઘટે છે.

વેદમાં અનેક સ્થળે પરમાત્માનાં ગુણનું યશોગાન છે, તેમની સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના છે, એ સઘળું શું બધું 'લાવા' 'બૅસાલ્ટ' અને ઘાસલેટજ છે? હમે ધારીએ છીએ કે જો મનમાનતા અર્થ કરવાની પુરતી છુટ આપવામાં આવે તો, મોગલ બાદશાહોના સમયનો ઇતિહાસ પણ ખગોલ શાસ્ત્રનાંજ સિદ્ધાંતો ગૂઢ રીતે છે, એમ સિદ્ધ કરી શકાય. અકબર તે સૂર્ય, બીજા આઠ મોગલ શહેનશાહો તે તે સૂર્યના ગ્રહો; ટોડરમલ, બીરબલ, માનસિંગ આદિ તે ઉપગ્રહો ચંદ્રો ઇત્યાદિ કેમ નહીં? જ્યાં સુધી મી. પરમશિવ આયર સમસ્ત વેદનું ભાષાંતર પોતાની થીયરીને અનુસરીને ન કરી શકે ત્યાં સુધી તો તેમના કથન પર ઝાઝું વજન મુકી શકાય એમ છેજ નહિં. એવું કોઇપણ પુસ્તક નથી કે જેનો અર્થ ચાહે તે નહી થઇ શકે, માત્ર અર્થ કરવાની આપખુદ સત્તાની સનદ મળી જવી જોઇએ! જે શૈલીથી મી. પરમશિવે પોતાની થીયરી ઉત્પન્ન કરી છે તે તેઓએ એક ગંભીર મશ્કરી રૂપેજ બહાર પાડી હોય એમ પાછળથી ખબર પડે તોપણ હમને તેમાં બહુ આશ્ચર્ય થશે નહીં.

---

## આપણી સ્નાનક્રિયાનો થયલો અનર્થ.

આર્ય મહાજાતિની એક અનુપમ વિશેષતા, તેમનો સર્વદા સ્નાન કરવાનો આચાર છે. બીજી કોઇ જાતિના ધર્મમાં નિત્ય સ્નાન ઉપર ભાર મેલ્યો નથી. જલથી શરીરની બાહ્યશુદ્ધિ કરવા સારૂ સ્નાન કરવાના લાભ સાંપ્રત 'હાઇજીને' પ્રગટ કીધા તેની અતિ પૂર્વે, આર્યો તો તે વિધિ અમલમાં લાવી ચૂકયા હતા. એ વિધિ એટલો તો સાર્વજનિક છે કે થોડાજ હીંદુઓ નિત્ય સ્નાન કર્યાં વગર રહેતા હશે. કકડતી ઠંડીમાં પણ તેઓ ન્હાયા વિના રહેતા નથી. ઠંડે નહીં તો ઉન્હે પાણીએ; પ્રથમ પ્રહરે નહીં તો પાછલે પહોરે પણ ન્હાય તો છેજ. શિખા સંધ્યા વિનાના લગભગ ધર્મ રહિત થઇ ગયેલા કેટલાક કહેવાતા કેળવાયલાઓ પણ યુરોપમાં હોય છે ત્યારે ત્યાં પણ સ્નાન કર્મ તો કવચિતજ વિસારે છે. કામધંધેથી પરવારીને પાછા ફરતાં સાંજે સ્નાન કરનારા તો હવે થોડા રહ્યા છે, જો કે તે સાયંકાલનું સ્નાન સવારના સ્નાન કરતાં પણ કદાચ વિશેષ લાભદાયી છે. તોપણ સવારનું સ્નાન તો સઘળા કરેજ છે, અને તેનો લોપ થવાનો સંભવ નથી. સ્નાન વિના ભોજન કે સ્પર્શ ન કરવો એ પ્રતિબંધ હવે શિથિલ થયો છે, તોપણ બને એમ શીઘ્ર સ્નાન તો લોકો કરેજ છે. તાત્પર્ય કે આર્યોનું સ્નાન એ દીવસની શેષ ક્રિયાઓનું અનિવાર્ય ગણપતિપૂજન છે. એ ઉત્તમ સંસ્થા માટે આર્ય માત્ર અભિમાની છે. પશ્ચિમના દેશોમાં ખાસ કરીને ગરીબ વર્ગોને સ્નાન કરવા લલચાવવા સારૂ, આરોગ્ય માટે ઉત્તરદાતા મ્યુનીસીપેલીટીઓને જાહેર સ્નાનાલયો ( પબ્લીક બાંથો ) બંધાવવાની જરૂર પડી છે, ત્યારે આ દેશમાં તેની જરૂર પડીજ નથી. ગરીબમાં ગરીબ લોકો અને ચોરો તથા બદમાશો પણ જ્યાં સ્નાન તો અવશ્ય કરે છે ત્યાં સ્નાનાલયની જરૂર શી ?

શોક એટલોજ છે કે આ સ્નાનનો મૂલ હેતુ બહુ અંશે ભૂલી જવામાં આવ્યો છે. તે એક આરોગ્ય અર્થેનું શારીરિક કર્તવ્ય છે, તે વિસરી જઇને તેના અવનવા અટપટા હેતુજ માની લેવામાં આવ્યા છે. તે એક કર્મને બદલે ક્રિયા વસ્તુને સ્થલે નાટક થઇ પડયો છે. ઘણાખરા તો એમ ન કહી શકાય કે નાહ્યા નથી તેટલા સારૂજ નાહે છે. "કાયદાની બારીકી" નો જાણે લાભ લેતા હોય, સાક્ષીના પાંજરામાં નાહ્યા હતા તેના સચ્ચાઇથી સોગન ખાઇ શકવાંજ લોકો મોટે ભાગે ન્હાવાનો દેખાવ કરે છે. તેમનું સ્નાન કાયદામાં ભલે સ્નાન કહેવાય, પરંતુ આરોગ્ય-શાસ્ત્રમાં તો તે જલ પ્રક્ષાલનજ કહેવાશે. જલથી મલ દુર કરવો, પસીનાથી પૂરાયલાં ચામડીનાં છિદ્રો ઉઘાડવાં, ચામડી સુંવાળી રાખવી, ઉષ્ણ વા શીત જલના સ્પર્શથી શરીરને કિંચિત્ આનંદ આપવો એ હેતુ તેમના સ્નાનમાં હશે તો ગૌણ છે. નહીંતો સંધ્યા નહીં થાય સંધ્યા નહીં થાય તો ખવાશે નહીં એટલા સારૂ સ્નાન થાય છે. ઘણા તો ખાળમાં નહાવાં જતાં જે કલાણું મોં કરે છે તેજ તેમની સ્નાન પ્રતિની રૂચિ બતાવી આપે છે.

પરંતુ સ્નાના સ્નાનવિધિ માટે કેવા તિરસ્કારયુક્ત વિચાર ધરાવે છે તે એક અભ્યાસ કરવા લાયક બીના છે. કોઇ મિત્ર સવારમાં કોઇ કામસર તેડવા આવે તેને મળનાર કહેશે કે હજી તો "સાળું ન્હાવાનું છે." બાપ દીકરાને કહેશે કે "ન્હાઇ નાંખ" "ન્હાઇ લે."

જાણે કે પરાણે કરવાની, અને વીજળીના ચમકારા અને આંખના પલકારા જેટલી વેળામાં તે કરી લેવા નાંખવાં જેવી હોય ને ! કેટલાક બને તેમ વહેલા નાહી લે છે, કેટલાક બને તેમ મોડા રસોઇ થઇ ગઇ છે, રોટલી ટાઢી પડે છે, ઓફીસ જવાનો વખત થઇ ગયો છે, એમ બાયડી બુમ પાડવા માંડે ત્યારે ન્હાવાનો નિશ્ચય કરે છે. વ્હેલું તેમજ મોડું સ્નાન કરનાર એકજ સરખા ઠપકાને પાત્ર, છે. કારણ પ્રથમનો, એક કપરૂં કમરકસીથી કરવાનું કામ પાછળથી નીરાંત રહે તે સારૂ વહેલું પતાવે છે, જ્યારે બીજો, પણ પેલા પહેલા પેઠેજ તે કામ આનંદજનક નહીં કિંતુ કેવલ તકલીફનું ધારે છે, પણ તે કારણસર એક જ્યારે તેનો ઝટપટ નીવેડો લાવે છે, ત્યારે બીજો તેનાથી દુર ભાગે છે, અને રોજ કંઠે પ્રાણ આવે છે ત્યારેજ ખાળપ્રવેશ કરે છે। ઉભયના સ્નાન સંબંધી વિચાર તો એકજ રાશિના છે-માત્ર વ્યક્તિગત પ્રકૃતિ ભેદને લીધે, વર્તન વિરોધનો ભાસ થાય છે.

સ્નાનની ક્રિયા તથા તેનું સાહિત્ય અને સામગ્રી પણ સ્મરણ કરાવવા યોગ્ય છે. કેટલાક તો જે ખાળમાં બેસે છે તે તેમની પલાંઠીથી પણ નાનો હોય છે, અને તેમાં પણ કેટલાએક વળી સાથે પોતાના નાના છોકરાનો અજબ યુક્તિથી, તેને ઉભો રાખી કે ખોળામાં બેસાડી સાથે લાગો ન્હવડાવી દે છે. બહાર કુંડી મુકી અંદર પોતે હીમ્મત કરીને પગ મૂકે છે. ખાળ પણ એવો આરસપહાણનો કે શાનો હોવાથી એવો લીસો હોય છે કે ઘણા, પગ મુકતાં સાથેજ ધરતીમાતાને ઉંધા પડીને કરવાના તેને બદલે, ચત્તા પડીને સાષ્ટાંગ દંડવત્ કરે છે, ને ન્હવાડવાનું છોકરૂં ને ન્હાવાની બાલ્ડી પણ સહૃદય ભાવથી ઉંધાં ચત્તાં થઇ જાય છે. ન્હાવા બેસતાં નહીં તો નાહીને ઉઠતાં કોઇને કોઇવાર લપસી ન ગયલા થોડાજ નસીબવંતા હીંદુઓ હશે ! ખાળ દેવતા વરસે એકાદ ભોગ તો માંગીજ લે છે ! ખાળમાં કેટલાક પાટલો મૂકે છે તે એવો નાનો હોય છે કે તે પર બેસતાં ગણપતિરાજ ઉંદર પર બેસવાનો અથવા બાઇસીકલની બેઠક પર આપણા શેઠ સવાર થવાનો આબાદ દેખાવ થઇ રહે છે ! બેસશે તે પણ કુદરતી રીતે ખાટ નહાનો હોવાથી ઘણું ખરૂં અદુકડે; ઘણા તો એટલા સંકોચથી બેસે છે કે જાણે ગર્ભાસન માંડીને બેઠા હોય ને ! કેટલાક તો વળી કાંઇ ભૂમિતિમાં શોધી ન જડે એવી અનિયમિત આકૃતિના પત્થરથીજ પાટલાને બદલે ચલાવે છે,—એવો કે જો તેનો ક્ષેત્રફળ શીવાય બીજો કોઇ ઘાટ ઘડવા જાય તો બધો કંકડામાંજ પૂરો થઇ જાય, અને ઘાટમાં તો વાતાવરણજ રહે.

વધુ લીલા સાંભળો, ! ન્હાશે તે પણ જાણે હનૂમાન પર શનિવારનું તેલ ચઢયું. કેટલાક નહાશે તે ઘડાના ઘડા દીલપર રેડયા જશે, એટલે સુધી કે આંગણાંની સામેની સરકારી જગ્યા નાચતા કૂદતા ઉપર ,છંટાવ કરી દેશે. કેવલ જલના સુખકર્તા સ્પર્શને ખાતર આમ સ્નાન કરે છે. બીજા નહાશે તે રોલ પુર પાણીમાં, ત્રણ ચાર પાંચ લોટામાં, માત્ર ચામડીને જલસ્પર્શિત કરવાનો તેનો દાવો ચુકવવા-કોલેજમાં કેટલાક વિદ્યાર્થીઓ ટર્મના દહાડા પૂરા કરવા કેમ માત્ર હાજરી પૂરાવતી વખતે હાજર રહે છે, તેમ-માત્ર ઇશ્વરના દફતરમાં નાહ્યો એમ નોંધાય તે સારૂ, તે પુરતુંજ ન્હાય છે. અને ખરૂં જોતાં, ન્હાય છે કોણ ? પોતે કે ધોતીયું ? કમમાં કમ પહેલું તો ધોતીયુંજ અને તેનું " એવું કરેલુંજ કમર નીચેનું દીલ ન્હાય છે. નાહીને ઉભા થતા. છોકરાને બાપ વઢશે તે એમજ કે. " તું આ નાહ્યો કે વેશ કર્યો ? ત્હારૂં ધોતીયું તો પાછળથી કોરૂં છે ! " શરીરનાં અવયવો વખતે અણુનાહ્યા રહે—

અને રહેછેજ—તેનો વાંધો નહીં ! ધોતીયા દેવની જલપૂજા દેહ કરતાં પહેલી થાય છે. ધોતીયાંના "ફીલ્ટર" (ગળણું) દ્વારાજ સ્નાન ઉત્તમ મનાયું છે. તેઓ કેવા "શુષ્પક્ષાન્તિનિયમાનુસાર ચાલક " છે કે પીવાનું પાણીજ નથી ગાળતા પણ ન્હાવાનું પણ (ન્હાતાં ન્હાતાં ) ગાળે છે ! શરીરનાં અંગે અંગ ઘસીને તે પરનો મેલ કાઢવો, ઇત્યાદિ સ્થુલ પ્રાકૃતિક સ્વાર્થી હેતુસર નહીં કિંતુ પરલોક કલ્યાણાર્થે સ્નાન કરતા હોવાથીજ સ્નાનનો વિધિ આવો વિપરીત હશે ! ન્હાઇને ઉઠયા પછી ટુવાલથી દીલ ઘસીને લૂછવું તો મળેજ નહીં. ઘણાં તો કહીબંધ નવાં પહેરતાં પંચીયાથીજ તેને ખને તેટલું વાદળી જેવું બનાવીને લુંછે છે, અને દીલપરનું પાણી પ્રવેશવાથી તે પંચીયું કુદરતી રીતે નરમ સેટીન જેવું પણ થોડી વાર પર્યંત થઇ જાય છે. સેટીન વગર સેટીનનો લ્હાવો લેવાને આમ કરતા હશે. પંચીયાના નવા વાગાથી અર્ધુંપર્ધુંજ દીલ લુછવું પડે છે કારણ કે બાકીનું લુછવાની જરૂર રહેતી નથી. તેટલામાં બાકીનું એની મેળે સુકાય જાય છે ! સૂર્ય અને વાયુ દેવતાઓ કૃપા કરે છે. દીલ લુછે છે તે મેલ કાઢવા નહીં, પણ પાણી કાઢવા ! પાણીનેજ મેલ રૂપ સમજે છે. એમાં ન્હાનારનો કસુર નથી. મૂલ હેતુ વિસ્મરણ થાય એમાં નવાઇ નથી. જ્યાં પોણું પાણી તો પોતીયું પલાળવામાં પૂરૂં થઇ જાય ત્યાં બાકીના પાણીમાં તો ચામડી ભીંજવવા શીવાય બીજું શું થઇ શકે !

સ્નાતકનું પંચીયું પણ એક મહા આશ્ચર્યકારક ચીજ છે. " પાંચહાથીયું " એ શબ્દનો અપભ્રંશ તે છે. પાંચ હાથ એટલે ૧૦ ખીલસ થયા. જો કે આટલાં બધાં ટુંકાં પંચીયાં હવે ઘણે ભાગે ખાસ કરીને મુંબઇ જેવા મોટા નગરોમાંથી નીકળી ગયાં છે. તો પણ હજી નાના નગરોમાં ધનાઢયો પણ તેવાં વારંવાર પહેરે છે. પાંચ હાથ લાંબુ તે પહોળું પણ પ્રમાણમાંજ હોય. તેમની સમજ પ્રમાણે જેમ પગરખીને ઘુંટીથી ઉપર જવાનો હક નહોતો તેમ પંચીયાને ઘુંટણ નીચે લબડવાનો હક નહોતો. આમ તો રોજ પોતા સાથે પંચીયું સ્નાન કરે પરંતુ તેની શી ખુબી કે વારંવાર દવા કરવા છતાં જેમ વ્યાધિ ભરાતો જાય છે તેમ અહીં મલોચ્છેદક નિત્ય સ્નાન છતાં, પંચીયાંમાં મેલનાં સીંદુરનાં થર પર થર ચઢતાંજ જાય છે. સફેદનું પીળું, પછી લાલ પછી કાળું એવાં અનેક રંગ તે સરડાના રંગ પેઠે બદલે છે. ઘણાંનાં પંચીયાં જોઇને તો તમે તે કેટલું જૂનું છે તે તેનાં પરનાં મેલનાં સ્તર તપાસીને કહી શકશો. લુચ્ચામાં લુચ્ચો અમદાવાદી મીલ માલીક જેટલી કાંજી નાંખવાની હીમ્મત કરશે તેથી ત્રણ ગણી કુદરતી કાંજી પંચીયાંમાંથી જડશે. તે ૭ માસમાં એટલું કડક થઇ જાય છે કે તે પોચાં પડેલાં ' કોરુગેટેડ આયર્ન-શીટ ' જેવુંજ લાગે છે. જમીને હાથ લુછવાના નેપકીન, તેમજ ટૉવેલ તેમજ રૂમાલ અને વળી, બ્લૉટીંગ-પેપર તરીકે પણ એજ વાપરવામાં આવે છે. આથી તેમાં દરેક પ્રકારનાં ભોજનનો અંશ આવે છે. અને તે જેમ જેમ જૂનું થાય છે તેમ પ્રસાંદથી પવિત્ર થાય છે. આવું મેલું છતાં " ધોયેલું " તેથી પવિત્ર ! તે પહેરવામાં આચકો કે સૂગ નહીં !

સ્નાનનો હેતુ મલ માત્રનો નાશ કરવાનો છે એ ભૂલવાથીજ, સ્નાન કરનારાઓ મલીનમાં મલીન વસ્ત્ર પહેરતાં સંકોચ કરતા નથી. જેની જરૂર છે તે અમુક મલનાશક ક્રિયાની નહીં પરંતુ સ્વચ્છતા પ્રિયતા—spirit of cleanliness ની છે, અને જો તેની ઇચ્છા સ્થાયી થઇ તો પછી ક્રિયા તો એની મેળે આવશેજ. જો વસ્ત્ર મેલાં હોય તો તે ચામડી મેલી હોવા જેવુંજ છે એ પીછાનવાની અત્યાવશ્યકતા છે.

જ્યારે સ્નાનના મૂલ હેતુ ભૂલી જવામાં આવ્યા હશે અને કેવલ સંધ્યા ભોજન કરવા સારૂ તથા એક ધર્મકાર્ય તરીકેજ તે કરવાની જરૂર છે એવો વિચાર પ્રથમ ફેલાયો હશે પછીજ નદી આદિમાં ન્હાવામાં પુણ્ય વિશેષ હોવાની કલ્પનાની ઉત્પત્તિ થયેલી હોવી જોઇએ. તે પૂર્વે નહીં. કેટલાંક ક્ષુદ્ર નિર્જીવ પાપો માટે સ્મૃતિકારોએ એક પ્રાયશ્ચિત્ત સ્નાન બતાવ્યું છે. પ્રથમ તો સ્નાન એક આનંદદાયક વસ્તુ નહીં કિંતુ કડવી ફરજ થઇ પડેલી તે અરસામાંજ તે પ્રાયશ્ચિત્ત કલ્પાયલું એમ અનુમાન કરવાને કારણ મળે છે. કોઇ સંબંધીનો દેહાંત થાય, ત્યારે તથા સૂતક પ્રસંગે પણ સ્નાન ફરજ્યાત છે. તેનો આનંદને સટે શોક સાથે સંબંધ સાંધ્યો છે તે પણ એજ સૂચવે છે. પૂર્વે આનંદ સાથે તેને સંબંધ હતો. પૂર્વે તે આનંદજનક હોવાથી વોલંટરી હતું, અને તે પાછળથી કષ્ટકારક હોવાથી ફરજ્યાત થઇ પડયું. આગળ જતાં તો કેટલાંક અર્વાચીન હીંદુ શાસ્ત્રોમાં અથવા નવીન રીતિ રીવાજોમાં તે દુધીચણાદાળનું શાક થઇ પડયું છે. કાંઇ પણ થયું તો બસ સ્નાન! અસ્પર્શ્ય મનુષ્ય કે વસ્તુનો ગમે તેવો અજાણતાં તલસ્પર્શ માત્ર થવાથી તેટલા ભાગને બદલે આખા શરીરનું પાઘડી જોડા સહિત-સ્નાન ને સ્નાનજ. દૂષિત ભાગને ભલે ગમે તો સાબુથી સાફ કરી નાંખો; ગમે તો તેને તેજાબથી બાળી નાંખો; પણ નજદીકનાં નિર્દોષ અન્ય અંગો કે જેમને સ્પર્શ સાથે કશો સંબંધ નથી તેમને અને તે અંગો સાથનાં તેમનાથી પણ નિર્દોષ કપડાંને આવી શિક્ષા કરવી એ તો એકના અપરાધ માટે નિર્દોષ હજારને સજા કરવા જેવું થયું ! આશ્ચર્ય એ છે કે, અસ્પર્શ્ય વસ્તુના સ્પર્શથી તે વસ્તુમાંનો દોષ એક અવયવમાંથી આખા શરીર અને શરીર પરનાં ડગલા, ડગલામાંનાં ગજવાં અને ગજવામાંનાં પાકીટ અને પાકીટમાંની ચીજોમાં પણ આવી જાય છે. તે એવો ભયંકર ચેપી છે, ત્યારે બીજા હાથ ઉપર ચેપી છતાં તે એટલો ઉપલકીઓ અને સહેજમાં સમજી માની જનારો છે કે, માત્ર બહારની ચામડી ઉપર પાણી પડતાંજ ઠેઠ અંદર પેઠેલો અને ચારે દિશામાં ઉડેલો હોવા છતાં કયાં કયાં ભાગી જાય છે અને તેનો પત્તોએ લાગતો નથી! સ્નાન પણ એક ચમત્કારી ઔષધ છે! સ્પર્શદોષના રોગ જેવુંજ. જેવો રોગ તેવુંજ આબાદ ઔષધ છે.

આ લખવાનો હેતુ, આપણા લોકો સ્નાનને કષ્ટકારી માની લેવામાં ગંભીર ભૂલ કરે છે એમ બતાવવાનો છે. તે કષ્ટકારી થઇ પડવા માટે તેઓ પોતેજ ઉત્તરદાતા છે. શા માટે ઘરમાં ચોગાન જેવા અનેક ઓરડાઓ હોવા છતાં એક સ્વતંત્ર સ્નાનાલય ન કરવું? જેઓ અતિ દરિદ્ર છે તેમને વિષે હમે કશું કહેતા નથી. જેમના ઘરમાં અનેક ઓરડાઓ છે, પરંતુ સ્વતંત્ર ન્હાવાની ઓરી નથી રાખતા-અને એવો ઘણોજ મોટો ભાગ છે-તેમનેજ આ પ્રશ્ન છે. જગા નાની હોય તો આંતરો કરો. સ્નાન દરમીયાન તો વસ્ત્રની ઉપાધિ જેમ ઓછી હોય તેમ સારૂં માત્ર સગવડ તથા ઝડપથી અંગ સાફ થાય એવી વ્યવસ્થાથી સ્નાન કરવું જોઇએ. વળી આસાનથી બેસવું જોઇએ, અને વધારે પાણી વાપરવું જોઇએ. ગરીબ વર્ગ જો સાબુનો ખર્ચ ન કરી શકે તો હાથે દીલ ચોળીને પણ શરીર શુદ્ધ થઇ શકે એમ છે. મૃતિકાથી પણ થઇ શકે છે અને તે સુકા ટુઆલથી જોરથી લુછવું જોઇએ. કમમાં કમ દરેકનો ટુઆલ તો જુદો હોવોજ જોઇએ. મોટાં કુટુંબોમાં વારંવાર તેમ હોતું નથી. અમસ્તું દીલ પર પાણી ઢોળવાથી પણ કાંઇક પણ લાભ તો થાય છે, કાંઇક શરીર-શુદ્ધિ થાય છે, પરંતુ તકલીફના પ્રમાણમાં લાભ થતો નથી. જો જરા વિશાલ એકાંત, અને સારી જગ્યામાં, સારા આસન ઉપર બેસીને પુરતાં પાણીથી

તથા સ્વતંત્ર સાબુ ટુવાલ આદિ સામગ્રીથી સ્નાન કરવામાં આવે તો તે તકલીફ નથી પણ આનંદજ છે. જેમની એવી વ્યવસ્થા કરવાની સ્થિતિ ન હોય તેમને સારૂ "જાહેર બાથો" બંધાવા જોઇએ. સ્થિતિવાનો પણ ઘણા મુંબઇ જેવાં મોટાં નગરો બાદ કરતાં દરિદ્રો પેઠે સ્નાનની બાબતમાં વર્તે છે એજ શોક છે. પાણીના સ્નાનનો શોધક ગુણ તો એટલો બધો માન્યો છે કે જેટલો ભલાભલા શોધક રસાયણો તથા તેજાબોનો પણ નથી માન્યો, છતાં સ્નાનના વિધિને તો તદ્દન કચરાપટી મશ્કરી જેવો કરી નાંખ્યો છે. દર્શાવેલા વિચારો કેળવાયલા વર્ગે તો સ્વબુદ્ધિથીજ સ્વીકારના ગ્રહણ કર્યા છે. અન્ય વર્ગો પણ પોતાના રીતિ રીવાજોના હેતુ સમજીને તે હેતુઓ પાર પડે, એવી રીતે વર્તે એટલા સારૂજ આ થોડી લીટીઓ લખી છે.

---

## અજ્ઞેય મીમાંસક મહાત્મા હર્બર્ટ સ્પેન્સરનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

( ગતાંકથી ચાલુ –૨ ).

( લેખક, રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એ. બી. એસ. સી.–લેક્ચરર, મેલ ટ્રેનીંગ કૉલેજ. વડોદરા. )

સ્પેન્સરને કેમ્બ્રીજ કે ઑક્સફર્ડ નહીં મોકલવાથી લાભ થયો કે નહીં તે વાત કોરે મૂકી, હાલ તરત એણે શું કીધું તે જોઇએ. કાકાનું ગૃહશિક્ષણ છોડી પાછો ડર્બી ગયો. ત્યાં એક વર્ષ નકામું કાઢયું; પણ ખરી રીતે જોઇએ તો આ વર્ષ કંઇ તદ્દન નકામું કાઢેલું ગણી શકાય નહીં, કારણ એ દરમ્યાન યાંત્રિકશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના કેટલા પ્રશ્નોના એણે સ્વતંત્ર નવીન ખુલાસા કીધા હતા, તેમજ ભૂમિતિમાં એક નવું પ્રમેય શોધી કાઢી પાછળથી તેને "સીવીલ ઇજનેર અને શીલ્પ શાસ્ત્રીના જર્નલ" નામના પત્રમાં છપાવ્યું હતો.

### સ્પેન્સર પંતુજી તરીકે.

આ વર્ષ પછી એને પહેલ વહેલો વ્યવહારિક ધંધો કરવાનો વખત આવ્યો. જે નિશાળમાં એ પોતાના પિતાની દેખરેખ નીચે ભણ્યો હતો, તેજ નિશાળમાં એને ઉપશિક્ષકનું કામ સોંપવામાં આવ્યું. એના પિતા જ્યોર્જ સ્પેન્સરને, આગળ જોયું તેમ, શિક્ષકના ધંધા માટે બહુ ઉંચો મત હતો, અને જો કે તે વખતે ઇંગ્લાંડમાં પંતુજીનો ધંધો લશ્કરી અને બીજા ધંધા કરતાં ઘણો નીચો ગણાતો હતો, પણ જ્યોર્જ સ્પેન્સરની તો કાર્લાઇલની માફક અચલ શ્રદ્ધા હતી કે "માણસના શરીરને તોપને ગોળે ઉડાવી દઇ તેના ચૂરેચૂરા કરી નાખવા કરતાં, તેના મગજને કેળવવામાં વધારે યશ રહેલો છે. એટલે પોતાના પુત્રને એજ પ્રિય ધંધામાં પ્રવેશ થયલો જોઇ એ ઘણો ખુશી થયો. સ્પેન્સરે જેટલો વખત અત્રે કામ કર્યું તેટલા વખતમાં એણે ઉત્તમ આદર્શશિક્ષક નીવડવાની દરેક શક્તિ બતાવી આપી હતી. અઘરામાં અઘરા વિષયોમાં પણ બાળકોને રસ પડે એવી રીતે સમજણ આપી શકતો હતો. અને તેમને યોગ્ય સ્વતંત્રતા આપતો હોવાથી કોઇ વખત શારીરિક શિક્ષા કરવાનો પ્રસંગ પણ આવેલો નહીં, એ

શિક્ષાથી એ તદ્દન વિરૂદ્ધ હતો. આ વખતે મળેલા અનુભવ ઉપરથી અને જાતે વ્યવહારમાં બતાવી આપ્યાથી એણે પાછળથી " કેળવણીની કળા " ના પુસ્તકમાં શિક્ષક અને શિષ્ય વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ તે બરાબર બતાવ્યું છે.

## સ્પેન્સર રેલ્વેના ઇજનેર તરીકે.

પણ આ ધંધો એક વર્ષજ ચાલ્યો. એકાએક બીજી દિશામાં એની પ્રવૃત્તિનો પ્રવાહ ફેરવાયો. આ વખતે લંડન અને બર્મીંગહામ રેલ્વે કંપની તરફથી એને માટે માગણી થઇ. ગણિત તથા યંત્રશાસ્ત્રનો પોતાને શોખ હોવાથી રેલ્વે ઇજનેરીના ધંધામાં વિશેષ યશ મળશે એમ લાગવાથી એ માગણી સ્વીકારી. આ કંપનીમાં એક વર્ષ રેલ્વેની માપણી વિગેરેનું કામ કર્યા બાદ બર્મીંગ્હામ અને ગ્લુસ્ટરશીયર રેલ્વેમાં બદલી કરાવી ત્યાં દોઢ વર્ષ ગાળ્યું. આ મુદત દરમ્યાન ધંધાના દૈનિક કાર્ય ઉપરાંત શાસ્ત્રીય વિષયો ઉપર કેટલાક લેખ લખી માસિકોમાં છપાવ્યા હતા અને એક " વેગ માપક " યંત્ર શોધી કાઢયું હતું.

કટકે કટકે ઇજનેરી ખાતામાં લગભગ દશ વર્ષ સુધી નોકરી કરવાથી, સર્વેને એમ લાગ્યું કે સ્પેન્સરની ધંધાની " લાઇન " નક્કી થઇ ગઇ છે. પણ વખત જતાં રેલ્વેની ઘેલછા લોકોમાં ઓછી થઇ ગઇ, કંપનીઓ ભાગવા લાગી, અને અનેક માણસોની સાથે સ્પેન્સર પણ ધંધા વગરનો થઇ ગયો; એટલે અઠ્ઠાવીસ વર્ષની ઉમ્મરે હજુ એ કોઈ જગ્યાએ ઠેકાણે પડેલો નહીં. આ ધંધામાંથી પરવારી ઘેર પાછા આવી શું કરવું તેનો વિચાર કરવા માંડયો. લીમીટેડ રેલ્વે કંપનીના પ્રવર્તકો અને ડીરેકટરો જે લુચ્ચાઇ, ઠગાઇ તથા ઘોટાળા કરે છે તેનું પ્રત્યક્ષ જ્ઞાન સ્પેન્સરને આજ સમયમાં થયું હતું, અને તેમની ધૂર્તતાયુક્ત યુક્તિઓ તેણે એક નિબંધમાં પાછળથી પ્રગટ કરી હતી, જેથી ઘણી ચકચાર થઇ હતી, અને એના ઉપર " બદનક્ષી " માંડવા પણ ધમકીઓ આવી હતી.

## નોકરી ધંધા વગર બેસી રહેલો સ્પેન્સર.

એની પાછલી પ્રવૃત્તિ જોતાં ઘર આગળ ધંધારહિત સમય કંઇ વ્યર્થ ગાળેલો નહીં. આ વખતે ઘણી ફુરસદ મળવાથી વિવિધ પ્રકારના શાસ્ત્રોનો અભ્યાસ કરવા માંડ્યો, ઘણું વિચારવા માંડયું, અને ઘણું વાંચવા પણ માંડયું. એજ અરસામાં સર. ચાર્લસ લાયલ કૃત " ભુસ્તરવિદ્યાના સિદ્ધાંતો " નામના પુસ્તકે એનું ઘણું ધ્યાન ખેંચ્યું. એ પુસ્તકમાં એને પ્હેલીજવાર ક્રમશઃ પ્રગટીકરણનો સિધ્ધાંત ( the theory of gradual Evolution ) હાથ લાગ્યો. જો કે લાયલે તે એ સિદ્ધાંત વિરૂદ્ધ દલીલો આપી તેનો ત્યાગ કરેલો હતો. પણ સ્પેન્સરને તો વિરૂદ્ધ દલીલથી કંઇ અસર ન થતાં, એ સિદ્ધાંત મોહક લાગવાથી તેને આદ્ય કીધો. એટલે આ વખતથીજ સ્પેન્સરને ઉત્ક્રાંતિવાદ ( Evolution Theory ) નો અગ્રગણ્ય અવલંબી ગણીએ તો ચાલે. તે વખતે માત્ર કલ્પનાત્મકજ હોવા છતાં, અને પૂર્ણ સાબીતિને માટે નિર્બળ પ્રમાણો હોવા છતાં, સ્પેન્સરના કહેવા પ્રમાણે એના વિચારોની વલણ એજ દિશામાં હોવાથી, એને એ વાદ ઘણો પસંદ પડ્યો, અને જેમ ઘણાકને ખંડનાત્મક પુસ્તક વાંચવાથી ખંડિત કરવા ધારેલા વિષયનું મંડન સ્ફુરી આવે છે, તેમ સ્પેન્સરને પણ આ વખતે થયું. સ્વજીવન ચરિત્રમાં પાછળથી લખે છે કે " અમુક માન્યતા ગ્રહણ કરવી વા ન કરવી તેનો આધાર જે તે વખતની માનસિક વલણ ઉપર હોય છે, તેનું આ બાબત અચૂક દ્રષ્ટાંત છે."

જેમ જેમ એના વિચાર પરિપકવ અને દૃઢ થતા ગયા, તેમ તેમ પ્રચલિત ખ્રીસ્તી સંપ્રદાયના ખાસ ચમત્કારો વિષેની એની શ્રદ્ધા ઓછી થતાં થતાં, આખરે શૂન્ય થઇ ગઇ. આ પરિણામ ચમત્કાર સામેની કોઈ ખાસ દલીલનું નથી, પણ એના ચાલુ વિચારો સાથે જે તે માન્યતા બંધ બેસતી નહીં આવી, તેનો આપો આપ ત્યાગ થતો ગયો; પછી તે માન્યતા સનાતન કાળથી ચાલેલી હોય કે આખી દુનીયાએ માનેલી હોય તેની રજ પણ પરવા એ રાખતો નહીં.

જે વખતે આમ એક બાજુએ એનું માનસિક બળ વધતું હતું અને બીજી બાજુએ ધંધામાં નિષ્ફળ થયેલો હતો, તે વખતથીજ ભાવિ મહાન કાર્યની જાણે અણજાણે એણે તૈયારી કરવા માંડી હતી. માત્ર વીસ વરસની ઉમ્મરે તો એણે એનો પહેલો પેગામ જગતને પહોંચાડી દીધેલો હતો, એટલે તે વખતે " સંસારની અને ધર્મની સ્થિતિ, તથા કેળવણી સંબંધી કંઇક ચર્ચા " નામનો નિબંધ બહાર પાડયો હતો. ઈ. સ. ૧૮૪૨ માં એટલે બાવીસ વર્ષની ઉમ્મરે " નોનકોન્ફોર્મીસ્ટ " પત્રમાં " સરકારનું વ્યાજબી ક્ષેત્ર " ઉપર ચર્ચા કીધી હતી. પાછળથી આ બંને નિબંધને સ્વતંત્ર ચોપાનીયાંના રૂપમાં બહાર પાડયા હતા. પાછળથી જે વિચાર સવિસ્તર ચર્ચા અને વિવિધ પ્રમાણસહ એણે જગત્ સમક્ષ મૂકયો હતો તે સંબંધી અત્યારથીજ કહી દીધેલું હતું કે " સરકારના કાર્યનું વ્યાજબી ક્ષેત્ર પ્રજાના માંહેમાંહેના વ્યાજબી હક જાળવવા પૂરતુંજ છે. "

## સ્પેન્સર તંત્રી તરીકે.

પણ હવે કયો ધંધો કરીને, આજીવીકાનાં સાધનો પ્રાપ્ત કરવાં એના વિચારમાં તે ઘણો શોકગ્રસ્ત રહેતો. શિક્ષકના ધંધાનો એણે ત્યાગ કર્યો હતો, અને ઇજનેરી ધંધાએ પણ એનો ત્યાગ કરેલો હતો. ભવિષ્ય બહુ આશા ભર્યું લાગતું નહોતું. કોઇ કોઇ વખત એમ લાગતું હતું ખરું કે કલમના આધારે ઉપજીવીકાનાં સાધન મળી શકશે ખરાં. આ મુઝવણમાં અને ઉપલા કાર્યમાં પાંચેક વર્ષ ગાળ્યા પછી, એના કાકાના કામને માટે લંડન જવાનું થયું અને બને તો કંઇ ધંધો પણ શોધી કાઢવાનો વિચાર કીધેલો હતો. સુભાગ્યે ધંધો પણ મળી આવ્યો, અને ઇ. સ. ૧૮૪૮ ની આખરે તે " ઇકોનોમીસ્ટ " નામના પત્રનો ઉપતંત્રી નીમાયો, તેમજ લંડનમાં નિવાસ કરવો એમ નક્કી કર્યું. આ જગ્યા ઉપર પાંચ વર્ષ સુધી એટલે ઇ. સ. ૧૮૫૩ સુધી રહ્યો. આ જગ્યા જોકે એને બહુ પસંદ નહોતી, પણ તેમાં બે મુખ્ય ફાયદા હોવાથીજ પસંદ કીધેલી. એક તો, એના ખપ પૂરતી આવક, અને બીજું અભ્યાસ કરવાનો ઘણો અવકાશ.

## સ્પેન્સર ગ્રંથકાર તરીકે.

આ જગ્યાએ મળેલી ફુરસદના પરિણામે બે વર્ષમાં સ્પેન્સરે એનું પહેલું ઉપયોગી પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તક તે " સામાજીક સ્થિતિશાસ્ત્ર " (Social Statics) હતું. એમાં સંસારમાં માનવસુખની મર્યાદાઓ નક્કી કરવામાં આવી હતી, તથા પ્રાયોગિક મર્યાદાની સવિસ્તર ચર્ચા કીધી હતી. ઇ. સ. ૧૮૫૦ માં એટલે ત્રીસ વર્ષની કાચી ગણાતી ઉમ્મરે આવું ગંભીર પુસ્તક લખેલું હોવા છતાં તેમાંના મુખ્ય સિદ્ધાંત ઉપર ઘણી સ્વતંત્ર અને નવીન ચર્ચા કીધેલી હતી. " જ્યાં સુધી અન્ય વ્યક્તિને કોઇ પણ પ્રકારે કંઇ હરકત ન આવે, ત્યાં

સુધી પ્રત્યેક વ્યક્તિને સમાજમાં હરકોઈ કાર્ય કરવાની છુટ છે. " આવો સિધ્ધાંત અલબત્ત સામાન્ય જનસમૂહને વિલક્ષણ લાગે તેમાં કંઇ નવાઇ જેવું નથી. તેમજ એનાથી નીપજતાં ગર્ભિત અનુમાનો સમાજને નુકસાન પહોંચાડે એવાં લાગવાથી સ્પેન્સરને તે પુસ્તક પ્રચારમાંથી પાછું ખેંચી લેવાય તો ઠીક એમ લાગ્યું હતું. અને તેથી એમાં ઘણા સુધારા કરી સમાજને વિઘ્ન આવે એવી બાબતો કાઢી નાખી છેલ્લી આવૃત્તિ*છપાવેલી છે. સ્પેન્સરનાં પાછળનાં બીજાં વધારે ગંભીર અને ઉપયોગી પુસ્તકો કરતાં આ પુસ્તક બહાર પડયું તે વખતે એને માટે વિરોધી ટીકા ઓછી થઇ હતી; તેમજ સ્વાભાવિક રીતે એવાં પુસ્તકનો વાંચક વર્ગ થોડો હોવા છતાં એનો પ્રચાર પણ ઠીક થયો હતો. **આ બાબત સામાન્ય ટીકાકારોની નિરૂપયોગીતા બતાવી આપે છે.** પણ આ પુસ્તક પ્રસિધ્ધ થવાથી સ્પેન્સરને જે ખરેખરો સંગીન લાભ થયો તે તો જુદોજ હતો. એથી એને તે વખતના શાસ્ત્રીય અને સાક્ષર જગત્ જોડે સારી ઓળખાણ થઈ. કાવેન્ટ્રીના બ્રેઝ અને ડેનેલ્સ જોડે મૈત્રી બંધાઇ. અત્યંત ઠરરૂપા ગણાતા અને ઉત્તમ વાર્તાલાપ કરનાર (best conversationalist ) તરીકે ઓળખાયા તથા બહુ વિધ-બુદ્ધિમાન ( versatile ) જીઓર્જ હેન્રી લુઇસ જોડે ગાઢ મૈત્રી બંધાઇ, અને પેલી ઉત્તમ નવલકથાકાર પુરૂષ નામ ધારણ કરનાર અને તે વખતે " વેસ્ટમીનીસ્ટર રીવ્યુ " પત્રના ઉપતંત્રીનું કામ કરનાર વિલક્ષણ બાઇ **જીઑર્જ એલીયટ** જોડે પણ તેના મરણથીજ ત્રુટેલી સહૃદય, સવિનય મૈત્રીનો લાભ પ્રાપ્ત થયો.

### હમેશને માટે ઇંગ્લંડ છોડી જવાનો વિચાર.

પહેલાં પુસ્તકથી આમ સ્વશક્તિનું પ્રત્યક્ષ પ્રમાણ મળવા છતાં આ વખતે કોણ જાણે શાથી એને ન્યુઝીલાંડ જવાનો વિચાર થઇ આવ્યો હતો. ઇંગ્લાંડમાં રહેવાથી કે ન્યુઝીલાંડ જવાથી લાભાલાભ કેટલો થાય તે નક્કી કરવા ટકા મુકી વિલક્ષણ ગણત્રી કરી જોઇ. ગણત્રીને પરિણામે ઇંગ્લાંડની તરફેણમાં માત્ર ૧૧૦ ટકા અને ન્યુઝીલાંડની તરફેણમાં ૩૦૧ ટકા મળ્યા ! સ્વ. રા. ગોવર્ધનરામ ત્રિપાઠીએ પણ નોકરી કરવી કે સ્વતંત્ર વકીલાત તે બાબે આવીજ રીતે ટકાની ગણત્રી કરી હતી. સુભાગ્યે ન્યુઝીલાંડ જવાનું માંડી વાળ્યું. અને ઇંગ્લાંડમાંજ રહેવાનું નક્કી કર્યું. એનું પરિણામ શું આવ્યું તે તો જગત્ સમક્ષજ હોવાથી તે વિષે કંઇ કહેવાની જરૂર નથી.

### સ્પેન્સરની લગ્ન કરવાની ઉત્સુકતા અને તેની અશક્યવત્ શરતો.

એમનું જીવન લગ્ન સંબંધી એના વિચારો દર્શાવ્યા વગર અપૂર્ણજ કહેવાશે. હીંદુનાં બાલલગ્ન તો તેને અકલ્પ્યજ હતાં. પરંતુ યુવાવસ્થા પ્રાપ્ત થતાંજ લગ્ન કરવાની તેણે અનેક સ્થળે પોતાના ગ્રંથોમાં તરફેણ કરી છે. પ્રશ્ન થશે કે પોતે કેમ ન પરણ્યો ? તેનો ઉત્તર એ છે કે પરણેલી જીંદગી માટે જે સામગ્રી જોઇએ તે એની પાસે નહોતી. તે પોતે લગ્નની જીંદગી પસંદ કરતો, પરંતુ સ્ત્રી તથા ભાવિ સંતતિનું પોષણ કરવા જે ધન જોઇએ તે એની પાસે નહોતું. તે કહે છે કે લખવાનો ધસડબોરો કરીને હું તે પુરતું મેળવી શકું એમ હતું.

---

*આ આવૃત્તિનું ગુજરાતી ભાષાંતર કરવામાં આ સંક્ષિપ્ત જીવનચરિત્રનો લેખક રોકાયલો છે. અને યોગ્ય વખતે એ પુસ્તક પ્રસિદ્ધ થશે. સ્પેન્સરના તત્ત્વદર્શનની પ્રવેશિકા પણ ટુંકામાં બહાર પડશે. -અ. ર. વિ.

પરંતુ તેમ કરવા જતાં ઉત્તમ કૃતિના ગ્રંથો લખવા રહી જાય ! એવા ગ્રંથરહિત જગત્ રહે તે કરતાં પોતે સ્ત્રી રહિત રહે તે એને વધારે સારૂં લાગ્યું. સ્પેન્સરની એક મહાન્ ફીલસુફ તરીકે ગણના જ્યારે થવા લાગી, અને એના અમેરિકન ભક્તોએ એનાં પુસ્તકોની જાહેર ખબરો, પ્રશંસા આદિથી કરેલા પ્રચારને લીધે, એના ગ્રંથોનો ખપ વધવાથી એને તેમાંથી અંતે નફો મળવા લાગ્યો, ત્યારે એની ધનિક વિપત્તિ તો દૂર થઇ; મરણ સમયે એની પાસે ઠીક પૂંજી હતી. પરંતુ તેની બીજી આપદા એ હતી કે તેને એવા સદ્ગુણયુક્ત સ્ત્રીની અપેક્ષા હતી કે જે મળવી મહા કઠિન. એક તો એ કે, તેને સ્વરૂપવતી જોઇતી, અને સાથે વિદુષી તથા સ્ત્રીનાં લાવણ્ય અને મૃદુતા પણ જોઇતાં પરંતુ તેને સ્ત્રીના ચલચિત્તતા, ઇત્યાદિ સામાન્ય દોષોથી રહિત સ્ત્રી જોઇતી. આથી એને કોઇ યુવતી પસંદ આવતીજ નહીં; અધૂરામાં પૂરૂં તે એમ માનતો અને તે વિશેષાંશે સત્ય હતું કે ભણેલી અંગ્રેજ કન્યાઓ તો બદસુરત અને કદરૂપી હોય છે, કારણ કે તેમને કેળવણી આપવાની પદ્ધતિજ એવી છે કે જેના અસહ્ય ભાર નીચે તેમનું સ્વરૂપ કચડાઇ જાય છે. કેળવાયલી કુમારી તેને ડોશી જેવી લાગતી—તેની, તેનાજ શબ્દોમાં flat chest, ગોખલા જેવી આંખો, બેવડ કમ્મર ઇત્યાદિ બદસુરતીથી તે ત્રાસ પામતો. અંતે એક-દિન તેના મિત્રોએ એને વધાઇ આપી કે " તારે માટે એવી કન્યા શોધી લાવ્યા છીએ કે તું જરૂર ખુશ થશે." તેઓએ તેમનો મેળાપ કરાવ્યો એ કન્યા તે પ્રખ્યાત નવલકથાકાર ઉપનોક્ત "જ્યોર્જ ઇલ્યેટ" (મૂલ નામ જ્યોર્જ સેંડ) હતી. પરંતુ સ્પેન્સરને તે પણ અત્યંત પસંદ પડી નહીં કે શુંને લગ્ન ન થયાં. સ્વજીવનચરિત્રમાં સ્પેન્સર વખાણવાલાયક ભોળપણથી કહે છે કે, પાછળથી મને પણ મારા મિત્રોથી ખબર પડી કે "હું પણ તે બાઇને પસંદ પડયો નહોતો". તે મારા વિષે favourably impress થઇ (સારી) છાપ પડી નહોતી. અલબત્ત તેઓ ઓળખાણ પછી લગ્નો વખત સાથે હરતા ફરતા રહ્યા હતા. ઉભયને પ્રત્યેકની વિદ્વત્તા તથા વિચારશક્તિ માટે પરસ્પર માન હતું. તેઓ રાત્રીએ ગાયન પણ અટારી પર સાથે ગાતાં. લોકોએ પણ અનુમાન કર્યું કે તે-ઓ પરસ્પર પ્રેમમાં પડ્યાં હતાં. પરંતુ સ્પેન્સર કહે છે કે, તે અનુમાન ખોટું હતું. એ તો નિર્દોષ મૈત્રી હતી, જે અંતપર્યંત કાયમ રહી હતી. ઉપરોક્ત વિદ્વાન્ અને પોતાના મિત્ર મી. લુઇસ સાથે તે વિદુષી બાઇનું ઓળખાણ કરાવી આપનાર સ્પેન્સર જ હતો. અને તે બાઇ મી. લુઇસ સાથેજ અંતપર્યંત વિના લગ્ને—કારણકે મી. લુઇસની પત્ની કેટલોક કાળ, સંબંધના આ-રંભ પછી જીવતી હતી—રહી હતી. પરંતુ એ સંબંધ, લગ્ન જેવોજ પવિત્ર અને વિશુદ્ધ હતો. મી. સ્પેન્સર લગ્નનો કેટલો ઉત્સુક હતો તે બતાવવા એટલુંજ કહેવું બસ થશે કે, ન્યુઝીલેંડ જવાના જે લાભ દીઠ તેણે માર્કો માંડી હતી. તેમાં સૌથી વધુ માર્ક (૧૦૦) તેણે લગ્નને આપી હતી ! તેની ધારણા એવી હતી કે સંસ્થાનમાં વસવાથી ત્યાં ઇંગ્લંડ કરતાં આવક વિશેષ થશે. તેથી શીઘ્ર લગ્ન થઇ શકશે. પોતાના સ્વજીવનચરિત્રમાં ચરણટિકામાં નિખાલસ મનના સ્પેન્સરે માર્કનો આખો આંકડો ઉતાર્યો છે.

આગામી અંકમાં એનાં જીવનનાં મુખ્ય પુરૂષાર્થ "સંગોગીકરણ દર્શનની પરિપાટી" તથા એના સ્વભાવની નીરિક્ષા કરીને આ સંક્ષિપ્ત જીવન સમાપ્ત કરીશું.

( અપૂર્ણ. )

# તત્ત્વચિંતક બેકનની વિદ્યા, નીતિ અને સત્યવાદના તેનાં પુસ્તકોમાંથી મળતા કેટલાક નમુનાઓ.

ગુજરાતીના ગોરા ગુરૂસ્વામી. બેકનની આ કથા ઉપર વિશેષ લખવાની જરૂર નથી. સાક્ષરવર્ય " ગુજરાતી " હમારે વિષે લખતાં લખે છે કે " લેખકને દેવ જાણે કે બેકને શું લખ્યું છે. એમ ન હોત તો ' ગુજરાતી ' બેકનને તત્ત્વચિંતકની ઉપમા આપે છે એમ (હમે) લખત નહીં. આંગ્લસાહિત્યનો મનનપૂર્વક અભ્યાસ કરવા પછી લેખકને જણાશે કે એ ઉપાધિ એનાં લખાણે પ્રાપ્ત કરી છે. " ગુજરાતીએ આ કથન પણ હમારો ભાવાર્થ સમજ્યા વિનાજ કર્યું છે. બેકન તત્ત્વચિંતક નથી એમ હમે કયાં કહ્યું છે? હમે તો માત્ર ' ગુજરાતી ' એ વાપરેલા અમુક ગુજરાતી શબ્દનો દ્વિઅર્થ કરીને તે બીજા અર્થમાંજ વિશેષાંશે તે તત્ત્વચિંતક હતો, એવો અભિપ્રાય દર્શાવ્યો હતો. માત્ર ગુજરાતીએ વાપરેલા "તત્વચિંતક" એ દ્વિઅર્થી ગુજરાતી શબ્દનો હમે લાભ લીધો હતો. તમામ આંગ્લસાહિત્ય (આશરે પાંચ લાખ પુસ્તકો) નો અભ્યાસ ગુજરાતીના લેખકે, તેવો હમે કર્યો નથી. કરી નાંખ્યાનું પોતે કહે છે, હમને કદાપિ આશા પણ નથી. બેકન તત્વચિંતક છે કે નહીં તે સારૂ બેકનના ગ્રંથો વાંચવાને બદલે તમામ આંગ્લસાહિત્ય જેને બેકન સાથે સંબંધ હોય કે ન હોય તે ઉંધું વાળવાની ' ગુજરાતી ' ની સલાહ સાહિત્યનાં તેનાં મનનપૂર્વક અભ્યાસે તેને કેવો કાર્યકારણનાં સંબંધનો બુદ્ધિમાન્ જ્ઞાતા બનાવ્યો છે, તેનું એક નમૂનેદાર ઉદાહરણ છે. બેકનનાં થોડાં પાનાં વાંચીને બેકનના સાક્ષર હોવાનું બનાવનારને હમે બેકને શું લખ્યું છે તેનો થોડોક સ્વાદ ચખાડીશું. તત્વચિંતક બેકનનું ઉંડું જ્ઞાન જરા જૂવો! પૃથ્વી પોતાની ધરી ઉપર સૂર્યની પ્રદક્ષિણા નિરંતર કરે છે, એવા ખગોલવેત્તા કૉપર્નીકસના મહાન્ સિદ્ધાંતનો બેકને અસ્વીકાર કર્યો હતો! સાયેન્ટીફીક શોધખોલ (researches) કરવામાં શસ્ત્રો (instruments) થી કાંઈ પણ લાભ હોવા વિષે તેને ગંભીર શક હતો. વિજ્ઞાન વિદ્યાનો બેકન પિતા ગણાય છે. પરંતુ તે પોતે તેનો જ્ઞાની નહોતો. તેની પૂર્વે તેના સંબંધમાં થયલી મહાન્ શોધોનું પણ તેને જ્ઞાન નહોતું. પડતી ચીજોની વધતી જતી ઝડપનાં પ્રમાણુની શોધ તે વિષય ઉપર તેણે લખ્યું તેની ત્રીસ વર્ષ પૂર્વે ગેલીલીઓએ છાપીને પ્રસિદ્ધ કરી હતી. છતાં તેનું તેને જ્ઞાન નહોતું. તુલાયંત્ર (lever) ના સિધ્ધાંતની પણ તેને ખબર નહોતી, ખગોલ શાસ્ત્રનાં ઇક્વીનૉક્સીઝ equinoxes 'વિષુવદ્દત'નાં અયનચલ (precession) નથી પણ તે અજ્ઞાન હતો. અને ટુંકમાં જે વિજ્ઞાન અને વિજ્ઞાનના વિષયોના જ્ઞાનમાં પુષ્કલ પ્રગતિ થઇ, તેની પૂર્વે થઇ પણ ચૂકી હતી. તે તેણે વાંચ્યા સરખા પણ નહોતા.

પ્રખ્યાત ખગોલવેત્તા કેપ્લરે ઇ. સ. ૧૬૧૮ ની તા. ૧૫ મી મેને દિને પૃથ્વીની પરિક્રમા વિષેનો પોતાનો ત્રીજો મહાનિયમ શોધ્યો. તે પછી બેકન પૃથ્વી પોતાની ધરી ઉપર સૂર્યની આસપાસ ફરે છે એ કૉપર્નીકન તેમજ આર્યસિદ્ધાંતનો ઉલ્ટો કટ્ટર વિરોધી થયો! ખગોલમાંજ નહીં પરંતુ ગણિતમાં પણ તે પોતાના સમયની બહુ પાછળ હતો. " ફીલૉસોફીકો ગ્રોસી ઇન્ટલેક્ચ્યુઓલીસ " નામક પુસ્તકની પ્રસ્તાવનામાં એમ સ્વીકારવામાં આવ્યું છે કે, બેકને પાતે "પૅરેલૅ-

ક્સ " નું નામ પણ સાંભળ્યું નહોતું, અથવા તે સમજવા તે અસમર્થ હતો. ગણિતમાં લાંબા સરવાળા વગેરેની લાંબી ગણતરી ટુંકી કરી નાંખવાની કરી પદ્ધતિ ન હોવાની બેકન ફરીયાદ કરે છે, પરંતુ તેણે તે ફરીયાદ કરી તેની નવ વર્ષ અગાઉ તે જોસ્તી પદ્ધતિ શોધી કઢાઇ હતી! નેપીયર કૃત logerithm" (સંવર્ગમાન) નવ વર્ષ પહેલાં છપાયાં હતાં.

" સ્પેસીફીક ગ્રેવીટી " નું (દ્રવ્ય ગુરુત્વ) બેકને એક ' ટેબલ ' (ફલક) પોતાની બુદ્ધિથી તૈયાર કર્યું છે. તે ધારતો હતો કે તેવું ઉંજ નહીં. પરંતુ સત્ય એ છે કે તેનાથી ઉત્તમ ફલક ક્યારનુંએ પ્રગટ થઈ ચુક્યું હતું, અને બેકનનાં 'ટેબલ'નો કોઇએ ઉપયોગ કર્યો નથી.

બેકનનું ખગોલનું જ્ઞાન આપણે ઉપર જોયું. તેનું રસાયણ શાસ્ત્રનું પ્રચંડ જ્ઞાન જુવો! "બરફ પાણી કરતાં ઠંડું એટલા માટે છે કે તેમાં " સ્પીરીટ " વધારે છે; પારો બધી ધાતુઓમાં સૌથી શીત એટલા માટે છે, કે તેમાં " સ્પીરીટ " સૌ કરતાં વધારે છે! તે વધું જ્ઞાન ખાલી કરે છે. " મારા મત પ્રમાણે, અફીણ આદિ " સ્પીરીટો " ઉડવાનું કારણ તેમની શીતતા નહીં પણ દ્વેષ બુદ્ધિ છે! " વૈદકનું જ્ઞાન—" 'ક્રુપીન' ને છોલી અને લોહીથી નીતરતી લાવો અને તમારા શરીરના જે ભાગમાંથી લોહી વહેતું હોય તેને, તેની સાથે દબાવો. એક લોહી બીજા લોહીને મળવાથી તે પાછું ફરે છે!"

ભૂત ડાકણના વહેમોને પણ સત્ય જ્ઞાનનો સૂર્ય બેકન માનતો. કહે છે કે, " મૂર્તિપૂજકો (હીધન) તેમજ ખ્રીસ્તીઓમાં અનેક ડાકણો (witches) માણસનું માંસ તે દ્વારા બંધાતી હવાં મેળવીને પોતાની કલ્પનાશક્તિને તાજી કરવા ખાય છે! " " વાઇટલ સ્પીરીટ " હવા તથા ભડકાનાં તત્વનાં મિશ્રણની બનેલી છે, એવો પણ તેનો કીમતી મત હતો. રસાયણ વિષે તર્ક પણ અદ્ભુત હતા. " જેમ બરફ પર મીઠું નાંખવાથી તેથી જાગ્રત થતી શીતતા પાણીને બરફ કરી નાંખે છે તેમ (નિરાશાને હીસાબે) તેવીજ રીતે લાકડું કે કણ માટી પણ તેનાથી પત્થર થઇ જાય એ સંભવિત છે!"

ધાતુનાં પરિવર્તનમાં પણ તેને શ્રદ્ધા હતી. જો કે હાલમાં દબાણથી અત્યંત ન્યૂન અંશે તે બની શકે છે, પણ કીમીયાવાળાઓની તો કાંઇ વિચિત્રજ થીયરી છે. બેકને ગંભીર રીતે, રૂપાં કે તાંબાનું સોનું કરવાનો વિધિ (formula) આપ્યો છે. જો તેમાં સત્ય હતે તો તેને લાંચ.લેઇને પસ્તાવું અને ઘેર બેસવું ન પડતે. ધાતુ પેઠે ઝાડપાન પણ ફેરવાઇ જાય એમ પણ તે માનતો! જંતુ શાસ્ત્રમાં પણ તે ઘણો નિપુણ હતો, અને એવા અદ્ભુત નિર્ણય ઉપર આવ્યો હતો કે જંતુઓમાં લોહી ઉંજ નહીં! તેની અવલોકન શક્તિની બહુ પ્રશંસા કેટલીકવાર થાય છે. તેના આ થોડા નમૂના છેઃ— " (૧) જો કે રીંછો ખાતા નથી તો પણ ઉંઘમાં શીયાળોમાં વગર ખાધે જાડા થાય છે! (૨) કાચબામાં હાડકાંજ નથી! (૩) એક એવો પત્થર છે કે તમે હવાડાંમાં મુકો ને તે હવાડાનું પાણી ગાય પીએ તો તે ગાય પેલા પત્થરના પ્રતાપથી વધુ દૂધ આપશે; (૪) તેનો એવો સ્પષ્ટ મત હતો કે, ફ્રાન્સના વતનીના માથામાં (શારીરિક) રોગ હોય તે સાજો થવો અઘરો છે પણ તેના પગ સાજા કરવા સહેલા છે; (૫)પીતળના હથીઆરથી ઘા કરશો તો તે લોખંડથી થયલા ઘા કરતાં જલદી રૂઝાશે! (૬) જમીનમાં દાટેલાં કાંસાનાં બ્હાવલાં વગેરે ચીજોનું વજન એની મેળે વધે છે (૭) આકા-

રામાં ધનુષ થાય છે તેના જેને સ્પર્શ થાય તેની સુવાસ આવે છે ! " આમાંની એકે એક વાત વ્યાવહારિક અવલોકનથી સર્વથા અસિદ્ધ થઇ છે.

પક્ષી શાસ્ત્રમાં તેને પારંગતતા જુવો. "શુદ્ધ પક્ષમાં જે ઇંડાં પક્ષીઓ મુકે છે તેનાં પક્ષી વધારે સારાં થાય છે. (૨) અમુક પક્ષીનાં ઇંડાં સેવાય તે પહેલાં તેના ઉપર અમુક મલમ ઘ ચોડો તો તેનો કુદરતી રંગ બદલાઇ તે સફેદ થાય."

ડાકણોનું કલ્પિત સિદ્ધ થઇ ચુકેલું શાસ્ત્ર પણ તે સારૂં ભણ્યો છે. તે કહે છે કે ડાકણો સાધારણ માણસ પેઠે રાજાને સહેલાઇથી ઇજા કરી શકતી નથી. આ નવી લ્હેજત છે.–" ખુશ-બોથી મગજ સુકું અને મજબુત બને છે ! " (ઝાઝી ખુશબોથી તે ઉલ્ટું નબળું પડે છે એમ હવે સિધ્ધ છે ) એ મહા વિદ્વાન્ અભણ ગણાતા પણ હાલ જે વહેમો નથી માનતા તે માનતો હતો. યથા, " તમારી કૃતેહને પ્રસંગે તમારા ઉપર કોઇ દ્વેષથી " નજર " કરે તો તેથી તમને ઇજા થાય છે, અને જો બાડી આંખે જુવે તો તો બહુ ઇજા થાય છે ! "

વૈદકનું જ્ઞાન પણ અપાર હતું. ડૂંપના ( ઉદ્વેષ્ટન ) રોગ માટે સાપનાં બનેલાં કંકણ ઉત્તમ છે ! કોલીક ( અપચા ) માટે રીંછની ચામડી ઓઢવાની તેની ભલામણ હતી. તેનું કારણ તે એવું આપે છે કે રીંછની પાચનશક્તિ ઘણી મઝાની છે ! વળી વદે છે કે " મરઘી અને સસ-લાંનાં ભુંજેલાં ભેજાં ખાવાથી સ્મરણશક્તિ તીવ્ર થાય છે " ! અણદટાયલા મુડદાંની ખોપરી પર જે લીલ ઉગે તેથી વહેતું લોહી અટકે છે. એવો "ડાકટર" બેકનનો કીમતી મત હતો.

સૌથી વિચિત્ર અને હાસ્યજનક આ છે–ઘાને બદલે ઘા કરનાર હથીયાર ઉપર મલમ લગાડવાથી ઘા રૂઝાવા વિષે તેને શક છે. તે હથીયારને બદલે ઘા પર મલમ લગાડવાથી સારૂં થવાનો વધુ સંભવ છે એમ પોતાનો અભિપ્રાય આપે છે.

જેમ ગુજરાતી હીંદુઓનું કમનસીબે કોઇ ઉત્તમ દૈનિક કે સાપ્તાહિક પત્ર ન હોવાથી-**निरस्तपादपे देशे एरण्डोऽपि द्रुमायते** ના ન્યાય પ્રમાણે " ગુજરાતી " મહાન્ પત્ર થઇ પડયું છે. તેમ બેકન તેના વખતમાં તત્વવેત્તા ગણાયો. તે સર્વથા અજ્ઞાન હતો એમ નથી. પરંતુ તેના પ્રશંસકો તેને વારંવાર અસાધારણ માન આપે છે, તે તેના ગ્રંથોનું સૂક્ષ્મ અવલોકન તથા તત્સમયનો ઇતિહાસ લક્ષમાં ન લેવાને લીધેજ. તેનામાં ઉંડા જ્ઞાન કરતાં ગપાષ્ટક વૃત્તિ તથા કલ્પ-નાશક્તિ વિશેષ હતી. બેકને બીજું શું શું ગાંડું ઘેલું લખ્યું છે તે દૈવ જાણે. " ગુજરાતી " નો કુંજમાં વિહાર કરવાનો રસિક લેખક ! અનેક વિદ્વાનોએ બેકનને તત્વચિંતક હોવાની ના પાડી છે. તેઓ તો તેને માત્ર trifler ( ચેડાં કાઢનાર ) કહે છે. બેશક, તે વિલક્ષણ પ્રકૃતિનો, વિલક્ષણ બુદ્ધિનો અને બહુશ્રુત હતો. તેના સમયમાં મહાન્ હતો. તે માર્ગદર્શક હતો. પરંતુ " ગુજરાતી " તેને સાતમે આસમાને ચઢાવે છે તેવો કશો નથી. એન્સાઇક્લો પીડિઆમાં લોર્ડ બેકનનું જીવનચરિત્ર લખનાર તેની શક્તિ વિષે જે મધ્યમ વિચાર દર્શાવે છે તે હમારી અલ્પમતિ પ્રમાણે વાસ્તવિકજ છે.

બેકને લખેલા " એડ્વેન્સમેંટ ઓફ્ લર્નીંગ " ની કુમકથી સત્ય હરેક રીતે આદરણીય છે એમ " ગુજરાતી " સિદ્ધ કરવા તૈયાર છે. ચલણીના સીક્કામાં તાંબાના મિશ્રણની જરૂર બતાવીને તે તેણે સ્પષ્ટતર કીધું છે તે આપણે જોઇ ગયા છીએ. તેણે ન્યાયાધિશ તરીકે એક પક્ષની

લાંચ લીધી અને કહ્યું કે "તારી તરફેણમાં ચુકાદો આપીશ" અને પછી તેની વિરૂધ્ધ ચુકાદો આપ્યો અને તેથીજ તે ધણીએ બેકન સામે ફરિયાદિ કરી. એવાં તેના વર્તનથી તે એથી પણ સ્પષ્ટતર સિધ્ધ થાય છે.

ગુજરાતી કહે છે કે "જ્યાં કેટલાક અસત્ય બોલવું, જનના લાભાર્થે, જનસમાજના લાભાર્થે ઇષ્ટ ગણે તેવા પ્રસંગમાં પણ બેકન સત્ય છોડી અસત્યનું અવલંબન લેવાની ના પાડે છે." કેટલેક સ્થળે તે તેમ કહે છે તેની કોણે ના કહી? 'પ્રોવીન્શીઅલ લેટર્સ'માં ફ્રેંચ મહાલેખક પૅસ્કલે ઉઘાડા પાડી અમર કરેલા "જેસ્યુટ ફાધર્સ" પાદરીઓ જેઓ તરકીબથી અસત્ય બોલવાનું ઉત્તેજન આપતા; પણ ઘણી વખત એમજ કહેતા! બેકન હૃદયથી તેમ નહોતો કહેતો, તે તેનાં અસદ્વર્તનથીજ નહીં પણ તેનાં લખાણથી સિધ્ધ થાય છે. તેનાથી પરાણે અસત્ય આચરણ (બોલવાથી દસ ગણું) કરવાની સલાહ આપીજ દેવાઇ છે. કૈં જાણે "ગુજરાતીના લેખક" કે બેકને શું લખ્યું છે. તેની ખાતરી નહીં થતી હોય તો તેણે બેકને ખ્રીસ્તી ધર્મપુસ્તક પર લખેલી કેટલીક ટિકા વાંચવી. તેમાં રાજાનો અપરાધ કરવાથી તેની અવકૃપા પ્રાપ્ત કરનાર એક રાજદરબારીને બેકન રાજાની પ્રસન્નતા પાછી કેમ મેળવવી તે સંબંધી ચોખ્ખી સલાહ આપે છે. તે તેને શીખામણ આપે છે કે રાજા આગળ અતિ આનંદી ન દેખાવું, પણ ઘણો ગંભીર અને મર્યાદાવાળો ચહેરો ધારણ કરવો (અર્થાત્ અસત્ય જીભે બોલવું નહીં પણ મોંએ અસત્ય ચાળા તો જરૂરકરવા.) "કોઇ પણ બાબત પોતે રાજા આગળ નહીં લાવવી; બહુજ ઉદ્યોગી થઇ જવું કે જેથી રાજાને દેખાય કે એના વગર તો પાટલોજ નહીં ફરે! મિત્રો મારફત રાજાને કહેવડાવવું કે રાજદરબારી બહુ દિલગીર છે. આથી પણ જો રાજાની કૃપા ન થાય તો પછી "let him contrive to transfer the fault to others"—"**બીજાઓને ગુન્હેગાર ઠરાવવાની પેરવી કરવી!**" સત્યપરાયણ બેકન મહારાજ તમને ધન્ય છે, અને તમને સત્યપરાયણ કહેનારા "ગુજરાતી" ને પણ ધન્ય છે!

"ઍડવાન્સમેંટ ઑફ લર્નીંગ, ડીવાઇન ઍંડ હુમન" નામક પુસ્તક તેણે પોતાના આશ્રયદાતા, ઇંગ્લંડના રાજા જેમ્સ પેહેલાને અર્પણ કર્યું છે. તેમાં તે લખે છે કે "ઇસુ ખ્રીસ્ત પછી તમારા જેવો કોઇ પણ સર્વ શાસ્ત્રપારંગત કોઇ દૈવી કે માનુષી વિદ્વાન્ થયોજ નથી!" શું એના ઇતિહાસનું જ્ઞાન? અને ખરૂં જોતાં જૂઠી ખુશામતખોરીની બેશરમી હદ! જે જેમ્સને મેકોલે ઉલ્લુનો સરદાર કહે છે, ને માત્ર પાદરી થવા લાયક કહે છે તેને બેકન ધર્મવેત્તા કે મહાત્મા ઇસુ ખ્રીસ્ત સાથેજ સરખાવે છે! પ્રખ્યાત રોમન મહારાજાધિરાજ મૉર્કસ ઑરેલીયસ જે પૃથ્વીમાં થયેલો એક ઉત્તમમાં ઉત્તમ, વિદ્વાનમાં વિદ્વાન્, સર્વાનુમતે ગણાય છે તે પણ મેકોલેના શબ્દોમાં "બેઢંગકાળા ટાંગાવાળા, કહેવાતી ડાકણોથી બ્હીતા, તરવાર જોઇને ધ્રુજતા, જેમ્સ પહેલા" કરતાં બેકનનાં ગંભીર મત પ્રમાણે ઉતરે! સત્ય એ છે કે, રાજા જેમ્સને ખુશામતથી પ્રસન્ન કરવા બેકને જાણીબુજીને મહા અસત્ય લખ્યું છે.

પોતાને ઉન્નતિના શિખર પર લઇ જનાર, તથા મુખ્ય આશ્રયદાતા અર્લ ઑફ ઇસેક્સ પરનો રાજદ્રોહનો આરોપ પુરવાર કરીને તેને ગરદન મરાવવાની અપ્રતીમ કૃતઘ્નતા બેકને કરી છે. એ ઐતિહાસિક પ્રસિદ્ધિની બીના છે. એના જેવા અપકારી થોડાજ થયા છે અને થશે. એવા અનેક મહા દુર્ગુણો બેકનમાં હતા. સ્વાર્થ સારૂ અસત્યવાદ, ખુશામત, કૃતઘ્નતા એનાં

નિર્વિવાદ દુર્ગુણોમાંના હતા. તે એકંદર અનેક વિષયોમાં વિદ્વાન્ હતો, જો કે મોટે ભાગે તેની વિદ્વત્તા jack of all trades ના જેવી હતી. તે ગર્ભિત તથા માર્મિક વાણીમાં પોતાનાં અનુભવ તથા અવલોકનનાં વચનો કહેવામાં ચતુર હતો. આજ તેની વિશેષતા હતી. ઉચ્ચ કોટિનો તત્વચિંતક કે જ્ઞાની કે સત્યવાદી કે નીતિબોધક એકન નહોતો.

---

## ચક્રવર્તીઓમાં શ્રેષ્ઠ મહારાજાધિરાજ પંચમ જોર્જ—પૂર્વે થઇ ગયલા ચક્રવર્તીઓ અને તેમના રાજ્યાભિષેકનો ઇતિહાસ.

घालोऽपि नावमंतव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषां नररूपेण तिष्ठति ॥

મહર્ષિ મનુ અ. ૭. શ્લો. ૮.

કર્તવ્યપરાયણ આર્ય માત્ર આદ્ય ઋષિનો ઉપરોક્ત શ્લોક નિરંતર ધ્યાનમાં રાખવા યોગ્ય છે. મહર્ષિ કહે છે કે રાજા મનુષ્ય નાની વયનો હોય તો પણ તે માનનેજ પાત્ર છે. તે (બાહ્ય રૂપે તો) મનુષ્યજ છે પરંતુ તે વસ્તુતઃ (ગુણમાં, સૂર્યચંદ્રાદિ જેવા) દેવતાજ છે. તો જ્યારે પ્રાચીનકાલથી અને બાલ્યાવસ્થાથી આર્યપુત્રો ઉપર આવા સંસ્કાર પાડવામાં આવે છે, પછી આર્ય મહાજાતિ પોતાના સ્વભાવથીજ પોતાના વર્તમાન મહારાજાધિરાજ પંચમ જોર્જને તન અને મનથી, દીલોજાન વફાદાર હોય તેમાં આશ્ચર્ય શું છે ? સૂર્ય ચંદ્રાદિ પ્રત્યક્ષ દેવતાઓ જેમ પોતાના અનાદિ સ્વભાવથીજ મનુષ્યો ઉપર પરમાર્થ કરે છે તેમ રાજા પણ પોતાના જન્મથી પ્રજાપર પરમાર્થનો વર્ષા વર્ષાવે છે એ તેમની માન્યતા છે. જો ભારતનિવાસી મનુના ધર્મને માનનારી તથા ઇતર પ્રજાએ એકતાલથી અને સુસ્વરથી, મહારાજા પંચમ જોર્જ તથા તેમનાં અખંડ સૌભાગ્યવતી સીતાસમાન પત્નીને આર્યાવર્તમાં આવતાં પાલવાપર પોતાનાં પાદારવિંદ મુકતાં, આનંદોર્મીથી વધાવી લીધાં તેમાં તેઓએ પોતાનો ધર્મજ બજાવ્યો છે. અભિવંદન અને આવકારની આર્યપ્રજાની ગર્જનાઓમાં આ તીતુડીને પણ પોતાનો ઝીણો સ્વર પૂરવા અને ઉમેરવા ઇચ્છા થાય છે. મહારાજાધિરાજ પંચમ જોર્જ કોઇ સાધારણ રાજા નથી. અનેક દ્રષ્ટિથી એમના જેવો પ્રભાવશાલી અને ભાગ્યશાલી મુકુટધારી કોઇ થયો નથી, અને એમના વર્ગની બહાર થવાનો સંભવ નથી. પૃથ્વીમાં એકજ કીંગ એમ્પરર તેઓ છે. ઓસ્ટ્રીયાનો વયોવૃધ્ધ પ્રતાપી રાજા ફ્રાન્સીસ જોસફ માત્ર કીંગ એમ્પરર છે પરંતુ તેઓની સલતનત માત્ર ઓસ્ટ્રીયાહંગરીના એક યુરોપીયન સંયુક્ત દેશમાં છે. મહારાજ જોર્જ તો પૃથ્વીના લગભગ ત્રીજા ભાગના સ્વામી છે, કે જેટલી ભૂમીના બીજા કોઇ સ્વામી નથી. બીજા કોઇ પણ મહારાજાના એ નરવરના જેવા ખંડણી આપનારા મહારાજો નથી. પ્રતાપશાલી સૂર્ય અને ચંદ્રવંશના આર્ય મહારાજાઓ પણ મહારાજ જોર્જના તાબેદાર છે. કેવું અદ્ભુત પુણ્ય એમણે ગત જન્મોમાં કર્યું હશે ત્યારે તેમને માતા એલેક્ઝાંડ્રાના પુત્ર થવાનું અને જગતના સૌથી મહાન્ રાજા થવાનું અનુપમ સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. રાજા જોર્જ સુવર્ણમાં તો સુગંધનો પણ મેળાપ છે. રાજાના કર્તવ્યોમાં પણ તેઓશ્રી નિપુણ છે. રાજતંત્રના નિયમને સુસ્

રીતે વળગી રહીને તેઓ પ્રજાના કલ્યાણ અર્થે નિરંતર પુરૂષાર્થ કરે છે. કમનસીબ બંગભંગનેજ ભંગ કરવાની પ્રેરણા કરીને તેમણે ભારતવાસીઓનાં દુઃખનો ભંગ કર્યો છે. જો આર્ય મહાપ્રજાનો ઉદ્ધાર કરવોજ તેમને ઇષ્ટ ન હતે તો ૬૦૦૦ માઇલની મુસાફરીની વેઠ શા સારૂ કરતે ? **राज्ञां परंधर्मो हि आर्तानां आर्तिनिग्रहः**–દુઃખીનાં દુઃખનો નાશ કરવો એજ રાજાનો પરમધર્મ છે. એવાં ભાગવતનાં વચનો તેમણે વ્યવહારમાં સિદ્ધ કીધાં છે. તેમનાં સાંપ્રત ભાષણોમાં તેમની હીંદીઓ સાથની સહૃદયતા અને મમતા પારદર્શક રીતે સ્પષ્ટ થાય છે. તેમનાં શુદ્ધ અને નીતિમય જીવન, તેમના સાદા, અને સરલ આચાર વિચારથી પ્રજાનાં મન હરાઇ ગયાં છે. પોતાનાં વચનો અને વર્તનથી, પોતાના પ્રેમ અને સ્વભાવથી, પ્રજાનાં સુખદાયક મર્મોનો સ્પર્શ થયો છે અને દુઃખદાયક મર્મો પરના ઘા રૂઝાઇ ગયા છે. એમના હાથના જાદુઇ સ્પર્શથી દીલ્લી પાછું આ દેશનું પાટનગર થયું છે. ભારતના પ્રાચીન ઇતિહાસનો જે અનાદર અત્યાર સુધી થતો હતો તેનો એ રીતે અંત એમના આગમનથી થયો છે. ભારતવર્ષ, શહેનશાહતનું સૌથી ચકચકિત જવાહીર છે; આપણે અંતઃકરણથી ઇચ્છીશું કે તે નામદારો પોતાના પ્રિય દીલ્લીમાં વિશેષ નહીં તો વર્ષે ૭ માસ નિવાસ કરે ! ! જો એમ થશે તો જર્મનીને માર્ગે આઠ દીવસમાં યુરોપ અને હીંદુસ્તાન વચ્ચે મુસાફરી થઇ શકે એવી જે યોજના વાતાવરણમાં છે તે સિદ્ધ સંપૂર્ણ પણ થશે ! એશીઆ અને યુરોપ પછી ભિન્ન નહીં રહેતાં તેમનો ચીરાયુ હસ્તમેલાપ થશે અને વિજાતીયતાના કલેશકારક પ્રકરણનો અંત આવશે. પ્રભુ રાજા જૉર્જ અને રાણી મેરીને સુખશાંતિ અને દીર્ઘાયુ આપો કે જેથી જનસમાજનું કલ્યાણ કરવાની તેમની તીવ્રેચ્છા તૃપ્ત થાય !

યુરોપમાં હાલમાં પ્રજાસત્તાક રાજ્ય કરતાં રાજા વિશેષ રાજ્ય વધારે સ્વીકૃત છે તેનું કારણ નાચિક મહારાજા અને તેમના સ્વર્ગવાસી પિતા જેવાજ અનેક અંશે આદર્શ મહારાજાઓ હોવાનું છે. જ્યાં સુધી જૉર્જ રાજા જેવા રાજાઓ વિદ્યમાન છે ત્યાં સુધી પ્રજાને કશો ભય નથી.

આર્યાવર્તમાં અનેક ચક્રવર્તી મહારાજાઓ થયા છે અને સૂર્યવંશી રામચંદ્ર અને ચંદ્રવંશી યુધિષ્ઠિર જેવા ધર્માત્મા આર્ય રાજા કોઇ થયા નથી, અને થવાના નથી. ઇક્ષ્વાકુથી ભરત અને ભરતથી યુધિષ્ઠિર પર્યંત અનેક ચક્રવર્તી રાજાઓ આ દેશમાં થઇ ગયા છે, અને રાજસૂયત કરીને અખંડ કીર્તિ પ્રાપ્ત કરી છે. મહાભારતમાં કૃષ્ણચંદ્રને યુધિષ્ઠિર કહે છે કે માંધાતા શત્રુ વિજયથી, **ભગીરથ** રાજા પ્રજા રક્ષાથી, સહસ્રાર્જુન તપ પ્રભાવથી, **ભરત** બલપ્રતાપથી, અને **મરૂત્ત** સંપત્તિથી ચક્રવર્તી થયો હતો. ( મહાભારત સભાપર્વ અ. ૧૫, શ્લો ૧૫-૭ ) યુધિષ્ઠિર પછી અનેક ચક્રવર્તી રાજાઓ આ દેશને દીપાવી ગયા છે. અશોક, ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્ત ( જે વિક્રમાદિત્ય પણ કહેવાય છે ) એ ચક્રવર્તીઓએ થોડી કીર્તિ સંપાદન કરી નથી. પરંતુ એ સઘળા મહાન્ ચક્રવર્તિઓમાં મહારાજા પંચમ જ્યોર્જની તો વિશાળ ઉચ્ચ પદવી છે. પંચમ જ્યોર્જની આણ તો પાંચે ખંડો અને પાંચે મહાસાગરોમાં ફરે છે. ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ પર્યંતની પૃથ્વીની એક અણીથી બીજી અણી સુધી તે મહારાજાના અનેક દેશદેશાંતરો છે. મહારાજા પંચમ જૉર્જ ચક્રવર્તી છે. તેમના મુકુટના આશ્રય હેઠળ આર્યપ્રજા આવી છે, એ પ્રભુની એક લીલા છે, અને તે માટે તેણે તેનો ઉપકાર માનવાનો છે. પ્રજા એ ભૂપતિ તથા ભૂપતિની સરકાર પાસે એજ યાચના કરે છે કે પ્રભુ તરફથી જે આર્યાવર્ત તેમને એક પવિત્ર "ટ્રસ્ટ" તરીકે મળ્યું છે, તેને યોગ્ય ન્યાય આપવો ચાલુ રાખશે !

મુસલમાન રાજ્યાભિષેક અપુર્ણ ગણાય છે. મુસલમાનો પણ હિંદુઓ તથા મધ્યકાલના યુરોપ જેવાજ કુશિન જ્યોતિષની માન્યતાના ભોગ થઈ પડયા હતા. કોઈપણ કામ તેઓ જોશીઓને મુહુર્ત પૂછ્યા વગર આરંભતા નહીં. મોગલ દરબારમાં ઇરાની તથા હીંદુ જોષીઓનો નિયમિત 'સ્ટાફ' હતો, ને તેમના પર વળી તેમનો એક (દારોગો સુપરીન્ટેન્ડંટ). હતો. હુમાયુન જેસલમીરના રણમાંથી ભાગતો ભાગતો પણ કને જોષીરાજને તો હતાજ, ને અકબરનો જન્મ થતાં તેની ઘડી તથા પળ વિપળની તેને તરતજ ખબર કરવામાં આવી કે જેથી ગૃહસ્થિતિ નિર્માણ થાય તથા જન્મોત્તરી રચાય. પોતાના પિતાની માંદગી દરમીયાન જ્યારે મુરાદબક્ષ ભાઈઓ સાથે ગાદી માટે જંગ કરતો ત્યારે તેને જોષીઓએ ખબર આપી કે તા. ૨૦ મી નવેંબર ૧૬૫૭ જેવો મંગલ રાજ્યાભિષેકના મુહુર્તનો બીજો અહસયોગ નથી, ત્યારે તેણે ગુપ્ત રીતે તે ગાદીએ આવવા પુર્વે મુહુર્તમાં રાજ્યાભિષેક કર્યો! જાહેર રીતે રાજ્યાભિષેક કરવાનો તેને પ્રસંગજ ન આવ્યો! પ્રો. જાદુનાથ કટાક્ષ કરે છે કે "જ્યોતિષ તથા તેને માનનારાઓ માટે આ બહુ કમનસીબીની બીના છે" આજ પ્રમાણે રાજ્યના જ્યોતિષીઓએ મત આપ્યો કે ઔરંગઝેબના રાજ્યાભિષેક સારૂ ૧૬૫૯ ની તા. ૫ મી જૂનનો દિન મંગલ હતો. તા. ૧૨ મી મેએ તેઓ દીલ્હીમાં જાહેર રીતે દાખલ થયા. સરઘસમાં નગારાં, ઢોલ, તાસાં ઉપરાંત, છેડે હાથીણી તથા ઉંટડીઓ હતી. અને બાદ દરબારીઓ હતા. અંતે હાથીપર ઔરંગઝેબ બેઠો હતો. આ વખતે તેનું વય ૪૦ થી અધિક હતું. રણક્ષેત્રનાં જીવનથી તે મોળ-ગરોળ થતો બચી ગયો હતો, અને મુખ મ્લાન હતું. પણ શરીર સુડોલ હતું. નગરના મહોલ્લાઓમાંથી સરઘસ જતું ત્યારે હાથીઓ પરથી સોના રૂપાના સીક્કાના મુઠડે મુઠ્ઠા ઉરાડવામાં આવતા. દીવાને-આમ તથા ખાસમાં દરબાર ભર્યો તથા સખાવત સારૂ દરબારીઓ પાસેથી ભેટ લીધા પછી તેઓ જનાનખાનામાં સીધાવ્યા. દીવાને આમ આ પ્રસંગે ગુજરાત અને ઈરાનનાં કીનખાબથી મઢી લેવામાં આવ્યો હતો. મધ્યમાં હીરાજડિત શાહજહાનનું મોરતખ્ત પણ ઝળકતું હતું. સુર્યોદય પછી બરોબર ૩ કલાકે અભિષેકનું મુહૂર્ત હતું. તે સારૂ સભા આતુર હતી. જ્યોતિષીઓ પણ જલ યંત્રથી તેનીજ વાટ જોતા. તત્ક્ષણે રાજા ઔરંગઝેબ પડદામાંથી બહાર નીકળી આસને બિરાજમાન થયો. ગાયકો ગાવા લાગ્યા, કંચનીઓએ નૃત્ય આરંભ્યું. ... નામની નેકી પોકારાઇ. તેમના પુર્વજ રાજાઓનાં નામ લેવામાં ને દર નામે તેમને ઝભા ઓરાઢવામાં ... પોતાનું નામ આવતાં સોનેરી ઝભ્ભો પહેરાવવામાં આવ્યો. તેજ દિને નવા સીક્કા પડયા. શાહજહાંએ તો સીક્કાપર કલમો પડાવ્યો હતો. પરંતુ હદ બહાર ધર્મચુસ્ત ઔરંગઝેબે તેમાં કાફરોના સ્પર્શથી કલમો અપવિત્ર થવાનો ભય જોયો; તેથી તે કઢાવીને "પૃથ્વીના જીતનાર શાહ ઔરંગઝેબે પૃથ્વી ઉપર, પૂર્ણિમાના ચંદ્ર જેવો આ સીક્કો મુદ્રિત કરાવ્યો છે" એ અર્થની ફારસી બેત પડાવી! પછી પ્રાંતોના સુબાઓ ઉપર ગાદીએ આવવાના સત્તાવાર પત્રો લખાયા. આ ક્રિયા દીવાને આમમાં બરોબર ૨ કલાક ૪૮ મીનીટ ચાલી. જનાનખાનામાં જઈ ત્યાં બીજી દરબાર ભરી. ત્યાં શાહજાદીઓ, અને ઉમરાવજાદીઓ હાજર હતી. તેઓએ તેમના પર સોના રૂપા તથા ઝવેરાત અને જવાહીરનો વર્ષા કર્યો. તેમણે પોતાની બહેન રોશનરાય બેગમ જેણે લડાઇ દરમ્યાન તેનોજ પક્ષ કીધો હતો અને તેનેજ મદદ કરી હતી અને દારા-શીકોહનીનો પક્ષ લેનારી મોટી બ્હેન જહાનારાની વિરૂદ્ધ શાહજહાનના જનાનખાનામાં કાર્ય કરતી, તેને રોકડ વગેરે મળી રૂ. ૫ લાખ આપ્યા તથા પોતાની ૪ પુત્રીઓને અનુક્રમે ૪, ૨, ૧.૬ તથા ૧॥ લાખ રૂપીયા બક્ષીસ કીધા તે પછી દીવાને-ખાસમાં જઇ પોતાના ચાર પુત્રોને અનુક્રમે ૩, ૨, ૨, ને ૧ લાખ રૂ. આપ્યા. ત્યાં ૪૮ મીનીટ થઇ. ભાઇ આદિ અન્યોને પણ ઘટતાં ઇનામ મળ્યાં. ઔરંગઝેબે પોતાના રાજ્યાભિષેકના સ્મારક તરીકે, ઇરાનીઓનો નવરોઝનો સંવત્સર જે અકબરે પ્રવર્તાવ્યો હતો તેને સ્થળે હીજરી સંવત પ્રવર્તાવ્યો. દારૂની બદી આદિ અનીતિ અટકાવવા એક અમલદાર નીમ્યો તથા અનેક ટોલો, તથા અનાજ પરની પોલીસ-ટી માફ કરી. રાત્રે યમુનાના બન્ને તટ પર દીપોત્સવ થયો. વહાણ સાથે બાંધીઆઓની હાર લગાવી તે પર દીવાબત્તીઓની માળાઓ લગાવી દીધી, જેથી નદીમાં તરતા દીવાઓથી નદી જાણે ચકચકિત થઈ રહી. પાણીમાં તરતાં જાય અને વહાણ પર ગાનારા ગાતા જાય! તા. ૨૪ મી જુનને દીને તોપખાનાં તરફથી દારૂખાનું પણ ફોડવામાં આવ્યું હતું.

## જહાંગીરનો રાજ્યાભિષેક.

મી. હયવદનરાવ બી. એ. ના લખેલા ઉપરોક્ત નામના લેખ પરથી જણાય છે કે જહાંગીરે રાજ્યાભિષેકની ખુશાલીમાં ન્યાયની સાંકળ ટંગાડી હતી. પોતાની ' ડાયરી ' માં જહાંગીર કહે છે કે, અમલદારો ન્યાય આપવામાં નિષ્ફળ નીવડે અને લોકો તેની પોતાની પાસથી દાદ માંગી શકે તે સારૂ આ નરદમ સોનાની સાંકલની યોજના કરી હતી. તે આશરે ૩૦ હાથ ( ૧॥ ફુટ નો એક હાથ ) અર્થાત્ ૪૫ ફુટ લાંબી હતી. તેનું વજન ૩૨ મણ હતું ! તેનો એક છેડો આગ્રાને કીલ્લે ને બીજો જમનાના તટ પર પથ્થરના સ્તંભ પર હતો. મી. હયવદન કહે છે કે રાજા અનંગપાલે દીલ્હીમાં આમ કીધું હતું, તથા ચીનાઇ શહેનશાહ યુન્‌ટુ એ કીધું હતું તેનું આ અનુકરણ હશે. તે સમયે એ ઇતિહાસ બહુ પ્રસિદ્ધ નહોતો; સંભવિત એ છે કે ઇરાનના નોશીરવાને આદિલે આ પ્રમાણે કીધું હતું તેનું અનુકરણ જહાંગીરે કીધું હશે.

## શિવાજીનો રાજ્યાભિષેક.

**મરાઠા** ( પુના ) પત્રના સંપાદક મી. એન. સી. કેલ્કર, શિવાજીના રાજ્યાભિષેક સંબંધી લેખ લખતાં કહે છે કે તાપીથી તે કાવેરી પર્યંત એકજ છત્ર તળે દેશને લાવનાર શિવાજી હતો. આ શિવાજીનો દિગ્વિજય હતો. પૃથ્વીમાત્ર કાંઇ દિગ્વિજય સારૂ છતવી જોઇએ એવો પ્રાચીન નિયમ નહોતો. રાજ્યાભિષેક કરવામાં તેનો શાન્દ્વારી હેતુ હતો. તેનો હેતુ ક્ષત્રિય રાજા તરીકે ખપવાનો હતો. જન્મે શુદ્ર પણ શિવાજી પોતાના પરાક્રમથી ક્ષત્રિય ગણાવા યોગ્ય ગણાય પરંતુ સંકુચિત વિચારના ધર્માંધ બ્રાહ્મણોએ તેનું ક્ષત્રિયત્વ સ્વીકારવાની ના પાડી ને વેદમંત્રોથી અભિષેક કરવા આનાકાની કરી, ત્યારે કાશીના સવતો પ્રખ્યાત ગગાભટ્ટને આમંત્રણ કરીને ( ને તેને સમજાવીને ) તેને હાથે રાજ્યાભિષેક કરાવી, શિવાજીએ બ્રાહ્મણોનાં મુખનું મર્દન કર્યું. શકે ૧૫૯૬ ના જ્યેષ્ઠ સુદ ૧૩ તથા ગુરૂવારને દિને શિવાજીનો રાયગઢના કીલ્લામાં રાજ્યાભિષેક થયો હતો. મુંજક્રિયા પુર્વે ચોથને દિને થઇ હતી. આ પ્રસંગે એ પ્રખ્યાત કીલ્લાને સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. પ્રભાતમાં શિવાજીએ મધ્ય હોલમાં પોતાની બેઠક લીધી. તેના આઠ પ્રધાનો આઠે દિશામાં પવિત્ર જલ ભરેલાં એવાં સોનેરી જલ પાત્ર લઈને આગળ પાછળ ઉભા. મુહૂર્ત કાલે અંક્ષત તથા તે જલનો તેના શિર પર અભિષેક કરવામાં આવ્યો. તે ક્ષણે બ્રાહ્મણો વેદમંત્રોનો ઘોષ કરતા રહ્યા હતા. તોપના બંદાર આખો દહાડો થયા કરતા હતા. તે ક્રિયા પછી શિવાજી સુંદર સિંહાસન પર આરૂઢ થયો. તે પછી સોનેથી પોતાનું તુલાદાન કીધું. ૭૦ શેર સોનું તેના વજન બરોબર થયું તે સુપાત્રોને દાન કીધું ! અનેક ભીજ્ઞ્યાનીએ પણ અપાઇ. આ રાજ્યાભિષેકમાં અંગ્રેજ, પોર્તુગીઝ તથા બીજા પરદેશી વેપારીઓને ખાસ આમંત્રણ હતાં. તેઓ ભેટ પણ લાવ્યા હતા. મુંબઇનો ડેપ્યુટી ગવર્નર મી. હેનરી ઍક્સનટન તથા તેની સાથે બીજા અંગ્રેજ વેપારીઓ પણ આ પ્રસંગે હાજર હતા. અભિષેકની એક અઠવાડીયાં પુર્વે, તા. ૧૫ મી મેને દિને તેમને શીવાજી સાથે વેપરી કોલકરાર વિષે ચર્ચા થઇ હતી ને અભિષેક પછી લખાન થયું હતું. મોહોમેદનોના સ્વતંત્ર રાજ્ય ગોલકોંડા તરફનો પ્રતિનિધિ પણ આ પ્રસંગે હાજર હતો.

---

## અસ્પર્શ્ય હિંદુઓનો ઉદ્ધાર.

૨

( લેખક—રા. આત્મારામ રાધાકૃષ્ણ અમૃતસરી, હેડ ઇન્સ્પેક્ટર, અંત્યજ શાળાઓ વડોદરા સ્ટેટ. )

હિંદુસ્તાનમાં અસ્પર્શ્ય જાતિ માટે સૌથી વધારે કાળજી વડોદરા રાજ્યે બતાવી છે. ઇ. સ. ૧૯૧૦ ની ગણત્રી પ્રમાણે વડોદરા રાજ્યમાં ૧૭૪૨૮૯ અંત્યજો છે. તેમનાં છોકરાં

ઓની કેળવણી માટે રાજ્ય તરફથી ૩૬૧ શાળા ખોલવામાં આવી છે; અને એ શાળાઓમાં માત્ર અંત્યજ વર્ગનાજ છોકરા છોકરીઓ શિક્ષણ લે છે. ગ્રામશાળાઓમાં જે અંત્યજ બાળકો માટે પેટા વર્ગ છે તેમાં શિક્ષણ લેનારા અંત્યજોની સંખ્યા ૪૩૭૧ છે અને ઉપર કહેલી ૩૬૧ સ્કુલોમાં ભણતા અંત્યજ વિદ્યાર્થીઓની સંખ્યા ૨૯૫૦૦ છે. એકંદર વિદ્યાર્થીઓ ૩૩૮૭૧ છે. અને એ બધી શાળાઓ તથા બે બોર્ડિંગ હાઉસોનો વાર્ષિક વ્યય રૂ. ૫૦૦૦૦ ) થાય છે. ઇ. સ. ૧૯૦૮ થી એક બોર્ડિંગ હાઉસ વડોદરામાં અંત્યજ બાળકો માટે ખોલવામાં આવ્યું છે, જેમાં ૩૫ છોકરા અને ૧૫ છોકરીઓ રહે છે. તે બધાં બેઉ સવાર સાંજ સંધ્યા હવન કરે છે એટલુંજ નહિં પણ કેટલાક છોકરા તો સ્વર સહિત વેદ મંત્રોનો પાઠ પણ કરી શકે છે. કોઇ પણ મદ્ય કે માંસને કદી અડકવા પામતું નથી. તેમજ ભવિષ્યમાં કદી અડકશે નહિ એવી તેમણે પ્રતિજ્ઞા લીધી છે. સ્નાનાદિથી સર્વ પ્રકારે તેઓ શુદ્ધ રહે છે, અને તેમને જોઇ કદી કોઇ કહી શકશે નહીં કે તે ઢેડ કે મહારનો છોકરો કે છોકરી છે. એ પચાશ વિદ્યાર્થીઓના ખાનપાનાદિના વાર્ષિક વ્યયના રૂ. ૩૩૨૧-૫-૬ થાય છે. વળી એ અંત્યજ બોર્ડિંગ હાઉસમાં પુસ્તકાલય તથા વાંચનાલય પણ છે. એક જ્ઞાનવર્દ્ધિની સભા છે જ્યાં છોકરાઓ જુદા જુદા વિષયો પર ભાષણ આપે છે અને સંવાદ કરે છે.

પાટણમાં પણ એવુંજ એક બોર્ડિંગ હાઉસ છે. તે ઇ. સ. ૧૯૦૯ માં ખોલવામાં આવ્યું હતું અને તેમાં હાલ ૩૦ છોકરા રહે છે. તેના અધ્યક્ષ ( superintendent ) એક અંત્યજ જાતિનાજ ટ્રેન્ડ માસ્તર છે. એ શિવાય નવસારીમાં પણ ૩૦ છોકરીઓ માટે એક બોર્ડિંગ હાઉસ ખોલવાની હિલચાલ ચાલુ છે.

વડોદરામાં ઇ. સ. ૧૯૦૯ થી અંગ્રેજી ભણાવવા માટે વર્ગ ખોલવામાં આવ્યા છે અને તેમાં ત્રીજા ધોરણ સુધી અંગ્રેજી શીખવવામાં આવે છે. એ વર્ગમાં ૫૭ છોકરા લાભ લે છે. એજ પ્રમાણે પાટણ અને ઉંઝામાં પણ અંગ્રેજી શિક્ષણના વર્ગો ૧૯૦૯ અને ૧૯૧૧ માં અનુક્રમે ખોલવામાં આવ્યા છે અને પાટણમાં ૩૩ અને ઉંઝામાં ૨૦ છોકરા લાભ લે છે. એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે જે છોકરાઓ મેટ્રીક થયા બાદ બી. એ. થવા માગતા હોય તેમને સર્વ પ્રકારની મદદ પણ મળી શકે.

પહેલાં વડોદરા મેલ ટ્રેનિંગ કોલેજમાં અંત્યજ માસ્તરો દાખલ થતા નહોતા પણ છેલ્લા બે વર્ષથી અંત્યજ માસ્તરો પણ દાખલ થઇ સરખો લાભ ઉઠાવી શકે છે. ગયે વર્ષે એક ભંગી માસ્તર પ્રથમ પદની પરીક્ષામાં પાસ થયો છે !

ઇ. સ. ૧૯૧૦ની જાનેવારીનો દિવસ અંત્યજોએ ખાસ સ્મરણમાં રાખવા લાયક છે; કારણ કે તે દિવસે શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ બહાદુરે રાજ્યમહેલના મોતીબાગમાં લગભગ ૬૦૦ અંત્યજ છોકરા છોકરીઓને જે ટેબલ અને રકાબીમાં મોટા મોટા ઓધાવાળાઓ લોક જમે છે તેમાં ભોજન આપ્યું હતું. ઉપરાંત નવાં વસ્ત્ર, પુસ્તકો, પેટીઓ, વગેરે ચીજો ઇનામમાં આપી હતી. આ અવસરે કુલે ખર્ચ રૂ. ૩૦૦૦) થયો હતો. ખુદ મહારાજા સાહેબ ત્યાં બે કલાક રોકાયા હતા અને આ અંત્યજોનાં ગીત સાંભળી તથા રમતો જોઇ બહુજ ખુશી થયા હતા.

પહેલાં મ્હાર અને ઢેડ લોક ભંગીયાઓની સ્કુલોમાં નોકરી કરતા નહોતા. હવે ઘણીજ

પ્રસન્નતાથી; કરે છે પાટણ તથા સાંવલી આદિ અનેક ગામોની સ્કુલમાં ઢેડ અને ભંગી છોકરાં એકઠાં એકજ સ્કુલમાં શિક્ષણ લે છે.

વડોદરા બોર્ડીંગ હાઉસમાં એક ઉત્તર હિંદુસ્તાનનો બ્રાહ્મ-House-master નું કામ કરે છે અને તે ઉપરાંત બીજા પાંચ હિન્દુ જુદી જુદી અંત્યજ શાળાઓમાં શિક્ષણ દેવાનું કાર્ય કરે છે.

૨૦૦ અંત્યજો કેળવણી ખાતામાં શિક્ષકનું કામ કરે છે. લશ્કર ખાતામાં ૧૯ અંત્યજ 'સ્વાર' છે. મ્યુનિસિપલ ખાતામાં દશ મુકાદમના કામ પર છે. પોલીસ ખાતામાં સાત નોકરીએ છે. survey ખાતામાં ત્રણ મોજણીદાર છે. હુજુર-ગાડીખાનામાં બે અને વોટરવર્કસમાં એક નોકર છે—અર્થાત્ એકંદર ૨૪૨ અંત્યજ રાજના જુદા જુદા ખાતાઓમાં નોકરીએ છે! હિંદુ ઇન્સ્પેકટર અને ડેપ્યુટી ઇન્સ્પેકટર અને મુસલમાન હિંદુ ઇન્સ્પેકટર અને ડેપ્યુટી ઇન્સ્પેકટર બધી અંત્યજ શાળાઓની પરિક્ષા તથા તપાસ લે છે. શ્રીમાન્ વિદ્યાધિકારી એ. એમ. મસાણી અંત્યજો તરફ અંત્યત લાગણી ધરાવે છે અને તેમની વૃદ્ધિ ઉન્નતિ અને શિક્ષણ સારૂ ઘણી કાળજી રાખી શ્રીમંત મહારાજા સાહેબના સ્તુત્ય હેતુને પૂર્ણ કરવા હંમેશ ઉદ્યોગશીલ રહે છે. ઇતિ.

---

## સામાજીક તથા ધાર્મિક ઉન્નતિના સમાચાર.

**પ્રોફેસર મીલ્સ, પાર્સીઓની અને વેદની ભાષા**—પાર્સીઓની પવિત્ર ઝેંદ ભાષાના ઓક્ષફર્ડ યુનીવર્સીટીના પ્રોફેસર લૉરેન્સ મીલ્સે, ઇંગ્લંડમાં વસતા પાર્સીઓની ગઈ તા. ૨૫ મીએ મુલાકાત લીધી હતી, અને તે ભાષાની ઉન્નતિ માટે તેણે કરેલા અથાગ શ્રમના બદલામાં તેને રૂપાના દાબડામાં એક માનપત્ર અર્પણ કર્યું હતું. ઉત્તરમાં પ્રોફેસરે કહ્યું કે પાર્સીઓનાં "ગાથા" ગ્રંથોનો શબ્દકોશ પૂર્ણ રચના તથા ગાથાઓનું તેનીની સહજન્મી ભગિની ( twin-sister ) ભાષા વૈદિક સંસ્કૃતમાં ભાષાંતર કરી રહેવા પુરતું જીવન રહે એજ તેની આશા છે ! બીજા શબ્દોમાં પ્રો. મીલ્સ આથી એમ સિદ્ધ કરશે કે પાર્સીઓની ગાથા તથા વેદની ભાષામાં માત્ર નામનોજ ફેર છે. વેદનાં ઘણાંખરાં વાક્ય ગાથાઓમાં થોડાક શબ્દોના ફેરફાર સહિત મળી આવે છે. વેદના અભ્યાસ ઉપર પ્રો. મીલ્સનો પરિશ્રમ પૂર્ણ થતાં અસાધારણ પ્રકાશ પડશે. પરમાત્મા તેમને દીર્ઘાયુ કરે !

**"મારા પિતૃઓ પિંડાનો આનંદ ભોગવી શકતા નથી!"**—એમ બળવો ઉઠાડનારી અને જુલમી માંચુ રાજ્યની ત્રાસ પામેલી પ્રજાને શાંત કરવા ચીનનો ખાટ વર્ષનો મહારાજા પ્રજા જોગી પોતાની માફીમાં વદે છે. માફીમાં તેના મુખમાં, પશ્ચાતાપ કરતા તેના સલાહકારો તેના મુખમાં એવા પણ શબ્દો મુકે છે કે "રાજદ્વારી બુદ્ધિ મારામાં ન હોવાથી મેં યોગ્ય આદમીઓ નીમ્યા નથી. જોઇએ તે કરતાં વધુ ઉમરાવો મેં રાખ્યા છે જે રાજ્ય બંધારણના મહા નિયમથી વિરૂધ્ધ છે, જગતને હું જાહેર કરૂં છું કે હું સુધારો કરવાના શપથ લઉં છું." આ માફી અંદુ

મોડી છે. આ રડવા લાયક બજવાની બાબતમાં હસવા લાયક અકસ્માત આ માફીમાં ચીનાઇ મૃતકશ્રાદ્ધનો રાજદ્વારી દ્રષ્ટિથી કરેલો ઉપયોગ છે.

**લાહોર આર્યસમાજનો ઉત્સવ**—લાહોરની વચ્છોવાલી આર્યસમાજનો ગઇ તા. ૨૪ થી ૨૬ મી નવેંબરના દિનોએ થયલો ૩૪ મો વાર્ષિક મહોત્સવ અસાધારણ ફત્તેહમંદ હતો. આ પ્રસંગે આર્યસમાજના વેદના સર્વોત્તમ વિદ્વાન પં. ગુરૂદત્ત એમ. એ. ( મૃત્યુ ૧૮૯૪ ) ના સ્મારક ગુરૂદત્તભવનનો પાયો નાખવાની ક્રિયા હરિદ્વાર ગુરૂકુલના ગર્વનર લાલા મુન્શીરામે કરી હતી. પં. ગુરૂદત્તનું જીવનચરિત્ર તેમના પરમ મિત્ર લાલા લજપતરાયે અંગ્રેજીમાં લખ્યું છે. તેઓ માત્ર ૨૮ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા હતા. પરંતુ તે વયમાં પંજાબની આર્યસમાજને તેમણે દૃઢ કરી દીધી હતી. ! આ આશ્રમમાં વિદ્યાર્થીઓ રહેશે તથા ભણશે. ઉત્સવ વખતે વેદપ્રચાર આદિ ફંડ માટે અપીલ કરતાં રૂ. ૪૫,૩૨૫ તરત ભરાયા હતા, અને તે ઉપરાંત રૂ. ૬૨ હજાર-ની સ્થાવર મીલકત દાનમાં મળી હતી. હરિગાપન મંદિરના ગોસ્વામી તુલસીદેવજીએ પણ રૂ. ૫૦ દાન આપ્યું હતું. આ ઉત્સવમાં ભાગ લેવા બહારગામથી ૧૨૦૦ સ્ત્રી પુરૂષ ડેલીગેટો આવ્યા હતા. લાહોરની અનાર્કલી આર્યસમાજનો વાર્ષિક ઉત્સવ પણ એજ દિને થયો હતો. દયાનંદ એંગ્લો-વૈદિક કૉલેજ માટે કોલેજના ઓનરરી પ્રીન્સીપલ લાલા હંસરાજ બી. એ. એ અપીલ કરતાં રૂ. ૩૦,૦૦૦ ભરાયા હતા. અગાઉ લાલા લજપતરાય અપીલ કરતા ત્યારે લગભગ રૂ. ૧ લાખ થતા ! વ્યક્તિ પ્રભાવનો આ ભેદ છે.

**હરિદ્વાર ગુરૂકુલ અને હીંદી ભાષા અને દીવાલી**—ભાવિ હીંદુ યુનીવર્સીટીની પ્રથમ યોજનામાં હીંદી દ્વારા શિક્ષણ આપવાનું સ્વીકાર્યું હતું. પરંતુ વિજ્ઞાનના વિષયો શીખવવા પુરતા હીંદીમાં શબ્દો ન હોવાનું બ્હાનું કાઢીને, બીજી યોજનામાં ભાષા હીંદી બદલીને અંગ્રેજી ઠરાવી હતી. આના સંબંધમાં એ ખાસ જાણવાજોગ છે કે વૃક્ષવિદ્યા ( બૉટની ) હરિદ્વાર ગુરૂકુલમાં શીખવાય છે. તેમાં અનેક વિદ્યાર્થીઓ છે, જેઓ અંગ્રેજી જાણતા નથી. છતાં તેમણે તે વિષયમાં હીંદી પત્રકોનો હીંદીમાંજ ઉત્તર આપ્યો હતો. અને એક પણ અંગ્રેજી શબ્દ વાપરવાની જરૂર પડી નહોતી, એમ તે સંસ્થાનાં વાજીંત્ર પત્ર વૈદિક મૅગેઝીનના માર્ગશિર્ષના અંકમાં જણાવવામાં આવે છે. ( ૨ ) એ ગુરૂકુલમાં દશેરાને દિને સહભોજન પણ થયું હતું, અને તે વખતે પ્રખ્યાત વેદાંતી અને આર્યહિતૈષી અમેરીકન મી. માઇરન ફેલ્પ્સ પણ હાજર હતો. ( ૩ ) એ સંસ્થાના પ્રથમ ત્રણ વિદ્યાર્થીઓએ પોતાનો અભ્યાસ પૂર્ણ કર્યો છે. બીજા બે સહિત બ્રહ્મચારી ઇન્દ્રે ' સ્નાતક ' ની અંતિમ પરીક્ષા ઉત્તીર્ણ કરી છે, અને તેથી હવે તેને ' સદ્ધર્મપ્રચારકના ' તંત્રીનું કામ સોંપવામાં આવ્યું છે.

**વધુ શુદ્ધિ**—આર્યસમાજ પશ્ચાતાપ કરતા પતિતોને પુનઃ તેમના બાપીકા વેદોક્ત ધર્મમાં પાવન કરવામાં જે જાગૃતિ બતાવે છે તે માટે હીંદુસમાજ હવે તેનો પાડ માનવા લાગી છે; સનાતન ધર્મસભા પણ તેનું અનુકરણ કરવા લાગી છે. હાલમાંજ ( તા. ૧૨ મી નવેંબર ૧૯૧૧ ) લખનૌ ( અવધ પ્રાંત ) ની આર્યસમાજે કરેલી શુદ્ધિ ક્રિયા સામાન્ય કરતાં વિશેષ આકર્ષક છે. તેના આશ્રય હેઠળ એક ખ્રીસ્તી મી. પી. ડેવીડ અને તેની પત્ની મર્થા, તેના બે પુત્ર તથા બે પુત્રી સહિત વેદધર્મમાં પ્રાપ્ત થઇને હીંદુ સમાજના બલમાં પુષ્ટિ થઇ છે. મી. ડેવીડ દેવીદીનનું, મીસીસ દેવીડ હુલાસ દેવીનું, પુત્રો ઇઝાક અને એચ. ફીલીપે તથા પુત્રીઓ ડીઇરી

તથા રોઝીએ ક્રમાનુસાર, રામશરણ, હરશરણ લક્ષ્મણદેવી તથા રામદેવી એ આર્યનામો ધારણ કર્યાં છે.

**વિધવાવિવાહના યોદ્ધા શ્રોત્રિય શંકરલાલનું મરણ**—ગઇ તા. ૨૭ મી નવેંબરે પોતાના વતન બીજનોર ( સંયુક્ત પ્રાંત ) માં થવાના સમાચાર આપતાં અત્યંત શોક થાય છે. આ દેશમાં આ યુગમાં કોઇએ પણ એમના જેટલી વિધવાઓનાં લગ્ન કરાવ્યાં નહીં હોય, તે સંખ્યા ૧૫૦ ની હશે ! પોતે જુના વિચારના પંડિત હતા; પરંતુ વિધવાવિવાહ શાસ્ત્રાનુકૂલ માનતા, અને કાશીના પંડિતો સાથે તે વિષે શાસ્ત્રાર્થ કરવા તૈયાર હતા. કાશીના પંડિતોએ તેમનો ચેલેંજ સ્વીકારવા તૈયાર ન થયા તે માટે તેઓ દિલગીર હતા. તેમણે જે શાસ્ત્રાર્થમાં જીતે તેને અમુક મોટી રકમ ઇનામ તરીકે આપવા બેંકમાં જમા રાખી હતી. તેઓ ખરે વિધવા દુઃખ ભંજન હતા. આબરૂદાર દ્વિજ યુવતી વિધવાઓને, સિદ્ધાંત સારૂ સ્વાર્પણ કરનાર યુવાનો સાથે લગ્ન કરાવી આપવાં, એ તેમના જીવનનું કર્તવ્ય હતું. સુધારકોમાં એમના જેટલી નૈતિક શક્તિ ક્વચિત્જ હોય છે.

**વીર ભગવાન્ અને સાપ્તાહિકના તંત્રી**—નામદાર શહેનશાહના રાજ્યાભિષેકના શુભ સ્મરણાર્થે આખા હીંદના જૈન વિદ્યાર્થીઓ સારૂ વિદ્યોત્તેજક ફંડ માટે રૂ. ૫૦,૦૦૦ એકઠા કરવાના છે. તેની અપીલ નાના મોટા ટાઇપોમાં જાહેરખબરના રૂપમાં ૮–૧૦ કોલમોમાં " જૈન સમાચાર " ના તંત્રી કરે છે. અને કહે છે કે, " દાન ગુણ વગરના સખસને જૈન કહેવાની વીર ભગવાને ના કહી છે, અને હું કહું છું કે દાન ગુણ વગર ધર્મી તરીકે ગ્રેળ ચાલનારને ધુર્ત કહેવા જોઇએ. "

**ઇંગ્લંડની નાટકશાળામાં વસ્ત્ર રહિતતા**—ઈંગ્લંડમાં નગ્નતાની અમર્યાદાની વ્યાખ્યા સંબંધી કાયદા વિચિત્ર છે. શરીર, મૂર્તિ કે ચિત્રનાં ગુપ્તાંગો માત્રજ ઢાંકા હોવાં જોઇએ.. તેથી તે શીવાયનાં અંગો ધોળે દીવસે વસ્ત્ર રહિત રાખીને–બતાવીને કામી પ્રજાને નાટકશાળા આદિમાં આકર્ષવામાં આવે છે. બેશક આ સ્ત્રીઓનાં સંબંધમાં કરવામાં આવે છે. નાટકમાં કેટલીક "પરીઓને" એકદમ ચુસ્ત અને ચામડીના રંગનો પોશાક પહેરાવી તે પછી તેમનાં શરીર પર એકદમ પ્રકાશ કરીને તેને ગેપ કરવામાં આવે છે ! હાલમાંજ નાટકના લાઇન્સેન્સર ( પરવાનો આપનાર અથવા નિષેધક ) અમલદારે એક નાટકનો દેખાવ તે ૭ મહીના સુધી ચાલુ રહેવા પછી તેનું ધ્યાન ખેંચાતાં, તે બંધ કર્યો છે. તેમાં એક અંકમાં એક સ્નાન વિધિનો દેખાવ આવતો. જનાનાની સુંદરીઓ સ્નાન કરે છે. વસ્ત્ર કે વસ્ત્ર રહિતતા તે પ્રસંગને અનુસરીને છે. ડુબકી મારતાં પૂર્વે એક સુંદરી જરાક વાર આરસપહાણનાં સરોવરની પાળ ઉપર બેસે છે. કેટલીક તેમાં ડુબકી મારતી જણાય છે. દ્રશ્ય મોહક પરંતુ શરીર પર વસ્ત્ર લગભગ નકારમાં. હવે એ ખેલ બિભત્સ ગણાઇને બંધ થયો છે તેથી નાટકવાળાઓને વસ્ત્રના વિષયમાં વધારે ઉદાર થવું પડશે એ એક આનંદની વાત છે. " સીનામેટોગ્રાફ"ની " ફીલ્મો"માં આવતા આવા તથા બીજા અસભ્ય દેખાવો પણ બંધ કરવાની ઓછી જરૂર નથી. હીંદુસ્તાનની પોલીસે પણ યુરોપથી હીંદમાં આવતી એવી ફીલ્મો જપ્ત કરવી જોઇએ. એવી ઘણીક વાંધા ભરી ફીલ્મો અહીં જોવામાં આવે છે.

**ઇંગ્લંડના ભુખે મરતા પાદરીઓ**—ને સહાય આપવા " ક્વીન વીકટોરીયા ક્લર્જી

ફંડ" ની સ્થાપના કરવામાં આવી છે. ઈંગ્લંડની સરકારને આશ્રિત અને આધીન ૩૦૦૦ પગારદાર પાદરીઓ છે, જેઓ સરકારી દેવળમાં પૂજા કરવા, લગનની તથા મરણની ક્રિયા કરવા, તથા ઉપદેશ અને બંદગી કરવા બંધાયા છે. જ્યારે આર્ચબીશપો અને બીશપો જેવા ઉચ્ચાધિકારી પાદરીઓને હજારો પાઉંડનો પગાર મળે છે ત્યારે ૩૦૦૦ પાદરીઓને સરાસરી ફક્ત ૧૩૩ પાઉંડનું વર્ષાસન મળે છે, અને ઘણાને તો વર્ષે રૂ. ૧૫૦૦ પણ નથી મળતા. છતાં કહેવાય "રેવરંડ"—ને પણ ઘરમાં હાલે હાલ્લાં લડે. તેમાં વળી તેઓમાંના ઘણા ખરા મોટા કુટુંબવાળા, વારંવાર ડઝન-ડઝન છોકરાંઓવાળા. જેમ ગરીબ તેમ છોકરાં વધારે એવો ઇશ્વરનો વિચિત્ર ન્યાય છે. તેથી બીચારાઓથી ઉપદેશ પણ બરોબર થતો નથી. તેમને સહાય કરવા ઉક્ત ફંડની સ્થાપના થઇ છે.

**વીલાયતનું પત્ર મહારાજા ગાયકવાડને એરેબેયન નાઇટસના બાદશાહની ઉપમા આપે છે !—પીયર્સન્સ મેગેઝીન** ( નવેંબર ) કહે છે કે તે નામદાર પાસે હાથીની જે અંબાડીઓ છે તે સોના રૂપાની અને રત્નજડિત છે. દરબાર વખતે તેઓશ્રી જે હીરાનો હાર પહેરે છે તે રૂ. ૩૦ા લાખનો છે. ને તેમાંનો ૧ હીરો તો ૧૨૫ કેરેટનો છે, તે આગળ નેપોલીયનની માલકીનો હતો. તેમની પાસેનાં રત્નોની કીંમત લગભગ રૂ. ૩ કરોડની ને પત્ર આંકે છે. એ પત્રકારને લીલાંઉથી રૈયતના ભલા સારૂ મહારાજા તે વેચી નાંખે છે તેની ખબર નથી. તેમની રૂ. ૧ાા કરોડની આવક છતાં પોતાનો ઘર ખટલાનો વાર્ષિક ખર્ચ માત્ર ૧,૩૫,૦૦૦ પાઉંડ છે. શ્રીમંત મહારાજા, પ્રજાની કેળવણી માટે જે શ્રમ લે છે તેમજ તેમના ડહાપણ માટે તેમની યોગ્ય પ્રશંસા આ લેખમાં કરવામાં આવી છે.

**સ્ટાંડર્ડ ઑઇલ કંપનીનું ટ્રસ્ટ કાયદા વિરૂદ્ધ ઠરાવવાથી શું પરિણામ આવશે ?**—કાંઇજ નહીં. તેવો ચુકાદો અમેરીકાની યુનાઇટેડસ્ટેટસની "સુપ્રીમ કોર્ટે" આપ્યો કે તરત તેના શેરના ભાવ છ દોકડા બેઠા. પણ એક કલાકમાં પાછા હતા તેટલા તે થઇ ગયા ! એવી ચુકાદાની એક કલાકની ક્ષણિક અસર ! ટ્રસ્ટ છુટું પડી જવા છતાં ભાવમાં ફેર થશે નહીં. તેત્રીસેક જુદી જુદી કંપનીઓએ ટ્રસ્ટ રૂપે સઘળી સત્તા એક હાથમાં મુકી હતી. હવે પણ તે કંપનીઓ એકમેકને મળીને સરખા ઉંચા ભાવ રાખશે. માત્ર જરા ખરચ વધારે આવશે પરંતુ તેથી અસર થશે નહીં. તેના શેરો ફક્ત ૬૦૦૦ માણસોના હાથમાં છે. અમેરીકન ધનાઢ્યો કરોડાધિપતિ નહીં પણ અબ્જાધિપતિ છે. અમુક વેપાર એકહાથ કરીને મનમાનતા ઉંચા ભાવ પ્રજા પાસેથી ઓકાવવાની તેમની યુક્તિ રદ કરવા ગમે તેવા સખત કાયદા ઘડવા છતાં, ધન તથા ધનોત્પન્ન સત્તાના બળથી તે કાયદાઓને તેઓ હસે છે ! એ સ્ટાંડર્ડ ઑઇલ ટ્રસ્ટનો નિયામક તથા નેતા દુન્યાનો વર્તમાન સૌથી ધનાઢ્ય પુરૂષ રૉકફેલર છે. તેના હાથ નીચે કંપનીના સાઠ હજાર કામદારો છે ! કંપની પોતાનાં અમલદારોના ઉપયોગ સારૂ એક ખાસ પોતાનું માસિક પત્ર પણ પ્રગટ કરે છે ! રોકફેલર આટલો ધનાઢ્ય છે છતાં કહે છે કે "ધન માટે ધન ભેગું કરવું એ કરતાં વધુ ધિક્કારવા જેવી ચીજ બીજી કોઇ નથી !" ચાર્વાક વેદનો ઉપદેશ કરે છે ! !

**યુરોપના રાજા રાણીઓ પણ રાજબંધનોને પ્રજા જેવાજ વશ છે !**—અને તેમાંથી આપણા માનવંતા રાજા પણ મુક્ત નથી. દાખલા તરીકે આપણા શ્રીમંત રાજાને

માર્લબરો હાઉસના લૉર્ડ તરીકે સેંટ માર્ટીનના પેરીશને કર તરીકે વાર્ષિક કેટલાક સો પૌંડની રકમ ભરવી પડે છે. આપણા શહેનશાહ જ્યોર્જ જો હવે કોઇ રસ્તો બંધ કરવા ચાહે તો તેમ કરી શકે નહિ. મરહુમ મહારાણી વિક્ટોરીયાએ ઓસ્બોર્ન ખાતેનો એક રસ્તો બંધ કરવા ચાહ્યું ત્યારે તે ઝમીનના બદલામાં બીજી જમીન આપીને પ્રજા પરવાનગીની સત્તાથીજ તે રસ્તો બંધ કરી શકી હતી. ગુનાહની માફી બક્ષવામાં પણ શહેનશાહ જ્યોર્જથી પોતાની મરજી મુજબ વર્તી શકાતું નથી. તેની મરજીમાં આવે તો તે કુંડીબંધ ગુનેહગારોને ફાંસી જતા અટકાવી શકે, પરંતુ રવીવારે વ્યાપાર કરવો નહિ એવો જે ચાર્લ્સ બીજાનો કાયદો છે તે જો કોઇ તોડે તો તે શખ્શને થતી શિક્ષા કોઇ રાજા પણ માફ કરાવી શકતો નથી. ગાદી વારસ શાહજાદાઓ ( પ્રીન્સીઝ ) ના સાધારણ માણસ કરતાં પણ વધુ સખ્ત કાયદા હોય છે. તેને તેઓએ માન આપવું પડે છેજ. તેઓએ કોર્ટમાં સાક્ષી તરીકે પણ હાજર થવું પડે છે અને સાધારણ રૈયત પ્રમાણે તેમને પણ બધા કાયદા લાગુ પડે છે. તેઓથી રાજાની યા વાલીની મરજી સિવાય બીજા દેશોમાં જઇ શકાતું નથી. તેમજ તેઓથી લગ્ન પણ થઇ શકતાં નથી.

ગ્રીસના રાજાને પોતાના કૂતરાનું લાઇસન્સ ચાલુ નહિં રાખવા માટે પાછલી લાઇસન્સ ફી તેમજ સાધારણ લોકોને કાયદાનો ભંગ કરવા માટે જે દંડ ભરવો પડે છે તેટલો દંડ પણ ભરવો પડયો હતો. ઇટલીના રાજા વિક્ટર ઇમેન્યુઅલને એક સિપાઇએ એક દિવસ અમુક રસ્તે જવા દીધો નહિ, કારણ કે અમુક વખત પછી તે રસ્તે કોઇને પણ જવા નહિ દેવાનો કાયદો હતો. રાજાને તે રસ્તેથી ત્વરિત પાછું ફરવું પડયું. બીજે દિવસે તે પહેરગીરને રાજા તરફથી એક સુંદર ઘડિયાલ ભેટ મલ્યું; તેની ઉપર એવો લેખ હતો કે, " જે સિપાઇ કાયદાને માન કેમ આપવું તે જાણે છે તેને માટે. " કેટલીક વેળા કેટલીક રાણીઓ પણ પોતાની મરજી મુજબ વર્તી શકતી નથી. થોડાં વર્ષ અગાઉ સ્પેનના રાજા આલ્ફોન્ઝો પોતે બેદરકારીથી મોટાર હાંકતો હતો તેમ નહિ કરવાની તેના પ્રધાનોએ સલાહ આપી અને રાજાને તે મુજબ ચાલવુંજ પડયું. વળી લગભગ તેજ અરસામાં હોલેંડની રાણી વિલ્હેલમીનાને સાઇકલ ઉપર સવારી કરતાં શીખવાનો શોખ થયો, પરંતુ પ્રજાએ ના કહેવાથી તેમને તેમ કરતાં અટકવું પડયું. શહેનશાહ જ્યોર્જ પાંચમાની ફ્રોગમોર ખાતે ખેતી છે. ત્યાં તેને સાધારણ ખેડુત પેઠે તેના પટાની રૂએ કર ભરવો પડે છે અને એક સાધારણ ખેડુત પેઠે કાયદાને માન આપવું પડે છે, અને બીજા ખેડુત પેઠે પોતાનાં ખેતરનાં ગાડાં ઉપર પોતાનું ખુલ્લું નામ આપવું પડે છે. રાજાઓ પણ કાયદાને વફાદારીથી માન આપે છે, તેમાંજ તેમની પ્રતિષ્ઠા છે એમ કોણ ના પાડશે !

**સેંટ્રલ હીંદુ કૉલેજનો ૧૩ મો વાર્ષિક ઉત્સવ**—ગઇ તા. ૨૬ મી ડીસેંબરે ઉજવવામાં આવ્યો હતો. સભાપદ કાશીના રાજા મુન્શી માધોલાલ સી. આઇ. એ. લીધું હતું. કૉલેજ કમીટીના સેક્રેટરી મી. ભગવાનદાસે ગત વર્ષનો રીપોર્ટ વાંચ્યો હતો. તેનો સાર એ હતો કે એ વર્ષમાં કૉલેજને બે મુખ્ય મોટી ભેટો મળી હતી. એક, કાશીના મહારાજાએ પોતાનું " ખુર્દ મહાલ " નામનું અમૂલાખનું મકાન તથા મુંબઇના શેઠ ધર્મસી મોરારજી ગોકલદાસે જીમનેશીયમ સારૂ અર્ધો લાખ રૂપીયા પ્રદાન કર્યાં હતા. કૉલેજના ૨ ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓ સીવીલ સર્વીસમાં દાખલ થવા પરીક્ષા આપવા વાલાયત ગયા છે, અને હવે કૉલેજ એમ. એ.

ના અનેક વિષયોમાં અલ્હાબાદ યુનીવર્સીટી સાથે 'એફીલીએટ' (સ્વીકાર) થય છે. વળી શોક સાથે ઉમેરવામાં આવ્યું હતું કે " હીંદુ જાહેર પ્રજા તરફની સહાયતાને અભાવે કોલેજની ફી ચઢાવીને સરકારી કાલેજથી અર્ધી જેટલી કરવામાં આવી હતી. " મીસીસ બીસંટે વિદ્યાર્થીઓને રાજદ્વારી તકરારમાં ભાગ લેતાં કેવી રીતે અટકાવ્યા હતા તેનું વર્ણન પણ કર્યું હતું.

**૩૬ મું થીઓસોફીક વાર્ષિક કન્વેન્શન**—થીઓસોફીની ઉત્તરોત્તર ઉન્નતિ-કન્વેન્શન વારાફરતી અદ્યાર અને કાશીમાં ભરવામાં આવે છે. તે આ વર્ષે કોલેજના ઉપરોક્ત ઉત્સવ સમેત ગઇ તા. ૨૬ મીએ ભરવામાં આવ્યું હતું. મી. લીડબેટર જેઓ એક પ્રખ્યાત વાક્ચતુર ( conversationalist ) છે તેમણે વાર્તાસભા ભરી હતી. બીજે દીને, તા. ૨૭ મીએ, મંડલની પ્રધાના મીસીસ બીસેંટે એક ભાષણ આપ્યું હતું. તેણે જણાવ્યું હતું કે યુરોપમાં થીઓસોફી વિષે ઘણો ઉંચો અભિપ્રાય બંધાયો છે. તે ત્યાં સારા માટેની એક સંસ્થા ગણાય છે. **ગયા વર્ષમાં તેના સભાસદો પૃથ્વીમાં ૩૭૫૮ જેટલા વધ્યા છે અને એકંદર સભાસદોની સંખ્યા ૨૧,૪૪૭ છે.** વર્ષમાં ૮૯ નવાં લોજો સ્થપાયાં છે, અને કુલ લોજોની સંખ્યા ૯૧૨ છે. વર્ષમાં રૂ. ૧,૪૩,૨૬૫ નું દાન મળ્યું હતું. મી. હોર્નીમેની સુંદર સખાવતથી અદ્યારમાં સ્થપાયેલું લીડબેટર વિદ્યાશ્રમ જગતના જુદા જુદા ભાગોના વિદ્યાભ્યાસીઓથી ચીકાર ભરાઇ ગયું છે. " જગતના આવના પેગંબર " કૃષ્ણ મૂર્તિ કૃત At the feet of the Masters નામક નાનકડા પુસ્તકનું ભાષાંતર કુલ ૨૭ ભાષાઓમાં થયું છે. એ પેગંબરને જગત સ્વીકારે અને માને તે સારૂ ભૂમી તૈયાર કરવા જે " ઓર્ડર ઓફ ધી સ્ટાર ઇન ધી ઇસ્ટ " સ્થપાયો છે તેના પણ પુષ્કળ સભાસદો થયા છે.

**એક વધુ વિધવા પુનર્લગ્ન**—ગઈ તા. ૧૨ મીએ અમદાવાદમાં ત્યાંની વિધવા વિવાહ પ્રચારિણી સભાના આશ્રય હેઠળ વિધવાવિવાહ હાલમાં થયું હતું. સામલ ગિરધરની પુત્રી બાઇ રાધા ( ઉમર ૨૦ વર્ષ ) નું પુનર્લગ્ન સામલ હરગોવન ( ઉમર ૨૩ ) સાથે થયું હતું. કન્યા ૯ વર્ષની કોમલ વયે રાંડી હતી. બન્ને મેહેમદાવાદના શ્રીમાળી સોની જ્ઞાતિનાં છે.

**વેશ્યાઓ અને રાજ્યાભિષેક**—વેશ્યાઓને રાજ્યાભિષેક સાથે શું નીસબત ! પરંતુ કાશી કે જે ફુટડી વેશ્યાઓએ માટે વિદ્યાપીઠ જેટલુંજ લગભગ પ્રસિદ્ધ છે ત્યાંના કેટલાક રસિકોને તેમને આગળ કરવાનો કીડો ખદબદી આવ્યો હતો એમ પ્રયાગનું દૈનિક 'લીડર' પત્ર કહે છે. તેઓએ પોતાનું હમેશનું નૃત્ય કરીનેરાજ્યાભિષેકના ઉત્સવમાં ભાગ લેવા દેવાની માંગણી માટે જીલા મેજીસ્ટ્રેટને અરજી કરી હતી. *લોકમત તેમની વિરૂદ્ધ છે એમ કહીને તેણે તો અરજી રદ* કરી. પણ રસિકો હઠે તેવા નહોતા. તેઓએ મોટી હોડીઓમાં એ નૃત્ય કરનારીઓને બેસાડી તેમનો મુજરો ગંગા નદીના મધ્યમાં કરાવ્યો ! એ જોવા સારૂ ટીકીટ કે ફી નહોતી એટલે લોકોએ લાભ પણ સારો લીધો ! આનો બચાવ એજ કરવામાં આવે છે કે આ કાંઇ પૈસા લઇને કરવામાં આવ્યું નહોતું ! જ્યાં સુધી વેશ્યામુખનાં દર્શન પ્રજા અનીતિવર્ધક નહીં માને ત્યાંસુધી તેમનો ધંધો સલામત છે, અને તેમને ઉત્તેજન આપનારા મળશે તેની કોણ ના પાડશે !

## સ્ત્રીઓ સંબંધી કેટલાક વિશેષ સમાચાર.



**જા જા તને ઓળખે છે કોણ ? -ઉમેદવારીમાં નિરાશ પતિની ડામાજીની** ર્ફ્યાદ—અમેરીકામાં ન્યુયોર્ક શહેરના એક પ્રખ્યાત કરોડપતિની છોકરી મીસ હેલન મેકમુરે યુરોપની મુસાફરી કરવા નીકળી. જ્યારે તે ઓસ્ટ્રીયાના પાટનગર વિએનામાં આવી ત્યારે તે એક ઑસ્ટ્રીઅન લસ્કરી ઓફીસર લેફ્ટેનેન્ટ એડૉરડ સ્ટારઝના પ્યારમાં પડી અને તેની સાથે લગ્ન કરવા કબુલ થઇ. લેફ્ટનેન્ટ સાહેબે પણ તેની સાથે મુસાફરી કરવી શરૂ કરી અને પોતાની પાસે જે કંઇ હતું તે વેચીસાટીને તેને ખુશી રાખી, એટલુંજ નહી પરંતુ પોતાથી બનતું દેવું કરીને પણ તેની સાથે શ્રીમન્તાઇ બતાવી, અને તેને ઘણી કીમતી ભેટો આપી. ઉપરાંત તે સાહેબે પોતાની નોકરી પણ બાબડી મળવાની આશામાં છોડી દીધી અને તેની પાછળ ઘેલા થયા. જ્યારે મીસ હેલન મેકમુરે પાછી ન્યુયોર્કમાં આવી ત્યારે લેફ્ટેનેન્ટ સાહેબ તેને મળવા ગયા. તે વખતે તેણે જવાબ આપ્યો કે યુરોપમાં લગ્ન કરવા સંબંધી કરેલી યોજના મને અત્રે માન્ય નથી. એટલું બોલી તેને દાદર બતાવી દીધી. લેફ્ટેનેન્ટે તેની ઉપર ૫૦૦૦ પાઉંડનો નુકશાની ખર્ચ વિગેરેનો દાવો કીધો છે.

**ચાર મળે ચોટલા તો ભાંગે ઓટલા**—એ કહેવત અમેરીકન સ્ત્રીઓમાં ચરિતાર્થ થઇ છે. લોસ એનજેલ્સમાં પુરૂષોની માફક સ્ત્રીઓને મત આપવાના હકો આપી તેમને સમાન ગણવામાં આવી છે. થોડા વખત ઉપર એક યુવાને પોતાને નકકી કરી, આપેલી ઝડપ કરતાં મોટર સાઇકલ વધારે ઝડપથી દોડાવી. તે સાબીત કરવા સ્ત્રીઓ જુરી કોર્ટમાં ભરાઇ ( ત્યાં ડામીજી નકકી કરવા હમેશ જુરી મળે છે. ) ખોટા કે ખરા કોઇ પણ નિશ્ચિત નિશ્ચયઉપર તેઓ આવી શકી નહીં એટલુંજ નહીં, પરંતુ તેઓ ક્યાં મળશે તથા શું નાસ્તો લેશે તે વિષે . પણ એ જુરીની સ્ત્રીઓ લઢી પડી ! પછી પુરૂષની જુરી ભરવી પડી.

**અમેરીકન દેવીને સાષ્ટાંગ દંડવત્ !**—ચીકાગોમાં ગત સપ્ટેમ્બર માસમાં મી. એડવર્ડ મેટમોલે જર્ટુડ એલીસ નામની દેવી સાથે લગ્ન કર્યું હતું. તે પ્રસંગે તેઓ સાહેબે પોતાની સ્ત્રીના લાભાર્થે એક ' એફીડેવીટ ' લખી સોગન ઉપર જણાવ્યુંહતું કે, " મારી સ્ત્રીને હું જેવી રીતે અમેરીકાની સ્વતંત્ર સ્ત્રીઓને જે હકો આપવામાં આવે છે તે આપવા બંધાઉં છું. તે પોતાની મરજી મુજબ ગમે ત્યાં ફરી હરી ચાકરો તથા પોતાને મન માનતા સહચારી મંડળમાં પણ ભાગ લે તોપણ મનેકોઇ જાતની અદેખાઇ કે વાંધો નથી. તે સ્વરૂપવતી હોવાથી કોઇ અન્ય પુરૂષો જો તેનાં સૌદર્યનાં વખાણ કરે અથવા તેની ખાતર જો તેની ખુશામત કરે તોપણ મને તેની ચીડ નથી. તેમજ પોતે જે જે કાંઇ કરે તેમાં હું સહમત છું એમ સમજવું. વળી મારી કમાણીનો ઉપયોગ પણ તેનેજ હાથે થશે અને જો વધશે તો બેંકમાં હમારા બન્નેના નામપર જમે થશે. વળી હું વધુ ખાત્રી આપુંછું કે તેને જે જે વાતો પસંદ નહી હોય તે કદાપિ તેના આગળ કરીશ નહીં અને હું હમેશ નિયમિત રીતે તેને અનુકૂળ રહી કરીશ." પશ્ચિમની સ્વતંત્રતા હવે તો આગળ વધવીજ મુશ્કેલ છે કારણ કે ઉત્તરધ્રુવની ભુમીજ આવી પહોંચી. તેનાથી વધુ ઉત્તરમાં કેમ જવાય ?

**બીડી પીવાની બંધી અમેરીકન સ્ત્રીએ તોડી !**—યુરોપ અમેરીકામાં હવે સ્ત્રીઓ પણ સીગાર તથા સીગારેટ પીતી થઇ છે. પ્રથમ વેસ્યાઓજ પીતી, પછી હલકા વર્ગની સ્ત્રીઓ પીતી થઇ; તેમના છત્રી જોડા પેઠે તેમની બીડી પણ ખાસ બનાવટની " સ્ત્રી સારુજ ખાસ " બને છે. પણ હજી તેઓ તે જાહેરમાં પીતી નહોતી. જો કે જાહેરમાં વેચાતી લેવા જવાની " ફેશન " ચાલુ થઇ પડી હતી ખરી. યુરોપીયન રીતિ નીતિથી કંટાળેલી મીસીસ એની બીસંટનો પણ જ્યાં એ મત છે કે " પુરુષને પીવાનો અધિકાર હોય તો સ્ત્રીને કેમ નહીં ? " ત્યાં તેનો પ્રચાર સર્ખાં અધિકાર માંગનારી સ્ત્રીઓમાં થયા વગર કેમજ રહે ! કહે છે કે, થીઓસોફીકલ સોસાઇટીની નાયિકા સ્થાપિકા મૅડમ બ્લેવેટસ્કી, જેનો અધ્યાત્મ વિષયમાં અસાધારણ અભ્યાસ હતો તેનો સીગારેટના ધુમ્રપાનમાં પણ અસાધારણ અભ્યાસ હતો. જ્યાં અધ્યાત્મ વાદિનીઓ, હીંદુ સ્ત્રીને અનુપમ ગણનારી વિદુષી સન્નારીઓ પણ સ્ત્રીને બીડી પીવાની બાબતમાં આવા વિચારવાળી ત્યાં, યુરોપ, અમેરીકામાં તો તેના પ્રચારનો પવન વટોળીયાને વેગે ફુંકાય તેમાં શી નવાઇ ! રેસ્ટારાં ( કાવાખાનાં, વીલાયતી વીશીઓ વા રીફ્રેશમેંટ રૂમો ) માં સ્ત્રીઓથી અત્યાર સુધી અમેરીકામાં બીડી પીવાતી નહોતી. સ્ત્રીસમાનાઅધિકારવાદી સ્વતંત્રતાપ્રિય અમેરીકનોને પણ તે મહા અમર્યાદિત અને બિભત્સ ભાસતું. પરંતુ એ બંધનનો હાલમાં ત્યાંના એક મહાન નગર ફીલાડેલ્ફીયામાં ત્યાંના પ્રખ્યાત કરોડપતિની ફેશનેબલ પત્ની મીસીસ ફ્રેગ બીડલે ભંગ કીધો છે. તે શ્રીમંતી અભિમાનિનીને રેસ્ટારાંમાં ધુમાડા કાઢતાં જોઇ, ત્યાંનાં નોકર વર્ગ તો આભોજ બની ગયો ! પણ પૈસાદાર એટલે કોઇની ના સરખી કહેવાની હીંમત ચાલી નહીં. ચૂપ રહ્યા. આ પ્રમાણે પરેઝ કરવાનું " નૈતિક ધૈર્ય " " આત્મિક બલ " ઇત્યાદિ શક્તિ બતાવવા માટે ચો તરફથી સ્ત્રી સ્વતંત્રતાના હીમાયતીઓ મીસીસ બીડલની પ્રશંસા કરે છે. કહે છે કે એ બાઇને જાહેરમાં બીડી પીવાની ટેવ લંડન સોસાઇટીમાં પડી હતી અને તેણે એ મહાન્ સ્વતંત્રતાને પોતાને વતન રોપવાનો પણ નિશ્ચય કર્યો હતો ! હવે બીજુ શું બાકી રહ્યું છે ?

**વેશ્યા કોમોમાં આત્મોન્નતિની લાગણીની સ્ફુરણા**—તેમનો ધંધો જોતાં સૌથી અશક્ય ગણાય છે છતાં મદ્રાસ ઇલાકાના કોકોનડા નગરનો એક ખબરપત્રી ખબર આપે છે કે એમજ છે ! ત્યાંના નજીકના પેદાપુર ગામની નાયકાઓએ સભા ભરી એવો ઠરાવ કર્યો હતો કે, ( ૧ ) અન્ય ન્યાતોની કન્યાઓને પોતાના દુષ્ટ ધંધામાં પાડવા ઉછેરવી વા દત્તક લેવી નહીં. ( ૨ ) પોતાના પુત્રોને સુશિક્ષિત કરવા, ( ૩ ) માંહોમાંહે ઉઘરાણી કરીને ગરીબ લોકો ઇત્યાદિને દાન આપવું; તથા ( ૪ ) જે જ્ઞાતિઓ આપણી સાથે ભોજન વ્યવહાર ન કરતી હોય તેમની સાથે ભોજન વ્યવહાર ન કરવો. આ ૪ થો ઠરાવ ધર્મદ્રષ્ટિથી નહીં પરંતુ આત્મમાન સાચવવા કર્યો હતો. તે ઠરાવથી કમથાલી નામની જે જ્ઞાતિ હવે પોતાને વિશ્વબ્રાહ્મણને મહાન્ નામે ઓળખાવવા લાગી છે તેને ભડકો લાગ્યો. તેઓએ તેથી પોતાનું અપમાન માન્યું. કારણ અત્યાર પુર્વે નાયકાઓ તેમનું પક્વ અન્ન ખાતી. તેથી તેઓએ નાયકાઓને એવો સામો ઠરાવ કરીને " બૉયકૉટ " કરી કે, નાયકાઓનાં ઘરેણાં ન બનાવવાં, તેમનાં ઘર કે ગાડાં બાંધવાં કે દુરસ્ત ન કરવાં, તેમજ તેમને જેઓ ગાડાં ભાડે આપે તેમનાં ગાડાં પણ દુરસ્ત ન કરવાં. જે તેનો ભંગ કરે તેને રૂ. ૫૦ દંડ. લખત પર સઘળાંએ સહીઓ પણ કરી.

પણ ઘણાના પેટ પર આથી કાપ પડ્યો તેથી કેટલાકોએ તો વેશ્યાઓને પાછા પોતાનાં ગ્રાહક બનાવ્યા. એક અચ્ચન નામના વિશ્વકર્માના વંશજે એક વેશ્યાનું ગાડું બાંધ્યું. તેને રૂ. ૫૦ નો દંડ થયો. દંડ ન આપતાં એની ન્યાતવાળાએએ તેના ઉપર લખતને આધારે રૂ. ૫૦ ની ફરિયાદ માંડી. જીલ્લા મુનસફે એ ફર્યાદ (સ્મૉલ કૉઝ સુટ નં. ૬૯૬-૧૯૧૧ નો) ખર્ચ સાથે કાઢી નાંખી અને ઠરાવ્યું કે લખત તે પર સહી કરનારા ઉપર ગેરકાયદેસરના હેતુનું હોવાથી બંધનકારી નથી !

**જૈન સ્ત્રી મૅટ્રીક્યુલેટો**— છેલ્લી મૅટ્રીક્યુલેશનની પરીક્ષામાં બેઠેલી આપણી ૪ ચાર બ્હેનોમાં ૩ અમદાવાદ ખાતે અને એક શ્રી મુંબાઇ ખાતે બેઠી હતી. આ ચાર બ્હેનોમાં એક પરણેલી છે, ૨ વીવાહીત છે અને એક કુંવારીકા છે. જે પરણેલી અને વીવાહીત છે તેમના પતિઓ મુંબાઇ ઇલાકાની યુનીવર્સીટીના ગ્રેજ્યુએટો છે. જ્યારે બીજી કુમારીકાના પીતા વકીલ દોલતરામ શ્રી અમદાવાદમાં શાહપુરના વતની છે અને તેઓ ઉત્તમ સુધારાના વ્યવહારીક વિચારો ધરાવનાર છે. અમો ઇચ્છીએ છીએ કે જ્ઞાતિ રિવાજના કુચાલનો ભોગ નહી થતાં તેઓશ્રી પોતાની સુકન્યાને સારી કેળવણી આપ્યા પછીજ પરણાવવાનો વિચાર રાખશે. જૈન સ્ત્રી કેળવણીના સંબંધમાં આ એવું વર્ષ છે કે આજ વર્ષે આટલી સંખ્યામાં જૈન બ્હેનો મેટ્રીકની પરિક્ષામાં બેઠી છે. વળી આ ચારે બેનો દશા શ્રીમાળી કોમની હોવાથી અમને અજાયબી થાય છે કે શું જૈન સમાજમાં આ કોમજ આગળ વધી છે કે કેમ ?—જૈન.

**ઇસ્લામી રાજ્યમાં બહુસ્ત્રી લગ્ન**—ઇસ્લામી રાજ્યોની ખરાબી બહુ સ્ત્રી લગ્નથીજ થઇ છે એવા સિદ્ધાંતનું પ્રતિપાદન અક્રોંઅરના "કારસ્પોન્ડંટ" માં મેરિનાદ કરે છે. તે કહે છે કે, ટર્કીના પદભ્રષ્ટ સુલતાન અબ્દુલ હમીદના જનાનખાનાં—જે કેદખાનાં જેવુંજ હતું—માં ૪૦૦૦ સ્ત્રીઓ તેના એશ માટે હતી. તે કહે છે કે, આર્મીનીયા, મેસોપોટેમીયા, એને ટોલીયા વગેરે આગલા જાહોજલાલી ભોગવતા દેશો તથા નગરોની સમૃદ્ધિનો નાશ થવાનું કારણ મુસલમાનોએ ત્યાં દાખલ કરેલી આ ઝેરી બદીજ છે. બહુ સ્ત્રીલગ્નથી ગુલામગીરી દાખલ થઇ છે. આની વિરૂદ્ધ રાઇટ ઓ. સૈયદ અમીરઅલીએ થોડા વખત ઉપર લંડનમાં એક ભાષણ મુસલમાન કાયદાઓ વિષે આપ્યું હતું. તેમાં પણ બહુસ્ત્રી લગ્નનો ખાસ બચાવ કર્યો નહોતો. તેણે કહ્યું હતું કે મહમદે વખતને અનુસરીને ૪ સ્ત્રી સુધી લગ્ન કરવાની છુટ આપી હતી. પરંતુ તે સાથે એવી અશક્ય શરતો જોડી હતી ( કે જેવી કે દરેક સ્ત્રીને જુદી સ્વતંત્ર જગ્યા આપવી, ઇ. ) કે જેથી બહુ સ્ત્રી લગ્ન થઇ શકે જ નહીં. હીંદુસ્તાનમાં સોએ બે ટકા જેટલાજ મુસલમાનોને અનેક પત્નીઓ છે. ઇરાન, ટર્કી વગેરેના રાજકર્તાઓ સેંકડો સ્ત્રીઓ તથા ઉપસ્ત્રીઓ રાખે છે તેને મુસલમાન ધર્મ શું અટકાવ કરે છે ?

**ફ્રાન્સની સુભાગ્યવાન સુવાવડીઓ**—ફ્રાંસમાં ગર્ભવતી સ્ત્રીઓને બાળકને જન્મ દેવા અગાઉથી એક માસ અને જન્મ દીધા બાદ એક માસની રજા ચાલુ પગારે આપવાનો કાયદો પસાર થયેલો છે. વળી એવો કાયદો છે કે કોઇ પણ શેઠ આઠ અઠવાડીઆંની અંદર તેવી હાલતની સ્ત્રીને નોકરીએ આવવા દેવી નહીં અને તે કારણસર તેની સાથે કરેલા કોંટ્રાક્ટનો ભંગ કરવો નહીં. સ્કુલ મિસ્ટ્રેસોને બાળકને જન્મ દેવાનો વખત આવે તેની મહિનો અગાઉથી ચાલુ પગારે રજા મળે છે અને જન્મ્યા બાદ મહિનો દિવસ રહીને પછી કામે જાય તો પુરો પગાર મળે છે, તે

પણ જો તે તેટલા વખતમાં પુરતી તંદુરસ્ત થઇ હોય તો કંઇ નહીં અને નહીં તો તે જ્યાં સુધી બરાબર તંદુરસ્ત અને ત્યાં સુધી ગૃહે રહી શકે. સ્ટેટ તરફથી વીશ હજાર પૌંડ બક્ષીસ કરવામાં આવ્યા છે તે એવી મતલબે કે સ્ત્રી હમેલદાર હાલતમાં તથા બાલકને જન્મ લીધા પછી કોઇ પણ જાતની તકલીફ ખમે નહીં. પરણેલા મજુરને દર છોકરાં દીઠ મહિને ચાર પૌંડ મળ્યા જાય અને છોકરૂં ત્રણ વર્ષનું થયા પછી તેજ રકમ સોલ વર્ષનું થાય ત્યાં સુધી બાપને બદલે તેને મલે! જર્મનીમાં હમેલદાર સ્ત્રીને દરેક જાતની તબીબી મદદ મફત મળે છે. તેજ પ્રમાણે ઓસ્ટ્રીઆ અને હંગરીમાં પણ જર્મનીની રૂઢિ ચાલુ કીધી છે. ગ્રેટબ્રિટનમાં એવી કોઇ પ્રકારની સ્ટેટ તરફથી મદદ કરવામાં આવતી નથી પરંતુ એવો કાયદો ઘડાયલો છે કે બાલકને જન્મ દીધા પછી ચાર અઠવાડીયાં સ્ત્રીએ જરૂર આરામ લેવો. મીસીસ માણેક દિનશા ઘડીયાલી પોતાના "અપક્ષપાત" (સુરત) ના પત્રમા લંડનથી વધુ ખબર આપે છે કે, ઇંગ્લંડમાં આ દીનની સુવાવડી સ્ત્રીઓને બહાર ફરતાં મેં ઘણી વખત જોઇ હતી. "અપક્ષપાત" ૧ લી જાનેવારીથી બંધ પડવાનું સાંભળી હમે ઘણાજ દીલગીર થયા છીએ.

## કેટલાક ચાલુ બનાવો પર ટુંકી ટિકા.

**મુંબઇના ધનાઢ્ય ભીખારીઓ અને ભીખારી ધનાઢયો**—થોડા દહાડા ઉપર મુંબઇની પોલીસકોર્ટમાં એક વિચિત્ર કેસ નીકળ્યો હતો. એક ભીખારણે ભીખ માંગીને રૂ. ૬૧ ની મુડી ભેગી કરી હતી. એક રામોશી ને પરદેશીને તેની ખબર પડી. તે બઇને અટ્રંમટ્રમ સમજાવીને તે સાચવવાને બ્હાને તેની મુડી તેઓએ પચાવી પાડી. તેમને ૭ છ માસની સખત સજા થઇ. મુંબાઇમાં ઘરો ગરિ, ગાડી, બાયડીને નામે કે ખાનગી ભાડે લીધેલી એવાં ભીખારી ધનાઢયોની મણા નથી. એમ જણાય છે કે એ અલબેલા નગરમાં ધનાઢ્ય ભીખારીઓનીપણ ખોટ નથી. સવારસાંજ સદાવ્રતોમાંથી ખાવા પુરતું તો મળે છેજ અને બાકી પૈસો ભીખ માંગીને ભીખારીઓ યાતો મુડી જમાવે છે અથવા છચોક રસ્તા પર આરામથી બેસી બીડી ગાંજો ફુકવામાં ખર્ચે છે. કેટલાક શોખીનો તો—જેમાં અપંગો પણ નથી એમ નથી—એજ તમારા પૈસાથી રાત્રે વ્યભિચાર પણ કરે છે!! તાલ આવે ચોરી કરવી એ પણ ભીખનો પેટા ભાગ છે. છતાં તંદુરસ્ત માણસોને ભીખ આપવાથી ઉલટું પાપ લાગે છે, અને હાનિ થાય છે તે પ્રતિ દાતાઓની આંખ ઉઘડતી નથી એ દિલગીરી ભર્યું છે. એ દાતાઓનું હૃદય ધનાઢ્ય છે પરંતુ બુદ્ધિ ભીખારી હશે. ત્યારેજ લફંગાઓને પૈસા આપીને તેમને બીડીગાંજો ફુકવાની તથા રાંડને ત્યાં જવાની જોગવાઇ કરી આપતા હશે!

**હીંદુ નિરાશ્રિત ફંડ તરફથી છાપેલી સોનેરી અપીલ**—પારમાર્થિક ફંડો જાહેર અપીલો કરે, તે નિભાવઅર્થે આવશ્યક છે. પરંતુ તે સ્વમાન કે નીતિને ભોગે ન હોવી જોઇએ. ખાલી ખોટી ખુશામતથીજ જો ધન મળતું હોય તો બહેતર છે કે એવું ફંડ બંધ કરવું. નડીયાદના હીંદુ નિરાશ્રિત ફંડના મંત્રીઓ તરફથી હાલમાં કેટલાક સજ્જનોને સોનેરી અક્ષરથી છાપેલી અપીલ મોકલવામાં આવી છે તે આ પ્રમાણે છે:—

"પરમદયાળુ સખાવતે બહાદુર,—( ફલાણા ફલાણા—ને નામ પણ તેને પાનો ચઢાવવા સારૂ હાથે લખવાને બદલે ખાસ ખર્ચ કરીને મોટા ટાઇપમાં સોનેરી અક્ષરથી છાપવામાં આવ્યું છે. ) આપ દયાની મૂર્તિ છો, પ્રાણી માત્ર પ્રત્યે આપનો પ્રેમ છે! આ પ્રેમભાવથી આપની કૃપાળુ દ્રષ્ટી પ્રાણીમાત્ર પર સમાનપણે વહે છે. કોઈ પણ જાતના ભેદભાવ વગર આપની સખાવતનો અખંડ પ્રવાહ મરૂભૂમિને સજીવન કરતો રહે છે. ખરેખર ! અસખ્ય દુઃખી મનુષ્યો આપની કૃપાની શીતળ છાયાની ઇચ્છા રાખે છે. કલ્પવૃક્ષ સમાન આપ એ સર્વને યથાયોગ્ય મન વાંછિત આપી દુઃખનો નાશ કરો છો. અમે આજે કલ્પવૃક્ષ સમાન એવા આપ ધર્માત્મા નરરત્નની કૃપાની પ્રાર્થના કરતા આપનેજ શરણ આવીયે છીએ. દુઃખી મનુષ્યો દુઃખ ભંજનનોજ આશ્રય ન લે, તો કોનો લેવા જાય ? તેમજ દુઃખભંજન દુઃખીનાં દુઃખનો નાશ ન કરે તો કોણ કરે ? મહાનુભાવ ! ઇત્યાદિ ઇત્યાદિ." હમે ધારીએ છીએ કે આવી હાલી ખુશામતની હદ સુધી જવું એ ગુજરાતના શ્રીમંતોની નીતિને ઉતારી પાડવા, ને તેમને લલચાવવા જેવુંજ છે. જેને ધન સામાન્ય વિનંતિ છતાં ન આપવું હોય તે આવા મસ્કાથી પણ આપે એ સંભવિત નથી. અને જે એવા મસ્કાથીજ પલળે તેની પાસે ા લેવું એ પણ બહુ હિતકર નથી. એ લેખ સ્પષ્ટ અસત્ય છે. જે દરેકનું નામ હાથમા આવ્યું તે સખાવતે બહાદુર અને દયાની મૂર્તિ, તે કલ્પવૃક્ષ સમાન અને પરદુઃખ ભંજન છે એ બાતમી મંત્રીઓ મેસર્સ ચંદુલાલ નંદલાલ અને મુળજીભાઇ હરિવલ્લભદાસ. તેમના ક્યા જીવનચરિત્રોમાંથી શોધી લાવ્યા ?

**વ્યાજ ન લેવાની મુસલમાનોની ફીલસુફીનો "જૈન" પત્રને લાગેલો ચસ્કો—** 'જૈન' પત્ર કહે છે—કે "મુંબાઇની પાજરાપોળના જે બરમા બેન્કમાં એક લાખ રૂપિયા ગયાની કે ડુબ્યાની વાત સાચી હોય તો આ પૈસા જવાથી કેટલા બધા ઢોરોને બચાવવાનું નુકસાન જવાનું. વળી પઇસા આપનારનો ઉદ્દેશ નહી જળવાવાથી તે પૈસા આપનારાઓનો શું નીશાસો વહીવટદારોને નહી લાગે ? મુસલમાન ધર્મ વ્યાજની વિરૂદ્ધ છે અને આનું કારણ પણ આવા કારણોને લઈનેજ છે. જે ગૃહસ્થો પાસે પૈસા છે તેઓને વ્યાજ મળવાથી ધંધો સુઝતો નથી અને આથી તેઓ કેવળ આળસુ બને છે. જ્યારે મુસલમાન કોમ તરફ નજર કરીશું તો વ્હોરાઓ વગેરે વ્યાજ નહી ઉપજાવનારા કેટલા બધા વ્યાપારમાં વધ્યા છે ? કાઠિયાવાડના મેમણો ક્યા ક્યા દેશમાં જોવામાં આવે છે અને આમ વ્યાપારની વૃદ્ધિથી આબાદાની વધે છે. બીજી તરફ આપણા વ્યાજમોહ બંધુઓ કેટલા બધા કોર્ટોમાં જોવામાં આવે છે, કેટલા બધા પઇના સેનાશઓને હેરાન કરતા જણાય છે. અને આમ હેરાન થઇ કેટલા આપઘાત કરે છે. એ બધું આપણે આપણા જીવદયાળુ બંધુઓ દ્વારા જોઈ શકીએ છીએ. તો હવે સમપના જાણ થઇ શું આપણે આપણું વર્તન ફેરવવું જોઇતું નથી ? " જૈનો બેંક કાઢવાની વાતો ચાલે છે ત્યાં આ શું ? જો "જૈન" પત્રની દલીલ ખરી હોય તો અર્થશાસ્ત્ર ખોટું પડવાનો ભય છે. અને એ પત્રની છેલ્લી દલીલ પ્રમાણે તો આપણે ઘરના માળ પણ ન ચઢાવવા જોઇએ, અને બાંધવા પણ લોખંડનાજ જોઇએ, કારણ કે માળ ચઢાવતાં કેટલા બધા મજુરો નીચે ગબડી મરી જવાનો સંભવ રહે છે અને લાકડાનાં ઘર બાંધવાથી કેટલી બધી આગો લાગે છે ?

**આલંકારિક ભાષાનો ઉપયોગ—** એક સજ્જન લખે છે કે અગસ્ત્ય ઋષિ સાગર પી

ગયા " એ હજી તમારૂં હૃદય કબુલ કરતું જણાય છે ! " એ ભાઇ હમારો હેતુ સમજી શક્યા નહીં તે માટે દલગીર છીએ. ' સત્ય ' ના એક અંકમાં અન્ય સ્થળે હમેજ એ પૈરાનિક કથાનો સત્યાર્થ કરતાં અગસ્ત્ય ઋષિ તે ખરૂં જોતાં સૂર્ય, જે નિરંતર સાગર પીએ છે, એમ સૂચિત કીધું હતું. જો અન્યત્ર તે વાર્તા ખુલાસા વગર લખી તો તેનો હેતુ એ વાત તેના દેખીતા અર્થમાં સ્વીકારવા નહીં પરંતુ રૂપક તરીકે તેનો પ્રયોગ કરવાનો હતો. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ, કોઇપણ વાત હમે માનતા નથી એ સ્પષ્ટ કરવાની પણ જરૂર અમે અત્યાર સુધી ધારી નહોતી. જો કદાચ એવી વાતો આ પત્રમાં લખી હશે, અથવા લખવામાં આવશે તો તે માત્ર અલંકાર અથવા રૂપક તરીકેજ ભાષાને વધારે પુષ્ટ, મોહક તથા રંજક કરવા. પ્રાચીન અસંભવિત પરંતુ લોકગમ્ય થઇ પડેલી પ્રસિદ્ધ વાર્તાઓનો કહેવત તરીકે, રૂપક તરીકે ઉપયોગ કરવો અગ્રેજી લેખકોમાં બહુ સાધારણ રીવાજ છે. Nemesis એ પ્રાચીન વેર દેવી છે. છતાં વેર વાળવાની વાત આવતાં એ દેવીની હસ્તી કદાપિ ન સ્વીકારનારા અંગ્રેજો તે શબ્દનો પ્રયોગ કરે છે. ગુજરાતી લેખકો સરસ્વતી દેવીને પ્રણામ કરૂંછું એમ કહે છે, ત્યારે તેઓ શું ચાર હાથવાળી જે દેવી પૂર્વે મનાતી તેની હસ્તી સ્વીકારે છે એમ કોઇ કહેશે ? શું દર વખતે એવા ખુલાસા કરવાની જરૂર છે ?

**સર્ખો હીસ્સો માંગનારા કેટલાક ઇસ્લામી ભાઇઓની યોગ્યતાના નમૂનાઓ—** ( ૧ ) સ્થાનિક " મુસ્લીમ હેરલ્ડ "ના માલેકે સ્થાનિક મ્યુ. કોર્પોરેશનના પ્રમુખ પરના એક પત્રમાં ફરીયાદ કરી હતી કે મ્યુ. કમીશનરે એક વર્ષ થયાં મ્યુ. જાહેર ખબરો મુસ્લીમ પત્રોમાં આપવી બંધ કરી છે, તેથી " મુસ્લીમ કોમના ઉર્દુ લાભની દ્રષ્ટિથી " તે પર વિચાર ચલાવવો. સ્ટેંડીંગ કમીટીએ તેના પ્રત્યુત્તરમાં કમીશનરનો એ ઠરાવ એમ જણાવીને વાજબી ઠરાવ્યો હતો કે ઉર્દુ પત્રો નિયમિત રીતે પ્રગટ થતાંજ નથી ! ( ૨ ) કલકત્તાની મ્યુ. કોર્પોરેશનની " માર્કેટ કમીટીમાં " " મુસલમાન કસાઇખાનું " સ્થાપવાની તે " મહુંમ " પાટનગરના સુખશાંતિ ખાતાંના વડાની [illegible] પર વિવાદ થતાં એક મહોમેદન સભ્યે એવો ભય દર્શાવ્યો કે એ બે શબ્દનો " [illegible] ને કાપી નાખવાની જગ્યા " એવો પણ વ્યાકરણ પ્રમાણે અર્થ થઇ શકે છે ! ને [illegible] ત દ્વિઅર્થ કરીને એવું આશ્ચર્યજનક તાત્પર્ય કાઢ્યું કે " એ નામ એમ સૂચવે છે કે કાર્પોરેશનના કારોબારીઓ હાલની ટર્કી તથા ઇટલી વચ્ચેના વિગ્રહમાં ઇટલી પ્રતિ પ્રીત ધરાવે છે !!! હેલ્થ ઓફીસરે બેમાંના એક પણ અર્થ માટે અવકાશ નહોતો એમ સિદ્ધ કરવાથી એ સભાસદ્ શાંત થયા હતા. જ્યાં કેટલાંક મુસલમાન પત્રો અને સભાસદો આવાં પ્રકારનાં હોય ત્યાં તેઓએ હીંદુઓને પોતાની વિશેષ યોગ્યતાથી મળતા વિશેષ લાભ માટે દ્વેષ કરવો કે દોષ દેવો એ અનુચિત છે. મુસલમાનોને અન્યાય ન થાય એટલુંજ નહીં પણ ઊન્નતિમાં તેમને વિશેષ સહાય મળે એ યોગ્ય છે. પરંતુ તેની પૂર્વેજ તેમને ઉંચા ઓદ્ધા તથા હક્કો આપવાની વાતો કરવી તેમને માટે મિથ્યાજ છે.

# વિજ્ઞાન, વિદ્યા તથા વિદ્યાપ્રચાર સંબંધી સમાચારો.

**તુલસીનું સત્ય માહાત્મ્ય**—શાસ્ત્રોમાં તુલસીનાં માહાત્મ્યનાં વર્ણન ઘણી જગાએ જોવામાં આવે છે. તેમજ તુલસીના છોડને પવિત્ર માનવામાં આવ્યો છે એટલુંજ નહીં પરંતુ વૈદક દ્રષ્ટિએ જોતાં તે ઘણો જ ઉપયોગી છે. એક અનુભવી જણાવે છે કે જે જગાએ તુલસીના છોડ મુકવામાં આવે છે ત્યાં આસપાસ મચ્છર ચાંચડ મેલેરીઆના જંતુ વિગેરે જીવોનો ઉપદ્રવ થતો નથી. તે વળી હવાને પણ સુધારે છે. વધારે અજાયબી જેવું એ છે કે તુલસીના છોડ ઉપર જે જંતુઓ બેસે તે તેમને સહેલાઈથી પકડી રાખે છે. તેની કડવાશ શક્તિ અદ્ભૂત શક્તિથી નષ્ટ થઈ જાય છે. સામાન્ય રીતે કહીએ કે ઘણા રોગોનું મુળ સૂક્ષ્મ જંતુઓ છે. તેમનો સત્વર નાશ કરવા અનેક ઉપાયો કરાય છે. આ વાત ખરાબર લક્ષમાં હોવાથી; કે ગમે તેમ, તુલસી ઉછેરવાનાં રિવાજ ઘણુંજ ફેલાયું હતું. તુલસીમાં હવા સાફ કરવાના રસાયણિક ગુણો છે. પદ્મપુરાણમાં કહ્યું છે કે—

> तुलसीगन्धमादाय यत्र यत्र गच्छति मारुतः ॥
> दिशो दश पुनात्याशु भूतग्रामांश्चतुर्विधान् ।

**ભાવાર્થ**—જે જગાએ તુલસી સ્પર્શિત સ્પર્શ હવા પ્રસરે છે ને જ્યાંસુધી રહેતાં દુર્ગંધી તત્વોનો એકદમ નાશ થાય છે અને બીજાં હવાનાં તત્વોને સુધારે છે.

અગસ્ત્ય સંહીતાના ૬ ઠ્ઠા પ્રકરણના ૩૨ મા શ્લોકમાં કહ્યું છે કે—

" ગંગા નદી જેમ એક કિનારા જેટલી ફરતી જમીનને પાણી પૂરું પાડે છે તેમ તુલસીનો છોડ જ્યાં પુષ્કળ જગામાં હવા સાફ રાખે છે."

'પ્રશ્નોત્તર ખંડમાં' વળી કહ્યું છે કે " જે ઘરમાં તુલસી ઉછેરવામાં આવે છે તે ઘરમાં રોગ થતો દેખાતો નથી અને તે સ્થળને પવિત્ર ગણવામાં આવે છે. " તુલસીના રસનો તાવ, શરદી, ઝાડા, કફ અને બીજા ભયંકર રોગો ટાળવામાં ઉપયોગ થાય છે. પ્રખ્યાત સારંગધર જણાવે છે કે:—

> पीतो मरिच चूर्णेन तुलसीपत्रजो रसः ।
> द्रोण पुष्पी रसोऽप्येवं न हन्ति विषम ज्वरान् ॥

**ભાવાર્થઃ**—તુલસીના ઉપયોગથી ઘણી જાતના તાવોનું નિવારણ થાય છે. દ્રોણપુષ્પી અને તુલસીનાં પાંદડાંના રસથી લગભગ બધી જાતના તાવોનું નિવારણ થાય છે.

અગીઆરમી સદીનો પ્રખ્યાત વૈદરાજ ચક્રપાણિ દત્ત કહે છે કે, " અમુક રોગો માટે વૈદક નિયમથી તૈયાર કરેલાં ઔષધમાં જો તુલસીનાં ફુલ થોડાં પાન અથવા રસ નાંખવામાં આવે તો નકામા રોગ મટે છે. આ શિવાય તુલસી લીવરના ઘણા રોગોને મટાડે છે. તેમજ કોઢ ઉપર પણ અકસીર દવા છે. તેના સંબંધમાં કહ્યું એ છે કે ગમે તેવો ઝેરી સાપ તેની પાસે જઈ શકતો નથી. તુલસીના પાન ચાવી ખાવાથી મનુષ્યને ખજવાળથી આરામ થાય છે. અને થોડાં તુલસીનાં પાનને વાટીને મધ સાથે મેળવી ડંખ ઉપર ચોપડવાથી તે ઝેર ચુસી લે છે. વિગેરે અનેક ગુણો તેનામાં રહેલા છે. કેમ કહેવાય ઇન્ડીયન (ગીર્વાનર) પ્રકાશક.

**મીઠું ખાવાના વધુ ગેરફાયદા-મીઠું ન ખાનારાઓના દાખલા**—એક સજ્જન નીચે પ્રમાણે લખી જણાવે છે:—

આપના માસિકના ગયા અંકમાં મીઠા વિષે જે એક નોટ પ્રકટ થઈ છે તે સંબંધી વધુ પ્રકાશ પાડવા નીચલી ટુંક ખબર આપને મોકલું છું. મીઠું નહિ ખાવા બાબતની ચર્ચા કંઈ નવી રીત થઈ નથી. તે ઘણા વખતથી ચાલુ છે. પેરિસની એક બાનુ ડાક્ટર મીઠા વિરૂદ્ધ એક મોટું પુસ્તક ' Salt ' નામનું લખીને, મીઠાને મનુષ્ય દેહ માટે તદ્દન નિરૂપયોગી તેમજ નુકસાનકારક પોતાની દ્રષ્ટિથી સાબીત

મીઠું છે. હિંદુસ્તાનમાં પણ ઘણા માણસો એવા છે જેઓ લાંબા વખતથી મીઠું ખાતા નથી અને સાધારણ માણસો કરતાં વધારે સારી તંદુરસ્તી ભોગવે છે. મારી જાણમાં ચાર પાંચ માણસો એવા છે. વડોદરાના એક મહાશય લગભગ ૮૦ વર્ષની ઉમરના છે તેમની તંદુરસ્તી એક જુવાન માણસના જેવીજ છે. તેઓએ ૫૦ વર્ષ થયાં મીઠું છોડી દીધું છે. બીજા એક લાહોરના પ્રખ્યાત લાલા દુર્ગાપ્રસાદ માસ્તર જેઓ હાઇસ્કૂલના હેડ માસ્તર, આર્ય સમાજના ગત પ્રમુખ તથા "હાર્બીન્જર" પત્રના તંત્રી છે, તેઓ એક તંદુરસ્ત જુવાન જેટલુંજ કામકાજ કરે છે. ઉમર ૬૦ ની ઉપર છે. લગભગ પંદર વર્ષથી મીઠું ખાવાનું છોડ્યું છે. બીજા એક મહાશય ભરૂચ પાસે અંકલેશ્વરના છે. તેઓ પૂર્વે ઘણા બીમાર રહેતા અને પોતાના રોગ માટે મળી શકયા તેટલા મોટા મોટા દેશી અને અંગ્રેજી ડાકટરોની દવાઓ ખાઇ થાકયા હતા. આખરે કંટાળીને આરોગ્યના નિયમો પ્રમાણે રહેવાનું તેમણે નક્કી કર્યું અને ચાવવા માટે જે નિયમો બતાવવામાં આવ્યા છે તે વ્યવહારમાં મુકવા માંડયા પણ મરી મસાલાદાર જમણ ગમે તેટલો પાકો નિશ્ચય છતાં ચવાયા વગરજ પેટમાં ઘસડાઇ જવા લાગ્યું. આખરે એક એક મસાલો ઓછો કીધો છતાં આખરે જ્યાં સુધી મીઠું ખાતા રહ્યા ત્યાં સુધી પોતાનો ઉદ્દેશ બર આવ્યો નહિં. એમ લાગવાથી મીઠું છોડી દીધું અને પછી ફીકો ખોરાક ખૂબ ચવાવા લાગ્યો. બરોબર પંદરમે દીવસે તેમનો ઘણા લાંબા વખતનો અને ભયંકર રોગ (પિસાબમાં સફેત પદાર્થ જવાનો) તદ્દન બંધ થયો. પછી તો તેમને મોળો ખોરાક ખાવાની જેમ એક તરફથી ટેવ પડી ગઇ તેમજ બીજી તરફથી એમ લાગ્યું કે આ રોગ જે મહા કષ્ટ વડે મટયો છે તે કદાચ મીઠું પાછું ખાવા માંડીશ તો પાછો થશે તેથી તેમણે છોડયું તે છોડયુંજ. હવે તે તદન તંદુરસ્ત છે. એ શિવાય બીજા બે ત્રણ જણ ભરૂચમાં છે. અને અન્યત્ર પણ સાંભળવામાં આવ્યા છે. પણ પરિચય થયો નથી. એ મીઠું ન ખાનારાઓ માટે એવી ગપ લોકો ઉડાવે છે કે એમનું શરીર ઝેરી બની જાય છે.

આખા લાહોરમાં માસ્તર દુર્ગાપ્રસાદ માટે એમ બોલાય છે કે માસ્તરજીને સાપ કે વીંછી કરડે છે તો તે કરડનાર પ્રાણીજ ઉલટું મરી જાય છે! પણ તેઓ પોતે તે વાત ખોટી જણાવે છે. માત્ર એક વખત તેમના ખાટલા નીચેથી મરેલો સાપ મળી આવ્યો હતો એ વાત ખરી છે. વળી એમ પણ તેમણે પોતાનો અનુભવ જણાવ્યો કે મધમાખી કરડવાથી જ્યારે બીજાઓને સોજો ચ્હડે છે અને બળત્રા બળે છે ત્યારે તેમને માત્ર એક કીડી કરડયા જેવુંજ લાગે છે અને વીંછી કે સાપનું પણ ઝેર વધારે ચ્હડતું નથી. બીજું, મીઠું ન ખાનારાઓને જો આહારમાં મોરા જેટલું પણ જરાક મીઠું આવે તો તે પણ તેમને તરત ખબર પડી આવે છે અને તરસ લગાડે છે તથા ક્વચિત્ સોજો ચડાવે છે. મીઠું ખાનારાને નાત જાતમાં કે સગાં વહાલાંઓ સાથે સ્વાદિષ્ટ વસ્તુનો ઉપભોગ નથી લેવાનો અને સ્વાદનાં વખાણો નથી કરી શકાતાં એજ એકજ વાંધો આવે છે. પણ એ એક વાતને ભોગે આરોગ્ય મેળવવું એ કાંઇ પણ રીતે મોંઘું નથી.

**धूर्तानां महाधूर्तोऽतिथिः**—ગમે તેવી ફીકીયે દેદારેર વાળી દવાઓ બનાવીને દોઢ દોઢ રૂપીએ આઉંસને ભાવે વેચનાર યુરોપના ધૂર્ત પેટંટ દવા વેચનારાઓના દેશમાં પણ અમેરીકન પેટંટ દવા બનાવનારાઓ ફાવે છે. ધૂર્તોને ત્યાં મોટા ધૂર્ત હમેશ પરોણા થાય છે. છેલા દસ વર્ષમાં અમેરીકાએ યુરોપને પંદર કરોડ રૂપીઆની પેટંટ દવાઓ મોકલી છે! દુનીઆમાં કોઇ પણ દેશ પેટંટ દવાઓ બનાવવામાં અમેરીકાની હરીફાઇ હાલ કરી શકે તેમ નથી. આજથી પંદર વર્ષ પહેલાંના નીકાસ વેપારના રીપોર્ટ, ઉપરથી માલમ પડે છે કે તેની બધી મળીને દવાઓની પરદેશ ખાતે જાવક ફક્ત પોણો કરોડ રૂપીઆની હતી; હવે ગયે વર્ષે તે વધીને એકજ વર્ષમાં અગ્યાર કરોડ રૂપીઆની થઇ હતી. લગભગ એક કરોડ ફ્રાંકસ એટલે ૫૦૦,૦૦૦ પૌન્ડ ફક્ત અમેરીકામાં વપરાય છે. બાકીની ફ્રાન્સ, આસ્ટ્રીઆ, બેલજીઅમ, હોલાંડ વિગેરે દેશોમાં જાય છે.

**નૌકા સેવીને ભોગ**—નૌકા સેવી દર વર્ષે વધુ અને વધુ તરસી થાય છે. દુન્યાની જે આઠ મહા પ્રજાઓ સૌથી મોટું નૌકાબળ ધરાવે છે તેનો નૌકા પાછળ કુલ ખર્ચ ૧૦ વર્ષ ઉપર દર વરસે નવ કરોડ પાઉંડ હતો. હવે તે વધીને આશરે ૧૩॥ કરોડ પાઉંડ થયો છે! જો આ પ્રમાણે વધતો જશે તો ઇગ્લાંડ

અહિ દેશોને દેવાળાં કાઢવાં પડવાનો વખત આવી લાગશે ! ડ્રેડનોટની મનવારોના યુગનો પ્રારંભ ઇંગ્લંડે ૧૯૦૫ ના ડીસેમ્બરમાં કીધો. ત્રણ ત્રણ કરોડ રૂપીઆની કીમ્મતના એ રાક્ષસો તે પછી જુદા જુદા દેશોએ ૧૧૧ બાંધ્યા છે અથવા બંધાય છે ! ઇંગ્લંડની ૧૪ ડ્રેડનોટો તૈયાર છે, અને ૩૬ બંધાય છે અથવા બંધાવાનો પ્રોગ્રામ છે. ૨૭ વધુ બાંધવાની વરદી ટુંકમાં અપાશે. જર્મનીના ૮ છે. ૧૯૧૪ ના એપ્રીલ સુધીમાં સંસ્થાનો મળીને ઇંગ્લંડના ૩૨, અને જર્મનીના ૨૧, ઇટલીના ૬ અને ઑસ્ટ્રીયાના ૪ બંધાઇ રહેશે.

**ઉંદરનો દુશ્મન સર્પ**—આફ્રિકાના અમુક ભાગમાં ગરમ ભાગોનાં ઘરોમાં ઉંદરો વધી જઈ ઘણું નુકસાન કરે છે. ઉંદરો એટલા બધા વધી જાય છે કે, બિલાડીઓ તેમને પકડવાને અશક્ત થઇ પડે છે. તેમને પકડવા માટે ગીસોધાં નામના એક જાતના સર્પને પાળવામાં આવે છે. એ સર્પ બિલકુલ ઝેરી હોતો નથી અને એક વખત ધણીથી તે છુટો પડે છે તો તેને શોધી કાઢી તેના ધણીનેજ ઘેર જાય છે. એવા સર્પો બજારમાં વેચાતા મળી શકે છે. હવે જાતને પાળનારથી ભોળાંએનું રક્ત ચૂસનાર મનુષ્યરૂપ સર્પ વિષે શું ધારવું ?

**મુસાફરી ના કરો !** ડૉક્ટરો એવું જણાવે છે કે, વારંવાર ટ્રેનની મુસાફરી કરવાથી હમેશાં મેજાને તેમજ પીઠનાં હાડકાને આંચકા લાગવાથી શરીરને નુકસાન પહોંચે છે.

**તકીયા કાઢી નાંખો !**—એમ૦ વી૦ ફીશર નામનો ફ્રેંચ ડૉક્ટર જણાવે છે કે હાલમાં લોકો બીછાનાં ઉલટી પ્રકારનાં બનાવે છે, કારણ કે માથું અને પગ ઉંચો નીચો સપાટી ઉપર નહીં રાખતાં, સરખી સપાટી પર રાખવું. પછી ઉંઘ આવે છે કે નહીં ! તેમાં મી. ફીશરને શું છે ?

**દીવા વગરની દીવાદાંડીઓ**—ધ્વિઝીપન શોધક માર્કોનીએ તાર વગરના તાર શોધી કાઢ્યા છે. હવે, આગળ વધીને, ફ્રેંચ સરકાર દીવા વગરની દીવાદાંડીઓની રચના પોતાના દેશના કાંઠા ઉપર કરાવનાર છે. તેમાં દીવાને બદલે " હર્ટ્ઝીયન વેવ્ઝ " નાં પ્રકારનાં આંદોલનોનો ઉપયોગ કરવામાં આવશે, જે આંદોલનો વહાણોને પહોંચતાં ધુમ્મસ વખતે બહુ ઉપયોગી થઈ પડશે. કઇ દિશામાંથી એ આંદોલનો આવે છે તેની વહાણના અમલદારોને તરત ખબર પડશે. હાલની જરીપુરાણી દીવાબત્તીવાળી દીવાદાંડી ધુમ્મસ વખતે નકામી થઇ પડે છે. અમુક સ્થળે સાગરમાં ધુમ્મસ એટલું ઘોર હોય છે કે પાસેનો પ્રકાશ પણ નીરખી શકાતો નથી. હવે તે ભય મટી જશે. દીવા વગરની દીવાદાંડી તથા તાર વગરના તારના સંદેશા એ બે શોધોથી દરીયામાં વહાણો ખડક સાથે અથડાવા વગેરે અકસ્માત્ થવાનો સંભવ બહુ ઓછો થઇ ગયો છે.

**" વાયરલેસ ન્યુસપેપર "**—માર્કોનીની શોધની સમુદ્રગમન કરતી સ્ટીમરમાં હવડી આ સૌથી નવી ઉત્પત્તિ છે. તાજા સમાચાર સમુદ્ર પર્યટન કરતાં પણ મળતા રહે તે સારૂ વગર દોરડાંના સંદેશા મંગાવીને સ્ટીમરમાં દરરોજ તે છાપવામાં આવે છે ! તે પત્ર જુદા જુદા દેશના ઉતારૂઓ વાંચી શકે તે સારૂ અનેક ભાષાઓમાં, જાહેર ખબર સહિત છપાય છે ! કેટલાંક તો સચિત્ર છે !

**ઉત્તમ સંતતિ માતાપિતાને કેટલામે વર્ષે થાય છે ? ઇ. પ્રશ્નોનો નિર્ણય**—તે સંબંધી એક લેખ ઉત્તમ સંતતિ શાસ્ત્રના પ્રતિપાદક ' યુજેનીકસ રીવ્યુ ' ( ઓકટોબર )માં આર. જે. ઇવાર્ટ લખે છે. ઇંગ્લંડના મીઃ કસબરો પોતાના પ્રમાણ વર્ગનાં બાળકોની સરેરાસ ઉંચાઇ ( ઉંચાઇને તે ઉત્તમતાનું પ્રમાણ માને છે ) નાં અનેક માપો લઇને, તે પરથી તે એવા સાર—અનુમાન ઉપર આવે છે કે, ઘણા ભાગે ઉત્તમ પુત્રી ૨૫ વર્ષની આસરી વયે અને ઉત્તમ પુત્ર ૨૬-૩૦ વર્ષની વયે ઉત્પન્ન કરે છે. પિતા ઘણું કરી ઉત્તમ પુત્ર ૩૦ થી ૩૫ વર્ષની વય દરમીયાન ઉત્પન્ન કરે છે. જો માતા ૨૫ થી ૩૦ અને પિતા ૩૦-૩૫ વર્ષનો હોય તો તે સમયે જે પુત્ર થશે તે કુદરતી રીતે, પિતાના તેથી નાની ઉમરે થયેલા પુત્ર કરતાં સરેરાસ બે ઇંચ ઉંચો થશે ! જે સ્ત્રી અત્યંત કુરૂપ હોય તેની સંતતિ ઠીંગણી થવાનો સંભવ છે ! વળી તે કહે છે કે, પ્રસવથી, કુદરતી અપવાદો બાદ કરતાં અને પુરતી વિશ્રાંતિ મળે તો સ્ત્રીની તંદુરસ્તી સુધરવી જોઇએ. ગર્ભાધાન માટે મી. ઇવાર્ટના મત પ્રમાણે વસંતઋતુ સર્વોત્તમ છે, કારણ કે તેથી બાળકોનો જન્મ જાનેવારી, ફેબ્રુઆરી કે માર્ચમાં થાય છે, આથી બાળકોને ૧ લે વર્ષે બે ઉન્હાળા તથા એકજ શીયાળો પ્રાપ્ત થાય છે. તેથી તે જીવવાનો સંભવ વધારે છે.

**મુંબઇમાં કેટલા કુવા, ટાંકાં, તળાવ છે?**—કુવા ૪૩૮૦, તળાવ ૧૬૬, ટાંકાં ૪૮૮૭. આમાંથી છેલ્લાં પાંચ વરસમાં ૬૨૧ કુવા અને ૧૭ તળાવનાં પાણી મ્યુનીસીપલ પૃથક્કરણશાસ્ત્રીએ તપાસ્યાં છે. ટાંકાંનાં પાણી તપાસવામાં આવ્યાં નથી. ૬૨૧ માંથી ૫૯૧ કુવાના પાણી ઉપયોગ માટે નાલાયક અને ૧૩ નો શકમંદ અને ૧૭ નાંજ પીવા લાયક જણાયાં હતાં. ૧૭ તળાવનાં પાણી પીવા માટે નાલાયક જણાયાં હતાં. આ પ્રમાણે ૯૭ ટકા જેટલા કુવાઓ રદી જેવા છે. તેઓમાં લાંબા વખતની ગલીચી પ્રસરી થયલી છે અને વખત સાથે તે વધતી જાય છે. ૪૫૩ કુવાઓને ઢાંકણ કરવામાં આવ્યાં છે.

**જબલપુરમાં ગયે વર્ષે મળેલા ૫૨૪ પ્રાચીન સીક્કાઓ**—મધ્ય પ્રાંતના ખેતીવાડી ખાતાના વડાએ, બંગાલની એશીઆટીક સોસાઈટીની ભલામણ પ્રમાણે જુદી જુદી પ્રાચીન વિદ્યાવર્ધક સભાઓને વહેંચી આપ્યા છે. એ સીક્કાઓ ખોદકામ કરતાં જડયા હતા. તેમાં ૧૨ તો સોનાના, ૩૯૬ રૂપાના ને બાકીના ત્રાંબાના હતા. ૧૨ સોનાના સીક્કામાં ત્રણ તો ઘણા પ્રાચીન હતા. ને ૯ મધ્યકાલના હતા. આ સીક્કાઓ રાજાઓની વંશાવલી ગોઠવવા તેમજ ઇતિહાસની ખુટતી સામગ્રી પૂર્ણ કરવામાં બહુ ઉપયોગી થઈ પડે એમ છે. પૂજામાં પણ કામ આવી શકે.

**વિચિત્ર "વાસુદેવ પ્યાલું" બનાવવાની કળાઃ**—આ પ્યાલાં મથુરાં તરફના લોકો બનાવી વેચે છે. એની બનાવટ એમ હોય છે કે એક પીતળના પ્યાલામાં વાસુદેવની પીતળની મુર્તિ ઉભી બેસાડેલી હોય છે, જેના બન્ને હાથ કમ્મર આગળ એકઠા કરી ત્યાં આગળ તે હાથો ઉપર શ્રી કૃષ્ણ ભગવાનની મુર્તિ આડી સુવાડી રાખેલી હોય છે. એવી રીતે બનાવેલાં આ પ્યાલાંઓ વેચનારા એમ દલીલ બતાવે છે કે જ્યારે કંસરાયના ભયને લીધે શ્રીવાસુદેવ તરતનાજ જન્મેલા શ્રી કૃષ્ણ ભગવાનને મથુરાંમાંથી લેઇને મધ્ય રાત્રીના સમયે ગોકુળમાં શ્રી નંદરાયને ત્યાં મુકવા જતા હતા, ત્યારે ચાલતાં જમનાજી આગળ આવ્યા તે વખતે શ્રી જમનાજીમાં ઘણા જોરમાં પાણીનું પુર આવેલું હતું. સામે કીનારે કેમ જવાશે એવા વિચારમાં પડી વાસુદેવ શ્રી જમનાજીના પાણીનો અડસટો લેવા નીચા નમ્યા, તે વખતે શ્રી કૃષ્ણ ભગવાનના પગનો અંગુઠો શ્રી જમુનાજીના જળને અડી ગયો, જેથી તરતજ સઘળું પુર ઉતરી જઇ એકદમ ઉતાર થઇ ગયો! તેજ મુજબ આ પ્યાલામાં પણ એવો ચમત્કાર છે કે તેમાં ટબ્બલ પડેલ અથવા કોઇ જગ્યાએ કાણું નથી. જેથી તમે તેમાં પાણી ભરવા શરૂ કરશો તો તેમાંથી એક ટપકું પાણી પણ બહાર જશે નહીં. પરંતુ તમે જ્યારે પાણી ભરતાં ભરતાં શ્રી કૃષ્ણના પગના અંગુઠાને અડે ત્યાં સુધી પાણી ભરશો ત્યારે એકદમ તે પ્યાલામાંથી સઘળું પાણી ગુમ થઇ જઇ પ્યાલો તદન કોરો થઈ જઇ એ પાણી કયાં ગયું તેની કોઇને ખબર પણ પડશે નહીં. એવો એ પ્યાલામાં ચમત્કાર છે. **તેનો ખુલાસો** એમ છે કે કંસરાયના વખતમાં સો ગમે તેમ બન્યું હશે, પરંતુ જે લોક ઉપલા પ્યાલાથી એ ચમત્કાર કરી બતાવે છે તે એવી રીતે કે વાસુદેવના બન્ને પગ તથા કમ્મર પોલી હોવાથી તે બન્ને એક ચીમટાના આકારની નળીનું કામ સારે છે. હવે પ્યાલાની તળીએ વાસુદેવના બે પગ જડેલા હોય છે, તે પૈકી એક પગ પ્યાલાના એ તળીઆ સાથે ન જડતાં તેના અને પ્યાલાના તળીઆ વચ્ચે થોડું અંતર રાખેલું હોય છે. જ્યારે બીજો પગ પ્યાલાના તળીઆ સાથે બરાબર જડી લેઇ તેની પ્યાલાના તળીઆમાં આરપાર કાણું પાડેલું હોય છે, જેથી આપણે પ્યાલામાં જેમ જેમ પાણી રેડવું શરૂ કરીએ છીએ, તેમ તેમ પ્યાલાથી અલગ રાખેલા પેલા પગમાં પણ પાણી ભરાતું જાય છે. એમ ભરાતાં ભરાતાં જ્યારે છેક વાસુદેવ કમ્મરપુર સુધી એટલું પાણી પ્યાલામાં ભરાય છે, ત્યારે તે પોલો પગ પણ કમ્મર સુધી ભરાઇ ગયેલો હોવાથી તરતજ તેમાંનું પાણી કમ્મરના પોલાણને રસ્તે થઈ બીજા પગવાટે પાછું ઉતરવાનું શરૂ કરે છે, અને એ રીતે પાણીને વહેવાની ગતિ મળી કે તરતજ અપાટાબંધ તે પ્યાલાનું પાણી બીજા પગવાટે થઇ પ્યાલાની તળીએ નીકળી જાય છે, કારણ તે બીજા પગ નીચેથી પ્યાલામાં આરપાર કાણું રાખેલું હોય છે. એવી રીતે આકર્ષણ ગતિના આધારે પાણી નીકળી જાય છે. તે જોઈ લોકો અજાયબ થાય છે.

**હીંદી જાદુગર ( ડીસેંબર )**

**કુમ[illegible] ના બ્રાહ્મણનું નસીબ-ખુલ્યું** છે. એ વર્ગ પ્રાચીન કાલથી વિદ્યા દેવીનો પરમ ભક્ત છે, હવે શું કેળવાયલા વર્ગમાં તેમનું પ્રમાણ સૌથી મોટું છે. જો તેમને યોગ્ય સહાય મળે તો

તેમનામાંથી જેટલા ઉચ્ચતર વિદ્યા ગ્રહણ કરવા બહાર પડે તેટલા બીજી કોઇ વર્ણમાંથી પડે ' એમ નથી. જો વિદ્યાભ્યાસ માટે જો કોઇ પણ વર્ણ સૌથી વધુ સહાયને પાત્ર હોય તો તે બ્રાહ્મણો છે. આથી પુણાના મી. ગણેશ બળવંત સીમયેએ જેપાનમાં ઔદ્યોગિક વિષયનો અભ્યાસ કરવા ત્રણ વર્ષ સુધી, રૂ. ૭૫ નું માસિક વેતન આપવા સરકારને રૂ. ૨૫,૮૦૦૦ની કીમ્મતની સરકારી નોટો સીપુર્દ કરી છે તે માટે હમને આનંદ થાય છે. આ ઉદાર માંગણી સરકારે સાભાર સ્વીકારી છે. નામદાર ગાયકવાડ પછાત પડેલા વર્ગોના સુધાર માટે ખાસ સહાયતા તથા લાલચ આપે છે, તે વાસ્તવિક છે. પરંતુ બ્રાહ્મણો પણ દ્રવ્યની બાબતમાં પછાત છે. તેઓ તેજસ્વી બુદ્ધિના અને વિદ્યાપ્રિય છે તે જોતાં તેમને પણ ખાસ મદદ ઉચ્ચતર અભ્યાસ માટે આપવી એ ઓછું આવકારદાયક ગણાશે નહીં.

**સ્વયંવર કરનારી એબોર સ્ત્રીઓ**—કેડલસ્ટનના લૉર્ડ કર્ઝને તીબેટ પર ચઢાઇ મોકલી હતી. પેનહર્સ્ટના લોર્ડ હાર્ડીંજે એબોર મુલક પર મોકલી છે. ચઢાઇથી સમાજશાસ્ત્રના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે એ લાભ થયો છે. પછી મી. વીલીયમસનનું એબોરોએ ખુન કીધું તેનો કીનો પુરેનો ચઢાઇથી વળી રહે કે નહીં. ખબર મળી છે કે એબોર જંગલીઓ ગમે તેવા હોય પણ બાયલા તો નથીજ. જવાંમર્દ છે. તેઓ વાઘનું માંસ એટલા સારૂ ખાય છે કે વાઘ જેવા બહાદુર બને ! વળી બાલલગ્નની નિર્માલ્ય પ્ર.. પણ નથી. અહીંના છોકરાઓ હાથે પરણી લેતા નથી. ત્યાં તો છોકરીઓ પણ જાતે પરણે છે. જ્યાં સ્વયંવર હોય ત્યાં કન્યાવિક્રયનો અવકાશ ક્યાં ! કર્નલ ડેલ્ટન કહે છે કે એક એબોર સ્વરૂપા યુવતી માટે તેના પિતાએ જે પા: પસંદ કીધો હતો તે તેને નહીં રૂચ્યો. તે તો પોતાના મનથી જેને વરી ચુકી હતી તેની સાથે પવનપાવડી પેઠે ઉડી ગઈ ! જઇને એક ગોરાસાહેબને પગે પડી અને અબલાનું રક્ષણ કરો એવી પ્રાર્થના કરી ! સાહેબે કહ્યું, વારૂ, બતાવ તારો પતિ. પેલીએ ખુણામાં જઇ એકને બદલે બે બહાર કાઢયા ! તાત્પર્ય કે સ્વયંવર છતાં, બહુવરા પણું (પોલીએંડ્રી) એ મુર્ખ અને અજ્ઞાન પ્રજામાં પ્રવર્તે છે.

## ગ્રંથાવલોકન

**શ્રી રાજર્ષિ મોહજીત**—રચનાર "બ્રહ્મર્ષિ મહાત્મા" શ્રી પ્રભાકર વિ. પ્રધાન શર્મા. " ઋષિ આશ્રમના " સંસ્થાપક —કી. ૨ આના, પૃષ્ટ ૪૦. યોગીરાજ અને રાજા મોહજીત વચ્ચે આ સંવાદ છે. મોહજીતે મોહને જીત્યો છે તેની યોગી પરીક્ષા કરી તેને ધન્યવાદ આપે છે. સંસારના મોહનો ત્યાગ કરવાનો ઉપદેશ આ નાના ગ્રંથમાં છે.

**પતિવ્રતા બારાખડી:**—ઉપરોક્ત કર્તા પૃ. ૩૨, મૂલ્ય ૨ આના. જુદા જુદા શબ્દોના પ્રથમ અક્ષરવાળા શબ્દો ગ્રહણ કરીને તે શબ્દથી સ્ત્રીએ કેવો ઉપદેશ કરવો તે આ ગ્રંથમાં બતાવ્યું છે. કકાથી કુસંગ ત્યાગ કરવો. ટાથી ટેક ધારણ કરવો ઇ.

**આત્મભોગી સ્વામી દયાનંદ:**—કર્તા, રા. ચમનલાલ છોટાલાલ દેસાઇ (વિદ્યાવિલાસી) પૃ. ૭૭, કી. આના ૪. આ પુસ્તકમાં સ્વામી દયાનંદને બદલે સ્વ. રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર જે. પી. નો ફોટો આપ્યો છે. તેમનું જીવન ચરિત્ર પણ ૧૬ પાના જેટલું લાંબું આપ્યું છે. સ્વામી દયાનંદ સાથે આ જીવન ચરિત્રને શું સંબંધ તે સમજ પડતી નથી, પરંતુ લેખક સત્યવાદી છે. લેખક કહે છે કે "શાકુંતલ નાટક તેમણે પ્રગટ કર્યું અને હેનો

અખૂટ
કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબ્બી ૧ નો રૂપિયો ૧.

| |
|---|
| તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી. |
| કેટેથી આવેલી કમતાકાતને ઘણી ત્વરાથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે. |
| અખૂટ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે. |
| ત્રીશ વર્ષો થયાં વધારે વધારે ખપતી ફેલાય અને લાખો કદરીકો એની કીર્તિના મજબૂત સ્તંભો છે. |

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી
સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉત્પત્તિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જુદી જુદી દશ આવૃત્તિઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
જામનગર—કાઠિયાવાડ.

ॐ तत्सत् ।




ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા અન્ય વિષયો ઉપર ચર્ચા કરનારૂં તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી તથા ઉત્તમ માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

તંત્રી અને વ્યવસ્થાપક,

મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,

દાદીશેઠ સ્ટ્રીટ, મુંબાઈ.

પુસ્તક ૧ લું. | ફેબ્રુઆરી, સન ૧૯૧૨. | અંક ૮ મો.

## વિષયાનુક્રમણિકા.



પ્રસિદ્ધ કર્તા,

વિઠ્ઠલભાઈ ન્યાયારામ ઠક્કર.

વડોદરા—વિદ્યાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં પ્રસિદ્ધકર્તાએ છાપ્યું.

વાર્ષિક મૂલ્ય રૂ. ૨-૦-૦ પોસ્ટેજ સાથે.

## જગત્‌ની પ્રાચીન અને અર્વાચીન લાઇબ્રેરીઓ.

A house that has a library in it has a soul ( ઘરનું પુસ્તકાલય તે ઘરનો આત્મા છે )–PLATO ( અફલાતુન ).

ધનવાને ધર્મબોધક પુસ્તકાલયનો સંગ્રહ કરવો—

શિવ મહાપુરાણ–૨–૧૪–૨૦૪

લાઇબ્રેરીઓ એ જગતરૂપ શરીરનું મસ્તક છે. તે વિદ્યાનો આદિકાલથી અદ્યાપિપર્યંતનો નિષ્કર્ષ–રસ છે. તે વિદ્વાનોનાં ઘરનું કાશી અને અવિદ્વાનોનું દૂરનું સ્વર્ગ છે. છાપવાની કલાની તે પરાકાષ્ટા ( culmination ) છે. દુન્યાની પુસ્તકશાલાઓ નષ્ટ કરો અને તે માથા વગરનાં ધડ જેવી થઇ રહે છે. ક્ષત્રિયાવતાર ધારિણી વિદ્યાદેવીનું તે દારૂખાનું ( magazine ) છે. પુસ્તકાલયો વિનાનો સંસાર, સ્મશાન તુલ્યજ છે. જગત્‌નો આત્મા તે તેનો વિદ્વદ્ સમૂહ છે. અને વિદ્વદ્ સમુહનો આત્મા તે તેમનાં પુસ્તકાલયો છે. જો તમારા દેશને સર કરનાર કોઇ જંગલી પ્રજા તમારાં સર્વસ્વને નષ્ટ કરવા ઉદ્યત થાય, અને તમારી કાકલુદીભરી આજીજીથી તેમનું પાષાણવત્ હૃદય પીગળે અને તમને ગમે તે એક વસ્તુ લઇ જવાની રજા આપે તો તે વરદાનને પરિણામે તમે અવશ્ય તમારૂં જે રાષ્ટ્રિય પુસ્તકાલય સૌથી સંપૂર્ણ હશે તેજ ઘણું કરીને લઈ જશો. અન્ય સમસ્ત સંપત્તિ રૂપ શરીરમાં પુસ્તક સંપત્તિ રક્ત છે. યુરોપ તેના ભયંકર મધ્યકાલની ઘોર નિદ્રામાંથી જાગૃત થયું, તેનો પુનરૂદ્ધાર થયો ( જે તેમના ઇતિહાસમાં Renaissance કાલ કહેવાય છે ) તે, પ્લેટો અને એરીસ્ટોટલ આદિનાં અદ્વિતીય પુસ્તકો તેમનાં પુસ્તકાલયમાં હોવાને લીધેજ થયો હતો, એ પ્રસિધ્ધ ઐતિહાસિક વાર્તા છે. જો આજના જમાનામાં ભારત વર્ષમાં સીવીલીઝેશન–જ્ઞાનોદ્દીપનનો ઉદ્ધાર થયો છે તો તે, અંગ્રેજી પુસ્તકો ઉપરાંત અને તે કરતાં પણ વિશેષ અંશે, વેદ અને ઉપનિષદ્, દર્શનો અને બ્રાહ્મણો, મનુ અને યાજ્ઞવલ્કની સ્મૃતિઓ તથા શ્રૌતસૂત્રોની હસ્તલિખિત પ્રતો, જે પંડિતોના પેટારા રૂપી પુસ્તકાલયોમાં ઉધાઇ ખાઇ ગયલી હોવા છતાં સર્વથા કીટ પ્રલયમાં લીન થઇ ગઇ નહોતી, તેની સાચવણી હોવાથીજ અને કરોકટને વખતે તેણે હાજરનો જવાબ આપવાથી અને તેનો પુનઃ અભ્યાસ થવા લાગવાથીજ છે ! પુસ્તકાલયમાં આત્માનીજ ખોટ છે. તે હોય તો તે બ્રહ્માથી પણ વિદ્વાન અને વિજ્ઞાની થાય ! તેનામાં પોતામાં આત્મા નથી તો પણ તે બીજામાં તે મેલવાની અને કાંઇ નહીં તો જેનામાં આત્મા મૃતવત્ અને શિથિલ હોય તેને–નબળી આંખને ચશ્માના કાર્ય કરે છે તેમ–તેજી અને પ્રકાશિત કરવાની અદ્ભુત શક્તિ તો છેજ. કાગળોનાં એ વિશાલ વનમાં વિચરનાર મનુષ્ય પશુત્વના શાપથી મુક્ત થઇ માનવી અવતારના સંપૂર્ણ અધિકારો અને આશીર્વાદોનો ભાગી થાય છે !

આપણા દેશમાં પુસ્તકોની અવસ્થા હજી બહુ દીન–હીન છે। તેનો સૂર્ય હજી માત્ર ઉષાકાલનો છે. પુસ્તકાલયની પ્રભાતજ આ દેશમાં પ્રવૃત્ત થઇ છે. હાલમાં છપેલાં પુસ્તકો પણ પ્રા-

ચીન કાલમાં જ્યારે મુદ્રાકલા હસ્તીમાં નહોતી ત્યારે હાથે લખેલાં ખપતાં તેટલાં ખપતાં નથી. લાખો રૂપીયાનો ખર્ચ કર્યા બાદ, હજારો જાનોની હાનિ થયા બાદ જે અમૂલ્ય અતુલ્ય જ્ઞાન વિવિધ પુસ્તક રૂપે પ્રાપ્ત થયું છે તે જ્ઞાન, થોડા આનામાં પુસ્તકાકારના સાહસથી સુત્રના ધાગાથી બંધાયલા રાક્ષસ પેઠે તમારી સેવામાં આવવા તત્પર હોવા છતાં તેનો આપણે અનાદર કરીએ છીએ. ઘણાક ઘરોમાં તમે પુસ્તકને સૌથી ખરાબ જગ્યા આપેલી જોશો. દવાની શીશી ચકચકતા કબાટમાં મુકેલી, અને દવાની ગરજ ન પડે એવું જ્ઞાન આપનારાં પુસ્તકોને પેટારામાં સટરપટર ભરેલાં એવી વિચિત્રતા અનેક સ્થળે તમને દ્રષ્ટિગોચર થઇ હશે.

યુરોપીયનો અને અમેરીકનોને પુસ્તકાલયની કદર આપણા કરતાં અતિ વિશેષ છે. તેઓનો તે એક સાંપ્રત ઇષ્ટદેવતા છે. લાઇબ્રેરીનું મકાન એજ તેમનું દેવમંદિર છે. પુસ્તકાલયની ઉન્નતિ તથા વૃદ્ધિ કરવા તેઓ શું શું કરે છે તેનો અહેવાલ વાંચીને ચકિત થવું પડે છે. તેમાં અમેરીકનોએ તો અવધિ કરી છે. આ લેખમાં તેમણે લાઇબ્રેરીઓને કેવી ઉચ્ચ સ્થિતિ ઉપર આણી છે તેનો સાર આપવાનો હેતુ એજ છે કે તેથી હમારા સ્વદેશ બાંધવોની અનુકરણ બુદ્ધિ કાંઇક જાગૃત અને સતેજ થાય, અને તેઓ પણ કાંઇક તેમને પગલે ચાલવા પ્રયાસ કરે. એ ખરૂં છે કે જો પ્રજામાં વાંચવાનો શોખ ન હોય તો લાઇબ્રેરી નકામી છે. પરંતુ આ દેશમાં છેક એમ નથી. મફતનું અને મન ગમતું એ બે શરતોએ વાંચવા જેટલો શોખ પ્રજામાં ઘણો છે! જ્ઞાન મેળવવા સારૂ નહીં તોપણ વખત કહાડવા ( kill time ) ના સાધન તરીકે વાંચનનો ઉપયોગ કરવાની તેઓ વિરૂદ્ધ નથી. ગંજીફા અને બીજાકથી કંટાળતાં પુસ્તક કે છાપું પાસે પડેલું હોય છે તો તે ઉથલાવા લલચાવા પુરતા વાંચનપ્રિય તેઓ થયા છે. રમતગમતથી ઉતરતી એવી ઉંચી પંક્તિએ પુસ્તક વાંચન આવ્યું છે. વ્હેડા પર માઇ જાય એટલી સંખ્યાનો વિદ્દ્વર્ગ માફ કરીએ તો સરેરાસ હીંદુ બંધુનાં જીવનનાં સૌથી સુખદાયી સાધનો પ્રથમ લગ્ન, સીમંત અને મરણ સંબંધી ક્રિયાઓ; પછી ભોજન; પછી જાત્રા પુખાત્રા; પછી ગપાટા સપાટા; પછી રમત ગમત; અને અંતે વાચન આવે છે. શું આશ્ચર્ય છે કે વિદ્વાન વર્ગનાં સુખનાં સાધનોનો ક્રમ આથી બરોબર ઉલટો છે; અને દરેકનો વિધિ પણ સામાન્ય વર્ગોથી ન્યારો છે. કહેવાનું તાત્પર્ય કે હાલમાં સામાન્ય વર્ગોમાં પણ કોઇને કોઇ નિમિત્તથી વાંચવાનો કાંઇક રાગ પ્રદીપ્ત થયો છે. જો તેમને પુસ્તકાલયની સગવડ પ્રાપ્ત થય તો અવશ્ય તેમનો તે રાગ ઉત્તેજીત થાય; તો તે તેમની " લક્ષરી " મટી " નેસેસીટી." થાય, તેમનો તે રાગ મટી વ્યસન થઇ પડે. વાંચવાની ઇચ્છાથી લાઇબ્રેરીઓ સ્થપાય છે; અને લાઇબ્રેરીઓ સ્થપાવાથી વાંચવાનો શોખ વધે છે. આમ ઉભયની પરસ્પરની અસરથી, ધ્વનિ અને પ્રતિધ્વનિ ( action and reaction )ના મહા નિયમને અવલંબીને, વાંચનપ્રિયતા પુસ્તકાલયને અને પુસ્તકાલય વાંચન પ્રિયતાને ઉત્તરોત્તર ઉન્નત કરે છે. જગતની પ્રાચીન અને અર્વાચીન લાઇબ્રેરીઓનું કાંઇક નીરીક્ષણ આટલા ઉપોદ્ઘાત પછી કરીશું. અને આશા રાખીશું કે તેથી લાઇબ્રેરીઓ સ્થાપવાના વિચારને કાંઇક ગતિ મળે તેમજ તે કાઢવાનો ઉદ્દેશ પાર પાડવામાં વાચક પ્રજા સહાયભૂત થાય!

લાઇબ્રેરીનો ગુજરાતી શબ્દ પુસ્તકાલય અથવા પુસ્તકશાલા છે. તે વિશે એવો વાંધો વારંવાર લેવામાં આવે છે કે ગુજરાતી અર્થમાં લાઇબ્રેરીનું સંપૂર્ણ ભાન થતું નથી. કારણ કે લાઇબ્રેરીનાં વર્તમાનપત્રોનો પુસ્તકાલયમાં સમાવેશ થતો નથી. પરંતુ લાઇબ્રેરી શબ્દ પોતેજ તે દોષથી

રહિત નથી. લૅટીન "લાઇબર" (liber) ઉપરથી લાઇબ્રેરી શબ્દ વ્યુત્પન્ન થયો છે. અને લાઇબરનો અર્થ માત્ર ગ્રંથજ છે. લાઇબ્રેરીનો ધાત્વર્થ પુસ્તકાલયજ થાય છે. અનેકાનેક પુસ્તકો રચવા પછી જે કાલમાં લાઇબ્રેરી શબ્દ રચાયો તે કાલમાં વર્તમાનપત્રો યોજાયલાં ન હોવાથી તેનો સમાવેશનો સંભવજ નહોતો. યુરોપમાં દુન્યાનું પ્રથમ પત્ર તો છેક ઇસ્વીસનની ૧૬ મી સદીમાં નીકળ્યું. ઇંગ્લંડમાં ઑક્સફર્ડ ગેઝેટ નામક વર્તમાનપત્ર પ્રથમજ વાર ૧૬૬૫ માં પ્રગટ થયું. તેની પૂર્વે ઇ. સ. ની પણ અતિ પૂર્વે કાગળની શોધ થઇ. તેની પૂર્વે તાડપત્રની શોધ થઇ. તેની પણ પૂર્વે લાઇબ્રેરીઓ જગતમાં વિદ્યમાન હતી! ઘણું કરીને દુન્યાની સૌથી પહેલી અને પ્રથમ લાઇબ્રેરી તો ઇંટ પર લખાયલા અક્ષરોની હતી! પ્રાચીન એસીરીયન એમ્પાયરની રાજનગરી નીનેવેહનાં દટાયલાં ખંડીયેરોમાં રાજમહાલય ખોદી કાઢતાં, સર એચ. લેયાર્ડને તે મહેલના દક્ષિણ પશ્ચિમ ખૂણામાં આવેલી મેડીઓમાંથી મટોડીની ઇંટો–ચોસલાઓ "ક્યુનીફોર્મ"* અક્ષરોમાંથી લખાયલાં મળી આવ્યાં. કેટલાંક ચોસલાં પર એટલાં તો ઝીણાં અક્ષરો હતાં કે સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતાથીજ તે વાંચી શકાયાં! આ ચોસલાઓ એક ઇંચથી એક ફુટ જેટલા વિવિધ કદનાં સમચોરસ હતાં. અને ઘણું કરીને, વૈદિક કાલ બાદ કરીએ તો, દુન્યાની સૌથી જુની લાયબ્રેરી તેજ હતી! એવી ગણના કરવામાં આવી છે કે ઇંટ રૂપી કાગળ ઉપર આ પ્રમાણે ૧૦ હજાર 'પુસ્તકો' તથા દસ્તાવેજો આ ઇંટ પુસ્તકાલયમાં હતાં. એસીરીયન મહાપ્રજાના સૌથી વિદ્યાપોષક મહારાજા–તેમના ભોજરાજા–મહારાજ આસુર–બની–પાલનું આ પુસ્તકસંગ્રહ હતું. આ પુસ્તકાલય કાંઇ જેવું તેવું નહોતું. તે સાંપ્રત લાયબ્રેરીઓની પેઠે, નિયમિત રીતે ગોઠવાયું હતું; અને તેનું કેટલોગ પણ હોવું જોઇએ. અનેક પુસ્તકો તો અનેક ચોસલાંઓના સંગ્રહનાં બન્યાં હતાં. આ મટોડીનાં પુસ્તકોનો મોટો ભાગ ઇંગ્લંડ લાવવામાં આવ્યો છે, અને તે પૃથ્વીનાં સૌથી મોટાં પુસ્તકાલય "બ્રીટીશ મ્યુઝીયમ" માં તેને સ્થાન આપવામાં આવ્યું છે. અમેરીકાની પેન્સીલવાનીયા યુનીવર્સીટી ( અમેરીકન વિશ્વવિદ્યાલયો પોતાનાં નામ પ્રમાણે વિશ્વની વિદ્યાઓની શોધ કરવા કેવો સાહસિક પ્રયત્ન કરે છે તેનું આ એક ઉદાહરણ છે ) ના આશ્રય તથા ખર્ચેથી, બેબીલોનીયાના એક સૌથી પુરાણા શહેર નીપુર ( તે ઇ. સ. ની પૂર્વે ૫૦૦૦ વર્ષથી પણ ઘણા હજારો વર્ષ પૂર્વે હતું–તે કાલ પર્યંતનો તો ઇતિહાસ મળે છે ) માં ઇ. સ. ૧૮૮૯ થી આજ પર્યંત નિયમિત રીતે વિદ્વાનો તથા મજુરોની એક ટોળી–એકસપેડીશન–શોધ ખોળ અને ખોદકામ કરે છે. તે પરથી પ્રતીત થાય છે કે ત્યાં પણ ઇ. સ. ૪૦૦૦ વર્ષ ઉપર ઇંટ પર લખાયલાં પુસ્તકોનો સંગ્રહ હતો અને તેનો ભાગ હાથ લાગ્યો છે! પરંતુ સૌથી પ્રાચીન, સૌથી અખંડિત મોટી લાઇબ્રેરી જે હાથ લાગી છે તે તો ઉપર વર્ણવેલી નીનેવેહનીજ લાઇબ્રેરી છે. બેબીલોનીયામાં ટેલો, લગાશ, નીફર વગેરે સ્થળે પણ લાઇબ્રેરીઓ હતી. એ પ્રાચીનકાલની મહા પ્રજાઓ મહા ધર્મિષ્ઠ હતી. મંત્ર મંદિરને આંગેજ ગામ વસ્તું! અને આમ તે મંદિરની જાગીર અને મંદિરનું પરૂં માત્ર હતું. પુસ્તકાલય મંદિરનોજ એક વિભાગ હતો, અને દેવના પૂજારી બ્રાહ્મણોજ પુસ્તકાધ્યક્ષો હતા. ઇજીપ્ટ દેશમાં પણ એમજ હતું. ઇજીપ્ટ ઇ. સ. ૭ હજાર વર્ષ પૂર્વમાં ત્યાં પણ લાઇબ્રેરીની શરૂઆત થઇ હતી, તેનો ઇતિહાસ ઉપલબ્ધ છે. દરેક દેવાલયમાં તથા રાજમહેલમાં, મુસારેદાર મંધાદાર, લેખકો

---

* અણીદાર અથવા ખાંચાકાર એ 'અક્ષરો' હતાં. એસીરીયા, બેબીલોનીયા તથા ઇરાનમાં પ્રાચીનકાલમાં આવાજ દસ્તાવેજી લખાતું હતું: લેખો તેમાંજ લખેલા મળી આવે છે.

હતા, જેઓ રાજકુટુંબ તથા રાજ્ય વ્યવસ્થાની વીગતનો તથા મંદિરની આચાર આદિની વીગતો બેઠા બેઠા લખ્યા કરતા. વળી તેઓ ઇતિહાસ, વૈદક, ધર્મ પુસ્તકો, તે પર ભાષ્યો ઇત્યાદિ પણ હમેશનાં કામથી પરવારતા ત્યારે લખતા. છેક જૂનાકાલથી ઇજીપ્તના હેલીઓપોલીસ નગરમાં એવાં પુસ્તકોનો સંગ્રહ હતો. પ્રખ્યાત પીરેમીડોમાં બીજો પીરેમીડ બાંધનાર ઇજીપ્શીયન રાજા ખફરાનું પોતાનું સ્વતંત્ર પુસ્તકાલય હતું. થીબ્સના દેવાલયમાં તો એક એવું મહાભારત મહા-પુસ્તક તૈયાર કર્યું હતું કે તે ધર્મ તથા વિદ્યા તથા ટિકાની "એન્સાઇક્લોપીડીયા" હતી. ઘણીક ઇજીપ્શીયન લાઇબ્રેરીઓ એવી મોટી હતી કે તેના સુરક્ષણ અર્થે રાજ્ય તરફથી પગારદાર ડીરેક્ટરો નીમાતા. થીબ્સની લાઇબ્રેરીઓના એક ડીરેક્ટરનું નામ અમેન-એમ-હતું અને ઇજીપ્તના મહાન્ મહારાજા રામસીસ બીજા ( ઇ. સ. પૂર્વે ૧૩૦૦ થી ઇ. સ. પૂ. ૧૨૨૧ ) એ તેની નીમણુક કરી હતી. એ ભાગ્યેજ કહેવાની જરૂર છે કે મૃત્તિકાનાં ચોસલાં ઉપરજ તે કાલમાં લેખો તથા પુસ્તકો લખાતાં હતાં. હજી શીસા કાગળ શોધાયા નહોતા. જો શોધાયા હતે તો આપણને ઉક્ત આશ્ચર્યકારિક સમાચાર હસ્તગત થવાનો અવસર દુર્લભ હતે. તો તો તે કાગળ કપારનાએ ઉધાઇ-ઓથી ચવાઇ, ઉધ્ધતોથી ચીરાઇ કે બળી કે કાંઇ નહીં તો કુદરતી રીતે સડી ગયાં હતે ! એ અહાહ, અદહનશીલ, મૃત્તિકાનાજ પ્રતાપથી મિશ્રાદિ દેશોના મહાપ્રાચીન વિદ્યાભંડાર લગભગ અસ્ખલિત પ્રાપ્ત થયા છે. કાગળની શોધ કાંઇ અમિશ્રિત આશીર્વાદ નથી ! તેની પોતાની દુર્બલતાઓ અને ન્યુનતાઓ કાંઇ ઓછી નથી. સુક્ષ્મતા એજ એકજ શંકાશીલ સદ્ગુણ તેનામાં છે ! ઇજીપ્તની વિદ્યાની પડતી ઇરાનીઓએ તેના પર ચઢાઇ કરી તેને સર કર્યું ત્યારથી થઇ. ઇરાનીઓની જકડમાંથી છુટતાં તેઓ ગ્રીક (યવન) પ્રજાની ચુંગાલમાં સપડાયા અને સૂર્યદેવની નિરંતર ઉપાસક ઇજીપ્શી-યન પ્રજાનો સૂર્ય ત્યારથી સદાયનો અસ્ત થયો.

## પ્રાચીન ગ્રીસની લાઇબ્રેરીઓ.

ગ્રીસ દેશ જો કે સીરીયા અને અસીરીયાના પડોશી રાજ્યોના પ્રમાણમાં અર્વાચીન છે, પરંતુ તેના વિદ્વાનો જગતના સાર્વજનિક પ્રકાશમાં આવનારા પ્રથમ છે. ગ્રીક મહા-વિદ્વાનો આજના વિદ્વાનોમાં પણ જ્યારે પ્રમાણભૂત ગણાય છે, ત્યારે ઇજીપ્ટ અને બેબીલોનના વિદ્વાનોનાં નામ પણ કોઇ સંભારતું નથી. પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તાઓનાં નામ આજે પણ આ વિદ્યાભ્રષ્ટ ભારતભૂમીમાં ઘરગથ્થુ થઇ પડયાં છે. મકદુનીયાના મહાન્ સીકંદરના ગુરૂ એરીસ્ટોટલ ( આરબ વિદ્વાનોના અરીસ્તાતાલીસ ) ના નામથી કોણ અજાણ્યું છે ? અને એ સિદ્ધ અને પ્રસિધ્ધ છે કે ખાનગી મનુષ્યની સૌથી મોટામાં મોટી લાઇબ્રેરી તે વિદ્વાનોના રાજા કહેવાતા એરીસ્ટોટલની હતી. પ્લેટો જેનું પ્રમાણ હમે ઉપર આપ્યું છે તે પણ પુસ્તકસંગ્રહનો પ્રેમી હતો. પ્લેટો અને એરીસ્ટોટ-લનું તે પ્રાચીન કાલમાં અર્વાચીન મીલ અને સ્પેન્સરના જેવું યુગલ હતું. એરીસ્ટોટલે પોતાનું પુસ્તકાલય પોતાના શિષ્ય થીઓફ્રેસ્ટસને વારસામાં ભેટ આપ્યું, અને તેણે પોતાના વારામાં તે નેલીયસને પ્રદાન કર્યું. તેણે રાજાઓના વિદ્યાવિષયક દ્વેષથી બચવા તે અન્ય સ્થળે લઇ જઇ ભોંયરામાં સંતાડયું અને તે પછી તેનું શું થયું તે સંબંધી પ્રાચીન વિદ્વાનોમાં ઘણો વાદવિવાદ ચાલ્યો છે.

## એલેકઝાન્ડ્રીયાની પ્રખ્યાત લાઇબ્રેરીઓ.

સ્ટ્રેબોના કથનાનુસાર મોટા પાયા ઉપર પુસ્તકસંગ્રહ કરનાર પ્રથમ એરીસ્ટોટલજ હતો.

અને તેણે પુસ્તકસંગ્રહના શોખની રસી ઇજીપ્ટના મુકુટધારીઓની મોનસી કાયામાં પ્રવિષ્ટ કરી. મુદ્રણાલય હજી ચીનથી યુરોપ તરફ આવ્યું નહોતું, જ્યાં પુસ્તક પ્રચાર હતો એજ અદ્ભુતતા છે. ઇજીપ્ટમાં લાઇબ્રેરીઓનો પ્રચાર પુષ્કળ થયો. એલેક્ઝાન્ડ્રીયા સૌથી પ્રચંડ પુસ્તકાલય ધરાવતું હોવા સારૂ સૌથી પ્રખ્યાત હતું. ઇજીપ્ટના ભલા ગ્રીક ટોલેમી રાજાઓના આશ્રયથી, તથા એ પુસ્તકાલયોને લીધે, એ નગરમાં અનેક વિદ્વાનો આકર્ષિત થયા. રાજા ટોલેમી ફીલાડેલ્ફસે લાઇબ્રેરીઓ સારૂ ખાસ મકાનો બંધાવ્યા, અને પુસ્તકો ગમે તે ખર્ચે ગ્રીસ તથા એશીયામાંથી વેચાતાં મંગાવવાનો પ્રબંધ કીધો. તેના વંશજે તો રાજ્યમાં જેની પાસે અસલ પુસ્તકો હતાં તે લાઇબ્રેરીના લાભ સારૂ જપતજ કીધાં અને તેમને તો માત્ર બદલામાં નકલોજ આપી! વળી વિદ્વાનોએ ઇજીપ્શન તથા હીબ્રુ ભાષાનાં પુસ્તકોના ગ્રીકમાં તરજુમો કર્યો. એલેક્ઝાંડ્રીયામાં બે ઘણી મોટી લાઇબ્રેરીઓ હતી. તેમાંની એક વધારે મોટી હતી, જેમાં તેના એક લાઇબ્રેરીયનના કથન પ્રમાણે **ચાર લાખ નેવું હજાર** પુસ્તકો હતાં, જ્યારે બીજીમાં **ચાર લાખ અઠાવીશ હજાર** પુસ્તકો (સઘળાં હસ્ત લિખિત એ ભૂલવું નહીં) હતાં. વધારે મોટીમાં ૭ લાખ હતાં એવું પણ કેટલાકનું કથન છે. તેના જે પાંચ વિદ્વાન્ લાઇબ્રેરીયનો એક પછી ૧૦૦ વર્ષ દરમીયાન થઇ ગયા તેઓ તે કાળના સૌથી પ્રખ્યાત વિદ્વાનો હતા. ૧૨૦ વર્ગો તે પુસ્તકોના કેટલોગમાં પાડવામાં આવ્યા હતા. એલેક્ઝાંડ્રીયાના બંદરના કાફલાને પ્રખ્યાત રોમન-સેનાપતિ અને મહારાજા સીઝરે આગ લગાડી તેના તણખાથી વધારે મોટી લાઇબ્રેરી બળી ગઇ. ઇજીપ્ટની રાણી પ્રખ્યાત કલીયોપેટ્રાને તેને રાખનાર સીઝર પછીના રાજા એંટનીએ પોતાની લાઇબ્રેરી ભેટ આપીને કંઇક દીલાસો આપ્યો. ત્યાં પછી ૪,૨૦,૦૦૦ પુસ્તકો વાળી નાની લાઇબ્રેરીજ મુખ્ય રહી. જનશ્રુતિ પ્રમાણે ઇ. સ. ૬૪૦ માં મહમદ પેગંબરના જનુની સેરેસેન અનુયાયીઓએ એ પ્રાચીન નગર જીત્યું ત્યાં સુધી તે લાઇબ્રેરી સમૃદ્ધિવતી સ્થિતિમાં ચાલુ રહી હતી. પરંતુ જીતનાર મુસલમાન અમરૂના લશ્કરને બાળી મુકવાની થોડીજ ચોપડીઓ બાકી રહી હતી—એવો ઇતિહાસનો મત છે. ૩૮૯ કે ૩૯૧ માં રોમન રાજા થીઓડોસીયસે ખ્રીસ્તી ધર્માંધતાને અધીન થઇને પુસ્તકોને ખ્રીસ્તી ધર્મ વિરૂદ્ધ ગણીને તે નષ્ટ કરવા આજ્ઞા કરી હતી. અને ખ્રીસ્તીઓએ તેમ કરીને " સ્વધર્મનું સંરક્ષણ " કર્યું હતું! મુસલમાનોએ તો બહુ તો માત્ર એ લાઇબ્રેરીનાં રહેલાં સહેલાં હાડકાં ઠેકાણે પાડયાં હતાં. ખ્રીસ્તી ધર્માંધતાએ ઇસ્લામી ધર્માંધતા સારૂ અવકાશ રહેવા દીધો નહોતો! છેક ૧૨ મી સદી સુધી કોઇ પણ ઇતિહાસકારે ઇસ્લામીઓ ઉપર લાઇબ્રેરી કુરાન વિરૂદ્ધ હોવાના આરોપસર તેને નષ્ટ કરવાનો દોષ મૂકયો નહોતો. જો તેમાં સત્ય હતે તો તે બનાવ પછી ૬ સદી સુધીના ઇતિહાસકારો મૌન ધારણ કરતે નહીં.

( અપૂર્ણ )

શસ્ત્રવૈદ્ય અને નાપિતે ( આ તુલના કાંઈ પૂર્વજ કવિઓ તથા શાસ્ત્રકારોને ઉતારી પાડવા નથી કરી ) ના ધંધા જેમ પૂર્વે એક હતા અને હવેજ જુદા પડ્યા છે તેમજ, પૂર્વે શાસ્ત્રકારો તથા કલ્પનાપ્રદેશીય કવિઓના ધંધા એક હતા અને હવેજ જુદા પડ્યા છે. તેથી શાસ્ત્રકારો જ્યારે જ્યારે કવિ તરીકે શાસ્ત્રના વિષયને કવિતારૂપે કાલ્પનિક પ્રદેશમાં લઇ જતા ત્યારે પોતે શાસ્ત્રકારની સીમા અને મર્યાદાનું ઉલ્લંઘન કરે છે એમ માનતા નહીં અને ન માનવામાં તેઓ વાજબી હતા. અર્થનો દ્વિઅર્થ કરવાની તે એક નિર્દોષ, લેખની રમત હતી. રમતમાં ગમ્મત હતી. પરંતુ કેટલોક અજ્ઞાન લોકો સમય જતાં મૂલ શાસ્ત્રકારોના આશય સમજી ન શક્યા. તેથીજ હસવામાંથી ખસવું થયું. દેવોને પણ તેઓએ હમારા-તમારા જેવા ખરેખાત માણસ માન્યા અને તે દેવો સ્વભાવથી જે કર્મ કરતા તે તેઓએ મનુષ્ય બુદ્ધિથી કરતા માન્યા. એ ભોળાઓની સ્થૂલમતિએ પદ્યને ગદ્ય માન્યું. સત્યજ્ઞાનને સ્થળે નવલકથાની રોચકતાજ તેમના ચિત્તનો પ્રધાન રસ થઇ પડ્યો. તેમને જોઇતા વકીલો પણ મળ્યા અને તેઓએ જોઇતો સંભાર ભભરાવી આપ્યો ! મૂલ રહસ્ય તો લગભગ ઉડીજ ગયું. તે છતાં કોઇપણ દેવની વાર્તાના જુદા જુદા શબ્દો, વાક્યો, તથા વર્ણનોનું પૃથક્કરણ ( analysis ) કરતાં અસલ તત્ત્વ જુદું પાડી શકાય છે. વાર્તાએ જુદે જુદે વખતે કરેલા વધારા, એક બીજા સાથે સરખાવી જોતાં મૂલ બાંધણી કેવા પ્રકારની હતી તેનો પાર ધર્માંધતા રહિત વિદ્વદ્વર્ગ પામી શકે છે. આર્ય દેવાલયને મસજીદ કે મહાલનું, અથવા આર્ય કીર્તિસ્થંભ કે સ્તૂપને મીનારાનું સ્વરૂપ-જેમ કુતુબમીનારનું કુતુબુદ્દીન બાદશાહે કીધું હતું-મુસલમાન રાજકર્તાઓએ આપવા છતાં, તેનાં તળીયાં તથા બીજાં ચિન્હો તપાસીને મૂલ તે આર્ય બનાવટ હતી એમ પ્રાચીનવસ્તુશાસ્ત્રીઓ ( archeologists ) જેવી નિશ્ચિત રીતે જાણી શકે છે તેવીજ નિશ્શંક રીતે દેવોની ઐતિહાસિક બની ગયેલી કથાઓ મૂલ કેવા દેવોના શા ગુણ કર્મના અલંકાર માત્ર હતા તે શાસ્ત્રાભ્યાસી શાસ્ત્રોના સંશોધનથી જાણી શકે છે.

શિવ-પાર્વતી સંબંધી અનેક પ્રસિદ્ધ કથાઓ અને કિંવદંતીઓ લોકોમાં પ્રવર્તમાન છે. તે મૂલ કઇ બુદ્ધિપૂર્વક કથાઓનો નામનો આધાર લઇને તેના નૂતન સ્થૂલ સ્વરૂપને પહોંચી છે તે સંબંધી અનેક વિદ્વાનોએ વર્તમાનકાલમાં સંશોધન કીધું છે. એ સંશોધનને પ્રતાપે દેવો જેમ દોષથી મુક્ત થયા છે તેમ આર્યશાસ્ત્રોનું ગૌરવ વધ્યું છે. આર્યશાસ્ત્રોના વિરોધી વિદેશીઓનું એક આપણાં શાસ્ત્રો ઉપર પ્રહાર કરવાના એક સૌથી પ્રબલ શસ્ત્રની મુઠ એ સંશોધનને લીધેજ ઉખડી ગઇ છે. શિવ-પાર્વતીનો મૂલ સત્ય અર્થ શું છે તે જાણવાથી તેઓ વસ્તુતઃ કેટલા પૂજ્ય છે, કેટલા નિર્દોષ છે તે વિદ્વાન વાચકો સ્વયમેવ સ્વીકારશે એવી આશા છે.

શિવ અથવા રૂદ્ર મૂલ કઇ શક્તિ હતા તેનો નિશ્ચય કરવા આપણે સકલ જ્ઞાનના આરંભરૂપ વેદ તથા તેની પછીના પ્રાચીન ગ્રંથોનું અવલોકન કરવું જોઇશે. શિવ શબ્દનો પ્રયોગ વેદમાં વારંવાર થયો છે. પરંતુ રૂદ્રનો પણ તેજ, પર્યાયવાચી અર્થમાં પ્રયોગ થયો છે. બલ્કે પ્રાચીનકાલમાં, શિવ કરતાં રૂદ્ર શબ્દ વધારે પ્રચલિત હતો. એ રૂદ્ર તે મૂલમાં મેઘના અગ્નિનું, વર્ષાના વાદળાંના ઘર્ષણથી જે અગ્નિ-વીજળી-વિદ્યુત્-ઉત્પન્ન થાય છે તેનું અથવા તેની કલ્પેલા અધિષ્ઠાતૃદેવનું નામ છે. શાસ્ત્રાવલોકન તેમજ રૂદ્ર-શિવની વાર્તાઓનું હાર્દ તપાસવાથી એ શાંતિમય બુદ્ધિગમ્ય અર્થ અસંભવિત છે. તે અર્થથીજ સકલ શૈવ વાર્તાઓ સરલ થઇ જાય છે. બ્રહ્મા તે મૂલ વાયુદેવતા છે તે હમે "સત્ય"ના ગતાંકોમાં દર્શાવી ગયા છીએ. વિષ્ણુ તે સાક્ષાત્ સૂર્યભગ-

रुद्राण्यः क्रूरो देवस्तस्य विरोधिनं हन्तुमिच्छा भवति । तदनया भगिन्या क्रूरदेवतया साधनभूतया तं हिनस्ति । અર્થાત્ " જ્યારે રૂદ્ર નામનો જે ક્રુર દેવ છે તેને શત્રુને મારવાની ઈચ્છા થાય છે ત્યારે તે તે આ પોતાની ક્રુર બહેન અંબિકાને પોતાનું શસ્ત્ર બનાવીને મારે છે." તથા સા ચામ્બિકા શરદ્રુપં જ્વરાદિકમુત્પાદ્ય તં વિરોધિનં હન્તિ, અર્થાત્ " તે અંબિકા શરદરૂપ જ્વર આદિક રોગને ઉત્પન્ન કરીને તે વિરોધીને મારે છે." યદ્યપિ મહીધર શાકત મતાવલંબી હોવાથી તેને રૂદ્રનો અર્થ વીજળી વા વજ્રનો આગ્રહ નથી, પરંતુ તેવું વર્ણન તો તેનેજ લાગુ પડે છે. વર્ષા પછી આવતી ઋતુમાં જ્વરાદિ રોગ થાય છે તેમજ વર્ષાની ઉત્પાદક વજ્ર તથા વીજળી ક્રુર દેવ છે એ સ્પષ્ટ છે.

## પુરાણોમાં રૂદ્રનો વર્ણવેલો જન્મ.

ભાગવત્ તથા વિષ્ણુપુરાણોમાં રૂદ્રની જે આખ્યાયિકાઓ આવે છે તે આજના બુદ્ધિવાદના યુગમાં અક્ષરશઃ સત્ય માનવી તો અશક્ય છે. પરંતુ તે રૂદ્ર દેવને મૂલ વજ્ર દેવ તરીકે કલ્પેલા એમ નિસ્સદેહ સૂચવે છે. પ્રજાપતિએ એક સમય પોતાના ચાર પુત્રો, ઉર્ધ્વરેતા સનક, સનન્દન સનાતન, અને સનત્કુમારને કહ્યું કે, હે સૌમ્ય! પ્રજાની વૃધ્ધિ કરો! પરંતુ તેઓએ બ્રહ્મચર્યનું પાલન વિશેષ પસંદ કર્યું! નિરાશ થયલા પ્રજાપતિને એથી અતિ ક્રોધ થયો. અને તેના ભ્રૂમાંથી નીલલોહિત કુમાર ઉત્પન્ન થયો. તે રડવા લાગ્યો. બાલકે પોતાનું નામ આપવા પિતાને કહ્યું. પિતાએ કહ્યું કે " તું જન્મતાં રડ્યો માટે તને પ્રજા રૂદ્રને નામે ઓળખશે. એ તારૂં મુખ્ય નામ. આકાશ, વાયુ આદિ તારાં સ્થાનો છે. અંબિકા રૂદ્રાણિ તારી પત્નીઓ થશે. ( ભાગવત સ્કંધ ૩–૧૨ ).

વિષ્ણુ પુરાણમાં જરા હેરફેરવાળી વાત છે. " કલ્પની આદિમાં સ્વસમાન પુત્ર ચહાનાર પ્રજાપતિને સુસ્વર રડતો તથા દોડતો નીલલોહિત એક બાલક ઉત્પન્ન થયો. તે રડવા લાગ્યાથી પ્રજાપતિએ તેનું કારણ પૂછ્યું. તેણે કહ્યું નામકરણ સંસ્કાર કરો. પ્રજાપતિએ કહ્યું " તારૂં નામ રૂદ્ર. " પ્રજાપતિ અર્થાત્ બ્રહ્મા તે કોણ ? આ પત્રના ગતાંકોમાં સિદ્ધ કીધું છે કે તે વાયુ દેવતા છે. બ્રહ્મા ( વાયુ )થીજ મેઘો એક બીજા સાથે અથડાય છે, અને વીજળી થઇ ચમકારા થાય છે અને લોક ભયભીત થઇ રહે છે. વીજળીના દેવતા મેઘ સાથે તીક્ષ્ણતાથી દોડતા તથા લાલચોળ થવાની કલ્પના સ્વભાવિક છે. નીલવર્ણી મેઘ તેની ચારે પાસ હોવાથી તે નીલવર્ણી તેમજ લોહિત=લાલચોળ ( ક્રોધમાં ) દેખાય છે. આથીજ વજ્રદેવ ( રૂદ્ર ) માટે નીલલોહિત શબ્દનો પ્રયોગ પુરાણમાં થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. વાયુના વેગથી વાદળાના ઘર્ષણથી થતી વીજળીની ( ક્રોધાવિષ્ટ દેવની ) એ પૌરાણિક આખ્યાયિકા છે. વિષ્ણુપુરાણ પોતે કહે છે કે " रुदन् द्रवति धावतीति रुद्रः " અર્થાત્ " રડતાં રડતાં દોડે તેનું નામ રૂદ્ર " અને તેમ વાદળજ કરે છે. અને વાદળનાં ગુણ ચરિત્ર તેના દેવ માની તેમાં આરોપિત કર્યાં છે એ પારદર્શક જેવું છે.

શતપથ બ્રાહ્મણમાં પણ આગ્નેય શક્તિ વિષે સુંદર વર્ણન છે. " સૂર્યથી પૃથ્વી, પૃથ્વી પર પર્વતાદિ થયા. પ્રદત્ત શક્તિ પ્રમાણે પ્રત્યેક પદાર્થ ઉષ્ણતા ધારણ કરવા લાગ્યા. તેમાંથી ( ઉષ્ણતામાંથી ) એક કુમાર થયો. તે રૂદન કરવા લાગ્યો. " આનો ભાવ એજ છે કે, અગ્નિ ઉત્પન્ન થવાથી અવશ્ય નાદ થાય છે. પ્રત્યેક **પદાર્થમાં અગ્નિશક્તિનું હોવું** એજ –કે

માર્નો જન્મ છે. શતપથ બ્રાહ્મણમાં વાર્તા આગળ ચાલે છે—પુત્રના કહેવાથી પિતા બ્રહ્મા તેને પશુપતિ ઇત્યાદિ ૮ નામ આપે છે, અને અંતે કહે છે કે " એ આઠે અગ્નિનાં રૂપ છે. " વિશેષ સ્પષ્ટ કરે છે—सोऽयं कुमारो रूपाण्यनुप्राविशत् । न वा अग्निं कुमारमिव पश्यन्ति ॥ અર્થાત્ એ કુમારરૂપ અગ્નિ છે. તે સર્વ રૂપમાં અનુપ્રવિષ્ટ છે. યજ્ઞના કરનાર વિદ્વત્ દેવ એ અગ્નિનુંજ એક રૂપ છે, અને તે સર્વમાં છે, અને અગ્નિ ગુપ્ત રીતે સર્વ વસ્તુમાં છે એ સાયન્સના મોટામાં મોટા સિધ્ધાંતને અનુસરીનેજ શતપથ બ્રાહ્મણનું કથન છે. શિવનાં લક્ષણો તથા તેની પત્ની, પુત્ર, ગંગા આદિનું સમાધાન શિવને મેઘ દેવતા માનવાથીજ યોગ્ય રીતે થઇ શકે છે તે આપણે આગામી અંકમાં જોઇશું. ( અપૂર્ણ )

---

## દુન્યાંનું સૌથી ચમત્કારિક સરોવર—ડેડ સી.

દુન્યાનું સૌથી મોટું સરોવર લેક લેડોગા ( રશીયા ) છે. પરંતુ સૌથી વિચિત્ર અને સૌથી ચમત્કારિક સરોવર તો ટર્કીના એશીયા માઇનોરમાં આવેલા પેલેસ્ટાઇનમાંનું પ્રખ્યાત ડેડ સી જ છે. તે નામે " સી " ( સમુદ્ર ) છે, પરંતુ તે વસ્તુતઃ એક સરોવરજ છે, કારણ કે તે ચારેપાસ જમીનથી બંધીયાર છે. એ સરોવરની સૌથી મોટી વિશેષતા એ છે કે તેમાં બીજા કોઇ પણ સરોવર કે સમુદ્ર કરતાં પણ અતિશય વધારે ક્ષાર છે. મહાસાગરનાં જલમાં પણ સરેરાસ સોમાં ૪.૬ ટકા જેટલો ક્ષાર તથા બીજા ખનીજ પદાર્થો હોય છે. પરંતુ ડેડ સીમાં તો તેથી ૭ ગણો છે: પાણીમાં ચતુર્થાંશ ૨૫ ટકા મીઠું વગેરે ક્ષારો તથા ખનીજની નક્કર ચીજોનો સમાવેશ થાય છે. ક્ષારોમાં સોડીયમ ક્લોરાઇડ તથા મેગ્નેશીયમ ક્લોરાઇડ બેનું મળીને અર્ધો અર્ધ નક્કર તત્વ છે. આથી પાણીનું વજન સામાન્ય પાણીથી ઘણું ભારે છે, એટલે સુધી કે તે સહેલાઇથી માણસનો ભાર ઝીલી શકે છે. માણસ તેમાં ચાહે તોપણ ડુબી શકતો નથી! આત્મઘાત કરનારાઓ ભૂલે ચૂકે આ સરોવરમાં ઝીંપલાવશે તો તેમને પસ્તાવું પડશે!

ક્લોરાઇડ તથા બ્રોમાઇડનાં તત્વો તેમાં એટલા તો મોટા પ્રમાણમાં છે કે એમાં કોઇ જનજનાવર પણ જીવી શકતું નથી. ડેડ સીમાં માછલીજ નથી. માછલી તો શું પણ સૂક્ષ્મ જંતુઓ પણ તેમાં રહી શકતાં નથી. માત્ર કાદવમાં તે કેટલીક વાર જડી શકે છે. અને તે પણ નિશ્ચિત નથી. અને માછલી કીનારાના અમુક નાના ભાગની પાસેં—મધ્યમાં તો નહીંજ—અપવાદ તરીકે થાય છે. તેમાં તમે નદી નાંખો તો પણ થોડી વારમાં મરી જાય છે. તેનું પાણી તેને એવું ઝેરી થઇ પડે છે. ડેડ સીની ત્રીજી વિશેષતા એ છે કે તેનું પાણી જાણે તેલ રેડ્યું હોય એવું શાંત છે. તેમાં તરતાં તેલમાંથી પસાર થતા હોઇએ એમ લાગે છે. આનું કારણ એ જલમાં ક્લોરાઇડ ઑફ કેલ્શીયમ છે તે છે. ચોથી વિશેષતા એ છે કે તે પાણીનો સ્વાદ કડવો છે. તેનું કારણ જલમાં ક્લોરાઇડ ઑફ મૅગ્નેશીયા છે તે છે.

દરેક રીતે આ સરોવર વિચિત્ર છે. તે દરીયાની સપાટીપર પણ નથી. ભૂમધ્ય સમુદ્રની

સપાટીથી તેની સપાટી આશરે ૧૩૦૦ ફુટ નીચી છે. તેથી તેના પાણીને જવાનો માર્ગ પણ નથી. તે ૪૭ માઈલ લાંબુ છે અને તેની વધતાંમાં વધતી લંબાઈ હ્રાં માઈલ છે. કુલ વિસ્તાર આશરે ૩૪૦ ચોરસ માઈલ છે. તેની ઉંડાઈ ઉત્તરમાં વધુમાં વધુ ૧૨૭૮ ફુટ છે જ્યારે દક્ષિણમાં તે માત્ર ૧૨ ફુટ છે; ને કેટલેક સ્થળે તો ફક્ત ૩ ફુટજ છે. વરસાદ વગેરે કારણોથી ઉંડાઈમાં તફાવત પડતો રહે છે. ૧૮૫૮ માં તેમાં એક ટાપુ પણ દેખાયો હતો અને તે પાણીની સપાટીથી ૧૦-૧૨ ફુટ ઉંચે આવ્યો હતો. પરંતુ હાલ તે પાછો અદ્રશ્ય થઈ ગયો છે.

આ સમુદ્ર-સરોવર ક્ષારમય થઈ જવાનું કારણ એ છે કે તેની ત્રણ દીશાંમાંથી નદીનાળાંઓનું પાણી તેમાં રેડાય છે. એવો હીસાબ કાઢયો છે કે, આથી રોજ ડેડ સીમાં ૬૦ લાખ ટન પાણી નવું આવે છે અને સમુદ્રાદિમાં જવાનો તેને માર્ગ ન હોવાથી પાણી ઓછું થવાનું એકજ કુદરતી સાધન તે સૂર્યભગવાનનું શોષણ છે. પરંતુ એ હંસ તો કેવલ ક્ષીરરૂપ નીરજ ગ્રહણ કરીને તેમાંનાં અન્ય તત્વો જ્યાંને ત્યાં રહેવા દે છે. આથી પાણી ઓછું થતાં, તેની સાથના ક્ષારો તો સરોવરમાં વધ્યાંજ જાય છે. સંભવિત છે કે આ હીસાબે એક દીવસે-લાખો વર્ષે-ડેડ સીમાં ક્ષાર જલ જલતત્વથી પણ વધી જાય.

પ્રાચીનકાલમાં ડેડ સીના જલમાં રોગો સારા કરવાની શક્તિ હોવાનું ધારવામાં આવતું હતું. રોમન રાજ્યના સમયમાં તેમ મનાતું. મુકદસી ( ઇ. સ. ૯૮૫ ) કહે છે કે, દર ઑગસ્ટ માસમાં એ સરોવરના તટ ઉપર ઉત્સવ થતો, અને ઉત્સવનાં મેળાનું પ્રયોજન એના જલનું પાન કરવાનો હતો. ડેડ સીમાંથી મીઠું પુષ્કળ મળે છે અને તે જેરૂસલામ ( ઇસુ ખ્રીસ્તની કબર માટે પ્રખ્યાત થયલું શહેર )માં વેચાય છે. ટર્કીમાં મીઠાનો સરકાર પોતે ઇજારો રાખે છે.

" ડેડ સી " એ શબ્દોનો ભાષા-અર્થ મૃત-મરેલો સમુદ્ર એવો થાય છે. એ નામ પડવાનું શું કારણ? કારણ એ છે કે તેનાં જલ હમેશાં એવાં શાંત હોય છે. ભરતીઓટ વખતનાં કે પવનની લહેરોને લીધે જલાશય માત્રમાં પાણીનાં ઝીણાં મોજાં જોવામાં આવે છે. પરંતુ ડેડસીનાં જલમાં ગતિ છેજ નહીં. તેની એ શાંતિનેજ લીધે તે મૃત હોય એમ લાગે છે. તેથીજ તેને એ નામ આપ્યું છે. બાઇબલમાં તેનું નામ સોલ્ટ સી અથવા પૂર્વ સમુદ્ર એવું છે. ડેડસી સંબંધી ભૌગોલિક શોધ ખોલ અત્યાર સુધી નહીં જેવી થઇ હતી. પ્રાચીન ઇતિહાસમાં પણ તેના વિષે બહુ પ્રમાણો નથી. મધ્યકાળમાં ડેડ સીની વિચિત્રતા વિષે પ્રવાસીઓ વિચિત્ર વાતો કરતા હતા. જેમની કેટલીક ખરી અને કેટલીક ખોટી હતી. એક તો એવી ગપ હતી કે એ ક્ષાર સાગરનું એવું માહાત્મ્ય છે કે તેના ઉપર કોઇ પણ પક્ષી ઉડી શકતુંજ નથી! ઉડતું નહોતું એટલે સુધી વાત ખરી. તેનું કારણ સ્પષ્ટ હતું. એ સમુદ્રમાં ઉપર નિવેદન કર્યું છે તેમ મત્સ્યનો પાક અશક્ય હોવાથી પક્ષીઓને તે તરફ વામાટામા મારવાની જરૂર નહીં-તેથી તે તરફ નકામાં ઉડતાં નહીં. બાકી ઉડે તો કાંઇ બીજો વાંધો નહોતો.

ડેડસીમાં હાલમાં નૌકા વ્યાવહારિક રીતે ફરતી નથી. અને શોધખોલ કરવા ફરવાની પણ કાંઇ સહેલું કામ નથી. તેનાં તટ ઉપર વસતી બીડીઇન જાત તોફાની, જંગલી અને બદમાશ છે અને લુટારાઓનો ધંધો કરનારી છે. વળી એ સરોવર ટર્કીના સુલ્તાનની અંગત મીલકત ગણાય છે. આ કારણોથી તેમાં પ્રવેશ કરવો એ મુશ્કેલ છે. નૌકાથી તેની પ્રથમ પ્રદક્ષિણા કરનાર પ્રથમ, કૅાસ્ટીગન નામનો એક સાહસિક આઇરીશ પ્રવાસી હતો. તેણે આ સાહસ ૧૮૩૫ ના પાનખરમાં કર્યું હતું. તેના મૂખ્ય ગ્રીક

નોકરે, શેઠને પૂછ્યા વગર, હોડીનો ભાર હલકો કરવા સારૂ, વહાણમાંનું પીવાનું મીઠું પાણી સરોવરમાં નાખી દીધું છતાં પાણી વગર તેણે પોતાની પ્રદક્ષિણા તો પૂર્ણ કરી. પરંતુ તે લોથ પોથ થઇને તરસ્યો જેરીકો આવી પહોંચતાં તેને એવી સખ્ત બીમારી લાગુ પડી કે તે અંતે મરીજ ગયો. શોધખોળ માટે સાહસ કરવામાં યુરોપીયન બચ્ચો કદિ પાછળ હઠતોજ નથી. આપણા ઘણા બંધુઓ તીર્થની નદીમાં પગ લપસવાથી સ્નાન કરતાં ડુબી જાય તેમાં કીર્તિ અને મોક્ષ માને છે ત્યારે યુરોપીયનો, કુદરતના ગુપ્ત નિયમો તેમજ ભૂમીની શોધ સારૂ પ્રાણની અંજલિ આપવી એમાંજ કીર્તિ અને મોક્ષ પામે છે. હવાના નિયમો જાણી તેના પર કાબુ લાવવા ૧૦૦ મજુનીસ્ટો છેલ્લા થોડા માસમાં હજારો ફીટની ઉંચાઇએથી પડીને મરી પરવાર્યાં છે. તેમનાં તો હાડકાં ખોખરાં ખોખરાં પણ જડયાં છે. પરંતુ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તરફનો પ્રદેશ શોધવા 'બરફ'માં લપેટાઇને ગયેલા સેંકડો બહાદુર ખલાસીઓનાં તો હાડકાં કે વાળનો પણ પત્તો નથી! પરંતુ તેથી હાયવું એ શું તે તો સમજ્યાજ નથી. જીવન સફલ થયું એમ મરતાં મરતો માનીને કરારે કાયમની મહા નિદ્રા લે છે! ડેડ સીનાં ખુણાં ખાંચરાં શોધી કાઢવા પાછળ પણ તેઓએ એવોજ જીવનભોગ આપ્યો છે. કોસ્ટીગનનું એજ નિમિત્તે મરણ થયા પછી તેની જગ્યા લેનાર બ્રીટીશ નૌકા ખાતાના એક અમલદાર લેફટેનંટ મોલીનોની પણ એજ અવસ્થા થઇ. બીદુઇનોએ તેની ટોળી પર હુમલો કરી તેમને લૂંટી! (૧૮૪૭) તે પછી યુનાઇટેડ સ્ટેટસની સરકારના આશ્રય હેઠળ ભૂશોધક અમેરીકન લીંચે બીડું ઝડપ્યું. તે વધારે નસીબવાન નીવડયો. તેનાં તટોનો સંપૂર્ણ તપાસ કરનાર તથા તેની ઉંડાઇ માપનાર પ્રથમ તેજ હતો. તે પછી ડયુક ઓફ લુઇન્સ ઇત્યાદિ અનેક પ્રવાસી શોધકોએ તે વિચિત્ર સમુદ્રના આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરી છે. તે છતાં એ સરોવરની અનેક બીજી વિચિત્રતાઓનો મનમાનતો ખુલાસો મળ્યો નથી. તેમાંના એક એ છે કે, રોજ સવારે તેની ધરી ઉપર સફેદ ફીણની લાંબી ને લાંબી ચિત્તાકર્ષક લીટી જોવામાં આવે છે. તે માટે એવું અસતોષકારક અનુમાન કરવામાં આવે છે કે, બે જુદી જુદી નદીઓ, જેનાં જલમાં જુદાં જુદાં તત્વો છે, તે નદીના પ્રવાહ એક બીજા સાથે થતાં તેનાં સમાગમથી આ લીટી ઉત્પન્ન થાય છે. વળી કેટલાક વીજળીક ચમત્કારો ત્યાં થાય છે તેની ઉત્પત્તિ પણ હજી બરોબર શોધાઇ નથી. ત્યાં જંગલી જાતો વસતી હોવાથી શોધકની મુશ્કેલીમાં વૃદ્ધિ થઇ છે.

---

## વૈદ્યક જ્ઞાનના કેટલાક ઉપયોગી ટુચકાઓ.

( લેખક—વૈદ્ય મયારામ સુંદરજી, જેતપુરનિવાસી. )

**અજંપો થવાનાં અથવા નિદ્રા ન આવવાનાં કારણો**—મસ્તક (મગજ) માં રક્તનો જમાવ થવો, અથવા મગજમાં ઘણા દિવસની રક્તની કમતાઇ થવી, ઉન્માદ રોગ (ગાંડપણું), મનની અતિ હર્ષોન્માદ કે ઉદાસીનતા થવી, કે એક ચિત્તતા, ચાંચલ્યાદિ કે ભ્રમાદિ ક્ષોભ થવો, આમરક્તાતિસાર, અજીર્ણ, અગ્નિમાંદ્ય, આમાશયનો દાહ, પેટમાં અતિ આહાર વડે કે કોઇ રોગવડે અજીર્ણ રહે તથા પેટમાં પવન (આફરો) થવો તથા પેટમાં શૂળ (દુઃખવું) ગુલ્મ, મંદાગ્નિ થવો, હોજરી (આમાશય) માં

વરમ, પ્રણાદિનો મહાત્મ્ય (કેફી વ્યસનથી મગજનું બગડવું) ફેફસાંનો દાહ (વરમ) હૃદયના પડદાના રોગ, માંસ ખાનારને ચપટાં વિગેરે કૃમીનો રોગ થવો, અને દમનો રોગ ઇત્યાદિ.

**નિદ્રામાંથી સ્વપ્નાં થવાનાં કે ઝબકી જાગવાનાં કારણો**—અજીર્ણથી, મગજને તાવ વિગેરે રોગથી કે 'લૂ'થી મગજની રક્ત વાહિનીઓમાં રક્તની ન્યુનાધિક ગતિ જમાવ કે ન્યુનતા થવાથી, મગજમાં ગ્રંથીરોગ થવાથી, ઉપદંશ વડે મગજનો ઝાંખો દાહ (વરમ) થવાથી, મનને કોઇ પણ ક્ષોભ થવાથી, મગજના આવરણનો દાહ થવાથી, બાળકને દાંત આવવાના વખતથી, પેટમાં ગોળ વિગેરે કૃમી થવાથી, હૃદયની સ્નાયુવૃદ્ધિ થવાથી, હૃદયના પડદાના રોગ થવાથી થોડી નિદ્રા ન આવતાં સ્વપ્નાં થાય છે અથવા અચાનક નિદ્રા ઉડી જઇ અજંપો થાય છે. અને તેથી માથું ચડે છે ને દુઃખે છે તથા મનને સંતાપ જણાય છે, અને વખતે કોપ કે પ્રલાપ ઉદ્ભવે છે.

**ઉપાય**—આવું જે કારણથી તેમ જણાય ત્યારે તે તે રોગને અનુસરીને ઉપાય કરવા જેથી તે રોગ મટવા સાથે આવો તેનો પડખાનો ઉપદ્રવ પણ મટી જશે. છતાં કોઇને તેથી બહુ દુઃખ થતું હોય તો તેણે હવે ભાંગ, અફીણ જેવી મગજને નુકશાન કરનારી દવાઓ ન ખાતાં કુશળ વૈદ્ય કે દાક્તરને પૂછીને ઝાડો કબજ ન કરે તથા મગજ ન સુઝી આવે તેવી બ્રોમાઇડ પોટાશ, ક્લોરલ હૈડ્રાસ કે સર્વથી સરસ "સલ્ફોનલ, બેયર" વજન સર લેવી, જેથી ઝાડો કબજ થતો નથી તેમજ મગજને બહુ કાંઈ હાનિ પહોંચતી નથી, અને સુખ પૂર્વક મીઠી નિદ્રા આવે છે અને દરદીને તેના દરદમાં પણ એથી અચ્છો આરામ જણાય છે. નિદ્રા લાવવા માટેની દુનીઆ ઉપર હજુ સુધીમાં થોડા વખત પહેલાં શોધવામાં આવેલી "સલ્ફોનલબેયર" દવા તેની બીજી બધી દવાઓ કરતાં નિર્ભય અને સર્વોત્તમ લેખાય છે. એથી તે માટે હાલમાં ચાલતાં સુધીમાં એજ વપરાય છે.

**અતિ નિદ્રા અથવા ઘેનનાં કારણો**—પાંડુરોગ, હારિદ્રક, કમળો, દુષ્ટ ટાઢીઓ તાવ, અપસ્માર, ભૂતોન્માદ (હિસ્ટીરીઆ), ફેફસાંનું સડવું, અફીણ, ભાંગ વિગેરે માદક પદાર્થનું અતિવ્યંજને સેવન, બ્રોમાઇડ, પોટાશ વિગેરેનું વધુ સેવન, પિત્તની કમતાઇ, રક્ત કમતાઇ, નબળાઇ, અતિથાક, સતત જ્વર, સન્નિપાત (ત્રિદોષ) જ્વર (બીજું કે ત્રીજું અઠવાડીયું) ટાઇફોઇડ જળમસ્તક, મગજનો પ્રત્યવશાવરણ, ભાગનો દાહ (વરમ), મગજનું મૃદુભવન, રક્તસ્થંભનદાહ (વરમ), રક્તવાહિની મધ્યેનો ગ્રંથી રોગ, યકૃત (લિવર) નો રક્તસંચય, અને કેટલાક પ્રકારના મૂત્રરોગ વિગેરે.

**મુર્છા થવાનાં કારણો**—મૂત્રપિંડની બળહીનતા, હારિદ્રક, રક્તજ મુર્છા, બેલાડોનાદિ-વિષ, મધુમેહ (છેવટમાં), ક્લોરલ વિષ, ખનીજ કોલસાના ધુવાનું વિષ, મગજ મધ્યેની રક્તમાંથી-દાહ રક્તસંચય, મંદી, શીર્ષાસ્થિભંગ, જ્વરાધિક્ય, દુષ્ટ વિષમજ્વર (મલેરીયલ તાવ), શીતળા, આતપ મુર્છા, તડકાની લૂની બેશુદ્ધિ ઇત્યાદિ મુર્છા અથવા અભાન સ્થિતિ થવાનાં કારણો છે.

**ઉપાય**—જે કારણથી રોગ થએલ હોય તેને અનુસરીને ઉપાય કરવાથી મુર્છા કે અભાન મટે છે. શિવાય, કસ્તુરી વિગેરે જાગૃત કરનારી દવા, સ્પિરીટ ઓફ આરોમેટીક અમોનીઆ તેને યથા વજને (૧ ડ્રામ) પુરી વયનાને દેવાથી બેભાની મટે છે. હિસ્ટીરીઆની બેભાની માટે કાર્બોનેટ અમોનીઆ સુંઘાડાય છે. તેમજ બીજી બેભાની માટે પણ કસ્તુરી દેવાય છે. થોડી હિંગ વાલ વાલ ઘીમાં ગળાવવાથી પણ કસ્તુરીના જેવોજ ગુણ કરે છે.

**મેલેરીયા અને તેના ઘરગતુ ઉપાય**—મેલેરીયાનો તાવ આખા હિંદુસ્તાનમાં બહુ વ્યાપી ગયો છે. ગુજરાતના તડગાં સો તે રોગને લીધે ગરીબ વર્ગોની તકલીફ મોટે ભાગે ફુલેલી રહે છે. એકાંતરીયો ચોથીઓ વિગેરે તાવો તે મેલેરીયાનાજ પ્રકારો છે. સિમલામાં વિદ્વાન દાક્તરોનું "મેલેરીયા" ના તાવ માટેનું કમિશન મળીને તેની માહીતી મેળવતાં તેમાં જાણવામાં આવેલું છે કે, આ મેલેરીયલ (વિષમ) જ્વર આખા હિન્દુસ્તાનમાં ઉપજે છે અને તેનાથી દર સાલ સુમારે ૧૧૭૦૦૦૦ લોક મૃત્યુ પામે છે! આ તાવથી બિમાર

પડનારની સંખ્યા દરસાલ ૧૦ કોડની (હિંદુસ્તાનની સર્વ વસ્તીના ત્રીજા ભાગની) હોય છે! આ તાવ, જમાવ થએલાં ગંધારાં પાણીની પાટો ખાડા ખાબોચીયાં. અને ભિની જમીનમાં ઉત્પન્ન થનાર એક પ્રકારનાં મચ્છર ઉત્પન્ન થવાને લીધે પેદા થાય છે, છેવટમાં એમ સિદ્ધ થયું છે કે એરંડાનાં કે એરંડીનાં ઝાડ કુંડામાં વાવીને દિવસે અગાસીમાં રાખવાં, અને તેમાંથી બેચાર કુંડાં રાત્રે ઘરમાં રાખવાં કે જેની ગંધથી ઘરમાં તાવ ફેલાવનાર મચ્છર બીલકુલ આવતા નથી એમ જાણવામાં આવેલું છે. તાવ ન ટંકાવા માટે પલંગ પથારીને ફરતી મચ્છરદાની રાખવાથી, શરીર ઉપર મચ્છર દંશ મારવાનો પ્રતિબંધ થવાથી તાવની સખત મોસમ હોય છતાં, તેમ શરીર જાળવનારને તાવ લાગુ પડી શકતો નથી એ તો પ્રસિદ્ધ વાત છે. છેલ્લી દાક્તરી શોધોમાં મલેરીઅલ તાવને માટે બેજ દવા ચોકસ ઠરી છે, સુમલ અને કવીનાઇન. તેમાં સુમલ ઉગ્ર વિષ હોવાથી મોટે વજને લઇ ન શકવાથી, નાને વજને દેતાં છ દિવસે તાવ નિર્મૂળ થઈ શકે છે. અને ક્વીનાઈન વનસ્પતિની પેદાશ હોવાથી બહુ ઉગ્ર નથી જેથી તેને વજનસર આપી શકાય છે, અને તેથી ૩ દિવસમાં તાવ હઠાવી શકાય છે. અને તાવ જવા પછી પણ નાને વજને લેતાં શક્તિ પણ પાછી જલદી આવે છે તથા ફરીને તાવ લાગુ પણ થતો નથી. નવીન મલેરીયલ તાવને માટે ક્વીનાઈન ઠીક છે. અને જુના હઠીલા (બરોળ વાળા) તાવમાં કવીનાઇન સાથે થયા વજને સુમલ (પ્રવાહી રૂપે દવાખાનાઓમાં મળે છે તે) દેવો ઠીક છે. તાવના ઉપદ્રવ વખતે સવાર સાંઝ રતી રતી ક્વીનાઈન દુધ કે જળ વડે લેવાનું જારી રાખવાથી તાવ લાગુ પડતો નથી તથા શરીરમાં શક્તિ પણ આવે છે. આમ એકાંતરે કે ત્રણ ત્રણ દિવસને છેટે લે તો પણ ચાલે. પરંતુ તાવની રત વિના ક્યારેકજ લેવું.

**ઝાડાની કબજીયતનો ઉત્તમ ઉપાય**—ઝાડો શાથી કબજ રહે છે તેનું મૂળ કારણ ખોળીને તે પ્રમાણે એનો ઉપાય કરવાથી તે નિખાલસ રીતે મટે છે. પણ કબજીયત મટવાને ઇંદ્રાવણાં, એરંડીયું, હીમજ, મીંઢી, રેવંતચીની (રૂબાર્બ), એલીઓ અને નેપાળાની ગોળીઓ વિગેરે વારંવાર લેવાથી ઝાડાને તેવી દવાની ટેવ પડી જવાથી તે દવા લે ત્યારેજ ઝાડો ઉતરે છે, તેથી આવી દવા અધુના બહુ ઉત્તમ લેખાતી નથી. કબજીયત મટે, જઠરાગ્નિ પ્રદિપ્ત કરે અને રકત સુધારી શકિત આવે એવી દવા આજે "કેસ્કેરેલા સાગરેડા" લેખાય છે. તે હરસની કબજીયતમાં પણ દઇ શકાય છે. કબજીયતને માટે હીંગ અને એળીઆની ગોળીઓ ઠીક લેખાય છે; પણ તે ચોખી હીંગ અને ચોખા એળીઆની હોવી જોઇએ. તથા વજનમાં તે વાલ વાલની હોવી જોઇએ તથા નિત્ય કબજીયત મટે ત્યાં સુધી રાત્રે સુતી વખતે એક એક લેવી જારી રાખવી જોઇએ. પરંતુ, એથી પણ ઉત્તમ તો એ છે કે, એક્સ્ટ્રાક્ટ ઑફ કેસ્કેરા સાગરેડા સોલીડ (શુષ્ક) ૧ થી ૨ વાલ અને લીક્વીડ હોય તો ૦॥ થી ૧ ડ્રામ પર્યંત સવાર સાંઝ કે નિત્ય સુતી વખતે રાત્રે સુવાના કે વરીયાળીના પાણીમાં મેળવીને, કાંઇ દિવસ કબજીયત મટે ત્યાં સુધી લેવી જેથી નિત્ય સરેસ્તા પ્રમાણે ઝાડો ઉતરવા લાગે છે, તથા ભૂખ ઉઘડે છે, રૂચી વધે છે અને શરીરમાં શકિત આવે છે. જો નિત્ય ઉપર મુજબ બે વખત લેવો વધુ થઈ પડે તો તે ૧ વખતજ લેવો, કે એકાંતરે લેવો. કબજીયતને માટે આથી સરસ બીજી દવા નથી એમ કહીએ તો ચાલે. વળી તે આંતરડા મધ્યેના પિત્તને પણ નિયમસર બનાવે છે. એરંડીયું (ઉકાળેલ) લેવાથી કબજીયત દૂર થાય છે. વળી તેનાથી હીમજ, રેવંતચીની (રૂબાર્બ) પેઠે પાછળથી કબજીયત કરનાર આંતરડાનો સંકોચ (જાક) ન કરતાં કડણુ મળ કુણો કરી બાહેર કાઢે છે; તે પ્રથમ એકાદ વાર લેવું કે અચાનક કબજીયત થઇ હોય તેમાં શુંઠ, સુવા કે વરીયાળીના પાણીમાં દેવું એઠ છે. પણ લાંબી મુદતની કબજીયતને માટે તો "કેસ્કેરા સાગરેડા" જ સર્વોત્તમ ઉપાય છે.

**આવેલા મોઢાનો અનુભવી ઉપાય**—પાનમાં ખાવાનો ઉંચો કાથો તોલા ૩, સોડેલો કે મોરથુથુ તોલો ૦।, ફુલવેલ ટંકણ ખાર તોલો ૦। અને બરાસ કપુર રૂ. ૦) બે આના ભાર, સર્વ એકત્ર બારીક કરી મેળવીને તેમાંથી વાલ વાલ મધમાં કાલની પહોરે બે પહોરે મુખમાં લગાવવી. લાળ જેરવતા રહેવાથી આવેલું મોઢું મટે છે. તથા પેઢાં અને દાંત હાલતાં મટી મજબુત થાય છે. બાહેર લગાવતાં ગુંબડાં ખસ વિગેરે મટે છે.

**આવેલી આંખનો ઉત્તમ ઉપાય**—ઘીમાં તળેલી હીમજ તોલા ૫, મોરથુથુ તોલો ૧ તથા ટંકણખાર તોલો ૧ અને બરાસ કપુર એઆની ભાર એકત્ર મેળવી બારીક કપડે છાંણી, દાડમના ફુલના ગળેલા રસ વડે મગ મગ જેવડી ગોળીઓ વાળવી. તે ૧ ગોળી દુધના ૧ ટીપામાં મેળવીને આંજવાથી તત્કાળ ગુણ થાય છે.

**હરમળ**—અરબીમાં તથા યુનાનીમાં આ યુનાની દવાને હરમંદ કહે છે, હિંદુસ્તાનીમાં હરમલ કહે છે. અને ગુજરાતી ભાષામાં તેને હરમળો કહે છે. તેનાં બીજ આવે છે. તેનું ચુરણ બનાવીને પેટમાં દેવામાં આવે છે. તે અર્ધાંગ, ઉરુસ્તંભ, અર્દિત વિગેરે લકવા ( વાતા દરદ ) માં આપવામાં આવે છે. તેમજ જેને રતુ ન આવતી હોય તેને અમુક દિવસ આપવાથી રતુ લાવે છે. શિવાય જખમને તેની ધુમાડી દેવાથી તે ન પાકતાં રૂઝાય છે અને તેથીજ મુસલમીન સુનત કરતી વખતે ઇંદ્રિના જખમને આની ધુમાડી આપવાનું તેના ધર્મમાં ફરમાવેલું છે. હરમલનું ચુરણ દાંતે દેવાથી પેઢાં તથા દાંતની કળતર, બળતર મટે છે, અને દાંત મજબુત થાય છે તથા મુખ સુવાસી થાય છે. હરમળ કફનાશકને મળની કડવાસવાળું હોવાથી ડાક્તર ગન વિગેરે કેટલાક તાવ ઉપર તેનું 'હરમીન' અને 'હરમલીન' સત્વને વાપરવાની ભલામણ કરે છે. આ હરમલનું ચુરણ બજર પેઠે સુંઘવાથી શીયાળાની ઠંડીવડે કે સરદી વડે જે નસકોરાં બંધાઇ ( સંકોચાઇ ) જવાથી નાકદ્વારા શ્વાસ ન લેવાતાં મોઢેથીજ શ્વાસ લેવો પડે છે તે આથી ખુલ્લાં થઇ નાકદ્વારે શ્વાસ લઇ શકાય છે. હરમળ પેટમાં દેવાથી તથા તેની ધુમાડી શ્વાસમાં લેવાથી તથા એની બીડી કરી ધુવો પીવાથી ચડેલા દમ વડે શ્વાસનળી સંકોચ પામી જે કષ્ટ ભોગવવું પડે છે તે તર્ત મટે છે. વળી તે મળની કબજીયત તથા મંદાગ્નિ અને હરસ મટાડે છે, અને નિદ્રા લાવી આરામ આપે અને અણગમો—ઉદાસી દુર કરે છે. તથા શરીરમાં શક્તિ ભરી મર્દાઇ વધારવામાં એકકો છે. વજન પેટમાં દેવાને માટે તેના ચુરણનું ૦ાા ડ્રામથી ૨ ડ્રામ સુધી—છતાં મધ્યમ સર વજન ૧ ડ્રામ ગણાય છે. દેશી વજનમાં પુરી ઉમરવાળાને રૂ. ૦ા થી ૦ાા ભાર દેવું બસ છે. કોઇને આનાથી ઉલટી થાય છે, તે. તેને ધીરે ધીરે વજન વધારવું. પ્રથમ નાને વજને દેવું. ચડેલા દમમાં કફ મોકળો કરે છે. બાળક ભરાઈ ગયું હોય તેને આની ધુમાડી દેવાથી તથા વાલ જેટલું વાટીને પાવાથી તેનો શ્વાસ અને કફ મોકળો થઇને મટે છે.

**અનેનાસ ફળમાં એક નવો ઔષધી ગુણ**—પપૈયાનો ચીર, જઠ—ભારે અન્ન પચનના કામમાં બહુ ઉપયોગી છે. અને તેથી એનું સત્યાંશ " પેપટોન " કે પેપાઇન " પેપસીન " ની પેઠે સર્વત્ર દવાખાનાઓમાં વપરાય છે, તે સર્વ કુશળ વૈદ્ય દાક્તરો જાણેજ છે. પરંતુ હમણાં " અનેનાસ " નામના ફળમાં પણ તેવોજ ગુણ છે એમ જણાવવામાં આવેલું છે. ગાંસનો કટકો અનનસની બે ચીરીની વચ્ચે રાખવાથી તેમાં ઘણોજ ફેર પડે છે. તે અર્ધ ગળાઉ જેવો બની જાય છે. દુધનો ઘન ભાગ તેનાથી બહુ સારો પચી જાય છે. બાળકોને પાટ સર્પ ( ઘુલીઓ ) મુખ ગળામાં થવાથી જે ગળામાં ઉપત્વચા જેવું પુર્ણ ઉપજાવે છે તેને સાફ કરવામાં આના જેવી બીજી એકે દવા નથી. મધમાં ગાળી તેને ગળામાં લગાવવાથી તથા તેની ટીકડી ગળાવવાથી ઘણી પ્રાણઘાતક ઉપજેલી ત્વચા વગર હરકતે વિનાશ કરી શકાય છે. આવો હેવાલ કાલિફોર્નિયાના મેડીકલ રીપોર્ટમાં દર્શાવેલો છે. વિલાયતમાંના એપેનહીમર નામની કંપની આ દવા તૈયાર કરવામાં પ્રસિદ્ધ થએલી છે. તે કંપનીએ ટ્રિપ્ટેસ ( Tryptase ) નામની પાચક દવા તૈયાર કરેલી છે. અને તેમાં આ અનેનાસના ખરા રસનું સત્વાંશ હોય છે.

# અજ્ઞેય મીમાંસક મહાત્મા હર્બર્ટ સ્પેન્સરનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

( ગતાંકથી સમાપ્ત ).

( લેખકઃ—રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એ; બી. એસ. સી. )

"વેસ્ટમીનીસ્ટર રીવ્યુ" ના માલીક અને ઉપતંત્રી જોડેના સંબંધથી તે પત્રમાં હવે સ્પેન્સરે લેખો લખવા માંડયા. તેમાંથી કંઇક સારી કમાણી મળવાથી તથા બીજા વિચારોથી આખરે ઇ. સ. ૧૮૫૩ માં "ઇકોનોમીસ્ટ" ની નોકરી છોડી. ત્યાર પછી લગભગ દોઢ વર્ષની માંદગી ભોગવી, ઇ. સ. ૧૮૫૫ માં "માનસ શાસ્ત્રના સિદ્ધાંતો" ( Principles of Pscychology ) નામનું પુસ્તક બહાર પાડયું. આ પુસ્તકને એની પાછળી યોજના સાથે જોડી દીધું છે. આમાં માનવ મસ્તિષ્કના સર્વ પ્રશ્નો ઉત્ક્રાંતિ વાદના ધોરણે તપાસવામાં આવેલા છે. તે વખતનો વિચાર પ્રવાહ જોતાં આ પુસ્તકને માનવ મસ્તિષ્ક શોધવા શાસ્ત્રમાં નવો યુગ પ્રવર્તાવનારું કહી શકાય. આ કાર્ય અને બીજા નિબંધ લખવામાં એ ઇ. સ. ૧૮૬૦ સુધી રોકાયલો હતો. ઘણો શ્રમ લેવાથી અરાઢ મહીનાની સખ્ત માંદગી ભોગવવી પડી હતી. અને કેટલોક વખત તો બીલકુલ લખી શકાયું નહોતું. થોડા ઘણા સાજા થયા પછી પાછી મહેનત શરૂ કરી હતી. તેથી એ માંદગીનાં પરિણામ અનિદ્રા, મંદાગ્નિ અને ઉદાસી વાયુ આખી જીંદગી એને વળગી રહ્યાં હતાં.

## સીન્થેટીક ફીલોસોફીની ગ્રંથાવલીની યોજના.

ઇ. સ. ૧૮૬૦ ના વર્ષ સુધી આપણે સ્પેન્સરની પાછળ પાછળ ઉતાવળે ચાલતાં આવી પહોંચ્યા છીએ. આ વર્ષ એના જીવનમાં અને અર્વાચીન વિચારના ઇતિહાસમાં નોંધ કરવા યોગ્ય છે. કારણ આ વર્ષે એણે એના તત્વદર્શન—" સંયોગીકરણ દર્શન પરિપાટી ( system of synthetic philosophy ) ની યોજનાનો ખરડો બહાર પાડયો, અને તેમાં બતાવ્યું કે કયે કયે વખતે કયા કયા વિષયો ઉપર જુદાજુદા ગ્રંથો બહાર પાડવામાં આવશે. આ યોજનામાં માનવ જ્ઞાનને મર્યાદિત બતાવવામાં આવ્યું છે, અને તેને લીધે અમર્યાદિત પરમ તત્વનો તેનાથી વિચાર થઇ શકતોજ નહીં હોવાથી, તે તત્વને અજ્ઞેય સિદ્ધ કર્યું છે. એટલે તે વિષે વિચાર કરવો વ્યર્થ જાણી તેની ચર્ચા ન કરતાં, જ્ઞેય જગતના પ્રશ્નોનેજ હાથમાં લઇ, શાસ્ત્રો, નીતિ, અને સમાજ શાસ્ત્ર વિષેજ મુખ્યત્વે કરીને આ યોજનામાં વિવેચન કર્યું છે. આ કાર્ય એટલું બધું મોટું હતું કે સ્પેન્સરની ગણત્રી પ્રમાણે દરરોજના ત્રણ કલાક પ્રમાણે કામ કરતાં વીસ વર્ષમાં પુરું થાય!

એ વખતની તબીયત અને બીજા સંજોગો જોતાં ખરેખર આ એક સાહસજ હતું. એની પાસે કંઇ પૈસાનું સારું સાધન ન હતું, એના કાકા તરફથી થોડા ઘણા પૈસા મળ્યા હતા તે તો ઉપલાં બે પુસ્તક છપાવવાના ખર્ચમાં અને મંદવાડમાં વપરાઈ ગયા હતા; તે પુસ્તકોમાંથી પણ ઝાઝી કમાણી થપ નહોતી. વળી માસિકોના લેખમાંથી પણ મહેનત અને વખત જોતાં સારો બદલો મળતો નહોતો તેમજ એની યોજનાના પુસ્તકોનો વાંચક વર્ગ પણ થોડો હોવાથી

તેનાથી એ ભવિષ્યની કમાણીની આશા રાખી શકાય એમ ન હતું. વળી, એ કાર્ય એક જીંદગીમાં એકલા હાથે પૂરૂં થશે કે કેમ એની પણ એના હિતૈષીઓને શંકા હતી. આટલું છતાં સ્પેન્સરે ઝંપલાવ્યું, અને જ્યારે ૩૬ વર્ષે (૧૮૬૦ થી ૧૮૯૬) એ યોજનાના છેલ્લો ગ્રંથ લખાઇ રહ્યો ત્યારે બીજા બદલા કરતાં માત્ર કાર્ય પૂરૂં થઇ રહેવાથીજ સ્પેન્સરને ઘણો સંતોષ મળ્યો. આવું મોટું કાર્ય અનેક પ્રતિકુળ સાધનો હોવા છતાં શા માટે આરંભ્યું હશે અને તે પૂરૂં પણ કેમ કરીને થયું હશે તે વિષે સ્પેન્સરને પોતાનેજ આશ્ચર્ય લાગેલું. વચ્ચે તો પૈસાની એટલી બધી તંગી થઇ હતી કે અધવચ કાર્ય પડતું મૂકી દેવાશે કે શું એવો ભય થયલો. તે વખતે **જોન સ્ટુઅર્ટ મીલે** મદદ આપવા કહેલું પણ તે એના સ્વતંત્ર આત્માને રૂચેલું નહીં એટલે ના પાડેલી. એજ વખતે એના અમેરિકન ભક્તોએ ફંડ કરી એના ઉપર મોકલી આપેલું પણ તેને ઉપયોગ "વર્ણનાત્મક સમાજ શાસ્ત્ર" (Descriptive Sociology) માં કરવાનો હોવાથી, તે ફંડને અનામતજ રાખી મૂકેલું. વળી વચ્ચે વચ્ચે એના પુસ્તકો ઉપર થતી ટીકાનો જવાબ આપવામાં પણ વારંવાર રોકાવું પડેલું, અને એક વખત એની તબીયત એટલી બધી બગડી ગઇ હતી કે લખવાને માટે એક માણસ રાખવો પડેલો અને તેને પણ, એકાદ બે પેરેગ્રાફથી વધારે લખાવી શકાતું નહીં. આટલાં વિઘ્નો હોવા છતાં કાર્ય પાર પાડેલું જોઇને **विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति** નું સ્મરણ થયા સિવાય રહેતું નથી, અને હર્બર્ટ સ્પેન્સરને **ઉત્તમજનો**ની કક્ષામાં મૂકયા સિવાય રહેવાતું નથી. એના તત્વદર્શન સિદ્ધાંતો જોડે ભલે મળતાં નહીં થઇ શકાય પણ એનું પુરૂષાર્થ જોઇ ધન્યવાદ આપ્યા સિવાય કોઇનો છુટકો નથી. શાંત હીમત, ખંત, અને મહાન્ આદર્શની પાછળ સર્વસ્વઅર્પણના મોટા સ્મારક સ્તંભ તરીકે ભવિષ્યમાં સ્પેન્સરનું સંયોગીકરણ દર્શન અચળ રહેશે એમાં શંકા નથી. તથા નૈતિક પ્રયત્નમાં વિજય પ્રાપ્ત કરનારા વિરલ મહાપુરૂષો પૈકી પણ સ્પેન્સરનું સ્થાન, કીર્તિ અને સ્મૃતિ યાવચ્ચન્દ્ર દિવાકરો અખંડ અને ઉજ્જવલ રહેશે.

અત્યાર પછીનું સ્પેન્સરનું જીવન ઉક્ત યોજનાની પૂરતી અર્થે એક પછી એક ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવેલાં કાર્યમાંજ સમાપ્ત થાય છે. (સિવાય કે ઇ. સ. ૧૮૮૨ માં અમેરિકાની મુલાકાત લીધી). પ્રાથમિક સિદ્ધાંતો" (First principles) ઇ. સ. ૧૮૬૦ માં બહાર પાડયા પછી તે છેક ઇ. સ. ૧૮૯૬ માં "સમાજ શાસ્ત્ર" (sociology) નો ગ્રંથ પુરો કરવા સુધી એકાદ બે અપવાદ સિવાય છત્રીસ વર્ષ દરમ્યાન બીજી કંઇ પ્રવૃત્તિ નહોતી (હોઈ શકે પણ નહીં). ઇ. સ. ૧૮૮૯ માં લંડનથી બ્રાઇટન ઘર ઉપાડયું. અને ત્યાંજ મરણ સુધી રહ્યો. દરીયા કીનારે એક નાની ટેકરી ઉપર ઘર ખરીદ્યું હતું તેમાંજ એની ઇચ્છા પ્રમાણે ઇ. સ. ૧૯૦૩ ના ડીસેમ્બરની સાતમી તારીખે આ સાધુ પુરૂષે ધારેલું કાર્ય પૂરૂં પાડી શાંત અને સ્વસ્થ ચિત્તે આ દુનીયાનો ત્યાગ કર્યો. એના શરીરનો એની ઇચ્છા પ્રમાણે ભૂમિદાહ ન કરતાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો.

## સ્પેન્સરનું ખાનગી જીવન.

હર્બર્ટ સ્પેન્સર સ્વાભાવે ઘણોજ સાદો અને માયાળુ હતો. એનું હૃદય આરપાર જોઇ શકાય એવું બીલકુલ પારદર્શક હતું. જન્મથીજ તદ્દન સ્વતંત્ર વિચાર અને યોજક બુદ્ધિનો હતો તથા દરેક પ્રકારની ચાલતી આવેલી સત્તા અને માન્યતાનો બુદ્ધિપૂર્વક અનાદર કરતો હતો.

એણે ઘણાં* પુસ્તકો લખ્યાં છે; પણ કોઇ રીતે એ પુસ્તકનો કીડો ન હતો, અર્થાત્ પુસ્તકમાંથીજ મળી આવેલા અભિપ્રાય ઉપર કદી મુદાર બાંધતો ન હતો. સર્વ શાસ્ત્રીય વિષયોમાં બહોળી માહીતિ હોવા છતાં તેમાં વધારો કરવાને હરેક ક્ષણે એ તત્પર રહેતો હતો. એની આગળ થઇ ગયલા બીજા તત્ત્વવેત્તાઓ અને હરકોઇ માનનીય ગ્રંથકારના વિચારથી જુદો પડવામાં એ બીલકુલ ડરતો નહતો. આવી માનસિક વૃત્તિને લીધે નૈતિક વલણ પણ એવાજ પ્રકારની બંધાઇ ગઇ હતી. એટલે સત્યનું ગ્રહણ અને પ્રચાર કરવામાં ગમે તેટલો વિરોધ હોવા છતાં તદ્દન નિડરપણે ધસ્યો જતો હતો. લાભાલાભનો અનાદર કરી આપદ્ધર્મનો કદિ સ્વીકાર કરતો નહી. જે માર્ગ સત્યગામી લાગતો તેના પરિણામનો વિચાર કર્યા વગર અને લોકમતનો ડર રાખ્યા વગર તેનો સાગ્રહ અવલંબી થવામાં બીલકુલ અચકાતો નહીં.

એમાં માનસિક સ્વાતંત્ર્યની માફક માનસિક ચાંચલ્ય પણ તેટલુંજ વિલક્ષણ હતું. જોકે એ ચાંચલ્ય સંયોગીકરણદર્શના ગ્રંથોના પ્રત્યેક પૃષ્ટ ઉપર દૃષ્ટિગોચર થાય છે, પણ તેને કોરે મૂકતાં બીજી દિશામાં પણ તે નજરે પડ્યા સિવાય રહેતું નથી. અર્થાત્ ખાસ અભ્યાસના વિષય સિવાય બીજી બાબતોમાં પણ એની ઉત્તમ નૈસર્ગિક શક્તિ ( originality ) અને યોજક બુધ્ધિ જ્યાં ત્યાં દ્રષ્ટિએ પડે છે. છેક બાળપણમાંજ ભૂમિતિના પ્રશ્નના સ્વતંત્ર ઉત્તર ખોળી કાઢ્યા હતા, તથા પાછળથી રેલ્વેની નોકરી દરમ્યાન કરેલી વેગ માપક યંત્રની શોધ તો આગળ આપણે જોઇ ગયા છીએ. એ સિવાય વિવિધ યંત્ર શોધવામાં ઘણી ચતુરાઇ દેખાડી છે, જેવાં કે, વિમાનની યોજના, સંગીતની ટાંકણી, દરદીનું બીછાનું વિગેરે આ બાબત એની મહાન્ મંડનાત્મક બુધ્ધિ ( Constructive intelligence ) ની સાક્ષી પૂરે છે. એ બુધ્ધિનું મોટામાં મોટું ફળ સંયોગીકરણ દર્શન છે.

જે માણસો એને નહીં ઓળખતાં હોય તેને એ મળતાવડા સ્વભાવનો હોય એવું લાગતું નહીં. પણ સહવાસમાં આવ્યા પછીજ એના હૃદયની વિશાળતાની ખરેખરી ખૂબી માલમ પડી શકતી. અલબત એની સાથે લાંબો વખત નીભાવવું સાધારણ માણસોને તો કઠણજ પડે એમાં કંઇ નવાઇ જેવું નથી. કારણ એને સામા માણસને ખોટું લાગે છે કે નહીં તેની દરકાર કર્યા વગર સખ્ત ટીકા કરવાની ટેવ પડી ગયલી હતી. વળી સામાન્ય વિવેક મર્યાદા ( etiquette ) માટે પણ એને હલકોજ અભિપ્રાય હતો. વળી એનો ભાવનામય સ્વભાવ પ્રત્યેક ક્ષણે તીવ્ર બુદ્ધિની સત્તા તળે દબાયલોજ રહેતો હતો. તેથી જાતેજ ઉપાડી લીધેલાં મહાન્ કાર્યની પૂરતીને અર્થે આપવા પડેલા અનેક ભોગો પૈકી આખું જીવન બ્રહ્મચારીનુંજ ગાળવું પડેલું જેથી એની માતાના મૃત્યુ પછી કોઇ નજીકનું સ્ત્રી સંબંધી ન હોવાથી, એના પાછળના જીવનની મીઠાસ બહુ ઓછી થઇ ગઇ હતી. આખરે સ્પેન્સર મનુષ્યજ હતો. કંઇ ફેરસ્તો નહીં હતો, કે સર્વાંશે સંપૂર્ણ હોઇ શકે. છતાં એના બીજા ગુણો જોતાં એના સ્વભાવની કડવાસ ક્ષમ્યજ ગણાશે. અત્યંત પ્રમાણિકપણું, શુદ્ધ નિર્મળ હૃદય, અને સત્યની અનન્ય ભક્તિ વિગેરે જોતાં એક ઉપલો કડવા સ્વભાવનો દોષ બીજા ઉમદા ગુણની ઢગલીમાં દબાઇ જાય છે. એની નૈતિક મીમાંસાના મુખ્ય સૂત્ર " ન્યાય " ની ઉપરજ એનો આચાર સ્થાપલો હતો અને તે ન્યાયમાંથી કદિએ ડગતો નહીં. જે ન્યાયે અન્ય વ્યક્તિની ખોડ કાઢી વખોડી કાઢતો તેજ ન્યાય જાતને લાગુ પાડ-

* એકલાં સંયોગીકરણ દર્શનના દશ ગ્રંથોનાં મોટાં મોટાં ૬૦૦૦ પૃષ્ઠો થવા જાયછે.

વામાં પણ ડરતો નહી. કહેવું કંઇ અને કરવું કંઇ એવું સ્પેન્સરમાં હતુંજ નહીં. અને તો चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता જ હતી, અર્થાત્ મન, વાણી અને કર્મમાં એણે એક રૂપતાજ રાખી હતી, એટલે એનું ચરિત ખરેખર સાધુજનના જેવુંજ હતું. એથી એને **અજ્ઞેયમીમાંસક** કહેવા કરતાં જો કોઇ **ઉત્તમ સાધુ પુરૂષ** કહે તો તેમાં કંઇ ઓછું માન નથી.

## આનંદાનંદાનંદાઅનંદ !!!

એક ઝવેરીએ મારા ઉપર તેના દાગીના સંબંધી વિશ્વાસઘાત કરવાનો ખોટો આરોપ મુકયો. તે સત્ય પણ હોય તોએ શું ? મારા કર્મથી મારાં ભૂખે મરતાં કુટુંબની આંતરડી કેટલી બધી ઠરી ? તે ઝવેરીને તેનું કેટલું બધું પુણ્ય લાગ્યું ? પરંતુ તેનામાં દયા કે ધર્મનો છાંટો હોય તો પાપ પુણ્ય સમજેને ! તેથી મને તેણે ધમકી આપી કે મારી ચીજ પાછી લાવ નહીં તો તને ખબર પડશે. મેં કહ્યું કે હાલ મારી પાસે કંઇ નથી તેથી ' પ્રોમીસરી નોટ ' લખી આપું છું. તેણે નહીં માન્યું અને વિશ્વાસઘાતનો આરોપ મેલી મારી ઉપર વોરંટ કઢાવ્યું. મને તેની ગંધ આવવાથી વખતસર મારી ખોલીનું ભાડું ઉતારી નાંખ્યું અને ભુગોલમાં તેમજ ઇતિહાસમાં અપ્રસિધ્ધ સ્થલનો આશ્રય લઇ ત્યાં આશ્રય કીધો. શહેરમાં હું કોટ પાટલુન નેકટાઈ કોલર તથા બુટ મોજાં, એવો અપ ટુ ડેટ સૂટ પહેરતો. દાઢી મુછ મુંડાવતો અને કપાલ પર બાલની વેલ ઉગવા દેતો, જેમાં હમેશ સુગંધી તેલનું સાંજ સવાર પાણી છાંટતો, તેથી તે લ્હેરથી ઉગી નીકળી હતી. નવે સ્થળે જતાં દાઢી તેમજ મુછ પર અસ્ત્રાનો નિષેધ કીધો, અને માથાંના બાલ પર તેની બદલી કીધી. કોટને બદલે કેસનો ડગલો, પાટલુનને બદલે ધોતીયું, ને બુટને બદલે ચંપલ એમ વેશ ફેરવી નાંખ્યો. ભલભલાને મને પારખી કાઢવો આથી દુર્લભ થઇ પડયું. મારી સ્ત્રી પણ વારંવાર મને કોઇ બીજોજ ધારતી, અને સાદ પડતો ત્યારેજ શાંત પડતી. હું પોતે મને કેટલી વખત ભૂલી જતો. બુઢ્ઢાઓ બાર વરસની બાળકીને નજદીકના ભવિષ્યમાં જોડાવવાનો પ—૭ હજારનો ખર્ચ કરીને વાડીમાં વીમો ઉતરાવી આવે છે. તે બાવાઓ જ્યારે કલપથી સફેદ કાળા કરે, ત્યારે હું બાળક નાનો જાણે ધરડીને પરણ્યો હોઉં તેમ મારા કાળાને સફેદ કરવા લાગ્યો. કપાળમાં ત્રિપુંડ, હાથમાં માળા, પગમાં પાદુકા અને હૃદયમાં વોરંટ હું ધારણ કરવા લાગ્યો. સાધુ બની નદીના તટપર હું કથા કરવા લાગ્યો. તેમાં કીમતી કહેવાતા પથરાના પ્રેમના પાશમાં સપડાયલા ઝવેરીઓ ઉપર હું ખાસ દયા આણતો.

* * * * * *

મારે ત્યાં વોરંટ લઇ પોલીસ આવે છે એમ ખબર પડતાં વેંતજ, ઘેરથી પાડોશીના ઘરમાં, પાડોશીના ઘરમાંથી મહોલ્લાના ખાંચામાં, ત્યાંથી ગલી કુંચીને રસ્તે રેલ્વે પર આવ્યો, ને ત્યાંથી જે ગયો તે છજ મહીને બહારવિહાર પતાવ્યા પછી આવ્યો. પાડોશી પૂછે, શેઠ, આપ કયાં સહેલ કરવા ઉતરી પડયા હતા ?

જવાબ—કયાં શું ? વૈરાગ્યનો ઉભરો ચઢી આવ્યો, સંસારનો મોહ દૂર થયો, દુન્યા માયા દેખાઈ, બ્રહ્મને દેખાણે થઇ થઇ ગયું, તેથી સૃષ્ટિ લીલાની જાળમાં વધુ ન ફસાવું સારૂં ધારી ઘરબારનો ત્યાગ કર્યો હતો.

સવાલ—પણ કાંઇ ઓચીંતાજ બહુ ઉતાવળથી આરોપી લીધું?

જ—આંખ પરથી પડલ ખસતાં પળ પણ લાગતી નથી. ખસે છે ત્યારે મંદિરના તેરા પેઠે એકાએક એકદમ.

સ—વારૂ, આપ ત્યારે પાછા કેમ ફર્યાં?

જ—માયાએ મને પાછો ઘેરી લીધો, ત્યાગ કવખતનો જણાયો.

સ—વારૂ, આપ કયાં ગયા હતા?

જ— પહાડની ગુફામાં

સ—કયા પહાડની ગુફામાં?

જ—એટલી બધી ભુગોળ હું ભણ્યો નથી.

સ—વારૂ, કઇ દિશા તરફ એ પહાડ આવ્યો હશે તે તો ખબર હશેજ. તે પરથી તેના નામનું અનુમાન થઇ શકશે.

જ—મારી પાસે હોકાયંત્ર નહોતું કે તમને દિશા કહી શકું. તમે એક ૧ આપશો તો પાછા કોઇ વખત ત્યાં જવાનું થશે ત્યારે લેતો જઇશ અને દિશા આવીશ ત્યારે કહીશ.

સ—કેટલે દહાડે પહોંચ્યા?

જ—સાંથે પંચાંગ કે કેલેંડર નહોતો લઇ ગયો કે કહી શકું.

સ—એ તો તે વગર પણ કહી શકાય.

જ—લોકો કેલેંડર અને પંચાંગ વસાવે છે તે બેવકુફજ છે એમ પણ ત્યારે કહો તો શી હરકત છે?

સ—પણ આશરે ટપકેજ કેટલા દહાડા થયલા તેજ હું તમને પુછું છું.

જ—તેમાં તો વખતે ભૂલ આવે. તો હું જુઠું બોલવાના પાપમાં પડું. માટે આશરે ટપકે કે ઉપર ટપકે બોલવાના મેં શપથ લીધા છે. જુઠું બોલવા શીવાય હું ગમે તે કરીશ, પણ, તેની તો છાયામાં પણ નહીં જઇશ.

સ—તમે જે પહાડ તરફ ગયલા ત્યાં દેશી રાજ હતું કે બ્રીટીશ કે પરદેશી?

જ—ત્રણમાંથી એકેનું નહીં.

સ—ત્યારે કોનું રાજ્ય હશે?

જ—ત્યાં વસે તેનું.

પડોશીએ વિશેષ નિવેદન કર્યું કે તમે ગયા તે દરમીયાન અહીં તમારૂં માન ઘણું વધી ગયલું. મોટા મોટા સરકારી અમલદારો, તેમાં કેટલાક તો ગોરા તમને મળવા આવતા. તમારે ત્યાં આંટા ખાતા અને જોડા ફાડતા. એક દહાડો તો પોલીસનો સુપરીન્ટેંડંટ જાતે તમને મળવા આવેલો અને તમે કયાં હશો તેની બહુજ પૂછપરછ કરી. મેં કહ્યું કે લાચાર છું કે તમે શેઠ મને તમારૂં ઠરનામું આપી ગયા નથી. કોને ત્યાં પરોણા તરીકે ઉતર્યા છો, કઇ શેરીમાં તમે રહેવા ગયા છો કયે માળે રહેતા હતા તે કહ્યું ન કર્યું હતે તો ચાલતે માત્ર ગામનું નામ આપ્યું હતે તો સાહેબ તમને મળવા આવતે એટલી બધી તમારી એમને ગરજ પડી હતી એમ તે મને કહેતો હતો. પણ હું શું કરૂં નાસીપાસ થઇને તે ચાલ્યો ગયો. હવે જાઓ તો ઠેકાણું આપતા જાઓ તો સારૂં.

જ—હવે ૦ : ૨ સારે વખત હશે તો તમારી સલાહ અનામત નહીં રાખી જઉં.

સ—તમે તે પહાડની ગુફામાં શું કર્યા કરતા હતા.

જ—આ દેહે કરેલાં કર્મનો ક્ષય, અને મુક્તિના ઉપાય.

સ—મુક્તિ મળી ?

જ—જેવી જોઇતી હતી તેવી મળી.

પડોશીએ જોયું કે આ ભાઇ કાંઇ કબુલ કરે એવા કાચા નથી માટે આટલેથી તૃપ્ત થઈ વાળુ કરવા ચાલ્યા ગયા.

* * * * * *

છોકરી વિષે એક અમેરીકન છોકરાએ નીચે પ્રમાણે રસીલો નિબંધ લખ્યો હતો:—
" છોકરીઓ છોકરાઓની બ્હેનો થાય ! તેમને લાંબાલાંબા વાળ હોય છે. તેઓ પોશાકની શોખીન હોય છે. પાઉડર ચોળે છે અને કેટલીકવાર સીગારેટ પીએ છે. દુન્યામાં થયલી પહેલી છોકરીનું નામ ઇવ પાડ્યું હતું. પણ તેનું કારણ મને સમજ પડીજ નથી. ઘણુંખરૂં દરેક કુટુંબમાં એક એક છોકરી હોય છે, અને જે કુટુંબનું નસીબ સડેલું હોય છે તેમાં બે ત્રણ પણ હોય છે ! અમારા ઘરમાં ત્રણ છોકરી છે. તે મારી બ્હેનો થાય. છોકરીઓ મોટીઓ થાય તે પાછી નાની પણ થઇ જાય, દાખલા તરીકે, મારી મોટી બ્હેન છેલ્લાં ત્રણ વરસ થયાં પચીસજ વરસની રહી છે, અને કોઇક દહાડો હમે બન્ને સહજન્મી ( ટવીન ) થઇ જવાનો સંભવ છે. છોકરીઓ પીયાનો વગાડે છે અને એક બીજાની વાતો કરે છે. જાડી છોકરીઓ પાતળી થવા ચહાય છે, અને પાતળી છોકરીઓ જાડી થવા ચહાય છે ! ! અને પરણવા બધી ચહાય છે ! ઇશ્વરે છોકરીઓ શું કામ પેદા કરી તે કોઇ જાણતું નથી. પણ હું ધારૂં છે કે, તેમને ફેરવી જવાને અને આઇસક્રીમ ખાવાને પેદા કરી હશે. છોકરી ત્રણ જાતની હોય છે:—૧ કાળી ( અમેરીકન હબશી ) ૨ ગોરી તથા ૩ પૈસાવાળી. છોકરીઓ જીવજંતુ અને ઉંદરોથી બહુ બીહે છે, અને તેથી તેમની પીઠ પર તે મુકતાં બહુ રંગ ઉડે છે ! " આ છોકરો ભોળો હશે કે મશ્કરો હશે તે કોણ જાણે ! એટલું તો નક્કી છે કે મોટા મોટા લેખકો પણ આવો રસીલો નિબંધ તો નહીંજ લખી શકયા હતે !

---

# સત્યજીત્.

( એક નવીન કલ્પિત વાર્તા. )

( ડીસેંબરના અંકથી અનુસંધાન )

## પ્રકરણ ૪.

( લખનાર—પ્રવાસી. )

જેવી દરબારમાં તોફાન થયાની ખબર પડી કે રાણી સુમતીએ પોતાના માણસોને બોલાવ્યાં, અને કુસુમ-ભુવન જે રાજ-કુટુંબને રહેવાને માટે વપરાતું હતું તેની ચોકી કરવાને કહ્યું.

આ માણસોને દેખીતી રીતે આ વખતે પોતાની જીંદગી જોખમમાં નાંખવાની હતી. તે છતાં તેઓએ રાણીનો હુકમ માન્યો અને ખુલ્લાં હથીઆર સહીત તેઓ કુસુમ-પુરની આસપાસ ફરી વળ્યા.

થોડીવારમાં ધીરોદ દરબારના હાલહવાલ જોઇ પોતાની માતાનું રક્ષણ કરવા દોડી આવ્યો. ઝરૂખામાંથી સુમતિએ પોતાના પુત્ર ધીરોદને જોયો અને તેથી એને મળવા નીચે ઉતરી આવી.

" માતાજી ! સત્યજીતભાઇ અહીં આવ્યા છે ?" ધીરોદે સુમતિને નમન કરતાં કરતાં પૂછ્યું.

" અહીં તો કોઇ નથી આવ્યા. " સુમતિએ જવાબ આપ્યો.

" ત્યારે સત્યજીતભાઇ ક્યાં ગયા ! હથીઆર લેવા મંડપમાંથી અમે સાથે બહાર ગયા, પણ પછીથી એ ક્યાં ગયા તેની મને ખબર નથી. " ધીરોદે ખેદયુક્ત સ્વરે કહ્યું.

એટલામાં શોભના કેટલાંક માણસો સહિત આવી પહોંચી. એણે આ વાત સાંભળી પણ સત્યજીત સંબંધી કંઈ બોલી નહિ.

" પિતાજી દરબારના તોફાનમાંથી બચ્યા છે " શોભના વાત બદલી બોલવા લાગી " અને કુસુમપુરના લશ્કરની તૈયારી કરવામાં રોકાયા છે. થોડા વખતમાં લશ્કર સહિત આ જગ્યાએ આવી પહોંચશે. "

આ રીતે શોભનાને બોલતી જોઇને સુમતિ છળી ઉઠી. ઉપલાં વચનોનો ભાવાર્થ સ્પષ્ટ ન સમજાવાથી એણે આવેશમાં આવી જઇને પૂછ્યું કે " રાજાજી ક્યાં છે ! "

" રાજાજીની મને ખબર નથી પરંતુ પિતાજી હાલજ અહીં આવશે અને તેઓ એ બાબત વધારે બાતમી આપશે. "

સુમતિની આવી દુઃખદ સ્થિતિએ એના મનપર ઘણી અસર કરી. સુદાસીઓના અચાનક હુમલાપર એને ઘણો તિરસ્કાર ઉપજ્યો. તેઓને કચરી નાંખવાને શહેરમાં લશ્કરનાં ફાંફાં જોઈ એને ત્રાસ છુટ્યો. પણ કરે શું? હાથ પગ અને મોંઢાના પગલા મારવાથી કંઈ લાભ નહોતો. આવે વખતે સુમતિને દીલાસો આપવાનું નિરર્થક હતું. એટલામાં પ્રધાન નિશ્ચેદીનજીને આવતા જોઇ ઉત્સાહી થઇ ધીરોદ એને આવકાર આપવા ઉઠ્યો.

નિશ્ચેદીન એક ભલોભોળો, ડાહ્યો અને સારાસારનો વિચાર કરવાની શક્તિ વાળો પ્રધાન હતો. એના વડવાઓએ પહેલાં કુસુમપુરના મંત્રીનું પદ ભોગવ્યું હતું અને હાલ નિશ્ચેદીન કુસુમપુરના રાજાનો વિશ્વાસુ મંત્રી હતો. કંઇ પણ કામ કરવું હોય તો રાજા અને પ્રધાન સાથે વિચાર કરી કામ કરતા. ચંદ્રસેન નિશ્ચેદીનને હમેશાં માન આપતો અને એના વિચારો ધ્યાનપૂર્વક સાંભળતો. મધ્ય રાત્રે પણ કોઇ કામ આવે તો પ્રધાનની સલાહ વગર એને હાથ કરવાનું થતું નહિ. કોઇ પણ માણસ નિશ્ચેદીન વિરૂદ્ધ ફરીયાદ લાવે તો એને એ સાંભળતો નહિ કારણ કે રાજાને ખાતરી હતી કે નિશ્ચેદીન કદી અઘટિત કામ કરેજ નહિ. નિશ્ચેદિનને દુષ્કર્મ સાથે જન્મથીજ વેર હતું અને જે પ્રમાણે એના વડીલો પહેલા ચાલતા હતા તેજ પ્રમાણે ચાલવાનો એનો નિશ્ચય હતો.

નિશ્ચેદીનને એક શોભના નામની પુત્રી હતી અને એને બીજા એક પુત્રની મરણ

ઉછેરી હતી. જો કે શોભનાને એણે લાડમાં મ્હોટી કરી હતી તે છતાં દરેક જાતની સ્ત્રી જાતિને યોગ્ય કેળવણી આપવા એ ચુકયો નહોતો. આથી શોભનામાં યથાર્થ શોભા આવી વસી હતી.

પ્રધાન જો કે પ્રતાપી પુરૂષ હતો તે છતાં એનો પ્રતાપ દરબારના પ્રસંગથી કંઇક મંદ થઇ ગયો હતો. દરબારમાં જ્યારે એણે પગ મૂકયો ત્યારે એને ખ્યાલ પણ નહોતો કે કુસુમપુર આ રીતે છિન્ન ભિન્ન થઇ જશે. શું કરવું તે પહેલાં એને સૂઝયું નહિ; પણ થોડો વખત શાંત વિચાર કરી જે કંઇ બચી રહ્યું સહ્યું હોય તે બચાવવા કેટલુંક લશ્કર એકઠું કરી કુસુમ-ભુવન તરફ ચાલી આવ્યો.

" પ્રધાનજી ! દરબારમાં રાજાજીના મરણ થયાની વાત શું ખરી છે ? " કીશોરે નિલોહિતનો સત્કાર કરતાં પૂછયું.

" હા, ભાઇ, " નિલોહિત બોલવા લાગ્યો " એવી દુઃખદ ખબર કચવિતેજ બોલી પડે છે, પણ એને માટે અત્યંત શોક કરી કર્તવ્યમાંથી ચૂકવું સલાહકારક નથી. આ લૂટારૂઓ નિર્દયની જાતના કહેવાય છે તે અહીં પણ આપણને સુખે જંપવા દેશે નહિ. આથી કરીને કુસુમ-ભુવનનું રક્ષણ લાંબો વખત થઇ શકે એવા પગલાં તત્કાળ લેવા હું ઇચ્છું છું. એ અરસામાં હિંદુસ્તાનમાં રાજ્ય કર્તા અંગ્રેજોને આપણા કુસુમપુરને આ આપત્તિમાંથી બચાવવા એક વિનંતિ પત્ર મોકલવા હું માગું છું; કારણકે કુસુમપુરનું નિર્બળ લશ્કર કુસુમપુરને બચાવી શકે એમ નથી. ચંદ્રસેનના સ્વર્ગવાસ થયાની ખબરથી ઘણું લશ્કરીઓ બાબરા બની ગયા છે. એમાંના કેટલાક ઉંદર અનુકરણીઓ હરિતા નદી તરી નાસી ગયા છે. એમાંના કેટલાક રાજ્ય-ભકત પુરૂષો મારી પાછળ આવે છે. પણ તેઓ કુસુમ-ભુવનનું સારી રીતે રક્ષણ કરી શકે એટલાજ પૂરતા છે. કીશોર ! તું આ મ્હારા વિચારને અનુમતિ આપે છે ? "

જો આ સિવાય બીજો રસ્તોજ નહિ હોય તો એમ કરવા મને કંઇ વાંધો નથી; પણ અરે ! સત્યજીત્ ક્યાં ગયા તેની કોઇને ખબર નથી ? શું તમે કંઇ એ સબંધી સાંભળ્યું છે ? " કીશોરે કરગરતે સ્વરે પૂછયું.

મ્હને રસ્તેજ ખબર મળી છે કે સત્યજીત્ ભાઇના પત્તો મળતો નથી. એ ભાઇને કંઇ જુદીજ ધૂન લાગી હશે. કીશોર ! ત્હારે એ સંબંધી કંઇ ચિંતા કરવા જરૂર નથી. સત્યજીત પોતાનું રક્ષણ કરવા સમર્થ છે."

આ રીતે વાત થયા પછી કીશોર અને નિલોહીત જૂદા પડયા. કર્પૂક જે એક વિશ્વાસુ નોકર ગણાતો હતો ત્હેની સાથે કુસુમપુરને લૂટારૂઓના હાથમાંથી છોડવવા અંગ્રેજો પર એક નમ્ર સદેશો નિલોહીતે મોકલ્યો. જ્યાં સુધી આ સદેશાનો જવાબ ફરી ન વળે ત્યાં સુધી કુસુમભુવનમાં રાજકુટુંબનું રક્ષણ કરવા પ્રધાને ગોઠવણો કરવા માંડી. થોડા વખતમાં અનેક મનુષ્યોની કુસુમ ભુવનમાં ભરતિ થવા લાગી. કોઇપણ રીતે રાજકુટુંબનું રક્ષણ કરવું એ તેઓનો ઉદ્દેશ હતો.

વધારાનાં બારીબારણાંઓ બંધ કરી દેવામાં આવ્યાં, મ્હેલમાં પ્રવેશ કરવાને માટે એકજ દ્વાર ઉઘાડું રાખવામાં આવ્યું અને ત્યાં પણ સખ્ત ચોકી રાખવામાં આવી. મ્હેલમાં ખોરાકની તંગી તો પડે એમ હતુંજ નહિ. અર્ધાં મનુષ્યો કુસુમ-ભુવનની રાતના ચોકી કરે અને અર્ધાં મનુષ્યો દીવસની અખંડ ચોકી કરે એમ નક્કી થયું.

" કીશોર ત્હારે હમેશાં નદીની બાજુ સાચવવી કારણ કે આપણે બહારથી એ લોકોને મારી હટાવીએ ત્યારે વખતે તેઓ નદીની બાજુથી આવીને આપણા પર હુમલો કરે!" નિરોહીતે કહ્યું.

" એ લુટારૂઓ પર સીધું વેર લેવા મ્હારો વિચાર છે; માટે હું અગાડી રહીશ તો ઠીક પડશે. નદી પરની બાજુ બીજું કોઇ સાચવશે. " કીશોરે વેર વાળવાની મનસાથી કહ્યું.

" હા, એજ ઠીક છે. કીશોરને અગાડીની બાજુએજ રહેવા દેવો જોઇએ. " સુમનિએ કીશોરને ટેકો આપ્યો.

" એ તો ઠીક નહિ. જેટલી આગળની બાજુ સાચવવી જરૂરની છે તેટલીજ પાછલી બાજુ-પરથી ભય આવતો અટકાવવાની જરૂર છે. શત્રુઓ નીચ જાતના છે અને એવી લુચ્ચાઇથી તેઓ ઘણુંખરૂં હુમલો કરે છે. જુઓની, દરબારમાં પણ તેઓએ પાછળથીજ હીમત બતાવી. " નિરોહીતે પોતાનો વિચાર જણાવ્યો.

" પણ કીશોરભાઇને પાછલી બાજુ પર શું કામ રહેવું જોઇએ ? એ હાલ અનુભવ વગરના છે માટે એમને તો ફક્ત રક્ષણ કેમ થાય છે તેજ જોવું જોઇએ. એ તો હુંજ કેટલાક માણસો સાથે નદીની બાજુએ રહીશ. " શોભના જે મુગી મુગી સાંભળતી હતી તેણે કીશોરની જગ્યા લેવા આગ્રહ કર્યો.

" વાહ ! શોભના બ્હેન ! તમે પણ ઠીક અમારૂં મુખ કાળું કરવાનો માર્ગ દર્શાવો છો! સ્ત્રીથી પુરૂષનું કામ થઇ શકતું નથી અને પુરૂષથી સ્ત્રીનું કામ થઇ શકતું નથી; માટે તમારો ઉત્સાહ અસ્થાને છે. જો પ્રધાનજીની એવી ઇચ્છા છે તો એ અગાડી રહેશે અને હું પાછળ રહીશ. " કીશોરે ઉત્તર આપ્યું.

આ રીતે કુસુમ-ભુવનનું રક્ષણ કરવા યોગ્ય સર્વ ગોઠવણ સંપૂર્ણ થઇ ગઇ. દરેક માણસ પોતપોતાનું કામ ખંતથી કરતો હતો. નિરોહીત કર્ણુક શું જવાબ લાવે છે તેની રાહ જોતો દિવસો પસાર કરતો હતો. એમને એમ કેટલાક દિવસો થઇ ગયા. નહિ કર્ણુક પાછો આવ્યો અને નહિ કાંઇ અંગ્રેજ સરકાર તરફથી સંદેશો આવ્યો.

એક દીવસ સાંજના વખતે નિરોહિત અને કીશોર મહેલની અગાશી પર ચડ્યા. ઝાંખું અજવાળું ચોમેર પથરાઇ ગયું હતું. દિશાઓ ખાલી ખાલી હતી. કોઇ કોઇ તારો દેખાતો હતો. બહુ ધ્યાનથી જોતાં હિંદુઓએ કુસુમ-ભુવનની આગળ પાછળ ઘેરો ઘાલ્યો હોય એવું લાગતું હતું. તેઓનો હેતુ લડાઇ કરવાનો હોય એમ જણાતું નહોતું. લુટારૂઓ આસપાસ ફરી વળ્યા હોય એમ જણાતું. એક બાજુ ઘોડાઓ ખોંખારા કરતા હતા. બીજી બાજુ કેટલીક સ્ત્રીઓ માટલીમાં કંઇ ઉકાળતી હોય એમ દીસતું હતું. નદીને સામે કીનારે પણ કેટલાક માણસો હથીયાર સહીત અહીં તહીં ફરતા હતા. આ રીતનું હિંદુઓનું વર્તન જોઇ નિરોહીત ચિંતાતુર થયો. ક્યાં સુધી આમને આમ ચાલશે તે એ વિચારી શક્યો નહિ.

બીજે દીવસે કુસુમ-ભુવનના મુખ્ય દરવાજા આગળ કુસુમપુરનો રહેવાસી હોય એવો દેખાતો એક માણસ આવ્યો. મહેલમાં દાખલ થવાના કેટલા દરવાજા છે, કેટલા માણસો મહેલની ચોકી કરે છે તેની ખબર કરતો હોય એમ તેના વર્તન ઉપરથી જણાતું હતું. બહારથી રક્ષણ કરનારા સીપાઇઓને તરત વ્હેમ પડ્યો અને તેથી તે માણસને પકડી મુખ્ય દીવાનખાનામાં જ્યાં નિરોહીત હમેશ પોતાનું કામ કરતો હતો ત્યાં લઇ આવ્યા.

જો કે આ માણસે કુસુમપુરના રહેવાસી જેવો વેષ પહેર્યો હતો તે છતાં નિલોહીતે પોતાની તીવ્ર દૃષ્ટિથી એને નિહુ તરીકે ઓળખી કાઢ્યો. એ જુદા વેષમાં જાસુસ તરીકે આવ્યો હતો એમ નક્કી થયું. કીશોરની સંમતિ લઇ પ્રધાને હુકમ કીધો કે આ માણસને છેક બહારના દરવાજા આગળ લઇ જવો અને એને ઉભો રાખી દરવાજા સાથે લોહાની સાંકળથી બાંધવો, એવી રીતે કે જેથી કુસુમ-ભુવન તરફ એની નજર ન રહે.

સીપાઇઓ પ્રધાનનો હુકમ માથે ચઢાવીને નવીન માણસને બહાર લઇ ગયા. તેઓએ ક્રોધના આવેશમાં પહેલાં તો ખૂબ એને ઠોકયો અને દરવાજા આગળ બહાર નજર રહે એવી રીતે ઉભોને ઉભો લોહાની સાંકળથી કસકસીને બાંધી દીધો. આ વખતે તે માણસના શરીર પર લોહી તરી આવ્યું અને આખે શરીરે એને પરસેવો છૂટી ગયો.

ઉપલા કેદીને બપોરના બાર વાગે એક વાર ખાવાનું મળતું હતું. કેદીની ભૂખ અસાધારણ હતી અને આ રીતે એક વારના મળતા ખોરાકથી એ ધીરે ધીરે સુકાવા લાગ્યો. એનો ચહેરો મૂળે તો કાળો હતો અને ભૂખ અને સૂર્યના તાપથી વધારે કાળો થઇ ગયો. આથી જ્યારે અંધકાર થતો ત્યારે એ અંધકારમાં સૌથી પહેલો ભળી જતો.

કેટલાક નિહુઓ વિવિધ વેષમાં કુસુમ-ભુવન નજદીક આવતા હતા; પણ બહાર ઉભેલા કેદીની સ્થિતિ જોઇ મૂગા મૂગા ચાલ્યા જતા હતા; પોતાના જાતભાઇની આ દશા જોઇ તેઓ ગુસ્સામાં આવી ગયા અને ત્હેને છોડવવા મ્હોટી સંખ્યામાં વારંવાર ધસી આવતા. કુસુમ-ભુવનના રક્ષકો આ ધસારાઓ પાછા હઠાવી કાઢતા હતા પણ તેમ કરવામાં ઘણી જીંદગીઓનો ભોગ તેઓને ખમવો પડતો હતો.

એક દિવસ રાતના નિલોહીતને એવી ખબર મળી કે નિહુઓ બીજે દીવસે સામટો ધસારો લાવવા માંગે છે. આખી રાત ન્હાના મ્હોટા અવાજો ચારે તરફ થતા સંભળાતા હતા. દરેક ઠેકાણે મ્હોટી મશાલો બળતી દેખાતી હતી. નિલોહીત અને કિશોરે પણ જરૂરી વ્યવસ્થાઓ કરવા પોતાના માણસોને તાકીદ કરી દીધી. અને ગમે તે રીતે નિહુઓને મારી હઠાવવા ઠરાવ કર્યો. આખી રાત એક જાતની તૈયારીઓ કરવામાં વીતી ગઇ. સવારના પહોરમાં મહેલમાં થતી દોડધામથી આખો મહેલ ગાજી રહ્યો. કોઇ નવરૂં જણાતું નહોતું. આજે રાજ-કુટુંબ અને પ્રજા-વર્ગમાં કંઇ ભેદ ન હતો.

આજે બહારનો કેદી કોઇ આવ્યો નહિ. બપોરનો વખત થયો અને કંઇ ખાવાનું નહિં મળવાથી લુટારાનો રાક્ષસી જઠરાગ્નિ અંદરથી પ્રકટ થયો અને એનો આંતર ભાગને બાળવા લાગ્યો. બહારથી સૂર્ય એને અકળાવવા લાગ્યો. અંદરના અને બહારના તાપથી કુસુમ-ભુવનનો કેદી કરમાવા લાગ્યો. એનું ડોકું ઢળી ગયું. એના પગો અક્કડ થઇ જવા લાગ્યા અને સાંકળમાં માત્ર ટંગાઇ રહ્યો.

એટલામાં દૂરથી ધૂળ ઉડતી દેખાઇ. લુટારૂઓ ચારે તરફથી એક સરખા કુસુમ-ભુવન તરફ ધસી આવતા જણાતા હતા. જંગલી કોલાહલ મચાવ્યો. એક વખતનું નિવૃત્તિપરાયણ કુસુમપુર આ કોલાહલથી જંગલ કરતાં પણ બેદતર બન્યું. કાનને ફાડી નાંખે એવા હણહણાટથી જાણે પ્રલય-કાળ આવ્યો હોયની એમ કુસુમપુર ગાજી રહ્યું. દિશાઓએ સામો પડઘો દીધો અને તેથી

આ કોલાહલ બમણો વધ્યો. કોઇ કોઇનું બોલવું સાંભળી શકતા નહોતા. આંખ મીંચાય તેના કરતાં ઓછા વખતમાં નિહુઓ નીલ-પર્વતના ભમરો, કુસુમ-ભુવન આગળ આવી પહોંચ્યા. બહારના કેદીને તેઓએ છોડી દીધા પણ એની સ્થિતિ વિષે કોઇએ વિચાર નહિ કર્યો. જેવો તેઓએ અને છોડયો કે એ નીચે પડયો પણ કોઇનું લક્ષ એના પર રહ્યું નહિ. નિહુઓ અંદર પ્રવેશવાને અધીરા થઇ ગયા હતા. આથી કેદી જે જમીન ભેગો પડયો હતો તેના પર પગ મૂકીને તેઓ ચાલવા લાગ્યા. સ્હેજ જીવ રહ્યો હતો તે આ પ્રમાણે પૂરો થયો. કેદીના શરીરની માટી પૃથ્વીની માટી સાથે મળી ગઇ.

એટલામાં હુરિતા નદીમાં એક નિહુએ રાજ-કુંવર કીશોરને પડતાં જોયો. જેવો કીશોર નદીમાં પડયો કે તરત તેની સાથે બીજો ધબાકો થયો.

નિહુઓ કુસુમ-ભુવનમાં દાખલ થયા. તેઓએ કોઇ કુસુમપુર વાસીને અંદર જોયો નહિ. બહારના ઓરડાઓ તદ્દન ખાલી હતા. છેક અંદરના ભાગમાં જવાની કોઇની હીંમત ચાલી નહિ. આ રીતે લુટારૂઓ ખાલી મ્હેલમાં ખાલી હાથ ઘસતા રહ્યા અને શું કરવું તેની મુંઝવણમાં પડ્યા.

એક દોઢડાહ્યાએ વિચાર જણાવ્યો કે તેઓ કોઇ અંદરના ઓરડામાં સંતાઇ રહ્યા હશે! માટે આપણે મ્હેલને આગ લગાડવી; જેથી કરીને આગના તાપથી જે છુપાં રહ્યાં હશે તેઓ બહાર આપણા રક્ષણ નીચે દોડી આવશે.

મુખ્ય નિહુઓએ હા ભણી, અને અગ્નિદેવને આખા રાજ-મહેલનો ભોગ અપાયો. ધીરે ધીરે વચલો માળ તુટયો અને તેથી ત્રીજો માળ એક બાજુએ ઢળી ગયો. લુટારૂઓ ખસી ગયા અને રાણી વિગેરે હમણાં બહાર આવશે એની રાહ જોતા ઉભા.

અગ્નિએ પોતાનું કામ આગળ વધાર્યું. પોતાની જ્વાળાથી એ આખા મ્હેલને પંપાળવા લાગ્યો અને ઝબ્બાની માફક આસપાસ વીંટાઇ વળ્યો.

એક કલાકમાં કુસુમ-ભુવન જે રમણીવતાને રહેવાનું અપૂર્વ સ્થાન હતું તે આજે અડધાં બળેલાં લાકડાં, કોલસા અને રાખના ઢગલામાં ફેરવાઇ ગયું. બહાર તો કોઇ આવતું જણાયું નહિ. અગ્નિનો તાપજ લુટારૂઓની આશાઓને બાળતો બહાર આવ્યો અને તેઓ તો મોંઢું વિકારી જોતા જ ઉભા રહ્યા!

(અપૂર્ણ.)

---

## કેટલાક ચાલુ બનાવો પર ટુંકી ટિકા.

કાળ કાળનું કામ કરે છે—એક વખત એવો હતો કે જ્યારે ચીનાને ચોટલી તેના માથા કરતાં વધારે વહાલી હતી. ૩૦૦ વર્ષ ઉપર તેજ ચોટલી ચીનાઇ કેદીની નિશાણી હતી. મંચુર્યાના રાજાએ, ચીન ઈ. સ. ૧૬૧૨ માં જીત્યું. તે પછી તેઓએ પોતાના દેશની ચોટલી રાખવાનો રીવાજ ચીનાઓમાં ફરજ્યાત દાખલ કર્યો. તે રાજદ્વારી શરણનું ચિન્હ હતું. તે ઇતિહાસ ભૂલી જતાં તેઓ ચોટલીને પ્રતિષ્ઠા તથા અમલદારની નિશાણી સમજવા લાગ્યા. વળી પા-

છુ બળવાનુ તોફાન જાગતાં, પૂર્વના ઇતિહાસનું જ્ઞાન થતાં, તથા મંચુ રાજ્ય કર્તાઓના પરાભવ થતાં તેઓએ ચોટલી કાઢી-કાપી નાંખવા માંડી છે. હવે ચીનમાં કેંટન વગેરેની કોલેજોના વિદ્યાર્થીઓ મઠના સાધુઓ જેવા બોડા થઇ ગયા છે ! હીંદુસ્તાનમાં પણ અગાડી માથું જતું પણ ચોટલી ન જવા દેતા. આનું તો વાસ્તવિક કારણ હતું. તેને ધર્મનાં ચિન્હ તરીકે તેઓ માન આપતા. શિખા આર્યત્વની પતાકા હતી. પરંતુ જ્યારથી જોર જુલમથી ચોટલી કપાવી નાખવાનું બંધ પડી ગયું છે ત્યારથી તેનું માન ઉતરતાં હવે એટલું ઉતરી ગયું છે કે કે તેની ત્રણ તાંતણા પર વાત આવી ગઇ છે, અને ઘણાક તો તે ઉગવાજ દેતા નથી ! આ સમય સમયનીજ બલિહારી છે. જે ગમે તેવો ઉપદેશ, ગમે તેવો બલાત્કાર નથી કરતા તે પ્રસંગ આવે સરલતાથી અનાયાસે થઇ જાય છે તેનું ચીનીઓની લાંબી તેમજ હીંદુઓની ટુંકી ચોટલીઓ એક આબાદ ઉદાહરણ છે.

**જુગાર પર કર !**—જેપાનની સરકાર વ્યભિચારાલયોની કમાઇ સરકારી ત્રીજોરીમાં સ્વીકારે છે, તેથી સુધરેલી દુન્યામાં તેને વિષે હલકું ગણાય છે. સાંપ્રત સુધરેલી સરકારોનો એવો મહાનિયમ છે કે વ્યભિચારાત્મક અનીતિનો અટકાવ થઇ શકે એમ નથી તેથી તે તરફ આંખ મીંચામણા કરવાં, ને છે નહીં એમ વર્તવું; અને તેને સરકારી રક્ષણ હેઠળ ન મુકવું. તેની પાસેથી દંડ તરીકે ખાસ કર લેવાથી એક રીતે તે અનીતિને ઉત્તેજન મળે છે, ને વધુ કર મેળવવા માટે સરકાર ઉત્તેજન આપવા લલચાય છે. આથી કર લેવામાં આવતો નથી. ફ્રાન્સની સરકારે તે નિયમથી વેગળા જઇને, જેપાનનું કાંઇક અનુકરણ કરીને ફ્રાન્સના પ્રખ્યાત નાચખાના, તથા જુગારખાનાં જે "કેસીનો" નામે ઓળખાય છે તે પર કર નાખવાનો ઠરાવ કર્યો છે. સારાં કામપર કર ભરવો પડે તો નઠારાં પર ઉલટો વધુ પડવો જોઇએ તેને બદલે તે બચી જાય તે સારાને ઘોર અન્યાય તો છે. પરંતુ નીતિના રક્ષણ સારૂજ, સુધરેલી સરકારો તે અન્યાય, અનીતિથી ઠીક એમ ધારીને કર નાંખતી નથી. ફ્રાન્સને તે મહાનિયમની ખામી જણાવાથી કર નાંખ્યો છે. તેનો હેતુ ઉત્તમ છે. તેની આવક તેણે જાહેર કામોમાં ખર્ચવા ઠરાવ કર્યો છે. ગયે વરસે તેને આ કરથી ફક્ત ત્રણ મોટાં શહેરોમાં એક કરોડ વીસ લાખ રૂપીયાની આવક થઇ હતી ! (રૂટર, પેરીસનો તાર, જાનેવારી તા. ૧ લી). ત્યારે જુગાર તો કેટલા અબ્જોનો રમાતો હશે ? દુન્યાના સૌથી સુધરેલા ગણાતા દેશની આ સ્થિતિ છે તો જગતમાં હજી અંધકાર કેટલો વ્યાપ્ત છે અને સેતાનને હરવા ફરવાનું કેટલું મોટું મેદાન છે તેનો વિચાર કરતાં કંપારી છુટે છે!

**પત્થર પીગળયા !**—દુન્યાની સૌથી જૂના વિચારની, અને સૌથી જૂની જીવતી જાત તે યાહુદીઓની છે ! સુન્નતની પ્રખ્યાત ક્રિયાના યોજક તેઓજ ગણાય છે. તેઓ કદાપિ નવું શીખતા નથી ને જુનું ભૂલતા નથી એમ કહેવાય છે. છતાં વખત સાથે તેમને પણ વહેવું પડે છે. ઇંગ્લંડમાં સેંકડો વર્ષ થયાં રહેવા છતાં તેમને દેશાભિમાન જેવું બહુજ થોડું હતું. ઘણા તો અંગ્રેજી ભાષા પણ જાણવાની દરકાર કરતા નહીં. યુરોપનો સૌથી ધનાઢ્ય લૉર્ડ રોથ્સચાઇલ્ડ આજ પંથનો છે. પરંતુ શ્રીમંત વર્ગ તો ખ્રીસ્તીઓ સાથે ભેળવવાની તરફેણમાં છે. તેથીજ જ્યારે ઇંગ્લંડના વડા યાહુદી ધર્મના દેહાંત થયો અને નવાની નિમણુક કરવા લૉર્ડ રોથ્સચાઇલ્ડના પ્રધાન પદ હેઠળ ગઇ તા. ૧૫ મી જાનેવારીએ લંડનમાં પ્રેટલ્ફીટનનાં યા-

હુદી પ્રતિનિધિઓની સભા મળી ત્યારે પ્રધાને, ધર્મગુરૂ કેવો હોવો જોઇએ તે વર્ણવતાં જણાવ્યું હતું કે " તેને અગ્રેજી કોમોનો અનુભવ હોવો જોઇએ, તે અગ્રેજમાં ભાષણ કરવા સમર્થ હોવો જોઇએ, ( હવે હીબ્રુથી શું વળ્યું,?) અને તે અગ્રેજાભિમાની હોવો જોઇએ. ( હજી સુધી તેઓ પોતાના મૂળ વતન જ્યુસલામના અભિમાની હતા ). તે એવો હોવો જોઇએ કે પોતાના અનુયાયીઓને શહેનશાહતના વફાદાર નાગરિક બનાવે " ( ટુંકરના તરનો સાર ). અત્યાર સુધી યાહુદી ધર્મગુરૂઓ તેવા નહીં હોય ત્યારેજ લૉર્ડ રોથ્સચાઇલ્ડને આ પ્રમાણે ભાષણ કરવાની જરૂર પડી હશે એ સ્પષ્ટ છે. દેશ પ્રમાણે વેશ કરવાની, વખત પ્રમાણે વર્તવાની, દેશકાલને અનુકૂલ થવાથીજ ઉન્નતિના શિખર પર ટકી રહી શકાય છે એમ યાહુદીઓને પણ સ્વીકારવું પડ્યું છે, તો આપણે હીંદુઓએ તો બહુ વધારે શીઘ્રતાથી સ્વીકારવું જોઇએ છે ! "

' ગુજરાતી ' અને બેકન—ગુજરાતી પત્રે બેકનની નીતિ, વિદ્વત્તા ઇત્યાદિ ગુણોની હદ પારની પ્રશંસા, આ પત્રની બેકન સંબંધી ટિકાઓ ખોટી પાડવાના હેતુથી કશા પણ આધાર કે પ્રમાણ વગર કરી હતી. ગતાંકમાં હમે તે પત્રની ટિકા કેટલી ગેરવાજબી હતી તે એક સ્વતંત્ર લેખથી દર્શાવી આપ્યું છે. તે લેખ પ્રેસમાં ગયા પછી થરે દહાડે બેકન સંબંધી હમારા કથનને સર્વાંશે પુષ્ટિ કરે એવો એક લેખ સ્થાનિક " ટાઇમ્સ ઓફ ઇંડિયા " દૈનિક પત્રના ગઇ તા. ૭ મી જાનેવારીના અંકમાં એચ. સી. આર. ના પ્રથમાક્ષરથી પ્રગટ થયો છે. તેનો છેલ્લો ભાગ ' ગુજરાતી'માં હમારા વિષે લખનાર સજ્જનને વાંચવા હમારી ખાસ ભલામણ છે. એ નીચે પ્રમાણે છે:—

A few words about Bacon. In certain circles it is mysteriously hinted that he was no ordinary mortal. This may be the case, but if so, *his character and achievements are sadly disappointing.* It may well be that in the Essex affair he was acting under complusion. But that does not explain other unpleasant incidents. He persistently supported, with all the weight of his enormous legal knowledge, the tyrannous encroachments of the Crown. He tortured the old Puritan Peacham to extract evidence, when even Coke ( not a scrupulous man ), doubted the legality of his action. *He flattered, in a fulsome and unworthy fashion, that silly pedant James I.*, for whom in his heart, he felt unlimited contempt. When impeached, he whined and grovelled for mercy in a manner incredible in a contemporary of Raleigh and Drake. *He reveals himself in his own essays*, a profound, cynical, *time-serving pedant.* A true product of the Renaissance, he displays the utter indifference to means, when an end is to be achieved, which is characteristic of Machiavelli and his contemporaries. A glance at the admirable picture of Bacon in the National Portrait Gallery reveals the man at once. The great brow, the finely chiselled features, are entirely dominated by the weak and cruel mouth. In science, his knowledge was encyclopedic, but *his achievements singularly limited.* It is hard to believe that an 'avatar' ( as I believe the followers of Mrs. Besant name him), would offer the world nothing better than his *clumsy*

*and unworkable method of scientific analysis. Bacon discovered nothing. He also regards the discoveries of others with contempt.* He ridicules the Copernican theory; he passes over Gabriel Harvey's discovery of the circulation of the blood, with silent scorn. He thinks that the heart of an ape, worn near the heart, will promote courage, and that a bloodstone checks bleeding at the nose. In short, he stands between the old world and the new, at the parting of the ways. *With all his professions of utility and progress, he failed to make the world richer by a single* useful *invention.*

(આમાં ઇટેલીકસ હમારા છે: તરજુમાની ખાસ જરૂર નથી, કારણ કે ગુજરાતી ભાષાજ જાણનારા હમારા વાચકોને વિશેષ રસ પડે કે ખાસ નવીન કે વિશેષ લાગે એવું એમાં કશું નથી.

---

## પ્રસિદ્ધ માસિકોના કેટલાક ઉત્તમ લેખોનો સાર.

**યજ્ઞથી વર્ષા લાવવાની વિદ્યા**—ના વિષય ઉપરના ગયા પોષના **વૈદિક મેગેઝીન** (હરિદ્વાર.) માં, હરિદ્વાર ગુરૂકુલના પ્રો. બાલકૃષ્ણ એમ. એ. કહે છે કે. વેદને વર્તમાન વિમાનો પણ નવાઇ નથી. **त्रयः स्कम्भासः स्कभितास आरंभ त्रिर्नक्तं याथस्त्रिर्वश्विना दिवा** વેદ મંત્રથી ઇશ્વર બોધ કરે છે કે " વિમાનમાં ત્રણ સ્થંભો બીજા સ્થંભો પર આધાર રાખે એવા હોવા જોઇએ. અને રથના ચક્રની આરો પૈંડ મધ્યમાં સમસ્ત યંત્ર હોવું જોઇએ. તત્વવેત્તાઓએ મુખાર્થે વરાળ અથવા વીજળીના ઉપયોગ કરીને વિમાનની રચના કરવી જોઇએ. તે એવાં રચવાં કે **જેથી ૩ દિવસ ને ૩ રાતમાં આખો ગ્રહ ઓળંગી શકાય."** વેદમાં તત્વવિદ્યાનાં સૂક્ષ્મ સિદ્ધાંતો છે તે બતાવ્યા પછી લેખક કહે છે કે યજુર્વેદમાં " યજ્ઞથી મારૂં હળ ફલિત થાય, યજ્ઞથી મારી શક્તિ, આનંદ, દુધ, મારી ખેતી, સંતાન ઇ. વૃદ્ધિ ગત થાઓ " એ અર્થની પ્રાર્થનાઓ છે. યજ્ઞને વળી વેદમાં વહાણ સાથે સરખાવ્યો છે. એક મહાત્મા પણ કહે છે કે, **अन्नाद्भवन्ति भूतानि** — अन्नाद्जायते मनुष्याः। यज्ञात् पर्जन्याः. અર્થાત્ અન્નથી મનુષ્ય અને યજ્ઞથી વર્ષા ઉત્પન્ન થાય છે. વર્ષા યજ્ઞથી થાય છે તેનાં શાસ્ત્રો ઉપરાંત ઐતિહાસિક પ્રમાણો છે. હજી પણ વર્ષા નથી આવતો ત્યારે બ્રાહ્મણો યજ્ઞો કરે છે. છેલ્લી વર્ષાઋતુમાં વર્ષા મોડી, હરિદ્વાર દીલ્હી, જહાંગ, લાહોર, મુંબઇ વગેરે શહેરોમાં અગ્નિહોત્ર કરવામાં આવ્યા હતા, અને એ સ્થળોએ વર્ષા પડયો પણ હતો. પ્રાચીન આર્યો વિમાનવિદ્યાના જ્ઞાની હતા તે સિદ્ધ છે. તેથી વાયુશાસ્ત્રના પણ તેઓ વિદ્વાન હોવાજ જોઇએ. અને તેથી વર્ષાનો આધાર વાયુ પર હોવાથી વર્ષા અંતર્ધાનના કારણથી પણ તેઓ અજ્ઞાન નહીંજ હોય. રામાયણ—મહાભારતથી જણાય છે કે આર્યો યુદ્ધમાં આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કરતા. અને તેથી નાશ થતો અટકાવવા, તેના પ્રતિહાર તરીકે તેઓ અગ્નિના વિપરૂપ, જલનો વર્ષા લાવવા, વારૂણાસ્ત્રનો પણ ઉપયોગ કરતા. રામાયણના બાલકાંડના ૨૯ મા અધ્યાયથી જણાય છે કે ૩ જાતનાં વારૂણાસ્ત્રો હતાં. દ્રોણપર્વ, તથા ઉદ્યોગપર્વ (૧૮૧-૧૧. થી ૧૩.) નાં વચનોથી જણાય છે કે યજ્ઞથી

ગર્જના થઇ તોફાન, તથા વર્ષા થતી. ઉદ્યોગપર્વમાં કહે છે કે ' પરશુરામ પર મેં વાયવ્યાસ્ત્રોનો પ્રહાર કર્યો પણ ગુહ્યકાઅથી તેણે તેનો પ્રતિહાર કર્યો. પછી મેં મંત્રો સહિત આગ્નેય ફેંક્યું. પરંતુ રામે વારુણ સામું માર્યું.' પ્રખ્યાત અમેરીકન પ્રોફેસર જેને અમેરીકાનો હર્બર્ટ-સ્પેન્સર કહેવાય છે તેનાં ' હાર્મોનીયસ મેન ' નામક પુસ્તકમાં તે વિદ્વાને એવો મત આપ્યો છે કે વીજળી દ્વારા વર્ષા પર ભવિષ્યનો મનુષ્ય અંકુશ મેળવશે. તેજ ઉનાળી લેખક કહે છે કે, મારી થીયરીનાં કારણ આ પ્રમાણે છે. ઠંડી હવા કરતાં ગરમ હવા વધુ વરાળનું ધારણ કરી શકે છે. મોટા યજ્ઞથી આપણે અમુક સ્થલની આસપાસની હવા અસાધારણ ગરમ બનાવીએ છીએ. આ ગરમ હવા ઉંચે જાય છે તેમ તે ઠંડી પડતી જાય છે. જુદા ઉષ્ણ પરિમાણની વરાળ સાથે તે આકાશમાં અથડાતાં, તેની વરાળો કુદરતી રીતે વાદળા તરીકે નીચે આવે છે. શહેર કે જંગલો બળતાં વરસાદ નથી પડતો તેનું કારણ એ જ છે કે હવા ગરમ થવા છતાં તે ઉંચે જતાં વીખરાઇ જાય છે. યજ્ઞમાં સુગંધી આદિ દ્રવ્યો નાંખવાનું પ્રયોજન એ હોવું સંભવિત છે કે તેથી વર્ષાનાં બિંદુ શીઘ્ર બંધાય છે. હવા ફેલાવાથી ઠંડી પડે છે ત્યારે બીનાસ હવામાં ઉડતાં ધુળ વગેરે પરમાણુઓને બાઝે છે. મારા મત પ્રમાણે હવનથી એવાં રજ તથા પરમાણુઓ અંતરિક્ષમાં આપણે દાખલ કરીએ છીએ. એ રજકણો બિનાસમાં તત્વોનાં મધ્યબિંદુઓ થઇ પડે છે. વળી એ રજકણો શોધક તથા પોષક છે. છેલ્લાં વાક્યોમાં ' થીયરી'નો સાર છે. લેખ અપૂર્ણ છે.

**આપણી સાર્વજનિક ભાષા કઇ સ્વીકારવી !**—એ વિષે " વૈદિક મેગેઝીન " ( હરિદ્વાર ) પોતાના અંકમાં ડૉ. ગોકલચંદ એમ. એ. બેરીસ્ટર-એટ-લૉ વિવેચન કરતાં કહે છે કે, અંગ્રેજી ભાષા રાષ્ટ્રિય કરવી અશક્ય છે. કોઇ પણ મહાપ્રતાપે પરદેશી ભાષા રાષ્ટ્રિય કરી જાણવામાં નથી. રોમન રાજ્ય ઇંગ્લંડમાં ૪૦૦ ઉપર વર્ષ રહ્યું. અને અગીસ્તા, પોપ ગ્રેગરી, વગેરેના રોમન ભાષા લેટીનને ઇંગ્લંડની ભાષા બનાવવાના પ્રયત્ન નિષ્ફળ નિવડ્યા હતા. વળી અંગ્રેજી હાલમાં ૨૦૦ વર્ષના આપણા અભ્યાસ છતાં છેલ્લી સેન્સસ પ્રમાણે ૩૦ કરોડમાંથી ફક્ત ૧૧ા લાખ હીંદવાસીઓ જાણે છે, તેમાં તો માત્ર અંગ્રેજી દફ્તરમાં ઘણો નોકરી જાણનાર તથા ૨ લાખ ૭૦ હજાર હીંદમાં વસતા યુરોપીયનો પણ આવી જાય છે. સારે અંગ્રેજી તો ૧૧ા લાખ હીંદીઓનેજ આવડતું હશે, અર્થાત્ સૌએ ૦ા ટકાજ, ૪૦૦ માં ૧ જણજ અંગ્રેજી જાણનારો છે ! દર એક અંગ્રેજી જાણનાર દીઠ ૨૧૦ જણ હીંદી, ૭૦ જણ બંગાળી, ૩૦ જણ તેલિંગુ, ૨૫ જણ મરાઠી, અને ૨૩ જણ પંજાબી જાણે છે. ૯૯ા લાખ જણ ગુજરાતી બોલે છે, ને ૧,૮૨૩૭,૮૯૯ મરાઠી બોલે છે. ૪,૪૧,૨૪,૦૪૮ મરાઠી બોલે છે, અને ૯૭૪૩૧૧૨૭ હીંદી-હીંદુસ્તાની બોલે છે; અને તે સમજનારા તો ૧૪,૩૪,૧૯,૮૦૦ અર્થાત્ વસ્તીનો કુલ અર્ધો હીસ્સો છે ! હીંદુસ્તાની ભાષાની બે શાખા છે-૧. હીંદી, જેમાં સંસ્કૃત શબ્દો વિશેષ છે, તથા ૨-ઉર્દુ, જેમાં ફારસી શબ્દો વિશેષ છે. તેમાં કોને સાર્વજનિક કરવી એ પ્રશ્ન છે. હીંદુઓ, હીંદીનો અને મુસલમાનો ઉર્દુનો પક્ષ કરતા હોવાથી એ પ્રશ્ન વિકટ તથા સ્વરૂપે રાજદ્વારી થઇ પડ્યો છે. ડૉ. ગોકલચંદ કહે છે કે તેનું નિવારણ સરલ છે. હીંદુ-ઉર્દુનો ભેદ માત્ર લખવામાં છે, સામાન્ય બોલવામાં જણાતો નથી. જો બન્ને ધર્મના લેખકો બોલે તેવી લખે તો પછી બે ભાષા સર્વથા એક સરખી છે. ઉપાય એજ છે કે સંસ્કૃત તેમજ ફારસી-અરબીના ન વપરાતા શબ્દો ઉપયોગ કરીએ વાપરવા નહીં. કાશીના પ્રખ્યાત સંસ્કૃતજ્ઞ વિદ્વાન્ અને જ્યોતિષી સ્વ. મહામહોપાધ્યાય સુધાકર

દ્વિવેદીનો મત એજ હતો. મ. દ્વિવેદી પોતાના એક નવીન પુસ્તકમાં લખનારાઓ કલમ પકડતાં જાણે મદમસ્ત થઈને લખે છે તે માટે વિલાપ કરે છે. તેઓ દાખલો આપે છે કે એક પંડિત એક દહાડો મને મળવા આવ્યા. હું ઘેર ન હોવાથી એમણે માણસ સાથે પત્ર મોકલ્યો, જેમાં લખ્યું હતું કે "આપ કે સમાગમાર્થ મેં ગત દિવસ આપ કે ધામ પધારા થા. ગૃહકા કપાટ મુદ્રિત થા, આપ સે ભેટ ન હુઈ, હતાશા હોકર પરાવર્તી હુવા!" વાંચું છું એટલામાં પંડિતને જાતે આવતા જોયા. તેઓ બોલ્યા કે "કલ મેં આપસે મીલને કે લીયે આપ કે ઘર પર ગયા થા, ઘરકા દરવાજા બંધ થા, આપ સે ભેટ નહીં હુઇ, લાચાર હોકર લૌટ આયા." આ પરથી લેખક સાર કાઢે છે કે રોજની વપરાસની ભાષામાં હીંદી–ઉર્દુમાં ભેદ નથી. માટે બોલાતી ઉત્તર હીંદની ભાષા સર્વે કામો સુગમતાથી સાર્વભૌમિક ભાષા કરી શકે એમ છે.

**નાટકમાં થીઑસૉફી**—કયા કયા સાંપ્રત પાશ્ચાત્ય નાટકોમાં પુનર્જન્મ, ઇત્યાદિ થીઑસૉફીને અનુકૂલ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવામાં આવે છે તેનું નીરિક્ષણ "થીઑસૉફીસ્ટ" (જાનેવારી-મદ્રાસ) માં મી૦ એરીક હૉગસન સ્મીથ કરે છે. તે કહે છે થીઑસૉફીસ્ટ સિદ્ધાંતને પુષ્ટ કરનારાં અનેક નાટકો ડબ્લીનના એબી થીએટરમાં થયાં છે. એ નાટકની દ્રવ્ય સંબંધી સઘળી વ્યવસ્થા મીસ હૉર્નમેન કરતી હતી. નાટકો દ્વારા લોકોને બોધ આપવાનાજ હેતુથી અને નહીં કે પૈસા કમાવા, તે પરમાર્થી બાઇએ નાટકશાળા સ્થાપી હતી.

**ઇસ્લામ ધર્મમાં નીતિ**—એ વિષય ઉપરના મી. અબાસ એસ. તૈયબજી હીંદુસ્તાન રીવ્યુ (જાનેવારી-અલ્હાબાદ) માં કહે છે કે, મહમદ પેગંબરે પરધર્મીઓનો તિરસ્કાર કરવો તથા તેમની સાથે સંબંધ ન રાખવો એવી આજ્ઞા કીધીજ નથી! "પરધર્મી સાથે સંબંધ ન રાખવો" એમ કોરાનમાં કહ્યું છે ખરૂં. પરંતુ મહમદ મક્કાથી મદીના ભાગી ગયા ત્યારે મક્કામાં પોતા પાછળ રહેલા મોહોમેદનોનેજ તેમણે એ આજ્ઞા એવા હેતુથી કરી હતી કે તેઓ દુશ્મનોને, તેઓ સાથે મળે તો નહીં કહેવા જોગ બાતમી આપી દે. જેઓ તેનો અર્થ હમેશાને માટેનો કરે છે તેઓ જે મૌલવીએ સ્ત્રીને કેળવણી ન આપવાના ટેકામાં એક દલીલ રજુ કરી હતી તેના જેવા છે. તે મૌલવી તેનું એવું પ્રમાણ આપતો કે કુરાનમાં લખ્યું છે કે એક વખતે કેટલીક સ્ત્રીઓએ મહમદને પૂછ્યું કે બહેસ્ત કેમ જવાય? મહમદે કહ્યું કે "ઘંટીએ દળવાથી!" આ પરથી મૌલવી એવા સાર પર આવ્યો હતો કે સ્ત્રીને બહેસ્ત જવા સારૂ કેળવણીની નહીં પણ દળણાંની મહમદના કથન પ્રમાણે જરૂર છે. મી. તૈયબજી કહે છે કે સત્ય એ છે કે, મહમદને એ પ્રશ્ન પુછનારી સ્ત્રીઓ તો શીખી ન શકે એવી ઘરડી સ્ત્રીઓ હતી. મુસલમાન ધર્મમાં ગુલામગીરી તથા જુલમ કરવાનું લખ્યું છે એ આક્ષેપના ઉત્તરમાં લેખક કહે છે કે, લડાઇમાં કેદ પકડાયલાને થોડોજ દંડ આપેથી છોડાવી મુકવા એવું ફરમાન છે. નહીં તો તેઓ ગુલામ થતા. પણ યુરોપીયનો અમેરીકામાં જેવા ગુલામ કરતા તેવા નહીં. મહમદે પોતાના ૪૦,૦૦૦ અનુયાયીઓ સમક્ષના એક છેલ્લા ભાષણમાં કહ્યું હતું કે "ગુલામોને તમારા જેવાંજ કપડાં પહેરાવવાં તથા તમે ખાઓ તેવુંજ ખવડાવવું. જો તેઓ અક્ષમ્ય ગુન્હો કરે તો વેચી નાંખો પણ દુઃખ ના દો." ગુલામો કરવા એ જ થોડું વાંધા ભર્યું નથી, પરંતુ ખ્રીસ્તીઓને તે સામે કશું કહેવાનું નથી કારણ કે બાઈબલમાં પણ તેનું વિધાન છે!

**પેકીનની યુનીવર્સીટી**—નો ચીતાર આપતાં ઉકતજ માસિકમાં ડૉ. ચાર્લ્સ ય્વીંગ, એલ. એલ. ડી. કહે છે કે પેકીનની ઇંપીર્યલ યુનીવર્સીટીનું મકાન બહુજ સારું છે. તેના ચીનાઈ વિદ્યાર્થીઓ શરીરે બહુ નબળા છે. તેમના ચહેરા ફીક્કા, અને કમ્મર લચકેલી છે. ઘણા ભણેલા ચીનાઓ વિદ્વાનાં ચિન્હ તરીકે, સારી આંખે પણ ચસમા ઘાલે છે! ચીનાઓનું મગજ, શરીર કરતાં સારૂં છે. પણ તે રીવાજોના દાળમાં સંડાઇ ગયું છે. જર્મની, ઇંગ્લંડ, જેપાન વીગેરે દેશોના પ્રોફેસરો પોતપોતાની ભાષામાં પરદેશી વિષયો આ યુનીવર્સીટીમાં શીખવે છે. આથી દરેક વિજાતીય પ્રોફેસરની માતૃભાષા શીખવવામાં ચીના વિદ્યાર્થીઓને બહુ બોજો પડે છે. ચીનમાં વિદ્યાની વૃદ્ધિ અર્વાચીન કાલમાં થતી અટકી જવાનું કારણ તેઓ અનુભવ, અને અવલોકનનો ઉપયોગ નથી કરતા તે છે. "તાતસ્ય કૂપો" ના સિદ્ધાંતવાળા તેઓ છે. એકજ ઉદાહરણ બસ થશે. આ મહાન્ પ્રાચીન રાજ્યમાં શરીરના અંગોનું જ્ઞાન મેળવવા કદાપિ એક પણ શબ ચીરી જોવામાં આવ્યું નથી! આથીજ યુનીવર્સીટીમાં ચીનાઇ વૈદક એવું શીખવવામાં આવે છે કે માણસને નવ નાડી છે અને બે હૃદય છે! જોકેના આરામાં પાશ્ચાત્ય વૈદકમાં જુદુંજ શીખવાય છે. જો આવું તોફટ સીનાઇ વૈદક શીખવવું હોય, તો પાશ્ચાત્ય વૈદક શા સારૂં શીખવવું? એ પ્રશ્નનો એક ચીના અધિકારીએ એવો ઉત્તર આપ્યો કે "બહારથી બતાવવાને!"

**ભવિષ્યનો ધર્મ શું થશે?**—એ વિષે, અમેરીકાના સૌથી વિદ્વાન, અને પ્રતિષ્ઠામાં ત્યાંના પ્રેસીડંટ ટૅફ્ટથીજ ઉતરતા, ત્યાંની સૌથી મોટી-જૂની હાર્વર્ડ યુનીવર્સીટીના મુખ્યાધિષ્ઠાતા, ડૉ. ચાર્લ્સ ઇલીયટે હાર્વર્ડમાંની ધર્મ વિદ્યાલયમાં આપેલું ભાષણ એક સ્વતંત્ર લેખ તરીકે **મૉડર્ન રીવ્યુ** (જાનેવારી-કલકત્તા) માં આપ્યું છે. તેમાં તે કહે છે કે, ભવિષ્યના ધર્મમાં મૃત પૂર્વજો, શિક્ષકો કે રાજકર્તાઓની, કે દેવતાઓની પૂજા માટે સ્થાન રહેશે નહીં. ભવિષ્યનો ધર્મ ઉદાસીનતામાં પ્રવૃત્ત કરનારો અને સુખ ત્યાગ માત્રનો રહેશે નહીં. ભવિષ્યના ધર્મનો ઇશ્વર જડ ચેતન સર્વમાં-સર્વવ્યાપક, અને તેની વચમાં કોઇ પણ મધ્યસ્થ વિનાનો એવો મનાશે. ભવિષ્યમાં સારૂં થશે એવી ખોટી આશા આપીને હાલનાં સ્ત્રી, પુરૂષનાં દુઃખને ન માનવાની સલાહ નવો ધર્મ આપશે નહીં. દુઃખ ખમવામાં સહનશીલ માત્ર બનાવવાની હાનિ કરવા શીવાય એવી માન્યતાએ બીજું કશું કીધું નથી. દુઃખને નષ્ટ કરવું એ નવા ધર્મનો મહા સિદ્ધાંત થઇ પડશે, આ દુન્યામાં દુઃખે સારૂજ જન્મ લેવા પડે છે એ વિચાર કલોરોફોર્મ અને કોકેન આદિ બેભાન કરનારી દવાઓએ ખોટો પાડયો છે! કેટલાક પાદરીઓ, કલોરોફોર્મ ૬૦ વર્ષ ઉપર પ્રથમ સુવાવડનું દુઃખ ન લાગે તે સારૂ આપવા લાગ્યા ત્યારે ઇશ્વરની સત્તાની આડે ડૉકટરો આવતા હતા એવો વાંધો લેતા હતા. તેવા વાંધાને ભવિષ્યના ધર્મમાં સ્થાન નથી.

**ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થાનું વર્ણન**—તે મહાન્ આર્યરાજાના મંત્રી ચાણક્યકૃત હાલમાં પ્રાપ્ત થયલાં અર્થશાસ્ત્રમાંથી ઉકતજ માસિકમાં શ્રીયુત નરેન્દ્રનાથ લો એમ. એ. આપે છે. આ વખતના લેખમાં જુદા જુદા સંસ્કૃત પારિભાષિક શબ્દો ખાસ અભ્યાસ કરવા લાયક છે. અંગ્રેજી પારિભાષિક શબ્દો માટે યોગ્ય ગુજરાતી શબ્દો ન મળતા હોવાની ફરિયાદ ઘણે અંશે આ સંસ્કૃત ગ્રંથમાં વાપરેલા શબ્દોનાં જ્ઞાનથી દૂર થશે. ભાવિ ગુજરાતી કોશકારને તો તેઓના

મ્હેાેરના ચર સમાન થઇ પડશે. ચંદ્રગુપ્તના સમયમાં પણ હાલની 'સીવીલ' તથા 'ક્રીમીનલ'ને કાંઇક મળતી આવતી કોર્ટો હતી. જે ક્રમથી धर्मस्थीय તથા कंटकशोधन કહેવાતી. દરેકમાં ૩ धर्मस्था ન્યાય ચુકવવા બેસતા. ધર્મસ્થીય ન્યાયાલયમાં ૩ ધર્મસ્થ ઉપરાંત ૩ अमात्य પણ બેસતા. "કંટકશોધન" કોર્ટમાં ૩ અમાત્ય ઉપરાંત ૩ प्रदेष्टा બેસતા. અમાત્ય તે દુન્યાના અનુભવી હાલના જુરેરા જેવા તથા પ્રદેષ્ટા તે જેઓ ખરી ખબર મેળવવા ગામમાં છુપી તપાસ કરનાર હતા તે હતા. કોણુ ના પાડશે કે હાલમાં કોર્ટમાં જુઠા સાક્ષીઓ વારંવાર ફાવી જાય છે, ને વગર સાક્ષીએ ખરા કેસ હારી જવા પડે છે એવું ન્યાયનું થતું ખૂન "પ્રદેષ્ટા"ઓ હોવાથીજ અટકી શકે એમ છે? ધર્મસ્થીય કોર્ટમાં બદનક્ષી ( वाक्यपारुष्यम् ), મકાન બાંધવા સંબંધી તકરાર, ( वास्तुक ), દાયવિભાગ, કબાલા ખરા ખોટા હોવાની બાબત ( व्यवहारस्थापना ), 'પ્રોસીજર' ( विवादपदनिबंध—કેવો સુંદર અર્થદર્શક શબ્દ ) ઇત્યાદિ બાબતોનો નિર્ણય થતો. કંટકશોધન કોર્ટમાં સાધુ વેષ લઇને અપરાધીને પકડનારા ડીટેકટીવો ( सिद्धव्यंजनैर्माणवप्रकाशनम् ) શકમંદ આકસ્મિક મરણ-પોસ્ટ મોર્ટમ તપાસ ( आशु मृतक परीक्षा ) સર્કારી ખાતાઓમાં 'ડીસીપ્લીન' ( सर्वाधिकरणरक्षणम् ) ઉલટ પાલટ તપાસ ( वाक्यकर्मानुयोग ), મિશ્રિત અપરાધો ( अतिचार ) નો દંડ ઇત્યાદિ બાબતો પર લક્ષ આપતી. રાજા તથા તેના પ્રધાનોની અપીલ કોર્ટ પણ હતી.

**પુરાણોની ઉત્પત્તિ કયારે થઇ તથા તેના કર્તા કોણ?**—એ વિષે ઉકતજ માસિકમાં ૧. બી. સી. મઝુમદાર કહે છે કે મહાભારતની પુરાણવાતોની પૂર્વે સ્વતંત્ર વર્તમાન પુરાણ કો નહોતા તે સત્ય છે, કારણ કે સાંપ્રત પુરાણોની વાર્તાઓ મહાભારતની પુરાણ વાર્તાઓથી જુદેર છે. બહુ તો માત્ર વાયુ, સૂર્ય અને અગ્નિ પુરાણો ભારતની પૂર્વેનાં હશે. ભારતના વનપર્વના ૧૯૭ મા તથા ૧૮ મા પર્વના ૫-૬ ઠ્ઠા અધ્યાયમાં વર્તમાન પુરાણો વિશેજ ઇસારો છે તે સત્ય છે. પણ ભારતને ઉપલકથી જોનાર પણ કહી શકે કે એ ભાગ તો તેમાં પ્રક્ષિપ્ત-પાછળથી ઉમેરેલો છે. પુરાણોમાં આવેલી રાજાઓની વંશાવળીઓ સત્ય નથી એવા વિચારને હવે મળતા થવાય એમ નથી. સાંપ્રત પુરાણો ઘણેખરે ગુપ્ત રાજાઓના સમયમાં રચાયાં છે એવા કેટલાકના વિચારનું કારણ એ છે કે તે રાજાઓની વંશાવળીથી એ સઘળાં પુરાણો વિરમે છે; પણ મી. મઝુમદાર ધારે છે કે પુરાણકારો વંશાવળી વધુ નહીં લંબાવવાનું ખરૂં કારણ તો ઇ. સ. ની ૫ મી સદીમાં હુણ પરદેશીઓએ ગુપ્ત રાજ્ય નષ્ટભ્રષ્ટ કર્યું તે પછી દેશમાં કોઇ ચક્રવર્તી રાજાનો વંશ લખવાનો પૌરાણિકો માટે રહ્યો જ નહીં તે છે! પછી વ્યાપેલા અંધકાર કાલમાં પુરાણોમાં પ્રક્ષિપ્તના ઘણી થઇ હતી. બ્રહ્મ પુરાણ ઓરીસામાં નવું થયું હતું, અગ્નિ પુરાણમાં ગયામાં નવાં પ્રકરણું વધ્યાં હતાં, અને પદ્મ પુરાણે પુષ્કરનો પુરાણોમાં મહિમા ગાયો. (પર્વ ૧૨-૩૧૯-૨૧) સ્થાનિક તીર્થ આદિનાં માહાત્મ્ય ઉમેરવામાં આવ્યાં છે. પુરાણનો કર્તા મહાભારત પ્રમાણે રોમહર્ષણ છે. હવે વાયુ પુરાણ ( ૧-૧૬ ) માં કહ્યું છે કે

> लोमानि हर्षणं चक्रे श्रोत्रियाणां यत्सुभाषितैः ।
> कर्मणा प्रतिष्ठितेन लोकेऽस्मिन् लोमहर्षणः ॥

અર્થાત્ જે પુરૂષ ચમત્કારિક વાર્તાઓના કથનથી લોકોને રોમાંચ કરે, તેઓ "લોમહ-

—વંશ " કહેવાય છે. પુરાણો એક પછી એક કયે ક્રમે થયાં તે પુરાણોમાંજ લખ્યું છે. પુરાણના કથાકારો સૂત કહેવાય છે. હવે સૂત અને માગધ એ સાંપ્રત સ્મૃતિ પ્રમાણે ભ્રષ્ટ જાતિ છે. સૂતને વેદાધિકાર નથી એવું વાયુ પુરાણ ( ૧-૩૨ ) નું વચન છે. પરંતુ પુરાણનો કથાકાર તેવો હલકો નહોતો. અનેક પુરાણોમાં તેની કથા કહેનાર માર્કંડેય તથા નારદ જેવા મુનિઓ છે. સત્ય એ લાગે છે કે જ્યારથી બ્રાહ્મણો પુરાણ કથાથી દ્રવ્ય પ્રાપ્તિ કરવા લાગ્યા ત્યારથી તેઓ હલકા પડ્યા. બીજું કારણ એ છે કે જ્યારે શૂદ્રો મગધના રાજાઓ થયા ત્યારે તેઓ તરફથી પુરાણોનું કામ અબ્રાહ્મણ વર્ણોને સોંપવામાં આવ્યું હતું. પુરાણો બ્રાહ્મણોથી સ્વતંત્ર થવાનાં આ કારણો હતાં.

**પાશ્ચાત્ય સ્ત્રીઓને ત્યાંના પુરૂષો શું વ્યવહારમાં સમાન અધિકારી તથા સમાનસ્વતંત્ર ગણે છે ખરા?—" મોડર્નરીવ્યુ "** ( જાનેવારી–કલકત્તા )ના એક અસાધારણ લાંબા લેખમાં પંજાબનો પ્રખ્યાત લાલા હરદયાલ એમ. એ. ( જે હાલ અમેરીકામાં છે ) તેની ના પાડે છે અને કહે છે કે તેઓ ખરું જોતાં તો ગુલામડી જેવીજ છે! લેખનો સાર આ પ્રમાણે છેઃ—ઇગ્લાંડમાં જો તમો કોઈ સ્ત્રીને પુછો કે તું એશીયામાં કે યુરોપમાં જન્મી સુખી થવા માગે છે કે કેમ? તો જવાબમાં જણાવશે કે મારે સ્ત્રી રૂપે જન્મવુંજ શા દુઃખે જોઇએ? શું આ સ્થીતિ ઓછી દુઃખદાયક છે? જો કે દુનીઆમાં પુરૂષોનો પણ મોટો ભાગ વહેવારૂ રાજકીય તેમજ કેળવણીના જ્ઞાનરહિત હોવાથી અજ્ઞાનની બેડીમાં ગુલામગીરી કરે છે તોપણ તેમની સરખામણીમાં સ્ત્રીઓની દશા એકદમ અધમ છે એ નિર્વિવાદ છે. યુરોપના સુધરેલા દેશોમાં સ્ત્રીઓ ગુલામો કરતાં પણ નીચી દશા ભોગવે છે તે અનેક દ્રષ્ટાંત દલીલોથી માલુમ પડ્યા વિના નહીં રહે. આજકાલ દેશમાં આ ( હીંદ ) યુરોપીયન મીશનરીઓ વિગેરે અત્રે આવી ત્યાંની સ્ત્રીઓના અનેક પ્રકારના સુધારા તેમજ કેળવણીનાં બાંગાં આંખો મીંચી ફુંકે છે. અને બીજા દેશ એટલે અહીંઆંની અજ્ઞાન ને વહેમી સ્ત્રીઓથી યુરોપની સ્ત્રીઓની ઉત્તમતા, સ્વતંત્રતા અને ગૌરવ વધારે છે એમ કહે છે. આ એકદમ હડહડતું જુઠાણું છે! જ્યારે ફ્રાન્સની રાણી મેરી એન્ટોઇનિટને ફાંસીનો હુકમ થયો છે એમ ખબર પડી ત્યારે બર્કે કહ્યું કે—" સ્ત્રીઓ માટે પુરૂષો જે બહાદુરી ( શીવલરી ) બતાવતા હતા તે વખત ગયો! " ખરૂં પુછો તો સ્ત્રીઓ માટે કોઇ પણ કામમાં પુરૂષોએ રક્ષણતત્પરતા બતાવી છે એમ યુરોપમાં હતુંજ નહીં! એ વાત તદન સત્યથી ઉલટી છે. પુરૂષોનું માન સ્ત્રીઓએ અમુક રીતે સાચવવું તેમજ સ્ત્રીઓને પુરૂષે આ પ્રમાણે માન આપવું એવી રીતી ત્યાં કેળવણીના પ્રભાવથી પ્રચલીત છે એ વાત એકદમ પાયા વગરની છે. સ્ત્રીઓના સંબંધમાં તો પુરૂષો બધે સ્વાર્થીજ માલુમ પડે છે. યુરોપની સુધરેલી રીતી પ્રમાણે સ્ત્રીઓને ૧૫ વર્ષ પછી જીંદગી ઘણીજ દુઃખદાયી રીતીથી ગુજારવી પડે છે. આ ખાસ કોઇ અમુક સ્ત્રી ઉપર ટીકા નથી પરંતુ લગભગ યુરોપની સ્ત્રી જાતી ઉપર છે. અપવાદો તો ઘણા છે. તેની હું વાતજ નથી કરતો. યુરોપમાં છોકરીઓની પરણવાની ઉંમર થાય તે પહેલાં તેણીને ઘણોજ ખોટો ડોળડમાક શીખવો પડે છે. પ્રથમ તેને 'સોસાઇટી' ના રીવાજ પ્રમાણે નાચતાં નખરાં કરતાં આવડવાંજ જોઇએ! આ ઉપરાંત મશ્કરી, ઢોંગ વીગેરે કરતાં શીખવું જોઇએ. જ્યારે કોઇ ગ્રાહક ( લગ્નના ઉમેદવાર ) ને તે ઉપર પ્રમાણે ઢોંગ બનાવી ઠગે છે તોજ સમજવું કે તેણે બરાબર લાયકાત મેળવી છે. છોકરીની પરણવાની ઉંમર શરૂ થતાં તે પોતે કેવી રીતે પોતાને લાયક પતીની શોધ ચલાવે છે એ વિચારવા જેવું છે. ( Employment agency ) નોકરી મેળવી આપનાર, ખાનગી મેળવી આપનાર, લગ્ન કરાવી આપનાર

વિગેરે કંપનીઓમાં તે પોતાનાં નામ નોંધાવે છે. અને પોતે નાચ રંગ બોલ વિગેરેમાં ઘણીજ પ્રવીણ છે એમ હુશીઆરી ભરેલી લાયકાત જાહેર કરી યુવાનોનાં ધ્યાન જાહેર ખબર દ્વારા એંચે છે. આ ઉપરાંત બોલની અંદર નાચ કરવા જાય છે ત્યાં અનેક ગૃહસ્થોની મુલાકાત લે છે અને નવાં ઓળખાણ કરે છે. આવા પ્રયત્ન કરતાં જો ધણી ન મળે તો નશીબનો વાંક કાઢી બેસી રહે છે. લાંબી મુદ્દતથી આ સમજથી તેમની બુદ્ધિ બહેર મારી જાય છે અને પોતાની જીંદગી ઘણીજ હલકી પ્રકારે ગુજરાય છે એમ તેને સ્મરણ રહેતું નથી. સાધારણ રીતે સ્ત્રીઓને, મત આપી માન ખાટવા કરતાં માતા થવું ઘણુંજ પસંદ પડે છે. પણ લાચાર ! મેં પચીસ પચીસ વર્ષની યુવતીઓને દેવળમાં જતાં જોઇ છે અને જ્યારે તેઓ તેમની ઉમરની સ્ત્રીઓને માતા થએલી અને પતિ સાથે દેવળે આવતી જતી નીરખે છે તે વખતે તેમના મુખ ઉપર દૈવની જે ગ્લાનિ આવી જાય છે અને અંતઃકરણથી જે નિશ્વાસ મુકે છે. તેથી મને બહુજ લાગણી થઇ છે. જે દેશમાં મનુષ્યનો શીકાર ( લગ્ન રૂપી ) આવી રીતે થાય છે ત્યાં સાધારણ સ્ત્રીઓનાં શાં ગજા ? ભોગ જોગે જો સ્ત્રી કદરૂપી હોય તો તેને તો આખી જીંદગી કુમારીજ ગાળવી પડે છે, અને જ્યાં ત્યાં ભટકાં મારી જીંદગી પુરી કરવી પડે છે. જ્યાં આ પ્રમાણે સ્ત્રીઓની દુઃખદાયી સ્થીતિ છે તે દેશ ઉન્નતી પામેલો કદાપી કહી શકાય ? સોળથી પચીસ વર્ષમાં સ્ત્રીનું યૌવન પુરેપુરૂં ખીલે છે અને તે વખતે તેનું હૃદય માતા થવાને ક્યારનું ઉછાળા માર્યા કરે છે પરંતુ ધણી નહીં મળવાથી તેનું જીવન દુઃખમય થઇ રહે છે. ઇંગ્લાંડની પોસ્ટ ઓફીસમાં ઘણી ખરી જગ્યાઓ સ્ત્રીઓથીજ ભરેલી હોય છે. જ્યાં જોઇએ ત્યાં બસ સ્ત્રીઓજ. એક ગૃહસ્થ કહે છે તેટલાજ કારણથી પોસ્ટ ઓફીસને નારી જાતની કહેવી જોઇએ ! સાધારણ વર્ગની છોકરીઓ કલાકોના કલાકો સુધી મોટી શોપોમાં વેચનાર તરીકે કાંટા પેઠે અને પુતળા માફક ઉભી રહે છે કે જે છોકરીઓ નહીં તો આજ દીન સુધીમાં માતાઓ થઇ હોત અને ઘણાંજ તનદુરસ્ત છોકરાંનો જન્મ આપ્યો હોત.

ધનાઢ્ય યુરોપીઅનો જે સ્ત્રીઓને ઘણુંજ માન આપે છે તેજ લોકો પોતાની છોકરીઓ, બહેનો, ભત્રીજીઓ વિગેરેને બીજાની ગુલામગીરીમાં જાણી જોઇને સપડાવા દે છે તે ઓછું શરમ ભરેલું નથી. પોતાનું ફરજન બીજાની ગુલામગીરી કરે તેમાં હલકું નહીં સમજનાર નદન મુર્ખ સીવાય બીજો કોઇ ન હોય. પૈસા ખર્ચી ધણી લાવવો એ એક યુરોપમાં સાધારણ રીવાજ છે. પતિવિક્રય ત્યાં ધમધોકાર ચાલે છે, બીજા દેશો કરતાં યુરોપમાં પૈસા ખર્ચી ધણી ખરીદી લાવવાનો ઘણોજ વધુ રીવાજ છે. મોહક રૂપ તથા સૌંદર્ય ગમે તેટલું હોય પરંતુ પૈસા મળ્યા એટલે ભલાભલા ધણી થવા માગણીઓ કરે છે. ધનના પ્રબળથી બુઢો ડોસો પણ પંદર વર્ષની કન્યા લાવી શકે તેમજ બુઢી ડોસી પચીસ વર્ષના યુવાન સાથે પરણી શકે. લગ્ન રૂપ સટ્ટામાં બીજા બધા દેશો કરતાં ફ્રાન્સનો નંબર પહેલો છે ! ઉમરે આવ્યા પછી લાયક ધણી નહીં મળવાથી પોતાના ભરણ પોષણ માટે સ્ત્રીને ખાસ કંઇ કરવુંજ પડે છે, તે સારૂ તે વૈદકનો, દવાનો, રીપોર્ટરનો અભ્યાસ કરે છે, આથી એમ સમજવાનું નથી કે તે પોતાના જ્ઞાનની ખાતર આ કામ કરે છે. જ્યારે ગરીબ વર્ગની સ્ત્રીઓની આ સ્થીતિ છે ત્યારે સાધારણ અને ઉંચા વર્ગની સ્ત્રીઓનું ધ્યાન, સૌંદર્ય જાળવી રાખવામાં તેમજ યુવાન રહેવામાં સમાએલું છે. વળી તેમને સંતતિ વધી જાય તેનો ઘણોજ ભો રહે છે, અને તે સારૂ અનેક કૃત્રિમ ઉપાયો યોજે

છે. બનાવટી ડોળડમાટમાંજ તેથી તેમનું લક્ષ રહે છે. યુરોપમાં સ્ત્રીઓ કેળવણી પણ ઘણીજ ઓછી લે છે. વાંચતાં લખતાં, અને જરા ટાપટીપથી બોલતાં તથા અસરકારક બોલતાં આવડયું કે તેણે સારી કેળવણી લીધી છે એમ ગણાય છે. ગપ્પાં મારવામાં તેમનો નંબર ઉતરતો નથી. જો વાંચવું હોય તો ફક્ત નોવેલ શીવાય બીજું કંઇ નહી. લાઇબ્રેરીમાં પણ જો સ્ત્રીઓ મેમ્બર હોય તો તેમાં પણ વાંચવાની બુકોમાં નોવેલ શીવાય બીજું કાંઇ નહીં. આખો દીવસ ગપ્પાં મારવાં, વહેમોમાં વધારો કરવો એ તેમનો ધંધો છે. જો કે અમેરીકામાં વિજ્ઞાનની ઉન્નતિ ઘણી છે પરંતુ ત્યાં પણ જોશી બાવા તથા હાથ જોનારા તો ખરાજ. એટલે સુધી કે જેમ દર રવીવારે હજામતી ખાસ જરૂર જણાય તેમ તેવા લોકોની દર પ્રસંગે જરૂર જણાય છે.

મીશનરીઓ એવી જે હકીકત પ્રગટ કરે છે કે હમારા દેશમાં સ્ત્રીઓ ઉંચો દરજ્જો ભોગવે છે તેમને બોલતા બંધ કરી દેવા જોઇએ. જો તમે ગરીબ વર્ગની સ્ત્રીઓની વાત સાંભળો તો તમારૂં હૃદય એકદમ શાંત થઈ જશે. નાની છોકરીઓને સવારથી સાંજ હદ ઉપરાંત કામ કરવું પડે છે. માતાઓને પોતાનાં બાળક મહોલ્લાઓમાં રખડતાં મુકી મજુરી કરવા જવું પડે છે. એક યુરોપી વીદ્વાન કે જે સ્ત્રીઓને આટલું બધું માન આપે છે તે હજુ સુધી વિચાર કરી શકતો નથી કે યુનાઇટેડ સ્ટેટસમાં ફક્ત સાઠ લાખ છોકરીઓ પોતાનું યૌવન, જેમ એક ખુશબોદાર પુષ્પ જંગલમાં કરમાઈ જાય તેમ મજુરીમાં ગુમાવે છે. એટલુંજ નહી પરંતુ તેઓ આખા દીવસની મજુરીમાં અહીંના ફક્ત બેજ આના કમાય છે. આવું મહાવૈતરું યુરોપ જેવો સુધરેલો દેશ અબલા પાસે જોર જુલમથી કરાવે છે એનાથી બીજું હલકું કામ કોઇ નથી. સ્ત્રીઓનું રક્ષણ નહીં થવાથી તેઓને પોતાનાં ભરણપોષણ કરવાની ફરજ પડી જાતે નાનાં ઝુંપડાંમાં જાનવરની માફક જીંદગી ગુજારવી પડે છે. અને વળી પૈસાની તાણથી તેઓને બીજાની ગુલામગીરી કરવી પડે છે. મહેનત કરતાં પેટ ન ભરાવવાથી કેટલાક પરોણા રાખી તેમની ગુલામગીરી કરે છે. લેખક યુરોપમાં આબરૂદાર ગણાતા ઘણા જ પુરૂષો પણ જાહેર સ્ત્રી ઉપરાંત ખાનગી ઉપસ્ત્રીઓ રાખે છે, એવા ફ્રેંચ વગેરે લેખકોનો લેખિત મત પણ ટાંકે છે, ત્યાંના વેશ્યાવાડાનું પણ ચિત્ર દોરે છે. લેખ સ્પષ્ટ અત્યુક્તિયુક્ત છે, પરંતુ ભાષા એવી જોશદાર અને જમકદાર છે કે લેખ ઘણો વાંચવા જેવો થઇ પડે છે.

**ખરો આનંદ તથા સુખ શામાં છે?**—અત્યંત વિષયના સેવનથી વીર્યની હાનિ થાય છે, અને આયુની કમતાકાત થાય છે. જેમાંથી પ્રમેહાદિ રોગની ઉત્પત્તિ પણ થાય છે. શરીર નિર્બલ થવાથી આખરે શરીરનો અંત આવે છે. છપરપલંગમાં મણ કે બે મણ રૂની તળાઇમાં સુવાથી શરીરનું રક્ત બરાબર ફરી શકતું નથી, તેથી રોગ થવા વિના રહેતા નથી. ઇલેક્ટ્રીક લેમ્પ કે કીટસન લેમ્પના અજવાળામાં રહેવાથી આંખની જોવાની શકિતનો હ્રાસ અથવા નાશ થાય છે, ને સાધારણ દીવાના તેજમાં બરાબર દેખાતું નથી. પગ મેલા ન થાય, ને જમીન ઉપરની ધુળ ચોટે નહિ માટે પગમાં સ્ટોકીંગ અને બુટ પહેરવાથી અત્યંત હાનિ થાય છે. પૃથ્વીની સાથે પગનાં તળીયાંનો સ્પર્શ બંધ થવાથી અનેક જાતના રોગ જનક ઝહેરો શરીરમાંથી નીકળી જઇ શકતા નથી, અને શરીરમાં તેનો જમાવ થતાં રોગ થાય છે. શરીરની અને પગની વારંવાર ચંપી કરાવવાથી શરીરના સ્નાયુઓ ઢીલા થાય છે અને થોડા શ્રમથી દુઃખી થાય છે.

દાખલા તરીકે, બળવાન અને કસરત કરનારની ઢીંચણ નીચેની પીંડીઓ અત્યંત કઠણ હોય જ્યારે પગચંપી દરરોજ કરાવનારની પીંડીઓ રૂના ગાભા જેવી પોચી હોય છે ને જરા દૂર ફરવાથી તેમાં સુધારો થાય છે. નિત્ય આવી તબીયત જોઇ જનાર ડાક્ટર અને વૈદરાજે દરરોજ નાડી જોઇ અમુક જાતના પદાર્થ ખાવા અને અમુક ન ખાવા એ પ્રમાણે કહી જાય છે અને જે પદાર્થ ખાવાની આપણી રૂચિ થઇ હોય તે પદાર્થ ખવાતા નથી અને અમુક ખાવાથી અમુક રોગ થશે અગર આજે તબીયતમાં વધઘટ થવાથી કોઇ જાતનો વ્યાધી થશે એમ સંશય થાય છે અને તેવા સંશયથી રોગ દેખાવ દે છે. ઉનાળામાં અતિશય ઠંડા શરબતો અને આઇસ્ક્રીમ જેવા પદાર્થ લેવાથી શરીરની પાચક શક્તિ કમી થઇ જાય છે. કારણ હાલના વિદ્વાનોનો એવો મત છે કે ઉનાળા, શીયાળા કે ચોમાસામાં હવામાં જેટલી ગરમી કે ઠંડી હોય તેટલા પ્રમાણનું ઉનું કે ટાઢું પાણી પીવું. તે પ્રમાણે શીયાળામાં ટાઢું ને ઉનાળામાં ગરમીના પ્રમાણમાં પાણી પીવાનું છતાં ઉલટા અત્યંત ઠંડા પદાર્થ પીવામાં અને ખાવામાં લેવાથી હાનિ થાય છે શીયાળા કે ચોમાસામાં ટાઢ ન વાય અગર પવન ન લાગે માટે પેટી જેવાં ઘરોમાં કમાડ બંધ કરી સુવાથી અત્યંત હાનિ છે. વિદ્વત્તાનો ડોળ અને ફેશન બતાવવાની ખાતર શોર્ટસાઇટનાં અને બીજાં સોનાની ફ્રેમવાળાં ચસમાં ધારણ કરવાથી આંખનું તેજ કમી થાય છે ચસમાં સિવાય દેખાતું નથી, અને આંખની નબળાઇ વધતી જાય છે. ફેશનની ખાતર હાથમાં લાકડી રાખી ફરવાના અભ્યાસથી તેવા ટેકા વગર ચાલતું કઠીણ થઇ પડે છે ને દીર્ઘકાળસુધી તેવી ટેવ પાડવાથી કેડમાંથી વાંકા વળી જવાય છે, કારણ હાથમાં લાકડી રાખ્યા પછી ટટાર ઉભા રહી છાતી આગળ પડતી રાખી સાધારણ રીતે ચાલી શકાતું નથી. સ્નાન કરવા માટે ઉનું ખળખળતું પાણી લેવાથી સ્નાન કરી રહ્યા પછી શરીરની અંગ ગરમી ઓછી થઇ જાય છે, શરીરની સ્ફુર્તિ કમી થાય છે, લોહીનો ફરવાનો વેગ ધીમો પડે છે ને શરીર નિર્બળ થએલું જણાય છે. સ્નાન કરતી વખતે અનેક જાતના સાબુઓ વાપરવાથી શરીરની ચામડીનાં છિદ્રોદ્વારા જે પદાર્થ શરીરની ચામડીને સુંવાળી અને નરમ રાખવા બહાર નીકળે છે તે સાબુએ નહાવાથી ઓછા થઇ જાય છે અને ચામડી રૂક્ષ થએલી જણાય છે. માથાના વાળમાંથી સુગંધ આવવા માટે અનેક જાતનાં તેલ, સેન્ટો, સ્પીરીટવાળાં અનેક તેલ અને અત્તર નાખવાથી માથાના અને મુખ ઉપરના વાળ ધોળા થઇ જાય છે અને અકાળે વૃદ્ધાવસ્થા જણાય છે. મુખાકૃતિ ગૌર દેખાવા માટે મુખ ઉપર પાઉડરો ઘસવાથી મુખ ઉપરથી પસીના બહાર નીકળવાનાં છિદ્રો પુરાઇ જાય છે અને તેમાંથી પસીનો ન નિકળવાથી તે સ્થળે વિષમય પદાર્થ ભેગો થાય છે અને લાંબા વખતે મુખાકૃતિને વિરૂપ બનાવે છે. દાંતે ઘસવા માટેના અનેક ટૂથ પાઉડરો (દંતમંજનો) આવે છે એવા પાઉડરોમાં તેના બનાવનારાઓ પોતાની ઇચ્છામાં આવે તેવી વસ્તુઓ મેળવે છે. કેટલાક પાઉડરો એવા હોય છે કે દાંતે ઘસવાથી દાંત સ્વચ્છ અને સફેદ ચોક જેવા થાય છે. એ પાઉડરમાંનો એક પાઉડર મ્હારા એક સ્નેહીએ મને બતાવ્યો હતો, જે ચીનાઇ માટીના વાસણના કડકાને ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બારીક ખલ કરી તેને બીજા પદાર્થ સાથે તે પાઉડરમાં મેળવ્યો હતો. તે પાઉડર દાંતે ઘસવાથી દાંત ઉપર ચઢેલો મેલ દુર થઇ જાય છે, અને દાંત સફેદ થાય છે એ વાત ખરી છે પણ તેવા પાઉડર ઘસવાથી દાંત ઉપર જે મીનાકારી (ઇનામેલ) આવેલું છે તે ઘસાઇ જવાથી દાંત નિર્બલ થઇ ગયા વિના રહેજ નહીં.

(ધન્વંતરી–ડીસેંબર

# અદ્‌ભુત સમાચાર સંગ્રહ.

**રશીયાનો એક ધુતારો**—જર્મનીની ભલી ભલી બેંકોને અજબ યુક્તિથી ઠગી ગયો છે. તેણે જાહેર કીધું કે, હું એક મોટો પાદરી છું, મારે મારા એકજ પુત્રને રૂ. ૧૫ લાખનો વારસો આપવો છે, પરંતુ તે એવી શરતે કે તેને તે દશ વરસ બાદ અથવા હું જે તે પૂર્વે મરૂં ત્યારે મળે! તે સારૂ મારે કોઇ સારી બેંકમાં એ રકમ વગર વ્યાજે ડીપોઝીટ મુકવી છે. પણ રશીયાની બેંકો પર મને ભરોસો નથી! તેથી જે પરદેશી બેંકને આ શરતનો સ્વીકાર હોય તેણે તે રૂપીયા લેવા. પછી માત્ર તેના છોકરાની તરફેણમાં લખેલી પ્રોમીસરી નોટ લખી આપવી. આવી સ્પષ્ટ અસંભવિત વાર્તા છતાં, લોભીયાના ગામમાં ધુતારા ભૂખે ન મરે એ કહેવત પ્રમાણે બર્લીનની ચાર સારી આંટવાળી બેંકો ફસાઈ. પેલાની સૂચના પ્રમાણે તેઓએ દરેકે ખાતે ૧ લાખ પાઉંડનો લુમખો લઇ આવવા માણસ મોકલ્યાં. જોઇતાં લખત માટે તેમને પાવર ઓફ એટર્ની પણ આપી તથા પેલા પાદરીનો કહેવાતો પ્રતિનિધિ તેમને મળ્યો. તેણે શરૂઆતની કેટલીક મુશ્કેલીઓ બતાવી, પણ અંતે બધું નક્કી થયું, અને તે "પ્રતિનિધિ"એ દરેક બેંકના આવેલા અમલદારને તેને જુદે જુદે વખતે અમુક સ્થળે પેલા ૧ લાખ પાઉંડ લઇ જવા ને બદલામાં પેલી પરમેસરીશ નોટ લઇ જવા કહ્યું. ખુબી એટલીજ કે આ દરેક બેંકના અમલદારને બીજા અમલદારની તથા તેમને આપેલા બીજા વખતની ખબર નહીં. હવે ૧ લાખ પાઉંડની પ્રો. નોટ કાંઇ એમને એમ લખાતી નથી. તે માટે તો રશીઆમાં ૭૫૦ પાઉંડનો સ્ટેંપ જોઇએ તેથી દરેક તે પણ ગાંઠનો ખર્ચી લેતો ગયો. પેલો પ્રતિનિધિ તેને વખતસર મળતો, તેમાં શું લખવું તે, તે સ્ટેંપ હાથમાં લઇને તેનો વિચાર કરવાનો તથા લખવાનું શરૂ કરવાનો ઢોંગ કરતો. અને પછી અચાનક તે પીશાબ કરવાનો થતો ને મૂલમાંજ હાથમાં, તરત પાછો આવનો હોય તેમ પેલો સ્ટેંપનો કાગળ પણ લેતો જતો. તેની લઘુ શંકા તો લઘુ હોવા છતાં દીર્ઘજ, અનંતજ રહેતી. તે પાછોજ ન ફરતો! આમજ બીજા મેનેજરને બીજે ઠેકાણે મળતો ને આમ કરતો. આ સ્ટેંપો કોરા હોવાથી તે લગભગ પૂરી કીમ્મતે તેણે તે પાછા સરકારને વેચી દીધા, અને તેણે ૫-૭ હજાર પાઉંડ સહી કરી લીધા જ્યારે પેલા મેનેજરો ૧ લાખ પાઉંડ વગર ઉલટા ૭૫૦ પાઉંડ બાદ થઇને બર્લીન પાછા આવ્યા! લેને ગઇ પૂત, ખો આઇ ખસમ તેની વાત થઈ.

**લગ્ન કરવાની શી ઉતાવળ છે?**–લગ્નનું મુહૂર્ત કદાપિ વહી જતુંજ નથી એવી કેટલાક યુરોપીયનોની માન્યતા છે. ઇંગ્લેંડનાં સ્પેલ્ડીંગ શેહેર નજીક પીલ્ચબેકવેસ્ટ ખાતે એડમંડ કે. થોર્ન નામનો યુરોપીઅન ઐંસ્તર વર્ષની વયે સહારા કીંગસ્ટન નામની પંચોતેર વર્ષની સ્ત્રી સાથે હાલમાં પરણ્યો છે. મજકુર વરરાજાની આગલી સ્ત્રીને પેટનાં પુત્ર પુત્રીઓને ત્યાં અને તેનાં પૌત્ર પૌત્રીઓને ત્યાં પણ બાલકો છે અને સહારાને ત્યાં પણ આગલા ધણીથી પેદા થયલાં બાલકોને ત્યાં પણ બાલકો હસ્તી ધરાવે છે! તેરી મેરી જોડી બની મજેદાર!

**પાશ્ચાત્ય પ્રાયશ્ચિત્ત અથવા આત્મ શિક્ષા**—પ્રાચીન કાલમાં અપરાધ કરીને તેનો જાતે સ્વીકાર તથા પશ્ચાત્તાપ કરીને અપરાધી પ્રાયશ્ચિત કરતો એમ સ્મૃતિઓનાં પ્રાયશ્ચિત્ત પ્રકરણથી જણાય છે. એવો એકરાર કરવો યુરોપ-અમેરીકામાં અસાધારણ છે. પણ એક જાણવા જોગ દાખલો બન્યો છે.

'સાઉથ ઓરેંજ (ન્યુજર્સી)ના જસ્ટીસ માર્ટીનરોલને જણાયું કે ગામટાનો એક કાનુન તેણે તોડયો છે. આથી કોર્ટમાં બેઠક લેતાં તેણે આ પ્રમાણે સ્વભાષણ કીધું:—" માર્ટીનરોલ, ચર્ચસ્ટ્રીટનાં એક ઝાડ સાથે તારો ઘોડો બાંધવાનો આરોપ તારી ઉપર પોલીસે મેલ્યો છે. તું શું જવાબ દે છે? ગુનાહગાર કે નિ-ર્દોષ? ગુનાહગાર! તો હું તને (પંદર રૂપ્યા) પાંચ ડોલરના દંડની શિક્ષા કરૂં છું." આમ બોલી તેણે સરકારી દંડ રાખવાનાં ખાનામાં નાણું મેલ્યાં!

**પાશ્ચાત્ય કૌરવો !**—યુરોપ અમેરિકામાં પણ અનેક પુત્ર પૌત્રો ધરાવનારો અનેક છે. ( ૧ ) ફેન્ટીકીના એક રહીશ જોન વેબના ૭ દીકરા દીકરીઓ અને તેમનાં બચ્ચાંઓ તથા તેઓના બચ્ચાં મળીને ૧૬૪૫ નાનાં મોટાં માણસોનો કબીલો થવા ગયો હતો. ( ૨ ) વેસ્ટ આઇરિનવાસી મિસીસ લાઇટફુટ જે થોડા વખત ઉપર મરણ પામી હતી, તેને નવ દીકરા દીકરી હતાં, જેમને પેટે ૭૯ છોકરાંઓ થયાં હતાં અને તેમના બચ્ચાંઓની સંખ્યા ૭૩ ની તથા એ છોકરાંઓમાંના એક મોટા છોકરાને પરે બે બચ્ચાંઓનો જન્મ થયો હતો, જે ચાર પેઢીનાં સઘળાં બેટા બેટીઓ મિસીસ લાઇટફુટ મરણ પામી ત્યારે એ મોટાંમાના મરણ ઉપર વિલાપ કરવાને હયાત હતાં. ( ૩ ) વિધવા ડચેસ ઓફ એબરકોર્ન નામની એક ઉમરાવ બાનુ પાંચ છ વરસની વાતપર ૯૩ વરસની બુઢ્ઢી વયે પોતાની પાછળ ચાર પેહેડીનાં કુલ ૧૯૨ વારસો મેલીને ઇંગ્લંડમાં મરણ પામી હતી. તે આપણા માજી હિંદી પ્રધાન લોર્ડ જ્યોર્જ હેમિલ્ટન અને હિંદના એક આગલા વાઇસરોય લોર્ડ લેન્સડાઉનની સાસુ થતી હતી. તે ૭ દીકરા અને સાત દીકરીઓની માતા થઇ હતી, જેમાંની પાંચ બેટીઓ હજી હયાત છે. એ બેટા બેટીઓને ત્યાં થયલાં પુત્રો પુત્રી તથા તેમને ત્યાં થયલાં બચ્ચાંઓથી ૧૯૨ જણાનાં મરહુમ ' મોટાં મા ' થવાને નસીબવંત થયાં હતાં. ( ૪ ) સ્ટોવાળી લેડી ટેમ્પલ ૭૭૦ જણાની દાદી બની હતી. ( ૫ ) મિસીસ વિલયમ મોલિંગ નામની ડોસીએ મરવા આગમચ પોતાના કબીલામાં ૨૦૦ માં બચ્ચાંને જન્મેલું દીઠું હતું ! ( ૬ ) ફિલાડેલફિયાનો એક ચિતારો ચાર્લસ કવેલ પોતાની પાછળ ૫૩૦ જણાનો ( ૭ ) સધારન જ્યોર્જીયા ખાતે રહેતી મિસીસ સેરી શિવર ૩૦૫ વારસોનો ખટલો મુકી ગઇ હતી. ( ૮ ) પણ એ બધામાં વધારે સુખી અને ભાગ્યશાળી નર મી૦ વિલ્યમ ગટબસન છે, જેણે હમણાંજ થોડું થયું પોતાનાં સોનેરી લગ્ન પસાર કર્યાં છે. તે સને ૧૮૫૧ માં તાઃ ૪ થી ડીસેમ્બરે મોલતન ખાતે સેંટ નિકોલસના દેવલમાં પરણ્યો હતો, જ્યાં તેણે આખી જીંદગી ગુજારી છે. હાલમાં ધણી તેમજ ધણિયાણી દરેકની ઉમ્મર ૭૫ વરસની છે. તેઓને પાંચ છોકરા છે, ચઉદ દોહીત્રા છે, અને દોહીત્રાનું છોકરૂં એક છે. આટલા લાંબા વખતની પરણેલી જીંદગીમાં તેઓના કુટુંબમાં એક પણ મરણ થયું નથી.

**છાકટા થનારને અજબ સજા**—કોલોરેડોનાં ડેન્વર શેહેરમાં એવો વિચિત્ર કાનુન હસ્તી ભોગવે છે કે કોઇ પણ શખ્સ જો દારૂ પીને છાકટો થાય તો તેને બીજે દિને જે કરવી હોય તે શિક્ષા કીધા બાદ મેજીસ્ટ્રેટ તે છાકટો હતો ત્યારે કેવો દેખાતો હતો તેનો ફોટોગ્રાફ ભેટ આપે છે ! આ ચેતવણી ઘણા દાખલામાં અતિશય કામગાર થઇ પડેલી જણાઇ છે.

**મીલનો ઉદ્યોગ અને જંતુઓનો નાશ**—અમદાવાદના ઉગમણા ભાગમાં કેટલીક રૂમાંથી સુતર કાપડ બનાવવાની તથા તેલ પીલવાની મીલો છે, તેની વચમાં ગોમતીપુર જે એક શાહેરનું પરૂં છે તેની હદમાં એજ નામની એટલે ધી ગોમતીપુર સ્પીનીંગ કુંપની લીમીટેડ મીલ તૈયાર થઇ છે. આ મીલમાં હાલ ૫૩૦૦ ત્રાકો ગોઠવી છે. પણ તેમાં ૮૦૦૦ સુધી ત્રાકો ગોઠવાય. તેવી સવડ રાખી છે. આ **મીલને બીલકુલ બોઈલર છે નહિ.** તે માત્ર હલકામાં હલકા કેરોસીન તેલના વપરાશના એંજીનથી ચાલે છે, એટલે તેને સરકારનો જે બોઇલર એક્ટ છે તે લાગતો નથી, અને વરાળના માટે બળતા લાકડાં કે પાણી ઉકાળવાની જરૂર પડતી નથી એટલે **બોયલરમાંથી નીકળતું પાણી કાઢવાને તળાવની જરૂર પડતી નથી તેમજ તેમાં ધુમાડો થતો નહિ હોવાથી ચીમની પણ કરવામાં આવતી નથી.** તે માત્ર અનુભવી મેકેનીકલ માણસ પણ ચલાવી શકે તેમ છે. તેથી તેનો પણ વધારે પગાર ખરચવાનો નહિ. આ ઇનજીનનાં સાંચા અંદરથી ફરવાથી તેનો ભાગ ગરમ થઇ ન જાય માટે તેના ફરતું પાણી અધર ટાંકીમાંથી આવી બહાર જાય છે. એ પાણી પણ વ્યર્થ નહિ જવા સારૂ મીલનાં કમ્પાઉંડમાં વાવેતર કર્યું છે. તેમાં થોડા ભાગમાં ઇજીપ્શીન રૂ વાવેલું છે અને તેને દીંડવા આવી તૈયાર પણ થવા આવ્યું છે. રૂ પણ સારૂં જણાય છે. મીલમાં સુતર જો કરવા ધારે તો ત્રીશ નંબર સુધીનું બને એમ છે.

આ મીલથી બીજી બધી બાબત કરતાં તેમાં **પાપનું કારણ ઓછું થવાનું.** અહીંના અમારા જૈન બંધુઓ અને બોહોરાઓની મોટી મોટી મીલો છે. તેમાંથી ઉનું ફદફદતું પાણી નીકળી તેના માટે કરેલા

તલાવમાં પડે છે અને તલાવમાં પહેલાનું ઠંડું પાણી હોય તેમાં આમજ થાય છે. **અમારા જૈન ધર્મવાલાઓ અડધી બાલ્દી પાણીથી નહાવા બેસે અને જો પાણી વધારે ગરમ હોય તો તેમાં થોડું ઠંડું પાણી એકદમ રેડતા નથી પણ પહેલાં** ઠંડા પાણીને ગરમ પાણીમાં મુકી, તેમાં થોડી ગરમી આવ્યા પછી મેલવે છે અને તે માટે એમ છે કે પાણીની અંદર સંખ્યાત સૂક્ષ્મ જીવ હોય છે. **તેથી ઠંડુ અને ગરમ પાણી એકદમ એકઠું કરવાથી તેમનો નાશ થાય છે!** આ વિચારના અમારા જૈની ભાઈઓના હિસાબે આખા ઠંડા પાણીના તલાવમાં ગરમ પાણીની નીક મેલવવામાં કેટલાં જીવની હાની થતી હશે! મી. જુગલદાસે આ નવી મીલ કરવાથી તેમ થવાનું નથી અને એક રીતે તો તેમણે એમ કરી મોટું પુણ્યનું કામ કરેલું છે. અમે તેથી કરી એક આ જૈન પેપર હોવાથી તેમને ધન્યવાદ આપીએ છીએ—"જૈન" તા. ૩૧ ડીસેંબર.

**ઘરડાઓ વિરૂદ્ધ જુવાનીયાઓ અને લાડુ વિ. ઘેપલાં!**—વીસનગરનો "મુંબઈ સમાચાર," નો ખબરપત્રી તા. ૧૮ મી જાનેવારીના પત્રમાં ખબર આપે છે કે, ત્યાંના વીસનગરા નાગર વાણીયાની ન્યાતમાં જમણવારની ખુબ ધમાલ ચાલે છે. તેમાં ઘરડા અને જુવાનીયાની પાર્ટી પડી છે!; વૃધ્ધો લાડુ પસંદ કરે છે ત્યારે જુવાનીઆઓ થેપલાં પસંદ કરે છે!! બેની તકરારમાં જમણવાર અટકે છે અને પાછી ચાલે છે, લાડુ થેપલાના મહાન પ્રશ્નો ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છે!

**સુરતમાં વણીક મહાજનનું જમણ અને ૩૧ મણ મગજનો બગાડ**—સુરતમાં એક વીશાલાડના વીલ પ્રમાણે બ્રાહ્મણોનો ભંડારો તથા ૫૦૦૦ માણસનું વણિક મહાજન ગયા માસમાં મગજ પુરીથી જમ્યું હતું. આ વખતે દુધપાક તથા મગજ ઉડાવતાં જમનારાઓને દુકાળ ખરુ યાદ આવતો હતો કે શું તેથી મગજ પુરો ખવાયો નહીં અને બગ્યો ૩૧ મણ વધ્યો. બાજ કાઢતાં પણ લુટાલુટ અને તુટાતુટ થઈ રહી. જાણે દુકાળીયાઓ તો પોતેજ હોય ને? આગલા મહાજનમાં તો એટલું વેરાયું તથા લુટાયું હતું કે બધું ઘેરાંની પંગતમાંજ પુરૂં થઈ ગયું અને ઘણા બાયડા ભુખ્યા આવ્યા!

**રેલ્વેમાં મુસાફરી કરવાની શાસ્ત્ર રજા આપે છે?**—કુંજવરમ (મદ્રાસ ઇલાકા) માં પંડિતોની એક મહાન સભા મળી હતી તેમાં હાલ કઈ અયોગ્ય ક્રિયાઓ ચાલે છે, તેનો નિર્ણય કરવા સંબંધી ઉહાપોહ થયો હતો. રેલ્વેમાં મુસાફરી કરવાની શાસ્ત્ર રજા આપે છે કે કેમ? એ સવાલની પણ ચર્ચા થઈ હતી! જો જવાબ નકારમાં આવતે તો રેલ્વે કંપનીઓનું શું થતે! એ પંડિતોનાં ભેજાં સાબીત હોવા વિષે ઘણાને આવા પ્રશ્નથી ગંભીર શક જાય છે.

## ગ્રંથાવલોકન.

**"અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર"**—મી. સૅમ્યુઅલ લૅંગ કૃત "મૉડર્ન સાયન્સ ઍંડ મૉડર્ન થૉટ" ઉપરથી ભાષાંતર કર્તા, **રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી,** બી. એ. બી. એસ સી. તે સાયન્સના અધ્યાપક, એલ્ફિન્સ્ટન કૉલેજ, વડોદરા. પ્રસિદ્ધ કર્તા, શ્રીમાન **શેઠ રણછોડદાસ ભવાન,** માલીક; ડંકનરોડ ફ્લાવર મીલ, મુંબઈ. પૃષ્ઠ ૨૫૧, ડેમી ૧૨ પૃષ્ઠ, મૂલ્ય આઠ આના, પ્રથમ આવૃત્તિ.

આ ઉપયુક્ત ગ્રંથના ભાષાંતર કર્તા તેમજ પ્રગટ કર્તાને ગુર્જર વિદ્યાવિલાસી પ્રજાએ ખાસ ધન્યવાદ આપવો ઘટે છે. પ્રગટ કર્તાનો હેતુ ગુજરાતી પ્રજા આ ગ્રંથ વાંચીને જ્ઞાની બને એજ છે, અને તે અર્થેજ પુસ્તકની કીમ્મત પડતલ ભાવેજ રાખવામાં આવી છે. શાસ્ત્રીય વિષયો શુષ્ક ગણાય છે. પરંતુ મી. લેંગે તેના જુદાં જુદાં પ્રકરણો એવી સરલ તથા લોકગમ્ય રીતે લખ્યાં છે કે તે વાંચતાં કંટાળાને સટે આનંદજ આવે છે. મી. લેંગ પોતે જો સાયંટીસ્ટ હતે તો કદાચ તેમ કરી શકતે નહીં. પણ પોતે એમેચ્યુર હોવાથી—એક વખત તે હીંદી સરકારનો ખજાનચી હતો—સાયન્સની પરિભાષા તથા શુષ્ક સૂક્ષ્મતામાં ઉતરી

ન પડતાં તેની લોકોપયોગી તથા આશ્ચર્યજનક અને બધા તરત પાર પામી શકે એવા ભાગોજ તેણે ગ્રહણ કરી તેપર વિવેચન કર્યું છે: જુદાં જુદા શાસ્ત્રોપર આ નિબંધો છે. ભાષાંતરકર્તાએ પણ સારી બુદ્ધિ વાપરીને ભાષાંતર એવું સરલ કર્યું છે કે તે મૂલ ગુજરાતી જેવુંજ વાંચકને લાગે. જે અંગ્રેજી વાંચનારાને સમજ પડે અથવા જેમાં તેમને રસ પડે તે ગુજરાતી વાંચનારાઓને સમજ ન પડે અથવા તેમાં રસ ન પડે. આથી ભાષાંતરકર્તાએ ભાષાંતર કરતી વખતે કાંઇક ભાગો જતા કર્યા તે ઉત્તમજ કીધું છે. ભાષાંતરકર્તા સાયન્સના ગ્રેજ્યુએટ તેમજ શિક્ષક હોવાથી તેઓ ભષાંતર ઉત્તમ કરે તેમાં નવાઇજ નથી. સાયન્સના અંગ્રેજી પારિભાષિક શબ્દો માટે યોગ્ય ગુજરાતી પારિભાષિક શબ્દો વાપર્યા છે, એ આ ગ્રંથની ખાસ ખુબી છે. પારિભાષિક શબ્દો બાદ કરતાં ભાષાંતર સરલ ભાષાનો એક ઉત્તમ નમૂનો છે. વિષયનાં પુરતા અને પુષ્કલ જ્ઞાન વગર સાયેન્ટીફીક ગ્રંથોનું ભાષાંતર કરવું ઘણું વિકટ છે. આ ગ્રંથના ભાષાંતરે રા. મગનલાલની યોગ્યતા ઘણી સારી રીતે દર્શાવી આપી છે. પુસ્તક ૧૦ પ્રકરણમાં વિભક્ત છે:–૧–દિશા કે અવકાશ; ૨–કાળ ૩–પ્રકૃતિ; ૪–ચેતનોત્પત્તિ; ૫–માનવોત્પત્તિ; ૬–મનુષ્યનું સૃષ્ટિમાં સ્થાન, ૭–અર્વાચીન શાસ્ત્રીય વિચાર; ૮–ચમત્કાર મીમાંસા ( મીરેકલ્સ ); ૯–ચમત્કાર રહિત ધર્મ; ૧૦–વ્યાંવહારિક જીવન. સેમ્યુઅલ લેંગે આ દશ પ્રકરણમાં જે વીગતો ભરી છે તે સાયન્સનો સર્વોત્તમ સાર છે. લગભગ દરેક વીગત ગોખી શીખવા લાયક છે. કશુંજ નકામું નથી. રા. પ્રાણજીવન ગુપ્ત બી. એ. એલ એલ. બી. એ આ પત્રના આગલા ૨ અંકોમાં " વિશ્વદર્શન " નામના લેખમાં જેવી અદ્ભુત હકીકતો વર્ણવી હતી. તેવીજ આ ગ્રંથોમાં છે. બલ્કે રા. ગુપ્તનો મોટો આધાર લેંગકૃત આ જ ગ્રંથ હતો. બુદ્ધિ તેમજ મનને કેળવવા તેમજ વિશ્વ તથા તેનાં અંગોની રચનાનું જ્ઞાન આટલા ઓછા વિસ્તારમાં આ શિવાય બીજા પુસ્તકમાં મળવું એ અશક્ય છે. જ્ઞાનપ્રિય ગુજરાતી માત્રને હમે રા. વિદ્યાર્થીકૃત " અર્વાચીનશાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર " જે રા. રણછોડદાસે કૃપા કરીને પડતલ કીમ્મતે પ્રકટ કર્યું છે તે પોતાની ખાનગી લાઇબ્રેરી સારૂ વસાવવા ખાસ ભલામણ કરીશું. જો "સસ્તું સાહિત્ય" પ્રગટ કરનારી સભા આવા ઉપયુક્ત ગ્રંથો પ્રકટ કરે તો ઘણો વિશેષ લાભ થાય.

**" સતી સંગીતાવળી "**—રચક તથા પ્રકાશક રા. રા. મહારાણીશંકર અંબાશંકર શર્મા, ઉપદેશક, દેવલાલી ગુરૂકુલ. પૃ. ૨૧૫, રૉયલ ૧૬ પૃષ્ઠ. કીમત ૧૨ આના. કવિ મહારાણીશંકરની કવિ તરીકે ઓળખાણ કરાવવાની જરૂર નથી. આ કાંઇ તેમનો પ્રથમ પ્રયાસ નથી, જો કે કદાચ શ્રેષ્ઠ પ્રયાસ છે. પ્રથમ, પ્રસ્તાવનામાં, આર્યોના સૂર્યરૂપ કૃષ્ણ મહારાજને બદનામ કરીને સતી સ્ત્રીને સતીત્વથી ભ્રષ્ટ કરનારાં જે ગીતો જોડવામાં આવે છે તે માટે લેખક વિલાપ કરીને, સતી સ્ત્રીનાં કર્તવ્ય તેમજ સતીધર્મનું તથા પતિસેવાનું મહાત્મ્ય કેટલું અસાધારણ છે તે તેમણે મનુ, ગૃહ્યસૂત્રો આદિ પ્રાચીન ધર્મશાસ્ત્રોનાં પ્રમાણોથી દર્શાવ્યું છે. ગ્રંથનો હેતુ સ્ત્રીઓને કવિતાની લહેરો ઉપર પાતિવ્રત્યના કીનારા ઉપર લઈ જવાનો છે. નીરાળા વિષયો ઉપર પણ કવિતા છે:—પતિ પૂજા, સતીની પતિમતી લગની, સતીનું શીયળ, સ્વામીનો સંગ, પતિવ્રત તજનારી કુલટા, સ્વામી માટે ઘેલી સતી, સતીને શીખામણ, યોગ્ય પતિને પરણવા સલાહ, સાસરે કેમ રહેવું, ગૃહસ્થાશ્રમના ધર્મ કર્માધિકાર, સ્ત્રી માટે વેદવાણી, જ્ઞાન તથા વીરતામાં શ્રેષ્ઠ સ્ત્રીઓ, સંતાન કેળવણી, આધુનિક સ્ત્રી દશા, લાજ પડદા વહેમ ખંડન, હાલરડાં, સતસંગ કુસંગ, ભણવા, રોવા કુટવા તથા દેવદર્શન વિષે સંવાદ, વિયુક્તા વિધવા વિષે, સ્ત્રી જાતિ પરના ૩ ઉપકારો, ભક્તિ વૈરાગ્યાદિ, વિવાહ સપ્તપદી, ઈત્યાદિ. આ પુસ્તકની ખાસ વિશેષતા એ છે કે, વર્તમાન કાલમાં નાટકોથી જનપ્રિય થઇ પડેલા રાહોમાંજ આ કવિતાઓ જોડવામાં આવી છે. વળી જે જૂના ઢાળ પણ પ્રજાપ્રિય છે તેમાં પણ ઘણી કવિતા જોડી છે. કવિની કૃતિનો આ એક નમુનો છે:—

### સ્વામી માટે ઘેલી સતી.

( સુણો શામળો હું તમ માટે ઘેલી થઇ જો. )

સુણો સ્વામીજી હું તમ માટે ઘેલી થઇ જો, ગુણી જ્ઞાની આપ આપની ચેલી થઇ જો—ટે૦

અગે કરી આપ પ્રીતિની, મેં તો ધરી જો, પ્રેમ મંત્ર બદ્ધ સંબંધ–રહી પ્રભરીજો: ૧

છે કે એશીયાના તેના પ્રવાસ દરમીયાન તેને માલમ પડ્યું હતું કે તે ખંડના અન્ય બીજા દેશોમાં સ્ત્રીઓની હાલત, શક્તિ તથા સ્વતંત્રતા ઘણી સુધરી ગઇ છે. દાખલા તરીકે ચીનમાં સ્ત્રીઓ સાંસારિક તથા રાજદ્વારી સુધારામાં પુષ્કલ ભાગ લે છે અને તેઓમાંની ઘણીઓ જાહેર કરે છે કે પિતાએ તૈયાર કરેલા નહીં **પરંતુ પોતાની પસંદગીના પતિને પરણશે**! લેખક વધુ કહે છે કે ચીની કુંવારિકાઓએ એવો નિશ્ચય કર્યો છે કે, જો તેમને મરજી વિરૂદ્ધના પુરૂષ સાથે પરણાવવાની પિતાઓ પેરવી કરશે તો તેઓ "લગ્નની હડતાલ" પાડશે. પરંતુ બળાત્કારથી તો નહીંજ પરણે!

**પરદેશોમાં હીંદુ વર્તમાન પત્રોઃ**—પણ પ્રગટ થવા લાગ્યાં છે તો પરદેશગમનનો તો ક્યાંનો ક્યાં તેમાં સમાવેશ થઈ ગયો! લંડનમાં ઠાકુર શ્રી જસરાજસિંગ સીસોદીયા કેટલોક વખત થયાં રૂ. ૧૫ ના વાર્ષિક લવાજમનું "**રજપુત**" નામનું સુંદર સચિત્ર અંગ્રેજી માસિક પ્રગટ કરે છે તેથી વાંચકો અજ્ઞાન નથી. હીંદીઓના હકોનું રક્ષણ કરવા તથા તેમની દ્રષ્ટિથી સ્થિતિનું અવલોકન કરવા. હવે કેનેડામાં **ધી આર્યન** નામનું માસિક પ્રગટ થવા લાગ્યું છે. દક્ષિણ આફ્રિકામાં તો ક્યારનાં અનેક, અનેક બાકી હીંદી પત્રો નીકળેજ છે.

**પૂર્વના ધર્મો અને ફીલસુફીઓ**—એ નામક પુસ્તક મી. જે. એમ. કેનેડીએ હાલમાં લખી બહાર પાડ્યું છે. આર્યોની ઉત્પત્તિ ઇ. સ. ની પૂર્વે અત્યાર સુધી થોડાજ સો વર્ષ થયલી પાશ્ચાત્ય વિદ્વાનો માનતા. હવે તે પછુને વધુ ખસતી જાય છે એ સંતોષકારક છે. આ પુસ્તકમાં મી. કેનેડી તે જાતિ ૬૦,૦૦૦ વર્ષથી ઓછી પ્રાચીન નથીજ એમ સ્વીકારે છે. પરંતુ જન્મથી વર્ણ માનવાની તે તરફેણમાં છે, જો કે અન્ય વિચારકો તથા વિદ્વાનો, શું આ દેશના કે પશ્ચિમના, તેની વિરૂદ્ધમાં છે. તે કહે છે કે "અનેક થોડાકની સેવા ચાકરી કરે એવી સ્થિતિ ઉભી કરો તોજ ઉચ્ચ અને સૌંદર્ય રસિક શિષ્ટતા ઉદ્ભવ થઈ શકે છે! તે કહે છે કે જો બ્રાહ્મણોએ પ્રવર્તાવેલી એવી જ્ઞાતિઓ યુરોપમાં દાખલ કરીને તે ૩–૪ હજાર વર્ષ સુધી રહેવા દેવામાં આવે તો જરૂર યુરોપીયનો noblo typeના થાય!

## વિદ્યા તથા વિજ્ઞાનની નવીન શોધો ઇ. સમાચાર.

**ઉના પાણીના ઝરામાં રેડીયમ**—સુરતના લોકો ધારે છે કે દુન્યામાં માત્ર એકજ સ્થળે ઉના પાણીના ઝરા છે અને તે દેવી છે અને તે ઉનાઇમાં છે, હવે દુન્યામાં તો એવા સેંકડો છે એટલુંજ નહીં પરંતુ આપણા મુંબઇ ઇલાકામાંજ તેની સંખ્યા ૧૮૮૨ માં થયલી ભૂસ્તર શાસ્ત્રાત્મક ગણતરી પ્રમાણે ૩૦૧ ની છે. આ વિષય ઉપર ડીસેંબરના ઇંડીયન મેડીકલ ગેઝેટમાં લખતાં, સ્થાનિક સેંટ ઝેવીયર્સ કૉલેજના રેવરંડ ફાધર સ્ટીશન તથા ફાધર શાસિર્ય કહે છે કે, એ ઉના પાણીના ઝરાઓમાં પાણીના અનેક રોગ સારા કરવાનો ગુણ પ્રસિદ્ધ છે. હવે એ સિદ્ધ છે કે "રેડીયમ"ની નવી શોધાયલી ધાતુથી અનેક અસાધ્યવત્ રોગો તેવીજ રીતે સારા થઇ શકે છે. એ ઝરાનાં પાણી બહાર કાઢવા પછી થોડા વખત પછી તેનો ઔષધિક ગુણ નષ્ટ થાય છે એમ કહેવાય છે. તેથી પણ એજ અનુમાનને પુષ્ટિ મળે છે કે એ ઝરાનાં પાણીમાં રેડીયમનો અંશ છે, અને તેથીજ જેમ રોગ સારા થાય છે તેમ પાણીમાંથી વખત જતાં રેડીયમનો અંશ ઉડી જવાથી તે પાણીનો ગુણ ઓછો થઇ જાય છે. એ રેવરંડોએ તુપા, લસુંદ્રા તથા વજરાબાઇ (થાણા જીલ્લો) ના ઝરાઓનાં પાણીની તપાસ ૧૯૧૦ના ઉન્હાળામાં કરી હતી, જેથી તેમને માલમ પડ્યું હતું કે,

વજરાબાદના ગરમ ઝરણાંમાં રેડીયમની ગરમી ઝાઝી નથી. અને તેમાં બહુ સૂક્ષ્મ અંશે રેડીયમનાં ક્ષારો છે. લસુંદરાના ઝરણામાં પુષ્કળ છે. તથા ખંભાત ગોધરાની વચ્ચે આવેલા તુવાના ઝરણામાં તો રેડીયમનો અંશ અસાધારણ વિશેષ છે. ઓસ્ટ્રીયા આવાં ગરમ પાણીનાં ઝરણાં માટે પ્રખ્યાત છે. તે પાણી મુંબઇમાં પણ વેચાતા આવે છે. પણ તુવાનાં જેવાં ઝરણાં તો તે દેશમાં પણ ૪ જ છે, અને પણ પાણીમાં રેડીયમ તત્વ તુવાના ઝરણાંથી વધારે છે.

**મધમાખની હજારો માઇલોની મુસાફરી**—એક વિદ્વાન મધમાખ સંબંધી જાણવા જેવી હકીકત પ્રગટ કરે છે. તે જણાવે છે મધમાખીને ૫૪ એક ક્વાર્ટ (ગેલનનો ચોથો ભાગ) મધ ભેગું કરવા સારૂ મધપુડા અને ફુલોના સ્થળ વચ્ચે એટલી બધી આવજાવ કરવી પડે છે કે તેનો હીસાબ લગાવીએ તો તેને તેટલું મધ ભેગું કરવા, આશરે ઉડતાળીસ હજાર માઇલની મુસાફરી કરવી પડે છે. વધારે આશ્ચર્યકારક વાત તો એ છે કે, જુન માસ કે જે વખતે ફળ ફુલાદિ વિગેરેમાંથી કસ ખેંચવાનો પુષ્કળ મળે છે તે વખતે મધમાખ એટલું ઝડપથી કામ કરે છે કે મધપુડો મધથી ભરી નાંખવાને સઘળી માખીઓ મળીને તેમને પૃથ્વી અને ચંદ્ર વચ્ચેના ૨,૩૭,૧૦૦ માઇલના અંતરથી ભ્રમણું ચાલવું પડે છે. આ હીસાબે ૧૦ ક્વાર્ટ (રા ગૅલન) મધ એકઠું કરવા એકંદર મધમાખોને ૪,૭૫,૨૦૦ (પોણુંપાંચ લાખ અને બસો) માઇલ જેટલું અંતર કાપવું પડે છે। ૪॥। લાખ માઇલની મુસાફરી તથા પરીનાનું પરિણામ એક મનુષ્ય થોડા દહાડામાં થોડા આના ખર્ચી ઉડાવી નાંખે છે।

**ચામડીનાં "સબસ્ટીટ્યુટ" ની શોધ**—શીકાગોલ્ટીવા (અમેરીકા) ની માઉંટ સીનાઇની હૉસ્પીટલના પ્રો. મેક્સ સ્ટેલરે હાલમાં કરી છે. હજી સુધી બળી બળેલી અથવા કાપી લીધેલી ચામડીને ઠેકાણે નવી ચામડી તેજ અથવા બીજા માણસના શરીરના ઓછા ઉપયોગી ભાગોમાંથી લેવાનોજ ઉપાય છે. નવું નાક કરવા સારૂ કપાળની ચામડી શસ્ત્રવૈદ્યો કાપે છે અને પગની ચામડી કપાળ પર ચોઢે છે. કપાઇ રહ્યા પછી તે ભરી જતાં પહેલાં તે ચોડવી જોઇએ એ નિયમ છે. નહીં તો ચોંટતી તથા મળી જતી નથી. પ્રો. સ્ટેલરે માણસની ચામડીની આ ખટપટજ કાઢી નાંખી છે. તે કહે છે કે મરઘીના ઇંડાની કોટલાંની નીચેની પાતળી ત્વચા લગાડવાથી પણ માણસને નવી ચામડી તરીકે તે કામ લાગે છે. તે ખરૂં જોતાં ગર્ભસ્થ મર્ઘીની ચામડી છે અને માણસમાં મળી જઇ શકે છે. પોતાની હૉસ્પીટલમાં તેણે એ શોધ અજમાવી જોઇ હતી અને તેમાં તે ફતેહમંદ ઉતર્યો છે. આ માટે દરેક પ્રયોગ વખતે અનેક કાચાં ઇંડાંઓનો નાશ કરવો પડે છે.

**પર પ્રજાઓમાં અગ્નિદાહ**—નો પ્રચાર થયો છે. (૧) બ્રાઇટન (ઇંગ્લંડ) માં રહેનાર એક જેપાનીઝ સરકારી અમલદાર, મેજર કુરોકુવા ગઇ તા. ૯ મી જાનેવારીએ મરણ પામ્યો તેને જેપાનીઝ રીવાજ પ્રમાણે ભૂમીદાહ ન કરતાં, સુધરેલી પદ્ધતિ પ્રમાણે અગ્નિદાહ કરવા સારૂ ઇંગ્લંડની "ગોલ્ડર્સ ગ્રીન" વાળી વીજળીક ભઠ્ઠીથી ભસ્મ કરનારી સ્મશાન ભૂમીમાં લંડનમાં પ્રથમ લાવીને બાળવામાં આવ્યો હતો. (૨) સ્થાનિક "ટાઇમ્સ" માં એક પારસી ડૉક્ટર પણ એક લંબાણ લેખમાં મુડદાં બાંધને બળાડવાં કે દાટવા કરતાં વૈદક તથા આરોગ્ય આદિ દ્રષ્ટિથી સર્વોત્તમ છે એમ સિદ્ધ કરીને કહે છે કે તેની સામે કાયદાવાળાઓ તરફથી એકજ વાંધો લઇ શકાય એમ છે. તે એ કે મુડદું એક વખત બળી જાય તો તેના સંબંધમાં ઝેર

દેવાનો કે બીજી રીતે મારી નાંખવાનો આરોપ સિદ્ધ કરવો અશક્ય થઇ પડે છે. જો દાટયું હોય તો ઘાતકારનાં ચિન્હ કાયમ રહે. તેનો પ્રત્યુત્તર આપતાં તે ડોક્ટર કહે છે કે "મુડદાં બાળી મુકવા રજા આપતા પહેલાં ઘણીજ તપાસ કરવાની આવશ્યકતા છે. આથી ઝેરથી નીપજેલાં મરણનાં પ્રમાણ ઘણે અંશે ઘટે છે. ઝેર ખાધાથી નીપજેલાં મરણ બાળવા છતાં શોધી કાઢી શકાય તેમ છે. મોરથુથુ વગેરે ઝેરી પદાર્થો ખાવાંથી જે મરણો નીપજે છે તે મુડદાને બાળવાથી નીપજેલી રાખમાંથી પણ શોધી શકાય છે. આલ્કેલોઇડસ નામનું ઝેર જો કે બાળતી વખતે નાશ થઇ જાય છે પરંતુ તે ઝેર જમીનની અંદર દાટેલાં મુડદાંમાંથી પણ કાઢવું મુશ્કેલ છે. ( ૩ ) પ્રાચીનકાલમાં યુરોપમાં કમમાં કમ ફ્રેંચ લોકોમાં લાશને અગ્નિદાહ કરવાનો રીવાજ હતો તે હાલમાં અકસ્માત્‌થી મળેલી શોધથી જણાયું છે. ફ્રેંચ લોકોની એક પ્રાચીન સ્મશાન ભુમીનાં અવશેષો બ્રેન્ટ ખાતે હાથ લાગ્યાં છે. તેમાં બાળેલાં મુડદાંઓનાં અવશેષો હાથ લાગ્યાં છે. એ ઉપરાંત લાશ દાટવામાં પણ આવતી હતી. પરંતુ બાળવાનો પણ તેવોજ રીવાજ હતો.

**ફલાહારની વધુ ફત્તેહ**—માંસાહારને હાલ એક નવીન ફટકો મળ્યો છે. ચારન બ્રમ તથા જેસ બ્રમ નામે બે માંસાહારી ભાઇઓને બોસ્ટનથી સાનફ્રાંસીસ્કો પગે ચાલતા હારવર્ડ યુનીવર્સીટીવાળા પ્રોફેસર ડડલી સારજન્ટે મોકલ્યા હતા. એ બંન્નેને એકજ સરખો છેટો કાપવાનો હતો; શુમારે ત્રણેક હજાર માઇલ હતો. પણ ચારને માર્ગમાં કેવલ વેજીટેરીઅન આહાર તથા જેસે માંસાહાર ખાવાનો હતો. આ અખ્તરો વેજીટેરીઅન ચારનની તરફેણમાં ઉતાર્યો છે અને તેના ભાઇ જેસે કબુલ કીધું છે કે માંસાહારથી જમતા બાદ પ્રથમ બે ત્રણ કલાક તો તેને ઠીક લાગતું હતું પણ તેના ભાઇ ચારન કરતાં તે જલ્દી થાકી જતો, જ્યારે વેજીટેરીઅન ચારન છેવટ સુધી બલવાન રહ્યો હતો.

**કાગડાઓ**—કેટલાક પારસીને સારૂ કહે છે કે તે પોતેજ કાગડા ખાય છે અને એમ કહેતાં રમખાણ જાગી ધોમઉબરાખી શરૂ થાય છે. પણ હવે એ જાનવરને ખાવાની ભલામણ પ્રોફેસર ડાઇશે કીધી છે. તે નામચીન ઉસ્તાદે અસ્તોદાન સમજણ દે છે કે કુમળી વયના કાગડાઓ પકડી બરાબર મસાલા સહિત જો પકાવીને ખાધા હોય તો તેના જેવું સ્વાદદાર મિષ્ઠાન બીજું નથી અને વળી તે બહુ પુષ્ટિકારક ખોરાક છે. આ "વજનદાર અકલમંદ" દલીલ મુજબ વર્તી કેન્સાસવાળાઓ કાગડાનો શીકાર કરવા લાગ્યા છે !— અપક્ષપાત (સુરત.)

**માંસાહારી પશુઓજ માંસ કેમ પચાવી શકે છે!**—તેનું કારણ શોધવા જર્મન સાયેંટીસ્ટ–પ્રોફેસરો સુરીયન અને શ્યુર રોકાયા છે. સ્વભાવથી માંસાહારી પશુઓના યકૃત ( લીવર ) માં, શરીરમાં ઉત્પન્ન થતું અને માંસ ખાવાથી વિશેષાંશે ઉત્પન્ન થતું, અનેક રોગોનાં મૂલ કારણરૂપ "યુરીક એસીડ" તેનો નાશ કરવાની શક્તિ, મનુષ્ય તથા અન્ય વનસ્પત્યાહારી પ્રાણિઓનાં યકૃત કરતાં ૧૦ થી ૧૫ ઘણી વિશેષ છે. માંસાહારીનું લીવર જ આ પ્રમાણે ફલાહારીઓથી ભિન્ન પ્રકૃતિનું છે. આ પરથી એ વિદ્વાન પ્રોફેસરો એવા અનુમાન ઉપર આવે છે કે, દયાની દ્રષ્ટિ બાજુએ મુકતાં, માણસે માંસ ભોજન કેવલ સ્વાર્થ અને સાયન્સની દ્રષ્ટિથી પણ કરવું ન જોઇએ. માંસાહારીઓમાં યુરીક એસીડ તત્વ શરીરમાં વધી જતાં તેઓ અનેક રોગોના ભોગ થઇ પડે છે એ પ્રસિદ્ધ છે.

**કાળા કોલસાથી પાણીની શુદ્ધિ**—આધુનિક સમયમાં કેળવણી પામ્યાનું અભિમાન ધરાવતા ઘણા સજ્જનો, દુધ અથવા દુધપાક ઇત્યાદિ પ્રવાહી પદાર્થોમાં કેટલાક વિચારશીલ મનુષ્યોનું કોલસાના ટુકડા નાંખવાનું કાર્ય વહેમનુંજ પરિણામ (વહેમ જનિતજ) માને છે, પરંતુ વસ્તુતઃ એમ માનવામાં કારણ કોલસા નાંખવાના પ્રયોજન સંબંધી અજ્ઞાન, એ છે. ઉપરની ઉક્તિના સમર્થનને માટે એક પાશ્ચાત્ય વિદ્વાનના લેખમાંથી થોડું અવતરણ આપીશું:—

"કોલસાનો ટુકડો નાંખવાથી તેમાં રહેલી દુર્ગંધ ક્ષણવારમાં દુર થાય છે. જ્યારે દુધ અથવા એવાજ પ્રવાહી દ્રવ્યો અતિશય તાપથી અથવા વધુ વખત રહેવાથી બગડી જવાની અણીપર હોય ત્યારે તેમને સ્વચ્છ અને પથ્ય રાખવાને માટે (બનાવવા માટે) સહેલી અને સુંદર રીત એવી છે કે સાધારણ લીંબુના પરિમાણના કોલસાના ટુકડા, તે પદાર્થવાળા વાસણમાં તે પ્રવાહી પદાર્થ ઉકાળતી વેળાએ નાંખવા." ઉપરથી "શ્રીભક્ત" ના લેખકથી નીચલા અનુમાન પર આવ્યા વગર રહેવાતું નથી.

"અત્રે આપણે જાણવાની જરૂર છે કે આપણા ઋષિના સમયથી "નજર ન લાગે" એવા ભીયથી ઘણા ખરા પ્રવાહી પદાર્થોમાં કોલસાના ટુકડા નાંખવામાં આવે છે, તેમાં શાસ્ત્રીય (Scientific) નિયમો સંબંધી આપણા ઋષિનું જ્ઞાનજ કારણભૂતજ છે. સાધારણ રીતે આપણા ઋષિ આ શાસ્ત્રીય કારણના જ્ઞાનને લીધેજ એવી રીતે વર્તતા હતા અને આ સંપ્રદાય (Doctrine) પણ બીજા બધા સંપ્રદાયોની સાથે તેમના વખતથી અધુના ઉતરી આવેલો છે. આપણા ઋષિનાં કેટલાક કાર્યોનાં કારણો આપણે જાણવાને ઇચ્છા અથવા જીજ્ઞાસા ન રાખવાથી, એ કારણો સંબંધી આપણું અજ્ઞાન વધતું અને વખતના વહેવાની સાથે આપણે તેમના કેટલાક સત્ય સંપ્રદાયોની પણ સામે વાંધો ઉઠાવવા મંડયા. તદ્દવત આ કોલસાના વિષયે પણ ખરાં શાસ્ત્રીય કારણને આપણે "વહેમ (Superstition) નું પદ અર્પવા લાગ્યા છીએ." કોલસાથી પ્રવાહી દ્રવ્ય સ્વચ્છ તથા પથ્ય થાય છે, તેના અનુમોદનમાં હાલની વગાળણીનો પ્રત્યક્ષ સુધરેલો દાખલો છે, જેમાં પાણી કોલસા ભરેલા વાસણમાંથી પણ પસાર કરવામાં આવે છે; અને તેમ કરવાથી કોલસા પાણીની અંદર અપથ્ય તથા દુર્ગંધ ગ્રહણ કરી લે છે અને જળ સ્વચ્છ તથા શુદ્ધ બને છે.

**વિલક્ષણ દર્દો તથા તેના ખુલાસા**—'વૈદ્ય કલ્પતરૂ' માં એક વૈદ્યે પૂછેલા કેટલાક વિલક્ષણ દરદોનાં પાંચ દાખલા હમે એક ગત અંકમાં આપ્યા હતા. તેનો ખુલાસો એ પત્રના ગતાંકમાં એક બે લેખકોએ લખી મોકલ્યો છે. તેનો સાર એ છે કે જેને ડા હાથ ઝાડો ઉલટી રહે છે અને ૩॥ દીવસ આરામ રહે છે તે દરદ મુદતબંધી કહેવાય. અને મેલેરીયા શીવાય બીજું મુદતબંધ દરદ નથી. તેની અસર તે હોવી જોઇએ. (૨) રવિવારેજ થતા ગર્ભ, બાલક મૃત્યુ આદિનું કારણ નિયમિતના જ છે. તે મૃતવત્સદોષ વાળી હશે. (૩) વાંદરૂ સર્પ આદિ જન્મી મરી ગયાં તે કાંઇ ખરેખાત વાંદરૂ આદિ અમાનુષી પ્રજા નથી, પરંતુ બાલકની માત્ર તેને કાંઇક મળતી આવતી આકૃતિ છે, અને તેનું કારણ ગર્ભ અપક્વ હોવાથી અને પુરતો ખીલવા પહેલાં જન્મ થવાથી કદરૂપાપણું પ્રાપ્ત થવાનું છે. (૪) વિધવાનું પેટ મોટું હોવા છતાં ગર્ભ નથી, પણ ફુલે છે અને સ્તનમાં દુધ આદી છે. તેનું કારણ મનની હોંસ ઇત્યાદિ લાગણી હશે. "સ્પુરીઅસ પ્રેગનન્સી" અર્થાત મનોવિકારને લઇને ગર્ભવતી થવું તે પણ હોય.

અખૂટ
કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

| |
|---|
| તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી. |
| કુદરતથી આવેલી કમતાકાતને ઘણી ત્વરાથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે. |
| અખૂટ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે. |
| ત્રીશ વર્ષો થયાં વધારે વધારે ખપતી ફ્તેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્તિના મજબૂત સ્તંભો છે. |

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.
જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં ગણી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર—કાઠિયાવાડ.



# RAMJI BHAGWAN & BROS.

GOLDSMITHS, SILVERSMITHS, JEWELLERS

AND

FINE ART MANUFACTURERS.

Beg to call the attention of the public to their large, choicest assortment of Gold Ornaments of latest Patterns Carved and Silverware, Presentation articles of every description and an unique of Indian and English mounted Jewellery

209 *Shaik Memon Street, Bombay*, Telephone No





હજામો રોકવાં પડે છે ! અને દાઢી રાખવી તથા કાપવી એ પણ દરજીના જેવો એક હુન્નર થઇ પડયો છે. તેના અનેક નિયમો અને ઉપનિયમો રચાયા છે. અને પાતળા તથા જાડા માણસોએ, આચ્છી તથા પુષ્કળ ઉગવાળી દાઢીવાળાં માણસોએ, જાડા તથા પાતળા વાળવાળા માણસોએ, એ ભેદો છતાં, તથા એ ભેદને ધ્યાનમાં લઇને કેવી કેવી જુદી જુદી જાતની દાઢી રખાવવી તેનો પણ નિર્ણય ત્યાંના બુદ્ધિમાન્ હજામો (આ બે શબ્દો પરસ્પર વિરૂદ્ધ છે એમ કોઇએ ધારવું નહીં) એ કરી રાખ્યો છે !

હજામતનો અર્થ હાલમાં ફક્ત વાળ મુંડી નાંખવાનો પ્રચાર એવો કરવામાં આવે છે. તેનો મૂલ અર્થ તો હજામનું કર્તવ્ય જોતાં તેની વ્યાખ્યા આ પ્રમાણે હોવી જોઇએ. "શરીરના બાલની રક્ષા તથા શ્રૃંગાર કરવાની વિદ્યા તથા હુન્નર" 'ટોઇલેટ' માત્રનો તેમાં સમાવેશ થાય છે અથવા થવો જોઇએ. દાઢી એ શરીરના અમુક અંગ ઉપર ઉગતો ગુચ્છ છે, અને તેની રક્ષા કરવામાં તથા તેને સુંદર બનાવવામાં, અનેક પ્રજાઓ પોતાનું મહત્વ તથા માન પ્રાચીનકાલથી માનતી આવી છે. હીંદુ મહા જાતિમાં માત્ર શિખોજ એક ધર્મ તરીકે દાઢી રાખે છે. રજપુતો તથા રજપુતાનાના મારવાડીઓ આદિ જાતો પણ તે ધારણ કરે છે. પરંતુ તેનું પ્રયોજન શોભા, અથવા પુરૂષત્વનું પ્રદર્શન વિશેષ છે. શીખોના તો ગુરૂની આજ્ઞા છે કે નખ કપાવવા નહીં તેમજ કેશ કદાપિ તેઓએ મુંડાવવા કે કતરાવવા નહીં. મુસલમાનોમાં પણ દાઢી રાખવી બહુ સાધારણ છે. જો કે હાલમાં હીંદુઓમાંથી તે નીકળી ગઇ છે તો પણ પ્રાચીનકાળમાં તે રાખવાનો રીવાજ હશે એમ માનવાનાં અનેક કારણો છે. બ્રહ્મા તથા શિવ આદિ પ્રાચીન દેવોની છબીઓ આપણા જોવામાં આવેછે તેમાં તેમણે દાઢી રાખેલી બતાવી હોય છે. જો પ્રાચીનકાલમાં એનો સર્વથા નિષેધ હતે તો એવી કલ્પના અસંભવિત હતી. આખી પૃથ્વીપર પ્રાચીન કાલમાં દાઢીનુ બહુ માન હતું. તે સંપૂર્ણ પુરૂષત્વનું ચિન્હ તેમ જ સિદ્ધિ રૂપ હતી, કારણ કે છોકરાઓને તેમજ સ્ત્રીઓને તે હોતી નથી. પાશ્ચાત્ય દેશોમાં જો સ્ત્રીને મૂછ કે દાઢીના આંકડા જરા પણ ફુટે છે તેને લોકો ડાકણ ધારે છે, અને તેને ભૂત જેવોજ પરણે છે ! એટલુંજ નહીંપણ પુરૂષની દાઢીનું માન તથા ગૌરવ પણ જેવું તેવું નથી. તેનો સ્પર્શ ગમે તેમ કરવો એ મહા અપમાન દાઢી ઉગાડતા દેશોમાં સમજવામાં આવે છે. પ્રાચીનકાલના રોમન લોકો દાઢી રાખતા. તે દેશની રાજસભાના સભ્યો (સેનેટરો) પોતાની ઝુલતી દાઢી માટે જેવા તેવા અભિમાની હોતા. જ્યારે ઉત્તર તરફના ગોથીક જંગલીઓએ (૪ થી સદીમાં) રોમ ઉપર હુમલો કર્યો ત્યારે રોમન પાર્લામેંટમાં સેનેટરો નિસ્તેજ કાષ્ઠ મૂર્તિ પેઠે દિઙ્ગમૂઢ જેવા બેસીજ રહ્યા હતા. એ તે જંગલી ગોથોએ રાજસભામાં પ્રવેશ કીધો. તો પણ કોઇ પણ દાઢીદાર સેનેટરે હાલ્યુંચાલ્યું નહીં. જડભરત જેવા દિઙ્ગમૂઢોને આમ જોઇને દાઢી વગરના ગોથો પોતે દિઙ્મૂઢ તથા આશ્ચર્યચકિત થયા. તે પુતળાંઓ શું અને કોણ છે તે વિષે ગોથોને શંકા થઇ. તેથી એ શંકાસમાધાન સારૂ એક સેનેટરની જરા દાઢી હલાવી જોઇ ! બુદ્ધની શાંતિ રૂપ મૂર્તિમાંથી અગ્નિ ઝર્યો ! દાઢીને હાથ અડાડનાર હરામખોરને પેલાએ સપાટો ચોઢી કાઢયો. આ માટે તો પ્રાણનો ભોગ આપવો પડયો, પરંતુ અપમાનનો આબાદ જવાબ આપેલો હોવાના સંતોષ સહિત તે મૂવો ! ઇંગ્લંડનો રાજા જોન જ્યારે ઇ. સ. ૧૧૮૫ માં આયર્લેંડની મુલાકાતે ગયો, ત્યારે તેણે કેટલાક ઉમરા-

જડ ચીજોની પેઠે વાપનાર દુષ્ટ, બેલ્જીયમનો રાજા લીયોપોલ્ડ હતો. યુરોપમાં હવે ઘણા દાઢી રાખે છે, પરંતુ તે આખી અને કતરાવેલી. ફ્રેંચ લોકો વળી ખાસ હજામત કરાવેલ જ. ત્રિકોણુ તથા અણીદાર ઘાટની દાઢી રાખે છે, જે " ફ્રેંચ બીયર્ડને " નામે પ્રસિદ્ધ છે. જો આપણા હજામો તેવી વગર શીખે બનાવવા જાય તો દાઢીને બદલે ખડીયા કે હાંડી જેવું કાંઇક વેતરી આપે. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના પ્રેસીડંટો થયા છે તે સઘળા દાઢીવાળાજ હતા. ફ્રાન્સમાં ઇંગ્લાંડના જેવો દાઢી મુછ મુડાવવાનો રીવાજ બહુ અસાધારણુ છે. ફક્ત ફ્રેંચ નાટકકારોજ તે મુડાવે છે. ઇંગ્લાંડની હોટલોમાં ' વેટર ' ની નોકરી કરનારા ફ્રંચમેનોને જ્યારે ૧૯૦૭ માં સભ્યતાની નીશાની તરીકે મુછ મુડાવવા હોટલના માલીકોએ હુકમ કીધો ત્યારે તેઓને તેથી એવું ખોટું લાગ્યું હતું કે તેઓએ હડતાલ પાડી હતી !

## રોમન કેથલીકો.

રોમન કેથલીક પંથના ધર્મ ગુરૂઓ ઘણું ખરૂં દાઢી તેમજ મુછ બન્ને બોડાવી નાંખે છે. તે મહાપંથના ધર્માધ્યક્ષ પોપો પણ બે સદી થયાં સાફ સપાટજ મુખ રાખે છે. પરંતુ જેઓ ખ્રીસ્તી ધર્મના પરદેશોમાં પ્રચાર કરવાનું કામ કરે છે તેઓ તો તે " પ્રભાવ પાડવા સારૂ " ધારણુ કરે છે ! એ પંથના મઠોના જુદા જુદા નિયમો છે. " ડોમીનીકન " મઠના ધર્મગુરૂઓ દાઢી મુછ ઉતરાવે છે ત્યારે ફ્રેન્સીસ્કન મઠવાળાઓ ( આજ એ મહાપંથના બે સૌથી મોટા તથા મુખ્ય "ઓર્ડરો" છે) તે ઉગાડે છે. પરંતુ મુડાવવું તો સામટુંજ; એક નહીં, એ નિયમને તો બધાજ માન આપે છે. દાઢી મુડાવી તો મુછ પણ મુડાવવીજ પડે. માત્ર ડલમેશીયા ( ઓસ્ટ્રીયાનો એક ભાગ ) નાજ રોમન કેથલીક પાદરીઓને અપવાદ તરીકે કેવળ મુછ ધારણુ કરવાની ખાસ પરવાનગી આપવામાં આવી છે, અને તે પરવાનગીનું કારણુ ત્યાંની પ્રજાની તાસુબી ( પ્રેજ્યુડીસ ) તથા ચહેરાના બીજા કોઇ જાતના દેખાવ પ્રતિનો સખત વિરોધ છે.

## ઇગ્લંડની ફેશન.

ઇંગ્લંડમાં એક વખત એવો હતો કે જ્યારે શ્મશ્રુ ધારણુ કરવી એ ફેશન હતી. રાણી એલીઝાબેથના સમયના જે પ્રખ્યાત રાજ દરબારીઓની તસવીર હજી જોવામાં આવે છે તે સઘળા દાઢીવાળા જોવામાં આવે છે. તેના ઉપર એક તરફ હજામો તથા બીજી તરફ પરવારતાઓ પુષ્કળ સમય વ્યતીત કરતા. દાઢીને તેઓ સુગંધથી ભરીને સુગંધિત કરતા, તેમાં પાઉડર નાંખતા, અને કાંસકી વગેરેથી તેને અનેક રીતે ઓળના, વાળતા તથા આંકડાદાર બનાવતા. રાજા જેમ્સના વખતમાં પણુ તે ધારણુ કરવાનો રીવાજ હતો. તે પછી રાજા ચાર્લ્સે તેમાં ફેરફાર કીધો, એટલે અનુકરણુ કરનારી પ્રજાએ પણ તેમ કીધું. રાજાનું અનુકરણુ કોણુ નથી કરતું ? જાપાનનો મહારાજા દાઢી રાખે છે તેથી સઘળા મોટા અમલદારોને પણ તે થોડી ઘણી રાખવી પડે છે. અને રાણી એનના વખતથી તો દાઢી રાખવાની નીકળીજ ગઇ છે. ૧૮૪૦ માં આ રંગમાં જરા ભંગ થયો હતો. તે વર્ષમાં રેડીકલ પક્ષનો મી. મુન્ટઝ નામનો સભાસદ્ પાર્લામેંટમાં દાખલ થયો. તેણે આખી દાઢી રખાવી હતી જેથી તેણે મહાસભાના અલિખિત કાયદાનો ભંગ કીધો, તેનો અપરાધ કીધો તથા તેનું અપમાન કીધું એવો આક્ષેપ ઘણાક સભાસદોએ મુકયો હતો. જાનવરોના પ્રખ્યાત ચીતારા જેમ્સ વોર્ડે (ઇ. સ. ૧૮૫૯માં મરણુ પામ્યો) પણુ જગતની પરવા ન કરતાં આખી અંદગી સુદ્ધાં દાઢી રખાવી હતી. તે સારૂં તેના પર ટિકાના પ્રહાર થવા લાગ્યા, પીછી છોડી,

તેણે કલમ પકડી અને જાનવરો પર લક્ષ આપવાનું મુલતવી રાખી મનુષ્યો પર આપ્યું. ચિત્રો પાડવાને બદલે તેણે પવિત્ર દાઢીના બચાવમાં એક ચોપાન્યુ પ્રગટ કર્યું, જેમાં ૧૮ દલીલોથી તેણે સિદ્ધ કર્યું કે, હુન્નરપ્રિય તેમજ જગતકર્તાને દાઢી પ્રિય છે! હવે ઈંગ્લંડના ઉચ્ચ મધ્ય વર્ગમાં દાઢી માત્ર નહીં પણ મુછ મુડાવવાનું પણ સાધારણ થઇ પડ્યું છે, અને કહે છે કે, નાટકના કૃત્રિમ રીતે બડમુચ્છા બનતા પાત્રો પ્રજાપ્રિય હોવાથીજ, બડમુચ્છાપણું પણ તેની સંગે પ્રજાપ્રિય થવા પામ્યું છે. લશ્કરીઓને હોઠ મુડાવાની મના છે તેને શરણ થવું પડે છે તે માટે ઘણા બહુ દલગીર છે. ઘણું ખરૂં બેરીસ્ટરો તો હમેશ મુછનું બલીદાન આપે છે. રાજદ્વારીઓ તથા વર્તમાનપત્રકારો પણ સામાન્ય રીતે શાસ્ત્ર સુતકનું પાલન કરે છે. આપણા ઉપરા ચાપરી બે વાઇસરોયો લોર્ડ કર્ઝન અને લોર્ડ હાર્ડીંજ મુછ વગરનાજ છે. માત્ર દાઢીવાળો તો હાલના વખતમાં એકજ હતો અને તે યશસ્વી ન્યાયપ્રિય સ્વ. લોર્ડ રીપન હતો. તે રોમનકેથલીક હતો. ઈંગ્લંડનો વડો પ્રધાન મી. એસ્કવીથ પણ મુછ રાખતો નથી. લોર્ડ મોર્લી પણ તેમજ કરે છે એક અદ્યાપિ પૂર્વે બેરીસ્ટર તથા બીજે વર્તમાનપત્રકાર હતા. પિતાપુત્ર ચેમ્બર્લેનો પણ તેનો છેદ કરે છે. મી. લોઇડ-જ્યોર્જ તથા મી. બાલ્ફર મુછના શોખીન છે. લોર્ડ કીચનરના પ્રખ્યાત આંકડા તેમનું ચિત્ર જોનારાની આંખ આગળ તરી આવે છે. કોનઝર્વેટીવો કરતાં લીબરલ રાજદ્વારીઓમાં મુછ આપવાનો રીવાજ કાંઇક વિશેષ જોવામાં આવે છે. વિદ્વાન તથા બુધ્ધિથી કામ લેનારા વ્યક્તિઓમાં મુછનું નિકંદન કરવાની વૃત્તિ વિશેષ જોવામાં આવે છે. પરંતુ તે કાંઇ સ્થાપિત નિયમ છે એમ કોઇએ સમજવાનું નથી. વિદ્યાપ્રિયો નિરર્થક ઉપાધિના નિકંદક હોય છે એ નિયમને પરિણામેજ વિદ્યાનાં વિશેષ રાગી લીબરલોમાં દાઢી મુછનો નાશ ધનપ્રિય કોન્ઝર્વેટીવો કરતાં વિશેષ થયલો જોવામાં આવે છે.

## સારૂં શું ?

આ વાંચીને કદાચ દરેક વાંચનાર મનમાં મુંઝાશે કે મારે કરવું શું? રાખવી કે નહીં? તેની સંતોષકારક સલાહ આપવી હમારા સામર્થ્યની બહાર છે. એકંદર એ બાબત એટલી નિર્જીવ છે કે, તેપર બહુ ગંભીર વિચાર કરવાની જરૂર નથી. જો શોભાની દ્રષ્ટિયે જોઇશું તો તો, આપણને મુછવાળા પુરૂષનેજ શોભાયમાન ગણવાના સંસ્કાર જન્મથી પડી ગયલા હોવાથી, બડમુચ્છાને કદરૂપાજ ગણવા પડશે. મુછમાં કુદરતી શોભા છે એમ તો માની શકાશેજ નહીં. તેમ હોત તો મુછવાળી સ્ત્રી સૌથી ખુબસુરત ગણાતે. વળી મુછ વગરનો છોકરો જેવો સુંદર લાગે છે તેવો તે મુછ આવતાં લાગતો નથી. તે ફુટતાંજ તે મ્લાન પડતો તથા ચંદ્ર શુદમાંથી વદમાં જતો લાગે છે. પરંતુ મુછવાળા પુખ્ત વયના પુરૂષોમાં મુછ વગરનાને કદરૂપો ગણવાની આપણી આંખને ટેવ પડી ગઇ છે. હવે પૂર્વ કાલમાં જ્યારે દાઢી સર્વત્ર હતી ત્યારે દાઢી વગરના જે દ્રષ્ટિયે સરાસર કદરૂપા લાગતા તેજ દ્રષ્ટિથી હવે મુછ વગરના કદરૂપા લાગે છે. હવે દાઢી વાળા વધારે સુંદર લાગે છે એમ લોકો માનતા નથી–આંખ પણ તે વાત કબુલ કરતી નથી! શા માટે ? એટલાજ માટે કે દાઢીમાં સુંદરતાના ગુણનું આરોપણ કરવાના સંસ્કાર પડી ગયા નથી. આપણું મનજ નહીં પણ આંખ પણ ટેવની દાસ છે. એ સંસ્કાર કાંઇ એકદમ છુટશે નહીં. ને નથી છુટતા ત્યાં સુધી તે સત્ય માનીનેજ ચાલવું પડશે. તે છુટવાને જુગો નહીં પરંતુ પેઢીઓ જોઇશે. તેથી હમે એક નિયમ તરીકે કહીશું કે શોભાની દ્રષ્ટિથી તો મુછ મુડાવવી એ

હાનિકારક છે પરંતુ બીજી દ્રષ્ટિ પણ લક્ષમાં રાખવા જેવી છે. બીજી દ્રષ્ટિ તે સગવડ છે. શોભા શિવાય તેનો કશો ઉપયોગ નથી તેની કોઇના પાડશે નહીં. તેના વાળ જાડા, તાજુનાં તથા તંણાતાં દુઃખ આપે એવા છે. હરહમેશ સફ ન રાખે તો તેમાં મેલ ભરાવાનો તથા રોગના જંતુઓ પ્રવેશ થવાનો પણ ભય છે. તેથી જો તેને દાઢી સાથે વિદાય કરવામાં આવે તો કાંઇ ખાસ વાંધા જેવું તો નથી. આરોગ્યવિદ્યાની દ્રષ્ટિથી તો તે ઉત્તમ છે. પરંતુ આપણા સંસ્કારોની તે વિરૂદ્ધ છે. એટલુંજ નહીં કિંતુ આપણા પુરૂષત્વના અભિમાનને પણ એ ક્ષુરકર્મ અપમાનકારક છે. એ ધર્મશંકામાં એકજ નિરાકરણ હમને સૂઝે છે અને તે એ છે કે જેને જેમ ફાવે તેમ કરે ! તેમાં કોઇએ વાંધો લેવો નહીં !!

---

## વનસ્પતિ રાજ્યના ચમત્કારો.

( લેખકઃ—રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એ. બી. એસ સી. )

( ૧ )

પ્રિય પાઠકગણ !

વનસ્પતિ તો આ ફળદ્રુપ દેશમાં ઘણીએ જોઇ હશે, પણ કોઇ દિવસ વિચાર કર્યો છે કે એની ઉત્પત્તિ, વૃદ્ધિ અને ક્ષયના નિયમોનું સંશોધન કરી આધુનિક પાશ્ચાત્ય પ્રજા અને પ્રાચીન આર્ય પ્રજાએ અનેકલાભો ઉઠાવ્યા છે ? ખાત્રી છે, માફ કરશો, કે આપમાંના ઘણાજ થોડાએ એ સંબંધમાં કંઈ પણ વિચાર કર્યો હોય ! ઘણાંનું શાસ્ત્રો અર્વાચીન અને પ્રાચીન વિષેનું ભાન, ઘણી વખત અમારા બાપદાદા સર્વે શાસ્ત્રોમાં કુશળ હતા એટલું કહેવામાંજ સમાપ્ત થઈ જાય છે. તેમના જેટલી કુશળતા કોઇ પ્રજાએ અદ્યાપિ પર્યંત મેળવી નથી, અને અનેક પ્રયત્નોથી પણ મેળવી શકશે નહીં, આવાં વચનોના ઉદ્ગારમાંજ સર્વત્ર દેખાય છે. અલબત્ત હાલ હાલે જ્યાં ત્યાં પશ્ચિમની પ્રજાએ ભૌતિક શાસ્ત્રોમાં કરેલા જ્ઞાનના વધારા તરફ આપણા દેશીઓનું ચિત્ત આકર્ષાયું છે ખરૂં. પણ હજુ તે જોઇએ તેવું નથી. જરૂરી સાધનોના અભાવથી ઉત્સાહ મંદ થાય છે ખરો, પણ આપણી સામાન્ય કહેવત " મન હોય તો માળવે જવાય " પ્રમાણે આપણું મન પશ્ચિમના હુન્નર ઉદ્યોગ અને જ્ઞાન તરફ બરોબર વળ્યું, તો જેમ જાપાને અર્ધી સદી કરતાં ઓછી મુદ્દતમાં જેટલું કરી બતાવ્યું છે તેથી વધારે તો કદાચ નહીં પણ તેટલુંએ કરી શકીશું એમાં કંઇજ શક નથી.

આ સાર્વત્રિક અધોગતિના આવર્તનના પ્રસ્તુત સમયમાં આપણા પ્રાચીન આર્યોએ કેળવેલું અને મેળવેલું વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન અત્યારે લુપ્તપ્રાયઃજ છે. એટલે ગમે એટલું સ્વદેશાભિમાન હોવા છતાં સશોક હૃદયે પણ પાશ્ચાત્ય વિદ્વાનોએ મેળવેલું, કેળવેલું અને રાખેલુંજ અત્યાર જમીને પચાવીએ તોએ બહુ સારૂં. વનસ્પતિવર્ણનનાં અંગ્રેજી પુસ્તકો વાંચતી વખતે જ્યારે એવું જાણવામાં આવે છે કે વિલાયતમાં બેઠેલા અંગ્રેજ વિદ્વાને મહાબળેશ્વર, કે વાસન્કેશ્વર કે આસામ કે હિમાલય ઉપર કઇ વનસ્પતિ ઉગે છે તે પણ જાણે છે. વળી તે કયા કામમાં આવે છે, તે જાણે છે એટલુંજ નહીં પણ હિંદુસ્તાનની વનસ્પતિ ઉપર તેઓ પુસ્તકો

લખે છે ત્યારે એ વિદ્યાના અભ્યાસ ઉપર તેમને કેટલો શોખ, ઉત્સાહ અને કેવાં સારાં સાધનો તેમની પાસે હશે એ વિચારવા જેવો પ્રશ્ન થઇ પડે છે. એથી ઉલ્ટું આપણા દેશના વિદ્વાનો અને અવિદ્વાનો, સાધનવાળા શ્રીમંતો અને સાધન વિનાના ગરીબો પોતાનાં ફળીયામાં ઉગેલી વનસ્પતિને પણ ભાગ્યેજ ઓળખતા હશે ! ને ઓળખવાની દરકાર પણ ભાગ્યેજ કરતા હશે ! ! આ શું ઓછા ખેદની વાત નથી. ! !

હાલના પાશ્ચાત્ય વિદ્વાનોની માફક પ્રાચીન આર્ય વિદ્વાનો પણ વનસ્પતિની શોધખોળ કરતા, તેના ગુણ દોષ તપાસતા, નવી જણાયલી વનસ્પતિ નોંધી લેતા અને એ ધારણ ઉપર શોધ ખોળ આગળ ચલાવતા હતા. આ હકીકત આપણા વૈદક ગ્રંથો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. એક અંગ્રેજ * વિદ્વાન આ દેશમાં આવી વનસ્પતિની ઘણી શોધખોળ કરી આખા પશ્ચિમ હિંદુસ્તાનની તમામ વનસ્પતિનો વ્યવહાર અભ્યાસ કરી આપણને શીખામણ આપે છે કે:-

By natives of India alone can Botanical science be pursued in India with the same sucess which has attended the efforts in this direction of Europeans in Europe. × × × × × × ×

Perhaps there are not half a dozen men in this Presidency, who could go into any ordinary Ghaut jungle and tell its trees and plants by their leaves alone.......................It will be a day of real progress in India, which sees the educated Brahmin going forth into that jungle to learn deeper lessons from it, than even the most eloborate of Soma sacrifices can teach him, " in a spirit of love and of sound mind; " and he may perhaps find that many a despised dweller in its recesses has a knowledge of its plants and animals, and of other things besides, which he and all his educated fellow-country-men would do well to respect and utilize. The great Moanstuart Elphinstone was found late in life attentively sitting amid stundents, to learn to the last whatever was to be learnt; and India will be great, in what constitutes true greatness, when her greatest men are not ashamed to do the like. '

અર્થ:—" યૂરોપમાં યૂરોપીયનોએ વનસ્પતિ શાસ્ત્રમાં પ્રયત્ન કરીને જેટલી કુશળતા મેળવી છે તેટલીજ કુશળતા હિંદુસ્તાનમાં પણ તે દેશના વતનીઓજ મેળવી શકે એમ છે.........હાલતો કદાચ, ઘાટના એકાદાં જંગલમાં જઇ પાંદડાં ઉપરથીજ વનસ્પતિ ઓળખી શકે એવા અર્ધો ડજન સખસો મળવા પણ મુશ્કેલ પડશે...........પણ હિંદુસ્તાનના ખરેખરા સુધારાનો વખત ત્યારેજ આવેલો કહેવાશે કે, જ્યારે કેળવાયલો બ્રાહ્મણ સોમયજ્ઞોની લાંબી લાંબી ક્રિયાથી મળતાં જ્ઞાનને બદલે, જંગલમાં જઇ વનસ્પતિ વિદ્યાની શોધ ખોળ કરી, તેનાં કરતાં વધારે ઉંડાં રહસ્યનો બોધ પ્રેમથી અને પક્વ બુદ્ધિથી મેળવતો થશે. ત્યાં એને એવું ભાન થશે કે તે જંગલોમાં ઉંડાણમાં રહેતા અને ધિક્કારપાત્ર ગણાતા લોકોને વનસ્પતિ, પ્રાણી, અને બીજી બાબતોનું જ્ઞાન તેને અને બીજા કેળવાયલા બંધુઓને પણ માન આપવા લાયક અને ઉપયોગી થઇ પડે એવું છે. છેક ઘડપણમાં પણ તે મહાન માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સટન વિદ્યાર્થીઓની ભેગે બેસી જોઇએ શીખવા યોગ્ય હોય તે શીખવા તત્પર રહેતો હતો. અને જ્યારે હિંદુસ્તાનના મોટામાં મોટા માણસો પણ એના જેવુંજ કરશે ત્યારે આર્યાવર્ત ખરેખરી ઉન્નતિએ પહોંચેલો ગણાશે—"

---

* Mr. F. Gell. B. A. ( Cantab ).

આ વાક્યો ઘણાં કીમતી છે. તે દરેક દેશોન્નતિ ઇચ્છનાર સજ્જનોએ હૃદયમાં કોતરી રાખવાં ઘટે છે. વિદ્યાનો મોહ લાગવો એ ન્હાની સુની વાત નથી અને લાગ્યો એટલે ગમે એટલી અડચણ હોવા છતાં વિદ્યાવૃદ્ધિ કરવામાં ઘડપણ કે મોટપણનો પ્રશ્ન રહેતો નથી. ધારું છું કે આટલું વિવેચન, કે પછી ઠપકો કહો, ( જો કે હું ઠપકો આપવા યોગ્ય નથી ) મારા દેશ બંધુઓની સુસ્તી ઉડાડવામાં, ખોટી નિવૃત્તિની ડંફાસનો ત્યાગ કરાવવામાં પુરતું છે; માટે હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ.

મનુષ્યોનાં જેવાં વિવિધ પ્રકારનાં રાજ્યો છે, તેવાંજ ઇતર પ્રાણીઓનાં અને વનસ્પતિનાં પણ રાજ્યો છે. આ રાજ્યો વિશાળ છે. એનો સંપૂર્ણ અભ્યાસ એક મનુષ્ય જીંદગીમાં થઇ શકે એવો નથી. માટે એના વિવિધ વિભાગો કરવામાં આવ્યા છે. એ જુદા જુદા વિભાગોમાં જુદા જુદા વિદ્વાનોએ જુદી જુદી વખતે વધારો કર્યા કીધો છે. અત્રે આપણો હેતુ સમગ્ર વનસ્પતિ શાસ્ત્ર કે વિદ્યાનું વર્ણન કરવાનો નથી; પણ કેટલીક જાણવા જોગ હકીકતોની સંક્ષિપ્ત નોંધ કરવાનો છે. સંક્ષિપ્ત નોંધ વાંચવાથી પણ પૂર્ણાનંદ મળી શકે એમ નથી. આ શાસ્ત્ર બીલકુલ વ્યવહારૂ ( Practical ) છે. જંગલમાં કે બાગમાં કે શાળામાં વનસ્પતિઓનાં ભિન્ન ભિન્ન અંગોની તપાસ સૂક્ષ્મદર્શક યંત્ર વડે કરી જોવાથી જે આનંદ મળે છે, અને નવું નવું જાણવાનો જે ઉત્સાહ થાય છે, તે આનંદ અને તે ઉત્સાહ આ મારા ક્ષુદ્ર લેખથી કદિ થઇ શકવાનો નથી. છતાં સામાન્ય માન્યતા અને શાસ્ત્રીય માન્યતામાં કેટલો તફાવત છે, એટલુંજ જણાય તોયે મારો ઉદ્દેશ સફળ થયલો સમજીશ. અને તેથી શાસ્ત્રીય અવલોકન તરફ આપણા લોકોની અભિરૂચી થશે એમ ધારી શકાશે.

વનસ્પતિ અને જંતુ કે પ્રાણીમાં શો ભેદ છે, એનું ટુંકમાં વર્ણન કરીએ તો એવું કહી શકાય કે વનસ્પતિ બહારના ખનિજ દ્રવ્ય, પાણી, વાયુ, કાર્બોનીક એસીડ ગેસ ઇત્યાદિમાંથી પોતાને જોઇએ તે પદાર્થ ખેંચી લઇ પોતાના શરીરનું પોષણ કરે છે; પરંતુ પ્રાણી એમ કરી શકતાં નથી. પ્રાણીઓ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પોતાને જોઇતા પદાર્થ વનસ્પતિ પાસેથી લે છે. એટલે વનસ્પતિ કાચા ખોરાકના તત્ત્વમાંથી પોતાનો જોઇતો ખોરાક ઉત્પન્ન કરી લે છે, અને પ્રાણીઓ વનસ્પતિ પાસેથી તૈયાર માલ મેળવે છે. છતાં કેટલીક વનસ્પતિ પ્રાણીઓની માફક તૈયાર માલ ખાતી અને તે વળી માંસ જેવી વસ્તુ ખાતી માલુમ પડી છે, અને કેટલાંક પ્રાણી એવાં માલુમ પડ્યાં છે કે જે સામાન્ય વનસ્પતિની માફક સાદાં તત્ત્વમાંથી જોઇતો ખોરાક બનાવી શકે છે. એ ઉપરથી પ્રો. હક્ષ્લી કહે છે કે એ બે વચ્ચેનો ભેદ કેટલીક વખત જાતિનો નથી પણ વધતાં ઓછા વિકાસનોજ હોય છે; એટલે અમુક સેન્દ્રિય પદાર્થને પ્રાણી કહેવું કે વનસ્પતિ કહેવી તેનો નિર્ણય થઇ શકે એમ નથી."

આપણે એ નિર્ણય કરવાની અત્રે જરૂર નથી કે વસ્તુતઃ વનસ્પતિ અને પ્રાણીમાં ભેદ છે કે નહીં; પણ જ્યારે આપણે મનુષ્યને માંસ ખાવાની મના કરીએ છીએ અને કહીએ છીએ કે માંસ ભક્ષણ અશાસ્ત્રીય છે, ત્યારે * માંસ ભક્ષણ કરનારી, વિચિત્ર વિરોધાભાસયુક્ત વનસ્પતિઓ કયી છે તે જાણવું જરૂરનું છે.

* અત્રે એવી ગેરસમજ ન થવી જોઇશે કે હું માંસભક્ષણનો પક્ષકાર છું. માંસ-

વાંચનાર આશ્ચર્ય તો પામશે કે માંસભક્ષણ કરનારી વળી વનસ્પતિ દુનિયામાં થતી હશે ? હા ભાઈ, થાય છે; અને તે વળી હિંદુસ્તાનમાં પણ થાય છે. એ કંઇ અમેરિકા કે યૂરોપ તરફનો ગપગોળો નથી. અત્યાર સુધીમાં આવી જે થોડી વનસ્પતિઓ જણાયલી છે તેનાં આ વખત માત્ર નામ આપીશું-સૂર્યશિશિર; માખી પકડવાની જાળ તથા સાંપલો- ( Venus flytrap ) આલેન્દ્રો ભાંડા, સ્થાલી વનસ્પતિ, ( Bladder Wort ) ઘડા વનસ્પતિ ( Pitcher plant ) ભેરી (sarracenia)

( અપૂર્ણ )

## ભગવાન્ ( ભાષ્યકાર) શંકરાચાર્યનું જીવન ચરિત્ર.

Western people can hardly imagine a personality like that of Shankaracharya. In the course of a few years to have nominatep the founders of no less than ten great religious orders of which four have fully retained their prestige to the present day; to have acquired such a mass of Sanskrit learning as to create a distinct philosophy and impress himself on the scholarly imagination of India is a pre-emenence that twelve hundred years have not sufficed to shake.--The late *Swamines Nivedita.*

અર્થ:—શંકરાચાર્ય જેવા વ્યકિતની કલ્પના પણ પાશ્ચાત્ય લોકો કઠિનતાથી કરી શકશે. દશ મહાન ધાર્મિક સમૂહો-જેમાંના ચારે તો અદ્યાપિપર્યંત પોતાની પ્રતિષ્ઠા પૂર્ણ રીતે સાચવી રાખી છે. તેની થોડાજ વર્ષોમાં સ્થાપના કરી શકવી; એટલી બધી સંસ્કૃત વિદ્યાની પ્રાપ્તિ કરી શકવી કે જેથી એક સ્વતંત્ર ફીલસુફી ઉત્પન્ન થાય અને આર્યાવર્તના વિદ્વાનોનાં ચિત્ત ઉપર પોતા વિષે છાપ પડે એ-એક એવી વિશેષ બાબત છે કે જે બારસો વર્ષ વ્યતીત થઈ જવા છતાં ડગમગી નથી- સ્વ. સ્વામિની ભગિની નિવેદિતા ( મીસ માર્ગારેટ નોબલ. )

પ્રાતઃસ્મરણીય ભગવાન્ કૃષ્ણચંદ્ર પછી ભગવાન્ આદ્યશંકરાચાર્ય આર્યાવર્તના નિ:સંદેહ સૌથી મહાન ધર્માચાર્ય છે. એ મહા પુરૂષ આર્યાવર્તના ઉચ્ચતર કોટીના વિદ્વાન અને વિચારશીલ ધર્મપ્રેમીઓના એક બહુ મોટા ભાગનાં ચિત્તના ગણ બારસો વરસ થયાં ઉત્તર ધ્રુવ સમાન છે. એ સન્યાસીઓના રાજાની જ દિશામાંજ સાંપ્રત વિદ્વાન બ્રાહ્મણો તેમજ અન્યો પોતાના વિચાર અને આસ્થાનાં વહાણોનાં લંગર નાંખે છે અને પડાવ કરે છે ! અચ્ચીન, એવા પુરૂષમાં કાંઇક અદ્દભુત આકર્ષકતા હોવી જોઇએ, નહીં તો વિદ્વાનો જેઓ સ્વભાવે તો વ્યકિત સ્વાતંત્ર્ય અને સ્વમતાવલંબનના પ્રેમી હોય છે, તેઓ એ સ્વાતંત્ર્ય અને સ્વતંત્ર સ્વમતનો ત્યાગ કરીને, શંકરાચાર્યને મધ્ય બિંદુ તરીકે સ્વીકારીને તેની આસપાસના વર્તુલની લીટીના પરમાણુ ગાત બનવા કદાપિ કબુલ ના થાય ! શંકરાચાર્યમાં એવું પરિણામ આણનારી શી

ભક્ષણ અનેક રીતે દોષયુકત છે, અને તે ઉપર " સત્ય " ના ખાસ કોલમો ભરાય છે. મારો વિચાર પણ માંસાહાર વિરૂધ્ધજ છે.

મ. ર. વિ.

કેવી શકિતઓ હતી ? એઓ કોણ હતા, શું કીધું, કેમ કીધું, કયારે કીધું, કયાં કીધું એ પ્રશ્નો કુદરતી રીતે જીજ્ઞાસુના હૃદયમાં ઉઠે છે અને તેનો સંક્ષેપમાં ઉત્તર આપવાનો, તેનું આ જીવન ચરિત્ર એક ક્ષુદ્ર પ્રયાસ છે.

ભગવાન્ શંકરાચાર્યનાં જીવન વિષે ગ્રીક ફીલસુફ સુકરાતની પેઠે, કમનસીબે, બહુ થોડું જણાયું છે. તેમના વિષે થોડુંજ નિશ્ચિત છે. તેમની ઉત્પત્તિ, જન્મતિથિ ઇત્યાદિ અનેક બાબતો પણ અનિશ્ચિત અને તકરારમાં પડેલી છે. જે મૂલ લેખો છે તેમાં અસંભવિત તથા અત્યુક્તિથી ભરેલી તેમજ સ્પષ્ટ પક્ષપાત અથવા સ્પષ્ટ નિંદા–દ્વેષના પાસથી ખરડાયલી વાતોનું એટલું બધું મિશ્રણ છે, અને તેની ગુંચ પણ એટલી બધી વળી ગઇ છે કે ખરું ખોટું પારખી કાઢવું બહુ મુશ્કેલ કામ પડયું છે. તેમનાં જીવન પર પ્રકાશ પાડનારા મૂલ ગ્રંથો, જે સત્તા સમાન ગણાઇ શકે, તે માધવાચાર્ય ( વિદ્યારણ્ય ) આનંદગિરિ, ચિદ્વિલાસ તથા સ્વામી સદાનંદનાં " શંકર વિજયો " છે. તે ઉપરાંત સ્કંધ પુરાણના નવમા અંશનું પ્રકરણ છે. શાંકરમતના વિરોધી અને માધ્વ મતના પક્ષપાતી પંડિત નારાયણાચાર્ય કૃત મધ્વ વિજય તથા મણિમંજરીમાં પણ શંકરાચાર્ય વિષે કથન છે. તે ગ્રંથોપરથી જોડેલી તેમનાં જીવનની શ્રૃંખલા શંકરની મૂર્તિનાં ઝાંખા પણ ઓળખી શકાય એટલાં સાફ દર્શન કરાવે છે.

## શંકરની જન્મતિથિ તથા જન્મસ્થલ.

દંતકથા પ્રમાણે ભગવાન્ શંકરાચાર્યનો જન્મ કોચીન–શોરનર રેલ્વે લાઇન ઉપર આવેલા અલવોઇ નામના રેલ્વે સ્ટેશનથી છ માઇલ દુર આવેલા કલાડી નામના ગામમાં થયો હતો. શંકરનો શિષ્ય આનંદગિરિ કહે છે કે તેમનો જન્મ ચિદંબરમમાં થયો હતો. પરંતુ તે માટે તેના શીવાય બીજાનું પ્રમાણ નથી. શંકરાચાર્ય જાતે નંબુદ્રી બ્રાહ્મણ હતા, કે જે નંબુદ્રીઓમાં હજી પણ સૌથી મોટોજ ભાઇ પરણવાનો અને બીજા ભાઇઓ નેર જાતની સ્ત્રીઓને એમને એમજ રાખી બેસવાનો અતિ વિચિત્ર ધારો પ્રવર્તે છે. ત્રીચુરની પડોશમાં હજી પણ શંકરાચાર્યના માતૃ પક્ષનું વંશજ કુટુંબ વિદ્યમાન છે, તે " પઝુર પનાઇ ઇલ્લમ " તરીકે ઓળખાય છે. અને શંકરની માતાના કુટુંબ તરીકે તેને ગણવામાં આવ્યું મલબાર એકમત છે. જે સ્થલે તેમની માતાના દેહનો દાહ કર્યો હતો તે સ્થલ પણ હજી જીજ્ઞાસુઓને આંગળી કરી દેખાડવામાં આવે છે. શંકર કલાડી મલબારનો અને નંબુદ્રી બ્રાહ્મણ ઉપજાતિનો હોવાનું એક સબળ પ્રમાણ, હિમાલયમાં આવેલા બદ્રિકાશ્રમના નારાયણનાં દેવાલયનો પૂજારી હમેશાં શંકરનીજ જાતનો મલબારી નંબુદ્રીજ નીમવામાં આવે છે એ છે. શંકરના સમયથી એ રીવાજ છે, અને શંકરનો એ દેવાલય સાથેનો સંબંધ પ્રખ્યાત છે. તપોધનની નિમણુક તેની જાતમાંથીજ કરવામાં આવે છે. તે શંકરની જાત તથા જન્મસ્થલ સૂચવે છે.

## શંકરનો કલ્પેલો ચમત્કારિક જન્મ–અગ્રહાર.

શંકરના જન્મસ્થાન કલાડીમાં એક અગ્રહાર હતું. અગ્રહાર તે શું ? નીલકંઠ કહે છે કે, अग्रं ब्राह्मणभोजनं तदर्थं हियंते राजधानात् पृथक् क्रियंते ते क्षेत्रादयः। અર્થાત ખેતર વગેરે રાજધાનમાંથી રાજાઓ તરફથી આપવામાં આવેલું બ્રાહ્મણ ભોજન માટેનું ( વિદ્યાર્થે ) દાન. તારાનાથ વાચસ્પતિ કહે છે કે, गुरुकुलादावृत्तब्रह्मचारिणे देयं क्षत्रादि અર્થાત્ ગુરૂકુલથી આવે-

લા બ્રાહ્મણોને ( રાજા તરફથી ) દાનમાં આપેલા યોગ્ય ક્ષેત્ર આદિ. આર્ય રાજાઓની વિદ્યાપોષકતાનો અગ્રહારની સંસ્થા એક સ્મરણ સ્થંભ છે. હજી પણ દેશમાં સઘળે સ્થળે બ્રાહ્મણોની ઉપજીવિકાનું તે સાધન છે, અને વકીલોની ઉપજીવિકાનું પણ બ્રાહ્મણો તે વિષે કજીયો કરતા હોવાથી એક ઉપસાધન છે—જો કે હવે તેને વિદ્યા સાથે લેવાદેવા નથી. હવે તો બ્રાહ્મણો તેનો અગ્રહાર એવો સ્પષ્ટ ઉચ્ચાર કરતાજ નથી. અઘરજ કહે છે. કલાડીમાં પણ એક અગ્રહાર હતું, જે પડોશના એક રાજા રાજશેખરે સ્થાપ્યું હતું. શંકર વિજયમાંના કથન પ્રમાણે તો આ રાજાને એક રાત્રીએ શિવે સ્વપ્ન આપ્યું. દેખીની રીતે એ સમયમાં શિવજી સ્વપ્નમાં હાલના ભ્રષ્ટ અને અશ્રદ્ધાલુ સમય કરતાં પોતાની ઇચ્છા ઘણી વધારે દર્શાવતા હતા. રાજાને તેમણે સ્વપ્ન આપ્યું કે તેઓ તેના રાજનગરની પડોશ ( કલાડી ) માં સ્વયં ઉત્પન્ન થયલા લિંગ રૂપે સાક્ષાત્ પ્રગટ થયા છે ! ભાવિક રાજાએ નવીન લિંગની સ્થાપનાર્થે શિવાલય બંધાવવામાં વિલંબ ન કીધો ! અને તે સાથે દેવાલયના પૂજારી બ્રાહ્મણોનાં પોષણાર્થે અમુક જમીન પણ અગ્રહાર તરીક દાન કીધી. એ પૂજારીઓમાં એક બ્રાહ્મણ નામે વિદ્યાધિરાજ હતો. શિવગુરૂ તેનો એકનો એક પુત્ર હતો શિવગુરૂ પણ ત્યાંજ ઉછર્યો, ભણ્યો અને પરણ્યો. પરંતુ તેનો ગૃહસ્થ આશ્રમ દીર્ઘ કાલ સુધી ફલિતન થયો. અપુત્રવાન્ દંપતીએ પુત્રના આશીર્વાદ સારૂ શિવની બહુ બહુ પ્રાર્થના કરી. " શંકર વિજય " ગ્રંથ આપણને ખાત્રી આપે છે કે, તેને પરિણામે મહાદેવનું હૃદય આખરે પીગળ્યું. એજ સમયે, અકસ્માતથી કે કરમાતથી, મહાદેવની મુલાકાતે દેવતાઓ, સનાતન ધર્મનો પુનરૂદ્ધાર કરવા શિવ શું પ્રયાસ કરવા માગતા હતા તે વિષે પૂછપરછ કરવા આવ્યા હતા. શિવે તથા દેવોએ એવો નિશ્ચય કીધો કે સનાતન વેદધર્મનો ઉધ્ધાર કરવા શિવગુરૂની અપુત્રવતી પત્નીને પુત્રનો આશીર્વાદ આપવો. શિવે શંકરની માતાની પ્રાર્થનાને તથાસ્તુનો વરદાન આપ્યો અને શંકરે આ તેણેજ સિદ્ધ કરેલા મર્ત્યલોકમાં પ્રવેશ કીધો. પ્રાચીનકાલના પ્રત્યેક મહાપુરૂષની આગળ પાછળ અનેક ચમત્કારિક દંતકથાઓની ઘટનાનો શ્રૃંગાર તેના શિષ્યો લગાવેજ છે. પાશ્ચાત્ય દેશોમાં પણ એમ છે. ઇસુ ખ્રીસ્ત, શાર્લમેન, માર્ટીન લ્યુથર એ સઘળાઓ વિષે એવી અસંભવિત દંતકથાઓ તેમના ઉત્સાહી પ્રશંસકોએ લખી છે. નવા ધર્મસંસ્થાપક માત્રને એ માન મળે છે. જરથોસ્ત, મહમદ અને બુધ્ધ વિષે પણ એવી અસંખ્ય અસંભવનીય ( miraculous ) વાર્તાઓ પ્રચલિત થઇ છે. આ સઘળામાં લક્ષમાં રાખવા જોગ એકજ બાબત છે અને તે એ, અમુક પુરૂષ મહાપુરૂષ તરીકે પુરતો પ્રખ્યાત થયા પછીજ, વિશેષાંશે તે મરણ પામવા પછી, તેના અનુયાયીઓની કલ્પના શક્તિ નિરંકુશ થવાથીજ તેનો વધારો થાય છે. શંકર જેવા મહાપુરૂષનું જીવન એવા ચમત્કારો વગર રહે તોજ તે ચમત્કાર ! વિદ્યારણ્ય કહે છે કે, શિવે શિવગુરૂની પત્નીને વરદાન આપતાં પહેલાં હમેશનાં સ્વપ્ન દ્વારા નિંદ્રા દરમ્યાન પુછ્યું કે તારે અનેક પુત્રો જોઇએ તો તો મૂર્ખજ મળશે. પરંતુ તેજસ્વી જોઇએ તો તો એકજ મળશે. અને પણ અલ્પાયુષી થશે. માતાએ એકજ પરંતુ તારાઓમાં ચંદ્ર સમાન્ એવી પુત્રનું વરદાન માંગ્યું ને શંકર તેને મળ્યો.

( પણ આનંદગિરિ બીજીજ કથા કહે છે. તેનો પક્ષ તો શંકર ચિદંબરમ્માં જન્મવાનો છે, તેના કથન પ્રમાણે, તો શંકર પિતાના વીર્યથી ઉત્પન્ન થયોજ નહોતો, પરંતુ ભગ-

માન્ ઇસુ ક્રીસ્ત પેઠે ઉત્પન્ન થયો હતો. ચિદંબરમ્માં એક પવિત્ર બ્રાહ્મણ પોતાની પવિત્ર સા-ધ્વી સ્ત્રી સાથે રહેતો હતો. પતિએ સન્યસ્ત લીધા પછી તેની પત્ની ચિદંબરમ્ના દેવની સેવામાંજ તલ્લીન રહી. તેથી દેવે પ્રસન્ન થઇને તેને ચમત્કારિક રીતે ગર્ભવતી કરી ! શંકરના નિંદક લખેલા મણિમંજરી ગ્રંથમાં શંકરના જન્મની આપેલી વાત ઉપલા ચમત્કારના આધાર પરથીજ ઉપજાવેલી લાગે છે. મણિમંજરીકાર કહે છે કે, કલાડીની એક બ્રાહ્મણી વિધવાએ વૈધવ્ય ધર્મનો ત્યાગ કર્યો, જેથી તેને ગર્ભ રહ્યો અને જે પુત્ર જન્મ્યો તે શંકર હતો. હજી પણ મલબારના અનેક ભાગોમાં એવી લોકવાયકા પ્રચલિત છે કે, એક દહાડો અનેક સૌભાગ્યવતી યુવતી સ્ત્રી-ઓ સાથે એક યુવતી બ્રાહ્મણી વિધવા, કલાડી ગામના મહાદેવનાં દર્શને ગઇ. તે સ્ત્રીઓએ સ્વભાવ પ્રમાણે પુત્રની પ્રાર્થના કરી. નિર્દોષ વિધવાએ પણ તેમનું જોઇ તે પ્રાર્થના કરી, અને ભોળાનાથે તે પ્રાર્થના સ્વીકારી ! પરિણામે શંકરનો જન્મ થયો. આ વાર્તા મણિમંજરીકારના કથનનો પડઘો માત્ર લાગે છે. પરંતુ શંકરાચાર્યની મહત્તાનો આધાર અને કોઇ પણ મહાપુરૂષની મહત્તાનો આધાર તેની માતાના ગમે તેવા વર્તન ઉપર, કે તેના પિતાની જન્મ જાતિ ઉપર રહેતો નથી. મહાપુરૂષોના જન્મ તથા મરણના પ્રસંગમાં વિલક્ષણતા તથા અદ્ભુતતા હોવાની ઇચ્છા તેના અત્યુત્સાહી અનુયાયી શિષ્યોમાં હોય છે. માતા પિતાના સંબંધથી પુત્રના થતા જન્મના નિયમને તેમના મહા ગુરૂનો જન્મ પણ આધીન રહે એ તેમને બહુ શુષ્ક લાગે છે. વિના સંબંધના સૃષ્ટિનિયમથી વિરૂદ્ધ જન્મમાંજ તેઓ તેની કીર્તિ માને છે. ઇસુ ક્રીસ્તનો જન્મ તેની માતા મરીયમ ( Mary ) નાં લગ્ન જોસફ નામના સુથાર સાથે થયાં તેની પૂર્વે અર્થાત્ કુમારાવસ્થામાં તે ગર્ભવતી થઇ. એ ક્રીસ્તી દંતકથા પણ શિષ્યોની ગુરૂ ભક્તિની દીક્ષાજ છે ! શંકરના સંબંધમાં કદાચ ખરૂં એ હશે કે તેના પિતાએ ગર્ભ સ્થાપના કર્યા પછી તે પુત્રના જન્મની પૂર્વે તેનો દેહાંત થયો હશે ! શંકરના પિતા દેહાંત પછીના જન્મને લીધે ઉપરોક્ત અસંભવિત, અને પ્રક્ષિપ્ત વાર્તાનો જન્મ થયો હશે; અને મિત્રો તેમજ શત્રુઓએ તે વાતને પોત પોતાને રૂચતી રીતે તેને મરડેલી મચડેલી દેખાઇ આવે છે.

## જન્મતિથિ

શંકરના જન્મનો સંવત્સર તેનાં સ્થલ કરતાં પણ વધારે અનિશ્ચિત છે ! માધવના ગ્રંથમાં શંકરની જન્મોત્તરી સુધ્ધાં આપી છે ! પરંતુ તે બહુ પાછળની અને બનાવટી છે એ બતાવવા એટલુંજ કહેવું બસ છે કે, રામની જન્મોત્તરીનીજ તે નકલ છે ! જન્મ સમય નિશ્ચિત કરવા કેટલોક આધાર છે ખરો. શ્રૃંગેરી મઠના તેઓજ સ્થાપક હતા એ નિર્વિવાદ છે. તેના ગુરૂ પરંપરાની ટીપ પણ મળે છે. અસલી પછીના શંકરાચાર્ય સંજ્ઞા ધારણ કરનારા શ્રૃંગેરી-મઠના આચાર્યોનો ક્રમ તથા નામ તો વિશ્વાસપાત્ર છે. પરંતુ આ ધર્મરાજાઓએ કેટલા વર્ષ રાજ્ય કીધું તે સંબંધી અનેક ગપાષ્ટકો છે. દાખલા તરીકે, શંકરના ઉત્તરાધિકારી સુરેશ્વરાચાર્ય વિષે લખ્યું છે કે તે સાતસેં વર્ષ સુધી ગુરૂસ્થાને હતો ! પરંતુ એ સ્વામીનો જન્મ વિક્રમની આઠમી સદીને છેડે થયલો કહ્યો છે. તેથી શંકરનો જન્મ, પ્રોફેસર મેક્સ મ્યુલરે ઇ. સ. ૭૮૮ માં થયલો કહ્યો છે, તે એકંદર ખરોજ ગણવો જોઇએ. સ્વ. ન્યાયમૂર્તિ તૈલંગ આદિ કેટલાક વિદ્વાનો શંકરનો જન્મ ક્રીસ્તી ૬ ઠ્ઠી સદીને અંતે થયલો માને છે. મી. તૈલંગનું પ્રમાણ એ છે કે શંકરકૃત શારીરક સૂત્રભાષ્યમાં પૂર્ણવર્મા નામના એક બૌદ્ધ રાજા વિષે ઉલ્લેખ છે, અને

પૂર્ણ વર્મા ૬ ઠી સદીના અંતમાં થઇ ગયો હતો. કેટલાક તો ઇ. સ. ની હજારો વર્ષો પૂર્વે શંકર થઇ જવાની વાતો કરે છે. પરંતુ વિદ્વાનો તો તેઓ ૬ ઠી વા ૮ મી સદીના અંતમાંજ થઇ ગયેલા હોવા જોઇએ એવા મતના છે. બીજા મત માટે પ્રમાણ નથી. ઉલ્ટું, પ્રમાણો તેવા મતની વિરૂદ્ધ છે.

### શંકરાચાર્યનું શિક્ષણ.

શંકરાચાર્યને બાલ્યાવસ્થામાં શિક્ષણ આપવાનો આરંભ થયો હતો. અને તેઓ અસાધારણ પ્રતિભાવાન્ બુદ્ધિના છે તે તરતજ પ્રદર્શિત થયું હતું. સાતમે વર્ષે તેને યજ્ઞોપવીત ધારણ કરાવવાની સામગ્રી તૈયાર હતી, એવામાં પિતાનો દેહાંત થવાથી તે વિધિ થઇ શક્યો નહોતો. અને માતાએ તે પાછળથી કરાવ્યો હતો. બાદ વેદાવેદાંગના અધ્યયન માટે તેને મોકલવામાં આવ્યો. કોની પાસે તે સ્પષ્ટ નથી. શંકરના દિગ્વિજયના કર્તાઓ કહે છે કે શંકર વેદાદિ સકલ શાસ્ત્રોમાં બે ત્રણ વર્ષમાંજ પારંગત થયા હતા ! અને આઠ વર્ષની વયે તો ભણી પરવાર્યા પણ હતા ! એટલુંજ નહીં પણ કન્યાપિતાઓ, એ બાલક સ્નાતક બ્રહ્મચારીને પોતાની પુત્રી વરાવવા પડાપડી કરવા મંડી પડ્યા. આ વચનોનો અનાદર તો નહીં પરંતુ ઉદાર અર્થ કરવાનો છે. તેનું તાત્પર્ય એજ હોઇ શકે કે શંકરની બુદ્ધિ અકાલ પરિપક્વ હશે, તેથી પ્રમાણમાં અલ્પ કાલમાં તેમણે પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો હશે. (અપૂર્ણ.)

---

## વર્તમાન સમયમાં વિદ્યા તથા અન્ય પુણ્યકાર્યોથે ધનદાનનો ફાટેલો જ્વાલામુખી.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते** અર્થાત્ "સર્વે દાનોમાં સત્ય જ્ઞાનનું દાન સર્વોત્તમ છે" એ મનુવાક્ય જે સૌથી વિશેષ વ્યવહારમાં ચરિતાર્થ આ દેશમાં યુધિષ્ઠિરના અને વિક્રમના સમય પછી થયું હોય તે તે ક્યા માસમાં છે ? અનેક ધનાઢ્ય ગૃહસ્થો અને સંન્યાસીઓએ ગયા ડીસેમ્બર-જાનેવારીમાં વિદ્યાદાન અર્થે લાખોનાં દાન કર્યાં છે. હીંદુઓ પ્રમાદીઓને મિષ્ટાન્ન આપતા, શીવાય બીજામાં દાન આપવાનું શીખ્યા નથી એ આક્ષેપને જુદા જુદા પ્રાંતોમાં થયેલા દાનનાં નિર્ગત સમાચારનો ગુંદી કાઢેલો અને માળા રૂપે પોરવેલો સંગ્રહ તરવારના કટકા સમાન છે. વિશેષ સ્મરણ રાખવું કે ગયા વર્ષમાં વિદ્યાર્થે દાન કરનારા દાનેશ્વરીઓ, સર સાસુન જે. ડેવીડ, સર વસનજી ત્રિકમજી, તેમજ મુંબઇના લગભગ સઘળા નાઇટો અને બેરોનેટોને નામદાર શહેનશાહે નાઇટ વા બેરોનેટની પદવી વિદ્યા સારૂ લાખોનું દાન આપવાથીજ આપી છે. સર ફીરોઝશાહ મ્હેતા તથા સર ઇબ્રાહીમ રહીમતુલ્લાંએ ધનનું નહીં તો મનનું દાન આ દેશમાં વિદ્યાની ઉન્નતિ કરવા આપ્યું છે. સરકારને પણ શિક્ષણદાન પર સૌથી વધુ પ્રેમ છે તે તેને ઉપાધિઓ સારૂ ચુંટી કાઢેલા પાત્રો પરથી સિદ્ધ થાય છે.

**૧. શ્રૃંગેરીમઠના શંકરાચાર્યનું રૂ. ૨ લાખનું દાન**—પંક્તિમાં પ્રથમ શંકરાચાર્ય આવે છે. આદ્ય શંકરાચાર્યે આર્યાવર્તની ૪ દિશાઓમાં સ્થાપેલાં ચાર વિદ્યામઠોનાં સૌથી પ્રથમ તથા મુખ્ય શ્રૃંગેરી મઠના વર્તમાન શંકરાચાર્યે રૂ. ૨ લાખને ખર્ચે માઇસોરના રાજનગર બેંગલોર ખાતે સંસ્કૃત મહાવિદ્યાલયની સ્થાપના કરી છે. તેની સ્થાપનની ક્રિયા માઇસોરપતિએ કરી હતી. જ્યારે આજ સુધી દાન લેવાનુંજ

શીખેલા આચાર્યો પણ દાન કરતાં શીખે ત્યારે ભારતના હૃદયની આશા રહે છે ! આ વિદ્યાલયનું મકાન તદ્દન પથ્થરનું બંધાયું છે, અને તેનો હોલ ૧૦૦ ફુટ×૫૦ ફુટ જેટલો વિશાલ છે. સાથે લાઇબ્રેરી પણ છે. વિદ્યાર્થી આશ્રમ પણ કંપાઉંડમાં બાંધ્યું છે.

**હીંદુ યુનીવર્સીટીમાં લાખોનું દાન**—હીંદુ યુનીવર્સીટીનાં દાનપાત્રમાં લાખોની રકમ પડતી જાય છે. **દુર્ભંગાના મહારાજા** જેમણે ૫ લાખ આપ્યા છે, તેમની સાથે એક બીજા પ્રખ્યાત વફાદાર **મહારાજા ( બીકાનેરના )** જોડાયા છે. કલકત્તામાં ગયા માસના મધ્યમાં મળેલી સભામાં એ રજપુત મહારાજા પ્રમુખ થયા હતા. તેમણે યુનીવર્સીટીને રૂ. ૪,૩૬,૦૦૦ આપ્યા છે. દુર્ભંગાના મહારાજાએ મુસલમાન યુનીવર્સીટીને આશીર્વાદ આપીને રૂ. ૨૦,૦૦૦ આપવાની આગાખાને હીંદુ યુનીવર્સીટીને રૂ. ૫,૦૦૦ આપવાની કરેલી સભ્યતાના પ્રત્યુત્તરમાં આપવાની પ્રતિજ્ઞા કરી છે. ' થીઓસોફીસ્ટ ' ( જાનેવારી-મદ્રાસ ) માં " વોચ-ટાવર"ના લેખમાં તંત્રિણી મીસીસ એનીબીસંટ કહે છે કે મુંબાઇના પ્રખ્યાત ઉદાર ભાઇઓ મેસર્સ ધર્મસી અને નરોત્તમ મોરારજી ગોકલદાસે હીંદુ યુનીવર્સીટીને રૂ. ૧ લાખ આપવાનું હું મુંબઇમાં હતી ત્યારે વચન આપ્યું હતું.

કાશીમાં બીકાનેરના મહારાજાના પ્રધાનપદ હેઠળ જાનેવારીની અંતે મળેલી સભામાં તે મહારાજાનાં રાણીએ મહારાણીએ પણ રૂ. ૧ લાખ આપ્યા હતા. કાશીની સભામાં કુલ રૂ. ૨ લાખ ૮૪ હજાર થયા હતા, જ્યારે કલકત્તાની સભામાં રૂ. ૮ લાખ થયા હતા. સૌથી મોટી રકમ આપનારાઓમાં બાબુ મોતીચંદે રૂ. ૧ લાખ, તથા તારકેશ્વરના મહન્તે અત્યાર સુધી દાન લેનારા મહંતો પણ દાન આપના થયા છે એજ ખાસ આનંદજનક તથા આશાજનક છે-રૂ. ૦ાા લાખ, આપ્યા હતા. હથુઆનાં વિધવા મહારાણીએ રૂ. ૧ લાખ આપ્યા છે અને વિશેષમાં વચન આપ્યું છે કે તેમનો પુત્ર થોડા વખતમાં ગાદીએ આવતાં બીજા બે લાખ તે પુત્ર આપશે. અત્યાર સુધી ફંડમાં આશરે હેંસી લાખ રૂપીયા થયા છે. ડેપ્યુટેશન રજપુતાનાના રાજાઓમાં ફરે છે.

**ગુરૂકુલને દાન**—ગઇ તા. ૩૦ મી ડીસેમ્બરે માઇસોરના નામદાર મહારાજાએ **હરદ્વાર ગુરૂકુલની** ખાસ મુલાકાત લીધી હતી. સાથે થોડાજ ખીદમતગારો હતા, અને ઘણો સાદો પોષાક પહેર્યો હતો. તેમણે જે જોયું તેથી તેઓ અતિ પ્રસન્ન થયા હતા અને એ સંસ્થાને રૂ. ૫૦૦ દાન કર્યા હતા **મથુરા ગુરૂકુલ**—તે જેમ પંજાબની આર્ય સમાજેનું હરદ્વાર ગુરૂકુલ છે તેમ સંયુક્ત પ્રાંતોની સમાજેનું છે-ફરૂકાબાદથી હાલમાં મથુરા પવિત્ર તથા સુંદરતર સ્થલ હોવાથી લઇ જવામાં આવ્યું છે. મથુરા સમાજના ગયા વાર્ષિકોત્સવ પ્રસંગે તે ગુરૂકુલ આદિ માટે રૂ. ૧૨,૦૦૦ અપીલ કરતાં મળ્યા હતા. વૃંદાવનના પ્રખ્યાત વૈષ્ણવ કુંવર મહેન્દ્રપ્રતાપે મથુરા ગુરૂકુલ સારૂ ઘણી મોટી જગ્યા દાન આપી છે. **દેવલાલી ગુરૂકુલના** ગઇ મકરસંક્રાંતિએ થયેલા બીજા વાર્ષિકોત્સવ પ્રસંગે આશરે રૂ. ૧૦ હજાર દાનમાં મળ્યા હતા, તથા ૧૦ નવા બ્રહ્મચારીઓ દાખલ કરવાનો ઠરાવ થયો હતો. **જલંધર કન્યા મહાવિદ્યાલયના** વાર્ષિકોત્સવ પ્રસંગે રૂ. ૧૩,૦૦૦ મળ્યા. **હાથરસમાં કન્યા ગુરૂકુલ** સ્થાપવા માટે રૂ. ૧,૨૦,૦૦૦ ની જાગીર ત્યાંના એક ઉદાર ગૃહસ્થે આપી છે. **પ્રયાગમાં મુસલમાન** કન્યાઓનાં શિક્ષણ અર્થે ત્યાંની હાઇ કોર્ટના જડજ ઓ. મી. જસ્ટીસકરામત હુસેને રૂ. ૧,૮૦,૦૦૦ ટ્રસ્ટીઓ મારફત અતિ પ્રદાન કીધા હતા.

**કેનેડીયનોની હીંદીઓ પ્રત્યેની દાઝ ને દાન**—કેનેડાના ટોરેન્ટો શહેરના વતનીઓએ કલકત્તામાં રાષ્ટ્રિય પદ્ધતિ ઉપર ઉચ્ચ કેળવણી આપવા ઓ. ડો. સર ગુરૂદાસ બેનરજીના તથા ડૉ. રાસબિહારી ઘોષની આગેવાની હેઠળ સ્થાપેલી નેશનલ " કાઉન્સલ ઓફ એજ્યુકેશન " ને રૂ. ૨ાા લાખ, કલકત્તામાં તેની વડી ઓફીસ સ્થાપવા સારૂ મોકલી આપ્યા છે

**એક રાજકોટનીવાસીએ કેળવણી સંબંધે બતાવેલી ઉદારતા**—રાજકોટના રહીશ મી. અમૃતલાલ ભીમજી કોઠારીએ પોતાને નામે અને તેમના ભાઇ મી. ? ીલાલ ભીમજીના નામે દશ હજાર... કોમના ... પુનાની એન્જીનીયરીંગની કોલેજ અને મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં

એમ૦બી૦બી૦એસ૦નો અભ્યાસ કરતા વિદ્યાર્થીને પહેલાને ત્રણ વરસ માટે રૂ. ૩૫૦ અને બીજાને વાર્ષિક રૂ. ૪૫૦ ની સ્કોલરશીપ આપવા માટે નામદાર સરકારને રૂ. ૨૫,૦૦૦ ની રકમ ભેટ કરી છે. સરકારે તે રકમ ઉપકાર સાથે સ્વીકારી છે અને બક્ષીસ કરનાર ગૃહસ્થ ઉપર આભારપત્ર પણ લખી મોકલ્યો છે. જો સમસ્ત હીંદુઓ કે હીંદીઓને આ ઉદારતાનો લાભ આપ્યો હોત તો વિશેષ આનંદ થતે. કેળવણીમાં ન્યાતજાતની સંકુચિતતા શોભતી લાગતી નથી.

**કચ્છમાંડવીમાં રૂ. ૧ લાખની ભાટીઆ સખાવત**—થોડા રોજ થયાં શેઠ હંસરાજ દામોદર ટોપરાણી તરફથી રૂપયા એક લાખના ખરચે ' ભાટીઆ બોર્ડીંગ ' કચ્છમાંડવીમાં ખોલવામાં આવ્યું છે. તેના ઉપયોગ માટે ઠક્કર નરસી ખેતસીની વિધવા શ્રીમતી કેસરબાઇએ બંગલા સહીત પોતાનો સુંદર વીશાળ બગીચો, જે ' મમણા ગાભાની વાડી ' ને નામે ઓળખાય છે તે અર્પણ કર્યો છે.

**સ્થાનિક અંગ્રેજો પણ વિદ્યાદાનમાં પાછળ નથી.** યુરોપીયન અને એશીયન રક્તની સંયુક્ત પ્રજા જે તે પરથી યુરેશીયન નામે પ્રસિદ્ધ છે, ( અને આશરે ૨ લાખ છે, મોટો ભાગ કલકત્તામાં છે ) તથા બધુ વસવાટ કરી રહેલાં એંગ્લો-ઇંડીયનોનાં પુત્ર પુત્રીઓનાં તેઓનાં શિક્ષણ માટે, પણ ખાસ કરીને પાદરી વર્ગ ખાસ પ્રયત્ન કરી રહ્યો છે. ઇંગ્લંડમાં તે સારૂ ખાસ ફંડ (૨॥ લાખ પાઉંડનુ) ખોલવામાં આવ્યું છે. પ્રખ્યાત વાઇટવે લેડલોની કંપની-જેની મુંબઇમાંની કાપડ વગેરેની દુકાન મુંબઇની સૌથી મોટી દુકાન છે, અને કલકત્તામાં તો તેથીએ મોટી છે-તે દુકાનના એક માલીક લંડનમાં રહેતા સર રોબર્ટ લેડલોએ કલકત્તાની યંગમેન્સ ક્રિશ્ચીયન એસોસીએશનને રૂ. ૭॥ લાખનો એક ચેક ટપાલથી બીડી આપ્યો છે ( તા. ૫મી ફેબ્રુઆરી ). કલકત્તાની ફ્રી સ્કુલ એક ઉદાર અંગ્રેજ વ્યાપારીની ઉદારતાથી ચાલે છે. તેણે અંગ્રેજ વિદ્યાર્થીઓના શિક્ષણની ઉપરોક્ત યોજનાના ફંડમાં રૂ. ૭॥ લાખ આપ્યા છે !

**સર શાપુરજી ભરૂચાની રૂપીઆ એક લાખની સખાવત**—સર શાપુરજી બરજોરજી ભરૂચાએ પોતાની કોમના લાભ માટે રૂપીઆ એક લાખની મોટી સખાવત હમણા કીધી છે. ગરીબ પારસી વીધવાઓ તથા નાવારસ બાળકોનાં સંકટ નીવારણ અર્થે એમણે ગ્રામવે કંપનીના રૂ. ૧ લાખની અસલ કીંમતના પ્રેફરન્સ શેરો જેનું વ્યાજ ૬ ટકા ઉપજે છે, અને જેનો બજાર ભાવ હમણાં રૂપીયા ૧,૨૦,૦૦૦ નો થવા જાય છે તે પારસી પંચાયતના ટ્રસ્ટીઓને ભેટ આપ્યા છે. એ શેરોના વ્યાજમાંથી ટ્રસ્ટીઓ ગરીબ પારસી વીધવાઓ તથા નાવારસ બાળકોને ઘટતી મદદ આપશે. કોઇ હીંદુ શ્રીમંત સર નાઇટ આવું પરાક્રમ કરશે ?

**બ્રાહ્મધર્મનો મુંબઇ ઇલાકામાં પ્રચાર**—કરવા સારૂ કલકત્તાથી ૨ બ્રહ્મો ઉપદેશકો રોકયા તેના પગારના ખર્ચ સારૂ રૂ. ૧ લાખ મુંબઇના એક પ્રસિદ્ધ ગૃહસ્થે નનામી રીતે આપવા સ્વીકાર્યું છે. આ દાનવીર ગૃહસ્થના નામનું અનુમાન થઇ શકે છે. બ્રાહ્મ ઉપદેશકો પણ જ્ઞાનયોગીઓજ છે. તેથી દેશને લાભજ છે.

**ડૉ. સ્ટૉલે**—મંદુર ( મદ્રાસ ઇલાકા ) માં સ્ત્રી કેળવણી સારૂ રૂ. ૩૦,૦૦૦ નું હાલમાં દાન કર્યું છે. જુવાન છોકરાએ શું જાણવું જોઇએ ? જુવાન પુરૂષે શું જાણવું જોઇએ ? યુવાન પત્નીએ શું જાણવું જોઇએ ? ૪૫ વર્ષની મધ્યમ વયના પુરૂષે શું જાણવું જોઇએ ? એ નામના ૪ નીતિ બોધક ૧-૧ ડૉલરની કીંમતના પ્રજાપ્રિય ગ્રંથોના કર્તા તરીકે એ અમેરીકન ડૉક્ટર પ્રસિદ્ધ છે.

**વ્યાપાર ઉદ્યોગની વિદ્યાની કૉલેજ**—સ્થાપવાની હાલની મુંબઇ સરકારના અધ્યક્ષ સર જૉર્જ ક્લાર્કની ઉત્કટ ઉત્કંઠા હતી. આપણા શ્રીમંત નાગરિક મી. જગમોહનદાસ વર્જીવનદાસે તે ઇચ્છા અમલમાં મેલવાની પોતાની બાદશાહી ઉદારતાથી સરલતા કરી આપી છે. અમદાવાદમાં સર ચીનુભાઇ માધવલાલની રૂ. ૬॥ લાખની મહાન ઉદારતાથી ત્યાં સ્થાપિત થયલાં સાયન્સ ઇન્સ્ટીટ્યુટનો પાયો નાંખવાની ક્રિયા પ્રસંગેના ભાષણમાં સર જોર્જે જાહેર કીધું હતું કે શેઠ જગમોહનદાસે ઔદ્યોગિક જ્ઞાન આપનારી કૉલેજના પ્રો[illegible] પગાર સારૂ રૂ. ૨ લાખ તે 'ચેર ' પોતાના નામથી સંયુક્ત રાખવાની સહેલી સરતે આપવા [illegible] છે. અને સ્વ. એન. એન. વ્હાડીયાના ટ્રસ્ટીઓએ પણ સંગીન મદદ આપવા કબુલ્યું છે. અન્ય

શ્રીમંતો પણ આ કોલેજ સિદ્ધ કરવા મી. જગમોહનદાસનું અનુકરણ કરશે એવી નામદાર ગવર્નરની આશા વ્યર્થ નહીં જાય એવી આશા છે. સર જ્યોર્જ કેળવણીના કામ સારૂ શ્રીમંતોના વાદળોમાંથી ખરે લાખ લાખનાં નેવાંનો વર્ષાદ પડાવ્યો છે! મી. જગમોહનદાસને સર જગમોહનદાસ નાઇટના નામથી બોલાવવા સરકાર ઉચિત પગલાં ભરશે એમ આશા રાખવી વાજબી છે.

વિદ્યાદાન માટે હીંદીઓએ બહુ કીધું એમ આટલી મોટી સખાવતો છતાં કોઇએ માની લેવાનું નથી. આગળ કરતાં આપણે બહુ સુધર્યા. પરંતુ પશ્ચિમને મુકાબલે તો નહીંજ. શક હોય તો અમેરીકા સંબંધી નીચલા સમાચાર વાંચોઃ—

" અમેરિકાના શ્રીમંત અમેરિકનોએ ગયાં વર્ષમાં કરેલી સખાવતોના બહાર પાડેલા આંકડાઓ ઉપરથી માલુમ પડે છે કે, લગભગ ૪૫ કરોડ રૂપીયા ( ૩ કરોડ પાઉંડ ) જેટલી રકમ સખાવત કરવામાં તેઓએ અર્પી હતી. જેમાં એંડ્રૂ કાર્નેગીએ કેળવણી અને શોધખોળ પાછળ એંશી લાખ પાઉંડ, ફ્રેડરીક હ્યુવાઇટે હોસ્પીટલો માટે આઠ લક્ષ પાઉંડ, જોસફ પ્યુલિટ્ઝેરે જર્નાલીઝમ, મ્યુઝીક અને આર્ટ માટે ૭ લક્ષ પાઉંડ, મી૦ ડી૦ રૉકફેલરે કેળવણી અને તબીબી શોધખોળ પાછળ ૭ લક્ષ પાઉંડ, જેમ્સ ગોર્ડને ક્ષયના રોગનો ઇલાજ શોધી કાઢવા માટે ચાર લક્ષ પાઉંડ, મીચલ વલેન્ટાઇન અને જોનઆર્ક દરેકે હોસ્પીટલો અને સંકટ નિવારણ માટે ચાર ચાર લક્ષ, હેન્રી ફ્રેકન અને મીસીસ સદીનેરડરલીંગ દરેક કામમાં કોલેજો અને સખાવતના કે ત્રણ ત્રણ લક્ષ, જેકબ શીફ આર. એ. લોંગ, એડવીન. એ. એબીઆમર એન્ડ કંપની, અર્નેસ્ટ ડેન્સમોર એ દરેકે કેળવણી, હોસ્પીટલો અને આર્ટ માટે બબ્બે લક્ષ, તેમજ ગુસ્તાવ મેરીન્જર, મીસીસ એમ. સી. સી. વિલ્સન અને માર્ટીનટેલ દરેકે વીસ હજાર પાઉંડની રકમો સખાવત અર્થે આપી હતી. ૧૯૦૦ થી ૧૯૧૦ સુધીનાં શ્રીમંત અમેરિકનોએ અબજો પાઉંડની રકમ સખાવત કરવામાં ખર્ચી હતી, જેનો પાંચમો ભાગ એન્ડ્રુ કાર્નેગીએ એકલાએ ખર્ચ્યો હતો.

વળી બે લક્ષ પૌંડના ખર્ચે હાલમાં અમેરિકાનાં ન્યુયોર્ક શહેરમાં બાવીશ માળની એક હોસ્પીટલ બંધાય છે, જેના પાયા ઉપર એવો લેખ કોતરવામાં આવ્યો છે કે, " **કોઇપણ ન્યાત જાતના તફાવત વિના માંદાઓ માટે.** "

**ત્રણ કરોડ પાઉંડની પુંજી અને તેથી વધુ દાન માટે અરજી!**—પ્રખ્યાત અમેરીકન અંજનાધિપતિ, એડવર્ડ હેરીમન જે રેલ્વેનો રાજા કહેવાતો તે પોતાની પુંજીમાંથી પોતાની વિધવાને ત્રણ કરોડ પાઉંડ આપી ગયો હતો. તે સ્ત્રી ઉદારતા માટે પ્રખ્યાત હોવાથી તેની પાસે ગયા વર્ષમાં ચો તરફથી દાન માટે માંગણી થઇ હતી. એકંદર ૫૫૨૧ મનુષ્યો વા ખાતાંઓએ કુલ, બધી પુંજી ઘસડાઇ જાય અને પચાસ લાખ રૂપીયાનું સામું દેવું થાય એટલી રકમની માંગણી કીધી હતી! મદદ માંગનારામાં ૩૯૦૭ લેખકપુત્રો હતા; ૭૭૯ ધર્માદા ખાતાંઓ હતાં, ૭૩ ઐતિહાસિક આદિ સભાઓ હતી, ૧૭૫ શાળાઓ તથા યુનીવર્સીટીઓ હતી, ૫૮ આશ્રમો, ૫૭ હોસ્પીટલો, અને ૩૮૫ ધાર્મિક સંસ્થાઓ હતી. દરેક માંગનારની યોગ્યતા તથા પાત્રતાની તપાસ કર્યા બાદ તેમને તે બાઇએ સહાયતા કરી હતી. અહીં એવો કોઇ કાર્નેજી કે હેરીમેન જેવો ધનાઢ્ય ક્યાં છે કે તેમને અરજી કરે? માત્ર વ્હાડીયાનું એક કરોડનું એક ફંડ છે, જે ઠીક સેવા કરે છે.

## વિદ્યા અને વિજ્ઞાનની નવી શોધો ઇ. સંબંધી સમાચારો (સટિક).

**સીગાર પીનારાઓ અને વીજળી**—વીજળી બાઇ સીગાર પીનારાઓની સેવામાં પણ ઉપસ્થિત થઇ છે. હાલ એવી શોધ થઇ છે કે જેથી સીગાર પીનારાઓને તંબાકુનાં પોતરામાં થતાં જંતુઓથી બ્હીવાનું રહેશે નહીં. એ પાંત્રા એક ધાતુના પત્રા ઉપર મુકીને નીચેથી તે પત્રાની નીચે વીજળીની બેટરી મુકીને, વીજળીની ગરમીથી તે જંતુઓનો નાશ કરવામાં આવે છે. પણ 'નીકોટાઇનના' ઝેરનો નાશ કેવી રીતે કરવામાં આવશે ?

**ભુખમરાના નવા ઉપાયનું પરિણામ**—હાલમાં મી. અપટન સીંકલેર વગેરે અમેરીકન લેખકોના લેખથી આ દેશમાં પણ કાંઇક પણ રોગના નાશ અર્થે અપવાસ સેવન કરવાની ફેશન ચાલી છે. તેને આર્ય વૈદકમાં કોઇ પુષ્ટિ છે. પરંતુ એ ઉપાય બીજા ઉપાય પુરી જાય પછીજ અજાવવા જેવો છે. વોશીંગટન સ્ટેટમાં એ ઉપાય અમજાવવા જતાં એક ધનાઢ્ય આસ્ટ્રેલીયન કુમારિકા મીસ ક્લેર વીલીયમસન મરણ પામી છે; અને એ ઉપાયની કરનારી બાઇ મીસીસ હેઝાર્ડ ઉપર મનુષ્ય વધના આરોપસર કામ ચલાવવામાં આવે છે. તે કુમારિકાની બહેન પણ એજ ઉપચાર કરતી હતી, અને તેણે જુબાનીમાં કહ્યું હતું કે હું પણ હાડપીંજર થઇ ગઇ હતી ! પરંતુ બચી ગઇ. જે સેનેટોર્યમમાં આ ઉપાય અજમાવવામાં આવતો હતો ત્યાં અતિશય સખત નિયમો હતા. મરવાની પૂર્વે મીસ વીલીયમસનના પેટ ઉપર મીસીસ હેઝાર્ડે હાથ એટલો જોરથી દાબ્યો કે તે બેભાન થઇ મરી ગઇ હતી. ભુખમરાથી આંખે ગરમી ચઢી જવા વગેરેના અને જન્મ ભર અપંગ થઇ જવાના પર્યંપણ કરનારા જેનોમાં જે દાખલા મળે છે તે, જોતાં અમુકજ રોગ માટે એ ઉપાય બહુજ સાવચેતીથી અજમાવવો હોય તો અજમાવવો જોઇએ. મીસીસ હેઝર્ડનું શું થાય છે તે જોવું જોઇએ. રોગ નાશ સારૂ આખા ભુખમરાનું ઉપર પ્રમાણેનું પરિણામ જોયા પછી, તંદુરસ્ત માણસોને અર્ધો ભુખમરો વેઠવાની થીયરી વિષે નીચલો 'પેરા' વાંચો.

**અર્ધા ભુખમરાના હીમાયતી અમેરીકન પ્રોફેસરને ઉત્તર**—ગઇ તા. ૫ મી ફેબ્રુઆરીએ કલકત્તામાં મળેલી બંગાલની એશીઆટીક સોસાઇટીની વાર્ષિક સભામાં, તેના પ્રમુખ કર્નલ હેરીસ, આઇ. એમ. એસ. પોતાના ધંધાભાઇ મેજર મેકએ અમેરીકાની યેલ યુનીવરસીટીના પ્રોફેસર ચીટેનડનની થીયરીનો જે રદીઓ આપ્યો હતો તેને ટેકો આપ્યો હતો. પ્રો. ચીટેનડનનો એવો પક્ષ છે કે, માણસો અમસ્તાજ દુષ્કાળના કુસંસ્કારથી જોઇએ તેથી બમણું ખાય છે ! ખોરાકમાં જે એલ્બ્યુમેન હોય છે તેથી અર્ધાથી જીવન નીભી શકે છે. એવા તે પાતાવીયા પ્રોફેસરની વિરૂદ્ધ મેજર મેક કહે છે કે હીંદુસ્તાનની જુદી જુદી જે જાતો કુદરતી રીતે અર્થાત ન મળવાથી બીજી જાતોથી અર્ધું ખાય છે. તેમનાં શરીરની હાલહવાલ સ્થિતિ પ્રો. ચીટેનડનની થીયરીને હમેશને માટે ખોટી ઠેરવે છે ! કર્નલ હેરીસે ભાષણમાં એવો મત પણ આપ્યો હતો કે બંગાળ ભીનાસવાળી હવા વાળું તથા સપાટીની નીચે હોવાથી ત્યાં એક પણ સ્થળ આરોગ્યાલય ( સેનેટોર્યમ ) સ્થાપવા યોગ્ય નથી. પરંતુ સંયુક્ત પ્રાંતોમાં તેવાં અનેક સ્થળો છે.

'માટે બંગાલીઓએ ત્યાં બાંધવાં ! તેણે વધુ કહ્યું હતું કે આ દેશમાં કોલેરાની સ્થિતિ સુધરી છે. ૧૫ વરસ પર જ્યારે કોલેરાથી સોએ ૪૦ જ સાજા થવાનો સંભવ હતો ત્યારે હવે તેના ઉત્તમ પ્રતિકારોની શોધોને લીધે, સોએ ૭૦ સાજા થાય છે.

**કાગળની સર્વ વ્યાપકતા**—રશીઆના એક ઉમરાવે કાગળનું હાથીના આકારનું મકાન બંધાવ્યું છે. અમેરીકામાં ખમીશ (શર્ટ) ની ધોવાઇ દોઢીઆની ડોશી પર દશુનાં મુંડામણ પેઠે મોંઘી પડવાથી ઉતરતા વર્ગના લોકો કાપડને બદલે કાગળના શર્ટ પહેરે છે જેને તેઓ ૮-૧૦ દહાડે જુનાં થતા ફેંકી દે છે. અન્ય કામો માટે પણ યુરોપીય પ્રજા કાગળ વાપરે છે એ તો પ્રસિદ્ધ છે. હવે ટુવાલ અને રૂમાલ પણ કાગળના બન્યા છે ! અને આ અજબ મેળવણીથી બનાવે છે કે તે કાપડ જેવાંજ મુલાયમ ફુમાસના તથા ઘટ કરવામાં આવે છે. તે એની કાગળીયા ટોવેલો ન્યુયોર્કમાં પેનીના ૮ અને નાના કદના ૧૪ પેનીના ૪૫૦ મળે છે. જર્મનીમાં પણ અનેક સ્થળે તેજ વપરાય છે અને તે દેશની જાહેર સ્નાનાલયોની સભાએ તો સ્નાનાલયોમાં કાપડના ટુવાલો આરોગ્ય શાસ્ત્રાનુસાર 'રડેમ' કરીને કાગળનાજ વાપરવા એવો ઠરાવ પણ કર્યો છે. કહે છે કે રૂના જેવાજ મુંવાળા તથા પાણી ચુસવાની શકિત ધરાવનાર આ છે. એનો વિશેષ લાભ એ છે કે દાતણની પેઠે એકજ વાપરીને તે ફેંકી દઇ શકાય છે અને તેથી બીજાનો લુછેલો વાપરવો પડતો નથી અને ધોવડાવવો પણ પડતો નથી. આથી તે જંતુવાળા થઇ શકતાજ નથી. કાપડનો હરીફ કાગળ થશે તેની કાપડને હવે બ્હીક રહેશે. રોજીંદા છાપાઓ સવારે વાંચ્યા પછી રાત્રે આદર તરીકે વપરાય એવા મુંવાળા બનાવવાનું કાંઇ સસ્તું તંત્ર શોધી કઢાય તો તેથી પણ ઘણો લાભ થાય !

**રકતપિત્તના નવીન ઉપાયની શોધ**—રકતપિત આપણા વૈદક શાસ્ત્રમાં ૧૮ જાતનાં કહ્યાં છે પરંતુ મુખ્ય તો એકજ છે. તે અસાધ્યરોગ માન્યો છે. બ્રીટીશ ગાયનામાં તેની દવાની અજમાયશ કરતાં એમ માલમ પડ્યું છે કે 'બેનઝોઇલ કલોરીન'થી સારો ફાયદો થાય છે. પરંતુ રસી નીકળે છે તે જગ્યાએ તે ચોપડવાથી તે બંધ થઇ જાય છે, અને જંતુ નાશ થાય છે. રોગીને રસી તરીકે શરીરમાં મુકવાથી લાભ થવાનું શકમંદ છે.

**વીજળીક શોધકોનો ઉત્સાહ અને આશાની નિસ્સીમ સીમા**—" વાયર્લેસ ટેલીગ્રાફી ". નો શોધક માર્કોની જણાવે છે કે, દશ વર્ષમાં આપણે મંગળ ઉપર સંદેશાઓ મોકલવા શકિતમાન થઇશું. પ્રખ્યાત સાયન્ટીસ્ટ નીકોલો ટેસ્લા જણાવે છે કે, "નાયાગારાના ધોધમાંથી મેળવેલા એક અબજ હોર્સપાવરથી મારો સંદેશો મંગળના ગ્રહ ઉપર જઇ પહોંચશે એટલુંજ નહિ, પરંતુ તે કરતાં એકસો ઘણો વધુ દુર અને ઠેઠ નેપ્ચુન સુધી પણ તે સંદેશો પહોંચાડી શકાશે. આપણા સંદેશાઓના જવાબનો આધાર ત્યાં મનુષ્યની વસ્તિ હસ્તિ ધરાવે છે કે નહિ તે ઉપર છે, પરંતુ વસ્તિ હશે તો આપણને એવો જવાબ મલશે કે, 'આખરે આપણે મળ્યા. અમે તમારી દશ હજાર વર્ષ થયાં રાહ જોતાં થોભ્યા હતા.' એક વખત જો મજકુર સંદેશાઓ ચલાવવાની રૂઢી અમલમાં આવી અને તે ઉપર બરોબર બંદોબસ્ત અમલ થયો. કે શેહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં જેમ ટેલીફોન મોકલવામાં આવે છે તેમ આ દુન્યાથી પેલી દુન્યામાં સંદેશા રવાના કરવામાં આવશે."

**" નવી બાટલીમાં જૂનો દારૂ "**—એ અંગ્રેજી કહેવત અમેરીકન વર્તન ચરિતાર્થ

કરાવે છે. અમેરીકા, હીંદુઓના કેટલાક ઉત્તમ રીતિ રીવાજોનું અનુકરણ કરે છે. એકજ પાત્ર-માં પાણી વિગેરે પ્રવાહી પીવાની હિંદુઓ સખત વિરૂદ્ધ છે. જુદા જુદા માણસોના હોઠ અડવા-થી, દરેકના રોગના જંતુઓ પ્યાલાની કોર પર આવીને બીજાના મોંમાં જવાનો ભય દેખીતો છે. છતાં અત્યાર સુધી પાશ્ચાત્યોને તેનો બાધ નહોતો. તેઓ માત્ર એકજ વાસણની સગવડપર લક્ષ આપતા. રેલ્વે સ્ટેશન વગેરે સ્થળે પાણી પીવા એકજ પાત્ર રાખવાની ગોઠવણ હજી પણ છે. અમેરીકાની યુનાઇટેડ સ્ટેટ્સની અનેક સ્ટેટોએ, જાહેર પ્રજાના ઉપયોગનાં સ્થળોએ એકજ પાત્ર ન રાખવાનો કાયદો ઘડ્યો છે; પણ દરેક માટે જૂદું પ્યાલું રાખવું પણ અશક્ય છે, તેથી એવી યુક્તિ કરવામાં આવી છે કે, પ્યાલાની ઉપરજ પાણી રહે અને તે વધારાનું પાણી પીનાર એવી રીતે પીએ કે જેથી મોના સંબંધમાંજ પ્યાલાની કોર આવવા નપામે જન્તુ સમુહને એકત્ર થવાનાં, હોટેલ, લાઇબ્રેરી વગેરે સ્થળોમાં પણ પ્યાલાં કાઢી નાંખીને ઉપર પ્રમાણેની નવી વ્યવસ્થા કરવામાં આવી છે. વળી **કાગળનાં પ્યાલાં પણ વાપરવાની ફેશન થઈ પડી** છે. આ કાગળનાં પ્યાલાં વાપરીને ફેંકી દેવાય એવાં હોય છે. તે કાગળ છિદ્ર વગરનાં, અને સાધારણથી જુદીજ જાતના હોય છે. વળી ઘણી વ્યક્તિઓ પણ, કાસ્મીરી ટોપી પેઠે વળી બીડી શકતાં ધાતુનાં પ્યાલાંઓ પણ ગજવામાં પોતાના ઉપયોગ સારૂ રાખતા થયા છે. આ સઘળી કડાકુટ કરતાં આપણી મોઢે માંડીને ન પીતાં ઉંચેથી પીવાની ટેવ સો દરજ્જે શું ઉત્તમ નથી ?

**હવામાં ઉડવાના ગેરફાયદા**—બોર્ડો યુનિવર્સીટીના એક અનુભવી ફ્રેંચ ડોકટર, હવા-માં ઉંચે ઉડતી વખતે શારીરિક અસર કેવા પ્રકારની થાય છે તે માટે લેખ લખતાં જણાવે છે કે, પહાડો ઉપર અત્યંત ઉંચે જતા મુસાફરો કરતાં હવામાં ઉંચે ઉડતા બેલુનીસ્ટો ઉપર બહુ ખરાબ પ્રકારની અસર થાય છે. બેલુનીસ્ટો ત્રણથી ચાર હજાર ફીટની ઉંચાઇએ પહોંચતાં તેઓની શ્વાસ લેવાની ગતિ ધીમી થાય છે, નાડી જોરમાં ચાલે છે અને માથું દુઃખવા માંડે છે, તેઓને સખ્ત બેચેની ઉત્પન્ન થાય છે અને તેઓ 'સિક' થઇ ગયા હોય તેવી અસર થાય છે. બેલુનીસ્ટોને જેટલા ફીટ ઉંચે પહોંચતાં ૫૦ મીનીટ લાગે છે તેટલાંજ ફીટ નીચે ઉતરતાં પાંચ-દશ મીનીટનો વખત લાગે છે અને ઝડપથી ઉતરતાં તંદુરસ્તીપર ઉંચે જવામાં કરતાં વધુ માઠી અસર થાય છે. નીચે ઉતરતી વેલા હૃદય વધુ જોશથી ચાલે છે, શ્વાસ અનિયમિત લેવાય છે અને કાનમાં ગણગણાટ થવા ઉપરાંત આંખો લાલ થઇ ચેહેરા ઉપર આગ બળે છે, અને આંખ ઉઘાડવાની કોશીશ કરવા છતાં તે બંધ થઇ જઇ ઉંઘ આવે તેમ થાય છે.

**મગજના સ્નાયુઓ ઉપર વિચારની થતી અસરનું અવલોકન કરવાનું યંત્ર**—જર્મનીના પ્રો. મેકસ એફે હાલમાં શોધી કાઢયું છે. મગજમાં જે છિદ્રો ( cells ) વિચારનું કામ કરે છે તે આ પ્રમાણે એ યંત્ર દ્વારા બહારથી જોઇ શકાતાં થવાથી, કયાં છિદ્રનો કયા પ્રકારનો વિચાર કરવાનો ધર્મ છે તેની શોધ કરવાનો માર્ગ સરલ થઇ પડશે એમ ધારવામાં આવે છે.

**મીઠી પીશાબના રામબાણ ઉપાય**-માટે એક લેખ લખતાં બ્યુરાહનો ડૉ. ફ્રેડન વોલ્ડ જણાવે છે કે, મજકુર દર્દ ઉપર **વાલપાપડીનો** ખોરાક બહુજ રામબાણ છે. મજકુર ઉપાયની શરૂઆત કરવા માટે એ ડોકટર સૂચવે છે કે, પ્રથમ મીઠી પીશાબનાં દર્દીઓએ પોતાને મનપસંદ ખોરાક લેવો, બાદ રફતે રફતે માંસ વિનાનો ખોરાક લેવો અને તે

બરોબર હજમ થાય ત્યારે તેઓએ વાલપાપડી ખાવાનું શરૂ કરવું. ઘઉંની રોટલી સાથે પાપડી લેવાથી વધુ ફાયદો જણાય છે, કારણ કે તેમાં કાંજીનો ભાગ નહિ હોવાથી તે વહેલી પાચન થાય છે.

**પ્લેટીનમ ધાતુ અને ઘરેણાં**—સોનાં રૂપાં કરતાં મોંઘી ધાતુ, પ્લેટીનમની કિંમતમાં થોડા વખતમાં બહુ વધારો થવા લાગ્યો છે. એજ પ્રમાણે તેની કિંમતના વધારા સાથે તેના ખપમાં પણ વધારો થયો છે. ઇંગ્લેંડ તેમજ યુરોપમાં કેટલેક ઠેકાણે એ ધાતુનાં ઘરેણાં બનાવવાની પૈસાદાર વર્ગોમાં શરૂઆત કરવામાં આવી છે, અને અન્ય દેશોમાં પણ તેનો ઉપયોગ ફેલાવાની વકી રાખવામાં આવે છે. એક આઉંસ ચાંદીની કિંમત લગભગ બે શિલીંગ એક પેન્સ અને એક આઉંસ સોનાની ચાર પાઉંડ આવે છે, જ્યારે તેટલાજ વજનની પ્લેટીનમ ધાતુની કિંમત લગભગ સાડાઆઠ પાઉન્ડ થવા જાય છે. અને તેથી પણ વધુ તેની કિંમત વધવાનો સંભવ રહે છે. એ ધાતુનો પ્રથમ ઉપયોગ શહેનશાહબાનુ મેરીના તાજમાં કરવામાં આવ્યો હતો. વળી બ્રીટીશ કોલંબીઆની પ્લેટીનમ ધાતુની ખાણમાંથી એન્ડ્રુ ગોર્ડન ફ્રેંચ નામના એક યુરોપીઅને એક નવીન પ્રકારની ધાતુની શોધ કરી છે, જે પ્લેટીનમ ધાતુને ઘણે અંશે મળતી આવે છે અને દેખાવમાં બીજી સઘળી ધાતુ કરતાં સ્વચ્છ અને ચકચકીત માલમ પડે છે. મજકુર ધાતુને "ફ્રેનેડીઅમ"નાં નામથી ઓળખાવામાં આવે છે.

---

## સ્ત્રીઓપયોગી તથા સ્ત્રીવિષયક સમાચાર ( સટિક ).

**સાસુ પાતાલમાં પણ સંકણી નહીં !**—આ કાંઈ અત્યુક્તિ નથી. હીંદુસ્તાનમાં તો જ્યાં સાસુ હોય છે ત્યાં પુત્રવધુના ભાગ્યમાં સુખ કે શાંતિ ક્વચિત્જ હોય છે એ સર્વ સ્વીકૃત છે. જો મી. લીડબેટરની પ્રાર્થનાનાં આંદોલનોની થીયરી જરાપણ ખરી હોય તો કોઇ સાસુ ઘરડી થવીજ ન જોઈએ. પરંતુ પહેલી અને વહેલી બીચારી જુવાન વહુઓ મરે છે અને સાસુ તો બીજું ને ત્રીજું એમ ઉપરાચાપરી ખાસકું છોકરા કાજે લાવતી રહે છે ! હમે તો ધારતા હતા કે હીંદમાંજ સાસુનો ત્રાસ હશે પણ અમેરીકામાં પણ એમજ છે ! નાના ઉપર સત્તા અને હુકમનો દોર ચલાવવો એ મોટા માત્રનો સ્વભાવ છે. તે અમેરીકામાં પણ કાંઇ સુસ્ત નથી. સૃષ્ટિ નિયમો તો ખંડ વ્યાપીજ નહીં પણ વિશ્વવ્યાપી હોય છે. સૌથી સ્વતંત્ર અને સુધરેલા કહેવાતા અમેરીકન દેશની સાસુ પણ શેતાનની સાળી છે તે કાંઈ ઉપલક ટપકેલું અનુમાન નથી. હમારો તે માટે કાંઇ જેવો તેવો આધાર નથી. આધારમાં સરકારી રીપોર્ટ છે ! ઘર સંસારી કજીયાઓની અમેરીકામાં સ્વતંત્ર કોર્ટ થયા વર્ષથી સ્થપાઇ છે તેના અમલદાર મીસ રોઝા મેકેડે, તે કોર્ટના કામકાજ સંબંધી વીગતવાર રીપોર્ટ રજુ કર્યો છે જે ન્યુયોર્કના ચીફ મેજીસ્ટ્રેટે પોતા તરફના અનુમોદક શેરા સહિત સત્તાવાર રીતે પ્રગટ કર્યો છે. મીસ રોઝા કહે છે કે " વર્ષના સાંસારિક ઝગડાના ૩૮૮૩ ' કેસ ' કોર્ટમાં આવ્યા હતા, **તેમાંના વધારે મોટા ભાગનું કારણ સાસુઓનું નાહક વચ્ચે માથું મારવાને લીધે બન્યા હતા.** તે ઉમેરે છે કે પછી સાસુ, પતિની મા હો કે પુત્રીની હો. બન્ને ઘરમાં કંકાસના સરખા ઉત્તેજક છે ! ત્યારે ફેર એટલો કે અંહી માત્ર પતિરાજની માતાદેવી કંકાસણી હોય છે અને ત્યાં તો પુત્રીની માતા પણ કજીયાનું ઓઠું કારણ નથી !

આ મુકદમા મુખ્ય કરીને કામદાર વર્ગમાં બન્યા હતા, કે જેઓમાંના યુવાનોમાં, સ્વતંત્રતાથી પોતાનું તથા પત્નીનું પોષણ કરવાની શક્તિ આવવા પહેલાં પરણી નાંખવાની વૃત્તિ બહુ વિશેષ છે. આથી માબાપને ઘેર તેની વહુને રહેવુંજ પડે છે અને સાસુ વહુ વચ્ચે ચકમક ઝરે છે ! કોર્ટના મત પ્રમાણે અ-

કવાડીયાંમાં કામદાર વર્ગના માણસો રૂ. ૩૦-૪૦ કમાય તેટલેથી સ્વતંત્ર રહી શકે નહીં, માટે તેથી વધુ કમાય નહીં ત્યાં સુધી તેઓએ સંસારી તોફાનોથી બચવું હોય તો પરણવું જોઈએ નહીં! રીપોર્ટમાં સાસુને એવી સલાહ આપવામાં આવી છે કે "સાસુએ પોતાની, પુત્રી અથવા પુત્રવધુને ઘેર એક કરતાં વધુ (અઠવાડીયામાં કે રોજ તે લખ્યું નથી. હમે ધારીએ છીએ કે રોજ તો ભારે પડી જાય તેથી અઠવાડીયુંજ હશે) વખત મુલાકાત આપવી નહીં અને જો એકજ શહેરમાં બન્નેનાં ઘર હોય તો રાતે તો વાસો કરવોજ નહીં!" સંયુક્ત કુટુંબ તથા બાલલગ્ન આદિ રીવાજો આ દેશમાં અમેરીકાના કામદાર વર્ગથી પણ વિશેષ દ્વિજ વર્ગોમાં ઘણું હોવાથી, "સાસુ વહુની લડાઇ" ના દાખલા હાલમાં ઓછા થઈ જવા અશકયવત્ છે.

**સ્ત્રીઓ માટે ફાયદેમંદ ધંધાઓ કયા છે?**—એ વિષય ઉપર ખાસ ભાષણમાળા અમેરીકાના એક સૌથી મોટા નગર (જે મુંબઇ જેવું છે) બ્રુકલીનમાં આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આ દેશમાં ગૃહસ્થ ગણાતા વર્ગોની સ્ત્રીઓને ભરણપોષણ માટે નોકરી ધંધો કરવાનો નથી તેથી એ ખબર વખતે ઘણાને બેમતલબની લાગશે. પરંતુ જગતની સ્થિતિ જાણવી એ હમેશાં લાભકારી છે. અમેરીકામાં યુવતી કન્યાઓને કોઈ પતિ મળશેજ એવો વિશ્વાસ નથી. ઉલટું પતિઓનો દુકાલ છે. અહીં રીત ઉંધુંજ છે. તેથી શ્રીમંત શીવાયના વર્ગોની કન્યાઓ માટે ધંધે વળગવાની પ્રથમથી તૈયારી કરવી બહુ સાધારણ છે. ઘણી સ્ત્રીઓ કયો ધંધો સૌથી લાભકારી છે તે વિષે અજ્ઞાન હોવાથી વગર સમજે ગમે તે લેતી. ઘણી ખરી તો શિક્ષકના ધંધામાં ઝીપલાવતી, તેથી "માસ્તરણો" બહુ વધી પડી. સ્ત્રીઓનો જે ધંધામાં ખપ છે, અને મેદાન છે, તેમાં શી શી યોગ્યતા જોઇએ, તે કેમ પ્રાપ્ત કરવી તે ઉપર તે ધંધાઓના ખાસ અનુભવીઓ તરફથી ખાસ ભાષણો બ્રુકલીનની કન્યાશાલાઓમાં આપવામાં આવે છે. સંસાર વ્યવહારમાં જે નવી નવી મુશ્કેલીઓ ઉભી થાય છે તેનું નિરાકરણ કરવામાં પણ પાશ્ચાત્યો કેવા ચતુર અને જાગૃત છે તેનું આ નવી વ્યવસ્થા એક ઉત્તમ ઉદાહરણ છે.

**ભોપાલની બેગમ સાહેબાની યુરોપની મુસાફરી**—વિષે પોતે એક ભાષણ ભોપાલની લેડીઝ કલબમાં ગઇ તા. ૨૯ મી જાનેવારીએ આપ્યું હતું. એક પર્દાનશીન મુસલમાન બેગમ પરદેશ જાય એજ ઓછી આનંદદાયક વાત નથી. ભાષણ દરમ્યાન તેમણે કહ્યું હતું કે હું સ્તંબુલમાં ટર્કીના સુલતાન તથા સુલતાના સાહીબાને મળી હતી, અને સુલતાને મને પેગંબર **મહમદની દાઢીનો બાલ સ્નેહચિન્હ તરીકે** આપ્યો તે માટે હું તેમની ખાસ આભારિણી છું. મેં ઘણું જોયું અને હું ઘણાને મળી. હાલ એટલુંજ કહીશ કે યુરોપની ઝડપબંધ **ઉન્નતિનું કારણ ત્યાંની સ્ત્રીઓને જે ઉત્તમ કેળવણી મળે છે,** અને સ્ત્રીઓ પોતાનાં બાળકોને જે ઉત્તમ શિક્ષણ આપે છે એ છે. માતાના ખોળામાં બચ્ચાંઓને જે શિક્ષણ મળે છે તે તમે રાયથી રંક પર્યંત સર્વત્ર જોશો! રોજના જીવનમાં માતાઓ આરોગ્યશાસ્ત્રના નિયમાનુસાર વર્તન કરે છે તેથીજ બાળકો આરોગ્યવર્ધક સ્થિતિમાં ઉછરવા પામે છે. આ બહુ બોલાઇ ગયું એમ ધારીને બેગમ સાહીબાએ ઉમેર્યું હતું કે તેમને યુરોપની સ્ત્રીઓની સ્વતંત્રતાનો વિચારજ નથી. પરંતુ હું કાંઈ તેની નકલ કરવાની તરફેણમાં નથી. તે સ્વતંત્રતા આપણા દેશના સંજોગોને છાજતી નથી! ઈસ્લામે આપેલી સ્વતંત્રતાથી એક તસુ પણ આગળ જવાનો મહોમેડન સ્ત્રીએ વિચાર સરખો ન કરવો. મહમદે જે સ્વતંત્રતા આપી છે તે પુરતી છે. ઇ. ઇ.; ભાષણના આગલા તથા પાછલા ભાગ વચ્ચે પરસ્પર વિરોધ આવતો અટકાવવા માટે મહમદે સ્ત્રીને સ્વતંત્રતા આપવા સંબંધી ઉચ્ચારેલાં વાક્યોનો ઉદાર અર્થ કરવો આવશ્યક છે. આગાખાનનો એ મત છે કે કુરાનમાં પડદો છેજ નહીં. બેગમ સાહેબ કેમ તેનાં હીમાયતી છે?

## સ્ત્રીની ઉન્નતિ તથા દશા સંબંધી સમાચાર.

**સ્ત્રીના વેદાધિકાર તથા સ્ત્રીધર્મ વિષે શ્રીમાન્ શંકરાચાર્ય**—માધવતીર્થ સ્વામીએ પાટણમાં આપેલાં ભાષણ દરમીયાન કહ્યું હતું કે, "આપણામાં સામાન્ય રીતે બોલાય છે કે સ્ત્રી શૂદ્રવત્

ઓ તેણે પસાર કરી છે. તે સ્વતંત્ર ધંધો ઇંગ્લંડમાં ચલાવનાર છે. ઇંગ્લંડની સ્ત્રીઓની સ્વતંત્રતાના ઇતિહાસમાં આ પણ એક નોંધાવા લાયક બાબત છે.

**એક અક્ષતયોનિ બ્રાહ્મણ વિધવાનું પુનર્લગ્ન**—થોડો સમય થયાં સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં સરકારી રેવીન્યુ ખાતામાં તપાસણી કામદાર ( સરકલ ઇન્સ્પેક્ટર ) રા. સોમેશ્વર અમૃતલાલ ( જ્ઞાતે શ્રીગોડ બ્રાહ્મણ અને વય ૨૯ વર્ષ ) એમણે તા. ૨૭ મી ડીસેમ્બરની રાત્રે, શ્રીમતી શિવલક્ષ્મી જે જોશી ઘેલાભાઇ ગુલાબરામની દીકરી થાય અને પાટણના મર્હુમ મહેતા મણિલાલ પુરૂષોત્તમની વિધવા થાય, તેની સાથે મુંબાઇમાં લગ્ન કર્યું હતું. તે બાઇ પ્રથમ ૧૧ાા વર્ષની વયે રાંડી હતી.

**ઉત્તર હીંદમાં બે પુનર્લગ્ન**—થયાં છે સીપોર તાબે ખેરાલુ ગામના રહીશ ૨૭ વર્ષની ઉમરના મ. હરગોવિંદદાસે ગલબી નામની ૨૨ વર્ષની વિધવા જોડે પુનર્લગ્ન કીધું છે. તથા બીજા મી. ગણપતરામ જેઓ ૨૫ વર્ષના છે તેમણે સંતોક નામની ૨૧ વર્ષની વિધવા જોડે લગ્ન કીધું છે. બન્ને પરણનારાઓ ઔદિચ્ય બ્રાહ્મણો છે.

**સેફ્રેજેટ સ્ત્રીઓ અને લગ્નના કસમ**—પતિને પત્નીએ વશ રહેવું-તાબે થવું એ ખ્રીસ્તી ધર્મનો સિદ્ધાંત છે. અને તેથી પત્નીને " હું તાબે થઇશ, " એમ લગ્ન વખતે વિધિપૂર્વક પતિને કહેવું પડે છે. પરંતુ " સંપૂર્ણ સમાનતા " ના વાના વખતમાં આ શપથ મતનો હક માંગનારી સ્ત્રીઓને જરી પુરાણા લાગ્યા. મીસ ઉના ડગડેલ નામની સ્ત્રી સફ્રેજેટ છે, અને તે ખાનદાન કુટુંબની છે. પ્રખ્યાત વાઇકાઉંટ પીલની તે ભત્રીજી થાય. અને તેનો પતિ મી. વીક્ટર ડુવલ પણ સ્ત્રીની મતના હક્કની લડતનો પક્ષપાતી છે. તેમના લગ્ન વખતે ક્રિયામાં " તાબે શબ્દ છોડી દેવા બન્ને તૈયાર હતાં. પરંતુ પાદરીએ કહ્યું કે તેથી વખતે લગ્ન ગેરકાયદેસર ઠરશે એવો વકીલોનો મત છે! આથી એ વિચાર પડતો મેલાયો હતો. સર નારાયણ ચંદાવરકરે મૂર્તિપૂજા ન માનવા છતાં, પોતાની પુત્રીનું લગ્ન પૌરાણિક રીતે આવા કાયદાનીજ બારીકીને લીધે કરાવ્યું હતું એવો તેમનો બચાવ હતો. કાયદાની બારીકી દુર કરાવવા હવે સફ્રેજેટો મંડશે! એમના ઉછાળા પણ જરા ગમ્મત ઉપજાવે એવા છે.

**રજા વગર ચુમી ન થાય એટલુંજ નહીં પણ તેનું નીશાન પણ ન થાય!**—અને કરે તો શું? તેવા અવિનયી પુરૂષને પંદરસો રૂપીયા દંડના ભરવા પડે એમ અમેરીકાની કોર્ટે ઠરાવ્યું છે. સમ્મતિ વગર સ્ત્રીને ચુંબન કરવું તે અપરાધ છે, અને એ સમ્મતિથી કાંઇ પાશ્ચાત્ય સ્ત્રીનું સતીત્વ ભંગ થતું નથી. પીટસબર્ગનો એક બેંકર જે એક સ્ત્રીને ચહાતો હતો પણ જેની સાથે તેને ઓળખાણ કરાવવામાં આવી નહોતી તેણે પ્રેમના આવેશમાં એક પોસ્ટ કાર્ડમાં તેને ચુંબનની નીશાની તરીકે ક્રાસનું ચિન્હ કાઢી મોકલ્યું હતું. ત્યાં ક્રાસ તેનાં ચિન્હ તરીકે વપરાય છે. બાઈએ નુકશાનીની ફિર્યાદ માંડી અને શાહુકારના સો પાઉંડ ઓછા થઇ બાઇના તેટલા વધ્યા છે. ચુંબનની છાયાની આટલી કીમ્મત તો વસ્તુની તો શુંજ કી ન પડે?

**રાજ છાંડ્યા વીજાતીને પરણે તે સજોડું કે કજોડું?**—ઑસ્ટ્રીયા દેશના રાજકુંવરો, રાજકન્યાઓને ન પરણતાં, સાધારણ કુટુંબની કે નાટકની સ્ત્રીઓને પરણવા સારૂ રાજ્યપ્રબંધ પ્રમાણે રાજપાટ, રાજહક્કો, રાજ્યપેન્શનો અને જાગીરો તથા પદવીઓ સઘળાનો ત્યાગ કરવા માટે સૌથી પ્રખ્યાત છે. એક બીજા ઑસ્ટ્રીયન રાજકુંવર આર્ચડ્યુક હેવીએ હાલ એમ કીધું છે. તેના મોટા ભાઇએ તો સાધારણ કુટુંબની કન્યા સાથે લગ્ન કરવા એ સઘળાનો ત્યાગ કર્યો હતો. પણ નાનાભાઇએ જરા ડહાપણ વાપરીને માત્ર લશ્કરની નોકરી છોડી છે, અને તે ઝુરીચમાં રહે છે, કે જ્યાં તેની પ્રિયા રહે છે. હજી તે પરણ્યો નથી, પણ પરણતાં સાથે તેનો ... પણ ... ને તે રાજકુંવર પણ નહીં રહે. તે ચીતારાનું કામ શીખે છે. આર્ચડ્યુક જોન સેલ્વેટરની વાર્તા આ પત્રમાંના પહેલા ૨ અંકોમાં અમે આગળ આપી ગયા છીએ તે વાંચકોને સ્મરણ હશે. પ્રશ્ન એ છે કે રાજકુંવર મનને અનુકુળતાં નાતાં બહારની રાજકન્યાઓ પરણે અને પછી વ્યભિચારાદિ કરે તથા પત્નીને

દુઃખી કરે તે કરતાં તેઓ મનપસંદ-સાધારણ કુટુંબની કન્યા પરણે અને સદાચારી તથા સુખી રહે એ સહસ્રગણું સારૂં નથી ? છતાં રાજવંશીઓ તેની ના પાડે છે. પિતા લોકે યુવાવસ્થામાં ઉપલા મતનો હોય છે પરંતુ પિતા થયા પછી પોતાના પુત્રના તથા પોતાનાજ આગલા મત સાથે મળતો મતો નથી !

**અમેરીકામાં સ્ત્રી પુરૂષોનું જાણવાજોગ પ્રમાણ**—યુનાઇટેડસ્ટેટસમાં ૧૯૧૦ ના ઉંડા સેન્સસ રીપોર્ટમાંથી માલમ પડે છે કે ત્યાં સેંકડે ૧૦૬ પુરૂષો સ્ત્રીઓ કરતાં વધુ છે, અર્થાત્ યુરોપથી ઉલટું છે. આ વધારો ૧૯૦૦ની સાલ પછીથી લેવામાં આવે છે. એકંદર પુરૂષોની સંખ્યા ૪,૭૩,૩૨,૧૨૨ ની છે અને સ્ત્રીઓની સંખ્યા ૪,૪૬,૪૦,૧૪૪ ની છે. ફક્ત હબસીઓમાંજ સ્ત્રીઓ પુરૂષો કરતાં વધુ છે. તેઓની કુલ સંખ્યા ૯૮,૨૮,૨૯૪ છે, તેમાં ૫૫,૫૭૮ જેટલો વધારો સ્ત્રીઓનો છે. અમેરીકા બહાર જન્મેલી પરંતુ અમેરીકામાં વસવાટ કરવા ગયલી વસ્તીમાં દર સો સ્ત્રીએ ૨૯.૨ પુરૂષો વધુ છે. આનું કારણ ફક્ત એટલુંજ છે કે સ્ત્રીઓ કરતાં પુરૂષો પરદેશગમન વધારે કરે છે. અમેરીકામાંજ જન્મેલી, જુની, ગોરી પ્રજામાં દર સો સ્ત્રીએ ૪ પુરૂષ વધુ છે. બીજા દેશમાં જન્મેલી એવી ગોરી પ્રજા જે યુનાઇટેડ સ્ટેટસની પ્રજા કહેવરાવે છે તેની સંખ્યા સોએ ૨૦.૬ની છે. અમેરીકામાં વસ્તી પ્રજા લગભગ ત્રીજા ભાગ જેટલી બહાર જન્મેલી છે. દર સાલ આ સંખ્યામાં વધારો માલુમ પડયાજ કરે છે. પરદેશી પ્રજાની એટલી જલદી ભરતી થાય છે કે એક સદીમાં કદાચ અમેરીકાની વસ્તી ચીન જેટલી થઇ જશે !

**વરઘેલી અમેરિકન કન્યાઓ**—લોકેલ્ડ વીકલી ન્યુસ જણાવે છે કે વેનસીલવેનીયામાં લલટા નદીમાં અઢાર છોકરીઓ ડુબી ગઇ છે. તે જણાવે છે કે એવી લોકવાયકા છે કે જે જુવાન મધરાતે નદીએ જઇ નહાયે તેનું તેજ વર્ષ દરમ્યાન લગ્ન થઇ જશે. તે શહેરની વીસ જુવાન છોકરીઓ જે વર મેળવવાને ઉત્સુક હતી તે ઉપરોક્ત વખતે નહાવા ગઇ. નદીનો વેગ પુર જોરમાં હતો અને તેથી બે શીવાયની બીજી બધી તણાઇ ગઇ હતી. પાશ્ચાત્ય દેશોમાં પતિ મેળવવાની મુશ્કેલીઓ કેટલી બધી છે તેનો આ કંઇ જેવો તેવો પુરાવો નથી.

---

## સાંસારિક અને ધાર્મિક ઉન્નતિ સંબંધી સમાચારો (સટિક).

**બાઇબલનું થતું પુષ્કલ વેચાણ**—ગયા જાનેવારી માસને અંતે નામદાર ગવર્નરના પ્રમુખપદ હેઠળ મળેલી બાઇબલ સોસાયટીના ૯૩ મા વર્ષની સભામાં ગયા વર્ષના સભાના કામકાજના વંચાયલા રીપોર્ટ ઉપરથી જણાય છે કે તે સભાનો બાઇબલનો પ્રચાર કરવાનો ઉદ્દેશ બરોબર પાર પાડે છે. વર્ષમાં ૨ લાખ પાંચ હજાર બાઇબલ ( તેમાંના ૧॥ લાખ મરાઠીમાં ને ૫૫ હજાર ગુજરાતીમાં છપાયાં હતાં. ઘણું કરીને શાળામાં ન ચાલતી છતાં સૌથી વધુ ખપતી ગુજરાતી કે મરાઠી ચોપડી આ પ્રમાણે બાઇબલજ છે. ) શું ગુજરાતીઓ અને મરાઠીઓનું સ્વધર્માભિમાન ! એકંદર વર્ષમાં ૧,૪૭૯૩૧ નકલો ખપી ગઇ હતી. અને તે નકલો જુદી જુદી ૩૧ હિંદુસ્તાનની ભાષાઓમાં હતી. જ્યારે બાઇબલ માટે ખ્રીસ્તીઓ આટલું આટલું કરે છે. ત્યારે હીંદુઓ બીજા કોઇ સ્વધર્મનું જોઇ ન જાય તે સારૂ ચોપડી છપાવતા પણ નથી ! અત્યાર સુધી છપાવલા ધર્મ વિરૂધ્ધ સમજતા હતા, બુધ્ધિનોજ ગંભીર મતભેદ-મોજતાજ જૂઠી ત્યાં ઉપાય શું?

**પંડિતોનું કોંઝીવરામ ખાતે ઇરાદમાં મળનારૂં કોન્ફરન્સ**—આ પરિષદની

પૂર્વવ્યવસ્થા કરવા મળેલી સભા મદ્રાસમાં ડૉ. સર સુબ્રહ્મણ્ય આયરને ઘેર મળી ચુકી છે. નિયમો તથા વિષયો નિશ્ચિત થયાં છે. પંડિતો સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન, પરદેશગમન, પતિતપાવન, કન્યાસમ્પ્રદાન, વૈદિકઆચાર અને ધર્મક્રિયાઓ, હીંદુ કાયદામાં કેટલાક સુધારા કરવાની જરૂર, પરધર્મી પ્રતિ સહનશીલતા, તથા પંડિતોએ પરસ્પર માન રાખવાની જરૂર એ વિષયો ઉપર ચર્ચા કરશે. કહે છે કે ઉદાર બુધ્ધિથીજ ચર્ચા ચલાવવામાં તથા યોગ્ય સુધારા સુચવવામાં આવશે. વધુ મતથી નિર્ણય થશે (આમ કરતાં ગરબડાધ્યાય જામવાનો ભય છે.) સંસ્કૃતવેત્તા, રાવ બહાદુર એમ. રંગાચાર્યાર પ્રમુખસ્થાને બીરાજશે, અને એમને સર્ખો મત પડતાં વધુ મત આપવાનો હક રહેશે. પરિષદ્ દરમીયાન, અર્થાત્ જરા પહેલાં અને પાછળ સુદ્ધાં ભોજનથી ૩૦૦ બ્રાહ્મણોનો સત્કાર કરવામાં આવવાનો છે. એ તો પંડિત સભામાં અલબત્ત હોવુંજ જોઇએ. નહીં કે ઘોડા વગરની ગાડી જેવું બાહુ લાગે !

**ખોદ્યો ડુંગર અને** કાઢ્યો ઉંદર-જેવા મોટા નામના પણ દમ વગરના, ઉપલકીયા અને ક્ષુલ્લક બાબતના નામના સુધારાઓ કરવાના ઠરાવો અનેક બહાર ગામની ન્યાતો કરે છે, અને તે અત્યંત આનંદથી દૈનિકોમાં પ્રગટ કરવા મોકલવામાં આવે છે તેના એક નમૂનાનો સાર નીચે પ્રમાણે છેઃ—

ગયા તા. ૩૦ મી જાનેવારીએ વાસણા ગામે (મહીકાંઠા તાબાનાં) વણિક મહાજને એકઠા મળી સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવો પસાર કરી મહાજનના ચોપડામાં તેની નોંધ લેઇ સહીઓ કરવામાં આવી છેઃ—૧. વાસણા ગામમાં લગન હોય ને જાન આવે અગર ગામની જાન બહાર જાય, ત્યાં કોઇ પણ ઠેકાણે સ્ત્રીઓ તથા છોકરીઓએ ફટાણાં ગાવાં નહી.

૨. લીંપવાના કામ શીવાય કોઇ પણ સ્ત્રી કે છોકરીએ પોતાના મહોલ્લાની હદ મુકીને છાણ લેવા જવું નહીં ! જાય તેને રૂ. ૧ દંડ. આ ઠરાવનો ભંગ કરશે તેનો રૂપીઓ સવા દંડ લેવામાં આવશે. ૩. ન્યાતમાં ગમે તેવું મરણ થાય તો પણ તેનું પથાણું ૧૧ દીવસથી ૯૦ દીવસમાં ઉપાડવું, તેથી વધારે રાખવું નહીં. આ સીવાય મહાજન સન્મુખ નીચે પ્રમાણે એક અગત્યનો ચોથો ઠરાવ લાવવામાં આવ્યો હતોઃ-" આપણી ન્યાતમાં દરેક મરણ પાછળ તેરમું કરવાનો રીવાજ છે. તેમાં ગમે તેવા જુવાનનું મરણ થાય, વીસ વરસનો જુવાન છોકરો ગુજરી જાય ને પંદર વરસની બાઇ રાંડે તેવે વખતે પણ ન્યાતના ધારા મુજબ ન્યાત કરવાનો વહિવટ છે. આ બાબત ઉપર મહાજનનો મત લેતાં ઉમર નકી કરતાં જરા ગુંચવણ ઉભી થવાનો સંભવ જણાતાં તે ઉપર એવો સુધારો મુકવામાં આવ્યો કે જે મરણમાં મરનારના સગાંવહાલામાં ચીઠીઓ લખવામાં આવે તેમાં જો દસમા ઉપર સાથ તેડાવવાનું લખવામાં આવે તો તેની ન્યાત કરવી નહીં. પરંતુ જો ખરચ લખવામાં આવે તો તેની ન્યાત કરવી. આ બાબત લંબાણ વીવેચન ચાલ્યા પછી જો આવાં જમણો બંધ થાય તો તેને બદલે અમુક ફકત નામની રકમ ઠરાવી જમણવારને બદલે આ રકમ મહાજનમાં લેવા; અને તે ન્યાતના સુધારામાં વાપરવી. આવી ગોઠવણ ઉપર આવવાની વકી હતી; પરંતુ તેમાં જરાક મતભેદ પડવાથી આ વાત હાલ બીજા અનુકુળ સંજોગો મળે ત્યાં સુધી મુલતવી રાખવામાં આવી છે. "

૪ થા ઠરાવમાંજ સંગીનપણું હતું તેમાં તો લેખક કહે છે કે " જરાક ગુંચ-

વધુ અને જવાઆઆઠ મતભેદ પડયો. અને " અનુકુલ સંજોગો મળે ત્યાં સુધી " મુલતવી રાખવામાં આવ્યો છે. બાકીના ઠરાવો તો એવી બાબત ઉપર છે કે જેનો અમલ સર્વ મનુષ્યોએજ ન્યાતના ઠરાવ વગર પોતાનીજ મુન્સફીથી કરવાનો છે.

**તરતની પરણેલી રાંડનાર કન્યાપર કરૂણા**—તળાજા ગામમાં વસંતપંચમીને બુધવારે દશા શ્રીમાળી જ્ઞાતીની એક બાળાનાં લગ્ન ભાવનગરના એક રહીશ સાથે થયાં હતાં. વર બાર કલાક પછી એકાએક હૃદય બંધ પડી જવાથી ગુજરી ગયો. તળાજાની જ્ઞાતીએ તે વરઘોડીયાં પોંખ્યાં પહેલાં ગુજરી જવાથી પરણેતર પુરૂં થયલું નથી તેમ ( જાણવા જોગ છે કે શાસ્ત્ર જોઇને નહીં પણ સાદી સમજનો ઉપયોગ કરીને ) ગણી સદરહુ બાળાને પરણેતરનાં બોજામાંથી મુક્ત કરી ભવિષ્યની પ્રજાનો આશીર્વાદ મેળવ્યો છે. જો જ્ઞાતિઓ સાદી બુદ્ધિનો આ પ્રમાણે ઉપયોગ કરે તો તેના વ્યક્તિઓની ઉન્નતિ થતાં વિલંબ લાગે નહીં.

**સુરેન્દ્ર બાબુ અને સુધારો**—બાબુ સુરેન્દ્રનાથ બેનરજી જેઓ એક પ્રખ્યાત વક્તા અને સંસારસુધારક છે તેમની ગત પત્નીના શ્રાધ્ધમાં તેમણે રૂ. ૧૬, ૦૦૦ નો ખર્ચ કર્યો છે. એક સુધારક લગ્ન જેવા શુભ પ્રસંગમાં પણ મોટી રકમ ખર્ચ કરવાની વિરૂદ્ધ છે તો શ્રાધ્ધમાં અર્થાત્ બ્રાહ્મણોને દાન ભોજન આપવામાં આવડી મોટી રકમ ખર્ચવી તો ધનની બરબાદીજ કહેવાય. બાબુ સુરેન્દ્રનાથે એવડી મોટી રકમ કોઇ જાહેર સખાવતમાં આપેલી હોવાનો દાખલો નથી. દરિદ્ર દેશના નેતાઓ ધનનો આવો દુરૂપયોગ કરે તેની સામાન્ય પ્રજા ઉપર કેવી ભયંકર અસર થાય છે, તેનો ખ્યાલ એ મહાનુભાવોને કિંચિત્ પણ હોય એમ લાગતું નથી. અથવા પોતાનું કર્તવ્ય ભાષણોની ગર્જનાથી સમાપ્ત થઇ જાય છે, એમ તેમનો મત જણાય છે. જેમને મૃતક શ્રાદ્ધમાં અંતઃકરણથી શ્રદ્ધા હોય તેઓ તે કરે તે સામે કિંચિત્ પણ વાંધો લેવાનો હક નથી. પરંતુ શ્રદ્ધા છતાં આવી મોટી રકમ ખર્ચવી એ તો નિઃસંદેહ દેશમાં કાયમ દુકાળ પાડવાની પેરવી કરવા જેવુંજ ગણાય.

**એક ભયંકર ક્રિયા**–મીરઝાપુરમાં થઇ છે. જયકાળી !–જયકાળીના જયજયકાર કરીને એક મૂર્ખ ભક્તે એક પારકી નાની હરણ કરેલી કન્યાને તૈયાર કરેલા ખાડામાં છરાની દાટી દીધી હતી ! તેને ફાંસીની સજા તો થઇ છે. પરંતુ પ્રજાના ધર્માચાર્યોએ તેથી સંતુષ્ટ ન થતાં કાલીદેવીની ઉપાસના સંબંધીના પ્રજાના અજ્ઞાન વર્ગના વિચારો ફેરવવા કટિબદ્ધ થવું જોઇએ. એક રીતે એ મૂર્ખને અન્યાય થયો છે. તેને કાલી સંબંધી એવું ભ્રમમુલક શિક્ષણ આપનારાને ફાંસીએ દેવા જોઇએ ! કાલી તો માતા છે, પરમાત્માનું સ્ત્રી નામ છે, તેની ભયંકરતા કેવળ દુષ્ટો માટે છે, તે તો સ્વભાવે દયાળુ છે, તેને હિંસાનો તો ત્રાસ છે, ઇત્યાદિ શિક્ષણનો પ્રચાર કરવાની આવશ્યકતા, આવા લગભગ દર વરસે બનતા બનાવો સિદ્ધ કરે છે.

**ગૌવધ પ્રતિબંધ માટે ઇંગ્લેંડમાં હીલચાલ**—જબલપુરના મી. જસાવાળાએ શરૂ કરી છે. અને એ પ્રસિધ્ધ છે કે હિંદની સરકાર ઉપર ખરી અસર તો ઇંગ્લેંડની પ્રજાના મતથીજ થાય છે. મી. જસાવાળાના કામમાં મદદ કરવા માટે મી. કે. જે. તારાચંદ ( જેઓ પારસી છે ) પણ ગયા છે. તેમણે લેંકેશાયરના સ્ટોપ્ટન ગામ ખાતે મીલ-કામગારોની એક જંગી મેળાવડો કરી, વ્યાખ્યાન દરમીયાન જણાવ્યું હતું કે વીસ લાખ હિંદુઓએ વધ અટકાવવા માટેની અરજી પર સહી કીધી છે. અને તે નામદાર શહેનશાહ પર મોકલવાની છે. હિંદમાં

રહેતા સોલજરોના ખોરાક માટે જોઈતું તૈયાર માંસ ઓસ્ટ્રેલીયાથી મળી શકે છે. હિંદમાં માંસ માટે જે કતલ થાય છે તેથી ખેતીને ઘણું નુકસાન થાય છે. અને રૂનો પાક ઓછો થાય છે. વળી હિંદમાં થતો ગૌવધ અટકાવવાથી બીટીશ રૈયતનો ફાયદો છે. મી. અલીમહમદ ભીમજીએ અને આખરે મી. જોન સ્મીથની દરખાસ્તથી હોપ્ટનના મીલ કામદારોએ ઠરાવ કીધો કે "હિંદી ઢોરોનો વધ થતો અટકાવવાને જે અરજી નામદાર શહેનશાહને કરવામાં આવનારી છે, તે અરજીને તેમનો ટેકો છે." એ ઠરાવનો સાર નામદાર શહેનશાહને મોકલી આપવાની સત્તા પ્રમુખને આપવામાં આવી હતી.

**કેનેડાની નવી પાર્લામેન્ટમાં યોગ્યતાને મળેલું સંપૂર્ણ સ્થાન**—કેનેડાની નવી પાર્લામેંટમાં ચુંટાયલા સભાસદો કેટલા કયા વર્ગના છે તે ખાસ જાણવાજોગ છે. વકીલોની સંખ્યા સૌથી વધુ જોવામાં આવે છે. બીજો નંબર ખેડુતોનો છે, અને ત્રીજો નંબર વેપારી વર્ગનો છે. "કેનેડીઅન મેઈલ" પત્ર ઉપરથી નીચે પ્રમાણે નવા પાર્લામેન્ટના સભાસદોના ધંધા રોજગાર વિષે માહીતી મળે છે.

| | | | |
|---|---|---|---|
| વેપારી વર્ગ | ૨૭ | કારીગર વર્ગ | ૧૩ |
| પૈસાદાર ,, | ૨ | એજન્ટ ,, | ૮ |
| વકીલ ,, | ૭૫ | દલાલ ,, | ૫ |
| ખેડુતો | ૩૨ | વીદ્યાર્થી ,, | ૧ |
| ડૉક્ટર | ૧૮ | ગાંધી ,, | ૧ |
| વર્તમાનપત્રકારો | ૧૦ | માપણીકરનાર | ૧ |
| મજુર વર્ગ પક્ષકાર | ૧ | | |
| કોન્ટ્રાક્ટર વર્ગ | ૯ | | |
| પ્રતિષ્ઠિત વર્ગ | ૭ | | |
| લમ્બરમેન | ૧૧ | | |

**બાસુ બીલ પસાર થયા વગર પણ ચલાવનારા ચલાવી લે છે!**—(૧) તે ગઈ તા. ૪ થી ફેબ્રુઆરીએ લાહોરમાં ઓનરેબલ મી. ઝુલ્ફીકાર અલીખાનના મકાનમાં સરદાર ઉમરાવસીંગ મજીઠીયાનાં મીસ એ. ગોટસમેન નામની એક ઓસ્ટ્રીયન યુવતી સાથે બ્રહ્મો વિધિ પ્રમાણે થયલાં લગ્નથી સિધ્ધ થાય છે. આ લગ્ન ૧૮૭૨ નો ૩. જો કાયદો, જેમાં આ. મી. ભુપેન્દ્રનાથ બાસુ સુધારો કરવા માગે છે કે, તે પ્રમાણે બ્રહ્મોધર્મના ઉપદેશક રેવરંડ—બ્રાહ્મધર્મીઓ પોતાના ઉપદેશકને (પાદરીઓને) ખ્રીસ્તીઓની નકલ કરીને 'રેવરંડ' કહે છે—એ. સી. મજુમદારે કરાવ્યાં હતાં. સરદાર ઉમરાવસીંગ પ્રખ્યાત સ્વર્ગવાસી સરદાર દયાલસીંગ મજીઠીયા જેણે લાહોરમાં થીસ્ટીક કોલેજ બ્રાહ્મધર્મ શીખવવા અને સ્થાપવા દશ લાખ રૂપીયા આપ્યા હતા, (અને જે કોલેજના પ્રીન્સીપાલ પ્રથમ હીંદુ, પછી ખ્રીસ્તી અને હવે મધ્યસ્થ બ્રહ્મો મુલ મુંબઇના પ્રો. વેલીનકર છે) તેના નિકટના સંબંધી છે. (૨) કુચબીહારની કુમારિકા કુંવરી પ્રીન્સેસ પ્રેતીવાનું ગઇ તા. ૨૧મીએ ખુશ્વરહે પટનવાળા મી. મેંડર્સ સાથે લગન થયું હતું. એ કુંવરી કેશવચંદ્રસેનની પુત્રીની પુત્રી થાય. એક બ્રહ્માપ્રીન્સેસનાં લગ્ન એક સામાન્ય અંગ્રેજ સાથે થયલાં જાણી હીંદુઓને કવચિતજ આનંદ થઇ શકશે. શું બ્રહ્મો કે હીંદુઓમાં કોઇ યોગ્ય પતિજ કુંવરીને શોધ્યો ન જડયો?

ઇંગ્લેંડમાં ગયા વર્ષમાં પ્રગટ થયલાં દસહજાર નવાં પુસ્તકો-કેવલ નવીન પુસ્તકો સંબંધી સમાચાર આપનારાં ' પબ્લીશર્સ સર્ક્યુલર એંડ બુકસેલર્સ રેકર્ડ, પત્ર કહે છે કે ૧૯૧૧ના વર્ષમાં ઇંગ્લેંડમાં ૮,૩૫૦ પહેલી આવૃત્તિનાં નવાં, તથા નવી આવૃત્તિનાં ૨,૩૮૪ મળી કુલ ૧૦,૯૧૪ નવાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. આપણા ગુજરાતમાં જે શાલોપયોગી તથા આંકની તથા પહેલી બીજી ચોપડીઓ બાદ કરીએ તો ૧૦ હજાર ચોપડીઓની નકલો પણ કદાચ ખપી નહીં હોય ! ૧૦ વર્ષમાં ઇંગ્લેંડમાં નવીન પુસ્તકની સંખ્યા બમણી થઇ છે. ૧૯૦૧ માં ૬,૦૪૪ નવાં પુસ્તક ( નવી આવૃત્તિ સહિત ) પ્રગટ થયાં હતાં, અને દર વરસે સરેરાસ પાંચસો પુસ્તકોનો વધારો થતો રહ્યો છે. ફક્ત ગયા અકટોબર માસમાંજ ૧૫૨૭ પુસ્તકો પ્રગટ થયાં હતાં, જ્યારે રાજ્યાભિષેકના ગયા જુન માસમાં વર્ષના કોઇ પણ માસ કરતાં ઓછાં એટલે ૬૭૩ પુસ્તકો પ્રગટ થયાં હતાં. સાધારણ રીતે ૪ થો ભાગ બીજી ત્રીજી આવૃત્તિને પામે છે. આ પ્રાંતમાં સોમો ભાગ પણ તે માનને પામતો નહી હોય.

**તમાચાને તમાચો !**—વાંકાનેરની શ્રી વીશા શ્રીમાળી ગ્નાતિએ સુધારાનો ડંકો વગાડયો છે. બીજી ગ્નાતીઓ પેઠે એ ગ્નાતિમાં પણ શ્રીમંત પ્રસંગે શ્રીમંતિની ગર્ભવતી સ્રીને દેવર જામેલી હકના દેખતાં એક તમાચો ખેંચી કાઢે છે ! સીમંતોન્નયન સંસ્કારની તે પૂર્ણાહુતિ છે ! દેવર પોતાના હાથનો આમેહુબ સ્ટેંપ તો ભાભીના ગાલ પર પાડતો નથી, કારણ કે તે ગંભીર રીતે તમાચો મારતો નથી. એ તો માત્ર દ્વિવર ( જેનો અર્થ સંસ્કૃતમાં લગભગ રીઝર્વડ પતિ થાય છે ! ) ગેલ કરે છે—એમ તો દયાલુ હોય છે. જે શ્રદ્ધાપૂર્વક મારે તો તો દાંતની કળી તુટી પડે છતાં પોલીસમાં જવાનું થાય નહી ! કારણ કે પોતેજ ગાલ ધરેલો ! દેવરની હાથી જોડે સોળ તો નથી સુઝી ઉઠતા પરંતુ બીચારી અબળા શરમના માર્યા શેરડા તો જરૂર પડે છે. બાબત શ્રીણી છે પણ ક્રિયા નિર્લજ્જ છે. તે બીચારી અબળાનો શ્રીમંતનો બધો આનંદ હરી લેનારી છે. વાંકાનેરની વીશા શ્રીમાળી ગ્નાતિને તે કાઢી નાંખવા માટે ધન્યવાદ ઘટે છે; પરંતુ આમાં ગ્નાતિ ઠરાવ કરતાં વ્યક્તિઓએજ સારી સમજ વાપરીને તેનો પોતાના કુટુંબમાં નિષેધ કરવો જોઇએ.

---

## કેટલીક બાબતો ઉપર ટુંકી ટિકાઓ.

**બંગાલી સાહિત્યના સૂર્ય રવિન્દ્ર બાબુની ૫૦ મી જન્મતિથિનો મહોત્સવ**—બંગાલાના સૌથી પ્રખ્યાત, સર્વસ્વીકૃત શ્રેષ્ઠ લેખક-બંગાલી બાબુ રવિન્દ્રનાથ ટાગોરની વયના ૫૦મા વર્ષની સમાપ્તિને પ્રસંગે, તે સારૂ પોતાનો આનંદ તથા તેમના પ્રતિનો સન્માન દર્શાવવા ગયા માસમાં બંગાલીઓની એક મોટી સભા કલકત્તાના ટાઉન હોલમાં મળી હતી. ગુજરાતમાં આવો કોઇ કે એથી અર્ધ પણ અંશે પતિષ્ઠિત લેખક વિદ્યમાન નથી એ શોકજનક છે. રવિન્દ્રનાથ પર પ્રજાના સકલ વર્ગો કેટલા આફ્રિન છે તે જાણે સિદ્ધ કરવાનેજ, જમીનદાર અને રાજાથી તથા વકીલ અને ડાક્ટરથી માંડીને રંક પર્યંત તમામ વર્ગોના પ્રતિનિધિઓએ એ સભામાં હાજરી આપી હતી. રવિન્દ્રનાથની લેખિનીની વિશેષતા એ છે કે તે સર્વ વિષયોના લેખક છે. તેના હાથમાં સઘળું સોનું થય

જાય છે, એવી એની લેખિનીમાં જાદુ છે: શું કવિતા, શું નિબંધ, શું નવલકથા, શું ટુંકી વાર્તા, શું ઇતિહાસ, શું નાટક, શું ધર્મ, એ સર્વ સાહિત્યના પ્રદેશોનો તે એક ચક્રવર્તી રાજા છે. ખાન દાન પણ એવુંજ છે. આદિ બ્રહ્મો સમાજના સંયુક્ત સ્થાપક તથા રાજા રામમોહનરાયના મિત્ર, મહર્ષિ દેવેન્દ્રનાથનો તે પુત્ર થાય. એના પ્રપિતા દ્વારકાનાથ ટાગોર યુરોપમાં ગયો ત્યારે ફ્રેંચરાજા લુઇએ તેને સહભોજનનું અસાધારણ માન આપ્યું હતું. નવાબોના વખતમાં જે બંગાલી કુટુંબોને મ્લેચ્છ ભોજનની વાસ માત્ર લેવા સારૂ પતિત ગણી જ્ઞાતિ બહીષ્કૃત કીધા હતા અને જેઓ સર્વે થાકીને ખુશીથી મુસલમાન થઇ ગયા હતા તેમાં માત્ર ટાગોર કુટુંબજ, જ્ઞાતિબહાર સેંકડો વર્ષ રહેવા છતાં સ્વધર્મમાં રહ્યું. આજે તેના વંશજને જ્ઞાતિ બહિષ્કાર કરનારાના વંશજ માત્ર નમસ્કાર કરે છે! મોટા મોટા પ્રોફેસરો અને એમ. એ. બી. ડૉ. આનંદકુમાર સ્વામી ડી. એસ સી. જેવા ધુરંધર વિદ્વાનો અને સ્વામિની નિવેદિતા જેવી વિદુષીઓ રવિન્દ્રબાબુનાં બંગાલી લેખો તથા કવિતાનું અંગ્રેજી ભાષાંતર કરવામાં માન સમજે છે. તેમના લેખ માત્રમાં એક અદ્‌ભુત દૈવી તત્વ, મિઠાશ તથા સૌંદર્ય છે. ફરીથી તે યુરોપને પ્રવાસે જનાર છે. કહે છે કે કેવલ રવિન્દ્રના ગ્રંથો વાંચવા સારૂ બંગાલીનો અભ્યાસ કરવાનો શ્રમ લેવો સાર્થક છે! પરમાત્મા એમને દીર્ઘાયુ કરો અને ગુજરાત પણ એવા લેખકોને ગુર્જરગિરાનો ઉદ્ધાર કરવા ઉત્પન્ન કરો! ગુજરાતીને શબ્દોની તોડફોડ અને દંતીતાલવ્યની શુદ્ધતા અશુદ્ધતાની ભાંજગડ કરનારા પરવારતાઓની અપેક્ષા નથી. સુગમ્ય, તથા સરલ શબ્દોમાં વાક્યરચના કરી જાણનારા અને આકાશમાંથી અધર ઉતરી આવતા, એવા નવીન વિચારોના લેખકોનીજ તેને અપેક્ષા છે. તેવા લેખકો બંગાલ અને કાંઇક અંશે મહારાષ્ટ્રે ઉત્પન્ન કર્યાં છે. બંગાલના સામાન્ય લેખકો ગુજરાતના કહેવાતા સર્વોત્તમ સાક્ષરો કરતાં અવશ્ય ચઢીયાતા છે. શુદ્ધ ભાષાંતર કર્તા પણ અહીં તો સાક્ષરમાં ખપે છે! ખચ્ચીત, ગુજરાતી સાહિત્યને ઉચ્ચતર ભૂમિકા ઉપર આણવા રવિન્દ્ર જેવા એક નવીન અવતારનીજ જરૂર છે.

**કેળવાયલા હીંદુઓ અલ્પાયુ કેમ હોય છે?**—એ પ્રશ્ન મદ્રાસની એકઝીક્યુટીવ કાઉન્સીલના સ્વ. સભાસદ ઑ. મી. પી. કૃષ્ણસ્વામી આયરના અકાલ દેહાંતથી ફરીથી ઉપસ્થિત થયો છે. થોડાજ હીંદુ સરકારી અમલદારો પ્રાપ્ત થયલું પેન્શન ભોગવવા જેટલું લાંબુ જીવે છે, જ્યારે એંગ્લો-ઇંડીયન પેન્શનરોનો મોટો ભાગ તેઓએ જેટલાં વર્ષ નોકરી કરી હોય છે તેટલો વખત લગભગ પેન્શન ભોગવે છે! એમના પેન્શનની પુંછડી નોકરીનાં શરીર જેટલીજ લગભગ જાડી અને લાંબી હોય છે. હીંદુઓના પેન્શનની પુંછડી બહુજ ટુંકી હોય છે. બીન સરકારી વર્ગના સુશિક્ષિત વર્ગની પણ એજ કહાણી છે. સોને બદલે સાઠ વર્ષ તેમની અવધિ છે. અલ્હાબાદનું 'લીડર' પત્ર જે અંગ્રેજોના પાયોનીયર જેવી પ્રખ્યાતની પંક્તિએ પહોંચ્યું છે તે, અકાલ વયમાં મરણ શરણ થનારા કેટલાક પ્રખ્યાત હીંદીઓના નીચલા દાખલાઓ આપે છે:—

ઑ. મી. કૃષ્ણ સ્વામી આયર ૪૮ વરસની વયે, પંજાબના રા. બા. લાલા લાલચંદ ૫૬ વર્ષની વયે, મી. રાનાડે ૬૦ વરસની વયે, મી. તેલંગ ૪૩ વર્ષની વયે, મી. મનમોહન ઘોસ અને ઑ. પં. અજોધ્યાનાથ ૫૨ વર્ષની વયે, મી. હીરનેદાસ પાલ ૪૬ વર્ષની વયે, બાબુ કાલીચરણ બેનરજી અને મી. આનંદમોહન બોઝ ૬૦ વર્ષની અંદર ચાલ્યા ગયા છે.

'લીડર.' ના આ દાખલાઓમાં, આપણા પ્રાંતમાં પ્રો. કાટિબારકાર એમ. એ. તથા વડોદરા કોલેજના પ્રો. શાહ એમ. એ. જેઓ બન્ને ૪૦ વર્ષની અંદર થોડાજ વખતપર ગત થયા તેમના દાખલા ઉમેરી શકાશે. જે હીંદી મહાન્ કાર્યકર્તાઓ વિદ્યમાન છે તેઓ પણ રોગવશ તો ખરાજ. ઑ. મી. ગોખલે તથા મી. તિલક 'ડાયેબીટીસ' (મીઠી પીશાબ) ના દર્દથી પીડાય છે એ પ્રસિદ્ધ છે. ક્ષય, ડાયેબીટસ આદિ રોગના ભોગ થઇ પડવાનાં કારણ કેળવાયલા હીંદુઓમાં શું હશે તે શોધી કાઢવા વાનપ્રસ્થ શેસન્સજજ્જ રા. બ. લાલાબૈજનાથે માથે લીધું છે અને જોઇતી વિગત સારૂ તેમણે વર્તમાનપત્રોમાં માગણી કીધી છે. તેઓની શોધનું પરિણામ ગમે તે આવે પરંતુ મુખ્ય કારણો તો વગર દૂર શોધવા જવે જડે એમ છે. બાળલગ્ન, શ્રીમંતાઇ પહેલાંની ગરીબાઇને લીધે શરીર પર થયલી માઠી અસર, તત્ત્વ રહિત ખોરાક, સંયુક્ત કુટુંબને લીધે, ભોજનાદિની અગવડ અને અવ્યવસ્થા કરતાં પણ વધારે અસહ્ય સાંસારિક જંજાળ અને કલહ, શારીરિક કસરતની બેપરવા, અસાધારણ માનસિક બોજો, ગમે તેવા શ્રીમંત હોવા છતાં કંજુસાઇ કરવાની ગરીબાઇના વખતની પડી ગયલી ટેવ અને સાદાઇનાં બીઠાં હેઠળ ચાલુ રહેલા તે સંસ્કારો—એ મુખ્ય કારણો હમે માનીએ છીએ.

**"દેવજી મહારાજની જે !"**—બોલાવવાનો દેવજીને એટલો બધો શોખ હતો કે તેને ૭ માસની ચેઠવાળી જેલની યાત્રાએ, ગઇ તા. ૬ ઠીએ મેજીસ્ટ્રેટ મી. ઓલીવીએરાને મોકલવો પડ્યો છે. ફર્ગ્યુસન રોડ ઉપરના એક છોટુલાલે પોતાના તાલીમખાનામાં દેવજી ગનુને ઉસ્તાદ નીમ્યો હતો ને પછી તે જતો રહ્યો. હવે હીંદુસ્તાનના તાલીમખાનાના ઉસ્તાદો મોટે ભાગે કેવા હોય છે તે બધા જાણે છે. તેમના માથામાં ખોપરી હોય છે તો ઉધીજ વળેલી હોય છે. શરીરસંપત્ત શીવાય બીજી સંપત્તિ હોતીજ નથી. અને માથામાં પવન એટલો હોય છે કે ગવર્નર પણ તેમના કરતાં જરા ઉતરે ખરો. મહામૂર્ખ હોવા છતાં તે પોતાને શાગીર્દોનો ગુરૂ સમજે છે અને લગભગ તેનો ઇશ્વર સમજે છે. હીંદુસ્તાનમાં સૌથી સસ્તી ચીજ ઇશ્વરજ થઇ પડી છે. ગુરૂ માત્ર—અખાડાનો પણ—ઇશ્વર "સ્વરૂપ" થાય છે. ઘાટી પણ એની ધાટણનો 'ઇશ્વર'—અંશ પણ ઓછો નહીં. તેથી દેવજીની પણ જે ! કસરતને અંતે શાંતિપાઠ તરીકે બોલાતી. તેને કસરતશાળામાંથી નીકળી જવા છતાં પણ મારા જેવા મહાપુરૂષની જે કેમ ન બોલાતી રહે ? એ પ્રશ્ન થયો. પોતાની જે ન બોલાવવા અખાડાના માલીકે તેને ના કહી એટલે આ મલ્લે છોટુલાલ તથા તેના લાગતા વળગતાઓ સાથે તેમને આવડતો શાસ્ત્રાર્થ કીધો, જેથી તેઓને હોસ્પીટલનું સેવન કરવા જવું પડ્યું. અખાડાનો એ ઇશ્વર દેવજી જેલનો અનુભવી હોવાથી તેને મેજીસ્ટ્રેટે ૭ માસની જે શિક્ષા કરી છે તે કોઇપણ રીતે વિશેષ નથી. ગમે એવા ગુરૂને હદ બહાર માન આપવાની પ્રણાલીથી એ ગુરૂઓના ભેજાં કેવાં ચસકે છે તેની સાખીતી પોલીસ કોર્ટમાંથી મળે છે.

**સનાતની બંધુઓનાં ગુરૂકુળો**—સનાતન ધર્મ સભાએ આર્યસમાજનું અનુકરણ કરીને ગુરૂકુલો આપવાનો પ્રારંભ કીધો છે એ સંતોષજનક છે. એ બેઉ સંસ્થાઓ વચ્ચે દેખાતો વિરોધ છતાં, આ અનુકરણ તેઓનું લક્ષ્યબિંદુ તો એકજ છે, અને ખરા વિરોધ માટે તો અવકાશજ નથી એમ સૂચવે છે. હરિદ્વારમાં આર્યસામાજીકોના ગુરૂકુલની સમીપજ સનાતની બંધુઓએ પણ ઋષિકુલ નામથી ગુરૂકુલની સ્થાપના ૨ વર્ષથી કરી છે, જેમ [illegible] સમયમાં ૧૦૬ વિદ્યાર્થીઓ છે. તેના દૂસરીઓની સંખ્યા અતિશય મોટી લાગે છે. [illegible]

પણ વધારે છે. તે સંખ્યા ૧૪૨ છે. હમે ઋષિકુળના ચાલકોને મોટી સંખ્યા કે મોટાં નામ માત્રથી પોતે ન અંજાવાનો તેમજ અન્યોને ન આંજવાનો નિયમ કરવાની બંધુ ભાવે ભલામણુ કરીશું. અને એ યુક્તિથી શ્રમ વ્યર્થ થાય છે, માત્ર ઉપહાસ્ય ઉત્પન્ન થાય છે. નામના ટ્રસ્ટીઓથી માત્ર ઉપાધિ અને તેમને કાગળો વગેરે ખીડવાથી પોસ્ટેજ વધે છે. એ ૧૪૨ ટ્રસ્ટી દેવોમાંથી માત્ર બેજ કુલને સહાયતા કરે છે. એક રૂ. ૪ તથા બીજા રૂ. ૧૦ માસિક સહાયતા આપે છે. બાકીના ૧૪૦ ટ્રસ્ટીઓ પરપોટા જેવા છે. તેમને મુક્ત કરવા શું ઇષ્ટ નથી? કાશીની સમીપ શિવપુર ગામમાં સનાતની બંધુઓએ "મહર્ષિકુલ" નામનું એક બીજું ગુરૂકુલ સ્થાપ્યું છે. એ પણ આનંદની વાત છે. આવાં ગુરૂકુલો તો સેંકડો અને હજારો દેશના જીલ્લે જીલ્લા અને તાલુકે તાલુકે આર્યસમાજ તથા સનાતન સભાઓએ સ્થાપવા ઉચિત છે.

**બુદ્ધિને ઇંગ્લેંડમાં મળતો ન્યાય**—જ્યારે આપણા દેશમાં બુદ્ધિ અર્થાત્ ગુણકર્મ પ્રમાણે ઉન્નતિનાં સાધનો તથા હક્કો ન મળવા જોઇએ એમ સિદ્ધ કરવા ન્યાયશાસ્ત્રની સહાયતા પણ ઘણાક પંડિતો લે છે, ત્યારે ઇંગ્લેંડમાં ગુણકર્માનુસાર મનુષ્યોને આજ જન્મમાં ફલ મળે છે તે આપણને લંડનની રોયલ સ્ટેટીસટીકલ સોસાઇટી (આંકડા સભા) સન્મુખ હાલમાં વંચાયલા એક નિબંધથી જ્ઞાત થાય છે. બલ, બુદ્ધિ તથા ઉદ્યોગથી દરિદ્રાવસ્થામાં જન્મેલા કેટલા ઉન્નત થયા તેની ખાસ ગણના, અજમાયશ તરીકે ઇંગ્લેંડના એક ઔદ્યોગિક પરગણામાં કરવામાં આવી હતી. તે પરથી જણાયું કે, ખાનગી કારખાનાંઓ ચલાવનારી પેઢીઓના વડાઓમાંના સોએ એક બે નહીં પણ સાઠ ટકા જેટલાએ લગભગ મજુરીથી "જીંદગીનો દાદર" ચઢવો શરૂ કીધો હતો. સુતર કાંતવાના ઉદ્યોગના જીલ્લામાં ગણતરી કાઢતાં માલમ પડયું કે સુતરની મીલોમાં દર સો મેનેજીંગ ડીરેકટરોમાં ૧૩ જણ, દર સો મીલ મેનેજરોમાં ૪૨, અને મદદનીશ મીલ મેનેજરોમાં ૬૭ ટકા જેટલાનો જન્મ કામદાર વર્ગના કુટુંબમાં થયો હતો. આનું તાત્પર્ય એ છે કે ઇંગ્લેંડમાંના દ્વિજોનો લગભગ અર્ધો અર્ધ ભાગ શૂદ્રકુલોત્પન્ન છતાં તેજ જન્મમાં વસ્તુતઃ દ્વિજત્વને પામે છે. શું તે દેશની ઉન્નતિનું ગુપ્ત કારણુ બલ, બુદ્ધિને આથી મળતું ઉત્તેજન નહીં હોય? અહીંના સુજ્ઞ બ્રાહ્મણોએ તેમજ શૂદ્રોએ તેની વિશેષ વિચારણા કરવી નથી ઘટતી શું? અમેરીકામાં પણ ધન કરતાં ઉદ્યમ તથા યોગ્યતા વિશેષ પૂજાય છે તે કેનેડાની પાર્લામેંટમાં ચુંટાયલા પ્રતિનિધિઓનાં વર્ગીકરણની અન્યત્ર આપેલી ખબર પરથી વિદિત થશે.

**જગતના એક સૌથી મહાન્ મહોપકારકનું મરણ**—ગયા ફેબ્રુઆરીની મધ્યમાં લોર્ડ લીસ્ટરનું થયલું મરણ વૈદક વિદ્યા—જેમાં શસ્ત્રવૈદકનો સમાવેશ થાય છે—દ્વારા તેણે જગત ઉપર શું ઉપકાર કીધો છે તેનું સ્મરણ કરાવે છે. ઇંગ્લેંડનો એ એકજ ડાકટર હતો જેને 'લોર્ડ'ની ઉપાધિ મળી હતી. તે ૮૧ વર્ષની વયે મરણ પામ્યો છે. તેણે શસ્ત્રવૈદકની તાલીમ એડીનબરોમાં પ્રો. સીમ્સના હાથ હેઠળ લીધી હતી. અને તેનીજ પુત્રી સાથે તે પરણ્યો હતો. હોસ્પીટલના અનુભવથી તેને પ્રગટ થયું કે હોસ્પીટલમાં શસ્ત્રપ્રયોગથી મરણનું પ્રમાણુ ખાનગી ઘરોમાં તેમજ રણક્ષેત્રમાં કરતાં બહુ વધારે આવે છે. જ્યારે અન્યત્ર ૧૦૦ એ ૧૦–૧૫ જણ મરતા ત્યારે હોસ્પીટલમાં પ્રયોગ પછી ૪૫ મરતા. સાદી દ્રષ્ટિએ તો, હોસ્પીટલના ડાકટરો વધારે અનુભવી અને કુશલ હોવાથી તેમજ, હોસ્પીટલમાં માવજત તથા જરૂરી સામગ્રીની સગ-

વડ, વધુ હોવાથી બહાર કરતાં ઓછા મરવાં જોઇએ. તેને બદલે ઉંધું કોષ્ટક કેમ? પ્રખ્યાત ફ્રેંચ વિદ્વાન્ પાસ્ચુરે તેની આગમચ સૂક્ષ્મજંતુ રોગનાં કારણ છે અને હવામાં તે ચેપ વગેરેથી વધે છે એ શોધ તો કરીજ હતી. બુધ્ધિમાન ડૉ. લીસ્ટરે તે પરથી એવું અનુમાન કર્યું કે, હોસ્પીટલની હવા બીજા દરદીઓનાં જંતુઓને લીધે જંતુમય હોવાથી તે જંતુઓ પ્રયોગવાળા દરદીના ઘામાં પ્રવેશ થાય છે, તેથીજ મરણનું પ્રમાણ વધુ આવે છે. આથી એણે જંતુનાશક ઔષધની શોધ ચલાવી અને કાર્બોલીક એસીડ જે તે વખતે ગટર માત્રમાં મ્યુનીસીપેલીટીએ નાંખવા માંડેલું તેનો ઉપયોગ કરવા માંડ્યો. ઘામાં તે જંતુનાશક દવા તે પુરતો અને પાટા પણ તેમાં બોળતો આથી ઝેર ન ચઢતાં દરદીઓ સારા થવા લાગ્યા, અને ૨ વર્ષમાં પોતાની હોસ્પીટલોમાં મરણનું પ્રમાણ ૧૦૦ એ ૪૫ થી ઘટી માત્ર ૧૦ ઉપર આવ્યું એમ તે જાહેર કરવા સમર્થ થયો. હવે તો પ્રયોગનાં શસ્ત્રો પણ ઝેરનો ચેપ ન લાગે તે સારૂ પ્રથમ જંતુ રહિત કરવામાં આવે છે. હજારો અને લાખો મનુષ્યોનાં જીવનાં ઉગારનું કારણ ડૉ. લીસ્ટર આ પ્રમાણે થઇ પડ્યો હતો. તેણે અનેક ગ્રંથો પણ વૈદક વિષય ઉપર લખ્યા છે.

ઉપાય નં. ૬૦૬ !—આ વિષય ઉપર કાંઇક ઉલ્લેખ કરવાનો હમારો ક્યારનો એ વિચાર હતો. અનાયાસે એ પ્રસંગ રૂટરના ગઇ તા. ૮મીના તારે પ્રાપ્ત કરાવ્યો છે. પારીસથી તેની એજંસી ખબર આપે છે કે એ પ્રખ્યાત ઉપાયથી અનેક મરણો થયાં છે; જે ગુપ્ત રાખવામાં આવ્યાં છે, એમ ફ્રાન્સના મહાન્ વૈદ્યોની મહાસભા " એકદમી દ પારી " ને પ્રો. ગોચે નિવેદન કરે છે. ઉપાય નં ૬૦૬ એ ઉપદંશ ( સીફીલીસ—ગરમી ) નો સૌથી રામબાણ ઉપાય ગણાય છે—અત્યાર સુધી ગણાતો હતો. તેનું વિચિત્ર નામ ' મહાભારત ' નાં નામો પેઠે પડ્યું છે. પ્રોફેસર એહર્લીચે સીફીલીસના ઔષધ તરીકે ૬૦૫ જાતની દવાઓ બનાવીને અજમાવી. તે સત્વળીમાં તેને કાંઇને કાંઇ ખામી જણાઇ, અને ૬૦૬ ઠ્ઠી શોધ તેને મનપસંદ પડી. યથાગુણ અથવા યથા અકસ્માત્ તથા નામાભિધાન મહાભારતનાં અનેક પાત્રોનાં નામના સંબંધમાં છે તેમ આ ઔષધનું છે. તે આર્સનીક ( મનઃશિલા, ફેનાસ્મન્ એ સંસ્કૃત નામો છે. ગુજરાતીમાં મનસીલ કહે છે. ) ની ગુંચવણ ભરી બનાવટ છે. તે ઘણું ખરૂં પીડમાં પીચકારી વડે ઉપદંશીના રક્તમાં જ્હારીજ્હાર મિશ્રિત કરવાથી છેક ત્રીજે તબકકે અને છેલ્લે પાટલે જઇ બેઠેલો રોગ, પણ નાક અને કાનની લાલી સડીને ઉખડી ગયા પછી પણ નાબુદ કરવાની અદ્ભુત શક્તિ ધરાવે છે. તે અનેક પ્રયોગોથી સિદ્ધ છે. ૧૯૧૦ થી તે પ્રસિધ્ધિમાં આવી છે. મુંબઇમાં અનેક ડોકટરો તેની પીચકારી મારીને પચાસ—સો રૂપીયા—એતો જેવો ગ્રાહક—સડી કરી લે છે. પ્રો. ગોચેનાં કથન પ્રમાણે એ ઔષધ સલામત નથી. ઘણા તેથી મરી ગયા છે. પરંતુ પીચકારીની બીજી અનેક દવાઓની રસી માત્રની તેજ કહાણી છે. મરકી અટકાવનારી રસીથી અનેક જણ પ્રારંભમાં જન્મપર્યંત દુઃખી થઇ પડવાના દાખલા બન્યાં હતા. પંજાબના મલ્કોવલ ગામમાં ૨૦—૨૫ જણ રસીને લીધે, મરકીથી બચવા જતાં ઉલ્ટાં તેના ભોગ થઇ પડ્યા હતા એ પ્રસિદ્ધ છે. અને તેથી તે વિષે રીપોર્ટ કરવા; હાલ કલકત્તા અને તે વખતે મુંબઇ ચીફ જજ્જ સર લૉરેન્સ જેન્કીન્સનાં પ્રમુખપદ હેઠળ નામદાર હીંદી સરકારે ખાસ કમીશન નીમ્યું હતું. તે પછી રસી ઘણી વધારે સલામત જાતની બનાવાય છે. ૬૦૬ નંબરના ઉપદંશની રસી પણ એવીજ રીતે ભવિષ્યમાં ભય રહિત બનાવી શકાય એ અસંભવિત નથી; અને

પ્રો. ગોચે તો પ્રથમથી નં. ૬૦૬ વાળી દવાની વિરૂદ્ધ છે. ઉપદંશનું દર્દ એટલું તો ગંભીર છે. વ્યભિચારની મૂર્ખતાના પ્રમાણમાં એ રોગરૂપી શિક્ષા એટલી તો વિશેષ છે કે આ મહા મહેનતે શોધેલો ઉપાય, એક વિરોધી વિદ્વાનના રીપોર્ટ માત્રથી અનાદરને પામે એ કોઇ દયાળુનું મન કબુલ કરશે નહીં. પ્રો. ગોચેનાજ રીપોર્ટમાં અત્યુક્તિ કે દૂષણ કેમ નહીં હોય ? એ દવાથી હાનિ થઈ હશે તે માત્ર દવા જેને ન આપવી જોઇએ તેને અથવા જે અનુભવ રહિત ડાક્ટરને તેનો પ્રયોગ કરતાં નહીં આવડતો હોય તેણે તેના વગર વિચારે જેના તેના પર પ્રયોગ કર્યાથીજ થયું હશે. અને તે કાંઇ દવાનો અપરાધ નથી એ સ્પષ્ટ છે.

નં. ૧૩ !—નંબર ૬૦૬ ની રૂટરે આપેલી ખબરથી જુદી પ્રકારની ખબર તેણે તા. ૧૨ મીના તારમાં આપી છે. તે નં. ૧૩ વિષે છે. તે કહે છે કે પાર્લામેંટ તા. ૧૩ મીએ ઉઘડવાની હતી. પરંતુ નેશનેલીસ્ટ (આઇરીશ) સભાસદોને ૧૩ મી અમંગલસૂચક હોવાથી તેમના વહેમને માન આપી તે તા. ૧૪ મીએ રજા પછી ઉઘડશે. ઇંગ્લેંડના એમ. પી.ઓને "પૃથ્વીની સૌથી સુશિક્ષિત શિષ્ટ સભ્યો" ની ઉપમા મળી છે. નેશનેલીસ્ટો પોતાને અંગ્રેજ ન ગણતા હોય તો ભલે પરંતુ આ તેમનો વહેમ સ્વરાજ્ય માટે અયોગ્યતાજ કાંઇક અંશે સિદ્ધ કરે છે ! આજ વર્ષે અનેક સદીઓ નહીં તો દાઇકાઓની લડત પછી, પાર્નેલ અને ગ્લેડસ્ટનના દિવસો પછી, તેમને અંતે મી. એસ્કવીથના મુબારક હાથે સ્વરાજ્ય મેળવવાની આશા છે. લગ્નમાં વિઘ્ન ન આવે તેથી તેઓ જરા વધારે વહેમી પણ બને તો ક્ષમ્ય છે ! પરંતુ યુરોપીયનોના પોતે વહેમ વગરના હોવાના અભિમાનને આ સમાચાર એક પ્રાણઘાતક ફટકા સમાન છે. યુરોપીયનોના વહેમો વિલાયતી છે, આપણા ગામડી છે એટલોજ મુખ્ય ફેર છે. એ સત્ય છે કે જ્યારે આપણા દ્વિજો અર્થાત્ ઉતરતા વર્ગોમાં પણ વહેમનું સામ્રાજ્ય છે, ત્યારે હવે તેઓમાં શૂદ્ર અર્થાત્ ઉતરતા વર્ગોમાંજ તે શેષ રહ્યા છે. નં. ૧૩ વિષે તો હજી ઉચ્ચતર વર્ગમાં પણ કાંઇક ભય છે. ૧૩ ને તેઓ વિઘ્નનાં ચિહ્ન સમાન ગણે છે. હજીએ તેથી સ્ટીમરમાં ૧૩મા નં.ની રૂમ હોતી નથી. ૧૨ પછી ૧૪ મો નંબર હોય છે, કારણ કે ૧૩ મા નંબરની કોઇ લેજ નહીં ! ૧૩ જણ જમવા કે બીજે કશે સાથે થવા પણ મુશ્કેલ છે, કારણકે જો તેમ થાય તો તેમાંથી ગમે તે એક વર્ષ દરમ્યાન મરી જાય અને મરી નહીં તો માંદો થાય એવો તેમને ભય છે ! એ સંખ્યા અમંગલ ગણવાનું મૂલ કારણ એ છે કે એક ડઝનથી પૂર્ણતા થાય છે, તેથી તે ઉપરાંતની સંખ્યા (જે ૧૩) તે ફાલતું થઇ. (વહેમીના ન્યાયશાસ્ત્ર પ્રમાણે) નકામા ૧૩ માનો ક્ષયજ થાય ! આથી તેઓ ૧૩ ની સંખ્યાને બનતાં સુધી બોયકોટજ કરે છે. આવો વહેમ માનનારાઓએ ખચ્ચીત આપણને આપણા વહેમોના સંબંધમાં બહુ ભાર મુકીને સલાહ આપવી ઉચિત નથી.

"સુંદરી સુબોધ" નો રાજ્યાભિષેક અંક—હમને ગઇ તા. ૧૪ મીએ પ્રાપ્ત થયો છે, અને તેનાં દર્શનથી આનંદ થયો છે. ડીસેંબર અને જાનેવારીનો આ સંયુક્ત અંક છે. ગુજરાતી માસિકોના રાજ્યાભિષેકના અંકોમાં આ સર્વોત્તમ છે એમ બેધડક કહી શકાશે. આર્ટ પેપર ઉપર આપેલાં સુંદર મોહક ચિત્રો ખાસ અંકની આકર્ષણીયતામાં વધારો કરે છે. મુખપૃષ્ઠ ઉપર તેમજ પુસ્તકમાં આપણા રાજરાજેશ્વર તથા રાજેશ્વરીનાં સુંદર ચિત્રો છે. પ્રભુ આર્યનો કરતી

ગુર્જર સુંદરીનું કલ્પિત ચિત્ર એટલું શોભાયમાન છે કે તે તખતામાં જડવા લાયક થઇ પડે છે. માતુશ્રી સ્વ.મહારાણી વિક્ટોરીયા, રાજા એડવર્ડ, વર્તમાન રાજાનું કુટુંબ, વડોદરાનાં મહારાણી માતુશ્રી ચીમનાબાઇ, શ્રીમતી ઇંદિરારાજા સાહેબ, સુરત તથા અમદાવાદની વનિતા વિશ્રામની સન્નારીઓના બે ગ્રુપ, ગુજરાતી સ્ત્રીની ઉન્નતિ માટે આખા ગુજરાતમાં સતત્ પ્રયાસ કરનારી, અનેક સદ્‌ગુણ સંપન્ન અ. સૌ. જમનાબાઇ સક્કે, તથા ગુજરાતની જાણીતી ગ્રેજ્યુએટ બ્હેનો, સૌ. વિદ્યાગૌરી તથા સૌ. સુમતી બ્હેન એમના આર્ટ પેપર પરના સુંદર ફોટાથી આ રાજ્યાભિષેક અંક વિશેષ ઉપયુક્ત ઉપયોગનો થઇ પડે છે. તેની બીજી વિશેષતા તેના એ અંકના ગદ્ય તેમજ પદ્યના લેખોના સઘળાજ લેખકો અપવાદ રહિત, સ્ત્રીઓજ છે, તે છે; જો પુરૂષોને ક્ષણ માત્ર માટે આ અંકમાંથી બહીષ્કૃત કરવાનો હેતુ પુરૂષની સહાયતા વિના પણ પોતાની ભગિનીઓને બોધ આપવાના કામમાં ચલવી લઇ શકે એવી એટલી ગુર્જર નારીઓ હવે છે એમ બતાવવાનો હોય તો તે હેતુ સિદ્ધ કરવામાં એ પત્રના તંત્રી રા. રામમોહનરાય જસવંતરાયને ફતેહ મળી છે એમ સ્વીકારવામાં કશી હરકત નથી. " રમણીમણિમાલા " ના શિર્ષક હેઠળ ગુજરાતની સતી સ્ત્રીઓના આપેલા ઐતિહાસિક ઉદાહરણો ખાસ વાંચવા જેવાં છે. સ્ત્રીઓને વાંચવા જેવા વિષયો ની ચર્ચા કરતાં એકજ ગુજરાતી હીંદુ માસિક " સુંદરી સુબોધ " છે, અને આ અંક, તેના માસિક તથા તંત્રી દરેક રીતે ધન્યવાદ તથા ઉત્તેજનને પાત્ર છે એમ પુરવાર કરી આપે છે.

---

## કેટલીક અદ્દભુત અને વિચિત્ર કથાઓ.

નવા નિઝામની મુંબાઇની મુલાકાત—સારૂ રસાલો તથા બીજો બધો મસાલો મુંબાંમાં આવી પુગ્યા પછી માંડી વળાઇ છે ! અને રસાલો પાછો સીધાવી ગયો છે. તેમાં ૧૩ તો મોટરકાર હતી. આ પણ નવાબી અંધેરનો એક નમુનો છે ! એવું તે શું અગત્યનું એચીંતુ આવી પડયું કે મુલાકાત માંડી વળાય ! એથી સહેજ કેટલા હજાર રૂપીયાની હાનિ થઇ હશે ! એમનાં પિતા મુંબઇ આવતા ત્યારે સરકસમાં ખાસ ખેલ કરાવવા કહેતા અને પછી ખેલાડીઓ વાટ જોઇ રહે પણ આવતાજ નહીં અને ૭ કલાકે ખબરો નહીં એમ કહેવડાવતા ! આશા છે કે આ બાબતમાં તો પોતાના પિતાને પગલે તેઓ ચાલશે નહીં, જો કે ગાદીનશીન થતાં તો તેઓએ પિતાને પગલે ચાલવાની પ્રતિજ્ઞા કીધી છે.

લગ્નમાં દોઢ કરોડની ભેટ અને તે પણ નાતરાં વાળીને ?—અમેરીકાના પાટનગર વોશીંગટનમાં ગઇ તા. ૧૮ મી જાનેવારીએ અમેરીકન સ્ટીલ ટ્રસ્ટ વાળા કરોડપતિ મી. મોર્ગનના ભાગીદાર મી. સ્ટોટેસબરીનું મીસીસ એલીવર ક્રોમવેલ નામની વિધવા સાથે લગ્ન થયું તે વખતે કન્યાને એકંદર ૧૦ લાખ પાઉન્ડની ચીજોની તેના નવા પતિના મિત્રો તરફથી ભેટ મળી હતી. લગ્નની ક્રિયા કન્યાનેજ ઘેર થઇ હતી. ક્રીસ્તીઓમાં પણ આપણી પેઠે કન્યાદાન દેવાનો રીવાજ છે, અને કન્યાદાન ( માતાદાન ? ) તેણી તેના પૂર્વ પતિના પુત્ર માસ્ટર ક્રોમવેલે પોતાના સાવકા પિતાને કીધું હતું !

**અક્કલનો સાગર**—મુંબઇના એક પારસી ગૃહસ્થ તરફથી મળેલી સૂચનાની રૂએ એક મોહમેદન વ્યાપારીએ હિમાલય મહાત્મા સર્કમગોગોનું પુસ્તક તેની ઉપર મોકલવા માટે પોતાના નોકર પાસે અમારી ઓફીસથી મંગાવ્યું. પુસ્તક લઇ જવા બાદ ચાર કલાકે પુસ્તક લઇ જનાર શખ્સ પાછો આવ્યો અને કહ્યું કે, આ પુસ્તક વપરાયલું અને કોઇ બીજાનું છે, જે તમોએ અમોને ઠેસવી દીધું છે સબબે બદલી આપો, કેમકે પેલા પારસી ગૃહસ્થ તે પાછું વાળશે, એમ મારા શેઠે કહ્યું છે. અમો તરફથી અજાયબી સહિત સવાલ થયો કે નવીન પુસ્તકોથી ભરેલી કબોર્ડમાંથી તને આપ્યું. અને બીજાનું છે એમ કેમ ઠર્યું ? અમારાં મનનું સમાધાન કરવા પેલા શખ્સે કહ્યું કે " આ કોઇ બીજાએ પોતાની માલિકી દેખાડનારી સહી પણ એ ચોપડી ઉપર કરી છે, અને એ મારા શેઠે જોયાથી બદલી લાવવા મોકલ્યો છે " ! સહી અને બીજાની માલિકી કેમ શેઠજી સમજ્યા તે વાચક સમજી શક્યા હશે. નહિ સમજ્યા હોય તો લો ! મજકુર પુસ્તકને પ્રથમ પાને લેખકના પિતાનો ફોટો છે તે ઉપર " પેશતનજી ફરામજી " એ સહી જોઇ અને શેઠજીની સમજ સાથે લક્ષ્મી પણ કેવી આંધળી રહે છે તેનું સાથે લાગું તોલ કરી લો !—

( અપક્ષપાત-સુરત )

**કુતરો ડીટેક્ટીવ કે ચોર ?**—કુતરા ડીટેકટીવ તરીકે તો પ્રખ્યાત છે. પરંતુ તેઓ ચોર પણ હોઈ શકે છે. ઉંદર-બિલાડી તેમજ બકરી-ગાય વગેરે અહિંસક ફલાહારીઓ ભૂખના માર્યાં બ્હીતા બ્હીતા ચોરી કરે છે. હિંસક અને માંસાહારી પશુઓ મરણીયા બની તલપ મારી લુટ ચલાવે છે, પરંતુ તે ભોજ્ય પદાર્થોનીજ. પરંતુ ફ્રાન્સમાં તો અખાદ્ય ચીજોની ચોરી કરતાં કુતરો હાલમાં પકડાયો છે. બુટના જોડાની દુકાનમાંથી તે જોડાની જોડી છાનામાના ચોરી જતો હતો. ધંધાદાર ચોર જેવી તેની લુચ્ચાઇ ભરી આંખ અને ચાલ ઉપરથી પોલીસને તેના પર શક પેદા થયો, અને તેને પકડયો, પણ કાયદામાં માણસનેજ સજા હોવાથી અને કુતરાએ એકરાર કરવા ના પાડવાથી તેને ફક્ત ચોકીમાં પોલીસે થોડાક કલાક ગોંધી રાખ્યો. પછી છોડી મૂકતાં તે પોતાને રહેઠાણ તરફ જવાને બદલે સામી બાજુએ જઇને બેઠો, અને પોલીસ ઉપર આંખના કટાક્ષ કરતો રહ્યો. તેથી પોલીસે ફરીને તેને પકડી કુતરાખાનામાં મોકલી આપ્યો, જ્યાં તે અકાલ ગતિને શરણ થઇ ગયો હશે. જો તેને ડીટેકટીવ ખાતામાં રાખ્યો હતે તો તેથી પોલીસ ખાતાની સારી સેવા કરતે !

**માંસનું વૃક્ષ !**-જણાવવામાં આવે છે કે, અમેરિકામાં એક રસાયણ શાસ્ત્રીએ એવી શોધ કરી છે કે, ચોક્કસ રસાયન પદાર્થોની સાથે મુરઘી અથવા બકરાં, ઢોહલાં, કુતરાંના માંસને મેલવીને જમીનમાં દાટયું હોય તો તે ઉપર ઝાડ થાય છે અને તેની ઉપર માંસના લોચા ઉગે છે, જે વઢાડી કાપીને ખોરાક તરીકે ઉપયોગમાં લઇ શકાય છે ! એ અમેરિકન તોપમાં બાધ એટલીજ આવે છે કે હલાલ કરીનેજ માંસ ખાનારાઓનું કેમ ! તેઓને માટે કાંઇ બીજી શોધ એવી નહિ થાય કે જેથી માંસના લોચાને બદલે ઝાડ ઉપર જીવતાં પ્રાણીઓજ ઉગે ( ઉદ્ધૃત ).

**બાવીસ માસમાં એક ડઝન બાળકો**—એવુ કહેવાય છે કે, ઈ. સ. ૧૮૧૮માં અમેરિકાના ફિલાડેલ્ફીઆના મરસર જિલ્લામાં રહેતી આશરે છત્રીશ વર્ષની સ્ત્રીએ પાંચ બાળ-

તેને જન્મ આપ્યા બાદ દશ માસે બીજી વખત પાંચ બાળકોને જન્મ આપ્યો. એવી રીતે એક વર્ષમાં દશ બાળકોને જન્મ આપ્યા બાદ બીજે વર્ષે બે બાળકોને જન્મ આપ્યો હતો; એ વખતે તે મૃત્યુ પામી હતી. એટલે બાવીશ માસમાં તેને પેટે એક ડઝન છોકરાં અવતર્યાં હતાં!

**હાર્યો જુગારી બમણું રમે—અને હારેલો જોષી બમણું બોલે!**—મી. જે. સ્પેન્સર નામના 'પેગમ્બર' નો ઇલકાબ ધરાવતા એક અમેરિકને આ દુન્યાનો અંત આવવાની ૭ વેળા તદન સાચી (!) આગાહી કર્યાં બાદ સાતમી વેળા એવી આગાહી કરી છે કે, ૧૯૨૫ માં આ પૃથ્વીનો ગોળો તેની ધરી ઉપરથી ગબડી પડશે અને આ દુન્યાનો અંત આવશે!! મજકુર આગાહીની સચ્ચાઇના ટેકામાં તે જણાવે છે કે, એક ખરા પેગામ્બરની આગાહી ખરી પડે છે, તે મુજબ મારી ૭ વખત આગાહીઓ ખોટી ઠર્યાં બાદ સાતમી વેળા તે જરૂરજ (!) ખરી પડશે. અને દુન્યા ગર્ક થશે. પરંતુ જો આ દુન્યાનાં માણસોની એક મોટી સંખ્યા પોતાની વર્તણુંક સુધારી ફક્ત ભલાઇનાં કામ તરફજ ધ્યાન પહોંચાડે તો કુદરતનો કોપ વર્તતો અટકી દુન્યા થોડાં વધુ વર્ષ સુધી હસ્તિ ભોગવી શકે!

---

## અંગ્રેજી માસિકોમાંના કેટલાક ઉત્તમ લેખોનો સારાંશ.

**જગતના સૌથી મહાન ૨૦ પુરૂષો કોણ?**—એની ટીપ મી. કાર્નેગીએ પોતાની ૭૪ મી વર્ષગાંઠને દિને વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને ભેટ આપી હતી. તેની ટીપમાં મોટો ભાગ સાયન્સની નવી શોધો કરનારા હતા. તે પરથી, ફેબ્રુઆરીના રીવ્યુ ઓફ રીવ્યુઝ પત્રમાં, તેના તંત્રી મી. સ્ટેડે; જુદા જુદા પ્રખ્યાત વિદ્વાનોની જે ટીપ મેળવી હતી તેનો સાર તથા પૃથક્કરણ પ્રગટ કીધું છે. જવાબ આપનારાઓએ પોત પોતાની ટીપ આપતાં તેનાં કારણો તથા મહા પુરૂષની વ્યાખ્યા પણ આપી છે. તે મત આપનારા વિદ્વાનોમાં સૌથી વધુ મત મેળવનારા વીસ મહા પુરૂષોનો ક્રમ નીચે પ્રમાણે છે:— શેક્સપીયર, ૨૧ મત; કોલંબસ ૧૯; જુલીયસ સીઝર ૧૪; ન્યુટન ૧૪; કવિ ડેન્ટી ૧૩; ડાર્વીન ૧૨; લોકોમોટીવ એંજીનના શોધક સ્ટીવન્સન ૧૧; હોમર, બુદ્ધ ભગવાન, એરીસ્ટોટલ, ચિત્રકાર અને શિલ્પી માઇકલ એંજેલો, વીજળીના શોધક બેંજામીન ફ્રેંકલીન, ગુલામોને છોડવનાર અમેરીકાના પ્રેસીડંટ અબ્રાહમ લીંકન એ દરેકને ૯ મત; મોસીસ (મુસા), સોક્રાત, વરાળ યંત્રના શોધક વોટ અને ઇસુના શિષ્ય સેંટ પોલને દરેકને ૮ મત. ચીનાઇ ફીલસુફ કોન્ફુશીયસ, જર્મન ચક્રવર્તી શાર્લમેન અને લુથર, દરેકને ૭ મત; આ બહુમતાનુસાર હીસાબમાં મી. કાર્નેગીના ૨૦ માંથી ૭ જ 'પાસ' થાય છે! હીંદુસ્તાનના વિદ્વાનોમાં માત્ર સંત નીહાલસીંહનો મત મી. સ્ટેડે પુછાવ્યો હતો. તેની ટીપ જાણવા જેવી છે. મનુ ભગવાન, મુસા, હોમર, કોન્ફુશીયસ, બુદ્ધ, સીકંદર, એપીક્ટેટસ, મહમદ, ગુટેનબર્ગ, કોલંબસ, શેક્સપીયર, ફ્રેંકલીન, મહાન ફ્રેડરીક, વોટ, સ્ટીવનસન, મોઝે (સામ્ય ભાવના અમેરીકના પ્રચારકર્તા કર્તા તરીકે,) ડાર્વીન, 'ઇથર' નાં સુક્ષ્મ તત્વોનો શોધક મોર્ટન અને છેલ્લો અમેરીકાના હબસીઓમાં સૌથી શ્રેષ્ઠ અને વિદ્વાન બુકર વોશીંગ્ટન. સ્વભાવે તેમજ જ્ઞાનભાવને લીધે આ પર ટીકા કરીશું નહી!

**પશ્ચિમમાં કેવળ સ્વીટ્ઝર્લેંડની યુનીવર્સીટીમાં અભ્યાસ કરવાની સલાહ**—નારદ મુનિ પેઠે જગત્માં વિચરતા પ્રખ્યાત પંજાબી, લાલા હરદયાલ એમ. એ. મોડર્ન રીવ્યુ (કલકત્તા ફેબ્રુઆરી) માં આપે છે. તે કહે છે કે, હીંદનો જમીનદાર અર્થાત્ શ્રીમંત વર્ગ પોતાના પુત્રોને ધનપ્ર-

સ્ત્રિ સાધનની જરૂર ન હોવા છતાં, મૂર્ખ ન રહેવા દેવા સારૂ તથા જન સમાજમાં ઉચ્ચ સ્થાન પ્રા-
પ્તી તેને મળે તે અર્થે બેરીસ્ટર વગેરેની વિદ્યાની ઉચ્ચતર ઉપાધિ પ્રાપ્ત કરાવવા વિલાયત મોકલ-
તા છે. હવે ગ્રેજ્યુએટ સીવાય બીજા હીંદીને બેરીસ્ટર કરવાનું વીલાયતની "ઇન" ઓએ બંધ કર્યું
છે, તેનો હેતુ ગમે તે હોય પરંતુ તેથી હીંદીઓને એ લાભ થશે કે તેઓને વિદ્યાનાં વધારે લાભદાયી ક્ષેત્રો
અને ધંધાઓ તરફ લક્ષ આપવું પડશે. હવે હીંદના ગર્ભશ્રીમંત યુવાનો પેરીસ નહી પરના સાંપ્રત એ-
બીડન (લંડન)માં પોતાનાં ધન તથા ચારિત્ર્ય-નીતિનો ભોગ આપતા અટકશે! તેઓએ વ્યાપાર-
ધંધાના ઉદ્યોગ, હુન્નર અને ખેતીવાડી યાંત્રિક ખેતીનો અભ્યાસ પરદેશી યુનીવર્સીટીઓમાં કરવા, અભ્યા-
સ આવવું. પરંતુ તે વિદ્યાઓનું ઉત્તમ જ્ઞાન તો જર્મની અને ફ્રાન્સમાંજ આપવામાં આવે છે. તે વિષયમાં
ઓક્સફર્ડ આદિ અંગ્રેજી યુનીવર્સીટીઓ તો બહુ પછાત, લગભગ મધ્યકાળના રીવાજે અને વિચારોની
છે. તેમાં તો અનેક નિરર્થક વિષયોનું શિક્ષણજ અપાય છે! તે બુદ્ધિની સ્મશાનભૂમિ રૂપ છે! તેથીજ
જેપાન આદિ દેશોના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસાર્થે ઇંગ્લંડ ન જતાં જર્મની અને ફ્રાન્સ જાય છે. પૃથ્વીમાં
પેરીસની યુનીવર્સીટી વિદ્યાદાનમાં સર્વોત્તમ છે. રશીયા, પોલેંડ, ઇરાન અને ચીનના વિદ્યાર્થીઓ ત્યાંજ જાય
છે. ઇજીપ્ટના પણ ત્યાં તથા સ્વીટ્ઝર્લેંડ જાય છે. ઇંગ્લેંડ તથા અમેરીકાની (ખાસ કરીને યેલ)ની
યુનીવર્સીટીની બીજી ન્યુનતા એ છે કે ત્યાં ખર્ચ બહુજ થાય છે, સુખપૂર્વક રહેતાં મહીનાના રૂ. ૩૦૦ જોઈ-
એ. જો સન્યાસી પેઠે રહે તો ઓછો ખર્ચ થાય પરંતુ જેની પાસે ધન હોય તેણે તેમ ન રહેવું કારણ કે
એથી તંદુરસ્તીને હાનિ પહોંચે છે. અને પાશ્ચાત્ય દેશમાં રહેવાના સંસર્ગ આદિના લાભ મળી શકતા
નથી. પેરીસની યુનીવર્સીટીની હાનિ એ છે કે, તે મહાનગરનું વ્યસન સહેલાથી બધું છે. યુવાન
વિદ્યાર્થીને ત્યાંની ભયંકર અનીતિમાં ફસાવાનો ભય છે, જો કે રીતે તો બહુ ઓછી છે. માટે સર્વોત્તમ એ છે
કે યુરોપની મધ્યમાં આવેલાં પહાડી સ્વીટ્ઝર્લેંડના પ્રજાસત્તાક રાજ્યની યુનીવર્સીટીમાં અભ્યાસ કરવો.
યુરોપમાં એ દેશ સૌથી સસ્તો છે. રાજ્યતાપૂર્વક જ્યાં સસ્તામાં રહેવા ઘણા અંગ્રેજ કુટુંબો
તેજ દેશમાં વાનપ્રસ્થાશ્રમ કરે છે. ઉચ્ચતર (દ્વિજ) હીંદુઓના પુત્રપુત્રીઓ માટે તે દેશની લોસેન
(Locsanne) નગરની યુનીવર્સીટીમાં અભ્યાસ કરવા આવવા મારી ભલામણ છે. તે ફ્રેંચ ભાષા
બોલતી સ્વીસ પ્રજાનું મધ્યબિંદુ છે. અને ફ્રેંચ તો છ માસમાં શીખી જઇ શકાય છે. આબો હવા તેમજ
સૃષ્ટિ સૌંદર્ય પણ સર્વોત્તમ છે. અર્વાચીન વિદ્યાઓ પ્રાપ્ત કરવા પેરીસ કે લોસેન જવું એ ગંગાની
યાત્રા કરવા જેવું છે. તે સહુ લંડન જવું એ ગંગાનું યાત્રાળુઓએ પાત્રમાં ભરી આણેલું પાણી પીવા
બરોબર છે. ઇંગ્લંડની યુનીવર્સીટીઓનો તેજ મધ્ય યુરોપ આદર્શ છે. શા માટે ત્યારે મૂળ સ્ત્રોતનું જળ
ન પીવું? ગરીબ વિદ્યાર્થીઓને મ્હારી અમેરીકાની બર્કલી, પાલો આલ્ટો, સીએટલ વિગેરેનાં વિશ્વવિદ્યાલયમાં
જવાની સલાહ છે.

છે. ઋતુ ગોરી પ્રજાને પ્રતિકૂલ પણ હીંદીઓને અનુકૂલ છે. મોંબાસાથી અંદરના પ્રદેશમાં વીક્ટોરીયા ન્યાન-ઝા સરોવર સુધી ૬૦૦ માઇલની જે રેલ્વે બંધાઈ છે તેમાં મજુરી પંજાબીઓની હતી. તેથી તેમજ મોંબાસાથી ૩૦૦ માઈલ દુર **નૈરોબી** જે એક સુંદર -શહેર છે ત્યાં પણ પંજાબીજ-રેલ્વે નોકરો તથા વેપારી-વસ્તી છે. મોંબાસાથી બીજે દહાડે **જંગબાર** અવાય છે. અહીં હીંદુ-મુસલમાનની મિશ્રિત વસ્તી છે. જર્મન અને પોર્ટુગીઝ પૂર્વ આફ્રીકામાં પણ હીંદી વેપારીઓ છે. છેક ૧૫ મી સદીની પ્રારંભમાં કેપને માર્ગે હીંદુસ્તાનની સમુદ્ર માર્ગે પ્રથમ શોધ કરનાર પ્રખ્યાત પોર્ટુગીઝ વહાણવટી **વાસ્કોડી-ગામાને હીંદુસ્તાનનો માર્ગ બતાવનાર પુર્વ આફ્રીકાના મોઝાંબીકમાં આવેલા હીંદુ ખલાસીઓજ હતા ! મોરીસના** ટાપુની ૩-૪ લાખની વસ્તીમાં અર્ધી હીંદીઓની છે. ત્યાંના મુખ્ય નગર પોર્ટ-લુઇસમાં ડૉ. મણીલાલ એમ. એ. બેરીસ્ટર રહે છે. મોરીસ્યસમાં ઘણા ધનાઢ્ય મુસલમાનોનાં ખાંડના કાર-ખાનાંઓ છે. દક્ષિણ આફ્રીકામાં **નેટલ** સંસ્થાનના ઉદ્યોગના આધારરૂપ હીંદીઓ છે. કારખાનાં, ખાણો, ખે-તી તથા ઉદ્યોગો તેમના વડેજ ચાલે છે. સંસ્થાનની વસ્તીનો અર્ધો ઉપર ભાગ, આશરે ૧ લાખ, હીંદીઓ છે. હીંદી સંસ્થાનોનો બીજો મોટો વિભાગ તે વેસ્ટ ઇંડીઝના ટાપુઓ તથા દક્ષિણ અમેરીકા છે. દ. અમેરિ-કામાં **બ્રીટીશ ગાયેના** કુમારિકા ભૂમી છે. આ એકજ બ્રીટીશ સંસ્થાન છે કે જેમાં હીંદીઓને સરખા રાજ-દ્વારી હકો મળ્યા છે. તે સંસ્થાનની અર્ધ વસ્તી, ૧॥ લાખ હીંદીઓની છે. **અહીં તેમજ દક્ષિણ આ-ફ્રીકામાં હીંદીઓ ( મુખ્ય કરીને હીંદુઓ ) છેક ૧૮૩૪ ના સાલથી વસવાટ કરવા લાગ્યા છે.** આ બાબતે પરદેશગમનના વિરોધીઓએ ખાસ જાણવા લાયક છે. ગાયેનામાં મજુર તરીકે આવનાર હીંદી જોત જોતામાં શેઠ બની જાય છે. એક બિંદાવન મહારાજ કટ્રાક્ટીયા મજુર તરીકે આવ્યો, ને કંટ્રાક્ટ પુરો થતાં વ્યાજુ શરૂ કીધું. હું ત્યાં હતો ત્યારે તે મરણ પામ્યો. તે વખતે તેની પાસે બેંકમાંજ ૧॥ લાખ રૂ-પીયા જમા હતા. અને ઝવેરાત, તથા બીજી મીલકત જુદી ! બીજા પણ ઘણા ધનાઢ્યો તથા મોટા જમીનદારો થઇ પડયા છે. ત્યાંથી **ત્રીનીદાડ** બેટ જતાં પણ એજ આનંદદાયક સ્થિતિ નજરે પડે છે. ત્યાં ૧ લાખ ઉપર હીંદીઓ છે. **ડચ ગાયેનામાં** ૪૦ હજાર હીંદીઓ છે, જેમાંના કેટલાક જમીનદારો તથા વેપારીઓ છે. ડચ ( વલંદા ) એ હીંદીઓને સરકારી નોકરીમાં પણ રાખે છે, અને તે હીંદી પુત્રો માટે ખાસ શાળાઓ છે જેમાં હીંદી શીખવાય છે. ત્યાં સીતલપ્રસાદ મહારાજ-ત્યાં બધા મહારાજ પદ ધારણ કરી લે છે કે શું ?-દુભાશીયાનું કામ કરે છે અને તેનો છોકરો ડચ નૌકા ખાતામાં અમલદાર છે. જમૈકા-ના ટાપુમાં ૧૦ હજાર હીંદીઓ છે. જો તેમના ધર્મની સંભાળ નહીં લેવામાં આવે તો તેઓ ખ્રીસ્તી થઇ જવાનો ભય છે. મુંબાઇમાં મહારાજોને હવે ભેટ મળતી નથી અને માર્કીટમાં ભેટ લેવા દીવાળીમાં જાય છે ત્યારે અકારા થઈ પડે છે. જો તેઓ જમૈકા આદિ મહત્તર હીંદમાં જાય તો આવકાર પણ પામે અને ધર્મનો બોધ આપે તો ધર્મની પણ મહાન સેવા થાય તથા ધનપ્રાપ્તિ પણ થાય.

હીંદી વસવાટના સંસ્થાનોનો **ત્રીજો વિભાગ** પેસીફીક મહાસાગરવાળો પ્રદેશ છે. **કેલીફોર્નીયા-**માં થોડા હજાર શીખો છે. ત્યાં દરવાજા બંધ થયા છે, અને તેમની સ્ત્રીને અત્યાર સુધી દાખલ થવા દેવામાં આવતી નહીં. **બ્રીટીશ કોલંબીયામાં** પણ એજ સ્થિતિ છે. **ફીજીના** ટાપુઓમાં ૭૦, હજાર હીં-દીઓ છે. **સ્ટ્રેટસ સંસ્થાનો** ( સીંગાપુર આદિ ) માં મદ્રાસીઓ ઝાઝા છે. **સીલોન** અને **બર્મામાં** પણ મદ્રાસીજ વિશેષ છે. પરદેશોમાં હજારો હીંદી મજુરો જવા લાગવાનું કારણ ૧૮૩૨ માં ગુલામગીરી કાઢી નાંખવાનો ઇંગ્લંડની સરકારે કાયદો કરવાથી સ્વતંત્ર મજુરી કરનારાનો ખપ જાગ્યો તે છે. હવે તે મજુરો જેમ જુના થાય છે તેમ શુદ્ર મટી દ્વિજ થતા જાય છે. અંતમાં હું યુવાન હીંદીઓને વધુ અને વધુ સંખ્યામાં પરદેશ જવા ભલામણ કરૂં છું. Sea-sickness is the best national tonic ! ( દરી-યાઇ માંદગી એજ પ્રજાકીય ઉન્નતિનું સર્વોત્તમ પૌષ્ટિક ઔષધ છે ! )

**દારાની સંસ્કૃત વિદ્યા તથા વેદાંતપ્રેમ અને ઔરંગજેબ**—ઉક્ત માસિકમાં પ્રો. જદુનાથ સરકાર અસલી મુસલમાન લેખકોના મંતવ્યને આધારે ઔરંગજેબનો ઇતિહાસ લખે છે. શાહજ-

હાંનનો વિચાર પોતાના સૌથી વડિલ પુત્રનેજ ગાદી આપવાનો હતો, જેથી તેને તેણે પોતા સાથેજ રાખ્યો હતો. તેને દુર પ્રાંતનો સુબો નીમતો તોપણ પ્રાંતમાં જતો હતો તો તેનો સુબાનો પ્રતિનિધિજ, પોતે તો માત્ર પગાર લેતો. ઔરંગઝેબને સેનાપતિ તથા સુબા તરીકે રખડવું પડતું હતું. તેથી તે અનુભવી, ખટતલ અને પ્રકાશ્યો થયો, અને દારા માત્ર ક્રોધી, અનનુભવી રહ્યો. દારા, તેના દાદા અકબરનો પડઘો હતો. તે સુફી (જે હીંદુઓના વેદાંત જેવું છે) પંથનો હતો, અને તેથી તે હીંદુધર્મનો કાંઇક પ્રેમી હતો. તે કાશીમાં સુબો તરીકે હતો ત્યારે ત્યાંના પંડિતોની સભા કરીને તેણે ઉપનિષદોનું જાતે સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતર કર્યું હતું. ભાષાંતરની પ્રસ્તાવનામાં તે કહે છે કે "સુફી તથા હીંદુધર્મ (વેદાંત)માં માત્ર નામનો ભેદ હોવાથી જેની એકવાક્યતા મેં મજમુઆ-ઉલ-બહરૈન (વેદાંતના સાંકેતિક તથા પારિભાષિક શબ્દોનો સુફી ધર્મના તે અર્થના શબ્દો દર્શાવનારાં ગ્રંથ) નામનું પુસ્તક લખ્યું છે!" જે ૫૦ ઉપનિષદોનું તેણે ભાષાંતર કર્યું છે તેનું નામ સીર-ઉલ-અસરર છે, જે તેણે તા. ૧લી જુલાઇ ૧૬૫૭ ને દિને પ્રગટ કર્યું છે. તેના એક બીજા ગ્રંથનું નામ બાબાલાલ સાથે સંવાદ છે. તેનો ખરો લેખક ચંદ્રભાન છે. હીંદુ યોગી લાલદાસ તેમજ મુસલીમ ફકીર સરમદ ઉભયનો દારા શિષ્ય હતો. તેનાં સોના તથા જવાહીરની વીંટી ઉપર પ્રભુ એ સંસ્કૃતમાં કોતરેલો હતો. અત્યુક્તિ કરીને ઔરંગઝેબે મુસલમાન પ્રજાને તેની વિરૂદ્ધ ઉશ્કેરવા તેના ઉપર ધર્મદ્રોહી હોવાનો આક્ષેપ મુકયો હતો. સત્ય એ છે કે તે મુસલમાન હતો, પણ ધર્માંધ નહોતો અને પરમતમાં પણ ગ્રાહ્ય હોય તે સ્વીકારતો. નીમાજ પઢવામાં તથા રમઝાનના ઉપવાસ પાળવાનો દારા આગ્રહ નહોતો એટલુંજ ખરૂં છે. જો દારાને પિતાએ દુર મોકલીને અનુભવી કર્યો હતે અને તે મોગલ શહેનશાહ થવા પામ્યો હતે તો આજે કદાચ આર્યાવર્તનું સ્વરૂપ જુદુંજ હતે! હીંદુ-મુસલમાનો બંધુઓ થઇ પડયા હતે.

**જેલમાં ધાર્મિક તથા નૈતિક શિક્ષણ**—આપવાની શરૂઆત મૈસુરની સરકારે કરી છે. ૧૯૧૦ ના કેદખાનાના વહીવટના રીપોર્ટમાં સરકાર જણાવે છે કે પાટનગર બેંગલોરની સેંટ્રલ જેલમાં હીંદુ કેદીઓને ધાર્મિક શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાનું કામ અખતરા તરીકે ત્યાંની થીઓસોફીકલ સોસાયટી તથા રામકૃષ્ણ મીશનને સોંપવામાં આવ્યું છે એમ ફેબ્રુઆરીનું સેંટ્રલ હીંદુ કોલેજ મેગેઝીન ખબર આપે છે. તે પત્ર તે કોલેજની એલીમેંટરી ટેકસ્ટ બુક શીખવવાની ભલામણ કરે છે. હમે નથી ધારતા કે જેલનું વાતાવરણ તેમજ જેલની સ્થિતિ એવાં શિક્ષણને અનુકુલ હોય. શરૂઆત વહેલી કરવી જોઇતી હતી. કે આ તો ચોરી થવા પછી બારણું વાસવા જેવું લાગે છે.

**થીઓસોફીકલ સોસાઇટીની ધનસંપત્તિ**—થીઓસોફીકલ સોસાઇટીની માસિક મુખપત્રિકા 'થીઓસોફીસ્ટ' જેના તંત્રિણી મીસીસ બેસેંટ છે તેનો ફેબ્રુઆરીનો અંક એક અદ્ભુત અંક છે. અંદાજે ૪૬૦ આ પત્ર જેટલાં પાનાંઓનું તે પુસ્તક છે! છતાં તે કોઇપણ ગુજરાતી પત્ર કરતાં વધારે નિયમિત, સૌથી પ્રથમ નીકળ્યું છે. હમને તે તા. ૫ મીએ મદ્રાસથી મળી ગયું હતું! આ અંક મોટો થવાનું કારણ તેમાં એ સોસાઇટીનાં જુદા જુદા ખાતાંઓના તથા જુદી જુદી શાખાઓના વાર્ષિક રીપોર્ટો તથા હીસાબો સવિસ્તર પરિશિષ્ટ તરીકે પ્રગટ થયા છે, તે છે. જ્યારે કાપડ માર્કેટના વેપારીઓના હજી ૧૬ ના સાલના ચોપડાઓ ઉઘાડા છે અને હીસાબ તૈયાર ન હોવાથી ઇન્કમટેકસ ઓફીસમાં, હજારોની ખોટ હોવા છતાં હજારો કમાયાનો ઇન્કમટેકસ ભરી આપે છે ત્યારે આ અવ્યાપારી ધાર્મિક મંડળનો ગઇ તા. ૩૦ મી નવેંબરે પૂરા થયલાં વર્ષનો રીપોર્ટ તથા હીસાબ ઓડીટ થઇ છપાઇ પણ ગયો છે! દેશીઓ વ્યવસ્થા, નિયમિતતા તથા શીઘ્રતાના પાઠો ક્યારે ભણી રહેશે? પરંતુ વિશેષ વિષયાંતર ન કરતાં એ રીપોર્ટનો સારાંશ આપીશું. તે પરથી જણાય છે કે, એ મંડળના ૧૯ મહાવિભાગોની તથા અવિભાગી શાખાઓ મળી કુલ ૮૯૭ સોસાઇટીઓ હતી. હીંદુસ્તાનમાં તે ઉપરાંત ૯૩ શિથિલ મંડલો હતાં. વર્ષમાં કુલ સભાસદો ૩૭૮૭ વધ્યા હતા જ્યારે ૨૧૪૧૪ કુલ હતા. હીંદુસ્તાનમાં સૌ કરતાં વધુ મંડળો (૯૩ શિથિલ ઉપરાંત ૩૨૫) હોવા છતાં આખા વર્ષમાં આખા દેશમાં માત્ર ૪૬૦ સભાસદો નવા થયા હતા, જ્યારે અમેરીકામાં

માત્ર ૧૨૩ (હીંદુસ્તાનથીજ ઉતરતી) શાખાઓ હોવા છતાં ૫૫૨ સભાસદો વધ્યા હતા. હીંદુસ્તાનમાં થીઓસોફી ભ્રમણમાં અમલપ્રિય થઇ પડવાનું આ ચિહ્ન લાગે છે. ઈંગ્લંડમાં તેની ૫૧ શાખા તથા ૧૬૬૪ સભાસદો, ઓસ્ટ્રેલેશીયામાં ૨૦ શાખા અને ૧૦૦૪ સભાસદો, નેધરલેંડસમાં ૨૬ તથા ૧૫૨૧, ફ્રાન્સમાં ૩૫ અને ૧૧૪૫, જર્મનીમાં ૫૨ તથા ૨૨૮૭, દક્ષિણ આફ્રીકામાં ૮ તથા ૧૭૫; સ્કોટલેંડમાં ૧૩ તથા ૨૯૬; ન્યુઝીલેંડમાં ૧૮ તથા ૬૭૪; અને ક્યુબાના ટાપુમાં ૩૯ શાખા તથા ૧૦૮ સભાસદો ગયા વર્ષને અંતે કુલ હતા. ચીન-જાપાનમાં થીઓસોફીનો પ્રચાર બીલકુલ લાગતો નથી. વર્ષમાં ૮૯ નવી શાખાઓ સ્થાપિત થઈ હતી. ધન પ્રકરણ-વર્ષમાં ભાડાં, વાડી તથા વ્યાજની આવક ઉપરાંત દાનમાં રૂ. ૧,૩૬,૨૬૬ મળ્યા હતા, જેથી જનરલ ફંડ રૂ. ૪,૭૭,૬૭૨, લગભગ ૪॥ લાખનું થયું હતું. અવાર ખાતે સોસાયટીની જમીન તથા મકાનની કીમ્મત રૂ. ૫,૩૧,૪૩૫ થાય છે. અર્થાત્ જંગમ તથા સ્થાવર મીલકતનો સરવાળો રૂ. ૧૦ લાખ આવે છે હીંદનું કોઈ બીજું કેવળ ધાર્મિક મંડળ ધન સંબંધી આવી સુંદર વ્યવસ્થા તથા સંગ્રહ બતાવી શકશે નહીં. કમમાં કમ આ બાબતમાં તો થીઓસોફીસ્ટો સર્વથા અનુકરણીય છે.

"થીઓસોફીસ્ટ" માં આવતા આર્ટીકલોમાંના કેટલાક તો એવા ગૂઢ છે કે મી. સ્ટેડ જેવાને પણ તેનો પત્તો લાગતો નથી એમ તે સ્વીકારે છે તો હમારાં શું ગજાં? અને ભાષાંતર અને તે પણ સારરૂપ ભાષાંતરમાં તો મુશ્કેલીઓ વધે છે છતાં કોઈ સારો આર્ટીકલ આવતો રહેશે તો સારાંશ કરતા રહીશું.

**ઉમરાવપદનું લીલામ**-ઈંગ્લંડમાં ઉમરાવ પદ જે પાર્ટી સત્તામાં હોય છે તે વેચે છે એવો આક્ષેપ પીયર્સન્સ મેગેઝીનમાં મી. જેમ્સ ડગલાસ મુકે છે. આ આક્ષેપ કાંઇ નવીન નથી. પરંતુ તેનાં આંકડામાં નવીનતા છે ખરી. તે કહે છે કે નાઇટહૂડનો ભાવ ૧૫ હજાર, બેરોનેટશ્નો બમણો અને ઉમરાવપદ (લોર્ડ) નો ૧ લાખ પાઉંડ આપવે છે! લેઇએ તે લે! આ પૈસા કાંઇ પ્રધાનો લેતા નથી. તે દરેક પાર્ટીની લડત ચલાવવા માટેના ખર્ચના ગેલ્ડી ગુપ્ત ફંડમાં જાય છે. આમાં જે આડત્યા મારફત સોદો કરે છે તેને કમીશન મળે છે. મી. ડગલાસ એક દાખલો આપે છે. એકને ઉમરાવપદ ૮૦ હજાર પાઉંડ આપે મળવાનું હતું, દલાલને પાંચ ટકા મળવાના હતા. પદ મળ્યા પછી તેણે કમીશન આપવામાં "સરસો તીન પાંચ" કીધાં. અલબત્ત કાંઇ બધાજ ઉમરાવો કોથળીના લાભંગથી નથી બનતા. કેટલાક યોગ્ય જનોને તો એમને એમ ઉમરાવ પદ આપવું પડે છે. છેલ્લા ૧૦ વર્ષમાં જે ૬૧ નવા લોર્ડ થયા તેમનું પૃથક્કરણ કરી મી. ડગલાસ કહે છે કે, ૪૬ તો યોગ્યતાના બળથી તે પદને પ્રાપ્ત થયા, ૩૭ સે તે ખરીદ કીધાં અને ૧૦ સદિગ્ધ છે! હીંદુસ્તાનમાં પાર્ટી નથી એ એક લાભ છે. અહીં નાઇટ બનાવવાનું ધન, માત્ર પ્રજાપક્ષની જાહેર સંસ્થાઓમાંજ વપરાય છે.

**માંચુઓની ચીનમાં જબરજસ્તી**-અંગ્રેજો મોટા મોટા ગપાટા મારતાં આવ આવને તેમના ઉપર વારે ઘડીએ મુળીએ હાંકે. પરંતુ ચીનને હસ્તગત માંચુઓના પ્રમાણમાં તેઓ અંગ્રેજો તો નિર્દોષતાની મૂર્તિરૂપ સિદ્ધ થાય છે! માસિકોમાં લેખોના લેખક તરીકે સૌથી પ્રખ્યાત અંગ્રેજ લેખક ડૉ. ડીલને કંટેંપરરી રીવ્યુમાં આપેલા એક લેખ પ્રમાણે માંચુઓ ચીનમાં ફક્ત ૧૫ા કરોડ છે, પણ ૪૮ કરોડ ચીનાઓથી તેઓ ચઢી જાય છે. પણા ખરા અધિકારના ઓધા તેમનાજ હાથમાં છે. તેમના ભલે પણ તેમનીજ જાતના હોવા જોઇએ! કોઈ ચીનો માંચુ કન્યા ૩-૪ વર્ષની વાત પૂર્વે પરણી શકતો નહીં! ચીનમાં ફાંસી તથા બીજી પુરાણી શિક્ષાનો ધારો છે પણ તે માટે માંચુનું શરીર અતિ પવિત્ર છે. વળી દરેક માંચુ બાળકને થોભાના સીધાનો અને વાર્ષિક નાનું પેન્શન રાજ્ય તરફથી મળવાનો અધિકાર છે! જાપાનમાં જાર સમયમાં અંગ્રેજોએ પણ આવા એકપક્ષી હીલ પધારવા નહોતા પણ પાપનો ઘડો ભરી ફુટો છે, અને સવનું ડૉ. સુન-યાટ-સેને મેદાન કરી નાંખ્યું છે.

**ચીનાઓ અને પરદેશ ભ્રમણ**-ફોરમ માસિકમાં મી. ટેલ નામક લેખક કહે છે કે ચીનાઓ વિદ્યાભ્યાસાર્થે પરદેશભ્રમણ કરવામાં પ્રવીણ છે. એકજ વર્ષમાં ભરાડી ચીનના ૧૫ હજાર વિદ્યાર્થીઓ જાપાન-

નમાં ભણતા હતા જે કે હાલ ૪ હજારજ છે. સરકાર તરફથી ૪ વર્ષ સારૂ ૧૦૦ છોકરાઓને અમેરિકા ભણવા મોકલવામાં આવે છે. ચીના અને હીંદુમાં મુખ્ય ભેદજ એ છે કે ચીનો જ્યારે તે ગમે ત્યાં બહાર જવામાં તૈયાર છે પણ કોઇને દેશમાં આવવા દેવા દલગીર છે ત્યારે હીંદુઓ સ્વદેશમાં ગમે તે આવે તેના નિસ્પૃહી છે, પરંતુ પોતે દેશ બ્હાર જવા દલગીર છે! હવે છેક તેમ નથી.

**ક્ષય રોગનો ઇંગ્લંડને શું ખર્ચ આવે છે!**—ક્ષયથી ઇંગ્લંડમાં દર વરસે ૬૦,૦૦૦ માણસો મરે છે. **નેશીઓ મેગેઝીનના** એક અંકમાં ડૉ. હેડનં ગેરેઠ તેનો ખર્ચ આ પ્રમાણેની યુક્તિથી ગણે છે. ૧૨ માણસની ઓછામાં ઓછી કીમત પા. ૨૩ ગણો તો પણ ૬૦ હજારની કીમ્મત દર વરસે પા. ૨૨ાા લાખ ઉપર આવી. હવે ક્ષય રોગનોજ નાશ કરવાનો ખર્ચ દેશને, તેની ગણતરીએ, પ્રથમ ૩૦ લાખ અને પાછળથી રોગનું જોર નરમ પડતાં ૨૦ લાખ આવશે. માટે શું રોગ પ્રતિબંધક કામ વધારે સસ્તું નથી? લેખકના મત પ્રમાણે ક્ષય નાશનો મુખ્ય ઉપાય સેનેટેરીઅમો છે. હાલ ઇંગ્લેંડમાં માત્ર રોગીઓના ૫ મા ભાગને રાખવા પુરતી સોઈ છે. તે ધારે છે કે જો બરોબર ખર્ચ કરવામાં તથા ઉપાય લેવામાં આવે તો ક્ષય રોગનો ઇંગ્લેંડમાંથી ૨૦ થી ૩૦ વર્ષમાં વરૂની પેઠે નાશ થઇ શકે! હીંદુસ્થાનમાં તો હજી સુવાવડીઓનાં બરોબર ઠેકાણાં નથી તો સારી પેઠે હીલચાલ કરી શકતા ક્ષય રોગીઓની તો વાતજ મિથ્યા છે.

**સ્વરૂપવતી સ્ત્રીઓનું મહા પ્રદર્શન અને સ્વરૂપવંતીઓની રાણીની ચુંટણી**—પ્રાચીન રોમનોનું સ્વરૂપ હવેના રોમનોમાં રહ્યું નથી. એવી પરદેશી પત્રોની ટિકાથી ઉશ્કેરાઇને તેના ઉત્તર રૂપે રોમની સ્વરૂપવતી કન્યાઓનું રોમમાં સ્પર્દ્ધાત્મક પ્રદર્શન ભરવામાં આવ્યું. એ સારૂ રોમના ૧૮ વિભાગ કીધા અને તેમાંની કન્યાઓમાંથી એક સૌથી સ્વરૂપવતી " શાહજાદી " કહેવાય અને એ રીતે ૧૮ શાહજાદીઓમાંથી પોતામાંની સૌથી સુંદરને પ્રજાએ વધુમતથી ચુંટવી એવો નિશ્ચય થયો. **લેડીઝ રેલ્મ** ( ડીસેંબર ) માં આ વિચિત્ર વાત લખનાર ડૉ. પેટ્રીનાટી કહે છે કે ૧૮ માં એક જે ' શાહજાદી ' પ્રથમ ચુંટવામાં આવી હતી તેની ચુંટણી ગેરકાયદેસર ઠરવાથી બીજી ચુંટાઇ. ૧ લી એ પોતાની જગ્યાએ ચુંટાનારના માનમાં મળેલી સભામાં હાજરી આપી, અને ભાષણ કરી તેના સ્વરૂપનું માહાત્મ્ય પણ ગાયું! પરંતુ બાદ તરત ઘેર જઇને બારીમાંથી ઝંપલાવ્યું ને દેહત્યાગ કર્યો! દ્વેષ આવો છે! એ ૧૭ શાહજાદીઓ તથા તેમની રાણી રોમના મહોલ્લાઓમાંથી સરઘસના આકારમાં ફરી હતી અને રોમની અર્ધી વસ્તી તેમને જોવા મળી હતી. ભાગ્યશાલી રાણીનું નામ **સીનોરીના પાલ્મીરાના કેકની** છે. તે સીગારેટ બનાવનારી ગરીબ કુમારિકા છે. તેનું વય ૧૮ નું છે. તે એવી સ્વરૂપવતી અને સુડોલ હતી કે એક અંગ્રેજ શિલ્પશાસ્ત્રી ( જેઓ હમેશાં ધંધાને લીધે સુઆકૃતિની ખાસ કદર કરનારા હોય છે ) તેને પરણવા માંગતો હતો પણ તે મનથી એક ગરીબ કારીગરને વરી ચુકી છે. સ્વરૂપ ( તેમજ બુધ્ધિ ) શ્રીમંતોમાં સંકુચિત નથી તેનો આ એક દાખલો છે. એ રાણીને પરીક્ષક કમીટીએ રૂ. ૩૦૦૦ નું ઇનામ આપ્યું છે તેથી હવે તે જલદી પરણનારી છે, પરણી ચુકી હશે. શાહજાદીઓને પણ ઇનામ મળશે પણ એ શરતે કે આગામી બે વર્ષમાં તેઓએ લગ્ન કરવાં. અને આ પ્રકારે પ્રખ્યાત થવાથી તેમને વરવા તૈયાર થનારાની ખોટ નથી.

# સૃષ્ટિના પ્રવર્તેલા અને પ્રવર્તતા કેટલાક મુખ્ય સંવતો.

પૃથ્વીમાં ઘણું ખરું નીચે લખેલા અઠ્ઠાવીશ સંવત પ્રચલિત હતા અથવા છેઃ—

૧ સૃષ્ટિ સંવત્—મહા પ્રલય પછી આ સૃષ્ટિના આરંભથી સં. ૧૯૬૮. વિક્રમી સુધી ૧૯૭૨૯૪૯૦૧૩.

૨ ચીની—ચીનની રાજધાનીની સ્થાપનાથી ૯૬૦૦૨૪૧૦.

૩ ખતાઈ—ખતા દેશની સ્થાપનાથી ૮૮૮૪૦૨૮૩.

૪ પારસી—ઇરાનની રાજધાનીની સ્થાપનાથી ૧૮૯૯૮૦.

૫ મુશ્રી—મેનસ રાજાના સમયથી ૨૭૫૬૪.

૬ કુસ્તુનતુન્તિઆં—આ નગરની સ્થાપનાથી ૭૫૬૭.

૭ ઇંજાકિયા—૭૪૦૩.

૮ ખિરિસ્તી—સૃષ્ટિ—સં. ૫૯૧૫ એનેજ ઇસવીની સંવત પણ, આદમથી ગણતાં, કહેવામાં આવે છે.

૯ યાહુદી—૫૬૭૧ આદમના મૃત્યુથી.

૧૦ કલિયુગ—૫૦૧૨

૧૧ યુધિષ્ઠિર—૪૩૫૯

૧૨ બુદ્ધ—૪૦૧૨ કલિયુગની આદિથી.

૧૩ ઇબ્રાહીમ—૩૮૩૧.

૧૪ સ્પાર્ટો—નગરની સ્થાપનાથી ૩૬૧૪.

૧૫ મૂસવી—૩૪૮૩ હજરત મૂસાના મૃત્યુથી.

૧૬ દાઉદી—દાઉદના 'નબી' બનવાના સમયથી ૨૯૪૫.

૧૭ યુનાની—૨૬૮૬ ઓલંપીયાની આરંભાદીથી,

૧૮ રોમ—૨૬૬૩.

૧૯ બાબુલી—બાબુલની રાજધાનીની સ્થાપનાથી ૨૬૫૭.

૨૦ બૌદ્ધ—ગૌતમ વા શાક્ય મુનિના યોગસાધનકાલથી ૨૪૮૪,

૨૧ સિકંદરી—૨૨૬૪.

૨૨ વિક્રમી—૧૯૬૮.

૨૩ ખ્રીસ્તી—૧૯૧૨.

૨૪ શાક—શાલીવાહનથી ૧૮૩૩.

૨૫ મહુમદી-મહમદ પેગંબરના મક્કાથી મદીના જવાના સમયથી ૧૯૨૯.

૨૬ પારસી સંવત્ બીજો—૧૨૭૭.

૨૭ નાનકી—ગુરૂ નાનકના ૪૪૧.

૨૮ દયાનંદી-મહર્ષિ દયાનંદનો દેહાંત થવાના સમયથી:

—૨૮ ( આ સંવત્નો કેટલાક હ. આર્ય સામાજીકો પત્રવ્યવહારમાં, તથા સામાજીક પુસ્તકોના કર્તાઓ પુસ્તકના મુખ પૃષ્ઠ ઉપર કરે છે ).

આ ઉપરાંત બે સંવત્સરો ગઇ બે સદીઓમાં નવીન કલ્પાયા છે તે તેની વિચિત્રતાને લીધે જાણવા જોગ છે. ફ્રાન્સના રાજા લુઇ તથા તેની રાણી મેરી એન્ટોઇનેટને પદભ્રષ્ટ કરી તથા શિરચ્છેદ કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનારી મહા વિપ્લવ કરનારી પ્રજાએ, સત્ય, ન્યાય અને સમાનતના મહા સિધ્ધાંતોનો પૃથ્વી ઉપર પ્રથમજ દિગ્વિજય કીધો છે એમ માન્યું અને તે રેવોલ્યુશન ( પરિવર્તન )ના સ્મરણમાં ખાસ નવો સંવત સ્થાપ્યો । પરંતુ ફ્રેંચ પ્રજાના આનંદનો ૧૮ મી સદીના અંત સાથેજ અંત આવી ગયો. ચુલામાંથી હોલામાં પડવા જેવી તેમની સ્થિતિ થઇ. નેપોલીયન બોનાપાર્ટ લુઇને ભુલાવી નાંખે એવો સત્તાધારી થઇ પડયો, અને ૧૭૮૪ ના રેવોલ્યુશન પછી તો એવા બીજા ચાર રેવોલ્યુશન ગઇ સદીમાં ફ્રાન્સમાં થયા તેથી તેઓ એ સંવત્સરનું નામ લેતાં ભૂલી ગયા છે.

બીજો વિચિત્ર સંવત્સર બાબુ હરિશ્ચંદ્રનો હીંદમાં સ્થાપેલો તે છે. વર્તમાન પ્રૌઢ હીંદ ભાષાના પિતા રૂપ તેઓ નિસ્સંદેહ હતા. અનેક વિષયો ઉપર કાશીના એ સૂર્યે સર્વોત્તમ અને અમર પુસ્તકો લખ્યાં છે. તેમને સકલ સાહિત્યાચાર્યોએ ભારતેન્દુ "ની ઉપાધિ આપી હતી. તેમનો અકાલ દેહાંત થયો. તેથી ઉત્સાહમાં આવી જઇને તેમના પ્રશંસકોએ તેમની મરણ તિથિથી નવો સંવત્ પ્રવર્તાવ્યો. પરંતુ મહાન પ્રસંગો વિના નવા સંવત ચાલતા નથી; તે બહુજ અનુપમ માન છે. તે માન સારૂ તો બાબુ હરિશ્ચંદ્ર કરતાં પણ અતિ વિશેષ જગત્કલ્યાણ કરવું જોઇએ. પરિણામ એ આવ્યું છે કે હવે કોઇ એ સંવતનો ઉપયોગ કરતું નથી.

કાશીના પ્રખ્યાત ડો. ગણેશપ્રસાદ ભાર્ગવ કૃત

# નમક સુલેમાની.

## ( SULEMANI SALT. )

મોટી શીશીની કીમ્મત રૂ. ૫ તથા ટપાલ ખર્ચ આના બાર
નાની „ „ રૂ. ૧ „ „ „ „ ચાર

આ **નમક સુલેમાની** પોતાના અદ્‌ભુત ગુણોથી આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધિને પામ્યું છે. એના સેવનથી યકૃત તથા અપાચનના સર્વ રોગ નાશ પામે છે. ભુખ ઉત્તમ રીતે લાગે છે, અને જેટલું ખાવામાં આવે છે તે ઉત્તમ રીતે પચી જાય છે, તેથી દરેક પ્રકારની દુર્બલતા નષ્ટ થાય છે. આ **નમક સુલેમાની**, અજીર્ણ, બદહજમી, ખાટા અથવા અકારા ઓડકાર, પેટના બીજા દર્દો, સંગ્રહણી, અતિસાર, બાદી, કબજીઆત, ભુખ ન લાગવાનું દર્દ એમાં પોતાને ગુણ બતાવી આપે છે, ખાંસી, દમ, ઝાડો અથવા અધિક પીશાબ, એ રોગોમાં પણ એ નીમક ખાસ ગુણકારક છે.

આ નીમક સુલેમાનીનું ચાલુ સેવન કરવાથી **સ્ત્રીઓનાં** માસિકના પણ સર્વે વિકારો દુર થઈ જાય છે.

સાપે અથવા વીંછુએ જે જગ્યા ઉપર ડંખ માર્યો હોય તે ડંખેલી જગા ઉપર આ નીમક ઘસવાથી આરામ થાય છે.

## સુરતીનું તેલ

( કીમત શીશી ૧ ના આના ૮, ટપાલ ખર્ચ આના ૪ )

વા અથવા સરદી લાગવાથી થતો વિકાર નષ્ટ કરવા સારૂ આ તેલ માલીસ કરવાથી બહુ જલદી આરામ થાય છે. હાથ પગનાં સાંધા ગંઠાઇ જવાનાં દર્દ તેમજ કમજોરી પણ તેથી આરામ થાય છે. લકવાના રોગીઓને સેવી ફાયદો થાય છે. અંગ માંયથી સોજા ચઢે તે જગ્યા પર પણ લગાડવાથી તરત ફાયદો થાય છે. દાદર, ખુજલી, વગેરે ચામડીના રોગો પર આ તેલ લગાડવાથી લાભ થાય છે.

મળવાનું ઠેકાણું—મી. નિહાલસિંહ ભાર્ગવ
મેનેજર, નીમક સુલેમાનીનું કારખાનું
ગાયઘાટ—કાશી ( Benares )

## હિંદુઓની હીનતા.

( હિંદી માસિક " સરસ્વતી " [ પ્રયાગ ] પરથી ).

ધૈર્ય ધારી વીર ભારતવર્ષે સત્કૃત કરી ગયા,
કરી સફળ જીવન સંકળ, સંસાર સાગર તરી ગયા;
શુચિ સુભગ, સત્કીર્તિ ગ્રંથોમાં ધરા પર ધરી ગયા,
વંશજોના સર્વ આગામી અડંગા હરી ગયા;
શોક હા ! તે શાંતિ સુખમાં થઈ ગઇ છે ક્ષીણતા,
જોઇ લો મિત્રો ! અભાગિયા હિંદુઓની હીનતા.
દેશ જે આ સત્ય વિદ્યાનો મહા આધાર હતો,
દેવી પ્રકૃતિનો બનાવ્યો રમ્ય લીલાગાર હતો;
લોકમાં વિખ્યાત જેવા શ્રેષ્ઠતાનો સાર હતો,
સભ્યતાની શીખ જેનાથી સંસાર શિખતો હતો;
હાય ! આજ તે ભારત કયાં છે ? કયાં ગઇ પ્રાચીનતા, ?
જોઇ લો મિત્રો ! અભાગિયા હિંદુઓની હીનતા.
પૂર્વ પુરૂષોની બુરાઇ પાતકીઓ તો કરે.
શાક લોભી, શૌચ શુદ્ધાચારથી એ તો ડરે;
ધર્મનું ગૌરવ, નિરાળા ઢોંગ રચી પેલાં હરે ?
લોક પાખંડી બહાનેથી ઉદર જો તો ભરે; !
શું અવિદ્યા છાઇ રહી પેદા થઇ અકુલીનતા,
જોઇ લો મિત્રો ! અભાગિયા હિંદુઓની હીનતા.
ભીરૂતા, ભોગવવાની કામના ભાગ્યે થઇ,
એકતા ને પ્રાણુ લેવાના પ્રકાર પ્યારી થઇ;
પૂર્વની રોચક કથા રોચક આજ પૂરી થઇ,
વીર્ય વર વૈભવ સૌ પર વ્યાપી આજે મલિનતા;
જોઇ લો મિત્રો ! અભાગિયા હિંદુઓની હીનતા.
ઉદ્યમ અચળ થઇ ગુમ થયો, શિલ્પ કૌશલ્ય સુઇ ગયું,
જ્ઞાન ગૌરવ જાતિનું તજીને પરાયે ઘેર ગયું,
રૂષ્ટ થઇને દ્રવ્ય બધું-દેશ સૂનો કરી ગયું;
જીવિકાનું દ્વાર, દુઃખની ભાવનાથી ભરી ગયું.
રાક્ષસી સમ આવી ઘુસી ઘેર ઘેર હત્યારી દીનતા,
જોઇ લો મિત્રો ! અભાગિયા હિંદુઓની હીનતા
દંભ, આળસ, દ્વેષ-દુર્ગુણમાં ફરી દુઃખ પામતા,
ફૂટની પેઠળ મહા આપત્તિમાં આવી પડયા;
કર્મ ત્યાગી જ્ઞાનના ફોગટ ગપાટા ગાઇ રહ્યા,
જો સૌ ઇતિહાસમાં નામ કાઢવા મથી રહ્યા;

આવડ્યું શું છે શક્તિ શિક્ષા શીલના શાલીનતા,
દૂર કરો મિત્રો! અભાગ્યા હિંદુઓની દીનતા. ૬

કર્મવીર "સેવક" હવે અજ્ઞાનતા ને છોડી દો,
દેશભક્ત દેશના ઉદ્ધારમાં જીવ જોડી દો;
અન્ય દેશોમાં ચલો નિસ્સાર બંધન તોડી દો,
સર્વ સુખમય સાધનેના માર્ગે મન વાળી દો;
શીખી લો વિજ્ઞાનની અનુકૂલ અર્વાચીનતા,
દૂર કરો મિત્રો! અભાગ્યા હિંદુઓના દીનતા. ૭

જ. વી.

---

## ગંગ પ્રવાહમાં પ્રેમોન્મત્ત પ્રૌઢા.

સંધ્યા શી ખીલી રહી હીમના શિખરે આ,
ઉભી નાચતી ગંગના ઘોર રાખ્યા શાન્ત ઉજ્વલ મુદ્રા,
સરિતા સન્સાર સરિ રહી, વીંધી વનોપવન ગુફા,
કેવું નીર્મલ નિજ રૂપેરી રસને દીપાવતી જ્યોત્સના !
ઘુ ઘુ ઘુ ઘુ ઘુઘવતી ઘોર ગંગા આવી કુમારિ સખી,
નિજે પદ પ્રક્ષાલતિ મુનિગણોના સાંભળી મેરૂ પુત્રી;
કહે શું અર્પું ગંગ સખી હે સન્યાસિની આવતી હું,
આવી તું મુજ ઘેર આજે અતિથી અર્પું સરિતા કહે શું;
કહેતો મુકું પ્રેમનાં બિંદુ બે આ અશ્રુનાં અર્ઘ્ય ત્હારાં,
કહે તો સોંપું શરિર હેત ભરી હું હે માત ત્હારાં ઉદરમાં;
ના ના તું અલગી નથી મુજ થકી વ્હાલી પ્રચંડ ગંગા,
રમતિ છે તું સર્વ મ્હારી નસમાં એકની એક ગંગા.

હાથરસ, તા. ૧૨-૩-૧૨ નવલ

---

મેથેરાનમાં વ્હોરા સેનેટોરીયમ—હીંદુઓની વસ્તી હીંદુસ્થાનમાં સૌથી મોટી છે. તેઓ સૌ કોમોમાં સૌથી ધનાઢ્ય છે. પરંતુ સ્વકોમ માટે તેઓની લાગણી ઘણું કરીને સૌથી અલ્પ છે. વ્હોરા જેવી કોમ પણ સ્વકોમના અભિમાનમાં તેમનાથી ચઢી ગઇ છે! તે કોમે હાલમાં મેથેરાન જેવાં સર્વોત્તમ આરોગ્યવર્દ્ધક સ્થળમાં, તે કોમના એક વડા સર અદમજી પીરભાઇની આગેવાની હેઠળ કોમના લાભ સારૂ ૨૫ બ્લૉકો કુલ રૂ. ના લાભને અર્થે બંધાવવાનો ઠરાવ કેટલાક મહીનાં ઉપર કીધો હતો, અને તેમાંના ૯ બ્લૉક બંધાઇ તૈયાર થવાથી તે ખુલ્લાં મુકવાની ક્રિયા ગઇ તા. ૨૭ ફેબ્રુઆરીમાં મેથેરાનમાં [illegible] આ [illegible] હતી. ૨૫ વ્હોરાઓએ એક એક બ્લૉકના પૈસા આપવા કબુલ [illegible] છે. આ [illegible] ૨૫ કુ[illegible] [illegible] દેવા માટે ત્હેઓની સગવડથશે જ્યાં સુધી હીંદુઓ આવાં પરોપકારી કાર્ય નહીં કરે ત્યાં સુધી સ્વાર્થીપણુંનું જે તહોમત બીજી કોમો તેમના ઉપર મુકે છે તેમાંથી તેઓ મુક્ત થવા અશક્ય છે!

# શિવ તે વિદ્યુત્ દેવતા છે.

(૨)

## પાર્વતી.

આકાશ જ્યારે વાદળાંઓની લાંબી ઘટાઓથી આચ્છાદિત હોય છે, ત્યારે વાદળાંઓ કેવા આકારના દેખાય છે? તે **પર્વત** જેવાંજ દેખાય છે. હિમાલય કે બીજા પર્વત સદશ તેની તુલના કવિઓએ વારંવાર કરી છે અને સાધારણ મનુષ્યનાં મનમાં પણ એજ તુલના સ્ફુરે છે. આ કારણથી, વૈદિક ભાષામાં પર્વતનાં જેટલાં નામ છે તે મેઘના વાચક પણ છે. તેનો અર્થ વાદળ પણ હમેશાં થાય છે. પર્વતનો બીજો અર્થ મેઘ. આકૃતિના અભેદને લીધે સંસ્કૃત ભાષામાં બહુ સાધારણ છે. અને **પર્વત** (મેઘ) માંથીજ ઉત્પન્ન થતી વસ્તુ તે **પાર્વતી** છે. પાર્વતીનો અર્થજ પર્વતોત્પન્ન થાય છે અને મેઘોત્પન્ન વસ્તુ તો વિદ્યુત્ છે. દેવી પાર્વતી તે વસ્તુતઃ સ્વયં વિદ્યુત્ છે. જ્યારે વિદ્યુતની શક્તિ તેનો અધિદેવ તે [illegible] નો પતિ શંકર છે!

## શિવ વા રૂદ્રનું વાહન વૃષભ કેમ?

શિવ રૂદ્રનું વાહન વૃષભ કહ્યું છે. હવે "વૃષભ" નો ધાત્વર્થજ સંસ્કૃતમાં "વર્ષા કરનાર" એવો થાય છે. તેનો બીજો અર્થ ગોધો અથવા પોઠીયો પણ થાય છે, તે પણ "વૃષ્" ધાતુના અન્યાર્થ પરથી છે. વૃષ્નો અર્થ રેડવું, તથા ઉત્પન્ન કરવું એવો પણ થાય છે તેથી ગમના ઉત્પન્ન કર્તાને (ગોધાને) પણ વૃષ અથવા વૃષભ નામ મળ્યું. ઉત્પન્નકર્તા પુરૂષ હોવાથી કોઇ પણ પુરૂષ પ્રાણિને સંસ્કૃતમાં વૃષભ કહેવાય છે. શિવનું વાહન વૃષભ કેમ છે તે હવે સ્પષ્ટ થવા માંડે છે. રૂદ્ર (મેઘ દેવ) નું વાહન વૃષભ (વર્ષા કરનાર મેઘ) છે. કારણ કે મેઘની સાથે, જાણે તેના ઉપરજ તે સ્વાર છે. જો તમે ક્ષણપર્યંત રૂદ્રને મનુષ્યાકારનો કલ્પો તો તેનાં વાહનને પણ પશુ કલ્પવોજ પડશે, તેથી વાહન વૃષભનો પશુ તરીકે જે અર્થ થતો તે ગ્રહણ કર્યો. આ શબ્દ જાળમાં જોઇએ તે કરતાં વધારે ફસાવાથી, તેમાં બહુ લપટાઇ જવાથીજ, પાછળથી બહાર નીકળવાનાં ફાંફાં મારવા પડ્યાં છે!

## શિવની જટા.

શિવની જટાની કલ્પના પણ કાંઇ કેવલ કાલ્પનિક નથી. સત્યના શિરમાં તેનાં મૂળ છે! મેઘની વજ્જના પ્રહાર કરતી વીજળી ચારે તરફ ચમકે છે. તેનાં લાંબાં કીરણોની ગુંચ જાણે તેનાં શિરમથી નીકળે છે. તેથીજ તે જટાજૂટ, કેશી અથવા ધૂર્જટી કહેવાય છે. તે નામો સાર્થક છે.

મહાદેવ પિનાકપાણિ અર્થાત્ જેના હાથમાં પિનાક (ધનુષ્ય) છે એવો કહેવાય છે. મેઘમાં જે ધનુષ્યાકાર પ્રકાશિત થાય છે તેજ પિનાક છે. જે વિદ્યુત્ પૃથ્વીપર પડે છે તે બાણ છે. વિદ્યુતનો એ સ્વભાવજ છે કે જેના પર તે પડે, જેના પર તે કોપયમાન થાય, તેને ભસ્મજ કરી નાખે. શિવે કામદેવને, તથા જગતને અનેકવાર ભસ્મ કર્યાં દાખલા પુરાણોમાં આવતી વાતો આપણું કેમ અંતરસ્થેજ સત્યનરી કહે છે કે એ શિવ બીજો કોઇ નહિ પણ પ્રત્ય[illegible]

સાથે બધાને ભસ્મરૂપ કરી નાખનારી વિજળીના દેહરૂપ મહા દારુણ અગ્નિ છે. મેઘની ઘટાના અનેક અલંકારો આપતાં કવિઓ કદાપિ કંટાળ્યા નથી. તે એટલી વિવિધાકૃતિઓ ધારણ કરે છે કે, તર્કશક્તિ ખૂટી જાય છે પરંતુ નવી આકૃતિઓ ખૂટતી નથી. એ ઘટા ઘણી-ખરીવાર ગજ ચર્મ, હાથીના ચામડા જેવુ રૂપ ધારણ કરે છે. તે ચર્મજ મહાદેવનું વસ્ત્ર છે એવી જે ધારણા છે તેનું પણ રૂપકથીજ સાર્થક છે. તેથીજ રુદ્રનું એક નામ કૃત્તિવાસા (ચર્મધારી) છે.

## શંકર અને સર્પ.

શંકરના ચિત્રોમાં તેને સર્પ સાથે જબરી દોસ્તી હોય એમ બનાવવામાં આવ્યું હોય છે. સર્પને તેણેજ વિવિધ કામે લગાડ્યાં હોય છે. હાથે કલ્લાં પણ તેનાં, કોટે માળા પણ તેની, ખભે પીછોડીમાં પણ સર્પજ અને કમ્મરપટ્ટામાં પણ તેજ. આ માત્ર સર્પ મહાદેવને કેવો વશ છે, વિરાને શંકરે કેવું વશ કીધું છે તે સૂચવવા છે. પરંતુ વિ૦ અને સર્પનો શંકર જોડે સંબંધ ક્યાંથી થયો? તે સંસ્કૃતના अहि શબ્દના થતા બે અર્થના ગોટાળાથી થયો છે. अहिનો અર્થ સર્પ તેમજ જલ થાય છે. હવે વજ્ર દેવતા, મેઘ દેવતા, વિદ્યુત્ દેવતા એવા રુદ્રને જલ સાથે તો પરમ સંબંધ છેજ. મેઘ જલનોજ સમૂહ છે. જલ એ રુદ્રનું ભૂષણ છે. હમેશાં તેની આસપાસ વીંટળાયું છે. મનુષ્યરૂપે શિવની કલ્પના કરતાં अहिનો જલના અર્થમાં શંકર મનુષ્યને તે અણુગતું થઇ પડે તેથી अहिનો બીજો અર્થજ જે સર્પ છે તે ચતુરતાથી ગોઠવી દીધો! પરંતુ આપણે શંકરને તેના મૂલ અર્થમાં લઇ જવા માંગીએ છીએ. તેથી अहिનો મૂલ પણ પદભ્રષ્ટ અર્થ જે જલ તેજ પાછો સ્થાપન કરવો જોઇએ.

## શિવ ગંગાધર કેમ?

રુદ્ર અથવા શિવ 'ગંગધર' કહેવાય છે કેમ કે ગંગાનું તેણે શિર પર ધારણ કીધું છે. ગંગા શબ્દ गम् गच्छति જવું એ ધાતુમાંથી વ્યુત્પન્ન છે. (જુવો, ઉણાદિ કોશ, ૧-૧૨૦) જનારી, પ્રવાહથી ચાલનારી વસ્તુ માત્રને ગંગા કહી શકાય. તેથી મેઘની ધારાનું નામ ગંગાજ છે. ચાલતી નદી ઇત્યાદિનુ નામ પણ ગંગા છે, તે સંસ્કૃત કોશોમાંથી જણાશે. વિદ્યુત્ દેવની ઉપરથી મેઘ ધારા પ્રાદુર્ભૂત થાય છે તે પરથી એ દેવના શિરમાં ગંગા નીકળે છે એવી કલ્પના સ્વાભાવિક તથા વાસ્તવિક છે. ગંગા નામક નદીનું નામ જે મેઘ ધારાનાં જલ-થી એ નદી બની છે, તે પરથીજ પડયું હોવું જોઇએ. ગંગા નદી આર્યાવર્તની બીજી કોઇ પણ નદી કરતાં વધારે ભૂમીને ફલદ્રુપ કરે છે. વર્ષા અથવા મેઘનું તે કામ કરે છે. વીજળીથી (દેખીતી રીતે) વરસાદ થાય છે. મહાદેવની જટામાં તેજ વિજળીના ચમકારા છે તે આપણે આગળ જોઇ ગયા. ગંગા વા વર્ષાની ધારાનો આધાર કલ્પના આગળ ચલાવતાં એ વીજળીક જટા ઉપર રહે છે. તેથી જટાજૂટ મહાદેવને ગંગાધર એ નામ તેના ગુણ પ્રમાણે કહ્યું છે. કોઇ શંકા કરશે કે મેઘ પોતે તો સૂર્યની ઉષ્ણતાથી બને છે, ત્યારે ગંગાની ઉત્પત્તિ સૂર્યથી પણ કેમ નહીં? તેનો ઉત્તર એ છે કે ગંગાનું એક નામ વિષ્ણુ (સૂર્ય) પદી પણ તેથીજ છે. તે વિષ્ણુના ચરણકમલથી ઉત્પન્ન થયલી તેને માની છે. અને તેજ પ્રાચીનતર કલ્પના હોવાનું જણાય છે. વિષ્ણુના પદમાંથી નીકળી તે મહાદેવની જટામાં આવે છે. ત્યાંથી પર્વતોપર અને

પછી પૃથ્વીપર આવે છે, મૂલ ઉત્પત્તિસ્થાન સૂર્ય વિષ્ણુ છે. એમ શ્રીમદ્ ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે.

## ગંગાની ઉત્પત્તિનો રામાયણમાં ઇતિહાસ.

રામાયણમાં ગંગાની ઉત્પત્તિ સંબંધી એક કથા આવે છે. તેનો સાર આ પ્રમાણે છે. આર્ય મહારાજા સગરના સાઠ હજાર પુત્રો મહર્ષિ કપિલના શાપ-તેજથી ભસ્મ થઇ જાય છે. સગરના વંશજ રાજર્ષિ ભગીરથ તપ પ્રભાવથી વિષ્ણુના ચરણથી ગંગા નીકળે છે અને મહાદેવ તેને પોતાની જટામાં ધારણ કરી લે છે. બાદ ભગીરથની પ્રાર્થનાથી તે બહાર આવે છે, ભગીરથની પાછળ પાછળ આવે છે (જે પરથી ગંગાનુ નામ ભાગીરથી પડ્યું) અને સગરના સંતાનોની ચિતાને તે સ્પર્શથી શુદ્ધ કરે છે અને અંતે સાગરમાં લય થાય છે. આ વાર્તાનું રહસ્ય આ પ્રમાણે છેઃ—

સગર રાજા તે કોણ? નિઘંટુ (૧—૩)-માં કહ્યું છે કે **अंबरम् । वियत् । सगरः । समुद्रः** ઇત્યાદી સોળ નામો અંતરિક્ષ-આકાશનાં છે. સગર એ વસ્તુતઃ રાજા નહી પણ અંતરિક્ષનું નામ છે. હવે આકાશના પુત્રોની સંખ્યાનું પૂછવું શું? પરંતુ તેનું મુખ્ય સંતાન તો મેઘજ છે. **पर्जन्याय प्र गायत दिवस्पुत्राय मीढुषे** ઇત્યાદિથી ઋગ્વેદ (મંડલ ૨, ૭-૧૦૨)માં પણ પર્જન્ય અર્થાત્ મેઘને **दिवस्पुत्र** કહેલો છે. ભાષ્યકાર સાયણાચાર્ય **दिवोऽन्तरिक्षस्य पुत्राय** અર્થાત અંતરિક્ષનો પુત્ર મેઘ એ અર્થ જ કરે છે. સગર (અંતરિક્ષ) ના પુત્રો (મેઘ) વર્ષાઋતુમાં નિરંતર ભ્રમણ કરે છે. (રામાયણમાં તેઓએ પિતાના ચોરાયલા ઘોડા સારૂ ભ્રમણ કર્યું એમ લખ્યું છે એટલી વિશેષતા છે); કપિલને પાસે ઘોડા સહિત તેઓ જાય છે, અને તેને ચોર ઠરાવતા પુત્રો માંગે છે. આ કપિલ કોણ? એ નામના મહર્ષિ થઇ ગયા, અને સાંખ્યશાસ્ત્ર રચી ગયા. પણ અહીં તેઓને સંબંધ નથી. કપિલ એ મુખ્ય કરીને અગ્નિનું નામ છે. તેથીજ કપિલાચાર્યજીને અગ્નિ-અવતાર માન્યો છે. હેમચંદ્રમાં કપિલ નામ અગ્નિનું આવે છે. આ આખ્યાયિકામાં કપિલ શબ્દથી આગ્નેયશક્તિનું જ ગ્રહણ છે. એ અગ્નિશક્તિ વર્ષાઋતુના અંતમાં મેઘોનો નાશ કરી નાંખે છે. તેઓ ભસ્મીભૂત થઇ જાય છે. પછી પછી ગ્રીષ્મ આવે છે, અને બાદ ફરીથી વર્ષાનો આરંભ થાય છે. તેજ ભગીરથનો જન્મ છે. ભગ નામ સૂર્યનું છે. રથ નામ રમણીય વસ્તુનું છે. પૃથ્વીને માટે સૂર્યની રમણીયતા વિશેષ કરીને વર્ષા છે. સૂર્ય તેજ વિષ્ણુ છે. તેનાં ચરણ અર્થાત કીરણની ઉષ્ણતાથી પૃથ્વી પર વિશેષ વાદળાં-મેઘ થાય છે. આકાશમાં ગરમીથી સમુદ્રનું પાણી વરાળ થઇને એકઠું થાય છે. વિદ્યુતદેવના પણ વ્યાપક પરમાત્માની સૃષ્ટિની જટામાં અર્થાત્ એક નાના ભાગમાં જલ એકઠું થાય છે, તેજ ગંગાનું જટામાં ભ્રમણ છે. ગંગાનો અર્થ અહીં એ નામની સંયુક્ત પ્રાંતોની નદી કરવાનો નથી. તેનો અર્થ મેઘધારાજ કરવાનો છે. તે તથા ઉપર કહેલા બીજા અર્થ વિના સંગતિજ લાગતી નથી. **इमं मे गंगे यमुने सरस्वती** એ ઋચામાં ગમનાર્થક **गम्** ધાતુથીજ ગંગાની સિદ્ધિ સાયણાચાર્ય પણ માને છે. એક દેહધારી માતાને સાઠ હજાર પુત્રો હોવા પણ એટલા મા ભિન્ન છે કે આ હજારની વાત તો તેગણી કોઇ પણ અસંભવિત છે. કપિલ જેવા જ્ઞાની યોગ મુનિના આગળી શાપ તેને ભસ્મ કરે તો તેના જ્ઞાનમાં ધૂળ પડી! તે મહાપાપી અને દુષ્ટ હતો. હાલ આ કાલમાં જેમ તેના ખોટો આગ માટે ભડકતો હોઇ થાય તે હતો અને રાજાના સાઠ હજાર

પુત્રોનો ક્ષણુ માત્રમાં દેહાંત કરવાનો સ્વકસ્તના ન્યાય ક્યાં? જેમણે અસંભવિત, અનુચિત, સૃષ્ટિ-ક્રમ વિરૂદ્ધ, આર્ય મહર્ષિઓને કલંકિત કરે એવા જ અર્થે માનવાનું વ્રત લીધું હોય, અને પિતા પ્રપિતા તરફથી મળેલા વારસા તરીકે જેઓ અસંભાવ્ય માન્યતાને પૂજતા હોય, તેમને હમારે એક શબ્દ પણ કહેવાનો નથી. હમને તો ઉપરોક્ત બુદ્ધિપૂર્વક, સૃષ્ટિની લીલા સુંદર રીતે વર્ણવતાં રૂપકનો અર્થ જ અતિ વિશેષ પસંદ પડે છે. સત્યનું જ્ઞાન થતાં હમને તો શોકને સ્થળે આનંદ થાય છે. અસત્ય ત્યાગીને સત્ય ગ્રહણ કરવું તે હલકી ચીજના બદલામાં ભારે ચીજ મેળવવા જેવું ફાયદેમંદ સાટું છે.

પ્રથમ દૃષ્ટિએ શંકરનો વેશ ઘણો વિચિત્ર ભાસે છે. વાહનમાં નન્દી ( વૃષભ ), જટામાં ગંગા, આભૂષણોમાં સર્પ વસ્ત્રમાં ચર્મ અથવા દિગમ્બર; ત્રણ આંખ, પાંચ મુખ; બિલ્વપત્રનો પક્ષપાત, ત્રિશૂલનું અને રૂદ્રાક્ષનું ધારણ; પર્વત અને સ્મશાનનો નિવાસ; ભૂતપ્રેત એના મિત્ર થાય! જેઓ એ વિષયમાં ઉંડા ન જાય તેમને તો આ ઘેલછામાં આવેલા ઢંગધડા વગરના ઢોંગ સોંગનો જ મસાલો લાગે! પરંતુ ઉંડે ઉતરતાં તે દરેક વાતનો મર્મ જણાય છે. માત્ર લોકો સૂક્ષ્મને બદલે સ્થૂલને ખરી માની લે છે. પુરાણોમાં મહાદેવનું નિવાસસ્થાન પર્વત માન્યું છે. જો મહાદેવને પુરૂષ વિશેષ માનશો તો આ કથનને પુષ્ટ કરતા કશી સામગ્રી નહીં મળે. **કૈલાસનું નિવાસ-સ્થાન**—આગળ કહ્યું છે કે મેઘ તેજ પર્વત છે. વેદમાં પર્વત, ગિરિ, અદ્રિ, ગ્રાવા આદિ શબ્દો મેઘ તથા પર્વત બન્ને અર્થોમાં સામાન્ય રીતે વપરાયા છે. નિઘંટુ ૧ ૧૦ માં મેઘનાં પર્વત, ગિરિ આદિ ત્રીસ નામ ગણાવ્યાં છે. યાસ્કાચાર્ય વળી નિરૂક્ત ( ૧–૩૦ ) માં કહે છે કે, **મેઘોઽપિ गिरिरेतस्मादेव।** યજુર્વેદના ૧૬ મા અધ્યાયના બીજા મંત્રનું ભાષ્ય કરતાં મહીધર પણ 'ગિરિ'નો અર્થ મેઘ જ કરે છે. ઋગ્વેદ ૧–૭–૩ ના ભાષ્યમાં **અદ્રિ** ( પહાડ ) શબ્દનો અર્થ મેઘ જ કર્યો છે. અને મેઘમાં જ મહાદેવ-શિવ–રૂદ્રનો નિવાસ છે કારણ તેના જ તે દેવ છે એ તો હમે કહેતા કહેતા કંટાળી ગયા છીએ! પૂર્વાસ્તાનીય પર્વતોમાં કૈલાસ પર્વત સૌથી પ્રસિદ્ધ છે, હિમ તેના પર હમેશાં જમા હોય છે તેથી સ્થાનવિશેષ મહાદેવનું નિવાસસ્થાન કૈલાસ ઠરાવવું સ્વાભાવિક છે.

આ પ્રમાણે શંકરની અનેક લીલાઓ જે બુદ્ધિની આંખોથી અંધકારથી વ્યાપ્ત હતી તે વીજળીનો દીવો ધરતાં સ્પષ્ટ દેખાય છે. શંકર ઉપરાંત તેના કોટુંબિક, ગણપતિ, પાર્વતી, તેનાં ઉપાંગો ચંદ્ર આદિ, પાર્વતીનાં અનેક નામો, શિવનાં અનેક નામો એ સર્વની ઉત્પત્તિ તથા તેનું સમાધાન, સરળ અને સ્વાભાવિક રીતે, રૂદ્ર તે વજ્રદેવ, મેઘદેવ વા વિદ્યુદેવ છે એમ સાક્ષાત્કારથી એની મેળે જ થઇ જાય છે. તેની વિશેષ આલોચના આગામી અંકમાં કરીશું. ( અપૂર્ણ. )

---

**ઓછી જાહેરખબરો**—અમેરીકનોનો એવો મત છે કે જાહેરખબરો આપવી તો સમજી આપવી. ઉબડીયાં ન ભરવાં પણ આગળ લગાડવી! શીકાગોના ફતેહમંદ વેપારી મી. શેલ્ડન, જે ધંધા તથા વેપારના નિયમોને શાસ્ત્રીય ધોરણ ઉપર મુકવા માટે પ્રયત્ન કરે છે તે કહે છે કે, "જાહેરખબર તો ધંધામાં, બંબાઘરમાંના અગ્નિ સમાન છે. તેમાંજ પૈસા ચાલે છે જે સહેજ જાહેરખબર આપીને કહે છે કે તેનાથી લાભ થતો નથી, તે એના જેવો છે કે જે, એક લાકડી સળગાવીને પછી એક મોટા તપેલામાંનું પાણી ઉકળતું નથી ત્યારે કહે છે કે આગથી પાણી ઉકળતું જ નથી!

## જગતની પ્રાચીન અને અર્વાચીન લાઇબ્રેરીઓ.

( ૨ )

વાયવ્ય એશીયા માઇનોરમાં આવેલા પરગેમસના રાજાઓએ પણ ઈજીપ્તના ટોલેમી વંશના રાજાઓ સાથે સ્પર્ધા કરી હતી. વિદ્યાનો વિકાસ હજી દેખાતો હતો. ઇજીપ્શીયન રાજાઓને પરગેમસના રાજાઓના પુસ્તક સંખ્યા વધે તો પોતાની કીર્તિ કમી થવાનો ભય લાગ્યો. ઇજીપ્શીયન રાજાઓએ દ્વેષબુદ્ધિથી, નીલ ( નાઇલનું સંસ્કૃત નામ ) નદીપર જ ઉગતા પેપીરસ નામનાં વૃક્ષનાં પાનાં કે જે ઉપરજ તે કાળમાં લખાણ થઇ શકતું હતું તેની નીકાસ પરગેમસમાં કરવાનો સખ્ત પ્રતિબંધ કર્યો! તે છતાં ત્યાંના સૌથી મોટી લાયબ્રેરીની પુસ્તકોની સંખ્યા વિદ્યાદેવીને પ્રસન્ન કરવાનાં નિરંતર તપને પરિણામે બે લાખ જેટલી થઇ હતી. ઈજીપ્તની લાઇબ્રેરી, જુલીયસ સીઝર એલેક્ઝાંડ્રના કાફલાને આગ લગાડી, તેના તણખા શહેરમાં ઉડવાથી તારાજ થઇ. તે નાશના બદલા અને દીલાસા તરીકે પ્રખ્યાત ઈજીપ્શીયન રાણી કલીઓપેટ્રાને પ્રસન્ન કરવા તેના ઉપપતિ એન્ટની સીઝર જે લાઇબ્રેરી બક્ષીસ આપી તે આજ પરગેમસના લાઇબ્રેરી હતી.

### લાઇબ્રેરીમાં રહેતી દેવી આદિની મૂર્તિ!

પ્રખ્યાત ગ્રંથકર્તા જુવેનલ ( તેના કૃત સેટાયર-૩ જુવો )ના એક લીટી પરથી સૂચવાય છે કે, એ સમયમાં લાઇબ્રેરીમાં દેવીની મૂર્તિ સામાન્ય રીતે હમેશાં પધરાવવામાં આવતી હતી. તે મૂર્તિ તે મીનર્વા દેવીની હતી. ને હમેશાં દરવાજાની સામે ઉભા કરેલા એક આધાર-નિકેતનમાં સ્થાપિત કરવામાં આવતી. મીનર્વા દેવી એ આ દેશની કલ્પિત સરસ્વતી દેવીની પાશ્ચાત્ય આવૃત્તિ હતી. રોમનો તેના મૂળ કલ્પકો હતા. શિલ્પ, શૌર્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન આદિ વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી તે હતી. ઉપર્યુક્ત પરગેમસનાં પુસ્તકાલયમાં તે હતી. અને તે દેવી; ત્યાં ખોદકામ કરતાં ( ૧૮૭૮ થી ૧૮૮૬ સુધી ) જર્મનોને મળી આવી તે હવે બર્લિનમાં સંરક્ષિત છે. વર્તમાન લાઇબ્રેરીઓથી પણ તે પ્રાચીન લાઇબ્રેરીમાં વિશેષતા હતી. વચનાલય વિભાગમાં પ્રખ્યાત લેખકોના અર્ધ અથવા પૂરાં કદનાં પૂતળાંઓ મુકવામાં આવતાં! કે જેથી તે મહાનુભાવોનો સાક્ષાત્કાર થઇ તેમનું અનુકરણ કરવાની ઉત્કંઠા કોઇને થવા પામે. આ ઉપરાંત ગ્રંથકારોનાં ચિત્રો પણ પુસ્તકો રાખવાની દદાઓ તથા કબાટો ઉપર ચિતરવામાં આવતાં. પ્રાચીન કાળનાં દટાઇ ગયેલાં નગરોમાંના અનેકમાંથી ખોદકામ કરતાં આવાં જૂનાં ખાનગી પુસ્તકાલયો તેનાં સાહિત્ય સહિત મળી આવ્યાં છે.

આ પછી ખ્રીસ્તી ધર્મનો ઉદય થાય છે. તે ધર્મ થોડા જ વર્ષમાં બહુ ધર્માંધ થઇ પડ્યો હતો. વિદ્યાનો તેણે તિરસ્કાર કર્યો, અને લાઇબ્રેરીઓનો તેણે નષ્ટ વા નિરૂત્સાહ કરી. અનેક ભસ્મીભૂત થઇ. કેવળ ખ્રીસ્તી ધર્મનાં જ પુસ્તકો રહ્યાં. પરંતુ આરબો તથા મુર વિદ્વાનો વિદ્યાના

૨. પેપીરસનાં પત્ર એ આ દેશનાં તાડપત્ર જેવાં હતાં. હજી બ્રીટીશ મ્યુઝીયમમાં તેના નમૂનાઓ છે. અંગ્રેજી પેપર ( કાગળ ) શબ્દ એ મૂળ કાગળની જેવા સાંધનારા "પેપાઇરસ" નો જ અપભ્રંશ છે.

ભક્ત હતા. સ્પેનમાં મૂર રાજાઓએ વિદ્યા સારૂ ઘણું કીધું હતું. તેમની કાર્ડોવા વગેરે સ્થળોની યુનીવર્સીટીઓના સ્થાપકો હજી આપણા કાનમાં વાગે છે. આરંભ શીક્ષકો મોટે ભાગે ગ્રીક શીક્ષકોના મતાનુસારી હતા. તેમણે મુખ્ય કરી ગ્રીકમાંથી, તેમ જ સંસ્કૃતમાંથી અરબીમાં ભાષાંતરો કર્યાં હતાં. સ્પેનના મુસલમાન ઓમાયદ રાજાઓના વખતમાં જે લાઇબ્રેરી હતી તેમાં ૭ લાખ પુસ્તકોનો સંગ્રહ હતો. કૈરો તથા ટ્રીપોલીમાં પણ જંગી પુસ્તકાલયો હતાં. અંડુલેશીયા પ્રાંતમાં જ ૭૦ પુસ્તકાલયો સ્થાપિત હતાં. આ બતાવે છે કે જ્યારે ખ્રાસ્તી સૂર્ય અસ્ત હતો ત્યારે મુસલમાન બીજનો ચંદ્રમા જ અંધકારગ્રસ્ત જગતને શાંત પ્રકાશ આપતો હતો.

## સાંપ્રત પાશ્ચાત્ય લાઇબ્રેરીઓ-બ્રીટીશ મ્યુઝીયમ.

આટલેથી પ્રાચીન લાઇબ્રેરીઓના ઇતિહાસનો અંત લાવીશું. નવીન સાંપ્રત લાઇબ્રેરીઓનો હવે જન્મ થાય છે. તેણે નિસ્સંદેહ પુરાતન લાઇબ્રેરીઓને ક્યારની ઝંખવાણી પાડી છે. તેની ઉત્ક્રાંતિના ઇતિહાસમાં ઉતરવાની ખટપટ કરવાની જરૂર નથી. માત્ર વર્તમાન સ્થિતિનું જ અવલોકન કરીશું. લાઇબ્રેરીની મહત્તા વિદ્યાની વધતી મહત્તાનું થર્મોમિટર છે. વિદ્યાના ભંડારના પ્રમાણમાં જ લાઇબ્રેરી વધે છે. તેની ઉન્નતાવનતીનું તે માપકયંત્ર છે. એ દ્રષ્ટિએ જગતનો સૌથી વિદ્વાન્ દેશ ઇંગ્લંડ છે. ત્યાંની સરકારી લાઇબ્રેરી જે બ્રિટીશ મ્યુઝીયમને નામે પ્રખ્યાત છે તે જગતની સૌથી મહાન્ અને અદ્વિતીય લાઇબ્રેરી છે. દેશના ગેલેરીઓનો તે ઇંડ છે તેમાં વીસ લાખ છપેલાં મોટાં પુસ્તકો ઉપરાંત છપ્પન હજાર હસ્તલિખિત ગ્રંથો છે. તે ઉપરાંત ગેઝેટ આદિ વર્તમાનપત્રો તથા નાનાં પુસ્તકો જૂદાં છે. તે સઘળાનો કુલ સરવાળો આશરે અર્ધા કરોડનો થાય છે! ૧૭૫૩ માં આ પ્રચંડ લાઇબ્રેરી હસ્તીમાં આવી. એક પરોપકારી સજ્જન સર હૅન્સ સ્લોને પોતાનાં પુસ્તકો, તથા વિચિત્રાલય કેવળ ૨૦,૦૦૦ પાઉંડમાં દેશને અર્પણ કર્યાં. રાજા જ્યૉર્જ બીજાએ ૧૭૫૭ માં ઇંગ્લંડના રાજાઓની લાઇબ્રેરી તેને અર્પણ કરી. અનેક નામાંકિત વિદ્વાનો તથા બીજાઓ પણ તે પછી પોતાની ખાનગી લાઇબ્રેરીઓ આ પુસ્તક સાગરમાં નંખાતા દેશને વારસામાં આપતા ગયા. દુન્યાના સઘળા દેશોનાં, અને સઘળી સદીઓનાં, સઘળી ભાષાઓનાં મુખ્ય પુસ્તકો આ મહા ગ્રંથશાલામાં છે. આ મ્યુઝીયમને બ્રીટીશ રાજ્યમાં પ્રગટ થતું કોઇ પણ પુસ્તક મફત મોકલવાને તેનો પ્રગટકર્તા કાયદાથી બંધાયો છે. તેનો તે સારો લાભ લે છે! વર્તમાનપત્ર માટે પણ તેને તેવો જ હક છે. દર વરસે ઇંગ્લંડના જૂદા જૂદા ૩,૪૦૦ પત્રોનું તે "ગ્રાહક" છે. અને તે દરેકને બાંધીને તેની વાર્ષિક ફાઇલ રાખવામાં આવે છે.! પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ પણ ઓછો ચમત્કારિક નથી. છેક ઇ. સ. ની પૂર્વે ૩ જી સદીમાં હાથે લખાયલા ગ્રંથો તેની પાસે છે. પ્રાચીન આંગ્લ-સાક્સન રાજાઓએ આપેલી અસલ સનદો ( ચાર્ટર્સ ) પણ તેની કને છે, જેની સંખ્યા પોણો લાખની છે. તેને, સ્વતનાં હસ્તલિખિત પત્રોનાં તથા નકશાઓનાં વગેરે દરેક ખાતાનાં જુદાં ક્રમપૂર્વકરચિત કેટલોગ પણ છપાયાં છે.

ઇંગ્લંડની જૂદી જૂદી ઓફીસો તથા ખાતાંઓની પણ જે સ્વતંત્ર લાઇબ્રેરીઓ છે તે તેના વિદ્યાપ્રેમ સંબંધમાં અપૂર્વ અને અદ્ભુત છે. તેની પ્રચંડતા આપણને વિસ્મિત કરે છે. દાખલા તરીકે, નૌકા ખાતાની લાઇબ્રેરીમાં ૪૦ હજાર; અંગ્રેજીનાં ખાતાંમાં ૧૫ હજાર; પરદેશ ખાતાની તથા ઉમરાવોની તથા આમની સભાની, દરેકમાં લાઇબ્રેરીમાં અર્ધાં અર્ધાં લાખ; સાર્વ

ફ્રુની ઇંડીઆ ઓફીસની લાઇબ્રેરીમાં ૮૦ હજાર; ગ્રીનીચની વેધશાલ (ઓબ્ઝરવેટરી)ની લાઇબ્રેરીમાં ૨૦ હજાર પુસ્તકો છે. વળી, ડબ્લીનની રૉયલ સોસાઇટીની લાઇબ્રેરીમાં પણ ૨ લાખ પુસ્તકો છે.

યુનીવર્સીટીઓ તથા કોલેજોની લાઇબ્રેરીઓ પણ મહા પ્રચંડ છે. ઑક્સફર્ડની લાઇબ્રેરીમાં આઠ લાખ મુદ્રિત તથા ૪૧,૦૦૦ હસ્તલિખિત પુસ્તકો છે. કેમ્બ્રીજ યુનીવર્સીટીની લાઇબ્રેરી છેક ઇ. સ. ૧૪૨૫ ની સ્થાપિત થઇ છે. પ્રારંભથી તે અદ્યાપિપર્યંત તેના વર્ષો દરમીયાન તેની પાસે પાંચ લાખ પુસ્તકો એકત્રિત થયાં છે.

### મ્યુનીસીપલ લાઇબ્રેરીઓ.

મી. જે. ડી. બ્રાઉનકૃત "ગાઇડ ટુ લાઇબ્રેરીયનશીપ." નામક પુસ્તક પરથી જણાય છે કે ઇંગ્લંડની મ્યુનીસીપૅલીટીઓ તરફથી પણ પ્રજાના ઉપયોગ સારૂ લાઇબ્રેરીઓ સ્થાપવામાં આવે છે. આ દેશમાં ગલીનો કચરો પણ તેનાથી બરોબર સાફ થઇ શકતો નથી. તો પછી મગજનો કચરો કાઢવાની તો તે વાત જ શાની કાઢે ? તે પુસ્તક પરથી વિશેષ એ જણાય છે કે તે મ્યુનીસીપલ લાઇબ્રેરીઓના પુસ્તકોનો લાભ સ્ત્રી પણ પુરૂષો જેટલો જ લગભગ લે છે. દાખલા તરીકે વર્ષમાં એક લાઇબ્રેરીમાં ચોપડીઓ લઇ જનારા મનુષ્યોની સંખ્યા ૨૨ લાખ હતી. જેમાં સોએ ૫૯ ટકા પુરૂષો તથા ૪૧ ટકા સ્ત્રીઓ હતી. ઇંગ્લંડમાં સ્ત્રીઓ પ્રમાણમાં કેટલી વિદુષી છે તેનો આ પ્રત્યક્ષ પૂરાવો છે. તે જ લાઇબ્રેરીમાં પુસ્તક વાંચવા લઇ જનારાઓમાં સોએ ૪૮ ટકા ૨૦ વર્ષની અંદરના નવયુવકો હતા. ત્યારે ૫૨ ટકા તેથી અધિક વયના હતા. મોટી ઉમરે ઓછું વાંચવાની વૃત્તિનું આ પરિણામ છે.

### લાઇબ્રેરીમાં ભાષણો.

પાશ્ચાત્ય લાઇબ્રેરીઓએ વર્તમાનપત્રો તો ક્યારનાં દાખલ કર્યાં છે. હવે તો તેઓએ પ્રજાને જ્ઞાની કરવાના અનેક નવા પ્રયત્નો આરંભ્યા છે. લાઇબ્રેરીનું કર્તવ્ય જરી પુરાણું વંચાવવાનું જ નથી. વિદ્યાના વિષયો ઉપર ભાષણમાળાઓ આપવી, પુસ્તકોનું પ્રદર્શન, તેને પ્રજાપ્રસિદ્ધ અને પ્રજાપ્રિય કરવા ભરવું, બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપવું, અપંગો સારૂ ઉપસાવેલાં લખાણવાળાં પુસ્તકો રાખવાં, પરદેશમાં રહેતા મનુષ્યોને પણ પુસ્તકો મોકલવાની ગોઠવાઇ કરી આપવી, "ટ્રાવેલીંગ લાયબ્રેરીઓ" ની સ્થાપના કરવી, અને છેવટું, લાઇબ્રેરીયનનો ધંધો નિયમિત રીતે વિદ્યાના વિષય તરીકે શીખવવો એવાં અનેક કર્તવ્યો લાઇબ્રેરીઓ કરે છે. તાત્પર્ય કે જ્ઞાનનો વ્યાપાર માત્ર તે હવે કરે છે. પ્રખ્યાત અમેરિકન કરોડાધિપતિ મી. એન્ડ્રુ કાર્નેગીએ યુનાઇટેડ સ્ટેટ્સમાં પબ્લિક લાઇબ્રેરીઓ સ્થાપવા સવા બે કરોડ રૂપીયાની જે સખાવત કરી છે તેનાથી સ્થપાયલી લાઇબ્રેરીઓના મકાનોમાં તો એ સંબંધી ગોઠવણો છે. સત્ય એ છે કે પ્રજાકીય કેળવણીના એક ભાગ તરીકે, શાળાની પેઠ લાઇબ્રેરીઓ પાશ્ચાત્ય અને ખાસ કરીને બ્રીટીશ સંસ્થાનો તથા યુનાઇટેડ સ્ટેટસમાં માનવામાં આવે છે.

### લાયબ્રેરીયનને આપવી પડતી પરીક્ષા.

અમેરીકામાં "લાઇબ્રેરી એસોસીએશન" (સ્થાપના થઇ ૧૮૭૬માં) તરફથી દર વર્ષે 'લાઇબ્રેરીયન' ની ખાસ પરીક્ષા પણ લેવામાં આવે છે. તે દેશમાં લાઇબ્રેરીઓ શાળાઓ જેવી જ

હશે ત્યારેજ તે પરીક્ષામાં દર વર્ષે ૩૦૦ વિદ્યાર્થીઓ બેસતા હશે, એ સ્પષ્ટ છે. તે વિદ્યાર્થીઓને સાહિત્યનો ઇતિહાસ, પ્રાચીન પુસ્તકોનું જ્ઞાન, પુસ્તકોનું વર્ગીકરણું કેમ કરવું, કેટલૉગ કેમ તૈયાર કરવાં; લાઇબ્રેરીઓનો ઇતિહાસ ઈત્યાદિ અનેક વિષયોમાં પરીક્ષા આપવી પડે છે. તે એસોસીએશનને સરકાર તરફથી શાલામાં શિક્ષણ આપવાની, તથા પરીક્ષા લઇ સર્ટીફીકેટ આપવાની સનંદ મળી છે, અને તેની તરફથી લાઇબ્રેરી વિષે એક માસિક પણ પ્રકટ થાય છે.

### અમેરીકા.

લાઇબ્રેરીઓની સંખ્યા યુનાઇટેડ સ્ટેટ્સમાં અતિ અધિક છે. ૧૦૦૦ થી વધુ પુસ્તકોની લાઇબ્રેરીઓ ૧૯૦૦ ના સાલમાં ૫,૩૮૩ હતી તે વધીને ૧૦ વર્ષમાં આશરે બમણી થઈ છે! સૌથી પ્રચંડ અને પ્રખ્યાત લાઇબ્રેરી તે રાજધાની વૉશીંગટનમાં મળતી રાજસભા (congress) ની લાઇબ્રેરી છે. ૧૮૦૦ માં સ્થાપિત થઇ ૧૮૫૧ માં તે બળી ગઇ. તેથી શું? સારું થયું-કાટ ગયો હોય તેમ નવી, તેથી પણ મોટા પાયા પર, ઉભી કરી! હાલમાં તેમાં ફક્ત ૨૬ લાખ પુસ્તકો છે! તેનું નવું મકાન (૧૮૯૭) દુન્યામાં સૌથી શ્રેષ્ઠ, લાઇબ્રેરીના કામનું મકાન છે. તે પાછળ માત્ર ૩॥ કરોડ રૂપીઆ (દશ ઓરી અંદરો) નો ખર્ચ થયો હતો. ૩॥ એકર જેટલી જમીન તેનાં મકાનમાં ખપી ગઇ છે. રાજ્યના દરેક પ્રાંત (સ્ટેટ) માં લાઇબ્રેરી સ્થાપવા સારૂ ખાસ "લાઇબ્રેરી ટેક્સ" નામક કર નાંખવાની મ્યુનીસીપેલીટીને સત્તા આપવામાં આવી છે. અને દરેક નગરની મ્યુનીસીપેલીટી તેનો ઉપયોગ કરે છે. વાચનપ્રિય પ્રજા સન્તતી દીનો એ પ્રસંગ આગળ વધારવા, એ કર ખુશીથી આપે છે. નાની વસ્તીનાં નગરો પણ એ કરની મોટી રકમો આપે છે. દાખલા તરીકે પૂર્વ ઓરેન્જ નગરની વસ્તી ફક્ત ૨૫ હજાર માણસનીછે, ત્યાં તે લાઇબ્રેરી ટેક્સ તરીકે દર માણસ દીઠ આશરે રૂ ૧॥ અર્થાત્ કુલ આ ક રૂ. ૩૬૦૦૦ દર વર્ષે ખર્ચે છે. ૨૫ હજારની વસ્તીના હીંદના મ્યુનીસીપેલીટીની કુલ આવક પણ કેટલીક વાર એથી ભાગ્યેજ હોતી નથી! અમેરીકન લાઇબ્રેરીઓની બીજી એક વિશેષતા એ છે કે, ત્યાંની લાઇબ્રેરીઓના પુસ્તકાધ્યક્ષો (લાઇબ્રેરીયનો) મોટે ભાગે સ્ત્રીઓ છે. લાઇબ્રેરીનું એક કામ બાળકોને વાર્તા આદિ કહીને જ્ઞાન આપવાનું છે અને સ્ત્રીઓને સ્વાભાવિક પ્રેમ બાળકો ઉપર હોવાથી તેઓ આ કામ ખુશીથી કરે છે.

(અપૂર્ણ)

---

## વનસ્પતિ રાજ્યના ચમત્કારો.

(લખનાર-રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી બી. એ; બી. એસ સી.)

(૨)

### માંસાહારી વનસ્પતિ-સૂર્ય શિશિર.

શોધ કરતાં માલુમ પડ્યું છે કે આવી માંસાહારી વનસ્પતિઓ ઘણામાં ઘણી પંચાસી છે. કીડા, કરોળીઆ, માખી વિગેરેને સપડાવી તેઓને સડાવી મૂકી તેમાં એક જાતના પાચક રસ

કાઢી તેને ખાવા યોગ્ય સ્થિતિમાં આણી શરીરની પુષ્ટિ માટે ગ્રહણ કરે છે. પણ બીજા માંસ ખાનારાં પ્રાણીની પેઠે જે તે પ્રાણીઓને મારી કાઢીને માંસ ખાતી નથી, નાના નાના કીડા, પતંગીયાં વિગેરેના શરીરના ખારનો ભાગ સડાવીને ખાય છે. ગાય, ભેંસ, મેંઢાં, બકરાં વિગેરે ખાવાને તેમની ઇચ્છા રસાળ થતી નથી. એટલે બધી માંસભક્ષક વનસ્પતિને કીડા કે પતંગીયાં ખાનારીજ કહીએ તો ચાલે.

આપણા દેશમાં બંગાળા ઇલાકાના હુગલીના કોઇ કોઇ ભાગમાં સૂર્ય શિશિર (sun-dew) નામની એક જાતની માંસ ભક્ષક વનસ્પતિ ખાસ જોવામાં આવી છે. હીંદુસ્તાનમાં બીજી બે ત્રણ જાતની આવી વનસ્પતિઓ જાણવામાં આવી છે. અમેરિકા, યુરોપ, ઑસ્ટ્રેલિયા વિગેરે ખંડોના દેશમાં ઠેક ઠેકાણે જુદી જુદી જાતની આવી વનસ્પતિ મળી આવી છે. ઘણું કરીને પડતર ખેતરમાં કે ભીનાશવાળી જગ્યામાં આવી વનસ્પતિ ઘણી થાય છે. પણ તે સર્વ ઘણી નાની છે. સૂર્યશિશિર મોટી છે. એનું અંગ્રેજી નામ 'ડ્રુસેરા (Drussera) છે. એ યુરોપના ઉત્તર ભાગમાં અને હિંદુસ્તાનમાં હુગલી સિવાય સિકિમ, આસામ, બરમાં, છોટા નાગપુર, ચટ્ટગ્રામ, મગરા, વર્ધમાન વિગેરે સ્થળોની રેતાળ તથા ભીની જમીનમાં જોવામાં આવી છે. એની ઉંચાઇ સરાસરી પાંચ ઇંચની હોય છે. એનાં પાંદડાંનો ઉપલો ભાગ સેંકડો નાનાં નાનાં વાળ વાળો હોય છે અને વાળના ઉપલા ભાગમાં એક ડોળગ્રંથી (gland) હોય છે. આ ડોળ ગ્રંથી ઉપર એક સુનિર્મલ પરંતુ ચીકણો પાણી જેવો પદાર્થ હોય છે. સૂર્યોદય થયા છતાં પણ આ બિંદુ ઉડી નહી જતું હોવાથી એ વનસ્પતિને સૂર્યશિશિર નામ આપવામાં આવ્યું છે. એનાં પાંદડાનાં કીનારાનાં વાળો વચમાનાં વાળો કરતાં લાંબા તથા જરા આસમાની રંગના હોય છે. આ વાળોને ડાર્વિન, ઉત્તેજનીય કે અનુભવ શક્તિવાળાં વાળો (sensitive tentacles) કહેછે. આ વાળોની સ્પર્શાનુભવ શક્તિ એટલી બધી તીવ્ર હોય છે કે નાના મચ્છરના પગ કોઇ એક વાળના ઉપરના શિશિરબિંદુને સ્પર્શ કરે તો એ કેશ તરત તેનો અનુભવ કરી શકે છે. પરીક્ષા કરીને જોતાં માલુમ પડ્યું છે કે એક ગ્રેનનો ૭૮૭૦૦ મો ભાગ જેટલો ભાર મુકવાથી એ કેશ વાંકા થવા માંડે છે. વળી એમાં આશ્ચર્ય જેવી વાત એવી છે કે આટલા થોડા ભારથી જાગ્રત થના વાળો વધારે ભારથી જાગ્રત થતા નથી? વાયુ વાવાથી, કે વરસાદ પડવાથી કે એવાં બીજાં કારણથી ઉપલા કાંટા પર કશી અસર થતી નથી; અર્થાત્ તે જાગ્રત થતા નથી.

કોઇ નાનો કીડો અથવા માખી સૂર્યશિશિરનાં કોઇ એક કાંટાના શિશિરનાં બિંદુ ઉપર બેસે કે તરતજ ચીકાસથી લપટાઇ જાય છે અને તે કાંટા ધીરે ધીરે વાંકો વળવા માંડે છે, અને તેની જોડે બીજા વાળો પણ વળવા માંડે, એટલે તેમની ડોળગ્રંથીઓ માખીનો સ્પર્શ કરે છે; તેની સાથે કેપની ગાંઠમાંથી ઘણો રસ નીકળીને પેલી અભાગિયણ માખીના ઉપર વરસે છે. આ ક્રિયા પુરી થઇ રહેતાં એટલે બધા કાંટા વળી રહેતાં અને કાંટાનો વચલો ભાગ જરા ખાડા જેવો થતાં ૪ થી ૧૦ કલાક સુધી ૧ વખત લાગે છે; પણ કીડાઓ કે માખીઓ તો ગ્રંથીમાંથી નીકળતા ખાટા રસમાં ડુબીને ૧૫-૨૦ મિનિટમાં મરી જાય છે. અને પછી ડકાં બધાં પાંદડાંમાં ગળી જઇને વનસ્પતિના અંગમાં પચી જાય છે.

આ પ્રમાણે બીડાયેલાં પાંદડાં ઉઘડતાં કોઇ વખત ૧૭-૧૮ કલાક, તો કોઇ વખત દશ દશ દહાડા જેટલો લાંબો વખત લાગે છે. ઉઘડ્યા પછી રસ કાઢનારી કોષની ગાંઠોમાંથી પાછો રસ નીકળતાં વાર લાગે છે. થોડા વખત પછી એમાં રસનો જમાવ થાય છે ત્યાર પછીજ એ પાંદડાં શીકાર પકડી શકે છે. પણ એક પત્ર ત્રણથી વધારે વખત આ કામ બજાવી શકતું નથી. એ કામ બજાવી રહ્યા પછી પાંદડાં સુકાઇ જાય છે. અને નવાં પાંદડાં તેની જગાએ આવે છે. જો કે એક પાંદડું થોડાજ કીડા મારે છે પણ એક ઝાડ એકંદરે ઘણા કીડા મારે છે. ડાર્વિનની ગણત્રી પ્રમાણે એક સૂર્યશિશિર સેંકડો કીડાનો નાશ કરી શકે છે.

સૂર્ય શિશિર ખરેખર એનો શીકાર પચાવી શકે છે કે નહીં, અને પચાવે છે તો ક્યા પદાર્થ પચાવી શકે છે તે જોવા સારૂ ડાર્વિને જુદી જુદી જાતના ખોરાક વાપરી જોયા હતા. ઈંડાની સફેતી, કાચું માંસ, રાંધેલું માંસ, બીલાડીના કાનનો ટુકડો, કુતરાના દાંતનો વચલો ભાગ, રાંધેલી કોબીજ, પુષ્પરેણું, માણસના નખનો કકડો, માણસના માથાના વાળ વિગેરે અનેક પ્રકારના પદાર્થો આપી જોઇને તેણે જોયું કે યવક્ષારનીત પદાર્થ સિવાય બીજી જાતના પદાર્થ સૂર્યશિશિર પચાવી શકતું નથી.

આ વનસ્પતિ માંસ સિવાય બીજા પદાર્થ પણ ખાય છે. એનાં પાંદડાં રાત દહાડો ઉઘાડાં રહે છે એટલે પતંગિયાં સિવાય બીજા ઘણા પદાર્થો એના ઉપર આવી પડે છે, જેવા કે પુષ્પ રેણું, કાંટા વિગેરે તે પદાર્થોને પણ ઉપલી કીડા કે માખી ખાવાની રીતેજ ખાઈ જાય છે. આ સિવાય વળી રાંધેલાં શાક, ભાજી પણ ખાઇ શકે છે. જેમ ઘણું ખાવાથી માણસને મોડચી થાય છે તેમ આ વનસ્પતિ પણ ઘણું ખાવાના દોષથી અજીર્ણ થવાથી ક્વખતે મરી જાય છે.

સૂર્ય શિશિર માંસ તેમજ શાક ભાજી ખાનાર વનસ્પતિ હોવાથી કેટલાક એવી શંકા કરી હતી કે વસ્તુતઃ એ વનસ્પતિ માંસહારી નથી પણ આકસ્મિક તન્કિજ માંસ ભક્ષણ કરે છે. પણ આ શંકાનું સમાધાન ડાર્વિનના પુત્રે અને બીજા જર્મન વિદ્વાનોએ પ્રયોગ કરીને કરી દીધું છે, અને સિદ્ધ કીધું છે કે કીડા, પતંગીયાં વિગેરેને મારી ખાવાની ક્રિયા આત્મ માટે નથી પણ શરીર પોષણને માટેજ છે.

### માખી પકડવાની જાળ કે સાપલો.

સૂર્ય શિશિરના વર્ગની આ એક બીજી વનસ્પતિ છે. એનું વૈજ્ઞાનિક નામ ડાયોનિયા અને સામાન્ય નામ **માખી પકડવાનો સાપલો** કે જાળ ( Venus' flytrap ) છે. આ વનસ્પતિ ઉત્તર કેરોલીન ( અમેરીકા )ના પૂર્વ ભાગમાં માલુમ પડી છે. એ ભીની તથા વેરાન ભૂમિમાં થાય છે. એને થડ હોતું નથી. પાંદડાં મૂળમાંથીજ જમીન ઉપર આવે છે. એનાં પાંદડાં મોટાં તથા પહોળાં હોય છે. પાંદડાંની દાંડી પછી એના બે ભાગ થઇ જાય છે. કીનારાના ભાગ પર કાંટા હોય છે. આ કાંટા લાંબા ધારવાળા અને થોડે છેટે છેટે હોય છે. દરેક કાંટો એક ઇંચના વીસમા ભાગ જેવડો હોય છે. આ કાંટાની સ્પર્શાનુભવ શક્તિ બહુ જબરી અને આશ્ચર્યકારક છે. એ કાંટાને અતિ ધીમેથી અડકવાથી પાંદડાંના બન્ને ભાગ તરત બંધ થઇ જાય છે. સૂર્ય શિશિરની પેઠે એના વાળ વળવા માંડી ધીરે ધીરે બંધ થતા નથી. પણ એને તો સ્હેજ અડકતાંજ વિજળી સંચાની માફક તરત બંધ થઇ જાય છે. જેથી પતંગીયું કે માખીના બારીક પગ અડતાંજ એકદમ જામત થઇને જાળમાં પાંદડાંના બે ભાગ બારણાંની પેઠે બંધ

થઇને અભાગિયાં જીવડાંને તરત કેદ પકડી લે છે; એક વખત કેદી થયા પછી અભાગિયાં જીવડાં-ઓને નાસવાનો કોઇ માર્ગ જડતો નથી. પણ કદિ જીવડો ઘણોજ નાનો હોય તો કોઇ કોઇ વખતે પાંદડાંના દાંતાના સંમિલનના ખુલ્લા રહેલા માર્ગમાંથી એઓએથી કરીને નાસી જાય છે. વળી કોઇ કોઇ વખત જોરાવર જીવડું પાંખ કપાતી મેલીને જોરથી નાસી જાય છે. જ્યાં આવું ક્વચિતજ બને છે; કારણ એ પાંદડાં સવેળા બંધ થઇને દાબીને કેદી જીવડાંને તરતજ મારી નાખે છે. અને એ ભાગો એવા તો મજબુત બંધ થઇ જાય છે કે જોરથી જુદા પાડ્યા પછી પણ પાછા સવેગથી અને અવાજ કરીને બંધ થઇ જાય છે.

સાપલાનાં પાંદડાં જો કે ઘણી ઝડપથી બંધ થાય છે, પણ પાછાં ઉઘડતાં વાર લગાડે છે. શીકાર સપડાયા સિવાય કે કોઇ બીજા કારણસર બંધ થયલાં હોય તો પાછાં ઉઘડતાં ૩૮ કલાક લાગે છે. અને શીકારને લઇને બંધ થયલાં હોય તો ૮–૧૦ દિવસ પછી ઉઘડે છે. ઘણી વખત તો એક પાંદડાંએ પોતાને જોઇએ તેટલો ખોરાક લઇ લીધો હોય તો પાછું ઉઘડવુંજ નથી અને ધીરે ધીરે સુકાઇને મરી જાય છે. ટ્રીટ નામની એક અમેરિકન સ્ત્રીની શોધ પ્રમાણે માખી પકડનાર સાપલાનાં પાંદડાં ત્રણ વાર માખી અથવા જીવડાં હજમ કર્યા પછી થાકીને મરી જાય છે. સૂર્ય શિશિર જેમ ઘણી રીતે માંસ પચાવી શકે છે તેમ આ સાંપલો કરી શકતો નથી. એની પચાવવાની શકિત બહુમાં બહુ બે ચાર જીવડાંના દેહ પચાવ્યા પછી થાકીને ક્ષીણ થઈ જાય છે.

## આલેન્દ્રા ભાંડા.

આ પણ ડ્રૉસેરા વર્ગમાંની વનસ્પતિ છે. એને મૂળિયાં હોતાં નથી. એ બાંધ્યા પાણીમાં તરતી ફરે છે. એનાં પાંદડાં થડને ઘેરીને ઉગે છે. અને તે ગોળાકારમાં હોય છે. પાંદડા ઉપરની શિરા પાસેની જગ્યા ઉપર ગ્રંથીવાળા નાના વાળો હોય છે. આલેન્દ્રા ભાંડાનું પત્રકાર્ય તથા બનાવટ ઘણી ખરી માખી પકડનાર સાંપલાના જેવી હોવાથી એ વનસ્પતિને **નાનો માખી પકડનાર સાંપલો** પણ કહી શકાય.

આ વનસ્પતિ આસ્ટ્રેલિયા, યૂરોપ અને હિંદુસ્તાનમાં થાય છે. આખા ફ્રાન્સમાં કેવળ બે જગાએજ મળે છે. કલકત્તાની દક્ષિણમાં કોઇ કોઇ તળાવમાં અને સાતલાંની પાસે મળે છે. કલકત્તાના રોયલ બોટેનીકલ ગાર્ડનના સુપ્રીન્ટેન્ડેન્ટે એક તળાવમાંના આ વનસ્પતિના ઘણા નમુના ડાર્વિન ઉપર મોકલ્યા હતા.

એના પાંદડાંની વચલી નસ તથા તેની પાસેના ભાગમાં જે બારીક કેશગ્રંથિઓ હોય છે તે સ્પર્શાનુભવશકિત વાળી હોય છે. ખુલ્લાં પાંદડાંની આજુબાજુ અહીં તહીં ફરતાં નાનાં જીવડાં એ કેશ ગ્રંથીઓને અડકવાથી તેઓ જાગ્રત થતાં પાંદડાંના બે ભાગ સાંપલાની માફક બંધ થાય છે. અને કેદી જીવડો બે ભાગના દબાણથી મરી જાય છે. પછી તે ગ્રંથીઓમાંથી રસ નીકળીને એને જીર્ણ કરી નાંખે છે. એટલે એનો રસ આલેન્દ્રા ભાંડાના શરીરનું પોષણ કરવાની સ્થિતિમાં આવે છે.

## પિંગિકુલા.

આ નામની એક જાતની વનસ્પતિ પહાડી અથવા પાણીવાળા પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. એને પણ પાંદડાં ઉપર કેશ ગ્રંથી અને કાંટા હોય છે. આ કાંટા અડધી દેઢ ઇંચ લાંબા હોય

છે. ગ્રંથિમાંથી એક જાતનો ચીકણો રસ નીકળે છે. એ રસમાં ઘણાંક નાનાં નાનાં જીવડાં ચોંટી જાય છે. એની પચાવવાની ક્રિયા પણ આગળ વર્ણવ્યા પ્રમાણેની માંસ ભક્ષક વનસ્પતિ જેવીજ છે.

પિંગિકુલા વર્ગમાંની આટ્રિકુલેરીયા જાતની **સ્થાલી વનસ્પતિ** ( Bladder wort ) નામની એક વનસ્પતિ છે. એ ઝાડનો કંઇક ભાગ સ્થાલી ( થાળીને ) ઘણે અંશે મળતો આવતો હોવાથી ઉપલું નામ પાડવામાં આવ્યું છે. આ વનસ્પતિના ઘણી જાતના વિચિત્ર વંશ ( Speecies ) છે. તેઓ બધા ઘણું કરીને ગંદા, બંધાયલા, અને છાલકાં તળાવમાં તથા ખાબોચીયામાં ઉગે છે. એનાં પાંદડાં પીંછાંના જેવાં બારીક અને બે ભાગમાં વહેંચાઇ ગયલાં હોય છે. કાઢી ગયલી વનસ્પતિનું એક ઝાડ ઉખેડીને જોવાથી એવું જણાય છે કે આ સ્થાલીઓ નાનાં ગેંડી નામના જીવતાં પ્રાણી જેવાં છે. ગેંડીનાં બચ્ચાં જોકે આ વનસ્પતિને એટલું બધું મળતાપણું છે કે સૂક્ષ્મદર્શક યંત્રમાં જોયા પછીજ ખાત્રી થઇ શકે છે કે એ ગેંડીનાં બચ્ચાં નથી. ડાર્વિને એક એક સ્થાલીમાં દશ દશ સાઇપ્રીસ નામનાં જીવડાં ભરીને જોયું છે કે તેઓ તેમાં અહીંથી તહીં દોડાદોડ કરી મૂકે છે, અને પછી એ સ્થાલીમાં એક દરવાજા જેવો ભાગ છે તેનાં બારણાં ધકેલીને અંદર પેસી જાય છે. પછી બહાર આવવાનો કંઇ રસ્તો નહીં મળતાં સ્થાલીમાં મરી જાય છે. સાધારણ રીતે સ્થાલી પાણીથી ભરેલી રહે છે. આપણામાં જીવડાંનું શરીર સડી જાય છે. સ્થાલીનાં શરીરમાં તથા વાળમાં જે નાની કોષગ્રંથીઓ હોય છે તેમાં શોષણ શક્તિ હોય છે. એ શક્તિ વડે સડેલા જંતુનું શોષણ થઇને વનસ્પતિનું પોષણ થાય છે.

### ઘડા વનસ્પતિ.

આ વનસ્પતિનું વૈજ્ઞાનિક નામ " જે પેન્થસ " છે. અંગ્રેજીમાં એને Pitcher Plant—પીચ્ચર પ્લૅંટ અર્થાત્ ઘડાના જેવા આકારની વનસ્પતિ કહે છે. આ વનસ્પતિ હિંદુસ્તાનમાં મળી શકતી નથી. એ સિંગાપુર, પિનાંગ તથા આસ્ટ્રેલિયામાં મળે છે. આ વનસ્પતિના પાંદડાંની અણી ઉપર એક ઝુલતો ઘડાનો આકાર હોય છે. દરેક ઘડાને એક ઢાંકણું હોય છે. અને એ ઘડાનાં મોંમાં મજાગરા જેવું હોય છે. મોં આગળ મધના રસવાળી કોષ ગ્રંથિજ હોય છે. એનાં દરવાજાનું બારણું પૂરું ઉઘડતું નથી, ઘડાના મોંથી અંદરનો ભાગ ચારે બાજુએ ઝીણા ઝીણા નીચે ઝુલતા કેશોથી ભરપૂર હોય છે. આ વાળો ઘણા સુંવાળા તથા નીચે ઝુલતા હોવાથી અંદર જવાનો માર્ગ ઘણો સરળ થઇ જાય છે. અને એથી ઉલટું અંદરથી બહાર નીકળવાના માર્ગમાં નમેલા વાળ ઘણી હરકત નાંખે છે. આ વાળવાળા ભાગની પછી ઘડો અંદર નિર્મળ પાણીથી ભરેલો હોય છે. આ ભાગમાં પણ ઝીણી ઝીણી કોષગ્રંથિઓ હોય છે. આ પાણીમાં ડુબીને નાનાં નાનાં જીવડાં અને પતંગીયાં ડુબી મરે છે.

મધ મેળવવાની આશાથી કે પછી બીજા કોઇ કારણથી નાનાં જીવડાં ઘડાનાં મોં પર આવીને બેસે છે. જે જીવડું મોંને વટાવીને નીચેના વાળવાળા ભાગમાં મુસાફરી કરવાને હીમતવાન થાય છે તે નિઃસંશય ઘડામાં રહેલા પાણીમાં ડુબી જાય છે. ડુબી ગયા પછી ઘડાના કોષની ગાંઠો કીડાના શરીરને અડકવાથી રસ કાઢે છે. આ રસ ખાટો હોય છે. અહિંયાં "પેપ્સીન ફર્મેંટ" ઉત્પન્ન થાય છે. ખાટાં રસ તથા પેપ્સીનથી કીડાનું શરીર પીગળી જાય છે. અને પછી શોષક ગાંઠોથી શોષિત થઇને ઘડા વનસ્પતિના શરીરનું પોષણ થાય છે. સંપૂર્ણ.

## ઓ. બાબુ ભુપેન્દ્રનાથ બાસુનું લગ્નના સુધારાનું બીલ.

ઑનરેબલ બાબુ ભુપેન્દ્રનાથ બાસુએ વાઇસરૉયની ધારા સભામાં આણેલું બીલ-પરજાતિ-ઓ તથા પરધર્મીઓ વચ્ચેનાં લગ્નને કાયદેસર ગણવાનો આણેલો ધારાનો ખરડો-૧૧ વિરૂદ્ધ ૪૨ મતે રદ્દ ગયું છે. વડી સરકારે આ બાબતમાં જે દુર્બલતા દર્શાવી છે તે તેના પરાપૂર્વના નિયમનો ભંગ કરનારી છે. અત્યાર સુધી સરકાર, સંખ્યાએ નાના પણ વિચારમાં આગળ વધેલા પક્ષને, મોટી સંખ્યાના બલના ત્રાસથી ખાસ કાયદાથી રક્ષણ આપતી. મુસલમાનોને ચુંટણીના ખાસ હકો આપવાનું સરકારે તેજ પ્રયોજન આગળ કર્યું હતું. પરંતુ શિક્ષિત તથા સુધરેલા વર્ગના હીંદીઓની ' માઇનોરીટી 'ના હકોનું રક્ષણ કરવામાં તેણે તેવી તત્પરતા બતાવી નથી એ ખેદજનક છે. બીલના બચાવમાં બીલના પિતા બાબુ ભુપેન્દ્રનાથે જે વજનદાર ભાષણ કીધું હતું તેમાં તેમણે છેલ્લાં સો વરસ થયાં સરકાર હમેશાં અજ્ઞાન પ્રજા વર્ગની ગમે તેવી દૃઢ વિરૂદ્ધતા છતાં, સંસાર સુધારાનાં બીલોને ટેકો આપતી આવી છે તે ઘણી ઉત્તમ રીતે સિદ્ધ કીધું હતું. અજ્ઞાન પ્રજા તો ચાલતા આવેલા અને ધર્મ પંક્તિમાં દાખલ થઇ ચુકેલાં ગમે તેવા ભયંકર રીવાજને પણ યોગ્યજ ગણે છે. સતીનો રીવાજ નષ્ટ કરવાનો કાયદો પરાક્રમી વાઇસરોય લોર્ડ વીલીયમ બેન્ટીકે ઘડયો ત્યારે ૧૮૩૫ માં વિધવાઓનાં પુનર્લગ્ન લોર્ડ ડેલ્હાઉસીએ કાયદેસર તથા ધર્મપૂર્વક ઠરાવ્યાં ત્યારે ૧૮૫૬ માં, અને લોર્ડ લેન્સડાઉને ૧૨ વર્ષની અંદરની બાળા સાથે પતિ પણ શરીર સંબંધ કરે તેને બલાત્કારનો ફોજદારી અપરાધ ગણવાનો કાયદો ( સમ્મતિ વયનો ) કીધો ત્યારે ૧૮૯૪ માં, એ સર્વે મહાન પ્રસંગોએ હીંદુઓનો મહાન અજ્ઞાન વિભાગ તે સર્વેની સખત વિરૂદ્ધ થયો હતો. એવા કાયદાથી પતિ ધર્મ કે શીયલ જેવું રહેશેજ નહીં, લગ્નની પવિત્રતા તથા સ્વતંત્રતાનો નાશ થશે, હીંદુ સમાજ છિન્નભિન્ન થશે ઇત્યાદિ ભીષણ ભવિષ્ય વાણીઓ, એ કાયદાના વિરોધીઓના આગેવાનોએ ગંભીર રીતે કરી હતી. લગભગ આખી હીંદુ સમાજ તે દરેક કાયદાની એક અવાજે વિરૂદ્ધ હતી. તે દરેક કાયદા કરતાં તો મી. બાસુએ સૂચવેલો કાયદો સમાજ વ્યવસ્થામાં ઓછો ઉથલ પાથલ કરનારો હતો. એટલુંજ નહીં પણ તેના પક્ષમાં અગાડી કોઇ પ્રસંગે નહીં એટલી મોટી સંખ્યા હતી. જૂના ઘણા વિચારના હીંદુ અગ્રેસરો પણ તેની તરફેણમાં હતા. એટલુંજ નહીં પણ, પરધર્મી સાથનાં લગ્ન કરવાની અનેક સરળતા કાયદાએ અત્યાર આગમચ તો કરી આપી છેજ તે સામે તો હીંદુ સમાજ ગંભીર વાંધો ઉઠાવી શકી નથી. જે ન થવાનું તે તો ક્યારનું થઇ ગયું છે. બાસુનું બીલ તો માત્ર લગભગ પાર પામેલી બાબતની પૂર્ણાહુતિ હતી. તે જોતાં સરકારે તેમજ પ્રજાએ વાંધો લેવાનું સૌથી ઓછું પ્રયોજન હતું. પ્રજાનો અજ્ઞાન વર્ગ તથા અજ્ઞાનોની સરદારી લેવાની ઇચ્છા કરતો મોટો શિક્ષિત વર્ગ એક નિયમ તરીકે વાંધો લે તે સમજી શકાય એમ છે. પરંતુ પ્રજાની એકમતરૂપ દૃઢ વિરૂદ્ધતાનો પણ અનેક વેળા તુચ્છકારનાર સરકાર આ વખતે પૂર્વ કરતાં બહુજ ઓછી બહુમતિવાળી અને વિશેષ ગેરવાજબી વિરૂદ્ધતાને સ્વીકારે એવી ધારણા રાખવામાં આવી નહોતી.

* * * * *

હમે તો એટલાજ માટે દિલગીર નથી કે બીલ રદ્દ થવાથી, અનેક પરધર્મી સાથેનાં લગ્ન અટકી જશે, કારણ કે ઉપર કહ્યું તેમ તેવાં લગ્નની તો અમુક શરતે ૧૮૭૨ નો તથા બીજા કાયદા છુટ આપે

છેજ. હમે પોતે પરધર્મી સાથેના લગ્નના હિમાયતી નથી. તે ઉત્તમ પણ ગણતા નથી. તેથી અનેક હાનિ તથા હાનિનો ભય પણ છે. પરંતુ તે સાથે તેના અંધ વિરોધી પણ નથી, એટલાજ માટે કે, બીજાના સ્વતંત્રતાની આડે આવવાનો આપણને અધિકાર નથી. પર જાતિની કન્યા લાવનારને હીંદુઓએ ભય પામવાનું પ્રયોજન નથી, કારણ કે તેઓ તેને જાતિ અંગીકૃત કરી શકે છે, અને જાતિની તે સત્તાની આડે મી. બાસુનું બીલ આવતું નહોતું. જાતિની સત્તા તો અખંડ રહેતી નથી. બીલ રદ થવાથી હમને શોક એટલા માટેજ થાય છે કે, પરણનારાઓને હીંદુ હોવા છતાં હીંદુ નથી એવા અસત્ય શપથ લગ્નના રજીસ્ટ્રાર સન્મુખ લેવા પડશે; અને જે હીંદુને સ્વધર્મી કરતાં અન્ય વચન વધારે પ્રિય હશે તે તો પોતાની પ્રિયાના ધર્મનો કદાચ પરણતાં પૂર્વે અંગીકાર કરશે. બાસુબીલ પ્રવેશ થતે તો પરધર્મી હીંદુ થવાનો સંભવ હતો તેને સટે હવે સ્વધર્મી ઉલટા પરધર્મી થશે—એવડી બેવડી ખોટ હીંદુ સમાજને થશે. અલબત્ત જે હીંદુઓ હીંદુ ધર્મીઓની સંખ્યા વધતી જોતા સહાતા નથી. જેઓ તે સંખ્યા દીનપ્રતિદિન ઘટે તેનેજ હીંદુ ધર્મનું મહત્વ અને ગૌરવ માને છે. તેમને કાંઇ આ ખોટ નથી પરંતુ લાભજ છે. પરંતુ હીંદુ ધર્મના પુષ્ટી તેના ઉત્તમ સિદ્ધાંત માત્રથીજ નહીં પણ તેના માનનારાઓના અધિક સંખ્યાથી પણ છે. અને પારકું બાળક લાવી ઉત્તમ પ્રવેશ કરવા પામે તેથી હીંદુ સમાજના બળની વૃદ્ધિ થશે એમ માનનારાઓમાંના એક હમે છીએ. થોડાકજ પરધર્મીઓ નહીં પરંતુ જગત માત્ર હીંદુ અર્થાત્ વેદધર્માનુયાયી થાય એમ ઇચ્છનારાઓમાંના એક હમે છીએ! આપણા વેદધર્મ ગંગા અને ગોદાવરી વચ્ચે સંકુચિત માનવા હમે ના પાડીએ છીએ—તેના નદીઓથી નહીં પરંતુ સાગરોથી—મર્યાદા છે, તે વિશ્વવ્યાપી છે એમ માનવું હમને વિશેષ હીંદુ ધર્માભિમાન જેવું લાગે છે. હીંદુ સંખ્યાની વૃદ્ધિ થાય, તેની ભરતી થાય, જગતના ધર્મોમાં હીંદુઓના મોટાઈ થાય એટલા સારુજ હમે મુખ્ય કરીને બાસુ બીલની તરફેણમાં છીએ.

લગ્ન એ પરધર્મી સ્ત્રીને સ્વધર્મી કરવાનું હીંદુ પુરુષ માટે એક સર્વોત્તમ સાધન, એક પગથીઉં છે એ દાવો તમે નહીં સ્વીકારો તો હમારી તરફેણનું એક મોટું કારણ નષ્ટ થાય છે. જો પરધર્મી સાથનાં લગ્નથી ઉલટા હીંદુ પરધર્મી થઇ જવાનો ભય હોય તો તો હમે તેની વિરૂદ્ધ છીએ. પરંતુ હમારો તો વિશ્વાસ છે કે, હીંદુ માત્ર એટલા વિશેષ ધર્માભિમાની છે કે, પરધર્મી સ્ત્રીના ધર્મથી આકર્ષાઇ જવાને બદલે તે ઉલટા સ્ત્રીને પોતાના ધર્મ પ્રતિ આકર્ષી લાવશે. તેમજ હમને હીંદુ કન્યાઓ બાસુ બીલને લીધે પરધર્મીઓ સાથે લગ્ન કરતી થશે એવો પણ ભય નથી. જો કે મી. બાબુ ભુપેન્દ્રનાથ બાસુનો પરિશ્રમ દેખીતી રીતે નિષ્ફળ ગયો છે, પણ તેના અનેક આડકતરા લાભ થયા છે. તે સબંધી ચર્ચાએ પ્રજાને સારી રીતે કેળવી છે. લોકોને વિચાર કરતાં શીખવ્યું છે. સામાજીક સ્વતંત્રતાની વિરૂદ્ધ પ્રજા પૂર્વે કરતાં બહુ ઓછી છે તે તેથી તર્યું આવ્યું છે. સુધારકો અને તેના વિરોધીઓની સેન્સસ એ બાબતથી અણુગણ્યે લેવાય ગઇ છે. એમ ગણ્યાનો મોટો લાભ થયો છે. તે પરથી, સુધારક દલ ૧૮૬૪ ની સમ્મતિવયની ચળવળ કરતાં પૂરું દશગણું વધ્યું છે તે સ્પષ્ટ થયું છે. જો કે હજી પણ તેનું વિરોધી દલ કદાચ દશગણું મોટું હશે તેની ના નથી. પરંતુ નવીન સુધારાની વિરૂદ્ધ વધારે મોટો ભાગ તો યુરોપના દેશોમાં પણ હોય છે, તો અહીં ન હોવાની આશા રાખવી વ્યર્થ છે.

અફઘાનના મહારાજાએ બીલ.શીલિંકર કમીટીમાં ન જવા દેતાં તે તરતજ રદ કરનારા

આગ્રહ સૌથી વધારે કીધો હતો. તેઓ બીલની વિરૂદ્ધ એટલું તો સખત અને આડું તેડું બોલ્યા હતા કે તેમને સભાના પ્રમુખને વારંવાર પોતે " ઑર્ડર " બહાર છે એવા બોલ વારવા પડયા હતા. એ ક્ષત્રિય મહારાજાનું લોહી તપી જતાં વાર લાગતી નથી. તેઓ ગાલીપ્રદાનમાં પ્રથમથી બહુ કુશલ છે. પ્રખ્યાત અંગ્રેજ રાજદ્વારી મી. કેર હાર્ડી કે જે એક વખતે ઇંગ્લંડનો વડો પ્રધાન થવો સંભવ બહાર નથી તેને એજ મહારાજાએ " કુલીના સર્દારની " ઉપમા આપી હતી ! જો બાસુ બીલના વિરોધીઓ તેને સીલેક્ટ કમીટી પર મોકલી આપવાની દરખાસ્ત ઉડાવી દેવામાં શકિમાન થયા તેથી તેઓ એમ ધારતા હોય કે તેઓએ મોટો ગઢ જીત્યો છે તો તે તેમની ભુલ છે, કારણ કે જે ક્ષણે કલકત્તામાં બર્દવાનના મહારાજા બહાદુર બીલની વીરૂધ વાક્બાણના પ્રહાર કરતા હતા, લગભગ તેજ ક્ષણે લાહોરમાં પરધર્મીઓ વચ્ચેનાં પરસ્પર લગ્નની ક્રિયાનો મંત્રોચ્ચાર થતો હતો. ગઇ ૨૦મી ફેબ્રુઆરીએ બ્રહ્મસમાજના સ્થાપક રાજારામ મોહનરાયની પ્રપૌત્રી અને સ્પેનીશ કન્યા પરણનાર કપુરથાલાના મહારાજાના ખાનગી સેક્રેટરી કેપ્ટન છત્રજીની બહેન જે ધર્મે બ્રહ્મો છે-કુમારી સરલા દેવીનું લગ્ન કાસ્મીર રાજ્યના વડા મેડીકલ ઑફીસર -જે ધર્મે શીખ છે-ડૉ. મોહનલાલ ધીંગ્રા સાથે વૈદિક તેમજ શીખ ધર્મની સંયુક્ત લગ્નવિધિ પ્રમાણે થયું હતું.

મી. બાસુના બીલથી સુધારકોએ નાસીપાસ થવાનું નથી. પરધર્મીઓ સાથેનું લગ્ન એજ કાંઇ તેનો એક ઉદ્દેશ નહોતો, જો કે તેના તેજ ઉદ્દેશ અતિ વિરોધીઓનો વિરોધ હતો. તેનો એક બીજો મુખ્ય ઉદ્દેશ પરધર્મની નહીં કિંતુ સ્વધર્મની પર વર્ણની કન્યા કે વર સાથેનાં લગ્ન કાયદેસર ઠરાવવાનો હતો. વર્તમાન હીંદુ કાયદા પ્રમાણે તેવાં લગ્ન ધર્મ વિરૂદ્ધ તથા ગેરકાયદેસરનાં છે. પ્રાચીનકાળમાં તેવાં લગ્ન થતાં એ નિર્વિવાદ છે. મન્વાદિ સ્મૃતિમાં તેનું સ્પષ્ટ વિધાન સુધ્ધાં છે. તેવા લગ્નના શાસ્ત્રકારોએ બે વિભાગ પાડયા હતા, અનુલોમ અને પ્રતિલોમ. ઉતરતી વર્ણની કન્યા સાથેનું લગ્ન તે અનુલોમ તથા ચડતી વર્ણની કન્યા સાથેનું લગ્ન તે પ્રતિલોમ લગ્ન. મૂલ ૪ વર્ણમાંની ૧૮ આદિ સંખ્યાની જે કાલ્પનિક ઉપવર્ણો હીંદુ જાતિમાં ઉત્પન્ન થઇ છે તે આજ અનુલોમ, પ્રતિલોમ લગ્નોને લીધે છે એવી વાયકા છે. તે બીનાજ એ લગ્નનો પ્રાચીનકાળમાં પુષ્કલ પ્રચાર હોવાનું સૂચવે છે. અનુલોમ લગ્ન તો પ્રસ્તુતજ હતાં પણ પ્રતિલોમ તેટલાં નહોતાં, અને વ્યભિચાર વધી પડવાથી અથવા જન્મ વ્યવસ્થાનું જોર વધતું જવાથી અથવા સંકુચિત વિચારોનું સામ્રાજ્ય થવાથી પ્રથમ પ્રતિલોમ અને તે બાદ અનુલોમ લગ્ન અમશસ્ત ગણાવાં લાગ્યાં, અને બન્ને અંતે બંધ પડી ગયાં. તેવાં લગ્ન કરનારા પણ જાતિ બાહ્ય ગણાવા માંડયાં. વર્તમાન સમયમાં એવાં લગ્નથી એવી હાનિ નથી, ઉલટું એ બંધ પડવાથી હીંદુ જાતિ વિભકત, છિન્ન ભિન્ન અને પરસ્પર સદ્ભાવ રહિત થઇ ગઇ છે એમ જોઇ શકનારા હવે જોતા થયા છે. સૌથી જુના વિચારવાળાઓ પણ એટલું તો સ્વીકારે છે કે વર્ણ વચ્ચેનાં લગ્ન ઉત્તમ કે પ્રશસ્ય તો નથીજ તો પણ તેવાં લગ્નને વ્યભિચાર ગણવાનું-કે એમ હાલનો કાયદો રીવાજ ( જેને કાયદામાં કૃત્રિમ કાયદાથી વિશેષ માન્યો ) છે ને માન આપીને ગણે છે-પ્રયોજન નથી, બાસુ બીલના વિરોધીઓએ પણ જો માત્ર પરસ્પર વર્ણ વચ્ચેનાં લગ્ન કાયદેસર ઠરાવવામાં આવે તો તેમને વાંધો નથી તેઓ જો તો લગ્નના પવિત્ર ક્રિયાનો બાસુ બીલથી લોપ થાય તેથીજ ભયભીત થઇ ગયા હતા, જાણે કે લગ્ન

કરનારાઓને ફિયાની તૃણ જેટલી પણ તમા હોયને, અને તે વગર કેમ ચલાવી લેવું તેની મુંઝવણમાં પડી ગયા હોય ને ! તેવીજ મતલબનો ખાસ કાયદો ઘડવાની સુચના અત્રેની મી. દફતરીવાળી આર્યન સોશીયલ કલબે કરી હતી. જો તેટલું પણ થાય તો તે બસ છે પરધર્મી સાથનાં લગ્નની ખાસ આવશ્યકતા નથી. તેના લાભ છતાં કાંઇક ભય પણ છે, જો કે ભય મોટે ભાગે કાલ્પનિક છે કે તે લગ્ન સારૂ કોઇ તેની હિમાયત કરતુંજ નહી, પણ તેની હેઠળ રહેલા સ્વતંત્રતાના તથા હીંદુ ધર્માભિમાનના સિદ્ધાંત સારૂજ તેની હીમાયત કરવામાં આવી હતી. ખરૂં જોતાં તો તે બીલથી હીંદુ ધર્મનું વધારે રક્ષણ થતું હતું, પણ હીંદુઓ જો તેથી રક્ષણ થતું ન માને તો તે ભલે ભાંગી પડે, હમને તેની લામી પરવા નથી. પર વર્ણનાં અંતર્લગ્નનો વિષય હવે વડી ધારા સભાના સુધારક વૃત્તિના નોન-ઓફીસ્યલ ઓનરેબલ સભાસદોએ ઉપાડી લેવો જોઇએ.

## આદ્ય શંકરાચાર્યનું જીવનચરિત્ર.

### બાળ વયમાં શંકરનો સન્યાસી થવાનો વિચાર-માતાની કમરજી અને આતુરસંન્યાસ.

શંકરાચાર્ય માટે દિગ્વિજયો તો કહે છે કે આઠ વર્ષની વયમાં તે સકલ વિદ્યાઓમાં પારંગત થઇને પાછો ફર્યો હતો, અને તેને માટે માગાંની પણ પડાપડી ઉમેદવાર સમરાઓએ કરી હતી ! પરંતુ નંબુદરી બ્રાહ્મણોમાં એવી બાલવયમાં લગ્ન કરવાનો રીવાજ ન હોવાથી, એ વાત અમાન્ય ગણીને કાઢી નાંખવીજ પડે છે. આ પ્રસંગમાં, કહે છે કે, એકદા ભગવાન્ મહર્ષિ અગસ્ત્ય અન્ય મહર્ષિઓ સહિત શંકરને ઘેર પધાર્યા. શંકરની આયુની મર્યાદા પર વિવેચન ચાલતાં, અગસ્ત્યે, શંકરની માતાને તેણે અનેક મુર્ખને બદલે એકજ અલ્પાયુ પરંતુ ઉત્તમ પુત્રનું વરદાન માંગ્યું હતું, તેનું સ્મરણ કરાવીને તેને ખબર આપી કે શંકરના લલાટમાં તે અલ્પાયુ હોવાનું લખ્યું છે. બન્યા પછીનું આ ભવિષ્ય ભાખેલું લાગે છે. આ સમાચારને લીધે અથવા ગમે તે કારણે, શંકરે બાલવયમાંજ સન્યાસ ધારણ કરવાનો નિશ્ચય કીધો. માતાએ તેને બહુએ વાર્યો, અને યાદ આપી કે તું સંન્યાસી થશે તો મારી આગ મુકવા કોણ રહેશે ? (કારણ કે શાસ્ત્રાનુસાર સન્યાસીને મન માતા માતા ન રહેવાથી તે આગ મૂકી શકતો નથી) શંકરે પ્રતિજ્ઞા કરી કે શાસ્ત્રાજ્ઞા ગમે તેમ હોય પરંતુ તારી આગ હું મુકીશ. એમ કહીને તેના મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો. છતાં પુત્રવત્સલ વિધવા માતા પુત્ર સન્યાસી થઇ જાય એ વિચાર સહન કરી શકી નહીં. માતાની રજા વિના પુત્રને પણ સન્યાસ લેવો ઉચિત ન લાગ્યો, પરંતુ તે પ્રસંગની શોધમાંજ રહ્યો. એક વખત પ્રસંગ આવ્યો. માતાપિતા એકદા નદીએ સ્નાન કરવા ગયાં હતાં જળમાં ડુબકી મારતાં, શંકરને લાગ્યું કે શીકાર સારૂ ફરતાં કોઇ મગરે તેનો પગ ઝાલ્યો છે, અને તે તેને ખેંચી ચાલ્યો ! ખેંચાતા તે બોલી ઉઠયો કે હે માતા ! હવે હો હું મર્યોજ જાણું ! મગર મને ઘસડી ચાલ્યો ! હવે તો મને સન્યાસી થવા દે કે કાંઇ નહીં તો સન્યાસી થવાની મારી અભિલાષા તૃપ્ત થાય અને હું શાંત ચિત્તે દેહપાત કરૂં !

"હાં, ઉભા રહો. બીજી એક વાત અગત્યની બાકી રહી છે. અહીંથી જેવા તમે જ. હાર જાઓ તેવા અમે તે ઘરમાં પેસતા નહીં. કેટલાક કુસુમપુરના રહેવાસીઓ આપણા ઘરમાંજ રહેવા માગે છે માટે આપણે તેમને હેરાન કરવા નહીં. જે ઘરો ખાલી છે તેમાંજ તમે મુકામ કરજો."

આ વખતે ડાહ્યાં વચનો બોલી નીમ્ના ખુશ થતો પોતાની જગ્યાપર બેસી ગયો. મંડપનાં માણસોએ પોતાનું પીણું શરૂ કર્યું. પીવાય એટલું પીધું. મસ્ત બન્યા—ગાંડા જેવા અને એક બીજાપર પડવા લાગ્યા. નીમ્નામાં રહેજ ડહાપણ હતું. એણે માત્ર શરબત પીધું. નિદુઓને દરબારમાંથી હાંકી કાઢવા ચાકરોને હુકમ કરી કુસુમપુરના નાયક જે મહેલમાં નિર્જીવ અત્યાર સુધી રહેતા હતા ત્યાં ચાલી ગયો.

નિદુઓનું આખું ટોળું જાણે ગોધાઓનું ટોળું હોય એવું વિફરેલ બન્યું. એ બોજાને મારવા લાગ્યા અને રસ્તાની અંદર જંગલી પશુઓની માફક વિચરવા લાગ્યા. નીમ્નાની ઇચ્છા મુજબ કયું ઘર મુકામ કરવા લાયક છે તેનો કોઇને વિચાર આવ્યો નહિ. જે જે ઘરો તેઓને નિવાસ કરવા યોગ્ય લાગ્યાં તે તે ઘરોમાં તેઓ જવા લાગ્યા. જે ઘરધણીઓ મજબુત હતા તેઓએ નિદુઓને મારમારી બહાર કાઢયા. જે મનુષ્યો નિર્બળ હતા તેઓની બુરી દશા થઇ. કેટલાકોની આબરૂ ગઇ અને કેટલાક પંચત્વ પામ્યા.

આવા વર્તનથી નીમ્ના ખીજવાયો. પણ એનો ગુસ્સો ગરીબ માણસની દાન કરવાની ઇચ્છા જેવો નિરર્થક હતો. તે કંઇ કહી શકે એમ નહોતું તેથી એના મનમાં પ્રકટ થયેલો આવેશ એના મર્મ-સ્થાનને જ બાળી રાખી ગયો.

નીમ્ના જન્મથી જ લૂટારો નહોતો. એ દક્ષિણમાંથી નીલ-પર્વત આગળ મુસાફરી કરવા આવ્યો હતો. એ જાતજાતના લોકોના સંબંધમાં આવ્યો હતો. અને તેથી વિવિધ સ્વભાવવાળા માણસો સાથે કેમ વર્તવું એ સારી રીતે જાણતો હતો. જ્યારે નિમ્ના બીજુના પ્રદેશ [illegible] આવ્યો ત્યારે નિદુઓએ એને પકડ્યો અને બીજુની રાજ્યપર લઇ ગયા. ત્યાં જ્યારે [illegible] મંગળી દેવાની નિદુઓ તૈયારી કરવા લાગ્યા ત્યારે નીમ્નાએ તેઓને [illegible] કરતાં કહ્યું કે જો તમે મને બચાવશો તો હું તમારો ઉપકાર [illegible] જે જીંદગી તમે ભોગવો છો તેના કરતાં વધારે સારી જીંદગીમાં [illegible] નિદુઓમાંના કેટલાક પુરૂષો વિચારશીલ હતા કારણ કે તેઓ [illegible] લૂંટારાઓની ટોળીમાં ન છુટકે દાખલ થયા હતા, અને [illegible] વખત પર્વતની ઉંચી સપાટીપર આવી [illegible] લુટારૂઓથી છુટા પડતા હતા. ત્યારે નીમ્ના [illegible] પર્વતના અસલના વતનીઓ વિખુટા પડયા પણ [illegible] આવ્યા. આ રીતે નીમ્ના બીજુમાં આવ્યો અને [illegible] પણ નીમ્નાની મરજી મુજબ વર્તતો અને [illegible] પડના માણસોની સલાહ લઇ કામ કરતો [illegible] ક્રમને બીજુમાંથી ચાલી જવા મન કરતો.

તોનું શિક્ષણ કરવા દેતા નહીં તેથી કુમારિલ્લે બાહ્ય રીતે બૌધ બનીને, એક બૌધ મહા પંડિત પાસે બૌદ્ધ ધર્મનો અભ્યાસ શરૂ કર્યો. કેટલીક વાર તો ઠીક ઠીક ચાલ્યું પરંતુ એક દિવસ બૌદ્ધ ગુરૂએ વેદની ઇશ્વરતા તથા પવિત્રતાની એવી તો અસાધારણ અને અશ્લીલ નિંદા કરી કે કુમારિલ્લની દાંભિકતા પણ તે સહન કરી ન શકી અને અનાયાસે તેની આંખમાંથી આંસુનું એક ટીપું નીકળું ગયું ! સહશિષ્યોએ આ જોયું. પોતાના ધર્મનાં છિદ્ર પામી જનારને જીવતો જવા દેવાં એ તેમને આપત્તિકારક લાગ્યું. તેથી તેઓએ તેના અંત લાવવાનું સાહસ કરવા નિશ્ચય કર્યો. તેથી એક દિવસ જ્યારે તે સઘળાઓ બૌદ્ધ ગુરૂના ઘરની અટારિકા પર બેસીને વાતો કરતા હતા, તેનામાં ઓચીંતા તેઓએ કુમારિલ્લ ભટ્ટને જીવતો તે પરથી ગબડાવી દીધો ! વેદભક્ત કુમારિલ્લે પડતાં પડતાં ગુરૂત્વાકર્ષણના નિયમને માન આપતાં જતાં, ઉદ્ગાર કાઢ્યા કે “ યદિ વેદ ઇશ્વર પ્રણીતજ હોય તો તે મને બચાવશેજ ! ” ભગવાનનું કરવું તેમજ થયું ! તે જમીન પર પડવા છતાં બચી ગયો; માત્ર એક આંખ ફુટી ગઇ. કહે છે કે “ યદિ ” પ્રયોગ કરીને તેણે વેદની ઇશ્વરપ્રણીતતામાં એટલો અણુમાત્ર સંદેહ પણ પ્રદર્શિત કીધો તેથીજ તેને એક ચક્ષુના નાશની શિક્ષા થઇ ! જો બૌદ્ધો તેના પ્રાણ લેવા પણ ઉદ્યત થયા તેમનું નિકંદન કરવા, માંડ તેમના પંજામાંથી છુટેલો અને વૈરાગ્નિથી ભડભડ બળતો કુમારિલ્લ કેમજ ચૂકે ! તેણે તો બૌદ્ધોનો નાશ કરવા જન્મેજયે જેવો સર્પનો યજ્ઞ આરંભ્યો હતો તેવો યત્ન આરંભ્યો ! બૌધ્ધો સાથે શાસ્ત્રાર્થ કરવા અને તેમનો સ્થળે સ્થળે અને પદે પદે પરાજય કરવા માંડ્યો ! જોત જોતામાં તેણે બૌદ્ધધર્મને જર્જરિત કરી નાંખ્યો ! અને વેદધર્મની મહત્તા કાયમ કરી તેની નમી ગયલી ધ્વજા આકાશમાં પાછી ફરકાવતો કુમારિલ્લ ભટ્ટ અંતે રાજા સુધન્વાની નગરીમાં આવી પહોંચ્યો.

( અપૂર્ણ )

---

# સત્યજીત્.

( લખનાર-પ્રવાસી. )

## પ્રકરણ ૫ મું.

### નિહુઓનું રાજ્ય.

નીલ-પર્વતના નિહુઓ જુદી જુદી ખીણોમાં રહેતા હતા. શમને વખતે જ્યારથી એક ઘંટ વગાડવામાં આવતો હતો અને એક પલકારામાં સર્વ નિહુઓ નવીન-ખીણ જે મુખ્ય ખીણ ગણાતી હતી ત્યાં આગળ એકઠા થઇ જતા. તેઓ મહીનામાં એક વાર ઘ્હોટી લુંટ કરતા અને આસપાસના ગામડાના લોકાને ત્રાસ આપી અનેક ચીજો લુંટી આવતા હતા. કોઇ પણ મુસાફર પર્વતને રસ્તે જાય તો તેઓ અચાનક એને પકડતા અને એક બોલ બોલ્યા વગર પર્વતની ટોચ પર લઇ જતા. રસ્તે જતો મુસાફર જો સામો થાય તો એને ત્યાંનો ત્યાંજ

" હાં, ઉભા રહો. બીજી એક વાત અગત્યની બાકી રહી છે. અહીંથી જેવા તમે બહાર જાઓ તેવા ગમે તે ઘરમાં પેસતા નહી. કેટલાક કુસુમપુરના રહેવાસીઓ આપણા શહેરમાંજ રહેવા માગે છે માટે કોઇએ તેમને હેરાન કરવા નહી. જે ઘરો ખાલી છે તેમાંજ તમે મુકામ કરજો. "

આ વખતે ડહાપણનાં વચનો બોલી નીમ્ના ખુશ થતો પોતાની જગ્યાપર બેસી ગયો. મંડપનાં માણસોએ પોતાનું પીણું શરૂ કર્યું. પીવાય એટલું પીધું. મસ્ત બન્યા-ગાંડા બન્યા અને એક બીજાપર પડવા લાગ્યા. નીમ્નામાં રહેજ ડહાપણ હતું. એણે માત્ર શરબત પીધું. નિહુઓને દરબારમાંથી હાંકી કાઢવા ચાકરોને હુકમ કરી કુસુમપુરનો નાયક જે મહેલમાં નિરાંતે અત્યાર સુધી રહેતો હતો ત્યાં ચાલી ગયો.

નિહુઓનું આખું ટોળું જાણે ગીધોનું ટોળું હોય એવું વિફરેલ બન્યું. એક બીજાને મારવા લાગ્યા અને રસ્તાની અંદર જંગલી પશુઓની માફક વિચરવા લાગ્યા. નીમ્નાની ઇચ્છા મુજબ કયું ઘર મુકામ કરવા લાયક છે તેનો કોઇને વિચાર આવ્યો નહિ. જે જે ઘરો તેઓને નિવાસ કરવા યોગ્ય લાગ્યાં તે તે ઘરોમાં તેઓ જવા લગ્યા. જે ઘરધણીઓ મજબુત હતા તેઓએ નિહુઓને મારમારી બહાર કાઢ્યા. જે મનુષ્યો નિર્બળ હતા તેઓની બુરી દશા થઇ. કેટલાકોની આબરૂ ગઇ અને કેટલાક પંચત્વ પામ્યા.

આવા વર્તનથી નીમ્ના ખીજવાયો. પણ એનો ગુસ્સો ગરીબ માણસની દાન કરવાની ઇચ્છા જેવો નિરર્થક હતો. તે કંઇ કહી શકે એમ નહોતું તેથી એના મનમાં પ્રકટ થયલો આવેશ એના મર્મ-સ્થાનને જ બાળી શમી ગયો.

નીમ્ના જન્મથી જ લુટારો નહોતો. એ દક્ષિણમાંથી નીલ-પર્વત આગળ મુસાફરી કરવા આવ્યો હતો. એ જાતજાતના લોકોના સંબંધમાં આવ્યો હતો. અને તેથી વિવિધ સ્વભાવવાળા માણસો સાથે કેમ વર્તવું એ સારી રીતે જાણતો હતો. જ્યારે નિમ્ના ખીણના પ્રદેશ આગળ આવ્યો ત્યારે નિહુઓએ એને પકડ્યો અને ખીણની ટોચપર લઇ ગયા. ત્યાં જ્યારે એને નીચે ગબડાવી દેવાની નિહુઓ તૈયારી કરવા લાગ્યા ત્યારે નીમ્નાએ તેઓને કરગરતે સ્વરે આજીજી કરતાં કહ્યું કે જો તમે મને બચાવશો તો હું તમારો ઉપકાર કદી ભુલીશ નહિ અને હાલ જે જીંદગી તમે ભોગવો છો તેના કરતાં વધારે સારી જીંદગીમાં તમને મુકવા હું યત્ન કરીશ. નિહુઓમાંના કેટલાક પુરૂષો વિચારશીલ હતા. કારણ કે તેઓ અસલથી લુટારૂઓ નહોતા. તેઓ લુટારૂઓની ટોળીમાં ન છુટકે દાખલ થયા હતા, અને લુટારૂઓની જીંદગી ગાળી કંટાળી ગયા હતા. થોડો વખત પર્વતની ઉંચી સપાટીપર આવી તેઓ વાતો વિનોદ કરતા અને તેટલો વખત લુટારૂઓથી છુટા પડતા હતા. જ્યારે નીમ્ના સંબંધી વિચાર ચલાવવામાં આવ્યો ત્યારે નીલ-પર્વતના અસલના વતનીઓ વિખુટા પડ્યા પણ તેઓને અનેક લાલચો આપી સમજાવવામાં આવ્યા. આ રીતે નીમ્ના ખીણમાં આવ્યો અને થોડા વખત પછી ત્યાં બે પક્ષો પડી ગયા. એક પક્ષ નીમ્નાની મરજી મુજબ વર્તતો અને બીજો અમલદારોની ઇચ્છા જાળવતો. નીમ્ના પોતાના પક્ષના માણસોની સલાહ લઇ કામ કરતો અને કોઇ પણ પ્રસંગ આવ્યે પોતાના સાથીઓને લઇને ખીણમાંથી ચાલી જવા યત્ન કરતો.

જ્યારે ડાચ-ભુવનની કુંચી વિષે તકરાર થઇ ત્યારે નજીવા કારણસર જક કરી હાથે કરી હારી જઇ નીમ્ના પોતાના પક્ષવાળાઓને સાથે લઇ ચાલી ગયો.

આ રીતે નીમ્નાને કુસુમપુરમાં નાયક થવાનો સંપૂર્ણ હક હતો, અને તેથી એના પક્ષે નીમ્નાનેજ પોતાના નાયક તરીકે કબુલ કર્યો. જે તોફાન કુસુમપુરમાં થયું તે નીમ્નાની સાથે આવેલા લુટારૂઓનું હતું. પણ ઉપલા કારણોને લીધે એ કંઇ કહી શકયો નહિ.

બીજે દીવસે કુસુમપુરના રહ્યા સહ્યા અગ્રણી પુરૂષોને નીમ્નાએ બોલાવ્યા અને નિદુઓ કુસુમપુરના રહેવાસીઓને દુઃખ આપવા નથી માંગતા એમ જણાવી તેઓને શાંત કર્યા.

હાલ તુરત તો કુસુમપુરનું નાવ બીન અનુભવી ખલાસીઓને હાથે ધીરે ધીરે આગળ ચાલવા લાગ્યું. પણ તે નાવ સહીસલામતિથી કયાં લગી હંકારાઇ શકશે તેની ખાતરી આપનાર કુસુમપુરમાં કોઇ નહોતું. (અપૂર્ણ.)

---

## આનંદાનંદાનંદ !!!

એક દહાડો હમે પાંચ પચ્ચી પચાસ મિત્રો ભાંગ પીને બેઠા બેઠા તડાકા મારતા હતા. અનેક ગંભીર વિષયો ઉપર હળવે હૈયે હસતા હસતા વિવેચન કરતા હતા. વાતમાં વાત એ નીકળી કે સૌથી સારો જન્મ કોનો? દરેકના આવતા જન્મ કોનો મળે તે ગમે? તેના વિષે દિલ ખોલીને બધાએ કબુલ કરવું અને બહાર વાત કરવી નહીં, એવો પણ ઠરાવ થયો. દરેકના મત લેવાનો ઠરાવ થયો, એક એકે કહ્યું કે આપણને તો પોલીસની સૌથી ફેશનેબલ મડમનો કુતરો થવાનું સૌથી પસંદ છે! મડમના ખોળામાં અને એની બહેનપણીઓ અને સહીઓના ખોળામાં બેસવાનું મળે, વળી સુંદરમા સુંદર સાબુથી રોજ નોકર ન્હવરાવે ત્યારે શેઠ ન્હાય. શેઠાણીના શેઠ તો શેઠાણી સાથે આવે તાહ્યાવે અને નહીં આવે તો શેઠાણીને ચાલે પણ મારા વગર તો ડગલું ન ખસે! મને નપોલીયન તોજ હું પૂછડી હલાવું અને શેઠાણી કહે તેને ભરવાનું તથા 'ચકુ' ભરવાનું મળે. બસ, મોટરમાં ફરવાનું અને મડમ શેઠાણીના ધાવનમાં બેસવાનું, ભલી ભલી સતીઓને અને રાણીઓને મને અડકવાનો બાધ નહીં. આથી વધુ સુખ કલ્પવું પણ અશક્ય છે. પણ સહુઓ! આ ભલી તો દીધું છે. પણ તમે કોઇ આવતા જન્મમાં તેની ઉમેદવારી માટે સાંભળીને કરતા નહીં.

એક બીજો મિત્ર જેને ભાંગ જરા એથી પણ વધારે ચડી હતી તે કહે કે આપણે કાંઇ મારા આગલા મિત્ર જેટલું પુણ્ય તપ કીધું નથી કે મડમના કુતરાનો અવતાર મળે. આપણને તો સાહેબનાં છોકરાંને ધવડાવનારી મદ્રાસી દાસીનો અવતાર મળે તો બસ છે. બસ, ભેંસ જેવી માતવાનું અને બે ચાર વાર ધવડાવવાનું એમાં શી મહેનત? છોકરાંની મા મડમ માર કરતી સૌ ગની સુરી. અને એનો વર રોજ નેજાજુ મારેજ હાજે. મડમ જાણે છોકરાં વગરની અને છોકરાની મા તો હું! એના સલકડા જેવા અને હું ભેંસથી પણ જાડી. મડમની મેલીન્સ ફુડ અને સેન્ટોજન, કંડીસર ઓઇલ અને પેટોફર એવી હજાર જાતની દવાઓ

તીખી દવાઓની શીશીઓ, અને પડીકીઓ બેઠી બેઠી ખાયાપીયા કરે પણ કેમે કરી વજેજ નહીં. અને આપણે તો દૂધ, માખણ અને બીસ્કીટ પણ મોજે ઉડાવીએ, અને રોજ રતલ રતલ વધતાજ જઇએ. કપડાં પણ ઉજળાં દુધ જેવાં ઓઢવાનાં અને કામમાં ફુલ જેવાં હલકાં છો-કરાંને ઉચકવાનું અને અમરતું ધવડાવવાનું. એમાં મારી માનું 'ગયું' શું? ભેંસ પણ મારાથી ઓછી સુખી હશે! ભાઇઓ, મારી વાત જાણી મારી અદેખાઇ કરશો નાં.

ત્રીજો મિત્ર જે ભાંગનો તળે રહેલો રગડો પી ગયો હતો તે બોલ્યો કે આપણને તો દર-જણ થવાનું સૌથી ગમે. માત્ર એટલીજ શરત કે દરજી મળે તે જરા ફક્કડ હોવો જોઇએ. બસ પછી મારા સુખનું પૂછવુંજ શું! કાપડનો ખરચજ નહીં; કેમકે મારો વર દરેક થોડું થોડું મારાં કપડાં સારૂ ધરાકને છેતરીને વેતરીજ રાખે, અને સીલાઇ તો હાથનો હુન્નર; અને વળી પ્રિયાને કાજે એટલે નવરાશે તફડાવેલા રેજામાંથી છેલ્લી તરેહનું સીવે કે બધા તે જોઇને કઇ રંભાને માટે આ બનાવ્યું છે એમજ પૂછીને મારા દરજી દેવને હેરાન હેરાન કરી મૂકે! પહેલાં કાપડીયાની બાયડી થવાય તો વધારે સારૂં એવો મારો વિચાર હતો. પણ કપડાંની કીમ્મત હવે રહી નથી. હવે તો સીલાઇજ મોંઘી છે. તેથી વિચાર ફેરવીને દરજીને ત્યાં જન્મવાનો ઠરાવ છે. દેશી કરતાં ફીરંગી દરજી ઠીક પડશે. મડમનાં તેમજ દેશી બન્ને જાતનાં કપડાં ફીરંગણ દરજણથી પહેરાય છે. વળી બૉલમાં પણ જવાનું થશે, ત્યારે કપડાંથી દીપી નીકળવાનો અચ્છો પ્રસંગ મળશે. ગવર્નેસ તો જાણે હું જ—પણ બસ અત્યારમાં શું છે! ન્હાણું તો વાધુ નથી, અને તૈયાર રસોઇની વાત શી?

બીજાઓની ભાંગનો અમલ આ વખતે ઉતરી જવા આવ્યો હતો. તેથી તેઓએ તો બધાએ કહ્યું કે "મેલ કર્વંત મોચીના મોચી"—હમારે તો જીએ તેવાજ થયું છે. છલ્લે મારો વારો આવ્યો. મારી ભાંગ તો તે વખત તદ્દન ઉતરી ગઇ હતી, તેથી આપણે તો સરાજ પડયા અને કહ્યું કે હું તો પુનર્જન્મ માનતોજ નથી!

કોણ કહી શકશે કે "હમે સાહેબ લોકો કરતાં ઓછા સુધરેલા છીએ"? માત્ર એમના અને આપણા સુધારા 'સીવીલીઝેશનમાં' ફેર છે. પછી તે ફેર આસમાન જમીનનો કેમ ન હોય, ઉપર તળેનો પણ કેમ ન હોય, પણ તેથી શું થયું? ફેર તે ફેરજ બીજું કાંઇ નહીં. દાખલા તરીકે પોષાકની બાબતમાં સાહેબ લોકો આપણાથી બહુ સુધરી ગયલા જણાવવામાં આવે છે. એ લોકોના મોર્નીંગ ડ્રેસ જુદો, ઓફીસ ડ્રેસ વળી ઓરજ, ઇવનીંગ ડ્રેસ વળી ત્રીજો અને નાઇટ-ડ્રેસ પાછો જુદો. હવે આપણામાં દર પહોરે પોશાક નથી બદલાતો પણ પ્રસંગ પ્રમાણે બદલાય છે. જુવો કે જમતી વખતે મુગટાનો પોશાક પહેરીયે છીએ. ઝાડે ફરવા જતી વખતે પણ ખાસ જૂદોજ યુનીફોર્મ પહેરવો પડે છે. ન્યાતમાં વળી અબોટીયુંજ પહેરવું પડે છે, અને શાહજન મહાજનમાં વળી રેશમી કીનારનું ધોતીયું અડાવીએ છીએ. ઘરમાં પાંચ હાથીયું,-પંચીયુંજ-પહેરીએ છીએ. આ તો કટિ પ્રદેશ પર્યંતના પોશાકના ઇતિહાસ-ભૂગોલ થયા. હવે શિરની કથા સાંભળો. સંતમ્માં ફેંટા પહેરીયે છીએ, શોકમાં કાળી પાઘડી ધારણ કરીએ છીએ અને નહીં તો લાલ લીલી વિવિધ રંગની પાઘડી પટકાવીએ છીએ. હાલનાં વળી બંગાળી બની જઇએ છીએ! આટલાં સુધી ટોપીથી ચલાવીએ છીએ અને સભામાં પાઘડી માથાને બદલે ગુર્દન પહેરાવીએ છીએ. અહો!! સાહેબ લોકો કરતાં આપણે કેટલા

બધા આગળ વધી ગયા છીએ ? એ લોકો હજી આપણા કરતાં કેટલા બધા પાછળ છે, આપણા આગળ છોકરા જેવા છે; કારણ કે આપણામાં છોકરા જેમ ટોપી પહેરે છે તેમ એ લોકો પણ ટોપીજ પહેરે છે. એ લોકોમાં પાઘડી હજી છેજ નહીં, એ શોધ તેઓમાં થઇજ નથી. એ લોકો નકલ કરવામાં ગમે તેવા હોશીઆર છે પણ પાઘડીની નકલ કરવામાં નિષ્ફળ નીવડ્યા છે. એ લોકોને એના અટાપાટા બાંધતાજ ન આવડે, પછી કેવી રીતે પહેરે ? અરે, પાઘડી બાંધવાનું વ્હાલવુંજ ક્યાંથી લાવે ? માથા પર હમ્મેંદ તાકો લઇને ફરવાની કળા આપણામાંજ છે. હજી પણ આપણા યુનીફોર્મ સાંભળો. જનોઇ લેતાં માથું મુંડાવીએ છીએ, લગ્ન વખતે લપ્પાની પાઘડીનો ભપકો કરીએ છીએ, અને અપ્પરણી વખતે વાંકી ટોપી ડાબે કાને કલમ, પહેરી, ધારી. ટટ્ટુ થઇને દોસ્તોમાં ફરીયે છીએ ! સાહેબ લોકોમાં તો બહુ તો પાંચ-છ જાતની માત્ર ટોપીઓ, પણ આપણામાં તો ઉઘાડું માથું, ટોપી અને પાઘડી ત્રણે ! અને તે દરેકમાં પાછા કેટલા બધા વિભાગ ? ધન્ય છે આપણા સીવીલીઝેશનની વિચિત્રતાને. સાહેબ લોકો હજી આપણી તોલે આવતા બહુ વાર છે, વાર !

"રંમકડું."

## માસિકોના કેટલાક ઉત્તમ લેખોનો સાર.

ગત માસમાં અંગ્રેજી માસિકોમાં મુખ્ય વિશેષતા ઇંડીયન રીવ્યુ (મદ્રાસ) માં આવેલાં કેટલાંક જીવનચરિત્રો છે, જેનો સાર નીચે આપવામાં આવે છે.

**હીંદુ કવિ મીસ તુરુ દત્ત અથવા ધોરૂલતા દત્તનું જીવનચરિત્ર**—ગયા ફેબ્રુઆરી માસના **ઇન્ડીયન રીવ્યુ (મદ્રાસ)** માસિકમાં મી. ઘોષાલ એમ. એ. આપે છે. તે વિદુષીનો જન્મ ૧૮૫૬ માં કલકત્તામાં થયો હતો. જો પરમાત્માએ આ નશ્વર વિશ્વમાંથી ઉગતી યુવાનીમાં સદાને માટે તેને દૂર ન કરી હોત, તો આ સમયે તેની મનોરંજક કવિત્વ શક્તિરૂપી અમૃતધારાનું પાન કરવા સમસ્ત પ્રજા ભાગ્યશાળી નીવડી હોત ! અંગ્રેજ પ્રજા પણ વખતના વ્હેવા સાથે, તેની અદ્ભુત રસાલંકારથી પ્રપૂર્ણ કવિત્વ શક્તિ માટે અવશ્ય ગુણગાન ગાત; અને સાહિત્ય પ્રદેશની પ્રવાસિની અનેકી વિદુષી બાલિકા, પૂર્વ વા પાશ્ચાત્ય સાહિત્યના નેતાઓની હારમાળામાં ગણાવા ભાગ્યશાલિની બનતે, પણ દુષ્ટ દૈવને તેમ ગમ્યું નહિ. પાષાણ હૃદયી નિર્દય ક્રૂર કાળ-યમદેવ, તેની યુવાન અવસ્થાનો અતિથિ થયો. તુરદત્ત જગતને તુરી લાગી. ધોરૂલતા વિશાળ વિશ્વ-વાડીમાં થોડું અલ્પ જીવન ગાળી અદ્રશ્ય થઇ. જેવું કર્મ ! જેવું ભાગ્ય ! તેનું વંશવૃક્ષ અતિ પ્રશંસનીય તેમજ ઉચ્ચ પંક્તિનું હતું. બંગલામાંના પ્રસિદ્ધ **રામબગન દત્તના** વંશની તે દીપિકા હતી. તેનો પિતા **બાબુ ગોવિન્દ દત્ત** પોતે એક સારો કવિ હતો જ્યારે તેનો કાકા રા. બા. **શશીચન્દ્ર** હતો. ત્રણે ભાઇ બહેનોમાં તે સર્વથી નાની હતી. તેનો વડિલ બન્ધુ **અબજુ** અને **અરૂ** નામની બ્હેન બન્ને યુવાનીના પ્રભાતમાં ઉગતી કળીઓ પેઠે કાળના મુખ પ્રદેશમાં નિદરતાથી ભ્રમણ કરતાં કરતાં ચૌદ અને વીસ વર્ષના ટૂંક સંસાર પ્રવાસમાં મરણ-શરણ થતાં હતાં. ત્રણ વર્ષ પછી ત્રેવીસમે વર્ષે તુરુલતા પણ તેજ ગતિને પામી હતી. યુરોપ આદિ પ્રદેશોમાં પિતા સંગે તે ગઇ હતી, અને માત્ર તેર વર્ષની વયે સાહિત્ય પ્રવાસમાં વિજયી નીવડવાને તે શક્તિવાન નીવડી હતી. ૧૮૭૩માં તે પાછી ફરી હતી. પાશ્ચાત્ય શિક્ષણ ઉપરાંત સંસ્કૃતનું જ્ઞાન પણ તેણે સંપાદન કર્યું

હતુ. તેના સર્વ કુટુંબીઓ એકાન્ત જીંદગી ગાળતા હોવાથી અન્યોનો સહવાસમાં આવી નહોતી. જ્યારે તેણે વિશાળ અંગ્રેજી કવિતાના સાહિત્ય-ક્ષેત્રની અંદર 'મેંક' નામથી રમણ કરવા માંડયું. ત્યારે હરેકની માન્યતા એવી હતી, કે એ ઉપનામ કોઇ એંગ્લો-ઇન્ડીયને ધારણ કર્યું હશે. "The Ancient Ballads and Legends" નામક કાવ્યથી તેનું નામ જગ-ઇતિહાસમાં પ્રસિદ્ધ બન્યું છે. ઉપરોક્ત કાવ્ય તેની હયાતીમાં પ્રચલીત નહોતું થયું. વિદેશી ફ્રેંચ ભાષાની અંદર ચિતરાયલી "Le journal de Mlle D'arvers નામક નવલકથા પણ તેની અદ્વિતિય સાહિત્ય શક્તિનું ભાન કરાવે છે. ઈ. સ. ૧૮૭૭ માં ક્ષયના રોગથી પથારીવશ થઈ હતી, અને ઓગસ્ટ માસની ૩૦ મી તારીખે તેનો દેહાંત થયો. તેણે ઉપરોકત કાવ્યોમાં સતી **સાવિત્રીને એક આદર્શ પત્ની** અને **સિન્ધુને એક આદર્શ-પુત્ર** તરીકે બન્નેનો તાદૃશ્ય ચિતાર અતિ ઉત્તમ રીતિયે વર્ણવ્યો છે. **લક્ષ્મણ, પ્રલ્હાદ, ધ્રુવજી, સીતા** આદિ અનેક રસમય અન્ય અંગ્રેજી કાવ્યોની અંદર કવિત્વ શકિતની માધુર્યતા દર્શાવેલી છે. જોગમાયા ઉમાનું તેનું કલ્પિત કાવ્ય પણ અતિ પ્રસંશાપાત્ર છે. જાણીતા અંગ્રેજ લેખક એડમંડ ગોસના હાથમાં અચાનક રીત્યુ માટે આ કવિતા આવી અને તેના 'રીત્યુ' થીજ તે ઇંગ્લાંડમાં પ્રખ્યાતિને પામી છે.

**સ્વામી રામતીર્થ**—નું જીવન વૃતાંત ઉત્સાહ માસિકમાં શ્રીયુત પુરણચન્દ લખે છે. પંજાબમાં આવેલા ગુજરાનવાલા જીલ્લાના એક નાના ગામડાંની અંદર એક અતિ કંગાળ બ્રાહ્મણને ત્યાં ઇ. સ. ૧૮૭૩ માં તેનો જન્મ થયો હતો. હીંદી રામાયણના કર્તા તુલસીદાસના સ્વામી રામતીર્થ વંશજ હતા. પ્રખ્યાત તુલસીદાસજીના વંશના મુરલીવાળા ગોસ્વામી બ્રાહ્મણો છે એવી આધુનિક સમયમાં માન્યતા છે. તેના પિતા ગોસ્વામી હિરાનન્દની આજીવીકા પેશાવર અને દેવાતની ખીણોના પ્રદેશમાં પ્રવાસ કરવાથી થતી હતી. જન્મ પછી ત્રણ દિવસે માતાનો સ્વર્ગવાસ થયો હતો. ન્હાનપણથીજ તેઓ વિદ્યાના રાગી હતા, ને રાતના બાર વાગ્યા સુધી વાંચતા. અને તે સારૂ તેલ ખરીદવા અન્ન પણ વેચી નાખતા અચકાતા નહીં! ઉપરોક્ત અમુલ્ય દૃષ્ટાંત અન્ય વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે અનુકરણીય છે. બીજાના જેવા સ્વામીશ્રી અનિયમિત નહોતા. વીસ વર્ષની ટૂંક વયમાં ગણીત શાસ્ત્રમાં તેઓ એમ. એ. થયા હતા. ચાર વર્ષ બાદ તેઓ પ્રોફેસર હતા. વર્ષ સુધી સને ૧૮૯૯ ના અન્ત પછી એક વર્ષપર્યન્ત અરણ્યમાં એકાન્ત જીવન ગાળી તૃષ્ણાનો ત્યાગ કરી ૨૬ વર્ષની વયે સન્યાસી થઇ ગયા હતા. હાફીઝ, મગરબી, ઉમરખ્યામ અને ઇરાનના અન્ય પ્રખ્યાત સુફીઓની સાહિત્યપ્રસાદીનું તેમણે ઉંડું અધ્યયન કર્યું હતું. હિન્દી, ઉર્દુ અને પંજાબી કવિયોનાં કાવ્યોની માધુર્યતા અને રસ પણ તેમણે થોડો પીધો નહોતો. રોજ ૪૦ માઇલ ચાલવું તેને મન રહેલું કાર્ય હતું. અમેરીકાના સોલજરોની સાથે ૪૦ માઇલ પગે દોડવાની શરત તેઓ રહેલાઇથી જીત્યા હતા. ગંગોત્તરી, જમ્નોત્તરી અને બદ્રીનારાયણમાં હીમથી ઢંકાયલા શૃંગ-ગીરિ પર માત્ર એક ધાબળી અને સાધારણ વસ્ત્ર સાથે પ્રવાસ કીધો હતો. તેઓ કહેતા કે Experimental Religion (અનુભવ સિદ્ધ ધર્મ) હું માનું છું. ટોકીઓ ઇમ્પીરીયલ યુનીવરસીટીના સંસ્કૃતના અને તત્વ જ્ઞાનના આચાર્ય શ્રીયુત ડૉ. ટાકાકુસુ (Takakushsu) જ્યારે સ્વામી રામતીર્થ સંગે મળ્યા હતા તેને પરિણામે તે વિદ્વાને એવો અભિપ્રાય પ્રદર્શીત કર્યો હતો કે 'હિન્દુસ્તાનના અનેક અન્ય મહાત્માઓ અને વિદ્વાન શાસ્ત્રીઓને ઇંગ્લાન્ડમાં પ્રોફેસર મેકસ મુલરને ત્યાં અને જર્મનીમાં અન્ય સ્થળે હું મળ્યો હતો પણ સ્વામી રામતીર્થ જેવો પુરૂષ જીંદગીમાં મેં નથી જોયો." અમેરીકાથી હિન્દુસ્તાનમાં પાછા ફરતાં ઇજીપ્તની મસીદની અંદર મુસલમાનો સમક્ષ ફાર્સી ભાષામાં તે ભાષણ કરતા. તેહરીગારવાલની સમીપ એક દિને ગંગામાં સ્નાન કરતાં, પગ લપસી જવાથી તેમનો દેહાંત થયો હતો. મૃત્યુની બે ત્રણ સાલ પૂર્વે જાણે ભગતની ભવિષ્ય વાણી કરતાં તેઓ બોલ્યા હતા કે—હે યમદેવ! ઓ મિત્ર યમદૂત! જો તારી મનોભિલાષા હોય તો મને, મૂત્ર આદિ પદાર્થોથી ભરેલું આ નાશવંત કલેવર લઈ જા. હવે મારે બીજાં અનેક નવીન શરીરોની અંદર પ્રવેશ કરવાનું—જીવવાનું છે. નદિ નાળાંની અંદર ઇશ્વરનાં પવિત્ર નામનું સ્મરણ કરો કરો સુખેથી. રશ્મીઓ—રશ્મીઓ

**દરભંગાના મહારાજાનું જીવન વૃત્તાંત**—પ્રાચીન કાળના જનકરાજા અને મહાત્મા ગૌતમ ઋષિ આદિ અન્ય મહા પુરુષોના પવિત્ર નિવાસ સ્થાન તરીકે પ્રસિદ્ધ થયલી મિથિલા દેશના નરાધીશ સર રામેશ્વરસીંગ કે. સી. આઇ. ઇ. મહારાજ બહાદુરની જીવનકથા ઈંડીયન રીવ્યુમાં લખતાં 'પ્રશંસક' ઉપનામ-નો લેખક કહે છે કે રાજશ્રીનો જન્મ ઇ. સ. ૧૮૬૦ ના જાન્યુઆરી મહિનાની ૧૬ મી તારીખે થયો હતો. સોળમા સૈકાના પ્રારંભમાં અકબર પાસેથી દરભંગાના રાજ્ય સનદ મળી હતી. અને તેના વડાને રાજાની પદવી તે મોગલ બાદશાહે આપી હતી. મોગલ શહેનશાહેએ દરભંગના મહારાજાના પૂર્વજોને વંશ પરંપરા એવી શરતે દરભંગાનું રાજ્ય આપ્યું હતું કે ત્યાંના રાજાઓએ ગરીબોનાં કષ્ટ કાપવા, દુઃખીઓનાં દુઃખ ટાળવાં, કુવિચારો-ને નેઓના કાર્યોમાં સહાયતા આપવી અને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવું. ઉપરોક્ત પ્રાચીન નિયમાનુસાર હાલના રાજાના પૂર્વજોએ નિષ્કલંકતાથી તંત્ર ચલાવ્યું હતું. આગલા કાળમાં દરભંગાની રાજ્યસત્તા ગંગાથી તે કોશી નદી સુધીમાં આવેલા મુજફરપોર, દરભંગ અને ચંપારન્ પ્રદેશો પર્યંત વિસ્તીર્ણ હતી. રાજા મહેશ્વરસીંગ બહાદુરના ત્રણ પુત્રોમાંથી હાલના મહારાજા સર્વથી નાના છે. લોર્ડ લીટને સને ૧૮૭૮ માં હાલના મહારાજા સાહેબને સ્ટેટ્યુટરી સીવીલ સર્વીસમાં નીમ્યા હતા, દરભંગા, આરા અને બાગલપોરના કેટીયા અને મદદનીશ મેજીસ્ટ્રેટનું કાર્ય તેણે કુશળતાથી કર્યું હતું. ઇ. સ. ૧૮૬૬ ના મે મહિનાની ૧૪ મી તારીખે તેને બ્રિટીસ ગવર્નમેન્ટે રાજા બહાદુરનો ઇલકાબ અર્પણ કર્યો હતો. વડિલ બંધુના સ્વર્ગવાસ પછી સને ૧૮૯૮ ના ડીસેમ્બર મહિનામાં રાજા બહાદુર રામેશ્વરસીંગ દરભંગાની ગાદીએ આવ્યા હતા. સને ૧૯૦૭ માં મહારાજ બહાદુરના ઇલકાબથી નવાજવામાં રાજશ્રીને આવ્યા હતા. કલકત્તાની નેશનલ બેંકના તેઓ મુખ્ય ડાયરેક્ટર અને યોજક છે. બીહારની પંચાયત મંડળીના તેઓ પ્રમુખ છે. કલ-કત્તાના વિશ્વવિદ્યાલય માટે અઢી લાખ રૂપીઆ દાન આપવાથી મહારાજને ફેલો નીમવામાં આવ્યા હતા. અખિલ બ્રાહ્મણોના તેઓ વડા છે, જ્ઞાતિ સંબંધી સર્વ કજીયાઓનો ફેંસલો તેઓ કરે છે, અને તેમનો ચુકાદો અંતિમ, અનુલ્લંઘ્ય ગણાય છે. હિન્દી, ઉર્દુ, ફારસી અને અંગ્રેજી ભાષા અર્થીનું તેમનું જ્ઞાન ઉચ્ચ પ્રકારનું છે. બાર જ્યોતિર્લીંગ, ચાર ધામ અને સાત પુરીની પ્રદક્ષિણા પોતે કરેલી છે! પોતે વળી ધર્મચુસ્ત મનુષ્ય છે. દિવસમાં ૫ કલાક પર્યન્ત એક સાધારણ મનુષ્ય પ્રમાણે પોતે કાર્ય કરે છે. પોતે ક્રોધને વશ કર્યો છે, તે સર્વ સદ્ગુણોમાં રત્ન પ્રમાણે તેનાં હૃદયમાં પ્રકાશે છે! પોતાના સાધારણ અનુચરો પર પણ ક્રોધે કોપે ભરાતા નથી. પ્રતિ વર્ષે ગણપતી પુજન, ઇન્દ્રપુજન અને દુર્ગા-દેવી પુજન સ્વયં કરે છે! વર્તમાન સમયમાં રાજનગરમાં મોટે ખર્ચે આરસપહાણનું અતિ સુંદર મંદિર બંધાવે છે. આર્ય પ્રજા માટે હિન્દુ વિશ્વ વિદ્યાલય માટે પાંચ લાખ રૂપિયાની રકમ તેમણે આપી છે. ગાદીએ આવ્યા પછીના બાર વર્ષના ટુંક અરસામાં મહારાજ બહાદુર સાર્વજનિક ઉપયોગ સારૂ રૂ. ૪૨,૪૩,૩૮૫ વાપરી ચુક્યા છે. શેતરંજની રાજ રમતમાં પોતે અતિ પ્રવીણ છે અને 'રેસ' ની રમતમા પણ નિપુણ છે. ઇશ્વરે તેમને ત્રણ સંતાનો આપેલાં છે. ગાદી વારસ કુમાર કામેશ્વરસીંગ સને ૧૯૦૭ ના નવેમ્બરમા જન્મ્યા હતા. મહારાજ બહાદુરને ઉત્તરાજપુર, ઓરીસા અને બીહારના નવા ઇલાકાની નવી એક્ઝીક્યુટીવ કાઉન્સીલના સભાસદ નીમવાનું નક્કી થયું છે.

**પુણાના મહાર આદિ અસ્પર્શ્યોની ગણત્રી અને સ્થિતિ**—ની જે તપાસ, પુણાની એમીકેબલ કોલેજના પ્રીન્સીપાલ ડો. હેરલ્ડ એચ. મૈને કીધી હતી તેનું વૃત્તાંત ડીસેંબર ને અંગ્રેજ માર્ચના હિંદુસ્તાન રીવ્યુ (અલ્હાબાદ) માં આપે છે. અત્યારના સમયનો સદુપયોગ આ જાતનું જરૂરી કામ બેશું કરવામાં ડો. મૈને વ્યતીત થયો હતો. તે કહે છે કે પેશવાનું પાયતખ્ત પુના પ્રથમ તો ગામડું હતું, અને હાલનું નગર તે અનેક લોકો ગામડાંઓનું બનેલું છે. શહેરની વસ્તી ૧૧૧ હજાર, કેન્ટનમેંટની ૩૨,૭૭૩ તથા બાજુનાં પરાંઓની ૯,૧૧૨ છે. શહેરની વસ્તીમાં આશરે ૭-૮ હજાર અસ્પૃશ્યો છે. ૧૮૮૧ ના સાલની ગેઝીટીયરમાં તેઓ વિષે બહુ ખરાબ મત આપ્યો છે—"તેઓ આળસુ, પ્રમાદી, અખમસ્ત્રીયા, ટાયરીયા, ખેદુ અને લુચ્ચા છે! સ્ત્રી પુરુષ બન્ને અભિમાની છે, અને મરજી પ્રમાણે પતિ, પત્નીઓ ને પત્ની પતિનો ત્યાગ કરી જાય છે! તેઓ મહા દરિદ્ર છે અને પેટ ભાગુના વાસણો બાર-રન છે, સંગમાં નાચ કરે છે અને ગાળા અને ગીતનાગમાં એક પારંગીજ માફ છે" ડો. મૈન કહે છે કે એ

વર્ણનનો ક્રમમાં ક્રમ અર્ધો ભાગ ખોટો પડયો છે, એવું તેમની સ્થિતિમાં પરિવર્તન થયું છે. એક વર્ગ તરીકે તેમની ઉપરોક્ત વાત અદનશીલ છે. તેમના વિષે ઘણી બારીક વીગત મેળવવા મેં પ્રયત્ન કર્યો છે. તેમનાં ૧૪૦૦ કુટુંબો છે; તેમાં મહારોની વસ્તી ૨૦૬૬ અને કુટુંબો ૫૫૫ છે, જેના બે વિભાગ પાડી શકાય. વતનદાર વર્ગ ઉંચો છે; તેમની જમીન તથા વાડા છે, અને તેમણે પોતાની જમીન ઉપર મોટે ભાગે પાકાં અને સગવડ ભર્યાં ઘર બાંધ્યાં છે. વતન વગરના, જમીનદારોની જમીનપર રહીને મજુરી કરે છે અને તે પર ઝુંપડું બાંધીને રહે છે. શેઠ સંડાસ શીવાય બીજું કશું પુરું પાડતો નથી. પોપાણો ભાગ એવા મજુરી કરનારા-વતન વગરના મહારોનો છે. એ ૨૦૬૬ માંથી ૯૪૨ કમાનારાં હતાં, ૫૭૪ પુરુષો, ૨૯૭ સ્ત્રીઓ અને ૭૧ છોકરાંઓ. તેઓ મ્યુનીસીપાલીટીમાં ઝાડુવાળા તથા કુલી તરીકે, રેલ્વેમાં, કારખાનાંમાં, ઘરનોકર વગેરે તરીકે પેટ ભરે છે. આ તપાસ કરવાનું પ્રયોજન અસ્પર્શ્યોની ખરી સ્થિતિથી વાકેફગારી મેળવવાનો હતો. અને તે કામ માટે તેણે લીધેલી પુષ્કળ મહેનત જોતાં તેના આ આર્ટીકલની કીમ્મત અસાધારણ ગણવી જોઇએ.

**જે. કૃષ્ણમૂર્તિ**—બુદ્ધ, ઇસુખ્રીસ્ત, જરથોસ્ત, મહર્ષિ મૈત્રેય ઇત્યાદિ નામ તથા શરીર ધારણ કરનાર મૂળ એકજ આત્મા જુદે જુદે રૂપે હતા એવી થીઓસોફીસ્ટોની નવી માન્યતા છે. અને તેજ આત્માએ આ કાળમાં મદ્રાસ ઇલાકાના એક સ્વર્ગવાસી થીઓસોફીસ્ટના પુત્રના રૂપમાં જન્મ લીધો છે, અને તે પોતાનું જગતને ઉપદેશ કરવાનું પૂર્વ મહાજન્મોનું કર્તવ્ય કરનાર છે એમ તેમનું વધુ માનવું છે. તેનું નામ જે. કૃષ્ણમૂર્તિ છે. થીઓસોફીસ્ટો પોતાની માન્યતા તથા દિવ્યશક્તિ ઉપરાંત એ અસાધારણ માન્યતા માટે કશું કારણ આપતા ન હોવાથી તેનું સત્ય માન્ય ન રાખતાં પણ, તે યુવક મહા તેજસ્વી તો નિસ્સંદેહ છે. માર્ચના **થીઓસોફીસ્ટ** (મદ્રાસ) માં તેનો સુંદર ફોટો આવ્યો છે, જેમાં તેની પ્રકાશમાન કાંતિનું પ્રતિબિંબ જોવામાં આવે છે. તે હજુ તરૂણ વિદ્યાર્થી છે, અને ઓક્સફર્ડના ગ્રેજ્યુએટ કરવાનો તેના વાલી મીસીસ એનીબીસંટનો વિચાર છે. આગલી સફરમાં તે સારૂ તેને મીસીસ બીસંટ ઈંગ્લંડ લઇ ગયાં હતાં. પણ ત્યાં મી. લીડબેટર શીવાય બીજા કોઇને તે સોંપાય એમ ન હોવાથી મીસીસ બીસંટને તેને પાછો પોતા સાથે હીંદુસ્તાન લાવવો પડયો હતો. મીસીસ બીસંટ ઉક્ત માસિકમાં કહે છે કે યુરોપમાં હાલ પોતે ગઈ છે તેની સાથે તે ભાવિ પેગંબરને તે લઇ ગઇ છે, અને ઓક્સફર્ડની યુનીવર્સીટીમાં મી. કૃષ્ણમૂર્તિ દાખલ થાય તે સારૂ મી. જીનારજદાસ તેને સંસ્કૃત તથા પાલીનો અભ્યાસ કરાવે છે. કૃષ્ણમૂર્તિના સર્વે જન્મનું એકજ નામ 'એલસીયોન' થીઓસોફીસ્ટોએ આપ્યું છે,. અને એ લેખક તેના સર્વે પૂર્વ જન્મોનું વૃત્તાંત કોણ જાણે કયાંથી લાવીને વીગતવાર આપે છે. કૃષ્ણમૂર્તિએ વિદ્યાર્થી વયમાં "એટ ધી ફીટ ઓફ ધી માસ્ટર્સ" નામક અંગ્રેજી પુસ્તક તેમના કહેવા પ્રમાણે મહાત્માઓની પ્રેરણાથી લખ્યું છે અને તેની અનેક આવૃત્તિઓ થઈ છે. એટલુંજ નહીં પણ અનેક પર ભાષાઓમાં તેનાં ભાષાંતરો થયાં છે.

## ગુજરાતી.

**ધન્વન્તરી (વીશનગર) માસિકના તંત્રીનું આત્મનિવેદન**—"આ માસિકના તંત્રીનો જન્મ સંવત ૧૯૧૦ના પોસ માસની પ્રતિપદાને દિવસે થયો હતો. મારી વય વર્ષ ૫૯ની હાલ થઇ છે. લગભગ ત્રીસ વર્ષ ઉપરાંતથી વૈદકના ધંધાનો મને અનુભવ છે. નામદાર ગાયકવાડ સરકારના રાજ્યની નોકરીમાં હું પંદર વર્ષની ઉમરે દાખલ થયો હતો. સંવત ૧૯૩૧ની સાલમાં હું જ્યારે દહેગામ દીવાની કોર્ટમાં સિરસ્તેદારની જગો ઉપર હતો તે વખતે મને આઠ દસ દિવસ તાવ આવ્યો હતો, જે વખતે મારી ઉમર ૨૧ વર્ષની હતી. લગભગ ૩૭ વર્ષમાં તાવની કે બીજી કોઇ જાતની બીમારી મેં ભોગવી નથી. તેમજ હું મારૂં રોજનું કામ કરવાને અશક્ત પણ થયો નથી. મારૂં શરીર નીરોગી રાખવાને માટે હું કોઈ દવાનું સેવન કરતો નથી. મેં સંવત ૧૯૩૦ની સાલથી રાખેલી નોંધપોથીપરથી પણ ખાત્રી થયા વિના રહે તેમ નથી. કોઇ પણ વખતે મને જો આગંતુક જ્વર આવ્યો હશે તો એક બે દિવસ થોડીવાર રહી ઉતરી ગયો હશે. મારા દાંત અને દાઢો હજુ કાયમ છે તથા કઠણ વસ્તુ હું ચાવી શકું છું. મારા શરીરની ચામડી ઉપર કરચલી પડી નથી. મેં

'શોર્ટ સાઇટ'નાં ચશ્માં કોઈ પણ વખત પહેર્યાં નથી; તેમજ લખવા વાંચવા સિવાય હું ચશ્માનો ઉપયોગ કરતો નથી. મારૂં શરીર સુદૃઢ અને નીરોગી છે. હું દરરોજ ઓછામાં ઓછા સોળ સત્તર કલાક કામ કરૂં છું; છતાં મને કંટાળો આવતો નથી. રાત્રિએ મને ગાઢ નિદ્રા આવે છે, સવારમાં સાડા ચાર કે પાંચ વાગે ઉઠું છું. ઉઠતાં બરાબર હું કેટલીક જાતની કસરત કરૂં છું. કસરતને લીધે ખોરાકનું સારૂં પાચન થાય છે અને દસ્તની બીલકુલ કબજીયત રહેતી નથી. તે પછી ધન્વન્તરિ માસિકના પહેલા બીજા વર્ષમાં સ્નાન કરવાનો જે વિધિ મેં લખેલો છે તે પ્રમાણે યથાવિધિ સ્નાન કરૂં છું. તે પછી નિત્યકર્મ અને ધંધાના કામમાં જોડાઉં છું. લગભગ વીસ માસથી હું સાંજે કાચું અન્ન અને ફળો લેઉં છું. કાચા ઘઉં, મકાઇ જેવા પદાર્થ પણ ખાધેલા પચી જાય છે. ઘણા માણસને પોતાનું શરીર બોજારૂપ અને પીડારૂપ લાગે છે. છતાં સૂર્યોદય પહેલાં કરેલી કસરત અને સ્નાનથી મારા મનને ને શરીરને જે આનંદ લાગે છે તે વાંચકવર્ગને બતાવવા મને શબ્દો જડતા નથી. દયારામ કવિએ કહ્યું છે કે—" મુગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું; સર્વે મન જાણે, બીજાને ન જાય કહ્યું." એ પ્રમાણે મને જે આનંદ થાય છે તે હું દર્શાવી શકતો નથી. **ધન્વન્તરી-જાનેવારી.**

**પાઘડી અગર ટોપીમાંથી સાપ કાઢવાની રીત**—આ ખેલ ઘણીવાર તમારા જોવામાં આવ્યો હશે. આ ખેલ સાધારણ મદારી અગર ખેલાડી જેને આપણે વાદી કહીએ છીએ તે કરે છે. તેમાં જાદુ જેવું કાંઇપણ નથી. પણ માત્ર હાથચાલાકી તથા ઝડપ કરવાની સફાઇજ છે. આ મદારી પોતાની પાસે બાંયમાં એક જાતનો **એડકા** નામનો સાપ રાખે છે ( જે કાંઇ પણ ઇજા કરતો નથી ) તે પોતાની પાસે **અગાઉથી** રાખે છે. અને ખેલ કરતી વખતે જોનારામાંથી કોઇ પણ માણસની ટોપી અગર પાઘડી જોરથી જમીનપર પછાડે છે જેની સાથેજ પેલો બાંયમાંનો સાપ પણ એકદમ બહાર ફેંકી દે છે. જે જોનારને અચંબો પમાડે છે— **જાદુગર ( માર્ચ ).**

**હોટેલોનાં ખાણાંપીણાં**—" સુધરેલા જમાના આ જમાનામાં નવી રોગો શા માટે ન થાય? આપણે ફરિયાદો કર્યા કરીએ છીએ કે આપણામાં રોગો વધતા જાય છે અને તેજ વખતે રોગોના મુખમાં પડવા માટે આપણે સૌ દોડી રહ્યા છીએ! હાલનાં હોટેલો એ એમાનું એક મુખ્ય સ્થળ ઉત્પન્નોનું ઘર છે! એ હોટેલોમાં રોગનાં બી ઉછેરાય છે અને તેના ગ્રાહકોને અરસપરસ વહેંચવામાં આવે છે! ખાણાંપીણાંના શોખિનોને ગળે આ કડવો ઘુંટડો ઉતરશે નહિ! રોગ એ વસ્તુ જો મૂર્તિમાન એટલે શરીરવાળી હોત તો અમે આ ચા, કોફી અને ભજીયાં પતરવેલીયાંના શોખિન શહેરીઓને એ રોગ કાંઇ પકડીને બતાવી દેત! પણ કમનશીબે એ વસ્તુઓમાં રોગ કોઈ આકાર ધારણ કરીને બેઠો નથી. રોગનાં બીજ ત્યાં અદ્રશ્ય રીતે ઉછરે છે અને ખાણાં પીણાંની આ સર્વ વસ્તુઓ સાથે આપણે એ અદ્રશ્ય બીજ આપણા શરીરમાં નાખીને ચાલતા થઇએ છીએ. તમે રસ્તે ચાલતાં ઢળી દેઇને હોટેલમાં ઘુસો છો! પાણીની તરસ લાગી કે સોડાવોટરની બાટલી મોઢે માંડો છો અથવા હોટેલવાળો ટંબલર ભરીને આપે છે તે ગટગટાટ પી જાઓ છો અને બે ચાર પૈસા આપીને ચાલવા માંડો છો. તરસ મટાડવાને માટે જે કુદરતી નિર્મળ પાણી મફત અથવા મુંબઇ જેવાં શહેરમાં એક પાઇનો એક લોટો મળી શકે તે મૂકીને ગંદા સંસ્થાઓમાં હલકી વર્ગના લોકોના હાથમાં બનેલાં ગંદાં પાણી તમો પીઓ છો! ચા કોફીના શોખિનો—બ્રાહ્મણ, વાણીઆ અને ભાટીયા જેવી ઉંચી ગણાતી હિંદુ જ્ઞાતિના જુવાનો રસ્તે ચાલતાં હોટેલ દેખે છે કે તેમાં ઘુસે છે! ટેબલ ખુરશી અને બીડી તથા બાકસ ( દીવાસળીની પેટી ) ત્યાં તેમનો સત્કાર કરવા માટે તૈયાર હોય છે! મૂળમાં સાહેબ સરખો ( હલકટ ફિરંગી જેવો ) વેશ તો હોય છે, તેમાં ટેબલ ખુરશી બેસવાને મળે છે; રંગ બેરંગી રકાબી પ્યાલાનો ખણખણાટ, અને સોડાવોટર, લેમોનેડ જીંજરેટ જેવાં બનાવટી પીણાંની બાટલીઓ ખુલવાનો ફટાકડ અવાજ સાંભળીને દયાજનક જુવાનોને એક પ્રકારનો મોહ થાય છે—**વૈદ્ય કલ્પતરૂ** ( અમદાવાદ ) ના આ લેખ સાથે હમે સંપૂર્ણ રીતે મળતા થઇએ છીએ. જ્ઞાતિઓ નીલાયત જનારને બદલે ગંદી હોટલમાં જનારાઓને ન્યાત બહાર મૂકે તો વધુ લાભ થાય!

# આર્યાવર્ત તથા જગત્‌ની સાંસારિક અને ધાર્મિક સ્થિતિ તથા ઉન્નતિનું અવલોકન.

**જગત્ વ્યાપી કોંગ્રેસો**—જ્યારે હીંદુસ્તાનમાં અમુક વર્ણની અમુક જાતિના અમુક લાભ તથા સ્વાર્થવૃદ્ધિ સારૂ અમુક ગામમાં 'કોન્ફરન્સ' ભરાય છે ત્યારે યુરોપના દેશોમાં, તે કેવલ દેશના લાભ સારૂ નહીં, યુરોપ ખંડના લાભ સારૂ નહીં. કિંતુ જગત્ માત્રના લાભ સારૂ સાર્વજનિક સાર્વભૌમિક કોંગ્રેસો ભરાય છે! તેમાંની ઘણી કોંગ્રેસની તિથિ પણ મુકરર થઇ ચુકી છે. (૧) **પૂર્વ તરફના દેશોના સાહિત્યના વિદ્વાનો** (ઓરીએન્ટેલીસ્ટસ) ની કોંગ્રેસ તા. ૪ થી એપ્રીલે ગ્રીસના પાટનગર અને પ્રાચીનકાલમાં એક વખત સીવીલાઇઝડ પૃથ્વીનાં મહાપાટનગર એથન્સ નગરીમાં મળનાર છે. (૨) જગત્ માત્રમાં વસ્તી ઉછરતી માનવી પ્રજાને નીતિનું અને **નીતિમાન કરવાનું શિક્ષણ આપવાં** કેવા ઉપાયે યોજવા તેનો વિચાર કરવા એક બીજી **સાર્વભૌમિક કોંગ્રેસ,** દેશ પરદેશો વચ્ચેના કજીયાનો ફેંસલો કરનારી ટ્રાઇબ્યુનલનાં સ્થલ તરીકે પ્રખ્યાત થયલી ધી હેગ (હોલેંડની રાજનગરી) માં તા. ૨૨ થી ૨૭ મી ઓગસ્ટ સુધી મળશે. આ હેતુની કોંગ્રેસ પ્રથમ ૧૯૦૮ માં લંડનમાં મળી હતી, જેમાં પૃથ્વીના ૨૧ સ્વતંત્ર દેશોની સરકાર તરફના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. આ વખતનો પ્રમુખ જર્મનીના મેકલેનબર્ગનો ડ્યુક છે. આ વખતે નીતિને ધર્મની માન્યતા સાથે શું સંબંધ છે તે પર ખાસ ચર્ચા ચલાવવામાં આવશે. શારીરિક બલ, આરોગ્ય, સ્વચ્છતાના નિયમો, કસરત, રમત, ગમત, તથા ભોજન એની મનુષ્યની નીતિ ઉપર શું અસર થાય છે તે પર પણ વિચાર ચલાવવામાં આવશે. વ્યક્તિગત તેમજ સંયુક્ત સ્પર્દ્ધા—હરીફાઇથી નીતિ કેટલી બગડે છે કે સુધરે છે તેના નિયમ તથા તેની હદનું પણ સંશોધન થશે. પ્રાથમિક શિક્ષણ લેનારાના ધંધા, સાધારણ તથા યુનીવર્સીટીનું શિક્ષણ લેનારાના ધંધાની નીતિ પણ તપાસવામાં આવશે. જુદી જુદી શાળાઓના વિદ્યાર્થીઓ, શારીરિક અશક્તિ વા ખોડ વાળા વિદ્યાર્થીઓ, ગુન્હાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય—નીતિ કેમ સુધારવું તે પર પણ યોગ્ય ઉહાપોહ થશે. આ વિષયનાં નામ માત્ર વાંચીને પણ આત્માને આનંદ થાય છે તો તે વિષયોના અનુભવી વિદ્વાનોનાં વિવેચન તથા વાદવિવાદથી તો આત્મા તૃપ્ત થઇ જવા વગર રહેજ નહીં! તડાકામાર ઞાતિગ્રસ્ત હીંદુઓ, બાહ્ય જગત્ પર દ્રષ્ટિ કરીને જગત્‌ના પણ યોગ્ય નાગરિક થવા પ્રયત્ન કરો. તેમ થવા વિના આવી કોંગ્રેસમાં તમારા પ્રતિનિધિ હોવા અશક્ય છે. અને તે વિના જગત્‌ને મન તો મીંડુંજ છો! (૩) લંડન પણ કોંગ્રેસથી ખાલી રહેનારૂં નથી. બ્રીટીશ મહારાજ્યની **યુનીવર્સીટીઓ** (જે આશરે પચાસ ઉપર છે) **નાં પ્રતિનિધિઓની** કોન્ફરન્સ ત્યાં આવતી વસંત (જુન—જુલાઇ) માં મળનાર છે. ન્યુઝીલેંડ, ઓસ્ટ્રેલીયા વગેરે દુર સ્થળોના પ્રતિનિધિઓ પણ તેમાં ભાગ લેવા આવનાર છે, આ દેશની પાંચે યુનીવર્સીટીના પ્રતિનિધિ પણ હાજર થશે. સર્વ યુનીવર્સીટીના સામાન્ય હિતની વૃદ્ધિ કરવા તથા ઉચ્ચાર શિક્ષણના સંબંધમાં વિચાર કરવા આ કોંગ્રેસ મળનારી છે. લંડન અને ગ્લાસગોની યુ. ના ચેન્સલેર લોર્ડ રોઝબરી ૧ લે દિને તથા તે પછીને દિનોએ લોર્ડ કર્ઝન (ઓક્સફર્ડ યુ. ના ચેન્સલેર) તથા કેમ્બ્રીજ યુ. ના ચેન્સેલર લોર્ડ રાલે પ્રમુખસ્થાને બીરાજશે, પ્રતિનિધિઓ ઇંગ્લંડની યુનીવર્સીટીઓ જાતે જોવામાં તથા પોતાની યુ. સાથે પ્રત્યક્ષ તુલના કરવા મુલાકાત લેવામાં ૧ મહીનો ગાળનાર છે.

**ઇંગ્લાંડમાં હિંદી વિદ્યાર્થીઓ—** ડીસ્ટ્રેસ્ડ ઇન્ડીયન સ્ટુડન્ટસ એડ કમિટિ (નિરાધાર થઇ પડેલા હિન્દુ વિદ્યાર્થીઓને સહાયતા આપનારી મંડળી) જણાવે છે કે ઇંગ્લાંડમાં હમણા ૧,૭૦૦ હિન્દી વિદ્યાર્થીઓ છે, જેમાંના ૧,૦૦૦ વિદ્યાર્થીઓ લંડન શહેરમાં વસે છે. ઉપરોક્ત કમિટિ પ્રત્યેક વિદ્યાર્થીના માતપિતાને સૂચના કરે છે કે, કોઇ પણ યુવાન વા યુવતીને લંડન જેવા વિશાળ શહેર અને ઇંગ્લાંડ જેવા વિસ્તૃત પ્રદેશમાં ૧૦,૦૦૦ અરે દશ હજાર રોકડા સાથે ગાંઠે બંધાવ્યા વિના કૃપા કરીને ન મોકલવા. દૈવયોગે વળી કમિટિ વધુ ઉમેરે છે કે ઘણા ખરાં વિદ્યાર્થીઓ ઉદ્યોગી અને ઉત્તમ આચરણ વાળા છે, પણ ઘણુંક એવાએ છે કે જે ન આવ્યા હતે તોજ સારૂં ! વગર સાધને સ્ટીમરમાં ચઢી બેસવું એ ઘણું ખરૂં એક કરૂણા-રસિક સાહસજ થઇ પડે છે. ઉપલો મોટો આંકડો તેમજ કમીટીનો મત પરદેશગમનના વિરોધીઓ માટે વિચારવા જેવાં છે.

**પાશ્ચાત્ય વિદુષી વેદાંતના અભ્યાસાર્થે કલકત્તામાં**—આવી છે. તેનું નામ એલેકઝાંડ્રા નીલ છે. અને તે હીંદી મહા મંત્રી લોર્ડ ક્રુના ભલામણપત્ર પણ સાથે લેતી આવી છે. ફ્રાન્સના પ્રધાને તેને રાજ્ય ખર્ચે આ દેશમાં વેદાંત આદિ આર્યોના તત્વજ્ઞાનનો અભ્યાસ કરવા ખાસ મોકલી છે. તે બ્રસેલ્સ યુનીવર્સીટીમાં પ્રોફેસર છે. જ્યારે પરદેશની સ્ત્રીઓ અને રાજ્ય પણ આર્યોની ફીલસુફીના પ્રેમી બન્યા છે ત્યારે સ્વદેશ બાંધવો તેને હસતા શીખ્યા છે એ કેટલા શોક અને આશ્ચર્યની વાત ?

**આણંદજી કલ્યાણજી પેઢીની દોલત પરની સીલ ઉખડી ગઇ છે !**—એમ 'જૈન' પત્રના તા. ૧૭ મી માર્ચના અંકથી જણાય છે. તે જૈન ટ્રસ્ટીઓ પેઢીનો પોતાનો હીસાબ અનેક બ્હાનાં કાઢીને બહાર પાડવાની દૃઢ રીતે ના પાડતા હતા તેથી તેની પુંજી વગેરે શું છે તેની તે ફંડના ખરા માલીક એવી જૈન પ્રજાને પણ ખબર નહોતી. આખરે તે પેઢીના પ્રતિનિધિઓની સભા ગયા માર્ચની મધ્યમાં મળી હતી. તેમાં રજુ થયલા હીસાબથી ભેદ ખુલ્લો છે. તેની પુંજી ઓગણ ચાળીસ લાખ છત્રીસ હજાર છે. ૧૦ લાખ ઉમેરતાં ના કરોડ થાય એટલી છે. વાર્ષિક આવક ૧ લાખ ૧૬ હજાર છે. ગંજાવર ધર્માદા રકમના પ્રમાણમાં તેનો બીલકુલ સદુપયોગ થતો નથી, એવા સુધારક જૈનોનાં કથનની દુરીયાદને આ આંકડાથી ટેકો મળે છે. આખરે ભરમ ફુટયો છે અને બહુ લાકડાં બાળવાથી કાંઇક પણ શુદ્ધિ થશે એવી આશા છે.

**ઇંગ્લાંડ હમેશ છોડી જનારા અંગ્રેજો**—ઇંગ્લાંડમાં માતૃભૂમિને છેલ્લા પ્રણામ—રામ-રામ કરી પ્રદેશ પ્રયાણ કરનારાઓની સંખ્યાના આંકડા ઘણા અર્થસૂચક છે. સને ૧૯૧૧ માં ગ્રેટ બ્રિટનમાંથી કેનેડામાં ૧૩૪,૦૦૦, ઓસ્ટ્રેલીઆમાં ૫૬,૦૦૦, અને યુનાઇટેડ સ્ટેટસમાં ૪૬૦૦૦ મનુષ્યો જઇ વસ્યાં હતાં. આખા વર્ષમાં ગ્રેટબ્રિટને કુલ ૬૬૧૦૦૦ નગરવાસીઓ ગુમાવ્યાં છે. આ વર્ષની અંદર હજી ૩૫૦,૦૦૦ યુરોપીયનો પોતાને દેશથી આવીને કેનેડામાં વસે એવી કેનેડાની ઇચ્છા છે.

**બ્રહ્મસમાજનું વસ્તીપત્રક**—સમગ્ર હિન્દુસ્તાનના બ્રહ્મસમાજીસ્ટોની વસ્તી ઇ. સ. ૧૯૦૧માં ૪,૦૫૦ હતી. તેને સને ૧૯૧૧ના ૫,૫૦૪ની સંખ્યા સાથે સરખાવતાં ૧,૪૫૪ નો વધારો બતાવે છે. ઉપરોક્ત સંખ્યામાં ૨,૯૩૯ પુરૂષો અને ૨,૫૬૫ સ્ત્રીઓ છે. પશ્ચિમ બંગાળામાં ૨,૬૬૮, મુંબાઇ ઇલાકામાં ૧૩૧, પૂર્વ બંગાળામાં અને આસામમાં ૧૩૮૯, મદ્રાસમાં

૩૦૭૪, પંજાબમાં ૬૮૮, અને મુંબઇની અંદર માત્ર ૨૮ મનુષ્યોની સંખ્યા છે. બ્રહ્મસમાજ અનુયાયીઓની સંખ્યા ખાસ ન વધવામાં શું કારણ છે?

**ભાટીયા મહાજન અને જેપાન**—ભાટીયા ગૃહસ્થ દેવજી નાગજી જેપાન ગયા હતા. મુંબઇના ભાટીયા મહાજને તેમણે સ્વધર્મના આચાર પ્રમાણે તે દેશમાં રહ્યા હતા એમ પ્રતિજ્ઞાપૂર્વક જણાવવા માત્રથી તેમને પાવન કીધા છે. આ આનંદની વાત છે. પણ યુરોપ જનારા ભાટીઆઓની પ્રતિજ્ઞા કેમ મહાજન માનતું નથી? ન માનવાનું આ મહાજનનું પ્રાયશ્ચિત તો નથી? હમે ધારીએ છીએ કે હવે કોઇ વીલાયત જશે તેની તેવી પ્રતિજ્ઞા મહાજન સ્વીકારશે. અગાઉનું વાતાવરણ બદલાઇ ગયું છે. ઓ. સર વીઠ્ઠલદાસ હવે વીલાયત જવાની હામ ભીડશે ખરા?

**જેપાનમાં ઇસ્લામી ધર્મ**—ગઇ તા. ૨૬ ફેબ્રુઆરીએ લાહોરમાં મી. ફજલ હુસેનના પ્રમુખપણા હેઠળ ત્યાંના મુસલમાનોની એક સભા મળી હતી, જેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે ડૉ. ઇકબાલના પ્રમુખપણાં હેઠળ એક મંડળને જાપાન ખાતે ત્યાં મુસલમાન ધર્મ ફેલાવવાના હેતુથી મોકલવું, અને તે મંડળે જાપાનમાં ત્યાંની સ્થિતિનું અવલોકન કરવા બે માસ સુધી રહેવું. વધારામાં બીજો ઠરાવ એ કર્યો કે ત્યાંની અનજુમન–હીમાયતે ઇસ્લામને માટે એક વરસમાં બે લાખ રૂપીયા ભેગા કરવા. ઠરાવ અમલમાં મુકાય ત્યારે ખરો. જેપાન તો ધર્મ સહનશીલ છે અને દરેક ધર્મની પરીક્ષા લેનાર છે. તેથી ત્યાં પ્રચાર થવો અસંભવિત નથી પણ ઇસ્લામને હીંદમાં શું ઓછું કરવાનું છે?

**ધનાઢય ભીખારી નં. ૨**—મુંબઇના ધનાઢય ભીખારીની એક કથા હમે આગળ આપી ગયા છીએ. આજે બીજી આપીશું. પોલીસને ગ્રાંટરોડ ઉપર **પોતાની ઓરડીમાં રહેતા** ભીખારી કાયદા બાજ (નામે કાદરખાન ઉસમાનખાન) તરફથી પોલીસને ગયા માસમાં એવી ખબર આપવામાં આવી હતી કે તે સાંજે ૬ વાગે ઓરડી બંધ કરી ભીખ માંગવા ગયો. ૮ વાગે આવતાં ઓરડીમાં કપડાં બળતાં જોયાં. બહારથી સળીયામાંથી આગ બુઝાવી અંદર દાખલ થતાં તેને જણાયું તેણે રૂ. ૧૭૦ ભેગા કરેલા તે તથા રૂ. ૩૦ ની કીમ્મતનાં કપડાં ગુમ થએલાં! અને પંડારી બે પહાણો સાથે ગુમ થએલા. ગેપ થયલાં જડ ચેતન બધા સાથેજ હોવાનો પોલીસને શક હોવાથી તેમની તપાસમાં તે છે. મુંબઇમાં ભીખારી ધનાઢયો તો ઘણા છે પણ ધનાઢય ભીખારીઓ પણ ઓછા હોય એમ લાગતું નથી. આવા ભીખારીઓને દાન આપનારા ભોળાઓ હોય ત્યાં તેઓ હોવા વગર પણ કેમ રહે?

**આર્યસમાજના પુરૂષાર્થનો નકશો**—૩૩ વર્ષમાં આર્યસમાજે અઢી લાખથી વધારે પુરૂષોને વૈદિક ધર્મ માનનારા બનાવ્યા છે. એ લોકોના ધનથી હાલ ૧૭ અનાથાલયોમાં લગભગ ૨૦૦૦ અનાથોનું પાલન પોષણ થાય છે. ૩૩ સમાચાર પત્રો આર્યસમાજ તરફથી જુદે જુદે સ્થાને નીકળે છે. સમાજ પાસે ૧૨ છાપખાનાં છે. ૮ ગુરૂકુલ છે જેમાં લગભગ ૭૦૦ બ્રહ્મચારીઓ વિદ્યાધ્યયન કરે છે. ૬૨૦૨કુલો છે, જેમાં ૧૫૦૦ થી ૧૮૦૦ છોકરા છોકરીઓ શિક્ષણ મેળવે છે. ૮૧ એંગ્લો સ્કુલ અને ૧ કૉલેજ છે જેમાં લગભગ ૩ હજાર વિદ્યાર્થીઓ ભણે છે. સ્થાવર મિલ્કત લગભગ ૨૦ લાખ રૂપીયાની છે. જયારે મશીન વાર્ષિક આવક નવ લાખ રૂપીયા. અઢી લાખ આર્ય માત્ર પરોપકાર માટે ખર્ચે છે. આમાંના સેંકડે ૨૩ શિક્ષિત છે. ભાર. હીં દુનીઆમાં ગૌરવ ગણાય છે.

**યુરોપના કેટલાક મહાન પુરૂષો જન્મથી શુદ્ર હતા**—તેના કેટલાક દાખલા એક મિત્ર નીચે પ્રમાણે લખી મોકલે છે:—

કાર્ડીનલ વુલ્ઝી ધર્માચાર્ય ખાટકીનો પુત્ર હતો.
સર રીચર્ડ આર્કરાઈટ હજામનો પુત્ર હતો.
વોટ મોચીનો પુત્ર હતો.
સ્ટીવન્સન કુલીનો પુત્ર હતો.
ઓલીવર ક્રોમવેલ ( ઇંગ્લેંડને તારનાર ) લુહારનો પુત્ર હતો.
શેક્સપીયર ( મોટી મહાન કવિ તથા નાટકકાર ) ભરવાડનો પુત્ર હતો.
વર્જીલ ( રોમન કવિવર ) મજુરનો પુત્ર હતો.
હોરેસ ( લેખક ) ગુલામનો પુત્ર હતો.
હોમર અને બર્ન્સ ( મહાકવિઓ ) ખેડુતના પુત્ર હતા.
કોલમ્બસ ( અમેરીકાનો શોધક ) વણકરનો પુત્ર હતો.

આ પરથી નીચના ગરીબ કુટુંબ જનો યુરોપમાં કર્મથી મહત્તા પ્રાપ્ત કરી શકાય છે. આ દેશમાં તે સારૂ કેટલી સરલતા છે ! નહી જેવી.

**લયાલપુર સંસ્થાનના નાના ભાઇઓનો અસંતોષ**—કૃત્રિમ નહેરોથી રૂપેરી પંજાબ સોનેરી થઇ ગયું છે. બીયાબાન જંગલ વાડી રૂપ થઇ ગયું છે. લયાલપુર જીલ્લો પહેલાં જંગલ હતું તે હવે નહેરને લીધે ઘઉંના યના આબાદ પાકથી ત્યાંનો સૌથી સમૃદ્ધિવાન જીલ્લો થઇ પડ્યો છે. ત્યાં ખેતી માટે વસવાટ કરવા બીજા જીલ્લાના ખેડુતોને સસ્તી આંકણી વગેરે ખાસ લાલચો આપવામાં આવી હતી. પણ શરત એટલી કરવામાં આવી હતી કે ખેતરનો માલીક, માત્ર સૌથી મોટો છોકરો થાય અને તે અવિભક્ત રાખવું. તેઓએ હા ભણેલી હોવા છતાં પંજાબનો લેફટેનંટ ગવર્નર ફરિયાદ કરે છે કે લયાલપુરના સંસ્થાનવાસીઓ હવે એ શરતથી અસંતુષ્ટ છે. પતિભ્રંશુઓ તથા તેની વહુ શીવાય બધાજ તેથી નારાજ છે. આપને તો સૌ દીકરા વહાલા તેથી નાના છોકરાઓ સાથે તે પણ તાલમાં પોતાના સુર મેળવે છે. પણ કરારને વફાદાર રહેવાની ફરજ પર પંજાબનો હાકેમ લક્ષ ખેંચે છે. મીલકતના કટકા થતાં થતાં આંગળી પુર જમીન થઇ જવા છતાં તેઓ એ પદ્ધતિને હાનિકારક જોઇ શકતા નથી એ ખેદકારક છે. એમાં કાંઇક અન્યાય છે, પરંતુ નૈતિક તથા સામાજીક દ્રષ્ટિથી એજ વ્યવસ્થા લાભવાળી છે. મીલકત અવિભક્તજ અમુક હદ સુધી રહેવાથી દેશને લાભ છે. જમીન છિન્ન ભિન્ન થતાં હીરા વગેરે કીમતી પત્થર પેઠે તેની કીમ્મત તથા ઉપયોગીપણું કમતી થઇ જાય છે, અને વ્યવસ્થા થતી નથી. રાજાના છોકરાઓ રાજના ભાગ સારૂ લડે તો પ્રજામાં તેવા સંસ્કાર પડે તેમાં શું આશ્ચર્ય ?

## સ્ત્રીની સ્થિતિ તથા ઉન્નતિ સંબંધી કેટલાક સમાચાર( સટીક ).

**ચીનમાં સ્ત્રી સફ્રેજેટો !**—રૂટર હોંગકોંગથી તા. ૧૩ માર્ચના તારમાં ખબર આપે છે કે ચીનના નાનકીંગના નવા પાર્લામેંટમાં ચીનાઇ ... ઓ ... સ ... સદો મુંટવાના સંબંધમાં મત આપવાના હકની માગણી ... આપતા હારવાથી અસંતુષ્ટ થઇને ચીન

ની " એમેઝોનો "ની એક ટોળીએ, પશ્ચિમની ભગિનીઓનું અનુકરણ કરીને રાજસભા ઉપર હુમલો કીધો, બારીઓ ભાંગી નાંખી, પહેરેગીરોને ઘાયલ કીધા, અને સભાસદોને એવા ચમકાવ્યા કે તેઓને સ્વરક્ષણ સારૂ લશ્કર બોલાવવું પડ્યું અને સાથે સ્ત્રીને મતનો અધિકાર આપવાના વિષય ઉપર ફરીથી ચર્ચા કરવાની જરૂર પાડી! ચીના સ્ત્રીઓમાં કેટલીક ઘણી સુધરેલી અને પશ્ચિમની યુનીવર્સીટીઓમાં કેળવાયલી છે. રાજ વિપ્લવને પરિણામે જેમ પુરૂષો લાંબી ચોટલીને તિલાંજલી આપવા લાગ્યા તેમ સ્ત્રીઓ પણ ખાનદાન દેખાવા અત્યાર સુધી પગ બાંધેલા રાખતી તે બાંધવાનું તેઓએ છોડી દીધું છે! અત્યાર સુધી તો તેઓ મહા હીન અને ભ્રષ્ટ અવસ્થામાં હતી! ઘરમાં છોકરાની મા થતાં પહેલાં તેનું માનજ નહોતું. તેને કશી સત્તા નથી. કન્યા તરીકે પિતાની, સ્ત્રી તરીકે પતિની અને માતા તરીકે પુત્રની આજ્ઞાને વશ વર્તવું એ સ્ત્રીનો આર્યાવર્ત પેઠે પરમ ધર્મ મનાતો. ચીનના મનુ કોન્ફુશીયસનું તે તેમનું પ્રખ્યાત સૂત્ર છે અને કોન્ફુશીયસે તે મનુમાંથીજ કદાચ લીધું હશે, કારણ શબ્દો અને વિચાર એકજ છે. **स्त्री स्वान्तंत्र्यं नार्हति** (સ્ત્રી સ્વતંત્રતા યોગ્ય નથી) એમ મનુ કહે છે. માત્ર આર્યાવર્તે સ્વતંત્રતાનો અર્થ એકલી ન રાખવી એવો ઉદાર કીધો ત્યારે ચીનાઓએ તેને પરવશ તથા સત્તાહીન રાખવી એવો કીધો, એજ ભેદ થયો. હવે મામલો બદલાઇ ગયો છે. ઘણો વખત થયાં કેળવાયલી ચીના સ્ત્રીઓ અનેક દૈનિક ચીનાઇ પત્રોનાં તંત્રીનું કામ કરે છે. જો કે તેવી સ્ત્રીની સંખ્યા અલ્પ છે, પણ તેમની સત્તા, વગ અને પ્રભાવ ઘણો છે. રૂટર તે સ્ત્રીઓને ' એમેઝોન ' કહે છે તેનો શું અર્થ કરવો? આફ્રીકાનું ડેહોમી રાજ્ય ફ્રેંચોના રક્ષણ હેઠળ આવવા પૂર્વે ત્યાં આફ્રીકન સ્ત્રીઓની પલટણો હતી, અને સારી રીતે તરવારના પટા ફેરવી શકે તે સારૂ તેઓ જમણાં સ્તન કપાવી નાંખતી (હવે તેવી પલટણ નથી.) તેવી સ્ત્રીઓનો વર્ગ ચીનમાં ઉભો થયો છે એવો સાર, શું, રૂટરના કથન પરથી કાઢવો? પ્રાચીનકાળમાં ગ્રીસમાં પણ લડાયક અને રાજકર્તી સ્ત્રીઓ એમેઝોન કહેવાતી અને સ્મીરના આદિ પ્રાચીન નગરો તેમણેજ વસાવ્યાં તથા છીન્યાં હતાં તેવું તો ચીનમાં નહીં હોય? કેવલ સ્ત્રીઓ રાજ્ય કરવાનો અને મેદાનમાં લડાઇ કરવાના દહાડા તો ગયાજ છે. બહુ તો બારી બારણાંજ તેઓ હવે ભાંગી શકશે. આ તાજા પણ વિચિત્ર સમાચાર જગતના સંસારના સ્તરોમાં ધર્તિકંપના પ્રવાહનો વેગ કેવો વિસ્તીર્ણ તેમજ જબરદસ્ત છે તે યોગ્ય રીતે સૂચવે છે. જ્યારે પશ્ચિમમાં ટર્કીશ સ્ત્રીઓ પર્દામાંથી નીકળે અને પૂર્વમાં ચીના સ્ત્રીઓ પગના પાટા છોડી રાજસભાસદો ચુંટવા માંગણી કરે, ત્યારે સ્ત્રી જાતિ હવે, પહેલાં જેવી અપૂર્ણાંક ગણાતી તેવી ગણાઇ શકશે નહીં! પૂર્ણાંકરૂપ પોતાને અત્યાર સુધી સમજતા આવેલા પુરૂષો ગમે તેટલા તેથી ક્રોધાયમાન થાય પણ આ નવા વંટોળીયાને તેમણે કાંઇક તો નમન કરવુંજ પડશે!

**સ્વ. સ્વામિની નિવેદિતાનું સ્મારક**—સ્થાપવાના સંબંધમાં વિચાર કરવા કલકત્તામાં શનિવાર તા. ૨૩ મી માર્ચે કલકત્તાના ટાઉન હોલમાં યુરોપીયનો તેમજ હીંદીઓની એક સભા શેરીફના આમંત્રણથી મળી હતી. મેશર્સ ગોખલે, સુરેન્દ્રનાથ, રાસબીહારી ઘોશ, ભૂપેન્દ્રનાથ, બાસુ જેવા પ્રખ્યાત નરોએ સભામાં ભાષણો આપ્યાં હતાં તે, જેનાં પ્રભા કેટલી ગણાઇ શકે, તેમજ તેમની હાજરી સ્વામિનીને માટે આર્યાવર્તમાં કેટલું અસાધારણ માન હતું તે પણ બતાવી આપે છે. લેડી મીંટોએ ઇંગ્લંડથી લખેલો એક પત્ર પણ સભામાં મી. બાસુએ

વાંચ્યો હતો, જેમાં આગલા વોઇસરોયની એ ભલી પત્નીએ જણાવ્યું હતું કે "સ્વામિનીના દેહાંતથી જગતની દરિદ્રતા વધી છે !" તે અત્યુક્તિ નથી. સભામાં તેણે હીંદુસ્ત્રીઓને કેળવવા કલકત્તામાં સ્થાપેલી કન્યાશાળા સ્મારક તરીકે ચાલુ રાખવા ઠરાવ કીધો હતો. પણ ફંડ તો સભામાં રૂ. ૩ હજારનુંજ થયું હતું. એ સંતોષકારક નથી. એવી મહાન્ સ્ત્રીના સ્મારક માટે તેમજ શાલાના કામ માટે તો એક લાખનું ફંડ પણ વિશેષ નથી. પ્રારંભ જોકે સંતોષકારક નથી તો પણ એક વખત તો બંગાલીઓ ગજવામાં ઉંડો હાથ નાંખશે એવી આશા છે. તે કેવલ પરમાર્થ નથી. તે સ્વાર્થ પણ છે. અન્ય પ્રાંતોએ પણ આ સ્મારક ફંડને સહાયતા આપવી જોઇએ.

**ઘાંચી સાથે બ્રાહ્મણી, અર્થાત્ ચાંડાલ લગ્ન**—અમદાવાદના સબજજ્જ મી. સરૈયાની કોર્ટમાં કાશીબાઇ નામની બ્રાહ્મણીએ પોતાના પુનર્લગ્નના પતિ મનસુખ રાયચંદ ઉપર ભરણપોષણાર્થે રૂ. ૭૦૦૦ નો દાવો માંડ્યો હતો. મી. સરૈયાએ ઉપરોક્ત સ્ત્રી પુરૂષનાં લગ્ન હિન્દુ ધર્મના કાયદાનુસાર નથી એમ જણાવી દાવો કાઢી નાંખ્યો હતો. બાઇએ હાઇકોર્ટમાં અપીલ કરતાં ન્યાયમૂર્તિઓ સર ના. ગ. ચંદાવરકર અને મી. બેચેલર સન્મુખ ચાલતી હતી તે દરમ્યાન પ્રતિવાદી મનસુખ રાયચંદ પરલોક થયો હતો, જેથી તેના પુત્ર જમનાદાસને પ્રતિવાદી તરીકે નોંધવામાં આવ્યો હતો. આ લગ્નનું વૃત્તાંત વિચિત્ર છે. કાશીબાઇ સોળ વર્ષની વયે વિધવા થઇ હતી અને પચાસ વર્ષ પૂર્વે, સ્વજ્ઞાતિમાંકે દ્વિજમાં પણ તેને કોઇ યોગ્ય ભાયડો ન જડ્યો કે ગમે તે કારણથી તેના હાથમાં મૂલ પ્રતિવાદી આવ્યા, જે ઘાંચી હતો. તે ઇંગ્લેંડના રાજા આઠમા હેન્રી જેવો હતો ! ઘાંચીને તો આનંદોત્સવ થઇ પડ્યો. અનેક વર્ષ બીચારી બ્રાહ્મણીનાં યૌવનનો ઉપભોગ કરીને વૃદ્ધ થવા આવી એટલે તેનો ત્યાગ કર્યો, અને તે પણ તેનાથી તે બાઇને એક બે નહીં પણ આઠ સંતાનો થયા પછી. આ દુષ્ટતા છતાં, હીંદુ કાયદાની બારીકાઇભરી ખૂબીને લીધે ઘાંચીની મીલકત, સ્ત્રીના નિર્વાહના ભારથી મુકત થઇ છે. આવું લગ્ન થયું હોય તો પણ તેમની વર્ણ જુદી હોવાથી, તે લગ્ન હીંદુ કાયદા વિરૂદ્ધ જજ્જોએ ઠરાવ્યું, તેથી તે માત્ર વ્યભિચાર થયો. એટલુંજ નહીં પણ બ્રાહ્મણી સાથે શુદ્રવર્ણીનું લગ્ન નો સંભવેજ કેમ ? એ તો 'ચાંડાલ' નામી લગ્ન થયું. જજ્જોને એ ઠરાવ કરતાં ખેદ તો અતિશય થયો હશે પણ મનોઘટિત કાયદાથી નહીં પણ હીંદુ કાયદાથી તેઓ બંધાયા હતા તેથી તેમને દાવો કાઢી નાંખવો પડ્યો હતો. આવાં લગ્ન ગમે તેવાં ગેર કાયદેસર હોય તો પણ શુદ્ધ ન્યાય—ઇક્વાટી—પ્રમાણે સ્ત્રી રહેતે રહેતે વૃદ્ધ થાય અને સંતતિવતી થાય તો પછી તે લગ્ન મૂળ પ્રારંભમાં ગમે તેવાં કાયદા વિરૂદ્ધ હોય, કે અપવિત્ર હોય તો પણ કાયદાપૂર્વક અને પવિત્રજ ગણાવાં જોઇએ. તેજ્જ અપવિત્ર હોય તો તેની શિક્ષા પુરૂષને થવી જોઇએ, *નહીં કે તેના પાસમાં ફસાનાર નિરાધાર અબળાને !* ધીજે દિવસે લુટાયલા દેશોની નવી પરદેશી સરકાર પણ "એસ્ટેબ્લીસ્ડ બાયલો" ( કાયદા પ્રમાણે સ્થાપવામાં આવેલી ) કહેવાય છે, ટ્રીપોલીની નવી ઇટેલીયન સરકારને પણ તેમ ગણવાને યુરોપીયન રાજ્યોએ સ્વીકાર્યું છે તો આ તો પરસ્પર રાજી ખુશીથી કરેલાં લગ્ન સંબંધને અનેક વર્ષનો નીતિપૂર્વક સંબંધ તથા પ્રજોત્પત્તિ પછી કાયદેસર ન ઠરાવવા દેવાં તથા સ્ત્રી પુત્રને એ બ્હાને રઝળાવી દેવાં એ કાયદો નથી. હીંદુ કાયદામાં અને ખુદ કાયદાના અર્થમાં સુધારો થવાની દેખીતી જરૂર છે.

**સોળ વર્ષની અંદરની બાળકીઓને બદમાશોથી રક્ષણ આપવા કાયદાનો ખર્ડો**—વડી ધારાસભાની ચાલુ બેઠકમાં આણવાની ખબર નાગપુરના ઓ. મી. ( હવે ખતમ થયલી ) એમ. બી. દાદાભાઇએ આપી હતી. તેનો ખર્ડો સરકાર સ્વીકારી શકશે કે કેમ અને સ્વીકારી શકે

તો કેટલે અંશે તેની તપાસ વડી સરકારનું કાયદા ખાતું કરે છે. મુંબઇ સરકારે તો પુણાની નિરાધાર બાલક રક્ષક સભાના સેક્રેટરી ડૉ: હેરલ્ડ મેનની તેનું રક્ષણ આપવાની અરજ એ કારણસર નકારી છે કે "તે વયની અંદરની છોકરીઓને રાખવાનો ધારો તદ્દન આબરૂદાર વર્ગોમાં ચાલે છે." ! આબરૂદાર વર્ગોમાં એ રીવાજ હોય તો તે આબરૂદાર ગણવો બહુ મુશ્કેલ છે. અનીતિમાન્ પુરૂષો નાની વયની કન્યાઓનું કૌમારત્વ અને યુવાની લૂંટીને, પ્રજા ઉત્પન્ન કરી તેમને ભ્રષ્ટ કરી, સ્ત્રી તેમજ સંતતીનો ત્યાગ કરે છે, એથી વેસ્યાપણાંને જ ઉત્તેજન મળે છે અને કન્યાઓ ભ્રષ્ટ પણ એ વય સુધીમાંજ થાય છે. તે પહેલાં જો આમાંણિક ધંધે લાગી જાય તો પછી બીતિ રહેતી નથી તે જોતાં આવી જાતનું બીલ આવશ્યક અને આવકારદાયક છે. અને તેને સરકાર પોતે ટેકો આપશે એવી આશા છે. દીલ્હીમાં મળે ત્યારે જોઇશું.

**એક પ્રાચીન જૈન પુસ્તક અને વિધવા વિવાહ**—સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરને જૈન ધર્મનું અગ્યારમી સદીમાં લખેલું એક પુસ્તક હાથ આવ્યું છે. એ પુસ્તક હસ્તલિખિત છે, અને તેમાં લખ્યું છે કે:—એક બ્રાહ્મણ બનારસમાં વિદ્યાધ્યયન કરતો હતો. તેની વય ૩૫ વર્ષની હતી. તે પોતાને ગામ પાછો ફર્યો. ધનહીન હોવાથી તે કુમારિકા પરણી શક્યો નહિ. તે એક જૈન પંડિત પાસે ગયો. તેણે તેને સલાહ આપી કે વિધવા વિવાહ કર. એ સાંભળી તે કંઇક વિચારમાં પડ્યો. તે પરથી તે જૈન પંડિતે તેને પારાશર સ્મૃતિનું નીચે પ્રમાણેનું પ્રમાણ આપ્યું:—

प्रत्यौ प्रव्राजिते क्लीबे प्रनष्टे पतिते मृते।
पंचत्स्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

આ પરથી જણાશે કે ૧૧૦૦ વર્ષ પૂર્વે પણ પરાશર ઋષિના એ શ્લોકના અર્થ વિદ્વાનો વિધવા વિવાહની તરફેણમાં કરતા હતા. ૧૧ મી સદીના પુસ્તકમાં પણ पतौ નહીં કિંતુ प्रत्यौ શબ્દ છે તેથી સિદ્ધ થાય છે કે, વેશવાલ થયલા પતિનો જુના વિચારવાળાઓ જે જબરજસ્તી અર્થ કાઢે છે તે નહીં કિંતુ લગ્ન કરનાર પતિનોજ અર્થ થાય છે. આતો જુના વિચારવાળા શાસ્ત્રીને જવાબ થયો. પરંતુ વિધવા સાથે લગ્ન કરનારને એ શ્લોકનું કામજ શું છે?

**દૈનિકપત્રમાં સ્ત્રીયારાજ**—'સ્ત્રીયારાજ' કોઇ હવે મોરબી નાટક કંપનીનીજ રંગભૂમી ઉપર માત્ર નાટક તરીકે નથી. તે અમેરીકામાં તો અનુભવસિદ્ધ વસ્તુ છે! અમેરીકાના પીટ્સબર્ગ નગરમાં ગઇ તા. ૨૯ મી ફેબ્રુઆરીનો દિવસ સ્ત્રીહકની લડતમાં ઐતિહાસિક હતો. તે દિને ત્યાંનું અગ્ર દૈનિક (સાયંકાલિક) પત્ર 'સન' ('સૂર્ય') શ્રીમતની હીમાયતી સ્ત્રીઓએ, સ્ત્રી જાતિ પણ શું પરાક્રમ કરી શકે છે તે જગત્ સમક્ષ સિદ્ધ કરવા પોતાને સ્વાધીન લીધું છે. તે પત્ર અહીંના જેવાં દૈનિક નથી. રોજ એકવાર નહીં પણ ચાર વાર બપોરથી સાંજ સુધીમાં નીકળે છે! મોટી આગ વગેરે અસાધારણ બનાવ વખતે તો દર પાંચ પાંચ મીનીટે નીકળે છે! આગ ચાલે ને છાપું પણ ચાલે! આ 'સન' પત્ર પણ ચાર વાર નીકળે છે. અહીંનાં કેટલાક પત્રોના અધિપતિ, સાથે, સર્વ લેખક, કલાર્ક ઇ. ઇ. છે, ત્યારે આ પત્રનાં તો કેવલ અધિપતિઓજ ૧૩ છે. એ 'સન' ઉચ્ચ પત્રની સઘળી અધિપતિણીઓ (કે અધિપત્નીઓ?) સ્ત્રીજ છે; તેમજ રીપોર્ટરો પણ એજ જાતિની છે. પેપર ઉત્તમ રીતે ચાલે છે. લંડનમાં [illegible] ખાસ સોસાયટી નીકળી છે જે તરફથી જુદાં જુદાં પાર્ટીનો રંગ ભૂમી ઉપર વગાડવાંમાં આવે છે, તેમાં [illegible] ૧૪ [illegible] પણ સઘળી સ્ત્રીઓજ છે. આ દેશમાં તો [illegible]

સ્ત્રીઓ છે. દરજી, મોચી,' ને રાંધનારમાં પણ પુરૂષનો ભાગ છે. માત્ર હાથે દળવામાં તેમનો હાથ નથી. આથી કાંઇ નહીં તો આપણી સોસાયટી સાદી, અને ઝગડા વિનાની રહી છે ।

**સ્ત્રી જાતિના ઉદ્યોગ તથા ઉન્નતિનું પ્રદર્શન**—જર્મનીના પાયતખ્ત બર્લીનમાં જર્મન મહારાણીનાં આશ્રય હેઠળ ભરવામાં આવનાર છે. એ પ્રદર્શનમાં બાનુ મ્યુઝિશીઅનોનું બેંડ મ્યુઝિક રજુ કરશે અને તેમાં બાનુઓએ તૈયાર કરેલું કંપોઝીશન રજુ કરવામાં આવશે. બાનુઓનેજ હાથે લખાયલાં પુસ્તકોની એક લાયબ્રેરી ખોલવામાં આવશે. બાનુઓનાજ હાથનાં પેઇન્ટીંગોથી એકઝીબીશન હોલ શણગારવામાં આવશે, તેમજ બાનુ-આર્ટીસ્ટોનેજ હાથનાં કોતરાયલાં પુતલાં બતાવામાં આવશે. બાનુઓએ લડાઇનાં મેદાનમાં દર્શાવેલી બહાદુરીનું બયાન પણ ચિત્રો મારફતેજ દર્શાવવામાં આવશે. અનેક ધંધાઓમાં સ્ત્રીઓએ પુરૂષો સાથે હરીફાઇ કરી તેઓની 'મોનોપોલી' તોડી છે, તે સઘળું તેઓ આંકડા અને દલીલો સહિત રજુ કરશે. પ્રદર્શનમાં અનેક હુન્નર, વ્યાપાર, કાયદા, દવાઓ, પેપર ખાતું, દેવળ, પોલીટીક્સ, નાટયશાળા, નાટય પ્રયોગો, મેનેજમેન્ટ ઇત્યાદિ શાખાઓમાં બાનુઓએ કેવો ભાગ ભજવ્યો છે તે દર્શાવવામાં આવશે. પ્રદર્શન ખુલ્યા પછી 'નેશનલ કોન્ગ્રેસ ઓફ જર્મન વિમેન'ની બેઠક ભરવામાં આવશે, જેમાં બાનુઓને લગતા અગત્યના સવાલો ઉપર તકરાર ચલાવવામાં આવશે. અહીં તો હજી ચકલીનાજ દાંડા તેમની પાસે મોટે ભાગે પકડાવી રાખ્યા છે !

**માફ કરો બીબીજાન !**—ફ્રાંક લેવેન્ડુસ્કીની બાયડી ફ્રાંસીસે બેયોન ન્યુજર્સીની કોર્ટમાં ફર્યાદ કીધી કે ફ્રાંકે મારી પીઠ ખંજેરી ! જજ્જે પુછતાં આરોપીએ કબુલ કીધું કે તેમ તેનાથી થઇ ગયું હતું જે માટે તે દિલગીર હતો. આથી જજ્જ સંતોષ પામ્યો નહીં તથા આગ્રહ કીધો કે તેણે ધણીઆણી આગળ ઘુંટણ મરડી ક્ષમા કરવી. આ મુજબ તેણે કીધું એટલે જજ્જે ફરમાન આપ્યું કે તેણીને ભર દરબારમાં ચુમી લેવી!! લેવેન્ડુસ્કીએ કોર્ટના રંગભ મુજે એવું સાદે ફ્રાંસીસને ચુમી લીધી એટલે તેનો ત્યાંથી છુટકો થયો. અમેરિકામાં કાઝીના ન્યાય ઝાઝા થાય છે.

**છુટાછેડાનું કારણ**—કેન્સાસ સીટીની રહેવાસણ મીસીસ ઘ૦ ન્યુટને એવું જણાવી છુટાછેડા માંગ્યા છે કે તે સત્તર વર્ષ ઉપર લીવરપુલમાં પરણી હતી. પરંતુ ધણીજીએ હજી સુધી તેને માટે નવીન પોષાક સીવાડ્યા નથી. હાયરે બાઇ, તું કેવી બદનસીબ ! પોષાક વિનાનું જીવતરજ બલ્યું; ધણીને શું આગ લગાડે ?

**પ્રથમ સ્ત્રી ન્યાયાધીશ**—મિસીસ મેબલ વેન ડાઇક બેલ જે કેવીંગટન કેન્ટુકીની રહેનારી છે તેને યુનાઇટેડસ્ટેટ્સની કમીશનર દાખલ નિમવામાં આવી છે. આ ઓહદામાં તે અમુક મુકદ્દમામાં ન્યાયાધીશ તરીકે બિરાજે છે. અને સ્ત્રી જજ્જ તરીકે તે પ્રથમ છે. સીન્સીન્નાટીની ફેડરલ બીલ્ડીંગમાં તેની કોર્ટ છે, જ્યાં દરરોજ જવા પૂર્વે પોતાનાં બે બાળકોને તે જાતે ધોઇ તૈયાર કરી નિશાળે મોકલે છે.

**ધન્ય છે માતા**—સેંટ લુઇની મિસીસ ફ્રેંડ વોકેનહોર્સ્ટે ત્રેવીસમાં ફરઝંદને હાલ જન્મ દીધું છે. તેનાં આવીસ છોકરાં હજી હયાત છે અને સાથેજ રહે છે. આ ત્રેવીસમા બાળક વિષે તેને પુછતાં તે બોલી કે જેમ છોકરાં વધે તેમ મારૂં ભાગ્ય પણ ઉદય પામશે. પારસીઓ આ વાંચી જરા વિચાર કરશો ! (હાલમાંજ બંધ પડેલા સુરતના રમુજી અઠવાડીક પત્ર અપક્ષપાતમાંથી આ ઉપરના ચાર પેરા લીધા છે. તે તે પત્રના છેલ્લા પત્રમાં અમેરીકાથી તેના માલીક મી. અને તેના અધિપતિ, મીસીસ દીનશા પટેલ'સીઝીંગ આર્ટીકલ' તરીકે લખી મોકલ્યા હતા.)

## દાન પ્રવાહનો ગયા માસમાં ચાલુ રહેલો ધોધ.

ગયા માર્ચ માસના અંકમાં હમે તેની પૂર્વના બે માસમાં આ કાલમાં અગાડી કદાપિ ન થયલું એટલું દાન શિક્ષણ આદિ પરોપકારના કામ માટે થયલું તે માટે આનંદ પ્રગટ કર્યો હતો અને તે દાનની કેટલીક વીગતો ક્રમપૂર્વક આપી હતી. એ દાન પ્રવાહ ગયા માસમાં પણ ચાલુ રહ્યો છે એ થોડા આનંદની વાત નથી. દુષ્કાલ સારૂ, તથા પાર્સી જનરલ હૉસ્પીટલ સારૂ થયલાં દાનો ઉપરાંત બીજાં મુખ્ય દાનો ગયા માસમાં નીચે પ્રમાણે થયાં છેઃ—

**એક મુસલમાને કેળવણી સારૂ કરેલું "ભરી ભીમ્પારી"નું દાન**—નાવારસ ભક્ત જ્યારે પોતાના ગોસ્વામી મહારાજને પોતાનું સર્વસ્વ, તળાઈ, ગોદડાં સુદ્ધાં દાનમાં આપી દે તેને વૈષ્ણવો "ભરી ભીમ્પોરી" કહે છે. તેવા પ્રકારનું દાન બારીસાલના મેહોમેદન જાગીરદાર ઑનરેબલ હાજી મહમદ ઇસમાયલ ખાને હાલમાં કીધું છે. ગઇ તા. ૨ જી એ કલકત્તામાં ઑલ ઇંડીયા મોસ્લેમ લીગનું કૉન્ફરન્સ, ઢાકાના નવાબ સલીમુલ્લાખાનનાં પ્રમુખપણા હેઠળ મળ્યું હતું, તેમાં પ્રમુખપદેથી નવાબ બહાદુરે એ દાનના સમાચાર આપતાં સભા વાજબી રીતે હર્ષિત થઇ ગઇ હતી. દાતાએ પોતાની સઘળી જાગીર મેહોમેદન કેળવણી સારૂ આપી છે, જેની આવક દર વરસે રૂ. ૩૫,૦૦૦ની જાણુકની મળશે! આ માટે સભાએ તેમનો હાર્દિક ધન્યવાદ માન્યો હતો. મુસલમાનોથી હીંદુઓ શું જશે?

**અમેરીકામાં ઉચ્ચતર અભ્યાસ માટે છ નવી શિષ્યવૃત્તિઓ**—પંજાબનાં ઉદાર શીખ સરદાર ફ્લાલાસિંગે સ્થાપી છે, અને એ જાણીને વિશેષ આનંદ થાય છે કે કન્યાઓ માટે પણ તે ખુલ્લી છે. ૧૯૧૨ ના ઑગસ્ટથી શરૂ થઇ દર સ્કોલરશીપ ઓછામાં ઓછાં ૩ વર્ષ દર વિદ્યાર્થીને મળશે. યુનાઇટેડ સ્ટેટસમાં આવેલાં બર્કલે નગરની યુનીવર્સીટીમાંજ શિષ્યોએ અભ્યાસ કરવો પડશે, અને તેમને વૃત્તિમાં નાણું નહીં, પરંતુ જવાના સ્ટીમર ખર્ચ શીવાય, સર્વે ખર્ચ તેમની વતી કરવામાં આવશે. વિદ્યાર્થીએ બર્કલેમાં સ્થાપેલાં ગુરૂ નાનકદેવ વિદ્યાર્થી આશ્રમમાં રહેવાનું છે. ત્યાં બીડી ફુંકવા તથા દારૂ પીવાની મનાઇ છે (શીખ ધર્મ પ્રમાણે). વિદ્યાર્થીને, M. S.; M. L.; M. Sc Ph. D. M. D. એવી ઉચ્ચતમ પરીક્ષા માટે અભ્યાસ કરવાની વ્યવસ્થા આશ્રમ પોતાને ખર્ચે કરશે. પાછા ફરનાર પુરૂષ વિદ્યાર્થીને ૩ જા તથા સ્ત્રી વિદ્યાર્થીને બીજા વર્ગનું સ્ટીમરનું ભાડું આપવામાં આવશે. ધનાઢ્ય દેશાભિમાની હીંદુઓ પોતાની સંપત્તિ સાર્વજ... સારો ઉપયોગ કરી શકશે નહીં. આવી ઉત્તમ વ્યવસ્થા માટે સરદારને અનેક ધન્ય-

દૈનિકપત્રમાં જ્ઞાન... ફંડ તથા કલકત્તાની ફોરેન ટ્રાવેલીંગ સ્કોલરશીપનું ફંડ આ પ્રકરણમાં.

ઉપર માત્ર નાટક તરીકે નથી. તે ...ત્રા તેમજ વિચાર વ્યાપકતા પ્રાપ્ત કરવા અર્થે પાંચ પચાસ

બર્ગ નગરમાં ગઇ તા. ૨૯ મી ...ને મોકલવાની ધનાઢ્યોએ વ્યવસ્થા કરવી જોઈએ. જો હીંદુ મુ-

દિને ત્યાંનું અગ્ર દૈનિક (સાયંકાલિક) હીંદુ ધનાઢ્યો તેમને અભ્યાસ કરાવવા ઓછા બંધાયા નથી!

જાતિ પણ શું પરાક્રમ કરી શકે છે રૂ. ૧ાા લાખનું વધુ દાન—આપણા લોકપ્રિય ગવર્નર સર

તે પત્ર અહીંના જેવાં દૈનિક નથી. રોજ સભામાં, એ. સર ફીરોજશાહ મહેતાએ અમદાવાદની ગુજ-

નીકળે છે! મોટી આગ વગેરે અસાધાર...રે લઇ લેવા માટે તે નામદારને આપેલી મુબારકબાદીનો

આગ ચાલે ને છાપું પણ ચાલે! આ ...જ્યું હતું કે જો સર ચીનુભાઇએ કૉલેજ સરકાર લે તે

ટલાક પત્રોના અધિપતિ, સાથે, સર્વ લેખક, ...સરકાર લઇ શકતે નહીં. તે ઉદાર અમદાવાદી નાગરિકે હાલ

અધિપતિઓજ ૧૩ છે. એ 'સન' ઉપ... ...ધવા રૂ. ૧ લાખ તથા તેની લાઇબ્રેરી સ્થાપવા રૂ. ૦ાા

ઓજ છે; તેમજ રીપોર્ટરો પણ એજ જા... ...૨૦ લાખ રૂપીયા કેળવણી આદિ પરોપકારી સર્વોપયોગી

એક બાલ સોસાઇટી નીકળી છે જે તરફથી... ...હિંદુ મેરોનેટ થવા કોઇપણ સંકથી અને પ્રથમ પાત્ર હોય

છે. તેમાં સમાઇનાર ૧૪ વર્ષનું પણ કાયદો છે! ...પ. પિતા રણછોડલાલ છોટાલાલની કીર્તિને જેવી તેવી

**રા. બા. લાલચંદ સ્મારક**—દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ (લાહોર)ના પ્રાણ સમાન, તેની મેનેજીંગ કમીટીના પ્રમુખ, લાહોરની ચીફ કોર્ટના વકીલ તથા કામે ચલાઉ જડ્જ રાય બાહાદુર લાલા લાલચંદના સ્મારક તરીકે, તે કમીટીએ રૂ. ૨૫૦૦૦નું ફંડ કરીને, તેના નામની એક લાયબ્રેરી કોલેજ સાથે જોડવાનો ઠરાવ કર્યો છે. રૂ. ૫૦૦૦ ભરાઈ ગયા છે. આ પુસ્તકાલયમાં સંસ્કૃત તથા હીંદી અને ઇતિહાસના પુસ્તકોનો ખાસ સંગ્રહ કરવામાં આવશે.

**લેડી-ડોવેજર પી. એન કૃષ્ણમુર્તિ**—માહીસુરના સ્વ. દીવાન સર પી. એન. કૃષ્ણમુર્તિને પેન્શન તરીકે રૂ. ૫૦૦ જ સરકારે આપવા માંગ્યા હતા. તેમણે રૂ. ૧૦૦૦ નો દાવો કીધો હતો. સરકારે તે દાવો સ્વીકાર્યો નહોતો તેથી અફઘાનીસ્તાનના મરહુમ અમીર અબદુર રહેમાને બ્રીટીશ સરકાર પાસેથી ૧૮ લાખનું સાલીયાણું ન લેતાં તે ચલવા દીધું હતું તેમ સર કૃષ્ણમૂર્તિએ રીસમાં ઓછું પડેલું પેન્શન લીધું નહોતું! હાલ રકમ વધીને રૂ. ૩૫૦૦૦ થઈ હતી જે તેની વિધવા ડોવેજરને મળી છે. તે રકમ તે ભલી બાઇએ સંસ્કૃતની પાઠશાળાના કામમાં આપવા નિશ્ચય કીધો છે! ધન્ય છે આવી વિધવા માતાઓને. ભારતમાં આવીજ થજો.

આતો આર્યાવર્ત નિવાસીનાં દાનના દાખલા આપ્યા છે. પરદેશી પરધર્મી પણ શૂન્ય નથી, તે નીચલા દ્રષ્ટાંતથી વિદિત થાય છે.

**સર જેકબ સાસુનનું રૂ. ૩ લાખનું દાન**—યશસ્વી મહારાજા જોર્જ અને મહારાણી મેરીનાં શુભાગમનના યોગ્ય ચીરંજી સ્મરણસ્થંભ તરીકે પાલવા બંદર પરની ખુલ્લી જમીન ઉપર 'આરસપહાણનો એક પ્રચંડ દરવાજો રૂ. ૮ લાખને ખરચે બાંધવાનો સરકારે ઠરાવ કીધો છે. તેનાં ફંડમાં સર જેકબ સાસુને રૂ. ૩ લાખ આપ્યા છે.

આટલે સુધી હીંદુસ્તાનનીજ કથા કરી છે. યુરોપનું એકજ ઉદાહરણ આપીશું. તેનો એકજ આંકડો આપણા સરવાળા કરતાં મોટો છે.

**બાલ બ્રહ્મચારી ઉમરાવે અનાથોને પોતાના પુત્રો માન્યા**—૬૭ વર્ષની ઉમરે, આ વર્ષના પ્રારંભમાં મરણ પામેલા ઇગ્લંડના ઉમરાવ લોર્ડ વેન્ડસવર્થ પંદર લાખ પાઉંડની દોલત પોતાની પાછળ મુકી ગયો છે. તે લીબરલ પક્ષનો હતો અને જીવન દરમીયાન લીબરલ પક્ષના સિદ્ધાંતો તથા લડત સારૂ મોટી રકમો આપતો. તે બાલ બ્રહ્મચારી હતો. અર્થાત્ તેણે કદિ લગ્ન કીધું નહોતું. પોતાની દોલતનો મોટો ભાગ એટલે ૧૨॥ લાખ પાઉંડ ( એક કરોડ ૮૭॥ લાખ રૂપીઆ ! ) એક પ્રચંડ અનાથાલય સ્થાપવા સારૂ આપવા વીલમાં ફરમાવી ગયો છે. જે દેશમાં આવા દયાળુ દાનેશ્વરીઓ હોય તે દેશમાં દારિદ્રયનો નિવાસ અશક્ય છે !

જ્યારે હીંદુ વગેરે વ્યક્તિઓએ ઉપર પ્રમાણે ઉદાર દાન કર્યું છે ત્યારે કેટલાક જ્ઞાતિગ્રસ્ત વ્યક્તિઓ તથા સમષ્ટિઓનાં 'દાન'ના ગયા માસમાં મળેલા સમાચારની ઉપલા સાથે તુલના કરી, હસવું હોય તો હસો અને રડવું હોય તો રડો:—

**સુરત વણીક મહાજન કમીટીની એક સભા**—મહાજન શેઠ ભગુભાઈ દ્વારકાંદાસને ત્યાં મળી હતી, જે પ્રસંગે મહાજન તરફથી કાઢવામાં આવનારી વીશીને લગતી બાબત નીકળતાં મુંબઇના એક ગૃહસ્થે રૂ. ૨૦ હજારની રકમ આપવાની કરેલી માંગણી ઉપરથી તે રકમ ભેગી કરવાની વાત નીકળતાં એવું જણાવવામાં આવ્યું હતું કે તે ગૃહસ્થે જણાવ્યું છે કે, હાલ રૂ. ૮૦૦૦ની એ ફંડની સીલક છે અને વીશી કાઢતાં તેનો માસિક ખરચ રૂ. ૩૦૦ નો થવા જાય. તેટલી રકમની આવક ઉભી કરવાને જે રૂ. ૧ લાખની થાપણ જોઇએ, **તેટલી રકમ ભેગી કરવા પછી** એ રકમ તે મુંબઈવાસી ગૃહસ્થ તરફથી આપવા જણાવવામાં આવે છે. આથી તેટલી રકમ થવાની કાંઇ ગોઠવણ ન થાય ત્યાં સુધી એ બાબત હીલમાં રાખવાનું ઠર્યું હતું. દાન કરવા માગનાર ગૃહસ્થે વીશી ખર્ચનું 'બજેટ' માંગણી કીધા પછી તૈયાર કર્યું !

"પાયધુની ઉપર આવેલા શ્રી ગોડીજી મહારાજના દેરાશરના હોલમાં શ્રી દરશાનની જે છ-મહાશાન(?) ગીરાજે છ, જે મોબીના ઉપદેશથી ધર્મનાં કાર્યો થતાં રહ્યાં છે. ગઈ કાલે તેઓશ્રીનાં વખાણ દરમ્યાન ઝવેરી બાલુભાઇ ફતેચંદ રૂપચંદે રૂપીઆ પાંચ હજારની સખાવત કરી હતી. આ રકમનું વ્યાજ દર વર્ષે ભાદરવા શુદ ૫ ને દીવસે જૈન ભાઈઓને પારણાં કરાવવામાં આવશે. ( મુંબઇ સમાચાર. )

# કેટલીક અદ્દભુત અને વિચિત્ર કથાઓ.

પરોશી રાજ્યોની લડાઇની ગોઠવણો જાણી લેવાને યુરોપનું દરેક રાજ્ય એટલું આતુર છે કે તે સારૂ છુપી ખબરો મેળવવા તેઓ દર વર્ષે જાસુસો રોકી લાખોનો ખર્ચ કરે છે. પરદેશમાં રાજ્યનાં કીલ્લાઓ, લડાયક નૌકાઓ તથા અગત્યનાં બાંધકામોની ભીતર શું રચના અને વ્યવસ્થા છે તે જાણવાનો પ્રયત્ન કરતાં પરદેશના ગુપ્ત દૂતો પકડાતાં તેઓને ભારે શિક્ષા થાય છે. રશીયા, ફ્રાંસ, જર્મની અને ઇંગ્લંડ એક બીજાને ઘેર આવા જાસુસ પરોણાઓ મોકલે છે! અને તેઓ ગમે તેટલી સખતી છતાં, કીલ્લા વગેરે બાંધકામોના છુપા નકશા તથા યોજનાઓ મેળવવા વારંવાર ફતેહમંદ થાય છે. માણસોને તે સારૂ ભારે લાંચ આપીને ફોડવામાં આવે છે. કીલ્લાના નકશા ગુમ થતાં તથા પરદેશની પરદેશખાતામાં કે લડાઇ ઓફીસમાં તે જવાનો સંશય થતાં દુશ્મનને તે નકશા નકામા થઇ પડે તે સારૂ તે કીલ્લાની રચના પણ ફેરવવા નવેસરથી હજારો પાઉંડનો ખર્ચ કરવામાં આવે છે! એ દૂતો દેશદ્રોહીઓને લાંચ આપીને, કીલ્લાના નકશા તેમની પાસેથી મેળવવા એવી તો જબરદસ્ત લાલચો આપે છે કે, તે દ્રોહીઓ, બીજાઓને જાણવા વગર આપી શકે તે સારૂ વિચિત્ર યુક્તિઓ વાપરે છે. પરંતુ સૌથી વિચિત્ર યુક્તિ તો રૂટરે ગયા માસના એક તારમાં આપી હતી તે તારમાં જણાવ્યા પ્રમાણે રશીયાની સીક્રેટ સર્વીસ તરફથી જર્મનીના ગઢનાં નકશા મેળવવા જર્મન લેફ્ટેનંટ રેકોરવેડરને ફોડવામાં આવ્યો હતો, અને નકશો પુરો પાડે તો ૦ાા લાખ રૂપીયા તેને આપવાનું વચન મળ્યું હતું જર્મન અમલદાર તરીકે નકશા તેને સ્વાધીન હતા, પરંતુ દેખરેખ એટલી સખત હતી કે નકશા હાથો હાથ આપવા કઠિન હતા. આથી તેની વિવાહિતા કુમારિકાની પીઠનો તેણે ઉપયોગ કીધો છુંદણથી રાત્રે એકાંતમાં પોતાના પ્યારમાં પડેલી તે બાળાની પીઠપર તે નકશો પાડતો! પીઠ ભરાઇ જતાં બાળાએ પીઠ રશીઅનોને બતાવીને તેનો ફોટો તેઓએ પાડી લીધો. કરાર પ્રમાણે પાંચ હજાર પાઉંડ સુધી થયા. ભાઇ અને બાઇ એ પાઉંડ વડે એવી તો મઝા મારવા લાગ્યા કે, બધાનું લક્ષ ખેંચાયું, અને શક ઉત્પન્ન થયો. પીઠ પકડાઇ કારણ કે નકશો ભુંસાય એવા રંગનો નહોતો. પાપ ફૂટ્યું, અને હવે તેઓ બન્ને જેલની જાત્રાએ છે! દેશદ્રોહ, ચાતુર્ય, પ્યાર, ધનલોભ, ઉડાઉપણાનો શોખ એ ગુણોની આ કહાણીમાં અજબ મેળવણી થઇ છે. નવલ કથામાં પણ આથી વધારે રોમાંચક અને અદ્દભુત ચિત્ર નહીં ચીતરાયું હોય.

**આત્મઘાત કરનારાઓની સભા!**—પણ રશીયાની રાજધાની સેંટપીટર્સબર્ગમાં હસ્તી ધરાવે છે. યુરોપમાં જે વિચિત્રતા અને વિલક્ષણતા ન હોય તે ઓછી! છ શીટથી ઉંચી બાનુઓના વિચિત્ર અંગ્રેજ બાનુઓની સભાની વિચિત્રતા પણ "ફ્રેંડસ આફ ડેથ" ની આ સભાની વિચિત્રતા આગળ ઝાંખી પડી જાય છે. આપઘાત એ ફોજદારી અપરાધ હોવાથી તે ગુપ્ત રાખવા મેંબરોની સભા સાંજ પહોર પછીજ ભરાય છે, તથા સભાસદો છુપા છતાપા આવે છે. આત્મઘાત હીમાયત કરનાર પ્રખ્યાત જર્મન ફીલસુફ શોપનહોર તથા અન્ય નિરાશાવાદી તત્ત્વવેત્તાઓના ચિત્રો સભાના હોલમાં ટાંગ્યા છે. તેના હોલના દરવાજા ઉપર; તેમનું સૂત્ર "જેઓ દાખલ થાય તેઓએ આશા છોડી દેવી" એમ આલેખિત કરેલું છે. જીવન અને મરણ વચ્ચેનાં આલંકારિક દ્વંદ્વનું ચિત્ર મુખ્ય ભીંત પર ચીતર્યું હતું. જેન દાકાર, બાંધે પણ અંધેમઝારે કરતા

એવો નિયમ હતો. શરૂઆતમાં, પ્રમુખે એક સ્ત્રી સભાસદ જેણે આપઘાત કીધો હતો અને માત્ર ઘાયલ થઇ હતી પણ હજી મરણ પામી નહોતી, તે મરણ પામશે એવી આશા દર્શાવી હતી! આત્મઘાત નવી યુક્તિથી કરવાની બાબત ઉપર વાદવિવાદ ચાલતાં, જે નવ જણને આત્મઘાતની ટીકીટ આપી હતી તેઓમાં ફાંસી વગેરે સાધારણ સાધનથી આત્મઘાત ન કરવાના કસમ લઇ ચુકનારાઓમાંના હતા. અસાધારણ નવીન રીતે આત્મઘાત કરવાનો હેતુ એ હતો કે તેથી પ્રજા આકર્ષાય અને સભાના સભાસદ વધે! એવી પણ સુચના કરવામાં હતી કે એક પ્રખ્યાત ફેશનેબલ હોટલમાં સભાસદોએ ખાવું પીવું અને અંતે ઝેર પીને તરત સામટા મરવું કે જેથી શહેર દિંગમુઢ થઇ જાય અને આત્મઘાત પ્રજાપ્રિય થઇ પડે! દીવાનાઓમાં પણ અમુક હદનું ડહાપણ ખુબ હોય છે!

વૃદ્ધ પિતા આદિનું મરણ નિપજાવવાનો 'ધાર્મિક' રીવાજ!—અમેરીકાના મૂળ વતની 'રેડ ઇંડીયન' ચામાકોકો નામે ઓળખાતી જાતમાં પ્રવર્તે છે! એમ તેઓમાં ફરી ફરીને સારી દોસ્તી બાંધનારો અંગ્રેજ કટેલીવન મુસાફર કાઉંટ નીઓમેરા કહે છે. અને આમ કરવાનો હેતુ, સર્વાઈવલ, અર્થાત્ દુર્બલોનો નાશ કરવાના કુદરતના ડાર્વીને શોધેલા નિયમને અનુસરીને છે. દાખલા તરીકે ચામાકોકો જાતવાળાઓ દુર્બલ છોકરાંઓ કુદરતી રીતે મરી જાય તે સારૂ વાટ જોવાને બદલે, કુદરતનો ધીમો કાયદો પોતેજ હાથમાં લઇને દુર્બલ બાળકનો તેમના નજીકના સંબંધીઓ દ્વારા નાશ કરે છે. વૃદ્ધ પુરૂષ ૭૦ નો થતાં નીચલી વિધિ કરવામાં આવે છે:—"જાતના સરદાર તથા તેનાં કુટુંબની સમક્ષ તેને બેસાડવામાં આવે છે. તે બધાને નમન કરે છે, પછી તેનો વડિલ પુત્ર, ખાસ પસંદ કરેલા દંડ સહિત પાછળથી આવીને તે દંડને ઘુમાવીને ડોસાની ખોપરી પર એવો આઘાત કરે છે કે તત્કાળ પ્રાણાંત થાય છે." ખુબી એ છે કે, વૃદ્ધ આંખોનું તેમ કરવામાં આવતું નથી." તેનનું તો અસાધારણ સન્માન કરવામાં આવે છે. રીવાજ થવા પછી શું વાસ્તવિક અને યોગ્ય ધારવામાં આવતું નથી? મૃત પતિ સાથે પત્નીને દહન ના રીવાજવાળા દેશમાં જનાર "એરેબીયન નાઇટ્સ" ના સીંદબાદ ખલાસીની વાર્તાજ ઉપરોક્ત વાતને કાંઇક મળતી આવે છે.

સળેખમ સારૂ સર ભાલચંદ્ર!—પાલણપુરનો સ્થાનિક દૈનિકનો એક નવરો ખબરપત્રી લખી મોકલે છે કે "હમારા ખુદાવિંદ નામદાર નવાબ સાહેબને પંદર દિવસ ઉપર સખત સળેખમ થઈ જવાથી જડામાં ચાંદાં પડી ગયા છે અને કાકડો ફુલી ગયો છે. તેથી ખોરાક બરોબર ન લેવાતો હોવાથી નબળાઇ પણ જણાય છે. તેથી સલાહ સારૂ મુંબઇથી સર ભાલચંદ્ર તથા ડૉ. રસીકને તેડાવ્યા હતા. ડૉ. રસીક પાછા ઉપડી ગયા છે. પણ સર ભાલચંદ્ર સારવાર કરવા રોકાયા છે. વાઢકાપ કરવાની બાલકુલ જરૂર નથી એમ બધા ડૉક્ટરોનો એકમત છે." જો એકમત છે તો જરૂર છે એમ કોણે કહ્યું? જો સળેખમ અને કાકડો ફુલવા માટે સર ભાલચંદ્ર અને ઓપરેશનની જરૂર પડે તો બીજા દર્દો માટે તો શું ન કરવું પડે! ખબરપત્રી સરકારી પણ હોય છે. તે અંતે લખે છે કે "એ દયાકર દેવની નિરાંત સારૂ પ્રભુ તેમને જલદી આરામ કરો એવી સૌ કોઇ પ્રાર્થના કરી રહ્યા છે." લોકોને બીજું કામજ નહીં સુઝતું હોય! સાથી ખુશામતની પણ હદ હોવી જોઇએ!

રબ્બર ટ્રસ્ટનો નફો—અમેરીકાના યુનિયન તથા બ્રિટનવાળાં રબ્બર ટ્રસ્ટનો નફો ગયે વર્ષે [illegible] ડૉ. રાકફેલરના સ્ટાંડર્ડ ઓઇલ કંપનીના દર વરસે [illegible] ક્રોડ [illegible] ! અમેરીકન ગરીબોને

દર વર્ષે જે નફો થાય છે તેટલી આવક પણ હૈદરાબાદ, ત્રાવણકોર, વડોદરા, અને મેહસુરની કરોડ ઉપરની આવકવાળાં સૌથી મોટાં હીંદનાં દેશી રાજ્યોને થતી નથી. તાત્પર્ય કે સ્ટીલ ટ્રસ્ટના માલીકો આપણા નીઝામો અને ગાયકવાડો કરતાં પણ વધારે ધનાઢ્ય છે! યુરોપનાં પોર્ટુગાલ, આદિ સઘળાં નાનાં રાજ્યો કરતાં પણ ટ્રસ્ટો વધારે આવકવાળાં અને ઓછી ઉપાધિવાળાં છે!

**પાંચ માળના ઘરના છાપરાં પર ચઢી ગયલો બળદ!**—બેલ શાંતિની મૂર્તિ છે. તે પશુવર્ગમાં મહાત્મા રૂપ ગણાય છે. છતાં ક્રોધના આવેશમાં તે પણ શું પરાક્રમ કરી શકે છે તેનો દ્રષ્ટાંત ઇંગ્લંડના હસ્લીંગટનના એક બળદે પુરો પાડ્યો છે. તેને પશુ બજાર તરફ રસ્તે લઈ જતાં તે ભડક્યો અને નાઠો, અને બીજે જવાનું ન મળતાં પાંચ માળના એક ઉઘાડા મકાનની સીડી પર અજાયબ જેવી રીતે ચઢ્યો અને ૫૭ પગથીઆં ઓળંગી તે છાપરાં પર ચઢી ગયો! તેને જોવા હજારો મનુષ્યોની ઠઠ જામી. તે કુદી પડશે એ બ્હીકથી નીચેના લોકો ખસી જતા કે રખેને કચડાઇ જઇશું! ત્યાંના રીપોર્ટરો મહા સાહસિક હોય છે. બેલનો ' ઇંટર્વ્યુ, લેવા એક રીપોર્ટર છાપરાં તરફ ગયો. પણ તેની નોટ બુક જોતાંજ બેલ એવો ધસ્યો કે જીવ લઇને ભાગ્યો! પણ ફોટો પડાવવા બેલ ઉભો રહ્યો! તેને ઉતારવો કેવી રીતે? પોલીસના આદમીઓએ આવીને અંતે તેને ગોળીથી વીંધી નાંખ્યો. છાપરાંના નળીયાનો તો ચુરો થઇ ગયો હતો. થોડા વખતમાં ઘરનો માલીક તે સારૂ બળદના માલીક ઉપર નુકસાનીની ફરિયાદ કરવાની વાત આપણે સાંભળીશું.

**કન્યા મેળવી આપવાની આડત!**—આ સુરત શહેરમાં સી. એમ. ટી. માસ્તર નામના ગૃહસ્થ તરફથી " માંગલિક કાર્યોદય સંસ્થા " નામની એક મંડળી સ્થાપવામાં આવી છે, જેનો મુખ્ય હેતુ એવો જણાવવામાં આવે છે કે બીન અનુભવી ગૃહસ્થો યથાયોગ્ય નાણાંની રકમ ખર્ચે છતાં તેમને સ્ત્રી મેળવ્યા વિનાની જીન્દગી ગાળવી પડે છે. તેઓ મજકુર મંડળી જોડે ઘટિત બંદોબસ્ત કરશે તો તેમને કન્યાઓ મેળવી આપવામાં આવશે. એમ કોઇ નો લાકડે માંકડું બેસી નહિ જાય તે સાંભળવું ઘટે છે. સ્વયંવર વરવાની શાળા હોય તો સારૂં!—

અપક્ષપાત, સુરત.

**એકવીશ છોકરાની ભાગ્યશાળી માતા**—લંડનમાં ગયે મહિને એકવીશ ભાઇઓ સાથે મળવા પામ્યા હતા, પોતાની માતાની વર્ષગાંઠની ખુશાલીના દિને તેઓ જુદે જુદે સ્થળેથી આવ્યા હતા. બે કેનેડામાં ખેતી કરે છે ત્યાંથી, ને કોઇક લશ્કરી નોકરીમાંથી આવ્યા હતાં. અજાયબ થવા જેવું એ હતું કે, ત્રણ ભાઇઓને તો માતાએ પરસ્પર ઓળખ કરાવી ત્યારે તેઓ એક બીજાને પિછાની શક્યા હતા, કારણ કે નાના ભાઇઓના જન્મ વખતે મોટા ભાઇઓ નોકરી ધંધે બહાર ચાલી ગયલા, તે હાલમાંજ ઘરે આવી શક્યા હતા. તેઓને કોઇ ઓળખે નહિ એવા હેતુથી બબે ત્રણ ત્રણની સંખ્યામાં તેઓ વડું ચાલતે નાટક જોવા ગયા હતા, પરંતુ તમાશગીરોને એ વાતની ખબર મળતાં તેઓએ તે સઘળા ભાઇઓને ભેગા કરીને તેની ખુશાલીમાં ગાયનો લલકાર્યાં હતાં.

## વિજ્ઞાન, વિદ્યા અને વિદ્યાપ્રચાર સંબંધી કેટલાક સમાચાર.

**મંગળ નિવાસીઓ કેવા છે?**—પેરીસનો ખગોળવિદ્યાનો અભ્યાસી મોસ્યુ પેરીઅર મંગળના ( માર્સ) નિવાસીઓ કેવા છે તેનું પણ બુદ્ધિપૂર્વક અનુમાન અને તર્ક સાયન્સને આધારે

કરે છે. તે કહે છે કે મંગળનું વર્ષ પૃથ્વી કરતાં બમણું છે, અર્થાત્ સૂર્યની આસપાસ ફરતાં મંગળને બમણો સમય લાગે છે. તેથી ત્યાં શરીરની પ્રફુલ્લિતતા તથા વિકાસ પણ ધીમી અને મોડી થાય છે. ને વનસ્પતિ અને ન્હાના જીવ-જંતુઓને યુવાવસ્થામાં આવતાં બમણો સમય લાગે છે. મંગળ ગ્રહની ભૂમીનાં વૃક્ષોમાં અતિ અસાધારણ કદના હોવા જોઇએ; પુષ્પો સુંદર અને આશ્ચર્ય-ચકિત, અદ્ભુત આકૃતિવાળા પક્ષીઓ સંગીતમાં અધારે મધુર અને નિપુણ, તેમનાં પીછાં વધારે રંગીન અને સુંદર; પશુઓ પણ પુષ્કળ રૂંવાટીવાળી ચામડીનાં હોવાં જોઇએ. ત્યાંના પ્રાણીઓ મજબુત બાંધાવાળા, ઓછા વજનવાળા અને ત્વરીત ગતિવાન હોય છે, અને ત્યાંના ઘી-ડોની શરીરાકૃતિ અહીંના શીકારી કૂતરા સમાન હોય છે. આપણી પૃથ્વીની મનુષ્યપ્રકૃતિ અને મંગળ ગ્રહના મનુષ્યોની પ્રકૃતિ-સ્વભાવમાં અત્યંત ભિન્નતા છે કારણ કે ત્યાંની અને આપણી વાતાવરણમાં અતિશય ફેર છે. ગુરૂત્વાકર્ષણનું બળ, સૂર્યનાં દુરપણાંને લીધે ત્યાં ઓછું હોવાથી ત્યાંના મનુષ્યો આપણા કરતાં ઉંચાઇમાં અધિક, અને સૂર્યનો પ્રકાશ ઓછો હોવાથી ટૂંકા વાળવાળાં હોય છે. મંગળકરો ( માર્શયનો ) આ પૃથ્વીની સ્કેનડીનેવીયન જાત સાથે કદાચિત્ સૌથી વધુ મળતા આવશે. તેઓની ખોપરી અસાધારણ મોટા કદની હોવી જોઇએ. 'મોંસ્યુ-પેરીયર મંગળના ગ્રહના મનુષ્યોને ભૂરી ચામડીના, માંજરાં ને, લાંબા મોંના નાક વાળા, ભારે વજનવાળા કાનવાળા, મ્હોટા કદનાં માથાં વાળાં, કદાવર છાતી, લાંબા પગ, લાંબા પાતળા અવયવો વાળાં અને લાંબી કેડવાળાં કલ્પે છે! અને એવાં કાલ્પનિક પણ સંભવિત મનુષ્યનું ચિત્ર પણ તેણે દોર્યું છે! કવિઓ કરતાં પણ કેટલાંક ખગોળવેત્તાઓ તર્કશક્તિની વીજળીના ઘોડા દોડાવામાં વધારે કુશળ હોય છે, તેનું આપણા આ ખગોળવેત્તા એક ઉદાહરણ છે, પરંતુ આમાં તો સત્યનો એક નાનો પણ સંગીન અંશ છે, જ્યારે કવિ તો વારંવાર અંધારામાં સૂર્ય બતાવે છે!

**જુદાં જુદાં પ્રાણીઓનાં વજન**—વ્યક્તિના વજનના પ્રમાણમાં તેનાં મગજનું પ્રમાણ કાંઇક અંશે હોય છે, પરંતુ જુદી જુદી પ્રાણીઓની જાતોનાં સરેરાસ વજનનો બીજી જાતનાં પ્રાણીના માંગજની સરેરાસ સાથે કાંઇ સંબંધ નથી, તે તેમના મગજના વજનના નીચલા આંકડા પરથી જણાશે:—હાથીનું મગજ ૧૧.૪૪, આઉંસ, મગરમચ્છનું ૮.૩૫૮ આઉંસ, મનુષ્યનું ૪.૩૪, ઘોડાનું ૧.૧૬; ' ગોરીલા ' જાતના વાંદરાનું ૧.૫૦; ઉરાંગ-ઉટાંગ ( માંકડાં ) નું ૧.૪૧; ઘેટાનું ૪.૭ અને કુતરાના મગજનું વજન ફક્ત ૩.૭ આઉંસ છે. શરીરના પ્રમાણમાં માણસનું મગજ સર્વ પ્રાણીમાં કદમાં મોટું છે. કદ તથા બુદ્ધિ વચ્ચે કાર્ય કારણનો કાંઇક સંબંધ છે તે તો સ્વીકૃત વાત છે.

**હીંદના જુદા જુદા પ્રાંતોમાં કેળવણી સંબંધી સ્થિતિ**—હીંદી સરકારી ગેઝેટના ચાલુ અંકમાં હીંદના પ્રાંતોમાંની કેળવણી સંબંધી સ્થિતિ દર્શાવનારી વીગતો પ્રગટ કરવામાં આવી છે. તે ઉપરથી જણાય છે કે, સરકારી કેળવણી ખાતાંઓનો લાભ લેનારાંઓની કુલ સંખ્યા ૪૦,૩૦,૦૮૪ પુરૂષો અને ૭,૯૩,૧૪૬ છોકરીઓ જેટલી સને ૧૯૧૦-૧૧ નાં વરસમાં હતી અને તે પાછળ રૂ. ૭,૧૮,૬૮૦,૦૦ જેટલો ખર્ચ થયો હતો.

એ વરસમાં મદ્રાસના ઇલાકામાં એકંદર વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨,૧૫,૭૨૫ હતી.

મુંબઇ ઇલાકામાં છોકરાઓ માટેની કેળવણી આપનારી જાહેર સંસ્થાઓ ૧૧,૨૬૭, પુરૂષો માટે, તથા ૧,૧૨૧, છોકરીઓ માટે સને ૧૯૧૦-૧૧ ના વરસમાં હતી. વિદ્યાર્થિઓની એકંદર સંખ્યા ૮,૧૬,૫૩૫ હતી. સને ૧૯૦૬-૦૭ નાં વરસમાં ૭,૬૦,૫૪૭ જેટલી વિદ્યાર્થીઓની સંખ્યા હતી.

બંગાળમાં કુલે વીદ્યાર્થીઓની સંખ્યા ૧૫,૧૮,૨૩૯ હતી.

સંયુક્ત પ્રાંતોમાં તે શાળાઓની સંખ્યા ૯૫૪૫ જેટલી હતી. વીદ્યાર્થીઓની કુલે સંખ્યા ૬૪૫૭૮૭ જેટલી હતી.

પંજાબમાં વીદ્યાર્થીઓની કુલે સંખ્યા ૩૪૬૯૪૦ જેટલી હતી.

હીંદમાં સ્ત્રી પુરૂષોની કેળવણીનું જુદા જુદા પ્રાંતોમાં પ્રમાણ દર હજારે નીચે પ્રમાણે છે—

| પ્રાંતોનાં નામ. | પુરૂષ વર્ગ. | સ્ત્રી વર્ગ. | પ્રાંતોના નામ. | પુરૂષ વર્ગ. | સ્ત્રી વર્ગ. |
|---|---|---|---|---|---|
| બરમા | ૩૭૮ | ૪૫ | આસામ | ૬૭ | ૪ |
| મદ્રાસ | ૧૧૯ | ૯ | પંજાબ | ૬૪ | ૩ |
| મુંબઈ | ૧૧૬ | ૯ | સેન્ટ્રલ ઈંડીયા | ૫૫ | ૩ |
| બંગાલ | ૧૦૪ | ૫ | કાશ્મીર | ૩૮ | ૧ |

બંગાલીઓ સૌથી ભણેલી પ્રજા છે, એ સામાન્ય વિચાર આ આંકડા ખોટો પાડે છે. બેશક, આ આંકડા મોટે ભાગે પ્રારંભિક શિક્ષણ માટેજ કામનો છે, અને મગજના સુધારા માટે તેટલું બીલકુલ બસ નથી તે બરમામાં મહોને લીધે કેળવણી સાર્વજનિક છતાં લોકના વર્તણુક જોતાં ઘણીજ ખરાબ સ્થિતિ બતાવી આપે છે.

લાકડે માંકડું બેસી નહિ જાય હુન્નર શીખવવાની લંડનમાં શાળા—ઈગ્લેંડ દેશની એક આ-

સૃષ્ટિક્રમના સત્ય કુદરતી જ્ઞાનના પ્રચાર માટેજ ખાસ તૈયાર કરાવેલું તથા
પડતર ભાવે વેચવામાં આવતું

## અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર.

નામનું કુદરતના ચમત્કારોનો જ્ઞાનભંડાર રૂપ પુસ્તક.

મૂળ અંગ્રેજી લેખક—મી. સેમ્યુઅલ લેંગ.

ભાષાંતર કર્તા—મી. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એસ. બી. એલ. સી.
તે વડોદરા મેલ ટ્રેનીંગ કોલેજના સાયન્સના અધ્યાપક.

પ્રગટ કર્તા—શેઠ રણછોડદાસ ભવાન જીવરાજ, માલીક ડંકનરોડ ફ્લાવર મીલ-મુંબ

આ પુસ્તકની ભાષા ઘણી સાદી, સરલ તથા શુદ્ધ છે. જાડા ગ્લેઝ કાગળ વા
છે. પૃ. સંખ્યા ૨૫૧; પાકા પુઠાં સહિત—છતાં કીમ્મત માત્ર ૮ આના રાખી છે. પો
તથા વી. પી. ખર્ચ જુદો. મળવાનું સ્થળ:—

આર્ય પ્રતિનિધિ સભાના સેક્રેટરી,
કાકડવાડી—ગીરગામ બેંક રોડ—મુંબઇ.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુણ્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક

(અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે.)

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો ખાસ સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તખ્તી ચોડી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી મહરથ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણુંજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે?

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩–૮–૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉંમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુણ્ય ભુમીમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો (૧૦૦) પાળક પણ નહિં નીકળે? જરૂર દયા લાવી લખો:

મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીયાદ.

અખૂટ

કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી.

દૂરથી આવેલી કમતાકાતને ઘણી સરળતાથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે.

અખૂટ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે.

ત્રીસ વર્ષો થયાં વધારે વધારે મળતી ફતેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્તિનો મજબૂત સ્તંભો છે.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

## સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ આવૃત્તિઓમાં મળી આજ સુધી લગભગ ચાલ લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિં

જામનગર-કા

શુભ્ર વિમલ સુધામય સલીલ પલ્લવમાં ભર્યું,
સુરખી સર જળે છાઇ અનીલી વ્યોમ ભગવું થયું;
ઉટજ કુંજ આ નિકટમાં છે પુષ્પ વાટિકા મધ્યે,
લતાઓ લયમયી રહી ધટપટો શાન્ત ગુંજે,
બેઠા વેદ વિચારતા બટુક બહુ પીત વસ્ત્રો ધરીને;
કો સમાધિ લઇ આવતા ગુરૂ કને, કો આવતા જલ ભરીને.
કરતાં કલકલ પક્ષિયો ક્ષિતિજમાં ક્ષણમાં તિરોહિત થયાં;
નીરવ મદકલ મંજુ રવ એ અનીલ રવમાં ભળી ગયા.
પશ્ચાત ભુંગારવ તજી બધે પુર્ણતઃ શાન્તિ છાઇ
પ્રિયવર એ સુસમયની શું કહું હું રમ્યતા છ ?

હાથરસ તા. ૧૨-૪-૧૨ 'નવલ.'

---

## " દિવ્ય દ્રષ્ટીયે દુનીયા. "

### ( ત્રોટક. )

નીરખ્યું જગને બહુ લક્ષ કરી, વીકાળ અતિ રહ્યું ભક્ષ કરી.
સૌંદર્ય અનુપમ બાહ્ય રૂપે, પણ સૈન્નમાં એ લાલ રૂપે.
જુઠ પ્યાર છે શઠ સહોદરના, એ નીર્મળ નીરછે સાગરનાં;
૫ડ રિપુને બાળી ભસમ કરૂં, એ ભસમની અંગે વિભુત ધરૂં,
ત્યજી ઝાળને માળ અલખ ધરૂં, નીજ રૂપને શોધવા કાજ ફરૂં;
દિવ્ય ચક્ષુનો જ્યો હું વીકાસ કરૂં, તરી જાઉં ફરી કદીયે ન મરૂં.

'ઉદાસી.'

---

દુન્યામાં વધી પડેલી સોનાની પેદાશ—ને લીધેજ મોંઘવારી આખી દુન્યામાં વધી પડી છે, એમ ઘણા વિદ્વાન્ અર્થશાસ્ત્રીઓનું અનુમાન છે. પચાસ વર્ષ ઉપર દુન્યામાં દર વર્ષે ફક્ત ૭ કરોડ આઉંસ સોનું ખાણોમાંથી નીકળતું. હવે તે દર વરસે આશરે એકવીસ કરોડ આઉંસ જેટલું નીકળે છે. જલદીથી સોનું ખોદી કાઢવાની થયલી યંત્રોની શોધથી આમ બન્યું છે, નહીં કે નવી ખાણો શોધવાથી. માત્ર ક્લોન્ડાઇકનીજ નવી ખાણ શોધાઇ છે. બીજી ખાણો તો પુરાતન છે. દુન્યામાં નીપજતાં સોનાંમાં સોએ ૬૪ ટકા, (ત્રીજા ઉપરાંત ભાગ) કેવલ ટ્રાન્સવાલમાં થાય છે; યુનાઇટેડ સ્ટેટસમાં બાકીના ઓથો ભાગ; હીંદુસ્તાન, ચીન, રશીયા, મેકસીકો, દ. અમેરિકા મળીને ૧૫ ટકા, તથા બાકીના પંદર ટકા જેટલું આસ્ટ્રેલીયા વગેરે બ્રીટીશ સંસ્થાનોમાં થાય છે.

# હીંદુઓ શું ધર્માંધ છે ?

## વૈષ્ણવાદિ સાંપ્રદાયિકોની પરધર્મીઓની શુદ્ધિ કરવાની ઉત્સુકતાનાં કેટલાંક પ્રમાણો.

( ૪ )

'સત્ય'ના પ્રથમ ( ગયા જુલાઇના ) અંકમાં હીંદુઓ સ્વભાવતઃ અને ધર્મતઃ ધર્માંધ નથી અને તેઓ ઉપલક દ્રષ્ટિએ ધર્માંધ કેમ લાગે છે તે સંબંધી વિવેચન હમે કીધું હતું. ઉલટું પ્રાચીન સમયના ખ્રીસ્તીઓ તથા પ્રારંભના મુસલમાનો અતિ વિશેષ ધર્માંધ હતા તે ક્રમવાર બીજા ( ઓગસ્ટના ) તથા ૬ ઠ્ઠા ( ડીસેંબરના ) અંકમાં હમે અનેક ઉદાહરણોથી દર્શાવ્યું હતું. આજના અંકમાં તે ગયા ત્રણ લેખોના અનુસંધાનમાં, હિંદુઓ કેવા ધર્મસહનશીલ છે તેનું દિગ્દર્શન આપણે કરીશું.

જો અધર્માંધતાનું એક મુખ્ય લક્ષણ પરધર્મીઓને સ્વધર્મમાં પાવન કરવા કબુલ કરવું એ હોય તો તેમાં પણ હીંદુ ધર્મીઓ પાછળ હઠે એમ નથીજ. સામાન્ય રીતે હીંદુઓ વિશે એમ મનાય છે કે, હીંદુઓ પરધર્મીઓને સ્વધર્મમાં સ્વીકારતા નથી. પરંતુ એ હીંદુધર્મને અન્યાય કરનારૂં કથન છે. સત્ય એટલુંજ છે કે, પરધર્મીઓને માત્ર હીંદુ જ્ઞાતિઓમાં આવવાનો પ્રતિબંધ છે. અને ધર્મ તથા જ્ઞાતિ એ બે ભિન્નભિન્ન અને સર્વથા સ્વતંત્ર સંસ્થાઓ છે, એ પ્રખ્યાત છે. એક જ્ઞાતિમાં અનેક ધર્મો ( પંથો ) છે અને એક ધર્મમાં અનેક જ્ઞાતિઓ છે. હીંદુ મહાસમાજનો અમુક અજ્ઞાન ભાગ ગમે તેવો ધર્માંધ હોય પરંતુ ભિન્ન ભિન્ન સંપ્રદાયોના સ્થાપકો તો ઘણું ખરૂં પરધર્મીઓને પણ પાવન કરવામાં વાંધો ન જોતા. એટલુંજ નહી પણ તેમ કરવા ઉત્સુક હતા !

શ્રૌતમાર્ગમાં વૈષ્ણવ પુષ્ટિમાર્ગીઓ સૌથી જુના વિચારના ગણાય છે. પરંતુ તેમના પંથની જડ ઘાલનાર ગોસ્વામી વિઠ્ઠલનાથજી ( જેઓ ભગવાન્ ભાષ્યકાર વલ્લભાચાર્ય કરતાં પણ અનેક રીતે વિશેષ બુધ્ધિવાન અને ચતુર હતા ) તેમ જેઓ 'ગોંસાઇજી' ને ઉપનામે ઓળખાય છે તેઓ મુસલમાન જેવા હીંદુદ્વેષી પરધર્મીને પણ પોતાના બનાવવામાં હીંદુધર્મનાં ગૌરવની વૃદ્ધિ માનતા હતા. " ૨૫૨ વૈષ્ણવોની વાર્તા " તેમનાંજ પરાક્રમોનું વૃત્તાંત છે. એ પુસ્તકને વૈષ્ણવો આદરમાનથી જોય છે. તેમાંની કેટલીક વાર્તાઓ પરધર્મીઓને વૈષ્ણવ કરવા સંબંધીજ છે ! તે કદાચ સર્વથા ઐતિહાસિક નહીં હોય તોપણ વાર્તાની વસ્તુજ, આપણા પક્ષને પુષ્ટ કરે છે. તે વાર્તામાંથી થોડાંક પ્રમાણો અત્ર આપીશું.

૨૩ મી વાર્તામાં કહ્યું છે કે, ગોકુલાષ્ટમીને દીને, બાદશાહ અકબર વેશ બદલીને, બીરબલની પાછળ ગયા, બીરબલ શ્રીગોકુલમાં દર્શન કરવા જતા હતા. અકબરે પણ છુપે વેશે દર્શન કીધાં ! આ વખતે ગોંસાઇજી શ્રી નવનીતપ્રિયને ઝુલાવતા હતા. તેમણે અકબરને પારખી કાઢ્યા. મ્લેચ્છના સ્પર્શથી દેવાલય ભ્રષ્ટ થવાનો વિચાર આવવાને અને તેવા વિચારથી બીજા ભક્તને બદલે, ગોંસાઇજીએ, અકબરને ગુપ્ત રીતે, પાછા વળતાં મહાપ્રસાદ મોકલાવ્યો ! જો બ્રાહ્મણોની હરકત ન હતે તો ચતુર ગોંસાઇ અકબરને વૈષ્ણવ અને હીંદુ બનાવવા ચૂકતે

નહીં ! તેમણે અનેક મુસલમાનોને કટ્ટર વૈષ્ણવ બનાવ્યા હતા ! ૩૩ મી વાર્તામાં કહ્યું છે કે, મુસલમાનોમાં પણ સૌથી ધર્માંધ એવા પઠાણ જાતના જન્મે મ્લેચ્છ અલીખાનની પુત્રી વૈષ્ણવ હોવાથી **શ્રીનાથજી સ્વયં તે કન્યા સાથે નૃત્ય કરતા !** પરમાત્માનો આવો એકદેશી વિચાર ગમે તેવો અનિષ્ટ હોય પણ અહીં આપણે તો માત્ર આ વાર્તાઓના પ્રેરક, પ્રારંભના પુષ્ટિમાર્ગના આચાર્યોની પરધર્મીઓ પ્રતિની દ્રષ્ટિજ જોવાની છે. તેમના મતથી પવિત્ર મૂર્તિને પણ પરધર્મી સાથે સહનૃત્ય જેવા વ્યવહારનો પણ વાંધો નહોતો. એજ વાર્તાની ખરી ખૂબી છે. ખુદ અલીખાન પઠાણ ઉપર ગોસાઇજી એટલા પ્રસન્ન હતા કે તેમના આવવા સુધી ગોકુલમાં ગોસાઇજી સુબોધિનીની કથા પણ કરતા નહોતા, અને તે રીતે તેમને માટે ખાસ વાટ જોવાથી બીજા વૈષ્ણવો અપ્રસન્ન પણ થતા તેની ગોસાઇજીને પરવા નહોતી. વળી ૫૧ મી વાર્તામાં સાફ કહ્યું છે કે પ્રખ્યાત મુસલમાન ગવૈયા "**તાનસેનને ગોસાઇજીએ શરણ લીધા.**" ૧૩૩ મી વાર્તામાં હદ કરી છે. યમુના તટ ઉપર પઠાણના એક છોકરાએ ગોસાઇજીને સાક્ષાત્ 'કોટિકંદર્પલાવણ્યમય પૂર્ણ પુરૂષોત્તમ' રૂપ દીઠા તેથી તેણે પોતાને શરણ લેવા ગોસ્વામીને વિનંતિ કરી. **તેમણે તેને યવન છતાં ( દૈવી જીવ જાણી ) નામ નિવેદન કરાવ્યું.** ૨૫૨ વૈષ્ણવોમાંના એક રસખાન પઠાણની વાત આવીજ રસમય છે. તે પઠાણને પણ ગોસાઇજીએ 'નામ નિવેદન' કરાવ્યું હતું અર્થાત્ કંઠીતિલક આપી વૈષ્ણવ કીધો હતો. એ પઠાણનાં અનેક કીર્તનો આજે ક્ષત્રિય અને વૈશ્ય હીંદુ વિષ્ણવો રટણ કરે છે ! જે વૈષ્ણવો આ લેખો પ્રમાણની વિરૂધ્ધ કહે તેઓ ગોસાઇના વફાદાર ભકત નથી, તેઓ અસલી વૈષ્ણવ નથી એમજ માનવું પડશે. ભલે ગોસાઇજીની રાજનીતિનો અંત તેમના ઉત્તરાધિકારી ગોસ્વામીઓએ આણ્યો હોય, પરંતુ તે તેઓનીજ નૈતિક ભૂલો અને તેઓનીજ ધર્માંધતા કહેવાશે. નહીં કે મૂલ સંપ્રદાય કે તેના સ્થાપકની.

## હીન જાતિ તથા પશુ પક્ષીનો પણ પુનરૂદ્ધાર.

ગોસાઇએ તો પરધર્મીઓનેજ નહીં કિંતુ હજામને ( વાર્તા ૧૪૦ મી જુવો) અને માછીમાર જેવા અંત્યજને (મેહો ઢીમરની ૧૫૧ મી વાર્તા જુવો) ને પણ શરણ લીધા હતા ! જે સાંપ્રત વૈષ્ણવો તેમને સદા કાલ સારૂ ભ્રષ્ટ રાખવા કહે છે તેઓ પોતાના પૂજ્યતમ ગુરૂ ગોસ્વામીને શું દગો દેતા નથી ? અરે ! ગોસાઇજી મહારાજ તો એ વિષયમાં એટલા દ્રઢમતના હતા કે અત્યુક્તિ કરીને હાસ્યજનક વાતો પણ તેમના વિષે કરવામાં આવી છે. દરરોજ કમમાં કમ એક નવો વૈષ્ણવ કરવો એવો તેમનો નિયમ હતો. જો કદાચિત કોઇ દહાડો ખાલી જતો તો પશુ પક્ષીને પણ "દૈવી જીવ જાણી" તેઓ વૈષ્ણવ બનાવતા ! તો પછી મનુષ્યને બનાવે એમાં તો નવાઇજ શી ? "મરજાદ" લેનારી વૈષ્ણવ સ્ત્રીઓનાં વર્તનના કાંઇ હમે પ્રશંસક નથી ! પરંતુ તે સ્ત્રીઓ જૂદી જૂદી વર્ણની હોવા છતાં પરસ્પર ભિન્નભાવ રાખતી નથી, અને એકજ વર્ણની હોય એમ વર્તે છે તે, તેમના ધર્માંધતાના અંધકારમાં ચંદ્રનાં કીરણ સમાન છે ! વૈષ્ણવ મહારાજો હજી પણ વેશ્યા સ્ત્રીઓને પણ પાવન કરે છે એ તો પ્રખ્યાત છે, અને વૈષ્ણવ થતાં ગણીકા અનીતિનો ધંધો છોડી પણ દે છે. તેવા ગોસ્વામીઓ પરધર્મી નીતિમાનોને વૈષ્ણવ અર્થાત હીંદુ તરીકે સ્વીકારે એ કાંઇ વિશેષ નથી.

## આચાર્યોની પરંપરાએ પ્રાચીન કાલથી હીંદુધર્મને ઉદાર-વ્યાપક કરવા સતત કરેલો પ્રયત્ન.

જે પણ સુધારક પંથો થયા છે તે સર્વે હીંદુ ધર્મના દરવાજા વધારે પહોળા કરવાના હેતુથીજ થયા છે. ભગવાન ગૌતમ બુદ્ધના સમયથી એમ ચાલ્યું આવે છે. કમનસીબે દરેક સુધારક આચાર્યના સમય પછી દરવાજા એવા જોરથી પાછા બંધ થયા છે કે પહેલાં કરતાંએ વખતે વધારે સપટ દેવાયાં હશે! આચાર્યો મૂલ તો હીંદુ-વૈદિક ધર્મ વધારે ઉદાર, સહનશીલ અને વ્યાપક કરવાની ચેષ્ટા કરતા, પરંતુ, દેશના પ્રારબ્ધથી કહો કે આચાર્યની કાર્યપદ્ધતિના દોષથી કહો, કે તેમના શિષ્ય પ્રશિષ્યોની લઘુ દ્રષ્ટિથી કહો, અથવા તો અણુધાર્યા નવાં તત્વો હસ્તીમાં આવવાથી તેમની ગણત્રી ઉંધી વળવાથી કહો, એક વા અનેક મિશ્રિત કારણોથી વારંવાર બકરું કાઢતાં ઉંટ પેસવા જેવી વિક્રિયા થઇ છે. તેથીજ સનાતન આર્યધર્મ ઉપર ધર્માંધતાના મહા મિથ્યા આરોપનું અારોપણ કરવાનાં તેના દ્વેષીઓને કેટલાંક બ્હાનાં મળ્યાં છે. એ ધર્મના માનનારાઓનાં ચિત્ત ઉપર ધર્માંધતાની લીલ બાઝવા માંડતા સાથે તે સાફ કરવા ગૌતમ બુદ્ધનો જન્મ થયો. તેના સમયમાં પરધર્મીઓ નહોતા, પરંતુ શૂદ્રો સાથે અનુદાર વર્તાવ મિથ્યાભિમાની થઇ ગયલા બ્રાહ્મણો કરવા લાગ્યા હતા. તેથી તેમણે ઉપાલિ આદિ હજામ આદિ શૂદ્રોને પ્રતિષ્ઠિત પદવી આપીને, હીંદુ ધર્મને અધર્માંધ કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. જો તેમના શિષ્યોએ બુદ્ધના ઉપદેશને સ્વતંત્ર મત તરીકે સ્થાપ્યો ન હતે તો વેદાન્તધર્મ તેનાં પૂર્ણ અસલી તેજને પ્રાપ્ત થતે પણ તેમ કરવાથી, પરિણામે બ્રાહ્મણોએ બૌદ્ધોને વેદ બાહ્ય ગણીને તેમને વિરૂદ્ધધર્મી ગણ્યા હતા. આ ધર્મભેદ છતાં, ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યે જેમણે તો જીવ બ્રહ્મની એકતાના સિદ્ધાંત રૂપ શસ્ત્રથી સર્વે પ્રાણિને એક સમાનજ ગણીને વૈદિક ધર્મની મૂલ ઉદારતા અને જગત વ્યાપકતા પુનઃ પ્રતિષ્ઠિત કરવાનો મહાન પ્રયાસ આદર્યો હતો, તેમણે બૌદ્ધોને સહસ્રો અને લક્ષોની સંખ્યામાં વેદધર્મમાં પાવન કર્યા હતા, અને પ્રાયશ્ચિત પણ કરાવ્યાનું આપણા જાણ્યામાં નથી. પણ અજ્ઞાન એટલું વ્યાપ્ત હતું કે તેમના દેહાંત પછી, ચાર રાતના ચાંદરણા પછી પાછી ઘોર અંધારી રાતનું સામ્રાજ્ય ફેલાયું. શંકરની ત્રુટિ સુધારવા ભગવાન ભાષ્યકાર રામાનુજાચાર્યે પ્રયત્ન કર્યો. લિંગપૂજાની વધી પડેલી બિભત્સતાનો નાશ કરવા તેમણે નારાયણ અને (શ્રી રામાનુજાનુયાયીઓ શ્રી વૈષ્ણવો કહેવાય છે) અર્થાત્ લક્ષ્મીની પૂજાનો પ્રચાર કીધો, તેમજ કનડાના મધ્વાચાર્યે (જન્મ ૧૧૯૯ ઇ. સ.) પણ લિંગપૂજાને ગૌણ કરીને શૈવ વૈષ્ણવ વચ્ચેનો ભેદ ભાંગવા પ્રયત્ન કીધો. પરંતુ વૈદિક ધર્મની મૂલ ઉદારતા સ્થાપન કરવાનું સૌથી વિશેષ માન તો રામાનુજ કરતાં તેના શિષ્ય રામાનંદને (૧૪ મી સદીનો અંત) ઘટે છે. તેના પ્રખ્યાત ૧૨ શિષ્યોમાં જાટ. હજામ અને મુસલમાન પણ હતા. તે વખતની માન્યતાઓનો તેમણે હિંદુધર્મ ઉદાર કરવાના કામમાં સારો ઉપયોગ કર્યો હતો. રામાનંદની દલીલ હતી કે જો, સ્વયં વિષ્ણુ ભક્તને ખાતર વરાહ આદિ પશુનો પણ અવતાર ધારણ કરે છે તો સૌથી નીચ ગણાતી કોમોમાં પણ "ભક્ત" કેમ ન હોય? તેમનો ઉદ્દેશ ધર્મનો પ્રજા માનમાં પ્રચાર કરવાનો હતો. તેથીજ તેમના ભક્તમાલ આદિ પુસ્તકો સંસ્કૃતને બદલે સરલ ચાલુ પ્રાકૃતમાં લખાયલાં છે. જો કે એ ગ્રંથોમાં જ્ઞાન વિરૂદ્ધ ઘણું કથન છે પણ તેનો એક મુખ્ય આશય બ્રાહ્મણોનો ધર્મપ્રમાદ, મિથ્યાભિમાન, એકસનાત્વ, સર્વોપરિતા અને પ્રજાની ધર્માંધતાનો ત્યાગ કરાવવાનો હતો. તે તરફજ અંહી લક્ષ્ય છે. રામાનંદનો

શિષ્ય કબીર જાતિએ મુસલમાન કુલાયો હતો, અને હવે તેના વર્તમાન શિષ્યો હીંદુ છે તે પણ હીંદુઓની ધર્મોદારતાનીજ પુષ્ટિમાં છે. બંગાલને પણ વામમાર્ગથી છોડવવા તથા જ્ઞાન એકહાથ કરી બેઠેલા બ્રાહ્મણોનું મિથ્યાભિમાન છોડાવવા ગૌરાંગદેવ ( ચૈતન્યે ) કરેલો પ્રયાસ પણ એજ દિશામાં હતો. ધર્માંધ, તથા જ્ઞાન અને મુક્તિને એક હાથ કરી બેસી રહેલા બ્રાહ્મણો પોતા શિવાય બીજા નરકમાં જશે એમ માનતા. ભક્તિમાર્ગથી પણ મોક્ષ છે એવી આશા આપીને ઢેડા અને ચમાર જેવી જડ થઇ ગયલી જાતિઓને પણ ચૈતન્યે ચેતન કર્યા હતા ! તેણે તેમનામાં આર્યધર્માભિમાન સતેજ કર્યું હતું. આવીજ રીતે શિખ ધર્મના મૂલ સ્થાપક નાનકનો પ્રયત્ન પણ હીંદુઓ તેમજ મુસલમાનોને એક કરીને, તેમને સઘળાને નિરાકાર પરમાત્માની પ્રાચીન આર્યોની પૂજા તરફ પ્રવૃત્ત કરવાનો હતો. આ પછી જે અનેક નાના મોટા આચાર્યો થયા છે તેઓએ હીંદુ ધર્મને બનતા સુધી વધારે ને વધારે વ્યાપક કરવા તરફજ, પરધર્મના તથા હીન વર્ણના મનુષ્યોનો અંગીકાર કરવા પ્રતિજ લક્ષ આપ્યું છે. ગુજરાતમાં ગઇ સદીમાં થયલા સ્વામી સહજાનંદે પણ અનેક મુસલમાનોને પોતાના સ્વામી નારાયણ પંથમાં સ્વીકાર્યા છે એ પ્રસિદ્ધ છે. રાજા રામમોહનરાય પણ વેદધર્મમાં પરધર્મીને લેવાના પૂર્ણ પક્ષપાતી હતા. અને સ્વામી દયાનંદ વિષે તો કથન કરવાની જરૂરજ નથી. તેમણે સ્થાપેલો આર્યસમાજ તો પરધર્મીને વેદધર્મમાં પાવન કરવા માટે સૌથી પ્રખ્યાત થયો છે, અને હવે તો સનાતન ધર્મ સભાઓ પણ મૂલ હીંદુ પરંતુ બાપદાદાથી અથવા પોતાના જીવનમાં પરધર્મમાં પતિત થયલાને પણ પાવન કરતી થઇ છે. દેખીતી રીતે હવે, પરધર્મીને હીંદુ કરવા સંબંધી વાંધોજ નથી. વડોદરાના નૃસિંહાચાર્યના શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં પણ મુસલમાનો છે ! શિવાજીના સમય દરમીયાન તથા તે પછી તુકારામ, રામદાસ નામદેવ આદિ પ્રખ્યાત સંતોનો ઉદ્દેશ પણ મુક્તિ અર્થાત ધર્મ કેવલ બ્રાહ્મણોનેજ સ્વાધીન નથી, પણ બધાના હાથમાં તે છે તે બતાવવાનોજ હતો. સંતો પોતે બ્રાહ્મણ નહોતા. કેટલાક શૂદ્ર હતા !

વાંધો માત્ર ભોજન તથા લગ્ન સંબંધી, અને બીજા શબ્દોમાં, જ્ઞાતિવ્યવહારનો છે. અને તે તો સોયના કાણાંમાં ઉંટ પેઠા પછી તેની પૂછડી નહીં જવા દેવા જેવી વાત છે. જો વેદ માનનારા વૈષ્ણવો વેદ ન માનનારા જૈનોને એકજ જ્ઞાતિમાં ( જેવી કે પોરવાડ, શ્રીમાલી ઇત્યાદિ ) સહન કરે છે, જો અનેક વૈષ્ણવ જ્ઞાતિઓ આગાખાની મુસલમાન ધર્મના માનનારાને જ્ઞાતિમાં ખાસી રીતે રહેવા દે છે તો શુદ્ધ સદાચરણી અસલ પરધર્મીને પણ હવે સ્વધર્માભિમાની શિક્ષિતને ન દાખલ કરવામાં ન્યાય કે ન્યાયશાસ્ત્ર નથીજ ! પણ તેથીજ કાંઇ નિરાશ થવાનું પ્રયોજન નથી. હીંદુઓના શાસ્ત્રો અને આચાર્યો અધર્માંધ છે, પરંતુ તેમના પંડિતો અને સામાન્ય પ્રજાની સમજણ તેવી નથી. અજ્ઞાન અને પરંપરાની રૂઢીના શેતાન તેમને હજી બહુ સતાવી રહ્યા છે. જો સ્વામીનારાયણીઓને વૈષ્ણવો અને વૈષ્ણવોને, તેમના વારામાં શૈવો, જ્ઞાતિ બહીષ્કૃત કરવા કરાવવા હજી ધર્માંધતાના આવેશમાં પ્રયત્ન કરે છે તો, જન્મથી દ્વિજ કે હીંદુ નહીં એવી જાતિઓ, એ દ્વિજ જ્ઞાતિના સોખંડી દરવાજામાં સામેલ થવાની કેમજ આશા રાખી શકે ? હીંદુઓમાંજ એક જાતિ બીજી સાથે લગ્નવ્યવહાર અને ઘણે ભાગે ભોજન વ્યવહાર નથી કરતી તો પારકા ધર્મ વાળાની શી વાત ! બાકી, જ્ઞાતિઓ તો [illegible]

બીજાને હક નથી. દરેકને પોતાની ' જ્ઞાતિ કલબ ' સ્થાપવાનો તથા તેના બીજાને સભાસદજ ન કરવાનો તેટલોજ હક છે ! આ પ્રમાણે હીંદુઓ પ્રાચીન કાલથી અર્થાત બુદ્ધદેવના સમયથી અત્યાર સુધી કેટલે અંશે ધર્મસહનશીલ રહ્યા છે તેનું આપણે ટુંકમાં ઇતિહાસના મીનારાની ટોચ પર ઉભા રહીને સિંહાવલોકન કર્યું છે. કોઇ આગામી અંકમાં, બુદ્ધદેવ પહેલાના સમયમાં આર્યો કેવા ધર્મસહનશીલ હતા, તેનું ઇતિહાસના દર્પણદ્વારા અવલોકન કરીને આ લેખ સમાપ્ત કરીશું.

## ઇસ્ટરમાં મળેલી સામાજીક-ધાર્મિક અને અન્ય પરિષદોનાં કાર્યોનું અવલોકન.

ઇસ્ટરનાં અઠવાડીયાંને સાંપ્રત કાલમાં ભગવાન્ ઇસુ ખ્રીસ્તનાં સદેહ સ્વર્ગારોહણ થવાની દંતકથાના આનંદમાં ખ્રીસ્તી માત્ર પર્વ તરીકે પાલે છે. રાજકર્તા ખ્રીસ્તી મહાપ્રજા સંગે હીંદીઓ પણ તે પાળે છે, અને તે પર્વ તેમને એક આશીર્વાદ રૂપ થઇ પડ્યું છે. પોતાની પ્રાચીન જાતિનું તારણ કરવા, તેની સ્થિતિની સુધારણ કરવા; તેની ઉન્નતિ સાધવા; એ પર્વમાં હીંદીઓ સ્થળે સ્થળે પરિષદો ભરીને, રજાના દીવસોનો સદુપયોગ કરે છે. ગયા માસમાં પસાર થયલા ઇસ્ટરના તહેવાર દરમીયાન, આ તથા અન્ય ઇલાકાઓ રાજદ્વારી, સામાજીક, ધાર્મિક તથા અન્ય પ્રકારોની ઉન્નતિ કરવા મળેલી પરિષદોથી હળીમળી રહ્યાં હતાં. એ જાગૃતિ ઇસ્ટરના પ્રાચીન અર્થ સાથે પણ બંધ બેસતી છે ! ઇસ્ટરનો મૂળ અર્થ તો વસંત ઋતુના પ્રારંભના માસની દેવી એ છે, અને અસલી ' જંગલી ' અંગ્રેજોની ' ઓસતારા ' દેવીનો ઇસ્ટર એ માત્ર અપભ્રષ્ટ શબ્દ છે. વસંત ઋતુમાંજ જગતમાં નવું જીવન આવે છે, વૃક્ષો પણ નવ પલ્લવોથી જાણે નવો દેહ ધારણ કરે છે, પક્ષીઓ પણ આજ ઋતુમાં વિશિષ્ટ ઉલ્લાસથી કલ્લોલ કરે છે, અને પ્રાણી માત્રમાં નવું ચેતન, અને નવી ગતિ તથા ત્વરા આવે છે ! સરસ્વતી દેવીના અને માતૃભૂમીના ભક્તો આ દેશમાં એકત્ર થઇને ઇસ્ટરમાં પરિષદો ભરે છે તે કૃત્ય કુદરતને અનુકૂલ અને કુદરતના હેતુનેજ સહાય આપવા સરખું છે. એ પરિષદો અને કૉન્ફરન્સો તે ઇષ્ટિઓ અને યજ્ઞો છે, અને યજ્ઞનો સર્વોત્તમ કાલ વસંતનો પ્રારંભ જ છે ! પ્રાચીન કાલના મહા યજ્ઞો એજ સમયે થતા-તેનું ભ્રષ્ટ રૂપ હોળી તેમજ સૂચવે છે. પરિષદરૂપી સત્રો પણ હોળીના યજ્ઞની યાત્રાકાલમાંજ ભરાય છે, અને એ પ્રકારે પૂર્વના અને પશ્ચિમના દેશોના પ્રાચીન અને અર્વાચીન રીતિરીવાજો એકજ બની જાય છે. પરિષદો આશાજનક છે, અને તેની ઉત્તરોત્તર ઉન્નતિ ચહાવી એ પ્રત્યેક વિચારશીલ મનુષ્યની ફરજ છે. એટલું કહી હવે, આપણે ગયા ઇસ્ટરની પરિષદોનાં કાર્ય ઉપર ટુંક દ્રષ્ટિ કરીશું.

ચીતાગોંગમાં બૅરીસ્ટર મી. રસેલનાં પ્રમુખપદ હેઠળ ગઇ તા. ૬ ઠ્ઠી એપ્રીલે મળેલી બંગાળ પ્રાંતિક પરિષદ તથા કાનપુરમાં " હીંદુસ્તાન રીવ્યુ "ના તંત્રી અને બૅરીસ્ટર, મી. મી. સચ્ચિદાનંદસિંહના પ્રમુખપદ હેઠળ તેજ દિને મળેલી સંયુક્ત પ્રાંતોની પ્રાંતિક પરિષદ રાજદ્વારી પ્રકરણની હોવાથી તેની આપણે અત્રે માત્ર નોંધજ લઇશું.

લાહોરમાં તા. ૫ મી એપ્રીલે બેરીસ્ટર એ. લાલા હરકીશનલાલ, બી. એ. નાં પ્રમુખપદ હેઠળ મળેલી હીંદુ શિક્ષણ પ્રચાર પરિષદ્ આપણને આ પત્રે ચર્ચા માટે નક્કી કરેલા વિષયોમાંના એકના સંબંધમાં હોવાથી, હમને વિશેષ આકર્ષે છે.

આ પરિષદમાં પ્રાથમિક, ઔદ્યોગિક, તથા કન્યાનાં શિક્ષણ અને અસ્પર્શ્ય જાતિના શિક્ષણ તથા ઉદ્ધારના મહા મહત્વના પ્રશ્નો પર વાદ વિવાદ થયો હતો. લાલા હરકીશનલાલ શિક્ષણથી બેરીસ્ટર છતાં તેનો ધંધો કરતા નથી. તેઓ પંજાબમાં ઉદ્યોગ અને વ્યાપારના વિકાસના વ્યાવહારિક ઉપાયો યોજવામાં પોતાનો સમય ગાળે છે. અનેક બેંકોના નેતા તથા લાહોરના ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટના તેઓ પિતા છે. સુધારક પણ તેવાજ વ્યાવહારિક છે. પંજાબી છતાં પર જ્ઞાતિની અને દક્ષિણી ગ્રેજ્યુએટ કન્યા સાથે લગ્ન કીધું છે. પંજાબમાં વાણીયાના દીકરાના હાથમાં બાપીકા ધંધા રહ્યા નથી તે માટે તેમણે શોક દર્શાવ્યો હતો. તેથી ઉદ્યોગનો નાશ થયો છે. હીંદુઓને કેળવણી લઇને નોકરીમાં પડવાને બદલે વ્યાપાર તથા ઉદ્યોગમાં પડવા તેમણે જે સલાહ આપી હતી તે કાળજે કોતરી રાખવા યોગ્ય છે. તે વિના હીંદુઓની મુક્તિ નથી. ઉદ્યોગ તો એંજીનનો કોલસો છે; અને બીજા સુધારા તે વિના અશક્ય છે. સભાએ પંજાબની સેનેટને ઔદ્યોગિક શિક્ષણ આપવા ખાસ પ્રબંધ મુંબઈની યુનીવર્સીટી પેઠે કરવાનો આગ્રહ કરવાનો કરેલો ઠરાવ તે સભા અભરાઇએ નહીં ચઢાવે એવી આશા છે. પંજાબના હીંદુઓ બીજા કોઈ પણ પ્રાંતના લોકો કરતાં વધારે આશા આપનારા છે. સૌથી ઓછી સહાયતાએ તેઓ આત્મોન્નતિ કરે એવા છે. સૌથી વાતુડીયા જ્યારે બંગાળી અને ગુજરાતી છે ત્યારે સૌથી વધુ કામ કરનારા પંજાબી છે, તેથી તેમને માટે હમને સૌથી મોટું માન છે.

અમદાવાદના રા. બા. લાલશંકર ઉમીયાશંકરના પ્રમુખપદ હેઠળ અલ્હાબાદમાં તા. ૫-૬ એ મળેલી ૬ ઠી **વીશલનગરા નાગર પરિષદ્**થી ઘણા આશ્ચર્ય પામશે કે યુક્ત પ્રાંતોમાં પણ વીશનગરા નાગરો મોટી સંખ્યામાં વસે છે ! જ્ઞાતિ પરિષદ્ માત્ર જો કે, પ્રથમ દર્શને ભિન્નતા સૂચક છે, પરંતુ વસ્તુતઃ તે એકતા સૂચક છે. ગુજરાત અને અન્ય પ્રાંતના વીશલનગરા નાગરો એકત્ર થાય એ પ્રજાની સામાન્ય એકતામાં અતિ વૃદ્ધિ કરનારીજ બીના છે. નાગરો એક થશે તેથી તે બીજી કોમોથી વધુ છીછુટી પડવાનો ભય નથી. તેમનો તે ઉદ્દેશ પણ નથી. આથીજ, જો કે જ્ઞાતિ કૉન્ફરન્સ આદર્શ નથી તોપણ હમે તેનાં અસ્તિત્વને અંતઃકરણથી એક સમયલાક્ષ ઉપયોગની સંસ્થા તરીકે આવકાર આપીએ છીએ. પરિષદમાં બાળલગ્ન આદિ સાંસારિક બાબતો ઉપર ઠરાવો તથા ભાષણો થયાં હતાં. તેમાં જો કે વર્તમાનપત્રો વાંચની સામાન્ય પ્રજાને નવું કશું નથી પણ પરિષદમાં ઘણા જનારા નાગરો માટે ને ઘણે અંશે નવુંજ હતું.

કુંજીવરામમાં દક્ષિણ આર્યાવર્તના પંડિતોનું કોન્ફરન્સ તા. ૪ થી એ મદ્રાસની હાઇ કોર્ટના જજ સર એસ. સુબ્રહ્મણ્ય આયરનાં પ્રમુખપદ હેઠળ મળેલું હતું. કૉન્ફરન્સ અસાધારણ હતું. વિદ્વાન પ્રમુખે પંડિતોને સંસ્કૃતનો રટણ માત્ર કરવાની અભ્યાસ કરીને પદ્ધતિનો ત્યાગ કરીને, તુલના વગેરે કરીને તેનો અભ્યાસ કરવાની પાશ્ચાત્ય પદ્ધતિનો સ્વીકાર કરવાનો આગ્રહ કીધો હતો. નવી-રાજધાની દીલ્હીમાં એવું શિક્ષણ આપવા સરકાર તરફથી ખાસ સંસ્થા સ્થપનાર છે તેનો લાભ લેવા તેમણે આગ્રહ કીધો હતો. પરદેશગમન, વિધવાવિવાહ આદિ વિવાદાસ્પદ વિષ-

પેોમાં શાસ્ત્રનો મત શો છે તે પર પંડિતોએ વાદવિવાદ કીધો હતો પણ પરિણામ શું આવ્યું તે જણાવ્યું નથી, ઘણું કરીને, કારણ કે આવ્યુંજ નહીં હોય. પરંતુ પ્રયત્ન આવકારદાયક છે અને શિક્ષિત તથા ઉદાર વિચારના વિદ્વાનો પંડિતોના નેતા છે તેથી તેઓ પ્રખત જતાં પંડિતોને પોતાના મત તરફ વાળશે એવી આશા રહે છે. તેથી આવી કૉન્ફરન્સો ભલે દર વરસે મળતી રહે.

## મુંબઇની સાંસારિક પરિષદ્.

આ ઇલાકા માટે સૌથી અગત્યનું કૉન્ફરન્સ કામજી કાવસજી હૉલમાં ડા. સર રા. ગો. ભાંડારકરનાં પ્રમુખપદ હેઠળ મળેલી હીંદુ સાંસારિક સુધારણાનું હતું. પરિષદ્‌ની મુખ્ય વિશેષતા એ હતી કે, પ્રથમજ વાર તે રાજદ્વારી કૉન્ફરન્સથી સ્વતંત્ર રીતે મળીને શક્તિવાન થઇ હતી. પરંતુ ધાર્મિક તત્વની ગેરહાજરીને લીધે, તથા એકના એક વિષયોની ચર્ચા કરવી હોવાથી કૉન્ફરન્સમાં અનુત્સાહ તથા શુષ્કતાનો મોટો અંશ જોવામાં આવતો હતો. એવા વિદ્વાન પ્રમુખે હાલના સુધારો આગલા જમાનાના કરતાં કેટલા આગળ વધ્યા છે તેનું ઠીકસુધી ભર્યું દિગ્દર્શન કરાવ્યું હતું. આશરે ૧૨ ઠરાવ પસાર થયા હતા અને તે બાળલગ્ન આદિ હમેશના હતા. કૉન્ફરન્સ હવે ઠરાવ તથા ભાષણોથી તૃપ્ત ન થતાં વ્યાવહારિક કામ કરવા તૈયાર થઇ છે એ ખાસ આનંદની વાત છે. સુધારકો વધુ એકત્રિત થાય તથા પરસ્પર મત દર્શાવી શકે તથા કામ કરી શકે તે સારૂ, દરેક જીલ્લામાં સુધારકસભા સ્થાપવાનો અને તે સ્થાપવા સારૂ શક્તિ અનુસાર ( અથવા આવકનો એક ટકો ) દરેક સુધારકે ધન આપવાનો, અને આ કાર્ય સિદ્ધ કરવા એક કમીટી નિમવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. આ પણ અંતે ઠરાવજ છે. કોરા કાગળ પર તે શોભીતો છે, માટે, અમલમાં મુકતાં સુધી તેની વાહવાહ કરવી મુલતવી રાખવી એજ વધારે પ્રાસંગિક થઇ પડશે. કમીટીઓ નીમાયા પછી તે એટલી તો કવચિત્ કંઇ વ્યાવહારિક પગલાં ભરે છે કે હવે તે નીમાવા માત્રથી અને તેના મોટા ઉદ્દેશથી અનુભવ વિનાનાજ ઉલ્લાસમાં આવી શકે. દક્ષિણ આફ્રીકાના સંસ્થાનો માટે "ગીરમીટીયા" મજુરો હીંદુસ્તાનથી મહા દુઃખી દાસ કરવા લઇ જવા દેવાનું બંધ કરવાનો, કૉન્ફરન્સે મી. નટરાજનની સુચનાથી કરેલો ઠરાવ કૉન્ફરન્સના કામની મર્યાદા આવકારદાયક રીતે વધારે છે બાળલગ્ન આદિમાંજ, સામાજીક સુધારાની સમાપ્તિ નથી પરંતુ પ્રજાની રહેણી, કરણી તથા સ્થિતિ માત્ર તેની અંતર્ગત છે, એ પક્ષ પરિષદે આવા ઠરાવથી સ્વીકાર્યો છે, સામાજીક સ્થિતિને, પ્રજાનાં સ્વકૃત ઉપરાંત પરકૃત દુઃખો સાથે નિકટ સંબંધ હોવાથી પરકૃત દુઃખો પર પણ પરિષદે વિચાર ચલાવવો ઘટે છે. મિ. બસુબીલ સરકારે રદ કરવાનો ઠરાવ માટે ખેદ દર્શાવવાનો પરિષદે ઠરાવ કરીને સુધારકોમાં તેની વાસ્તવિકતા વિષે લગારેંગ મતભેદ નથી એમ બતાવી આપ્યું છે. માત્ર નવાજ જણે વિરૂદ્ધ મત આપ્યો હતો. ખાનગીમાં હીંદુ વચ્ચે પરસ્પર લગ્ન કરવાની છુટ આપવાની બાબત પરિષદે હવે જોરથી ઉપાડી લેવી ઘટે છે. તેમાં ધર્મના વાંધા ન હોવાથી તેવી છુટ આપનારૂં બીલ પસાર કરવા સરકારને લગારેનું કારણ નથી. મીસીસ રાનાડેના પ્રમુખપદ હેઠળ હીરાબાગમાં મળેલી મહિલા પરિષદ પણ સ્ત્રીઓની પોતાનું કામ પોતે ચલાવી લેવાની તેમનામાં આવેલી શક્તિનું આશ્ચર્યજનક ભાન કરાવે છે. તે ઉતેજ સભાએ પોતાના હેતુ પૂર્ણ કીધા હશે.

## આર્યધર્મ પરિષદ.

મુંબઇ ઇલાકાની આર્ય સમાજોએ અમદાવાદમાં સ્વામી નિત્યાનંદજીના પ્રમુખપદ હેઠળ ભરેલી આર્યધર્મ પરિષદની ફત્તેહમંદી માટે અમદાવાદની આર્ય સમાજને ધન્યવાદ ઘટે છે. મહીનાઓ થયાં તેની ગોઠવણ ત્યાંના ઉત્સાહી આર્ય સામાજીકો કરતા હતા. સામાજીક પરિષદને આર્યધર્મ પરિષદ સાથે સરખાવતાં, બન્નેમાંની વિલક્ષણતા સ્પષ્ટ થાય છે. ઉભયના હેતુ અમુક હદ સુધી એક છે. આર્ય સામાજીકો પણ સુધારક છે, પણ તેઓ માત્ર સામાજીક સુધારક નથી. ધાર્મિક સુધારક પણ છે. અને ધર્મના રાગદ્વેષથી સામાજીક પરિષદ દુર રહેતી હોવાથી, હીંદુઓ તેમાં વિશેષ ભળવાનું અનુમાન થઇ શકે છે. પરંતુ વ્યવહારમાં શું જોવામાં આવે છે ? અમદાવાદની આર્ય ધર્મ પરિષદમાંના ભવ્યમંડપમાં આશરે દસ દસ હજાર માણસ જમા થતું ત્યારે અહીંનો નાનો હોલ પણ ભરાતો નહીં. એક વખત તો મંડપમાં આશરે હજાર સ્ત્રીઓ થઇ ગઇ હતી અને પુરૂષને બેસવાની જગ્યા નહોતી. ધર્મથી આત્મા બલિષ્ટ થાય છે, અને તેથી તે આત્મા સો ગણું વધુ કામ કરી શકે છે તેનો આ પરિષદ એક દાખલો છે. ધર્મના ઝગડામાં બનતાં સુધી ન ઉતરવું એ ખરૂં છે, પરંતુ તે ભયથી ધર્મની માન્યતાજ મનમાંથી કાઢી નાંખવી એ તો સલેખમ ન થાય તે સારૂ નાક કાપી નાંખવા જેવું છે !' સ્વામી ધર્મદેવ ઉર્ફે મી. જોર્જ સેંટ-માર રોબર્ટસન બી. એસ સી., આર્ય સમાજમાં નવીન પ્રવિષ્ટ થયલી અમેરીકન ભગિની મીસ એલ્બર્સ, એમ. એ. પં. તુલસીરામ સામવેદ ભાષ્યકાર આદિનાં ભાષણોથી અમદાવાદની પ્રજા પ્રસન્ન થઇ હતી. સ્થાનિક સમાજના ૧૦૦ સભાસદો વધ્યા હતા, વેદ પ્રચાર તથા ગુરૂકુલમાં આશરે રૂ. ૫૦૦૦નું દાન થયું હતું અને અમદાવાદ જીલ્લામાં કાયમનો વૈદિક ઉપદેશક રાખવા એક સજ્જને રૂ. ૫૦૦૦ આપ્યા હતા. ૧૦,૦૦૦ માણસની હાજરી અને ૧૦,૦૦૦ રૂપીયાનું દાન બન્ને પરિષદની ફતેહનો સાર છે. આર્ય સામાજીકો હવે વ્યાવહારિક કાર્ય તરફ એટલું વિશેષ લક્ષ આપે છે કે, તેમના અમુક મત સાથે મળતાં ન થઇ શકનારાઓ પણ તેમના હિતૈષીઓ થયા છે. ગુજરાતમાં જૂદેજૂદે સ્થળે આવી પરિષદો ભરવાની ૯-૫ વર્ષથી શરૂ થયલી પ્રથા ચાલુ રહેશે એવી આપણે આશા રાખીશું.

## ગુર્જર સાક્ષર પરિષદ્.

વડોદરામાં મળેલી વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ રા. રણછોડભાઇ ઉદયરામ દવેના પ્રમુખપદ હેઠળ મળેલી ગુજરાતી સાક્ષર પરિષદ્‌માં અલબત્ત સૌથી ઉપયોગી ભાષણ તેના વિદ્વાન્ પ્રમુખનું હતું. ગુજરાતી સાહિત્યના વિકાસનો તથા વિકાસના કરનારાઓના પ્રયાસનો ઇતિહાસ તેમણે આદિથી અંત પર્યંત કહી સંભળાવ્યો હતો. સાહિત્યની ન્યૂનતાઓ તથા તે દૂર કરવાના માર્ગ પણ સૂચવ્યા હતા. ગુજરાતી ભાષાનાં પુસ્તકો તથા લેખો બાલબોધમાં લખવા છાપવાનો તેમણે ખાસ આગ્રહ કીધો હતો અને તેની સામેના વાંધાઓના તેમણે સબળ રદીયા આપ્યા હતા. તે છતાં કહેવું જોઇએ કે ગુજરાતી ભાષા જુદી છે ત્યાં સુધી તેના અક્ષર જુદા હોવા માટે વાંધો લેવો એ હાલ માટે વાંધો ન લેવો પણ તેની ચાલ માટે વાંધો લેવા જેવું છે. એક સાપ્તાહિકની પ્રિય શૈલીનું અનુકરણ કરી કહીએ તો ગુજરાતી અક્ષરથી તો ગુર્જરગિરાનું "ગુજરાતીપણું" છે પણ આ સ્થળે એ વિષે વિશેષ વિવેચન કરવું અસ્થાને થઇ પડશે. સૌથી આનંદદાયક ખબર નામદાર મહારાજા ગાયકવાડે પાશ્ચાત્ય સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો ભાષાંતર કરાવવા

રૂ. ૨ લાખની રકમ આપવા બતાવેલી તૈયારી છે; જો કે સાહિત્યને આથી વેગ મળશે પરંતુ ખરો અને જાગુકનો વેગ તો પ્રજા વાંચનપ્રિય થશે તેનાથીજ મળશે. પરિષદ્‌નો વૃત્તાંત દૈનિક પત્રોએ સંતોષકારક પ્રગટ કીધો નથી. પરંતુ પરિષદમાં વંચાયલા જે જે નિબંધો પ્રગટ થયા છે તે જોતાં સર્વે નિબંધોની જાત સર્વોત્તમ હોય એમ લાગતું નથી. અને નિબંધો પરિષદમાં વાંચવા એ માસિકોનું કામ માત્ર કરતી પરિષદ્‌ને બનાવવા બરોબર છે. અસાધારણ પ્રકાશ પાડતા શીવાય બીજા નિબંધો વાંચવાનું લાક્ષર પરિષદમાંથી બંધ થવાની ખાસ જરૂર છે.

---

# વનસ્પતિ રાજ્યના ચમત્કારો.

( ગતાંકથી અનુસંધાન—૩. )

( લેખક રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી. બી., એ., બી. એસ. સી. )

## ફૂલોના વિવાહ સંસ્કારાદિ.

### ભેરી.

આનું અંગ્રેજી નામ સારાસેનીયા—Sarracenia છે. એ ઘણી ખરી ઉત્તર અમેરિકામાં થાય છે. એ પણ ભીનાશવાળી જગ્યામાં ઉત્પન્ન થાય છે. ભેરી અને ઘડા વનસ્પતિને ઘણો નીકટનો સંબંધ હોવાથી એને ઘડા વનસ્પતિની એક જાત પણ કહી શકાય. એનાં ઘણાંક પાંદડાં બંધ થઇને ભેરીના (ઢોલ) જેવો એક ચમત્કારિક આકાર ધારણ કરે છે. આ ભેરીઓ ત્રણ ચાર ઇંચ ઉંડી અને એક—દોઢ ઇંચ પહોળાં હોય છે. ઘડા વનસ્પતિની માફક તેમને પણ એક ઢાંકણું હોય છે. આ ઢાંકણું નિયમિત ઉઘડે છે અને બંધ થાય છે. સૂર્યોદય સાથે ઉઘડે છે અને અસ્ત વખતે બંધ થાય છે. સૂર્યોદય પહેલાં ભેરીમાં સ્વચ્છ પાણી ભરાઇ રહેલું હોય છે. અને તે વેળા ઢાંકણું બંધ હોય છે. સૂર્યની ગરમીથી અર્ધોઅર્ધ પાણી વરાળ થઇને ઉડી જાય છે, અને રાતે પહેલાં પ્રમાણે સૂર્યોદય થતાં સુધીમાં પાણીથી પૂર્ણ થઇ જાય છે.

આ ભેરીનાં પાણી વિષે કેટલાક એવી કલ્પના કરતા હતા કે તૃષ્ણાતુર પક્ષી કે પતંગને માટે વિધતાએ સારાસેનીયાની ભેરીમાં પાણીનો સંચય કરી રાખેલો છે. સુવિખ્યાત વનસ્પતિશાસ્ત્રી લિનિયસે-Linnaeus—પણ આ વાતમાં ભૂલ ખાધી છે. તેના "Natural Theology" નામના ગ્રંથમાં, ઉપલાં પાણીનાં સંચય વિષે, ઈશ્વરનો ઉદેશ તથા સંકલ્પ સિદ્ધ કરવા જતાં, સૂચન કર્યું છે. પણ હવે એવો ભ્રમ રહ્યો નથી. ભેરીનું પાણી તૃષા મટાડનારૂં પાણી નથી, પણ ઉલટું જંતુને હાનીકારક છે. એમાં આટલી મીનીટ ડુબી રહેવાથી પતંગીયાં મરી જાય છે.

પાંખવાળાં અને પાંખ વિનાનાં ઝીણાં ઝીણાં જીવડાં ઉપલાં પાણીથી લોભાય છે. વખતોવખત તપાસ કરતાં માલુમ પડ્યું છે કે એમાં કીડીઓ ઘણી લોભાય છે. એ જીવડાંઓ ઉપલું પાણી પીને પાછાં જઇ શકતાં નથી, પણ પાણી પીધાથી દારૂડીઆનાં જેવાં થઇ બેશુધ થઇ જાય છે, અને તેમને ચાર છ પગ હોવા છતાં બે પગવાળા દારૂડીઆ માણસના પગની માફક એના પગો સ્થિર રહી શકતા નથી, અને આખરે ફરી ફરીને પાણીમાં ડુબી જાય છે. કોઇ કોઇ જીવડાં રસથી ખરડાયલી પાંખ કાઢવાને માટે પણ પગ ઉપાડવા જતાં મગર રહી શકતાં નથી એટલે પછી જન્તુ ભેરીમાં હમેશને માટે ડુબી જાય છે. આ ભેરીની પચાવવાની ક્રિયા ઘડા વનસ્પતિના જેવીજ છે. પચવાની ક્રિયા દરમ્યાન વધારે પછી સારા સેનીયાનાં પાંદડાંમાં-

થી ઘણીજ ખરાબ વાસ નીકળે છે. પરંતુ પકડેલાં જીવડાં—પતંગની સંખ્યા ઓછી હોય તે પ્રમાણે દુર્ગંધ ઓછી આવે છે.

---

ઉપલું વર્ણન ઘણુંજ ટુંકું છે. માંસ ખાનાર વનસ્પતિઓની હજી બરોબર શોધ થઇ નથી; પણ જેટલી શોધ થઈ છે તે ઉપરથી તારવી કાઢેલું ઉપલું વર્ણન વનસ્પતિ રાજ્યની ચમત્કૃતિ વિષયક માહિતી અર્ધ પૂર્ણ છે. માંસાહારી વનસ્પતિ વિષે તો આપણે જોઇ ગયા; હવે વનસ્પતિમાં લગ્નક્રિયા કેવી રીતે થાય છે તે જોઇએ.

લગ્ન એક પવિત્ર ગાંઠ છે કે કેમ? શ્રીયુત ભુપેન્દ્રનાથ બાસુનું બીલ એ પવિત્ર ગાંઠને પવિત્ર બનાવે છે, કે અપવિત્ર બનાવે છે કે કેમ તે પ્રશ્ન હાલ તરત બાજુએ મૂકી, વનસ્પતિઓ કેવી રીતે લગ્નની ગાંઠથી બંધાય છે, લગ્ન કરવામાં તેમનો શો ઉદ્દેશ રહેલો છે તે બાબત પરજ લક્ષ આપીશું તો આપણામાંના ઘણાકને એ વિષયે ઘણો બોધ મળશે.

તપાસ કરતાં માલુમ પડે છે કે ફૂલ રાજ્યમાં કહો, કે પછી વનસ્પતિ રાજ્યમાં કહો, જન્મથી તે મરણપર્યંત જેટલાં કાર્ય થાય છે તે સર્વનો અંતિમ ઉદ્દેશ લગ્ન કરીને સંતાન પ્રાપ્તિ કરવાનોજ છે. વિવાહને માટેજ લીલા રંગનાં પાંદડાંરૂપ અન્ન રાંધવાનું રસોડું થાય છે, વિવાહને માટેજ પ્રચંડ વૃક્ષો નાનાં તરૂઓને પોષે છે, વિવાહને માટે વિચિત્ર રંગોવાળાં ફુલ થાય છે, અને તેમાં વિવિધ જાતની ગોઠવણો થાય છે. ટુંકમાં વનસ્પતિનું આખું જીવન તેનાં ફુલનાં લગ્નને માટે ક્રિયાવાળું હોય છે, અને લગ્ન થયેજ તે કૃત કૃત્ય થાય છે. વનસ્પતિઓને આવી ઇચ્છા હોય તો બુદ્ધિવાળાં માણસોને તેવી ઇચ્છા હોય, અને તેને અંગે " શ્યામ શર્માનાં સાહસો " કરે તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. પોતાના ફરજંદોનો વિવાહ અને તેનાં ફરજંદોનો વિવાહ જોવાને દરેક હિંદુ માબાપ ઉત્સુક હોય છે, અને તે જુએ છે ત્યારેજ તેમનો જીવ સુખે જાય છે. આ વાત સર્વ લોકોને પરિચિતજ છે. એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. માત્ર એ ઇચ્છા, વૃક્ષોનાં ફુલોની માફક ઋતુકાળે ન થતાં અકાળે થાય છે તે જોઇનેજ ખેદ પામવાનું કારણ બને છે. સ્વાભાવિક ઇચ્છાઓને દાબવાનું કુદરત કહેતી નથી; પણ તેનો યોગ્ય કાળેજ યોગ્ય ઉપયોગ કરવાનું સૂચવે છે.

ઘણાં ખરાં ફુલનાં એક ઘરમાં પુરૂષ* અને સ્ત્રી બંનેનો ભેગો વાસ હોય છે—કે જેમ માનવઘરમાં એક માબાપનાં પુત્રપુત્રીનો હોય છે. વનસ્પતિને આપણે સામાન્ય રીતે અજ્ઞાન ધારીએ છીએ એટલે એવો પણ અભિપ્રાય બાંધી બેસીએ કે ઉપલાં ભાઇ બ્હેનોજ એક બીજા જોડે પરણી લેતાં હશે અને વંશવૃદ્ધિ કરી લેતાં હશે. નહીં, જો તેમ થતું હોત આ પૃથ્વી ઉપરથી ક્યારની એ સર્વ વનસ્પતિ નાશ પામી ગઇ હોત. જે નિયમો સગાં ભાઈ બ્હેનોનાં સંબંધમાં આપણે ત્યાં પ્રવર્તે છે તેવોજ નિયમ ફુલોનાં સંબંધમાં પણ પ્રવર્તે છે. ફુલોને નીચ નીતિહીન ધારશો નહીં. ગુલંચ વેલ, ગંની, પપઇયા, વિગેરે ઘણી જાતની વનસ્પતિમાં પુરૂષ તથા સ્ત્રીઓ જુદાં જુદાં ઝાડમાં જન્મે છે. દુધીયું કોળું, તાળ ખજુર, એરંડો વગેરે જાતનાં પુરૂષો એક ઝાડમાંથી ઉત્પન્ન થવા છતાં, એક માના પેટમાંથી જન્મતાં નથી. નાની હરડે, બદામ વગેરેમાં એક માનાં પેટમાંથી પુરૂષ અને સ્ત્રી જન્મે છે પણ અનેક કાર્યવશાત્ તેમનાં લગ્ન થતાં નથી. પારીજાતક, ધંતુરો વગેરેમાં પણ નર નારી એક માબાપમાંથીજ થાય છે, પણ તેઓમાંએ ભાઈ બ્હેનનાં લગ્ન કરવાની રીતિ નથી. કોઇ કોઇ ઉદ્ધત પુરૂષ બીજાની જાળમાં સપડાઇને બ્હેન જોડે લગ્ન કરી દે છે, તો પરિણામે સૌને કવખતની વૃધ્ધાવસ્થા આવે છે. વળી કેટલાક પુરૂષોની મતલબ વિવાહ કરી સંતાનોત્પત્તિ કરવાની હોતી નથી, અને તેવે પ્રસંગે જો પ્રજા કદાચ ઉત્પન્ન થાય છે તો તે દુર્બળ અને અલ્પાયુષી થાય છે. આ નિયમ આપણે ત્યાં પણ ક્યાં નથી પ્રવર્તતો ? સંતાનોત્પત્તિની ઇચ્છાના અભાવે સ્ત્રી પુરૂષનો સંયોગ કેવું ફળ લાવે છે તે ક્યાં અજાણ્યું છે ? આપણી સામાજીક, માનસિક, નૈતિક અને શારીરિક દુર્બળતાનું કારણ એવા શુભેચ્છારહિત વિવાહસંસ્કારોજ છે.

---

*ફુલના ચાર ભાગ હોય છે. ૧. ફુલ બાહ્યદલ, ૨. ફુલ અંતર્દલ કોશ, ૩. પુંકેસર, અને ૪. સ્ત્રીકેસર. આમાંના છેલ્લા બેને અનુક્રમે પુરૂષ કે વર અને સ્ત્રી કે કન્યા કહ્યા છે.

## ફુલના ગોર.

ફુલનાં લગ્ન કરવાવાળા ગોર પવન, મધુકર અને પાણી છે. વારંવાર અસંખ્ય વેરાને લઇને પવન દેવ ફુલગ્રામની યાત્રા કરવા આવે છે. એ બહુ નિષ્પક્ષપાતી ગોર છે. લાંચ રૂશવત એમાંથી એક પણ પાસેથી લેતો નથી. જેને જે વર ગમે છે તેને તે આપે છે. માનવ સમાજ કરતાં એક જુદી રીતે ફુલોમાં લગ્ન સંભવે છે. કન્યા જાતે કે કન્યાવાળા લોકો વર ઘરની શોધમાં નીકળી પડતાં નથી. અધરાતો હોંકાતો વર કન્યાને માંડવે આવી પહોંચે છે. લગ્ન થયા પછીયે કોઇ કુસુમ કુમારી સ્વામીનો સંસાર કરવા તેને ઘેર જતી નથી. બધા જમાઇઓને સસરાને ઘેરજ રહેવું પડે છે ! માનવસમાજમાં આ રીવાજ જંગલી ગણાતી પ્રજામાંજ છે, પણ એ તદન કુદરતી નથી ? ગમે તેવો હોય પણ એ સ્ત્રીબહુમાન તરફ કંઇક દોરે છે ખરો !

બીજા નંબરનો ગોર મધુકર (ભ્રમર) ઘણો લાલચુ છે. મધ મળે તોજ એ લગ્ન કરાવી આપે છે. પવન દેવ જેવો નિઃસ્વાર્થી નથી. તેથી એની યજમાન કુસુમકુમારીઓને પોતાના ભંડારમાં મધ એકઠું કરી રાખવું પડે છે. વળી કેટલાક ભ્રમર એકલાં મધથીજ તૃપ્ત થતા નથી. તેમને તો દાન ઉપર દક્ષિણાયે જોઇએ છે. તેથી તેમને વધુમાં સુગંધી, અત્તર આપીને નોતરવા પડે છે. કદાચ ભ્રમરને દિશાનો ભ્રમ થાય, કદાચ તે વરને બીજે ઘર લઇ જાય, માટે ઘણીક કુલકુમારીઓ ઉપલી સામગ્રી ઉપરાંત ચિત્રવિચિત્ર રંગ, અને સુંદર વસ્ત્રથી સજ્જ થાય છે. એટલે તેના લાલચુ ગોર ભ્રમરો વરને ખાંધે બેસાડીને લઈ આવી વર કન્યાનો હસ્તમેળાપ કરાવી દે છે. લોકો કહે છે કે ફુલ ખીલે છે તેથી ગર્વથી મસ્ત થાય છે અને પવનમાં ફુદે છે. અને મધી ચારે બાજુ સુગંધી ફેલાવીને દુનીયાને થોડો ઘણો પરોપકાર પણ કરે છે. ના, રે બાઈ ! એવું કશું નથી. એ તો ભ્રમરને આકર્ષવાની, સ્વાર્થ સાધવાની બધી ગોઠવણ !

કેટલીક કન્યાઓ ઘણી આત્મભોગી હોય છે. પોતાના ભાઇનાંજ લગ્ન કરાવી આપવાને મધ એકઠું કર્યા કરે છે અને અતિશય શ્રમ લેવાથી માંદી પડી જાય છે. એટલે પરિણામે પ્રજોત્પત્તિને માટે નાલાયક થઇ જાય છે. પણ લાલચુ ગોર ભ્રમર આવીને પોતાના ભાઇઓમાં લગ્ન કરાવવા દેશ પરદેશ લઈ જાય છે તેથીજ તેઓ જાતને કૃતકૃત્ય થયલી સમજે છે. કેવો આત્મભોગ છે ! આવું અનુકરણ આપણા સમાજમાં છે? ભાઇને સુદૃઢ હૃષ્ટપુષ્ટ બનાવી, પોતાનાં સુશોભિત વસ્ત્રાલંકારનો ત્યાગ કરી ભાઇને સુવિદ્યા આપવાનાં કર્તવ્યમાં માબાપને મદદ કરનારી, અખંડ કૌમાર્યવ્રત પાળનારી બ્હેનોનો આપણા સ્વાર્થી સમાજમાં છે અભાવજ છે.શું ? એમ કેમ કહેવાય ? હશે વિરલ દ્રષ્ટાંતો.

કોઇ કોઇ કુલકુમારીનું ઘર પાણીમાં હોય છે, તેથી વરને પણ પાણીમાંજ રહેવું પડે છે. આ ઠેકાણે વિવાહ કરાવનાર વરુણદેવ પાણી પોતેજ છે. યૌવનાવસ્થા થવાનાં આરંભમાં વર પોતાનું ઘર છોડીને પાણી ઉપર તરે છે. બીજી બાજુએ કન્યાઓ પણ મોં બહાર કાઢીને વરુણદેવની કૃપાની વાટ જોતી બેસી રહે છે. એઓમાં સ્વયંવરની રીત પ્રચલિત છે. વરુણદેવ કુમારીઓને દરવાજે દરવાજે વરને લઈને ફરે છે. જેને જે પસંદ પડે તેની સાથે તે વિવાહ કરી આપે છે. પછી ગર્ભસંચાર થતાંજ કન્યા ફીકી પડી જાય છે. દેવતાનું મન હરણ કરવા માટે જે સર્વ વસ્ત્રાભૂષણ સજ્યાં હતાં તે સર્વને હવે ત્યાગે છે.

ભાઈબ્હેનનાં લગ્ન થતાં અટકાવવાને નાના પ્રકારની કળા વાપરવામાં આવેલી જણાય છે. આંકડાના એકજ ફુલમાં પુરૂષ અને સ્ત્રી બંને ઉત્પન્ન થાય છે. બ્હેનને ઘેરીને ચારે બાજુએ ભાઇઓ રહે છે. કદાચ ભાઇઓને ઉડાડીને પવનદેવ તેમને બ્હેનનાં શરીરમાં નાંખે એ ડરથી આવી યોજના કરેલી હોય છે. આર્કિડ ( orchid ) નામનો એક જાતનો પરોપજીવી ( parasite ) વેલો છે. એને ત્યાં લગ્ન વ્યવસ્થા અતિ સુંદર-મનોરંજક છે. ભ્રમર ઉડતો ઉડતો પાસે આવે છે, ત્યારે એને નીચે ઉતરવાને વાસ્તે સુંદર રસ્તો અને દિશા ન ભૂલે માટે રસ્તાની બંને બાજુએ ચિન્હ કોપેલાં હોય છે. ફુલ રાજ્યના કુશળ મુસાફર હાર્વિને આ બાબતમાં ઘણું લખ્યું છે. પારીજાતક, પલાશ, તલ વિગેરેમાં પણ આવી સુંદર વ્યવસ્થા છે.

કેટલાક ઘરોમાં ભાઈબહેનોની ઉમરમાં ઘણો તફાવત હોય છે. કોઇ જગ્યાએ, ભાઈ મોટા બ્હેન નાની, અને બ્હેન મોટી તો ભાઇ નાનો હોય છે. એમની લગ્ન પદ્ધતિ પણ વિચિત્ર છે. ઉપજી સર્જ હશે.

ફક્ત જે વનસ્પતિને ફૂલ આવે છે તેને લાગુ પડે છે. પણ કેટલીક વનસ્પતિને સમૂળગાં ફૂલ આવતાં નથી. વનમાં, પાણીમાં, કીચડમાં, ખાબોચીયાંમાં ઘણી નાની મોટી વનસ્પતિ ફુલ વિનાની થાય છે; જેવીકે જાત જાતની લીલ, હંસરાજ ( Fern ), બીલાડીની ટોપ કે કાગડા છત્રી વિગેરે. એઓમાં પણ ફુલ ન હોવા છતાં ઉપલી વિવાહ પદ્ધતિને મળતી રીતિજ પ્રચલિત છે. બહારનો આડંબર બહુ ઓછો છે. પુરૂષ તથા સ્ત્રી છુપી રીતે રહે છે; એઓમાં સ્વયંવરની રીત વિશેષ જોરમાં ચાલે છે. વર ઘણા ભમે છે; તેઓ આપડાના કેકડાના કન્યાને ઘર આવ્યા કરે છે.

## વનસ્પતિમાં ગતિ શક્તિ અને ચેતન.

કેટલાક માને છે કે વનસ્પતિમાં ચેતન નથી. પણ અવલોકનદ્વારા સિદ્ધ થયું છે કે વનસ્પતિમાં પણ ચેતન છે, અને જેમ બુધ્ધિમાન મનુષ્ય સારૂં નરસું સમજીને, અસારનો ત્યાગ અને સારનું ગ્રહણ કરે છે તેમ વનસ્પતિ પણ કરે છે. ભીનાશ તરફ મૂળીયાંની ગતિ અને પ્રકાશ તરફ પાંદડાંની ગતિ તો ઘણાએ જોઇ હશે.

લજ્જાવતી ( લજામણી ) નામની વનસ્પતિમાં એવી તીવ્ર સ્પર્શાનુભવ શક્તિ છે કે તેને અડીએ તો તેનાં સર્વ પાંદડાં બીડાઈ જાય છે. જેમ કુળવાન સ્ત્રી સોડીયો વાળે છે તેમ વળી એક વન—ચંડાલિકા નામનું વૃક્ષ વિલક્ષણ વૃક્ષ છે. દિવસે મેઘ ન હોય તો એ ઝાડનાં પાંદડાં પોતાની મેળે બંધ થઇ જાય છે ! અને મેઘ હોય તોજ ઉઘડે છે. માણસો જેમ કલોરોફોર્મ સુંઘવાથી બેશુદ્ધ થઇ જાય છે તેમ આપણી લજામણી પણ થઇ જાય છે.

સોપારી, નાળીયેર, તાડ અને આંબાનાં બીજ તો બધાએ જોયાં હશે. કેટલાં કઠણ છે ? મહા મહેનતે તોડાઈ શકે છે. પણ નવો સુકોમળ અંકુર આ કઠણ છાલને વગર મુશ્કેલીએ તોડીને ઉપર માથું કાઢે છે. અંકુર ફુટવાની વખતે બીજમાંની કુમળી કૌષિક છાલ અસાધારણ શક્તિ ધરાવે છે.

કોઈ વનસ્પતિમાંથી રાત્રે અજવાળું નીકળે છે. ડ્રમંડ નામના મુસાફરની હકીકત પ્રમાણે ઑસ્ટ્રેલીયામાં સ્વાન નદીને કીનારે એક જાતના છત્રીના જેવા રોપા થાય છે; આ રોપા રાતની વખતે એટલો બધો પ્રકાશ આપે છે કે દીવાની મદદ વગર વાંચી પણ શકાય છે ! દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલમાં એક જાતનાં છત્રક છે; તેમાંથી લીલા રંગનું અજવાળું નીકળે છે. આપણા દેશમાં એક જાતનાં એવાં ઝાડ થાય છે, કે જેનું મૂળીવાળું નીચલું થડ પાણીમાં ભીંજાવવાથી પ્રકાશિત થાય છે. જ્યાં સુધી પાણી રહે છે ત્યાં સુધી આ અજવાળું જતું નથી, અને સુકાઇ ગયા પછી અજવાળું બંધ થાય છે.

વનસ્પતિમાં અનુભવશક્તિ પણ છે ! સ્પર્શ પારખવાની શક્તિ, પ્રકાશનું જ્ઞાન, ગરમીનું જ્ઞાન, વેલાઓની યોગ્ય આશ્રય શોધવાની શક્તિ, આ ખાવું અને આ નહીં ખાવું આ બધું શું સૂચવે છે ? એક વિદ્વાનના પ્રયોગ પ્રમાણે તો માણસના મનોભાવ જાણી લેવાની શક્તિ પણ વનસ્પતિ ધરાવે છે ! પ્રાણી અને વનસ્પતિમાં ઘણોજ થોડો તફાવત છે. માત્ર ક્રમવિકાસનો કે ઉત્ક્રાંતિનો. ઇત્યલમ્.

## હિંગ-લવંગ આદિની કૃત્રિમ બનાવટ તથા ભેળસેળ.

( લેખક-રા. મગનલાલ માણેકલાલ ઝવેરી. )

સાધારણ રીતે, હવે, હિંગને આરંભ લોકોના કાનના મેલની જે ઉપમા અજ્ઞાન લોકો આપીને ખાતા નહોતા તે નષ્ટ થઇ ગઇ છે. હિંગના અનેક ગુણો વૈદકમાં લખેલા છે. હિંગની વાસને લીધે કેટલાક તેને ખાતા નથી-પછી ભલે તેઓ કાંદા લસણની વાસથી ન કંટાળતા હોય. હિંગનો એટલો બધો કંટાળો તેમને હોય છે. સાધારણ રીતે જો કદાચ ખાવા પીવાની વાત નીકળે તો પહેલાં પૂછશે કે " તમે હિંગ ખાઓ છો કે ? " હા,નો જવાબ મળતાંજ તેઓ કંટાળાની લાગણી પ્રગટ કર્યા વિના રહી શકતા નથી. -કદાચ તે ખાનારા માણસોની ઘૃણા તેને થાય છે.

શુદ્ધ હિંગ ઇરાનથી આવે છે. ગાંઠાના ગાંઠા કંતાનથી મઢી લીધેલા આવી, તેનાં જુદાં જુદાં સ્વરૂપ અત્રે કરવામાં આવે છે. ચોરસ ચોસલાં સુંદર ડબ્બાઓમાં ભરી વેચાવા આવતા હોવાથી ગ્રાહક ભાગ્યેજ સાદા પેકીંગમાં ભરાવલી શુદ્ધ હીંગ પસંદ કરે ! આવા ફેન્સી ડબ્બાઓ કે જે એ ઉપયોગને સારૂ ખાસ વિલાયતથી મંગાવવામાં આવે છે-તેમાં ભાગ્યેજ શુધ્ધ હિંગ હોય છે. જેમ પેકીંગ ઉંચુ અને ફેન્સી-તેમ માલ હલકો. કાબુલીયો પણ અહીંનાજ વેપારીયો પાસેથી ખરીદી વેચે છે !

હવે આપણે બનાવટી હીંગની બનાવટ તરફ નજર નાંખીશું. બનાવટી હિંગમાં મૂળ ચાર ચીજ આવે છે. ગુંદર, લાકડાનાં છોડાં, લોટ, ( કદાચ કંઇક રંગ અને પાણી ) અને મરચાંની ભુકી. લાકડાનાં છોડાં આવે છે તે તો સાધારણ રીતે આપણા લોકો સમજી શકે છે. પણ મોટો ભાગ તેને ઝાડમાંથી ઉખાડતાં આવી ગયલો જાણી પરવા કરતો નથી. કેટલાકો એમ પણ સમજે છે કે ગુંદરનો ઉપયોગ કરવામાં આવે છે.

સાધારણ રીતે સારી હિંગને પલાળી ( હલકીમાં તો તેનાં બારદાનના પાણીથીજ કામ ચલાવવામાં આવે છે ) મેલે છે. આટો અને ગુંદરનું સારબાદ મિશ્રણ કરવામાં આવતું જાય છે અને મરચાંની ભુકી નાંખી આ હિંગનાં પાણીથી તેનો પાલો કરવામાં આવે છે-લોટ બાંધીયે તેમ બાંધવામાં આવે છે. તેમ કરતાં તેમાં લાકડાંના નાના નાના કટકા ભેળવવામાં આવતા જાય છે. બાદ કટકા કરી, નામ પાડી, અને સુકવવામાં આવી, પેકીંગ કરવામાં આવે છે; રંગ લાવવાની જરૂર હોય તો રંગનો ઉપયોગ કરવામાં આવે છે. 'રસમાં' લાકડાના કટકા નાંખવામાં આવતા નથી તેમ મરચાંની ભુકીની પણ જરૂર રહેતી નથી. બીજી સફેદ હિંગ હોય છે તેમાં પણ લાકડાંના કટકા હોતા નથી. આટાનો વિશેષ ઉપયોગ તેમાં કરવામાં આવેલો હોય છે. બનાવટી હીંગના કારખાનામાં ગુંદર તેમજ ઘઉં-આટા સારૂ દળવા ખાસ ઘંટીઓ-એંજીનથી ચાલતી-રાખેલાં આવે છે! તેમજ લાકડાંના કટકા પણ જોઇએ તે માપના નાના મોટા થાય તેને સારૂ મશીનનો ઉપયોગ કરેલો હોય છે.

ઘાટીઓ તેને ભેળે છે અને આપણા લોક–જેઓ લોટમાં પાણી પડતાં એંઠો માની અન્ય જાતિના લોકોને અડકવા દેતા નથી–ઘાટીને હાથે બંધાયેલી, અને સુરત વૈષ્ણવ ભાટિયા આદિ તરફથી વેચાતી, આ ' કણક '–હિંગ ખાસ મરજાદી ઉપયોગમાં લેવા–ઠાકોરજી આદિના નૈવેદ્યમાં સુધ્ધાં વાપરવા ખંચાતી નથી'! આ હિંગની સાધારણ બનાવટની રીત ( Formula ) છે; જરૂર પડવે વધુ ઓછા પ્રમાણનો ઉપયોગ કરવામાં આવે છે.

આથી જણાશે કે હિંગનો, જે હેતુ સિધ્ધ કરવા આપણે ખાઇએ છીએ તે, સિદ્ધ થતો નથી. બારદાનનાં મેલાં પાણી મુદ્રાંતથી બનેલી હિંગ આપણે ખાઇ જઇએ છીએ ! હિંગનો ધંધો ' આંધળો ' છે–એટલે કે તેમાં કયી સારી, અને કયી હલકી, તે પારખવું ઘણુંજ અઘરું છે. ઉપરાંત તેમાં પેદાશ ઘણીજ સારી છે, કારણ કે એ કાંઇ ' નંબરી માલ ' નથી. વેપારીઓ તેને નામે ગમે તે ચીજ આપણને ખવડાવી શકે છે; અને આપણો સઘળો આધાર અને આચાર તેઓ પરજ અવલંબિત છે. બે આનાની હિંગ પર ત્રણ ચાર આનાનો ફેન્સી ડબ્બો પેકીંગમાં વાપરવામાં આવેલો હોય છે !

આપણા વેપારીઓ જે જાતના વેપારમાં કુશળ છે તેનો આ એક નમૂનો છે. આવા હિંગ લવંગ વગેરેમાં ભેળસેળ અને નુકશાનકારક તત્ત્વો ઉમેરનાર વેપારી થાય છે. હિંદની અંદર આવાં આવા હુન્નરો કેવા મોટા પાયા પર ચાલે છે તે આપણે જોઇ શકતા નથી કારણ એ કારખાનાં ઘણીજ ગુપ્ત રીતે, પણ ઘણાજ મોટા પાયાપર ચલાવવામાં આવે છે. અમારો આવા ભેદ ખુલ્લા કરવાનો આશય એજ છે કે જે કેટલાક લોક કહે છે કે " કલિયુગમાં ગોળમાં ગળપણું નહિ, સગામાં સગપણ નહિ, ખાંડમાં મીઠાશ નહિ, મિત્રમાં મિત્રતા નહિ, " વગેરે, તેમને ખબર પડે કે એ કૃપા કરનાર મહા પુરૂષો કોણ છે. બીજું, વિલાયતી દવાઓ કેટલીક વખત દેશી દવાઓ પર સરસાઇ ભોગવી જાય છે. દેશી દવાઓ વખત પર ફાયદો નથી કરતી તેનું કારણ શું ? તે આ વસાણાઓની ભેળસેળથી જણાશે. બીચારા ' કલિયુગના પાપીથી અજ્ઞાન વૈદો અને હકીમો આ પાપીઓના પાપથી અને કળાઓથી ક્યાંથી વાકેફ હોય ! ! તે તો આ પૈસા-વજન પ્રમાણે દવાઓ મેળવે અને લવંગાદિ ગુટિકા, હિંગ્વાષ્ટક, કેશરાદિ વટી વગેરે બનાવે, પણ રોગીને ફાયદો ન થાય એટલે રોગી કહેશે ' અરે, દેશી દવામાં ફાયદોજ નહિં.' અમે ઇચ્છીએ છીએ કે દેશની ઉન્નતિ અને દેશી વૈદોની પણ ઉન્નતિ માટે, જાણકાર ગૃહસ્થો આવી હજારો પ્રકારની ભેળસેળ ખુલ્લી પાડશે તો એક મહદુપકાર કર્યા જેવું થશે. ખાપરીયા, બરાસ, કસ્તુરી, શીલાજીત, અંબર, લોબાન, એલચી, રૂમી મસ્તકી, જાયફળ, અને એવીજ બીજી અનેક દવાઓમાં અનેક પ્રકારની ભેળસેળ થાય છે. જાયફળાદિ બનાવટી આવે છે. કેટલીક દેશી દવાઓને બદલે વૈદો સુદ્ધાં વિલાયતી વસ્તું લઇ તેને દેશીને નામે વેચે છે ! અમે ઇચ્છીએ છીએ કે એ બધાંનું પોકળ ખુલ્લું થાય જેથી નવીન થનાર વૈદો અથવા ઘરગતુ દવા કરનારાઓ ચેતીને રહે અને લોકોને એ પણ જણાય કે આવા દગાથી જો લોકો પૈસા કમાઇ શકે છે તો હુન્નરથી અને સચ્ચાઇથી પાશ્ચાત્યોની માફક વેપાર કરે તો શા માટે ન કમાય ?

વળી આ પરથી લેખકના મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું આવા પાપથી કમાયલા લાખ્ખો રૂપિયામાંથી સો બસો રૂપિયા દાન આપવાથી તે બધાનું પાપ ધોવાઇ જાય છે ? અમે નથી ધારતા કે તેમ થતું હોય. પણ એ વેપારીઓ પોતાનો પરલોક સુધારવા સારૂ એ બાબત પોતાના પંડિતો, ગુરૂઓ, કે આચાર્યોને પુછે તો સારૂં. આ એક વખતસરની સૂચના છે.

## લવંગ

હિંગની બનાવટ આપણે આગળ જોઇ ગયા. હવે લવંગની જોઇએ. ' જંગબારી ' અને ' ફેન્ગો ' એ બે જાત લવંગમાં આવે છે. ઉંચામાં હલકા માલની ભેળસેળ થાય તે તો ઠીક; પણ બીજી ભેળસેળ બેઉમાં શેની કરવામાં આવે છે તેની આપણે તપાસ કરીયે.

લવંગની દાંડી કે જેને ' દાંડી ' કહેવામાં આવે છે તેની જે ભેળસેળ થાય છે તે શિવાય બીજી જે ભેળસેળ થાય છે તે અર્ક કાઢી લીધેલા લવંગની–કે જે વિલાયતથી અર્ક કદાચ રહ્યા બાદ આવે છે અને તેથીજ જેને 'વિલાયતી' લવંગ કહેવામાં આવે છે, તેની કરવામાં આવે છે.

આ વિલાયતી લવંગની સેંકડો ગુણીયો આયાત થાય છે. તેની ભેળસેળ કરવા પહેલાં તેને રંગવામાં આવે છે. અને તે રંગ ઝેરી હોય કે ગમે તેવું હોય તેની વેપારીને જરા પણ પરવા હોતી નથી. સાધારણ રીતે તેને લાલ, કાળો યા તપખીરીયા રંગ ચડાવવામાં આવે છે. તપખીરીયા રંગ વધુ નુકસાનકારક હોય છે.

કાળા, લાલ અને બ્રાઉન રંગની ભૂકીને પાણીમાં ઉકાળી, તેમાં વધુ જોઇતું પાણી મેળવી, લવંગ ( વિલાયતી ) ઉપર છાંટવામાં આવે છે. બરાબર રીતે બધે સરખો રંગ લાગે તેવી રીતે ઘાટણો તેને ચોળે છે. બાદ જરા છાંયડામાં સૂકવી ગુણીયોમાં ભરી દેવામાં આવે છે, કે જેથી તેનું વજન પણ ઘટે નહિ!

બાદ તેને જરૂર હોય તો તેલ દેવામાં આવે છે. ઘણું ખરું કાળા રંગ પર, અથવા જે લવંગને રંગવાં ન હોય તેની ઉપર તો ખાસ તેલનો હાથ દેવામાં આવે છે કે જેથી તે ચક ચકતા દેખાય.

આવાં લવંગ, છુટક જે લવંગ આપણે પાઇ પૈસાનાં લાવીયે છીયે તેમાં જરૂર આવે છે. ઘણી વખતે ' લવંગ તીખાં નથી ' એવી ઘણાઓ ફર્યાદ કરે છે પણ તેનું મૂળ કારણ તો તેમાંથી અર્ક બીલકુલ કાઢી લીધેલો હોય છે તેજ છે. ગરમી લાવવા યા બીજા કોઇ કારણથી લવંગનો ઉપયોગ કરવા ઇચ્છા રાખી હોય તો તે આ મુજબ સફળ થાય છે! બંદરના કેટલાક વેપારીયોનો તેને સારૂ ઉપકાર માનવો જોઇએ!

---

## લોકોપયોગી કામોમાં અને ઉદ્યોગ ધંધામાં માન અપમાનના વિચાર રાખવાથી થતી હાનિ.

( લખનાર—આર્યવૈદ મયારામ સુંદરજી—જેતપુર. )

સાધારણપણે દુનીઆદારીનો એવો ચાલ છે કે, આપણે મોટા છીએ, આપણું માન ઉંચી જાતનું છે, અને બીજા લોક આપણાથી હલકા છે! તેને આપણે જાતોજાત મદદ કરવી એ તદ્દન કમતાઇનું કામ ઘણાએક લોકોને લાગે છે. પરંતુ તે કેવડી મ્હોટી ભૂલ છે? આપણે મોટા થયા, આપણે સરકાર દરબારમાં માન મરતબો પામવા લાગ્યો, પોતાનો દરજ્જો વધવા લાગ્યો, અને લોકોમાં પણ સારૂ વજન પડ્યું, તોપણ આ

પણ કરતાં કમીપણાના—હાથ હેઠળને જરા પણ મદદગાર ન થવું શું ? સર્વત્ર માન મુકી ચાલવું એમ નથી; પરંતુ તેને યથાયોગ્ય રાખવું અને જ્યાં રાખવાની જરૂર નથી ત્યાં ને તેમાં ન રાખવું એટલું જાણવાની જરૂર છે. " હાથનાં ઘરેણાં હાથમાંજ શોભે અને પગનાં ઘરેણાં પગમાંજ શોભે; " જ્યાં જે વખતે જેમ વર્તવું જોઇએ ત્યાં તેમ વ્યક્તિહિત અને સામાજીકહિત માટે સમજતાં—વર્તતાં આવડવું જોઇએ.

માનાપમાન મનથી માની અભિમાની બનવું ન જોઇએ. કોઇ રસ્તે એક ગરીબ બાઇ ભારો ચડાવવા માટે બીતાં બીતાં બે ગૃહસ્થ પ્રત્યે બોલી, કેમકે વિશાળ સેવા કરાવેલ ભારો પોતાના એકનાથી ચડે તેમ નહોતો, અને તેને માથા ઉપર મુકે તેવું કોઇ તેને મળે તેમ ગરીબ પણ તેટલામાં ન હતું; તેથી બહુ વાટ જોઇ મુંઝાવાથી છેવટ તેણે તે બે જણા ગૃહસ્થો પ્રત્યે વિનતિ કરી હતી; પરંતુ તે મગરૂર એકે જાણે ચડાવી તેની મશ્કરી કરી; આ પણ તેની કુલીનતા; અને બીજા ગૃહસ્થે તેથી તેની સ્થિતિ જોઇ, તેમ ન કરતાં તેની નજીક જઇ બાઈ બેન કહી તેનો ભારો તેને માથે ચડાવવા લાગ્યો અને પ્રથમથી તેના ખ્યાલમાં આવી ગયું કે આને કોઇ ન ચડાવે તેમ છે તેથી તે ગરીબને તેવી મદદ કરવી તે મારો પણ ધર્મજ છે. તે પણ કુલીનતા. આ બે જાતની કુલીનતા ખરી; પણ તે બેમાં આસમાન જમીનનો અંતર.

## જૅપૅન.

થોડાં વર્ષ પહેલાંજ, ચીનનું મિથ્યાભિમાન દુર કરવા માટે જાપાનની તે પર ચડાઇ થઈ હતી. તે વખતે એક ટેકરી ઉપર ભારી તોપો ચડાવવી પડી હતી. તે વખતે તોપ ચડાવતાં મોટા બળની જરૂર હતી. તેથી તે તોપ ચડાવવામાં જેટલું બળ દેવામાં જેટલાં ખચ્ચરો ને ઘોડા વિગેરે જોઇયે તે આગળ પસાર થઇ ગયાં હતાં, અને અત્રે તોપ ચડાવવાનું જરૂરનું પણ ન હતું, છતાં એક ચીનાઈ તોફાન નજીક આવી પડવાથી જરૂર થઇ પડી; તેથી તેને થોડા ઘોડાથી પણ ચડાવવા લાગ્યા અને ઘોડા થોડાથી પણ તાકાથી ચડી જશેજ એમ ધાર્યું; પરંતુ તે ધારણા ખોટી પડી અને તોપ જો તે ટેકરી ઉપર ન ચડે અને તેના ગોળાનો મારો સામે આવતા ચીનાઈઓ ઉપર ન ચાલે તો પાછળ રહેલ ટુકડી વેરવી વેરવી થઈ જાય તેમ હતું. તેથી બહુ જરૂર હતી. આવું જોઇ, લશ્કરના મુખીઓ ,ખાસ્સું ભાવ્યા હતા તે તેઓએ પડતું મુક્યું અને પોતાના ઘોડાઓ ત્યાં લઇ ગયા અને તોપ ચડાવવાના રેંકડાને જોડ્યા; પરંતુ તો પણ તોપ ચડી શકી નહીં. કેમકે ટેકરી બહુ ઢોળાવવાળી હતી. આવું જોઇ તે લશ્કરીના પાછળ રહેલા ત્રણ ઉપરીઓ બોલ્યા કે, " હવે કેટલું બળ જોઇએ ? " ત્યારે તોપખાનાનો ઉપરી બોલ્યો કે, " એક ઘોડાનું વધુ બળ હોય તો ચડી જાય " પરંતુ, બીજા ઘોડા વિગેરે બોલાવા આગળ નિકળી ગયા હતા કે તે આવે ને તોપ ચડે તે પહેલાં તો તે ચડાવનારાની રેવડીજ થઈ જાય. આવું જોઇ તે ત્રણ જણા બોલ્યા કે, " તમો સર્વ જણ અને આ સાત ઘોડા જે બળ કરો છો તેમાં અમો ત્રણ મળી એક ઘોડાનું બળ આપીશું " એમ કહી તે પણ તેમાં જુત્યા અને એક સ્વરે તાલપૂર્વક એવું જોર વાપર્યું કે, તે તોપ એ ટેકરી ઉપર ચડી ગઇ. અને તેનો મારો ચાલુ કર્યો અને ચીનાઇ દળમાંનું કેટલુંક નાશ કર્યું ને કેટલુંક નસાડી મુક્યું. આવા પ્રયત્નમાં તેરા લશ્કરના ઉપરી ઉમરાવ ઉઠીને બળ કરવાના બજાર ઘોડા બની ગયા. આમાં તેને ઓછો પરીશ્રમ પડ્યો કે તે કરતી વખતે પરસેવાથી ને થાકથી લોથપોથ થઈ ગયા. તો પણ આવી રીતે મનુષ્યનું તો શું પણ પશુનું કામ પણ, પોતાના દેશહિત માટે કર્યું. આ પણ મોટાનું માન અને કુલીનતા—દેશાભિમાન. જ્યાં આવા સર્વ દેશના સભ્યવર્તનના જ્ઞાનવાન હોય ત્યાં તે દેશની ઉન્નતિ કેમ ન થાય ? આપણા દેશમાં થોડા ઘણે ભાગે થોડા છે, અને તે દેશમાં ખીનસ્વાર્થી અને સરલ, વિદ્વાન અને દેશહિતપ્રવર્તી તથા ગરીબ તવંગર બાળ ચારે, એ સર્વે અને સમાન સુખ દુઃખે વર્તનાર વિશેષ છે તેથીજ તેનો ઉદય. આપણેજ ફેર છે.

એક વખત અમેરિકાએ પૃથ્વીનાં મજુરોની ખરી સ્વતંત્રતાની સેવા બજાવવા માટે ગત દેશમાં ધર્મયુધ્ધ આદર્યું હતું, પરંતુ તે સામે કેટલાંક પુરોપનાં, ઓરતી કરેલાનાં અને સ્વતંત્રતાનો હાથ સમજ-વનાં રાજ્યો તેની સામે થયાં હતાં, કારણ, આફ્રીકામાં હબસી ગુલામો પકડી ઢોર પ્રમાણે વેચતા તે બાઇ તેનાથી વેચાતાં ગામો નારો વેપારો ખવાશતી તેની પાસે ઢોર પ્રમાણે મળી જાતે કામ કરાવવાનું શીક

પડતું હતું; પરંતુ આ વર્તન અમેરિકાનાં ઘણા શ્રીમંત ધાર્મિક લોકોને ન ગમ્યું તેથી તેણે તેની સામે છાપાઓમાં પોકાર ઉઠાવ્યો. પરંતુ તેથી એ સમજ્યા નહિં; આથી છેલ્લે રાજ સંમતિ મેળવી યુદ્ધે ચડ્યું. પ. ણ્યું. પરંતુ આમ મેદાન પડવા પહેલાં બ્રીટન વિગેરે બીજા સમજુ અન્ય દેશોને પણ સમજાવવાની અને સાથે લેવાની જરૂર હતી. અને તેમ કરવા સમજાવવાને સમર્થ બારિસ્ટરે જેવા સમજુઓ જોઇએ. તેથી તેણે અમેરિકામાં વસતા વિદ્વાનોમાંથી ૫૦ ને સૂચના મોકલાવી અને તે માટે પ્રજાએ મળી અમુક વેતન દેવું લખ્યું; પરંતુ આ વાત ધર્મની હતી તેથી બીજે જવાના ખર્ચ શિવાય કશું વેતન ન લેવાના અને કહો ત્યાં જઇશું તેના સોગન સાથે તેજ દિવસે ૨૪ કલાકમાં તેઓની હાના જવાબ ફરી વળ્યા. એટલુંજ નહિં પણ વગર પુછેલા એવા બીજા વિદ્વાનોને ખબર પડી તેમ તેમણે પણ તેવીજ માગણીઓ વગર માગ્યે કરી અને તેમાંની ૧૫૦ સભામાં માન્ય થઇ. એમ આ બાબતનું બળ ઉભું કરવા ૨૦૦ વિદ્વાનો પરદેશો ખાતે બીજા રાજ્યો સાથે સલાહો આપવા મેળવવા તથા ભાષણો કરવા, પોતાના ઉમદી કમાઇના ચાલતા ધંધા પડતા મુકી ચાલી નિકળ્યા. અને ૩૦૦ વિદ્વાનો અમેરિકાના લોકોને યુધ્ધમાં મેદાન પડવા ધર્મની ઉશ્કેરણીનાં ભાષણો દેશ તળ અમેરિકામાંજ જ્યાં ત્યાં સ્થળે સ્થળ લોકોના તે માટે મળતા જથાઓમાં ભાષણો દેવા લાગ્યા. એટલુંજ નહિં પણ દેશના કિંમતી વિદ્વાન છતાં જ્યારે ખુદ ઉત્તર અને દક્ષિણ યુનાઇટેડસ્ટેટસ વચ્ચે આ પ્રકરણમાં યુદ્ધ ચાલુ થયું ત્યારે તેમાં પણ તે મધ્યેના ઘણા ખરા જોડાયા. ધન્ય! જ્યાં જે દેશના આવા નરો હોય ત્યાં, ગીતામાં કહ્યા મુજબ ધારેલી વાતનો જય શા માટે ન થાય? આવાં કામોમાં ત્યાંના છાપાવાળાઓ અને ગ્રંથકારો પણ થોડો ભાગ બજાવતા નથી. લોકોને સમજાવનારા સત્યપ્રેરકોજ ખરા દેશભક્ત હોય છે. અને તેને લીધે તે દેશના મોચી ને દેડનું કામ કરનાર અને મજુર સિફકે પણ તે વાતથી વાકેફ અને તેમાં મદદ દેનાર જીવસટોસટ તૈયાર થઇ રહેલ બને છે. આ ગુલામગિરી ઉડાવવાના સકળ જગતે એયરના કામમાં એટલાંટનના આદિ રાજ્યના સત્ય લોકોએ પણ તેવોજ ભાગ લીધો હતો. જ્યાં આવા લોકો ત્યાં સુખ અને સંપત્તિ જામે એ દેખીતુંજ છે. અને જ્યાં તેવું ન હોય ત્યાંથી તે પલાયન થાય એ પણ ખુલ્લું જ છે.

અત્રે ઇટાલીનો એક દાખલો પણ દઇશું તો યટતોજ ગણાશે. જ્યારે મોટાં રાજ્યોમાં ઇટાલી દેશ એક રાજ્યસત્તા રૂપે ગણ્ય થતો ન હતો અને તેથી સર્વ રાજ્યના એલચીના મંથકમાં ઇટાલી એલચી હીન જેવું લેખાતું તે જોઇ 'ગ્યારીબાલ્ડી' નામના ઇટાલીના એક ખરના હજારો શોખનારને બહુજ લાગી આવ્યું. અને તેણે એવી હીમાયત કરી કે દેશની જુદી જુદી રાજ્યસત્તા ઉપર એક રાજસત્તા સ્થાપવી કે જેને દરેક રાજ્ય માન્ય રાખે તથા તે મારફત દેશ વિદેશ પ્રત્યેના ધારા કાયદા પસાર થઇ શકે તથા એલચી મોકલાવી શકાય અને તેને બીજા રાજ્યના એલચીઓની પેઠે પણ આખા દેશનાં એક રાજ્ય તરફના એલચી તરીકે ગણે. તેમ બને તેવા યત્ન પાર પાડવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. અને તેને માટે ન્યુસમાં, ભાષણોમાં અને વિદ્વાન ભાષણકારોને સ્થળોસ્થળ ભાષણો કરવા પ્રવર્તવાને સમજાવવામાં અને માસીકો તથા ગ્રંથકારોને તેને ટેકો મળે તેવી પ્રવૃત્તિનું લખાણ લખવા માટે સમજાવવા માટે અમુક સમય સુધી સર્વ દેશાભેર ફર્યો. આવી રીતે આખા દેશને એકમત કર્યો. અને ઇટાલીનું પ્રજાની યોગ્ય પાર્લામેન્ટ સહિત મહારાજ્ય સ્થાપ્યું. આ વખતે દેશની સમસ્ત પ્રજા, "તમો મહારાજા થાઓ" તેમ સર્વ મળી વિનવવા લાગી; પરંતુ આ ગીતામાં વર્ણવેલા જેવા નિષ્કામ દેશહિતકારી તરે એ વાત માન્ય નજ કરી. અને કહ્યું કે, "હું કાંઇ રાજ્ય મેળવવા કે સર્વ દેશનો, નેપોલીયન પેઠે રાજા થવા આમ મથ્યો નથી; માત્ર દેશને એકત્ર કરવા અને તેથી અનંત ફાયદા મેળવવા મથ્યોછું. અને તેમાં હું નહિં પણ મને મદદ કરનાર મારા દેશીઓ પાર પડયા છે તે જોઇ આજે હું ઘણોજ આનંદ પામ્યો છું અને તેમ મારા દેશીઓ પણ આગળ પાછળનો અને આજની સ્થિતિનો વિચાર કરતાં પામ્યા હશે. અને રાજાનો અધિપતિ જે આજે, પૂર્વે નાનકડું થઇ ગએલું પણ આજ સુધી અછત જેવું પોતાના પૂર્વ રૂપમાં રહેલું છે તેનોજ આવા મહાન અધિકાર માટે હક છે તો જો તે વાત માટે સર્વ મારી સાથે સંમત થાઓ તો તેને આ ગાદી મારે આપવી છે. અને તે તેના પરાક્રમી વડવાના વંશજને શોભશે અને દેશ સમસ્તને પણ માન્ય કરવું દિપશે ને ગમશે." આવું તેનું સાંભળી સર્વએ તેજ વખતે

એક અવાજે તે વાત મંજુર કરી તથા તેવા રાજ્યના વંશજને તે દેશની સાર્વભૌમસત્તા મોટા દબદબા સહિત સમર્પણ કરી અને પોતે પાછો પોતાના જંગલ મધ્યેના નિવાસસ્થાન પર્ણકુટીમાં જઇ રહો અને પુનઃ ખડના-કામ પર લાગી પોતાના નિર્વાહનો ક્રમ ચલાવ્યો; પણ પ્રજા રાજા પાસેથી તો પેન્શન પણ લીધું નહીં.

## ફ્રાન્સમાં બટાટાનો પ્રચાર કેમ થયો ?

એકાદી નવી બાબત વ્યવહાર આદિમાં સાધારણ ગરીબ માણસ અમલ કરે કે ચલાવે તો તેની લોકો ફજેતી કરેછે ને અપમાન કરે છે; તેજ વાત માટે એકાદ રાજા કે અમીર, સાહુકાર કેડ બાંધીને માન અપમાન ખીંટીએ મુકીને કરવાનું ધારે તો તેનાથી તે કામ તરત પાર પડેજ. તેને માટે સાધારણ મૂર્ખો એક પણ શબ્દ બોલવાના નહિ ! એટલું નહિં, પરંતુ ઉલટ પોતે પણ તેજ પ્રમાણે તેનું રહસ્ય પુરં ન જાણવા છતાં આચરે પણ છે. પરંતુ આમ છે છતાં તેવી રીતે ભલું કરવાને આ દેશના કહેવાતા મોટા કોણ મેદાન પડે છે ? અને લોક હાનીકારક રસમ-રૂઢીઓ વિગેરે તોડવાને મથે છે કોણ ? જો એવાથી લોકનું એમ બનતું હોય તો સાધારણ મૂર્ખ જેવાં ગરીબોની આ દેશમાં આવી અધમ દશાજ શાની હોય ? ઠીક ! ફ્રાન્સ દેશમાં પ્રથમ બટેટા દાખલ થયા, ત્યારે તે ખાવાને આ દેશમાં જેમ સાજણો ડુંગળી વિગેરે ખાવા માટે અભાવ દર્શાવે છે તેવો અભાવ દર્શાવવા લાગ્યા; પરંતુ તે વખતે ત્યાંના રાજા સોળમા લુઇએ તે ખાવાની શરૂઆત કરી અને તેણે પોતાના અમીરો વિગેરેને વાવવા ખાવાની ભલામણ કરી, અને તેમ થતાં આખા દેશભર સર્વ ડાહ્યાં થઈ ખાવા લાગ્યાં. અને તેથી તે વડે ગરીબો વિગેરેમાં સસ્તા અન્નનો અર્થ સર્યો.

## ઇંગ્લાંડના રાજકુલનાં ઉદાહરણો.

ઇંગ્લાંડ મધ્યે ઉદ્યોગશીલતા આટલી બધી વધેલી છે તેનું પણ એવુંજ કારણ છે. આપણું હમણાંનું દયાળુ રાજકુળ વિગેરે આવાજ ઉદ્યોગ વિગેરે ઉપર ધ્યાનવાન અને કાર્યવાન છે. તેથીજ દેશમાં વૃદ્ધિ સિદ્ધિ દાસી બનીને તેનું પાણી ભરે છે. આપણાં માજી વિક્ટોરીઆ મહારાણી સાહેબ પણ ઉદ્યોગાદિમાં ધ્યાન દેવામાં બહુજ કાળજી રાખતાં. અને પ્રજાનાં ખાનગી કામોની પણ ખબર અંતર પુછતાં. અને તેમાં ખામી હોય તે દુર કરવાને સુચના દેતાં; અને તેમાં સુધારો વધારો કરવાને કહેતાં. આવીજ રીતે આપણા હમણાના મહારાજાના કુટુંબનું વર્તન પણ છે. વહાણવટી તરીકે દોરડાં ખેંચતાં તેમના હાથને આંટણ પડેલાં ! કેટલે કરેલી શિક્ષા સહન કરેલી ! પરંતુ આપણા આ દેશના ઘણા ખરા રાજા કારભારીને તેનો અધિકાર મળ્યો કે, તેનું ઐશ્વર્ય ભલે અમે તેટલું અલ્પ હોય, તોયે નાના પ્રકારના વિલાસ, સારંગ, એશ આરામમાંજ ખુંચવાઇ જાય છે. પરંતુ પોતાની ગરીબ પ્રજાને માટે બીલકુલ કાળજીવાળા નથી. એ પણ રાજકુળ અને રાજમહત્વ. આપણું એડવર્ડ મહારાજાનું કુટુંબ વિગેરે જ્યારે નાની નાની લોકહિતકર કળા પર ધ્યાન દઇ તે શિખે છે તથા તેમાં શું શું ખામી છે તથા શું શું સુધારા થઇ શકે તેમ છે તે તેના મર્મહિતકારોને બોલાવી પુછી શિખી પ્રજાને શિખવે છે ને તેથી સુખી કરે છે, ત્યારે આપણાં દેશના અમીરો સુદ્ધાં પોતાનાં એશ આરામ સિવાય લોકહિતમાં એક તરણું તોડવા માટે પણ લાંછન સમજે છે ! શી દશા ? આપણા સ્વર્ગવાસી પ્રિય મહારાજા એડવર્ડ નાનપણથી સ્ટોકિંગ તૈયાર કરવા શિખેલા અને તેમના પુત્ર ડયુક ઓફ યોર્ક દોરા બનાવવામાં સુધારો કરવામાં ધ્યાન દેછે. પૂર્વે આવા રાજા આ દેશમાં નહોતા એમ નથી; વીરવિક્રમ જેવા અને ભોજ જેવા ઘણા થઇ ગયા છે અને તેમણે પ્રજાહિત ઘણાં કરેલાં છે. પણ કાંણાઈ એટલીજ કે હમણાં તેવા ભાગ્યેજ નિપજે છે અને તેથી આ ભારત વર્ષ આવી અધમ દશા ભોગવે છે.

## રશીયન મહારાજા મહાન પીટર.

રશીઆનો મહારાજા-ઝાર ધી પીટર ગ્રેટ, પોતાના દેશના ભલા માટે પોતે પરદેશમાં ગુપ્ત રીતે ફરીને શિખીને સુતાર, લુવાર આદિનું કામ કેવું શિખ્યો તે સર્વ કોઇ જાણે છે. મુફતી દારી કંગાળીને હાનિ કર્તા ધારી તેણે પોતે તે ખપાવી નાંખવાનો દાખલો બેસાડયો હતો. એવી હુન્નર કળા સર્વ દેશમાં દાખલ

કરનારને આખી રશિયન પ્રજા પોતાનો દેશ હિતકર વીર કહીને પ્રેમથી સંભારે છે. વિદેશમાં મજુર ગવૈયા આદિના રૂપે વર્તતાં ઘણાથી ઘણે સ્થળે પીટરે માનાપમાન પણ પામતો, પરંતુ તે પોતાનો કડક સ્વભાવ છતાં, દેશહિત સાધન કરતાં, મોટી દ્રઢતાથી સહન કરતો ને જોઇતું સર્વ શિખતો–સમજતો. તેનામાં કેવી દેશહિતેચ્છા !

## જર્મનીના મહારાજા.

જર્મનીનો માજી બાદશાહ એટલે વિક્ટોરીઆ મહારાણીનો જમાઇ છાપખાનામાં કંપોઝ વિગેરે કામ જાતે શિખીને તેમાં નિપુણતા મેળવી તેણે છાપખાના સંબંધી કેટલાક સુધારા સૂચવ્યા હતા. અત્રે તો જોડાનું કામ મોચી શિવાય કોઇ ઉંચ જો તૈયાર કરે તો તેને નિંદે છે; પરંતુ યુરોપની તરફ જુઓ. ત્યાં બેધડક મોટા લોક તેવા કામમાં પણ પ્રવીણતા મેળવી તેમાં લાયક સુધારો કરે–સૂચવે છે. આપણા હર્બર્ટ સાહેબ તેમાં બહુ પ્રવિણ બનેલ છે.

આપણા તરફ, ' ઉત્તમ ખેતી ' કહેવાય છે છતાં તે કામ ખેડુતજ કરે છે; પરંતુ ભણેલા કે મોટા લોકો તે કરવામાં હલકાપણું ને અપમાન સમજે છે ! બીજા દેશો તરફ નિહાળો. જાપાનનો બાદશાહ સ્વતઃ પોતાના બગીચામાં ખેડનું કામ કરે છે. ઝાર નિકોલસ બીજો પણ તેવીજ રીતે ખેડની સર્વ માહિતી મેળવીને ખેડુતોના ખેતીના ધંધામાં રહેલ ખામીઓ દૂર કરવામાં મશહુર થએલ છે. આપણા દેશની મોટા લોકની સ્ત્રીઓ આ બાજુની જણસ બીજી બાજુ મુકવામાં હલકું સમજે છે; પરંતુ ચીનની રાણી જાતે રેશમ ઉખેલે છે અને તૈયાર કરે છે.

આપણા દેશમાં થોડા કાળથી ચાલેલા વંશ જાતિ ભેદ અને વટલવાની અજ્ઞાન રૂઢીથી માન અપમાનની ફિસીઆરી બહુજ વધેલી છે. એક મેલાં–ગંદાં કપડાંવાળો વાણીઓ, પોતા જેવા સ્વચ્છ પણ જાતે કણબીથી ઉંચો છઉં તેમ સમજે છે, છતાં તે કન્યા વિક્રય કરી–ચોકાળ પાથરી પુત્રીના પૈસા તો કણબીનાથી પણ વધારે લે છે; પરંતુ શાસ્ત્ર વિરૂદ્ધ આમ પૈસા લેવામાં નીચતા નહીં; પણ પોતે વૈશ્ય છતાં અને શાસ્ત્રમાં વૈશ્ય સાથે વૈશ્યે ભોજન લેવામાં બાધ નથી તેમ ખુલાસો છે છતાં પોતા જેવાના જથાની અજ્ઞાન દુષ્ટ રૂઢીના રોટ ડહાપણ વડે તે સાથે ભોજન વહેવાર કરવામાં નીચતા કે માનાપમાન સમજે છે. વળી તે એવી રીતે કે, મારવાડી તે જાતના વાણીયા મારવાડમાં ને બીજે કણબી ભેગા ખાય છે છતાં તેવા પોતાની જાતના ( પોરવાડ ) વાણીઆ સાથે ખાવામાં કે તેની કન્યા લેવામાં નાનમ–અપમાન સમજતો નથી. આવી દરેક જ્ઞાતિની અધુના ઘણી લીલા છે, કે જે સુજ્ઞો જાણે છે. આવી આવી રૂઢીની ફિસીઆરીથી વ્યવહારમાં હરહમેશાં મોટી મોટી અડચણો આવે છે. તે અત્રે કહેતાં પાર ન આવે એટલી છે. પણ આમ છતાં તે અસત્ય દુર કરવાને તેવા જથા પ્રમુખના સમજી મોટા પણ તે બાબતની સુધારણા–એકત્ર વ્યવહાર કરવાને, કોઇ સ્થળમાં તેમ છે છતાં, એમ બધે પ્રવર્તાવવાને મિથ્યા માન અપમાનને એક બાજુ રાખી, તે સંબંધી સત્ય સમજાવવા મેદાન પડી શકતા નથી. શી દશા ?

વળી હમણાં આ દેશમાં સાધારણપણે ઘણાખરા લોકોની એવી સમજણ થઇ પડી છે કે; ઉંચું ભણતર શિખ્યા શિવાય આપણા દીકરા પેટ ભરી શકશેજ નહીં. એટલે ઇંગ્રેજી વિદ્યા–ભણતર–ભાષા શિખ્યા શિવાય અને હાઇસ્કુલ અને કોલેજમાં રોજ પગપાટી કર્યા સિવાય ક્યાંય નોકરી મળશેજ નહીં; અને પેટ ભરી શકાશેજ નહીં. એકવાર ઇંગ્રેજી ભણતર મેળવી ક્યાંયથી નોકરી મેળવીને પેટપંચાત મેળવી એટલે કૃતકૃત્ય થયા એમ સમજવાનું થઇ પડયું છે. આ સિવાય તો કોઇને બીજી દિશા પણ સુઝતી નથી. તેમાં બ્રાહ્મણ વિગેરે અગ્રવર્ણ તો મચેલાજ છે; પણ બીજા વર્ણ પણ તેમજ સમજવા શિખ્યા છે, અને પોતાના ધંધા નેવે મુકવા લાગ્યા છે. આમ થવાથી નોકરી મેળવવા દરવાની પડાપડી થઇ રહી છે. ત્યાં પછી લાગવગ ને હોશીયારી હોય તેવા થોડાનેજ તે મળે છે અને બાકીના તે માટે તૈયાર થએલા આમ ભમતા બેસી રહે છે, કેમકે નોકરી મળવાની જગ્યાઓ કરતાં તેને ઇચ્છનારાઓની સંખ્યા અતિ ઘણી થઇ

પડી છે. તેમાં કેટલાક તો અમુક જગ્યા ખાલી પડવાની ઇંતેજારીના હોડ પ્રમાણે વાટ જોઇ બેસી રહે છે, કે જેમાં થોડાંજ ફાવે છે અને બાકીનાના મનસુબામાંજ પાણી ફરી વળે છે. છતાં પણ આવી રીતે નિરૂપણ નિ-વડનાર ભણતર, મોટાઈ અને તજ્જન્ય મિથ્યાભિમાનને એક ખીંટી ઉપર, અમુક મુદત સુધી ટીંગાડી તથા મન સાથે તનની મહેનતમાં ભળી તે મંધેના કેટલા તેવા મોટા કહેવાતા અન્ય ધંધા હુન્નર શિખે કરે છે ? શું નોકરીજ પેટ ભરે અને, આખી પૃથ્વીના ઘણા લોકો ધંધા હુન્નરથી પેટ ભરે છે તેમ તેનું પેટ નહિ ભરે ? પરંતુ આમાં માન, અપમાનથી મળતું સુખ દુઃખ અને કષ્ટ સહનતા કરવાની જરૂર છે. અને તે માટે આત્મબળ અને દ્રઢતા સહનતા વિગેરે ગુણોની જરૂર છે. અને એથી તે સાધવા જોઇએ અને પછી રીતે મેળવે તો તેવા ભણેલાને ધંધા હુન્નર શિખવામાં બીજા અભણના જેટલી મુસીબત પડતી નથી. તેને માટે દેખત પુરાવો એ કે રંગુન વિગેરેમાં અધુરા ભણેલા જઈ રળે છે તો આવા ભણેલા જાય તો ન રળે શું ! પરંતુ દમણુંની દેશની પડતીના વખતમાં તે તેવાના ધ્યાનોમાં આવે છેજ ક્યાં ? છતાં ભણીને મોટા થએલા આમ, મેળવેલી મોટમ સંપાદન કરે તોજ મનુષ્યોમાં ખરા મોટા થવાના; નહિં તો તેના મન-માંજ; પણ મનુષ્યોમાં નહીં જ.

## ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યનું જીવનચરિત્ર.

( ૩ )

### કુમારિલ્લ ભટ્ટનું જીવન અને શાસ્ત્રાર્થ

શંકરના જીવનચરિત્ર સાથે કુમારિલ્લ ભટ્ટનાં જીવનચરિત્રને નિકટનો સંબંધ હોવાથી હમે શંકરના જીવન ચરિત્રની અંતર્ગત એ મહા પુરૂષનાં જીવન વિષે પણ કાંઇક ઉલ્લેખ ગતાંકમાં કર્યો છે. કુમારિલ ભટ્ટનો ધાર્મિક વારસ એક રીતે શંકરાચાર્ય છે, અને શંકરે ક્યા ખજાનાનો વારસો મેળવ્યો તે જાણવા કુમારિલનાં જીવન ચરિત્ર પર દ્રષ્ટિ કરવી આવશ્યક છે. હવે, તે રાજા સુધન્વાની નગરીમાં આવી પહોંચ્યો તે આપણે ગતાંકમાં જોયું છે. સુધન્વા રાજા પોતે બૌધધર્મી હતો. પરંતુ તે કાળના રાજા બહુધા ધર્માંધ નહોતા. સત્યના અમુક અંશે પરીક્ષક હતા. તેમના મધ્યસ્થપણા હેઠળ કુમારિલ્લ અને બૌધ આચાર્યો વચ્ચે ભગીરથ શાસ્ત્રાર્થનું સંગ્રામ થયું. દિગ્વિજયકારો તો કહે છે કે તેની પ્રચંડ ગર્જનાઓથી પૃથ્વી તો શું પણ આકાશ પણ ડોલાયમાન અને કંપાયમાન થઇ ગયું ! દિગ્વિજયોની કવિતાઓમાં અલંકાર રૂપી પુષ્પોમાં ઘણું કરીને આ તેમનું સર્વોત્તમ પુષ્પ છે. કુમારિલ્લે બૌધોનો નિતાંત પરાજય કીધો, અને તે પશ્ચાત રાજાને વેદ એ સ્વતઃ પ્રમાણ કેમ છે તથા સ્મૃતિ પુરાણ આદિ ઇ-તર શાસ્ત્રો પરતઃ પ્રમાણ કેમ છે તેની સમજ આપી વેદના યજ્ઞાદિ પ્રતિપાદક વિભાગોની તેણે અનેક પ્રશંસા કીધી. પરંતુ રાજાને કાંઇ એ સૂક્ષ્મવાદની સમજ પડી નહીં. તેણે તો વિજયની એવી વિચિત્ર સ્થૂલ કસોટી કલ્પી કે, જે સમીપના ડુંગરના શિખર પરથી ભૂસકો મારે છતાં જીવે તેનેજ હું તો જીતેલો જાણીશ! બૌધોની એ હીમ્મત ચાલી નહીં. પણ બહાદુર કુમારિલ ભટ્ટ વેદધર્મની ઉન્નતિ સારૂ તે કસોટીમાં પણ જીતવા કમ્મર કસી ! ફરીથી વેદધર્મ પરની પોતાની અડગ શ્રદ્ધાના ઉદ્‌ગાર દર્શાવી કુમારિલ્લે ભૂસકો માર્યો. બુદ્ધિમાન કરતાં શ્રદ્ધાવાન વિશેષ જીવતા રહે છે કે, તે છતાં જાણે રૂનો તકીયો પડ્યો હોય તેમ કુમારિલ્લના શરીરને કશી હાનિ

થઇ નહીં પરંતુ બૌદ્ધોએ રાજાનો ન્યાય સ્વીકારવાની સંમતિ આપવા ના પાડી. કોઇ અજ્ઞાત ઔષધના પ્રયોગથી કિંવા યોગની કોઇ ગુપ્ત પ્રક્રિયાના પ્રભાવથી તેમ થયું હોય એમ પ્રતિપ્રશ્ન કરીને શંકા કરી! આથી સુધન્વા ઘણો ક્રોધાયમાન થયો.

### શાસ્ત્રાર્થ!—"બોલો ઘડામાં શું છે?"

તેણે બીજો ઉપાય કર્યો. તેણે એક ઘડો મંગાવ્યો, અને તેનું મુખ બરોબર બંધ કરાવીને સભામાં તે હાજર કીધો અને કહ્યું કે આ ઘડામાં શું છે તે જે પક્ષ કહેશે તે પક્ષને સત્ય માનીને તેના સિદ્ધાંત હું ગ્રહણ કરીશ! બીજે દિને પ્રાતઃકાલમાં સભા મળી ત્યારે પ્રશ્ન પૂછતાં બૌદ્ધોએ કહ્યું ઘડામાં સર્પ છે.! ભટ્ટે કહ્યું કે ઘડામાં શેષનાગ પર શયન કરનાર વિષ્ણુ છે! બ્રાહ્મણના આ શબ્દો તેના મુખમાંથી નીકળતાં સાથે, કહે છે કે "સરોવરમાં જલ સુકાતાં જેમ કમલ કરમાઇ જાય તેમ રાજાનું મુખ કરમાઇ ગયું." પરંતુ તરત આકાશવાણી થઇ કે, બ્રાહ્મણનો પક્ષ સત્ય છે? આથી રાજાના સંદેહનું નિવારણ થયું, અને તેણે તરતજ આજ્ઞા કરી કે, "મારી જે પ્રજા બૌદ્ધોનો નાશ ન કરે તેનો પણ નાશ કરી નાખવો. બૌદ્ધોનો સર્વત્ર હિમાલયથી તે કન્યાકુમારી પર્યંત નાશ કરવો!" માધવે આપેલી આ વાર્તામાં સત્યનો અંશ હશે તો પણ બહુ સ્વલ્પ હશે, કારણ કે, આર્ય ધર્માચાર્યો તેમજ રાજાઓ ધર્મભેદથી આટલે બધે અંશે ધર્માંધ અને દુષ્ટ થવાનો એક પણ ઐતિહાસિક દ્રષ્ટાંત આપણને હસ્તગત થયો નથી. એ વાર્તામાં પ્રત્યેક વાત સંભવિતતાના દરેક નિયમની વિરૂદ્ધ છે. સેંકડો વર્ષથી બૌદ્ધો અને બ્રાહ્મણો સાથે સાથે નિવાસ કરવા છતાં વિશેષ વૈમનસ્ય નહોતું અને એકદમ એક દહાડો તેઓ એક બીજાનું નિકંદન કરવા તત્પર થાય એ કેવલ હાસ્યજનક છે. તેમજ આ કાંઇ શાસ્ત્રાર્થ નથી. જુગારથી પણ ખરાબ છે! વળી, એ કાળમાં આર્યાવર્તનો એકે બીજો કોઇ પણ રાજા ચક્રવર્તી નહોતો કે જે હિમાલયથી સેતુબંધ પર્યંતની પ્રજા પર પોતાની આજ્ઞા ચલાવી શકે! સુધન્વા એવો ચક્રવર્તી હતો તો એકવાર કાપાલિકોથી બ્હી ગયો તેમ ન બ્હીત. જેઓ સત્યની શોધના માટે ઘડામાં શું છે? તે ખરું કહેવાની શરત બકે તેઓને સત્યના શોધક માનવા કઠિન છે. આકાશ વાણી થવાની વાત પણ તેટલીજ અસંભવિત છે. પરંતુ અસત્યમાં પણ સ્પેન્સર કહે છે તેમ સત્યનો આત્મા નિવાસ કરે છે. તેમ એ વાર્તામાં એટલું ખરું કે બૌદ્ધો અને કુમારિલ વચ્ચે જબરજસ્ત શાસ્ત્રાર્થ થયલો, કુમારિલે જીવપર આવી શાસ્ત્રાર્થ કરેલો, અને બંધુપંથ રાજાને અનેક યુક્તિઓથી પોતાને વશ કરીને તેની પાસે સમો વડીયા પક્ષનો પરાજય કરાવેલો, અને રાજા બ્રાહ્મણ ધર્મી થવાથી તેની પ્રજા પણ વેદધર્માનુયાયી થયલી.

### કુમારિલનો આત્મઘાત અને શંકરનો તે પ્રસંગે થયલો સમાગમ.

પોતાનાં જીવનનું આ વિજયથી કુમારિલે સાફલ્ય થયું ગણ્યું. પ્રાચીન આર્યોની સત્યપરાયણતાનું કુમારિલ એક ચીરંજીવ ઉદાહરણ-સ્થંભ છે. બૌદ્ધો પાસેથી પોતે બૌદ્ધ હોવા અસત્ય ભાષણ કરીને બૌદ્ધ ગ્રંથો શીખ્યો હતો. આ અસત્ય ભાષણનું પાપ કદાપિ નષ્ટ થાય એમ તે મહા વિદ્વાન્ સ્વીકારી શકયો નહી. વર્તમાન સમયમાં તો પાદરેની નદીમાં ડુબકી મારવાથી, બહુ તો ગંગાસ્નાનથી, કે પાંજરાપોળમાં ગાયને પુળી ખવડાવવાથી અસત્ય ભાષણ કરતાં પણ દસ ગણાં ગંભીર પાપો—હવે તો અસત્યનું પાપ—સલંખમ જેમ રોગમાં ગણાતો નથી તેમ—પાપમાં ગણાતું જ

નથી !–જીત જોતામાં ધોવાઇ જાય છે. પાપ નાશની એ સરલ કુંચીઓ કમમાં કમ મહાન કુમારિલને ઇષ્ટ નથી. તેણે તો નિશ્ચય કીધો કે એવું પ્રાયશ્ચિત્ત તો આત્મહત્તનથી જ છે! ચિદ્વિલાસ કહે છે કે, શંકર જ્યારે રુદ્રપુરમાં હતો (માધવના કથન પ્રમાણે તે પ્રયાગ હતો) તેવામાં કુમારિલની ભીષ્મ પ્રતિજ્ઞાના સમાચાર તેને કાને પડ્યા. તરતજ શંકરે તે મહાનુભાવનાં દર્શન કરવા પ્રયાણ કર્યું. આવીને જોય છે તો કાષ્ઠ અને ઘાસ અને છાણાંના ઢગલામાં માથાં વેર કુમારિલ દટાયલો હતો, અને તે બાજતણુ સળગી ઉઠેલું પણ હતું, પરંતુ હજી ઝાળનું જોર કમ હતું. શંકરે કુમારિલને સ્વઆગમનના સમાચાર કહ્યા અને આ વિચિત્ર અને બીહામણુ વર્તનનું પ્રયોજન પૂછ્યું. ઉત્તરમાં તેણે નિવેદન કીધું કે, જીવનનું સિંહાવલોકન ( રીવ્યુ ) કરતાં બે અક્ષમ્ય પાપ કીધેલાં અને માલમ પડ્યાં છે, એક એ કે, મેં બૌદ્ધોનો નાશ રાજા સુધન્વનને હાથે કરાવ્યો તેમાં મારા ગુરૂનો પણ નાશ થયો છે. ભલે તે બૌદ્ધ હતો, પરંતુ ગુરૂ તે ગુરૂજ. બીજું પાપ મેં એ કીધું છે કે, વેદ ઇશ્વરકૃત છે અને મુક્તિ અર્થે કર્મનીજ જરૂર છે એમ સિધ્ધ કરવા માટે ઇશ્વરનું અનસ્તિત્વ સ્વીકારવું પડ્યું છે. ગુરૂહત્યા તથા નાસ્તિકતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત સ્મૃતિઓમાં અગ્નિકુંડ પ્રવેશ છે. જગતને ઉદાહરણ રૂપ થઇ પડવા અને સ્મૃતિનું માન રાખવા મેં તે પ્રમાણે વ્યવહાર કરવાનો નિશ્ચય કીધો છે. શંકરે એવાં પ્રાયશ્ચિત્તની આવશ્યકતા નથી એમ તેની ખાત્રી કરવા શાસ્ત્રાર્થ કરવા વિનતિ કરી. પરંતુ આ વખતે તો કુમારિલ અર્ધ ભસ્મ થઇ ચુક્યો હતો. બલાત્કારથી તે એટલું અંતે બોલ્યો કે શાસ્ત્રાર્થ કરવો હોય તો, કર્મયોગી પ્રખ્યાત મંડનમિશ્ર પાસે જાઓ. તે પણ મારા જેવો જ ('ધુરંધર ) છે. એટલું કહી તેણે પ્રાણત્યાગ કર્યો. કુમારિલનું નામ ઇતિહાસમાં અમર રહેશે.

મંડન કુમારિલનો બનેવી થાય. તે મગધ દેશની પ્રાચીન રાજનગરી મહિષ્મતીમાં રહેતો હતો. શંકરે તેની સાથે શાસ્ત્રાર્થ કરવા તરતજ પ્રયાગ પ્રતિ પ્રસ્થાન કીધું. મંડન તો મહિષ્મતીમાં ઠાઠમાઠથી રહેતો. તે રાજાનો મુખ્ય પંડિત હતો. મહાલયમાં તેનો નિવાસ હતો. અને અનેક દાસ દાસીઓ તેની સેવામાં નિરંતર ઉપસ્થિત હતી. ઘરમાં મેના પોપટ પણ અનેક હતા. અને તેઓ પણ પોતાના ગુરૂને મહા સિદ્ધાંત स्वतः प्रमाणं परतः प्रमाणं એમ " પોપટજી અચરે અચરે રામ " બોલતા ! મંડન કર્મમીમાંસક હોવાથી તેને ત્યાગ અર્થાત સન્યસ્ત તથા સન્યાસીઓને માટે સ્વાભાવિક રીતે તિરસ્કાર બુદ્ધિ થઇ હતી. સન્યાસીઓને તે, એ કર્મવાદ સંસ્કારને લીધે, અથવા તેમના સમયના સામાન્ય સન્યાસીઓએ કર્મ માત્રનાં કરેલા ત્યાગની લીલાને જોવાથી, તેમને તે અપવિત્ર તથા સંસર્ગ માટે અપાત્ર માનતો. જ્યારે શંકર તેને ઉમરે આવી પહોંચ્યો ત્યારે મંડન મિશ્ર શ્રાદ્ધ તર્પણની ક્રિયા કરતો હતો.

### શંકર અને મંડન વચ્ચે ' સભ્ય ' શાસ્ત્રાર્થ.

તેને જોઇનેજ મંડન તપી ગયો. તેમના વચ્ચે પંડિતોની રીતે પ્રમાણે માધવના કથનાનુસાર ગાલિશાસ્ત્રાર્થ શરૂ થયો, જો કે એના સત્ય વિષે બહુ સાવધાનથી ભરોસો મેળવાનો છે. મંડન શંકરને પૂછે છે કે હે મુંડેલા ! ક્યાંથી ? ( मुंडितः कुतः ) શંકર દ્વિ અર્થ કરીને કહે છે ગર્દનથી ઉપર મુંડેલું છે !

મંડન–અરે ? મેતો પૂછ્યું કે કયે માર્ગે ?

શંકર–અને માર્ગે તને શું ઉત્તર આપ્યો ?

મંડન (ચીડાઈને)–તેણે ઉત્તર આપ્યો કે " તારી માતા વિધવા છે ! "

શં.– ખરોબર, તેણે કહ્યું તેમ તારી માતા વિધવા છે! આ પ્રમાણે ગાલિપ્રદાનનું દ્વિ-અર્થકૃત દ્વંદ્વયુધ્ધ ચાલ્યું, અને વાત વધતાં ક્યાં અંત આવતે તે કળાતું નથી. પરંતુ શ્રાદ્ધ નિમિત્તે બ્રહ્મભોજનાર્થે આવેલા બ્રાહ્મણોએ વચમાં પડી બન્નેને શાંત કીધા!

આદ્ય શંકરાચાર્ય વર્તમાન શંકરાચાર્ય જેવા નહોતા. શાસ્ત્રાર્થનું આહ્વાન થતાં હાલના શંકરાચાર્યો ચેલાનો હવાલો આપે છે, સંતાકુકડી રમે છે, બ્હાના બાજીમાં પોતાની કુશળતા બતાવે છે. આદ્ય શંકરાચાર્ય જુદાજ ખમીરના હતા. તેમણે તો સન્યાસી તરીકે મંડન પાસે શાસ્ત્રાર્થની ભીક્ષા માગી! મંડન પણ શંકરની તરવારને લાયકનો મહા યોદ્ધો હતો. તરત જ તેણે વરદાન કર્યું!

### મંડનની પત્ની ભારતી મધ્યસ્થ થાય છે.

મંડનની પત્ની ભારતી જે કુમારિલની બ્હેન થાય તે મહા વિદુષી હતી. સ્ત્રીઓને રસોડાની જ પંડિતા થવાનો હક છે એવો હાલ સુધી પ્રવર્તતો વિચાર ભારતીનો ઐતિહાસિક દાખલો સદાયને સારૂ ખોટો પાડે છે. તે એવી અસાધારણ વિદુષી હતી કે તેને શાસ્ત્રાર્થમાં મધ્યસ્થા ( લવાદ, જજ ) બન્નેએ સમ્મતિથી નિયુક્ત કીધી. એવી શરત હતી કે જે હારે તેણે વિજયવાનનો આશ્રમ સ્વીકારવો. અર્થાત્ શંકર હારે તો તેણે ભેખ કાઢી ગૃહસ્થી થવું અને મંડન હારે તો તેણે કમંડલુ ધારણ કરવું. આ ભીષણ પ્રતિજ્ઞા પરસ્પર કરીને એ ધર્મ યોદ્ધાએ પોત પોતાનાં શાસ્ત્રબાણો છોડવાં શરૂ કર્યાં. ભરતી કંઇ શાસ્ત્રાર્થ દરમીયાન હાજર રહેતી ન હોતી એમ દિગ્વિજયકાર કહે છે. તે તો ઘરનું કામ પણ સંભાળતી. તેણે માત્ર બન્ને પક્ષકારના કંઠમાં એક એક પુષ્પમાલા આરોપી હતી અને સતીનું એવું વચન હતું કે જે હારશે તેનો હાર પ્રથમ કરમાવા લાગશે. આ વાત પ્રક્ષિપ્ત લાગે છે, કારણ આવી બેહુદી રીતે ન્યાય નિર્ણયકાર્ય બુધ્ધિમાન ન કરે. અનેક દિવસ શાસ્ત્રાર્થ ચાલ્યા પછી, મંડનની માલા પ્રથમ કરમાવા માંડી ( તેથી ) તેણે બહુ ક્રમનથી પોતાનો પરાજય સ્વીકાર્યો. સત્ય એ હશે કે માળા તો બીજેજ દહાડે બન્નેની સુકાઇ ગઇ હશે. પરંતુ વાદમાં ચાતુર અને વિદ્વાન શંકરે મંડનના તર્કોનો એવો છેદ કીધો હશે કે તે નિરૂત્તર અને ચુપ બની ગયો હશે. શરત પ્રમાણે મંડન પરાસ્ત થયો તેથી સન્યાસતજ તેના ભાગ્યમાં આવ્યું; તેથી પત્નીને મન તેનો દેહાંત થયો. અને તે તો ઘર છોડી ચાલી જવા તૈયાર થઇ. દિગ્વિજયોમાં કહ્યું છે કે તે ભારતી સરસ્વતીનો અવતાર હતી. ક્રોધની પ્રખ્યાત મૂર્તિ મહર્ષિ દુર્વાસા એકવાર બ્રહ્મા સન્મુખ, સભામાં વેદમંત્રનો ઘોષ કરતા હતા. તેણે ઉચ્ચારમાં કાંઇક ભુલ કીધી તેથી સરસ્વતી તેને ભર સભામાં હસી. એ અપમાનથી દુર્વાસાને ક્રોધનો પાર રહ્યો નહીં, અને તેને " પૃથ્વીમાં પડ " એવો તત્કાલ શાપ આપ્યો ! કરૂણા લાવવા બહુ બહુ આજીજી કરી ત્યારે તેની અવધિ માત્ર સ્થાપી ! નહીં તો તો શિક્ષા અનંત કાલની હતી ! અને પુષ્પ કરમાવાનો કાલ તેજ તેના શાપના અંતનો કાલ થઇ પડ્યો. તેનું પૃથ્વીમાં કર્તવ્ય શંકરની સર્વજ્ઞતા સિદ્ધ–પ્રસિદ્ધ થવાનું હતું. તે તો જતી હતી પણ શંકરે તેને અટકાવીને કહ્યું મારી સાથે પણ વાર્તાલાપ કરો! અને હું કહું ત્યારેજ જવું એમ સ્વીકારવા કૃપા કરો! દેવીએ બન્ને વિજ્ઞપ્તિઓ સ્વીકારી. શંકરે મંડન પ્રતિ કહ્યું કે તો! પૂર્વમી-

માંસાનો કર્તા ભગવાન્ જૈમિની પણ મારી સાથે શાસ્ત્રાર્થમાં હારી ગયા હતા, માટે અનિવાર્યને શરણ થવું એજ માર્ગ છે. આથી સંતુષ્ટ મને મંડન સંન્યાસી થવા તૈયાર થયો. પરંતુ આ પ્રસંગે, ભારતીએ પતિને વાર્યા અને શંકરને કહ્યું કે હું મંડનની અર્ધાંગના થાઉં, અને તમે મંડનને મારા વગર અર્દ્ધજ હરાવ્યા છે, માટે મને શાસ્ત્રાર્થમાં પરાજય કરો તોજ મંડનને સંપૂર્ણ પરાસ્ત કીધેલા ગણાય. સ્ત્રી સાથે શાસ્ત્રાર્થનો નિષેધ છે એમ શંકરે બ્હાનું કાઢ્યું પરંતુ ભારતી કાંઇ હઠે એમ નહોતી. તેણે સામો દાખલો આપ્યો. અંતે શાસ્ત્રાર્થ થયો. ભારતીએ અનેક શાસ્ત્રોના શંકરને અર્થ પૂછ્યા, પરંતુ સઘળાનો તેણે યોગ્ય ઉત્તર આપ્યો. કાંઇ નહીં ચાલ્યું ત્યારે કામશાસ્ત્રનો પ્રશ્ન પૂછ્યો! પરંતુ એ વિષયમાં સન્યાસીને શાની માહિતી હોય? તેથી તેના ઉત્તર સારૂ એક માસની મુદત માંગી. ભારતીએ રજા આપી. (અપૂર્ણ)

---

# સત્યજીત.

(લખનાર-પ્રવાસી.)

(ગતાંકથી અનુસંધાન.)

## પ્રકરણ ૬ઠું.

### પરંજળી.

કીડીયાળામાંથી કીડીઓ ઉભરાય તે પ્રમાણે કુસુમ-ભુવનની સુરંગમાંથી માણસો બહાર નીકળતા જણાતા હતા. રાજ-મહેલમાં અપૂર દ્રવ્ય ભરેલું હતું; તે સર્વ પેટીઓમાં ભરીને સીપાઇઓ ખેંચી લાવતા હતા. બને એટલું લઇને નાસી જવું એજ તેઓનો ઉદ્દેશ હતો. અનેક જાતનો સામાન સુરંગના મ્હોં આગળ પડેલો હતો. જેવી મહેલમાં આગ જોવામાં આવી કે નિશેહિતે સુમતી અને શોભનાને સુરંગને રસ્તે ચાલી જવા કહ્યું. આખો મહેલ સળગી ગયેલો દીઠો કે નિશેહીતે પણ સુરંગનો રસ્તો લીધો. કીશોર તો કોઇને યાદ નહોતો. કંગાલ અવસ્થામાં તેઓ કુસુમ-પુરની બહાર આવી પહોંચ્યા. અચાનક આવેલી આપત્તિથી સર્વનાં મુખો મ્લાન દેખાતાં હતાં.

જ્યારે સુમતિએ પોતાના પુત્ર કીશોરને ન દીઠો કે બુમ પાડી ઉઠી કે કીશોર ક્યાં છે? આટલાં થોડાં માણસોમાં કીશોરને શોધી કાઢવો એ અઘરૂં નહોતું; પણ જળનો આશ્રય લેનાર કીશોર જમીન પર હોઇ શકે નહિ. રાણી નિરાશ થઇ ગઇ. અત્યાર સુધી તો એણે પોતાની હીમત ટકાવી રાખી; પણ જ્યારે એણે પોતાના પુત્રને ન જોયો ત્યારે એની હીમત ન રહી. કુસુમપુરની રાણી દુઃખના ઘા પોતાના અશ્રુજળથી ધોવા લાગી. કોઇનો હાથ સુમતિને દીલાસો આપવા ઉપડ્યો નહિ.

રડવાથી સુમતિ થાકી, આંસુ લુછ્યાં, ઉભી થઇ અને પ્રધાનને કહ્યું કે નિસોહિતજી ! ચાલો હવે આમ પડી રહેવાથી કાંઇ દહાડો ન વળે. આપને યોગ્ય લાગે તે કરો. મારી બુદ્ધિ જડ થઇ ગઇ છે માટે હવે આપજ જે પ્રમાણે આ લોકોનું ભલું થાય તે પ્રમાણે કરો. હું સર્વ સત્તા તમનેજ આપું છું. એ સત્તાનો ઉપયોગ તમને ઠીક લાગે તેમ કરજો.

હરિતા અને સાગરમતિના સંયોગ આગળ એક પરજણ નામનું ગામડું આવેલું હતું. જમીન રસાળ હોવાને લીધે તે ગામ આબાદ હતું. ત્યાં વસ્તી ત્રણેક હજાર માણસની હતી. આ ગામ ચંદ્રસેનનાજ તાબામાં હતું; તેથી નિસોહીને ત્યાં જઇ રહેવાનો નિશ્ચય કીધો અને તે સ્થાને જવા પોતાના માણસોને આજ્ઞા આપી.

શોભના સુમતિની સાથે જ હતી પણ એક શબ્દ પણ બોલતી નહોતી. વચ્ચે નિસોહીત, સુમતિ, શોભના અને આગળ પાછળ કુસુમપુરનો અધિકારી વર્ગ ચાલતો હતો. આ રીતે કુસુમ પુરનું મુગું સરઘસ પરજણની દિશામાં માર્ગ કાપવા લાગ્યું.

કુસુમપુરમાં લુંટ પડી કે ત્યાંના શ્રીમંત માણસો ગાંસડાં પોટલાં બાંધીને નગર બહાર નીકળી ગયા હતા. તેમાંના ઘણા ખરાઓએ પરજણ ગામમાં જ ઉતારો લીધો હતો. રાજકુટુંબ પરજણ ગામમાં જ આવે છે એવું જ્યારે તેઓએ સાંભળ્યું કે તરત તેઓ સામા આવકાર આપવા આવ્યા. ગામડાના ભોળા લોકો રાજ્યના પગલાથી ગામની શોભા વધશે એમ ધારીને ભેટ સાથે લઇ આવ્યા.

આપણા મુગા સરઘસને ઘટિત માન આપવામાં આવ્યું. સુમતિ લોકોનો પ્રેમ-ભાવ જોઇ પ્રસન્ન થઇ. આખરે પરજણ ગામમાં સર્વ જઇ પહોંચ્યાં. ગામડામાં સારામાં સારાં મકાનો હતાં તે સુમતિ અને નિસોહીનને રહેવાને માટે આપવામાં આવ્યા. આખો દીવસ ચિંતામાં ગાળેલો હોવાથી કુસુમપુરનાં માણસો થાકી ગયાં હતાં અને તેથી જરૂર જેટલી શરીરની સેવા કરી તેઓ નિદ્રાવશ થયાં.

નિસોહીનની આજ્ઞાથી એક મોટી સભા એક ખુલ્લા મેદાનમાં સવારના આઠ વાગે મળવાની હતી. સર્વ કુસુમપુરવાસીઓને ત્યાં આવવાનું હતું. સવારના સાતથી લોકો આવવા લાગ્યા. મેદાન મનુષ્યોથી ચીકાર ભરાઇ ગયું. આઠ વાગે નિસોહીત શોભના સહિત આવ્યો અને વચ્ચે પોતાની જગાએ બેઠો. સુમતિ આ વખતે નહોતી.

થોડી વાર શાંત બેસીને નિસોહીત ઉભો થયો અને સભાને ઉદ્દેશીને નીચે પ્રમાણે બોલવા લાગ્યો !

" ગઇ કાલે આપણે કુસુમપુરમાં હતા. આજે આપણે પરજણમાં છીએ ગઇ કાલે આપણે મહાલયમાં હતા આજે આપણે ખુલ્લાં મેદાનમાં છીએ. ગઇ કાલે આપણે શત્રુઓની ઠેકડી કરતા હતા આજે શત્રુઓ આપણી ઠેકડી કરતા હશે. આ બનાવો એજ બતાવે છે કે દરેક સ્થિતિનો કાળ સાથે સંબંધ છે. જેમ કાળ બદલાય છે તેમ સ્થિતિ પણ બદલાય છે. આથી આપણે સંતોષ માનવો જોઇએ કે આજની અવસ્થા પણ હમેશાને માટે રહેવાની નથી. ઉન્નના આકાશમાં આ એક વાદળું આવ્યું છે. પવનના એક સપાટા સાથે તે વિખરાઇ જશે. માટે મ્હારા વ્હાલા બન્ધુઓ ! આ વિપત્તિના સમયે તમારે નિરાશ થવાનું કારણ નથી. "

"આપણા ભૂપેન્દ્ર ચંદ્રસેનનું મરણ ખચિત ખેદજનક છે પણ તેને માટે ખાસ શોક કરવો આપણા જન્મ-મરણના નિયમોના જ્ઞાનને શોભા ભરેલું નથી. એના આત્માને સંપૂર્ણ શાંતિ મળો એજ પ્રાર્થના પૂર્વક આપણે આજે સભાનું કામ આરંભીશું. ભવિષ્યની આશા રૂપ આપણા રાજકુમારોનો પત્તો હજુ સુધી લાગ્યો નથી; પણ જ્યાં તેઓ હશે ત્યાંથી તેઓ આપણું સ્મરણ કરતા હશે એ આશા આપણને આપણા કાર્યમાં ઉત્તેજન આપે છે."

"રાણી સુમતિ તરફથી મને જે સત્તા આપવામાં આવી છે તે તમારા પર રાજ કરવાને માટે નથી પણ તમારૂં જે પ્રમાણે હિત સધાય તે પ્રમાણે તમને દોરવવાને આજ્ઞા કરવામાં આવી છે. આથી તમારે યાદ રાખવું કે જે હું કરીશ તે મ્હારા સ્વાર્થને માટે નથી પણ તમારા સ્વાર્થને માટે છે. તમારો સ્વાર્થ તમને વ્હાલો હોવો જોઇએ; તેથી જો તમે તમારા સ્વાર્થને ચહાતા હો તો મ્હારા વિચાર પ્રમાણેજ વર્તજો."

"ત્રણ બાબતો પર આજે હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. પ્રથમ આપણે આપણા સમાજની સ્થિતિ સુધારવા યત્ન કરવો જોઇએ. આપણા સમાજની દુર્દશા આપણા ન્યાતિ બંધનોને આભારી છે. ન્યાતિબંધનરૂપ કંટકે આપણા સમાજને ઉઝરડી મૂકયો છે. આટલા બધા ન્યાતના નાના નાના વાડાઓ આપણેજ મતભેદને લીધે ઉભા કીધા છે. તેઓ કોઇ પણ શાસ્ત્રના નિયમને આધારે બંધાયલા નથી. અનેક વિભાગો અને અંતર વિભાગોને લીધે આપણી ક્રિયા શક્તિ છિન્નભિન્ન થઇ છે તેથી આપણે કોઇ કાર્ય સાથે રહી કરી શકતા નથી. મારૂં કહેવું એમ નથી કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિઓને સર્વથા એક કરી નાંખવી જોઇએ. પણ અહીં તો રામનું રામાયણ થઇ ગયું છે. ક્યાં ઉપલી ચાર જાતિઓને ક્યાં આજની અસંખ્ય જાતિઓ! આપણો પ્રથમ યત્ન આ અસંખ્ય જાતિઓને ચારજ જાતિઓમાં લાવવા હોવો જોઇએ. એ ચાર જાતિઓજ આપણા સમાજને લગભગ બંધ બેસતી છે. તેમ કરવાને માટે અનેક ભાષણોથી અને અનેક લેખોથી લોકમત બદલવાનો યત્ન કરવા કરતાં જાણે એક વિભાગોનું અસ્તિત્વજ નથી એમજ આપણે વર્તવું જોઇએ. એ વિભાગો પર નજર નાંખવાનીજ જરૂર નથી. જેમ જેમ આપણે એને વધારે વજન આપીએ છીએ તેમ તેમ તેઓ વધારે વજનદાર થતા જાય છે અને આપણનેજ ભારે પડે છે. એથી સામા પક્ષનો આવેશ વધે છે અને ખાલી ચર્ચામાં વખત નકામો જાય છે."

"આય! આપણાં ન્યાતિબંધનો પર બને એટલું ઓછું લક્ષ આપતાં આપણે શીખવું જોઇએ કે જેથી ધીરે ધીરે એની મેળેજ તેઓ અલપાઇ જશે."

"બીજું જે મારે કહેવાનું છે તે આપણા સમાજના અજ્ઞાન વિષે છે. આપણો સમાજ અજ્ઞાનને પરવશ થઇ ગયો છે અને તેથી એનું ચેતન ઉડી ગયું છે. આ અજ્ઞાન ટાળવાને માટે આપણે યોગ્ય કેળવણીનો આશરો લેવો જોઇએ. કેળવણી વગર કોઇ દેશની ઉન્નતિ થઇ નથી અને થવાની નથી."

"કેળવણીના બે અર્થ થઇ શકે છે. જ્યાં મનુષ્યના મગજ અને શરીરને અનુકુળ કેળવણી આપવામાં આવે છે તે ખીલવણી કહેવાય છે; જ્યાં મનુષ્યના મગજ અને શરીર ખવાઇ જાય એવી કેળવણી આપવામાં આવે છે તે સૂકવણી કહેવાય છે. એજ કેળવણી ખીલવણી

કહેવાય કે જેથી મનુષ્યનાં મગજ અને શરીર ખીલે છે; પણ જે કેળવણીથી મગજ અને શરીર સંકોચ પામે છે તે ખરેખર તે પુષ્પોની સેકવણી છે."

"આથી કરીને મનુષ્યની મનુષ્યતા, ખીલે-વૃદ્ધિ પામે એવી કેળવણી આપણે દાખલ કરવી જોઇએ. જ્યાં સુધી આવી જાતની કેળવણી આપણે સર્વત્ર ફેલાવી શકીએ નહિ ત્યાં સુધી આપણે ઘોડા બળદોને સારી રીતે ચાલતાં શીખવતાં, કૂતરાં ખીલાડાંને અનેક જાતના ભાવ કરવાનું બતાવતાં, પોપટ મેનાને અર્થ વગરનાં વાક્યો ગોખવતાં અને એવી બીજી વિવિધ ક્રિયાઓ કરતાં અટકવું જોઇએ. પ્રથમ મનુષ્યે મનુષ્યત્વ સાધવું જોઇએ અને પછી પશુનું પશુત્વ કાઢવા પ્રયાસ કરવો જોઇએ."

"ત્રીજી બાબત એ છે કે જે દેશો આજે ઉન્નતિના શિખરે જઇ પહોંચ્યા છે તે દેશો કયા પ્રકારે ઉન્નતિને પામ્યા છે તેનો અભ્યાસ કરી તે મુજબ તમારે વર્તવા યત્ન કરવો. મહાપુરૂષોના પગલે ચાલી જે પ્રમાણે એક મનુષ્ય પોતાનું જીવન સુધારી શકે છે તે પ્રમાણે જે નિયમોથી કેટલીક પ્રજાઓએ સરસ્વતી અને લક્ષ્મીનો સંયોગ કીધો છે તે નિયમો તમારા દેશમાં કરવાથી તમે ઉન્નતિનું દર્શન કરી શકો એમ છે. "અગાડી આમ હતું અને તેમ હતું" એવો વિચારો કરવાથી તમારો દહાડો વળે એમ નથી. હમણાં તમારી પાસે એવું નથી એ સ્મરણમાં રાખી જે હતું તે લાવવા યત્ન કરો."

"હવે તમે તમારા કર્તવ્યમાં જોડાઓ. જે નવીન હશે તે પ્રસંગોપાત્ત કહેવામાં આવશે. આજે જાઓ. જે કહ્યું છે તે તમારા હૃદયપટ પર કોતરી રાખજો."

આટલું બોલી નિલોહીતે સભા બરખાસ્ત કરી.

જો કે રાજાઓ પોતપોતાના દેશમાં પોતાનો સમાસ કરી શકતા નથી અને માંહોમાંહે લડી મરે છે પણ સંપ જેવું બુપણ થઇ પડયું હતું એવી કુસુમપુરની પ્રજાનો સમાસ સહેલાઇથી પરજળમાં થઇ ગયો. વસ્તી વધવાને લીધે વેપાર વધ્યો અને વેપારને લીધે નવું ચૈતન્ય ફેલાયું.

નિલોહીતના અખંડ પ્રયાસથી પરજળ વાસીઓએ પોતાનું મુખ્ય સૂત્ર એ માની લીધું હતું કે "જે ચીજ હિત સાધે એવી હોય પછી ભલે તે વિષમય હોય પણ તેને અમૃત માફક ગ્રહણ કરવી અને જે ચીજ અહિત સાધનારી હોય પછી ભલે તે અમૃતમય હોય પણ તેને વિષ ગણી તજી દેવી." જ્યારે કુસુમપુરની આ કર્મ-કથા હિંદુસ્થાનમાં બહાર પડવાની છે તો નવીન પરજળ વાસીઓને ન્યાય આપવાને માટે એટલું લખવું જરૂરનું છે કે બેશક તેઓ અસલના સઘળાજ રીત રીવાજોને, અસલના મત મતાંતરોને અને ટુંકમાં અસલની સર્વે વસ્તુઓને અંધશ્રદ્ધા રાખી પોતાની ઇશ્વરની આપેલી વિવેક વિચાર શક્તિને વેચી અને નવીન જમાનાની નવીનતા પર પડદો નાંખી ચામજૂતી માફક વળગી રહેતા નહોતા; તેમજ સહેજ સહેજ વિચાર કરી, જે જે નિયમો અવંધડ ભરેલા હોય તેને અસલના ગણી દૂર કરી અને મહાસના ડોળથી બુદ્ધી ગુમ કરી જેટલું જૂનું એટલું નકામું ગણવાનું સાહસ કરતા નહોતા. તેઓને નિલોહીત પર પૂર્ણ વિશ્વાસ હતો અને નિલોહીત નિસ્સ્વાર્થ બુધ્ધિનો હોવાથી અને સારાસારનો વિચાર કરવાની શક્તિ વાળો હોવાથી જે પ્રમાણે શ્રદ્ધાવાળા ભગત ભક્તિ ઉન્નતિ

વ્હેલી થાય છે તે પ્રમાણે નિસોહીનના વિચારો પર પૂર્ણ વિશ્વાસ રાખનારા પરજળ વાસીઓનો ઉદય-સમય દરરોજ વધારે ને વધારે સમીપ આવતો ગયો.

પૂર્વ દીશામાં સૂર્યના સારથી અરૂણની લગામો જોતી દેખાતી કે પરજળમાં ઘંટના ટકોરા થતા અને તરતજ જેમ સુજન દુર્જનની સગતિ છોડે તેમ ત્યાંના લોકો નિદ્રાનો સત્વર ત્યાગ કરી સ્નાનાદિ ક્રિયા કરી નિસોહીનની આજ્ઞા પ્રમાણે પોતાના કર્તવ્યનું સૂચન કરનારી નીચેની ઈશ્વરની સ્તુતિ કરતાઃ—

" હે વિશ્વવ્યાપી પરમાત્મન્! આપનું પરમત્વ અમારાપર વર્ષો. હે મંગલમૂર્તિ! આપની મંગલતા અમારા જીવનને મંગલરૂપ કરો. હે દયાનિધિ! આપનો નિધિ તે અમારો નિધિ થઈ રહો. "

" હે ભગવાન્! આપ જુદા જુદા રૂપમાં અમારા નેત્રોને દેખાઓ છો. અમારા હૃદયમાં તામસ ગુણ પ્રધાન હોય તો આપનું તામસ રૂપ પ્રિય લાગે છે. અમારા હૃદયમાં સાત્વિક ગુણ વિશેષ હોય તો અમને આપનું સાત્વિકરૂપ સત્ય ભાસે છે; અને અમારા હૃદયમાં જો રાજસ ગુણની પ્રબલતા હોય છે તો આપનું રાજસિક રૂપ અમને આનંદ આપે છે. અમારામાં શ્રી રામના સદ્‌ગુણો પ્રકાશિત થયા હોય છે તો અમે શ્રી રામનું સ્મરણ કરીએ છીએ અને અમારામાં શ્રી બુધ્ધના વિચારો રમી રહ્યા હોય છે તો અમે શ્રી બુધ્ધને અમારૂં સર્વસ્વ ગણીએ છીએ. અમે અમારા હૃદયના ભાવ પ્રમાણે આપને ભજીએ છીએ અથવા તો અમે જેવા હોઈએ છીએ તેવા આપને અમે ઓળખીએ છીએ વસ્તુતઃ આપ એક છો. આપનાં વિવિધ રૂપો એજ આપની કળાઓ છે. સુરી પુરૂષ આપની એક કળાને ઓળખે છે; સુરી પુરૂષ આપને એક ઈશ્વર તરીકે જાણે છે.

" હે અણુ વિલાસી! અમે અત્યાર સુધી એક એકનું ખંડન મંડન કરવાજ યત્ન કીધા છે. એકે આપના મસ્તકનું પૂજન કર્યું, બીજાએ આપના હસ્ત ઝાલ્યા અને ત્રીજાએ આપના પાદનું સેવન સ્વીકાર્યું. આવી રીતે આપનો એક અવયવ ઝાલીને અમે જગત્‌માં ઘુમ્યા. આપના મસ્તકનું પૂજન કરનારે આપના હસ્ત ઝાલનારને ફટકા લગાવ્યા છે, હસ્ત ઝાલનારે આપના પાદ સેવનારને કડવા શબ્દો સંભળાવ્યા છે અને પાદ સેવનારે તત્વ જ્ઞાનીઓ પર વાક્‌પ્રહાર કર્યા છે. ખરે! અમે અમારી વિદ્વત્તા અમારૂં અજ્ઞાન બતાવવામાંજ વાપરી છે! અમે આપનું શરણ લીધું પણ માત્ર આપની એક પ્રભા જ જોઈ. આપ છો તે પ્રમાણે ઓળખ્યા નહિ. એક ભક્તે સ્મરણ ભક્તિનું મંડન કીધું અને શ્રવણ ભક્તિનું ખંડન કીધું. એક જ્ઞાનીએ આપના નિરાકાર રૂપનું મંડન કીધું અને સાકાર રૂપનું ખંડન કીધું. આ રીતે એક બીજાનું મંડન ખંડન કરવામાં અમે શ્રમ કર્યો, આપના વિવિધ ગુણ કર્મો માનવા નહિ માનવામાં વખત ગાળ્યો પણ હે પ્રભો! અમારા આ વિચાર-મંથનમાંથી એક પણ હજુ સુધી સર્વ માન્ય સત્યરૂપ રત્ન નીકળ્યું નથી. આપે તટસ્થ રહી આ બધું જોયા કર્યું. આપના કાયદાએ એની મેળે કામ કર્યું, અમને અમારા કર્મોનું ફળ મળ્યું. દીવસની રાત્રી થઈ ગઈ, અમારા પર દુઃખ ચોમાસાના વાદળની માફક તૂટી પડ્યું.

" હે જીવોના જીવન! આપની કૃપાને માટે અમે ઉપવાસ કર્યા, રવિવાર સોમવાર

કીધા, પુણ્ય તીર્થોમાં ભટક્યા, તારા છતાં સ્નાન કીધું, ચંદ્રની સાક્ષી લઈ આપ્યું. આ વિગેરે અનેક કર્મો વેઠ્યાં પણ હવે અમને માલમ પડે છે કે અમે કલપાંદડાને માટે યત્ન કીધાં અને થઇને જતું કીધું."

"હે આકાશ રવિ! આપના આપેલા બીજાના હકોપર અંકુશ મૂકવા અમે યત્ન કરીએ છીએ; આપના આપેલા સુખનો સ્વાદ લેતાં અમે બીજાના સુખોપર ત્રાપ મારીએ છીએ; અને આપના ઘરમાં રહેતા અમે અમારા બાંધવો સાથે લડી પડીએ છીએ."

"હે હરેશ! અમે અમારાં આ સર્વ પાપો માટે પશ્ચાત્તાપ કરીએ છીએ; અમારા દુષ્કર્મો માટે આપનું સ્તવન કરીએ છીએ."

"હે સત્યપ્રેમી! અમારો પ્રયત્ન સત્યના જયને માટે છે. આપ સત્યસ્વરૂપ પરમાત્મા છો તેથી આપને માટે જ અમે દીલસના કાર્યમાં જોડાઇએ છીએ."

"હે સર્વજ્ઞ! અમારો યત્ન આપના જ જય માટે હો! અમારો વિજય આપના જ કાર્ય માટે હો! અમારું કાર્ય આપના જયશ માટે હો!"

"હે દેવ! સદ્ધર્મનો ફેલાવો કરવા અમારા હસ્તમાં અખૂટ બળ આપો; સત્ય બોલવા માટે અમારી વાચા દૃઢ કરો; અને સત્ય વિચારવાને માટે અમારું મન સ્થિર કરો."

"હે સર્વાત્મન્! આપના જ્ઞાનથી અમારું અજ્ઞાન મેળવતાં આપને નમસ્કાર કરીએ છીએ. આપના ઐશ્વર્યને જોતાં આપથી અભિન્નરૂપ થઇએ છીએ. આપના ગુણો ગાતાં અમે અમારામાં શમીએ છીએ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ."

(અપૂર્ણ.)

---

**ઉત્તર ઇટલીની ગંગા!**-ગંગા નદીના જળમાં એવો અસાધારણ ગુણ છે કે તેમાં રોગકારક જંતુઓનો સ્વભાવતઃ નાશ થાય છે. સંયુક્ત પ્રાંતોના સર્જન-જનરલ ડૉ. હેન્કીને તે સિદ્ધ કીધું હતું અને પ્રખ્યાત અમેરિકન હાસ્યલેખક માર્ક ટ્વેને પણ તે સ્વીકાર્યું હતું. જો એમ ન હોતે તો તેના તટ પર આવેલા તમામ શહેરોના અર્ધદગ્ધ શબો અને કાશી વગેરે નગરોનાં મનુષ્યોનું નરક તથા મલમૂત્ર સઘળું મ્યુનિસીપેલીટી તરફથી ગંગા નદીમાં હવે નાંખવામાં આવે છે તે પરવડી શકયું ન હોતે. ઇટલીનાં પ્રખ્યાત અને પ્રાચીન નગર વેનીસ (જે અનેક રીતે કાશીનેજ મળતું આવે છે) નહેરો વાળું નગર છે. નહેરો તેજ તેના રસ્તા છે! ત્યાંના લોકો 'વીકટોરીયા' ને બદલે 'ગોન્ડોલા' નામની હોડમાં બેસે છે. મ્યુનીસીપેલીટીની ગટરોનું સઘળું ખરાબ પાણી વગેરે એ નહેરોમાં પડતું હોવાથી તેથી કોલેરા વગેરે રોગ ફાટી નીકળવાનો ભય લાગ્યો, તે નહેરોમાંનાં પાણીનું તે સારૂ પૃથક્કરણ કરવામાં આવ્યું. પણ ગંગાજળની પેઠેજ જંતુનાશક દ્રવ્યો હોવાનું તેમાં સિદ્ધ થયું. ભરતી તેમજ ઓટનું, શીયાળા તેમજ ઉનાળાનું, શહેરના ઉપલા તેમજ નીચલા ભાગનું, મધ્યનું તેમજ છેડેનું સઘળી જાતના પાણીના નમૂના બેક્ટિરીઓલોજીકલ ખાતાંએ બહુ બારીકીથી તપાસી જોયા પરંતુ દરેકમાં જંતુનાશક ગુણ સરખી રીતે માલમ પડ્યા. તેમાં જંતુ મરણજ પામતા. શી પ્રભુની લીલા અને કૃપા છે? આવાં જલને ગંગાના જલથી જરા ઓછું પવિત્ર શા માટે ગણવું જોઇએ?

# વર્તમાન કાળમાં શિક્ષણનું મહત્વ.

## ( હીંદીમાંથી ભાષાંતર ).

પાશ્ચાત્ય દેશોમાં જે પ્રકારે શિક્ષણનો પ્રચાર વધતો જાય છે તેનો યથાર્થ અનુભવ તે ભારતવાસિયોને થાય છે કે જેઓ પોતે તે દેશોમાં ગયા છે. પ્રત્યેક સભ્ય ( Civilized ) દેશ બીજા દેશથી વિદ્યોન્નતિમાં વધવાના પ્રયત્ન કરી રહ્યા છે. એક દેશના વિદ્યા રસિક બીજા દેશમાં ભ્રમણ કરવા જાય છે, ત્યાંની શિક્ષણ પદ્ધતિની ચેષ્ટા કરે છે અને તે પદ્ધતિ પોતાના દેશમાં દાખલ કરવા યત્નો આદરે છે. સંસારનો કોઇ સભ્ય દેશ એવો નથી કે જ્યાંની પાઠશાળાઓની પ્રણાલી પર અંગ્રેજી ભાષામાં પુસ્તક ન હોય. પ્રતિદીન એવા અધ્યાપકોની સંખ્યા વધતી જાય છે કે જેઓ પોતાની રજાનો સમય વિદેશમાં વ્યતીત કરે છે અને પોતાના અનુભવને શ્રંખલાબદ્ધ વ્યાખ્યાનરૂપમાં લખીને પોતાના સ્વદેશી અધ્યાપકો અને વિદ્યાર્થીઓને સંભળાવે છે.

એવા સભ્ય દેશમાં પ્રતિદીન નવી નવી પાઠશાળાઓ સ્થાપાય છે, વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે અને હજારો રૂપિયા શિક્ષણ પ્રચારમાં ખર્ચાય છે.

એવી દશા જોઇ સ્વભાવતઃ એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આખર આ ઉન્નતિનું કારણ શું છે ? પૂર્વોક્ત સભ્ય દેશોની કાયા પલટી રહી છે તેનું કારણ શું છે ? અને તે કારણ કયું છે કે જેને અંગે હજારો સ્ત્રી પુરૂષો વિદ્યા પ્રચારાર્થે પોતાનાં જીવન અર્પણ કરવા માટે તૈયાર છે !

એ સિદ્ધાંત છે કે જેવી રીતે દરેક મનુષ્યને પોતાના શરીરની રક્ષાને માટે ભોજન અને વસ્ત્રની આવશ્યકતા છે, તેવી રીતે જ્ઞાનોન્નતિને માટે એ વાતની આવશ્યકતા છે કે મનુષ્ય પોતાની ભાષા વાંચી લખી જાણે અને હિસાબ રાખે શકે તેને પ્રાથમિક શિક્ષણ કહે છે. જે મનુષ્ય પોતાની ભાષા વાંચી લખી જાણતો નથી તેનો જન્મ વ્યર્થ છે. જે બાળકને તેના માતા પિતા શિક્ષણ આપી શકે નહીં તેવા બાળકના શિક્ષણનો ભાર શાસક અને સમાજ પર છે. આ સિદ્ધાંત ઘણોજ વિચારણીય છે. દેશપર તેનો ઘણો પ્રભાવ પડે છે. આપણા દેશમાં અદ્યાપિપર્યંત મનુષ્યો એમ માને છે કે સમાજનો એક વિશેષ ભાગ વિદ્યા પ્રાપ્ત કરવાને અધિકારી છે અને કોઇક ભાગ અધિકારી નથી. પણ અન્ય દેશોમાં દરેક સ્ત્રી પુરૂષ પોતાના પોતાપણાને-પોતાનો અધિકાર સમજે છે. તેઓ જાણે છે કે શિક્ષણ મેળવવાનો તેમને પુરતો અધિકાર છે-પછી તે પાદરીને ઘેર જન્મ્યો હોય કે સુવર ચરાવનારાળાને ત્યાં જન્મ્યો હોય.. મ્યુનિસિપાલિટી અને ડિસ્ટ્રિક્ટ બોર્ડ જે કર લે છે તેનો મોટો ભાગ પોતાની હદમાં શાળાઓ ખોલવાના કામમાં લે છે. ત્યાંના લોકો દેશના બચ્ચાંઓને સમાજની પુંજી સમજે છે. દેશનું દરેક બાળક, ગરીબને ત્યાં જન્મ્યું હોય કે તવંગરને ત્યાં જન્મ્યું હોય, આપણી જાતિનું એ અંગ છે. જેવી રીતે આપણે તેમના તરફ વર્તન રાખીશું તેવી રીતની જાતિ ભવિષ્યમાં થશે, કારણ-કે આજ જે બાળક છે તેજ કાલે મોટો થશે, અનેક માતા પિતા પોતાનું ધન પોતાના બાળકોનાં શિક્ષણાર્થે વાપરે છે. પોતાનો નિર્વાહ ગમે તેમ કરે છે, પણ પોતાના બાળકોના શિક્ષણમાં કસર આવવા દેતા નથી.

જેવી રીતે અનેક પુરૂષો નિઃસંતાન હોય છે તેવી રીતે અનેક બાળકો પણ માતા પિતાહીન અર્થાત્ અનાથ અને નિરાશ્રિત હોય છે. સભ્ય દેશોમાં નિઃસંતાન પુરૂષ અનાથ બાળકોને માટે લાખો રૂપિયા ખરચી પાઠશાળાઓ સ્થાપે છે, અને ત્યાં સુધી તે દેશના લોકો પોતાના ઉદાર હાથ લંબાવે છે કે, કદાચ કોઈ અવિવાહિતા અથવા વિધવા સ્ત્રીને બાળક જન્મે તો તેના બાળકોના પાલન પોષણ માટે પણ અને શિક્ષણનો પ્રબંધ કરવાને માટે સંસ્થાઓ સ્થાપે છે.

વિદ્યાના મહત્વની સાથે સંબંધ ધરાવવાવાળા આ બે સિદ્ધાંત વિશ્વવ્યાપક છે. પહેલો એ કે થોડી ઘણી વિદ્યા સંપાદન કરવાનો હક દરેક સ્ત્રી પુરૂષને છે, પછી તેની સામાજિક અવસ્થા ગમે તેવી હો, જન્મથીજ છે. બીજો એ કે દેશના બાળકો સમગ્ર જાતિનું ધન છે. તેની રક્ષા કરવી–તેના પાલણ પોષણ અને શિક્ષણના પ્રબંધ કરવા–માતા પિતા, શાસનકર્ત્તા અને સમાજના ધર્મ છે.

ગામડાંઓમાં શાળા, અધમ શ્રેણીના લોકોને માટે શાળા, અસ્પર્શ્ય જાતિના બાળકોના માટે શાળા, નાની અવસ્થાના કેદીઓને માટે શાળા–આવા પ્રકારની શાળાઓની સ્થાપના વર્તમાનકાળની સભ્યતાની વિશેષતા છે.

પ્રાથમિક શિક્ષણના પ્રચારાર્થે કાયદા ઘડાય છે. કેટલાક સુધરેલા દેશોમાં કોઇ પણ બાળક ૭ અથવા સાત વર્ષ પછી પોતાને ઘેર અભણ રહી શકતો નથી. કદાચ એમ માલુમ પડે તો તેના પિતા દંડને પાત્ર થાય છે અને સમાજ તેના તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જુએ છે. જેઓ મજુરી કરે છે તેમને માટે સાંજે અને રાતે ભણવાના પ્રબંધ તૈયાર છે. આંધળા, બહેરાં અને મુગાં બાળકોને માટે શાળાઓ હોય છે. આંધળાઓને ભણવાની ચોપડીઓ મોટા તથા ઉપસેલા અક્ષરોથી છાપેલી હોય છે, જે હાથના આધારે આંધળાઓ વાંચી પોતાની વિલક્ષણ ઉન્નતિ કરે છે. મુગાં બાળકોને ઇસારાથી ભણાવવામાં આવે છે. આંધળા અને મુગાં વિદ્યાર્થિયો ઉત્પન્ન થયા છે.

આ તો પ્રાથમિક શિક્ષાની અવસ્થા થઇ. મનુષ્યને જ્યારે પોતાની માતૃભાષામાં લખનાં, વાંચનાં અને હિસાબ રાખના આવડે છે ત્યારે એ વિચાર અવશ્ય પેદા થાય છે કે હવે તેને કયા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે. કદાચ તે ધનવાન હોય છે અને ગુઢ શાસ્ત્રોનું અવલોકન કરવા ઇચ્છે છે તો તેને માટે વિશ્વવિદ્યાલય ખુલ્લાં છે. કદાચ તે પોતાના નિર્વાહને માટે કમાવા ઇચ્છે છે તો જે રોજગારમાં તેનું મન આકર્ષાય છે તે રોજગારના શિક્ષણ અર્થે તેણે પ્રબંધ કરેલો જોઇએ. ટુંકાક્ષરી વિદ્યા, ટાઇપથી લખવાની વિદ્યા, ચિત્ર વિદ્યા વગેરે કામ આ શાળાઓમાં શીખવવામાં આવે છે.

જે કોઇ મનુષ્ય પ્રાથમિક શિક્ષણ સારી રીતે પ્રાપ્ત કરે છે તેનો વિદ્યાનુરાગ હરહંમેશ વધતો જાય છે. તે નિરર્થક અને નિર્મૂળ વાતોને માનતો નથી. તેને સંસારની સર્વ શક્તિઓનો સ્વભાવ જાણ્યા વિના શાંતિ થતી નથી. તેની વિચાર શક્તિ વધે છે. આપણા દેશમાં જ્યારે કોઇ પ્રાકૃતિક ઘટનાનું કારણ કોઇ અજ્ઞાનીને માલુમ નથી હોતું તો તેને એમ સમજાવવામાં આવે છે કે એ તો ભૂત પ્રેતાદિનાં કર્તવ્ય છે અથવા પરમેશ્વરના ચમત્કાર છે, પણ અન્ય દેશોમાં

ઉચ્ચ શિક્ષણ સંપાદન કરેલા પુરૂષો પોતાનાં કર્તવ્ય સમજે છે. ગામડાના લોકો, મજુરો અને સર્વ સાધારણ મનુષ્યોને વિજ્ઞાનશાસ્ત્રનાં ગૂઢ તત્વો સરળ કરી સમજાવવા તે પોતાની જીંદગીની સાર્થકતા માને છે. તેમનો પ્રબંધ ત્યાંના વિશ્વવિદ્યાલયો કરે છે. મોટા મોટા વિદ્વાનો "મેજીક લેન્ટર્ન" ની સહાયથી પોતાનાં વ્યાખ્યાનો રોચક બનાવી સાધારણ મનુષ્યોને મોટી મોટી ગૂઢ વાતો પોતાના દેશની ભાષામાં સમજાવે છે. એવાં વ્યાખ્યાનોના વિષયો મુખ્યત્વે કરીને "કોયલા" "મહણ" "હાથ" "આંખ" વગેરે હોય છે. ત્યાંના લોકોને ભૂત પ્રેતની વાતો કહી ફોસલાવવા અસંભવિત છે. એવાં વ્યાખ્યાનો સાંભળવાને મોટા મોટા વિદ્વાનો પણ જાય છે. ધારો કે એક પુરૂષ દર્શનશાસ્ત્રનો પંડિત છે, પણ તેને વિજ્ઞાનશાસ્ત્ર ભણવાનો સમય નથી મળતો, તેવા લોકો આવા વ્યાખ્યાનમાં જઇ વિજ્ઞાનશાસ્ત્રનાં તત્વો સમજે છે, વર્તમાનકાળના શિક્ષણનો એક એ પણ સિદ્ધાંત છે કે દરેક વિદ્વાન એક વિષયનો પુરેપુરો જ્ઞાતા હોય છે, અને અન્ય વિષયનો થોડો થોડો જ્ઞાતા હોય છે. એક શાસ્ત્રનો સંબંધ બીજા શાસ્ત્ર સાથે છે. માત્ર વ્યાકરણ જાણવાવાળા આપણા દેશની માફક ત્યાં વિદ્વાન ગણાતા નથી. ત્યાં વ્યાકરણ સાહિત્ય સિવાય, ઇતિહાસ ભૂગોળ સિવાય અને સાહિત્ય ઇતિહાસ સિવાય અધુરા સમજાય છે.

વર્તમાનકાળના શિક્ષણમાં વળી એક બીજી વિશેષતા એ છે કે આજકાલ શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં જાતિયતાનો ભાવ ઉત્પન્ન થઇ જાય છે. તે પોતાના દેશની સ્થિતિ પર વિચાર કરવા લાગે છે અને દેશ સુધારણાર્થે વિચાર કરે છે. તેનાં ઘણાં કારણો છે. ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસથી તેના વિચારની મર્યાદા વધતી જાય છે. ધારો કે અમુક દેશમાં ખરાબ રિવાજ છે અથવા કોઇ પ્રકારનો મિથ્યા વિશ્વાસ ફેલાયો છે. આજકાલના વિદ્વાનો અન્ય દેશોની અવસ્થાથી મુકાબલો કરી અથવા તેજ દેશના પ્રાચીન ઇતિહાસની શોધ કરી તુરત જાણી લે છે કે આવા રિવાજ અથવા વિચાર ખોટા છે. શિક્ષણની આ વિલક્ષણતાનો પ્રભાવ સમાજ, રાજનીતિ, ઉદ્યોગ-ધંધા સહુ પર પડે છે. અને તે આવા શિક્ષણના ફળ છે કે જેનાથી ચીન અફીણના પીણાથી છુટેલું છે, જાપાન સંસારના અગ્રગણ્ય દેશોમાંનું એક મનાયું છે, અને ભારતમાં પણ જાગૃતિનાં ચિન્હો દેખાય છે.

પરીખ.

---

## ટીટૅનીકનો ત્રાસજનક નાશ અને મી. સ્ટેડનો શોકજનક દેહાંત.

તા. ૧૪મી જુલાઇએ અમેરીકાના કીનારાથી ૬૦૦ માઇલ દૂર પેસીફીક મહાસાગરમાં, આશરે ૧૬૩૫ ઉતારૂઓ સહિત પૃથ્વીની એક લાંબી મોટી અને મજબુત ગણાતી સ્ટીમર ડુબી ગઇ. તે બનાવે જગતને ઉત્તરથી દક્ષિણ પુર્યન્ત દિગ્મૂઢ કરી દીધી છે. જગતના સામુદ્રિક ઇતિહાસમાં જાનમાલના આટલા મોટા નાશનો આ પ્રથમજ બનાવ છે. જે સ્ટીમર માટે એમ અભિમાનથી કહેવાતું કે "સુધ ડુબે પણ ટીટેનીક ન ડુબે, જે સ્ટીમરોની રાણી ગણાતી, જે સૌથી છેલ્લી શોધો પ્રમાણે બનાવીને દરીયામાં તરતી કરેલી, તે સોનાંદી સ્ટીમર માત્ર બરફના તરતા ડુંગર સાથે શાંત સમુદ્રના જળમાં અથડાવાથી ૧૬૦૦ ઉતારૂઓ

સહિત તળીએ જઇ બેઠી ! મનુષ્યની ગમે તેટલી દીર્ઘદ્રષ્ટિ અને શકિતપ્રયોગ પ્રભુની નિરંકુશ સત્તા અને અગાધ બલ આગલ નિષ્ફલ છે, એજ ઉદ્‌ગાર આપણને આ બનાવ પરથી કાઢવા પડે છે. વોટર-ટાઇટ કંપાર્ટમેંટો; (જલ પ્રતિબંધક ઓરડાઓ) સાવચેતી ભરી ચાલ, લોખંડી કામ, નવી બનાવટ, લાઇફ બેલ્ટો અને લાઇફ બોટો, માર્કોનીની શોધના યંત્ર, ઇ. ઇ. સંપૂર્ણ સર્વ વ્યવસ્થા પરમાત્માની દ્રષ્ટિથી તો અપૂર્ણજ છે એમ પ્રત્યક્ષ જાણે સિદ્ધ કરવું ન હોય તેમ કુદરતે કીધું છે. મૃતના આત્માને શાંતિ તથા તેમના કુટુંબને સહાનુભૂતિ મળો એજ આપણી પ્રાર્થના છે. કરોડો રૂપીયાનો પળવારમાં નાશ થયો છે. વીમા કંપનીઓને પ્રીમીયમ મોંઘું થઇ પડયું છે એ માંટે ઓટલું નથી લાગતું. ૧૬૦૦ મનુષ્યોના સમૂહના વીજળીના ચમકારા દરમ્યાન, નાટક પેઠે થયલા નાશની વાર્તાજ આપણી આંખમાં આંસુ અને શરીરમાં કંપારી આણે છે. દીલાસાનું તત્ત્વ એજ છે કે સ્ટીમર ડૂબવા પ્રસંગે પણ પુરૂષવર્ગે અસાધારણ ધૈર્ય તથા માનુષતા દર્શાવી હતી. અબલાઓ અને બાલકોને લાઇફ બોટમાં પ્રથમ જવા દીધા હતા, અને પછીજ થોડા પુરૂષો ગયા હતા. પ્રમાણમાં વિશેષ ઉપયોગી પુરૂષોને પ્રથમ બચાવવા જોઇતા હતા એવો કેટલાકને આ દેશમાં વિચાર થતો હશે. પરંતુ સ્ત્રી બાલકને બચાવવાનો સિદ્ધાંત વધારે ઉચ્ચ છે. સ્વરક્ષણ માટે તેઓ અસમર્થ છે, તેઓ પુરૂષથી પાલ્ય છે. ખરી મરદાનગી બચવામાં નહીં કિંતુ આત્મભોગથી બચાવવામાં છે, અને જે સ્ત્રીઓ બચી છે તેઓ કાંઇ ખુશીથી બચી નથી. ઘણીક પતિનો ત્યાગ કરી બોટમાં જવા માંગતી નહોતી, અને તેમને જબરજસ્તીથીજ તેમાં નાંખવી પડી અને કેટલીક સતીઓ તો નજ ગઇ. પશ્ચિમમાં પણ સતીઓ નથી એમ આ વૃત્તાંત પછી કોણ કહેશે ! બીચારા બચનારાઓ આ ઓચીંતા બનાવથી એવા આભા બની ગયા હતા અને ઠંડીથી અકડાઇ ગયા હતા કે બચ્યા પછી પણ તેમને રડવાનું ભાન રહ્યું નહોતું. આ બનાવથી માર્યાં ગયલા ખલાસીઓ વગેરેનાં નિરાધાર થઇ પડેલાં કુટુંબોને સહાય કરવા લંડનના લૉર્ડ મેયરે તત્કાલ સ્થાપેલા ફંડમાં બે લાખ પાઉંડ ભરાઇ ચુકયા છે. એ સંતોષની વાત છે. ઇંગ્લાંડની આ આફત માટે આખી દુન્યાએ દીલસોજી બતાવી છે, (અને જર્મન રાજસભાએ તો ઉભા થઇને એકમતે દિલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો.) એ સંતોષની બીજી વાત છે. આવા અકસ્માતો સર્વથા નષ્ટ કરવા તો અસંભવિત છે પરંતુ તે ઓછા કરવા, તે કમ કરવા તો શક્ય છે. સ્ટીમરો આવી મોટી કરવી, લાઇફ-બોટો વધારવી, બરફના ડુંગરોવાળા સાગમાં સ્ટીમરોને લઇ જવી, ચાલ ધીમી કરવી, ઇત્યાદિ ઉપાયો યોજી શકાય એમ છે, અને પ્રુત્ત મનુષ્યનો પ્રાણ એટલો કીમતી છે કે ગમે તેમ કરીને તે ઉપાયો અમલમાં મેલતાં પાછી પાની કરવી જોઇતી નથી. અંગ્રેજ પ્રજા તેમજ સરકારની આંખ ઉઘડી છે, અને આ ભયંકર અકસ્માતથી વ્યવહારિક ઉપાય લેવાના કાંઇક લાભ થશે તો કુદરતે કરેલી શિક્ષા અંતે આડકતરી રીતે સર્વથા અહિતકર્તા કે દુષ્ટ કહેવાશે નહીં.

---

'ટીટેનીક 'ના નાશ માટે તીવ્ર શોક થવા છતાં, તેનો એક ઉતારૂ, રીવ્યુ ઑફ રીવ્યુઝ માસિકનો તંત્રી મી. વીલીયમ થોમસ સ્ટેડના બીજા ભેગાં થયલાં અકાલ મરણ માટે તેથી એ અધિક શોક થાય છે. ટીટેનીક તો અંતે પણ એક જડ ખોખું હતું, અને મી. સ્ટેડ તો સ્વયંપ્રકાશક હીરો હતો. પૃથ્વીનું કોઇપણ માસિક તેનાં માસિકની પ્રતિષ્ઠા ભોગવતું નહોતું. નવાં જર્નલીઝમના તે પિતા અને નેતા હતો. પ્રાણી માત્ર પર સમભાવ રાખનારો, દયાળુ હૃદયનો,

દુષ્ટોનો દુશ્મન, નિર્બલોનો મિત્ર અને મદદકર્તા; નિષ્પક્ષ અને નિડર, સત્યાગ્રહી અને જ્ઞાની, ઉદ્યોગી અને ઉત્સાહી,-એવા અનેક સદ્‌ગુણોના સમૂહના ભાંડારરૂપ મી. સ્ટેડ હતો. અનેક ઉગતા લેખકોનો આશ્રયદાતા અને પ્રેરક તે હતો. તેની ભાષા સાદી, સ્પષ્ટ, અને સાથે આલંકારિક તથા માર્મિક હતી અને લેખોનું પ્રતિપાદન એવું પ્રમાણયુક્ત અને દલીલબંધ હતું કે ઇંગ્લંડમાં મી. સ્ટેડ શું કહે છે એ જાણવા બધા ઉત્સક રહેતા. તેનાં રચેલાં અનેક સુત્રરૂપ વાકયો હવે સર્વસ્વીકૃત થઇ પડયાં છે. જર્મની કરતાં ઇંગ્લંડનું નૌકા બળ બમણું રાખવું જોઇએ તેની પુષ્ટિમાં તેણે કહેલા two keels to one નો સિદ્ધાંત સર્વત્ર હવે વપરાય છે. મી. સ્ટેડ સ્વાશ્રયથી મનુષ્ય કેટલી ઉચ્ચ પંક્તિએ પહોંચી શકે છે તેનો એક દ્રષ્ટાંત છે. ૧૪ વર્ષની વયે તે ઓફીસમાં ઉંચા શિક્ષણનો કોલેજમાં ગંધ પણ લેવા પહેલાં સાધારણ કલાર્ક તરીકે રહેલો હતો. એ નાની વયે પણ તેને પત્રોમાં લખાણ કરવાનો શોખ હતો. તે લેખોને પરિણામે તે ' નોર્થર્ન એકો'નો તંત્રી નીમાયો અને પૂર્વ દેશોના સંબંધમાં એવા સુંદર લેખો લખ્યા હતા કે મી. ગ્લેડસ્ટન અને કાર્લાઇલ જેવાએ પણ તેની ઘણી પ્રશંસા કરી હતી. તે પછી લંડનના તે વખતના લીબરલ દૈનિક ' પોલ મોલ ગેઝેટ ' નો તે ઉપતંત્રી નિમાયો. તે લંડન આવવા નારાજ હતો. પણ તે પત્રનો બાહોશ તંત્રી લોર્ડ ( તે વખતે મી. ) મોર્લી તેને લલચાવી લાવ્યો. મોર્લીએ રાજદ્વારી થતાં પોતાનું પદ છોડયું અને ૧૮૮૩ થી ૧૮૮૯ સુધી મી. સ્ટેડ તે દૈનિકનો મહાતંત્રી રહ્યો. તેણે તે દરમીયાન તે પત્રિકાનીજ નહીં પણ તેનાં અનુકરણથી ઇંગ્લાંડનાં દૈનિક માત્રની કાયા પલટાવી નાંખી ! તેનાં વખત સુધી દૈનિકો ઉંઘણસી, મંદગતિ અને ચીલમાં ચાલનારા હતા. ' અપ-ટુ-ડેટ ' નો ગંધ મી. સ્ટેડે આણ્યો. જાણીતા મહાપુરૂષોને મળીને, ચાલુ વિષયે પરત્વે તેનું જ્ઞાન તથા મત પૂછી તે પ્રગટ કરવાની પહેલ તેણેજ કરી. પ્રખ્યાત જનરલ ગોર્ડનને સુડાન મોકલવો કે નહીં તે વિષે પ્રધાનમંડળ મુંઝવણમાં હતું, કારણ કે ગોર્ડનના મતની તેને ખબર નહોતી. તત્કાલ મી. સ્ટેડ તેને જઇને મળ્યો અને તેને વાંધો નથી એમ પત્રમાં ખબર આપી ! તે વાંચતાં; તરતજ પ્રધાન મંડળે તેને મોકલવા ઠરાવ કીધો; પોતાના લેખો આદિથી મી. સ્ટેડ રાજનીતિને અનેકવાર પ્રેરિત કરવા તથા બદલવા સમર્થ થયો હતો. યુરોપના જેટલા રાજાઓને મી. સ્ટેડ મળ્યો હતો તેટલો બીજો કોઇ વર્તમાનપત્રકાર મળ્યો નથી—એવી મુલાકાતોનું માન કોઇને મળવાનો સંભવ નહોતો. પોતાનાં તંત્રીપદ દરમ્યાન, લંડનમાં ચાલતાં અનીતિનાં અવાચ્ય વ્યાપારથી ઓરતજાતિનાં વળતાં સત્યાનાશની તેણે એક લેખમાલા શરૂ કરીને એવો ત્રાસદાયક ચિતાર આપ્યો હતો કે તેથી પ્રજા ભડકી ગઇ હતી. તે લેખોને પરિણામે કન્યાનું સમ્મતિ વય પૂર્વે ૧૩ હતું તે ૧૫ નું કરવાનો કાયદામાં સુધારો કરવામાં આવ્યો, જેથી કાંઇક અંશે નાની વયમાં કન્યા વેશ્યાના ધંધામાં પડતી અટકી હતી પણ, આ માટે તેને અનેક રીતે આત્મભોગ આપવો પડયો હતો. મદદનો કર્યો માફ કરતાં તે તેને દીલે પણ સાલ્યો હતો. શિષ્યમંડળે તેને નિમંત્રણ કરવા બંધ કર્યાં હતાં, અને એક ખોટો આરોપ ખરો ગણાવાથી તેને ૩ માસ કેદમાં જવું પડયું હતું. તે કહે છે કે " મારાં જીવનનો સૌથી સુખી ભાગ જેલમાં કાઢેલા વખતનો હતો ! " ત્યાં પણ તેની કલમ ચાલુ હતી. તેના લેખોમાં અનિવાર્ય રીતે આવેલી ગોરી વાતોથી તેની વિરૂદ્ધ પ્રજામત રાજ્યપર્યંત એટલો બધો થઇ ગયો હતો કે તેને દૈનિકપત્રનાં તંત્રીનું અંતે રાજીનામું આપવું પડયું. સત્યભક્તે તે આપ્યું, અને સ્વતંત્ર માસિક કાઢયું.

૨૦ વર્ષમાં ફુલીફાલી તે આજે પૃથ્વીના પ્રત્યેક પ્રાંતમાં સૌથી પુષ્કલ પ્રચારને પ્રાપ્ત થયું છે. ગયે વર્ષે ૨૦ વર્ષ પુરાં થતાં, તેની સમાપ્તિના શુભ સ્મરણમાં, પૃથ્વીના અનેક ભાગોના મહા-વિદ્વાનો, રાજદ્વારીઓ ઇત્યાદિએ ધન્યવાદ મોકલ્યા હતા, અને અભિનંદનનો જે એક તાર આપણી માતુશ્રી મહારાણી મેરીએ મોકલ્યો હતો તેનો તો મી. સ્ટેડે પોતાના પત્રમાં ફોટોગ્રાફ-જ છપાવી દીધો હતો. મી. સ્ટેડના પત્રની વિશેષતા બે છે, એક, તેની નિડર ટિકા. તથા બીજી, પૃથ્વીની અંગ્રેજી તથા અન્ય પ્રત્યેક ભાષામાં નીકળતાં માસિક પત્રોના લેખનો યથાયોચિત સાર. આ દેશની જુદી સ્થિતિ આદિ લક્ષમાં રાખીને, આ પત્રમાં દાખલ કરેલું ' માસિક સાર ' નું વિશેષ તત્વ, મી. સ્ટેડનાં માસિકનુંજ અમુક શક્ય અંશે અનુકરણ છે. તે હીંદીઓના મહાહિતૈષી હતો, અને ગમે તેવા વ્યકિતની સખત ટિકા તેને મન રમત હતી. અપ્રિય સત્ય બોલવાની આવ-શ્યકતા હોય તો તે કામમાં મી. સ્ટેડ પ્રથમ આવતો. જેમ સત્ય અપ્રિય વિશેષ તેમ તેનો બોલવાનો ઉત્સાહ વિશેષ. બુર લડાઇની આખી અંગ્રેજી પ્રજા તરફેણ કરતી છતાં તે દુષ્ટ ઘેલછાની વિરૂદ્ધ મી. સ્ટેડ હતો, અને તેથી તત્કાલ રીવ્યુના ગ્રાહક ઘટી જવા છતાં અને તેનો કરોડપતિ મિત્ર મી. રહોડ્સ તેને નહીં તો પોતાના રૂ. ૧૨ કરોડનો વારસો આપવાનો હતો, તેની. તેણે જરા પણ પરવા કરી નહોતી. મી. સ્ટેડ લાંબા, શુષ્ક, સરકારી કે બીજા રીપોર્ટો તેમજ પુસ્ત-કોનો સાર કાઢવામાં એવો કુશલ હતો કે મી. મોર્લીના હાથ તલે તે હતો ત્યારે મી. મોર્લીએ તેની તે શકિતને ગમે તેવી કઠણ ગાંઠોવાળાં લાકડાંનાં સાફ પાટીયાં ચીરી કાઢનારી ધુંધું કરતી ' કરવત ' ની ઉપમા આપી હતી ! શુષ્ક લાંબા લેખનું મનોહર લાગતું હૃદય કાઢવું એ કાંઇ વાંસફોડીયાનું કામ નથી. એમાં પણ એક પ્રકારની નૈસર્ગિક બુદ્ધિનો ખપ પડે છે. તેના પૂર્ણ અભ્યાસ વિના ઉત્તમ લેખક થવું દુર્ઘટ છે. જગતના થોડાજ વર્તમાનપત્રકારની મી. સ્ટેડ જેટલી ઇજ્જત અને પ્રતિષ્ઠા હતી; તેનું કારણ તેની સ્ફટિક પ્રામાણિકતા, સ્પષ્ટતા, અને નિડરતાના હૃદયનાં ગુણો એ મુખ્ય હતું. મહારાજદ્વારીઓ, મહાધનાઢયો અને મહાવિદ્વાનો, મી. સ્ટેડ તેમાંનો એક પણ ન હોવા છતાં, તેના મિત્ર હતા. પ્રસિધ્ધ સેસીલ રહોડ્સે પોતાની કરોડોની મીલકતની 'વીલ'માં મી. સ્ટેડનીજ સૂચના પ્રમાણે વ્યવસ્થા કરી હતી તે, ભલાભલા મી. સ્ટેડની સૂચના અને સમ્મતિને કેટલા માનની દ્રષ્ટિથી જોતા તેનું એકજ ઉદાહરણ છે. તે તેના ગ્રાહક માત્રનો મિત્ર હતો. રાણી-રાણીના છેલ્લા દરબાર વખતે, બહાર દેશથી ઇંગ્લાંડમાં આવેલા તેના પત્રના ગ્રાહક માત્રને જાતે મળવાની તેણે ખાસ ઉત્કંઠા બતાવી હતી. તેનામાં લાભાલાભનાં સમતોલનનો ગુણ ન હતો. જે પક્ષ લેતો તેનેજ અડી પડતો, અને વિરોધીઓ સાથે લડી પડતો એ તેનો એકજ દોષ કહે-વાય છે. મૃત મનુષ્યો પરદુન્યામાંથી આ દુન્યાના માણસો સાથે વાત કરી શકે એવી તેને અત્યંત દૃઢ શ્રધ્ધા હતી ! તે કહે છે કે મેં મારા મૃત પુત્ર સાથે જાતે વાત કરી છે અને તેનાં શરીરને જોયું છે. તેની માર્ફત અનેક મૃત સ્ત્રી પુરૂષો સંદેશા લખાવતા એવો તેનો દાવો હતો. ' જુલીયા ' નામક સ્ત્રીએ પરલોકમાંથી તેના પર લખેલા પત્રોનું પુસ્તક તેણે પ્રગટ પણ કીધું છે, અને પરલોકના સંદેશા લાવવા મોકલવાની ' જુલીયાઝ બ્યુરો.' નામની ઓફીસ પણ તેણે પોતાનાં પત્રની ઓફીસના મકાનમાંજ એક વર્ષ થયાં કાઢી છે ! એ વાત અસત્ય હો પરંતુ તે તેનો ભ્રમજ હતો. તે જાણીબુજીને અસત્ય વદતો એમ તો કોઇની ફરયાદ નથીજ. મનુષ્ય-માત્ર દોષને પાત્ર છે. પરશાંગ હોય ત્યાં કમરો આયજ. અને સ્ટેડમાં પણ એકાદ બે

દોષ હશે. પરંતુ તેના મન તેમજ અંતઃકરણના અનેક મહાગુણો જોતાં તે દોષ કાંઇજ નહોતા. તેના દેહાંતથી વર્તમાનપત્રોનાં જગતને એક અપૂર્વ તથા સામાન્ય જગતને એક મોટી ખોટ ગઇ છે. 'ટીટૅનીક.' ગઇ તો ૨ વર્ષમાં તેનાથી બેવડી મોટી બીજી બંધાશે, પરંતુ બીજો સ્ટેડ તો ૫૦ વર્ષે પણ મળવો કઠિન છે. તેનું કમનસીબ સન્જોગોને લીધે તેને છેલ્લા શબ્દો બોલવાની તક પણ મળવા વગર થયલું મૃત્યુ આપણા શોકની તીવ્રતા વધારે છે. પ્રભુ તેમને શાંતિ આપો!

---

## ઉત્તમ અંગ્રેજી માસિકોના કેટલાક ઉત્તમ લેખોનો સાર.

૧. **પુણાની જુદી જુદી અસ્પર્શ્ય જાતિઓની આવક જાવકનું બજેટ**—પોતાના આગલા લેખના અનુસંધાનમાં **હીંદુસ્તાન રીવ્યુ** ( અલ્હાબાદ-એપ્રીલ ) માં પુણાની સાયન્સ કોલેજનો ભલો પ્રીન્સીપાલ ડૉ. હેરોલ્ડ એચ. મેન આપે છે. અસ્પર્શ્યોની ઉન્નતિ કરવાની વાતો વાતાવરણમાં બહુ ઉડી રહી છે, પરંતુ તેના ઉપાય યોજવા પૂર્વે તેમની સ્થિતિનું ચોક્કસ જ્ઞાન હોવું આવશ્યક છે. તે હેતુથી પુણાના અસ્પર્શ્યોને ઘેર ઘેર ફરીને તપાસ કરીને ડૉ. મેને નીચે પ્રમાણે અતિ જાણવાજોગ ખબરો મેળવી છે. મહારોમાં સંયુક્ત કુટુંબ નહીં જેવું છે. સામાન્ય રીતે લગ્ન થતાં પતિ પત્ની જુદાં રહે છે. પણ સ્ત્રી પુરૂષ બન્ને કમાતાં હોવાથી ઘરમાં નાનાં છોકરાંની સંભાળ રાખવા વૃદ્ધ માતા કે પિતા તેમને ઘેર વારંવાર રહે છે ખરાં. **મહાર** પુરૂષની સરેરાશ માસિક આવક રૂ. ૯-૯ સ્ત્રીની ૪-૧ તથા છોકરાંની ૯-૧ છે. **માંગો**-માં આત્મમાન બહુ ઓછું છે. પુણાના ૫૨૯ માંગ કુટુંબો ( એકંદર ૧૯૮૧ માણસો ) ની તપાસ લેખકે કીધી-કરાવી હતી. તેમનાં પુરૂષ, સ્ત્રી ને છોકરાંની સરેરાસ આવક ક્રમથી રૂ. ૯-૧, ૩-૮ તથા ૪-૫ છે. **ચમારો** કાંઇ જોડા સીવવા છતાં ઝાઝું કમાતા નથી. ક્રમથી તેમની માસિક આવક રૂ. ૧૦॥, ૪॥ તથા ૪-૩ છે. ૩૭૩ **ભંગીઓની** ડૉ. મેને તપાસ કરી હતી. તેમની આવક ક્રમથી રૂ. ૭-૭, ૭-૭ તથા ૫-૬ છે. સ્ત્રી પુરૂષની આવકમાં ખાસ ફેર ન હોવાનું કારણ એ છે કે તેમના માલીકો તેમનું કામ કુટુંબનો ગમે તે બજાવે તે તેમને એક સરખું. છે. આવક પાસું જોયા પછી જાવક પાસું જોતાં, ડૉ. મેન, ૭ માણસના એક મહાર કુટુંબનો દાખલો આપે છે. તેમાં કમાનાર ૩ હતા, ૧ પુરૂષ ને ૨ સ્ત્રી. પુરૂષની આવક રૂ. ૯-૧૩, ને ૨ સ્ત્રીની રૂ. ૪-૪. કુલ આવક રૂ. ૧૭-૧૩ આના થઇ. આથી વાર્ષિક આવક રૂ. ૨૧૪ થઇ. તેમનો ખર્ચ દર માસે વીગતવાર આ પ્રમાણે હતો:—અનાજ, ચા, મીઠું, તેલ, ખાંડ વગેરે ખાંધ ચીજો રૂ. ૯-૧૦-૬; દારૂતાડી, રૂ. ૧-૧૨; 'ઘાસલેટ,' અને લાકડાં રૂ. ૧-૨-૦; બીડી ૭ માણસની રૂ. ૧; કુલ રૂ. ૧૨-૮-૬માં જીવતા! બારે ગણતાં વર્ષે રૂ. ૧૫૦-૬-૦ થયા. ડૉ. મેન તે ઉપરાંત બીજો વાર્ષિક ખર્ચ નીચે પ્રમાણે આપે છે:—૨ પુરૂષોનાં વસ્ત્ર, રૂ. ૧૩-૬; ૨ સ્ત્રીઓનાં ૧૦॥, ૩ છોકરાંના ૫-૧૪-૦; તહેવાર પર મોજના રૂ. ૧૨; ધાર્મિકક્રિયાનો ખર્ચ રૂ. ૬! વ્યાજ રૂ. ૧૩; પરચુણ રૂ. ૧૨; કુલ બજેટ રૂ. ૨૨૦-૨-૦; ખોટ, આશરે રૂ. ૬! આ ખોટની કસર કપડાંથી કાઢવી પડે છે. આ પ્રમાણે અસ્પર્શ્યો આશરે માથાદીઠ રૂ. ૨॥ માં જીવન નિર્વાહ કરે છે!

**અફઘાનીસ્તાનમાં કેળવણીની ચઢતી પડતી!**—નું વિચિત્ર ઐતિહાસિક ચિત્ર, "દુરાની" સંજ્ઞાધારી **હીંદુસ્તાન રીવ્યુના** શતાંકમાં દોરે છે. તે દેશના વતનીઓને બહાદુર સૈનિકોનું ક્ષેત્ર ધારીને તેમની બહાદુરીને વિદ્યાથી ભ્રષ્ટ ન કરવો એવો જ્યારે હીંદના બાદશાહો મોગલો હતા અને અફઘાનીસ્તાન તેમને તાબે હતું તે વખતે વિચાર હતો. તેથી બાદશાહોએ તેવે વખતે પણ તેમને શિક્ષિત કરી ભ્રષ્ટ કીધાં નહોતા! કરે તો સીપાહીઓની ફોજની ક્યાંથી ભરતી કરવી? પડોશી ઈરાન એક વખત વિદ્યાનું કેન્દ્ર

હતું, પણ અફ્ઘાનીસ્તાન તો સનાતન કાલથી વિદ્યાથી અસ્પર્શિત છે, અને ત્યાંના જનુની મુલ્લાંઓ, હજી પણ તેમાંજ તેનું "અફ્ઘાનીસ્તાનપણું" છે મગરૂરીથી ધારીને તે જાળવવા યત્નવાન્ છે. મરહુમ અમીર અબ્દુર રહેમાનની પોતાની અફ્ઘાન પ્રજાને શિક્ષણનો આશીર્વાદ આપવાની ઇચ્છા હતી. પણ તેઓ તે અમલમાં મેલી ન શકયા. સ્વજીવનચરિત્રમાં તે લખે છે કે બહુ જાહેરખબર આપતાં, વાંચી લખી શકે એવા ૩ જ મને મળ્યા ! વર્તમાન અમીર હબીબુલ્લાખાનના વિચાર પ્રવાસથી ઘણા ઉદાર થયા છે અને તેઓ વિદ્યાપ્રિય છે. તેથી તેમણે સાંપ્રત શિક્ષણ આપવાની શરૂઆત કરી. તે હેતુથી ૧૯૦૪ માં લાહોરથી ૫ મુસલમાન ગ્રેજ્યુએટોને અફ્ઘાન સર્દારોના પુત્રોને પાશ્ચાત્ય જ્ઞાન આપવાની યોજના અમલમાં મેલવા બોલાવ્યા, પણ ધર્મોદ્દશક મુલ્લાંઓએ તેથી અફ્ઘાનો કાફર થઈ જશે એમ એવું બુમરાણ ઉઠાવ્યું કે યોજના માંડી વાળી, ગ્રેજ્યુએટોને વિદાય કરી દીધા. મામલો શાંત થતાં ઉન્નતિના વિરોધી મુલ્લાંઓને સમજાવી પટાવી શાંત કરી ધાર્મિક શિક્ષણ પણ સાથે સાથે આપવાની તેમની વાત ખુશીથી મંજુર કરીને હબીબુલ્લાએ યોજના પાર પાડવા લાહોરથી ડૉ. અબ્દુલ ગની બી. એ.ને બોલાવ્યા. કાઢી તો શાળા પણ નામ આપ્યું રોયલ હબીબીયા યુનીવર્સીટી. સંકલ્પ તો ૪૦ જીલ્લાઓમાં ૪૦ પ્રાથમિક શિક્ષણની શાળાઓ સ્થાપીને બાદ ૨૦ માધ્યમિક તથા ૯ હાઇસ્કુલ અંતે સ્થાપવાનો હતો. ફારસી, અંગ્રેજી વૈદક ગ્રંથોનો તરજુમો કરાવીને વૈદકની શાલા પણ યુનીવર્સીટીની દેખરેખ હેઠળ સ્થાપવાની મંજુરી તેમણે આપી. છેક બી. એ. સુધી વિદ્યાર્થીને આગળ જતાં ભણાવવાનો અને કેટલાકને બાદ ચડતી વિદ્યાઓ સારૂ પશ્ચિમના દેશોમાં મોકલવા સુધી યોજના થઇ હતી. અલીગઢ કોલેજમાં નામદાર અમીરે ૧૯૦૭ની તા. ૧૬મી જાનેવારીએ આપેલાં ભાષણમાં આ વાતને તેમણે સ્પષ્ટ ટેકો આપ્યો હતો. પણ હીંદના પ્રવાસ પછી અમીર કાબુલ આવતાં યોજના ઢંડી પડી ગઇ. થોડાજ વખતમાં હબીબુલ્લા તથા રાજકર્તા કુટુંબના અન્ય માણસોને ઝેર આપી જાન લેવાનાં કાવતરાંમાં સામેલ થવાના આરોપ ઉપર અફ્ઘાનીસ્થાનમાં જ્ઞાનસૂર્ય પ્રકાશિત કરનાર ડૉ. અબ્દુલ ગનીને અંધારા કેદખાનામાં પુરવામાં આવ્યો ! ટર્કીના મુસલમાન રાજ્યમાં શિક્ષણ પામી પ્રજાએ સુલતાનને પદભ્રષ્ટ કીધો, એ બનાવથી હબીબુલ્લાખાનને તેના વિદ્યાવિરોધી સલાહકારોને આબાદ એમ ઠસાવ્યું કે તમે પ્રજાને પાશ્ચાત્ય શિક્ષણ આપશો તો તમારા પણ એજ હાલ થશે. બસ યુનીવર્સીટી અને આખી યોજનાને તાળું દેવાણું અને સીલ મરાઇ !! જો અફ્ઘાનો શિક્ષિત થાય તો તેઓ દેશને અનેક લાભ પહોંચાડે અને દેશની દરિદ્રતા દુર કરે એ દેખીતું છે.

**પૃથ્વીપર સૌથી વધુ નહેરો હીંદુસ્તાનમાં છે**—મંગળના રાતા ગ્રહમાં પ્રચંડ કૃત્રિમ નહેરો, તેમાં દુર્બીનથી દેખાતી સીધી લીટી ઉપરથી હોવાનું ખગોલવેત્તાઓ કહે છે. તે ખરૂં હોય કે નહીં, પણ આ પૃથ્વીગ્રહ પર તો હીંદુસ્તાનમાં સૌથી પ્રચંડ નહેરો છે તે નિસ્સંદેહ છે. ઉક્ત માસિકમાં નહેરો સંબંધીના લેખમાં મી. દયીરાહ કુતીયન નામક મદ્રાસી લેખક સરકારી આંકડાને આધારે જણાવે છે કે, ફક્ત બ્રીટીશ સરકારે જે મોટી (નાની જવા દેતાં) નહેરો બાંધી છે વા અસલ જુનીનું સમાર કામ કીધું છે તે પાછળ આશરે રૂ. ૭॥ અબજનો ખર્ચ થયો છે. તેથી સરકારને વર્ષે રૂ. ૩॥ કરોડ મહેસુલના મળે છે અને તે તે નહેરોથી ફલદ્રુપ થતી જમીન ઉપર રૂ. ૬૦॥ કરોડનો પાક થાય છે ! માણેકઠારી પૂર્ણિમાને દિવસે નક્ષત્રમાંથી આટલા રૂપીયાનાં તો મોતી પણ કાહુ માછલીના મોંમાં વરસતાં હોવાની દંતકથા ખરી હોય તો પણ તે આથી દસમી કીમ્મતનાં નથી ! અન્ય દેશમાં નહેરો છે ખરી, પરંતુ હીંદ સાથે સરખાવતાં બહુજ ઓછો વિસ્તાર તે ફલદ્રુપ કરે છે. નહેરોથી યુનાઇટેડસ્ટેટ્સમાં ૭૬ લાખ એકર, મીસર દેશમાં નાઇલ નદીથી ૬૦ લાખ, ઇટલીમાં ૪૭, સ્પેનમાં ૨૮ અને ફ્રાન્સમાં ૪ લાખ એકરજ જમીન ફલિત થાય છે; અર્થાત્ જ્યારે રેણ જગતમાં નહેરથી ૨ કરોડ ૧૫ લાખ એકરજ ફલિત થાય છે ત્યારે એકલા હીંદમાં તેથી અઢી ઘણી (દેશી રાજ્યોની તથા ન્હાની નહેરો મળી ૫॥ કરોડ એકર) જમીન ફલિત થાય છે. આના સંબંધમાં ઉત્તર ચીનાબ નદીની નવી ૩ નહેરોની ત્રિપુટિ ખુલ્લી મુકવાની શ્રીમાન વાઇસરોયે ગયા માસમાં કરેલી ક્રિયાના સંબંધી દૈનિકોમાં પ્રગટ થયલી વીગત વાંચવાથી નહેરની ઇજીનીયરીંગ વિદ્યાના પ્રતાપનો પુરો ખ્યાલ હમારા વાંચકોને આવશે.

**જેપાનના અસ્પર્શ્યો**—આપણને હજી અસ્પર્શ્યોને સ્પર્શ્ય કરવાના વાંધાસાંધા છે. તેમની સ્થિતિ શું છે તેની ખબર પણ ન હોવાથી બીચારા ડૉ. મેનને અસ્પર્શ્યોના ગંધાતા ઘરોમાં ફરી-ફરીને તપાસ કરવી પડે છે, ત્યારે જેપાને પોતાના અસ્પર્શ્યોને એક તડાકે કેવો ઉધ્ધાર કીધો તેની વીગત જાણવા માટે જૅપાન:શીબ્યુના ગયા ફેબ્રુઆરીના અંકમાં ડૉ. મોન્ટોનેએ “ જેપાનના અસ્પર્શ્યો ” વિષે લખેલો ખાસ લેખ વાંચો. તે કહે છે કે ૧૮૭૧ સુધી જેપાનના અસ્પર્શ્ય જેમને ‘ ઈટા ’ કહેતા તેઓને નાગરિકના હક નહોતા. તેમનો સ્પર્શ પણ ઉચ્ચ ગણાતી જાતિ કરતી નહોતી. તે અસ્પર્શ્યો લડાઈમાં મૂલ છતાયાથી ગુલામ કરવામાં આવેલાની તથા દેશના મૂલવતની (એબોરીજીન્સ)ની સંતતિ હતા. બૌદ્ધધર્મના જેપાનમાં પ્રચારથી, હિંસાત્મક ધંધાઓ ( જેવા કે ચામડાંનાં, ખાટકીના ) નો જૅપાનીક બૌધ્ધો તિરસ્કાર તથા ત્યાગં કરવા લાગ્યા. તે ખાલી થયલી જગ્યામાં ‘ ઇટા ’ શીવાય બીજું કોણ જાય? આથી ધંધા સાથે તેના કરનારા પણ અસ્પર્શિત થયા. હીંદમાં પણ મોટે ભાગે એમજ છે. યુરોપીયનોના ઘરમાં બટલર અસ્પર્શ્યોજ છે.! બીજું કોણ તેમના રસોડામાં જાય? જેપાનના મીકાડો મહોદય તથા તેના વિદ્વાન્ સલાહકારો એક પલકારામાં જોઇ શકયા કે જો દેશનો ઉદ્ધાર કરવો હોય તો તેમાં વસતી દરેક જાતનો પણ ઉદ્ધાર થવો જોઇએ. દરેકને અમુક પ્રાથમિક હક સરખા મળવા જોઇએ, અને તેથી ૧૮૭૧ના યાદગાર વર્ષમાં શહેરી તરીકેના સર્વે હકો ખાસ ગેઝેટ બહાર પાડીને મીકાડોએ તમામ ‘ઇટા’ અસ્પર્શ્યોને આપ્યા. તેવા હકોથી જેપાનનો સનાતન ધર્મ ડુબ્યો નહીં, ઉલ્ટા તર્યો.તે તેમની તે પછીની ચમત્કારિક ઉન્નતિ સિદ્ધ કરે છે. હજું અંહી તો લોકો અડકાય કે નહીં તે વિષે શાસ્ત્રોની ‘ક્ષાલફીતાઓ’ જોયા કરે છે! આવી વ્યાવહારિક બાબતોમાં અને હાલના ફેરવાયલા સંજોગોમાં જૂના જમાનાનાં અને જુદાજ વખત માટે નિર્માણ કરેલાં શાસ્ત્રો તેવાં એ હાલ ટ્રેનો કટલે વાગે ઉપડે છે તે જોવા સારૂ રેલ્વેનાં રદ કરેલાં જૂનાં ટાઇમ-ટેબલો જોવા જેવું છે!

**મી: કૃષ્ણમૂર્તિને વિષે થીઓસૉફીસ્ટોમાં પડેલો વાંધો**—મીસીસ એની બીસંટ અને સેંટ્રલ હીંદુ કોલેજના ભૂતપૂર્વ પ્રીન્સીપાલ મી. અરંડેલે, એક મદ્રાસી વકીલના ૨૫ વર્ષના અતિ ચંચલ પુત્ર મી. જે. કૃષ્ણમૂર્તિને જરથોસ્ત આદિ પ્રાચીન સકલ ધર્મોના મુખ્ય પેગંબરોમાં તેનોજ એકજ આત્મા હતો અને તે પુનઃ પુનઃ જગદુદ્ધારાર્થ અન્ય શરીરે જન્મ્યો હતો અને હવે તે કૃષ્ણ મૂર્તિ રૂપે જન્મ્યો છે અને જગત્નો ઉધ્ધાર કરશે-એ મતનું મંડન કરીને, તેને પુષ્ટ કરવા “ પૂર્વના તારા ( તે કૃષ્ણ મૂર્તિ ) નો ઓર્ડર ” નામક સંસ્થા સ્થાપી છે. કૃષ્ણમૂર્તિના દાવાનો પ્રચાર કરવો એ તે મંડલનું કામ છે. આ મંડલની માન્યતાની વિરૂદ્ધ, હીંદની તમામ થીઓસોફીકલ સોસાઇટીઓની વડી ઓફીસનો નવો જનરલ સેક્રેટરી, મનુસ્મૃતિનાં રહસ્યનો પ્રખ્યાત વિદ્વાન કર્તા, દેશ સેવા સારૂ સીવીલ સર્વીસમાંથી રાજીનામું આપનાર, લાલા ભગવાનદાસ એમ. એ. પોતાનાં “થીઓસોફી ઇન ઇંડીયા ” માસિક ( કાશી-એપ્રીલ ) માં ઘણી નમ્ર રીતે, પણ સ્પષ્ટ રીતે, એક લંબાણ લેખ લખે છે. તે કહે છે કે થીઓસોફીના ઉદાર સિધ્ધાંત ક્યાં અને આ મતવાદ તેમાં કયાંથી ઘુસ્યો એવી ફરીયાદના પત્રો અંગ્રેજ આદિ થીઓસોફીસ્ટોના પત્રો મને મળ્યા છે. જેઓ કૃષ્ણમૂર્તિને ન માને તેને અધકચરા થીઓસોફીસ્ટ અને ભલે-ખરતાં-સુકાં-પાંતરાની મી. બીસંટે ઉપમા આપીછે તે માટે લાલા ભગવાનદાસ મીસીસ બીસંટ પ્રતિની અતિ પૂજ્ય બુધ્ધિ છતાં ખેદ બતાવે છે, કૃષ્ણમૂર્તિનું મંડન મીસીસ બીસંટ થીઓસોફીની પ્રધાન તરીકે નહીં પણ ખાનગી વ્યક્તિ તરીકે કરે છે. એવા બચાવનો ઉત્તર આપતાં મી. ભગવાનદાસ કહે છે કે તે સ્થિતિમાં સોસાઇટીની મુખપત્રિકામાં ન માનનારાઓ માટે કડક ભાષામાં મીસીસ બીસંટે લખવું ઉચિત નહોતું. મી. ભગવાનદાસ કહે છે કે હું કૃષ્ણમૂર્તિ માટેનો દાવો સ્વીકારતો નથી. તે હાલ માત્ર બીન અનુભવી કાચો વિદ્યાર્થી છે અને કેવો નીકળે છે તેની શું ખબર? અને દાવો આટલી આગમચથી સ્વીકારવાની દોડાદોડી કવખતની તથા બીન જરૂરી છે. તે ખરે પેગંબર હશે તો એની મેળે પ્રજા તેને સ્વીકારશે. બૌદ્ધોનાં બુધ્ધ અને જૈનોનાં જીનેશ્વર ભગવાનને કાશી આદિ સ્થળે મહાત્મા તરીકે પ્રજાએ સ્વીકાર્યા હતા. તેનો દાવો પૂર્વથી સ્વીકારાવવા આગળથી કંઈ ગોઠવણ કર્યા થઇ

હતી ? તે વખતની તેમજ મહમદના વખતની સ્થિતિ હાલ કરતાં બહુજ ભ્રષ્ટ, પ્રજા મહા અજ્ઞાન અને વહેમી હતી, અને હાલ તો સુધરેલી અને ભણેલી છે. તેથી પૂર્વ કરતાં પણ ઓછી જરૂર છે. દાવો પ્રથમ દાવાવાળાએ સિદ્ધ કરવો જોઈએ, હાલ તો માત્ર કહેવાનુંજ છે. મી. ભગવાનદાસ મીસીસ બીસેંટને તાણે મારે છે કે "સીક્રેટ ડોક્ટ્રીન'માં તેની ગુરુ માદામ બ્લેવેટસકીએ તો વર્તમાનમાં સત્ય ધર્મના પ્રચાર સારૂ પ્રથમ થોડા બુદ્ધિમાનોને જ્ઞાની કરી તેઓ દ્વારા ઇતર પ્રજાને જ્ઞાની કરવાનો ઉપદેશ કર્યો છે. અને આવતા જગદ્‌ગુરૂની તેણે તો કશી ભવિષ્ય વાણી કેમ નથી કરી ? આ લેખ કુલ ૧૨ પાનાનો છે, તેનો આ સાર માત્ર છે.

**મી. લીડબેટરના તર્કો**—"થીઓસોફી પર સ્ક્રેપ-બુક"માંનાં પ્રકરણો **થીઓસોફીસ્ટ** ( મદ્રાસ ) માસિકમાં દર માસે પ્રગટ થાય છે. નવમું પ્રકરણ ગયા એપ્રિલના અંકમાં ( જે હમને તા. ૩૧ મી માર્ચે મળ્યું ) પ્રગટ થયું છે. અદ્ભુત વાતો અને શોધોનો શતાંશ પણ સત્ય સિદ્ધ થાય તો મી. લીડબેટર પૃથ્વીના સૌથી મહા પુરૂષ ગણાય: એમનાથી હજાર ગણા પ્રખ્યાત મનુષ્યો ( ન્યુટન આદિ ) એ એમાંનું આ એકજ પ્રકરણમાં વર્ણવેલી શોધોને હજારમે હિસ્સે શોધ કરી નથી. તેનાં થોડાંજ ઉદાહરણ અત્રે ટાંચીશું:—( ૧ ) સૂર્યની પાસે વલ્કન નામનો એક અવિદિત ગ્રહ છે. તે તેનો ત્રીજો અવતાર છે. ( ૨ ) આપણી આર્ય જાતિ ચતુર્થ પૃથ્વીની પાંચમી "રૂટ-રેસ" ( એક પ્રકારની જાતિ ) છે. અને તેની પૂર્વે થયેલી જાતિ તે એટલેંટીયન હતી. ( ૩ ) સામાન્ય રીતે ઉત્ક્રાંતિકાલ માનવ જાતિમાં અડધાથી સહેજેજ વધેલો છે. ( ૪ ) હાલ તો જીવન-પ્રવાહ પૃથ્વી ગ્રહ પરજ વિશેષ છે, પરંતુ મંગલ અને બુધના ગ્રહોમાં પણ જીવન છે. ( મી. લીડબેટર તો અનેક વાર સૂક્ષ્મ દેહે ત્યાં જઇ આવ્યા છે ) ( ૫ ) મનુષ્યમાં પ્રાચીન કાલમાં સ્ત્રી પુરૂષ જેવી જાતિજ નહોતી ( તે ગોકળગાય જેવો હતો. ડાર્વીનનું પણ તેવું કાંઇક કથન છે. પરંતુ તે વખતે મનુષ્યાકૃતિ નહોતી પણ બીજીજ હતી એમ તેનો સિદ્ધાંત છે—આ તેથી પણ આગળ છે). તેઓ સ્વતંત્રલિંગી તો ત્રીજા "ચક્ર"ની મધ્યના કાલમાં થયા. ( ૬ ) ઉત્ક્રાંતિ—અને ઉત્ક્રાંતિનો અંતિમ હેતુ 'મહાત્મા' થવાનો છે—માં પ્રાચીનતર શુક્રનિવાસીઓ વધુ આગળ વધેલા હોવાથી તેઓમાંના ઘણાને આ ગ્રહ પર આપણને તેમાં મદદ કરવા મોકલવામાં આવ્યા છે. તેથીજ આપણે વિશેષ બુદ્ધિશાળી છીએ. આ સર્વ સિદ્ધાંત માટે એક પણ પ્રમાણ આપ્યું નથી, એજ તેનો દોષ છે.

**"ઇરેટો"નું પૂર્વ જીવન**—મીસીસ એની બીસેંટ પણ ઉપરોક્ત જેવીજ અદ્ભુત શોધો પોતાની દિવ્ય શક્તિથી કરે છે. ઉક્ત માસિકના બીજા લેખમાં "ઇરેટો" નામક મનુષ્યે પૂર્વકાલમાં ધારણ કરેલા જન્મોની તિથિ તથા જન્મ દેશની વીગત તે આપે છે. તે ઇ. સ. પૂર્વે ૧૯,૧૬૯ માં ક્રેલ્ડીયામાં જન્મી, ૭૬ વર્ષે મરણ પામ્યો. બાદ ઇ. સ. પુર્વે ૧૭૦૭૫ માં ઇજીપ્ટમાં જન્મ્યો, અને ૧૬ મી વખત ઇ. સ. ૧૫૦૩ માં ( વર્ષની વાત પર ) બવેરીયામાં જન્મ ધારણ કરી ૧૯ વર્ષે મરણ પામ્યો. આ વીગત ક્યાંથી આણી એજ મહા આશ્ચર્ય છે.

**અમેરિકામાં હીંદી સ્ત્રી પુરૂષો**—મોડર્ન રીવ્યુ ( કલકત્તા-એપ્રીલ ) થી જાણીને આનંદ થાય છે કે, ઢાકાના મી. સુધિન્દ્ર બોઝ એમ. એ. ને આયોવા ( યુ. સ્ટેટસ ) યુનીવર્સીટીના પોલિટિકલ સાયન્સ તથા સીવીલીઝેશનના વિષયોના પ્રોફેસર નીમવામાં આવ્યા છે. મી. બોઝે આખા અમેરીકામાં ફરીને હીંદુસ્તાનના અનેક વિષયો ઉપર ભાષણો આપ્યાં હતાં. હીંદુસ્તાનના વિદ્વાનોની કદર થવા તેમને પાતાલ જવું પડે છે ! એજ માસિકમાં મૂળ સુરતના ડૉ. યુ. એલ. દેસાઇની બંગાલી પત્ની શ્રીમતી સત્યબાલા દેવીનું ચિત્ર તથા ચરિત્ર આપ્યું છે. તેની વીણા તથા સુસ્વરથી અમેરીકનો પ્રસન્ન પ્રસન્ન થઇ ગયા છે. તેનાં ગાનનાં રેકર્ડો પણ વેચાતાં મળેછે. તેને સંસ્કૃત, બંગાલી, ગુજરાતી, મરાઠી, તામિલ, પંજાબી, હીંદી, ફાર્સી તથા અંગ્રેજી એટલી ૯ ભાષાઓ આવડે છે ! તે માત્ર ૨૦ વર્ષની યુવતી છે. તેનો ૧૮૯૨ માં જન્મ થયો હતો, અને તેનો દાદો તે બાબુ કામાક્ષ્યનાથ ચટ્ટોપાધ્યાય નામક એક જમીનદાર થાય. તેના પિતા સરતચંદ્રની તે એકની એક પુત્રી હોવાથી તેણે તેને સારૂં શિક્ષણ આપ્યું હતું. ૧૪ વર્ષની વય સુધી તેણે કલકત્તાની બેથુન

સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. આ વિદુષી બાઇએ શાસ્ત્રીઓથી સંગીત-રત્નાકર, સંગીત-પારિજાતક આદિ સંગીતનાં મૂલ સંસ્કૃત ગ્રંથોનો તથા સામવેદ ગાયનનો અભ્યાસ કર્યો હતો. કેટલોક વખત થયાં પતિપત્ની અમેરીકામાં છે. મી. દેસાઇ 'ગુજરાતી' માં અમેરીકનોની અનીતિ વિષે પુષ્કળ લખે છે.

**ઇંગ્લાંડમાં ચાલતા સેંકડો વર્ષ સુધીના દાવાઓ**—કેસલ્સ મેગેઝીન (લંડન-માર્ચ) માં આ સંબંધી લખતાં મી. ટી. ડબલ્યુ. વીલ્કીન્સન કહે છે કે ઇંગ્લંડની ચેન્સરી કોર્ટને હસ્તક વાંધામાં પડેલી દોલત હાલ પાંચ કરોડ પાઉંડની છે! તેના દાવાદારો નથી એમ નથી. નીકળે છે ત્યારે તેનો નીકાલ કરતાં એ કોર્ટને એટલી વાર લાગે છે કે તે કોર્ટ ઢીલની કહેવત રૂપ થઇ પડી છે. એક જેન્નીન્સ નામે જેનન્સ ૧૭૯૮ માં મરી ગયો. બીન માલીકીની તેની દોલત કોર્ટે લીધી. દાવાદારો નીકળ્યા, તે કેસ ૧૮૭૮ સુધી ચાલ્યો, અને અપીલ ૧૮૯૩ માં ચુકવાઇ. કુલ ૯૬ વર્ષ થયાં! લેસલી અને લોર્ડ બર્કલે વચ્ચે જે વાંધો પડયો તે ૭ પેઢીએ ૧૮૬ વર્ષે ચેન્સરી કોર્ટમાં પત્યો! અને તે પણ માંડવાળ થઇ ત્યારે. કમીશન ચઢતું એટલે અમલદારોને ઉતાવળ જેવું તો હતું જ નહીં.

**ઘોડા પછાડી કોલસો પણ જશે કે શું?**—કહે છે કે ઘોડા ગાલીચી કરવાથી તેમને રુખાડી મુકી સ્ટીમે દાખલ કરી. પણ તેની ઉપાધિ ઓછી નથી. સ્ટીમ સારૂ પાણી જોઇએ અને પાણી ગરમ કરવા સારૂ કોલસો જોઇએ, અને કોલસા સારૂ ઇંગ્લાંડની ખાણો ખોદવી જોઇએ, અને તે ખોદનાર ઇંગ્લાંડમાં હડતાળ પાડે તો બધાનીજ હડતાલ એની મેળે પડે તે આપણે હાલજ જોયું છે. 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' (લંડન-માર્ચના અંતનો અંક) માં સ્વર્ગવાસી મી. સ્ટેડ વધાઈ આપે છે કે, કોલસાને બદલે કેરોસીન (ઘાસલેટ) તેલથી ચાલતી સેલાન્ડીયા નામની ૫૦૦૦ ટન વજનની સ્ટીમર તૈયાર થઇ છે. તે એક નવીન શોધ અને નવા યુગનો આરંભ છે. તેમાં ૯૦૮ ટન જેટલું તેલ સામટું ભરાઈ શકાય છે, અને ૨૦,૦૦૦ માઇલ સુધી તે દરીયામાં વચમાં કોલસા કે તેલનું ભાથુ બાંધવા કોઈ બંદરે તેને ઉભું રહેવાની ગરજ નથી. હીસાબે રૂ. ૧૧ ના ઘાસલેટની ઘરમીથી ૫૦૦૦ ટનનાં વજનની સ્ટીમર એક માઇલ જેટલી ગતિ કરશે! તેના બીજા અનેક લાભ છે. કોલસો ભરવા કરતાં ઓછીજ જગ્યા ઘાસલેટ રોકશે. બોઇલરની જરૂર સ્ટીમરને રહેતી નથી. એંજીનરૂમમાં ચોથા ભાગ જેટલાજ માણસો જોઇશે. અંગ્રેજી શહેનશાતની રાજદ્વારી મહત્તાને આથી ફટકો પડશે! તેની મહત્તાનું એક કારણ એ છે કે દુન્યાના સઘળા ભાગોમાં કોલસો ભરવા મઠનાં તેની પાસે બંદરો છે જે બીજાં રાજ્યોને નથી. તેલ કોલસાનું કામ કરતાં એ સગવડની જરૂર રહેતી નથી. જો કે સીલેન્ડીયા હાલમાં, બીજી સ્ટીમર કલાકના ૨૧ દરયાઇ માઇલની ઝપટે દોડે છે તેટલી ઝડપે નથી દોડતી (તે ૧૨ માઇલને હીસાબે ચાલે છે), પરંતુ ઝડપ વધારવી અશક્ય નથી. કોલસાનો ખપ સ્ટીમર પર બંધ પડતાં, ઇંગ્લાંડ કયાં અને તેના ૧૦ લાખ માઇનર્સનું શું થશે! અને સઘળાને, સરકારો તેમજ શાહુકારોને પોતાની સ્ટીમરો કોલસાને બદલે ઘાસલેટની ગોઠવાઇ, બાળી નવી બનાવવી પડશે અથવા જૂની સમરાવવી પડશે. નવી શોધોથી, તેમજ જૂની શોધોને નવું વ્યાવહારિક રૂપ આપવાથી કેવાં પરિવર્તન થાય છે તેનો આ દાખલો છે.

**દુન્યાની સભામાં હીંદની પ્રતિષ્ઠા કેમ વધારવી!**—એ વિષે મોડર્ન રીવ્યુ (કલકત્તા-એપ્રીલ) માં યુરોપ-અમેરીકામાં પ્રવાસ કરતો ભારતનો યુવાન વિદ્વાન 'થીંકર' પંજાબનો લાલા હરદયાળ એમ. એ. એક લેખ લખતાં કહે છે કે તેનો ઉપાય એક બે નહીં-પણ સેનાની સેના પરદેશોમાં જાઓ! જઇને કરવું શું તો કે શીખો અને શીખવો. શું શીખવું તો કે ત્યાંની નવીન વ્યાવહારિક વિદ્યાઓ અને શું શીખવવું તો કે આપણા દેશની ફીલસુફી અને પ્રાચીન કળાઓ! ફીલસુફી એ હીંદુઓના ઇતિહાસનું અણમોલ રત્ન છે. વ્યાકરણ પણ રત્ન છે. પરંતુ પશ્ચિમને તદ્ધિત પ્રત્યયો અને બહુવ્રીહિ સમાસોની અપેક્ષા નથી! ગણિત, વૈદક આદિ આર્ય વિદ્યાઓ છે ખરી પણ સાધારણ તેમાં બહુ આગળ વધેલા હોવાથી તે પણ શીખવવી નકામી છે. સંસ્કૃત સાહિત્ય તથા દર્શનશાસ્ત્રોજ પશ્ચિમને નવાં તથા શિક્ષણીય છે. જ્યાં સુધી નવયુવાનો અને સ્વરૂપવતી કુમારીઓ જગતમાં છે ત્યાં સુધી કાલીદાસ જીર્ણ થનાર નથી! પણ એકાં સં-

સ્કૃત ગ્રંથોનાં કવિતામાં ઉત્તમ ભાષાંતર તો અંગ્રેજ કરશે. કેલીફોર્નીયાની યુનીવર્સીટિના સંસ્કૃતના પ્રોફેસર ડૉ. રાઈડરે સુંદર અંગ્રેજી પદ્યમાં કાલીદાસનાં મૃચ્છકટિક, મેઘદૂત તથા શકુંતલાનાં ભાષાંતર કર્યાં છે. હીંદીઓ તેમ કરવા પાશ્ચાત્ય વિદ્વાનોને પ્રેરી શકે. ફીલસુફીમાં હીંદુઓ તેથી પણ વિશેષ કરી શકે. પાશ્ચાત્ય દેશોમાં તેને માટે અસાધારણ જીજ્ઞાસુતા છે. ડૉ. પોલ ડ્યુસને શાંકરભાષ્યનું, પ્રો. ટ્યુબીંજને સાંખ્ય પર અનિરૂદ્ધનાં ભાષ્યનું, જર્મનમાં ભાષાંતર કર્યું છે ! હાર્વર્ડ યુનીવર્સીટીના પ્રોફેસર જે. એચ. વુડસે હીંદ ખાસ જઈને ત્યાંની ફીલસુફી માત્રનો અભ્યાસ કર્યો. અને તે યુનીવર્સીટીમાં હવે સંસ્કૃત ફીલસુફી પર તે ખાસ ભાષણ આપે છે. અને સંસ્કૃત વિદ્યાર્થીઓ પતંજલિના યોગનાં મૂલ સૂત્રો પર પ્રો. વુડસ સાથે વિચાર કરે છે. જો વિદ્વાન યુવાન હીંદુ ફીલસુફીનો અભ્યાસ કરે અને પશ્ચિમને ગળે ઉતરે તથા પચે એવી શૈલીમાં તથા શબ્દોમાં, તેનાં ખાસ ગ્રંથો રચે તો, યુરોપ-અમેરીકાના વિદ્વાન ઉચ્ચતર વર્ગોમાં હીંદીઓ હાલ જે મૂર્ખ ગણાય છે તેને સટે પ્રતિષ્ઠિત તથા માન્ય ગણાય. માત્ર છ દર્શનથીજ પતવું ન જોઈએ. જૈન, બૌદ્ધ અને ચાર્વાકની ફીલસુફીનું નિષ્પક્ષ રીતે પ્રતિપાદન કરવું, તેમજ કાશીના પંડિત પેઠે અમુક માર્ગી ન બનવું તેમજ એ ફીલસુફીને અમુક ધર્મ સાથે ભેળવવી નહીં. પાશ્ચાત્યો માત્ર તેમાં ન્યાય-બુદ્ધિ અને જ્ઞાન કેટલું છે તેજ જોઈ, તે પ્રમાણે તેની તુલના કરે છે. પાશ્ચાત્ય ફીલસુફી સાથે વિચારનું મળતાપણું બતાવવા તેમજ તેમાંજ વપરાતા શબ્દોમાં આપણી ફીલસુફીનું દિગ્દર્શન કરાવવા તેનો પણ વિદ્વાન હીંદુઓએ અભ્યાસ કરવો જોઈએ.

**ચીકાગોની યુનીવર્સીટીઓ**—ના સંબંધમાં લખતાં, ત્યાંની લુઇસ યુનીવર્સીટિનો એક વિદ્યાર્થી **શ્રી. કૈલાસદત્ત ચૌધરી, મોડર્ન રીવ્યુ** ( કલકત્તા-એપ્રિલ ) માં કહે છે કે તે શહેરની વસ્તી ૨૨ લાખની અને જગતના સૌથી મોટા નગરોમાં તે ૫ મું હોવા, છતાં વિદ્યાપીઠો તો ચારજ છે, જો કે કલકત્તામાં ૧૨ છે. તેમાં બે યુનીવર્સીટિઓ છે. અને બે ઇન્સ્ટીટ્યુટો છે. ચીકાગોની મુખ્ય યુનીવર્સીટી જગતના સૌથી શ્રીમંત નર જોન ડી. રોકફેલરે સ્થાપી છે. તે સારૂ તેણે રૂ. ૧ કરોડ આપ્યા છે ! એંજીનીયરીંગ વર્ગ ઉભા કરવા તે, દાનથી રૂ. ૧૧ કરોડ મેળવીને તરત ઉભા કરનાર છે. રોકફેલર ઉપરાંત બીજાઓએ રૂ. ૨૧ કરોડ દાનમાં આપ્યા છે ! તેમાં ભણવાની ફી વર્ષે રૂ. ૪૮૦ છે. તેમાં જેટલા પ્રોફેસરો છે તેટલા આપણી કોલેજમાં વિદ્યાર્થીઓ નથી. ૨૭૭ પુરૂષ તથા ૭૫ સ્ત્રી પ્રોફેસરો છે ! ૬૩૬૦ વિદ્યાર્થીઓમાં ૩૦૭૯ કન્યાઓ છે. ચીકાગો શહેરની બહાર આવેલી ઈલીયેનોઇસ યુ. માં ૭૧૦ પ્રોફેસરો, ૨૯૦૫ પુરૂષ અને ૮૨૮ સ્ત્રી વિદ્યાર્થીઓ છે. લુઇસ ઇન્સ્ટીટ્યુટ, તેના સ્થાપક મી. લુઇસે રૂ. ૧૬॥ લાખ વીલથી આપી જતાં અને વ્યાજ વધતે સુંડી રૂ. ૨૪ લાખ થતાં તે ૧૮૯૬ માં સ્થપાયું હતું. તેમાં મીકેનીકલ એંજીનીયર ( એમ. ઇ. ) ની ડીગ્રી માટે એંજીનીયરનું સર્વોત્તમ જ્ઞાન આપવામાં આવે છે. ગયે વર્ષે તેમાં ઉત્તીર્ણ થયેલા બે વિદ્યાર્થીઓમાં એક ઢાકાનો શ્રીયુત જોગેશચંદ્રદત્ત હતો. તેને આ ઇન્સ્ટીટ્યુટમાં ફ્રી સ્કોલરશીપ તેની ચપલતા આદિ ગુણોને લીધે મળી હતી. એક પંજાબી મી. શર્મા પણ અંહી શીખે છે.

**ફલ વગેરેના પશ્ચિમમાં પ્રચાર સંબંધી ખબરો**—( ૧ ) પાકાંના રોગ પર યુરોપમાં સત્તા સમાન ગણાતા, તથા તે વિષય પર સત્તા સમાન ગણાતાં ગ્રંથના કર્તા, શાસ્ત્ર વિના તે રોગ નષ્ટ કરવાના સ્કોટલંડ હીમાયતી, ગ્લાસગોની સ્ત્રી-હોસ્પીટલના પ્રખ્યાત ડૉ. રોબર્ટ બેલ એમ. ડી. ઇ. ઇં. 'હેરલ્ડ ઑફ ધી ગોલ્ડન એજ' નામક લંડનના ત્રિમાસિકમાં એક લેખમાં કહે છે કે માંસાહાર બલ માટે આવશ્યક છે એમ હું તેની વિરૂદ્ધનાં અનેક અનુમાન કરવાનાં કારણો જોતો રહેવા છતાં, પૂર્વેનાં સંસ્કારોને આધીન રહીને, મારી ધંધાની શરૂઆત પછી મેં માન્ય ન કીધું. એનું કારણ મારૂં અજ્ઞાન અને પ્રમાદ છે ! ફલાહારી થવા પછી મારાં બલમાં વૃદ્ધિ થઇ છે અને હું હલકો યુવાન થયો છું. ૧૯૦૦ માં લીધેલો મારો ફોટો મેં એક મિત્રને બતાવી તે વિષે મત માગતાં તેણે કહ્યું કે તેમાં પણ તબીયત સારી દેખાય છે, પણ તેમાં તમે બલ કરતાં ઘરડા વધુ લાગો છો !

( ૨ ) ઉત્તર અને દક્ષિણ અમેરીકાને જોડનારાં મેક્સીકોનાં પ્રજાસત્તાક રાજ્યનો નવો પ્રેસીડેંટ

જેનરલ મોરેરો ફલાહારી છે. ( ૭ ) ચીનનાં નવાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર અને ચીનનો યુ. સ્ટેટ્સ ખાતેનો ભૂત પૂર્વ એલચી ડૅા. વુ-ટીંગ-ફે ફલાહારના સિદ્ધાંતનો પ્રચાર કરનારાં ઈંગ્લાંડના મુખ્ય મંડળ 'ઑર્ડર ઑફ ધી ગોલ્ડન એજ' નો સભાસદ થયો છે અને ચીનમાં ફલાહારની હીમાયત કરે છે, ત્યાં તેણે નવી સંસ્થા કાઢી છે જે વિષે હમે એક ગતાંકમાં ટુંક ખબર આપી છે.

( ૩ ) ૫૦ માઈલ સુધી સાઇકલ પર દોડવાની આઇરીશ હરીફાઇની શરતમાં આ વખત પણ એફ. મખ નામક જૂનો ફલાહારી જીતી ગયો છે. ૧૨ હરીફોમાં તે ૧ લો આવ્યો છે, ને ૨ જાથી તે ૪ મીનીટ વહેલો પહોંચ્યો. ડબ્લીનના રસ્તા પર કલાકના ૨૧ માઇલે તેણે સાઇકલ દોડાવી હતી. વનસ્પતિના ચમત્કાર !

**ફલાહારની તરફેણમાં**—લંડનના ફલાહારના હીમાયતી પ્રખ્યાત ત્રિમાસિક **ધી હેરલ્ડ ઑફ ધી ગોલ્ડન એજ** ના ગયા જાનેવારી-માર્ચના અંકમાં, ડૉ. એ. બી. ઑલ્સન એમ. ડી. એક વિદ્વતા યુક્ત લેખ લખે છે. તે કહે છે કે ફલ માત્રમાં પ્રધાન તત્વ જલ છે. જે ઘણાંક ફલોમાં સોએ ૯૦ ટકા જેટલું હોય છે. જો કે તે શીવાય મુખ્ય તત્વ તો સ્ટાર્ચ અને ખાંડ છે, કેટલાકમાં ચરબી પણ છે. ફળની અંદર રહેલું ખાંડનું તત્વ શેરડી વગેરેમાંથી બનાવવાની ખાંડ કરતાં વધારે પુષ્ટિકારક અર્થાત આનંદદાયક સ્વાદવાળું છે. તે તૈયાર પચેલી ખાંડ છે. ફળમાં જે વિવિધ એસીડો છે તેથીજ તેનો મનોહર સ્વાદ છે. સર્વે ખાદ્ય પદાર્થોમાં સૌથી સહેલાઈથી પચાવાય પણ છે. અને ન પચાવાની કોઇ ફરેયાદ આવે છે તેનું મૂલ એ છે કે તે બહુ કાચું કે પકું-ઉતરેલું અથવા અન્ન સાથે મેળાને અતિ પુષ્કળ ખાવામાં આવે છે. ફળ બહુ થોડાં કે નિયમિત ભોજન શીવાય ને અનિયમિત વખતે ખાવાનો ખાસ લાભ નથી. ફળના તાજા રસ અને શરબતથી પણ ઘણો લાભ છે. તે માદક દ્રવ્ય કરતાં સોગણું સારૂં. જાંબુ, સંત્રા, પેર, સ્ટૉબેરી, કેળાં આદિમાં ઝાડો સાફ લાવવાનો સારો ગુણ છે. તે કિંચિત રેચક છે. લીવરને નિયમિત કામ કરાવવામાં ફળનાં એસીડો અને ક્ષારો ખાસ કામનાં છે. જેને ભોજનની અરૂચિનો વ્યાધિ હોય તેને માટે શુધ્ધ ફલનો થોડા દિવસનો આહાર જેવો ઉત્તમ ઉપાય નથી. તે સાથે તે ભલે થોડો ભાત ખાય. સંત્રા, લીંબુ વગેરેથી પીશાબના રોગ પણ નષ્ટ થાય છે ને તે સાફ ઝાડો લાવે છે અને તે દ્વારા કચરો સફાઈથી કાઢી નાંખે છે. અતિશય ચરબીથી લાગુ પડેલા જાડાંપણાંના વ્યાધિના ઉપાય તરીકે મીઠાં લીંબુના રસના ૨-૩ પ્યાલા પીવાથી ચરબી ઓછી થાય છે. પણ તેણે તે સાથે ખોરાક કમતી કરવો તથા કસરત કરવી જોઇએ. ઓલીવ ફલ સર્વોત્તમ છે. તેનાં તેલમાંનું ચરબીનું તત્વ સર્વે ચરબીઓમાં સૌથી સહેલાઈથી પચાવાય છે. જો લોકો ઓલીવ ઑઇલના ગુણ જાણે, તો અવર્ણનીય દુર્ગંધી અને અસહ્ય ખરાબ સ્વાદનાં કૉડ લીવર ઓઇલ કે જે પરના ડૉકટરોના વિશ્વાસનું કારણ હમે સમજી શકતા નથી તેનું વેચાણ તરત બંધ પડી જાય.

## ગુજરાતી.

**અતિ દીર્ઘાયુષી ગુજરાતીઓ**—" મારી ( ધન્વંતરીના તંત્રીની ) જન્મભુમી મોજે આસોદર તાલુકે બોરસદમાં છે. જો કે નડીયાદમાં અમારાં ઘર બાર છે, તો પણ તે આસોદરમાં પણ અમારાં ઘરબાર તથા જમીન છે. સદર ગામ આસોદરના રહેનાર શેઠ ભગવાનદાસ પરસોતમની બહેન શીવબા કોઇ હાલ હયાત છે. તેમનો જન્મ સંવત ૧૮૬૯ની સાલમાં થએલો છે. એટલે તેમની ઉમર હાલ સો વર્ષની છે. આ બાઇને મારે ત્યાં બોલાવી તેમની સાથે મેં કેટલીક વાતચીત કરી હતી. તે આંખે સારી રીતે જોઇ શકે છે. તેમને ચસમાની જરૂર પણ પડતી નથી. તેમના દાંત ત્રણ ચાર વરસથીજ પડી ગયા છે. ત્યાં સુધી તે પોતાનો ખોરાક ચાવી શકતાં હતાં. શુમારે ત્રીશ વર્ષની ઉમરમાં તે વિધવા થયાં હતાં. હજુ પણ તે બે ત્રણ ગાઉ સુધી ચાલીને જાય તેવાં છે. બાણું વર્ષની ઉમર સુધી તેઓ કુવે પાણીનું બેડું લેઇ ભરવા જતાં હતાં. સદર બાઇ શીવબાને એક દિકરો છે, તેનું નામ અમથાદાસ ભોગીદાસ છે. તેમની ઉંમર પણ

અગણ્યોતેર વર્ષની છે. તેમને પણ મેં નજરે જોયાં છે. તેમનો જન્મ સંવત ૧૮૯૯ના આસો સુદ ૧૫ ના રોજનો છે. સદર બાઇ શીવબાના બાપના પીત્રાઇ ભાઇ વલ્લવદાસ જાદવજી સો વર્ષની વયે ગુજરી ગયા હતા. તેઓ ખરા ભકત હતા. સદર શિવબા ફોઇના સગા ભાઇ ભગવાનદાસ પરસોતમદાસ પણ પંચાણું વર્ષની ઉમરે ગુજરી ગયા હતા. તંત્રીના નિકટના પીતરાઇ કાકા જોશીકુવા તાબે બોરસદના રહેનાર ભોગીલાલ ઉત્તમરામની પત્નિ ઝવેરમા એકસો ચાર વર્ષની ઉમરે ગુજરી ગયાં હતાં. તંત્રીનાં માતુશ્રી કાશીબાનો જન્મ સંવત ૧૮૮૭ માં છે; તેઓ હજુ હયાત છે—તેમની વય બ્યાસી વરસની છે, છતાં તેઓ હજુ પોતાની જાતે રસોઇ કરી અમને જમાડે છે, તેમજ ઘરમાં હરીફરી શકે છે. અને હજુ ચાલવાને માટે કંઇ દાંડો અને ચાર પાંચ દાંત પણ કાયમ છે. તંત્રીના વડીલ કાકા જેઠાભાઇ ઉજમરામ ૮૪ વર્ષની વયે સંવત ૧૯૪૫ માં ગુજરી ગયા હતા. તંત્રીનાં સગાં ફોઇ ઇચ્છા છોંતેર વર્ષની વયે સંવત ૧૯૫૬ માં ગુજરી ગયાં હતાં, તંત્રીનાં બીજાં ફોઇ કાશીબા પંચોતેર વર્ષની વયે ગુજરી ગયાં હતાં. તંત્રીના બાપની મા ઝવેરમા લગભગ પંચાશી વર્ષની વયે સંવત ૧૯૨૮માં ગુજરી ગયાં હતાં. તંત્રીના સગા મામા ગીરધરલાલ ગણપતરામ સીતોતેર વર્ષની વયે ગુજરી ગયા હતા તેમજ તેમનાં માતુશ્રી અને માતુશ્રીનાં મા પણ ઘણીલાંબી વયે ગુજરી ગયાં હતાં. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આસમાની સુલતાની કે અપવાદરૂપ મરણને બાતલ કરીએ તો ઘણે ભાગે માતા, પિતા કે કુટુંબના માણસો દીર્ઘાયુષ્ય ભોગવતા હોય તો તેમની સંતતી પણ દીર્ઘાયુષ્ય ભોગવી શકે છે. મેં જે જે દાખલા બતાવ્યા છે તે બધા માણસોએ સાદો આહાર અને જીંદગીનો મોટો ભાગ ખુલ્લી હવામાં અને ગામડાંની હવામાં ગુજારેલો છે.—" ધન્વંતરી (વીસનગર–એપ્રીલ)

**સાહિત્ય પરીષદ વખતે ચર્ચવા યોગ્ય એક વિષય !**—(૧) દર વરસે ગુર્જર સાહિત્ય ક્ષેત્રમાં વીચરનારા " સાક્ષર ' નામાભીધાન ધારણ કરવા ઉત્સુક બનેલાઓની પરીક્ષા લેવી. (૨) જે ઉત્સુકજન વધારેમાં વધારે સંસ્કૃત શબ્દો વાપરે અને ચાલુ ગુજરાતી શબ્દોનો સમુળો બહિષ્કાર કરે અગર બીલકૂલ ઓછા વાપરે તેનેજ પરીક્ષામાં પસાર કરવો. (૩) પરીક્ષા પસાર કરનાર જે વિદ્યાર્થીની શૈલી સાધારણ ગુજરાતી ભાષા જાણનારાઓ ન સમજી શકે તેવી હોય તેને " કોપર મેડલ " યાને " તામ્રપદક " અર્પણ કરવું. (૪) જેની સરસ શૈલી સાક્ષરો ગણાતા વિદ્વાનો પણ મહા મુશ્કેલીથી સમજી શકે તેવી હોય તેને "સીલ્વર" મેડલ યાને " રૌપ્યપદક " એનાયત કરવું. (૫) જે મહા પુરૂષની ઉચ્ચ શૈલી તે પોતે પણ મહા મુશ્કેલીથી સમજી શકે તેવી હોય તેને " ગોલ્ડ મેડલ" યાને " સુવર્ણપદક " ઇનામમાં આપવું. (૬) જે સાક્ષર શિરોમણીની સર્વોત્તમ શૈલી એવી હોય કે તે પોતે માત્ર જ્યાં સુધી અક્ષરો લીલા હોય ત્યાં સુધીજ અતિ પરિશ્રમે સમજી શકે, (શાહી સુકાઇ ગયા પછી બીલકુલ નહીં હો ! !) તેને ખાસ " ડાયમન્ડ મેડલ " યાને " હીરક પદક " અર્પણ કરવું. (૭) જે મહાશયથી ન તો લખતા પહેલાં, ન તો લખતી વખતે કે ન તો લખ્યા પછી કોઇ પણ પોતાના સર્વોત્તમ કોટીનાં લખાણમાંનું વાંચી કે સમજી શકે તેને ખાસ આફ્રીકાની અને ગોલકોંડાની ખાણોમાંથી સર્વોત્તમ તેજસ્વી પાણીદાર હીરાઓ (ટટના નહીં હો ! ! !) મંગાવી " ભયંકર વિદ્વાન " એવા શબ્દો લલીત અને લાવણ્યમય શબ્દોના હાર બનાવી પરિષદના માંચડા ઉપરથી તેના અનેકાઃગુણાનું વર્ણન કરી તાળીઓના, ઢોલના, નગારાંના અને

શંખના મહાન ગમન ભેદી ધ્વની વચ્ચે, તે સાક્ષર શિરોમણીના મોહક કંઠમાં આરોપવો!
જાદુગર ( મુંબઇ ).

જાદુગર-પત્ર મુંબઇ.

## સ્ત્રીની ઉન્નતિ અને સ્થિતિ સંબંધી પ્રકરણ.

**પરદેશમાં આર્ય સ્ત્રીઓ**—પણ હવે જતી થઇ છે તો પુરૂષોનું હવે શું કહેવું ? અને અમદાવાદ જેવું જૂના વિચારનું કેંદ્ર હાલ્યું છે. અમદાવાદના મુતાન્ શેઠ અંબાલાલ સારાભાઇ સાથે તેમનાં પત્ની સરલાદેવી તથા બાલપુત્રી તથા તેમનાં એક બ્હેન વડોદરાનાં કલાભવનનાં પ્રીન્સીપેલના પત્ની મીસીસ કાંતા છોટાલાલ વ્હોરા યુરોપને પ્રવાસે ઉપડી ગયાં છે. શ૦ અંબાલાલની મોટી બ્હેન વૈદકનો અભ્યાસ કરવા તે પૂર્વનાં ઉપડી ગયાં છે.

**ઇંગ્લંડની હજાર પાઉંડના પગારવાળી બે સ્ત્રી પદાધિકારિણીઓ !**—ખજાનચી મી. લૉઇડ જ્યોર્જ લોઇડ જ્યોર્જના નવા વીમા કાયદાનો અમલ કરનારાં બોર્ડમાં તેણે મુખ્ય બે અમલદારો બે સ્ત્રીઓ નીમી છે ! એક મીસીસ કેટન છે તે લંડનના મર્હુમ બીશપની વિધવા થાય. બીજી મીસ વીલ્સન છે. એ કુંવારિકાએ પોતાનું જીવન સ્ત્રીનાં ઔદ્યોગિક વિષયના અભ્યાસને અર્પણ કીધું છે. તે પૂર્વે ઔદ્યોગિક અકસ્માતો સંબંધી રીપોર્ટ કરવા નીમાયલી કમીટીની સભાસદ હતી. તે બાદ વેપાર ખાતામાં હતી, અને અનેક વ્યાપારને મદદ કરી હતી. વીમાના કાયદાનો વહીવટ કરનારા કમીશનરોના બોર્ડના સભાસદ તરીકે તે બન્નેને એકેક હજાર પાઉંડનો પગાર મળશે. દર મહીને રૂ. ૧૨૫૦ થયા ! ઇંગ્લંડમાં નાટકકાર શીવાય બીજા કોઇ આબરૂદાર ધંધામાં કોઇપણ સ્ત્રીને આટલો મોટો પગાર મળતો નથી. સ્ત્રીઓની પુરૂષની દિશામાં તો ઇંગ્લાંડમાં ઉન્નતિજ થતી જાય છે.

**ચીનની એમેઝોન સ્ત્રીઓ**—વિષે ગતાંકમાં હમે લખ્યા પછી, માર્ચના ' રીવ્યુ ઓફ રીવ્યુઝ ' માંથી, ગતાંકમાં એ સ્ત્રીઓના સંબંધમાં વિશેષ ખબર મળી છે. તેમની તો લશ્કરી પલટણ છે ! તેનો ફોટો એ પત્રમાં આવ્યો છે. હાથમાં બંદુક ધારીને—બંગડી તો હોયજ શાની ?—કેટલીક બેઠી છે, ને કેટલીક ઉભી છે. ખાસાં કોટ પાટલુન અને ટોપી પહેર્યાં છે ! એ " અબલાઓ " ને ઘણા વાદવિવાદ તથા વિચાર પછીજ નવી પ્રજાસત્તાક સરકારે લશ્કરમાં દાખલ કરી છે. મોટે ભાગે તેઓ ઉચ્ચ કુટુંબની કન્યાઓ તથા વિદ્યાર્થી દશામાંની છે. નાનકીન તથા શાંગાહીમાં તેઓ હાલ લશ્કરી તાલીમ લે છે. ફોટો પરથી તેમને કોઇ સ્ત્રી ધારી શકેજ નહીં; કારણ, તદ્દન મરદનો પોશાક પહેર્યો છે. પણ મરદના પોશાકથી મરદનું મગજ આવવું અશક્ય છે. સ્ત્રીની સમાનતાનો આ તો દુરૂપયોગજ છે. પણ વખત આવતાં કુદરત તેનું યોગ્ય સમાધાન કરી દેશે.

**સ્ત્રી વિક્રયનો સરકારી સ્ટૅપપર દસ્તાવેજ !**—યુરોપમાં પણ બેવકુફી અને અજ્ઞાનનો હજી અંત નથી. સ્વીટઝર્લંડના યુરોપમાં ગણાતા એક સૌથી સુધરેલા દેશના પ્રતિક્રમેય ના

મના ગામમાં થોડા વખત ઉપર એક ખાયડીને તેના ધણીએ તેને સમ્મતિથી ખરીદીને વેચી નાખી! ખરીદનાર ઇટલીયન હતો, તે કાંઇ કાચો નહોતો. આ વેચાણ કાયદેસરનું કરવાને સરકારી સ્ટેંપના કાગળ ઉપર લખાણ કરી તે પાકું કીધું, અને તે પર સાક્ષી તરીકે સહી કરનારા બે મહાશયો પણ મળી આવ્યા! આ પંચ પ્રદર્શનમાં મુકવા લાયક હોવું જોઇએ. ખાયડી એક ગીનીમાં "વેચાઇ" હતી!

૩. ૭ા હજારની જોડાની જોડી!—નવરાસ અને પૈસાવાળી અમેરીકન બાનુઓ એહી એહી નખોદ વાળની પરવારતીજ નથી. કરોડપતિની પત્ની મીસીસ એમની પાસે હીરા જડિત બુટની ૭ જોડી છે અને તે પહેરતી નથી, ત્યારે બેંકની ત્રીજોરીમાં મૂકે છે. ભૂતપૂર્વ પ્રેસીડંટ રૂસવેલની પુત્રી પણ કરોડપતિની પત્ની છે. તેણે કાચની જોડી પહેરવાની શરૂઆત કરી હતી. ગઇ વસંત ઋતુમાં અમુક ગાનારી જોનનાં ઝીણાં સુંદર પક્ષીનાં પીછાંથીજ જોડા શોભિત કરવાનો પવન તેમનામાં ફુંકાયો હતો. આ માટે અનેક પક્ષીઓનો પ્રાણ લેવો પડતો અને બુટ બહુ મોંઘા પડી જતા હતા. દર જોડી ૫૦૦ પાઉંડની પડતી. સારે નશીબે વા વધુ ચાલ્યો નહીં.

**પરણવાનો મ્યુનીસીપલ હુકમ!**—આ દેશમાં પરણવાની પંચાત છે તો પશ્ચિમમાં નહિ પરણવાની પંચાત છે. ડર્બીશીર (ઇંગ્લાંડ) ના એક તાલુકા બોર્ડની મ્યુ. કાઉન્સીલ ઉપર એક આઇરીશ કન્યાએ લખેલો કાગળ સભામાં રજુ થયો હતો. તેણે લખ્યું હતું "કે જો કાઉન્સીલરો પોતાની ફરજ બજાવે તો મારે દેશનીકાલ ન થવું પડે. મ્યુ. હસ્તકની કામદારોની ચાલીઓમાં મોટે ભાગે કુમારાઓ રહેતા અને ખરાબ રહુલા વાપરતા હોવાથી તે ચાલીઓ આખો વખત સમરાવવી પડતી. જો તેઓને પરણવાની ફરજ પાડવામાં આવે તો ચાલીની સ્થિતિ સુધરે! તકરાર ચાલ્યા બાદ ઠરાવ કરવામાં આવ્યો કે "મ્યુ. ચાલીના ભાડુતોએ યાતો ત્રણ માસમાં પરણવું. નહીં તો તેમની ચાલી ખાલી કરવાની નોટીસ કાયદા પ્રમાણે આપવી!" કમાતા થયા પછી લગ્ન ન કરવું એ સ્વાર્થ અક્ષમ્ય છે અને સરકારે તેને નિરૂત્તેજન આપવું યોગ્યજ છે.

---

## ગ્રાહકોને ખુશ ખબર.

આ પત્રનું વર્ષ આવતા જુનથી સમાપ્ત થાય છે. નવા વર્ષના મંગલાચરણમાં હમે સુંદર ગ્લેજ કાગળ પર છપાયેલી ભેટનું એક સુંદર પુસ્તક ગ્રાહકોને અર્પણ કરીશું, અને જુલાઇના અંક સાથે તે ગ્રાહકોની સેવામાં રવાના કરીશું. તે સંબંધી સંપૂર્ણ વીગત આવતા જુન માસના અંકમાં પ્રગટ થશે.

આ ભેટના અધિકારી જેઓ આગામી વર્ષનું લવાજમ પ્રથમ ભરશે તેઓજ થશે, અને આ અંક હીંદુસ્તાનની બહારના, આફ્રીકા આદિ દૂરસ્થ ગ્રાહકોને મોડો મળશે, તેથી તેમને વિનંતિ છે કે તેઓએ આ ખબર વાંચીને મનીઑર્ડરથી પોતાનું લવાજમ રૂ. ૨-૧૨-૦ તરત હમને ભેટ જલ્દી મેળવવી હોય તો મોકલી આપવું.

## સાંસારિક અને ધાર્મિક ઉન્નતિ સંબંધી સમાચારો ( સટિક. )

દાન પ્રવાહ—દુન્યાના આ પૂર્વ તેમજ પશ્ચિમ ભાગમાં દાન પ્રવાહ ચાલુજ છે. ૮૪ વર્ષની વયે, શસ્ત્ર વૈદકને ભય રહિત કરનાર પ્રખ્યાત લૉ. લીસ્ટર ગઇ તા. ૧૦ મી ફેબ્રુઆરીએ મરણ પામ્યો. તેના વીલનું પ્રોબેટ પા. ૬૫,૯૯૦ માટે લેવાયું છે. ૧૦ હજાર પાઉંડ તે રાખાવતમાં આપી ગયો છે રૂ. ૩ લાખ લીસ્ટર ઇન્સ્ટીટ્યુટને, તથા દસ દસ હજાર પાઉંડ ચાર હૉસ્પીટલો તથા યુનીવર્સીટીના કામ માટે આપ્યા છે. (૨) બેરન વોન્ડસવર્થે અનાથોને દત્તક પુત્ર ગણ્યા તે સંબંધી હમે લખી ગયા છીએ. સદરહને પ્રોબેટથી તેની પૂંઠમાંથી આશરે રૂ. ૪૦ લાખ મળ્યા છે. તેનાં વીલમાં સૌથી જાણવા જોગ કલમ એ છે કે, એક્ઝીક્યુટરો જો એમ ધારે કે અમુકનું મારે દેવું છે પણ કાયદાથી તેનાથી તે વસુલ થઇ શકે નહીં તો તેવું દેવું પણ આપવું, ને તે સારૂ રૂ. ૬૦,૦૦૦ હું જુદા મુકું છું." આવા સત્‌પુરૂષો દેશોમાં છે ત્યાં સુધી તેની ઉન્નતિ સલામત છે !

હીંદુસ્તાનમાં પણ દાન પ્રવાહનો ઝરો અખુટ છે. (૧) ગઇ તા. ૧૦ મીએ લાનોલી નજદીક કાર્લા ખાતે ના. ગવર્નરને હાથે હીંદુઓ માટે ક્ષય આરોગ્ય ભવન ખુલ્લું મેલાયું. તે પાછળ રૂ. ૯૮,૦૦૦ નો ખર્ચ થયો છે, જે દાનથી મળ્યા છે. સૌથી મોટી રૂ. ૧૨,૦૦૦ની રકમ હતી. ક્ષયનું પ્રમાણ આ દેશમાં ભયંકર છે. દર હજારે ૪૧ મુસલમાન, ૫·૧૦ હીંદુ મરે છે. પારસીઓમાં માત્ર ૧·૪૦ તથા યુરોપીયનો તો ૩ હજારે એકજ એથી મરે છે. આ જોતાં આવાં ખાતાંની આવશ્યકતા હતી. એ કામ પાર પાડવા સારૂ સર લાલચંદ આદિને ખાસ ધન્યવાદ ઘટે છે. હાલ ૧૫ કોટેજ તૈયાર થયાં છે.

( ૨ ) જૂના વિચારવાળાઓ પણ બેસી રહ્યા નથી. તેમનાં મન ઉપર લાગવગ ધરાવનાર અને મુંબાઇના મારવાડીઓના પૂજ્ય સનાતન ધર્મ મહા મંડળના મૂળ સ્થાપક પણ હાલ તેમાંથી છુટા કરવામાં આવેલા, પ્રખ્યાત મહાવકતા પં. દીનદયાલુ શર્માના પ્રયાસથી મુંબઇમાં, કલકત્તાની વિશુદ્ધાનંદ પાઠશાળા જેવી પાઠશાળા મારવાડી વિદ્યાર્થીઓ સારૂ સ્થાપવા લગભગ રૂ. ૨ લાખ ભેગા થયા છે. દી. બા. સર કસ્તુરચંદ ડાગા, તથા શે. હરનંદરાય રામનારાયણ દરેકે રૂ. ૨૧,૦૦૦ તથા બીજાઓએ ૧૧ તથા ૫ હજાર રૂપીયા આપ્યા છે. જો કાંઇક અંગ્રેજી શિક્ષણ સંયુક્ત કરવામાં આવશે તો વિશેષ લાભ થશે. આ એક નૂતન અને આશા જનક ચીહ્નગાહ છે.

( ૩ ) મુંબઇ ઉપરાંત બહાર ગામમાં પણ પરમાર્થ વૃત્તિ જાગ્રત છે. સુરતમાં એક લુલાં લંગડાં આંધળાં, અર્થાત અવયવ રહિત અશક્ત ( અપંગ ) નિરાધારો માટે એક આશ્રમ ગયા માસમાં સ્થાપવામાં આવ્યું છે.

કેટલીક જગદ્‌ વ્યાપી કોંગ્રેસો—વિષે હમે ગતાંકમાં લખી ગયા છીએ. કેટલીક વધુ મળવાના સમાચાર હાલ મળ્યા છે. ઓરીએન્ટલ કોંગ્રેસ—યુરોપમાં દર ૩ વર્ષે મળે છે. તે ગઇ તા. ૭ મીથી ૧૪ સુધીમાં એથેન્સમાં મળી હતી ( ૨ ) નર્સીંગ કોંગ્રેસ—યુરોપના દેશોની નર્સોની કોંગ્રેસ પોતાની તેમજ ધંધાની જાતની ઉન્નતિ કરવાના ઉપાય યોજવા આવતા ઓગસ્ટમાં કોલોન ( જર્મની ) માં મળનારી છે. હીંદુસ્તાન સુધ્ધાં સર્વ સુધરેલા દેશોનાં નર્સીંગ

એસોસીએશનો તરફના રીપોર્ટો તેમાં રજુ થશે ( ૩ ) પ્રાચીન વસ્તુ શાસ્ત્રની કોંગ્રેસ રોમમાં આવતા ઓકટોબરમાં, ઇટલીની પ્રાચીન વસ્તુના ડીરેકટર-જનરલના પ્રમુખપદ હેઠળ મળશે. તેમાં દશ વિભાગોમાં સામટું કામ ચાલશે. ( ૪ ) તે ખતમ થયે હુન્નરના ઇતિહાસનું કોંગ્રેસ મળશે. દરેક દેશના હુન્નર તથા કળાના સંબંધમાં બારીક વિચાર તેમાં થશે. (૫) સાદાં જીવન તથા આરોગ્યદાયક ભોજનનું કોન્ફરન્સ તથા પ્રદર્શન ઇંગ્લાંડમાં થોડાં વખત ઉપર મીસ એશવેલની આગેવાની હેઠળ ભરવામાં આવ્યું હતું. પ્રદર્શનમાં ખોરાકોના લાભ પ્રત્યક્ષ વિવિધ અખતરાથી ભાષણ કર્તા તથા પ્રયોગ કર્તાઓ તરફથી બતાવવામાં આવતા હતા. એક જણ આખો દહાડો તળાઇની ચાદર ૩૨ રીતે પાથરી શકાય છે તે પાથરી બતાવતો હતો, અને તેના લાભની તથા ખુબીની સમજ આપતો હતો. કુમારી તથા કુમારીઓએ એકલાં રહેતાં જે ઘર સંસારી આવડત મેળવવી જોઇએ તે પણ બતાવવામાં આવતી હતી. અસાધારણ સગવડવાળો ચુલો તેનું એક આકર્ષક સાધન હતું. (૬) યુજીનીક કોંગ્રેસ આવતા જુલાઇમાં લંડનમાં ભરાનાર છે. તેનો હેતુ નિરોગી અને આરોગ્યવાન સંતતિજ ઉત્પન્ન થવા દેવાનો છે ! તેની સેક્રેટરી મીસીસ ગોટો છે. દેશ દેશાંતરથી તેની તરફેણ કરનારા અનેક સાંઇંટીસ્ટો આમાં ભાગ લેવા આવનારા છે. ગમે તેવા મૂર્ખ, ચેપીરોગવાળા પરણીને ગમે તેટલી સંતતિ ઉત્પન્ન કરે, અને તે રોગી, દીવાની માતા પિતાના વારસા રૂપે નીવડે તે કરતાં તેમને પરણવાજ ન દેવાં એવો કાયદો સરકારોએ ઘડવો જોઇએ એવી આ કોંગ્રેસની હીમાયત છે. દુઃખનો મોટો ભાગ પોતાની સંભાળ ન લઇ શકે એવા પુત્રોની ઉત્પત્તિથીજ છે એમ તેનું કહેવું છે. જુદી જુદી જાતિઓ ( races ) પરસ્પર લગ્ન કરવાથી સંતતિ કેવી થાય ઇત્યાદિ લગ્ના વિષયો પર પણ વિદ્વાનો વિચાર કરશે.

**માંડલેમાં ગુજરાતી લાઇબ્રેરીની સ્થાપના**—તા. ૩૦ મી માર્ચે થયેલી જાણીને આનંદ થાય છે. " મહત્તર ગુજરાત " નો જય થાઓ. ગુજરાતીઓ શરીરે દુર્બલ છતાં મગજે તીવ્ર તથા સર્વ પ્રાંતોના વતનીઓમાં સૌથી સાહસિક હોવાનો આ એક અનુપમ પુરાવો છે. માંડલે જે વીલાયતથી અર્ધું દૂર છે ત્યાં પણ ગુજરાતીઓની કેટલી મોટી સંખ્યા હશે ત્યારે આ લાઇબ્રેરી સ્થાપવામાં આવી. ત્યાં પણ ગુજરાતીઓ મોટી સંખ્યામાં છે, એટલુંજ નહીં પણ તેઓ વાંચવાના પણ શોખીન છે એ કાંઇ તેમની જેવી તેવી પ્રશંસા છે ? આ માટે લાઇબ્રેરીના સેક્રેટરી ડો. મુલન તથા મી. આર્‌-તેઓ પારસી છે કે હીંદુ તે હમે નથી કહી શકતા, હમે તે તો, બધા એકજ છે-ને ધન્યવાદ ઘટે છે.

**ભાટીયા વસ્તીનો થતો નાશ**—એક ભાટીયા ગૃહસ્થ તા. ૨૬ એપ્રિલના " મુંબઇ સમાચાર " માં લખે છે કે, ૧૮૭૬-૭ માં કચ્છમાં ભાટીઆઓની વસ્તી ૩૨૦૦૦ હતી. ૧૮૯૮ માં સરકારી ગણત્રી પ્રમાણે તે વધવાને બદલે ઘટીને ૨૦,૦૦૦ થઇ હતી, ૩૫ વર્ષમાં ૧૨૦૦૦ ઓછા થયા. કચ્છીનું તેમજ હાલાઇ ભાટીયાનું થયું છે. હાલાર ( કાઠીવાવાડ ) પ્રાંતમાં ૧૮૮૧ માં ૨૫૨૦૦ ભાટીયા હતા. ૧૮૯૧ માં સીધે બાદ કરતાં કુલ ખ્લાકોમાં ફક્ત ૨૨,૬૦૩ ભાટીયા હતા. મુંબઇમાં પણ વસ્તી ઘટી છે. કન્યાની અછત, તેમનાં મરણનું મોટું પ્રમાણ, યુવતી વિધવાઓની મોટી સંખ્યા અને તેઓને લગ્ન કરી પ્રજોત્પત્તિ કરવાનો થીન બલાત્કારથી કરેલો પ્રતિબંધ, વૃદ્ધ લગ્ન ઇત્યાદિ અનેક કારણોથી વસ્તી ઘટે છે. તે જોતાં ૧૦૦ વર્ષમાં ભાટીયાઓનું નામનિશાન ન રહે એ સંભવિત છે. હજી પણ તેઓ ચેતીને વિચાર કરશે તો જાતિનો અનો આત્મઘાત અટકશે.

**આર્ય પરસ્પર લગ્ન મંડલી**—ની સ્થાપના થઇ છે એમ કાશીનું ફાલ્ગુનનું ગત તા. ૨૫ મી એ હમને આવે મળેલું " નવજીવન " ( હીંદી ) માસિક ખબર આપે છે. મુંબઇના શેઠ રણછોડદાસ ભવાન તેના પ્રધાન છે, સ્વામી ધર્મદેવ ઉર્ફે મી. રોબર્ટસન બી. એસસી. તેના મુખ્ય મંત્રી છે, તથા કાશીના એક ગૃહસ્થ તેના કાર્યકર્તા મંત્રી છે. ઓફીસ કાશીમાં ' નવજીવન ' પત્રની ઓફીસમાં રહેશે. ત્યાં ઘટતો પત્ર વ્યવહાર કરવો તથા ત્યાંથી અરજીપત્રો મેળવવા. જ્ઞાતિબંધનથી મુક્ત થવાનો આજ રામબાણ ઉપાય છે. પરંતુ પુરૂષ ઉમેદવાર નીડરતાથી અને અરજીપત્રમાં સમ્મતિ દર્શાવવા માત્રથી કાંઇ થનાર નથી. આ સભા દ્વારા જન્મની જ્ઞાતિ પ્રમાણે નહીં કિંતુ ગુણ કર્મ સ્વભાવની તથા વયવિદ્યાની સમાનતાની કુદરતી જ્ઞાતિ પ્રમાણે લગ્ન સંબંધ યોજવામાં આવશે. આત્મસમર્પણ અને પોતાની પુત્રીઓનો દેખાતો રીતે ભોગ આપ્યા વગર આ સંસ્થાની સિદ્ધિ નથી એમ જાણીને જ જો તેના યોજકો કામ લેશે તો તેનો વિજય છે.

**જૈનોને ચેતવનાર**—" હુ નીચે સહી કરનાર બાઇ હેમકુંવર તે શા. છોટાલાલ કરશન રહેવાશી ભાવનગરનાની ઓરત આથી સર્વે લોકોને ખબર આપું છું કે મારા પતિ સદરહુ છોટાલાલ મુંબઇમાંથી આજ કેટલાક દિવસ થયાં પોતાના શેઠની રજા લીધા શિવાય ઉતરાણીની એ ઘડી લઇને નાશી ગયા છે; તેમને નસાડવામાં કોઇ મુનિમહારાજનો હાથ લાગે છે કેમકે આગાઉ તેઓ મુનિ મહારાજ.........પાસે તેમણે જઇને વેશ પહેરેલો તે પાછા લાવેલા. માટે હું બધાને જાહેર કરૂં છું કે કોઇએ અમારા પતિ છોટાલાલને દિક્ષા આપવી નહીં અને જ્યાં હોય ત્યાંથી મને ખબર આપવી. કોઇ પણ દિક્ષા આપશે કે અપાવશે તો તેમના ઉપર હું કાયદેસર પગલાં લઇશ." આ જૈનપત્રમાં આપેલી જાહેર ખબર છે. જૈનોમાં સાધુ સંબંધી એટલી ફરીયાદો વધી પડી છે કે, જૈનોએ પત્નિની મરજી તેના વિરૂદ્ધ પતિને દિક્ષા આપનાર સાધુ તથા તેના મદદગારને કાયદાથી શિક્ષા થઇ શકે એવો કાયદો ઘડવા હીંદી સરકારને કોન્ફરન્સ દ્વારા પ્રાર્થના કરવા ઠરાવ કરવો જોઇએ.

**વરોડરા રાજ્યના ગયા વર્ષના રીપોર્ટમાં કેટલાક જાણવાજોગ આંકડાઓ**—તે રાજ્યની સામાજીક સ્થિતિ ઉપર ઘણો પ્રકાશ પાડે છે. રીપોર્ટમાં બાલલગ્ન પ્રતિબંધક કાયદાના અમલ વિષે જણાવવામાં આવ્યું છે કે " કાયદાના બંધારણમાંથી છુટવા એકંદર ૧૯૪૦૩ અરજીઓ આવી હતી. એકંદર ૯૫ ટકા જેટલા અરજદારોને લગ્ન કરવાની પરવાનગી આપવામાં આવી હતી અને ૫ ટકા જેટલીજ અરજીઓ નામંજુર કરવામાં આવી હતી. તે ઉપરાંત લગભગ ૧૫૦૦૦ થી વધારે લગ્ન કાનુન વિરૂધ થયાં હતાં જેમણે શિક્ષા ભોગવી હતી. ( તે સિવાય લગ્ન નોંધનારા પરેણીની બેદરકારીને લીધે એટલાંજ બાળલગ્ન બીજાં થયાં હશે. ) ૯૫ ટકા અરજી મંજુર કરવાને બદલે તેટલા ટકા નામંજુર કરવી હતી. અને પાંચ ટકાનેજ પરવાનગી આપવી હતી. કાયદાનો જો કાંઇક સખતાઇથી અમલ ન થાય તો કાયદાનો લાભ સ્પષ્ટ નથી. નામ બદનામ થયું છે તો પછી તેનો વગનો લાભ લેવો જોઇએ ! રીપોર્ટથી વળી વધુ પ્રકાશિત થાય છે કે એ રાજ્યમાં દર હજાર સ્ત્રી પુરૂષોમાં ૪ વર્ષની અંદરના છોકરાઓમાં ૨૯ પરણેલા છે. અને તેજ ઉમરની છોકરીઓમાં ૮૩ પરણેલી છે. ૫ થી ૯ વર્ષની ઉમરના છોકરા તથા છોકરીઓની સંખ્યા આ સંબંધમાં અનુક્રમે ૧૧૧ અને ૧૯૮ છે. અને ૯ થી ૧૪ વર્ષની ઉમરના ૧૦૦૦ છોકરાઓમાં ૨૩૬ પરણેલા છે ત્યારે તેજ ઉમરની ૧૦૦૦ છોકરીઓમાં ૫૧૫ પરણેલી છે ! સાહસ કરનાર શું સાહસ કરશે ?

**જોષી મહારાજને અર્પણ**!—મહીસુર રાજ્યનો ગયા વર્ષનો પોલીસ રીપોર્ટ પ્રગટ થયો છે. પોલીસનો ઇન્સ્પેક્ટર જનરલ તેમાં લખે છે કે, બાલહત્યાના વર્ષમાં ૭ બનાવ બન્યા હતા. તેમાંના એકનું કારણ એ હતું કે, જોષીએ બાલકની કુંડલી પરથી ભવિષ્ય ભાખ્યું હતું કે, તેનો જન્મ માતાને આત્મઘાતક થઇ પડશે. આથી દુધ ધવાડનારીએ તે બાલકને વખતસર ઠાર કર્યો ! અજ્ઞાન હીંદુસ્તાન !

## સુરત રાઇસ માલ કંપની.

( Surat Rice Mills Co. ltd )

**જો તમારે ઉત્તમમાં ઉત્તમ અને સાફમાં સાફ ચોખા જથાબંધ યા છુટક જોઇતા હોય તો હમને જરૂર પુછાવજો.**

૧ સુરત રાઇસ મીલમાં આંબામોર, સુખવેલ, કમોદ, કોલમ વગેરે જાતના ચોખા હમેશાં મોટા જથામાં તૈયાર રાખવામાં આવે છે.

૨ સુરત રાઇસ મીલ્સનો ચોખો, ભાતમાંથી અનુભવીઓની શીખી દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવે છે. નવા યંત્રથી તે તૈયાર થાય છે.

૩ બહાર ગામના વેપારીઓ માટે આ મીલનો ચોખો એક આશીર્વાદ સમાન છે. માત્ર એકવાર માલ મંગાવાથી ખાત્રી થશે.

૪ કોઇપણ ચોખાની મીલ આ મીલના માલની બરોબરી કરી શકતી નથી.

૫ ભાવ, માલની જાતના પ્રમાણમાં ઘણો કીફાયત હોય છે.

સુરત રાઇસ મીલ્સ કં. લી.—રઘનાથપુરા—સુરત.

---

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઇ ખાતરી કરેલો તેમજ પ્રદર્શનમાંથી સોના, ચાંદીના ચાંદ ઇનામ મેળવેલો

ડા. વામન ગોપાળનો આયોડાઇઝ

# સાર્સાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે; જે ઔષધી કોઇપણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલું હશે, ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ શિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણુંજ સારો ગુણ ધરાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી આ રોગનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલુંજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજાનમાં પણ તેનો અંશ આવે, શીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષાઘાત, સંધીવા, સાંધાને હાડકાનો દુખાવો, શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ડાઘા પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસનાશક્તિનું કમી થવું, મોઢામાં ચાંદાં તથા જડબાંનો દુખાવો ને લાળ પડવી, ઝીણું તાવ ને ઝીંઝણી આવવા, વગેરે સઘળાં દરદો નાશ પામે છે. એ વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષ થયા અનુભવથી સિદ્ધ કરેલું છે, એક બાટલીની કીં. રૂ. ૧. પો. ૫ આના છેહું. સારા ગુણ માટે ૪ બાટલી વાપરવી. એકદમ લેનારને કીંમત રૂ. ૪.) પોસ્ટેજ ૯. આના.

આ શીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે. કેટલીક મંગાવો.

વિશેષ સુચના—કોઇ પણ દવાઓ એકદમ ગુણકારી હોય છે તો જ્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહિ. સર્વે નકલથી સાવચેત રહેજો.

માલેક—રાતમરાવ કેશવ—ઠાકુરદ્વાર—મુંબાઇ.

કાશીના પ્રખ્યાત ડૉ. ગણેશપ્રસાદ ભાર્ગવ કૃત

# નમક સુલેમાની.

## ( SULEMANI SALT. )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મોટી શીશીની | કીમત | રૂ. ૫ | તથા | ટપાલ | ખર્ચ | આના બાર |
| નાની | " | રૂ. ૧ | " | " | " | ચાર |

આ નમક સુલેમાની પોતાના અદ્ભુત ગુણોથી આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધિને પામ્યું છે. એના સેવનથી યકૃત તથા અપાચનના સર્વ રોગ નાશ પામે છે. ભુખ ઉત્તમ રીતે લાગે છે, અને જેટલું ખાવામાં આવે છે તે ઉત્તમ રીતે પચી જાય છે, તેથી દરેક પ્રકારની દુર્બલતા નષ્ટ થાય છે. આ નમક સુલેમાની, અજીર્ણ, બદહજમી, ખાટા અથવા અકારા ઓડકાર, પેટના બીજા દર્દો, સંગ્રહણી, અતિસાર, ઝાડો, કબજીઆત, ભુખ ન લાગવાનું દર્દ એમાં પોતાનો ગુણ બતાવી આપે છે, ખાંસી, દમ, ઝાડો અથવા અધિક પીશાબ, એ રોગોમાં પણ એ નીમક ખાસ ગુણકારક છે.

આ નીમક સુલેમાનીનું ચાલુ સેવન કરવાથી સ્ત્રીઓના માસિકના પણ સર્વે વિકારો દુર થઈ જાય છે.

સાપે અથવા વીંછુએ જે જગ્યા ઉપર ડંખ માર્યો હોય તે ડંખેલી જગ્યા ઉપર આ નીમક મસળવાથી આરામ થાય છે.

## સુરતીનું તેલ

( કીમત શીશી ૧ ના આના ૮, ટપાલ ખર્ચ આના ૪ )

વા અથવા શરદી લાગવાથી ધનુર્વા વિકાર નષ્ટ કરવા જ્યારે આ તેલ માલીસ કરવાથી બહુ જલદી આરામ થાય છે. હાથ પગનાં સાંધા ગંઠાઈ જવાનો દર્દ તેમજ કમજોરી પણ તેથી આરામ થાય છે. લકવાના રોગીઓને તેથી ફાયદો થાય છે. અંગ મોચવાય તેમજ વાગે તે જગ્યા પર પણ લગાડવાથી તરત ફાયદો થાય છે. દાદર, ખુંજલી, વગેરે ચામડીના રોગો પર આ તેલ લગાડવાથી લાભ થાય છે.

ભપકો નથી ! ભપકો નથી ! !

# HAIR GROW.

મગજમાં ઠંડક પેદા કરી મગજને શાંત રાખે છે.

બાલની વૃદ્ધિ કરી બાલ કાળા નરમ રેશમ જેવા બનાવે છે.

આંખની ગરમીને દુર કરી આંખમાં કુદરતી તેજનો વધારો કરે છે.

દુનીયામાં હેર ગ્રો ( Hair Grow ) ની બરાબરી બીજાં બજારૂ તેલ કરી શકનાર નથી.

ખરી ખુબી એ છે કે હેર ગ્રો (Hair Grow)માં જે માથામાં તાલ પડી હો ત્યાં પણ પ્રથમની માફક બાલ ઉગાડી શકવાની શક્તિ ધરાવે છે, તેમજ હેર ગ્રો વાપરનારના કપડામાં ડાઘ પણ પડતો નથી. કિંમત રૂ. ૨) બે.

તે ઉપરાંત, દરેક જાતની પેટંટ દવાઓ અમારે ત્યાંથી તૈયાર મળશે.

હેડ ઓફીસ મુંબઈ નં. ૩. } વૈદ એન્ડ કંપની, ગીરગામ બેકરોડ, પોલીસ સ્ટેશન નજીક, મુંબઈ નં. ૪

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુણ્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

( અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. )

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વિગેરેનો ખાસ સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસે રૂપીઆ ખર્ચ થાય છે, તથાપી કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તખ્તી ચોઢી તે સદ્દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી મહાશય ચાર હજાર રૂપીઆ સાગટા દાન આપે તો આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણું આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીનવત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૬ આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુણ્ય ભુમીમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક નહિં નીકળે ? જરૂર દયા લાવી લખો.

મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીઆદ.

કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત–ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

તદ્દન વનસ્પતીની જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી.

કુટેવથી આવેલી કમતાકાતને ઘણી સફાઈથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે.

અપૂર્વ કૌવત આપવાનું અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે.

ત્રીશ વર્ષો થયાં વધારે વધારે મળતી ફત્તેહ અને લાખો સર્ટિફીકેટો એની કીર્તિના મજબૂત સ્તંભો છે.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

જામનગર—કાઠિયાવાડ.

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી

## સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોનાં માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામાં આવી છે.

જો તે તમારા વાંચવામાં ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મંગાવી લ્યો. જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

જામનગર—કાઠિયાવાડ.



# RAMJI BHAGWAN & BROS.

GOLDSMITHS, SILVERSMITHS, JEWELLERS

AND

FINE ART MANUFACTURERS

Beg to call the attention of the public to their large varied and choicest assortment of Gold Ornaments of latest Patterns, Carved and Plain Silverware, Presentation articles of every description, and an unique selection of Indian and English mounted Jewellery

209 *Shaik Memon Street, Bombay,* Telephone No 671



## રામજી ભગવાન એન્ડ બ્રધર્સ.

સોના, ચાંદી તથા જવેરતના ચાલુ જમાનાને બનતા સુંદર

દાગીના તથા ભેટ દેવા લાયકની મનહર વસ્તુઓ

બનાવનાર તથા વેચનાર.

૨૦૯, શેખમેમણ સ્ટ્રીટ મુંબઈ



ટેલીફોન નંબર ૬૫૪

☞ બહારગામના ઓર્ડરો પર પુરતુ ધ્યાન આપવામાં આવે છે

અખૂટ
કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ.

કિંમત-ગોળી ૩૨ ની એક ૧ ના રૂપિયો ૧

| |
|---|
| તદ્દન વનસ્પતિના જ બનાવટ હોવાથી કોઇ પણ જાતની પરેજ પાળવી પડતી નથી. |
| કુદરતથી આવેલી કમતાકાતને ઘણી સફાઇથી થોડા જ દિવસોમાં સદંતર નાબુદ કરે છે |
| અખૂટ કૌવત આપવાનુ અપૂર્વ સાધન છે, દસ્ત સાફ લાવે છે પાચનશક્તિને સુધારે છે અને સ્મરણશક્તિને વધારે છે |
| ત્રીશ વર્ષો થયા વધારે વધારે ઝળતી ફતેહ અને લાખો સ્ત્રિ પુરૂષો એની કીર્તિના મજબુત સ્તંભો છે. |

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
જામનગર—કાઠિયાવાડ.

---

લાખો જુવાનોની બરબાદ થતી જીંદગીને સુધારી-

## સુખી કરનાર.

# કામશાસ્ત્ર.

જુવાનીમાં થતી ભયંકર ભૂલોના માઠાં પરિણામનો આબેહુબ ચિતાર આપી આરોગ્ય અને ઉન્નતિનો ખરો રસ્તો બતાવનાર આ પુસ્તકની જૂદી જૂદી દશ ભાષાઓમાં મળી આજ સુધી લગભગ સાત લાખ નકલો વહેંચવામા આવી છે.

જો તે તમારા વાચવામા ન આવેલ હોય તો નીચે જણાવેલ સરનામે આજેજ પત્ર લખી તે મગાવી લ્યો જેમ તેની કિંમત લેવામાં નથી આવતી તેમ તેનું પોસ્ટેજ પણ લેવામાં નથી આવતું.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
જામનગર-કાઠિયાવાડ

## ગઝલે મસ્તાન.

ગગન ગંતે ગજાવીશું, અમે પાગલ
ધુને ધરની ધ્રુજાવીશું, અમે પાગલ ... ... ... ... ૧
મીરાદર પંથીની સાથે, ગુંથી અંથી
અનાલ હક તે બજાવીશું, અમે પાગલ ... ... ... ... ૨
મુબારક તખ્ત તારૂં હો, અમારૂં તો
ગીરી શૃંગે જમાવીશું, અમે પાગલ ... ... ... ... ૩
ફીકરના ફાકી ફાકીશું, ફકીરીને
વળી બેગમ બનાવીશું, અમે પાગલ ... ... ... ... ૪
ઘડી ઘેલાઇ પર યારો અમે આફ્રીન
ફગર અશરાફ તાવીશું, અમે પાગલ ... ... ... ... ૫
જીકર છે શ્રીમની, ના અન્ય આવો તો
શરાબે બસ ભીંજાવીશું, અમે પાગલ ... ... ... ... ૬
બગીચો તરબતર ગુલે, ગુલે મસ્તાન
કહો પાગલ બનાવીશું, અમે પાગલ ... ... ... ... ૭

મુંબઇ, તા. ૨૭ મે, ૧૯૧૨ ટી. બી. કંથારીઆ.

---

## વાંચકોને નિવેદન.

આ માસિક પત્રિકાનું પ્રથમ વર્ષ આ બારમા અંકથી સમાપ્ત થાય છે. જે ગ્રાહકોએ હમને ગ્રાહક થઇને હમારાં કાર્યને સહાય કીધી છે તેમનો આ સ્થળે આભાર માનીએ છીએ. અને તેમનું આરોગ્યપૂર્વક દીર્ઘાયુ ઇચ્છીએ છીએ. વળી નિર્વિઘ્ન હમે એક વર્ષ પર્યંત હમારૂં કર્તવ્ય કરી શકયા તે માટે પરમકૃપાલુ પરમાત્માનો પણ અંતઃકરણથી ધન્યવાદ માનીએ છીએ, અને ગુર્જર ગિરા બોલતી પ્રજાના આ પત્રિકાદ્વારા સેવા કરતા રહેવાનું સામર્થ્ય તે સર્વશક્તિમાન્ હમને પ્રદાન કરે એમ પ્રાર્થના કરીએ છીએ.

આ પ્રસંગે હમારી પત્રિકા વિષે પણ થોડા શબ્દો વાંચકોના વિચાર અર્થે લખીશું. આ પત્રિકાનો ઉદ્દેશ ગયા જુલાઇના પ્રથમાંકમાં દર્શાવ્યું હતું, તેમ **સત્ય જ્ઞાન માત્રનો પ્રચાર** કરવાનો છે. રાજદ્વારી જ્ઞાન છોડીને—કારણ કે તે જ્ઞાન પ્રકાશિત કરનારાં પત્રો તો પુષ્કળ છે—મનુષ્યને હિતકર અને સુખકર સામાજીક, ધાર્મિક, વૈજ્ઞાનિક, દાર્શનિક, ઐતિહાસિક, શિક્ષણ પદ્ધતિ વિષયક આદિ વિષયોનું સત્યજ્ઞાન પ્રચાર કરવાનો, ને તે વિષયોમાં જગતની સ્થિતિ અને ગતિ શું છે તેનું દિગ્દર્શન કરાવવાનો, તથા જગતના મહા વિદ્વાનોના તથા મહાપ્રજાઓના તે વિષયો પર શું સિદ્ધાંત છે, તે દર્શાવવાનો પત્રિકાનો મૂલબીજ જે ઉદ્દેશ હતો તેને મધ્યબિંદુ તરીકે લક્ષમાં રાખીને આ સાથનાં બારેબાર અંકોમાં લેખો લખવામાં તથા અન્ય પત્રોમાંથી સાર આ

છે. જો હમારા વિદ્યમાન ગ્રાહકો સરેરાસ એક એક ગ્રાહક પણ મેળવી આપે તો હમે હમારી તરફથી આવતોજ અંક ૬૪ પાનાનો કાઢવાની પ્રતિજ્ઞા કરીએ છીએ. પરંતુ ગ્રાહકના ઉત્સાહ વિના હમારો ઉત્સાહ નિરર્થક છે. ભેટથી ગ્રાહકનું કાર્ય સરલ થયું છે. જો કે ગ્રાહકને આ ૫ ત્રિકાનું વાર્ષિક મૂલ્ય વધારે લાગશે પરંતુ તેના કદનાં પ્રમાણમાં તે ગુજરાતનું સૌથી સસ્તું માસિક છે. ૩ ડેમી ફર્માનાં ( ૨૪ નાનાં પાનાં ) માસિકોનું લવાજમ ઓછામાં ઓછું રૂ. ૧ હોય છે, અને તે હીસાબે આ માસિકનું માત્ર કાગળના જથ્થાની દ્રષ્ટિથી રૂ. ૨॥ હોવું જોઈએ. ૫ ફર્માનાં ( આશરે ૪૦ પાનાં ) નાં માસિકનું ઓછામાં ઓછું લવાજમ રૂ. ૨. છે, અને તે હીસાબે આ માસિકનું લવાજમ રૂ. ૨-૬-૬ હોવું જોઈએ. અને કોઈ પણ માસિકમાં સ્મોલ પાયકા ઝીણાં ટાઈપમાં મેટર આવતી નથી. આજ માસિકમાં આવે છે. તે જોતાં આ પત્રિકાનું લવાજમ રૂ. ૨॥ થી ૨॥। હોવું જોઈએ. કેટલાંક ગુજરાતી પત્રોનું કદ હમારા જેટલુંજ હોવા છતાં લવાજમ ઘણું વિશેષ છે. આશા છે કે એક સારૂંજ નહીં કિંતુ સૌથી સસ્તુંપત્ર હોવાનો હમારો દાવો વાજબી છે એમ સઘળા કબુલ રાખશે. પુરતી ગ્રાહક સંખ્યા વધેથી, પૃષ્ઠ સંખ્યા વધારીને, ૪૮ છે તેની ૬૪ કરવાને હજી પણ સસ્તું કરવાનો હમારો વિચાર છે. હમારો મત પ્રમાણે ૧૦૦ પૃષ્ઠ વિના માસિક ઉત્તમ કહેવું અશક્ય છે. સાધારણ વાંચક આખાં માસ રોજ પુર્સદે વાંચે તેટલું વાંચન એક માસિકે પૂરૂં પાડવું જોઈએ. અને તે વાંચન ઉપયોગી, તેના વિચારને વિસ્તૃત તથા ઉદાર કરનાર, તેનાં જ્ઞાનને વધારનાર, તેને આનંદ આપવા સાથે મનપર ગંભીર અસર કરનાર, હોવું જોઈએ. તે વાંચન એવું હોવું જોઈએ કે તેથી તેના સામાજીક, નૈતિક તથા ધાર્મિક વિચારોની; તેની શારીરિક, માનસિક, તથા આત્મિક દશાની; તેની સ્વાર્થી તેમજ પારમાર્થિક; સ્વકીય, કૌટુંબિક, તેમજ તેનાં દેશની, તેની સકલ રીતે, અલ્પ પણ ઉન્નતિનું માર્ગદર્શક અને સાધકજ થઇ પડ્યા વિના રહે નહીં. તેવું થઇ પડવાને આ માસિકે સમાપ્ત થતાં વર્ષમાં યથાશક્તિ પ્રયત્ન કીધો છે કે નહીં ? એ પ્રશ્નનો હમારા સુજ્ઞ વાંચકો શું ઉત્તર આપશે તે વિષે હમને નિશ્શંક વિશ્વાસ છે. જેમનો ઉત્તર હકારમાં હોય તેમને આગામી વર્ષમાં પણ હમારા કૃપાલુ સાક્ષી અને સાથી રહેવા હમારી વિજ્ઞપ્તિ છે !

## જગતનાં પ્રાચીન અને અર્વાચીન પુસ્તકાલયો.

( ૩ )

જગતની બીજી મહાન્ લાયબ્રેરીઓ વિષે વિશેષ વિવેચન કરવું બહુ જરૂરી નથી. એટલુંજ કહેવું પુરતું થઇ પડશે કે, દુન્યાના સઘળા આગળ વધેલા દેશોની લાયબ્રેરીઓ પણ ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સથીજ ઉતરે છે. ફ્રાન્સની સૌથી મોટી લાયબ્રેરી તે પેરીસની "બીબ્લોથીક નેશનલ" છે. ફ્રાન્સ અને જર્મનીના પ્રખ્યાત અને પ્રતાપી, તથા સ્વયં પોપને હસ્તે અભિષિક્ત મહારાજાધિરાજ શાર્લમેન ( ઇ. સ. ૮૦૦ ) ના સમયના વખતથી તે રાજ્યમાં વસાવેલાં હસ્તલિખિત પ્રતોથી એ પ્રાચીન પુસ્તકાલયનું મંડાણ થયું છે. ફ્રેંચ રાજાઓ પુસ્તકોપાસક

હતા તેથી પુસ્તકાલયની અભિવૃદ્ધિજ થતી આવી છે. ગઇ સદીના પ્રારંભમાં, જેવા કીર્તિવિલાસી તેવાજ વિદ્યાવિલાસી નેપોલીયન બોનાપાર્ટે તેને સાર્વજનિક કરવા ઘણો પ્રયત્ન કર્યો હતો. સરકારી મદદ તેણે વધારી અને ઓસ્ટ્રીયા, જર્મની, ઇટલી, સ્પેન આદિ જે જે દેશો તેણે જીત્યા ત્યાંની લાયબ્રેરીઓનાં ઉત્તમોત્તમ અને દુર્લભ થઇ ગયેલાં પુસ્તકો તેમજ સુંદર કોતર કામો પણ ત્યાંથી લૂંટી લઇને, મ્હારી જઇને, તેણે ફ્રાન્સનાં રાષ્ટ્રિય પુસ્તકાલયમાં પધરાવ્યાં! પરંતુ બર્લીન, હેનોવર, ફ્લોરેન્સ, વેનીસ, રોમ, ધી હેગ વગેરે પ્રખ્યાત પર નગરોમાંથી આણેલાં તે પુસ્તકો ફ્રાન્સને આશીર્વાદ પચ્યાં નહીં. ૧૮૧૫ માં વોટર્લૂની લડાઇમાં નેપોલીયન હારતાં અને હેવાના સ્વાના થતાં, ફ્રાન્સને તે પુસ્તકો હોજરીમાંથી પાછાં ઓકવાં પડ્યાં અને સઘળા દેશોને પોતપોતાનાંજ ચીજો સોંપવી કરવી પડી. તોપણ તેમાં હવે લાખો પુસ્તકો છે.

જર્મનીમાં ઉપરોક્ત જેવી મહાન્ લાયબ્રેરીઓ નથી પરંતુ સાધારણ મોટી લાઇબ્રેરીઓની સંખ્યા ઘણી છે. ત્યાં ચાર પ્રકારની લાઇબ્રેરીઓ છે. સરકારી, સ્વતંત્ર, યુનીવર્સીટીઓની તથા મ્યુનીસીપેલીટીઓની. ફક્ત રાજનગર બર્લીનમાંજ ૨૬૮ લાઇબ્રેરીઓ રજીસ્ટર થયલી છે.

## ચીનનું ૩૦૦૦ વર્ષનું જૂનું શિલા-પુસ્તકાલય.

ચીનની રાજધાની પેકીનમાં જે એક વિચિત્ર પુસ્તકાલય છે તેની નોંધ લેવાનું, ચીનની લાઇબ્રેરીઓ સંબંધી લખતાં રહી જવાથી અત્રે લઇશું. પ્રાચીન એસીરીયા દેશમાં મટોડીની ઇંટ ઉપર લખેલા લેખોની લાઇબ્રેરીઓ હતી તે આપણે જોઇ ગયા છીએ. પેકીનની એક જાહેર લાઇબ્રેરી પત્થરનાં થાંભલા રૂપી પુસ્તકોની છે! ઇ. સ. ની પૂર્વે એક હજાર વર્ષ ઉપર ત્યાં કયુંઆ-ટેઝ-ચીન નામક યુનીવર્સીટી હતી તેને લગતી આ લાઇબ્રેરી છે. તે ૧૮૨ થાંભલાઓની બનેલી છે અને તે વખતે જે વિદ્યા માત્રના ચીનાઓ જાણતા હતા તેનો સાર આ ૧૮૨ વિચિત્ર ગોલ્ફુમોમાં કોતરી કાઢવામાં આવ્યો છે. એ વિશ્વવિદ્યાલયમાં તે કાલમાં ચીનાઇ મહારાજાને પોતાને પોતાનાં કર્તવ્ય સંબંધી, તે સંસ્થાના નેતાનાં ભાષણનું શ્રવણ કરવા જવું પડતું, અને તે તેનો જે કાંઇ દોષ-ન્યુનતા બતાવતો, તે તેને સાંભળી લેવા પડતા! ચીનના શેન-સી પ્રાંતના ચી-અેન-ફુ ગામમાં પણ તે પ્રાચીન કાલમાં પત્થર રૂપી કાગળ પર લખાયલી એક અખંડ લાઇબ્રેરી હતી અને પેકીનની લાઇબ્રેરી મૂલ તેનીજ નકલ હતી.

## ચીનની ભયંકર એન્સાઇક્લોપીડીયાઓ!

ચીનાઓની સ્વતંત્ર શોધક બુદ્ધિ સર્વ સ્વીકૃત છે. તેઓ દુનિયાની એક સૌથી પ્રાચીન સાક્ષર પ્રજા છે. છાપવાની કલા યુરોપમાં ત્યાંથીજ આવી છે. વિદ્યાનો દુસ્મન દારૂ ગોળો પણ ત્યાંનોજ મસાલો છે! તેથી ચીનમાં પુસ્તકસંગ્રહ સૌથી પ્રાચીન કાલથી સૌથી અખંડિત હોય તો તે સંભવિતજ છે. એ વિચિત્ર મહાપ્રજા ઇ. સ. ની પૂર્વે ૩ જી સદી સુધી વાંસની પાતળી છાલ પર લખતી. તે સદીથી તેઓએ રેશમ અથવા સૂત્રનાં વસ્ત્ર પર લખવાનો આરંભ કર્યો અને કાગળ પર લખવાનું ઇ. સ. ની ૨ જી સદીમાં શરૂ કર્યું. (કાગળની શોધ સાઇ-લુન નામના એક ચીના નપુંસકે ઇ. સ. ૧૯૫ માં કરી હતી.) ચીનના પ્રથમ શહેનશાહે ઇ. સ. પૂર્વે ૨૨૦ માં વૈદક, જ્યોતિષ તથા ખેતીના વિષયો મુક્ત કરીને અન્ય સર્વ વિષયો પરનાં પુસ્તકો "બંધાનો પ્રારંભ મારાથીજ થનો જોઇએ" તે ચાર બાળી નંખાવ્યા હતા! શુષ

થયલાં પુસ્તકોનો ઉદ્ધાર કરવા, ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો હતો. ઇ. સ. પૂર્વે ૧૯૦ માં પુસ્તકો પ્રગટ કરવાનો પ્રતિબંધ પણ કાઢી નાંખવામાં આવ્યો હતો, છતાં ઘણાં પુસ્તકો તો હમેશને માટે ગયાં. અનેક રાજાઓએ પુસ્તકસંગ્રહ સારૂ બનતું કર્યું હતું. રાજા **લીયુસીએંગ** ( ઇ. સ. પૂ. ૮૦-૯ ) ને સાહિત્યનું વર્ગીકરણ કરવા તથા પુસ્તકાલય રચવા ખાસ નીમવામાં આવ્યો હતો. તેનું અપૂર્ણ કામ તેના પુત્રે પૂર્ણ કર્યું હતું. તેઓનાં પરિશ્રમનું પરિણામ એક કેટલગ હતું જેમાં ૬૨૫ ગ્રંથકર્તાઓનાં ૧૧૩૩૨ ગ્રંથોનો સાર આપ્યો હતો. ચીનાઓ પ્રાચીન કાલથી વિદ્યાવિલાસી છે. રાજ્ય તેમજ ખાનગી ગૃહસ્થો પુસ્તકોના સંગ્રહ માટે ઘણો ખર્ચ કરતા. ચીનાઓનાં ઘણાં પુસ્તકો અનેક ગ્રંથો ( વોલ્યુમો )ના, હોય છે. પરાપૂર્વથી તેઓના વિદ્વાનો ગ્રંથકર્તા હતા. તેમના પ્રખ્યાત આદ્ય ધર્મનિર્ણેતા અને તત્ત્વચિંતક કોન્ફુશીયસ ( ઇ. સ. પૂ. ૫૫૧-૪૭૯ ) પણ ગ્રંથકર્તા હતો અને તેણે " લુ રાજ્યનો ઇતિહાસ " લખ્યો છે, જો કે તે મહાનુભાવની અમરતા તો તેનાં નીતિનાં વચનોથી થઇ છે; પરંતુ અમર થવાની તેની આશા તો ઉક્ત ગ્રંથથીજ થવાની હતી. જો ચીનાઓ પુસ્તકપ્રિય ન હતે તો ચીનાઇ મહારાજા યુંગ લો ( ઇ. સ. ૧૪૦૩-૨૫ ) ને સકલ જ્ઞાન એકત્ર કરવા જ્ઞાનચક્ર ( એન્સાઇક્લોપીડીયા ) તૈયાર કરાવવાનું સૂઝને નહીં કે તેનું પ્રયોજન રહેતે નહીં. એ ગ્રંથ તૈયાર કરવા તેણે, ૩ કમીશનરો, ૫ ડીરેકટરો, ૨૦ સબ-ડીરેકટરો તથા ૨૧૪૧ એસીસ્ટંટોની નીમણુંક કરી. ૫ વર્ષમાં તેઓએ ચીનાઇ સાહિત્ય માત્રમાંથી ૯ લાખ ૧૭ હજાર ૪૮૦ પાનાઓનાં અમૃતાર્કનો નિષ્કર્ષ કીધો ! તેના ૩૬,૬૯,૯૨,૦૭૦ ( ૩૬ કરોડ ઇત્યાદિ ) અક્ષરો થયા ! પણ આવડું મોટું પુસ્તક છપાવવું કેમ? હાથી મરે ત્યાંજ દટાય તેમ થયું. છાપવા સારૂ નકલ પણ કરી પરંતુ એટલો ટાઇપ આદિ સાહિત્યનો ભંડોળ કયાંથી કાઢવો ? બીજી બે નકલો થઇ. ૧૯૦૦ ના સાલમાં પેકીનમાં જે ઘેરો ઘલાયો હતો તે દરમીયાન થોડાં શિવાય બીજાં બધાં વોલ્યુમો નષ્ટ થયાં. આ એન્સાઇક્લોપીડીઆ ૧૧૦૦૦ વોલ્યુમોની હતી. ત્યારે ચીનાઇ સાહિત્યની વિપુલતા અને શ્રીમંતાઇ કેટલી હશે તેનો વિચાર કરો અને જુવો કે ગણતાં તમ્મર આવે છે કે નહીં ? ઇ. સ. ૧૭૨૩-૩૬ ચીનાઇ રાજા યુંગ એંગે બીજી એન્સાઇક્લોપીડીયા તૈયાર કરાવી હતી. તે ઉપરના પ્રમાણમાં બચ્યું છે. પણ બચ્યું તો બચ્યું પણ જેવું તેવું નથી—તે હાથીનું બચ્યું છે ! તે ( દરેક આશરે ૨૦૦ પાનાનાં ) વોલ્યુમોમાં ૧૮૮૯ માં શંઘાઇમાં પ્રગટ કરવામાં આવી હતી. પ્રથમ તેની ૧૦૦ નકલો જેસ્યુટ પાદરીઓએ આપેલા ટાઇપથી છાપવામાં આવી હતી. **ચીનમાં**, અલબત્ત, પાશ્ચાત્ય પદ્ધતિની લાઇબ્રેરીઓ પ્રાચીન કાલમાં ન હોતી. પરંતુ પેકીન વગેરે મોટાં શહેરોમાં હવે તો થઇ છે.

મધ્યકાલ ( પાંચમી છઠ્ઠી સદીના )ના આર્યાવર્તની સ્થિતિ કેવી હતી તે; આપણે તે સમયમાં આવેલા વિદ્વાન ચીનાઇ યાત્રાળુઓ ફા-હીએન તથા હીએન-ટ્સંગ કૃત ગ્રંથોમાંના વર્ણન ઉપરથીજ મોટે ભાગે જાણવા [illegible] ગ્રંથ સંગ્રહનોજ એ પ્રતાપ છે.

હીંદુસ્તાન.

આર્યાવર્તની વર્તમાન લાઇબ્રેરીઓની સ્થિતિનું અવલોકન કરીને આ લેખ સમાપ્ત કરીશું. પ્રાચીન કાલમાં ગ્રંથોનો સંગ્રહ કરવો સાધારણ હતો તે તો નિસ્સંદેહ છે. તે વિના ગ્રંથકર્તા થવું અશક્ય છે, અને પ્રાચીન આર્ય ગ્રંથકર્તાઓ અનેક; [illegible] છે. પતંજલિ

પાણિનીની અષ્ટાધ્યાયી પરનું મહાભાષ્ય તેણે અનેક પુસ્તકોનું અધ્યયન, મનન, અને સંગ્રહ કરેલો હોવો જોઇએ એમ સુચવે છે. રાજા મહારાજાઓ પણ ગ્રંથોનો સંગ્રહ કરતા પરંતુ કમનસીબે પાશ્ચાત્ય પ્રદ્ધતિ પરની જાહેર લાઇબ્રેરીઓ તે સમયમાં હતી તેનો કશો પુરાવો મળતો નથી. ખાનગી ગૃહસ્થો પાસે જે હસ્ત લિખિત ગ્રંથો હોય તેની શોધ કરીને, તેની ટીપ હીંદી સરકારે પ્રગટ કરી છે. હાલમાંજ કે. સી. આઇ. ઇ. થયલા, વયોવૃદ્ધ, સંસ્કૃતના મહાવિદ્વાન ડૉ. સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, તથા સ્વ. ડૉ. બુહ્લર આદિએ શોધ ચલાવીને તત્સંબંધી પુસ્તકો લખ્યાં છે. પરંતુ અમૂલ્ય હસ્તલિખિન પ્રતો મોટે ભાગે જર્મની અને ઇંગ્લંડ ઉપડી ગઇ છે. પંડિતો ઉંવાઇ ખાના ગ્રંથોને મોટી કીમ્મતની લાલચે પરદેશીઓને વેચી દે છે. પરિણામે સંસ્કૃત પુસ્તકો આર્યાવર્તની લાઇબ્રેરીઓ કરતાં હવે બ્રીટીશ મ્યુઝીયમ અને બર્લીન તથા ગોટીંજન વગેરેની જર્મન યુનીવર્સીટીઓની લાઇબ્રેરીઓમાં વધારે છે. કલકત્તાની સંસ્કૃત કોલેજમાં ૨૭૧૯ હસ્તલિખિત અને ૧૬૫૨ મુદ્રિત સંસ્કૃત ગ્રંથો છે. હસ્તલિખિત ગ્રંથોમાંના કેટલાક તો ઠેઠ ૧૪ મી સદી ( ૬૦૦ વર્ષ ) જેટલા જૂના છે એ આનંદની વાત છે.

## તાંજોરની તાડપત્રોની લાઇબ્રેરી.

પરંતુ હીંદુસ્તાનની સૌથી વિલક્ષણ લાઇબ્રેરી તો તાંજોર (મદ્રાસ ઇલાકો)ની છે. ૧૬મી સદીના અંતમાં તાંજોર જે તે વખતે તેલેગુ નાયક રાજાઓના હાથમાં હતું ત્યાં તે રાજાઓ તરફથી એ લાઇબ્રેરી સ્થાપવામાં આવી હતી. તેલેગુ લીપીમાં લખાયલાં સંસ્કૃત ગ્રંથોનો તેઓએ અનુપમ સંગ્રહ કીધો હતો. રાજા સારો ભૉજી ૧૮૨૦–૩૦ દરમીયાન કાશી ગયા તે વખતે સૌથી મોટો ભાગ તેમણે ખરીદ્યો હતો. હાલ તેમાં દેવનાગરી, નંદીનાગરી, તેલેગુ, કાનડી, ગ્રંથી, મલીયાલમ, બંગાલી, પંજાબી, કાશ્મીરી અને ઉરીયા ( ઓરીસાની ) એ ભાષાઓમાં લખાયલાં ૧૮,૦૦૦ જૂનાં હસ્ત લિખિત ગ્રંથો છે. તેમાંના ૮,૦૦૦ તો તાડપત્રો ઉપર લખાયલાં છે! ડૉ. બર્નેલકૃત તેના કેટલગમાં ૧૨,૩૭૫ ગ્રંથો વર્ણવ્યા છે.

## સાંપ્રત હીંદી લાયબ્રેરીઓ–વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીઓ.

સાંપ્રત પુસ્તકોની સૌથી મોટી આર્યાવર્તીય લાયબ્રેરી તો મુંબઇમાં ટાઉન હોલમાં આવેલી રોયલ એશીયાટીક સોસાઇટીની મુંબઇની શાખાની લાયબ્રેરી છે તે છે. તેમાં આશરે પોણો લાખ ગ્રંથો છે. તે ૧૮૦૪ માં પ્રથમ સ્થપાઇ હતી. તેમાં હસ્તલિખિત પ્રતોનો પણ સારો સંગ્રહ છે. કરમી પાર્સીઓના વડા મુલ્લાંજી મુલ્લાં ફીરોઝે ૧૮૩૧ માં મુખ્ય કરીને અરબ્બી તથા ફાર્સી હસ્તલિખિત ગ્રંથોનું પોતાનું પુસ્તકાલય પ્રજાના ઉપયોગ માટે એ લાયબ્રેરીને અર્પણ કર્યું હતું. તેથી લાયબ્રેરીની મહત્તામાં કાંઇક વૃદ્ધિ થઇ છે. પરંતુ યુરોપની ત્રીજા વર્ગની લાઇબ્રેરીમાં પણ આ આર્યાવર્તની સૌથી પ્રચંડ લાઇબ્રેરી મુકી શકાશે નહીં. તેનાથી નાની લાઇબ્રેરી તે, ધોબીતલાવ પરની નેટીવ જેનરલ લાયબ્રેરી ( સ્થાપના ૧૮૫૪ ) છે! તેમાં ૧૧૦૦૦ પુસ્તકો છે. એટલાં તો યુરોપનાં સાધારણ વિદ્વાનોના ઘરમાં પુસ્તકો હોય છે! સદ્‌ગત ઇતિહાસવેત્તા લોર્ડ એક્ટનની લાઇબ્રેરી જે મી. કાર્નેજીએ ખરીદી લોર્ડ મોર્લીને અર્પણ કરી હતી તે એથી બહુ મોટી હતી. તાત્પર્ય કે આ દેશમાં લાઇબ્રેરીઓ હજી કેવળ બાલ્યાવસ્થામાં છે. પ્રજાને હજી જ્ઞાનપ્રાપ્તિ એ કષ્ટમય વિષય છે, શ્રીમંતો તરફથી તેને આશ્રય કે ઉત્તેજન નથી,

સંતોષ માત્ર એટલોજ છે કે, શ્રીમાન્ મહારાજા ગાયકવાડે લાઇબ્રેરીની ઉપયોગિતા પ્રજા કેળવણીના કામ સારૂ પોતાના પશ્ચિમના પ્રવાસ દરમીઆન પિછાની છે, અને અમેરીકાની પદ્ધતિની લાઇબ્રેરી સ્થાપિત કરીને પોતાની પ્રજાને જ્ઞાની કરવાનો પ્રયત્ન આદર્યો છે. તે વિદ્યાવિલાસી મહારાજાએ પોતાની ખાનગી લાઇબ્રેરી પ્રજાના હિતાર્થે સ્ટેટ સેંટ્રલ લાઇબ્રેરીને સોંપુર્દ કરી છે અને એમના વિદ્વાન્ ભાઇ, શ્રીમંત સંપતરાવ ગાયકવાડની સુંદર લાઇબ્રેરી પણ સ્ટેટ લાઇબ્રેરીને મળવાનો સંભવ છે. આ લાઇબ્રેરી ઘણું કરીને અમેરીકન પદ્ધતિ પ્રમાણે ચલાવવામાં આવતી એકજ લાઇબ્રેરી હીંદમાં છે. સરકારવાડામાં તેનું સુંદર મકાન હાલ છે, અને એક પ્રચંડ મકાન બંધાય છે. લાઇબ્રેરીના નૂતન પદ્ધતિનો એક અનુભવી અમેરીકન લાઇબ્રેરીઅન આ લાઇબ્રેરીનો ખાસ ડીરેકટર નીમવામાં આવ્યો છે. તેનો ગુજરાતી વિભાગ પણ ઘણી પૂર્ણતાને પામ્યો છે. એટલો કે ગુજરાતની બીજી કોઇ લાઇબ્રેરી તેટલી કે તેથી અધીક પૂર્ણતાએ પામી નહીં હોય. ગુજરાતનાં સર્વે વર્તમાનપત્રો તેમાં મંગાવવામાં આવે છે, અને ઉત્તમ માસિકોની આગલા વર્ષોની ફાઇલે પણ રાખવામાં આવે છે. આથી આ લાઇબ્રેરી ભવિષ્યમાં ગુજરાતી સાહિત્યના અભ્યાસનું ક્ષેત્ર અને સાધન થઇ પડવાનો પૂર્ણ સંભવ છે. આપણે આશા રાખીશું કે અંગ્રેજી પક્ષ જેટલુંજ લક્ષ ગુજરાતી પક્ષ પ્રતિ આપવામાં આવશે.

વિદ્યાવિલાસી મહારાજા ગાયકવાડની આ લાઇબ્રેરીમાં નવીન અંગ્રેજી પુસ્તકો એટલાં તો મોટા પ્રમાણમાં મંગાવવામાં આવે છે કે, તેનાં કેટલાક છાપવાં પણ અશક્ય થઇ પડયાં છે. તેથી અમેરીકાની ' કાર્ડ સીસ્ટમ ' ( જેની સમજ વીગતવાર આપવી અત્રે અશક્ય છે.) અખત્યાર કરવામાં આવી છે. આ લાઇબ્રેરીનું સર્વોત્તમ લક્ષણ એ છે કે, તેમાં વાંચવાને તેમજ પુસ્તક ઘેર લઇ જવા માટે એક દમરી પણ લેવામાં આવતી નથી. જો શ્રીમંત સરકારે બીજો કશો પણ પરોપકાર ન કીધો હતે તોપણ તે એકલી વાત તેમના નામને ગુજરાતીના હૃદયમાં હમેશને માટે માનની લાગણીથી સ્થાપવા પુરતી છે. વડોદરા રાજ્યના ગામે ગામ નાની નાની લાઇબ્રેરી સ્થાપવાનો પણ તેમનો પ્રયત્ન છે. સેંકડો સ્થપાઇ ચુકી પણ છે અને વધુ સ્થપાશે. લાઇબ્રેરીજ ઉમરે પુગેલાની ખરી શાળા છે. ઉછરતી પ્રજા માટે શાળાની આવશ્યકતા છે તેટલીજ તેમના પિતાઓ માટે લાઇબ્રેરીની આવશ્યકતા છે. લાઇબ્રેરી એ શાળાનું અનુસંધાન, અને પાદપૂર્તિ નહીં તો બીજું શું છે ? સદાચારનું એ ઠેકાણું છે. તેની વૃદ્ધિ કરવી એ જગતની બીજી મહા પ્રજાઓએ તેમજ તેમની સરકારોએ પોતાનું ફરજ-ધર્મ માન્યું છે તે ઘણાં લંબાણથી હમે ઉપર બતાવ્યું છે. શ્રીમાન્ ગાયકવાડે પણ તેનું અનુકરણ કીધું છે. હમે અંતઃકરણથી આશા રાખીશું કે લોર્ડ હાર્ડીન્જની સરકાર પણ એ કર્તવ્યને પ્રધાન ગણીને હીંદુસ્તાનને ગામે ગામ લાઇબ્રેરી સ્થાપવાની ઉદાર રાજનીતિ સ્વીકારશે તેમજ અમલમાં મુકશે. જો તેમાંનું કાંઇક પણ થશે તો આ લેખનો આશય સંપૂર્ણ રીતે ફલિત થયેલો ગણાશે ।

( સમાપ્ત. )

# જગતની એક સાથી સ્વરૂપવાન્ અને શૂરવીર પ્રજા—સીર્કેશીયનો.

પૃથ્વીમાં સૌથી સ્વરૂપવાન્ પ્રજા કઈ છે? એ પ્રશ્નનો ઉત્તર આપવા કરતાં કઇ પ્રજા નથી તેનો ઉત્તર આપવો ઘણો સહેલો છે. અને સ્વરૂપનો આધાર સ્વરૂપની વસ્તુ કરતાં પણ સ્વરૂપના જોનારના વિચાર ઉપર વિશેષ હોવાથી સ્વરૂપની તુલનામાં પ્રામાણિક મતભેદ પણ અતિશય છે. વ્યક્તિઓ અને પ્રજાના સંસ્કારો પણ તેમાં પોતાનો રંગ પૂરે છે. સ્ત્રી વધારે સ્વરૂપવતી કે પુરુષ? એ વિષે પણ મતભેદ છે. સ્ત્રીઓ પુરુષ જાતિને અને પુરુષો સ્ત્રી જાતિને પોતાનાથી વધારે સ્વરૂપવાન ગણે છે તો કયા પ્રદેશનાં સ્ત્રી પુરુષો સૌથી સ્વરૂપવાન છે એ વિષે મતભેદ હોય તેમાં શું આશ્ચર્ય? તે છતાં કૅકેસસમાં આવેલા સીર્કેશીયા તથા જ્યોર્જીયા પ્રાંતોની પ્રજા એકંદર સૌથી સ્વરૂપવાન છે એ વિષે મતભેદ સૌથી ઓછો છે!

ગોરી ચામડીને સ્વરૂપનું જ્યાં સુધી મનુષ્યોએ સૌથી પ્રથમ અને મુખ્ય લક્ષણ માન્યું છે ત્યાં સુધી ચીના વગેરે મોંગોલીયન, અરબ વગેરે સીમીટીક, હબશી વગેરે કાળી અને હીંદુ, સિંહાલી, વગેરે ઘઉંવર્ણી ચામડીવાળી પ્રજાઓને સ્વરૂપવાનોના પ્રદર્શનમાં દાખલ થવાનો પણ સંભવ નથી. સ્પર્ધાનું ક્ષેત્ર શીતકટિબંધમાં આવેલાં યૂરોપ, અમેરિકાના અમુક ભાગો અને પશ્ચિમ એશીયા જ્યાં ચાલુ ઠંડી મોસમને લીધે ચામડી સહેજ રહે છે, તે જ છે. એ જુદી વાત છે કે, આફ્રીકનો કાળી ચામડીમાંજ સ્વરૂપ જોય છે, અને જેપાનીઝ તથા ચીનાઓ પોતાની સ્ત્રીઓનાં બેઠેલાં નાક તથા ઉપસેલાં જડબાંમાંજ ખુબસુરતીનો અંશ જોઇ શકે છે. એ અપવાદો બાદ કરો તો, નિસ્સંદેહ પૃથ્વીની સમસ્ત પ્રજાઓમાં સૌથી સ્વરૂપવાન પ્રજા તો રશીયાના કૅકેસસ ઇલાકામાં આવેલાં જ્યોર્જીયા તથા સીર્કેશીયા પ્રાંતોની છે. ઇશ્વરે શારીરિક સ્વરૂપ મધ્યરાત્રીના અંધકારમાં દાન આપ્યું છે! બુદ્ધિ અને વિદ્યાનો તેની સાથે સંબંધ રાખ્યો નથી. વિદ્યા અને બુદ્ધિથી મૂલ સ્વરૂપમાં વિશેષતા અને તેજ આવી શકે છે એ સત્ય છે; પરંતુ મૂલ મૂંડી વિના બુદ્ધિ અને વિદ્યા; પોમેટમ, પફ, પાઉડર અને વિવિધ પ્રકારના પોષાક પણ કાંઇ કરી શકતા નથી. તે બહુ તો બેડોળપણું ઢાંકી શકે પણ ઐશ્વરી સ્વરૂપ તો આણી શકતાંજ નથી.

આવું ઐશ્વરી સ્વરૂપ પરમાત્માએ કૅકેસસના પહાડ પર વરસાવ્યું છે. કૅકેસસ અથવા કૅકેશીયાનો પ્રાંત રશીયાના તાબાનો છે, અને ઝાર મહારાજ તે ઉપર પોતાના ગવર્નર-જનરલ દ્વારા રાજ્ય કરે છે. તે તદ્દન પહાડી પ્રદેશ છે, અને તેનો વિસ્તાર પોણા બે લાખ ચોરસ માઇલ ઉપર છે. જ્યારે વસ્તી લગભગ એક કરોડની (૧૮૯૭માં ૯૨, ૪૮, ૬૯૫ હતી) છે. આમાં વાયવ્યમાં આવેલા સીર્કેશીયા પ્રાંતની વસ્તી માત્ર રા લાખ મનુષ્યોની છે, જ્યારે જ્યોર્જીયનોની વસ્તી આશરે ૧૩ા લાખની છે. એ કાંઇ સુધરેલી જાતો નથી, અર્ધ જંગલી છે. પરંતુ સ્ત્રી પુરુષો સ્વભાવથી અસાધારણજ સ્વરૂપવાન્, આરોગ્યવાન્ અને બલવાન્ છે. જ્યોર્જીયન કરતાં પણ સીર્કેશીયન કન્યાઓ વધારે સ્વરૂપવતી છે.

પુરુષોના સ્વરૂપની તો વાતજ કરવી નકામી છે. કારણ કે બજારમાં તેનું મૂલ્યજ નથી. એ શેરના ભાવ સ્વરૂપના શેર બજારમાં બોલાતા નથી. જ્યાં સુધી

પુરુષ સ્ત્રીને પરણે છે,-લઇ જાય છે, એ સંસ્કૃત परिनयन નો ધાત્વર્થજ છે—ત્યાં સુધી એમજ રહેશે. એ બાબતમાં મનુષ્ય ઇતર પ્રાણિઓથી વિરુદ્ધ છે-પછી તેને તેની વિશેષતા ગણો કે ન્યૂનતા ગણો. પણ પક્ષીમાં માદા સ્વરૂપવાન નરને પ્રથમ પસંદ કરી સાથે સંબંધ કરે છે. અને ડાર્વીન આદિ સમસ્ત ઇવોલ્યુશનીસ્ટોનાં અવલોકન તથા ગત પ્રમાણે અમાનુષી યોનિઓમાં પીંછાં, કલગી, સુંદર રંગો, તથા સુંદર વાળો આદિ સ્વરૂપવર્દ્ધક લક્ષણો કેવલ નર જાતિમાં હોવાનું કારણ એવાજ સવિશેષ સ્વરૂપવાન નરો સાથે માદાઓનો સંબંધ કરવાનું, પસંદ કરવાનું અને તેથી પિતા જેવા સ્વરૂપવાન પુત્ર આગે ઉતરવાનું છે. આથી જો કે પશુપક્ષીની સૃષ્ટિમાં કુદરતમાં પુરૂષ વિશેષ સ્વરૂપધારી છે, તોપણ મનુષ્યોએ, કહો કે પુરૂષોએ, એ કુદરતી ક્રમ ઉલટાવી નાંખીને વસ્ત્રાલંકારનો પાત્ર સ્ત્રીને બનાવીને, તેમને કૃત્રિમ રીતે વધારે સ્વરૂપધારિણી પોતાના મનોરાજ્યમાં ઠરાવી છે. આ કારણથીજ હમે કોકિશીયન પુરૂષોના સ્વરૂપની વાત ન કરતાં સ્ત્રીનાંજ સ્વરૂપની વાત કરીએ છીએ. આ સ્વરૂપ કાંઇ કામની તામસી દ્રષ્ટિથી નહીં કિંતુ ચિત્રકાર કે શિલ્પીની હુન્નરમંદ સાત્વિક દ્રષ્ટિથીજ જોવાનો આપણો ધર્મ છે. તેમાં પ્રભુની પ્રભુતા, તેની અદ્ભુત લીલાનો અવધિ, તેની શક્તિ અને બુધ્ધિનો ઉંચામાં ઉંચો અને સરસમાં સરસ ઉપયોગ અવલોકવાનો છે. શું જડ કે શું ચેતન વસ્તુનાં સ્વરૂપનો ઉચ્ચત્તમ હેતુ તો ઇશ્વરતાનો-સાક્ષાત્કાર કરવાનો છે, અને હોવો જોઇએ. Beauty is the nearest approach to Divinity અર્થાત્ સુંદર સ્વરૂપ એ ઇશ્વરતાની સૌથી વધુ સમીપતા ભોગવે છે એ સૂત્રનું અવલંબન કરીને, વર્ણન કરવામાંજ સ્વરૂપનું સાર્થક્ય છે. સ્વરૂપથી ઇશ્વરસન્મુખ થવાને સટે, સ્વરૂપ-તેના પ્રાપ્ત કરનારાઓને વારંવાર તેનાથી વિમુખ થવાનું કારણ થઇ પડે છે એ મહા શોકનું સ્થાન છે.

જ્યોર્જીયનો અને સીર્કેશીયનોની પણ એજ દુર્દશા થઇ છે. રશીયાના તાબામાં તેઓ ૧૯ મી સદીના મધ્યમાં આવ્યા પછી સ્થિતિ ઘણી સુધરી છે, તોપણ તેમનું સ્વરૂપ તેમને આશીર્વાદને બદલે શાપ સમાન થઇ પડ્યું હતું. સીર્કેશીયનોની પુત્રીઓ અતિ સ્વરૂપવતી હોવાથી પૂર્વ દેશોના મુસલમાન રાજાઓ તથા ધનાઢય વ્યક્તિઓ-ટર્કી, ઇરાન વગેરેના—ના જનાનખાનામાં તેઓને સારો આવકાર આપવામાં આવતો ! સીર્કેશીયન પુરૂષો ઘણા બહાદુર હોય છે; રશીયાથી સ્વતંત્ર રહેવા તેઓએ મરણીયા થઇ ૨૦ વર્ષ સુધી જે બહાદુરી બતાવી હતી તેથી આખું યુરોપ ચકિત થયું હતું, અને તેમની દાઝ તથા પ્રસંશાને પાત્ર તેઓ થઇ પડયા હતા. પરંતુ સ્વરૂપવતી પુત્રીઓ પિતાના ચિત્તને પ્રસન્ન કરવાને બદલે તેમના લોભનેજ પ્રસન્ન કરી શકી. તેઓએ પિતાના આલસ્યનેજ ઉત્તેજન આપ્યું. પુત્રીના વિક્રયથી માતાપિતાને મોં માગ્યાં દામ મળતાં. સીર્કેશીયન રમણીઓના ટર્કીશ વ્યાપારીઓ તેમને વેચાતી લઇને મુસલમાન કામી શ્રીમંતોને સારે નફે વેચતા. થોડાજ સીર્કેશીયનો આ પ્રમાણે પુત્રીને વેચતા નહીં; અને પુત્રીઓ પણ એટલી ભ્રષ્ટ હતી કે પોતે પણ એ નીચ સોદો ખુશીથી મંજુર કરતી. એ અભણ અને દરિદ્ર જાતિ સ્વરૂપની શ્રીમંતમાન ધાતુનીજ ચલણીથી કરતી અને કરે છે. કન્યાઓનો નીકાસ વ્યાપાર એટલો તો વધી પડેલો હતો કે કન્યાઓની પણ અછત થઇ પડી હતી અને જો કાંઇક પ્રતિબંધ ન મુકાયો હતો જાતિ નષ્ટ થવાનો દીવસ સમીપ આવી પહોંચતે. અધમતા એટલી બધી વ્યાપી ગઇ હતી કે આ લિંકુમમાં આખી જાતિ કાંઇ શરમ પણું માનતી નહોતી. ઢોરાની પેઠે છોકરી ઉછેરવી એજ મોટા ભાગને એકલો અને માનીતો ઉદ્યોગ થઇ પડ્યો હતો. અને લાયક ઉમરમાં જ્યારે

છોકરીઓ એક બાધા તથા ઉપાધિ સમાન ગણાઇ. યુધ્ધમાં જવા લાયક એવા પુત્રોનુંજ મોટું મૂલ્ય ગણાય ત્યારે સીર્કેશીયન અને જોર્જીયામાં છોકરીનુંજ રૂ. આ. પૈ.માં મૂલ્ય ગણાતું થઇ ગયલું. કન્યાઓને પણ પરદેશમાં સાસરે સુખવૈભવ વિશેષ મળતાં તેથી તેઓ પણ સ્વજાતિના કોઇ યુવાન સાથે લગ્ન કરીને ઝાંખરાં ઝૂંપડાં થાપવા તથા રોટલા ટીપવામાં અને કેટલાક વખત ધણીને હાથે પોતાની રોટલી ટીપાતી એવી જીંદગી કાઢવા કરતાં જનાનખાનામાં અનેક સુખ વૈભવનો ઉપભોગ કરવો વધુ પસંદ કરતી. ભલે અનેક શોકયો હોય, ભલે જનાનખાનામાં ગોંધાઇ રહેવાનું પરંતુ વસ્ત્ર તથા ભોજનાદિનું સુખ તો ખરૂં એવી તેમની પણ માન્યતા હતી. સીર્કેશીયન સુંદરીઓનાં સ્વરૂપનું વર્ણન થઇ શકે એમ નથી. તે કુદરતે શરીરમાંજ એટલું સંપૂર્ણ બક્ષ્યું છે કે, તેમાં મનુષ્યની બુધ્ધિને વૃદ્ધિ કરવાનો વિશેષ અવકાશ નથી. પાઉડર અને સાબુ, રૂ અને પીછાં, સાટીન અને રેશમ, મખમલ અને મલમલ એ કૃત્રિમ સાધનોની જરૂર તો કુદરતે જે કમનસીબોને કદ્રુપા ઘડ્યા હોય તેમને હોય. તે ચીજોને ઝાંખી પાડનારી સીર્કેશીયન રમણીઓને તેની શી જરૂર ? ગૌરવર્ણ કાંઇ તેઓની વિશેષતા નથી. તે તો યૂરોપ અને પશ્ચિમ એશીયામાં સર્વ સાધારણ છે. ત્યાં માછણ અને ધોબણ પણ ચાક અને ચુનાને શરમાવે તેવી ગોરી તો હોય છેજ. આકૃતિવાન મુખારવિંદ, સુંવાળી ત્વચા, અંગઅંગનું સુપ્રમાણ, અવયવોનીના ભવ્યતા, ચકચકિત આંખ, સ્વાભાવિક હાસ્ય અને ચપલતા, શરીરની ઉંચાઇ અને જાડાઇનું યોગ્ય અને પુરતું પ્રમાણ એ સર્વે તત્વો સ્વરૂપ માટે આવશ્યક છે. તે સર્વે સીર્કેશીયન કન્યાઓમાં હોય છે. જોતાં વારજ સ્વરૂપની સાયન્સ કે ફીલસુફી ન જાણનાર પણ પ્રસન્ન થાય, પ્રેમી પ્રેમાંધ થાય; ચિત્રકારની પીંછી અને શિલ્પીનું શસ્ત્ર અને કવિની કલમ ઉદ્યોગી થયાઉત્સાહવાન થઇ જાય એ તે સ્વરૂપ. દમયંતીને જોયા પછી ચંદ્રને જોનાર કવિને કલ્પના થઇ કે ચંદ્રમામાં જે કાળા ડાઘા છે તેનું કારણ ચંદ્રમાંથી તેટલા ભાગનું રૂપ પરમાત્માએ દમયંતીને સ્વરૂપવતી કરવા ગ્રહણ કરી લીધું. તેમ સીર્કેશીયાની અપ્સરાઓ અને દમયંતીઓ વિષે કહી શકાય કે, જગતની કદ્રુપી સ્રીઓનાં રૂપનું હરણ ઇશ્વરે તેમને રૂપવતી કરવા કીધું છે. તેમના હંસ જેવા કંઠ, અને મોતી જેવા દાંત એજ કાંઇ તેમની શોભા નથી. તેમની વિશેષતા તો તેમના હાથ પગની આકૃતિ સૌથી મનોહર હોવામાં છે. તે એવાં તો નાજુક અને પાંદડા જેવાં પાતળાં, સુંવાળાં અને આકૃતિવાન છે કે યુરોપીયનો મુખ કરતાં એ પરજ મોહી પડ્યા છે. છતાં તેમની નીતિ બહુ ક્ષમ કરેનારી મુસલમાન પ્રજા કરતાં અવશ્ય ચડીયાતી છે, કારણ કે તેઓએ તેમનાં સ્વરૂપની દૂરથીજ પ્રશંસા કરીને સંતોષ માન્યો છે. સીર્કેશીયનોના કેટલાક રીતિરીવાજ પણ જાણવા જેવા વિચિત્ર છે. પુરૂષો સ્વાભાવિક લડાયક વૃત્તિના છે. તેથી યુવાન પુત્રોને શિક્ષણમાં ઘોડેસ્વાર થવાનું, બંદુક તાકવાનું, કુસ્તી કરવાનું. અને શરીરનું બલ વધે એવી કસરતનીજ તાલીમ આપવામાં આવતી અને હવે લડાઇ માટે અવકાશ ન હોવા છતાં મોટે ભાગે એજ શિક્ષણ આપવામાં આવે છે. તે પ્રદેશ ગમે તેવો જંગલી અને પહાડી છે પરંતુ ત્યાં ગુરૂકુલની પ્રણાલી કાંઇક અંશે હસ્તી ધરાવે છે. વિદ્યાર્થીઓ વિદ્યાગુરૂની સાથે રહીનેજ ભણે છે. ઉપલાં શિક્ષણ ઉપરાંત તેઓને માત્ર પોતાના વિચાર મોઢેથી, ટુંકામાં, જોશથી અને મુદ્દાસર કેમ દર્શાવવા તે શીખવવામાં આવે છે. આનું કારણ એ છે કે, પ્રાચીનકાલમાં સીર્કેશીયનો પ્રજાસત્તાક હતા અને તેમની સભામાં દરેકને બોલવાનો તથા સ્વતંત્ર મત આપવાનો હક હતો. તેઓ હવે ધર્મે સુન્ની મુસલમાન છે. પણ અગાઉ તેઓ એક

પત્નીગામી હતા તેથી હજી તેવાજ રહ્યા છે. તેઓ પોતે નીતિવાન્ તથા પત્નીવ્રત ધારી છે. તેમનું સ્વરૂપ તેમની નહીં કિંતુ સમીપની અસ્વરૂપવાન્ પ્રજાની નીતિની ભ્રષ્ટતાનું કારણ થઇ પડ્યું છે. સ્વરૂપવાન્ તો આકર્ષક તત્ત્વ છે તેથી હાનિ આકર્ષિતને વિશેષ છે. તેમને જોઇ પોતે નહીં પણ બીજા કામાંધ બને છે. પોતે તો માત્ર તેમના શીકાર, સાધન અને હથીઆર થઇ પડે છે. સ્વરૂપવાન્ પોતે કદાપિ સ્વરૂપને લીધે કામી હોતા નથી. જે સંપત્તિ જેમને સ્વભાવથી પ્રાપ્ત હોય છે તે પર તેમને વિશેષ રુચિ કે પ્રીતી ન હોવી એ કુદરતનો નિયમ છે કંદોઇને કદાપિ પોતાની મીઠાઇ જોઇને મોંમાં પાણી છુટતું નથી. દારૂના ઇજારાવાળો દુકાનદાર ઘણું કરીને પ્રજામાં સૌથી ઓછો મદ્યપ્રિય, સૌથી ટેમ્પરેટ છે ! તે જોતાં સીર્કેશીયનોની શારીરિક નીતિનું કારણ સહજ સમજી શકાય એમ છે. બધાને પોતાની આસપાસ ફેરવનાર પોતે, સુર્ય અને ધ્રુવ સમાન સ્થિર હોય છે !

સીર્કેશીયનોના કેટલાક સામાજીક સદ્‌ગુણો આપણે સુધરેલા ગણાતા માટે પણ અનુકરણીય છે. વડિલ પ્રજા એ તેમનો એક ગુણ છે. મોટા ભાઇને હમેશાં લક્ષ્મણ રામને ગણતો તેમ સીર્કેશીયામાં નાનો ભાઇ ગણે છે, એટલે સુધી કે ઘરના ઓરડામાં નાનો ભાઇ બેઠો હોય ત્યાં મોટો ભાઇ હોય તો તે સન્માનાર્થે ઉભો થશે, અને તે બોલે ત્યાં સુધી પોતે મુંગો રહેશે.

તેઓમાં પરસ્પર વિરૂદ્ધ ગુણો નિવાસ કરે છે. અતિથિસત્કાર એ તેમનો એક બીજો સદ્‌ગુણ છે. બહારથી પરોણો આવતાં સમસ્ત કુટુંબ ઉભું થઇને તેનો આદર કરે છે. ગમે તેવો દુશ્મન પણ ઘેર આવે તો તેનો હૃદયથી તેઓ સત્કાર કરે છે, અને બીજા દુશ્મનોથી તેને રક્ષિત રાખે છે. તે હોય ત્યાં સુધી તેનો વાળ વાંકો ન થાય તેનો યજમાન ઉત્તરદાતા છે ! તેને જતાં તેને સહીસલામત પુગાડવા માટે પહેરેગીર વગેરે શકિત પ્રમાણે આપવા પણ તે બંધાયો છે.

આ આતિથ્યસત્કાર સાથે સાથે એવો પણ રીવાજ છે કે, કુટુંબીના મારનારને કુટુંબના કોઇએ અથવા મરનારના સગાંએ મારવોજ જોઇએ ! જો મારનારના સંબંધીને બદલામાં ધન આપીને સલામતી ખરીદે તો અંત આવે છે. કોપાયમાન સંબંધીના કોનાને શાંત કરવાની બીજી પધ્ધતિ એવી છે કે મારનારે, મરનારના કુટુંબના નવા જન્મેલા કોઇ સંતાનને લઇ જવો, તેને દત્તક જેવો ગણીને ઉછેરવો અને ભણાવવો અને મોટો થયે પાછો તેના મૂલ કુટુંબને અર્પણ કરી દેવો. આથી પણ કલહની શાન્તિ થાય છે !

કન્યાવિક્રય છતાં, સ્ત્રીમાન વિનાની એ વિલક્ષણ પહાડી પ્રજા નથી. કોઇ દુશ્મન તમારી પીઠ પુઠે તમારો સંહાર કરવા દોડતો હોય, તમારો કાંઇ ઉપાય ન ચાલતો હોય અને જો એવામાં કોઇ આવતી સ્ત્રીનો હાથ તમે પકડો, અથવા તેના ઘરમાં જાઓ તો પછી ભલે બારણું ઉઘાડું હોય પણ દુશ્મન તમારો વાળ વાંકો કરી શકશે નહીં. તમે સ્ત્રીની છાયામાં છો તેથી દુશ્મન તમારો સ્પર્શ પણ નહીં કરી શકે. સ્ત્રીનું એવું માન તેઓ રાખે છે !

વિરૂદ્ધ ગુણોની એકવાકયતાનો અંત આટલેથીજ આવતો નથી. ચોરી વિષે પણ તેમના આવાજ વિચારો છે. ચોરી કરવી એ પણ કાંઇ બ્હીકણ બાયલાનું કામ નથી ! તેમાં પણ હીમ્મત અને મર્દાનગી જોઇએ છે. તેથી તે કૃત્ય એવું ખાસ ખરાબ નથી ! સીર્કેશીયન ચોરી ચોરીનું પાપ, તે કરવામાં નહીં પરંતુ તે ચોરી પકડાવામાં માને છે ! પ્રાચીન સ્પાર્ટાના પણ

આજ મત હતો. લશ્કરનો ધંધો કરનારા એવા સંસ્કાર સ્વાભાવિક છે. ચોરી કરનાર પકડાય તેને શિક્ષા માત્ર એટલીજ થતી કે ચોરી કરનારને સજા સમક્ષ ચાલેલી મતા તેના માલીકને સગાંના ઉપહાસ વચ્ચે પાછી સ્વાધીન કરવી પડતી. એથીજ તે બહુ ભયભીત રહેતો. હવે સીપેહીયનો અનેક રીતે સુધરી ગયા છે.

---

## સંસારનું ભાવી મહાસામ્રાજ્ય.

સંસારના કોઇપણ વખતનો અથવા કોઇપણ દેશનો ઇતિહાસ જોવાથી માલુમ પડે છે કે મનુષ્ય જાતિનું જીવન રાજનીતિથી શણગારાયલું છે. મનુષ્યના જીવન સાથે રાજનીતિનો ઘનિષ્ઠ સંબંધ છે. રાજનીતિ મનુષ્યનું જીવન ધારણ કરવાવાળી એક એવી શક્તિ છે, કે જેના સિવાય મનુષ્ય જીવી શકતા નથી. સંસારના દરેક દેશ અને દરેક સમયના મનુષ્ય કોઇ નહીં તો કોઇ રીતથી રાજશાસન કરતા આવે છે. કોઇ દેશના મનુષ્ય પોતામાંથી એક બળવાન મનુષ્યને પસંદ કરી તેના હાથમાં શાસનભાર સોંપી દે છે; કોઇ દેશમાં મનુષ્ય શાસનભાર પોતાના હાથમાં લઇ સ્વયં દેશનું શાસન કરે છે; કોઇ દેશના મનુષ્યો સુદેશી પ્રતિનિધિ દ્વારા શાસિત થાય છે. સારાંશ એ છે કે જેવી રીતે મનુષ્ય-જીવનને માટે ભોજન અત્યંત જરૂરનું છે તેવી રીતે રાજનીતિ પણ અત્યંત જરૂરની છે. મનુષ્યના આ સ્વભાવનું લક્ષ કરીને ગ્રીસના એક વિખ્યાત અને રાજનીતિજ્ઞ મહાત્માએ ઘણા સમય આગમચ કહેલું છે:—"man is by nature a political animal" અર્થાત્ "સ્વભાવથીજ મનુષ્ય એક પ્રકારનું રાજનીતિજ્ઞ પ્રાણી છે." તે કોઇ બીજા કારણથી નહીં, કીંતુ સર્વ મનુષ્યોમાં સાધારણ રીતિપર મળવાના એક સમાન-સ્વભાવનાં કારણથી મનુષ્યોના રાષ્ટ્ર, રાજનીતિ તથા રાજ પ્રજાના સંબંધની જરૂરત પડે છે. સંસારનાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રો જોવાથી માલુમ પડે છે કે કેટલીક વાતો એવી છે કે જે દરેક રાષ્ટ્રમાં સમાન રીતિ પર દેખાય છે. દાખલા તરીકે આત્મ-રક્ષાને લીધે સેનાની યોજના; અપરાધી દાબી દેવા માટે દંડ વિધાન; રાષ્ટ્રના કારોભાર ચલાવવા માટે કર નાંખવા વગેરે, વગેરે. આવી રીતે દરેક જાતિના મનુષ્યોમાં કેટલાક એવા ગુણ માલુમ પડે છે કે જે સાધારણતઃ સર્વ મનુષ્યોમાં વિદ્યમાન છે. મનુષ્ય માત્રમાં મળતા તે ગુણો વધુ યા ઓછા પ્રમાણમાં દરેક જાતિના જાતીય ગુણો થઇ જાય છે. આ સમાનતાનું હોવાપણું એ વાતની સાબિતિ રૂપ છે કે મનુષ્યના ઉદેશ નાના મોટા રાષ્ટ્ર બનાવવાના નથી પણ એક એવું રાષ્ટ્ર બનાવવાના છે કે જેની અંદર સંસારનાં સમસ્ત રાષ્ટ્ર આવી જાય અને જેમાં સંસારના સર્વ મનુષ્યોના સમાન અધિકાર રહે.

મનુષ્ય પોતાની પ્રાથમિક દશામાં, (જેને અંગ્રેજીમાં "Stone age" અર્થાત્ પ્રસ્તર યુગ કહે છે,) જંગલોમાં ભટક્યા કરતા હતા. આધુનિક સમયના કોલી, ભીલ તથા આફ્રિકા અને ઓસ્ટ્રેલિયાની જંગલી જાતિઓ આ અવસ્થાની સૂચક છે. ધીમે ધીમે સભ્યતા આવવાથી કંઇક થોડા પરિવાર એકઠાં રહેવા લાગ્યા. આ પરિવાર વધતા વધતા નાની નાની જાતિઓ બની ગઇ. જાતિથી વધતા વધતા આજકાલના મોટા મોટા રાષ્ટ્ર બન્યા કીંતુ અહીં મનુષ્ય જાતિની ઉન્નતિનો અંત નથી. આનાથી આગળ પણ ઉન્નતિનો એક દરવાજો છે, તે દરવાજો "Universal Empire" અર્થાત્ સંસારનું સામ્રાજ્ય છે. મનુષ્ય સમાજ અદ્યાપિ પર્યંત આવી જાતનું સામ્રાજ્ય સ્થાપિત કરવા સફલ થઇ નથી. કેમકે જ્યારે કેટલી શતાબ્દિઓ ગુજરશે ત્યારે આ સામ્રાજ્ય સ્થાપિત થશે. પણ સંસારમાં આવી જાતનું સામ્રાજ્ય સ્થાપિત કરવાના પ્રયત્ન સંસારના ઇતિહાસમાં કેટલીક વખત થયા છે, જેથી માલુમ પડે છે કે આવી જાતનું સામ્રાજ્ય સ્થાપિત કરવાના વિચાર, જેવી સર્વ દેશના મનુષ્ય એકમેકના ભાઇ સમજશે અને જેમાં સર્વના

સમાન અધિકાર રહે, તે મનુષ્યના હૃદયમાં બહુ દિનથી બંધાયેલું છે. આ પ્રયત્ન ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન સમયે થયા છે. પ્રથમ અમે આપણાજ દેશના ઇતિહાસથી તેનો પ્રારંભ કરીએ છીએ.

મહારાજ કૃષ્ણચંદ્રની વાતોથી સાફ માલુમ પડે છે કે તેની એ એક બહુ મોટી ઇચ્છા હતી કે અંગ, બંગ, કલિંગ, મગધ, અયોધ્યા, મિથિલા આદિ નાનાં નાનાં રાજ્યો તોડી તથા રાજાઓના અભિમાનને મોડી એક વિશાલ સામ્રાજ્ય કરવું. મહાભારત યુદ્ધમાં ભિન્ન ભિન્ન દેશોથી જે યોદ્ધાઓ રણભૂમિમાં લડવાને માટે આવ્યા હતા તેથી પણ એવું માલુમ પડે છે કે ભગવાન કૃષ્ણચંદ્રનો ઉદ્દેશ માત્ર ભારતનુંજ સામ્રાજ્ય બનાવવાનો નહોતો પણ એક એવું સામ્રાજ્ય સ્થાપવાનો હતો કે જેમાં પ્રાય: એશિયા મહાપ્રદેશની સર્વ જાતિઓ એકત્ર થઇ જાય. એક મહાભારત યુદ્ધ સિવાય સર્વનો ગર્વ ખર્વ કરવો અને સર્વને એક કરવા અસંભવ જાણી મહારાજ કૃષ્ણચંદ્ર મહાભારત-યુદ્ધને સામ્રાજ્ય નિર્માણનો એકજ ઉપાય સમજ્યા હતા. મોટા મોટા વીર યોદ્ધા યુદ્ધમાં જોડાયા. સર્વના ગર્વ ભાંગી ગયા. સર્વની શક્તિઓ ક્ષીણ થઇ ગઇ: સમય આવી ગયો હતો કે આ મહાસામ્રાજ્યનો કોઇ મહારાજ નિયુક્ત થાત. પરંતુ "Man proposes, God disposes;" અર્થાત્ 'આદર્યાં અધુરા રહે, હર કરે સો હોય'. એ રીત્યનુસાર ભગવાન્ કૃષ્ણચંદ્રનો અચાનક દેહાંત થઇ ગયો અને તેનો ઉદ્દેશ "મહાભારત"ની સામ્રાજ્ય પોથીમાંજ શેષ રહ્યો.

બીજો પ્રયત્ન **સિકંદરનો** હતો. એ એશિયા માઇનર, સિરિયા, મિસર આદિ દેશોમાં વિજય કરતો કરતો ઇ. સ. પૂ. ૩૨૭ માં પહેલા પંજાબ સુધી આવ્યો હતો. તેનો ઉદ્દેશ એક એવું વિશાળ સામ્રાજ્ય બનાવવાનો હતો કે જેમાં પૂર્વ અને પશ્ચિમ-એશિયા અને યુરપના દેશોની જાતિઓ ભેદભાવ છોડી એકજ ઝુંડા નીચે આવી એકમેકની સાથે ભ્રાતૃભાવથી વર્તે. આવા ઉદ્દેશથી તે પશ્ચિમી મનુષ્યોની પોતાની ફોજમાં ભરતી કરતો હતો. અને પોતાના ગ્રીક સીપાઇઓને એશિયાની સ્ત્રીઓ સાથે લગ્ન ગાંઠથી જોડવા ઉત્સાહિત કરતો હતો. આવી રીતે પૂર્વ અને પશ્ચિમને મેળવી દઇ તેનો ઉદ્દેશ એક એવી જાતની મનુષ્ય-સમાજ ઉત્પન્ન કરવાનો હતો કે જે તેના ઉદ્દેશાનુસાર "સંસારના સામ્રાજ્ય" ને ગ્રહણ કરવા યોગ્ય થાય. આ બીજો પ્રયત્ન પણ સિકંદરના આકસ્મિક મૃત્યુથી નિષ્ફળ થઇ ગયો. આ પ્રયત્ન નિષ્ફળ થવાનું કારણ માત્ર સિકંદરનું આકસ્મિક મૃત્યુ નહોતું પણ એક 'મોટું' કારણ એ પણ હતું કે તે એક બીજાથી અત્યંત ભિન્ન જાતિઓને એકમાં મેળવવા ચાહતો હતો.

પ્રાચીન સમયમાં એક બીજો બહુ મોટો પ્રયત્ન રોમન લોકોએ આ રીતે સામ્રાજ્ય સ્થાપિત કરવા કર્યો હતો. રોમન લોકોનો આ યત્ન સિકંદરથી અધિક સફળ થયો તથા અધિક સમય સુધી કાયમ રહ્યો. રોમન-સામ્રાજ્ય સિકંદરના સામ્રાજ્યથી કંઇક અધિક વિસ્તૃત હતું. પ્રાય: સમસ્ત યૂરપ તથા આફ્રિકા અને એશિયાનો મોટો ભાગ રોમન સામ્રાજ્યના ઝુંડા નીચે હતો. તે સમયે રોમનો એમ સમજવા લાગ્યા કે તેઓ સમસ્ત પૃથ્વીપર રાજ્ય કરવાને ઉત્પન્ન થયા છે. રોમન લોકોની શક્તિનો જે દેશે મુકાબલો કર્યો તેમને રોમન સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યા. સિકંદરની બરાબર રોમન લોકોમાં **સીઝર** નામક બાદશાહ આ રોમન-સામ્રાજ્યનો મુખ્ય જન્મદાતા હતો. પરંતુ અંતમાં રોમન લોકોનો પ્રયત્ન પણ નિષ્ફળ થયો. સિકંદરના સામ્રાજ્યનો અંત એથી આવ્યો કે એ એક બીજાથી અત્યંત ભિન્ન જાતિઓની ખીચડી કરવા માંગતો હતો. પરંતુ રોમન-સામ્રાજ્યના પતનનું કારણ એ હતું કે રોમન લોક સમસ્ત વિજિત જાતિઓની સભ્યતાનો નાશ કરી પોતાની સભ્યતા (સીવીલીઝેશન) ફેલાવવા ઇચ્છતા હતા. અથવા એમ કહીએ તો ચાલે કે તેઓ સર્વને રોમન બનાવવા માંગતા હતા. આ યત્ન એવોજ હતો કે અંગ્રેજ ધારે કે તે આર્યોની સભ્યતાને નષ્ટ કરી અંગ્રેજી સભ્યતા આખા હીંદમાં ફેલાવી દેવી. રોમન લોકોના પ્રયત્નમાં આજ એક મોટો દોષ હતો. સંસારમાં કોઇ પણ જાતિને અધિકાર નથી કે તે બીજી જાતિની સભ્યતાનો નાશ કરી દે. અંતમાં રોમન-સામ્રાજ્ય જર્મન લોકોના સખત વિરોધથી નાશને પ્રાપ્ત થયું.

પોતાનાજ સમયપર સંસારના એક મહાન્ પુરૂષે—જે પોતાના જમાનામાં સંસારને કંપાવવા વાળો ('Thunderer of the world ) કહેવાતો હતો—એક વિશાળ સામ્રાજ્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે મહાપુરૂષ નેપોલિયન બોનાપાર્ટ હતો. તે યુરોપમાં એક એવું સામ્રાજ્ય સ્થાપિત કરવા ચાહતો હતો કે જેમાં યુરોપના સર્વ દેશ જોડાઇ તે સામ્રાજ્યનાં અંગ સમજાય. ફ્રાન્સ એ સામ્રાજ્યનું પ્રધાન અંગ હતું. નેપોલિયન પોતાનાજ સમયમાં આવું સામ્રાજ્ય નિર્માણ કરવા ઇચ્છતો હતો. તેનું સ્થાપન કરવામાં રોમન લોકોને સેંકડો વર્ષો લાગ્યાં હતાં. નેપોલિયનનો પ્રયત્ન પણ બીજાઓની માફક નિષ્ફળ ગયો. જર્મન લોકોએ તો વિવશ થઇ, ખેદપૂર્વક, પોતાને નેપોલિયનને અર્પિત કરી દીધા. પણ જર્મનીની જે મોટી રીયાસત—પ્રશિયા અને ઑસ્ટ્રિયા—બહુ દિવસોપર્યંત નેપોલિયન સાથે યુદ્ધ કરતી રહી. અંતમાં તે પણ ફ્રાંસના ઝુંડા નીચે આવી ગઇ. યુરોપની સર્વ જાતિઓને નેપોલિયન પોતાના સામ્રાજ્યની અંદર લાવવા સમર્થ થયો; પણ સ્વતંત્રતા દેવીના સાચા ઉપાસક એકલા અંગ્રેજ એવા હતા કે જેઓ નેપોલિયનનો હમેશા મુકાબલો કરતા રહ્યા અને અંતમાં નેપોલિયનના અધઃપતનના કારણ થયા. જ્યારે યુરોપની સમસ્ત જાતિઓએ એકત્ર થઇને નેપોલિયનનો વિરોધ કર્યો ત્યારે ફ્રાન્સ તે વિરોધ સહી શક્યું નહી. અને નેપોલિયનનો રાજમુકુટ, જેને કેટલું ખૂન ( blood ) વહેવડાવી પાયું હતું, તે માટીમાં મળી ગયો. આવી રીતે નેપોલિયનનો એક બૃહત સામ્રાજ્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન રોમન સામ્રાજ્યની માફક નિષ્ફળ ગયો. રોમન સામ્રાજ્યના અધઃપતનનાં જે જે કારણો હતાં તેજ કારણો નેપોલિયનના સામ્રાજ્યના અધઃપતનનાં પણ થયાં—અર્થાત્ રોમન લોકોની માફક નેપોલિયન પણ સંસારની જાતિઓને શેતરંજની ગોટીઓ સમજતો હતો અને સામ્રાજ્યને પોતાના ઐશ્વર્ય અને ગૌરવ વધારવાના દ્વાર રૂપ સમજતો હતો.

જો કે અત્યાર સુધી સંસારનું સામ્રાજ્ય સ્થાપિત કરવાના જેટલા પ્રયત્નો થયા છે તે સઘળા નિષ્ફળ ગયા છે તોપણ સંસારમાં ભિન્ન ભિન્ન સમયમાં આવી રીતના પ્રયત્નો થયા છે. એ વાતથી એટલું તો સિદ્ધ થાય છે કે આવી રીતનું સામ્રાજ્ય સ્થાપિત કરવાની ઇચ્છા મનુષ્યના હૃદયમાં વિદ્યમાન છે, જે સમય પરત્વે અવશ્ય ઉભરાશે. સમય કે જે ઝાડોની ઠંડી હવામાં ઝાકળોથી થથરી જતી પાંખડીઓમાં વસંતના પ્રાતઃસ્મરણથી નવ જીવન સંચાર કરે છે, જે યૂરપની જંગલી જાતિઓને સભ્યતાના ઉચ્ચ શિખર પર લાવે છે, જે રોમના નાના રાજ્યને સંસારનું સામ્રાજ્ય બનાવે છે—તેજ સમય—એક દિન અવશ્ય આ સંસારમાં એક એવું મહા સામ્રાજ્ય સ્થાપિત કરશે કે જેમાં સંસારના હરેક દેશના પ્રતિનિધિ—રાજા અને રૈયત—એક સાથે બેસી સંસારના સુખ અને સમૃદ્ધિ માટે ઉપાય યોજશે. આ ભાવી મહા સામ્રાજ્યનું ચિત્ર અંગ્રેજના મહાકવિ ટેનિસને ઉત્તમ શબ્દોમાં ખેંચ્યું છે.*

પરીખ.

---

**પેરીસ**—પૃથ્વીનું સર્વેથી સુંદર મનોહર મહા નગર છે. ફ્રાન્સ દેશમાં મહાપુરૂષો બહુ મોટી સંખ્યામાં થયા છે, અને ફ્રેંચ લોકો પોતાના અગ્ર પુરૂષોને મહાપુરૂષ બનાવવામાં સૌથી ઉત્સુક પણ છે. પેરીસમાં પોતાના મહાપુરૂષોની કીર્તિનું સ્મરણ રાખવા, જાહેર રસ્તાઓ, બાગો, ચકલાઓ તથા ચોપાટીઓ ઉપર તેઓએ તેમનાં પત્થર, તથા ધાતુનાં જે પુતળાં ઉભાં કર્યાં છે તેની સંખ્યા ૫—૨૫ નહીં પણ ઓછામાં ઓછી એક હજારની છે. વોલ્ટેર વગેરે મહા લેખકોનાં તો ૫—૭ પુતળાંઓ છે. મુંબાઇમાં ૨૫ પણ નહીં હોય, પણ તે પ્રમાણમાં અર્વાચીન છે. મહાપુરૂષની કદર તે એનું નામ. એ હજારમાં સ્વતંત્રતા આદિ આલંકારિક, દંતકથાત્મક પુતળાં જે માનુષાકૃતિનાં ઉભાં કીધાં છે તેનો સમાવેશ થાય છે.

---

* હીંદી પરથી.

# ભગવાન્ ભાષ્યકાર શંકરાચાર્યનું જીવન ચરિત્ર.

( ૪ )

## રાજા અમરૂની રાણીઓ સાથે લીલા કરીને અમરૂના શરીરમાંથી શંકરના આત્માએ કામશાસ્ત્રનું મેળવેલું જ્ઞાન.

શંકર હવે કામશાસ્ત્ર શીખવા નર્મદાને કીનારે જાય છે. તેણે પોતાનું શરીર યૌગિક શક્તિથી જીવથી જુદું પાડી તેને ઝાડની એક બખોલામાં સંતાડયું. શિષ્યોને તે શરીરનું રક્ષણ કરવા આજ્ઞા કીધી અને પોતે જીવાત્મા રૂપે કોઇ યોગ્ય શબમાં પ્રવિષ્ટ થઇ જવાની શોધમાં વિચરવા લાગ્યો. સદ્ભાગ્યે તેને તરતજ, મરણ પામેલા રાજા અમરૂકનું શબ હાથ લાગ્યું. તેમાં પોતાનાં પ્રાણ પ્રવિષ્ટ કરતાં અમરૂક ટટાર થયો અને શંકરાત્મક અમરૂક નગરમાં પ્રવિષ્ટ થતાં, નગરવાસીઓ સાનંદાશ્ચર્યથી મુગ્ધ થઇ ગયા. પરંતુ રાણીઓને તથા પ્રધાનોને તેની વિચિત્ર વર્તણુકથી થોડીજ વખતમાં એમ શક આણવાને કારણ મળ્યું કે, કોઇ મહાત્માનો જીવ અમરૂના શબમાં પ્રવિષ્ટ થયો છે. અને તે જીવ પાછો મૂલ શરીરમાં ચાલ્યો ન જાય તે સારૂ રાણીઓ અને પ્રધાનોએ એ મહાત્માનાં મૂલ શરીરને શોધીને તેને ભસ્મ કરી નાંખવા જંગલમાં દુતો મોકલાવ્યા! દરમીયાન શંકર નકામો નહોતો બેઠો. રાણીઓ સાથે અન્ય શરીરે શંકર કામશાસ્ત્રનું વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરતો હતો અને તે જ્ઞાન તેણે પુસ્તક રૂપે પ્રકટ પણ કીધેલું કહેવાય છે. તે પુસ્તક અમરૂકશતક નામે પ્રસિદ્ધ છે. સ્વરૂપવતી સુંદરીઓ, અને મનમાનતા ભોગવિલાસના આનંદકલ્લોલમાં શંકર પણ શિષ્યોને એવું જે વચન આપ્યું હતું કે હું એક માસમાં પાછો વળીશ તે ભૂલી ગયો! આથી શિષ્યો સામી તેની શોધ કરવા નીકળ્યા. અમરૂકનું અદ્ભુતતાપૂર્ણ પુનર્જીવનનું વૃત્તાંત સાંભળી એ શંકરનુંજ પરાક્રમ એમ તેમની ખાતરી થઇ. તેઓ તેમને મળ્યા અને ગાયન રૂપે એવાં દાર્શનિક તત્ત્વોનું સ્મરણ થાય એમ કર્યું કે શંકરને પોતાની જાતનાં સ્મરણનું સ્ફુરણ થઇ આવ્યું! તરતજ શંકરના પ્રાણાત્માએ અમરૂકના શરીરનો ત્યાગ કીધો અને પોતાનું શરીર પહેરવા તે જ્યાં સંતાડયું હતું ત્યાં ગયો. હવે અહીં શું બને છે! રાણીઓ અને પ્રધાનોએ તેનાં શરીરને બાળી મેલવા મોકલેલા દુતો તેને આગ લગાડી ચુકયા હતા. પરંતુ શંકર તો એ ભયભીત હાલતમાં પણ દાખલ થઇ ગયો અને તેણે વિષ્ણુને નૃસિંહ સ્વરૂપે કલ્પીને સહાયાર્થ પ્રાર્થના કરી. નૃસિંહે તે સાંભળીને તરતજ વર્ષા કીધી જેથી ભડકા વખતસર હોલવાઇ ગયા અને શંકર પાછો શરીર સંયુક્ત થયો! આ વાર્તા અસાધારણ રોચક છે. પરંતુ તેમાં અસંભવનીયતાનું પ્રમાણ એટલું મોટું છે કે, હમે સુજ્ઞ વાંચકોનેજ પોતાની સ્વબુદ્ધિથી સત્યાસત્યનો વિવેક કરવાનું સોંપીએ છીએ.

એક દિગ્વિજયમાં શંકરે કામશાસ્ત્રના અભ્યાસ માટે ૧૨ દહાડા વધુ મુદત માંગવાનું અને ભારતીએ તે આપવાનું લખ્યું છે. શંકરે પાછા ફરીને, રાજા અમરૂકની વિધવાઓનાં ચારિત્ર્યને ભોગે મેળવેલાં વ્યાવહારિક જ્ઞાનનો ભારતીનાં પ્રશ્નોના ઉત્તર આપવામાં ઉપયોગ કીધો. ભારતીએ સ્વીકાર્યું કે શંકર સર્વજ્ઞ છે! માધવ કહે છે કે, બાદ તે પોતાને પૂર્વ ધામ સ્વર્ગે ચાલી ગઇ. પરંતુ ચિદ્વિલાસાદિના કથનાનુસાર તે હવામાં હજી અધર રહી અને તે શંકર

સાથે શ્રૃંગેરી ગઇ, ત્યાં શંકરે એક દેવાલય બાંધ્યું અને તે તેને અર્પણ કર્યું. હવામાં અધર રહેવા વગર પણ શ્રૃંગેરી જઈ શકાય છે, તેથી અધર રહેવાની વાત ન માનતાં ચિદ્વિલાસનીજ પાછલી વાત વધારે સંભવનીય છે. ત્યાંજ તે રહી હતી. અને હજી પણ શ્રૃંગેરીના મઠમાં અનેક ભક્તો ભારતીની પૂજા કરે છે.

## મંડન સ્વામી સુરેશ્વરાચાર્ય તરીકે

મંડને પોતાની મીલકતનું દાન શંકરને કરવા આપ્યું, પણ સત્ય સન્યાસી શંકરે તે ન સ્વીકારતાં દીનોમાં તે વહેંચવા કહ્યું, જેમ થયું. પછી તે શંકરનો શિષ્ય થયો, અને નવા મતને યોગ્ય થતાં તેને શંકરે સન્યાસીની દીક્ષા આપી. તે હવે સ્વામી સુરેશ્વર આચાર્ય થયો. મંડન મિશ્રની વાર્તા આર્યોની પ્રતિજ્ઞાપાલકતાની અવધિ જતાવે છે. આવીજ એક વચનીયતાથી આર્યોની કીર્તિ ઉજ્જવલ છે !

## કુતરા દેવની દક્ષિણાત્યોની પૂજાનો શંકરે કરેલો નાશ.

શંકર હવે મહારાષ્ટ્ર પ્રદેશ ભણી વેદાંત મત સ્થાપવા નજર દોડાવે છે. હાલમાં મહાદેવનું વાહન નંદી કલ્પ્યું છે. પરંતુ દક્ષિણ દેશમાં તેનું વાહન શંકર કાલમાં શ્વાન હતું ! મહાદેવને તેઓ "મલ્હરી" નામે પૂજતા. હજી પણ દક્ષિણમાં અનેક મરાઠા કુટુંબોના ઇષ્ટ દેવતા મલ્હરી છે. તે પરથી મલ્હરરાવ આદિ નામો દક્ષિણમાં હજી સાધારણ છે. કુતરાને મહાદેવનાં વાહન અર્થાત્ પ્રતિનિધિ તરીકે પૂજ્ય ગણીને પૂજવાનાં પ્રમાણમાં દાક્ષિણાત્ય મલ્હરીપૂજકો, **श्वभ्यः श्वपतिभ्यश्च वो नमो नमः** એવા વેદમન્ત્રો બતાવતા ! પરંતુ એ મન્ત્રોનો તેવો અર્થ નથી થતો અને કુતરો એક અપવિત્ર પ્રાણિ હોવાથી તે અપૂજ્ય છે એમ શંકરે સિદ્ધ કીધું. શંકર પોતાના કાલમાં એક મહાન સુધારક હતા. વેદવિરૂદ્ધ વર્તનને તથા વહેમી, ભ્રષ્ટ અને દુષ્ટ ક્રિયાઓના તે કટર અને ઉઘાડા શત્રુ હતા. પોતાના કાલનો, શંકરાચાર્ય માર્ટીન લ્યુથર અથવા દયાનંદ હતો. રક્ષક બુદ્ધિના જુના વિચારના મનુષ્યો તેને એવો કે એઓથી પણ વધારે તીરસ્કરણીય સમજતા.

## કાપાલિકો અને ભૈરવોની તેમણે લીધેલી ખબર.

શંકરના સમયમાં ધર્મને નામે થતી ક્રિયાઓ ભયંકર હતી. હાલનો સમય તો શંકરાચાર્યાદિ આચાર્યોની પરંપરાના પુરૂષાર્થને પ્રતાપે પ્રમાણમાં ઘણી સરલ છે. પરંતુ એમના કાલમાં તો અમાવાસ્યાના ચંદ્રમાનું ધર્મપ્રકરણમાં સામ્રાજ્ય હતું. ભયંકર ક્રિયાઓથીજ મુક્તિ મળવાની માન્યતા સર્વત્ર પ્રસરી ગઇ હતી. અનેક પંથો પોતાની ક્રિયા વધારે ભયંકર કરીને વધુ આકર્ષક બનાવવાની સ્પર્દ્ધા કરતા. એ પંથોમાં એક કાપાલિક પંથ હતો. તેમનો ઇષ્ટ દેવ ભૈરવ હતો. એને અજબ શોખ હતો વિદ્વાન્ બ્રાહ્મણોની ખોપરીઓના સંગ્રહનો એને ખાસ પ્રેમ હતો. જેમ વિદ્વાન્ વિશેષ તેમ તેની ખોપરીની કીમ્મત વધુ ! તેથી કાપાલિકો પોતાના એ દુષ્ટ મનોકલ્પિત દેવને બ્રહ્મહત્યા કરીને તેનું માથું ધરાવતા ! કરાડી નામના મરાઠા બ્રાહ્મણો વિષે દક્ષિણમાં કહેવાતું કે તેઓ એકાદ દોકડ વટેમાર્ગુ યાત્રાળુઓને છાનામાના પકડીને પછી ઘી પાઇને આખું વરસ જાડા કરતા ( હાથમાં ચઢતા બકરાને તથા પ્રદર્શનમાં ઇનામ માટે ન ચલાય ત્યાં સુધી ડુક્કરને વિલાયતમાં જાડા કરવામાં આવે છે તેમ ) અને દશેરાને દિને દુર્ગા દેવીને તેનો ભોગ આપતા. કાલીને ભોગ આપવા માટે એક કરાડી શંકર એક સર્વોત્તમ

પાત્ર લાગ્યું ! શંકરના જીવનમાં આપણો ભોમીયો માધવ કહે છે કે, કરાડીએ તેને કહ્યું કે તેના વેદાંત સિદ્ધાંત અનુસાર બધુંજ માયા છે તેથી તે પોતાના મસ્તકનું દાન આપશે તો કાંઇ ખોવાશે નહીં ! શંકરે કહ્યું, ભલે, જ્યારે હું સમાધિસ્થ હોઉં ત્યારે તે લઇ જવું. એવી અવસ્થામાં એકદા શંકર હતા તેવામાં તે કાપાલિક આવીને તેનો શિરોચ્છેદ કરવાની તૈયારી કરી. એટલામાં ભાગ્યજોગે પદ્મપાદ આવી લાગ્યો અને તેણે કાપાલિકને ભોજન કરતાં વિલંબ લગાડ્યો નહીં. માધવ કહે છે કે, આ પ્રસંગે પદ્મપાદના શરીરમાં નૃસિંહ ભગવાન્ પધાર્યા હતા. અવતારવાદ તે સમયના વિદ્વાનોને એટલો તો પસંદ પડી ગયો હતો કે બીજા જરૂરી રીતે પણ ઇશ્વરનો તેઓ હરેક બાબતમાં અવતાર ધારણ કરાવતા ત્યારેજ તેમને ચેન પડતું.

## શૃંગેરી મઠની સ્થાપના.

શંકર દક્ષિણમાં ભ્રમણ અને પ્રચાર કરતો કરતો તુંગભદ્રા નદીને મૂળ સુધી પહોંચી ગયો. ત્યાં તેણે પોતાના આગમનના સ્મરણમાં એક દેવાલય બંધાવ્યું અને તેમાં શારદા દેવીની સ્થાપના કરી. હજી તે દેવીની ત્યાં પૂજા થાય છે. ચિદ્વિલાસ કહે છે કે, એ કામમાં ત્યાંના સ્થાનિક રાજા વીરસેનની સહાયતા હતી. મંદિર સાથે તેણે એક મઠની પણ સ્થાપના કરી અને તેના આચાર્ય તરીકે, પૂર્વાશ્રમનાં મંડન મિશ્ર ( સુરેશ્વરાચાર્ય )ને નિયુક્ત કીધા. આ મઠ તે મહીસુરનું પ્રખ્યાત શૃંગેરી મઠ છે. માધવ અહીં શંકરાચાર્યની દીનચર્યાનું વર્ણન આપે છે, અને તે હાલ મઠમાં સન્યાસીઓ જે દીનચર્યા પાળે છે તેને મળતુંજ છે. શંકરના શિષ્યો વેદાંતીઓ હતા અને अहंत्वम् નો ભેદભાવ ભૂલી જવો એજ વેદાંતનો સાર છે. પરંતુ એ મતના મૂલ સ્થાપકના મૂલ શિષ્યો પણ તે બીલકુલ ભૂલી જઇ શક્યા નહીં. એ વેદાંત ઉપર જેવી તેવી ટિકા નથી. શિષ્યો પરસ્પર મહાદ્વેષ કરતા. શંકરે વેદાંત ભાષ્ય કાશીમાં લખ્યું હતું તે આપણે અગાડી જોઇ ગયા છીએ તે ભાષ્યના અર્થના સંબંધમાં અસ્પષ્ટતા ન રહે તે સારૂ તે પર કારિકા—ટિપ્પણ લખાય એવી શંકરની ઇચ્છા હતી. તેના મત પ્રમાણે એ કામ સારૂ ધાર્મિક તેમજ વેદાંત દર્શનનાં પોતાનાં સંપૂર્ણ જ્ઞાનને લીધે સુરેશ્વરાચાર્ય સૌથી યોગ્ય હતા, અને તેણે તેને તે કામ ઉપાડી લેવા વિનંતિ કરી. પરંતુ આ માન તેના બીજા શિષ્યો સહન કરી શક્યા નહીં. તેઓએ તે માટે પદ્મપાદ યોગ્યતર છે એમ કહ્યું. તેઓએ શંકરને સ્મરણ કરાવ્યું કે મંડન કાંઇ હૃદયથી વેદાંતી નથી, પરંતુ પડવાથીજ તેણે દંડવત્ કીધા છે, અને તેના આંતર સિધ્ધાંતો તો હતા તેના તેજ છે. ભાષ્ય ઉપર અનુભાષ્ય કરતાં તે, જાણી જોઇને અથવા અજાણપણે, પૂર્વના સંસ્કારોને વશ વર્તીને, પોતાના પક્ષનું સમર્થન કરીને, શંકરનો સકલ પુરૂષાર્થ નિષ્ફલ કરી નાંખવાનો ભય છે. પરંતુ પદ્મપાદની ગુરૂ પ્રત્યેની વફાદારી નિશંક છે. તમે તેને શ્રી મુખથીજ ત્રણ ત્રણ વાર સિદ્ધાંતનો અભ્યાસ કરાવ્યો છે. જો કે તે જન્મથી તો પ્રભાકર ( મીમાંસકોની એક શાખાના સ્થાપક ) મતનો હતો, પરંતુ યુવાવસ્થાથી તેણે તે મતનો ત્યાગ કર્યો છે. પરંતુ પદ્મપાદે પોતે એવી સૂચના કરી કે એ કામ, મહારાષ્ટ્રમાં શંકરના શિષ્ય થયલા આનંદગિરિ ઉર્ફે હસ્તામલકને સોંપવું. પરંતુ આ સૂચના કરવાનો હેતુ માત્ર પોતે ગુરૂની દ્રષ્ટિએ સ્વાર્થી અને દ્વેષી ન દેખાય એ હતો. શંકરની ઇચ્છા તો કામ મંડનમિશ્રનેજ સોંપવાની હતી. પરંતુ શિષ્યોનો વધુ મોટો ભાગ પદ્મપાદના પક્ષનો હતો તેથી લાચારીએ શંકરને તે કામ તેને સોંપવું પડ્યું. મંડનમિશ્રના માનભંગને શાંત કરવા ઉપનિષદોનું ભાષ્ય કરવાનું કામ તથા

એક બે નવીન પુસ્તકો લખવાનું કામ તેણે મંડનને સોંપ્યું. પદ્મપાદે ટિકા લખી તેમાં તેણે પ્રભાકર મતનું અત્યંત ઉપહાસ્ય અનેકવાર પિષ્ટપેષણ કરીને કીધું હતું. ઘણું કરીને પદ્મપાદ છાંછેલો અને ગર્વિષ્ટ હતો. તે કામ સમાપ્ત કરીને, તે પોતાનાં પરાક્રમનું પ્રદર્શન કરવા રામેશ્વર કે જે પ્રભાકર મતનો તે સમયે ગઢ હતો અને જે તેનું મૂળ વતન હતું ત્યાં ગયો. માર્ગે ચિદંબરમમાં પોતાના કાકાને ઘેર પોતે ઉતર્યો. કાકો પ્રભાકર મતનો હતો. પોતાની ચતુરાઇ બતાવવા ભત્રીજાએ શંકરના ભાષ્યપરની પોતાની ટિકાના કેટલાક ભાગો કાકાને બતાવ્યા. ભત્રિજાએ કહ્યું કે રામેશ્વરથી પાછો ફરતાં સુધી તમે તે હસ્તલિખિત ગ્રંથ રહેવા દો. કાકાને તેજ જોઇતું હતું, અને ભાતૃજની પીઠ ગ્રંથ તરફ થતાંજ કાકાએ પદ્મપાદની ટિકાનો ગ્રંથ અગ્નિ દેવને આનંદથી સ્વાધીન કીધો! અને તે પાછો ફરતાં આ " અકસ્માત્ " માટે પોતાનો હાર્દિક પ્રગટ કીધો ! કાકાએ ભત્રિજાની બડાસ અને શીસીયારી તેમજ સ્વમતત્યાગનો પૂરો કીનો પણ લીધો. પારકાનો દ્વેષ પ્રગટાવવાને દાના માણસે કદાપિ કારણ ન આપવું એ બોધ આ પરથી ગ્રહણ કરવાનો છે.

પદ્મપાદ રામેશ્વર જવા પછી શંકરાચાર્યને સમાચાર મળ્યા કે તેની માતાની તબીયત બરોબર રહેતી નથી. અને તે શય્યાવશ છે. તેને મળવા તે એકલો માતાને ગામ કલાડી ગયો. માતા પુત્ર મુખના દર્શનથી અતિ પ્રસન્ન થઇ, અને માતાવત્સલ પુત્રે દેવી માતાનાં પગનો સ્પર્શ કરીને પ્રણામ કીધા. એમ કરવું સન્યાસ ધર્મથી તે વિરૂદ્ધ છે, પરંતુ શંકરાચાર્યે માતા પ્રતિના ધર્મને સન્યાસ ધર્મ કરતાં પણ વિશેષ માન્યો. આ દેખીતો નિર્જીવ બનાવ, શંકરાચાર્ય કેવી સુધારક વૃત્તિવાળો મહાપુરૂષ હતો તે આપો આપ પ્રકાશિત કરે છે. તે સનાતન ધર્મના શાસ્ત્રોક્ત બંધનો અને નિયમોને માન આપતો, પરંતુ વેદ તથા બુદ્ધિની વિરૂદ્ધ હોતાં તે સ્વીકારતો નહીં. એટલુંજ નહિ પરંતુ તેમાં પ્રસંગ તથા આવશ્યકતા પ્રમાણે શિથિલતા પણ કરતો, અંધશ્રદ્ધાથી શાસ્ત્ર વચનના અક્ષરાર્થને વળગી ન રહેતાં તેનો ઉદાર તથા બુદ્ધિપૂર્વક અર્થ કરવાની તેની પદ્ધતિજ આપણું તેને માટે અસાધારણ માન ઉત્પન્ન કરાવે છે. ગુરૂ હત્યાનાં પાપનો શાસ્ત્રનો અક્ષરશઃ અર્થ કરીને કુમારિલ આત્મહનન કરવા તત્પર થયો તે અક્ષરાર્થ શંકરને ઇષ્ટ નહોતો અને શાસ્ત્રાર્થ કરવા માંગણી કરી હતી તે આપણે આગળ જોયું છે જો કુમારિલ ચિતામાં બળવા શરૂ ન થયો હતે તો શાસ્ત્રાર્થ કરીને વિજય મેળવતે એ પણ નિસ્સંદેહ છે. કુમારિલે આત્મભોગથી દાખલો બેસાડ્યો છે એ જગતને મહાન્ લાભ છે, પરંતુ કુમારિલના નાશથી જગત્‌ને જે હાનિ થઇ તે લાભ કરતાં વધારે ન હોવા વિષે કાંઇક શક છે.

માતાના આત્માને યમરાજના દુતો લઇ જવા સજ્જ થયા હતા એવી તેની અંતિમ સ્થિતિ પોતાને લાગી. પુત્રની ધર્માચાર્ય તરીકેની પ્રસિદ્ધિ તેને કાને પણ આવી હતી તેથી તેણે પુત્રને વિજ્ઞપ્તિ કરી કે મારા આત્માને મુક્તિ મળે એવો ઉપદેશ મને આપ! દિગ્વિજયકાર કહે છે કે, શંકરે તો પોતાની વેદાંતની ઉંચી ફીલસુફીજ છાંટવા માંડી અને બ્રહ્મ-જીવની એકતા સિદ્ધ કરવા ઘટાકાશ, મઠાકાશ અને પટાકાશનાં ઉદાહરણોથી માતાને ગભરાવી દીધી! માતાએ કહ્યું કે એવી બડી બડી વાત મને સમજ પડતી નથી, માટે કાંઇ સુગમ રીતે સાદું કહે તો ઠીક. શંકરે તેથી શિવની સ્વકૃત શ્લોક વડે સ્તુતિ કરી. તરતજ શંકરના ગણો પ્રત્યક્ષ થયા! પરંતુ તેમના કાબરચિત્રા બિભત્સ દેખાવથી ડોશી ડરી ગઇ અને તેની સાથે કૈલાસ જવા ના પાડી! ! ત્યારે શંકરે વિષ્ણુની સ્તુતિ કરી એટલે વિષ્ણુના દુતો પ્રત્યક્ષ થયા. તેઓ તો સોહામણા સુંદર હતા. તેથી શંકરમાતાએ તેમને બોલાવવા માટે પુત્રને આશીર્વાદનો પ્રસાદ આ-

યો અને આ શરીરનો ત્યાગ કરીને દુતોની સંગાતે વૈકુંઠ ગઇ. આનાં સત્ય માટે હમે ઉત્તરદાતા નથી; એ લાગેજ જણાવવાની જરૂર છે.

શંકરે વિશેષ કારણથી ફરીથી સન્યસ્તધર્મનું ઉત્થાપન કીધું. માતાને પ્રતિજ્ઞા કરી હતી તે પ્રમાણે તેનો અગ્નિસંસ્કાર કરવાને તે તૈયાર થયો. પરંતુ સન્યસ્તધર્મનો આ હડહડતો વિરોધ તેના ન્યાતીલાઓ સાંખી શકયા નહીં. તેમને મન તો શંકર મહા પાપી હતો. મહાપુરૂષોને ન્યાતીલાઓ તથા પોતાના ગામવાળાઓ માન આપતા નથી. અંગ્રેજીમાં કહેવત છે કે Nobody is a hero to his own valet અર્થાત્ પોતાના પરિચિયનો નોકર (આદિ) ગમે તેવા મહાન્ શેઠને મહાન્ ધારતો નથી. તેમ શંકરાચાર્ય વિષે થયું. તેણે તેમને ઘણાએ વિનવ્યા, પટાવ્યા. પણ તેઓ એકના બે થયા નહીં, અને શબજ ઉપાડવા આવવા ના પાડી! અરે, તેને બાળવા માટે અગ્નિ આપવા પણ ના પાડી! શંકરે થાકીને પોતેજ કમ્મર બાંધીને માતાનું શબ ઉંચકીને ઘરના પાછળના ભાગમાં આવેલા વાડામાં તે લઇ ગયો. કહે છે કે પોતાની દૈવી શક્તિથી તેણે અગ્નિ ઉત્પન્ન કીધો. જો એ વાત ખરી હોય તો તેમની બુદ્ધિ માટે માન આપું થયા વગર રહે નહીં. સંબંધીઓનાં ચિત્ત ઉપર એવા ચમત્કાર કરવાની વધુ જરૂર હતી. વળી એમ પણ કહેવું છે કે, શંકર માતાને આખા ઉપાડવા અસમર્થ હતો તેથી તેના ટુકડે ટુકડા કરીને તેણે તેને વાડામાં આણી (શંકર જેવો મહાત્મા આવી કમકમાટ ઉપજાવનારી વર્તણુક ચલાવે એ માન્ય નથીજ.) અને તેની પાસે લાકડાં પણ નહોતાં, કેળના સ્થંભોજ હતા. તેણે દૈવીશક્તિથી તે લીલા સ્થંભો સળગાવ્યા. આ વૃત્તાંત લખનાર બહુ ભોળો હોવો જોઇએ.

### શંકરનો સંબંધીઓ ઉપર ક્રોધ.

શંકર તો જીવબ્રહ્મની એકતાના સિદ્ધાંતનો સ્થાપક હતો, તેથી ક્રોધાદિનો તેના હૃદયાકાશમાં અવકાશ ન હોવો જોઇએ. તેણે કામને વશ કીધો પરંતુ ક્રોધને તેટલી સંપૂર્ણ રીતે નહીં. મહાપુરૂષો પણ સર્વથા ન્યુનતાથી મુક્ત નથી. તેનો આ દ્રષ્ટાંત છે. માતાનો અગ્નિસંસ્કાર કર્યા પછી પોતાના દુષ્ટ સંબંધીઓ પર વેર વાળવાનો શંકરે નિશ્ચય કીધો. શંકરે તે અર્થે ત્યાંના રાજાને સમજાવીને એવી આજ્ઞા તેની પાસે પ્રગટ કરાવી કે (૧) એ સંબંધીઓએ વેદમંત્રોનો ઉચ્ચાર ન કરવો, (૨) સન્યાસીઓને અતિથિ તરીકે તેઓએ ન રાખવા (૩) દરેકે પોતાના ઘરના વાડાનો ખુણો કુટુંબના મનુષ્યનું શબ ત્યાંજ બાળવા માટે અલાહિદો રાખવો અને (૪) પોતાને કરવું પડયું હતું તેમ શબના ટુકડા કરીને પછી તે બાળવા!

હજી પણ શંકરની જ્ઞાતિના નંબુદરી બ્રાહ્મણો શબના વિભાગ કરવાની નામ માત્ર વિધિ પણ કરે છે ખરા. શબના અનેક અંગોને ચાકુની અણી અડાડવામાં આવે છે. ઘણા કુટુંબોમાં હજી પણ ઘરના વાડામાં શબનો દાહ કરવા અલાહિદો ખુણો કાઢયો હોય છે. એ પણ સત્ય છે કે અનેક નંબુદરીઓ વેદમંત્રનો ઉચ્ચાર કરવાનું શીખવવા ના પાડે છે. તેનું કારણ પુછે છે તો તેઓ ઉપલી વાતનોજ હવાલો આપે છે.

### શંકરનો પૂર્વ કીનારા ઉપર પ્રવાસ-પ્રચાર અને શાક્ત-મર્દન.

માતાનિમિત્ત નિવાપાંજલી આપી શંકર શ્રૃંગેરી પાછો આવ્યો. અને કેરળમંડળના પૂર્વ કીનારા તરફ પ્રમાણ કીધું. જગન્નાથપુરીમાં તેમણે એક બીજું મઠ સ્થાપ્યું, જે ત્યાં હજી હયાત છે. તેના શંકરાચાર્ય તેના સેહચારી-પાદમાં મુખ્ય મનાયો હતો. તેણે પ્રચાર કરવા ગુપ્તપણે રાજાઓની

રાજનગરીઓ, વિદ્યાનાં સ્થળો તથા યાત્રાનાં સ્થળો (પૂર્વે એ બે સ્થળો એક હતાં) ખાસ પસંદ કરતા. તે જે પણ અસત્ય, વેદવિરૂદ્ધ અને દુષ્ટ, અન્યાયી જણાય તેનું બેધડક ખંડન કરતા. શંકરના સમયમાં શાક્તોનું જોર અતિ વિશેષ હતું. હાલ તો શંકરે અશાક્ત કરેલી પૃથ્વી સેહાન પડેલી છે. તેથીજ તેની પછીના દયાનંદ અને વિવેકાનંદ પર્યંત ધર્માચાર્યોનાં કાર્યની સરલતા તેમજ તેમના પુરૂષાર્થની સફલતા વિશેષ હતી. તેનું માન શંકરને ઘટે છે. શંકરેજ ઉત્તરાયણોને માટે ડુંગરપર પગથીઆં બનાવ્યાં હતાં. ગંદા શાક્તમતનો નાશ એ તેનું સૌથી મુખ્ય પરાક્રમ હતું. કાંજીવરમ શાક્તોનું મુખ્ય મથક, તેમનું દીલ્લી હતું. શાસ્ત્રાર્થ, આદિથી શંકરે તેમને પરાસ્ત અને નષ્ટ કીધા. તેમના મંદિરોમાંથી સત્તા દુર કરી પવિત્ર કીધાં. હજી પણ મદુરાની વર્તમાન શાક્ત દેવીઓ નામે કામાક્ષી અને મીનાક્ષી (આ નામોજ સિદ્ધાંત સૂચક છે) જે પ્રતિષ્ઠા ભોગવે છે તે ભાંગેલું ભસ્ય તેની પહેલીના વખત પહેલાં તેની પૂર જાહોજલાલીની ભરતીના વખતમાં કેવું બલવાન અને અપૂર્વ હશે તેનો ખ્યાલ આપે છે. શંકરાચાર્યે પ્રખ્યાત ચોલ અને પાંડ્ય રાજ્યોના રાજાઓને સ્વધર્માનુયાયી કર્યા તે આજ પ્રવાસ દરમ્યાન હતા. શાક્તો ઉપરાંત કાપાલિકો, ગાણપત્યો ઇત્યાદિ લગભગ શાક્ત જેવાંજ અસ્પર્ય અને ચેપી અનીતિ વર્દ્ધક, અને હિંસાબોધક પંથો ઉપર પણ શંકરે આજ "સ્વારી" દરમ્યાન પ્રાણઘાતક પ્રહાર કર્યા. અને તેમના ઉપર ઋતુ ઋતુએ પ્રહાર કરવાની અને અંતે તેમનો સંહાર કરવાની નક્કુકની વ્યવસ્થા શ્રૃંગેરીમાં તેણે કીધી, અર્થાત્ એક ભ્રમણ કરતા યોગ્ય ઉપદેશક વર્ગની સ્થાપના કરી, જે ચોમાસા શીવાય શ્રૃંગેરીની બહાર પ્રચાર કરતો.

## ઉત્તરમાં દિગ્વિજય—ગુજરાતમાં આગમન.

હવે શંકર ઉત્તરમાં દિગ્વિજય કરે છે. દમયંતીના સ્વરૂપે પ્રખ્યાત કરેલા વિદર્ભ (બીરાર) દેશમાં પસાર થઈને તેઓ ઉજ્જયની નગરી—ભારત વર્ષના જ્યોતિષીઓનું ગ્રીનીચ—આવી પહોંચે છે. કાલીદાસ કૃત મેઘદૂત આદિ પુસ્તકોથી વિદિત થાય છે કે અહીં શૈવપૂજન એવા પ્રકારની થતી હતી કે જેથી બહુ પશુઓનાં રૂધિરનું વહન થતું હતું. દયાળુ શંકરનું રક્ત તેથી તપી જવા વગર રહ્યું નહીં. તેણે પ્રથમ બુદ્ધિમત્તાથી રાજાને પોતાનો શિષ્ય કર્યો, અને ભૈરવો શાસ્ત્ર કે તર્ક સમજશે નહીં એમ શંકરની ખાત્રી હોવાથી રાજાને ભૈરવનાથને બલીદાન આપવાની રાજાને એ દુષ્ટ ક્રિયાઓ બલીદાનથી ડામી દેવા આગ્રહ કર્યો. લોકો શંકરે વાણીથી પણ કરેલા ખંડનથી બહુ ઉશ્કેરાઈ ગયા હતા, અને "સનાતન ધર્મ વિરૂદ્ધનાં" તેનાં વચનો ન સહન થવાથી હુલ્લડ પણ મચાવ્યું હતું, જેનો કેપ્ટન એક ક્રકચ નામનો મનુષ્ય હતો.

ઉજ્જયનીથી શંકરે ગુજરાત તરફ પ્રયાણ કર્યું અને દ્વારિકામાં તેણે મઠની સ્થાપના કીધી. તે મઠ હજી વિદ્યમાન છે, જેના આચાર્ય સ્વામી માધવતીર્થ છે. ત્યાંથી ગંગાને કીનારે કીનારે ચાલતાં ચાલતાં અનેક પ્રખ્યાત વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કીધા. દિગ્વિજયકારોએ વિદ્વાનોમાં ભાસ્કર, બાણ, દંડિન, મયુર, વગેરે પ્રખ્યાત નામો આપ્યાં છે. પરંતુ તેમના ઘણા તો શંકરના વખતમાં નહોતા, તેથી તેઓનાં નામ પ્રક્ષિપ્ત લાગે છે. ત્યાંથી ઠેઠ કાશ્મીર દેશ પર્યંત તે ગયેલા કહેવાય છે. શંકરે તે પછી આસામ (કામરૂપ) દેશ પ્રતિ પ્રયાણ કર્યું હતું. ગૌહાટીમાં શાક્ત ભાષ્યકાર અભિનવ ગુપ્ત સાથે તેને પ્રચંડ શાસ્ત્રાર્થ થયો હતો, અને તેમાં શંકરને વિજય મળ્યો હતો. આ હારથી અભિનવ ગુપ્તને એટલું બધું લાગી આવ્યું હતું કે તેનું તેણે કાળી વિદ્યાની મદદથી

રાખે છે, તે કાઢી નાંખવી જોઇએ. પ્રમાદધનનું ગાયન ( અંક ૨૨ ) નકામું છે. ક્રોધના આવેશમાં સંગીત હમેશ ઉભરાય એ નિયમ ગુજરાતના કવિઓને કોણે સમજાવ્યો હશે ! ગાયન (અંક ૨૬) કેવલ અયોગ્ય પ્રસંગનું નથી પણ કુસુમ એ ગાયન ઘણું જલદી અને અચાનક ઉપાડે છે. ગાયન અંક ૩૧ વખતે પણ કુમુદના ચ્હેરા ઉપરનો ભાવ દયાજનક નથી. 'કુમુદ સુંદરીના ચ્હેરા ઉપર અસાધારણ શરમાળપણાનો આભાસ નથી. વિદ્યા સંપત્તિથી ઉત્પન્ન થતી સ્વસ્થતા નથી, અને દુનિયાની લીલીસૂકી અનુભવ્યાનું પ્રતિબિંબ નથી; સરસ્વતીચંદ્રના ચ્હેરા ઉપર થોડી ધૃષ્ટતા છે પણ બેદરકારી અને ગંભીરતા નથી. એ બે પાત્રની ઉપર મુખની ખામીઓ દૂર થાય તો એ એના નીચાં શરીરની ખામી ઢંકાઇ જાય. સંગીત સંબંધે પણ થોડોક સુધારો કરવામાં આવે તો સારૂં. ગાયનો લગભગ દરેક અર્થવાહક છે. અને અમુક અમુક પ્રસંગે ઘણા સુરતીઓ " કમાલ છે, " " ખટમ કીદી છે" એવું એવું બોલે છે એમ ખરૂં, તો પણ કોઇ પણ ગાયનથી શ્રોતાઓને ઉત્સાહજ્વર ઉત્પન્ન થતો નથી; એટલે કે કોઇ પણ ગાયનના પદ લાલિત્ય અને અર્થ ગૌરવ એવાં નથી કે શ્રોતાના કાનમાં બેચાર દિવસ ગુનગનાટ મચાવી રાખે. "દીધાં છોડી પિતામાતા," " અવની પરથી નભ ચઢ્યું વારિ" વગેરે લોકપ્રિય ગાયનોમાં ઉત્સાહજ્વરના જંતુઓ છે.

## ગ્રંથાવલોકન.

**શ્રી બુદ્ધિચરિત્ર**—અને શ્રી બુદ્ધનો ઉપદેશ-પ્રયોજક, રા. મણિલાલ નથુભાઇ દોસી બી. એ; પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્દ્ધક કાર્યાલય. પૃ. ૧૫૨, તથા ૯૮. રૉયલ ૧૬ પેજી. મૂલ્ય ૬ આના.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે નવીન પુસ્તકોની માસિક ગ્રંથાવલિ ઉપરાંત ચરિત્રાવલિ માસિક પુસ્તક રૂપે પ્રગટ કરવાની કરેલી યોજના અનેક ધન્યવાદને પાત્ર છે. તે સંસ્થાના સાધુ મંત્રી ભિક્ષુ અખંડાનંદે મુખ્યરીતે આ યોજના કરી તથા તેને અમલમાં મુકી ગુજરાતી પ્રજાની જે સંગીન સેવા કરવા ધારી છે તે અનુપમ છે. અને તે દીર્ઘકાલ પર્યંત ચાલુ રહેશે એવી હમારી પ્રાર્થના છે. ચાલુ રહે તો સંપૂર્ણ ફતેહ નિર્માણ છે તે એ ભલા ભિક્ષુએ થોડાજ કાલનાં પોતાનાં કામથી બતાવી આપ્યું છે. આ પુસ્તક ગુજરાતી સાહિત્યની એક ખોટ પુરી પાડશે. દોસી પોતાને તેના પ્રયોજક માત્ર કહે છે તેનો અર્થ એ છે કે બુદ્ધ ભગવાનનાં અનેક જીવન ચરિત્રો વિદ્યમાન છે તેનું દોહન માત્ર તેમણે કીધું છે. બુદ્ધનાં જીવનના સંબંધમાં પાછળથી તેના અનુયાયીઓએ અનેક અસંભવિત, અત્યુક્તિયુક્ત, માહત્મ્ય વર્દ્ધક ગપાષ્ટકો ઘુસાડી દીધાં છે. તે સ્પષ્ટ જોતાં વાર તરત જણાઇ આવે છે. પરંતુ ખરી વાતો એટલી ઓછી છે કે જો એ અસંભવિત કથા કહાણીઓ છોડી દે તો જીવન ચરિત્રકારને લખવાનો મસાલો લગભગ રહેજ નહીં! દેખીતી રીતે રા. દોસીએ એજ મુશ્કેલીથી બુદ્ધના સંબંધમાં જેમની તેમ એવી વાતો આપી છે. મૂલ અનૈતિહાસિક હોવા છતાં અનેક સદીઓના સ્વીકારથીએ અસંભવ વાતોએ ઐતિહાસિક રૂપ ધારણ કીધું છે. ગ્રંથની ભાષા જોશદાર અને સરલ છે. વાર્તાનો રસ પણ અખંડિત રહ્યો છે. જો કેટલાક વહેમોને વહેમ તરીકે સ્પષ્ટ જણાવીને તે ઉતાર્યા હતે તો, વહેમી વાંચકોની પ્રયોજક વધારે સારી સેવા કરી શકતે એમ હમને લાગે છે. જીવનચરિત્ર કરતાં પણ વધારે જાણુકનો ઉપયોગી, જો કે અનિવાર્ય રીતે વધારે શુષ્ક, ગ્રંથનો બુદ્ધનાં ઉપદેશનો બીજો ભાગ છે. ઉપદેશ એ બુદ્ધકૃત **ધમ્મપદનું** ભાષાંતર છે. એ ગ્રંથ બુદ્ધના ધર્મનું મૂલ છે. નીતિના પ્રકરણમાં અને તેની સચોટ સાદાઇમાં દુન્યા માત્રની નીતિના ગ્રંથમાં તે અદ્વિતિય ગણાય છે. ચીનાઇ, અંગ્રેજી, હીંદુસ્તાન

આદિ ભાષાંતરોની મદદથી આ ગુજરાતી ભાષાંતર કીધું છે. તેનો એકજ નમુનો આપવાથી ખ્યાલ આવશેઃ— પ્ર. ૧૯ મું. ધર્મશીલ વર્ગ–જે ઘણું બોલે છે તેથી તે પંડિત કહેવાતો નથી. વેર વગરનો અને નિર્ભય છે તે પંડિત કહેવાય છે." બૌદ્ધોના વેદ અને મનુસ્મૃતિ રૂપ આ ગ્રંથનું જ્ઞાન ગુજરાતીઓને આ ગ્રંથથી સુગમ થયું છે.

**ભારતનાં ( પ્રાચીન ) સ્ત્રી રત્નો**—રચનાર, રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત ( બારાં, કોટા રાજ્ય ) પ્રકાશક, સ. સા. વ. કાર્યાલય પૃ. ૬૮૩ ( રોયલ ૧૬ પેજી ) મૂલ્ય માત્ર રૂ. ૧

આ ગ્રંથ તેની કોટિમાં અપૂર્વ છે. ૧૨૫ પ્રાચીન મહાન્ આર્યાઓનું સંક્ષિપ્ત જીવન આમાં છે. મહાભારત તથા પુરાણોમાંથી ઘણું ખરું સાહિત્ય સ્વાભાવિક રીતે ભેગું કર્યું છે. અને બંગાળી ગ્રંથોનો લેખકે મુખ્ય આશ્રય લીધો છે, તેથીજ પુસ્તકની શૈલી તેમજ નવીનતામાં વિશેષતા હોવાનું અનુમાન થાય છે. રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદીકૃત સતી મંડળના બે ભાગો ઉપયોગી છે, છતાં કહેવું જોઇશે કે તેના કેટલાક દોષો આ ગ્રંથમાં નથી. સતીમંડળમાં જીવન વારંવાર એક પ્રકારનાં તથા દરેક સ્ત્રીઓની પ્રશંસા એકજ પ્રકારની હોવાથી વારંવાર કંટાળો આવે છે. લેખકની પ્રસ્તાવના ઉપરથી તેઓ એકજ વિદ્વાન્ પુરૂષ હોવાનું આપોઆપ જણાઇ આવે છે. તેમાં તેઓ પોતે સંદેહ કરે છે કે, "અનેક સ્ત્રીઓની વાતોમાં ઐતિહાસિક તત્વ નહીં હશે." ત્યારે પોતેજ તેનો વિવેક કરીને તેવું શંકાશીલ તત્વ કાઢી ન નાખ્યું ? તેથી ગ્રંથ નાનો થતા છતાં તેની ખરી કીમ્મત વધતેજ ! પ્રજાને જ્ઞાની કરવાનો હેતુ તેમને સત્યાસત્યનો વિવેક કરતાં શીખવવાનો છે. પણ ખરી ખોટી વાતની–ક્ષીરનીરની–ભેળંભેળ પોતે ગ્રંથકારો કરે તો ઓછી બુધ્ધિમાન્ વાંચક પ્રજા શું જ વિવેક–નિર્ણય કરવાની આશા રાખી શકાય ? જુદાજુદા પુસ્તકોમાંથી સાર એકઠો કરી તે છાપવા ઉપરાંત ગ્રંથકર્તાનું બીજું કર્તવ્ય ગ્રંથની વાતો સત્યજ છે એની જાતે ખાતરી કરવાનો છે. ટુંકમાં ગ્રંથ ક્રિટીકલ–ક્રીટીકલ–હોવું જોઇએ. લેખકની પ્રસ્તાવના તેમનામાં તે શક્તિ છે એમ સિદ્ધ કરે છે, છતાં ગ્રંથનો ભાર કમ થઇ જવાના ભયથી કે આ કારણથી તેમણે તે કીધું નથી તે શોકકારક છે. વિદુરપત્નીની ૪૫ મી વાર્તા આનું એક ઉદાહરણ છે. કહે છે કે, દુર્યોધનને યુધ્ધ ન કરવા મનાવવા કૃષ્ણ ગયલા તેમાં નિષ્ફલ પામનાં માર્ગમાં તેઓ વિદુરને ઘેર ગયા. વિદુરજી ઘેર નહોતા. સ્ત્રી ( તેનાં જીવનચરિત્ર છતાં તેનું નામ પણ નથી આપ્યું ! ) નગ્ન થઇ સ્નાન કરતી હતી. કૃષ્ણે કમાડ ઠોક્યાં. મનમોહન સ્વરથી લુબ્ધાયમાન સ્ત્રી નગ્નાવસ્થામાંજ બારણું ઉઘાડવા દોડીને કૃષ્ણની તથા એની આંખ મળવા છતાં એમજ ઉભી રહી ! કૃષ્ણ શરમાયા અને પીતાંબર પહેરવા આપ્યું ! ભૂખ્યા કૃષ્ણે ભોજન માંગતાં એ સ્ત્રી કેળાં લઇ આવી. પણ કૃષ્ણપરનાં પવિત્ર પ્રેમથી ઘેલી બનેલી સ્ત્રી એટલું બધું ભાન ભૂલી ગઇ હતી કે કેળાં છોલતી ગઇ તે ગરને નાખી દેતી ગઇ ને છોતાં કૃષ્ણને ખાવા આપતી ગઇ. શુદ્ધ પ્રેમના આવેશની આ અનુપમ અવધિથી કૃષ્ણે પણ મહાપ્રસન્ન થઇ છોતાં ખાધાં ! બાદ વિદુર આવતાં સ્ત્રીને આ સારુ ઠપકો આપ્યો. પણ કૃષ્ણ કહે છે કે છોતાં જેવો સ્વાદ ગરમાં નથી ! આ વાર્તાથી લેખક એવો બોધ કાઢે છે કે, "વિદુરપત્નીની એકાગ્ર ભક્તિ પ્રશંસનીય છે." હમને ભય છે કે, પોતાની સ્ત્રીનાં સંબંધમાં કોઇ પણ પતિ નગ્નાવસ્થા પણ ભૂલી જાય એટલી તેની " એકાગ્ર ભક્તિ " ની પ્રશંસા કરશે નહીં. કૃષ્ણ અને મહાત્મા માત્ર પૂજ્ય છે, પરંતુ ભક્તિની પણ મર્યાદા હોવી જોઇએ. આ વાર્તા તો વિદુરપત્ની અને કૃષ્ણ બન્નેને બેવકૂફ બના-

વનારી છે. પરંતુ હમારો સૌથી મોટો વાંધો તેનો શંકાશીલ સાર છે તેજ નથી. તે અનૈતિહાસિક છે. મહાભારતમાં એ વાત બીલકુલ નથી. અને મહાભારતમાં નથી તો બીજા ગ્રંથમાં ક્યાંથી આવે? કારણ કે એ વાર્તા મહાભારતના કાલ તેમજ પ્રસંગમાંજ બની શકે એમ છે. વળી શાસ્ત્રોમાં નગ્નસ્નાનની મના છે, અને વિદુરપત્ની શાસ્ત્રવિરૂધ્ધ વર્તે એ પણ સંભવિત નથી. એ વાર્તા કૃષ્ણ ભક્તિને હસવા જેવી હદે પાછલા કાળમાં લઇ જવામાં આવી ત્યારે ઉપજાવી કાઢેલી છે. તેની બિભત્સતા, નિર્લજ્જતા, હાસ્યાસ્પદતા આદિજ તેની પ્રક્ષિપ્તતાનો કાલ સૂચવે છે. આશા છે કે મધ્ય કાલ તથા અર્વાચીન કાલનાં સ્ત્રી રત્નોનાં જીવનના ગ્રંથો હવે પછી લેખક પ્રગટ કરનાર છે તેમાં વિદુરપત્નીઓ ઝાંઝી નહીં હોય!

આ ઉપરાંત વિવિધ ગ્રંથમાળાનાં (૧) "કાશ્મીરનો પ્રવાસ અને કલાપી (લાઠીના સ્વ. ઠાકોર સુરસીંગજી) ના સંવાદો તથા સ્વીડન બોર્ગના વિચારો" (૨) રા. મોહનલાલ દલીચંદ દેસાઇ બી. એ. એલ એલ. બી. એ ભાષાંતર કરેલાં "સ્વા. વિવેકાનંદના પત્રો" (સંક્ષિપ્ત જીવનરેખા સહિત) તથા (૩) વૈદ્ય અમૃતલાલ પઢીયાર કૃત "નવા યુગની વાતો" ભાગ ૨, એ ૩ પુસ્તકોની પહોંચ પણ માન સહિત સ્વીકારીએ છીએ. ત્રણે પુસ્તકો અતિ ઉપયોગી છે. સ્વા. વિવેકાનંદના પત્રો વિશેષ ઉપયોગી છે. સ્વ. સ્વા. વિવેકાનંદનાં વચનો સત્તારૂપ ગણાય છે. અને તેમની વાણીમાં પ્રસાદી છે. એ પત્રો સ્વા. વિવેકાનંદની ધર્મ ભક્તિ તેમજ દેશ ભક્તિનો, તેનાં મોટાં ગ્રંથો કરતાં વધારે સારો ચિતાર આપે છે, તેમનાં વિશાલ અંતઃકરણનું મોટું માપ પત્રોમાં જેટલી સુંદર રીતે જણાય છે એટલું ગ્રંથોથી પણ જણાતું નથી. પત્ર માત્રની ગ્રંથ કરતાં એ વિશેષતા છે. ભાષાંતર કર્તા એક જાણીતા જૈન લેખક છે, અને આ સુંદર ભાષાંતર કરીને તેમણે ગુજરાતી પ્રજાને આભારી કરી છે.

**મનુષ્ય ધર્મ અથવા આત્મદેવની ઉન્નતિ**; ભાગ ૧ લો; રચી પ્રસિદ્ધ કર્તા, વૈદ્ય શામજી માધવજી ત્રિવેદી (અમરેલી) પૃ. ૯૯ ડેમી ૧૨ પેજી. કીં. ૮ આના.

વાર્તાના રૂપમાં આ પુસ્તકમાં ભતૃહરિ આદિ ગ્રંથોમાંથી મનુષ્યના યથાર્થ ધર્મનું પ્રતિપાદન કરનારા શ્લોકો તેના અર્થ તથા ઉચિત વિવરણ સહિત આપવામાં આવ્યા છે. છપાઇ જોઇએ તેવી સારી નથી.

**શ્રી ફત્તેહસિંહરાવ આર્ય અનાથાશ્રમનો ૩ જો વાર્ષિક રીપોર્ટ–૧૯૧૧ નો.**

વડોદરાની આ સંસ્થા કેટલી ઉપયોગી છે તે બતાવવા એટલુંજ કહેવું બસ થશે કે, કોઇ પણ ધાર્મિક કે સામાજીક સંસ્થામાં સર્કારી અમલદારોએ ન જોડાવાનો નામદાર ગાયકવાડ સરકારનો હુકમ છે, છતાં આ સંસ્થામાં જોડાવાની શ્રીમાન્ સરકાર તરફથી ખાસ છુટ આપવામાં આવી છે. વડોદરામાં આવી એકજ સંસ્થા છે, અને વડોદરાની પ્રજા તેનો નિર્વાહ કરવામાં મંદ છે એ કાંઇક શોકજનક છે. ગયા વર્ષમાં આશ્રમમાં ૧૬ અનાથો હતા. તા. ૩૧–૧૨–૧૧ ને દિને તેમની સંખ્યા ૨૨ ની હતી. ૪ અનાથોને તેમના વાલીઓ લઇ જવા છતાં આ સંખ્યા રહી છે. અનાથોને શાળામાં કેળવણી આપવામાં આવે છે અને તેઓ ઉપલે નંબરે પસાર થઇને ચઢતા વર્ગમાં ગયા છે. ૨ વડોદરાના કલાભવનમાં છે. વર્ષમાં ખર્ચ રૂ. ૯૯૯૦ થયો છે અને ઉત્તમ વ્યવસ્થા જોતાં તે તારીફ લાયક કરકસરનું પરિણામ ગણાવું જોઇએ. જાયુક ફંડ રૂ. ૩૦૦૦નું છે, અને કુલ ૨૫ અનાથોને રાખવાની હાલ સગવડ છે. આશ્રમમાં લાઇબ્રેરી પણ સારા પાયા પર છે. વીઝીટરોના અભિપ્રાયો પણ નિરપવાદ રીતે તેમનો સંતોષ પ્રકટ કરે છે. તેના ઉત્સાહી મંત્રી રા. મંગીલાલ

વસનજી દેસાઇ બી. એ. એલ એલ. બી. તેમજ અનાથાલયના યોગ્ય સુપરીન્ટેંડંટ રા. અંબાલાલ એ એને વ્યવસ્થા માટે ધન્યવાદ ઘટે છે. આ આશ્રમના મૂલ યોજકો વડોદરા આર્ય સમાજ છે. અને ઇલાકામાં આર્ય સમાજનું આ એકજ અનાથાલય છે તે માટે તેમને અભિમાન હોવું જોઇએ. પરંતુ તેઓ તેને યોગ્ય સહાયતા આપતા નથી, એ ખેદજનક છે. સામાન્ય રીતે હીંદુ પ્રજાએ તેને સહાયતા આપવી એ તેમનો ધર્મ છે, અને વડોદરા રાજ્યની હીંદુ પ્રજાનું તો તે ખાસ કર્તવ્ય છે.

**શ્રી નડીઆદ પાંજરાપોળનો ૧-૬-૧૧થી ૨૨-૧૦-૧૨ સુધીનો પ્રથમ રીપોર્ટ** વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી પ્રસિદ્ધ કર્તા મંત્રીઓ, ચુનીલાલ ઇશ્વરદાસ તલાટી તથા ભીખાભાઇ લક્ષ્મીદાસ પટેલ.

નડીઆદ ગુર્જર સાક્ષરોનું ગામ તો લાંબા વખતથી છે. પણ તે હવે પરોપકારનાં ગામ તરીકે બહાર પડયું છે એ આનંદની વાત છે. ત્યાં અનાથાશ્રમ તથા નિરાશ્રિત ફંડની ઉપયોગી સંસ્થાઓ તો છેજ. તે ઉપરાંત પાંજરાપોળ પણ છે. પૂર્વે તે સરાઇના નામથી ઓળખાતી અને મુસાફરોની ધર્મશાળા તરીકે તે આશીર્વાદ સમાન હતી. મુસાફરોનાં ભેગાં બીજાં ઢોરોનો પણ સારા વખતમાં ત્યાં નિર્વાહ થતો. પરંતુ ઘાસની અછતથી હવે એ સ્થિતિ ફેરવાઇ ગઇ છે. પાંજરાપોળ મહાજનને હસ્તક હતી. અને તે સંબંધી મુસલમાનો સાથે તકરાર થતાં, કોર્ટે મામલો જતાં, મહાજનની સંપૂર્ણ માલીકીનો સ્વીકાર થયો હતો. પાંજરાપોળની અંદરની મસીદ હતી તે મુસલમાનોને હીંદુઓએ ઉદારતાથી આપવાથી વૈમનસ્યનો અંત આવ્યો. બાદ પાંજરાપોળની સુવ્યવસ્થા માટે ૧૯૧૧ ની તા. ૨૮ મી ઓગસ્ટે એક કમીટી નીમાઇ અને તેણે રૂ. ૮૦૦૦ નું ફંડ ઉભરાવ્યું. સારા વખતમાં તેમાં ૧૫-૨૦ ખોડાં ઢોર હતાં અને હવે ૨૦૦-૨૫૦ છે, અને વધું રાખવા કમીટી અશક્ત છે. આ મોટી ફોજનું પાલન કરવામાં લગભગ બધી રકમ ખર્ચાઇ ગઇ છે. તે સ્વાભાવિક છે. અને મંત્રીઓ મદદ માટે જે અપીલ રીપોર્ટમાં કરે છે તે બહેરા કાનો પર નહીં પડે એવી આશા છે! દુષ્કાલે લોકોને કાંઇક દયાળુ બનાવ્યા છે એમજ તેનો કાંઇક દીલાસો છે!

**વિવાહ પ્રતિજ્ઞા**—કર્તા, રા. મગનલાલ બહેચરદાસ ઠક્કર, (વડોદરા) સુપર રોયલ ૧૬ પેજી, ૩૯ પૃષ્ઠ કીં. ૩ આના

આ એક નાની નવલકથા છે, અને તેની રસભરી વસ્તુસંકલના માટે તેના યુવાન્ કર્તાને ધન્યવાદ ઘટે છે. વાર્તામાં કન્યા વિવાહની પ્રતિજ્ઞાનું ધર્મ પૂર્વક અનેક સંકટો છતાં તે સહન કરીને પાલન કરે છે. તે સ્ત્રીની નીતિની શુદ્ધિ કરે છે અને આત્માને ઉન્નત કરે છે. જો લેખક અસંભવિતતાના અંશો ન આવવા પામે તે લક્ષમાં વિશેષ રાખશે તો આગળ ઉપર આ પ્રકરણમાં લેખક તરીકે તેઓ સારું કામ કરવાની આશા આપે છે.

**आश्चर्यजनक घंटी और अन्य रोचक कथायें**:—શ્રીયુત સત્યદેવજી કે જેમનાં નામથી વાંચક સુપરિચિત છે તેમની કલમની આ બીજી કૃતિ છે. ‘સત્ય ગ્રંથ માલા’ નો આ બીજો મણકો, ચાર નાની નાની વાર્તાઓનો બનેલો છે. જેમાંની ત્રણ પ્રસિદ્ધ હિંદી માસિક પત્રિકા "સરસ્વતી." માં જ્યારે સત્યદેવ અમેરિકામાંથી લખતા ત્યારે પ્રકાશિત થઇ હતી. આ ચાર વાર્તાઓમાં ૧ આશ્ચર્યજનક ઘંટી, ૨ પ્રતિકાલિમા ૩ માલા (ફ્રેંચ નોવેલ Necklaceનું ભાષાંતર.) ૪ કાયર છે. પહેલીમાં, દશ વાગતી એક ઘડીઆળના ટકોરાનો પ્રતિધ્વનિ એક સાહેબની ઓફીસમાં રાખેલી એક જૂની જાપાનીસ ઘંટી (ઘંટડી) માં થાય છે. કારણ ન સમજવાથી

સાહેબ બહુ ગભરાય છે અને બીછાનું પકડે છે. અંતને સમયે એક વૈજ્ઞાનિક આવી ભેદ ખુલ્લો કરે છે તેથી સર્વ શંકા દુર થાય છે. વૈજ્ઞાનિકે જે સાદો દાખલો આપી આ ભેદ સમજાવ્યો તે ધ્યાનમાં રાખવા યોગ્ય હોવાથી અમો ટૂંકમાં વાંચકસમક્ષ રજુ કરીયે છીયે. સાર પહેલાં એટલું ધ્યાનમાં રાખવું કે જે ઘડીયાળ અર્ધા માઇલ દુર પર વાગતું હતું અને તેનો પ્રતિધ્વનિ-સાહેબની ઓફીસમાં સંભળાતો હતો, તે પ્રતિધ્વનિને બરોબર બીન હરકતે આવવા સારૂ સામસામી બારીઓ ખુલ્લી હોવી જોઇએ તથા પવન તે બાજુનો હોવો જોઇએ કે જેથી તે બરોબર તે અવાજને ઘંટડી તરફ પહોંચાડે.

વૈજ્ઞાનિકે એક સારંગી તથા એક કાચનું ગ્લાસ મંગાવ્યું. પહેલાં ગ્લાસ પર આંગળીની ટકોરી મારી ધ્વનિ ઉત્પન્ન કર્યો. અને સારંગીથી ધ્વનિ ઉત્પન્ન કર્યો. બેઉની ધ્વનિ-કંપના એક થતાં બેઉમાં એક પ્રકારનું આકર્ષણ ઉત્પન્ન થયું. આથી સારંગીનો જેવો અવાજ નીકળતો તેવોજ અવાજ ગ્લાસમાંથી પણ પોતાની મેળે નીકળતો !

કથા નાની પણ બહુ બોધદાયક છે. **કીર્તિકાલિમામાં**, અમેરિકામાં હીદી મજુરો પર કેવો અત્યાચાર થાય છે તેનો તેમજ અંગ્રેજોની હોળીનો ( Halloween Night ) સારો ચિતાર કર્તાએ આપ્યો છે. સાથે સાથે એ પણ બતાવ્યું છે કે અમેરિકન સ્ત્રીયો કેવી દયાળુ દેવી સમાન-છે અને વેદાંત ધર્મની આપણી ઉંચી હિંદુ ફીલસુફી પર કેટલો પ્રેમ રાખે છે. **માલામાં** કર્તાએ પારકા દાગીના લાવી પહેરવામાં કેટલાં જોખમ છે અને તેથી કેટલું દુઃખ વેઠવું પડે છે તેનો ચિતાર આપ્યો છે. **કાયરમાં** પુરૂષાર્થની આવશ્યકતા બતાવી આપવાનો કર્તાએ પ્રયત્ન કર્યો છે.

ચારે વાર્તા રસપ્રદ છે; જેમાં પહેલી ખાસ બોધપ્રદ હોઇ આપણી સ્ત્રીઓએ શ્રીજી મનન કરવા યોગ્ય છે. કીંમત ૭ આના. છપાઇ ઉત્તમ. સત્યદેવ, સત્ય ગ્રંથમાલા ઓફીસ, કલકત્તાથી પ્રાપ્ત. માલાના ગ્રાહકોનું વાર્ષિક લવાજમ રૂ. ૪) છે. પ્રત્યેક માસે એકાદું આવું પુસ્તક બહાર પાડશે. આવી વાર્તાઓ કરતાં સત્યદેવજી તરફથી વધુ સંગીન સાહિત્યસેવાની આશા રાખી શકાય.

---

**ડુબેલી સ્ટીમરમાંનું સોનું કેમ કઢાય છે?**—વિલાયતથી હીંદુસ્તાન આવતાં વચમાં ડુબી ગયલી સ્ટીમર "ઓરીયેના" માં કેટલું સોનું રૂપું કઢાય છે તેની વિગત તારથી રૂયુટર વારંવાર આપતો રહે છે. પણ તે કાઢવાનું તે વાંચવા જેટલું સરળ નથી! 'ઓરીયેના' તો પાણીની નીચે માત્ર ૬૦ ફુટ છે. ડુબકી મારનારા વધુમાં વધુ ૨૧૦ ફુટ જેટલા ઉંડા હજી સુધી જઈ શકયા છે. તેથી ઉંડા જવું અશક્ય છે કેમકે, માથે પાણીનું વજન વધે છે. 'ઓરીયેના' માટે ડુબકી મારનારાઓ પર પાણીનો દર ચોરસ ઇંચ દીઠ ૭૦ થી ૮૦ રતલનો ભાર આવે છે. સામાન્ય રીતે તે ભાર, દર ઇંચ દીઠ ૪૦ રતલનો હોય છે. આમાં દર દસ ફુટ ઉંડા જતાં દર ઇંચે ૪॥ રતલ વધે છે! વળી પાણીના અંધકારમાં જઇને સ્ટીમરનો અમુક ભાગ શોધી કાઢવો, તે પણ જેવી તેવી વાત નથી. 'ઓરીયાના'નો કીમતી ધાતુનો ઓરડો તો તાળાથી વાસેલો હતો. તેની કુંચી કેપ્ટનના કેબીનમાં હતી; ગલીમાં થઈ કેબીન શોધવી, વળી તેમાંથી કુંચી શોધવી, તે કુંચીથી તાળું ખોલવું અને બાદ લક્કડી ઉપર લાવવી એ મહાભારત કામો ડુબકી મારનારાઓએ કીધાં છે! અંદર જળના સખત પ્રવાહની સાથે તેમને બાથ ભીડવાની તે જુદી. પ્રવાહ તેમને અનેક વાર ઉપાડીને ફેંકતો હશે કેટલીક વાર તેમને ઉપરનાં દોરડાં પણ પગમાં ભરવેલાં તે છોડી દેવાં પડતાં. ભાંગેલો કાટ દુર કરવા પાણીમાં ૧૦૦-૨૦૦ ફીટ નીચે દારૂગોળો પણ વાપરવો પડે છે! સાથી હોશીયાર ડુબકી મારનાર જલની અંદર ૨૫ મીનીટથી વધુ રહી શકતો નથી—તે પ્રાણાયામની બલીહારી છે, અંદર જવા કરતાં ઉપર આવતાં વધુ સાવચેતી રાખવી પડે છે. જો ૭૦ રતલ જેટલો ભાર શરીર પર થાય એટલે ઉંડે તે ગયો હોય તો લોહીમાં 'નાઈટ્રોજન' વ્યાપી જાય છે તેથી જો તે ઝડપથી ઉપર આવે તો તેને પક્ષાઘાતનો રોગ ટપ લાગુ પડી જાય. આ કારણથી ડુબકી મારનાર ૧૦૦ ફુટ નીચેથી ઉપર આવતાં આવતાં આશરે કલાક જેટલો લાંબો પોરો પણ વારંવાર લે છે.

# સત્યજીત.

( એક સ્વયંકલ્પિત વાર્તા ગતાંકથી ચાલુ )

લખનાર પ્રવાસી.

## પ્રકરણ ૬.

આ રીતે બાળક, યુવાન અને વૃધ્ધ સર્વ એક સરખી રીતે સવારના ઇશ્વરનું આરાધન કરી પોતપોતાના કર્તવ્યમાં પ્રવેશતા. આવી રીતની પ્રાર્થના નક્કી કરવામાં નિરોહીતનો એ ઉદ્દેશ હતો કે ધર્મને નામે એક બીજા પર મીથ્યા વાગ્પ્રહાર કરી માંહોમાંહે કુસંપ થતો અટકે.

સ્ત્રી વર્ગમાં સુધારો ફેલાવવાનું કામ શોભનાએ માથે લીધું હતું. દર અઠવાડીયે એકવાર એ પોતાને ઘેર સ્ત્રી સમાજ ભરતી અને સ્ત્રીઓનું શું કર્તવ્ય છે, સ્ત્રીઓની અધોગતિનાં શું કારણો છે, સ્ત્રીઓ જન સમાજમાં કેવી જાતનું પદ ધારણ કરવાને લાયક છે એ વિગેરે ઉપયોગી વિષયો પર ચર્ચા કરતી. આ પરિશ્રમનું પરિણામ ધીરે ધીરે ઘણુંજ સંતોષજનક આવતું ગયું અને ટુંકમાં જુદીજ શૈલીથી લખીએ તો ત્યાં એટલો સુધારો માલમ પડવા લાગ્યો કે દરેક સ્ત્રી સાધારણ વણવાનું કામ પણ જુદીજ રીતે કરતી. તેઓ ઘઉં વણતી તો ઘઉંમાંના કાંકરા ન વણતી પણ અંદરથી ઘઉં ઉંચકી લેતી. કેટલી વાર ગામડાની સ્ત્રીઓ તેઓના મનને લાગતું આ ગાંડપણ જોઇને કહેતી કે બ્હેન! આમ શું કરવા વધારે મહેનત કરો છો! કાંકરા વણી કાઢો એટલે વણતાં બહુ ઓછો વખત લાગશે. તેઓને જવાબ મળતો કે હા, વાત ખરી છે પણ તમને ખબર છે કે અત્યાર લગી આમ દુર્ગુણરૂપી કાંકરાજ ઉંચક્યા કરવાથી અમને શી હાનિ થઇ છે! સદ્દગુણો ગ્રહણ કરવાને માટે મહેનત હમેશ વધારે પડે છે. પણ તેની ખુબી ન્યારીજ છે. અસત્ય, આળસ, ઇર્ષ્યા, ઉદ્ધતાઇ વિગેરે દુર્ગુણોથી હાલ અમે રંજાણીએ છીએ અને તેથી અમારા વાંસા ફોગઇ જાય છે. હમે એવી જાતની ટેવોથી એટલા બ્હીએ છીએ કે તેમને અડકવાની હમારી હીંમત હવે ચાલતી નથી. સદ્દગુણરૂપી ઘઉં વણી ગુણીયલ થતાં હમને વધારે શ્રમ પડે તો ભલે પણ મહેનત બચાવવા આ રીતે અમે યત્ન કરશું નહિ. દુનીયામાં કામ કરવાને માટે અમે જન્મ્યા છીએ. આ એક વધારે કામ કરીશું. અમને કોઇ દીવસ કુટેવ ન પડે તેથી અમે શોભનાની સલાહથી અમારું વર્તન આટલે સુધી બદલી નાંખ્યું છે.

પરજળની પ્રગતિનું કંઇક સ્વરૂપ ઉપર પ્રમાણે હતું.

---

## પ્રકરણ ૭ મું.

---

### શીહોર.

શીહોર નદીમાં પડ્યો તેને લાંબો સમય થયો છે. અત્યાર સુધી સર્પિણીએ શીહોરને નદીમાં તરતો રાખ્યો તેથી એને અન્યાય થયો છે. પણ સર્પિણી રૂપ પ્રવાસીને લાંબો માર્ગ

કાદવાનો હોવાથી તે કીશોરની સ્થિતિનું વર્ણન કરવા શક્તિવાન થઈ નથી. હવે આપણે જોઈશું કે એ પ્રવાસી પોતાના પ્રવાસનો શું હેવાલ આપે છે.

પ્રથમાશ્રમમાં કીશોર પોતાના ગુરૂના હાથ નીચે તરવાની વિદ્યા પણ શીખ્યો હતો તેથી કુસુમ-ભુવનમાંથી જેવો એ નદીમાં પડ્યો કે તરત નીચે જઈ ઉપર આવ્યો અને પછી તરવા લાગ્યો.

એની પછવાડે પડેલો મનુષ્ય નિદુ હતો. જે કેદી મહેલના દરવાજા આગળ મરણ પામ્યો હતો તેનો એ ભાઈ થતો હતો. એણે પોતાના ભાઈને છુંદાતો જોયો પણ લૂટારૂઓની દેહમાં એને બચાવી શક્યો નહિ. જેવો કીશોર નદીમાં પડતો જોવામાં આવ્યો કે તરત વેર લેવાની ઇચ્છાથી એ કુદ્યો, પડ્યો અને એક મૃગની પાછળ જેમ વાઘ જાય તેમ કીશોરની પાછળ તરવા લાગ્યો. અગાડી બન્ને તરતા જતા હતા, એટલામાં અચાનક કીશોરે પાણીની અંદર ડુબકી મારી અને તેથી આવેશમાં તરતો નિદુ કીશોરની અગાડી વધી ગયો. આ ઠેકાણે હુરિતા નદીને સાગરમતી નામની બીજી નદી મળતી હતી. કીશોરે આ નદીનો લાભ લીધો અને પુર ઝડપે સાગરમતીમાં વળી ગયો. નીદુને કીશોરના હાથનો અવાજ સંભળાયા તેથી એ ચેત્યો, પાછો ફર્યો અને વધારે ઝડપથી તરવા લાગ્યો.

કીશોર એક ખરેખરો કીશોર હતો. એ ચપળ અને બળવાન હતો પણ નિદુ સાથે એ ટકી શક્યો નહિ. આખરે કુમાર હારી ગયો અને તેથી નદીના કીનારાપર ચઢી ગયો. નિદુ સાથેજ હતો.

" મેં તમારૂં શું બગાડ્યું છે ? " કીશોરે વીલે મોઢે પૂછ્યું.

" હરામખોર ! શું બગાડ્યું છે ? મારા ભાઇને મારી નાંખનાર તમે લોક કે બીજા ? હવે ત્હારા હું કેવા હાલ કરૂંછું તે તું જોજે. " નિદુએ હાંફતાં હાંફતાં કહ્યું.

" હમે તો એને હમેશા ખાવાનું આપતા હતા. ફક્ત એ અમારી દીલચાલ જોવાને આવ્યો ત્યારે એની શિક્ષા તરીકે એને દરવાજા બહાર બાંધી રખાવ્યો. " કીશોરે ન્યાય મેળવવાની આશાથી કહ્યું.

" હું તને એની શિક્ષા તરીકે શું કરૂંછું તે તું હમણાં જોઇશ. મ્હારે ત્હારૂં ડહાપણ નહિ જોઇએ. ચાલ મુંગો મુંગો મ્હારી પાછળ. " એમ કહી નિદુએ કીશોર કનેથી હથીયાર લઇ લીધાં અને આગળ ચાલવા લાગ્યો. નિરાધાર કીશોરે પાછળ ચાલવા માંડ્યું.

રસ્તો વિકટ થતો ગયો. ઝાડી વધી. સાંજ પડી અને સઘળું શુનકાર થઈ ગયું. એક મ્હોટા વિસ્તાર વાળું વડનું ઝાડ આવ્યું. ત્યાં નિદુ ઉભો રહ્યો અને કીશોરને એનો ડગલો કાઢી નાંખવા કહ્યું. કીશોરને તેમ કર્યા સિવાય છૂટકો નહોતો.

કીશોરે ડગલો કાઢ્યો કે તરત એને વડના થડ સાથે ઉભો રાખવામાં આવ્યો અને નિદુએ વડની દોરીથી કીશોરને થડ સાથે એના હાથ પૂરા રાખી ઉભો ને ઉભો બાંધી દીધો. આવેશમાં ને આવેશમાં વેરથી જેણે પોતાની મનુષ્યતા ખોઇ છે એવા નિદુએ પોતાના માની લીધેલા શત્રુને ત્રણ ચાર તમાચા લગાવી દીધા અને મરતાં સુધી ઉભો રહેવા કહ્યું.

આમનેમાંથી નિદુ થોડાંક ફળ લઇ આવ્યો અને કીશોરની સામું જોઇ હસતો હસતો ખાવા લાગ્યો. રંજ રહ્યું બચ્યું તે કીશોરને આપ્યું. કીશોરે તે ખાવાનું ચુસવામાં નિદુના

મોંપરજ ફેંક્યું. આથી નિદુ ચીડાયો અને કીશોરને એક લાકડી લાવી ઝુડવા મંડયો. કીશોરના શરીરના કેટલાક ભાગોમાંથી લોહી ઝરવા લાગ્યું. બે આંસુ કીશોરની ચમકતી આંખોમાંથી ખરી પડ્યાં. આ સઘળાએ મળીને દુષ્ટની દુષ્ટતા કંઇક ઘટાડી.

લાકડી દુર ફેંકી દઇને નિદુ પોતાની પાસેનું વસ્ત્ર જમીન પર પાથરીને તેના પર સુતો. નિદ્રાદેવીથી પણ આ સઘળું ખમી શકાયું નહિ. સર્વ પર સમાન દૃષ્ટિ રાખનાર નિદ્રા આજે પક્ષપાતી બની. સૈતાનના સ્પર્શથી પોતે અપવિત્ર થશે એમ ધારી એની કનેથી એ અદ્રશ્ય થઇ ગઇ. આખી રાત સૈતાનનું હૃદય એને ડંખવા લાગ્યું. કીશોર તો પોતાની દશાનાજ સ્વપ્નમાં હતો.

લખવાની કંઇજ જરૂર નથી કે આવી જાતના મનુષ્યને લજ્જાવે એવાં વર્તનો દુનીયામાં માણસ જાતના સત્તા ભોગવવાના લોભના પરીણામ રૂપ છે. એક બીજાપર સત્તા ભોગવવાની લોલુપતા લઇ લો અને જન-સમાજમાં ઝેર ફેલાવનાર વેરરૂપ સર્પ તરત નાશ પામશે. પણ અફસોસ ! જેમ હરિશ્ચંદ્રે સત્યની ખાતર પોતાના વૈભવનો ત્યાગ કર્યો તેમ દુનીયાના સુખની ખાતર પોતાની સત્તાનો ત્યાગ કરનાર આજે છે કોણ ?

બીજો દીવસ આમને આમજ ગયો. આજે જે ખાવાનું નિદુએ કીશોરને આપ્યું તે એણે લીધું અને ખાધું પણ ખરું. ખાતો જોઇ નિદુ બોલ્યો:—

" કેમ ભાઇ ! આજે કંઇ નાંખી દેતા નથી. કાલે તો બહુ જોર હતું ને "

" ઉભો રહે દુષ્ટ તને મ્હારો સ્વાદ ચખાડું છું. " એમ કહીને નિદુ પાસે ઉભા હતા તેને કીશોરે પોતાના હાથની ઝપાટ લગાવી. નિદુ ખસી ગયો; પણ કીશોરની વીંટી એની આંગળી પરથી સરી ગઇ અને નિદુના કપાલ પર જોરથી અથડાઇ. નિદુના કપાળમાં લોહીનો ચાંદલો થઇ ગયો ! સૈતાન અકળાયો. એનો મીજાસ ગયો અને ખરું સ્વરૂપ પ્રકટયું.

" યાદ રાખજે કે આ ગુન્હા માટે આવતી કાલે ત્હારા શું હાલ થાય છે. પહેલાં તો મ્હારો વિચાર ત્હારી જીંદગી આમને આમ વ્યર્થ કરી નાંખવાનો હતો પણ હવે તો આવતી કાલે ખીલાવતી ત્હારી છાતી નહિ વિંધી નાંખું તો મને નિદુ નહિ કહેતો. મૂર્ખ ! આજની રાત તો તું ત્હારા રામનું સ્મરણ કરી લે. "

ઉપલા શબ્દો નિદુના મોંમાંથી તનખાની માફક ખર્યાં અને કીશોરના મગજમાં વિજળીની માફક ચમક્યા. શરીરની નસોએ હચમચી ગઇ. લોહી આખા શરીરમાં ઉછળવા લાગ્યું. દીવસ પસાર થયો. સાંજ પડી. શોકનો વધારો કરતી રાત્રી વધવા લાગી. કીશોર ઝાડના થડ સાથે અમળાતો નીચેના શબ્દોમાં પોતાના શોકના સાગરને ખાલી કરવા લાગ્યો.

" નિરાધારની વ્હારે ધાનાર વિભુ ! શું આ દુષ્ટ કહે છે તે પ્રમાણે આવતી કાલે એ મ્હારો નાશ કરશે ? શું જગત્માં આવા મનુષ્યો ફાવશે ? શું આની ખબર આપને ન હોય ? નહિ એમ બનેજ નહિ. ધિક્ ! આપ કદાચ મ્હારા કર્મનું ફળ આપતા હશો પણ જો જો એમ કરતા. દુઃખી મનુષ્યને ઇશ્વરે સહાય નથી કરી એવો દોષ આપના પર રહી નહિ જાય. પૂર્વે મ્હારા જેવા મનુષ્યોને આપે મદદ કરી છે પણ આ પ્રસંગે જો હું આપની કૃપાનો ભાગીદાર ન થઇશ તો હું એ બધી કવિની કલ્પનાજ ગણીશ. હે દીનબંધુ ! આપ મ્હારી વ્હારે ક્યારે આવશો. પણ અહા ! રાત્રી ચાલી જાય છે. દુષ્ટ પાસા બદલે છે. આવતી કાલનો સૂર્ય મને કેવો નિર્દય લાગશે !

"સૂર્ય નારાયણ ! પરમાત્મા તરફથી મેળવેલા પદનો આપ શું આવતી કાલે આવો ઉપયોગ કરશો? આપતો જગત માત્રને પોષો છો નહિ કે નાશ કરોછો તો શું આવના ઉગ્યા પછી આ દુષ્ટથી મ્હારો નાશ થશે."

એટલામાં નજર ઉંચે ગઇ ! ચંદ્ર દેખાયો, તેને કહેવા લાગ્યો.

"સુમિત્ર ! ત્હારાં કિરણો તો અનેક જનને શાંત કરે છે પણ આજે તેઓ મ્હારા પર અગ્નીની જ્વાળા જેવું કામ કરે છે. ઘણા પુરૂષો તો ત્હારામાંથી અમૃત ઝરે છે એમ કહે છે પણ તેમાં તેઓની ભૂલ છે. ખરી વાત એમ છે કે તે વખતે તેઓ પ્રસન્ન હોય છે. આ પ્રસન્નતાનો સંયોગ તેઓના હૃદયમાં વિરાજતા પરમાત્માના પરમ તત્વ સાથે થતાં પરીણામે અમૃતના રેલા હૃદયમાંથી તેઓના શરીરમાં વહે છે અને તેથી તેઓ અમૃતમય થાય છે અને પછી તેઓ "જેવા આપણે તેવું આખું જગત્" એ નિયમ પ્રમાણે દરેક ચીજને અમૃતમય જોય છે. હશે, ગમે તેમ હો પણ ભાઇ ચન્દ્ર ! તું મ્હારૂં એક કામ ન કરે ? આટલો વખત એટલુંજ કર કે ત્હારે ત્હારી જગ્યાપરથી સૂર્યોદય થવા આવે ત્યારે ન ખસવું ! સૂર્ય ગમે એટલું કરે પણ ત્હારે મ્હારી ખાતર જક્કી થવું. જોજે ભૂલીશ નહિ હોં."

કીશોર દીન થયો, છૂટવા યત્ન કરવા લાગ્યો, ઝાડો સામું જોઇ રહ્યો, મરણનો સમય સમીપ આવ્યો જાણી ચમક્યો અને વધારે જોરથી ગર્જના કરતો બોલવા લાગ્યો.

"વૃક્ષો ! ટગર ટગર મારી સામું શું જોઇ રહ્યા છો ? મોંઢા આગળ એક મનુષ્ય ટળવળે એ જોઇ તમારાં હૃદયો નથી ચીરાતાં ? આ તમારાં થડો શું કામનાં ? તમે ધારો તો આ માણસપર તુટી પડી એને તમે કચડી નાંખી શકો એમ છે, પણ હા, કોને કોની પડી છે. જગત્ સ્વાર્થી છે એ શું ખોટું છે ? તમને તમારે મેઘરાજા પાણી આપે કે થયું. શું કરવા તમારે કોઇની દરકાર રાખવી જોઇએ; પણ યાદ રાખજો કે જ્યારે આ નિહુઓ અહીં રસ્તા કરે ત્યારે તમારી શું વલે થાય છે તે. હાલતો ઘુમો. તમારો વખત છે."

કીશોરને કંઇ યાદ આવ્યું હોય એમ ઉંચે જોઇને કોઇને બોલાવવા લાગ્યો.

"પિતા ! જગતમાં જન્મ આપનાર પિતા ! તમને પણ અત્યારે સ્વર્ગમાં કેમ ઉંઘ આવતી હશે. શું તમે નથી જોતા કે તમારો પુત્ર કીશોર વડની સાથે બંધાયો છે ને કાલે મૃત્યુ પામવાનો છે. શું તમે એમ કહો છો કે ત્હારી સાથેના આ વડને ત્હારાં હેવાલ કહે પણ જ્યારે આપ સ્વર્ગીય પુરૂષ થઇને કંઇ કરી નથી શકતા તો એ જડ ચીજ મને શું મદદ કરશે!"

કીશોરને માતા યાદ આવી. તેનું અંતઃકરણ પીગળ્યું. ગળગળો થઇ બોલવા લાગ્યો.

"માતા ! હેતાળ માતા ! તું હમણા કયાં અથડાતી હશે ? તું કયાં ? ત્હારા પુત્રો કયાં ? અહાહા, દૈવની ગતિ ન્યારી છે. સર્વ સંપત્તિ વાળી સુમતિને હે દૈવ ! તેં આજે હાલહેવાલ કરી મૂકી. માતાજી ! હું હવે જાઉંછું, સત્યજીત્ મ્હારા કરતાં વધારે સમજુ છે. એ મ્હારી વતી ત્હારી બેનડી ચાકરી કરશે.

"વ્હાલા ભાઇ સત્યજીત્ ! તું અત્રે મ્હારા આગળ નથી પણ ત્હને મ્હારો સદેશો કહેતો જાઉં છું, તે સાંભળ. અચાનક મ્હારૂં મૃત્યુ આવતી કાલે થવાનું છે તેથી હું ત્હને ત્હારા કાર્યમાં મદદ કરી શકીશ નહિ પણ હું ત્હને જ્યાં હોઇશ ત્યાંથી મ્હારા મનદ્વારા તું દરેક કાર્યમાં વિજયી નિવડે એવા સબળ સંકલ્પ કરીશ.

ચંદ્ર ફીકો પડી ગયો અને તેની સાથે કીશોર વધારે-ફીકો પડી ગયો. ચંદ્ર કહેલાં વચનો ભૂલી ગયો તેથી કીશોર તદ્દન નિરાશ થઈ ગયો.

સૂર્યને અવેશવા દેવાને વિશ્વકર્માની આજ્ઞાથી પૂર્વનાં દ્વાર ફડફડાટ કરતાં ઉઘડી ગયાં. દિશા દેવીઓ ન્હાઈને વસ્ત્રો બદલીને કીશોરની જીંદગી બચાવવાનું વરદાન માગવા સૂર્યનું પૂજન કરીને પ્રસન્ન કરવા તત્પર થઇ ગઇ. વૃક્ષોમાંથી ચીકણો રસ વ્હેતો હતો અને પૃથ્વી પર ઝાકળ પડેલી હોવાથી જાણે દિશા દેવીઓ પોતાની આશામાં સફળ થશે એમ ધારી તેઓ પોતાની આંખોમાં આનંદાશ્રુ લાવતાં હોય એમ જણાતું હતું.

નિહુ જાગ્યો, હાથ મારતો ઉઠ્યો અને કીશોર છે કે નહિ તે જોવા લાગ્યો. કીશોરને જોઇ નિહુ હસ્યો. થોડાંક ફળો પાસે પડેલાં હતાં તે એણે ખાધાં અને કીશોરને બે ત્રણ આપ્યાં પણ તે ઉપકાર સહિત નહિ સ્વીકારવામાં આવ્યાં.

પોતાના ભાઇના મરણના બદલામાં કીશોરનું મરણ લાવવા એક હાથમાં મ્હોટો ખીલો લઇ અને બીજા હાથમાં મોટો સોટો લઇ નિહુ મનુષ્યને નહિ શોભે એવું કાર્ય કરવા ઉભો થયો. એણે કીશોરનું પહેરણ ચીરી નાખ્યું અને છાતી સાફ દેખાય એમ કર્યું. બરાબર જગ્યા જોઇને છાતી પર એક હાથ વતી ખીલો મૂક્યો. છાતીમાં મ્હોટા ધબકારા થતા હતા અને તે ખીલાના ઉંચા નીચા થવાથી જોનારને સ્પષ્ટ દેખાતા હતા. કીશોર આ વખતે માત્ર ઉંચુંજ જોઇ રહ્યો. નિહુએ કહ્યું કે " જોજે મ્હારા ભાઇને મારવાથી શું ફાયદો થયો છે તે હમણાંજ બતાવું છું. " આટલું બોલતાં તે નીચ નિહુએ સોટાવાળો બીજો હાથ ઉગામ્યો. આ વખતે આખું વાતાવરણ સ્તબ્ધ થઇ ગયું. સૂર્ય ગગનમાં જગતમાં આવી હિંસા થતી જોઇ પોતાનું કર્તવ્ય ભૂલી થોડીવાર સ્થિર થઇ ગયો. આખું જગત્ શુન્યકાર બન્યું. હાથ ઉગામ્યો, સ્હેજ નીચે આવ્યો—વધારે નીચે આવ્યો—પડ્યો—પણ પડે છે એટલી વારમાં તો વડમાંથી એક નાગનું મ્હોટું ગુંછળું દુષ્ટના માથાપર પડ્યું. નાગના ભારથી નિહુ જમીનપર ગબડ્યો. જેવો એ નીચે ચત્તો પડ્યો કે નાગે નિહુના પગપર ચુડ લગાવી અને એની છાતી પર ફેણ ઉંચી રાખી બેઠો. ઘાતકી મનુષ્ય પર નાગ વિકરાળ આંખથી જોઇ રહ્યો અને મોંઢામાંથી જીભ વારંવાર કાઢતો ચુડ વધારે ચડાવવા લાગ્યો.

કીશોર જે નિહુના નીચે પડવાથી જાગ્યો હતો તેના કાનમાં નીચલા શબ્દો સંભળાયા.

" કુમાર! આટલી વખત મને આ નાગના હાથમાંથી છોડાવ. "

" હા, હું છોડવું. હું ત્હારા જેટલો નિર્દય નથી પણ પહેલાં તું મ્હને આ ત્હારા બાંધેલા બંધનમાંથી છોડ. આમને આમ હું ત્હને કેવી રીતે છોડવી શકું ? " કુમારે જવાબ આપ્યો.

નિહુથી કંઇ બોલી શકાયું નહિ. નાગે લાગલાગટ પાંચેક ડંખ નિહુની છાતી પર માર્યા અને પછી નિહુને ચુડમાંથી છૂટો કરી વડના થડને રસ્તે કંઇક નાસ્યો ગયો.

કીશોર આશ્ચર્યમાં લીન થઇ ગયો. શું થયું, કેમ બન્યું તે પણ એને બરાબર યાદ રહ્યું નહિ. બંધનમાંથી તરત ને તરત છૂટવા એનામાં શક્તિ નહોતી. નખવતી એણે વડની દોરીનો એક પછી એક તાર કાપવા માંડ્યો. બે કલાકે છૂટો થયો. નદીમાં જઇ હાથ, પગ અને

5

બનાવરાવીને તે દુશ્મનપર ફેંકતાં તે હઠી ન હોતી ! તોપોમાં દારૂગોળા તરીકે પોતાનું ઝવેરાત પણ વાપર્યું હતું ! અતિ માણસોને રાણીની સ્વતંત્રતા અખંડિત રહે એવી શરતો કરવી પડી હતી. કમનસીબ રાણીને એની મનજ્યેજ મારી નાંખી હતી ! બહાદુરીનો આ બદલો ? ( ૬ ) ઉદયપુરના રાજાની પ્રખ્યાત અને મહાસ્વરૂપવતી સોળે સણગારવાળી અને સોળ વર્ષની શ્યામા પુત્રી **કૃષ્ણ કુમારી**ની કરૂણારસિક આખ્યાયીકા કોણે નથી સાંભળી ? એની ખ્યાતિ સાંભળીને જોધપુર તેમજ જેપુરના રાજાઓ વર થવા ઉમેદવાર થયા. રાણો ધર્મસંકટમાં આવ્યો. જેને ન આપે તેની સાથે શત્રુતા અને યુદ્ધ થાય ! અને સંકટનું કંટક ટાળવા પુત્રીને આત્મઘાત કરવા સૂચના થઇ ! એ સ્વરૂપની મૂર્તિએ, સ્વરૂપનાં મોહક મધ્યાહ્નમાં પોતાની બહેનને હાથે તૈયાર કરેલું ઝેરનાં રસનું પ્યાલું, કટવો આનંદથી પીધું અને ૧૮૧૦ માં ( સોળ વર્ષની વાવ ઉપર ) પોતાનો પ્રાણ ત્યાગ કર્યો ! ( ૭ ) પીંઢારાઓ સાથે પતિને સહાય કરવા તેમની **પીંઢારણો** પણ જતી. એ એમેઝોનો તટ્ટુ તથા ઉંટપર સ્વાર થતી ! એ વીરતા વધારે સારા કામને લાયકની હતી. ( ૮ ) મહીદરપુરની લડાઇ ( ૧૮૧૭ ) માં માત્ર વીસ વર્ષની વયની ભીમા બાઇ જે બીજી પ્રખ્યાત વીર સ્ત્રી તુલસી બાઇના દત્તક પુત્રની બ્હેન થાય તેણે ૫૦૦ ઘોડેસ્વારોની પલટણનું વડપણ લીધું હતું. તે ઘોડેસ્વાર હતી અને તેણે પડખે તરવાર તથા હાથમાં ભાલો ધારણ કર્યો હતો. ( ૯ ) ૧૮૧૨ થી **ભોપાળમાં બેગમો**જ રાજ કરે છે. ૧૮૧૮ માં નવાબનાં મરણ પછી તેની વિધવા સીકંદર બેગમે પોતાના દત્તક પુત્ર જેની તેની પોતાની છોકરી સાથે સગાઇ થઇ હતી તેને રાજ્ય લગામ ન આપતાં પોતે તે ધારણ કીધી. તે પર્દા વગર ખુલ્લે ચહેરે દરબાર ભરતી ! (૧૦) મદુરા ( ૧૬૮૯ થી ૧૭૦૫ ) ની **રાણી મંગમલે** મદુરા, મરાઠાઓ, માઇસોર વગેરેના હુમલાથી બચાવ્યું હતું. ધર્મ સહનશીલ પણ ઘણી હતી. ખ્રીસ્તી ધર્મ તરફનો પ્રજાનો વિરોધ તે શાંત કરતી. હાલમાં મદુરામાં જે વાવ, કુવા, રસ્તા તથા મંદિર છે તે તેનાંજ બંધાવેલાં કહેવાય છે. તે પોતાના સગીર વયના પુત્રના ' રીજંટ ' તરીકે રાજ કરતી. દુશ્મનોએ તેના પર રાજાનો દ્રોહ કરવાનો આરોપ મુકયો, કેદ કરી, અને ભુખે મારી નાંખી ! તેની આંખ આગળ ભોજન મુકતાં પણ તે તેને પહોંચી શકે તેથી દુર રાખતા. આ પ્રમાણે ટટળાવી ટટળાવીને રાક્ષસોએ એ વીરાંગનાનો કારાગ્રહમાં દેહાંત કીધો ! ભારતને આવાંજ અપકૃત્યોનો શાપ પડયો છે ! એક પરધર્મી ખ્રીસ્તી સ્ત્રી આર્ય સ્ત્રીઓ વિષે આવો અભિમાન યુક્ત લેખ લખે એ આનંદજનક છે.

**અદ્ભુત રીતે આરોગ્ય પ્રાપ્ત થયું !**—ધી થીઓસોફીસ્ટ ( મે ) ઇંગ્લંડના ' ઇવનીંગ ન્યુસ ' પત્રમાંથી એક આશ્ચર્યજનક ઉતારો આપે છે. તે પ્રમાણે ડોરોથી ક્રેરીન નામની એક ૨૦ વર્ષની બાળા ઇંગ્લંડમાં હર્નહીલ ખાતે રહેતી હતી. ૧૪ વર્ષની વયથી તે માંદી પડી અને તે પાંચ વર્ષ સુધી ઉભી રહેવા પણ અશક્ત હતી. બહુએ દવા કરી અને હોસ્પીટલોમાં ગઇ પણ કેસ બગડતોજ ગયો. કુલ ૨૮ ડોકટરોએ તેની વારાફરતી નિષ્ફળ સારવાર કરી ! છેલ્લા ડોકટરે અઠવાડીયામાં મરશે એમ કહ્યું. વિના કારણે કે દવાએ ગઇ તા. ૧૮ મી ફેબ્રુઆરી અને રવિવારે તેની નષ્ટ થયલી, જોવાની તથા સાંભળવાની શક્તિ પાછી આવી અને તે પથારીમાંથી ઉઠી ! કશું દુઃખ નથી એમ કેહ્યું, બીજા પેટેજ હરીફરી અને ખાધું ! કન્યા પોતે કહે છે કે આ અદ્ભુત બનાવ બનવા પહેલાં મને અગ્નિનું એક વર્તુલ દેખાયું. તેને બે હાથ જેવું હતું. તે બે હાથેએ મારા હાથ પકડયા અને મેં અવાજ સાંભળ્યો કે ' ડોરોથી ! તારા દુઃખના દહાડા પુરા થયા. હવે ગુડ. તે બે હાથેએ મારા હાથને મારી આંખે લગાડયા અને તત્કાળમાં બેઠી થઇ જોયું તો મેં મારાં માતપિતાને જોયાં ! " છેલ્લા બે વરસમાં જે ડોકટરની સારવાર હેઠળ કન્યા હતી તેની જુબાની ઇવનીંગ ન્યુસ પત્ર બહાર આપે છે. તે ઇંગ્લંડનો એફ. આર. સી. એસ. અને ૨૫ વર્ષનો અનુભવી છે, તેથી આ આરામની વિચિત્રતામાં વધારો થાય છે. અત્યંત એકત્રિત બળવાળી કોઇની પ્રાર્થનાથી આ આરામ થયો છે એવી ' થીયરી ' રજુ કરવામાં આવે છે. તે આવી વાત સ્વીકારતા પહેલાં વધુ બારીક તપાસ થવી જોઇએ.

**મીસીસ મોડમેકાર્થી મેન અને હીંદુ** ગાયન-વાદન-હાલમાંજ મરણ પામેલા પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર જસ્ટીન મેકાર્થીની પુત્રી મીસીસ મેન, આર્ય ગાંધર્વ વિદ્યાની એક બળવતી ઉપાસિકા

છે. તેનો તેણે ઉત્તમ અભ્યાસ કર્યો છે અને સાંપ્રત અંગ્રેજીથી તે ચઢીયાતું છે એવો તેનો મત છે. થોડા વખત ઉપર તેણે હીંદુસ્તાનની આ વિષય પરના અભ્યાસ સારૂ મુલાકાત પણ લીધી હતી. થીઓસોફીસ્ટ ( મદ્રાસ-મે ) ખબર આપે છે કે હાલ ઇંગ્લંડમાં તે પ્રતિષ્ઠિત વર્ગના શ્રોતાઓ સન્મુખ આર્ય ગાંધર્વ વિદ્યા વિષે ભાષણો આપે છે, અને બીજાઓ તેના એ વિષયપરનો કાબુ સ્વીકારે છે. તે થીઓસોફીસ્ટ મતની છે અને ગાયનમાં 'ઓકલ્ટીઝમ ' દાખલ કરવા પ્રયત્ન કરે છે. મેના મોડર્ન રીવ્યુમાં તેણે હાર્મોનીયમનો બોયકોટ કરવો જોઇએ એ મતલબનો એક લેખ લખેલો જોવામાં આવે છે. પાશ્ચાત્ય વાદિત્રોમાં સ્વરો હમેશાં તુટેલા હોય છે એ કારણસર તે વાદિત્રો તે રદ ઠરાવે છે.

---

## સામાજીક અને ધાર્મિક ઉન્નતિના કેટલાક સમાચાર ( સટિક ).

---

**કોંજીવરમમાં મળેલી પંડિત સભામાં ઝરેલી ચકમક અને પરદેશ ગમનનો નિર્ણય:**—ગયા કવાટરમાં મળેલી ધાર્મિક સામાજીક પરિષદોનું મે માસના 'સત્ય' માં અવલોકન કરતાં હમે કોંજીવરમમાં મળેલાં પંડિતોનાં કૉન્ફરન્સની પણ નોંધ લીધી હતી. તે વખતે એ સભાનો સંપૂર્ણ અહેવાલ હમને મળ્યો નહોતો. વિશેષમાં એમ જણાય છે કે કુલ ૮૧ પંડિત રાજી આવ્યા હતા. પશ્ચિમમાં જામનગરથી ( પં. હાથીભાઇ હશે ) અને પૂર્વમાં ઓરીસા પર્યંત પ્રાંતોથી પંડિત-પ્રતિનિધિઓ પધાર્યા હતા. પ્રમુખે એવો આગ્રહ કીધો હતો કે પ્રાચીન કાલ પેઠે પ્રશ્નના નિર્ણયાર્થે મધ્યસ્થ નીમવો હવે અશક્ય છે. છતાં અનેક પંડિતોના અત્યાગ્રહથી કેટલાક મધ્યસ્થો નીમાયા, પરંતુ અસલ હવે એક બાબત દસજણે દોઢ સો રખાન બોલવાની પદ્ધતિથી શાસ્ત્રાર્થ ચાલતાં તેનો અંતજ નહીં આવે એમ લાગ્યું અને બંધાને કંટાળો આવ્યો તેથી મધ્યસ્થને રજા આપી. આથી થોડાક પંડિતો રીસાયા અને ચાલ્યા ગયા. ૬૧ પંડિતોએ બાદ માત્ર વિવેચન કિધું. પરદેશગમન વિષે તેમનો સામાન્ય મત એવો હતો કે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને તેનો બાધ નથી; અને બ્રાહ્મણ પણ કાંઇ તેથી જ્ઞાતિપતિત થતો નથી. પરદેશગંતા બ્રાહ્મણમાં પણ તે સારૂ અમુક પ્રાયશ્ચિત્ત ન કરતાં સુધી યજ્ઞાદિક ક્રિયાકર્માંતર કરાવવા પુરતી શુદ્ધિ આવતી નથી. શું પ્રાયશ્ચિત્ત કરવું તેનો નિર્ણય સભાએ કીધો નથી પણ ૩ વર્ષનું ચાંદ્રાયણ વ્રત છે એમ ઘણાનું માનવું છે. હવે પરદેશગંતા બ્રાહ્મણો કાંઇ સરાવવો વગેરેની ક્રિયા કરતાજ નથી એટલે તેમણે પ્રાયશ્ચિત્ત ન કરવાનો વાંધો તો બહુતો પરલોકમાંજ આવશે ! બાલ લગ્ન વિષે સભાનો સામાન્ય મત એવો હતો કે ઉત્તમ લગ્ન તો કન્યા રજસ્વલા થવા પૂર્વેનાંજ ! પણ તે પછીનાં લગ્ન કરે તો કાંઇ પાપ નથી. માત્ર તે ઉતરતાં ગણાય. દેખીતું છે કે પંડિતો પણ સમયના જળમાં ઘણે અંશે પલળ્યાં છે. આવી પરિષદો ભવિષ્યમાં પણ ભરાનારી છે એ આનંદની વાત છે. સભાનું સંપૂર્ણ વૃત્તાંત હવે પછી પ્રગટ થનાર છે.

**જૈન વસ્તીનો પણ ભાટીઆ વસ્તી પેઠે નાશ-થતો જાય છે.** 'જૈન' પત્ર કહે છે કે, " આજ ત્રણ દાયકા થયાં દર દસ વર્ષે જૈનોની સંખ્યામાં સહેજ એક લાખ કરતાં વધુ ઘટાડો થાય છે. બીજી તરફથી આપણે જોઇએ છે કે બીજી કોમવાળાઓમાં વસ્તી વધે છે.

આના સંબંધમાં આપણા જૈન આગેવાનો તથા કોન્ફરન્સ જેવી સંસ્થાએ આ તપાસ કરવાની જરૂર છે. વસ્તી ઘટવાના કારણો જો આપણે નહીં શોધીએ અને તે વધવાના ઉપાય નહીં ઝાળી કાઢીએ તો અમને લાગે છે કે વખત આવતાં આપણી વસ્તી નષ્ટ થશે અને આપણો ઉત્તમ ધર્મ ક્ષય પામશે. છેલ્લા વસ્તી પત્રક પ્રમાણે સકળ જૈન કોમની વસ્તી લગભગ ૧૩ લાખ જેટલી જણાય છે. આમાં ત્રણ ફીરકા એટલે ધારો કે શ્વેતામ્બર મુર્તિપુજકની પાંચ લાખ, ઢુંઢિયાની ચાર લાખ, અને દીગમ્બરની ચાર લાખ, એટલે આપણા ફીરકાના પાંચ લાખમાં બે લાખ સ્ત્રીઓનું પ્રમાણ ઓછું લઇએ તો માત્ર પુરૂષોનું પ્રમાણ ત્રણ લાખનું આવે છે. તેમાં એક લાખ છોકરાં લઇએ તો માત્ર બે લાખ પુરૂષોજ છે. હવે આમાં પણ અનેક ભેદ, અનેક સાધુના અને શ્રાવક. તો કહો કે જૈન ધર્મ વધવાનાં કારણો આપણને મળે છે કે ઘટવાનાં ?" જો ઉચ્ચ ગણાતી દ્વિજ જાતિઓ આ ચાલુ ઘટાડતું; કારણું શોધીને ઉપાય નહીં કરે તો આ દેશ માત્ર શુદ્રોનું સામ્રાજ્ય થવાની પુરાણોની ભવિષ્યવાણી ખરી પડવાનો ભય રહે છે !

**જૈન પત્રના તંત્રીની બદનક્ષી કર્તાને દંડ તથા પત્ર વિષે મેજીસ્ટ્રેટનું મત:—** જૈન બદનક્ષી કેસમાં માજીસ્ત્રેટે હેંડબીલ પ્રગટ કરનાર મોહનલાલ લલ્લુભાઇને રૂ. ૧૦૦ નો દંડ કીધો છે અને ત્રણે છાપાવાળાને રૂ. ૭૫ ના દંડની સજા કીધી છે. માજીસ્ત્રેટે ચુકાદો આપતાં જણાવ્યું કે ફરીયાદી ભગુભાઇ ફતેહચંદને કાંઇ આબરૂજ ન હતી. મજકુર જૈન પત્ર એક ચીથરીયું હતું અને ત્રણ સિવાયના સોળે ફકરા કાયદેસર હતાં પણ અમુક ત્રણ ફકરામાં આરોપીઓએ જોઇએ તે કરતાં વધુ સખ્ત ભાષા વાપરી હતી તેથી તેઓ ગુન્હેગાર ઠરે છે. માજીસ્ત્રેટે વળી જણાવ્યું કે આરોપીએ પોતાની જૈન તરીકેની ફરજ બજાવતાં તેમ લખ્યું હતું, પણ ત્રણ ફકરામાં હદ કુદાવી જવું જોઇતું નહોતું. આ પ્રમાણેનો તાર 'જૈન' પત્રજ પ્રગટ કરે છે.

(જૈન પત્ર વિષે મેજીસ્ત્રેટે નિસ્સદેહ વધારે પડતી ટિકા કીધી છે. એ પત્ર જો કે દોષરહિત નહીં હોય તો પણ અનેક રીતે તેણે જૈનોની સારી સેવા કરી છે.)

**સરસ્વતી દેવીનાં જૈન લેખકને સાક્ષાત્ દર્શન અને વરદાન !**—વડોદરે મળેલી ચોથી ગુજરાતી સાહીત્ય પરીષદમાં જૈન મુની મહારાજ શ્રી બુદ્ધીસાગરજીએ મહામહોપાધ્યાય ન્યાય વીશારદ જૈન કવી શ્રીમદ્ યશોવીજયજી "તેમનું જીવન અને તેમનું ગુજરાતી સાહીત્ય" એ વિષય ઉપર એક નીબંધ રજુ કર્યો હતો જેનો એક ભાગ નીચે મુજબ છે:—"એક દીવસ શ્રીમદ્ના મનમાં સરસ્વતી દેવતાને પ્રત્યક્ષ કરવાનો વીચાર સ્ફુરી આવ્યો. તેમણે ૨૧ દીવસ પર્યંત ૐકાર બીજપુર્વક સરસ્વતી મંત્રનો જાપ કર્યો. ૨૧મા દીવસની રાત્રીમાં સરસ્વતી સાક્ષાત આવ્યાં—સાક્ષાત દર્શન આપ્યાં. વીજયજીને વર માગવાનું કહ્યું. યશોવીજયજીએ જૈન ધર્મના ઉદ્ધાર્થ શાસ્ત્રો રચવામાં સહાયતા માગી. સરસ્વતીએ તે પ્રમાણે થાઓ એમ કહ્યું અને અંતર્ધાન થઇ ગયાં. આ વાત તેમના રચેલા જંબુ સ્વામીના રાસમાંના મંગળાચરણના દુહામાંથી નીકળી આવે છે."

સરસ્વતી એ હીંદુ દેવી છે જેને જૈનો માનતા નથી. છતાં તેમના વિદ્વાનો તેને માને એ આશ્ચર્યકારક છે. વિદ્વાન હિંદુઓ પણ સરસ્વતી દેવી એ વિદ્યાને એક સુંદર અલંકાર છે એમ માને છે. શી વિપરીતતા કે ધર્મ ન માનનારા દેવી માને અને ધર્મથી માનનારા હવે તે

ન માનતા થયા છે ! સાહિત્ય પરિષદ્‌માં આવી આધાર રહિત કલ્પનાઓ કરતાં વધારે બુદ્ધિ પૂર્વક વાતો વંચાવી ઘટે છે !

**ગાયકવાડીમાં મરજાદી જેઠ સાથે ભાભીનો વ્યભીચાર**—પાટણનો મુંબાઇ સમાચારનો ખબર પત્રી તા. ૩૦ મી એપ્રીલના પત્રમાં લખી જણાવે છે કે ".અહીંના ગાંધી સ્વરૂપચંદે પોતાની સ્ત્રી મણી સાથે પોતાના વડીલ ભાઇ બાપુલાલ કે જે મરજાદી ધરમ પાળે છે તેણે અનીતિ કરવા બદલ ફરીયાદી કીધી હતી, તેના તપાસ કરી અત્રેના મુનસફ મે૦ પ્રભાશંકર ભાઇએ બાપુલાલ તથા મણી બંનેને નવ નવ માસની સખત કેદની શીક્ષા કીધી છે. તેઓએ તે વિરૂદ્ધ સેશન્સ જજને અરજ કરવાથી હાલ જામીન ઉપર તેમને છોડ્યા છે." મરજાદ લેનારી વિધવાઓ પણ વ્યભિચાર કરી શકે છે તો મરજાદ લેનારા પુરૂષોએ શું પાપ કીધાં ! એ ન્યાયે, હમે " વડિલ ભાઇ બાપુલાલને " નિર્દોષ ઠરાવી છોડી મુકીએ છીએ ! એમ પણ હમેરવું જોઇએ કે, મરજાદના સિદ્ધાંતના બીજા ગમે તેટલા દોષ હોય તો પણ આવા વ્યભિચારથીજ તે સિદ્ધાંત ખરાબ છે એમ ઠરાવવા માંગનારાઓ સાથે હમે મળતા થતા નથી. તે માટે તો, બીજાં સ્વતંત્ર કારણો હોવાં જોઇએ. આ ખબર વિશેષ જાણવા જોગ એટલા માટે છે કે, ગાયકવાડીમાં વ્યભિચારિણી સ્ત્રીને પણ પુરૂષ પેઠેજ શિક્ષા કરવાનો કાયદો છે. બ્રીટીશ કાયદામાં વ્યભિચારી સ્ત્રી નિર્દોષ ગણાય છે. કાયદાની દ્રષ્ટિથી તે તે બીચારી ફસાયલી અબલા છે, અને, જુબાની આપી ન આપી એટલે બસ. ગાયકવાડી કે બ્રીટીશ કાયદો વધારે ન્યાયપૂર્વક છે તે તો એક શીસ્ત્રુ શીનો અટપટો સવાલ છે, જે માટે એક લેખમાળા લખવી પડે.

**ભિખારી દશામાં આવેલો લક્ષાધિપતિ-સટ્ટાનું પરિણામ**—ન્યુયોર્કમાં પહેલાં સોસાયટીમાં, તેમજ વટવ્યવહારમાં એક આબરૂદાર અને શ્રીમંત તરીકે પ્રસિદ્ધ થયેલા જે લક્ષાધિપતીને રસ્તામાં ભીખ માગવા માટે ત્યાંની કોરટે આઠ દિવસના કેદખાનાની શિક્ષા ફરમાવી હતી તે માણસનું નામ કર્નલ બાલવીન છે, કે જે પૂર્વે સેનફ્રાંસીસ્કો અને ઇસ્ટર્ન રેલ્વેમાં બોર્ડનો પ્રમુખ હતો. તેની ઉમર અત્યારે ૫૫ વરસની છે. ૧૯ વરસની વાત ઉપર તેને પચીસ લાખ પાઉંડનો વારસો મળ્યો હતો. અને સટ્ટાના ધંધામાં તેણે પોતાની મુડીમાં તાત્કાળીક વધારો કર્યો હતો. તે મોટી મોટી રેલ્વેઓમાં અને વેપારી પેઢીઓમાં અગ્રેસર હતો. ત્રીસ વરસની વાત ઉપર તેની દોલત એટલી બધી હતી. તે સટ્ટો ખેલવામાં પાછું જોતો નહીં પણ તેમાં ધીરે ધીરે તેની પડતી થવા લાગી અને તેની પાસે કાંઇ રહ્યું નહીં અને તે ભીખારી દશામાં પહોંચ્યો. સટોડીયાઓ, ચેતો !

**હરદ્વાર ગુરૂકુલનો ૧૦ મો વાર્ષિકોત્સવ**—ઇસ્ટરના પર્વ દરમીયાન ગુરૂકુલ ભૂમીમાં ઉજવવામાં આવ્યો હતો. ૧૫૦૨૦ સભ્યો તેમાં ભાગ લેવા આવ્યા હતા. આવનારા ઠંઠ મદ્રાસ, બંગાળ અને ગુજરાત વેરથી આવ્યા હતા. પ્રખ્યાત મહુંમ મીરઝાં કાદીયાં ( જે પોતે ઇશ્વરનો પેગંબર હોવાનો દાવો કરતો ) નો યોગ્ય પુત્ર, અનેક મોલવીઓ સહિત આવ્યા હતા. લાહોરની સર્કારી ઓરીએંટલ કોલેજના પ્રીન્સીપલ ડો. શાસ્ત્રી પ્રભુદત્ત એમ. એ., પી. એચ. ડી; બી. એસ. સી; ઇ. ઇ. તથા રામકૃષ્ણ આશ્રમના સન્યાસીઓ તથા પેરીસથી આવેલા એક ફ્રેંચ વિદ્વાને પણ હાજરી આપી હતી. તે ફ્રેંચે તો એક નાનું ભાષણ પણ આપ્યું હતું. ગુરૂકુલ માટે અપીલ કરતાં આશરે રૂ. ૭૦,૦૦૦ મળ્યા હતા.

**માછલી મારવામાં દુષ્ટતા**—નથી એમ કેટલાક મત્સ્યાહારીઓ કહે છે અને તે માટે મરતાં બકરા પેઠે કાંઇ રીસ પાડતી નથી એવું કારણ આપે છે. પણ આ સંબંધી રીપોર્ટ કરવા યુ. સ્ટે. ના અલ્બામા સ્ટેટનાં ઓઇસ્ટર ( જે નામની માછલી શીપ માટે મારવામાં તથા ખુબ ખાવામાં પણ આવે છે ). ના સંબંધમાં નીમાયલાં કમીશનનો પ્રેસીડંટ મી. જોન ક્રોફ્ટ કહે છે કે ઓઇસ્ટર માછલીને તેની શીપમાંથી કાઢતાં અત્યંત દુઃખ થાય છે. તે જીવતી આખી કાઢી લેવા જેવું છે. માટે તેને બને તેટલી દયાભરી રીતે અને જલદીથી શીપ કાઢવા પૂર્વે મારી નાંખવી જોઇએ અને પછીજ શીપ કાઢવી અથવા ખાવી જોઇએ. હાલતો તે, જીવતી પણ ટેબલ પર ખાવા મુકવામાં આવે છે! છતાં અમેરીકા સર્વાંગ સુધરેલું કહેવાય છે! મરેલી પણ શા માટે ખાવી જોઇએ ? તે શું આવું કમકમાટ ભર્યું છે ? મી. ક્રોફ્ટ મૃત્યુપહેલાં તે ખાવી નહીં તેમજ તેની છીપ કાપી ન કાઢવી એ સંબંધી સરકાર પાસે કાયદો ઘડાવવા માંગે છે. દયા તરફ આ પ્રવૃત્તિ ઠીક છે, પરંતુ તેનો ખરો ઉપાય મત્સ્યનો અનાહારજ છે.

**શુદ્ધિ**—બિહાર પ્રાંતમાં ભારત શુદ્ધિ સમાજના ઉપદેશક પંડિત દ્વારકાદાસે ૮૦૦ મુસલમાનો કે જેઓ પૂર્વાવસ્થામાં હિંદુ હતા અને તેમને મુસલમાન કરવામાં આવ્યા હતા, તેમની શુધ્ધિ કરવામાં આવી હતી. હીંદુ સંખ્યા વધે એ હવે હીંદુ માત્રને ઇષ્ટ છે.

**કુરૂક્ષેત્ર ભૂમી ( પાણીપતના મેદાન ) માં ગુરૂકુળ વિદ્યાલયની**—તા. ૧૬ મી એપ્રીલને દિવસે સ્થાપના કરવામાં આવી છે. રા. જ્યોતિપ્રસાદજી નામના મહાશયે કુરૂક્ષેત્રમાં એક શાખા ગુરૂકુળ ખોલવા માટે પોતાનું કન્થલ નામનું અડધું ગામ દાનમાં આપ્યું હતું. તે દાન સાથે ઉક્ત ગૃહસ્થે ગુરૂકુળના મકાનને માટે રૂ. ૧૦,૦૦૦) અને તેમનાં ઇષ્ટ મિત્રોએ રૂ. ૩૧૦૦) પ્રદાન કર્યા હતા, જે ઉપરથી ઉપર્યુક્ત શાખા ગુરૂકુળ ખોલવા માટે શ્રીમતી પંજાબ આર્ય પ્રતિનિધિ સભાની સંમતિ લેવામાં આવી હતી. ઉત્સવ ઉપર શ્રીમાન મ. મુન્શીરામજી, આદિ હાજર હતા. ઉક્ત દિવસોમાં કુરૂક્ષેત્રમાં સૂર્ય ગ્રહણનો મેળો હતો પરંતુ જ્યાં વ્યાખ્યાનની શરૂઆત થવા માંડી અને મેળામાં આવનાર યાત્રીઓને તે બાબતની ખબર પડી કે મેળો છોડીને હજારો ધર્મજીજ્ઞાસુ સ્ત્રી પુરૂષો વ્યાખ્યાનોનો લાભ લેવાને આવી પહોંચ્યાં. વ્યાખ્યાનોના અંતમાં મ. મુન્શીરામજીએ ગુરૂકુળ માટે અપીલ કરી હતી જેમાં રૂ. ૨૮૪૧) રોકડ મળ્યા હતા જ્યારે રૂ. ૧૬૨૫) માટે વચન મળ્યાં હતાં. મ. જ્યોતિપ્રસાદજીએ, બીજી ૧૦૦ વીઘાં, અને મ. ભાગીરથ લાલજીએ ૧૭૫ વીઘાં જમીન ગુરૂકુળને દાન કરી હતી. શરૂઆતમાં ૧૬ બ્રહ્મચારીને ગુરૂકુળમાં દાખલ કરવામાં આવ્યા હતા. એક ગૃહસ્થ જેઓ તીર્થસ્નાન માટે ત્યાં આવ્યા હતા તેઓ ગુરૂકુળનો વેદારંભ સંસ્કાર જોઇને એટલા બધા પ્રસન્ન થઇ ગયા હતા કે તેમણે બ્રહ્મભોજન માટે આણેલું સીધું લોટ ઘી ખાંડ વિગેરે પાકા મણેક લાડુને આચરેનું બ્રાહ્મણોને ખવડાવવા માટે લીધેલું ભોજન ગુરૂકુલને દાન કરી દીધું હતું.

**મધ્ય ભારત ગુરૂકુળ ( હોશંગાબાદ ) નો આરંભોત્સવ**—ધામધુમથી ઉજવાયો હતો. ૨૧ બ્રહ્મચારીઓને વેદારંભ સંસ્કાર કરાવવામાં આવ્યો હતો. અપીલ કરતાં રૂ. ૫૦૦૧) દાન પ્રાપ્ત થયું.

# સાયન્સ, વિજ્ઞાન, વૈદ્યક, આદિની કેટલીક નવીન શોધો તથા ગણત્રીઓ.

**ખેડુતો ! હળને બદલે દારૂગોળો વસાવો !**—એપ્રીલના વર્ડ્સ વર્કમાં મી. એફ. એ. ટેલ્મટ 'ડીઇનામાઇટ' દારૂ ગોળાથી ખેતી કરવાની સૂચના કરે છે. લગભગ દરેક શોધ પેઠે આ શોધ પણ અકસ્માતથીજ થઇ હતી. એક ખેડુતે કઠણ જમીન ખોદવાની અશક્યતા જોઇને ચીઢવાઇને જમીનમાં કાણાં પાડી તેમાં દારૂગોળો અંદર ભર્યો ને જામગીરીથી સળગાવ્યો. જમીનનાં ઉંડા-સુધી ઝીણા ટુકડે ટુકડા થઇ ગયા. આથી ખાતર ઠેઠ અંદર જઇ શકે છે, જમીન વધારે ઉંડી ખેડાય છે, મૂળીયાં ઠેઠ સુધી પોચી જમીન હોવાથી સહેલાઇથી અને ઝડપથી ઉંડાં ઉતરે છે. દારૂગોળાથી પાડેલા છિદ્રોમાં ઉગાવેલાં ઝાડો કોદાળાથી ખોદી કરેલાં છિદ્રોથી બમણાં ઝડપે ઉગે છે. કેનેડા તથા મેક્સીકો તેમજ યુનાઇટેડ સ્ટેટ્સમાં તો દારૂગોળાથીજ ખેતી કરવાનું હવે બહુ પ્રચલિત થઇ ગયું છે. રૂની ખેતીમાં તો તે આશીર્વાદ સમાન છે, કારણ કે રૂના છોડને અંદરની જમીનની સરખી બીનાસ મળે છે. વળી ડીઇનામાઇટથી ખેતી કરનારા ખાસ અનુભવી ખેડુતોનો નવો ઉદ્યોગ આથી ઉત્પન્ન થયો છે. નીચાણના ભાગ વાળી ભીની રહેતી જમીનમાં પણ ડીઇનામાઇટ ભરવાથી જમીન સુધરી જાય છે. જમીન ઉંડી ફાટતાં ઉપરનું પાણી પૃથ્વીના પેટમાં ચાલ્યું જતાં જમીન સુધરી જાય છે. જમીનનાં જૂનાં ઝાડનાં મૂળીયાં કાઢવાથી ખેતી સુધરે છે. તે કાઢવા સારૂ પણ દારૂગોળોજ રામબાણ છે. ઇલાવના મી. જીવણજી જેવા મોટા હીંદી ખેડુતોએ અવશ્ય આ યુક્તિ અજમાવવી જોઇએ.

**હે ગાયવાળાઓ તમે હાર્મોનીયમો વસાવો !**—વીસ્કોન્સીન (અમેરીકા) ના મી. જેશાયાહ ગ્રૅટ હાલમાં ઇંગ્લાંડ પધાર્યા છે. તે સ્વાનુભવ પરથી એમ કહે છે કે ગાયને દોહતી વખતે હાર્મોનીયમ જેવું વાજીંત્ર વગાડી સુંદર સરોદ કાઢવામાં આવે તો તેથી ગાય દુધનો જથ્થો તેમજ જાત વધારે સારી રીતે આપે છે ! તે કહે છે કે તે સ્થિતિમાં ગાય ૩૩ ટકા વધુ દુધ આપે છે. તેના મતાનુસાર ગાયનાં ઉશ્કેરાયલાં જ્ઞાનતંતુઓને શાંત કરવા મધુર નરમ અવાજનાંજ વાદ્યંત્ર નરમ રીતે વગાડવાં જોઇએ. પણ જો ભોંભાં જેવા સુર વગાડશો તો ઉલટું ખરાબ ખારૂં દુધજ તમે દોહવા પામશો ! મંદિરો તથા પાંજરાપોળ વાળાઓની ગૌશાળાઓમાં આ અખતરો શામાટે અજમાવવામાં ન આવવો જોઇએ ? મી. ગ્રેટે તો અખતરાથી અમેરીકામાં આની ઘણાની ખાતરી કરી આપી છે તેથી ખેડુતો તેમ વર્તે પણ છે. મી. ગ્રૅંટ કહે છે કે ગાયને માણસ પેઠે રાખવાથી પણ ઘણો લાભ છે. તે ઓહીયોના શ્રીમંત ખેડુત મી. શોફનો દાખલો આપે છે. શોફ પાસે નંદરાજની પેઠે હજારો ગાયો છે. તેણે થોડીક ગાયોને પ્રથમ બ્રશથી સારી રીતે દાતણ કરાવ્યું હતું. તેમજ ડીલપર માખી ન બેસે તે સારૂ સણનાં કાપડનો ઝભ્ભો પણ પહેરાવ્યો હતો. આથી દુધની જાતમાં તથા જથ્થામાં અજબ જેવો સુધારો થવાથી તેણે તે રીતિ અખત્યાર કરી છે. હાલમાં સાયેન્ટીસ્ટોનું એવું મંત છે કે ઉશ્કેરાયલી કે ગભરાયલી ગાયનું દુધ જંતુવાળા દુધથી પણ ખરાબ છે. તે સ્થિતિમાં ગાય દોહવામાં આવતાં તે દુધમાં શરીરનાં ઝેરી તત્વો ભેળવે છે ! માટે પણ હાર્મોનીયમો જરૂરી છે !

**નવા સૂર્યો ઉત્પન્ન થાય છે!**—જગતની ઉત્પત્તિ વિષે વિદ્વાનોની કલ્પના એવી છે કે, વાયુ રૂપ તત્વે મૂલ હોઇને પછી આ નક્કર સૂર્ય તથા ગ્રહો તેમાંથી બન્યા છે. અને વિશ્વમાં હજી વાયુ રૂપ સકલ સૂક્ષ્મ પ્રકૃતિ નક્કરપણાંને પ્રાપ્ત થઇ નથી. આકાશમાં જે આછી ધોળી આકાશગંગા દેખાય છે તે હજી વાયુરૂપ (Gaseous) છે, અને તેમાંથી ગ્રહો અને સૂર્યો હજી બનશે એવી અત્યાર સુધી ખગોલવેત્તાઓની માન્યતા હતી. કેલીફોર્નીયા (યુનાઇટેડ સ્ટેટ્સ) ની યુનીવર્સીટી તરફથી, તેની નજીકના વીલ્સન પર્વતનાં શિખર ઉપર દુર્બીનો ચઢાવીને નકશારૂપ આકાશનો અભ્યાસ કરનારા ખગોલવેત્તાઓએ હાલમાં એવી આશ્ચર્યજનક શોધ કીધી છે કે, એ તે આકાશગંગા રૂપ ગાસ ઠંડો પડીને નક્કર થઇને સ્વતંત્ર સૂર્યાદિ ગોલકો ખરેખાત રચાય છે! નવા સૂર્યમંડલો (સોલર સીસ્ટમો) રચાતાં આકાશગંગાનું રૂપ નષ્ટ થશે. પણ એમ થતાં સહેજ હજારો અને લાખો વર્ષ થશે. ગંગાના એક અતિ નાના ભાગનાજ સૂર્ય હજી બને છે. તેના ફોટો પાડી લીધા છે, પણ પરિણામ નિશ્ચિત કરવા સારૂ હજીએ વધુ શક્તિવાળાં દુર્બીનો હોવાની જરૂર ખગોલવેત્તાઓ જણાવે છે.

**કાળા સૂર્યો**—પણ ગગનમાં વિદ્યમાન્ છે! જો નવા સૂર્યો હજી બને છે તો બની ચૂકેલા, વાનપ્રસ્થ થઇને, નિસ્તેજ થઇ, આકાશમાં વિચરે છે! થોડા સમય ઉપર હીંદના સર્વેયર-જનરલ કર્નલ એસ. જી. બરાર્ડે કલકત્તામાં "પૃથ્વી એક ગ્રહ તરીકે" એ વિષય ઉપર આપેલા એક ભાષણમાં કહ્યું હતું કે પચાસ વર્ષ ઉપર કાળા તારાઓની વાત કોઇના સ્વપ્નમાં નહોતી. બહુ શક્તિવાન્ દુર્બીનોથીજ તેની શોધ છેલ્લાં ૩૦ વર્ષમાં પ્રથમ થઇ છે. અને એવા તારાઓ (જે આપણા સૂર્ય જેવાજ પ્રચંડ છે) તેની સંખ્યા પણ કરોડોની છે! એક દહાડો (ગભરાતા નહીં, કરોડો વર્ષ બાદ) આપણા સૂર્યની પણ એજ સ્થિતિ થવાની છે. વારંવાર આકાશમાં નવા તારાઓ પ્રથમવાર દુર્બીનમાં દેખાય છે. તે શાથી! ખગોલ વેત્તાઓનો ખુલાસો એ છે કે એ કાળા તારાઓ પરસ્પર એવા તો જોરમાં અથડાય છે કે ઘર્ષણની ગરમીથી નવો ગોરો-ચળકતો તારો નવીન ઉત્પન્ન થાય છે. કોર્ટનો કાયદો એવો છે કે two blacks do not make a white અર્થાત્ સામસામાં બે ખોટાંથી એક ખરૂં નથી થતું. પણ ઇશ્વરના આકાશની કુદરતમાં તો તેવો કાયદો છે ખરો!

**પૃથ્વીનું વજન બહારની સહાયતાથી વધે છે!**—ખગોલ વિદ્યાના ચમત્કારોનો અંતજ નથી. ખગોલવેત્તાઓએ એવી ગણતરી કરી છે કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, તે દરમ્યાન તેના ઉપર ખરતા તારાઓ (જેને જોઇ બીચારા વહેમીઓ તે મરી જતા હોય તેમ 'રામરામ' કરે છે,) જે નાના ઉપગ્રહો છે તે તથા તેની રજ પૃથ્વી પર પડવાથી વર્ષ દરમીયાન પૃથ્વીનો ભાર એક કરોડ ટન જેટલો વધે છે! આ ભાર વધવાથી તેની સૂર્યની આસપાસ દોડવાની શક્તિ ઓછી થઇ જાય છે! ૨૭૦૦ વર્ષ સુધીમાં આ કારણથી પૃથ્વીને બધા ૪ કલાક વધુ આ કારણથી થયાં છે. બેબીલોનીયાના પુરાતન દફતરમાં પૃથ્વીની ઝડપની જે ગણતરી કરેલી લખી હતી તે સાથે હાલની ઝડપ સાથે સરખાવતાં આ ચાર કલાકનો ફેર કાઢવામાં આવ્યો છે.

**સુડાનનાં રણોને નગર તથા ખેતર બનાવવાનો પ્રયત્ન!**—જગતમાં લડાઇની શક્યતાનો નાશ કરવા અને શાંતિનો સત્યયુગ પ્રવર્તાવવા પ્રખ્યાત પાતાલી દાનેશ્વરી કાર્નેજીએ કરોડો

રૂપીયા દાન કરીને યુનાઇટેડ સ્ટેટ્સની રાજ્યધાની વોશીંગટનમાં સ્થાપેલા કાર્નેગી ઇન્સ્ટીટ્યુશન તરફથી ઇજીપ્ટ અને સુદાનનાં રણો મનુષ્યથી નિવાસ્ય બનાવી શકાય કે કેમ તે વિષે તે સ્થળોનું અવલોકન કરવાને એંજીનીયરોની જે ટોળી ડોક્ટર ડી. ટી. મેકડુગલનાં વડપણ હેઠળ મોકલવામાં આવી હતી તે પાછી ફરી છે. રૂટરના પ્રતિનિધિને ડૉ. મેકડુગલે કહ્યું હતું કે હવે પછી હમારી ટોળી ઓસ્ટ્રેલીયાનાં રણો તપાસવા જશે. સુદાનના રણની રેતી ખસેડી તે નિવાસ્ય બનાવવાની ડોક્ટરને આશા છે કારણ કે ત્યાં વર્ષા નિયમિત છે! લીબીયાના રણ વિષે હમને ઓછી આશા છે. તે રણમાં પવનના વાવાઝોડાથી અનેક સ્થળે પચાસ માઇલ લાંબા અને દોઢ માઇલ પ્હોળા સુંદર કુદરતી બાદશાહી રસ્તા બની ગયા હતા; અને તે રસ્તાની વાડ તરીકે ૬૦ ફુટ ઉંચા રેતીના ઢગો હતા! ત્યાં રાતે સખત ઠંડી અને દીવસે સખત ગરમી પડતી. અન્નજલ હમારે માટે તેમજ હમારા ઉંટો માટે હમારે લઇ જવાનું હતું. રેતી ઉડતી ત્યારે હાંડલીમાં ભરાઇ જતું પડતું. રસ્તે ઉંટો તથા માણસોનાં હાડપીંજરો હમે જોતા. પશ્ચિમના શોધકો વિજય પ્રાપ્ત કરવા देहं पातयिष्यामि वा कार्यं साधयिष्यामि ( દેહ પાડીશ વા કાર્ય સિદ્ધ કરીશ ) એ પ્રતિજ્ઞા પ્રથમ લઇને પછીજ કાર્યારંભ કરે છે. તેથીજ સુદાન, લીબીયા અને સાહરાનાં રણો પણ કોઇ વખત રસાળ દેશ થવાનો સંભવ છે! કચ્છનું રણ કદિ સુધરશે! હજી એ દેશમાં રેલ્વેના વાંધા છે તો રસ્તાનું શું!

કરોળીયાનો તાંતણો—એટલો બારીક છે કે એક શેર વજનમાં લેવામાં આવે તો પૃથ્વીની આસપાસ વીંટાઇ શકે. દશ શેર લેવામાં આવે તો ચંદ્ર સુધી પહોંચી શકે અને ૭૫ મણ ઉપરાંત લેવામાં આવે તો સૂર્ય સુધી પહોંચી શકે. પૃથ્વીથી પાસેમાં પાસેના તારા સુધી પહોંચવાને પાંચ લાખ ટન જેટલા વજનમાં તાંતણો જોઇએ. આ તારા સુધી જો રેલ્વે બાંધવામાં આવે અને એક માઇલે એક પાઇ ભાડું રાખવામાં આવે ત્યાં સુધીનું ભાડું ૭,૫૦,૦૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆ થાય અથવા દુનીયામાં જેટલા સોનાના સીક્કા છે તેથી ૧૦ ગણું થાય.

રૂની ઇંટો—રૂની મીલમાં રહેતો કચરો નકામો જાય છે. તેનો ઉપયોગ એક ફ્રેંચમેને શોધી કાઢયો છે. તેને ભેળથી લાહી જેવો બનાવી બાદ તેની ઇંટ બનાવવામાં આવે છે, અને માટીની ઇંટથી અર્ધી વખતમાં આ ઇંટથી ઘર બંધાય છે! રૂની ઇંટનાં ઘરનો ખર્ચ પણ બહુજ ઓછો છે. માત્ર ત્રીજે ભાગજ લાગે છે! વળી રૂ છતાં ઇંટ અગ્નિથી બળી શકતી નથી. ગ્રેજ્યુએટો અહીં નોકરી માટે રખડે છે તેના કરતાં કોઇ ફ્રાન્સમાં જઇ આ વિદ્યા શીખી લાવે તો તે મીલ માલેક જેવો બને!

વિદ્યાર્થી કુતરા!—કાન્સાસ ( અમેરીકા ) ની યુનીવર્સીટીમાં હાલમાં વિદ્યાર્થી તરીકે દાખલ કરવામાં આવેલા ૩ કુતરાઓ ઓસ્ટ્રીયાની સ્વ. મેડમ ઝાઓના લાખોના વારસ કુતરાઓનેજ મોળ ભરતી કરતા છે. તેમને દાખલ કરવાનો હેતુ એજ કે, તે યુનીવર્સીટીના પ્રોફેસર બી. સી. ડોકરો કુતરાની જાત પર કેટલી હદ સુધી શીખી તથા વિચારી શકે છે તેનો, તેમને શીખવવા તથા વિચાર કરાવવા પ્રયત્ન કરીને, અનુભવ મેળવશે.

મોતીની ચોરી અને અકસ્માતી—નીચલા બે ખરા બનેલા બનાવ કહેવાય છે. (૧) 'હીતેરી' પત્રના લેખક મી. થીમ્સનું કહેવા પ્રમાણે લંડન અને ન્યુયોર્કની પોલીસ

એક અજબ 'કેસ' ની તપાસમાં ગુંથાઇ છે." થોડાં વર્ષ ઉપર લંડનમાં રહેતો એક જુવાન, બહુ હોશીયાર પોલીશ યાહુદી એકાએક ગુમ થયો હતો. ઘણે વર્ષે તે ન્યુયોર્કના એક ખુણામાંથી મળી આવ્યો, જે વખતે તે ઉલ્લુ જેવો હતો. તેનું કારણ હાલ અજબ જેવા સંજોગો વચ્ચે માલુમ પડ્યું છે. ન્યુયોર્કમાં એક ડોકટર થોડા દહાડાની વાત ઉપર મરણ પામ્યો હતો. તેના એક કાગળયાંમાં તે જુવાન યાહુદી ઉપર તેણે કેવી રીતે શસ્ત્ર પ્રયોગ કીધો હતો, તેનું વર્ણન કીધું હતું. તે ડોકટરનો એકનો એક પુત્ર હોશીયાર હતો. પરંતુ ભેજાંના રોગથી તે મૂર્ખ જેવો થઇ ગયો હતો. આથી લંડનથી તે પેલા બુદ્ધિશાળી યાહુદીને લઇ આવ્યો અને પોતાના મૂર્ખ થઇ ગયલા પુત્ર તેમજ તેને બન્નેને કલોરોફોર્મ આપીને તેમની ખોપરી ઉઘાડીને, તેમાંથી ભેજાં ઉપાડી તેણે તે અદલબદલ કીધાં અને આદ પાટા મારી દીધા ! બન્ને પાછા ઉઠતાં બુદ્ધિમાં પરિવર્તન થયું. ડોકટરનો ઉલ્લુ પુત્ર મહા ચતુર અને બુદ્ધિમાન્ થયો અને યાહુદી બીચારો દીવાના જેવો થઇ ગયો ! ડોકટરના પુત્ર ઉપર બીજાનું ભેજું ચોરવાનો આરોપ હજી એટલાજ માટે નથી મેલવામાં આવ્યો કે, તે એક બહુ પ્રતિષ્ઠિત આદમી છે અને કાયદાની બારીકીનો વાંધો આવે છે. (૨) બાલ્ટીમોર (યુ. સ્ટેટ્સ) ની સેંટ જોન્સ હોસ્પીટલના વડા ડો. કશીંગે આવુંજ એક કામ હાલમાં કીધું છે. મી. બકન નામના એક શ્રીમંત જમીનદારની ખોપરીમાં રંજાનાં 'X' કીરણો દ્વારા સડો પાર્દશક તેને દેખાયો, તેથી તે બેભાન જેવો રહેતો. હીમ્મત કરીને દરદીને એક દહાડો કલોરોફોર્મ આપીને, આખું મગજ ખોલીને તે બહાર કાઢી તેમાંથી સડતો ભાગ કાઢી નાંખી એક તરતના જન્મેલા અને તરતના મળેલા બાળકનો તે ભાગ તેની જગ્યાએ મુકી પાછું આખું મગજ પડીકું હોય તેમ મુકીને ખોપરી સીવી દીધી. તેનું જીવન દોલાયમાન છે પણ તે હજી સુધી જીવતો છે એ થોડાં આશ્ચર્યની વાત નથી.

**પાંચ કલાક સુધી ચાલુ બગાસાં**–ઇંગ્લંડના બ્રીક્ષન શહેરમાં એક તંદુરસ્ત જુવાન નોકરડીને આવ્યાં હતાં. સાંજના પાંચથી જે શરૂ થયાં તે રાતે ૧૦ વાગે ઉંઘી જતાં સુધી આવ્યાંજ કીધાં. પાછળથી ડચાં પણ બહુ દુખી આવ્યાં હતાં. આનું કારણ એક તબીબ એવું આપે છે કે બગાસાં એ જ્ઞાનતંતુનો વિકાર છે. અને જ્ઞાનતંતુને મગજ તથા તેના વિચાર સાથે નિકટ સંબંધ છે. તેથી બીજાને બગાસાં ખાતાં જોઇને, અથવા તેનો પોતે વિચાર કરવાથી પણ આવે છે. અમુકજ જ્ઞાનતંતુનો બગાસાં ખાવામાં ઉપયોગમાં આવે છે, જેનો માંસતંતુઓ ઉપર કાબુ છે. પ્રસ્તુત દાખલામાં પહેલાં ૨-૪ બગાસાં તો થાક આદિ સામાન્ય કારણથી આવ્યાં. બાદ તે છોકરીએ મને બગાસાં આવે છે એમ વિચાર કીધો અને તે વિચાર દૃઢ થતાં, બગાસાં વધ્યાં. અને બગાસાં વધતાં વિચાર દૃઢતર થયો અને તેમ થવાથી વધુ બગાસાં આવ્યાં અને એ પ્રમાણે આઘાત અને પ્રત્યાઘાતથી ઉત્તરોત્તર બગાસાખાનું થઇ ગયું ! ડોકટરો પણ કાંઇ ખરો ખુલાસો ન જડે તો શું ગોથા મારે છે તેનો આ દાખલો છે.

**તરસ છીપાવવા સારૂ "ઠંડાં પીણાં"**–જરૂરી છે એ માન્યતા ભૂલ ભરી છે. અનુભવથી સિદ્ધ છે કે તપી ગયલા શરીરથી જીભ તરસી બની હોય તો "ગરમ પીણાં" થી જેટલી સરસરીને તરસ છીપે છે તેટલી ઠંડાં પીણાંથી છીપતી નથી. ગરમ પીણાંથી જઠરાગ્નિ પણ પ્રદીપ્ત થાય છે એ બીજો લાભ છે. ઠંડાં પીણાંથી તે અગ્નિ છંટાઇ જાય છે.

**પાણીથી મૃત્યુ**—ઇંગ્લાંડમાં થોડા વખત ઉપર એક મનુષ્ય ત્રણ ગેલન જેટલું પાણી ઢીંસી ગયો ! અને તેથી તે બેભાન થઇ ગયો. પાણી પેટમાંથી કાઢવા, બાદ પંપ યંત્ર અણવામાં આવ્યું છતાં તે શુધ્ધિમાં નજ આવ્યો અને મરણ પામ્યો. બહુ પાણી પીંવતાં સંભાળજો !

## સ્ત્રીઓની ઉન્નતિ તથા સ્થિતિ સંબંધી સમાચાર ( સટિક ).

**સૌથી સારી ઘરવાળી ક્યાંની ?**—સૌથી સારી રીતે ઘર સંસાર ચલાવનારી સ્ત્રી ( Housewife ) દુન્યામાં સ્વીટઝર્લંડનાં પ્રજાસત્તાક રાજ્યની છે એવો મત **ટીટ-બીટ્સ** ( લંડન-તા. ૨૭ મી એપ્રીલ ) સાપ્તાહિકનો તંત્રી આપે છે. તેનું કારણ એ છે કે, ત્યાં છોકરીઓને ઘરસંસારી કામ શીખવવાની ખાસ શાળાઓ છે. એ સૌથી રમણીય પ્રદેશના સુંદર થન સરોવરના તટ ઉપર આવેલી એક શાળામાં તો ૧૫૦૦ કન્યાઓ ઘર સંસારની વિધાનું શિક્ષણ લે છે. અમેરીકા તથા કેનેડામાં પણ આવી શાળાઓ છે. ઇંગ્લંડમાં નથી. અને હવે લોકમત તેની તરફેણમાં હોવાથી ઉઘડશે. હીંદુસ્તાનમાં તો ૯૭ કન્યાઓને બારાખડી અને સરવાળાના વાંધા છે તો આવી શાળાના શા આશરા ? માથે પોટલાં અને બગલમાં છોકરાં ઉપાડવામાં તથા રોટલા ઘડવા અને ઝાડુ કાઢવામાં ઘર સંસાર જ્યાં સુધી ખુદ મરદોને મન આવી રહેલ છે ત્યાં સુધી સ્ત્રીઓને, ઉચ્ચતર અને ' સાયેન્ટીફીક ' જ્ઞાનવાળાં ઘર સંસારની કેળવણી લેવા શાળામાં મોકલવી પણ મિથ્યા છે. આ દેશમાં પુરૂષોને સુધરવાનો એટલો બધો અવકાશ છે કે, સ્ત્રીને સુધારવાની ફુર્સદ નથી ! સ્વીટઝર્લંડની સ્ત્રીઓનાં એ ઘરગથુ સદ્દગુણોને લીધેજ તેમને નીચેના પેરામાં વર્ણવેલા નવીન હકો હાલ પ્રાપ્ત થયલા હોવા જોઇએ !

**સ્વીટઝર્લેંડની સ્ત્રીઓ પહેલીજવાર માણસાઇમાં આવી**—અત્યાર સુધી તેઓ વૃદ્ધ થવા છતાં કાયદામાં સગીર-વાલીના બંધનમાં ગણાતી. ૧૯૧૨ ના આરંભમાં થયલા નવા કાયદાથી તે હવે લગ્નની પ્રતિજ્ઞાના ભંગની નુકસાની વગેરે માટે સ્વતંત્રતાપૂર્વક ફરિયાદી માંડી શકશે, પોતાની કમાઇની પોતે માલીક બનશે, વિધવાજ પોતાના પુત્રની વાલી થશે, અને વીલ પણ કરી શકશે. **કાયદાથી સમ્મતિવય ૧૬ થી વધારી ૧૮ નો કરવામાં આવી છે.** આથી કામીઓ અને લંપટોને બે વર્ષ વધુ થોભવું પડશે, કારણ નહીં તો તેઓ બલાત્કારના ગુન્હામાં આવે અને શિક્ષાપાત્ર થાય; પણ કન્યાંનાં શીયલની રક્ષા વધારે સારી થશે, કારણ કે ૧૮ વર્ષે તો સ્વહિત કન્યા વધુ સારી રીતે સમજી શકે છે. અહીં ૧૩ વર્ષની છે તે પણ આપણા કેટલાક ભાઇઓને ભારે પડે છે. તેઓ કેવા હોવા જોઇએ તે અનુમાન કરવું નકામું છે. છુટા છેડાનાં કારણો ઇંગ્લંડમાં સ્ત્રી પુરૂષ માટે જુદાં જુદાં છે પતિ પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે, તે ઉપરાંત સ્ત્રી સાથે ક્રુર રીતે વર્તે તોજ તેની સ્ત્રી છુટાછેડાની અધિકારી થાય છે. પણ સ્ત્રી તો માત્ર પર પુરૂષ સાથે વ્યભિચાર કરે એટલે પતિ છુટાછેડાનો અધિકારી થાય છે ! એ અન્યાય સ્વીસ લોકોના નવા કાયદામાં નથી. બન્નેને સમાન હક છે. યુરપમાં પણ સ્ત્રીના કુદરતી હક પીંખાતાં કેટલે બધી દીલ થાય છે તે આ પરથી જોઇ શકાય છે.

**જેપાનમાં સ્ત્રી સ્વતંત્રતાની લડત**—જેપાનની સ્ત્રીઓ દુનયામાં સૌથી આજ્ઞાંકિત ગણાય છે. ઘર સંસારમાંજ મચ્યા રહેવાનો તેમનો ધર્મ અત્યાર સુધી મનાતો. જો કે હાલ તેમને ઘણી છુટ મળી છે, તોપણ હજી તેમને તેમજ નાની વયના બાળકોને રાજદ્વારી સભામાં હાજરી આપવાની પોલીસ એકટથી બંધી છે ! આ પ્રતિબંધથી તેમને મુકત કરવાનું બીલ જેપાનની રાજસભામાં એક સભાસદ્ મી. હીમો લાવ્યો હતો. તે પર કમીટી નીમાતાં કમીટીએ સંવાનુમતે બીલ રદ કરવાનો ઠરાવ કીધો હતો ! ટોકીયોની રાજસભામાં રીપોર્ટ રજુ કરતાં, કમીટીના પ્રમુખે કહ્યું હતું કે કમીટીના મત પ્રમાણે જો સ્ત્રીઓ રાજદ્વારી સભાઓમાં પ્રવેશ થાય તો તેઓ ઘર સંસારી ફરજો પ્રતિ બેદરકાર થશે. વળી પત્ની પતિથી વિરૂધ્ધ વિચાર દર્શાવે તો નવું ધર્મસંકટ જાગે અને કુટુંબના સંપનો નાશ થાય ! બીલના પિતા મી. હીમોયે એ વિચાર પાયા વિનાનો જણાવતાં કહ્યું હતું કે " જેપાનીસ સ્ત્રીઓ કાંઇ યુરોપ અને અમેરીકાની ધીંગાણીયણ સ્ત્રીઓ જેવી નથી. " ( આનંદના ચાલુ અવાજો ). સભાએ બીલ રદ કીધું છે અને જેપાનીઝ વામન વામાઓને રાજદ્વારી લડતમાં શામેલ થવા હજી વધુ વાર ઉમેદવારી કરવી પડશે !

**વાજબી કાયદો**—પરણેલી સ્ત્રી તથા સંતાનોની ખાસ રજા વિના હવેથી બલુનીસ્ટો બલુનમાં ઉડી શકશે નહીં એવો કાયદો ઓસ્ટ્રીયામાં ઘડાયો આવ્યો છે. વિવાહિત પુરૂષે પતિની સમ્મતિ વિના સાધુ ન થવું એવા કાયદા જેટલોજ આ કાયદો વાજબી છે. પત્ની તથા સંતતિવાળાઓને બલુનમાં ઉડવા જેવા જીવનને જોખમમાં નાખનારો ધંધો કરવાનો કે રમત રમવાનો કશો હક નથી.

**એક વિદુષી આર્યા સ્ત્રીનાં વેદાંત વિષયપર વિદેશમાં વ્યાખ્યાનો !**—કોલ્હાપુરના દરબાર-સરજ્યન ડૉ. ખેડકર વિલાયતમાં ગયા હતા તેમની સાથે તેમનાં પત્ની ગંગુબાઇએ આંગ્લ સમાજને વેદાંત વિષયની માહિતી આપી હતી. શ્રીમતી બાઇ ત્યાં અંગ્રેજીમાં ઉકત વિષયપર ભાષણ આપતી હતી. અંગ્રેજી સમાજમાં વેદાંત જેવા વિષયપર ભાષણ આપનાર આ પહેલીજ વિદુષી સ્ત્રી છે. બ્રેડફોર્ડથી પ્રગટ થતાં એક પત્રથી જણાય છે કે આંગ્લ જનસમાજ આથી અજાયબી પામી છે. બર્મિંગહામ અને બેલફાસ્ટ વગેરે ઠેકાણે શ્રીમતી ગંગુબાઇનાં વ્યાખ્યાનો થયાં હતાં. હિંદુસ્તાનને, મુખ્યત્વે કરી હિંદુઓને અને તેમાંયે વળી સ્ત્રીઓને આ ખાસ શોભા ભર્યું અને અભિમાન લેવા યોગ્ય છે.

**જોશીના વતી સ્ત્રીનો પ્રાણ લીધો**—એક જોશીના ભવિષ્ય કથનથી સુંદરદાસી નામની એક ૩૧ વરસની સ્ત્રીએ કલકત્તા ખાતે આપઘાત કરવાનો શોકજનક બનાવ બન્યો છે. નિલમણી નામના એક ગૃહસ્થની એક સોનાની કંઠી ચોરાતાં તેણે જોશીની સહાય માંગી. જોશી મહારાજે તે કંઠી એક સુંદર દાસી નામની સ્ત્રીએ લીધાનું ભવિષ્ય ભાખ્યું. તે ઉપરથી નિલમણીએ સુંદર દાસીને ત્યાં જઇ તેના સ્નેહી અને સગાં વચ્ચે તેના ઉપર કંઠી ચોરવાનો આરોપ મુકયો અને પોતાને ઘરેણું પાછું નહિ આપે તો કાયદેસર ચાર્જ લેશે તેવી ધમકી આપી. તે નિર્દોષ સ્ત્રીને પોતાના ઉપર મુકાયેલા ખોટા આળથી ઘણું લાગી આવ્યું અને કામની જાળમાં ફસાવાના ભયે તેણે અફીણ ખાઇ આપઘાત કીધો ! ખરે વખત હમે એક બાળકનું ખૂન કરત

જ્યોતિષ પરની શ્રદ્ધાથી મદ્રાસમાં થવાની ખબર ત્યાંના સરકારી રીપોર્ટ પરથી આપી હતી તે વાંચકોને સ્મરણ હશે.

**બે બ્રાહ્મણ પુનર્લગ્નો**—(૧) ગયે તા. ૨૬ મી એપ્રીલે મર્હુમ સુધારક શેઠ માધવદાસ રૂગનાથદાસના પુનર્લગ્ન હોલમાં દેશસ્થ (દક્ષિણી) બ્રાહ્મણ જ્ઞાતિની એક વિધવાનું પુનર્લગ્ન તેજ જ્ઞાતિના એક વીધુર સાથે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે ધી બોમ્બે પ્રેસીડેન્સી સોશીઅલ રીફોર્મ એસોસીએશન તરફથી એક મેળાવડો કરવામાં આવ્યો હતો. પુનર્લગ્ન કરનાર બાઇ ગીતાબાઇ ૨૦ વરસની ઉમરની છે, તેણી ૧૧ વરસની ઉમરે પરણી હતી અને ૧૬ વરસની ઉમરે તેનો સ્વામી મરણ પામ્યો હતો. તેનો નવો પતિ મી. રામચંદ્ર વામન કુલકરણી ૩૫ વરસની ઉમરના એક કેળવાયલા ગૃહસ્થ છે. તેઓ જળગામની એંગ્લો-વર્નાક્યુલર સ્કુલના હેડ માસ્તર છે. તેમની પહેલી સ્ત્રી બે વરસ ઉપર ગુજરી ગઇ હતી. (૨) ગત તા. ૪ મેને દિને સાંજના ૭ વાગે કાલબાદેવીપર આવેલા કાનના બીલ્ડીંગમાં પુનર્લગ્નના વિષયમાં પ્રખ્યાત શેઠ વલ્લભદાસ રણછોડદાસના અધ્યક્ષપણા નીચે એંગ્લો-ઇન્ડીયન મોટર કું. ના એસીસ્ટંટ મેનેજર મી. એન. કે. જોશીનું, બાઇ ધનલક્ષ્મી સાથે પુનર્લગ્ન થયું હતું. મ. જોશી સ્થાનિક આર્યસમાજના એક સભાસદ હોઇ જાતે બ્રાહ્મણ છે. તેમનું વય આશરે ૨૮ વર્ષનું છે. કન્યા જાતે ઔદિચ બ્રાહ્મણ, વય ૧૭ છે. બાઇનું પ્રથમ લગ્ન ૧૧ વર્ષનો વયે થયું હતું અને તે પછી ટુંક મુદતમાંજ તે વિધવા થઇ હતી. વર પક્ષ તરફથી મ. જોશીએ બાઇ ધનલક્ષ્મીને સ્ત્રીધન તરીકે કુલ રૂ. ૨૦૦૦ ની મતા આપી હતી.

## આનંદાનંદાનંદ!!!

પતિરાજ એક દહાડો ખુબ વિચાર કરતા ઇઝીચેરમાં પડ્યા હતા.

પત્નિએ સહજ પૂછ્યું, "શો વિચાર કરો છો ?"

"હું આશ્ચર્ય પામું છું."

"શું ?"

**પતિ**—જો ! આપણા લગ્ન પછી તેં મારી બીડી પીવાની, મારાસમ તારાસમ ખાવાની અને અગાસીમાં ખાવાની ટેવ છોડાવી. પછી હલકું સાહિત્ય વાંચવાનું ટળાવ્યું. પછી કુંવારો છતાં મેં જે બિભત્સ ચિત્રો ભેગાં કીધાં હતાં તે નંખાવી દીધાં. પછી નવા દરજી પાસે મારાં જુદીજ તરેહનાં કપડાં સીવડાવ્યાં. પછી જૂના મિત્રો એક પછી એક, છોડાવી નવા કરાવ્યા. વળી એક પછી એક સગા વહાલાને ત્યાં હું દર રવિવારે જતો તે હવે તેં બંધ કીધું છે, તેથી તેમની સાથે બોલવાનો વહેવાર રહ્યો છે. તારી સૂચનાથી મેં પાનાં, ગંજીફો, અને નાટક ચેટક પણ છોડી દીધાં છે આથી આશ્ચર્ય પામું છું.

**સ્ત્રી**—પણ તેમાં શું કામ આશ્ચર્ય પામવાનું ?

**પતિ**—"કારણકે જો આ બધીજ રીતે હું અસંતોષકારક હતો તો મારી સાથે પ્યારમાં પડવાનો એવો કયો ગુણ તેં મારામાં જોયો હશે ?"

સફ્રેજેટ વક્તા—"એક એવો પણ વખત આવશે કે જ્યારે સ્ત્રીઓને પુરૂષના જેટલો પગાર મળશે."

એક શ્રોતા—વખત આવી લાગ્યો છે. મારી સ્ત્રીને દર શનિવારે આજે મારો પગાર (વીલાયતમાં દર અઠવાડીએ પગાર આપવામાં આવે છે.) મારી તરફથી મળે છે!

*

હોડીવાળો આનંદથી ઓટલાપર બીડી પીતો હતો ત્યાં એવામાં એક જમાદાર આવ્યો અને પૂછ્યું કે ફલાણા નામની હોડી તમારી છે? તે તમે આજે ભાડે આપી હતી?

હોડીવાળો—હા, એક જુવાન સ્ત્રી અને જુવાન પુરૂષ તે ભાડે લઇ ગયાં હતાં.

જમાદાર—પણ તે હોડી ઉંધી તરતી મળી આવી છે.

હોડીવાળો ઢીલો પડી ગયો અને કહ્યું કે હોડી તો મળી પણ તેમાં તકીયા અને સેટ હતું તે ક્યાં છે?

જ.—તે આભલામાં ગયા પણ તે બે માણસ ક્યાં છે?

હોડીવાળો—માણસ! તેમની ફીકર નથી. તેઓએ તો આગમચથી ભાડું આપ્યું છે!!

*

અમેરીકામાં ગુલામોને સ્વતંત્રતા મળ્યા પછી હું પહેલીજ વાર તે દેશની મુસાફરીએ ગયો. એક વૃદ્ધ હબસી જે પ્રથમ ગુલામ હતો તેને હું દક્ષિણમાં મળ્યો.

મેં તેને પૂછ્યું 'લડાઇ પછી તને સ્વતંત્રતા મળીકની?'

જવાબ—નહીં સાહેબ! છુટો થતાં હું પરણ્યો.


# સ્વદેશી ભારત સ્ટોવ્સ



ચૂલા.

તથા સ્ટોવ ઉપર લાઇટ કરવાના ભારત પેટંટ સ્ટોવ લાઇટ બરનરો તેમજ વિલાયતી દરેક જાતના ચુલાઓ તેમજ દરેક જાતના ચુલાઓને લગતો છુટો સામાન સુટક તથા જથાબંધ કિફાયત ભાવે મળે છે. તેમજ ચુલાઓનું રિપેર કામ સારૂં અને કિફાયત ભાવે કરી આપવામાં આવશે.

કેટલોગ મફત.

## આવતા વર્ષનું લવાજમ તથા ભેટ પુસ્તક.

આવતા વર્ષનું લવાજમ મ. ઓ. કે અન્ય રીતે તા. ૩૦ મી જુન સુધીમાં ન મોકલનારાઓને ભેટનું પુસ્તક તા. ૧ લી થી ૧૦ મી જુલાઇ સુધીમાં વી. પી. થી રવાના કરવામાં આવશે. ભેટ-પુસ્તકની વિગત આ પત્રમાં પાછળ આપી છે. તે પુસ્તક છપાઇને તૈયાર છે. લવાજમ પહોંચાડનારાઓને તે આવતી તા. ૨૦ મી થી ટપાલથી મોકલવામાં આવશે. ભેટ-પુસ્તકનો કાંઇપણ ટપાલ ખર્ચ લેવામાં આવશે નહીં. હમેજ તે ભરીશું. માટે શીઘ્ર લવાજમ ભરી દેવા વિનંતિ છે, કે જેથી તરત પુસ્તક મોકલી દેવાય. બીજા વર્ષનો ૧ લો અંક (જુલાઇનો) નિયમિત સમયે પ્રગટ કરવા તથા મોકલવામાં આવશે. **વી. પી. કરતાં તેની ખબર ગ્રાહકને પો. કા. થી આપવામાં આવનાર નથી.**

જૂના તેમજ નવા ગ્રાહકોને નિવેદન છે કે જો કે હમે વી. પી. તો અતિ કરીશું જ પરંતુ તેઓજ જો રૂ. ૨-૩-૦ નું લવાજમ મનીઓર્ડરથી મોકલશે તો હમે તેમના વિશેષ ઉપકૃત થઇશું. તેથી તેમનેજ ભેટ-પુસ્તક જલદી મળવા ઉપરાંત બીજા પણ લાભ છે. મ. ઓ. ની હમારી તેમજ પોસ્ટ ઓફીસની પહોંચ મોકલનાર પાસે રહે છે. તેથી કદાચ ભૂલથી હમારાથી લવાજમનાં નાણાં જમા ન થાય તો પણ તે ભૂલ તરત પહોંચ મોકલીને હમારી પાસે સુધરાવી શકાય છે. વી. પી. નાં નાણાંની પહોંચ ગ્રાહકોને પો. ઓ. આપતી નથી તેથી હમારી ભૂલની ગ્રાહકોને ખાત્રી કરવી મુશ્કેલ પડે છે. વળી વી. પી. વારંવાર રખડી જાય છે તો તેનો ૩-૩ માસ સુધી પત્તો નથી મળતો એ હમારો ગયા વર્ષનો અનુભવ છે. વી. પી. નાં નાણાં હમને પો. ઓ. થી ન મળવા છતાં તેની ફરીયાદ કરવા માટે નવા કાયદા પ્રમાણે ૧ આનાનો ખર્ચ કરવો પડશે, અને તે છતાં તેનું પરિણામ ઘણીવાર કશું આવવાનો સંભવ નથી, કારણ કે પોસ્ટ ઓફીસ તેની તપાસ કરવા પૂર્વે જે વીગતો માગે છે તે હમારી પાસે હોવી અસંભવિત છે. એ સર્વે કડાકૂટ તથા જોખમ ટાળવાનો સુગમ માર્ગ મ. ઓ. થી લવાજમ મોકલવાનો છે.

**ગ્રાહક તરીકે ન રહેવા ઇચ્છનારાઓને વિનંતિ—" સત્ય "** માસિકે પોતાના ગ્રાહકોની આ વર્ષમાં પ્રથમથી તે આ અંક પર્યંત કેટલી સેવા કરી છે, એમ છતાં, નવા વર્ષમાં ગ્રાહક થવાની ઇચ્છા નહીંજ હોય તેમને વિનંતિ છે કે, તેઓએ શીઘ્ર હમને તે પ્રમાણે પોસ્ટ કાર્ડથી ખબર આપવી કે જેથી તેમનું નામ કાઢી નાંખવામાં આવે, અને તેથી વી. પી. તથા ટપાલનો નાહક ખર્ચ હમને થાય નહીં.

**માત્ર ગયા જાનેવારીથી ગ્રાહક થનારાઓએ ભેટ-બુક મેળવવા શું કરવું ?**—આ પત્રનાં પહેલથી ગ્રાહક થનારા ઘણાખરા આરંભથીજ ગ્રાહક થયા છે. પરંતુ કેટલાક ગયા જાનેવારીથી ગ્રાહક થયા છે. અર્થાત્ તેઓનું આવતા વર્ષમાં છ જ માસનું લવાજમ જાય છે. ભેટનું પુસ્તક આવતા વર્ષનું પૂરું લવાજમ અગાઉથી આપનારાઓનેજ મળી શકશે એવો નિયમ હોવાથી ગયા જાનેવારીથી ગ્રાહક થનારાઓએ મ. ઓ. થી બાકીના ૭ માસના લવાજમના રૂ. ૧-૨-૦ મોકલી આપવા. ન મોકલનાર ઉપર રૂ. ૧-૨-૦ ના લવાજમ માટે ભેટ પુસ્તકનું વી. પી. કરીને તેમને ૧૯૧૩ ના જુન સુધી ગ્રાહક ગણવામાં આવશે.

**મુંબઇના ગ્રાહકો**—મુંબઇના ગ્રાહકો હમારે ઘેર અથવા પ્રીન્સેસ સ્ટ્રીટમાં આવેલી ઓફીસમાં પણ લવાજમ આવતી તા. ૧૦ મી જુલાઇથી આપી અથવા મોકલાવી શકશે. ભેટનું પુસ્તક તૈયાર હોવાથી તેમને લવાજમ મળતાં સાથે તે આપવામાં આવશે. પહોંચ લીધા સિવાય લવાજમ આપવું નહીં.

**જેઓને વી. પી. મોકલવામાં આવે તેમાં વાંધો હોય તેમને વિનંતિ**—છે કે પોતાના તે વાંધાની હમને આવતી તા. ૩૦ મી જુન સુધીમાં ખબર આપવી. નહીં તો જેમનું લવાજમ મ. ઓ. થી મળી ચુક્યું નહીં હોય તેમને સપ્ટેંબર જુલાઇનો અંક વી. પી. થીજ મોકલવામાં આવશે. કેટલાક હમારા સ્થાનિક મિત્રો તથા ઓળખાણવાળા વી. પી. થી લવાજમ વસુલ કરવામાં કાંઇક અપ્રતિષ્ઠા જેવું માને છે. એમને વિશ્વાસ આપીશું કે વી. પી. ની સગવડને લીધેજ તેમ કરવામાં આવે છે. લવાજમ જેવી નાની રકમ સારૂ બીલ કરવાં અને ઉઘરાવનાર સીપાઇ રાખવો એ અશક્ય છે.

**આફ્રીકા વગેરેના ગ્રાહકો**—ને વી. પી. થઇ શકતું નથી. તેથી તેઓએ લવાજમ રૂ. ૩॥ મનીઓર્ડરથી હમારા ઉપર સત્વર મોકલી આપવા કૃપા કરવી. તે મળેથી તરત ભેટ પુસ્તક રવાના કરવામાં આવશે. જેમનું લવાજમ તા. ૩૦ મી જુલાઇ સુધીમાં નહીં મળી જાય તેમનું નામ ગ્રાહકની ટીપમાંથી કાઢી નાંખવામાં આવશે.

કાશીના પ્રખ્યાત ડૉ. ગણેશપ્રસાદ ભાર્ગવ કૃત

# નમક સુલેમાની.

## ( SULEMANI SALT )

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મોટી | શીશીની | કીમ્મત | રૂ. ૫ | તથા | ટપાલ | ખર્ચ | આના | બાર |
| નાની | „ | „ | રૂ. ૧ | „ | „ | „ | „ | ચાર |

આ નમક **સુલેમાની** પોતાના અદ્‌ભુત ગુણોથી આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધિને પામ્યું છે એના સેવનથી યકૃત તથા અપાચનના સર્વ રોગ નાશ પામે છે. ભુખ ઉત્તમ રીતે લાગે છે, અને જેટલું ખાવામાં આવે છે તે ઉત્તમ રીતે પચી જાય છે, તેથી દરેક પ્રકારની દુર્બલતા નષ્ટ થાય છે. આ નમક **સુલેમાની**, અજીર્ણ, બદહજમી, ખાટા અથવા અકારા ઓડકાર, પેટના બીજાં દર્દો, સંગ્રહણી, અતિસાર, બાદી, કબજીઆત, ભુખ ન લાગવાનું દર્દ એમાં પોતાને ગુણ બતાવી આપે છે, ખાંસી, દમ, ઝાડો અથવા અધિક પીશાબ, એ રોગોમાં પણ એ નીમક ખાસ ગુણકારક છે.

આ નીમક સુલેમાનીનું ચાલુ સેવન કરવાથી સ્ત્રીઓના માસિકના પણ સર્વે વિકારે દુર થઇ જાય છે.

સાપે અથવા વીંછુએ જે જગ્યા ઉપર ડંખ માર્યો હોય તે ડંખેલી જગ્યા ઉપર આ નીમક મસળવાથી આરામ થાય છે.

## સુરતીનું તેલ

( કીમત શીશી ૧ ના આના ૮, ટપાલ ખર્ચ આના ૪ ).

વા અથવા શરદી લાગવાથી થતા વિકાર નષ્ટ કરવા સારૂ આ તેલ માલીસ કરવાથી બહુ જલદી આરામ થાય છે. હાથ પગનાં સાંધા ગંઠાઇ જવાનાં દર્દ તેમજ કમજોરી પણ .. આરામ થાય છે. લકવાના રોગીઓને તેથી ફાયદો થાય છે. અંગ મોંચવાય તેમજ વાગે તે જગ્યા પર પણ લગાડવાથી તરત ફાયદો થાય છે. દાદર, ખુજલી, વગેરે ચામડીના રોગો પર આ તેલ લગાડવાથી લાભ થાય છે.

મળવાનું ઠેકાણું:—**શ્રી. નૈનિહાલસિંહ ભાર્ગવ**
મેનેજર, નીમક સુલેમાનીનું કારખાનું
ગાયઘાટ—કાશી ( Benaros )

# બેકા રેકર્ડ!

... ડબલ સાઇડેડ બેકા રેકર્ડ–દરેકના રૂા. ૨–૦–૦

*Arya Samaj Bhajan*–આર્ય સમાજના ભજન

*Mangat Ram.* મંગતરામ

૧૮૩ } ૨૧૩૮૨ ધર્મ પંથ ફેલાવો ઘર ઘર દ્વાર .... ... આશાવરી
૨૧૩૮૫ હરિરે મીત્રો વેદોંકા પ્રચાર ... ... ...પહાડી

૧૮૩ } ૨૧૩૮૪ સમજ મંના ક્યોં ફીરે ભટકતા ભૈરવી.
૨૧૩૮૯ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ,,

૧૮૭ } ૨૧૩૨૦ સમજના કયોં ફીરે ભટકતા ... ... ...ભૈરવી
૨૧૩૨૧ શરણ તેરી મેં આયા પ્રભુ જબ ... .... ,,

*Dhani Ram.* ... ... ધનીરામ

૧૮૨ } ૨૧૪૦૦ જૈ જૈ પીતા પરમાનંદ દાતા .... ... ...ભજન
૨૧૪૦૨ ચલ રે મના હરી દર્શન પા ,,

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, કૈરો, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જત, કૈનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફાર્સી, પંજાબી, પુશ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો. જે મુફત મોકલી આપવામાં આવે છે.

## નવા ઓડીઅન રેકર્ડ !

૧૦½ " (પોણા અગીયાર ઇંચ) ડબલ સાઇડેડ રેકર્ડો–દરેકના રૂા ૩–૪–૦ નીચે લખેલી ભાષામાં બહાર પડ્યા છે. વીગત માટે કેટલોગ મંગાવો.

ગુજરાતી, મરાઠી, પંજાબી, સીંધી, બંગાલી, બરમીઝ વીગેરે

*Arya Samaj Bhajan*— આર્ય સમાજ ભજન

*Mangatram* મંગતરામ.

૧૧૩૪ } ૯૫૩૫૪ અરે રાવન તુ ઘમંડી દીખાતા કીસ ... .....સાંડ.
૯૫૩૫૫ ધરમકેસાથ હરએકકી મહોબત ... ... ...દેશ.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને બુમવો, રેકર્ડો તથા સીનો કેટલોગ મંગાવો.

THE TALKING MACHINE & INDIAN RECORD CO

## પડતર ભાવે ખાસ તૈયાર કરાવવામાં આવતાં પુસ્તકો.

તૈયાર છે!

**અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર.**

બંનેના ભાષાંતરકર્તા:—
મી૦ મગનલાલ રતનજી વિદ્યાર્થી
બી. એ. બી. એસ. સી. વડોદરા.
પ્રગટ કર્તા:—
શેઠ રણછોડદાસ ભવાન–મુંબઈ.

છપાય છે!

**સ્પેન્સર તત્વદર્શન-માર્ગોપદેશિક.**

નામ નોંધાવો કર્તા પાસે.

પુસ્તકોની ભાષા, સાદી, સરળ અને શુદ્ધ રાખવામાં આવી છે, વિદ્વાનોમાં ઉત્તમ અભિપ્રાયને પાત્ર થયાં છે. બંનેની કિંમત માત્ર આઠ આના. વી૦ પી૦ જુદું. અગાઉથી છપાતાં પુસ્તકો માટે નામ નોંધાવનારને ૭ આને.

મળવાનાં ઠેકાણાં:—

૧ પુસ્તકાધ્યક્ષ આર્યસમાજ. નં. ૪ મુંબાઇ.
૨ પુસ્તકાધ્યક્ષ–આર્યસમાજ. ખાડીયા-નાગરની વાડી-અમદાવાદ.
૩ કર્ત્તા પાસેથી-લીંમડાપોળ રાવપુરા–વડોદરા.
૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર. લહેરીપુરા–વડોદરા.

---

## ધી બોંબે મરચંટ બેંક લિમિટેડ.

હેડ ઓફીસ: મોતીલાલ મેનશન્સ, એપોલો સ્ટ્રીટ મુંબઇ.

શાખાઓ.

**કરાંચી, કલકત્તા, મંમાદેવી, અમદાવાદ અને રંગુન.**

**ભરાયલી થાપણ રૂ. ૨૦૦૦૦૦૦.**

ચાલુ ખાતુ રૂ. ૫૦૦ થી ઉઘાડવામાં આવે છે. અને રૂપીયા પાંચસોથી એક લાખ સુધી રોજની બાકી ઉપર દર સેંકડે દર વરસે ટકા ત્રણ પ્રમાણે વ્યાજ આપવામાં આવે છે. એક લાખથી વધુ રકમનું વ્યાજ રૂબરૂમાં નકી થઇ શકશે. જે ખાતાનું વ્યાજ રૂપીયા પાંચથી ઓછું છ મહીનામાં થતુ હશે તેને આપવામાં આવશે નહીં.

સેવીંગ્સ બેન્કની માફક ૪ ટકાનું વ્યાજ મળશે. અરજી કરવાથી ધારા ધોરણ મળી શકશે.

**બાંધી મુદતની ડીપોઝીટો**—બાર માસ માટેની રકમો પાંચ ટકા લેખે લેવામાં આવેછે અને બીજી મુદત માટેના વ્યાજના ભાવો બેંકમાં તપાસ કરવાથી માલુમ પડશે.

લોન, ઓવરડ્રાફટસ અને કેશ ક્રેડીટસ આ બેંક પસંદ કરેલી જમીનગીરી ઉપર ગોઠવણ કરેલી સરતોએ નાણું ધીરેછે. આ બેંક તેના ગ્રાહકોના તરફથી શેર તથા જામીનગીરીઓ સલામત રાખવા લેછે અને તે ઉપરની વહેંચણી તથા વ્યાજ ઉઘરાવે છે. વળી સરકારી કાગળો તથા સઘળી જાતના શેરો ઠેરા તથા સરળ પડતા ભાવે વેચી તથા ખરીદી આપે છે, તેની સરતો બેંકમાં તપાસ કરવાથી મળી શકશે.

જયનારાયણ ઇંદુમલ દાણી; મેનેજીંગ ડાયરેક્ટર.